ભવિષ્યવેત્તા -



જેઠાલાલ દેવશંકર દવે

ગ્રંથકર્ત્તા,

અધિપતિ ભાગ્યોદય, અમદાવાદ

Lakshmi Art Bombay 8

# स्वधर्मनिष्ठ दैवीजीवन

અને

## ધર્મસંસ્થાપક મહાપુરૂષોનાં જીવનવૃતાંત


લેખક અને પ્રકાશક,

**જેઠાલાલ દેવશંકર દવે.**

તંત્રી ભાગ્યોદય અને હુન્નરવિજ્ઞાન.

કર્તા-કાયદાનો શિક્ષક, ધનવાન, ભવિષ્યવેત્તા હિંદુસ્તાનની તીર્થયાત્રા, ત્રિકાળદર્શક દર્પણ, માસ્ટર ઑફ નૉલેજ, સીહિત શિક્ષક વિગેરે.

ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ.



મુદ્રક

જેઠાલાલ દેવશંકર દવે

શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસ, ખાડીયા—અમદાવાદ.





પ્રથમ આવૃત્તિ. સને ૧૯૨૩

પ્રત ૧૨૦૦ સંવત ૧૯૭૯

મૂલ્ય રૂ. ૬-૦-૦

## જેઠાલાલ … દવે રચિત પુસ્તકો

| | | |
|---|---|---|
| કાયદાનો શિક્ષક (તમામ કાયદાઓનો સંગ્રહ) | કી રૂ | ૧૨-૦-૦ |
| ધનવાન—પૈસાદાર થવાના ઉપાયો | ,, | ૧૦-૦-૦ |
| ભવિષ્યવેત્તા અને ભવિષ્ય જાણવાની વિદ્યા | ,, | ૫-૦-૦ |
| શ્રી ચરકસંહિતા મૂળસહિત ભાષાંતર-વૈદકનું ઉત્તમ પુસ્તક | ,, | ૫-૦-૦ |
| હિન્દુસ્તાનની તીર્થયાત્રા અને યાત્રાળુઓનો ભોમીઓ સચીત્ર | ,, | ૭-૦-૦ |
| સ્ત્રીહિત શીક્ષક અને ચન્દ્રકાન્તાની આત્મકથા | ,, | ૪-૦-૦ |
| ત્રીકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યા | ,, | ૬-૦-૦ |
| માસ્ટર ઓફ નોલેજ હિંદી અંગ્રેજી, મરાઠી, બંગાળી વિ શીખવનાર | | ૧૦-૦-૦ |
| સરવે રેવન્યુ અને ફોજદારી કાયદાઓનું જુથ. | ,, | ૪-૦-૦ |
| સ્વધર્મનિષ્ઠ દૈવીજીવન અને ધર્મસંસ્થાપક મહાપુરૂષોના જીવનવૃત્ત | | ૫-૦-૦ |
| શ્રીમદ્ આદ્યશંકરાચાર્ય અને શંકર દિગ્વીજય | ,, | ૪-૦-૦ |
| મહાત્મા ગાંધી અને હીંદના મહાન નરરત્નો | કી. રૂ | ૧-૮-૦ |
| ગૃહિણી રત્નમાળા અને કુમુદિનીની આત્મકથા | ,, | ૧-૮-૦ |
| સુખી ગૃહસંસાર અને સુભદ્રાની કુટુંબકથા | ,, | ૧-૮-૦ |
| સુખી દંપતી અને જયાદેવીની આત્મકથા | ,, | ૧-૮-૦ |
| એકાગ્રતા અને દિવ્યશક્તિ | કી રૂ | ૧-૮-૦ |
| આત્મજ્યોતી કિવા બ્રહ્મદર્શન | ,, | ૧-૮-૦ |
| વેદ યાને વેદક ભાગ ૧-૨-૩ | ,, | ૨-૦-૦ |
| ઘરનો વૈદ્ય | ,, | ૦-૧૨-૦ |
| વિનોદચંદ્ર-ઉત્તમ નવલકથા | ,, | ૧-૦-૦ |
| રાજર્ષિ ( સર રવીન્દ્રનાથ ટાગોરકૃત નવલકથા ) | ,, | ૧-૮-૦ |
| વહુ ઠકુરાણી ,, ,, | ,, | ૧-૮-૦ |
| મહાત્માજીની વાતો (લેખક મહાત્મા મોહનદાસ ગાંધી) | ,, | ૧-૮-૦ |
| તપસ્વી રાજકુમાર નવલકથા | કી રૂ | ૧-૮-૦ |
| પર્શીયન નાઇટ્સ-અરેબીયન નાઇટ્સ જેવીજ વાર્તાઓ | ,, | ૧-૮-૦ |
| સ્વર્ગીય સુખ--સુખ પ્રાપ્ત કરાવનાર ઉત્તમ મંત્ર | ,, | ૧-૦-૦ |
| ભાગ્યોદય--ધાર્મિક માસીક વારસીક લવાજમ | રૂ. | ૩-૦-૦ |
| હુન્નરવિજ્ઞાન--હુન્નર, ખેતીવાડી અને વેપારી વીષયોનું માસીક લ૦ | રૂ. | ૪-૦-૦ |

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# પ્રસ્તાવના.

મનુષ્યે પોતાનુ જીવન ઉચ્ચ બનાવવુ જોઇએ, ઉચ્ચજીવનથી દૈવી સુખ પ્રાપ્ત કરી શકાય છે ઉચ્ચ જીવન બનાવવા માટે જેમણે ઉચ્ચ દૈવી જીવન ગાળ્યા હોય તેવા મહાપુરૂષોના જીવનચરિત્રોનું અનુકરણ કરવું જોઇએ. તેવા મહાપુરૂષોના જીવનનુ અનુકરણ કરવા માટે તેમના જીવન-ચરિત્રો વાચી તેનુ મનન કરવુ જોઇએ, અને તેમના દૈવી ગુણો આપણામા ઉતારવા જોઇએ.

આવા મહાત્માઓના જીવનચરિત્રો વાચવાથી જીવન સુધરે છે, મનની શાતી પમાય છે, ઉચ્ચ દૈવીજીવન પ્રાપ્ત થાય છે ઇશ્વરના સાક્ષાત્કાર કરવાના અનેક માર્ગો હસ્તગત થાય છે આથી તેવા મહાપુરૂષોના જીવન-ચરિત્રોનો સગ્રહ એક પુસ્તકમા કરેલો હોય તો તેથી અનેક મનુષ્યોને લાભ થઇ શકે એવા હેતુથી આ પુસ્તકની રચના કરી છે

ઉચ્ચજીવન ગાળવા માટે દૈવી મહાપુરૂષોના જીવનચરિત્રો એકત્ર વાચવા સહેલ પડે તે માટે આ પુસ્તકમા દૈવી મહાપુરૂષોના જીવનચરિત્રોનો સંગ્રહ કરેલો છે દરેક મનુષ્યે ધર્મિષ્ટ જીવન ગાળવુ જોઇએ ધર્મિષ્ટ જીવન ગાળવા માટે ધર્મના સિદ્ધાતોને આચારમા ઉતારવા જોઇએ અને તેથી સર્વ ધર્મના સિદ્ધાતો જાણવા જોઇએ. આથી સર્વ ધર્મના સિદ્ધાતોનો પણ આ પુસ્તકમા સગ્રહ કર્યા છે.

હિદુસ્તાનમા હિદુ, જૈન, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, બુદ્ધ વીગેરે અનેક ધર્મો ચાલે છે હિદુ ધર્મમા પણ શિવ, વૈશ્નવ અને શક્તિ સપ્રદાયો છે, તે તે દરેક સપ્રદાયમા પણ અનેક પેટા વિભાગ છે જૈનોમા દીગબર અને શ્વેતાંબર, મુસલમાનોમા પણ સીઆ અને સુન્ની વિગેરે અનેક ધર્મોમાં અનેક ભેદો હોય છે. આ સર્વ ધર્મના મુળ સસ્થાપક એક હોય છે અને તેના અનુયાયીઓમા ભેદ પડે છે. તે સવ ધર્મના મુળ સસ્થાપકોના જીવન ચરિત્રો અને તે તે ધમના સિદ્ધાતો વાચવાથી સવ ધર્મનુ રહસ્ય સમજી શકાય છે. સર્વ ધર્મનુ રહસ્ય સમજી પોતાના ધર્મ અનુસાર ચાલવાથી દૈવીજીવન પ્રાપ્ત થાય છે. સર્વ ધર્મનું રહસ્ય એક જ પુસ્તક વાચવાથી જાણી શકાય તે માટે આ પુસ્તકની યોજના થયેલી છે.

આ પુસ્તક લખવામા અમે પુરાણો, શાસ્ત્રો ઉપરાત વર્તમાન જમાનામાં પ્રસિદ્ધ થયેલા મહાપુરૂષોના જીવનચરીત્રોનો આશ્રય લીધેલો છે જેમા હિંદી, મરાઠી અને ગુજરાતીમા પ્રસિદ્ધ થયેલાં કેટલાક પુસ્તકો ઉપરથી કેટલાક મહાનપુરૂષોના ચરીત્રો આ પુસ્તકમા લેવામા આવ્યા છે, જેથી તે તે ગ્રંથકર્તાનો આ સ્થળે ઉપકાર માનવામા આવે છે.

આ પુસ્તકનો આ પહેલો ભાગ જનસમુદાયને સારો આવકારદાયક જણાશે તો તેનો બીજો ભાગ સત્વર પ્રસિદ્ધ કરવામા આવશે. તેમા અનેક મહાનપુરૂષોનાં જીવનચરીત્રોનો સમાવેશ કરવામા આવશે.

આ પુસ્તકનો જનસમુદાય વધુ લાભ લે તે હેતુથી તેની કિંમત ઘણીજ જુજ રાખવામા આવી છે અને તેથી આશા છે કે દરેક સજ્જન આ પુસ્તકને પોતાના ઘરમા જરૂર રાખશેજ આ પુસ્તકનો અભ્યાસ કરવાથી અનેક ધર્મોના સિદ્ધાંતો જાણવામા આવશે અને તે આચારમા ઉતારવાથી, મહાપુરૂષ જેવુ જીવન ગાળવાની જરૂર ઉચ્ચજીવનના [illegible] અશા દરેક મનુષ્યમા પ્રકટ થશે

અમદાવાદ
આશ્વિન શુકલ પૂર્ણિમા સં ૧૯૭૯
ભાગ્યોદય ઓફીસ
તા ૨૪-૧૦-૧૯૨૩

જેઠાલાલ દેવશંકર દવે
ગ્રંથકર્તા

# વિષયાનુક્રમણિકા.

ભાગ ૩ જો–ધર્માચાર્યો

મુંબઇ ઇલાકાના સરકારી કેળવણીખાતાએ મંજુર કરેલું

તેમ વડોદરા સ્ટેટમાં લાયબ્રેરી માટે મંજુર થયેલ

# હીંદુસ્તાનની તીર્થયાત્રા. [સચિત્ર.]

આ પુસ્તક હમણાં જ બહાર પડયું છે તેની અંદર હિંદુસ્થાનમાં આવેલાં હિન્દુ, મુસલમાન, જૈનો, વિગેરેનાં યાત્રાઓનાં સ્થળો, ત્યાં કયે કયે રસ્તે જવાય છે તે, ત્યાં દર્શન કરવાનાં મંદિરો વગેરે, તેનું શાસ્ત્ર પ્રમાણેનું મહાત્મ્ય, ઐતિહાસીક માહિતિ, બીજા જોવા લાયક સ્થળો, ત્યાંની વેપારની કઇ કઇ વસ્તુઓ દેશાવર જાય છે. વિગેરે ઉપયોગી હકીકત આપેલી છે જેની અંદર આબુરોડ, અંબાજી, અજમેર, પુષ્કરતીર્થ, ચીત્તોડ, જોધપુર, ઉદેપુર, બીકાનેર, જેસલમીર, શ્રીનાથદ્વારા, કાંકરોલી, ઉજ્જન, ઓંકારેશ્વર, ઇંદોર, મથુરાં, માયા, દિલ્હિ, હરદ્વાર, લાહોર, અમૃતસર, પ્રયાગ, બદ્રિકેદારનાથ, શ્રીનગર—કાશ્મીર, લખનૌ, અયોધ્યા, કાશી, ગયા, શ્રીસમેતશિખર, વૈજનાથમહાદેવ, કલકત્તા, જગન્નાથપુરી, મદ્રાસ, શ્રી સેતબંધુરામેશ્વર, શ્રીરંગજી, શિવકાંચી, વિષ્ણુકાંચી, સાક્ષીગોપાળ, કોચીન, કુંભલી, નાસક, ત્ર્યંબક, પુના, મુંબાઇ, ચાણોદ, શુક્લતિર્થ, ડાકોર, દ્વારકાં, પ્રભાસપાટણ, ગીરનારપર્વત, પાલીતાણા વિગેરે યાત્રાનાં સ્થળોનું વર્ણન, ત્યાં શુ શુ યાત્રા કરવાનુ ધામ છે, શુ જોવાલાયક જગાઓ છે, વેપારની કઇ કઇ ચીજો છે, ત્યાં ઉતરવાની શી વ્યવસ્થા છે, ગાડી ક્યાં બદલાય છે વિગેરે ઉપયોગી સંપૂર્ણ માહિતીનો આ પુસ્તકમાં સમાવેશ છે.

જેમા—કાશી, જગન્નાથપુરી, બદ્રીનાથ, કેદારેશ્વર, શ્રી સેતબંધુરામેશ્વર, અને દ્વારકાં એ ચારે ધામની યાત્રા; કાશી, કાંચી, (શિવકાંચી અને વિષ્ણુકાંચી) અવંતિકા, [ઉજ્જન] અયોધ્યા; મથુરાં, માયા; (હરદ્વાર)અને દ્વારકાં એ સાત પુરી, ત્ર્યંબકેશ્વર, ધુષ્મેશ્વર: ઓંકારેશ્વર, મહાકાળેશ્વર, સોમનાથ, કેદારેશ્વર; વિશ્વેશ્વર, વજનાથ; નાગેશ, મલ્લિકાર્જુન, રામેશ્વર અને ભીમાશંકર એ બાર જ્યોતિર્લિંગો, શંકરાચાર્યોના ચાર મઠો, શ્રીવૈષ્ણવોની યાત્રાનાં સ્થળો, કેશરીયાજી, પાર્શ્વતાણા, સમેતશિખર. શેત્રુંજય; ગીરનાર; પાલીતાણા વિગેરે જૈનોનાં યાત્રાનાં સ્થળો, તેમજ અજમેર વિગેરે સ્થળનાં મુસલમાનોનાં યાત્રાનાં અને પારસીઓના ઉદવાડા વિ. સ્થળોનું વર્ણન છે.

દરેક માણસે આ ઉપયોગી પુસ્તકને પાસે રાખવાની જરૂર છે. જેની અંદરથી યાત્રાનાં સ્થળોનુ વર્ણન, ત્યાં જોવાલાયક સ્થળો, જવા આવવાની સગવડ ઉતરવાની સગવડ, વિગેરે શું છે, વેપારની કઈ કઈ વસ્તુઓ બને છે તેની હકીકત આપવામાં આવી છે યાત્રાના સ્થળો ઉપરાંત હિંદુસ્તાનનાં બીજાં ઘણાં મુંબાઈ, મદ્રાસ, કલકત્તા વિગેરે જોવા લાયક સ્થળો, વેપારનાં સ્થળો, વિગેરે શહેરોની પણ હકીકત આપેલી છે. તેથી આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઈ પડશે. યાત્રા કરવા જનારને તો આ પુસ્તક ખાસ પાસે રાખવા લાયક છે. વળી યાત્રા કરવા લાયક સ્થળો, દેવો, તેની ઐતિહાસીક માહિતી અને તે તે દેવો સબંધી પુરાણો અને શાસ્ત્રોમાં કેવુ મહાત્મ્ય છે તે વાંચવાથી પોતાના દેવતિર્થોમાં શ્રદ્ધા ઉત્પન્ન થવાની. થોડી નકલો જ છપાવી છે, માટે તુરત મગાવી લેવું. કીં.રૂ.૭–૦

ગુજરાતી સાંહિત્ય પરિષદના પ્રમુખ અને લુણાવાડાના માજી દિવાન સાહેબ, રા. બા હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા વડોદરાથી લખે છે કે:

હિંદુસ્તાનની તીર્થયાત્રા એ નામનું મોટું, સુદર અને ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરીને રા જેઠાલાલ દેવશંકર દવેએ જેમ યાત્રાળુઓની ભારે ખોટ પૂરી પાડી છે, તેમ તે સામાન્ય પ્રવાસીઓને માટે પણ એક ભોમીયા તરીકે ઉપયોગી થઇ પડે તેવુ છે બનતા સુધી જે તે સ્થાનોની માહિતી સપૂર્ણ આપવામાં આવી છે ચિત્રોને નકશાવડે તેની ઉપયોગીતામાં વધારો થયો છે તીર્થયાત્રાઓના સબધમા આ મોટું દળદાર પુસ્તક ગુજરાતીમાં એકે છપાયુ નહોતુ

---

# મહાત્મા ગાંધી અને હિંદના મહાન નરરત્નો

નામનું અતિ ઉપયોગી પુસ્તક કે જેમાં મહાત્મા મોહનદાસ ગાંધીજીનું જીવન ચરિત્ર, લો. મા. તિલક, દાદાભાઈ નવરોજજી, શ્રીયુત ગોખલે, દેશબંધુ ચિત્તરંજનદાસ, શ્રી લાલા લજપતરાય, પંડિત મોતીલાલ નહેરૂ; પંડિત મદનમોહન માલવીયા, શ્રી અરવીન્દ ઘોષ, શ્રી રવીન્દ્રનાથ ટાગોર ફીરોજશાહ મહેતાનાં જીવનચરીત્રો છે. ગ્લેઝ કાગળ પાન ૨૦૦. પાકું પુઠું. મહાત્મા ગાંધી અને તીલકના ફોટા સાથે કીંમત રૂ ૧–૮–૦.

# સ્ત્રીહિતશિક્ષક

## અને ચંદ્રકાંતાની આત્મકથા

આ પુસ્તકમાં લગભગ ૩૦ ઉપરાંત પ્રકરણોમાં—સ્ત્રીઓની મહત્તા પત્નીનો પતિ પ્રત્યેનો ધર્મ, પતિની પત્ની પ્રત્યેની ફરજ; પતિવ્રત પણું શી રીતે પાળવુ. સ્ત્રીઓનો ઘરકારભાર; સ્ત્રીઓની જવાબદારી; સંકટ વખતે પતિને સહાય કેવી રીતે કરવી; સતી સ્ત્રીઓનુ જીવન, સ્ત્રીઓનુ, ગૃહિણીપદ, સ્ત્રીઓને સ્વર્ગીય સુખ શી રીતે મળે, સ્ત્રી પુરૂષના ધર્મ સ્ત્રીઓનુ શિયળવ્રત, વિધવા સ્ત્રીઓના ધર્મ; સ્ત્રીઓનું ઇશ્વરપરાયણ ધર્મ, સ્ત્રીઓ એ પતિની અર્ધાંગના છે સંસારમાં સ્ત્રીઓની પદ્દિ, સ્ત્રીઓના ઉત્તમ આચાર વિચારઃ સ્ત્રીરોગ ચિકિત્સા; બાળકોને કેવી રીતે કેળવવાં, બાળકોની દવાઓ વિગેરે ૩૦ પ્રકરણો ઉપરાંત—નીચે પ્રમાણે લગભગ ૧૫૦ ઉપરાંત સતી સ્ત્રીઓ ને મહાન પુરૂષોના જીવનચરિત્રો છે.

સતીસીતા, અનસૂયા, દેવહુતી, નર્મદા, સાવિત્રી, દમયંતી, દ્રૌપદી; મદાલસા; સુકન્યા, અહલ્યા; અરૂન્ધતી, વૃંદા, દેવયાની, શર્મિષ્ટા, મૈત્રેયી ગાંધારી, તારામતી, મહાશ્વેતા; કાદમ્બરી; શકુંતલા, લોપામુદ્રા, શાંડિલી; જરત્કારૂ; ભામતી. વાગદેવી, અપાલા, વિશ્વવારા; ઘોષા, સત્યરૂપા, અંશુમતી, ભોગવતી, માયાદેવી, યશોધરા; શબરી, ગાર્ગી, સતીપાર્વતી; લક્ષ્મીજી; સરસ્વતી, ઇન્દ્રાણી; ઓખા; સત્યવતી, દુઃશલા માલતી, પદ્મા; પદ્મિણી સત્યભામા, કાલિંદી સરમા, અંજની; મૂર્તિ, શ્રદ્ધા, શુચિસ્મીતા, શશીકળા; અન્ના, કલાવતી; સુનીતી શક્તિ, ચુડાલા, લીલાવતી, નાચી, સુલભા ચન્દ્રપ્રભા; બ્રાહ્મણી, કળાવતી, કર્માદેવી, કૃષ્ણાકુમારી; સત્યવતી; સંયુક્તા, કર્મદેવી, તારાબાઇ, વીમળદેવી, રાજુલા, સોનરાણી, જસમા, ગુણસુંદરી, રાણકદેવી; વીરમતી, મીનળદેવી; અહલ્યાબાઇ, ગૌરીબાઇ. શરત્સુંદરી, હેમંતકુમારી પન્ના; સરદારબા, ચંદા, મીરાંબાઇ, યશોદા, મેનાવતી; અગ્નિશર્મિની; બેહુલા, સુંદરબા, લાલબા; રૂપસુંદરી દેવી, પ્રભા; વિદુલા; ચન્દ્રકાન્તા, શાન્તિકા, પદ્મિની; રામેશ્વરી; ક્રાન્તિ; સુલિબા; જયા; કળાવતી રોહિણી; મૃગનયની; મેના; ઉભયકુમારી; સારીકા; ભાનુમતી વિગેરે લગભગ ૧૫૦ ઉપરાંત સતીઓના જીવનચરિત્રો ઉપરાંત.

રામચંદ્રજી; અત્રીઋષિ; કર્દમમુનિ; કૌશિક; સત્યવાન; નળરાજા; પાંડવો; ઋતુધ્વજ, ચ્યવન ઋષિ વિગેરે સેંકડો મહાપુરૂષોના જીવનચરિત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આવું અતિ ઉત્તમ પુસ્તક દરેક સ્ત્રી પુરૂષને વાંચી મનન કરવા જેવુ છે. દરેક બાળકને અભ્યાસ કરાવવા જેવું છે. આ પુસ્તક એવું ઉપયોગી છે કે તે દરેક ઘરમાં હોવું જ જોઇએ. ગૃહસ્થાશ્રમમાં સ્વર્ગીય સુખનો અનુભવ કરાવી શકે છે. કીંમત રૂ. ૪—૦—૦

# स्वधर्मनिष्ठ दैवीजीवन

अने

धर्मसंस्थापक महापुरुषोनां जीवनवृत्त.



# स्वधर्मनिष्ठ दैवीजीवन

અને

## धर्मसंस्थापक महापुरुषोनां जीवनवृत्त.

## ભાગ ૧ લો.

## હિંદુ ધર્મ.

## પ્રકરણ ૧ લું.

## ધર્મનિષ્ઠ જીવન.

### ચન્દ્રમણિશંકરનું જીવનવૃત્ત



સુરતમા રહેતા ચન્દ્રમણિશંકર સાધારણ સ્થિતિના માણસ હતા. તેમની સ્ત્રીનુ નામ સુમતિ હતુ અને સુશીલ અને શાંત સ્વભાવના હતા તેઓ જાતે બ્રાહ્મણ હતા અને સુરતમા મહીધરપુરામા રહેતા હતા. સુમતિ પતિસેવા કરવામા કુશળ હતી પતિની મરજી પ્રમાણે ચાલી

પતિના સુખે સુખી રહેનારી હતી ચન્દ્રમણિશંકર પણ પોતાની પત્ની પ્રત્યે પ્રેમ રાખી તેને સંતોષતો તે માનતો કે સ્ત્રી એ મારૂં અર્ધું અંગ છે તેને રાજી રાખવામા જ ગૃહસ્થાશ્રમના સુખનો અનુભવ થઈ શકે છે બને સંપીને રહેતા તેમને કોઈ પણ દિવસ મતભેદ પડતો નહિ ચન્દ્રમણિશંકરની સ્થિતિ ગરીબ હતી માબાપ નાનપણમા મરી જવાથી મોશાળમા રહી ઉછર્યો હતો મોશાળમા તેના મામા નિર્ભયરામ ધર્મનિષ્ઠ હતા હમેશા સ્હવારે ચાર વાગે ઉઠી દાતણ પાણી પરવારી સ્નાન કરી સંધ્યાદિ નિત્યકર્મ કરવામા બે ત્રણ કલાક ગાળતા તેમના પત્ની તેમના પહેલા ઉઠી ઘરમા સાફસુફ કરી પાણી ઉનુ મૂકી આપતા નિર્ભયરામ સ્નાન કરી રહે તે પહેલા પુજાનુ સાહિત્ય તૈયાર કરી આપતા અને પતિ સંધ્યા કરવા બેસે તે પછી પોતે તેમની સાથે થોડો કાળ ઇષ્ટપુજનઅર્ચન કરવામા ગાળતા અને પછી ઘરના કામે લાગતા

નિર્ભયરામનો ધંધો યજમાનવૃત્તિનો હતો તેથી સંસ્કૃતનો અભ્યાસ પણ ઠીક કરેલો હતો સ્હવારમા વ્હેલા ઉઠી થોડો વખત તો ઇશ્વરના સ્તવનના શ્લોકો બોલતા તેમનુ જીવન ધર્મપરાયણ હતુ આચાર વિચાર પાળનારા હતા હમેશા નીતિથી ચાલતા સાથે સાથે જ્યોતિષનો ધંધો પણ કરતા હતા તેમના સહવાસથી ચન્દ્રમણિશંકરનામા પણ ધર્મના સંસ્કાર પડયા હતા નિર્ભયરામે ચન્દ્રમણિશંકરને સારો અભ્યાસ કરાવ્યો હતો સાથે સાથે સંસ્કૃતનો અભ્યાસ ઘેર કરાવ્યો હતો નિર્ભયરામને કોઈ પ્રજા ન હોવાથી પોતાના ભાણેજ ઉપર સારી પ્રીતિ હતી ચન્દ્રમણિશંકરે અંગ્રેજી અભ્યાસ પણ કર્યો હતો તેને પુખ્ત વયે સુરતના દયાશંકર નામના ગૃહસ્થની પુત્રી સુમતિ સાથે પરણાવ્યો હતો દયાશંકર સુધરેલ વિચારનો હતો, તેની સ્ત્રી ગીરિજા પણ તેને અનુકુળ વર્તનારી અને ઉચ્ચ શિક્ષણ પામેલી હતી ગીરિજાએ સુમતિને શિક્ષણ આપવામા સારી કાળજી રાખેલી હતી તેને સારો વિદ્યાભ્યાસ કરાવ્યો હતો તેમજ ઘરકામનુ પણ શિક્ષણ આપેલુ હતુ દયાશંકર અને ગીરિજા આનંદી, અને હસમુખા સ્વભાવના હતા તેમના સર્વ ગુણો ગીરિજામા ઉતરી આવેલા હતા

ચન્દ્રમણિશંકરનુ લગ્ન થયા પછી તે પોતાને ઘેર રહેવા ગયો આજકાલ ભણીને નોકરી કરવાની વૃત્તિ ઘણાને થાય છે તે પ્રમાણે ચન્દ્રમણિશંકરે પણ નોકરી શોધવા માંડી દેશની આબાદી નોકરીથી નહિ પણ વેપાર ઉદ્યોગ અને ખેતીથી છે જે દેશમા ભણ્યા પછી સેંકડે નેવુ માણસો નોકરી શોધનારા હોય તે દેશની આબાદી શી રીતે થવાની ? ગરીબ માણસ પણ

નોકરી શોધે, અને પૈસાદારની પ્રજા પણ ભણી ગણીને નોકરી શોધે, તો પછી હુન્નરઉદ્યોગ કોણ કરે ? આવી રીતે ચન્દ્રમણિશંકરે પણ નોકરી મેળવવા બેચાર ખાતામા અરજીઓ કરી દીધી છેવટે તેને અંકલેશ્વરની મામલતદારની કચેરીમા ઉમેદવારની જગ્યાએ દાખલ કર્યો બે ચાર વર્ષ વગર પૈસે ઉમેદવારી કરતા તે તલાટી બન્યો તે પછી બેએક વર્ષે કારકુનની જગ્યા મળી

ચન્દ્રમણિશંકરને નાનપણથી ધર્મના સસ્કારો પડેલા હોવાથી તેનુ જીવન પવિત્ર હતુ નોકરી પ્રમાણિકપણે કરતો પોતાને મળતા ટુકા પગારમા કરકસરથી ખર્ચ નિભાવતો સુમતિ પણ તેને અનુકુળ વર્તતી. તે બીજી સ્ત્રીઓની દેખાદેખી સારા કપડા લત્તાની કે ઘરેણા મેળવવાની ઇચ્છા રાખતી નહિ તે ધારતી કે ટુકા પગારમા કરકસરથી ખર્ચ કરી નીતિમય જીવન ગાળવામા જ સુખ છે રેવન્યુ ખાતામા કેટલાક કારકુનો અપ્રમાણિકપણે વર્તે છે તેઓ ગામડાના મુખી મતાદારો પાસે તેમજ બીજા ખેડુતવર્ગ પાસે અમુક અમુક વસ્તુઓ મગાવે છે કોઇનુ કામ પોતાની પાસે આવે તો તેની પાસેથી રૂપિઓ બે રૂપિઆ મળે ત્યારે તેનુ કામ કરે નહિ તો તેને ધક્કા ખવરાવવામા જરા પણ દયા રાખતા નથી. આ બધુ ચન્દ્રમણિશંકર જોતો, તેને આ લોકોના કૃત્યો તરફ તિરસ્કાર છુટતો. જે કારકુનને જમાબંધીનુ કે ઇન્કમટેક્ષનુ કામ કરવાનુ હોય તેઓ સારી કમાણી કરી લ્હેર ઉડાવતા તેમના બૈરા છોકરા પણ સારી રીતે પૈસા ખર્ચ કરતા સુમતિ છતા તેમના સસર્ગમા આવ્યા છતા કદી પણ આવા પૈસા મેળવવા પોતાના પતિને કહેતી નહિ આ પ્રમાણે ચન્દ્રમણિશંકર નીતિથી ચાલી પ્રમાણિકપણે વર્તી પોતાને મળતા ટુકા પગારમા પોતાનુ ગુજરાન ચલાવતો

સુમતિ અને ચન્દ્રમણિશંકર ઘણી વખતે ધર્મચર્ચા કરતા. ધર્મનિષ્ઠ જીવન જ ઉત્તમ છે, ઇશ્વરને પ્રસન્ન કરવામા સાદા અને પ્રમાણિક જીવનની જરૂર છે, સસાર નાશવત છે, શરીર નાશવત છે, સસારમા રહી શરીરને માટે અનીતિથી પૈસા કમાવા કે અપ્રમાણિકપણે જીવન ગાળવુ એ જાણી જોઇને દુખને વ્હોરી લેવા જેવુ છે, એ વાત સરળપણે ચન્દ્રમણિશંકર સુમતિને સમજાવતો તેઓ હમેશા આનદી રહેતા, કોઇનુ પણ મન દુભવતા નહિ ચન્દ્રમણિશંકરનુ વર્તન સરળ હતુ તે કોઇનુ પણ કામ કરી છુટતો. તેના ઉપર તેના ઉપરીની પણ સારી પ્રીતિ હતી તેના સબધમા આવનાર મનુષ્યો તેના ઉપર પ્રીતિ રાખતા

ચન્દ્રમણિશંકરે લોઅર અને હાયરની પરીક્ષાઓ પાસ કર્યા પછી દસેક વર્ષે તેને અવલકારકુનની નોકરી મળી તે પછી ત્રણેક વર્ષે તેને સુરતના મામલતદારની જગ્યા મળી આ વખતે મામલતદાર એટલે તાલુકાનો રાજા ફોજદાર તેને આધિન રહે, તાલુકાના સર્વ નોકરો હાજીહા કરી સલામો ભરે, પોતાના તાબાના ગામોના લોકો ગમે તો સાધારણ હોય કે ધનવાન હોય તો પણ તે મામલતદારથી ડરે અને ઘેર ફેરા ફાંટા ખાય. ચન્દ્રમણિશંકર હવે કાંઇક ગણત્રીમા આવ્યો એક નિરાધાર માણસ, મામાને ત્યા ઉછરી મોટો થયેલો, ઉમેદવારીથી ચઢી છેક મામલતદાર સુધી પહોચવાથી તેને કાંઇક સંતોષ થયો સુમતિ પણ હવે પોતાને સુખી માનતી. ચન્દ્રમણિશંકર મામલતદાર થવા છતા પણ તેને પોતાની સત્તાનુ અભિમાન નહોતુ પોતાની સત્તા બીજાને સુખી કરવા માટે છે એમ તે માનતો સાધારણ માણસને પણ તે પ્રેમથી આવકાર આપતો કોઇનો પણ તિરસ્કાર કરતો નહિ આજકાલ ઘણા મામલતદારો જેમ ઓચીંએ આંખો રાખી ફરે છે સીજાસમા પોતાનાથી નીચા દરજ્જાના માણસની સલામ પણ ઝીલતા આચકો ખાય છે અને સત્તાના ગુમાનમા ગમે તેનો તિરસ્કાર કરતા કે તેને તુચ્છકારી કાઢતા ઇશ્વરનો પણ ડર રાખતા નથી તેવો ગુણ ચન્દ્રમણિશંકરમા નહોતો તે પોતાના તાબાના માણસોનો પણ તિરસ્કાર કરતો નહિ પણ સર્વની સાથે સ્નેહથી વર્તતો તેને સત્તાનુ તો ગુમાનજ નહોતુ

તેના કામથી તેના ઉપરી અમલદારો સતોષ પામતા તેમ પ્રજા પણ રાજી રહેતી તે કોઇની પાસ લાંચ લેતો નહિ પોતાના હાથે કોઇ પણ સારા માણસની આબરૂ જાય તેવુ કૃત્ય કરતો નહિ તેથી તેને લોકો દેવતુલ્ય માનવા લાગ્યા તે હમેશા સવારમા ચાર વાગે ઉઠતો સ્નાનાદિથી પરવારી સધ્યાદિ નિત્યકર્મ કરવામા કેટલોક વખત ગાળતો બપોરના વખતમા કચેરીમા જતો અને રાત્ર હમેશા સુમતી સાથે ધર્મપરાયણ જીવન ગાળવા સબધી ચર્ચા કરતો સુમતિ પણ સુશિક્ષિત હતી તે નવરાશના વખતમા ધર્મના પુસ્તકો વાચતી

ચન્દ્રમણિશંકર દર બીજે વર્ષે પોતાની ચડેલી બે માસની હકની રજા લેતો અને તે રજાઓના દિવસોમા તીર્થયાત્રા કરવા જતો તીર્થયાત્રા જવાથી તીર્થયાત્રાના સ્થળનુ અલૌકિકપણુ સમજાય છે અને તેટલો વખત નિવૃત્તિપરાયણ જીવન ગાળી ઇશ્વરના ઐશ્વર્યના ગુણગાન ગવાય છે તે સિવાય વળી કેટલીક વાર તેવા પવિત્ર ક્ષેત્રોમા મહાપુરુષોના સમાગમનો લાભ મળે છે આવુ સમજી તે દર બીજે ત્રીજે વર્ષે યાત્રા કરવા નીકળતો

આ વર્ષે પણ તેની રજા મંજુર થવાથી તે પંદરેક દિવસ ઘેર જઈ આવી પછી નર્મદાની યાત્રા કરવા નીકળ્યો સાથે સુમતિ પણ હતી. ઇશ્વરકૃપાથી સુમતિને હાલ માત્ર એક પુત્ર પાંચ વર્ષની ઉમ્મરનો હતો બાળકને કેળવવા માટે તે ઘણી કાળજી રાખતી નાનપણથી જ તેનામાં સારા સંસ્કારો પાડવા માટે તે યત્ન કરતી. બાળકના ભવિષ્યનો આધાર તેના માબાપે નાનપણમાં આપેલી કેળવણી ઉપર છે તે તે સારી રીતે સમજતી યાત્રામાં સાથે બાળક પ્રસન્નવદન પણ હતો

---

# હિન્દુસ્તાનની તીર્થયાત્રા
## અને
# મુસાફરોનો ભોમીયો.

આ નામનું પુસ્તક હમણાંજ બહાર પડયું છે તેમાં આખા હિન્દુસ્તાનના યાત્રાના ધામ, ત્યાં જવાના રસ્તા, ત્યાં ઉતરવાની સવડ, ત્યાં યાત્રા કરવાના દેવસ્થાનો, તે તે દેવસ્થાનોનું શાસ્ત્ર પ્રમાણે મહાત્મ્ય, જોવા લાયક સ્થળો, તેની ઐતિહાસિક માહિતી વિગેરે વર્ણન છે પુસ્તક સચિત્ર છે તેમાં રેલ્વેનો નકશો પણ છે તેની મોટી જાહેરખબર આ પુસ્તકની પાછળ વાંચવી કીંમત રૂ ૭—૦—૦

**વડોદરા હાઇકોર્ટના ચીફ જસ્ટીસ, રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેશાઇ**—બી એ એલ એલ બી લખે છે કે હિન્દુસ્તાનની તીર્થયાત્રાનું મોટું અને સુશોભીત છપાઇ તથા બાંધણીવાળું પુસ્તક હું ઘણી ખુશીથી વાંચી ગયો છું આવા એક જાત્રાળુના ભોમીયા તરીકે ગરજ સારે એવા પુસ્તકની દેશી ભાષામાં ખોટ હતી તે આપે પૂરી પાડી છે રેલ્વે, રસ્તા વિગેરેની માહિતી સંપૂર્ણ છે એટલુંજ નહીં પણ દરેક તિર્થસ્થાનનું વર્ણન, જોવા લાયક જગાનો ઇતિહાસ એ વગેરે બાબતોની માહિતી પણ જોઇએ તેટલી સંપૂર્ણ સરળ તથા વિગતવાર છે

આ પુસ્તક જાત્રાએ નીકળતા દરેક સજ્જને માટે ખાસ ઉપયોગી છે અને તે દરેકે પોતાની સાથે રાખવા જેવું છે આવા સારા અને ઉપયોગી પુસ્તક તૈયાર કરવામાં આપને ઘણો શ્રમ પડતો હશે તથા ઘણું ખર્ચ કરવું પડતું હશે તે તમામ ઉઠાવી આપ જનસેવા બજાવો છો તેને માટે આપને ધન્યવાદ ઘટે છે આપના પુસ્તકોનો બહોળો ફેલાવો થાય અને તેનો લાભ સર્વ કોઇ લેઇ આપનો શ્રમ બર લાવે એમ અંતઃકરણપૂર્વક ઇચ્છું છું

**વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.**



# પ્રકરણ ૨ જું.

## તીર્થયાત્રા-મહાત્માનો સમાગમ.



ચન્દ્રમણિશંકર પોતાની પત્ની અને પુત્ર સાથે આ વર્ષે નર્મદાજીની યાત્રા કરવા માટે ચાણોદ આવ્યો ચાણોદ નર્મદાજીમા સ્નાન કરી દેવદર્શન કરી પાસે કરનાળી ગામ છે ત્યા રહેતો કરનાળીમા કેટલાક સન્યાસીઓ રહે છે જેમ ઉત્તરમા ગગા કિનારે કાશી પવિત્ર યાત્રાનુ સ્થળ ગણાય છે તેમ ગુજરાતમા નર્મદા કિનારે ચાણોદ એ પવિત્ર યાત્રાનુ ધામ ગણાય છે જેમ ગગા કિનારે હૃષીકેશમા સન્યાસીઓ અને મહાપુરુષો ઘણા રહે છે તેમ નર્મદા કિનારે કરનાળીમા પણ પવિત્ર સન્યાસીઓના આશ્રમો છે ચન્દ્રમણિશંકરને અહિ નવરાશ હતી તેથી સધ્યાદિ નિત્ય કર્મથી પરવાર્યા પછી ઘણો વખત શાસ્ત્ર અધ્યયનમા અને મહાપુરુષોના સમાગમમા ગાળતો

એક દિવસે કરનાળીથી પનાઇમા બેસી તે સાજનો કુબેશ્વર દર્શન માટે ગયો, સાથે સુમતિ પણ હતી બંને પતિપત્ની આનદ ચર્ચા કરતા પવિત્ર નર્મદા નદીના વ્હેતા નિર્મળ જળના શુદ્ધ વાતાવરણમા કુદરતની અગમ્ય લીલાનુ અવલોકન કરતા આનદમા આગળ વધતા હતા કુબેશ્વર આગળ પનાઇ ઉભી રહી તેથી તે નીચે ઉતરી કુબેશ્વર જવાના પગથીયા ચઢી ઉપર ગયા અદર દર્શન કરવા જતા અદરના સભામડપમા એક વ્યાઘ્રચર્મ પડેલુ તેમની દૃષ્ટિએ પડ્યુ તેથી કોઇ મહાત્માનો મુકામ હશે એમ માની દર્શન કર્યા પછી થોડીવાર ત્યા ઉભા રહ્યા પાએક કલાક થયો હશે તેવામા તો બહારથી આવતા મહાત્મા જણાયા આ મહાત્માનુ મુખ શાત અને ગભીર હતુ મુખ મદમદ હાસ્ય કરતુ જણાતુ હતું ભવ્ય કપાળ અને તેજસ્વી મુખમુદ્રા જોઈ તેમના સામર્થ્યનુ ભાન થઇ આવે તેવુ હતું.

ચન્દ્રમણિશંકરે તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને સુમતિએ પણ નમન કર્યું. મહાત્માએ તેમને આશિર્વાદ આપી પૂછ્યું "કેમ ભાઇ, ક્યાંથી આવો છો? પ્રસન્ન તો છો ને?"

"હાજી, હું હમણાં નોકરીમાંથી રજા લઇ પવિત્ર સ્થાનમાં શાંતિથી દિવસો નિર્ગમન કરવાની ઇચ્છાથી હરનાળીમાં રહું છું આપનાં દર્શન કરવાથી આજે અમને ઘણોજ આનંદ થયો છે" ચન્દ્રમણિશંકરે કહ્યું

મહાત્મા—"બહુ સારૂં ભાઇ, મનુષ્યમાત્રે વ્યવહારમાંથી થોડો વખત તો આ પ્રમાણે નિવૃત્તિમાં ગાળવો જ જોઇએ. ધર્મમાર્ગે જીવન ગાળવું અને આ મનુષ્યાવતારને સાર્થક કરવો એ મનુષ્યનું કર્ત્તવ્ય છે આ પ્રપંચમય સંસારમાં ધર્મિષ્ઠ જીવન ગાળનારા ઘણા જ થોડા હોય છે જેઓ ધર્મિષ્ઠ જીવન ગાળે છે તેઓ જ પોતાના જીવનને સાર્થક કરી શકે છે તમારે શાની નોકરી છે વારૂ?"

ચંન્દ્રમણિશંકર—"જી, હું મામલતદારની નોકરી કરૂં છું અમારૂં ખાતું એવું છે કે તેમાં ઘણા માણસો તો નોકરી મળ્યા પછી ઇશ્વરને પણ ભૂલી જાય છે અને સત્તાના ગુમાનમાં અંધ બની જાય છે, પણ મને તો તે નોકરી માત્ર મારા નિર્વાહ માટે દ્રવ્ય મેળવી આપનારી જ લાગે છે તેમાંથી હું દર વર્ષે થોડો વખત રજા લઇ યાત્રા કરવા નીકળું છું અને આપ જેવા સંત મહાપુરુષોનાં દર્શન કરી તેમના સમાગમમાં કેટલોક કાળ ગાળું છું"

મહાત્મા—"ઘણી સારી વાત છે ભાઇ જીવનમાં ઇશ્વરનું ભજન કરવું એજ ખરૂં કર્ત્તવ્ય છે ખાવું, પીવું એ તો પશુ પણ કરે છે, કમાવું એ વ્યવહારના પદાર્થો મેળવવા માટે છે તેથી જીવન ટકી શકે છે પણ શરીરની અંદર રહેલ આત્મા માટે જે કાંઇ કર્ત્તવ્ય કરવામાં આવે છે તે જ ખરૂં કર્ત્તવ્ય છે નીતિમય જીવન ગાળનારને જ આ સંસાર સુખરૂપ લાગે છે (સુમતિ સામે જોઈ) સ્ત્રીઓનું જીવન પણ જો તે પવિત્રપણે ગાળે છે તો જ સાર્થક છે બેન, તમારૂં નામ શું?"

સુમતિ—"પ્રભો, મારૂં નામ સુમતિ છે. આપના દર્શનથી અમો કૃતકૃત્ય થયાં છીએ. અમે સ્ત્રી જાત અજ્ઞાન છીએ. નાનપણમાં અમારા લોકો છોકરીઓને ધર્મનું શિક્ષણ આપે નહિ, એટલે પછી તે મોટી થયે માત્ર રાંધવા ખાવા સિવાય બીજું કાંઇ સમજતી નથી. એતો આપ જેવા મહાપુરુષોનો સમાગમ થાય તો અમે કાંઇક અમારૂં કર્ત્તવ્ય કરી શકીએ."

મહાત્મા—"બેન, ખરી વાત છે આપણા લોકો સ્ત્રીઓપ્રતિ ઘણા

બેદરકાર રહે છે. અને તેથી જ આજકાલ જ્યા ત્યા ઘણુા ઘરસસાર ક્લેશમય જણાય છે ગૃહસ્થાશ્રમના સુખનો સર્વ આધાર સ્ત્રીઓ ઉપર છે જો સ્ત્રીઓ સુધરેલી અને સુશિક્ષિત હોય છે તો તે પોતાના પતિને સુખ આપી શકે છે અને ગૃહસ્થાશ્રમને ઉત્તમપણે દીપાવી શકે છે સ્ત્રીઓને તો પતિસેવા કરવી પવિત્ર જીવન ગાળવુ, સતિત્વને જાળવી રાખવુ અને ગૃહસ્થાશ્રમના દરેક કાર્યમા મન જોડી ગૃહસ્થાશ્રમને દીપાવવો એ જ કર્તવ્ય છે આખા સસારના સુખનો આધાર સ્ત્રીઓ ઉપર છે સ્ત્રીઓ સુશિક્ષિત, કેળવાયલી, માયાળુ, કર્તવ્યપરાયણુ હોય છે તો તે પોતાના બાળકોને નાનપણુથી જ સારા સસ્કારો આપી સારી રીતે કેળવી શકે છે બાળકો સારા થવા કે ખોટા થવા તેનો સર્વ આધાર તેની માતા ઉપર છે સ્ત્રી એ માતારૂપ છે તે સસારની માતા ગણુાય છે સ્ત્રીઓની કેળવણી ઉપર આ સમારના સુખ દુ ખનો આધાર છે આ દેશ અત્યારે પરતત્રતાની ધુસરી ધારી રહ્યો છે તેનુ કારણુ પણુ તે જ છે ક્યા આગળની પવિત્ર સતિયો—કુન્તા માતા, દ્રૌપદી, સીતા, વિગેરે અને ક્યા આજકાલની નિર્માલ્ય સ્ત્રીયો બ્હેન, તમારો સ્વભાવ સુશીલ લાગે છે આ બાળકના ભવિષ્યનો આધાર તમારા આચાર-વિચાર ઉપર છે ”

**સુમતિ**—“ જી, આપ ખરૂ કહો છો હુ તો હજુ અજ્ઞાન છુ આપ જેવા મહા પુરુષોના સમાગમથી અમારામા ધર્મના સસ્કારો પડે છે અમે ચોપડીયો વાચી ગમે તે જાણી શકીએ પણુ મહાપુરુષના વચનામૃતોથી જે આનદ અને જ્ઞાન થાય છે તેવુ તો પાના પુસ્તકથી ન જ થાય અમે તો ધર્મ શુ તે જ ન જાણીએ આજકાલ ધર્મના તો અનેક ફાટા પડી ગયા છે સર્વ પોતપોતાના વાડાનુ તાણે, તેમા કયો ધર્મ સારો અને કયો ધર્મ નઠારો તે અમે શુ સમજી શકીએ ? અને જ્યા સુધી ધર્મસબધી અમારૂ અજ્ઞાન હોય ત્યા સુધી અમે શી રીતે સુધરી શકવાના ”

**મહાત્મા**—“ ખરી વાત છે બ્હેન, આજકાલ તો ધર્મને નામે ધતિગ ઘણુ ચાલે છે ધર્મનુ રહસ્ય તો સેકડે પાચ માણસો પણુ જાણતા નહિ હોય. આજે તો માત્ર ધર્મના શેરડા રહ્યા છે છતા પણુ તેમા ઘણુ રહસ્ય રહેલુ છે આ પ્રસગે તો વળી કોઈ બીજે વખતે કહીશુ. તમે ભાવિક છો તો ઇશ્વિર સર્વ સારા વાના કરશે. ( ચન્દ્રમણિશકરને ) ભાઇ, તમારૂ નામ શુ વારૂ ? ”

**ચન્દ્રમણિશકર**—“પ્રભુ ! મારૂ નામ ચન્દ્રમણિશકર છે હુ હાલ બે માસ સુધી અંહિ રહેવાનો છુ ત્યા સુધી આપ આપના સમાગમનો લાભ

મને આપી કૃતાર્થ કરશો એવી આશા છે ખરૂ કહીએ તો ધર્મસબંધી અમે ઘણુ વાચ્યુ હશે પણ તેનુ ખરૂ રહસ્ય તો અમે સમજી શક્યા જ નથી. તો પૂર્વના પુણ્ય ઉદય થાય અને આપ જેવા સમર્થ પુરુષો અમારા અજ્ઞાન ળી ધર્મનો ખરો માર્ગ જણાવે તો જ અમે જાણી શકીએ. આપશ્રીની અહિં ક્યા સુધી સ્થિતિ છે વારૂ ? ”

મહાત્મા—“ ભાઈ આ ચતુર્માસ સુધી તો અહિંજ રહેવા વિચાર રાખુ છુ પછી ઇશ્વરેચ્છા ”

ચન્દ્રમણિશંકર—“ તો તો ઘણીજ કૃપા, અમને આપના સમાગમનો લાભ તો મળશે જ અમે પણ આપ કહો તે વખતે રોજ અહિં આવતા રહીશુ આપને અમારા તરફથી કાઇ અડચણ તો નહિ પડે ને ? ”

મહાત્મા—“ ભાઇ, અમે તો સન્યાસી લોકો, અમને વળી અડચણ શી ! ભલે ખુશીથી આવજો ધર્મનો પ્રચાર કરવો, અન્ય મનુષ્યોને ધર્મપ્રતિ વાળવા એ તો અમારૂ કર્ત્તવ્ય છે જ્યારે અનુકુળતા હોય ત્યારે ખુશીથી આવજો.”

ચન્દ્રમણિશંકર—“ પ્રભો, અમે રોજ ત્રણેક વાગે અહિં આવીશુ. આપના સમાગમનો લાભ અમને મળશે તેથી અમે અમને ધનભાગ્ય સમજીશુ. હવે મોડુ થયુ છે માટે આજે તો રજા લઇએ છીએ ” આ પ્રમાણે ચન્દ્રમણિશંકર અને સુમતિએ મહાત્માને પ્રણામ કરી પછી ત્યાથી નીચે ઉતરી પનાઇમા બેસી કરનાળીમા કુબેરભડારીના ઓવારે ઉતરી પડ્યા આજે તેઓ ઘણા પ્રસન્ન હતા. તેમણે ધાર્યું કે આપણે ધારતા હતા તેવા જ મહાપુરુષનો આજે આપણને લાભ થયો

આ પ્રમાણે ચન્દ્રમણિશંકર અને સુમતિ અહિં નર્મદાના પવિત્ર સ્થળે રહી ઇશ્વરનુ સ્તવન કરતા નિવૃત્તિપણે મહાપુરુષના સમાગમનો લાભ લેવા લાગ્યા.



## પ્રકરણ ૩ જું.

### ધર્મ રહસ્ય.



આજે દિવસે ચન્દ્રમણિશંકર અને સુમતિ જમી પરવારી પુત્ર પ્રસન્નવદનને લઇ પનાઇમા બેસી કુબેશ્વર ગયા, તેમણે હવે દરરોજ કુબેશ્વર જવા આવવા માટે એક પનાઇ માસીક ભાડુ ઠરાવી રાખી લીધી તેમણે પ્રથમ મદીરમા જઈ દેવના દર્શન કરી પછી મહાત્મા પાસે ગયા આજે મહાત્માશ્રી ત્યાથી નજીકમા એક પર્ણ-કુટી બનાવી ત્યા મુકામ નાખી પડયા હતા તેમની પાસે માત્ર એક વ્યાઘ્રચર્મ, એક કૌપીન અને એક કમડલુ એટલી વસ્તુઓ હતી. આજે તેમની પાસે બીજા બેત્રણ સન્યાસીઓ બેઠેલા હતા નર્મદાની પરિક્રમા કરવા ઘણા સાધુ સન્યાસીઓ નર્મદાને કિનારે જતા આવતા હોય છે જ તેમા કેટલાક સાધુઓ આવા મહાપુરુષનો સમાગમ કરવાની ઇચ્છાથી તેમની પાસે થોડા દિવસ ટકી જાય છે ચન્દ્રમણિશંકર અને સુમતિએ મહાપુરુષને સા-ષ્ટાગ કરી અન્ય સાધુ સન્યાસીઓને પણ પ્રણામ કર્યા પછી મહાપુરુષની સામે એક કામળો પડયો હતો તેના ઉપર બેઠા મહાત્માજી કાલની માફક આજે શાત અને ગભીર હતા તેમનુ મુખ મદહાસ્યયુક્ત હતુ તેમના નેત્રના તેજ ઉપરથી જ એમ કહી શકાય તેમ હતુ કે આ કોઈ સાધારણ સાધુ નથી પણ કોઈ દિવ્ય મહાપુરુષ છે તેમણે ચન્દ્રમણિશંકર અને સુમતિને આવેલા જોઈ " આવો ભાઇ, કેમ બ્હેન પ્રસન્ન તો છો ને ? " આમ કહી સત્કાર કર્યો. તેમનાં તેજસ્વી નેત્રોની અમીછાયાથી જ ગમે તેવા પુરુષના હૃદયના વિકારો દબાઈ જાય તેવુ હતું ત્યાંનું વાતાવરણ પણ શાત લાગતુ

તેમના બેઠા પછી થોડીવારે શાંતિ છવાઈ રહી પછી મહાત્માજીએ કહ્યું "કેમ ભાઇ, કાલે તમે ધર્મનું રહસ્ય જાણવાની વાત કરી હતી તો તે પ્રસંગ આજે ચલાવીએ "

ચન્દ્રમણિશંકર—"હા બાપજી, આપના કૃપાપ્રસાદથી અમે કૃત-કૃત્ય થયા છીએ આપની અમૃતમય વાણીદ્વારા ધર્મનું રહસ્ય સમજવાથી અમારૂં ધનભાગ્ય માનીશુ. અમે તો આ સસારવ્યવહારમા રચી પચી રહે-નારા પામર મનુષ્યો છીએ. ઇશ્વરની અલૌકિક લીલા અને ધર્મના રહસ્યને જાણી શકવાનુ અમારામાં સામર્થ્ય નથી. અમે તો ધન કમાવુ, ખાવુ, પીવુ અને સસારમા રહી મોજવૈભવો ભોગવવા એમા જ તલ્લીન થઈ રહેલા છીએ. અમને તો આપ જેવા સમર્થ મહાપુરુષો દયા કરી ઉગારે તો જ ઉગરીએ તેમ છે આ સસારમા ઘણા ધર્મો થઇ ગયા છે દરેક પોતપોતાના સિદ્ધા-તને માને છે અને અન્યને ગૌણ કહે છે હવે તેમાથી ખરૂ શુ માનવુ એ અમે સમજી શકતા નથી કૃપા કરી આજે એ જ પ્રસગ ચર્ચશો એવી પ્રાર્થના છે "

મહાત્મા—"ભાઇ, તમો કહો છો તે ખરી વાત છે મનુષ્ય જ્યા સુધી ધર્મમય જીવન ગાળે નહિ ત્યા સુધી તે કાંઈ પણ ઉત્તમ કર્ત્તવ્ય કરી શકતો નથી. ધર્મના સસ્કારો તો માતાએ પોતાના બાળકને ગળથુથીમાથી જ નાંખવા જોઇએ. જેમ માતા પોતાના બાળકને ધાવણ ધવરાવી પોષે છે તેમ નાનપણથી જ તેનામા ધર્મના સસ્કારો નાખી બાળકોને ધર્મિષ્ઠ બનાવવા જોઇએ. જ્યાસુધી બાળકોમા ધર્મના સસ્કારો તેના માબાપો નાનપણથી જ નાંખી શકતાં નથી ત્યા સુધી ભવિષ્યની પ્રજા પોતાની ઉન્નતિ કરી શકવાની નથી. ધર્મની સાથે જ ઉન્નતિ રહેલી છે, ધર્મ એ મનુષ્યના જીવનનુ રક્ષણ કરનાર છે પણ ધર્મ એ શુ છે? અને કયો ધર્મ પાળવો એનુ યથાર્થ જ્ઞાન માબાપમાં જ ન હોય તો પછી તે પોતાના બાળકોને શી રીતે શીખવી શકે? અને આથી જ આપણા સસારની અધોગતિ થતી જાય છે.

ધર્મ એટલે ફરજ, જે સત્ય છે તેજ ધર્મ છે. જે આચાર વિચાર વેદ-શાસ્ત્રને અનુકુળ હોય, જેનું સેવન કરવાથી આપણે આપણા આત્માના સ્વરૂપનો અનુભવ કરી શકીએ તે આચાર વિચારનું સેવન કરવું, જેનું સેવન કરવાથી આપણે આત્માનાં સામર્થ્યોનો આપણામા આવિષ્કાર કરી આ લોક અને પરલોકના સ્થાયી સુખનો અનુભવ કરી શકીએ તે ધર્મ છે. આ પ્રકા-રના આચાર વિચારને વર્ણવનાર શાસ્ત્રો ઇશ્વરપ્રણિત કહેવાય છે. આજે જો કે ઘણા ધર્મો થઈ ગયા છે. દરેક ધર્મવાળા પોતપોતાનો મત જુદો

ગણાવે છે પણ તે સર્વ ધર્મોનુ મૂળ જોઈશુ તો તે એક જ છે. સર્વ ધર્મો મનુષ્યને ઇશ્વરપ્રતિ વાળવાનો બોધ કરે છે મેળવવાની વસ્તુ એક છે માત્ર તે મેળવવાના માર્ગો જુદા જુદા છે આ જુદા જુદા માર્ગો જુદા જુદા ધર્મ તરીક ગણાય છે જે જે મહાપુરુષને ઇશ્વરને મેળવવાનો જે જે માર્ગ જણાયો તે તે પુરુષોએ તે તે માર્ગનો સિદ્ધાત નક્કિ કરી તેના જુદા જુદા ગ્રથો રચ્યા અને તે તે માર્ગને માનનાર તેમના અનુયાયીઓ થયા

સાધારણ રીતે આપણે હિન્દુઓ હિન્દુધર્મને માનીએ છીએ તેને કેટલાક વૈદિક ધર્મ, સનાતન ધર્મ પણ કહે છે તે ધર્મ સનાતન એટલે ઘણો જુનો છે તેની શરૂઆત ક્યારથી થઇ તે નક્કી થઈ શકતુ નથી. આ ધર્મ ઇશ્વરપ્રણીત ગણાય છે તેને બતાવનાર ઋષિમુનિયો ધર્મસસ્થાપક મનાય છે આ ધર્મનુ મૂળ સત્ય ગણાય છે સત્ય એ ઇશ્વરનુ રૂપ છે આ ધર્મના સ્વરૂપને વેદ, શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમા વર્ણવ્યુ છે સનાતન ધર્મનુ સ્વરૂપ વેદ માર્ગાનુસાર છે વેદ ઇશ્વરપ્રણિત મનાય છે હિદુ ધર્મમા પણ હાલમા ઘણા સપ્રદાયો થઇ ગયા છે તેમા સ્માર્ત્ત (શૈવ) અને શ્રૌત (વૈશ્નવ) એ મુખ્ય ભેદ ગણાય છે

જે જે આચાર્યોએ આ ધર્મને પોતાના વખતમા પ્રવર્તાવ્યો તે તે આચાર્યોના સિદ્ધાતોના આધારે આ સપ્રદાયોના નામ પડયા છે તેમા મુખ્ય ભેદ શૈવ અને વૈશ્નવોના છે વેદધર્મ આદિ અનાદિ સિદ્ધ છે તેમા ઇશ્વરના ૨૪ અવતારો મનાયા છે તેમા અમુક કાળે બુદ્ધ મહાત્મા ઉત્પન્ન થયા અને તેમણે બુદ્ધધર્મ પ્રવર્ત્તાવ્યો વેદધર્મથી વિરૂદ્ધ માર્ગ બુદ્ધ ભગવાને પ્રવર્ત્તાવ્યો એટલે વેદ ધર્મનુ ફરીથી સ્થાપન કરવા માટે ભગવાન * શ્રીમદ્દશકરાચાર્યનો જન્મ થયો અને તેમણે ફરીથી વેદ ધર્મનુ સ્થાપન કરી બુદ્ધધર્મનો પરાજય કર્યો હતો આ શ્રીમદશકરાચાર્યે કેવલાદ્વૈતના સિદ્ધાતનુ સ્થાપન કરી સ્માર્ત (શૈવ) સપ્રદાયને પ્રવર્ત્તાવ્યો

હિદુધર્મમા મુખ્ય બે સપ્રદાયો પ્રવર્ત્તે છે અદ્વૈતવાદી અને દ્વૈતવાદી. અદ્વૈતવાદમા પણ કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને શુદ્ધાદ્વૈત એવા ત્રણ વિભાગ

છે કેવલાદ્વૈતને શ્રીમદ્દશંકરાચાર્યે પ્રવર્તાવ્યો અને તે પછી જ્યારે કેટલાક વખતે હિંદુધર્મનુ ખડન થવાનો સમય આવ્યો ત્યારે ભગવાન શ્રીમદ્દ રામાનુજાચાર્ય ઉત્પન્ન થયા અને તેમણે વિશિષ્ટાદ્વૈતનુ સ્થાપન કર્યું તેમનો વૈષ્ણવસપ્રદાય ગણાવા લાગ્યો તેમના પછી કેટલાક કાળે આજ સપ્રદાયમા ભગવાન શ્રીમદ્દ વલ્લભાચાર્ય ઉત્પન્ન થયા અને તેમણે શુદ્ધાદ્વૈત માર્ગને પ્રવર્તાવ્યો આ સપ્રદાય વૈશ્નવમાર્ગમા જ હોવાથી તેને પુષ્ટિમાર્ગ કહેવા લાગ્યા વૈશ્નવમાર્ગમાં દ્વૈતમાર્ગને પ્રવર્તાવનાર મધ્વાચાર્ય પણ થઈ ગયા છે.

શ્રીમદ્દરામાનુજાચાર્યની વશપરપરામા જ શ્રીમદ્દવલ્લભાચાર્ય થઇ ગયા છે શ્રીમદ્દરામાનદ પણ આજ માર્ગમા ઉત્પન્ન થયા હતા, તેમણે રામાનદી માર્ગ સ્થાપ્યો તેમના શિષ્ય કબીરે કબીરપથ સ્થાપ્યો તેમજ સહજાનદસ્વામીએ સ્થાપેલા વિશિષ્ટાદ્વૈતવાદી સપ્રદાય સ્વામીનારાયણનો માર્ગ ગણાયો

આ પ્રમાણે હિદુધર્મમા પણ શૈવ અને વૈશ્નવ એ ભેદ પડ્યા અને તેમા વૈશ્નવ માર્ગમા પણ દરેક આચાર્યે પોતપોતાના સિદ્ધાતોનુ સ્થાપન કરી જુદા જુદા સપ્રદાય ચલાવ્યા તે પછી દયાનદ સરસ્વતિએ આર્ય સમાજની સ્થાપના કરી તેમજ ગુરુ નાનકે શીખ ધર્મ ચલાવ્યો અને મહાવીર સ્વામીએ જૈન ધર્મ પ્રવર્તાવ્યો આ પ્રમાણે ધર્મના ઘણા ભેદ પડી ગયા છે વળી ચાલુસદીમા ચાલુ અગ્રેજી કેળવણીના પ્રભાવે બ્રહ્મોસમાજ પ્રાર્થના સમાજ અને થીઓસોફીસ્ટ એ સસ્થાઓ પણ હસ્તિમા આવી છે આવી રીતે હિદુ ધર્મમા અનેક માર્ગો આજકાલ હયાતી ભોગવે છે અને તે ધર્મમાર્ગના મૂળ સ્થાપક આચાર્યની વશપરપરાની ગાદીયો હાલ ચાલે । આ બધા ધર્મોના ભેદો મહાભારતના કાળ પછી એટલે શ્રીકૃષ્ણ ભગવાન ઈ ગયા પછી પડેલા છે ત્યા સુધી તો ધર્મના આવા ભેદો પડેલા નહોતા શિવ અને વિષ્ણુને લોકો સરખી રીતે માનતા શ્રી કૃષ્ણ ભગવાને મહાભાતમા શ્રી શીવની સ્તુતિ કરેલી છે તેમ શિવે વિષ્ણુની સ્તુતિ પણ કરેલી । શિવ, વિષ્ણુ વિગેરે દેવોમા ભેદ અત્યારે જે મનાય છે તે પહેલા નહોતો ણુ મહાભારત પછી વૈદિક ધર્મમા કેટલોક સડો પેઠો તેમા સુધારો કરવા ાટે ભગવાન બુદ્ધનો અવતાર થયો અને તેમણે જે જે અધિકાર વગરના ાણુસો પણ વેદધર્મને માનવા લાગેલા—જેમ અત્યારે ઘાચી, મોચી, સર્વે બ્રાહ્મણ બની જવા લાગ્યા છે તેમ તે વખતે સર્વ ન્યાતના માણસોએ વેદર્મને માની તેમા સડો પેસાડી દીધેલો, તેથી ભગવાન બુદ્ધે અવતાર લઈ અધિકાર વગરના માણસોને પોતે વેદધર્મથી વિરૂદ્ધ માર્ગે વાળ્યા આ

વખતે જ્યારે સર્વ કોઈ વેદધર્મથી વિરૂદ્ધ માર્ગે વળવા લાગ્યા ત્યારે ભગવાન શંકરાચાર્ય ઉત્પન્ન થયા અને તેમણે ફરીથી વેદધર્મને સ્થાપન કરી બુદ્ધધર્મનો પરાજય કર્યો આ પછી જ સંપ્રદાય ધર્મોની શરૂઆત થઈ

શ્રી કૃષ્ણભગવાને ગીતામા કહ્યુ છે કે—

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानम धर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥७॥**
**भ. गी. अ. ४**

જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે અને અધર્મનો વધારો થાય છે, ત્યારે ત્યારે હું મારા આત્માને સર્જું છુ—અર્થાત્ અવતાર ધારણ કરૂ છુ ૭

વળી—**परित्राणाय साधुनां विनाशायच दुष्कृताम् ।**
**धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥८॥**
**गी अ ४**

સ્વધર્મમા રહેનારા સત્પુરુષોનુ રક્ષણ કરવા માટે, દુષ્ટ કર્મ કરનારાઓનો નાશ કરવા માટે તથા સદ્ધર્મનુ સ્થાપન કરવા માટે હુ યુગે યુગે અવતાર ધારણ કરૂ છુ ૮

આ પ્રમાણે જ્યારે જ્યારે ધર્મનો નાશ થવા વખત આવે છે ત્યારે ધર્મનુ ફરીથી સંસ્થાપન કરવા અર્થે ભગવાન અવતાર લે છે અને પોતે જે યુગમા અવતાર ધારણ કરે છે તે યુગને અને તે વખતના જનસમુદાયને અનુકુળ ફરીથી વેદધર્મનુ સ્થાપન કરે છે અને તેમા પોતાના સિદ્ધાંતોને પ્રવર્ત્તાવે છે આ પ્રમાણે જુદા જુદા ધર્મો થાય છે પણ ખરી રીતે દરેક ધર્મનુ મૂળ તો એકજ છે કે ઈશ્વરપ્રાપ્તિ

આ સિવાય અત્યારે જૈનધર્મ ચાલે છે તેઓ પણ પોતાના ૨૪ તિર્થંકરો કે જેમણે ધર્મનુ સ્થાપન કર્યું હતુ તમને માને છે હિન્દુધર્મ સિવાય પણ અત્યારે ભારતવર્ષમા બીજા અનેક ધર્મો ચાલે છે તેમા હજરત મહમદ પેગંબરે ઇસ્લામીધર્મ પ્રવર્ત્તાવ્યો છે તેમના અનુયાયીઓ મુસલમાનો અત્યારે તેમનો ધર્મ માને છે મહાત્મા જરથોસ્તે જરથોસ્ત ધર્મ પ્રવર્ત્તાવ્યો છે તે ધર્મને પારસીઓ માને છે અને જીજસ ક્રાઇસ્ટે ઇશુખ્રિસ્તનો ધર્મ પ્રવર્ત્તાવ્યો છે તે ધર્મને માનનાર ખ્રિસ્તી લોકો છે યુરોપીયનો પણ આ જ ધર્મને માને છે આવી રીતે ભારતવર્ષમા અનેક ધર્મો અત્યારે પ્રવર્ત્તી રહેલા છે, તે સર્વ ધર્મોવાળા પોતપોતાના ધર્મને ખરો માને છે અને બીજા ધર્મને ઢોંગ માને છે પણ આ માનવુ ખોટુ છે દરેક ધર્મના મૂળ પુરુષ એતો સમર્થ મહાપુરુષો થઈ ગયા છે દરેક ધર્મનુ મૂળ તો એક જ છે કે ઈશ્વરની પ્રીતિ મેળવવી, ઈશ્વરને મેળવવા પણ તે મેળવવાના માર્ગો જુદા

જુદા છે જે જે ધર્મ પ્રવર્તકોને જે જે માર્ગ સ્હેલા લાગ્યા તેનુ તેમણે દેશકાળને અનુસરીને સ્થાપન કર્યું છે માટે કોઇ કોઇ ધર્મ ખોટો છે એવુ નથી. પણ તે તે ધર્મના હાલના માનનારાઓએ ખોટે રસ્તે વળી જઇ પોતાનુ તેજ સાચુ અને બીજાનુ તે ખોટુ એવુ ઠરાવી ઇઇ અદરે અદર ઝઘડા ઘાલી દીધા છે

સમજુ માણસોએ તો પોતે જે ધર્મમા હોય તે ધર્મને માનવો તેના મૂળ પુરુષનુ જીવન ચરિત્ર પોતાનામા ઉતારવુ પોતાના ધર્મના મૂળ સિદ્ધાતોને પોતે આચારમા ઉતારવા અને બીજા કોઈના ધર્મને વગોવવો નહિ, કે તેને ખોટો કહેવો નહિ દરેક ધર્મમા રહસ્ય રહેલુ છે જીવન થોડા વખત માટે છે માટે તે જીવનને એક બીજાના ધર્મોના ખરાખોટાપણાનો નિશ્ચય કરવામા વિતાવી દેવુ નહિ પણ પોતાના ધર્મના સિદ્ધાતોને પોતાનામા ઉતારવા પ્રયત્નશીલ રહેવુ બાળકોને પણ નાનપણથી જ પોતાના ધર્મના સિદ્ધાતોનુ શિક્ષણ આપવુ જોઇએ.

ભાઇ, આ પ્રમાણે સર્વ ધર્મોનુ રહસ્ય છે મનુષ્ય માત્રે પોતાનુ રહસ્ય જાણુવુ જોઇએ તે ધર્મના સસ્થાપક મહાપુરુષનુ જીવન ચરીત્ર જાણુવુ જોઇએ અને તેમના સિદ્ધાંતોને પોતાના આચારમા ઉતારવા જોઇએ સાથે બીજા ધર્મોનુ રહસ્ય અને તેના સ્થાપનાર મહાપુરુષનુ જીવન પણ જાણુવાથી ઘણુ શીખવાનુ મળે છે કોઇના પણ ધર્મની નિદા કરવી નહિ કે આપણો ધર્મ જ ખરો છે અને સામાનો ધર્મ ખોટો છે એમ મનાવા ખાતર વાદવિવાદ કરવો નહિ

હવે હિદુધર્મને તો વેદમાર્ગ પ્રમાણે મહાભારત સુધી તો સર્વ કોઇ વર્ત્તતા. ભગવાનના ૨૪ અવતારો થયા છે તેમણે પણ આજ ધર્મનો ઉદ્ધાર કરેલો છે શ્રી કૃષ્ણાવતાર પછીજ વેદધર્મને અનુસરી અનેક સપ્રદાયો થયેલા છે જેથી પ્રથમ વેદધર્મના રહસ્યનુ આપણે હવે કથન કરીશુ

આજે તો હવે મારે સ્નાનાદિ કરવાનો સમય થયો છે માટે હવે આવતી કાલે તેનુ કથન કરીશુ કેમ ભાઇ, ચન્દ્રમણિશકર, આજે તો સમજણુ પડીને ?"

ચન્દ્રમણિશકર—" જી હા, સર્વ ધર્મોનુ મૂળ રહસ્ય એક જ છે એ વાત તો હુ સમજ્યો. હવે આવતી કાલે કૃપા કરી આગળ વેદધર્મનુ રહસ્ય સમજાવશો અમે પણ ઉઠીશુ. "

આમ કહી ચન્દ્રમણિશકર અને સુમતિ પણ નમન કરી પુત્રને લઈ વિદાય થયા અને સર્વ સન્યાસી વર્ગ સ્નાનાદિ અર્થે નર્મદા તટે ગયા



## પ્રકરણ ૪ થું.

### વેદધર્મ.



બીજે દિવસે ચન્દ્રમણિશંકર સહકુટુંબ મહાત્માજી પાસે આવ્યો મહાત્માજી અને બીજુ સન્યાસી મંડળ પણ બેઠેલું જ હતું આજે વળી ચાણોદથી પણ બે ચાર ગૃહસ્થો મહાત્માજીના દર્શનાર્થે આવ્યા હતા થોડીવારે સર્વ શાંત થતાં મહાત્માજીએ કથાનો આરંભ કર્યો –

"કેમ ભાઇ, આજે તો આપણે વેદધર્મ રહસ્ય સંબંધી ચર્ચા કરીશું અહિં તમને જે જે કહેવામાં આવે તેને જો તમે મનમાં ધારણ કરશો તો તેથી તમને ઘણો લાભ થવાનો સંભવ છે આ શિક્ષણ નાનપણથી જ બાળકોને આપવાની જરૂર છે અને તે કામ માતાનું છે આજે તો સ્ત્રીયો જ ધર્મ શું? ધર્મ રહસ્ય શું એ સમજી શકતી નથી તો તે પોતાના બાળકોને શી રીતે આ વાત સમજાવી શકવાની? દરેક પુરુષની ફરજ છે કે તેણે પોતાની પત્નીને ધર્મનું શિક્ષણ આપી ધર્મનિષ્ઠ બનાવવી

આપણે કાલે હિંદુધર્મ સંબંધી ચર્ચા કરી હતી હિંદુધર્મનું મૂળ વેદધર્મ છે અને આ વેદધર્મ એ જ સનાતનધર્મ છે વેદને ઇશ્વરપ્રણિત માનવામાં આવે છે એટલે વેદ ઇશ્વરરચિત છે એમ શાસ્ત્રો કહે છે

વેદ ઇશ્વરપ્રણિત છે એમ ભગવાન શ્રી કૃષ્ણ કહે છે—

**सर्वस्य चाहं हृदिसंनिविष्टो मत्त स्मृतिर्ज्ञानम पोहन च ।**
**वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांत कृद्वेदवि देव चाहम ॥१॥**

**भ गी. अ. १५ .**

"હું સર્વના હૃદયમાં અંતર્યામી રૂપે સારી રીતે પ્રવેશ કરીને રહું છું, માટે પ્રાણી માત્રને પૂર્વે અનુભવેલી બાબતોની સ્મૃતિ વિષય તથા ઇંદ્રિયોના સંબંધથી થયેલું જ્ઞાન અને તે બન્નેનો વિનાશ, આ સર્વ મારાથી જ થાય છે સર્વે વેદોવડે તે તે દેવતારૂપે હું જાણવા યોગ્ય છું, વેદાંતસંપ્રદાયનો પ્રવર્તક તથા તેનું જ્ઞાન આપનારો પણ હું જ છું તથા વેદના અર્થને જાણનારો પણ હું જ છું ૧૫

વેદ ચાર છે ઋગવેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ દરેક વેદના સંહિતા અને બ્રાહ્મણ બે ભાગ છે વેદમાં જ્ઞાન ભરેલું છે, તેનું ઈશ્વરે ઋષિ મુનિયો દ્વારા મંત્રરૂપે વેદમાં પ્રકાશિત કર્યું છે વેદના સંહિતાવિભાગમાં દેવસ્તુતિ અને યજ્ઞના મંત્રો છે તેમ બ્રાહ્મણભાગમાં ઈતિહાસ, પુરાણ, સૂત્ર, શ્લોક આખ્યાન વિગેરે છે બ્રાહ્મણભાગના પણ આરણ્યક અને ઉપનિષદ્ એવા બે ભાગ છે બ્રાહ્મણભાગમાં ઐતરેય, તૈતરિય, તલબકાર અને શતપક્ષ એ ચાર મુખ્ય છે ઉપનિષદમાં બૃહદારણ્યક, માણ્ડુક્ય, ઇશ, કેન, તૈતરીય, છાન્દોગ્ય, કૌશીતકી, પ્રશ્ન, ઐતરેય, શ્વેતાશ્વતર, મુણ્ડક, અને મૈત્રેયી વિગેરે ઉપનિષદો છે ઉપનિષદોમાં બ્રહ્મવિદ્યાનું વર્ણન છે

વેદમાં મંત્રોના ક્રમ અને તેની શબ્દ રચના જે જે ઋષિઓએ કર્યા તે તે મંત્રોના તે ઋષિઓ દ્રષ્ટા ગણાયા છે વેદમાં પ્રતિપાદન કરાયેલું જ્ઞાન ઈશ્વરકૃત અને અનાદિ અનન્ત છે વેદમાં ઈશ્વરની જ ઉપાસના છે તેમાં દેવતાઓની સ્તુતિ અને યજ્ઞયાગાદિનું પ્રતિપાદન કરાયેલું છે એ સર્વ ઈશ્વરની ઉપાસનાનું અંગ છે વેદના ચાર ઉપવેદ છે ઋગવેદનો ઉપવેદ વૈદક, યજુર્વેદનો ઉપવેદ ધનુર્વેદ, સામવેદનો ઉપવેદ ગંધર્વવેદ અને અથર્વવેદનો સ્થાપત્ય ઉપવેદ છે વૈદકમાં શરીર બળ વધારવાના અને રોગ મટાડવાના ઉપાય છે તેના ચરક, સુશ્રુત, વાગભટ વિગેરે ગ્રંથો છે ધનુર્વેદમાં—યુદ્ધવિદ્યા ધર્મશિક્ષા, અને સ્વદેશ રક્ષાના વિષયો છે ગંધર્વવિદ્યામાં સંગીત છે સ્થાપત્યમાં શિલ્પ, કળા, કાર્ય અને પદાર્થવિદ્યા આવે છે હાલમાં તેમાંની માત્ર આયુર્વેદવિદ્યા કાયમ રહેલી છે અને બીજા ઉપવેદોની વિદ્યાલુપ્ત થઈ છે.

વેદના ૭ અંગો છે શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છન્દ અને જ્યોતિષ. વેદના મુખ્ય દેવતા ૧૧ રૂદ્ર, ૧૨ આદિત્ય, આઠ વસુ, ઇન્દ્ર અને પ્રજાપતિ એમ તેમની વિભૂતિઓનો વિસ્તાર થતા ૩૩ કરોડ દેવતા થયેલા છે,

આ સર્વ દેવતાઓનો લય થાય છે ત્યારે એક આત્મા બાકી રહે છે તેને દેવતાઓનો દેવ કહે છે વેદાન્ત એ વેદોનો અન્ત કહેવાય છે ઋગવેદની ૨૧ શાખા છે, યજુર્વેદની ૧૦૮ શાખા છે, સામવેદની ૧૦૦૦, અને અથર્વવેદની ૫૦ શાખાઓ છે ઋગવેદના ઋષિ—વસિષ્ટ, અત્રિ, કશ્યપ, ભારદ્વાજ,

ગૌતમ, જમદગ્નિ, અને વિશ્વામિત્ર વિગેરે છે. યજુર્વેદના ઋષિ યાજ્ઞવલ્ક્ય વિગેરે છે અને ઋગવેદના જે ઋષિ છે તે સામવેદના પણ છે અથર્વવેદના ઋષિ અથર્વગિરા છે

**સ્મૃતિ**—ઋષિઓએ જે યાદ રાખેલું તેને સ્મૃતિ કહે છે જે સાભળેલુ તેને શ્રુતિ કહે છે આ પ્રમાણે શ્રુતિ અને સ્મૃતિઓ પણ ઋષિમુનિયોએ રચેલી છે તેમા મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ અને પરાશરસ્મૃતિ વિગેરે ઘણી સ્મૃતિઓ છે કેટલાકો ૧૮ સ્મૃતિ કહે છે અને કેટલાક વીસ કહે છે તેમા સૃષ્ટિક્રમ, ધર્મ, તેના લક્ષણ, વર્ણાશ્રમ ધર્મની મર્યાદા, અને આચાર વિચારના વિગેરે વિષયો હોય છે તે સર્વનુ પર્યવસાન બ્રહ્મજ્ઞાનમા છે તેમા ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનાર માર્ગોનુ નિરૂપણ છે તેના બનાવનારા ઋષિમુનિયો જુદા જુદા હોવાથી તેમા ઘણીમા મતભેદ પણ છે તોપણ સર્વમા મોક્ષ પ્રાપ્તિનુ સાધન આત્મજ્ઞાન મેળવવાનો મુખ્ય વિષય છે

**પુરાણો**—એ સિવાય શાસ્ત્રમા ૧૮ પુરાણો અને ઇતિહાસમા મહાભારત અને રામાયણ બે ગ્રથો છે ૧ બ્રહ્મપુરાણ, ૨ પદ્મપુરાણ, ૩ વિષ્ણુપુરાણ, ૪ શીવપુરાણ, ૫ ભાગવત, ૬ નારદપુરાણ, ૭ માર્કન્ડેયપુરાણ, ૮ અગ્નિપુરાણ, ૯ ભવિષ્યપુરાણ, ૧૦ બ્રહ્મવૈવર્તપુરાણ, ૧૧ લિગપુરાણ, ૧૨ વારાહપુરાણ, ૧૩ સ્કદપુરાણ, ૧૪ વામનપુગણ, ૧૫ કર્મપુરાણ, ૧૬ મત્સ્યપુરાણ, ૧૭ ગરૂડપુરાણ, અને ૧૮ બ્રહ્માડપુરાણ એ ૧૮ પુરાણો છે તેના બીજા ૧૮ ઉપપુરાણો છે પુરાણોમા દેવતાઓ, ઋષિઓ, રાજાઓના વશ, મન્વન્તરોની કથા, રાજવશીઓના ચારિત્રો સર્ગ અને પ્રતિસર્ગ (સપૂર્ણ ચરાચરની ઉત્પત્તિ) નુ વર્ણન છે દરેક પુરાણમા તેના એકેક દેવતાની ઉપાસના છે વિષ્ણુ, શિવ, શક્તિ, સૂર્ય અને ગણપતિ એ પાચ મુખ્ય દેવતાઓ છે દરેક પુરાણમા તેના મુખ્ય મુખ્ય દેવતાની ઉપાસના, ધર્મ, જ્ઞાન, અને વૈરાગ્ય વિષે સારી સારી વાતોની ગુથણી કરીને ઉપદેશ આપેલો છે વિષ્ણુ પુરાણમા વિષ્ણુની ઉપાસનાનુ મહાત્મ્ય છે તેમા મુખ્ય પ્રહ્લાદચરિત્રનુ વર્ણન છે તેવી રીતે શિવપુરાણમા શિવનુ મહાત્મ્ય અનેક ચરિત્રો અને વાર્તાઓના રહસ્યપૂર્વક વર્ણવેલુ છે પુરાણોમા આરભમા, 'મધ્યમા અને છેવટના ભાગમાં વૈરાગ્યના આખ્યાનો છે તેમા ભગવાનની લીલાઓની કથાઓ છે. પુરાણોમા સર્વ ઉપનિષદોના સારરૂપ ઇશ્વર અને જીવની એકતા જાણી શકાય એવા અદ્વિતિય પરબ્રહ્મનું વર્ણન કરેલું છે અને તેનુ ફળ મોક્ષ જ છે

**ષડદર્શન**—ન્યાય, વૈશેષિક, સાખ્ય, યોગ, પૂર્વમિમાસા, અને ઉત્તર મીમાસા એ **ષડદર્શન** છે ન્યાય ગૌત્તમમુનિ પ્રણિત છે વૈશેષિક કણાદ-

મુનિ પ્રણિત છે, સાખ્ય કપીલમુનિ પ્રણિત છે, યોગ પાતજલ મુનિ પ્રણિત છે, પૂર્વમિમાસા જૈમિની પ્રણીત છે, અને ઉત્તરમિમાસા વ્યાસમુનિ પ્રણિત છે ન્યાયશાસ્ત્રમા પૃથ્વી, તેજ, વાયુ, આકાશ, કાળ, દિક, આત્મા, મન એ સર્વનુ નિરૂપણ છે વૈશેષિકમા પણ તેજ વિષયો ઉપરાત અભ્યુદયદ્વારા સિદ્ધિ પ્રાપ્ત થાય તેને ધર્મ કહે છે તેનુ નિરૂપણ છે સાખ્યમા ચોવીસ તત્વોના વિવેચન સાથે પ્રકૃતિથી પુરૂષ ભિન્ન છે એમ સિદ્ધ કર્યું છે, યોગમા ચિત્તવૃત્તિના નિરોધ વડે આત્મપ્રાપ્તિનો માર્ગ બતાવ્યો છે પૂર્વમીમાસામા કર્મની શ્રેષ્ટતાનુ અને ઉત્તરમિમાસામા બ્રહ્મ જીજ્ઞાસાનુ નિરૂપણ છે

ઇતિહાસમા મહાભારતમા પાડવકૌરવોનુ વર્ણન, શ્રીકૃષ્ણનો મહિમા, અને અનેક વૃતાંતોદ્વારા ધર્મ, બળ, ઐશ્વર્ય, પરાક્રમ, ત્યાગ, જ્ઞાન, વેદાન્તના સિદ્ધાંતોની ગુથણી વિગેરે છે, રામાયણમા ઇશ્વરાવતાર શ્રીરામચદ્રજીનુ જીવન ચરિત્ર છે, તેમા અનેક ચરિત્રોદ્વારા, સત્ય બોલવુ, એક પત્નીવ્રત, વચન પાલન, પતિસેવા, પત્નિપ્રેમ, પુત્રપ્રેમ, પિતાપ્રેમ, બળ, સાહસ, અને પરાક્રમનુ વર્ણન છે

આ પ્રમાણે હિદુધર્મનુ રહસ્ય વેદ, ઉપનિષદ, શ્રુતિ, સ્મૃતિ, પુરાણો અને ઇતિહાસોમા છે મહાભારત પહેલા તો હિદુધર્મમા મુખ્ય વેદધર્મ મનાતો અને વેદધર્મ પ્રમાણે સર્વ કોઇ વર્ત્તતા મહાભારત પછી જ્યારે વેદાદિ ધર્મમા પાછળથી સડો પેઠો ત્યારે બુદ્ધભગવાનનો જન્મ થયો અને તેમણે પોતાનો ધર્મ ફેલાવ્યો જ્યારે આ પ્રમાણે બુદ્ધધર્મના પ્રભાવથી વેદધર્મનો નાશ થવા આવ્યો ત્યારે શ્રીમદ્શકરાચાર્ય ઉત્પન્ન થયા અને તેમણે ફરીથી વેદધર્મનુ સ્થાપન કરી બુદ્ધધર્મનો હિદુસ્થાનમાથી પરાજ્ય કર્યો તે પછી શ્રી રામાનુજાચાર્ય થયા અને તેમણે વૈષ્ણવ ધર્મનુ સ્થાપન કર્યું શિવધર્મ અને વૈશ્નવધર્મના બે ભેદો તે પછી જ થયા તે પહેલા તો મહાભારતના સમય સુધી સર્વ હિદુઓ વેદધર્મ અનુસાર ચાલતા શિવ અને વિષ્ણુમા ભેદ સમજતા નહિ

વેદમાં રૂદ્ર થવા શિવની પુજા કહેલી છે તેમા રૂદ્રની સ્તુતિ કરેલી છે ઋગવેદમા કહ્યુ છે કે—

**मा नो महान्तमुत मानो अर्भकं मान उक्षन्तमुत मान उक्षित ।**
**मा नो वधी पितरं मोत मातरं मान प्रियास्तन्वो रुद्र रीरिष. ॥**
**मा न स्तोके तनये मान आयौ मानो गोषु मानो अश्वेषु रिरिष ।**
**मा नो विरान्रुद्र भामितो, वधिर्हविष्मन्तः सदमित्वा हवामहे ॥**

ऋ- १–११४–७–८ )

" અર્થ—હે રુદ્ર, અમે હવિસાથે તમારી હમેશા પ્રાર્થના કરીએ છીએ, પણ તમે બાપને, માને, અમારા મોટા સબધી તેમ બાળકોને કોધી થઈને મારશો નહિ. હે રુદ્ર, અમારા નાના બાળકો ઉપર, અમારા આયુષ્ય ઉપર, અમારી ગાયો ઉપર, અમારા ઘરો ઉપર અને અમારા ઘોડાઓ ઉપર ગુસ્સે થશો નહિ. અમારા વીરોને હે રુદ્ર ગુસ્સે થઇને હણશો નહિ ( ઋ-૧-૧૧૪-૭-૮ )"

ભગવાન શકરાચાર્યે શૈવધર્મ પ્રવર્તાવ્યો અને ભગવાન રામાનુજાચાર્યે વૈશ્નવધર્મ પ્રવર્તાવ્યો તોપણ તે બન્નેનો આશય શૈવ અને વૈશ્નવ સપ્રદાયમા અત્યારે જે ભેદ મનાય છે તેવો ભેદ પાડવાનો નહોતો, ઉપનિષદોમા બ્રહ્મજ્ઞાનનુ નિરૂપણ કરાયલુ છે વેદના મત્રોનો સગ્રહ ઉપનિષદોમા કરેલો હોય છે તેમા બ્રહ્મ, જીવ, અને સૃષ્ટિનુ વર્ણન તથા બ્રહ્મપ્રાપ્તિને માટે જ્ઞાન, યોગ, ધ્યાન અને ઉપાસના એ ચાર માર્ગોનો ઉપદેશ કરેલો હોય છે શૈવ-સપ્રદાયના મૂળમા **શ્વેતાશ્વતર** ઉપનિષદ છે અને વૈશ્નવમાર્ગના મૂળમા **ભગવદ્ગીતા** છે ભગવદ્ગીતા પહેલાનુ શ્વેતાશ્વતર ઉપનિષદ છે આ ઉપનિષદગીતાને મળતુ છે આ ઉપનિષદમાથી શકરાચાર્યે તેમજ રામાનુજાચાર્યે પોતપોતાના મત માટેના વચનો પોતાના ગ્રથોમા ઉતારેલા છે છતા આ ઉપનિષદ શૈવમાર્ગના પ્રમાણરૂપ ગણાય છે

મહાભારતમા કૃષ્ણે રુદ્રની સ્તુતિ કરેલી છે અને જાબુવતીને રૂક્મિણી-જેવો પુત્ર થવા માટે તેમણે મહાદેવને પ્રસન્ન કરવા માટે તપ કર્યુ હતુ તેમને ઉમા સહિત મહેશ્વરે દર્શન આપ્યા હતા અને વરદાન આપ્યુ હતુ એવુ મહાભારતના અનુશાસન પર્વમા છે તેવીજ રીતે શિવે વિષ્ણુની પણ સ્તુતિ કરેલી છે ઉપનિષદમા જેને બ્રહ્મ—પરબ્રહ્મ કહે છે તેજ પરમેશ તત્ત્વને શિવભક્તો શિવ મહેશ્વર અને મહાદેવ તરીકે માને છે અને વૈશ્નવો તેજ પરમતત્ત્વને નારાયણ, વિષ્ણુ અને કૃષ્ણ તરીકે માને છે બ્રાહ્મણો અને ક્ષત્રિયો શિવને માને છે અને વૈશ્યાદિ ઈતર જ્ઞાતિઓ વૈશ્નવ પથને માને છે, તેમા આજકાલ જે ભેદ મનાય છે તે ભેદ પાછળથી પેસી ગયેલો લાગે છે

વેદનુ રહસ્ય લોકો જ્યારે સમજી શકે નહિ તેવી સ્થિતિના થયા ત્યારે તેના રહસ્યને અનેક આખ્યાયિકાઓ દ્વારા સમજાવવા માટે પાછળથી પુરાણો વેદવ્યાસે રચ્યા છે આ પુરાણોમા ઉપનિષદોના રહસ્યને અનેક આખ્યાનોમા ગુંથેલુ હોવાથી સામાન્ય મનુષ્યો પણ ઝટ સમજી શકે છે શ્રીરામચદ્રની લીલાનુ વર્ણન રામાયણમા છે તેમા એકેએક પાત્રના ચરિત્રનુ અનુકરણ કરવા જેવુ છે શ્રી કૃષ્ણની લીલાનુ વર્ણન ભાગવતમા, વિષ્ણુપુરાણમા અને મહાભારતમા છે રામાયણ અને મહાભારતમા પણ

અનેક આખ્યાયિકાઓમા ઉપનિષદના રહસ્યનો સાર ગુથેલો છે તેથી તે વાચી મનન કરવાથી હિંદુધર્મનુ રહસ્ય સમજી શકાય છે આ પ્રમાણે હિંદુધર્મનુ રહસ્ય વેદ, શ્રુતિ, સ્મૃતિ ઉપનિષદો અને પુરાણોમા ગુથેલુ છે

ભાઇ ચન્દ્રમણિશંકર, આ પ્રમાણે વેદધર્મનુ રહસ્ય છે શૈવ કહો, વૈશ્નવ કહો કે શાક્ત કહો, સર્વ ધર્મ વેદધર્મ પ્રમાણેજ છે જે કાઇ વિરોધ જણાય છે તે માત્ર પાછળથી તેના માનનારાઓએ ઘુસાડી દીધેલો છે માટે આપણે તો આપણા મુળ ધર્મને અનુસરીને ચાલવુ અને બીજા સર્વ કોઈ મેમા શુભ બુદ્ધિ રાખવી એજ કર્તવ્ય છે

આ પછી મહાત્માએ કથા બધ કરી અને સર્વે નમન કરીને ઉઠયા. ચન્દ્રમણિશંકર પણ નમન કરી સુમતિ સાથે કરનાળી ગયો. સાભળેલી કથાની રાત્રે તે સુમતિ સાથે ચર્ચા કરતો તેથી સુમતિને પણ ઘણુ જાણવાનુ મળતુ.





# ભાગ ૨ જો

## ઈશ્વરના ૨૪ અવતારો.

## પ્રકરણ ૫ મું

### અવતાર રહસ્ય.

આજે દિવસે સર્વ મહાત્મા પાસે આવી બેઠા. ચન્દ્રમણિશંકર અને સુમતિ પણ આજે રોજના કરતા કાંઈક વ્હેલાં આવીને બેઠા. સર્વના આવી ગયા પછી મહાત્માએ કથાનો આરંભ કર્યો. મહાત્મા કહેવા લાગ્યા

" આજે આપણે વિષ્ણુભગવાનના ૨૪ અવતારોના રહસ્ય સંબંધી કથા કરીશું. આપણા શાસ્ત્રમાં ઈશ્વરના ૨૪ અવતારો માનવામાં આવે છે તે આ પ્રમાણે થયેલા છે.

પુરાણોમાં ઈશ્વરના ૨૪ અવતારોનું વર્ણન છે. તે ૨૪માં મુખ્ય ૧૦ અવતારો ગણાય છે. વિષ્ણુ ભગવાને શુક્રાચાર્યની માનું માથું કાપી નાંખ્યું ત્યારે શુક્રે વિષ્ણુને શાપ આપ્યો કે તમે આ સંસારમાં ૭ વાર મનુષ્ય શરીર ધારણ કરશો. ત્યારથી વિષ્ણુ ભગવાન વારંવાર જન્મ લે છે. તેમના ૧૦

અવતારો મુખ્ય છે મત્સ્યાવતાર ચૈત્ર સુદ ૧૫ ના રોજ થયો છે કૂર્મ અવતાર જેઠ સુદ ૧૨ ના રોજ, વારાહ અવતાર ચૈત્ર સુદ ૯ ના રોજ, નૃસિંહ અવતાર વૈશાખ સુદ ૧૪ ના રોજ, વામન અવતાર ભાદરવા સુદ ૩ ના રોજ, પરશુરામ અવતાર વૈશાખ સુદ ૩ ના રોજ, રામચંદ્રજીનો અવતાર ચૈત્ર સુદ ૯ ના રોજ, કૃષ્ણ ભગવાનનો અવતાર ભાદરવા સુદ ૮ ના રોજ, બુદ્ધનો અવતાર જેઠ સુદ ૨ ના રોજ થયો હતો એટલા અવતારો થઈ ગયા છે અને હવે કલ્કી અવતાર જેઠ સુદ ૨ ના રોજ થશે. આ અવતારોમા મત્સ્યાવતાર, કુર્માવતાર અને વારાહ અવતાર એ મનુષ્યાવતારમા ગણાતા નથી. અને નૃસિહ, વામન, પરશુરામ, રામચદ્રજી, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ એ ૭ અવતારો મનુષ્યમા ગણાય છે

આ અવતારોનુ રહસ્ય પણ દરેક માણસે જાણવુ જોઇએ. દરેક માણસે પોતાના ધર્મનુ જ્ઞાન તો પાસ કરવુ જ જોઇએ તે સિવાય તેનુ ચારિત્ર શુદ્ધ રહી શકતું નથી ધર્મનિષ્ટ માણુસ જ પોતાના કર્તવ્યને ઉત્તમ રીતે સાધી શકે છે ”

પરમાત્માએ પ્રથમ બ્રહ્માથી સનકાદિક કુમારોનો અવતાર લઈ બ્રાહ્મણુ થઈ દુ:ખથી પાળી શકાય એવુ અખડિત બ્રહ્મચર્ય પાળ્યુ

બીજે અવતારે આ જગતની ઉત્પત્તિ માટે રસાતળમા ગયેલી પૃથ્વીનો ઉદ્ધાર કરવા માટે યજ્ઞના સ્વામી શ્રી હરિએ વરાહનુ શરીર ધારણુ કર્યું હતું

ત્રીજે અવતારે તે પરમાત્માએ ઋષિના જન્મમા નારદનો અવતાર લઈ અન્યને નારદ પચરાત્ર કહ્યુ

ચોથે અવતારે ભગવાને ધર્મની સ્રીથી નર અને નારાયણુ નામના ઋષિ રૂપે જન્મીને અત કરણુને શાતિ આપનારૂ તપ કર્યું

પાચમો અવતાર કપીલનો ધારણુ કરીને સિદ્ધ પુરુષોના ઇશ્વર થયા અને આસુરી નામના બ્રાહ્મણુને સાંખ્યશાસ્ત્ર કહ્યુ.

છઠે અવતારે અનસૂયા તથા અત્રિ ઋષિની પ્રાર્થના ઉપરથી તેમને ત્યાં દત્તાત્રય ભગવાન પુત્રરુપે અવતર્યા અને અલર્ક રાજાને તેમ પ્રહ્લાદાદિ ભક્તજનોને આત્મવિદ્યાનો ઉપદેશ કર્યો

સાતમા અવતારે રુચિ ઋષિથી આકૂતિ નામની સ્રી વિષે યજ્ઞાવતાર ધારણુ કર્યો અને યામ વિગેરે પુત્રો અને દેવો સાથે સ્વાયભૂ મન્વતરનુ પાલન કર્યું

આઠમા અવતારે નાભિરાજાની મેરુદેવી નામની સ્રીથી ઉરુક્રમ—ઋષભદેવ જન્મ્યા. અને પરમહસનો માર્ગ બતાવ્યો

નવમો અવતાર પૃથુરાજાનો થયો જેમણે પૃથ્વીમાથી ઔષધીઓનું

તથા સર્વ વસ્તુઓનુ દોહન કર્યુ, તેમ હંસાવતાર, અને શ્રી હરીના ઇશ્વરના અવતારો થયા હતા

૧૨ ચાક્ષુસ મન્વતરમા જ્યારે સમુદ્રો એકત્ર થવાથી પ્રલય થયો ત્યારે ભગવાને **મત્સ્યાવતાર** ધારણ કરી પૃથ્વી રૂપ નોકામા વૈવસ્ત મનુને બેસાડી તેમની રક્ષા કરી એ બારમો અવતાર છે

તેરમા અવતારે દેવો અને દાનવો સમુદ્રમથન કરવા લાગ્યા ત્યારે ભગવાને **કાચબાનુ** રુપ ધારણ કરી પીઠ ઉપર મંદરાચલને ધારણ કર્યો.

ચૌદમો અવતાર **ધન્વતરીનો** ધારણ કરીને અમૃત આપ્યુ

પદરમો અવતાર **મોહિનીનો** ધારણ કરી સ્ત્રીના રૂપથી દાનવોને મોહિત કરી દેવોને અમૃત પાયુ

સોળમો **નૃસિંહાવતાર** ધારણ કરી મદમત્ત દૈત્ય હિરણ્યકશિપુને ચીરી નાખ્યો

સત્તરમો **વામનાવતાર** ધારણ કરી બળીરાજાના યજ્ઞમા જઇ તેની પાસે સ્વર્ગ પાછુ લેવા ત્રણ ડગલા પૃથ્વી માગી

અઢારમો અવતાર **પરશુરામનો** ધારણ કરી પૃથ્વીને ૨૧વાર નક્ષત્રી કરી.

ઓગણીસમા અવતારે પરાશરથી સત્યવતીમા ભગવાન વેદવ્યાસ જન્મ્યા. અને તેમણે વેદરૂપી વૃક્ષની શાખાઓ કરી અને વ્યાસ કહેવાયા

વીસમો અવતાર દેવતાઓનુ કામ કરવાની ઇચ્છાથી રામરુપી રાજાનો અવતાર થયો અને સમુદ્ર નિગ્રહ વિગેરે પરાક્રમો કર્યા

૨૧ અને ૨૨ મા અવતારે બળરામ અને કૃષ્ણ એવા નામથી વૃષ્ણિકુળમા અવતાર લઇ પૃથ્વીનો ભાર ઉતાર્યો

તે પછી કળીયુગમા તેવીસમા અવતારમા અસુરોનુ બળ વધ્યુ તેમને મોહ કરવા માટે ભગવાન કિકટ દેશમા ગયાના પ્રદેશમા બુદ્ધને નામે અવતર્યા હતા અને ચોવીસમો અવતાર હવે પછી કલ્કિ ભગવાનનો થશે

ભગવાને ગીતામા સ્વમુખેજ કહ્યુ છે કે —

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥**

**भ. गी. अ. ४.**

હુ જન્મ રહિત છુ, અવિનાશી સ્વભાવવાળો છુ તથા સર્વે પ્રાણીઓનો ઇશ્વર–સ્વતંત્ર કર્મ કરનારો છુ, તોપણ હુ માયાવડે શુદ્ધ તેજસ્વી સત્વગુણી મૂર્તિને ધારણ કરીને અવતાર લઉં છુ ૬

ગીતાને તો આજકાલ સર્વ માને છે તો તેજ ગીતામા ભગવાન સ્વમુખે પોતે અવતાર ધારણ કરે છે તેવુ કહે છે

વળી ભાગવત પ્રથમ સ્કંધના ૩૪મા શ્લોકમા પણ કહે છે કે: જગતનું

રક્ષણ કરનારા દયાળુ ભગવાન, દેવ, પશુ, અને મનુષ્યોમા નાના પ્રકારની લીલાવડે અવતારો લઈને સત્વગુણી અવતારથી લોકોનુ રક્ષણ કરે છે.

પ્રલયકાળે આ જગત્ મહાસાગરના પાણીમા ડુબી ગયુ હતુ, ત્યારે જેમની ચૈતન્યશક્તિ જાગ્રત હતી એવા સ્વરૂપના આનદમા મગ્ન રહેનારા ભગવાન્ પોતે જ શેષ નાગની શય્યા ઉપર નેત્રા મિચી પોઢયા હતા પછી ભગવાને જગત્ રચવા માટે સૂક્ષ્મ પદાર્થનો વિચાર કર્યો, એટલે તે સૂક્ષ્મ પદાર્થ કમળના કોશ રૂપે તેમનામા ઉત્પન્ન થયુ અને તે નાભિકમળમાથી બ્રહ્મા ઉત્પન્ન થયા, જેમને સ્વયભુ કહે છે બ્રહ્માએ કોઇને જોયુ નહિ એટલે તેમણે ચિત્તનો નિરોધ કરીને પરમાત્માને પોતાના હૃદયમા પ્રકટ થયેલા જોયા તે પછી સૃષ્ટિ રચવાની ઇચ્છાથી બ્રહ્માએ ભગવાનની સ્તુતિ કરી અને તે પછી ભગવાનની આજ્ઞાથી તેમણે આ જગત રચ્યુ

મહાત્માજીએ આટલી કથા કહી બીજે દિવસે અવતારોનુ વર્ણન કરવાનુ કહ્યુ તે પછી ચન્દ્રમણિશકર ઉતારે ગયો

---



## પ્રકરણ ૬ ઠું.

# સનકાદિક કુમારોનો પ્રથમ અવતાર



આ જે દિવસે મહાત્માએ કથા શરૂ કરી "બ્રહ્માએ ભગવાનના નાભિ-કમળમાંથી ઉત્પન્ન થઈ જોયું તો કોઈ જણાયું નહિ તેથી તેમણે પોતાનું માથું ચારે દિશામાં ફેરવી અને નેત્રો ઉઘાડી ચારે દિશામાં જોયું જેથી તેમને ચાર મુખ થયા પછી તેમણે સંકલ્પવડે તે કમળ-માંથી આ જગતની રચના કરી તેમણે પ્રથમ સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર એ ચાર મુનિયોને ઉત્પન્ન કર્યાં તેઓ ક્રિયા રહિત અને અસ્ખલિત બ્રહ્મચર્યવાળા થયા સ્વયંભુ એવા બ્રહ્માએ તે પુત્રોને કહ્યું કે હે પુત્રો, તમે પ્રજાને સરજો પણ તે તો ભગવાન વિષે નિષ્ઠાવાળા અને મોક્ષધર્મની ઇચ્છાવાળા હતા તેથી તેઓએ તો સૃષ્ટિ રચવાની ઇચ્છા કરી નહિ ભગવાન પોતે સનકના ચિન્હવાળા થઈને સનકાદિક ચાર ઋષિ રૂપે અવતર્યા હતા તેમણે પૂર્વે કલ્પના પ્રલય થવાથી તે સમયનું જે આત્મ-જ્ઞાન નાશ થયું હતું તેનો પુન સર્વને સારી રીતે ઉપદેશ કર્યો હતો જે સાભળવા માત્રથી મુનિઓને આત્માનો સાક્ષાત્કાર થયો હતો સનકાદિક ઋષિઓએ નારદને પણ ઉપદેશ આપ્યો હતો

## રુદ્ર

બ્રહ્માએ પોતાના પુત્ર સનકાદિક મુનિઓને સૃષ્ટિ રચવાની આજ્ઞા કરી પણ તેમણે તે ન માનવાથી તેમને ક્રોધ થતા તેમની ભ્રકુટીમાંથી શિવ પ્રકટ થયા તેમને બ્રહ્માએ કહ્યું કે તમારૂ નામ રૂદ્ર પડશે અને મન્યુ, મનુષ્ય, મહિનસ, મહાન શિવ, ઋતુધ્વજ, ઉગ્રરેતા, ભવ, કાળ, વામદેવ અને ધૃતવ્રત એ રીતે તમારા ૧૧ નામો પડશે અને ધી વૃત્તિ ઉશના ઉમા નિયત

સર્પિષ, ઈલા, અબિકા, ઈરાવતી, સુધા અને દીક્ષા એ ૧૧ તમારી સ્ત્રીઓ રૂદ્રાણી ગણાશે માટે તમે આ સ્ત્રીઓમાથી ઘણી પ્રજા ઉત્પન્ન કરો. પછી ભગવાન રૂદ્રે પ્રજાને સરજવા માડી આ પ્રજા ક્રોધી અને ભયકર હોવાથી જગત્‌ને ગળવા લાગી તેથી બ્રહ્માએ તેમને સૃષ્ટિ સરજવાની ના પાડી તપ કરવાનુ કહ્યુ પછી રૂદ્રભગવાને વનમા જઈ તપ કરવા માડ્યુ

## વેદની ઉત્પત્તિ.

**વેદની ઉત્પત્તિ**—બ્રહ્માએ પોતાના ચાર મુખ વડે ચાર વેદ બનાવ્યા છે પૂર્વ દિશાના પોતાના મુખમાથી ઋગ્વેદ બનાવ્યો, પશ્ચિમ દિશાના મુખમાથી સામવેદ બનાવ્યો અને દક્ષિણ દિશાના મુખમાથી અથર્વવેદ બનાવ્યો છે વળી તેજ પ્રમાણે તેમણે આયુર્વેદ, ધનુર્વેદ, ગાધર્વવેદ, અને વિશ્વકર્માનુ શાસ્ત્ર એ ચાર ઉપવેદોને ઉત્પન્ન કર્યા પછી પોતાના સર્વ મુખમાથી પાચમા વેદરૂપ ઇતિહાસો અને પુરાણોને રચ્યા

## બ્રહ્માની સૃષ્ટિ

બ્રહ્માએ સનકાદિક મુનિયો પછી પોતાના શરીરમાથી દશ પુત્રો ઉત્પન્ન કર્યા તે આ સૃષ્ટિ રચવામા કારણરૂપ હતા તેમા સ્વયભુ બ્રહ્માના ખોળામાથી નારદ ઉત્પન્ન થયા, અગુઠામાથી દક્ષ પ્રજાપતિ ઉત્પન્ન થયા, પ્રાણમાથી વશિષ્ટ ઉત્પન્ન થયા, નાભિમાથી પુલહ ઉત્પન્ન થયા, કાનમાથી પુલસ્ત્ય ઉત્પન્ન થયા, મુખમાથી અગિરા ઉત્પન્ન થયા, નેત્રોમાથી અત્રિ ઉત્પન્ન થયા, અને મનમાથી મરીચિ ઉત્પન્ન થયા

આ ઋષિઓની કથા ઈશ્વરાવતારોની કથા થઈ રહ્યા પછી ઋષિ મુનિયોની કથા કહેવામા આવશે તે વખતે કહેવામા આવશે

આટલેથીજ આ કથા આજે બધ કરીશુ કાલે હવે ઈશ્વરાવતાર વરાહ ભગવાનની કથા કહેવામા આવશે.

એ પછી કથા બધ રહી અને ચન્દ્રમણિશકર અને સુમતિ સાજે ઘેર ગયા

એ પછી મહાત્માજીએ દરરોજ સાજરે જે કથા કહી તે સર્વે ચન્દ્રમણિશકર સાભળી રાત્રે ઘેર ઉતારી લેતા અને તેનુ મનન કરતા

દરરોજ મહાત્માજી જે ઉપદેશ આપતા તે હવે પછી પ્રકરણ વાર આપવામા આવે છે

---

## પ્રકરણ ૭ મું.

## વરાહાવતાર.

### વરાહ ભગવાને પૃથ્વીનો ઉદ્ધાર કરી હિરણ્યાક્ષનો સંહાર કર્યો.

ઇશ્વરનો બીજો અવતાર વરાહનો થયો હતો

બ્રહ્માના શરીરમાંથી સ્વયંભુ મનુ અને શતરૂપા સ્ત્રી ઉત્પન્ન થયા ત્યારે તેમને બ્રહ્માએ પ્રજા ઉત્પન્ન કરવાની આજ્ઞા કરી જેથી મનુએ કહ્યું કે સર્વ પ્રાણીઓને રહેવાનું સ્થાન પૃથ્વી તે તો મહા સાગરમા ડુબી ગઈ છે માટે તેનો ઉદ્ધાર કર્યા વગર મારી પ્રજાને માટે તેમ મારે માટે બીજું સ્થાન ક્યા છે? માટે પ્રથમ પૃથ્વીનો ઉદ્ધાર કરો ત્યારે બ્રહ્માએ વિચાર કર્યો કે હવે શું કરવું મે સૃષ્ટિ રચવાને તૈયારી કરી ત્યારે પાણીએ પૃથ્વીને ડુબાડી દીધી અને તે રસાતળમા જઇ બેઠી માટે હવે તો ઇશ્વર જ મારી ઇચ્છા પુરી પાડશે આવો વિચાર કરે છે એવામા તેમના નાકમાથી અંગુઠાના જેવડું વરાહનુ એક બચ્ચુ નીકળ્યું અને તે જો જોતામા તો હાથીના જેવડું વધી ગયું આથી બ્રહ્મા વિગેરે આશ્ચર્ય પામ્યા એવામા તો મોટા પર્વત જેવા દેખાતા ભગવાન્ વરાહે મોટી ગર્જના કરી દીશાઓને ગજાવી મૂકી. પછી વરાહરૂપ ધારણ કરનાર ભગવાન વરાહની દેવોએ વેદમંત્રાથી સ્તુતિ કરી. પછી ભગવાન વરાહ દેવોના ઉદય માટે પાણીમા પેઠા અને પૃથ્વી શોધતા નાકથી સુંઘતા પાણીમા પેઠા પાણીમા પેસવાનો સમુદ્રે માર્ગ આપ્યો. ત્યા આગળ રસાતળમા પૂર્વે પોતે સમુદ્રમા સૂતી વેળાએ પોતાના ઉદરમા સર્વ જીવના આધારભૂત જે પૃથ્વીને ધારણ કરી હતી તે પૃથ્વીને દીઠી પછી તે ડુબેલી પૃથ્વીને પોતાની દાઢવતી ખેંચીને બહાર કાઢી રસાતળમાથી બહાર નીકળ્યા.

એવામા અસહ્ય પરાક્રમવાળો હિરણ્યાક્ષ દૈત્ય હાથમા ગદા લઇને સામો થયો અને વરાહ ભગવાનને મારવા લાગ્યો તેથી વરાહ ભગવાને રમત માત્રમા તે દૈત્યને મારી નાખ્યો અને પૃથ્વીને પોતાની દાઢની અણી ઉપાડીને બહાર કાઢી, જેથી બ્રહ્માદિક દેવતાઓએ તેમની સ્તુતિ કરી

હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ સબંધી કથા હવે પછી નૃસિંહાવતારની કથા વખતે કહેવામા આવશે.



## પ્રકરણ ૮ મું.

### નારદ.

ઈશ્વરનો ત્રીજો અવતાર નારદનો ગણવામા આવે છે બ્રહ્માએ દસ માનસ પુત્રો ઉત્પન્ન કર્યા હતા તેમાંના નારદ પણ એક બ્રહ્માના માનસપુત્ર છે વારાહ કલ્પમા તે જન્મ્યા હતા. બ્રહ્માએ તેમને પ્રજોત્પત્તિ કરવાનુ કહ્યુ પણ તેમણે તેમની તે વાતનો સ્વીકાર કર્યો નહિ. તે બાળ બ્રહ્મચારી થયા અને સસારથી વિરક્ત રહી પરમાત્મામા ચિત્તની એકાગ્રતા કરી હરિ કિર્તનમા જ નિમગ્ન રહેતા તે બ્રહ્માના પુત્ર મનુના દરબારમા ઉછરી મોટા થયા તે દેવોમા યોગિરાજ ગણાતા હતા અને દેવઋષિ તરીક સર્વ તેમને માનતા હતા તે ધર્મનિષ્ટ, પરદુ ખભજન, નીતિવાન, હસમુખા, ચાલાક, ઉત્સાહી, તત્ત્વજ્ઞ અને મશ્કરા પણ હતા. ઘણીવાર મનના તરગથી ગમ્મત ખાતર એક બીજાને લડાવી પણ મારતા. તે ગમે ત્યારે ત્રિલોકમા ગમન કરી શકતા હતા તે ઈશ્વર ધ્યાન કરતા અને કિર્તનના આનદમા મસ્ત ફર્યા કરતા હતા તે દેવો, ઋષિઓ અને લોકપાળોને પરસ્પર સદેશા પહોચાડતા તે અન્યને હાસ્ય ઉપજાવતા અને માથે જટા રાખતા.

તેમનો આશ્રય યમુના તટ ઉપર પહેલા હતો, પછી ત્યાથી તે ત્રૈલોકમા ફરતા સગીત શાસ્ત્રમા તે ઘણા હોશિઆર હતા તેમના ગાનતાનથી દેવો અને મુનિઓ ખુશી થતા વક્તા પણ ઉત્તમ હતા. પોતે ગાન તાન સાથે ઉપદેશ આપતા. તે હમેશા ઇશ્વર સબધી, નીતિ અને ધર્મ સબધી ઉપદેશ ગાતા ગાતા સર્વ સ્થળે આપતા. સદા સસારથી વિરક્ત હતા. તેમનુ વચન દેવ, ઋષિ અને સર્વ મનુષ્યો માનતા. પોતે દેવસભામા ઉત્તમ માન પામ્યા હતા તે હમેશા વીણા સાથે ગાન કરતા હતા. શ્રીવિષ્ણુ ભગવાનના તે અત્યત પ્રિય મિત્ર હતા. અને શ્રી વિષ્ણુનુ મન જ ગણાતા.

તેમણે ઘણાઓને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો હતો. તેમને ૬૦ હજાર બ્રાહ્મણો શિષ્ય થયા હતા. તેમણે નારદપંચરાત્રી નામનો ગ્રથ રચ્યો હતો. તેમના નામનુ નારદ પુરાણ પણ છે. ઇંદ્રાદિ લોકપાળોની સભાનુ વર્ણન

તેમણે યુધિષ્ટર આગળ પણ કર્યું હતુ લક્ષ્મીનુ વિષ્ણુ સાથે લગ્ન પણ તેમણે જ કરાવ્યુ હતુ ઇંદ્રને કહી પુરુરવાને ઉર્વશી સોંપાવનાર પણ તેજ હતા. મથુરામા વસુદેવને ત્યા કૃષ્ણ અવતરશે એવી આકાશવાણી થઈ હતી તે વાત ખરી છે એવુ કસને તેમણે જ કહ્યુ હતુ સાવિત્રીને સત્યવાનના ટુકા આયુષ્યની ભવિષ્યવાણી પણ તેમણે જ કહી હતી. ધ્રુવને નારદે ઉપદેશ આપ્યો હતો ચિત્રકેતુને પુત્રનો શોક મટાડવા તેમણે જ ઉપદેશ આપ્યો હતો

વેદવ્યાસને નારદે પોતાના પૂર્વ જન્મની વાત કહી હતી કે તેઓ પહેલા એક મુનિના દાસીના પુત્ર હતા તે મુનિના આશ્રમમા એક વખતે સનકાદિક ઋષિઓ આવ્યા હતા તેમની સેવામા નારદને રાખ્યા તેમની સેવાથી મહાત્માઓની તેમના ઉપર કૃપા થઈ મહાત્માઓનુ ખાધેલુ એઠુ તે ખાતા તેથી તેમનુ ચિત્ત પવિત્ર થયુ અને તેથી ધર્મઉપર રુચી થઈ ત્યારથી તેમને હરિગુણકિર્ત્તન સાભળવાની વૃત્તિ થઈ અને મનમા ભક્તિનો ઉદય થયો તે મહર્ષિયોએ નારદની ભક્તિ જોઈ તેમને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપી મત્ર આપ્યો ત્યાર પછી તે મહાત્માઓની સેવા કરી હરિચરણનુ ધ્યાન કરતા તેમને વનમા તપ કરવા જવાની ઇચ્છા થઈ પણ તેમની મા તેમને જવા દેતી નહિ તેથી તે પોતાની મા સાથે દેશ પર્યટણ કરવા નીકળ્યા રસ્તામા તેમની માને સર્પદશ થવાથી તે રસ્તામા મરણ પામી અને માતાનુ મરણ થતા તે પ્રસન્ન ચિત્તે પાચ વર્ષની વયે ઘોર વનમા જઈ પરમેશ્વરના સ્વરુપનુ ધ્યાન કરતા ઉત્તર તરફ ચાલ્યા આગળ જતા તે એક મહા વનમા આવેલા એક તળાવ પાસે આવ્યા ત્યા જવાથી તે થાકી ગયા હતા તેથી તળાવમા સ્નાન કર્યું અને પાણી પી તળાવના કિનારે બેઠા તેમણે વનમા એક પીપળા નીચે બેસી પરમાત્માનુ સ્થિર ચિત્ત ધ્યાન કરવા માડ્યુ ધ્યાનના અતે તેમને પરમાત્માનુ ક્ષણિક દર્શન થયુ તેથી પ્રેમાવેશમાં મુગ્ધ થઈ તેમણે આનદથી ચિત્ત ઇશ્વર ચરણમા જોડ્યુ થોડીવાર પછી જાગ્રત થયા થોડીવારે પાછા ધ્યાનસ્થ થયા, પણ ઇશ્વરનાં દર્શન થયા નહિ તેથી તેમને અસતોષ થયો આ વખતે આકાશવાણી થઈ કે હે વત્સ ! તું આ જન્મમા હવે મને જોઈશ નહિ કારણ કે ઇંદ્રિયાશક્ત મનુષ્યો મને જોઈ શકતા નથી મે તને માત્ર તારી પ્રીતિની વૃદ્ધિને માટે જ એકવાર મારૂ રૂપ દેખાડ્યુ છે યોગીઓ મારા ઉપર પ્રેમાતુર થઈ સકળ કામનાનો ત્યાગ કરે છે તેમ તુ કર. આ દેહ છોડી મારા લોકમા તુ આવીશ ત્યારે તુ મારૂ દર્શન કરીશ તે વખતે તને પૂર્વજન્મનુ પણ જ્ઞાન રહેશે ને પછી તે વીણા વગાડી પ્રભુની ભક્તિમા લિન રહેવા લાગ્યા ફરતા ફરતા શિબી દેશના રાજાની રાજધાનીમા ગયા ત્યા તેમને પર્વત ઋષિનો સમાગમ થવાથી તેમની સાથે ઘણાં વર્ષ ગયા બન્નેને એવો સબધ હતો કે એક બીજાની મનની વાત છાની રાખવી

નહિ પર્વત ઋષિએ તે દેશના રાજાની પુત્રી દમયતીની માગણી કરી પણ તેમણે કહ્યુ કે જે એકવાર પરણ્યો ન હોય તેમને મારી પુત્રી પરણાવવાની છે. પછી નારદે દમયતીની માગણી કરવાનો વિચાર કર્યો પણ તે વાત પર્વત ઋષિને ન કહી તેથી ઋષિએ તેમને વીરૂપ મુખના થવાનો શાપ આપ્યો તે વાત દમયતીએ જાણી તેથી તે રોજ નારદની સેવા કરવા આવતી તે પછી ઘણા વખતે ઋષિ ત્યા આવ્યા અને શાપની મુક્તિ કરી જે પછી પોતાનુ મૂળ સ્વરૂપ પામ્યા તેથી રાજાએ દમયતીને તેમની સાથે પરણાવી. તે પછી ઘણા કાળે તેમણે તે દેહનો ત્યાગ કર્યો અને પછી બીજે જન્મે તે બ્રહ્માના માનસ પુત્ર થઈ જન્મ્યા

આ અવતારમા તે સ્ત્રી નહિ પરણતા વીણા વગાડી ઇશ્વરના કિર્તન કરતા, લોકોને ધર્મ નીતિનો ઉપદેશ કરવા લાગ્યા તે પછી તે ઇશ્વરના ગાયન ગાતા કે તરત પ્રભુ તેમના હૃદયમા દર્શન આપતા. તે ધારતા ત્યા જઇ શકતા આ સાભળી વ્યાસ મુનિ પ્રસન્ન થયા વ્યાસે મહાભારત નામનો મહાગ્રથ રચ્યો હતો પણ તેમા વિવિધ જ્ઞાનથી ભરપૂર હરિગુણ કીર્તન કર્યું નહોતુ તેથી તેમણે ફરી હરિની લીલાનુ વર્ણન ભાગવત રચીને તેમા કર્યું

નારદનુ ચિત્ત ઇશ્વરના ગુણગાન ગાવામાજ રહતુ તે પણ ઇશ્વરના અવતાર મનાય છે કાઈ વખતે તો તે ઇશ્વરની પ્રેમભક્તિમા એવા લિન થઈ જતા કે તે ઉન્મત્ત પુરૂષના પેઠે રોતા, હસતા અને નાચવા મડી પડતા તેમનુ ચિત્ત શાન્ત અને નિર્મળ થતા સર્વ પ્રાણીઓ ઉપર તેમનો પ્રેમ વધવા માડ્યો અને ચિત્ત પ્રેમરસથી ભરપુર રહેવા લાગ્યુ, લોક કલ્યાણાર્થે પ્રભુ ભક્તિનો મહિમા શીખવી પોતાના જીવનને કૃતાર્થ માનતા તે કહેતા કે બધા આચાર વિચારોને પરમેશ્વરને સોપી દેવા અને પોતાને ભૂલી જઈ ઇશ્વર માટે આકુળ વ્યાકુળ થઈ જવુ એજ ભક્તિ છે

---



## પ્રકરણ ૯ મું.

### નરનારાયણ



ઈશ્વરનો ચોથો અવતાર નરનારાયણનો થયો હતો આદિ દેવ નારાયણ પોતે રચેલા પંચમહાભૂતવડે બ્રહ્માંડરુપી દેહ રચીને જ્યારે લીલા કરવા માટે તેમા પોતાના અંશથી પેઠા ત્યારે તે પુરુષ એવા નામને પામ્યા અને તે **ભગવાનનો પ્રથમ અવતાર** કહેવાય છે આ લોકની જે રચના થઇ છે તે પુરુષનો દેહ ગણાય છે એ આદિ પુરુષને સ્વત. સિદ્ધ જ્ઞાન છે એ પુરુષના પ્રાણથી જીવોના દેહની શક્તિઓ તથા ઈંદ્રિયોની શક્તિયો થઈ છે તેમ સત્વગુણથી, રજોગુણથી અને તમોગુણથી જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના પણ આદિ કર્ત્તા તેજ ભગવાન્ છે

આ જગત્‌ની રચના કરવા માટે એમના **રજોગુણમાંથી બ્રહ્મા ઉત્પન્ન** થયા છે, આ જગત્‌ની રક્ષા કરવા માટે એમના **સત્વગુણમાંથી વિષ્ણુ** થયા છે જે વિષ્ણુ યજ્ઞફળ આપનારા અને દ્વિજ લોકોના તથા તેઓના **ધર્મ**ના પાલક છે તથા આ જગત્‌નો **પ્રલય** કરવા માટે એમના તમોગુણમાંથી રુદ્ર થયા છે આ રીતે જેનાથી ઉત્પન્ન થયેના બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર નિત્ય જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કર્યા કરે છે, તે **આદિ પુરુષ** છે

ધર્મની સ્ત્રી તથા દક્ષની પુત્રી મૂર્તિ વિષે **નર—નારાયણ** નામનો ભગવાનનો અવતાર થયો હતો તેમણે આત્મસ્વરુપને જણાવનારા કર્મોનો નારદાદિકને ઉપદેશ કર્યો હતો તેઓ બદ્રિનારાયણમા જઇ તપ કરવા લાગ્યા એક વખતે નરનારાયણનુ તપ જોઇને ઈંદ્રના મનમા શંકા આવી કે આ મારૂ ઇન્દ્રાસન લઈ લેવાની ઈચ્છા કરે છે અને તેથી તેમણે આ મહર્ષિના તપનો ભંગ કરવા માટે તેમની પાસે કામદેવને વસંતાદિક પરિવાર સાથે મોકલ્યો. કામદેવ અપ્સરાઓનો સમૂહ, વસંત અને મંદ વાયુની સાથે તે મહર્ષિના આશ્રમમા જઈ સ્ત્રીઓનાં કટાક્ષરુપી બાણોથી તેમને વિંધવા લાગ્યો ભગવાન નારાયણ જાણતા હતા

કે આ અપરાધ ઈન્દ્રનો છે છતા પણ હસીને તે લોકો પ્રત્યે કહ્યુ કે હે કામદેવ, હે દેવાગનાઓ, તમે ડરો નહિ, અમારી પાસેથી તમે અતિથિ સત્કાર મેળવીને આશ્રમને સફળ કરો આ પ્રમાણે નારાયણનુ કહેવુ સાભળી તેમણે કહ્યુ હે પ્રભો ! આપ માયાથી પર છો, નિર્વિકાર છો, ઘણા ધીર પુરુષો આપના ચરણારવિંદમા પ્રણામ કરે છે, અમે ક્ષુધા, તૃષા, ટાઢ, તડકો, પવન, વરસાદ જીહવાનો રસ તથા શિશ્નના રસરુપ છીએ તેઓનુ ઉલ્લઘન કરીને જે પુરુષો ક્રોધને વશ થાય છે, તેઓ આ ચાર સમુદ્રને તરીને ગાયની ખરી જેવડા ખાબોચીયામા ડુબી જાય છે અને ક્રોધથી શાપાદિક આપીને પોતાના ઉત્તમ તપનો વૃથા નાશ કરે છે આ રીતે તેઓ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા એવામા ભગવાને તેઓનો ગર્વ શમાવવા માટે સેવા કરતી શણગારેલી તથા અત્યત રૂપવતી સ્ત્રીઓ પોતાના યોગબળથી ઉત્પન્ન કરીને તે દેવતાઓને દેખાડી દેવતાઓ દેહધારી લક્ષ્મીના જેવી તે સ્ત્રીઓને જોઈ તેઓના ભારે રૂપથી જેઓ કાતિ રહિત થઈ ગયા હતા એવા ઇદ્રના સેવકો તે સ્ત્રીઓના અગના સુગધથી જ મોહિત થઈ ગયા તે પછી ભગવાન નારાયણે તે દેવોને હસીને કહ્યુ કે આમાથી તમે એક સ્ત્રીને માગી લ્યો કદાચ તમને એમ લાગે કે અમે તુચ્છ ક્યા અને આ ઉત્તમ સ્ત્રીઓ ક્યા, તો આમા જે સ્ત્રી તમારા જેવી રુપવાળી અને સ્વર્ગના આભૂષણ સમાન હોય તેવી સ્ત્રી માગી લ્યો તે સાભળી દેવોએ ભગવાન્ નારાયણની આજ્ઞા માથે ચઢાવી અપ્સરાઓમા શ્રેષ્ટ એવી ઉર્વસીને ગ્રહણ કરીને સ્વર્ગમા ગયા. અને ઇદ્રની સભામા જઈ તેમણે નારાયણના બળ વિષે વાત કહી. તે સાભળી ઇદ્ર આશ્ચર્ય પામ્યો અને મનમા ત્રાસ પામ્યો

## સ્વયંભુ મનુ અને શતરુપા

બ્રહ્માએ નિત્ય સૃષ્ટિ રચવા માડી છતા પ્રજાની વૃદ્ધિ થતી ન જણાવાથી વિચાર કરવા લાગ્યા એવામા બ્રહ્માના શરીરમાથી બે ભાગ થયા એક પુરુષ અને બીજી સ્ત્રી તેમા જે પુરુષ થયો તે સ્વયભુ નામના સ્વય પ્રકાશ મનુ થયા અને જે સ્ત્રી થઈ તે શતરુપા નામની મહાત્મા મનુની પટરાણી થઈ તેમણે બ્રહ્માની આજ્ઞાથી પ્રજાને ઉત્પન્ન કરી ત્યારથી મૈથુન ધર્મવડે પ્રજાની વૃદ્ધિ થવા માડી. તે મનુને પ્રિયવ્રત, અને ઉત્તાનપાદ બે પુત્રો અને આકૂતિ, દેવહૂતિ અને પ્રસૂતિ નામની ત્રણ કન્યાઓ ઉત્પન્ન થઈ.

રુચિને આકૂતિ કન્યા પરણાવી, કર્દમને દેવહૂતિ પરણાવી અને દક્ષને પ્રસૂતિ પરણાવી આ કન્યાઓની સતતિથી આ જગત્‌ની વૃદ્ધિ થવા લાગી.”

આટલી કથા કહી મહાત્માજીએ બધ કરી અને તે પછી સર્વ શ્રોતાઓ મહાત્માજીને નમન કરી પોતપોતાને સ્થાને ગયા.



## પ્રકરણ ૧૦ મું.

### કપીલાવતાર

### કર્દમમુનિ.



આ જે દિવસે ચન્દ્રમણિશંકર વિગેરે શ્રાતાઓ આવી જવાથી મહાત્માજીએ કથાનો આરંભ કર્યો

ભગવાનનો પાચમો અવતાર કપીલ મુનિનો થયો હતો

સ્વયંભુ મનુના વંશમા મૈથુનવડે પ્રજાની વૃદ્ધિ થઈ હતી અર્થાત્ મૈથુન સૃષ્ટિ થઇ હતી તે સ્વયંભુ મનુને પ્રિયવ્રત તથા ઉત્તાનપાદ નામના બે પુત્રો હતો, અને તેમને દેવહુતિ નામની પુત્રી હતી

બ્રહ્માએ કર્દમ ઋષિને કહ્યુ કે પ્રજા સરજો એટલે તેમણે સરસ્વતી નદીના તીરે જઈ દસહજાર વર્ષ સુધી તપ કર્યું અને સમાધિમા ભગવાન શ્રી હરિની ભક્તિપૂર્વક સેવા કરવા લાગ્યા આ પ્રમાણે તપશ્ચર્યાથી કમળ જેવા નેત્રવાળા ભગવાન તેમના ઉપર પ્રસન્ન થયા અને માત્ર શબ્દથી જ જાણવામા આવતા પરબ્રહ્મે મૂર્તિને ધારણ કરીને તેમને પ્રત્યક્ષ દર્શન આપ્યા તે સૂર્યની માફક ઝળઝળાટ પ્રકાશતા હતા, હાથમા શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કર્યા હતા અને વક્ષસ્થળમા લક્ષ્મીનુ ચિન્હ હતુ ભગવાનનાં દર્શન કરવાથી કર્દમ ઋષિને આનદ થયો અને પછી તેમણે ભગવાનની સ્તુતિ કરી. ભગવાને તેમને કહ્યુ કે હે પ્રજાપતિ મારા વિષે મનને એકાગ્ર કરનારા જે પુરુષો મારી આરાધના કરે છે તેઓની આરાધના કોઇપણ દિવસ વ્યર્થ જતી નથી તો તમારા જેવાની આરાધના તો વ્યર્થ જાય જ નહિ પ્રજાપતિના પુત્ર ચક્રવર્તી મનુ હમણા બ્રહ્માવર્તમા રહી સાતસમુદ્રવાળી પૃથ્વીનુ પાલન કરે છે તે રાજર્ષિ મનુ તમારા દર્શન કરવાની ઇચ્છાથી પરમ દિવસે પોતાની પટરાણી શતરુપા સાથે અહિ આવશે અને અવસ્થામા આવેલી સારા સ્વભાવવાળી ગુણવતી કાળા કટાક્ષવાળી પોતાની પુત્રી જે પતિની શોધ ..ે છે તે તમને અર્પણ કરશે તે રાજકન્યા તમારી સેવા કરશે તે કન્યા

તમારાથી નવ સતાનને જન્મ આપશે અને ઋષિઓ તમારી તે કન્યાઓ-માથી પુત્રોને ઉત્પન્ન કરશે

હે મહામુનિ, હુ અશાવતારવડે તમારી સ્ત્રી દેવહૂતિમા અવતાર લઈ સાખ્યશાસ્ત્રની સહિતા રચીશ આ પ્રમાણે કર્દમને કહી તેમના દેખતા ભગવાન ગરુડ ઉપર બેસી સરસ્વતી નદીથી વિટાયલા બિંદુ સરોવરમાથી પોતાના ધામમા ગયા તે પછી ભગવાને કહ્યા પ્રમાણે વાટ જોતા કર્દમમુનિ બિદુ-સરોવર ઉપર રહ્યા

એવામા મનુમહારાજા પોતાની શતરૂપા સ્ત્રી તથા પુત્રી, સાથે કર્દમ-મુનિના આશ્રમમા આવ્યા શરણે આવેલા પ્રાણી ઉપર કરેલી કૃપાથી અત્યત ઉભરાઈ જતા ભગવાનના નેત્રોમાથી જે ઠેકાણે અશ્રુઓના બિદુઓ પડ્યા હતા તે સ્થાન બિદુસરોવર કહેવાય છે તે બિદુસરોવર સરસ્વતી નદીથી વિટાઈને રહેલુ છે કલ્યાણકારી મીઠા અમૃત જેવા પાણીથી ભરેલુ છે. આવા ઉત્તમ તીર્થમા રાજા મનુ પુત્રીની સાથે આવ્યા અને તેમણે ત્યા બેઠેલા કર્દમઋષિને દીઠા મુનિએ મનુરાજાને આશીર્વાદ આપ્યો પછી રાજાને તેમણે પૂછ્યુ કે હે મહારાજા, આપ શા માટે અત્રે પધાર્યા છો ? આપ જે કાર્ય માટે આવ્યા હશો તે કાર્ય અમે નિષ્કપટ હૃદયથી સ્વિકારીશુ.

તે સાભળી સ્વયભુ મનુ કર્દમમુનિને કહેવા લાગ્યા કે વેદની રક્ષા કરવા માટે તમને—બ્રાહ્મણોને પરમાત્માએ પોતાના મુખમથી ઉત્પન્ન કર્યા છે અને તમારી રક્ષા કરવા માટે પોતાના હાથમાથી અમને ક્ષત્રીઓને ઉત્પન્ન કર્યા છે બ્રાહ્મણો પરમાત્માનુ હૃદય છે અને ક્ષત્રીઓ તેમનુ અગ છે હે ભગવન ! તમારા દર્શન કરવાથી મારા સર્વે સશયો નાશ પામ્યા છે. આપે કૃપા કરીને મારી વિનતિ સાભળવી જોઇએ આ મારી પુત્રી છે, જે પ્રિયવ્રત તથા ઉત્તાનપાદની બેન થાય છે, એનુ નામ દેવહુતિ છે તેણે નારદ પાસેથી આપની વાત સાભળી ત્યારથી તેણે આપની સાથે લગ્ન કરવાનો ઠરાવ કર્યો છે માટે હે બ્રાહ્મણ શ્રેષ્ટ ! હું આ કન્યા શ્રદ્ધાથી આપને આપુ છુ, તેને તમે ગ્રહણ કરો. આ કન્યા તમને ગૃહસ્થાશ્રમના સર્વ કર્મમા સપૂર્ણ રીતે અનુકુળ પડશે માટે આપ તેનુ ગ્રહણ કરો

આ સાભળી કર્દમ બોલ્યા—તમારી વાત ખરી છે મારો અને તમારી આ પુત્રીનો અનુકૂળ એવો આ વિવાહ પ્રથમ વિવાહ વિધિ છે તમારી પુત્રીની કામના પૂર્ણ થશે હું તમારી સાથે બધાઉં છુ કે મારાથી તેને સતાન થશે ત્યા સુધી હું તે સ્ત્રી સાથે સસાર વ્યવહાર ચલાવીશ, ત્યાર પછી હું ભગવાને કહેલા અને જ્ઞાનમા મુખ્ય ગણાતા એવા અહિસક ધર્મો પાળ-

૪

વાની ઇચ્છા રાખુ છુ મુનિ આટલુ બોલી મૌન રહ્યા તેમના મદહાસ્યથી શોભતા મુખને જોઇ દેવહૂતિનુ મન લલચાયુ ત્યાર પછી મનુએ કર્દમ મુનિની સાથે પોતાની પુત્રી દેવહૂતીના લગ્ન કર્યા, રાજાએ વરકન્યાને અમૂલ્ય વસ્ત્રાભૂષણો પહેરામણીમા આપ્યા પછી વિદાય થતા પુત્રીના વિયોગથી રાજા ગળગળા થઈ ગયા પછી મુનિની આજ્ઞા લઇ મનુ મહારાજા સ્ત્રી સાથે પોતાના નગર તરફ રવાના થયા।

મનુ મહારાજા પછી પોતાના સ્ત્રી અને સતાનો સાથે ધર્મ, અર્થ તથા કામમાં વિરોધ આવે નહિ તેમ સસારના વૈભવો ભોગવવા લાગ્યા અને એકાગ્રમનવડે ભગવાનની કથા સાભળી, ભગવાન પરાયણ રહેવા લાગ્યા. આ પ્રમાણે ભગવત્સ્મરણમા તેમનો ૭૧ યુગ જેટલો સમય ગયો તે પોતે ભગવદ્દભક્ત હતા

માતાપિતાના ગયા પછી પતિવ્રતા તથા પતિના મનના અભિપ્રાયને જાણનારા દેવહુતિ પાર્વતી જેમ નિત્ય ભગવાન શકરને સેવે છે તેમ પ્રીતિથી સદા પતિની સેવા કરવા લાગ્યા, તેમણે કામનો, કપટનો, દ્વેષનો, લોભનો, દુરાચરણનો તથા મદનો ત્યાગ કરીને સાવધ તથા તત્પર રહીને વિશ્વાસથી, પવિત્રતાથી, માનથી, જીતેદ્રિયપણાથી, સેવાથી, સ્નેહથી તથા મધુરવાણીથી મહા તેજસ્વી એવા પ્રાણપતિ કર્દમમુનિને પ્રસન્ન કર્યા તે પોતાના પતિ કર્દમ પાસેથી મોટા વૈભવની ઇચ્છા રાખતા તેની સેવા કરતા ઘણા કાળસુધી નિયમ પાળવાથી દુર્બળ અને શક્તિહિન થયેલા તેમને જોઇ કર્દમ મુનિ કહેવા લાગ્યા કે તારી પરમ સેવાથી તથા ભક્તિથી હુ આજે પ્રસન્ન થયો છુ મે સ્વધર્મમા પરાયણ રહીને તપ, સમાધિ તથા ઉપાસનામા મનનુ એકાગ્રપણુ કરીને જે દિવ્ય વૈભવો મેળવ્યા છે, તેને તે પણ મારી સેવાથી સ્વાધીન કર્યા છે હુ તને દિવ્યદષ્ટિ આપુ છુ તેના વડે તુ વૈભવોને જો, તુ પતિવ્રતાના પ્રભાવથી સિદ્ધ થએની છે માટે હવે પતિવ્રતપણાથી મળેલા તથા મનુષ્યો તો રાજાને પણ મળવા દુર્લભ એવા દિવ્ય વૈભવોને ભોગવ."

આ સાભળી મદ હસતા દેવહૂતિ બોલ્યા —" હે સ્વામીનાથ! તમે અમોઘ એવી યોગ સિદ્ધિના અધિપતિ છો તમારી પાસે સર્વ સિદ્ધ જ છે તે હુ જાણુ છુ પરતુ તમે પ્રથમ જેમ ધાર્યું હતુ તેમ એકવાર મને તમારા અગનો સગ થવો જોઇએ કારણ કે મહાત્મા પુરુષોથી પતિવ્રતા સ્ત્રીઓને સતાન થવુ એ સતી સ્ત્રીઓને મોટો લ્હાવો છે હે સ્વામિન તે અગ સગ થવા પહેલા તો તેમા ઉપયોગી કામશાસ્ત્રમા કહેલા ખાનપાન સ્થાન વિગેરે સાધનો તૈયાર કરો એટલે પછી તમે જેનામા

કામ જામન કરેલો છે એવો જે હું તેનો આ દેહ, જે રમવાની ઉત્કટ ઇચ્છાથી દુર્લભ અને કૃશ થઇ ગયો છે, તે રમણ કરવા માટે સમર્થ થાય. વળી રમણ કરવા માટે ઘટતા યોગ્ય ઘરને સારૂ પણ વિચાર કરો

તે પછી કર્દમમુનિએ પોતાની પ્રિય પત્નીનું પ્રિય કરવાની ઇચ્છાથી યોગ સિદ્ધિનો આશ્રય કરીને તેજ વખતે ઇચ્છાનુસાર ગગનમંડળમાં ગમન કરનારૂં એક વિમાન પ્રકટ કર્યું, તે વિમાન સર્વ પ્રકારની કામના પુરનારૂં હતું, દિવ્ય વૈભવવાળું હતું, સર્વ જાતના રત્નો, મણિ સ્તંભો અને દિવ્ય વસ્તુઓથી શોભતું હતું તેમાં સુતરાઉ અને રેશમી વસ્ત્રોથી તથા બીજા અનેક જાતના વસ્ત્રોથી શોભાયમાન હતું તેમા જૂદા જૂદા કરેલા માળોમાં તળાઇવાળા પલંગો, પંખાઓ અને આસનો ગોઠવેલા હતા તેને હિરાજડીત બારણાઓ હતા, તેમા વિહાર કરવાની જગાઓ, શયન મંદિરો, ઉપભોગની જગાઓ અને સર્વ વૈભવોથી તે વિમાન પોતાના મનને આશ્ચર્ય પમાડનાર હતું.

પછી મુનિએ પોતાની સ્ત્રીને કહ્યું કે હે સ્ત્રી ! તું આ નદીમાં સ્નાન કરીને પછી આ વિમાનમાં બેસ પતિનું વચન સાભળી તે દેવહૂતિ સરસ્વતી નદીના પવિત્ર જળમાં સ્નાન કરવા ઉતર્યાં. તેમણે ત્યાં હજાર સ્ત્રીઓ કિશોર વયની જોઇ, તે સ્ત્રીઓ દેવહૂતિને જોઇ બે હાથ જોડી, ઉભી થઇ બોલી, અમે તમારી દાસીઓ છીએ, માટે અમે તમારૂ શું કામ કરીએ ? તે પછી તે સ્ત્રીઓએ દેવહૂતિને નવરાવી ઉત્તમ નવા વસ્ત્રો પહેરવા આપ્યાં, અને ઉત્તમ વસ્ત્રાલંકારો પહેરાવ્યા જેથી તેમનું શરીર સુંદર શોભવા લાગ્યું એ પછી દેવહૂતિએ પોતાના પ્રિય પતિ કર્દમને સભાર્યા એટલે જ્યાં મુનિ ઉભા હતા ત્યાં જ પેલી હજાર સ્ત્રીઓ સાથે ઉભા.

દેવહૂતિને જોઇ ઋષિ પ્રસન્ન થયા તેમણે તેણે વિમાનમા બેસાડયા અને પ્રિયા ઉપર પ્રેમવાળા, હજાર વિદ્યાધરીઓથી સેવાતા અને પ્રિયાની સાથે વિમાનમાં બેઠેલા એવા કર્દમઋષિ આકાશમાં તારાઓથી વિંટાયેલા ચંદ્રની પેઠે શોભવા લાગ્યા તે પછી તેમણે શીતળ અને સુગંધી પવનથી મનોહર દેખાતી ગંગા નદીના ધોધ પડવાથી જ્યાં પવિત્ર શબ્દ થાય છે એવા આઠ લોકપાળોને વિહાર કરવાના સ્થાનરૂપ મેરૂપર્વતની ગુફામાં જઇને કુબેરની પેઠે ઘણા કાળ સુધી ત્યાં વિહાર કર્યો તે પછી તેમણે વિમાનદ્વારા આગળ જઇને પ્રિયા ઉપર પ્રેમાસક્ત થએલા કર્દમમુનિએ દેવતાઓના ઉદ્યાનોમાં અને માનસસરોવરમાં પ્રિયાની સાથે વિહાર કર્યો. આ પ્રમાણે મહાયોગી કર્દમ, દ્વીપ, ખંડ વિગેરે પૃથ્વીનું મંડળ હતું તે અતિ આશ્ચર્યકારક ભૂમંડળ પોતાની સ્ત્રીને દેખાડીને પાછા પોતાના આશ્રમમાં આવ્યા. આમ વિહાર કરતા ઘણા વર્ષો ગાળી નાખ્યા.

દેવહૂતિને પોતાનું અર્ધું અગ માનનારા, દેવહૂતિના સર્વ સકલ્પને જાણનારા અને આત્મજ્ઞાની એવા મુનિએ પોતાના નવ સ્વરૂપ કરીને એ સ્ત્રીને વિર્યાધાન કર્યું ત્યાર પછી દેવહૂતિએ એક જ દિવસમા નવ કન્યાઓને જન્મ આપ્યો આમ કન્યાઓના જન્મ થયા પછી મુનિ સન્યાસ ધારણ કરશે એમ ધારી દેવહૂત્તિ મદ મદ હસતા, ખિન્ન થયા, નખવડે પૃથ્વીને ખોતરતા નીચું મુખ કરી આસુઓને રોકી કહેવા લાગ્યા

હે ભગવન્ ! આપે મને જે વચન આપ્યુ હતુ, તે પાળ્યુ પણ તમારી દીકરીઓને પોતાની મેળે પોતા સમાન પતિ શોધી કાઢવા પડે તે ઠીક નહિ, વળી તમે સન્યાસ લઇ વનમા પધારો તે પછી મને જ્ઞાનોપદેશ કરીને શોક દૂર કરવા માટે એક પુત્ર હોવો જોઇએ આપ બ્રહ્મવેત્તા છો, આવો આપનો પ્રભાવ ન જાણતા મે તો કેવળ વિષયસુખમા આશક્ત થઇને આપનો પ્રસગ કર્યો છે હુ ભગવાનની માયાથી છેતરાઇ ગઇ, કારણ કે મુક્તિ આપનાર આપને પ્રાપ્ત કરી મે સસારના જન્મમરણના બધનમાથી છુટવાની ઇચ્છા કરી નહિ

આ પ્રમાણે પોતાની પત્નીને ખોતતા જોઈ દયાળુ મુનિ કહેવા લાગ્યા કે તુ આ પ્રમાણે ખેદ કર નહિ કારણ કે અવિનાશી ભગવાન્ થોડા દિવસમા તારા ગર્ભમા અવતાર ધરશે તુ પતિવ્રતા છે, તુ ઇદ્રિયોના નિગ્રહથી, નિયમથી, તપથી, દાનથી, ઇશ્વરનુ ભજન કર, કારણ કે તારી આરાધના ઉપરથી ભગવાન્ પુત્રરૂપે અવતરી મારા યશનો વિસ્તાર કરશે અને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી તારા હૃદયમા થયેલી દેહાભિમાનની ગાઠ કાપી નાખશે

દેવહૂતિએ પોતાના પતિના આ પ્રમાણેના વચન સાભળી સર્વના ગુરૂ એવા પરમપુરૂષની સેવા કરવા માડી

## કપીલદેવ.

તે પછી કેટલાક વખત પછી કાષ્ટમાથીજેમ અગ્નિ ઉત્પન્ન થાય તેમ ભગવાન્ મધુસુદન કર્દમઋષિના વીર્યદ્વારા દેવહૂતિના ઉદરમ થી જન્મ્યા, તેમનું નામ કપિલદેવ રાખ્યુ તે પછી બ્રહ્મા, મરીચિ વિગેરે ઋષિઓની સાથે સરસ્વતી નદીથી વિટાયલા કર્દમના આશ્રમે આવી આ પ્રમાણે કહેવા લાગ્યા "હે પુત્ર તે કપટ વિના મારી સેવા કરી છે પિતાની મોટાઈને લીધે, "બહુ સારૂ તેમ કરીશ.' આ પ્રમાણે પિતાના વચનને માન આપવુ એટલી તો પુત્રોએ સેવા કરવી જ જોઇએ હે પુત્ર ! તારી આ પુત્રીઓ પોતાના વશદ્વારા આ સૃષ્ટિને અનેક પ્રકારે વધારશે માટે તમે આ મરીચિ વિગેરે મુખ્ય મુખ્ય ઋષિઓને કન્યાના સ્વભાવ પ્રમાણે અને કન્યાની મરજી પ્રમાણે આજે જ

કન્યાદાન આપો હે મુનિ, આદિ પુરુષ ભગવાન્ કપિલ પોતાની માયાવડે પ્રાણીઓની સર્વ કામના પૂરનારા દેહને ધારણ કરીને અવતર્યા છે. જેમના ચરણારવિંદમા કમળના ચિન્હ છે તે ભગવાન્ શાસ્ત્રોક્ત જ્ઞાનના ઉપાયથી તમારા કર્મોની દઢતર વાસનાનો નાશ કરશે વળી હે દેવહૂતી તમારે પેટે અવતરેલા કૈટભદૈત્યનો સહાર કરનારા ભગવાન કપીલ, અવિદ્યારૂપી હૃદયની ગ્રથીનો નાશ કરીને પૃથ્વી ઉપર ફરશે અને સિધ્ધપુરુષોના મડળમા અધિપતિ થશે, તે સાખ્યશાસ્ત્રના આચાર્યોમા માન્ય ગણાશે અને તમારી કીર્તિ વધારશે

આ પ્રમાણે કર્દમ અને દેવહૂતિને આશ્વાસન આપી જગત્ના સ્રષ્ટા ભગવાન બ્રહ્મા હસ ઉપર ચઢીને સત્યલોકમા ગયા પછી કર્દમે બ્રહ્માના કહેવા પ્રમાણે મરીચિને પોતાની કલા નામની પુત્રી પરણાવી, અત્રિને અનસૂયા પરણાવી અગિરાને શ્રદ્ધા પરણાવી, પુલસ્ત્યને હવિર્ભૂ પરણાવી, પુલહને ગતિ પરણાવી, કતુને રતી એવી ક્રિયા પરણાવી, ભૃગુને ખ્યાતિ પરણાવી, વસિષ્ઠને અરુધતી પરણાવી, અને અથર્વાને શાંતિ પરણાવી, આ પ્રમાણે ઉત્તમ બ્રાહ્મણોએ પોતાની પુત્રીઓને પરણાવી તેમને સતુષ્ટ કર્યા પછી તે ઋષિઓ પોતપોતાના આશ્રમમા ગયા

પછી કર્દમે દેવોમા શ્રેષ્ટ એવા વિષ્ણુને પોતાને ત્યા અવતર્યા જાણી એકાતમા પાસે જઈ કહેવા લાગ્યા કે આત્માના અનુભવથી જેને વિષે સર્વ પ્રપચનો લય થયો છે એવા આપ સર્વજ્ઞ કપિલદેવને હુ શરણે આવ્યો છુ અને આપની પાસે આજ્ઞા માગુ છુ કે આપના જેવા પુત્રવડે હુ ત્રણ જાતના ઋણમાથી મુક્ત થયો છુ માટે હવે સન્યાસ ધારણ કરીને હૃદયમા તમારૂ ધ્યાન કરતો પૃથ્વી ઉપર ફરીશ

આ સાભળી કપિલદેવે કહ્યુ કે મે તમને જે વચન આપ્યુ હતુ તે સત્ય કરવા હુ પ્રગટ થયો છુ. આ સસારમા દુષ્ટ વાસનામાથી છુટવાની ઈચ્છા રાખનારાઓને આત્મ વિચાર કરવામા માન્ય કરેલા તત્ત્વોની રચના કરી તેના વ્યાખ્યાન માટે જગત્મા મારો આ જન્મ થયો છે આત્મજ્ઞાનનો માર્ગ ચાલુ કરવા માટે મે આ દેહ ધારણ કર્યો છે હું તમને જવાની આજ્ઞા આપુ છુ, તમે સર્વ કર્મો મારા વિષે અર્પણ કરજો. તમે જો સર્વના અતર્યામી અને સ્વયપ્રકાશ એવા પરમાત્મારૂપ મને તમારા પોતાને વિષે જ જોશો તો શોક રહિત થઈને મોક્ષ પામશો. હું મારી માતાને સર્વ કર્મોનો નાશ કરનારી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીશ જેથી તે જન્મ મરણના ભયને તરી જશે.

આ પ્રમાણે કપિલદેવના વચન સાભળી કર્દમમુનિ તેમને પ્રદક્ષિણા કરી વનમા ગયા અને અહિંસા વ્રત લઈ આત્મસ્વરૂપ ઉપર શ્રદ્ધા રાખી આશક્તિ માત્ર છોડી પૃથ્વી ઉપર ફરવા લાગ્યા, અને એકાગ્રવૃત્તિથી પરબ્રહ્મમા પોતાના મનને જોડયુ અને અહમમતાનો ત્યાગ કરી ભેદબુદ્ધિ ત્યાગી સર્વને પોતાના સમાન જોવા લાગ્યા અને શાત થયા આ પ્રમાણે ઇચ્છા અને દ્વેષથી રહિત થયેલા સર્વત્ર પરબ્રહ્મરુપે દૃષ્ટિ કરતા ભગવાનની ભક્તિ કરતા કર્દમમુનિ ભગવાનની ગતિને પામ્યા

પિતા સન્યાસ લઈ વનમા ગયા પછી માતાનું હિત કરવાની ઇચ્છાને લીધે ભગવાન્ કપિલદેવ બિંદુસરોવરમા રહેવા લાગ્યા પછી દેવહૂતિ પોતાના પુત્ર કપિલ જ્યા બેઠા હતા ત્યા તેમની પાસે જઈ પૂછવા લાગ્યા કે હે વ્યાપક પ્રભુ ! આપ આદિ ભગવાન્ છો આ દેહમા હું તથા મારૂં આવો જે ખોટો દુરાગ્રહ તમારી માયાવડે મે બાધ્યો છે તે દૂર કરવો જોઇએ હુ પ્રકૃતિ તથા પુરૂષનુ સ્વરૂપ જાણવાની ઇચ્છાથી તમારે શરણે આવી છુ

આ સાભળી ભગવાન્ કપિલદેવ બોલ્યા કે આધ્યાત્મિકવિદ્યા એટલે બ્રહ્મવિદ્યામા શ્રદ્ધા રાખવાથી પુરુષોનુ કલ્યાણ થાય છે કારણકે બ્રહ્મવિદ્યામા સુખ દુ:ખનો અત્યત વિનાશ રહેછે, ચિત્તજ આ જીવને બધન કરનારૂં છે તેમ મુક્તિ આપનારૂ છે, ચિત્ત જો વિષયોમા લપટાય છે તો બધનકારક થાય છે અને પરમાત્મામા પરાયણ થાય છે તો મુક્તિકર થાય છે " હુ અને આ મારૂ " એવા અભિમાનથી થયેલા કામ અને લોભ વિગેરેથી મુક્ત થઇ શુદ્ધ તથા સુખ દુ ખ રહિત સમતાવાળો પુરુષ થાય છે ત્યારે જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિવાળુ ચિત્ત પ્રકૃત્તિથી પર, ભેદરહિત, સ્વયપ્રકાશ, સૂક્ષ્મ, એક સ્વરુપ, તથા આત્મસ્વરુપ પરમાત્માને અખડરૂપે જુવે છે અને દેહાદિકને બળરહિત જુવે છે યોગીઓએ પરબ્રહ્મની પ્રાપ્તિ માટે સર્વ જગતરૂપી ભગવાનની ભક્તિ કરવી એજ ઉત્તમ ઉપાય છે વિષયોનો સગ કરવો એ ન તુટે એવી આત્માને જોડાયલી એક પાશ છે મારૂ નિત્ય સ્મરણચિંતન કરી મારે વિષે મનને ધારણ કરનારા સત્પુરુષોને અધ્યાત્મ વિગેરે વિવિધ તાપો દુ:ખ આપતા નથી ભક્તિવડે પુરુષને ઐહિક તથા પારલૌકિક વિષયોમા વૈરાગ્ય-ઉત્પન્ન થાય છે અને વૈરાગ્યથી યોગ ધારણ કરી, યોગના સરલ ઉપાયોવડે મનનો નિરોધ કરવાનો પ્રયત્ન કરે છે વિષયોની સેવા ન કરવાથી, વૈરાગ્ય વડે વધેલા જ્ઞાનથી, યોગથી મારે વિષે અર્પણ કરેલી ભક્તિથી સર્વમા આત્મારુપે રહેલા મને આ લોકમા જ પામે છે

આ સાંભળી દેવહુતિએ કહ્યુ તમારે વિષે કેવી ભક્તિ કરવી જોઇએ કે જેથી હું શ્રમ વિના તમારા મોક્ષરુપ સ્વરુપને પામુ તમને પ્રાપ્ત કરાવનારો જે યોગ તે કેવો છે ! તેના કેટલા અગ છે કે જે યોગથી તત્વજ્ઞાન થાય છે એ સર્વ મને કહો.

આ સાભળી કપિલદેવે વિદ્વાનો સાખ્યશાસ્ત્ર કહે છે તે સાખ્યશાસ્ત્રનું જ્ઞાન, ભક્તિનો વિસ્તાર અને યોગનો વિસ્તાર કહ્યો વિષયો ગ્રહણ કરવાથી જાણવામા આવતી, વિકાર રહિત પુરુષની ઇન્દ્રિયોની વૃત્તિને સત્ત્વગુણી શ્રીભગવાનમા જ સ્વાભાવિક રીતે રાખવી તેને નિર્નિમિત ભક્તિ જાણવી. તે ભક્તિ લિગ શરીરનો નાશ કરે છે જે મારા ચરણની સેવામા પ્રીતિ ધરાવનારા ભક્તો છે તે સાયુજ્ય મુક્તિને ઇચ્છતા નથી પણ મારા પરાક્રમોની પ્રશસા કરે છે તેઓ મારા અલૌકિક રૂપોના દર્શન કરે છે અને મારી સાથે વાતચિત પણ કરે છે તેઓ મુક્તિની ઇચ્છા કરતા નથી તો પણ મારી ભક્તિ તેમને મુક્તિ આપે છે જેઓ સર્વનો ત્યાગ કરી અનન્ય ભક્તિથી સર્વત્ર વ્યાપક એવા મને ભજે છે, તેઓનો હું સસારમાથી ઉદ્ધાર કરે છું. હું પ્રકૃતિ તથા પુરુષનો સ્વામી છુ અને સર્વ પ્રાણીઓનો આત્મા છુ યોગીઓ પોતાના કલ્યાણ માટે જ્ઞાન તથા વૈરાગ્યવાળા ભક્તિયોગવડે મારા સર્વત્ર નિર્ભય ચરણારવિંદનો આશ્રય ગ્રહણ કરે છે. આ જગત્મા પુરુષોના કલ્યાણનો ઉદય કરવાનુ સાધન એ જ છે કે પુરુષે તીવ્ર ભક્તિયોગથી મારે વિષે મનને અર્પણ કરીને તેને સ્થિર કરવુ

હે માતુશ્રી ! હવે હુ જુદાં જુદા તત્વોના લક્ષણો કહીશ. જે આત્મા છે તે પુરુષ કહેવાય છે, તે આદિ અનાદિ રહિત, પ્રકૃતિથી ભિન્ન સ્વયજ્યોતિ છે. જેનાથી જગત્ વ્યાપ્ત થયુ છે તે સર્વત્ર વ્યાપક પુરુષે દૈવેચ્છાથી પોતાની પાસે આવેલી સૂક્ષ્મ તથા ત્રણ ગુણવાળી ભગવાનની માયાને રમત માત્રમાં ગ્રહણ કરી, તે પ્રકૃતિને ગુણોવડે અનેક પ્રકારની તથા ગુણના જેવી પ્રજાને સરજતી જોઈ તે સ્વરુપના જ્ઞાનને ઢાકી દેનારી માયાવડે તે પુરુષ મોહિત થઇ ગયો, અર્થાત સ્વસ્વરુપને વિસરી ગયો. અને દેહની ઇન્દ્રિયો સર્વ કર્મ કરે છે છતા પણ તે ઉપર પ્રમાણે પ્રકૃતિના અભ્યાસથી પુરુષ પોતાને વિષે કર્તાપણું માનેછે અને પોતે અકર્તા છતા કર્મનું બધન નડે છે. પોતે સ્વતત્ર અને સર્વનો સાક્ષી છે છતા કર્મ બન્ધનથી પરતત્રતાને પામે છે અને સુખ સ્વરૂપ છતાં જન્મ મરણરુપ સસારમાં અવતરવું પડે છે, તે પોતાને દેહ, ઇન્દ્રિય તથા તેના અધિષ્ઠાતા દેવ રૂપે માને છે તેનું કારણ માત્ર પ્રકૃતિ છે અને દેહ જડ છે છતાં તે સુખ દુઃખનો ઉપભોગ કરે છે.

પોતે એક રૂપ થતા સર્વ કાર્યના આશ્રયભૂત, મૂળરૂપ જે પ્રધાન તત્ત્વ છે તેને પ્રકૃતિ કહે છે પાચ, પાચ, ચાર અને દશ એમ ચોવીસ તત્ત્વોનો સમુદાય તે પ્રકૃતિનુ કાર્ય કહેવાય છે તે ચોવીસ તત્ત્વો આ છે: પૃથ્વિ, પાણી, તેજ, વાયુ અને આકાશ આ પાંચ મહાભુતો, તથા ગંધ, રસ, રૂપ, સ્પર્શ તથા શબ્દ આ પાચ તેની તન્માત્રાઓ છે કાન, ત્વચા, નેત્ર, જીભ, નાક વાણી, હાથ, પગ, શિશ્ન તથા ગુદા એ દશ ઇન્દ્રિયો કહેવાય છે અને મન, બુદ્ધિ, અહંકાર તથા ચિત્ત આ ચાર અન્તઃકરણની વૃત્તિઓ છે, તેના વડે અંતઃકરણના ચાર ભેદ કલ્પેલા છે આ પ્રમાણે સગુણ બ્રહ્મનો વિસ્તાર કહ્યો છે તથા પ્રકૃતિની અવસ્થારૂપ કાળ એ પચીસમુ તત્વ ગણાય છે, તે કાલાત્મા ભગવાન પોતાની માયાવડે સર્વ પ્રાણીઓના દેહમા જીવરૂપે વ્યાપી રહેલા છે અને બહાર કાળરૂપે રહેલા છે તે પરમ પુરુષે અદૃષ્ટોથી જેના ગુણો ક્ષોભ પામ્યા હતા એવી પ્રકૃતિમા ચૈતન્યરૂપી બીજ નાખ્યુ એટલે પ્રકૃતિએ વીર્યકારી ઘણા જ પ્રકાશવાળુ મહત્તત્વ ઉત્પન્ન કર્યું તે લય અને વિક્ષેપ રહિત જગતનુ પ્રથમ અંકુર હતુ તેણે અહંકારાદિ પ્રપંચ સમૂહને રચતા પોતાના તેજથી તમોગુણના ભાગનો નાશ કર્યો જે સત્વગુણી છે, સ્વચ્છ છે, રાગ દ્વેષ રહિત છે ભગવાનની પ્રાપ્તિ કરનારૂ છે, તથા જેને વાસુદેવ કહે છે તે ચિત્ત મહત્તત્વસ્વરૂપ છે, બીજા પદાર્થોની સાથે સબંધ થતા પહેલા ચિત્તની વૃત્તિઓ પણ સ્વચ્છ અને શાંત હોય છે, એ ચિત્તનુ લક્ષણ છે

તે પછી મહત્તત્ત્વ વિકાર પામતા તેમાથી ક્રિયા શક્તિવાળો સાત્વિક, રાજસ, તામસ એમ ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થયો, જે અહંકારથી મન, ઇન્દ્રિયો તેના દેવતાઓ તથા પાંચ મહાભુતો ઉત્પન્ન થયા તે પછી સાત્વિક અહંકાર વિકાર પામતા તેમાથી મન ઉત્પન્ન થયુ, જેના સંકલ્પ-વિકલ્પથી કામનાઓ ઉત્પન્ન થાય છે. રાજસ અહંકાર વિકાર પામતા તેમાથી બુદ્ધિતત્ત્વ ઉત્પન્ન થયુ પદાર્થોનુ જ્ઞાન થવુ તથા ઇંદ્રિયોને સહાયતા કરવી એ બુદ્ધિનુ સ્વરૂપ છે સંશય, વિપર્યય, નિશ્ચય, સ્મૃતિ, નિદ્રા આ સર્વ બુદ્ધિની ભિન્ન ભિન્ન વૃત્તિઓ છે તામસ અહંકાર વિકાર પામતા તેમાથી આકાશ ઉત્પન્ન થયુ અને શબ્દને ગ્રહણ કરનારી શ્રોત્ર ઇંદ્રિય ઉત્પન્ન થઇ શબ્દ અર્થનો વાચક છે શબ્દ જેનુ સૂક્ષ્મ શરીર છે એવુ આકાશ કાળની ગતિવડે વિકાર પામતા તેમાથી સ્પર્શતન્માત્રા થઈ, તે પછી વાયુ અને ત્વચા થયા ત્વચાવડે સ્પર્શ જ્ઞાન થાય છે વાયુ વિકાર પામતા તેમાથી તેજ ઉત્પન્ન થયુ તથા રૂપને ગ્રહણ કરનારી ચક્ષુષ ઇંદ્રિય ઉત્પન્ન થઇ.

તેજ વિકાર પામતા તેમાથી રસ માત્રાવાળુ જળ ઉત્પન્ન થયુ અને રસને ગ્રહણ કરનારી જીભ ઉત્પન્ન થઈ ને રસ કષાય, મધુર, કડવો, તીખો ખાટો તથા ખારો એમ છ પ્રકારનો થયો જળ વિકાર પામતા તેમાથી ગંધ તન્માત્રા ઉત્પન્ન થઈ તેમાથી પૃથ્વી અને તેમાથી ગધને ગ્રહણ કરનારી ઘ્રાણ ઇન્દ્રિય ઉત્પન્ન થઈ આકાશનો અસાધારણ ગુણ શબ્દ જેનો વિષય છે, તે શ્રોત્ર ( કાન ) કહેવાય છે વાયુનો ગુણ સ્પર્શ છે તે જેનો વિષય છે, તે ત્વચા કહેવાય છે તેજનો અસાધારણ ગુણ રુપ છે તે જેનો વિષય છે તે નેત્ર કહેવાય છે પાણીનો ગુણ રસ છે, તે જેનો વિષય છે તે રસના ( જીભ ) કહેવાય છે, પૃથ્વિનો ગુણ ગધ છે તે જેનો વિષય છે તે ઘ્રાણ ( નાક ) કહેવાય છે કારણના ગુણો કાર્યમા જોવામા આવે છે

જગત્‌ના આદિ કારણ ભગવાન શ્રીકૃષ્ણે વિરાટરૂપ ધારણ કર્યું તેમાં સર્વ તત્ત્વો સમાયા છતા તે જાગ્રત ન થયા પણ જ્યારે ક્ષેત્રજ્ઞે (જીવ) ચિત્તની સાથે તેના હૃદયમા પ્રવેશ કર્યો ત્યારે વિરાટ પુરુષ પાણીમાથી ઉભા થયા એટલે જીવ આવ્યા પછી વિરાટ પુરુષ ઉઠયા તે ક્ષેત્રજ્ઞ પરમાત્મા આ કાર્ય કારણના સમુદાયરુપ છે, તે પરમાત્માની પ્રથમ ભક્તિ કરવી, ભક્તિથી વસ્તુ માત્રમા વૈરાગ્ય થાય છે અને તે પછી યોગમા બુદ્ધિ પ્રવૃત્ત થાય છે તેથી ચિત્તની એકાગ્રતા થાય છે અને ચિત્તની એકાગ્રતા વડે જે જ્ઞાન થાય છે તે જ્ઞાનવડે સર્વ પદાર્થોનુ વિવેચન કરીને પરમાત્માનું સ્મરણ કરવુ

નિષ્કામ એવા સ્વધર્મ, નિર્મળ અન્તઃકરણ, મારી ઘણા દિવસ સુધી કથા સાભળવાથી પરિપુષ્ટ થએલી મારી તીવ્ર ભક્તિ, સ્વસ્વરુપને દેખાડનારૂં યથાર્થજ્ઞાન, પ્રબળ વૈરાગ્ય, તપોયુક્ત વૈરાગ્ય, ચિત્તની તીવ્ર એકાગ્રતા, આ સાધનોદ્વારા રાત્રિ દિવસ પુરુષની પ્રકૃતિ જ્યારે પરાભવ પામે છે ત્યારે ધીરે ધીરે અગ્નિને ઉત્પન્ન કરનારી અરણીની પેઠે અર્થાત્ અગ્નિ જેમ કાષ્ટમાથી ઉત્પન્ન થઇને કાષ્ટને જ બાળી નાખે છે તેમ તે પ્રકૃતિ અદૃશ્ય થાય છે. આ પ્રમાણે પ્રકૃતિનો તિરોભાવ થયા પછી ફરીને તે ઉત્પન્ન થતી નથી અને જેનો ભોગ ભોગવી લીધો છે તથા નિરતર જેના ઉપર દોષદૃષ્ટિ કરીને જેનો ત્યાગ કરવામા આવ્યો છે એવી તે પ્રકૃતિ સ્વતન્ત્ર અને સ્વસ્વરુપના આનન્દમા રહેવા પુરુષનુ અશુભ કરી શકતી નથી. તત્ત્વવેત્તા તથા મારે વિષે મનને જોડનાર આત્મારામ પુરુષને પ્રકૃતિ કોઈ દિવસ મોહ પમાડતી નથી. આ મારો ભક્ત જ્યારે ઘણા કાળ સુધી આત્મજ્ઞાનમા તત્પર રહે છે ત્યારે તેને બ્રહ્મલોક સુધીની સર્વ વસ્તુઓ ઉપર વૈરાગ્ય આવે છે

અને આત્માનુ જ્ઞાન થાય છે અને તે આત્મજ્ઞાનથી તેના સર્વ સશયો કપાઇ જાય છે તે ધીરયોગી લિંગ શરીરનો નાશ થતા વેતજ પરિશ્રમ વિના દેહાદિ રહિત થઇને મારે વિષે રહેના મોક્ષ નામના અનુપમ આનંદને પામે છે જે પછી યોગીને પાછા જન્મમરણ ધારણ કરવા પડતાં નથી આ વખતે યોગથી વૃદ્ધિ પામનારી તથા તે વિના વૃદ્ધિ નહિ પામનારી અણિમાદિક મહાસિદ્ધિઓ તે યોગ સિદ્ધ ભક્તને મોહિત કરવા માટે વિઘ્નો કરે છે તોપણ જો તેનુ ચિત્ત તેમા આસક્ત થતુ નથી તો તેને મારા સ્વરૂપની અવશ્ય પ્રાપ્તિ થાય છે

હવે હુ તમને અવલબન સહિત યોગનુ સ્વરુપ કહીશ જે યોગાનુષ્ઠાન કરવાથી મન પ્રસન્ન થઇને સન્માર્ગમા પ્રવૃત્તિ કરે છે શક્તિ પ્રમાણે સ્વધર્મ પાળવો, અધર્મથી દૂર રહેવુ, જે મળે તેથી સતોષ માનવો, આત્મજ્ઞાની પુરુષોના ચરણોનુ સેવન કરવુ, ધર્મ અર્થ, કામના સબધી કર્મોથી નિવૃત્ત થવુ, મોક્ષ ધર્મ ઉપર પ્રીતિ રાખવી, પવિત્ર પદાર્થોનો અલ્પ આહાર કરવો, નિત્ય એકાતમા અને નિર્ભય સ્થાનમા રહેવુ કોઈને પીડા કરવી નહિ, સત્ય બોલવુ, ચોરી કરવી નહિ, પોતાને જરૂરનુ હોય તેટલુ ગ્રહણ કરવુ તેથી વિશેષનો સગ્રહ કરવો નહિ, બ્રહ્મચર્ય પાળવુ, તપશ્ચર્યા કરવી, પવિત્રતા રાખવી, પોતાનો સ્વાધ્યાય ભણવો, નિરતર ભગવાનની સેવા કરવી, મૌન રહેવુ, ઉત્તમ આસનનો અભ્યાસ કરી તેને સાધી સ્થિરતા સપાદન કરવી, ધીરે ધીરે પ્રાણાયામ કરીને પ્રાણનો વિજય કરવો, મનદ્વારા ઇંદ્રિયોને તેના વિષયમાથી પાછી વાળીને હૃદયમા લાવવી મૂલાધાર વિગેરે પ્રાણના સ્થાનોમાથી એકમા મનની સાથે પ્રાણને ધારણ કરવો, ભગવાનની લીલાનુ ધ્યાન કરવુ તથા મનને બ્રહ્માકાર રાખવુ આ ઉપાયોવડે નીચ માર્ગમા પ્રવૃત્ત થયેના દુષ્ટ મનને ધીરે ધીરે બુદ્ધિથી વશ કરવુ

પ્રાણાયામવડે પ્રાણને વશ કરવા તેમા પુરક, કુભક તથા રેચકવડે અથવા તો વિપરીત ક્રમથી એટલે રેચક, કુભક અને પુરકવડે પ્રાણના માર્ગને શુદ્ધ કરવો કે જેથી ચિત્ત સ્થિર થઇને ફરીથી ચચળ થાય નહિ. આ પ્રમાણે પ્રાણાયામથી ચિત્ત નિર્મળ થાય છે સમાધિમા ચાર કાર્યો સમાયલા છે પ્રાણાયામ, ધારણા, પ્રત્યાહાર, અને ધ્યાન. પ્રાણાયામથી વાતપિત્તાદિ દોષો દૂર કરવા, ધારણાથી પાપોને નાશ કરવા, પ્રત્યાહાર (ઇંદ્રિયોને વિષયોમાથી પાછી વાળવી) થી વિષયોની આસક્તિ દૂર કરવી, અને ધ્યાન (મનને સ્થિર કરવુ) વડે રાગદ્વેષાદિક ગુણો ત્યાગ કરવા.

યોગ સાધનાથી જ્યારે પોતાનુ મન નિર્મળ તથા સ્થિર થાય ત્યારે

પોતાની નાકની દાંડી તરફ દૃષ્ટિ રાખી ભગવાનની મૂર્તિનુ ધ્યાન ધરવુ. અને પ્રેમ રસથી ભીની થયલી ભક્તિવડે તેમા જ ચિત્ત પરોવીને તેના વિના બીજુ જોવાની ઈચ્છા કરવી નહિ આ સબીજ યોગથી ભગવાન શ્રી હરિને વિષે પ્રેમ થાય છે અને તેથી તેના ઉપર ભક્તિ થાય છે જેથી હૃદય પીગળી જાય છે આ પ્રમાણે મન ભગવાનનુ ધ્યાન કરવામા શિથિલ પ્રયત્ન કરે છે ત્યારે તેને કોઈને પણ આશ્રય રહેતો નથી કારણ કે ચિત્ત ધ્યેયના સંબંધ વિના કેવળ ધ્યાતા થઈ શકતુ નથી આ પ્રમાણે પરમાનન્દનો અનુભવ થવાથી ચિત્ત બીજા વિષયમા વિરક્ત થાય છે અને જેમ દીવાની શિખા, તેલ તથા વાટ વિનાની થતા ઠરી જાય છે તેમ યોગીનુ ચિત્ત એકાએક પરબ્રહ્મમા લય પામે છે તે પછી યોગી પોતાના આત્માને સર્વમા જુએ છે અને સુખદુઃખ રહિત એવા પરમાનન્દમા સ્થિતિ કરે છે

હે માતા! સુખથી સેવી શકાય એવો આ માર્ગ મે તમને કહ્યો, જે માર્ગે જવાથી તમે થોડા કાળમા જીવન્મુક્તિ પામશો આ પ્રમાણે કપિલભગવાન પોતાની માતા દેવહૂતિને આત્મસ્વરુપનો ઉપદેશ કરીને તેમની આજ્ઞા લઈ ત્યાથી ચાલી નીકળ્યા પછી દેવહુતિએ પણ પુત્રે કહેલો યોગની વિધિ પ્રમાણે સરસ્વતી નદીના મુકુટરુપ બિંદુસર નામના આશ્રમમા રહી યોગાભ્યાસ કરવા માડયો પછી તેમનુ મન ભગવાનમા જ પરોવાયલુ રહેતું આ પ્રમાણે કપિલમુનિએ કહેલા જ્ઞાન માર્ગદ્વારા દેવહૂતિ નિત્યમુક્ત પરમાત્મા ભગવાન્ બ્રહ્મને પ્રાપ્ત થયા જે સ્થળે તે નિર્વાણ પામ્યા તે પવિત્ર ક્ષેત્રને લોકો સિદ્ધપદ કહે છે

મહાત્મા કપિલ પણ પોતાની માતાની આજ્ઞા લઈ ઈશાન ખૂણા તરફ આવેલા સાગરના તટ ઉપર ગયા અને ત્યા તેમને સમુદ્ર સત્કાર કરીને સ્થાન આપ્યુ પછી કપિલ ભગવાન ત્રણે લોકની શાન્તિ માટે સમુદ્રના તીર ઉપર યોગ ધારણ કરીને સમાધિમા બેઠા તે સ્થાન કલકત્તા પાસે ગંગાસાગર પાસે છે અહિ તેમણે યોગાભ્યાસ કર્યો. હાલ પણ તે સ્થાને લોકો યાત્રાર્થે જાય છે,

સગર રાજાએ ૯૯ યજ્ઞો કર્યા હતા છેલા ૧૦૦ મા અશ્વમેધ યજ્ઞ વખતે તેમનો ઘોડો ઇન્દ્રે સતાડયો અને પાતાળમા જ્યા કપીલદેવ સમાધિમા બેઠા હતા તેની પાછળ બાધી મૂક્યો. આ અશ્વની રક્ષા સગરના ૬૦ હજાર પુત્રો કરતા હતા તેઓએ અશ્વને ઘણો ખોળ્યો પણ ન જડવાથી સગરે તેમને પાતાળમા તપાસ કરવા મોકલ્યા પાતાળમા જતા અશ્વને કપીલ મુનિની પાછળ બાધેલો દીઠો જેથી તે પુત્રો ક્રોધી થઇ અશ્વ લાવ-

નાગ આ મુનિ જ છે એમ માની બોલ્યા કે 'એ અશ્વ અમારો છે તેને છોડો,' તેમ કહી કપીલમુનિને મારવા તૈયાર થયા, ગરબડાટથી મુનિ સમાધિમાંથી જાગ્યા અને આંખ ઉઘાડી આ સગરના પુત્રો સામે જોયું કે આગની ક્રોધાગ્નિમાં સર્વ બળીને ભષ્મ થઈ ગયા ઘણા કાલે કોઈ અશ્વની ખબર ન લાવવાથી સગરે અંશુમાનને શોધ કરવા મોકલ્યો તેણે કપિલ મુનિની સ્તુતિ કરી અશ્વને મેળવ્યો અને મુનિએ કહ્યું કે તારા ૬૦ હજાર કાકા બળી ભષ્મ થયેલા છે તેમના ગંગાના સ્પર્શથી મુક્તિ થશે, એ સાભળી મુનિની રજા મેળવી તે ચાલતો થયો આ સગર રાજાનું અને ભગીરથનું ગંગાને લાવવાનું દૃષ્ટાંત હવે પછી કહીશું કપીલદેવે સાંખ્ય જ્ઞાનનો બોધ પ્રવર્તાવ્યો હતો

આટલું કહી મહાત્માએ કથા બંધ કરી, સ્નાન સંધ્યાદિ માટે ઉઠ્યા. આજનો વિષય ઘણો અઘરો છે માટે તેને બરોબર મનન કરવા જણાવ્યું. તે પછી ચન્દ્રમણિશંકર વિગેરે શ્રોતાઓ પણ મહાત્માજીને નમન કરી પોતે પોતાને સ્થાને ગયા

એ પછી શ્રોતાઓની સંખ્યા વધવા માંડી તેથી ચન્દ્રમણિશંકર અને અન્ય શ્રોતાઓની પ્રાર્થનાથી મહાત્માજીએ નર્મદા તટે કુબેરભંડારના સ્થાનમાં મુકામ કર્યો અને હવે પછી ત્યાંજ કથા કહેવા માંડી



## પ્રકરણ ૧૧ મું.

### ગુરુ દત્તાત્રય.



આજે દિવસે કુબેરભંડારીના શિવાલયના વિશાળ ચોગાનમાં મહાત્માજીએ કથાનો આરંભ કર્યો તેમણે કહેવા માંડયું કે ઇશ્વરનો છઠ્ઠો અવતાર ગુરુ દત્તાત્રયનો થયો હતો,

સ્વાયંભુ મનુએ પોતાની ત્રીજી પુત્રી પ્રસુતિ બ્રહ્માના પુત્ર દક્ષ પ્રજાપતિને આપી હતી કર્દમ ઋષિની નવ પુત્રીઓ મરીચિ વિગેરે બ્રહ્મર્ષિઓની સ્ત્રીઓના સંતાનનો વિસ્તાર આ પ્રમાણે થયો, મરીચિની સ્ત્રી કલાને કશ્યપ અને પૂર્ણિમા નામના બે સંતાન થયા, જેમના વંશથી આખું જગત્ પૂરાઇ ગયું પૂર્ણિમાએ વિરજ, વિશ્વગ, અને દેવકુલ્યા નામની કન્યાને જન્મ આપ્યો તે દેવકુલ્યા બીજા જન્મે દેવનદી ગંગા થયા હતા. કશ્યપ ઋષિની કથા હવે પછી વિસ્તારથી કહેવામાં આવશે

અત્રિની સ્ત્રી અનસૂયાએ વિષ્ણુ, શિવ અને બ્રહ્માના અંશમાંથી ઉત્પન્ન થયેલા દત્તાત્રય, દુર્વાસા, અને ચંદ્ર એ ત્રણ પુત્રોને જન્મ આપ્યો હતો.

બ્રહ્માએ અત્રિઋષિને સૃષ્ટિ કરવાની પ્રેરણા કરી તે ઉપરથી તે સ્ત્રી સાથે ઋક્ષ નામના પર્વત ઉપર તપ કરવા ગયા, તેમણે ૧૦૦ વર્ષ સુધી એક પગે ઉભા રહી મનને નિયમમાં રાખીને તપ કર્યું તે પછી તેમને બ્રહ્મા વિષ્ણુ અને મહેશ વિગેરે દેવતાઓના દર્શન થયા તેમની સ્તુતિ કરતા ઋષિએ કહ્યું કે મેં તો સંતાનને માટે એકજ ભગવાનને અત્રે બોલાવ્યા હતા અને તમે સૌ અત્રે કેમ આવ્યા ? મારા ઉપર પ્રસન્ન થાઓ અને અત્રે આવવાનું કારણ કહો, તે સાંભળી દેવોએ કહ્યું કે તમે સત્ય સંકલ્પવાળા છો, માટે જેનું તમે ધ્યાન કરો છો, તેજ અમે છીએ, હવે તમને અમારા અંશમાંથી ઉત્પન્ન થયેલા લોકમાં પ્રખ્યાત ત્રણ પુત્રો થશે, તે તમારી કીર્તિને વધારશે, તમારૂં કલ્યાણ થાઓ. આ પ્રમાણે આશિર્વાદ આપી ત્રણે દેવો ત્યાંથી અંતર્ધાન થયા. તે પછી અત્રિને ત્યાં અનસૂયાને બ્રહ્માના અંશમાંથી ચંદ્રમા,

વિષ્ણુના અંશમાંથી યોગદત્તા દત્તાત્રેય અને શંકરના અંશમાંથી દુર્વાસા એમ ત્રણ પુત્રો થયા હતા

દત્તાત્રેયને ઇશ્વરનો અવતાર માનવામા આવે છે દત્તાત્રેયમા જન્મથી જ જ્ઞાન વૈરાગ્ય વિગેરે ગુણો હતા, ત્રણે ભાઈઓમા દત્તાત્રેયજી બાલ્યાવસ્થાથી જ જ્ઞાન અને વૈરાગ્યને લીધે સાંસારિક બાબતોથી વિરક્ત રહેતા હતા અત્રિઋષિનો દેહાન્ત થયા પછી દત્તાત્રય મોટા હોવાથી તેમના સ્થાને દત્તાત્રયને બેસાડયા એક દિવસે તેમના ચિત્તમા સસાર ઉપર તિરસ્કાર ઉત્પન્ન થવાથી તે સસાર-ઘરબાર સર્વ છોડી એકલા ફરવા લાગ્યા તેમની સૌમ્ય અને દયાળુ મુર્તિ જોઇ ઘણા મુનિકુમારો પણ તેમની સાથે ગયા દત્તાત્રેયે તે મુનિકુમારોને પાછા વાળવાનો ઘણો યત્ન કર્યો પણ તે પાછા ન વળ્યા, ત્યારે તેમણે વિચાર કર્યો કે કંઈ એવુ કામ કરવુ કે જેથી આ કુમારોને પોતાના ઉપર તિરસ્કાર ઉપજે, કારણ કે તેમને ગ્લાનિ થયા વગર તે મારો પીછો છોડનાર નથી, એવો વિચાર કરી એક દિવસે તે ફરતા ફરતા એક તળાવના કિનારા ઉપર જઈ ઉભા રહ્યા ને થોડીવારે તળાવમા જઈ પાણીમા જ ડુબકી મારી, ઘણીવાર સુધી તે પાણીમા જ સમાધિ લગાવીને બેસી રહ્યા પણ તે મુનિકુમારોને દત્તાત્રેય ઉપર એટલો બધો પ્રેમ હતો કે તેઓ તેમની વાટ જોઇ કિનારે જ બેસી રહ્યા દત્તાત્રયે નીકળી જોયુ તો છોકરાઓ આથી પણ ગયા નહોતા, ત્યારે તેમણે બીજી યુક્તિ વાપરી તેમણે પોતાના યોગબળથી એક સુવાન સ્ત્રી અને મદિરા ઉત્પન્ન કરી એક હાથમા સ્ત્રી અને બીજા હાથમા મદિરા પકડી આવી રીતે તેમણે તળાવમાથી બહાર આવી એ માયાવી રમણી સાથે અનેક કુચેષ્ટાઓ કરવા લાગ્યા તેમનુ આવુ અધમ આચરણ જોઇ સદાચારપ્રિય મુનિકુમારોને તેમના ઉપર ઘણો જ તિરસ્કાર થયો તેમણે એકદમ તેમનો સગાત છોડી દીધો અને મુનિકુમારો ચાલ્યા ગયા પછી દત્તાત્રેયે પોતાની માયા સમેટી લીધી અને રમણી તથા મદિરા અદૃશ્ય થઇ ગયા

પછી દત્તાત્રેય અવધૂત થઇ વિચરવા લાગ્યા, કદી કોઈ નગરોમા જઈ લોકોને દર્શન આપતા, કદી વનમા, ઉપવનમા પરમાત્માની અગાધ લીલા નિહાળતા કદી પર્વતોની ગુફામા જઇ ધ્યાનમગ્ન રહેતા તે વાસનાઓથી મુક્ત થઈ જીવનમુક્ત થઇ સર્વત્ર વિચરવા લાગ્યા

અવધૂત વેશવાળા મહા વિદ્વાન્ તથા તરુણ અવસ્થામા આવેલા ગુરુ દત્તાત્રેયે જગતમા નિર્ભય રીતે ફરવા માડયુ, તેમને યદુ રાજાએ એક વખતે પૂછ્યુ કે આપ વિષયના ભોગથી તથા સ્ત્રી પુત્રાદિકથી રહિત કેવળ આત્મસ્વરૂપમા રહેલા છો આપને આવો આનદ શાથી રહે છે, તે અમને કહો.

આ સાંભળી દત્તાત્રેયે કહ્યું કે મે બુદ્ધિથી સ્વીકારેલા મારા ઘણા ગુરુઓ છે, જેમની પાસેથી બુદ્ધિ મેળવીને હું આ સંસારમા મુક્ત થઈને ફરૂ છુ, તે મારા ગુરુઓના નામ આ પ્રમાણે છે પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચંદ્ર, સૂર્ય હોલો, અજગર, સમુદ્ર, પતંગ, મધમાખી, હાથી, મધ ઉતારનાર પારધી, હરિણ, માછલુ, પિંગળા નામની વેશ્યા, ટીટોડો, બાળક, છોકરી, બાણ ઘડનાર, સર્પ, કરોળિયો તથા ભમરો આ ચોવીસને મે મારા ગુરુ માનેલા છે તેમના આચરણ ઉપરથી મે મારે પોતે પોતાને માટે ઉપદેશો ગ્રહણ કર્યા છે, તે સર્વની પાસે મે જે શિખામણ લીધી છે તે આ પ્રમાણે છે.

પૃથ્વી પાસેથી હુ શીખ્યો છુ કે પ્રાણીઓ પૃથ્વીને પગવતી દબાવે છે તોપણ પૃથ્વી ચલાયમાન થતી નથી. તેમ દૈવને વશ રહેલા પ્રાણીઓ દુખ દેતા છતા પણ ધીર પુરુષે તે પ્રાણીઓ દૈવને આધીન છે એમ જાણી પોતાના નિયમથી ચલાયમાન થવુ નહિ એ હુ પૃથ્વી પાસેથી શીખ્યો છું.

પર્વત પાસેથી હુ શીખ્યો છુ કે ઝાડ, ખડ, ઝરણ વિગેરે ઉત્પન્ન કરવાની પર્વતની સઘળી ક્રિયાઓ સદા પરોપકાર માટે જ હોય છે તેમ પર્વતનો જન્મ પણ પરોપકાર માટે જ હોય છે તેમ સાધુ પુરુષે પણ પોતાની સર્વ ક્રિયાઓ તથા જન્મ પરોપકારને માટે રાખવો જોઈએ.

ઝાડ નિરતર પરાધીનછે અર્થાત બીજા લોકો તેને ઉખાડીને લઈ જાય છે, તોપણ તે સ્વીકારે છે તેમ મહાત્મા પુરુષે પણ પરાધીન રહેવુ

પ્રાણ વાયુરૂપ છે અને તે બે પ્રકારનો છે, તેમા પ્રાણરૂપ અને બહાર ફરનાર પ્રાણવાયુ પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છુ પ્રાણ જેમ કેવળ આહાર મળવાથી જ સંતોષ પામે છે પરતુ રૂપ રસાદિક ઇંદ્રિયોની અપેક્ષા રાખતો નથી તેમ યોગીએ પણ આહારના લાભથી જ સંતોષ રાખવો પરતુ તેમા સારા કે નરસા આહારની કે બીજા વિષયોની ઇચ્છા રાખવી નહિ આહાર ન કરવાથી મન વિકલ થાય અને તેથી જ્ઞાનનો નાશ થાય માટે દેહનો નિર્વાહ કરવા માટે આહારને ગ્રહણ કરવો પરંતુ સારા આહારની કે વિષયોની ઇચ્છા રાખવાથી વાણી અને મન વિક્ષેપ પામે છે માટે જ્ઞાનનો નાશ થાય છે, માટે આહાર કરવો.

વાયુ જેમ વનમા હોય ત્યારે પ્રસન્ન થતો નથી અને અગ્નિમા હોય ત્યારે ખિન્ન થતો નથી તેમ ગુણદોષ રહિત બુદ્ધિશાળી યોગીએ ટાઢ તડકા વિગેરે અનેક ધર્મવાળા વિષયોમાં અનુકૂલ વિષયો મળે ત્યારે પ્રસન્ન થવું નહિ, અને પ્રતિકૂળ મળે ત્યારે ખિન્ન થવુ નહિ વળી બહારનો વાયુ જેમ સુગંધી, દુર્ગંધી જણાવે છે, પણ તેમા તે સુગંધી કે દુર્ગંધી કદીપણ નથી

તેમ આત્મા પૃથ્વિના વિકારરૂપ આ દેહમા રહેનો હોવાથી જન્મમરણવાળો લાગે છે પરતુ વસ્તુતાએ તે જન્મમરણવાળો નથી

આકાશ પાસેથી હું આ પ્રમાણે શીખ્યો છુ આકાશ જેમ સર્વત્ર વ્યાપક છે, છતા તેને કોઇ વસ્તુનો સગ નથી ને કોઇપણ પદાર્થ તેનુ માપ લઈ શકતો નથી તેમ યોગીએ પણ દેહમા રહ્યા છતા બ્રહ્મરૂપની ભાવના કરીને પોતાનો આત્મા સ્થાવર જગમોમા અનુગત હોવાથી વ્યાપ્ત છે અને તે પણ મણિઓમા સૂત્રની પેઠે નહિ પણ સર્વ અગમા વ્યાપ્ત છે આમ જાણી તે આત્મા દેહાદિકના સગથી રહિત છે, અને કોઈ પણ પદાર્થથી તેનો પરિચ્છેદ થઇ શકતો નથી, આમ વિચાર કરવો તથા વાયુએ પ્રેરેલા અને ક્ષણમા નાશ કરનારા ને ક્ષણમા આવનારા મેઘપટલ અથવા તો રજ વિગેરે પદાર્થોનો જે આકાશને સ્પર્શ થતો નથી, તેમજ કાળે સર્જેલા પૃથ્વી, જળ તથા તેજમય દેહાદિક પદાર્થો જેઓ ક્ષણમા ઉત્પન્ન થાય છે અને ક્ષણમા નાશ પામે છે તેઓ પણ આત્માનો સ્પર્શ કરી શકતા નથી એમ યોગીએ જાણવુ

જળ પાસેથી હુ આ પ્રમાણે શીખ્યો છુ પાણી જેમ સ્વચ્છ, સ્વભાવિક રીતે જ સ્નિગ્ધ, મધુર મનુષ્યોને પવિત્ર થવાના એક તીર્થરૂપ તથા જોવાથી, સ્પર્શથી કે કીર્તન કરવાથી પવિત્ર કરે છે તેમ યોગીએ પણ સ્વચ્છ સ્વભાવથી સ્નિગ્ધ, મધુરભાષી મનુષ્યોને પવિત્ર થવાના એક તીર્થરૂપ તથા દર્શન, સ્પર્શ અને કીર્તનથી બીજાઓને પવિત્ર કરવા જોઇએ

અગ્નિ પાસેથી હુ આ પ્રમાણે શીખ્યો છુ અગ્નિ જેમ તેજસ્વી, પ્રતાપથી પ્રકાશમાન, કોઈથી પણ તિરસ્કારી શકાય નહિ તેવા, ઉદરરૂપી એક પાત્ર રાખનારો, અને સર્વ વસ્તુનુ ભક્ષણ કરવા છતા પણ નિર્દોષ રહે છે તેમ યોગીએ પણ જ્ઞાનથી અતિ તેજસ્વી, તપથી પ્રકાશમાન, તિરસ્કાર કરી શકાય નહિ તેવા તથા પેટ વિના બીજુ પાત્ર ન રાખનારા થવુ જોઇએ. વળી તે જેમ કોઈ જગાએ કોઇ ઠેકાણે ગુપ્ત રહે છે, કોઇ ઠેકાણે સ્પષ્ટ રહે છે, કલ્યાણની ઇચ્છાવાળાએ ઉપાસના કરવા યોગ્ય છે, અને યજ્ઞમા બળિ આપનારાઓના ભૂત ભવિષ્યકાળના પાપોને બાળી ભષ્મ કરે છે અને સર્વ ઠેકાણે બીજાની ઇચ્છાથી ભોજન કરે છે, તેમ યોગીએ પણ કોઇ સ્થળે છાનુ કોઇ સ્થળે છતુ, અને ઉપાસના કરવા યોગ્ય થવુ, અન્ન જમાડનારાઓનાં પાપો બાળી નાખવા અને બીજાઓની ઇચ્છાથી સર્વ ઠેકાણે ભોજન કરી લેવુ વળી અગ્નિ જેમ કાષ્ટમા રહેવાથી કાષ્ટના સરખો વાંકો ચુંકો જણાય છે, પણ વસ્તુતાએ તે વાંકો ચુકો નથી, તેમ આત્મા પણ અવિદ્યાથી સર્જ-

જેમ ઉચનીચ દેહમા રહેવાથી ઉચનીચતા વાળો જણાય છે, પરતુ તે ખરી રીતે ઉચ નીચ નથી એમ યોગીએ જાણવુ

ચંદ્રમા પાસેથી હુ શીખ્યો છુ કે શુક્લપક્ષમા વધવુ, કૃષ્ણપક્ષમા ઘટવુ વિગેરે જેમ ચદ્રમાની કળાઓને થાય છે પણ ચદ્રમાને થતું નથી, તેમ જન્મમરણ સુધીના ૭ વિકારો પણ દેહને થાય છે, પણ આત્માને થતા નથી, એમ યોગીએ જાણવુ પ્રવાહની પેઠે અવિચ્છિન્ન વેગવાળા કાળથી આત્માની પાછળ લાગેલા શરીરો ક્ષણે ક્ષણે નાશ પામે છે અને નવા ઉત્પન્ન થાય છે પણ તે જાણતા નથી માટે યોગીએ આ દેહને ક્ષણભગુર જાણીને વૈરાગ્ય રાખવા જોઇએ

સૂર્ય—પાસેથી હું શીખ્યો કે સૂર્ય જેમ આઠ મહિના સુધી પોતાના કિરણોવડે પૃથ્વીમાથી જળ ચુસી લે છે અને વર્ષાઋતુમા પાછુ તે પાણી કિરણોવડે વર્ષાવે છે, પરન્તુ તેમા તે ગ્રહણ કરવાનુ અથવા તો ત્યાગ કરવાનુ અભિમાન રાખતો નથી તેમ યોગીએ પણ ઇન્દ્રિયોને ઉપયોગી વસ્તુઓ સ્વિકારવી અને કોઈ યાચના કરવા માટે આવે ત્યારે તે પદાર્થો આપી દેવા પરતુ તે પદાર્થો ઉપર આ મળ્યો અને આ આપી દીધો આવુ અભિમાન કરવુ નહિ વળી સુર્ય જેમ આકાશમા પોતાના સ્વરુપમા રહે છે, એક રુપ છે, પરન્તુ તે પાણીના કુડા વિગેરેની ઉપાધિઓમા પ્રતિબિંબ રુપે રહે છે, ત્યારે સ્થૂલ બુદ્ધિવાળાઓને જૂદો જૂદો દેખાય છે તેમજ આત્મા એક સ્વરુપ છે છતા પણ તે દેહાદિકની ઉપાધિઓમા સ્થૂલ બુદ્ધિવાળાઓને જુદો જુદો દેખાય છે પરતુ વસ્તુતાએ એકરુપ છે એમ યોગીઓએ જાણવુ

હોલા પાસેથી હું એ શિખ્યો કે કોઇ પણ ઠેકાણે કોઇ પણ પુરુષે અતિ પ્રીતિ કે લાલન પાલનવિગેરેની અત્યત આસક્તિ રાખવી નહિ પુરુષ જો અભ્યાસક્તિ કરે છે તો દીન બુદ્ધિવાળા હોલાની પેઠે સતાપ પામે છે એક હોલો વનમા ઝાડ ઉપર માળો ઘાલીને તેમા પોતાની સ્ત્રી હોલીની સાથે કેટલાક વર્ષ રહ્યો હતો સ્નેહથી એક હૃદયવાળા બન્ને ગૃહસ્થાશ્રમી જોડાએ અન્યોઅન્યદૃષ્ટિ સાથે દૃષ્ટિ, અગ સાથે અગ, બુદ્ધિ સાથે બુદ્ધિ જોડી દીધી હતી તે બન્ને ઘણા વિશ્વાસથી સૂવુ, બેસવુ, ફરવુ, ઉભા રહેવુ, વાતો કરવી, રમત કરવી, તથા ખાવુ વિગેરે ક્રિયાઓ ભેગાં થઇને એક સાથેજ કરતા હતા. હોલી હોલાને સતોષ આપતી અને તેનું પ્રેમપાત્ર બની ગઈ હતી. તે જે જે વસ્તુ માગતી તે ઇંદ્રિયાધિન હોલો દુઃખ સહન કરીને પણ લાવી આપતો તે પતિવ્રતા હોલીને પ્રથમ ગર્ભ

રહ્યો અને વિયાવાનો સમય થયો એટલે તે હોલીએ માળામા પોતાના પતિના સન્મુખ ઈંડા મૂક્યા, તે ઈંડાઓ કે જે પાણીથી ભરેલા હતા તે સમય આવ્યે શરીરવાળા થયા, બચ્ચા ઉપર વ્હાલ આણનારૂં તે જોડું પ્રસન્ન થઈને તે બચ્ચાનુ પોષણ કરવા લાગ્યુ, અને બચ્ચાના મધુર કલરવથી આનંદ કરવા લાગ્યુ, તે બન્ને સ્ત્રી પુરુષનુ હૃદય સ્નેહથી અન્યોઅન્ય બધાઈ ગયુ હતુ તે વિષ્ણુની માયાવડે મોહ પામેલા હતા, તેથી દીન બુદ્ધિવાળા તે બન્ને પક્ષીઓ પોતાના બચ્ચાઓનુ પોષણ કરતા હતા એક વખતે તે બન્ને પક્ષીઓ બચ્ચા માટે ચારો લેવા વનમા ગયા એવામા કોઈ પારધી વનમા ફરતો ફરતો બચ્ચાના માળા પાસે આવીને તેણે જાળથી તે બચ્ચાને પકડી લીધા એવામા ચારો લઈને હોલો હોલી આવી પહોચ્યા, પેલી હોલી બચ્ચાને જાળમા સપડાયલા અને ચીસો પાડતા જોઈ ખિન્ન થઈ રડતી રડતી તે બચ્ચાઓ તરફ દોડી સ્નેહપાશથી બધાયલી અને દીન મનની થઇ પડેલી હોલી બચ્ચાઓને બધાયલા જોયા છતા પણ પોતે ભાન ભૂલી જઈને તે જાળમા બધાઈ ગઈ પ્રાણ કરતા પણ વિશેષ વ્હાલા બચ્ચા અને સ્ત્રીને જાળમા બધાયલી જોઈને રાક બુદ્ધિવાળો હોલો બહુ જ દુખી થઈને વિલાપ કરવા લાગ્યો અને તે રાક થઈ પડેલો હોલો પોતાની સ્ત્રી અને છોકરાને તરફડતા જોયા છતા પણ પોતે જાળમા ફસાઈ પડ્યો, અને હોલો હોલી અને બચ્ચા ક્રુર પારધીના હાથમા ગયા જે ચચળ ચિત્તવાળો કુટુબી મનુષ્ય સુખદુખાદિક દ્વદ્વ પદાર્થોમા આસક્ત થઇ રાક બુદ્ધિથી કુટુંબનુ પોષણ કરે છે, તે મનુષ્ય આ હોલાની પેઠે પોતાના પરિવાર સાથે દુખી થાય છે ઘરમા થયેલી આસક્તિ જ્યારે પશુ પક્ષીઓને પણ અનર્થકારી થઈ પડે છે ત્યારે તે મનુષ્યને અનર્થકારક થઈ પડે તેમા તો શુ કહેવું ? માટે જે મુક્તિના ઉઘાડા બારણા જેવા મનુષ્યના અવતારને પામીને હોલાની પેઠે ઘરની જ જાળમા બધાઈ રહે છે તે મનુષ્યને ઉપર ચઢીને નીચે પડ્યો એમ કહે છે

અજગર પાસેથી હુ નીચે પ્રમાણે શીખ્યો છુ અજગર જેમ ઉદ્યમ વિના પણ પ્રારબ્ધના વશથી પોતાની મેળે સારૂ નરસુ અને ઝાઝુ થોડુ જે કાંઇ મળે છે તેના ઉપર આજીવિકા કરે છે તેમ યોગીએ પણ ઉદ્યમ રહિત થઈને સારૂ–નરસુ તથા ઝાઝુ–થોડુ જે કાંઈ ખાવાનુ મળે તેના ઉપર આજીવિકા કરવી પરતુ ખાવાનુ મળે નહિ ત્યારે પણ ઉદ્યોગ કરવો નહિ, પણ પ્રારબ્ધ ઉપર જ આસ્થા રાખીને અજગરની પેઠે ઘણા દિવસ સુધી સૂઇ રહેવુ ઈંદ્રિયોનુ, મનનુ તથા શરીરનુ બળ હોય તોપણ દેહથી કઈ

પણ કર્મ કરવુ નહિ પણ સુખ રહેવુ. આત્મપ્રાપ્તિરુપી સ્વાર્થમા લક્ષ રાખવુ અને ઈંદ્રિયો સર્વ સપૂર્ણ હોય તોપણ તેઓનાથી કઇ વ્યાપાર કરવો નહિ.

સમુદ્ર પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છુ સ્થિર જળથી ભરેલો મહાસાગર જેમ ઉપરથી પ્રસન્ન દેખાય છે, અદર ગભીર હોય છે, જેનાં તળીયાંને કોઇ અડી શકતુ નથી તેમ જેના પારને પણ કોઇ પહોચી શકતું નથી. કારણ કે તે અનત અને અપાર છે વળી તે ક્ષોભ પમાડી શકાય નહિ તેવો છે તેમ યોગીએ પણ ઉપરથી પ્રસન્ન રહેવુ. અદર ગભીરતા રાખવી, કોઈ પણ તળ સ્પર્શ કરી શકે નહિ તેવા થવુ કોઇ અતિક્રમ (ઉલ્લઘન) કરી શકે નહિ તેવા થવુ સ્વસ્વરુપના આવિર્ભાવને લીધે કાળથી દેશથી તથા અવધીથી થતા અમુક માપ રહિત થવુ અને રાગદ્વેષાદિકનો ત્યાગ કરીને નિર્વિકાર થવુ જોઇએ વળી જેમ સમુદ્ર વર્ષાઋતુમા ઘણી નદીઓ મળવાથી વધી જતો નથી તેમ ગ્રીષ્મ ઋતુમા નદીઓ ન મળવાથી સૂકાઇ જતો નથી તેમ યોગીએ પણ નારાયણ ઉપર એકાત ભાવ રાખવો, સપૂર્ણ વૈભવો મળે તો પણ રાજી થવુ નહિ, તેમ વૈભવો ન મળે તો તેથી ખિન્ન થવુ નહિ,

પતંગીઆ પાસેથી રુપ ઉપર મોહિત થવાથી કેવુ દુખ પડે છે, એ હું શીખ્યો છુ પતંગીઆ જેમ અગ્નિનુ રૂપ જોઇ તેના રૂપ ઉપર લોભાઇને તેમા પડે છે તેમ ઇંદ્રિયાધીન પુરુષ પણ પરમાત્માની માયા રૂપી સ્ત્રીનુ રૂપ જોઇ તેના વિલાસોથી લોભાઇને મહા મોહમા પડે છે. મૂઢ મનુષ્ય ઇશ્વરની માયાએ રચેલા સ્ત્રી, સુવર્ણ, આભુષણ તથા વસ્ત્રાદિક પદાર્થો ઉપર ઉપભોગની બુદ્ધિથી અતકરણપૂર્વક આશાવાળો થાય છે અને પછી પતગીઆની પેઠે મોહથી આધળો થઇને નાશ પામે છે માટે યોગીએ માયા વિરચિત પદાર્થોની ઇચ્છા રાખવી નહિ.

મધુકર ( ભમરા ) પાસેથી હું શીખ્યો કે મધુકર જેમ ઘણા સુગધના લોભથી એકજ કમળમા વાસ કરે છે તો સાયકાળે જ્યારે કમળ બીડાઈ જાય છે ત્યારે તેમા કેદ થઇ જાય છે તેમ જો યોગી પણ ઉત્તમોત્તમ પદાર્થોના લોભથી એક જ ગૃહસ્થના ઘરનો આશ્રય કરે છે તો તેના ઉપર મોહિત થવાથી તે બધાઈ જાય છે માટે યોગીએ ગૃહસ્થોને દુખ ન આપતા જેટલા અન્નથી પોતાનો દેહ ટકી રહે તેટલા જ થોડા અન્નના કોળીઆ ખાવા. પણ મધુકરની પેઠે અતિ લોભમા પડવુ નહિ. વળી ભ્રમર જેમ નાના મોટા સર્વ પુષ્પોમાથી સાર સાર ગ્રહણ કરે છે, તેમ વિદ્વાન્ યોગીએ પણ નાનાં મોટા શાસ્ત્રોમાથી સાર ગ્રહણ કરવો.

મધમાખી પાસેથી હું શીખ્યો છું કે મધમાખી મધનો સગ્રહ કરે છે તેથી તેને જેમ મરવુ પડે છે, તેમ યોગી પણ જો આજને માટે અથવા તો આવતી કાલને માટે અન્નાદિકનો સગ્રહ કરી રાખે તો તેને પણ મરવુ પડે છે માટે યોગીએ જેટલુ હાથમા રહી શકે તેટલુ જ લેવુ, વધારે લેવુ નહિ તેમ અન્ન ભરી રાખવા માટે માત્ર પેટરૂપી જ એક વાસણ રાખવુ. પણ મધમાખીની પેઠે સગ્રહ કર્તા થવુ નહિ સન્યાસીએ સાયકાળ માટે તથા આવતી કાલ માટે અન્નાદિકનો સગ્રહ કરવો નહિ જો મધમાખીની પેઠે સગ્રહ કરે છે તો તે સગ્રહની સાથે જ પોતાનો નાશ થાયછે

હાથીની પાસેથી હુ સ્ત્રીનો સગ કરવાથી કેવુ અનિષ્ટ થાય છે તે શીખ્યો છુ હાથી પોતાને પકડનારાઓએ જેમ લાકડાની હાથણી કરીને સામી ઉભી રાખી હોય તેને મેળવવાના લોભથી તેની પાસે જાય છે કે: વચ્ચે ખડ વિગેરેથી ઢાકી રાખેલા કૂવા વિગેરેમા પડીને બધાઇ જાય છે, તેમ પુરુષ પણ સ્ત્રીના અગનો સ્પર્શ કરવાના લોભથી બધાઈ જાય છે. માટે યોગીએ લાકડાની પુતળીનો પણ સ્પર્શ કરવો નહિ અને તે હાથથી તો શુ પણ પગથી પણ સ્પર્શ કરવો નહિ યોગી જો સ્ત્રીનો સગ કરે છે તો હાથણીનો સગ કરનારા હાથીનો જેમ બીજા બળવાન હાથીઓ નાશ કરે છે તેમ સ્ત્રીના સગ કરનારા પુરુષનો પણ બીજા બળવાન પુરષો નાશ કરે છે

પારધી પાસેથી હુ ધનનો ત્યાગ તથા ઉપભોગ ન કરવાથી કેવુ અનિષ્ટ પરિણામ આવે છે તે શિખ્યો છુ મધમાખીઓએ ઘણા દુઃખથી એકઠુ કરી રાખેલુ મધ જેમ પારધી ભોગવે તેમ લોભીઆઓએ ઘણા સકટ વેઠીને સગ્રહ કરી રાખેલુ ધન દાનમા અથવા તો ઉપભોગમા ઉપયોગી થતુ નથી, પરતુ તેને કોઇ બીજો બળવાન પુરુષ ભોગવે છે, તેની પાસેથી ત્રીજો ધણી ભોગવે છે અને તેથી પાસેથી વળી ચોથો ભોગવે છે ઝાડના કોતરમા તથા બીજા ગુપ્ત સ્થાનમા મધના પુડા હોય છે તેને પારધી જેમ જાણે છે અને લાવે છે તેમ લોભી મનુષ્યવડે ગુપ્ત સ્થાનમા સગ્રહી રાખેલા ધનને પણ બીજા લોકો જાણી જાય છે અને ત્યાથી હરી લાવે છે માટે યોગીએ ધનનો સગ્રહ કરવો નહિ

હરિણ પાસેથી ગાયનમા મોહિત થવાથી કેવુ અનિષ્ટ થાય છે તે હું શીખ્યો છુ. વનમા ફરનારૂ હરિણ જેમ પારધીના ગાયનથી મોહિત થઇને બધાઈ જાય છે તેમ વનમા ફરનારો સન્યાસી પણ ગાયન સાભળે તો તેના ઉપર મોહિત થઈને બધાઇ જાય છે હરિણના પુત્ર ઋષ્યશૃગ ઋષિ વેશ્યાઓના સગમા વિષયોથી ભરેલા નૃત્યો, વાજિત્રો અને ગાયનો સેવવાથી

એક રમકડાની પેઠે વેશ્યાઓને આધીન થઇ ગયા હતા, માટે યોગીએ વિ-ષયી ગાયન સાંભળવું નહિ

માછલાં પાસેથી હું શીખ્યો કે માછના જીહ્વા રસના લોભથી આ-કડો ગળીને તેનાથી જેમ વિંધાઇને મરણ પામે છે તેમ રસમાં મોહિત થએલો દેહાભિમાની મનુષ્ય પણ બહુજ દુઃખ દેનારી જીહ્વાવડે મરણ પામે છે વિદ્વાન્ મનુષ્યો આહારનો ત્યાગ કરીને ઝટ ઇંદ્રિયોને વશ કરી શકે છે પરન્તુ જીહ્વાને વશ કરી શકતા નથી કારણ કે અન્નનો ત્યાગ કરવાથી જીભનો લોભ વધે છે બીજી ઇન્દ્રિયોને જીત્યા છતા પણ જ્યા સુધી જીહ્વા ઇન્દ્રિયોને જીતી ન હોય ત્યા સુધી પુરુષ જીતેંદ્રિય કહેવાનો નથી જો જીભ જીતાઇ તો સવ ઇન્દ્રિયો જીતાઇ એમ સમજવું માટે યોગીએ રસની ઇ-ચ્છાનો ત્યાગ કરીને ઔષધની પેઠે અન્ન ખાવું

પિંગલા નામની વેશ્યા પાસેથી હું નિરાશા શીખ્યો છું પૂર્વે વિદેહ નગરમા રહેતી પીંગલા નામની વેશ્યા એક દિવસે, પુરુષને પોતાના રતિ-મંદિરમા લઇ જવા માટે સારી રીતે શણગાર ધારણ કરીને સાંજને વખતે પોતાના ઘરના બારણાના બહારના ભાગમા બેઠી, તે ધનની ઇચ્છાવાળી વેશ્યા માર્ગમા આવતા ધનાઢ્ય પુરુષોને જોઇને જાણતી કે આ પુરુષો મને ધન આપશે તથા મારી સાથે સુરત કરશે આવેના પુરુષો પાછા ગયા પછી પેલી સંકેત વૃત્તિથી આજીવિકા કરનારી વેશ્યા વિચાર કરવા લાગી કેઃ વળી બીજો કોઇ પણ ધનાઢ્ય પુરુષ વિશેષ ધન આપનારો મારી પાસે આવશે આવી દુષ્ટ આશાથી તે વેશ્યાની નિદ્રા ઉડી ગઈ અને બારણાના બહારના ભાગમા બેઠેલી તે વેશ્યા ઘડીકમા અંદર આવતી અને ઘડીકમા પાછી બહાર નીકળતી હતી, આ પ્રમાણે કરતા મધ્યરાત્રી વીતી ગઈ આ રીતે ધનની આશાથી તેનું મન દીન થઇ પડયું મુખમા શોષ પડવા માંડ્યો, અને મહા ખેદ થવા લાગ્યો તે ખેદથી હવે આ ધંધો ત્યાગ કરવો એજ સારૂ છે આવી ચિન્તાને લીધે સુખકારક મોટો ખેદ થયો, તે કહેવા લાગી કે હું અવિવેકી હોવાથી મનને અધીન છું હું મોહને લીધે મૂર્ખ એવા હલકા પુરૂષની પાસેથી કામનાની ઇચ્છા રાખું છું આ અપરોક્ષ, અન્તર્યામી નિત્ય પાસે રહેનારા, ધન આપનારા તથા આનંદ આપનારા ઇશ્વરનો ત્યાગ કરીને કામના ન પૂરનારા, પરન્તુ દુઃખ, શોક મોહ વિગેરે આપનારા હલકા પુરૂષને હું મુર્ખી સેવું છું હું સ્ત્રીરૂપ, લોભી, શોક કરવા યોગ્ય પુરુષને મારૂં શરીર વેચી તેની પાસેથી રતિની તથા ધનની ઇચ્છા રાખું છું અને અતિ નીચ ધંધા વડે હું મારા અંતઃકરણને વૃથા સંતાપમા નાખું છું.

આ લોક તથા પરલોકમા ઇશ્વર વિના બીજુ કોઈ પણ સેવવા યોગ્ય નથી. માટે આજથી હુ પામર મનુષ્યોની સાથે રહેલી દુષ્ટ વાસનાઓનો ત્યાગ કરીને ઇશ્વરને શરણે જાઉં છુ હવેથી હુ સંતોષી થઇ જે કઈ મળશે તે-નાથી આજીવિકા ચલાવીશ અને આત્મારૂપી પતિની સાથે જ વિહાર કરીશ જીવ જ્યારે આ લોકના તથા પરલોકના ભોગથી વૈરાગ્ય પામે છે ત્યારે જ પોતે પોતાનુ રક્ષણ કરી શકે છે, માટે હુ તો કેવળ પ્રેમથી જ ભગવાનને ભજીશ આ પ્રમાણે પિંગળા વેસ્યાએ જારની આશાથી ઉત્પન્ન થયેલી દુષ્ટ આશા કાપી નાંખી આ ઉપરથી મે એ સાર ગ્રહણ કર્યો કે આશા રાખવી એ જ મોટુ દુઃખ છે અને નિરાશા રાખવી એજ મોટુ સુખ છે કારણ કે પિંગળાએ જારની આશા છોડી દીધા પછીથી તે સુખે સુતી હતી

ટીટોડાના દૃષ્ટાતથી હુ એ શિખ્યો કે એક ટીટોડો ચાચમા માસનો પિન્ડ લઇને ઉડતો હતો, એટલામા બીજા બળવાન ટીટોડાઓએ તેને મા-રવા માડ્યો એટલે તે ટીટોડાએ માસનો ત્યાગ કરવાથી સુખ પામ્યો જે ઉપરથી જે જે વણી જ પ્રિય વસ્તુઓ હોય તેનો સ્વિકાર કરવો એજ દુઃખદાયી છે એમ જાણીને જે પોતાના કુટુબાદિક સર્વ વસ્તુઓનો ત્યાગ કરે છે તે પુરૂષ અનન્ત સુખ પામે છે બાળકની પાસેથી હુ શીખ્યો કે બાળકને જેમ માન અપમાન હોતુ નથી તેમ ઘરબારવાળા અને છોકરા-વાળાને જે ચિન્તા થાય છે તે ચિન્તા પણ તેને હોતી નથી તેમ મને પણ માન અપમાન નથી તથા ચિન્તા પણ નથી હુ મારી પોતાની સાથે જ રમુ છુ અને મારી પોતાની ઉપર પ્રીતિ રાખીને બાળકની પેઠે જગતમા ફર્યા કરૂ છુ મૂર્ખ અને ઉદ્યમ રહિત બાળક અને ગુણથી પર એવા ઇશ્વ-રને જે પામેલા હોય તે એ જ પુરુષો ચિંતાથી મુક્ત અને પરમાનદમા નિ-મગ્ન થયેલા જાણવા

**કુંવારી** કન્યા પાસેથી હુ શિખ્યો કે કોઇ એક ગામમા એક ગૃહ-સ્થને કુવારી પુત્રી હતી તે પુત્રીને ઘરમા આવ્યા ગયાની સભાળ રાખવા માટે રાખી, ગૃહસ્થ તથા બીજા મનુષ્યો કોઇ કામને લીધે બહાર ગયા હતા, તેવામા તે કન્યાનુ વેશવાળ કરવા વર તરફના લોકો તે ગૃહસ્થને ઘેર પરોણા તરીકે આવ્યા, પેલી કુવારી કન્યાએ તે પરોણાની સારી પરોણા ચા-કરી કરી અને આવેલા પરોણાને જમાડવા માટે એકાંતમા શાળ ખાડવા માડી, તે વખતે તેના હાથમા પહેરેલી ચુડીઓ બહુજ ખડખડાટ કરવા માડી, એટલે તે કન્યાએ જાણ્યુ કે "હુ શાળ ખાડવા બેઠી છુ. એ ઠીક નહિ, આ વાત આ પરોણો જાણશે તો મારા માતાપિતાને દરિદ્રી જાણશે."

આવો વિચાર કરી તેણે લજ્જાથી પોતાના બન્ને હાથમાંથી સર્વ ચૂડીઓ કાઢી નાખી, માત્ર બબ્બે ચૂડીઓજ રાખી આમ કરીને ખાંડવા માંડ્યા પેલી બબ્બે ચૂડીઓ પણ ખખડવા માંડી એટલે તેણે બન્ને હાથમાંથી પાછી એક ચૂડી પણ કાઢી નાખી એટલે એક ચૂડી રહી તેથી તે ચૂડીનો શબ્દ થયો નહિ એથી મે એ કન્યા પાસેથી એ ઉપદેશ લીધો કે ઘણાની સાથે રહેવાથી ક્લેશ થાય છે અને બે જણાઓ સાથે રહેવાથી વાતચિત થાય છે માટે યોગીએ તો કુવારી કન્યાના કંકણની પેઠે એકલા જ રહેવુ યોગ્ય છે, જેથી કઇ પણ જાતની ખટપટ થાય નહિ

બાણ ઘડનાર પાસેથી હુ શીખ્યો કે એક બાણ ઘડનારો મનુષ્ય બાણ ઘડતો હતો તેનુ બાણ ઘડવામા એવુ ચિત્ત લાગેલુ હતુ કે તે વખતે તેની પાસેથી રાજાની સ્વારી વાજતે ગાજતે નીકળી પણ રાજાને તેણે દીઠો નહિ તેમ જેનુ ચિત્ત બ્રહ્માકાર થઇ ગયુ હોયછે તે યોગી બહારના પદાર્થોને તેમ મનમા સુખદુ ખાદિકને પણ જાણતો નથી આસન જીતવાથી શ્વાસનો વિજય કરી શકાય છે અને શ્વાસને જીતવાથી મન સ્થિર થાય છે ક્ષણ માત્ર નિશ્ચય થયા પછી વિષયોની વાસનાથી મનમા વિક્ષેપ થવાનો ભય રહે છે અથવા તો સુષુપ્તિમા જેમ મનનો સર્વથા લય થાય છે, તેમ મનનો લય થવાનો ભય રહે છે માટે દૃઢ વૈરાગ્યવડે મનમા વિક્ષેપ થવા દેવો નહિ, પરતુ આળસ મુકીને અભ્યાસના યોગથી મનને પરમાનદ સ્વરૂપ પરમાત્મામા જોડી દેવુ, તે મન પરમાત્મામા સ્થિર થાય છે, એટલે પોતે જ ધીરે ધીરે વિષયોની વાસનાનો ત્યાગ કરે છે તથા મનને વિક્ષેપ ઉત્પન્ન કરનારા રજોગુણ તથા તમોગુણનો પણ સત્વગુણની વૃદ્ધિથી નાશ કરીને ગુણના કાર્ય રહિત કેવળ નિર્વાણ સ્થિતિને પામે છે, અર્થાત વૃત્તિ રહિત થયેલુ મન બ્રહ્મ સ્વરૂપે રહે તેને 'અસપ્રજ્ઞાત' નામની સમાધિ કહે છે

સર્પની પાસેથી હું શીખ્યો છુ કે સર્પ જેમ એકલો ફરે છે, પોતાનો એક ઠેકાણે નિવાસ રાખતો નથી, સાવધ રહે છે, એકાતમા વાસ કરે છે તેની ગતિ ઉપરથી તે ઝેરી છે કે ઝેર વિનાનો છે એ જણાતુ નથી કોઈને પોતાની સાથે રાખતો નથી અને થોડુ બોલે છે તેમ યોગીએ પણ એકલા ફરવુ પોતાનુ નિવાસ સ્થાન એક સ્થળે રાખવુ નહિ, સાવધ રહેવુ, એકાતમા રહેવુ, પોતાની સાથે કોઇને રાખવો નહિ અને થોડુ બોલવુ વળી સર્પ જેમ પોતાને માટે દર કરતો નથી પરંતુ કોઇ બીજાના દરમા પેસીને સુખેથી વૃદ્ધિ પામે છે તેમ યોગીએ પણ પોતાને માટે ઘર ન કરતા બીજાઓએ કરેલા ઘરમા રહીને પોતાનુ આયુષ ગાળવુ કારણ કે ઘર બાધવુ એ મહા દુ:ખદાયી છે. અને દેહ નાશવત હોવાથી નિષ્ફળ છે

કરોળીયાની પાસેથી હુ એ શિખ્યો કે કરોળીઓ જેમ મુખદ્વારા પોતાના હૃદયમાથી લાળને બહાર કાઢીને તેને ફેલાવે છે અને તેના સાથે રમીને પાછો પોતે તે લાળને ગળી જાય છે તેમા તેને બીજા કોઈ સાધનની જરુર રહેતી નથી, તેમ પરમાત્મા પણ આ જગતને પોતામાથી ઉત્પન્ન કરે છે અને તેની સાથે વિહાર કરીને તેને પાછો ગળી જાય છે અર્થાત્ પોતાને વિષે લય કરે છે તેમા બીજા કોઈ સાધનની જરુર પડતી નથી, પરમાત્મા પોતાના પ્રભાવરૂપી એક કાળ વડે પોતાની ત્રિગુણાત્મક માયાને વિકારવાળી કરી તેમાથી પ્રથમ મહતત્વ ઉત્પન્ન કરે છે, તે મહતત્વ જ ત્રણુ ગુણના કાર્યરૂપ છે અને પોતાથી ઉત્પન્ન થયેલા અહંકાર વડે અનેક પ્રકારના જગતને ઉત્પન્ન કરે છે જેમાથી જીવોની ઉત્પત્તિ થાય છે, એવા તે સમષ્ટિ રુપ મહતત્ત્વમા આ જગત્ ઓતપ્રોત રહેલુ છે તે ઉપરથી મહતત્ત્વને શાસ્ત્રમા સૂત્ર નામ આપ્યુ છે

કીડાની પાસેથી હુ જે શીખ્યો છુ તે કહુ છુ, ભમરી કીડાને પકડીને પોતાના દરમા પૂરી રાખે છે તે કીડો ભમરીના ભયથી તેનુ જ ધ્યાન કરતો ભમરીરૂપ થઈ જાય છે તેમ પ્રાણી પણ બુદ્ધિપૂર્વક સ્નેહથી દ્વેષભાવથી અથવા ભયથી જે જે વસ્તુમા પોતાના મનને એકાગ્ર કરે છે, તે તે વસ્તુ રૂપ પોતે થઈ જાય છે કીડો જ્યારે ભમરીનુ ધ્યાન કરવાથી પોતાના દેહનો ત્યાગ કરીને ભમરી બની જાય છે, ત્યારે પ્રાણી પણ ભગવાનનુ ધ્યાન કરવાથી બીજા દેહથી ભગવાનના સ્વરૂપને પામે તેમા શુ આશ્ચર્ય ?

આ રીતે મે ઉપર કહેલા ૨૪ ગુરુઓની પાસેથી શિખામણો લીધી છે

મારા દેહ ઉપરથી મે જે શિખામણો લીધી છે તે હવે કહુ છુ

આ દેહ પણ મારો એક ગુરુ છે કારણ કે તેણે મને વૈરાગ્ય અને વિવેક શિખવ્યા છે આ દેહ જન્મમરણવાળો છે તેથી મને તેના ઉપર વૈરાગ્ય થયો છે અને તત્વોનો વિચાર કરવાથી વિવેક પણ તેના વડે જ મને મળ્યો છે આમ છતા હુ દેહ ઉપર આસક્તિ રાખતો નથી, પણ તેનાથી દૂર રહીને આ દેહ તો પારકો છે એટલે મરી ગયા પછી અગ્નિને આધીન થનારો છે એમ માની સર્વ સગનો ત્યાગ કરી જગતમા હું ફરૂં છુ

આ દેહથી પ્રથમ સુખ જોવામા આવે છે ધન એકઠુ કરી દેહને માટે સ્ત્રી પુત્રાદિ વૈભવો મેળવે છે, તેનુ પોષણ કરે છે તે દેહ તો આયુષ્ય પુરૂં થતા નાશ પામે છે માટે દેહમા માત્ર દુખ ભોગવવા રુપીજ ફળ છે. તે દેહ પડ્યા પછી પણ દુખનો છેડો આવતો નથી, કારણ કે તે દેહ ઝાડના

જેવો છે. ઝાડ જેમ બીજને ઉત્પન્ન કરી નાશ પામે છે તેમ આ દેહ પુરુષને માટે બીજા દેહના બીજરૂપી કર્મો સરજીને પછી પોતે નાશ પામે છે. તેને ઘણી સ્ત્રીઓના ધણીને તેની શોક્યો ખેંચે તેમ દરેક ઈંદ્રિય પોતપોતાની ઇચ્છા તૃપ્ત કરવા ખેંચે છે. એ રીતે દેહમાં અનંત કષ્ટો છે તેથી મને તેના ઉપર પણ વૈરાગ્ય આવ્યો છે. છતાં પણ મનુષ્ય દેહ ઘણો દુર્લભ છે. બીજા બધા પ્રાણીઓમાં કોઈની પણ બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ અનુભવ કરવાને સમર્થ નથી, ત્યારે મનુષ્ય દેહને તો પરમાત્માનો સાક્ષાત્કાર કરવાને સમર્થ બુદ્ધિવાળો બનાવ્યો છે. તે દેહ મેળવી ઈશ્વર ઉપર નિષ્ઠા રાખવી જોઈએ. ઘણા જન્મોના અંતે મનુષ્ય દેહ અતિ દુર્લભ છે. તે મેળવી ઈશ્વર ઉપર નિષ્ઠા રાખવી જોઈએ. મનુષ્ય દેહ નાશવંત છે છતાં પણ પુરુષાર્થ આપે છે માટે દેહ પડે નહિ ત્યાં સુધીમાં મનુષ્યે પોતાના કલ્યાણ માટે પ્રયત્ન કરવો જોઈએ.

વિષયનું સુખ તો પશુઓમાં પણ મળે છે માટે તે અર્થે પ્રયત્ન કરવો નહિ. આવી રીતે મેં ઘણા ગુરુઓ પાસેથી ઉપદેશ ગ્રહણ કર્યો છે તે ઉપરથી મારા મનમાં વૈરાગ્ય અને જ્ઞાનરૂપી દીવો થયો છે. તેથી હું સર્વ પ્રકારે કામ કરવાને સમર્થ છું છતાં સર્વ સંગ છોડી દઈ અહંકાર રહિત થઈ આ પૃથ્વીમાં ફરું છું. જ્ઞાન આપનારો એક જ ગુરુ કરવો જોઈએ પણ ગુરુ પાસેથી જ્ઞાન સંપાદન કર્યા પછી ઉપદેશના બીજા દૃષ્ટાંતો લઈએ નહિ તો ગુરુ પાસેથી મેળવેલું જ્ઞાન સ્થિર થાય નહિ, અને તેમાં વધારો થાય નહિ તે માટે મેં ઘણા ગુરુઓ કર્યા છે. આ બ્રહ્મ એક સ્વરૂપ છે. કેટલાક કહે છે તે પ્રપંચ રહિત છે અને તેમને કેટલાક પ્રપંચવાળા કહે છે. માટે તે પરમાત્મા વિષે પોતાની અસંભાવના તથા વિપરીત ભાવના દૂર કરવા માટે પોતાની બુદ્ધિ પ્રમાણે ઘણા દૃષ્ટાંતો લેવાં જોઈએ."

આ પ્રમાણે ગુરુ દત્તાત્રેયે યદુરાજાને ઉપદેશ કર્યા પછી પોતે પ્રસન્ન થતા થતા જેમ આવ્યા હતા તેમ ત્યાંથી પાછા ગયા. પછી યદુરાજાએ સર્વ સંગનો ત્યાગ કરી પરમાત્મામાં ચિત્ત ચોંટાડ્યું હતું.

આ પ્રમાણે ઈશ્વરાવતાર ગુરુ દત્તાત્રેય જીવન્મુક્ત દશામાં રહી પ્રસન્નતાનો અનુભવ કરતા વિચરતા હતા."

આજે અહિં સુધી કથા કરી મહાત્માએ સર્વને ગુરુદત્તાત્રેયના જીવનના પ્રસંગમાંથી બોધ લેવાનું વિવેચન કરી કથા બંધ કરી. પછી શ્રોતામંડળ પોતપોતાને સ્થાને વેરાઈ ગયું.



## પ્રકરણ ૧૨ મું.

### યજ્ઞાવતાર.



આ જે દિવસ સર્વ શ્રોતાઓ આવતાં મહાત્માજીએ કથાનો આરંભ કર્યો! ઇશ્વરનો સાતમો અવતાર યજ્ઞાવતાર રુપે થયો હતો.

સ્વાયંભુ મનુને શતરુપા રાણીને આકૃતિ, દેવહૂતિ તથા પ્રસૂતિ એમ ત્રણ કન્યાઓ હતી તેમાથી આકૃતિને રુચિ ઋષિને પરણાવ્યા હતા. તે એવી સરતથી કે એ કન્યાને જે પુત્ર થાય તેને હુ મારો પુત્ર કરીને રાખીશ. તે પછી પ્રજાપતિ રુચિની સ્ત્રી આકૃતિને એક જોડલુ પુત્ર અને પુત્રીનું ઉત્પન થયુ તેને જે પુત્ર જન્મ્યા હતા તે સાક્ષાત્ યજ્ઞસ્વરુપ ધારી વિષ્ણુ હતા અને જે સ્ત્રી જન્મી હતી તે લક્ષ્મીના અંશમાથી ઉત્પન્ન થઇ હતી. પુત્રને સ્વાયંભુ મનુ પોતાને ઘેર લાવ્યા અને દક્ષિણા રુચિ પ્રજાપતિએ પોતાને ત્યાં રાખી તે પછી દક્ષિણાને ભગવાન્ યજ્ઞપતિ પરણ્યા. અને તે સ્ત્રીથી તેમને ૧૨ પુત્રો ઉત્પન્ન થયા. તેમના નામ તોષ, પ્રતોષ, સંતોષ, ભદ્ર, શાંતિ, ઇડસ્પતિ, ઇધ્મ, કવિ, વિભુ, સ્હવન્, સુદેવ, અને રોચન તે તુષિત નામના દેવતાઓ કહેવાયા.

મરીચિ નામના સાત ઋષિઓ થયા અને યજ્ઞ ભગવાને ઇંદ્રપદ ભોગવ્યુ. પછી સ્વાયંભુ મનુ કામનાઓના ઉપભોગથી વિરક્ત થઇ રાજ્યનો ત્યાગ કરી તપશ્ચર્યા કરવા સ્ત્રીની સાથે વનમા ગયા. ત્યાં સુનંદા નદીના તટ ઉપર સો વર્ષ સુધી એક પગે ઉભા રહી તપ કરવા લાગ્યા. આ પ્રમાણે સ્વાયંભુવ મનુને સમાધિસ્થ જોઇને અસુરો તથા રાક્ષસો ભૂખથી તેમને ખાવા દોડ્યા. તેમના આવા દૃઢ નિશ્ચયને ભગવાન સર્વ વ્યાપક યજ્ઞ ભગવાને જાણીને યાગ નામના દેવતાઓથી વિંટાઇ અસુરોનો નાશ કરી સ્વર્ગનું રાજ્ય કરવા માંડયુ.



## પ્રકરણ ૧૩ મું.

## ઈશ્વરાવતાર ઋષભદેવ.

### પ્રિયવ્રત.



હવે ઇશ્વરના આઠમા અવતાર ઋષભદેવ થયા હતા તેમના પૂર્વજોની કથા કહેવામા આવે છે

બ્રહ્માના પુત્રો સનકાદિક કુમારો નારદ, ઋભુ હંસ, અરુણિ અને યતિ એમણે ઘર માંડ્યુ નહોતું પણ તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી જ રહ્યા હતા. હરિના અંશરુપ બ્રહ્માના પુત્ર સ્વાયંભુ મનુને પ્રિયવ્રત તથા ઉત્તાનપાદ બે પુત્રો હતા તેમા ઉત્તાનપાદ રાજાની અને તેના વંશમાં થયેલા ધ્રુવની તથા અંશાવતાર રુપે થયેલા પૃથુની કથા હવે પછી કહેવામા આવશે. હવે પ્રિયવ્રત રાજાની કથા કહેવામા આવે છે

આત્મામા આનંદ માનનારા પ્રિયવ્રત રાજાને ઘરબાર વિગેરેમા આસક્તિ નહોતી તેમણે નારદના ચરણની સેવાથી પ્રયત્ન વિના અપરોક્ષ બ્રહ્મજ્ઞાનને મેળવ્યુ હતું તે સર્વ કાર્યનો ત્યાગ કરીને પરબ્રહ્મનું ચિન્તન કરવા માટે દિક્ષા લેવાનો વિચાર કરતા હતા એવામાં વેદશાસ્ત્રમા કહેલા ઉત્તમોત્તમ રાજાને ઘટે તેવા સર્વ ગુણો તેમા જોઇને તેમના પિતા સ્વાયંભુવ મનુએ પૃથ્વીનું રાજ્ય કરવા માટે તેમને આજ્ઞા કરી. આથી રાજ્યાધિકારના મિથ્યા પ્રપંચથી પોતાનું સ્વરુપ વિસરી જવાશે એમ માની રાજ્ય કરવાની તેણે ના કહી. તે પછી બ્રહ્મા ત્યાં આવ્યા અને પ્રિયવ્રતને કહેવા લાગ્યા કે- દેવ ઉપર દોષબુદ્ધિ લાવવી એ યોગ્ય નથી. અમે સર્વ પરાધીન થઇને પરમેશ્વરની આજ્ઞાને માથે ચઢાવીએ છીએ પ્રાણી ઇશ્વરની ધારણાને ફેરવી શકતો નથી. આપણે ઇશ્વરે આપેલાં સુખદુઃખ ભોગવીએ છીએ. તું જાણતો હશે કે આ સર્વ આત્મજ્ઞાની નહિ હોય પણ અજ્ઞાની હશે પણ તેમ નથી. જ્યાં સુધી પ્રારબ્ધ કર્મ હોય છે ત્યાં સુધી કર્મ તે ભોગવવા માટે

જીવન્મુક્ત પુરુષને પણ દેહ ધારણ કરવા પડે છે. પણ જાગ્રત થયેલા મનુષ્યને સ્વપ્નમા અનુભવેલા દેહનું જેમ સ્મરણ થાય છે પણ તેમા અભિમાન હોતું નથી તેમ જીવનન્મુક્ત પુરુષને પણ દેહમાં અભિમાન રહેતું નથી, તેમ તે બીજા દેહોને ઉત્પન્ન કરનારા કર્મો પણ કરતો નથી અને ભોગની વાસના પણ રાખતો નથી ઘરમા રહી ભોગ ભોગવવાથી તેનો મોક્ષ કેમ કરીને થતો હશે? માટે ઘરનો ત્યાગ કરીને તું વનમાજ રહેવુ યોગ્ય છે એમ માનતો હશે પણ તે મિથ્યા છે. વિષયાધિન મદમત્ત માણસને વનમા પણ સસાર છોડતો નથી. કેમકે વનમા પણ છ ઇન્દ્રિયો રુપી શત્રુઓ તેની સાથે જ રહે છે માટે વિદ્વાન્ મનુષ્ય જીતેન્દ્રિય તથા આત્માનદમા મગ્ન થઇને ઘરમા રહેતો હોય તો ગૃહસ્થાશ્રમ પણ તેનુ શુ બગડે છે? કાંઇજ નહિ. માટે જે પુરુષ ઇન્દ્રિયોરુપી છ શત્રુઓન જીતવાની ઇચ્છાવાળો હોય તેણે પ્રથમ ઘરમા જ રહેવુ અને ઇન્દ્રિયોને એકદમ આધિન ન થતા ધીરે ધીરે તેને જીતવાનો પ્રયત્ન કરવો, ધીરે ધીરે ઇન્દ્રિયોનો સપૂર્ણ રીતે પરાજય કરીને તેમને વશ કરવી અને પછી લોકમા કે વનમા ફરવુ. ઘરરુપી કિલ્લાનો આશ્રય પાકૃત મનુષ્યો માટે છે તારા જેવાને માટે નથી, તે તો ભગવાનના ચરણકમળના કોશરુપી કિલ્લાનો આશ્રય સ્વીકાર્યો છે અને છ શત્રુઓને જીતેલા છે માટે તુ આ લોકમા ઇશ્વરે આપેલા વૈભવો ભોગવ અને સર્વ સાસારિ વિષયાનો સગ છોડી દઇને સ્વસ્વરુપમા અર્થાત આત્મસ્વરુપમા નિષ્ઠાવાળો થા

આ સાભળી પ્રિયવ્રત રાજાએ બ્રહ્માની આજ્ઞા માથે ચઢાવી આ પછી સ્વાયભુ મનુએ બ્રહ્માની સેવા કરી તે પછી બ્રહ્મા બ્રહ્મલોકમા ગયા પછી સ્વાયભુ મનુ પ્રિયવ્રતને રાજ સોપી નાના પ્રકારની વિષયવાસનાથી વિરામ પામ્યા અને પછી પ્રિયવ્રત રાજા પૃથ્વીનુ રાજ્ય કરવા લાગ્યા તે વિશ્વકર્મા નામના પ્રજાપતિની પુત્રી બર્હિષ્મતીને પરણ્યા હતા તેમને તેથી દસ પુત્રો થયા હતા અને એક કન્યા થઇ હતી. બીજી સ્રીથી ત્રણ પુત્રો થયા હતા તે મન્વંતરના અધિપતિ થયા હતા.

પુત્રી ઉર્જસ્વતી શુક્રાચાર્યને પરણાવી હતી જેમને દેવયાની નામની પુત્રી થઇ હતી. પ્રિયવ્રતને આગ્નીધ્ર, ઇધ્મજિહ્વ, યજ્ઞબાહુ, મહાવીર, હિરણ્યરેતા, ઘૃતપૃષ્ટ, સવન, મેધાતિથ, વીતિહોત્ર તથા કવિ એ પુત્રો હતા તે સર્વે અગ્નિને નામે ઓળખાતા, તેમણે સાત સમુદ્રોથી વિટાએલા સાતદ્વિપો જમ્બુદ્વીપ, પ્લક્ષદ્વીપ, શાલ્મલીદ્વીપ, કુશદ્વીપ, ક્રૌંચદ્વીપ, શાકદ્વીપ, અને પુષ્કળદ્વીપ ઉપર પોતાના સાત પુત્રોને વહેંચી આપ્યા. અને કવિ, મહાવીર

અને સવન એ ત્રણ પુત્રો તો ઉર્ધ્વરેતા હતા. તે સૌ બાલ્યાવસ્થાથી જ આત્મવિદ્યાને પ્રાપ્ત કરાવનારા હતા. રાજાએ ઘણા વર્ષ રાજ્ય કર્યું પછી સાંસારિક પ્રપંચના સંબંધથી પોતાને દુઃખી માનતા હોય તેમ મનમાં ખિન્ન થઈને મહા વૈભવને ત્યાગ કરી દીધો અને સંસાર તજી વનમાં ગયા.

## આગ્નીધ્રરાજા.

રાજાના વનમાં ગયા પછી તેમના પુત્ર આગ્નીધ્ર પ્રજાનું પાલન કરવા લાગ્યા. તેમને પુત્ર નહોતો તેથી તેની પ્રાપ્તિ માટે એક વખતે મંદરાચલ પર્વતના ગુફામાં જઈ એક ચિત્તથી બ્રહ્માનુ તપવડે આરાધન કરવા લાગ્યો. તેને તપ કરતો જાણી બ્રહ્માએ દેવસભાની પૂર્વચિત્તિ નામની અપ્સરાને તેના સંભોગ માટે મોકલી, તે અપ્સરા રાજાના આશ્રમમાં આવી ઉપવનમાં ફરવા લાગી. અપ્સરા ત્યાં વિલાસપૂર્વક પગલાં ભરતી હાવભાવ સાથે ચાલવા લાગી અને ચાલતાં આભુષણોનો ખણખણાટ થવા લાગ્યો. રાજા આગ્નીધ્ર સમાધિને લીધે નેત્રો મીંચી બેઠો હતો તે સ્ત્રીના આભૂષણોનો ખણખણાટ સાંભળી જાગ્યો અને નેત્રો ઉઘાડી જોવા લાગ્યો.

પેલી અપ્સરા આશ્રમ પાસે જ પુષ્પોની વાસ લેતી ઉભી હતી અને દેવો તથા મનુષ્યોના મનને અને નેત્રને આનંદ આપનારી ચાલ, વિહાર, લજ્જા, વિનયપૂર્વક જોવું, મધુર સ્વરથી ભાષણ કરવું, શરીરના સુંદર અવયવો દેખાડવા, વિગેરેથી મનુષ્યોના મનમાં કામોત્પત્તિ કરતી હતી, તેના મુખમાંથી અમૃત જેવાં સ્વાદિષ્ટ અને આસવ જેવાં માદક ભાષણો નીકળતાં હતાં. તે ઉતાવળાં પગલાં ભરતી તેને લીધે તેના સ્તન કલશ, માથાનો અંબોડો તથા કટિમેખલા જરા જરા હાલતા હતા, આ અપ્સરાને જોઈ રાજા કામદેવને આધીન થઈ ગયો અને ગાંડાની પેઠે બોલવા લાગ્યો કે હે મુનિ, તમે કોણ છો? અને અહિં કેમ આવ્યા છો? તમે તમારૂં પરાક્રમ અમે જડ બુદ્ધિવાળા ઉપર અજમાવશો નહિ પણ અમારી રક્ષા કરજો એવી મારી પ્રાર્થના છે તમે નિતંબના સુંદર મંડળ ઉપર કદંબના પુષ્પ જેવી કાંતિ ક્યાંથી મેળવી! તમારૂં વલ્કલ ક્યાં ગયું? તમારાં આ બે મનોહર શિંગડાં (સ્તનો) માં એવું શું ભરેલું છે કે તે મને મોહ ઉપજાવે છે તમે કટીમાં ઘણાજ પાતળા છો હે પ્રિય મિત્ર તમારો લોક મને દેખાડો. વળી તમે આમ તેમ ફરતા તમારા કરકમળ વડે આ દડાને—સ્તનને દિશાઓમાંથી ઉછાળો છો તેમ તે દડો મારા ભમતા ચિત્તને વિવશ—ચંચળ બનાવે છે. વળી આ ધુતારો પવન તમારૂં નીચેનું વસ્ત્ર કાઢી નાંખે છે તેની તમે કેમ સંભાળ રાખતા નથી, તપસ્વીઓના તપમાં વિઘ્ન કરનારૂં આ તપ તમે ક્યાંથી મેળવ્યું? શું બ્રહ્માએ

પ્રસન્ન થઈને તમને મારી સ્ત્રી થવાને મોકલ્યા છે ? હું તો હવે તમને પ્રિયામત્રને છોડીશ નાહ.

આ પ્રમાણે બુદ્ધિશાળી આગ્નીધરાજા તે અપ્સરાને વધુ માન આપવા લાગ્યો તે પછી પૂર્વચિત્તિ નામની તે અપ્સરા તે રાજાની સાથે હજારો વર્ષ સુધી રહીને પૃથ્વીના વૈભવો ભોગવવા લાગી. તે રાજાએ તે સ્ત્રીને વિષે નાભિ, કિંપુરૂષ, હરિવર્ષ, ઇલાવ્રત, રમ્યક, હિરણ્યમય, કરૂ, ભદ્રાશ્વ તથા કેતુમાલ નામના નવપુત્રો ઉત્પન્ન કર્યા. તે પછી તે અપ્સરા તે પુત્રોને ત્યાં મૂકી બ્રહ્માની પાસે ગઇ અને રાજા પોતાના પુત્રોને રાજ્ય વહેંચી આપી વેદોક્ત કર્મ કરીને અપ્સરાના લોકમા ગયા

## નાભિરાજા

આગ્નીધરાજા મરણ પામ્યા પછી તેમના પુત્ર નાભિરાજાએ મેરુપર્વતની દીકરી મેરુદેવી સાથે લગ્ન કર્યું અને તે પછી મનને એકાગ્ર કરી ભગવાન યજ્ઞપુરુષનુ યજન કરવા માટે યજ્ઞનો આરંભ કર્યો તે પછી ભગવાને પોતાના ભક્તના મનોરથ પૂરવા માટે યજ્ઞ કરનાર રાજાની શ્રદ્ધા ઉપરથી પોતાનું મનોહર રૂપ પ્રકટ કર્યું ભગવાનના દર્શન કરીને ઋષિમુનિઓ સર્વે તેમની સ્તુતિ કરવા લાગ્યા કે હે ઉત્તમોત્તમ મહાપુરૂષ અમે લોકો મૂઢ છીએ તથા ખરૂ કલ્યાણ શુ છે તે જાણતા નથી, છતા આપતો દયા વડે આ યજ્ઞમા પ્રકટ થયા છો આપે અહિ ભક્તજનોને દર્શન આપ્યું છે તેથી અમે કૃતાર્થ થયા છીએ જ્યારે અમે રોગાદિથી આપનુ સ્મરણ કરવાને અશક્ત હોઇએ ત્યારે સર્વ પાપો નાશ કરનાર તમારા નામો અમારી વાણીમાં વાસ કરો વળી બીજો વર માગીએ છીએ કે આ અમારા રાજર્ષિ પુત્રની કામનાવાળા છે જેથી આપને સંતાન માટે સેવે છે. માટે હે દેવના દેવ તમે તેમની કામના પૂર્ણ કરો એવી પ્રાર્થના છે.

ઋષિઓની સ્તુતિ સાંભળી ભગવાન બોલ્યા કે હે ઋષિઓ તમે સત્યવાદી એવા આ રાજાને મારા જેવો પુત્ર થાય એવો અતિ દુર્લભ વર માગ્યો પણ હું એક અદ્વિતીય રૂપ હોવાથી મારા જેવો હું જ છુ અર્થાત બીજો કોઇ મારા જેવો નથી તથાપિ બ્રાહ્મણોનુ બોલવુ મિથ્યા થવુ ન જોઇએ કેમકે ઉત્તમ બ્રાહ્મણોનુ કુલ મારૂ જ મુખ છે તેથી તેમનુ બોલવું સત્ય થવુ જોઇએ મારા જેવો બીજો ન મળવાથી હું પોતે નાભિરાજાને ઘેર અલ્પ અંશવડે પુત્ર થઇને અવતરીશ.

આ પ્રમાણે કહી ભગવાન અંતર્ધાન થયા તે પછી ભગવાન વિષ્ણુ નાભિરાજાનુ કલ્યાણ કરવાની ઇચ્છાથી નાભિરાજાના અંતઃપુરમા તેમની સ્ત્રી મેરૂદેવીના ઉદરથી શુદ્ધ સત્વગુણી રૂપે અવતર્યા.



## પ્રકરણ ૧૪ મું.

### ઈશ્વરાવતાર ઋષભદેવ.

ઈશ્વરનો આઠમો અવતાર ઋષભદેવનો થયો હતો. નાભિરાજાને ત્યાં ભગવાનનો પુત્રરૂપે જન્મ થયા તેથી સર્વને અત્યંત હર્ષ થયો. તે પુત્રના હાથ, પગ, ઉપર શંખ, ચક્ર, રથ, પતાકા વિગેરે ભગવાનનાં ચિન્હો જોવામાં આવ્યાં. તેમજ તેમનામાં સમતા, શાંતિ વૈરાગ્ય, ઐશ્વર્ય, તથા સર્વ સંપત્તિ સાથે તેમનો મહિમા દિવસે દિવસે વધવા લાગ્યો. તેમનાં તેજ, બળ, લક્ષ્મી. યશ, વીર્ય તથા શૌર્યને જોઇ પિતાએ તે પુત્રનું ઋષભ (શ્રેષ્ટ) એવું નામ પાડ્યું.

એક વખતે ભગવાન્ ઇન્દ્રે તેમની સાથે સ્પર્ધા કરીને તેમના દેશમાં વૃષ્ટિ કરી નહિ તે જાણીને યોગીશ્વર એવા ભગવાન રૂષભે તેમની મુર્ખતા ઉપર હસીને પોતાની યોગમાયાના બળથી અજનાભ નામના પોતાના ખંડમાં વૃષ્ટિ કરી. નાભિરાજા, માયાવડે 'આ મારો પુત્ર છે' એ રીતે માની ઉત્તમ પુત્રને પ્રાપ્ત કરીને આનંદના ઉભરાથી વિહ્વળ થઈ ગયા અને તેમને મધુર ઘેલા વચનોથી લાડ લડાવી આનંદ માનવા લાગ્યા. તેમણે કેટલાક વખત પછી ધર્મની રક્ષા માટે ઋષભદેવને રાજ્યાભિષેક કર્યો અને પછી પોતે મેરૂદેવીની સાથે બદ્રિકાશ્રમમાં ગયા. અને ત્યાં તીવ્રતપ વડે નર અને નારાયણ નામના ભગવાન વાસુદેવની ઉપાસના કરતા કેટલેક કાળે જીવન્મુક્ત થયા.

ત્યારપછી ઋષભદેવ લોકોને ધર્મકર્મનું આચરણ શિખવવા માટે પોતે ગુરૂને ઘેર રહી વિદ્યાભ્યાસ કર્યો અને ગુરૂએ તેમને વિદ્યાભ્યાસ કરાવ્યો. તે પછી તેમણે ઇન્દ્રની કન્યા જયતી સાથે લગ્ન કર્યું, અને પોતાની સ્ત્રી વિષે પોતાના જેવાજ સો પુત્રોને ઉત્પન્ન કર્યા, જે તેઓમાં સર્વથી મોટા ઉત્તમ ગુણવાળા ભરત નામના પુત્ર હતા, જેમના નામ ઉપરથી આ ખંડને ભારત વર્ષ એમ કહે છે. બીજા પુત્રો પણ વિનયવાળા વર્તવામાં નિપુણ અને શુદ્ધ અંતઃકરણવાળા હતા.

ભગવાન ઋષભદેવ સ્વતંત્ર હતા. અનર્થની પરંપરાઓ પોતાની મેળેજ તેમનાથી નિરંતર દુર રહેતી હતી. તે સમદષ્ટિવાળા, શાંત ગુણવાળા, સર્વ પ્રાણીઓ સાથે મિત્રતા રાખનારા તથા મહા દયાળુ હતા, તેમ કેવળ આનંદનો અનુભવ કરનારા એક ઇશ્વર હતા. તો પણ પ્રાકૃત મનુષ્યોની પેઠે કર્મો કરતા હતા અને નાશ ગમેલા ધર્મોનું પોતે આચરણ કરીને અજ્ઞાની લોકોને તે પ્રમાણે ધર્માચરણ કરતા શિખવતા હતા. તેમ ધર્મ, અર્થ યશ, પ્રજા, વૈભવનો ઉપભોગ તથા મોક્ષ આ સર્વનો સંગ્રહ કરીને બીજા લોકોને ગૃહસ્થાશ્રમમાં સ્થાપવા લાગ્યા. કેમકે આ જગતમાં મહાપુરુષોનાં આચરણોને લોકો માન્ય કરે છે આ પ્રમાણે ઋષભદેવ વેદનું રહસ્ય જાણતા હતા તથાપિ પ્રજાનું પાલન કરવા લાગ્યા તેમણે સર્વ યજ્ઞો સો સો વાર કર્યા હતા. એ વખતે કોઇ પણ પુરૂષ બીજાની પાસેથી કોઇ પણ વસ્તુ લેવાની ઇચ્છા કરતા નહિ અને પારકી વસ્તુ તરફ જરા પણ દષ્ટિ કરતા નહિ સર્વ કોઈ પોતાના રાજા ઋષભદેવજી ઉપર વધુ સ્નેહનો વિકાશ થાય તેવું ઇચ્છતા હતા એક વખતે ઋષભદેવ ફરતા ફરતા બ્રહ્માવર્ત નામના દેશમાં આવ્યા અને ત્યાં મોટા બ્રહ્મર્ષિઓની સભામાં પોતાના પુત્રોને ઉપદેશ આપવાના મિષથી પ્રજાને ઉપદેશ આપવા માટે આ પ્રમાણે કહેવા લાગ્યા.

જે દુઃખકારક વિષયો વિષ્ટા ખાનારા ભુંડોને પણ મળે છે તેવા દુઃખકારી વિષયો ભોગવવાને મનુષ્ય લોકમાં તમારૂં અંતઃકરણ શુદ્ધ થાય અને અંતઃકરણની શુદ્ધિથી તમને પરબ્રહ્મનું અનંત સુખ મળે. મહાપુરૂષોની સેવા એજ મુક્તિનું દ્વાર છે અને સ્ત્રીઓના સંગીનો સંગ કરવો એજ નરકનું દ્વાર છે જે સમાનભાવવાળા છે, તેઓને મહાત્મા જાણવા પુરૂષ જ્યારે ઇંદ્રિયોને પ્રસન્ન કરવા માટે કર્મ કરે છે ત્યારે તે ભાન વિનાનો થઇને જરૂર પાપકર્મ કરે છે અને પાપકર્મને લીધે આ દેહ ઉત્પન્ન થાય છે, તે દેહ મિથ્યા છે છતાં પણ દુઃખ આપે છે માટે પાપકર્મ કરવાં નહિ જ્યારે અવિદ્યાવડે આત્મસ્વરુપ ઢંકાઇ જાય છે ત્યારે કર્મ મનને વશ કરે છે અને મન પુરૂષને કર્માધીન કરી મૂકે છે માટે પુરૂષ જ્યાં સુધી વાસુદેવ એવા જે હું તેના વિષે પ્રીતિ કરતો નથી ત્યાં સુધી તે દેહના બંધનમાંથી છુટતો નથી.

પુરૂષ તથા સ્ત્રી એકઠા મળીને દંપતી ભાવથી રહેવા માંડે છે ત્યારે તેઓની વચ્ચે બીજી નવી અભિમાનરૂપી એક દૃઢ ગાંઠ બંધાય છે એમ વિદ્વાનો કહે છે અને તે અભિમાનને લીધે ઘર, ક્ષેત્ર, પુત્ર કે સગાં સંબંધી તથા ધનવિષે "હું અને મારૂં" આવો મોહ થાય છે. માટે મનુષ્ય જ્યારે કર્મથી બંધાયલી મનરૂપી ગાંઠને પોચી કરે છે ત્યારે તે દંપતીપણામાંથી

શ્રુ છે અને પછી અહંકારનો ત્યાગ કરી તેમાંથી મુકત થઈ પરમપદને પામે છે. તેને માટે ઇશ્વર વિષે ભક્તિ, ગુરૂની સેવા, તૃષ્ણાનો ત્યાગ, સુખ દુઃખને સહન કરવા, આ લોકમાં દુ:ખ છે એમ જાણવું, તત્વ જાણવાની ઇચ્છા કરવી, તપ, સકામ કર્મનો ત્યાગ ઈશ્વર નિમિત્તે જ કર્મ કરવા, સત્સંગ કરવો, ઇશ્વરના ગુણો ગાવા, વૈરનો ત્યાગ કરવો, સર્વ ઉપર સમદષ્ટિ રાખવી શાંતિ રાખવી, શરીર અને ઘર ઉપરની અહંતા મમતાનો ત્યાગ કરવો, પ્રાણ ઇન્દ્રિયો અને મનને વશ કરવાં, વાણીને નિયમમાં રાખવી. યોગ, ધૈર્ય, પ્રયત્ન અને વિવેક એ ઉપાયો વડે પોતાના અહંકારનો ત્યાગ કરવો.

હે પુત્રો, તમે સર્વે મારા સત્વગુણી શરીરમાંથી ઉત્પન્ન થયા છો માટે તમે મત્સરનો ત્યાગ કરી તમારા મોટા ભાઇ સહોદર બન્ધુ ભરતની સેવા કરજો તેની સેવા એજ મારી સેવા સમજવી તે પછી તેમણે નેત્રોને ઉપદેશ આપ્યા પછી પોતાના સો નેત્રોમાંથી મોટા ભરતને રાજ્યાભિષેક કર્યો અને પોતે ગજ્યખટપટનો ત્યાગ કરી ઉન્મત્ત પુરૂષની પેઠે નગ્ન થઇ છુટા કેશ મુકી, માત્ર એક શરીર સાથેજ બ્રહ્માવર્તમાંથી બહાર નીકળી પડયા. અવ-ધુતના વેશમાં ફરતા ઋષભદેવ તે પછી લોકોમાં મુખ, આંધળા, બ્હેરા, અને ભૂત પિશાચ માફક વર્તવા લાગ્યા. મૌનવ્રત લઇ સત્ર સ્થળે ફરવા લાગ્યા. પોતે આત્મા અને અનાત્માના અનુભવ વડે પોતાના સ્વરૂપમાં જ રહેલા હતા તેથી તેમને આ દેહ ઉપર જરા પણ અભિમાન નહોતું અને મન એક અખંડાકાર વૃત્તિમાં રહેતુ હતું. શરીરની સંભાળ ન લેવાથી શરીર મલીન થઇ ગયુ હતુ તે પછી કેટલાક વખતે તેમણે અજગર નુ વ્રત ધારણ કરીને સુતા સુતા જ ખાવા પીવાની ક્રિયા કરવા માંડી, પોતે મોક્ષના પતિ તથા અખંડ એવા ઉત્તમોત્તમ બ્રહ્માનંદના અનુભવી હતા છતા લોકોનો વ્યવહાર ત્યાગ કરવા માટે યોગીઓએ આમ કરવું જોઈએ, એમ લોકને દેખાડવા માટે આવી યોગચર્યા કરતા હતા. તે દેહાદિક ઉપાધિવાળા હતા છતાં તેમાંથી મુક્ત હતા અને સ્વત:સિદ્ધ સર્વ પદાર્થોથી પરિપૂર્ણ હતા આકાશમાં ઉડવાની ગતિ, શરીરનો મનના જેવો વેગ, અંતર્ધાન થઈ જવું, પારકી કાયામાં પ્રવેશ કરવો, દુરની વાતો જાણવી, દુરના પદાર્થો ગ્રહણ કરવા વગેરે યોગસિદ્ધિઓ ઇચ્છાથી પોતાની મેળે તેમની પાસે આવી હાજર થતી હતી તોપણ હે રાજા તે હૃદયથી તે સિદ્ધિઓનો ખરેખર રીતે સત્કાર કરતા નહોતા.

બુદ્ધિમાન પુરૂષો ચપળ મનનો વિશ્વાસ કરતા નથી જે યોગી મનનો વિશ્વાસ કરે છે તે યોગીનું મન કામને તથા તેની પાછળ ક્રોધાદિક શત્રુઓને

અવકાશ આપીને તે કામક્રોધાદિકદ્વારા તે યોગીને યોગમાંથી ભ્રષ્ટ કરે છે, કામ, ક્રોધ, મદ, લોભ, શોક, મોહ ભય એ કર્મના બંધન છે અને આ સર્વનું કારણ મન છે તે મનની સાથે કદી વિવેકી પુરુષે મૈત્રી ન કરે આ પ્રમાણે ઋષભદેવ પણ મનનો વિશ્વાસ ન કરતા અનેક દેશોમાં ગાડાની પેઠે ફરતા કુટકાચળના ઉપવનમાં જઈ ચઢ્યા. તે પછી તે વનમાં દાવાનળ સળગ્યો અને તે દાવાનળમાં ઋષભદેવનો દેહ પણ બળી ગયો.

આ પછી કોંક, વેંક અને કુટક દેશના રાજા અર્હતે તે તે દેશના લોકો પાસેથી ઋષભનું ચરિત્ર જાણીને અધર્મની વૃદ્ધિ થતાં જૈન પંથને પ્રવર્તાવ્યો. તે મત વેદ તથા ધર્મશાસ્ત્રમાં કહેલી પવિત્રતા તથા સદાચારનો ત્યાગ કરશે એવું ભાગવતમાં છે. તે મતમાં પોતાની ઇચ્છાથી ન્હાવું નહિ, આચમન કરવું નહિ, પવિત્રતા રાખવી નહિ, માથાના કેશ ચુંટી કાઢવા વિગેરે નિયમો છે. જૈનો ઋષભદેવને પોતાના પ્રથમ તીર્થંકર માને છે તે વાત હવે પછી આવશે.

ભગવાનનો આ અવતાર રજોગુણી લોકોને મોક્ષ માર્ગનો ઉપદેશ કરવાને માટે થયો હતો.

આ પ્રમાણે ઋષભદેવ ભગવાને પરમહંસ થવાનો બોધ પોતાના ચારિત્રથી પ્રજાને આપ્યો હતો. હવે આજે આટલેથી જ કથા બંધ કરીશું એમ જણાવી મહાત્મા ઉઠ્યા તે પછી સર્વ શ્રોતાઓ પણ પોતપોતાને ઘેર ગયા.

---

## પ્રકરણ ૧૫ મું.

### ભરતમુનિ



બીજે દિવસે સર્વ શ્રોતાઓ આવતાં મહાત્માએ કથા શરૂ કરી. ઋષભદેવે ભગવદ્ભક્ત ભરતને રાજ્યાભિષેક કર્યો તે પછી ભરત રાજ્ય કરવા લાગ્યા તે વિશ્વરૂપની દીકરી પંચજનીને પરણ્યા હતા તેમને પાંચ પુત્રો થયા હતા. પહેલાં આ ખંડનું નામ અજનાભ હતું તે ભરતના નામથી ભરતખંડ કહેવાયું. ભરત ઘણા જ્ઞાની હતા તેમણે ઘણાં વર્ષ સુધી રાજ્ય કર્યું તે પછી તેમણે પોતાનું રાજ્ય પોતાના પુત્રોને વ્હેંચી આપ્યું. અને રાજ્ય તેમ ઘરનો ત્યાગ કરી તપ કરવા માટે પુલહાશ્રમમાં ગયા. જ્યાં ગંડકી નદી આશ્રમને પવિત્ર કરે છે ત્યાં જઈ ભરતજી એકલા રહી ફળ-ફૂળાદિ ઉપર નિર્વાહ કરતા એકાંતમાં ભગવાનની સેવા કરવા લાગ્યા. ભગ-

વાનની નિરંતર પૂજા કરવાથી તેમના ઉપર વધતા જતા પ્રેમથી ભરતનું હૃદય પીગળી જતું ભગવાનના ચરણારવિંદનું ધ્યાન કરવાથી હૃદયમા ભારે પ્રેમ પરમાનંદરૂપી ઊંડા ધરોમા તેમની બુદ્ધિ મગ્ન થઇ જતી હતી. અને ભગવાનની પૂજાનુ પણ તેમને ભાન રહેતુ નહિ

એક વખતે ભરતજી ગંડકી નદીમા સ્નાન કરીને સંધ્યાવંદન વિગેરે કરી ૐકારનો જપ કરતા નદીના તીર ઉપર ત્રણેક ઘડી બેઠા હતા. એવામા એક હરિણી જળપાનની ઇચ્છાથી એકલી જ તે જળાશયની પાસે આવી અને તે જેવી જળપાન કરવા લાગી કે તેજ વખતે પાસેના વનમાં એક સિંહ લોકોને ભય આપે એવી ગર્જના કરી સિંહની ગર્જના સાભળી હરિણી ભયભીત થઇ ચારે તરફ જોવા લાગી સિંહના ભયથી તેણે પાણી પણ પુરૂ પીધા સિવાય એકાએક નદીના સામા તીર ઉપર છલંગ મારી કુદી પડી. તે હરિણી ગર્ભવતી હતી તેથી તે સામે કિનારે કૂદતા મોટા ભયને લીધે તેનો ગર્ભ બહાર નીકળીને નદીના પ્રવાહમા પડી ગયો તે પ્રમાણે ગર્ભ નીકળી પડવાથી, ભયથી અને ખેદને લીધે તે પોતાના ટોળામાથી વીખુટી પડેલી મૃગલી કોઇ એક પર્વતની ગુફામા ટેકીને પડી અને ત્યા તરતજ મરણ પામી, તે મૃગના દયાપાત્ર બચ્ચાને પાણીમા તણાતુ જોઇ માતાપિતાએ ત્યાગ કરેલા બાળકને તેનો કોઇ બધુ જેમ ગ્રહણ કરી લે તેમ રાજર્ષિ ભરતજી તેની મા મરી જવાથી દયાથી તે મૃગને લઇને આશ્રમમા આવ્યા, અને તે મૃગના બચ્ચા ઉપર પોતાના બાળક જેવુ તેમને અત્યંત અભિમાન બધાઈ ગયુ. તેથી તેને ઘાસ વિગેરે ખવરાવી તેનુ રોજ પોષણ કરવા લાગ્યા. તેનુ નહાર વિગેરે જાનવરોથી રક્ષણ કરવા લાગ્યા. ચુબન વિગેરે કરીને લાડ લડાવવા લાગ્યા, ખજવાળી પ્રસન્ન કરવા લાગ્યા. આ પ્રમાણે મૃગનાં બચ્ચાની સેવા કરવાથી તેના ઉપર તેમની આસક્તિ થઇ. તેથી ઇશ્વરની સેવા, સ્નાનાદિક નિયમો, અહિંસાદિક નિયમો રોજ રોજ એક પછી એક છુટવા લાગ્યા. અને નિયમો છુટતા તે સંતાપ કરવા લાગ્યા કે: આ મૃગ કાળના વેગથી પોતાના ટોળાનાથી પોતાના કુટુંબીઓથી જુદો પડી મારે શરણે આવ્યો છે, મારા વિના બીજાને તે ઓળખતો નથી. મારા ઉપર અત્યંત વિશ્વાસ છે માટે મારે "મારો સ્વાર્થ નાશ પામશે" એવી દોષ દૃષ્ટિ કર્યા વિના મારે શરણે આવેલા આ મૃગના બચ્ચાનું પોષણ પાલન અને લાલન કરવુ જોઇએ આ પ્રમાણે મૃગના બચ્ચાની ઉપર આસક્તિ કરીને બેસવું ઉઠવું, સુવું, ફરવુ, ઉભા રહેવુ, ખાવુ, સર્વ ક્રિયા પ્રીતિને લીધે મૃગનાં બચ્ચાંની સાથે જ કરવા લાગ્યા. જ્યાં જતા ત્યાં

મૃગનાં બચ્ચાને કોઇ મારી ન નાખે તે માટે સાથે લઇ જતા ઘણીવાર તે થાકી જતાં તેને ઉચકી લેતા અને તેને ખોળામા બેસાડી, છાતી સાથે રાખી લાડ લડાવતા, ઘણીવાર પુજા કરતા વચ્ચે ઉઠીને તેને પંપાળતા. જ્યારે તે કઇં આડે અવળે જતું અને વેળાસર આવતું નહિ તો તેને કોઇએ મારી તો નહિ નાખ્યું હોય એમ માની ચિંતા કરતા અને ખોળવા જતા જેથી તેમનુ હૃદય વ્યાકુલ બનતું. આ પ્રમાણે તે તપસ્વી યોગી મૃગના બચ્ચારૂપે ભાસતા પોતાના પ્રારબ્ધકર્મને લીધે યોગમાંથી તથા ભગવાનની આરાધનામાંથી ભ્રષ્ટ થયા, તેમણે ત્યાગ કરી શકાય નહિ તેવા પોતાના પુત્રોને પ્રથમ ત્યાગ કર્યા અને મૃગના બચ્ચા ઉપર આસક્તિ થઇ.

## ભરત મુનિનો મૃગનો અવતાર.

આ પછી ભરતરાજાનું શરીર માંદુ પડયુ તેમને મરણ વેળાએ મૃગનુ બચ્ચુ પાસે બેસીને પુત્રની પેઠે રડતું હતું તેને રડતું જોઇ ભરતનુ મન તેના પર આસક્ત થયુ તેથી દેહનો અને મૃગનો સબંધ ત્યાગ કરતા પણ પામર મનુષ્યની પેઠે ભરતને ફરી મૃગનો અવતાર આવ્યો. પુર્વજન્મનો દેહ પડયા પછી પણ આ મૃગના દેહમા તેમને પૂર્વજન્મનુ સ્મરણ રહ્યુ હતું તે સતાપ કરતા કે મે ઘણા કાળ સુધી મારૂ મન ભગવાનનો આશ્રય કરીને સ્થિર કર્યું હતુ તે ફરીને મારૂ મન તુરતના જન્મેલા મૃગ બચ્ચાની પાછળ દોડયુ અને તેના ઉપર આસક્તિવાળુ થયુ અને તેથી ફરી મારે આ મૃગનો દેહ ધારણ કરવો પડયો આમ ખેદ કરતાં તે પાછા પુલહાશ્રમમા આવ્યા અને કોઇનો પણ સગ કરવાથી જન્મમરણ થાય છે એમ માની કોઇને પણ સગ ન કરતા, અત્યત ખિન્ન રહેવા લાગ્યા આ પ્રમાણે કેટલાક દિવસો વિત્યા પછી તેમણે તીર્થના પાણીથી ભીંજાયલા મૃગના શરીરનો ત્યાગ કર્યો અને તેમણે ધર્મનિષ્ટ શ્રેષ્ટ બ્રાહ્મણ અગીરાના કુળમા જન્મેલા કોઇ એક બ્રાહ્મણને ત્યા અવતાર લીધો

## જડભરત.

અહિ પણ તેમને પૂર્વ જન્મનું જ્ઞાન રહ્યું હતું તેથી આ અવતારમાં પણ તે પોતાના સબધીઓનો સગ કરતા ઘણા ડરતા હતા અને ભગવાનના ચરણારવિન્દનું મનમા અખડ ધ્યાન કરતા હતા કોઇનો પણ સગ કરવાથી ફરી જન્મ મરણના ખાડામા પડવુ પડશે એમ માની તે આ જગતમા પોતાના દેહને ઉન્મત્ત, જડ, આંધળા અને બ્હેરાના આકારમા દેખાડતા હતા. તેમના પિતા કે જેમનું મન પોતાના પુત્ર ઉપર પ્રેમથી બંધા-

ગયું હતું તે આ પુત્રને જડ જેવો હતો છતાં તેને જનોઈ દઈ તેમને સંધ્યાદિ શિખવવા લાગ્યા ભરત પણ પોતાના પિતા તેમને શિખવવાનો આગ્રહ છોડી દે તે માટે જે શિખવે તેથી વિરુદ્ધાચરણ સેવવા લાગ્યા તેમના પિતાએ તેમને વેદ અને ગાયત્રી મંત્ર શિખવાડવા માડયો, તે ભણતા માથુ નમાવી ક્ષમા માગી કહેવા લાગ્યો કે તમે છાની રીતે ફરનારા કોણ છો? કઠમા ઉપવીત છે તો કેવા બ્રાહ્મણ છો? તમે ક્યા અવધુત છો? કોના પુત્ર છો? અને અહિં શા માટે આવ્યા છો? શું આપ કપિલદેવ તો નથી! હુ કોઇથી ડરતો નથી પણ બ્રાહ્મણના કુળનુ અપમાન કરવાથી જ માત્ર ડરૂ છુ. આપનાં વચનોને સ્ફુટ રીતે જાણવા હુ સમર્થ નથી હે દીનબન્ધુ, મે રાજાના અભિમાનથી મહાત્માઓનુ અપમાન કયુ છે માટે મારા ઉપર મિત્ર દૃષ્ટિ કરો કે તેથી હુ મહાત્માઓના અપમાનથી છુટુ.

આ સાભળી જડભરતે કહ્યું કે તું મુર્ખ છે છતા વિદ્વાનના જેવી વાત કરે છે. હે રાજા, જેમ લૌકિક વ્યવહાર મિથ્યા છે તેમ કહેલો કર્મ વ્યવહાર પણ મિથ્યા છે કેમકે કર્મ માર્ગમા હિંસા રહેલી છે. તત્ત્વવાદના જેવો કર્મ માર્ગ શુદ્ધ અને ઉત્તમ નથી જેમ સ્વપ્નાનુ સુખ દશ્ય હોવા છતા પણ મિથ્યા છે તેમ ગૃહસ્થાશ્રમનુ સુખ પણ દશ્ય હોવા છતા મિથ્યા છે તેથી ત્યાગ કરવા યોગ્ય છે મન જ જુદા જુદા દેહ અને નામ ધારણ કરે છે અને તે વડે ઉચ્ચનીચપણુ કરે છે જાગ્રત અને સ્વપ્નરૂપ આખો સસાર મનથી ઉત્પન્ન થાય છે જ્યાં સુધી મન છે ત્યા સુધી તે પ્રકાશીત છે અને આત્માને સસારનો સાક્ષીરુપે જોનાર છે છતા અજ્ઞાનથી પોતે પોતાને મનરુપ ગણીને પોતામાં ઉત્તમ, નીચપણુ માની લે છે. આત્માને દેહાભિમાન કરાવનારૂ પણ આ મન છે તેમાથી છુટવા ઉત્તમ વિવેક વસ્તુને આપનારૂ પણ મન છે મન વિષયોમાં આસકત થવાથી જીવને જન્મમરણાદિક દુ ખમા નાખે છે જો તે વિષયોનો ત્યાગ કરે છે તો તે જીવને મોક્ષ આપે છે. મનુષ્ય સર્વ સગનો તથા કામ ક્રોધાદિક છ શત્રુઓનો ત્યાગ કરીને જ્ઞાનના ઉદયથી જોવામા આવતી માયાનો ત્યાગ કરી જ્યા સુધી આત્મતત્ત્વને જાણતો નથી ત્યાં સુધી સસારમા ભટક્યા કરે છે મન જ મનુષ્યને સસારના દુ:ખો આપનારૂ ક્ષેત્ર છે એમ મનુષ્ય જ્યા સુધી જાણતો નથી ત્યાં સુધી તે આ સસારમાં ભટક્યા કરે છે હે રાજા, મનરુપી શત્રુની જો ઉપેક્ષા કરવામા આવે છે તો તે બળવાન થઇ આત્માના સ્વરુપને ભૂલાવી દે છે માટે તું સાવધાન થઇ ભગવાનના ચરણની ઉપાસનારુપી અસ્ત્રવડે તે મિથ્યા મનરુપી શત્રુનો નાશ કર. હે રાજા, તને માયાએ આ ભવાટવીમાં નાખી દીધો છે માટે તું

અભિમાનનો ત્યાગ કરી સર્વ પ્રાણીઓ સાથે મિત્રતા કર અને સર્વ વિષયો ઉપરથી મનની આસક્તિને ઉઠાવી શ્રીહરિની સેવાથી સજ કરેલી જ્ઞાન-રુપી તરવારથી આ ભવાટવીના માર્ગને કાપી નાખ (આ પ્રમાણે જડભરતે રહુગણ રાજાને આત્મતત્ત્વનો ઉપદેશ કર્યો અને રાજાએ દીનતા સાથે જડ-ભરતના ચરણમા પ્રણામ કર્યા તે પછી સાગર જેમ શાંત રહે તેમ જેના અંતઃકરણની ઉર્મિઓ શાંત હતી એવા ભરતજી આ પૃથ્વીમા ફરવા લાગ્યા.

આ પછી મહાત્માજીએ કથા બંધ કરી એટલે સર્વ શ્રોતાઓ તેમને નમન કરી પોતાને સ્થાને ગયા

---

## પ્રકરણ ૧૬ મું

### સ્વાયંભુ મનુનો વંશ

#### ધ્રુવ

બીજે દિવસે સર્વ શ્રોતાઓ આવી જવાથી મહાત્માએ કથાનો આરંભ કર્યો. બ્રહ્માના પુત્ર સ્વાયંભુમનુને પ્રિયવ્રત અને ઉત્તાનપાદ પુત્ર હતા એ ઉત્તાનપાદ રાજાને સુનિતિ અને સુરુચિ એ રાણીઓ હતી રાજાને સુરુચિ ઉપર પ્રીતિ વધુ હતી અને સુનીતિ ઉપર નહોતી સુનીતિને ધ્રુવ નામના, પુત્ર હતા એક વખતે ઉત્તાનપાદ રાજા સુરૂચિના પુત્ર ઉત્તમને પોતાના ખોળામાં બેસાડી રમાડતા હતા એવામાં ધ્રુવને રાજાના ખોળામા બેસવાની ઇચ્છા થઈ તેથી તે બેસવા ગયા, પણ રાજાએ તે ઉપર ધ્યાન આપ્યુ નહિ. આ વખતે સુરુચિ ત્યા બેઠી હતી તે પોતાની સોકયના પુત્ર ધ્રુવને ખોળામાં બેસવા માટે જતો જોઈ ગર્વમા આવી ઇર્ષ્યાથી ધ્રુવને કહેવા લાગી કે, ઓ વત્સ, તું રાજપુત્ર છે તથાપિ મે તને મારા ઉદરમા ધારણ કર્યો નથી માટે તુ રાજાના આસન ઉપર બેસવાને યોગ્ય નથી તુ બાળક છે તેથી જાણતો નથી કે હુ બીજી સ્ત્રીના ઉદરમા ઉછરેલો છુ અને તેથીજ તને દુર્લભ પદાર્થ માટે ઇચ્છા થાય છે. માટે જો તારે રાજ્યાસનની ઇચ્છા હોય તો તપવડે પરમ પુરુષની આરાધના કરી તેમનો અનુગ્રહ સંપાદન કરીને મારા ગર્ભમા અવતાર લે.

ઓરમાન માતાના આવાં દુષ્ટ વચનથી ધ્રુવ રોષથી નિશ્વાસ નાખવા લાગ્યો. પિતાએ પણ કાંઇ બોલ્યા ચાલ્યા વગર સર્વ જોયા કર્યું અને ઓર-માન માતાને કાંઇ કહ્યું નહિ તેથી તેને પિતાનો ત્યાગ કરી ત્યાથી રડતો રડતો પોતાની માતા પાસે ગયો. તેની માતા સુનીતિ પોતાના પુત્રને રડતો

જોઈ તેમ પોતાની સોક્યના વચનોની વાત સાભળી સતાપ કરવા લાગી. અને સોક્યના બોલોથી રડવા લાગી અને પુત્રને કહેવા લાગી કે હે પુત્ર તુ આમા બીજાનો અપરાધ માનીશ નહિ હું અભાગિણીના ઉદરમાં જન્મ્યો છું, અને રાજા મને સ્રી તો શું પણ દાસી તરીકે સ્વિકારવા લજાય છે. તને તારી અપરમાતાએ જે કહ્યુ છે તે ખરૂ છે અને ઉત્તમની પેઠે રાજ્યાસનની ઇચ્છા હોય તો ભગવાનનાં ચરણ કમળનુ આરાધન કર. તારા દાદા સ્વાયભુ મનુએ પણ ભગવાનનુ યજન કરીને સર્વ સુખો મેળવ્યા હતા માટે તુ પણ ભગવાનનો આશ્રય ગ્રહણ કર અને એકાંતભાવવાળા મન વિષે પરમાત્માને સ્થિર કરીને તેનુ ભજન કર. ભગવાન વિના બીજુ કોઇ તારૂ દુઃખ ટાળે તેમ નથી

માતાના આવા વચન સાભળી તેને પોતાના મનને સ્થિર કરીને પિતાના નગરમાથી બહાર નીકળ્યો તેને આવી રીતે માન ભંગ થવાથી વનમાં જતો જાણી નારદ આવીને કહેવા લાગ્યા કે હે પુત્ર! તુ હજુ બાળક છે માટે તારે હમણા માન અપમાન હોય નહિ. સુખ દુઃખ કર્મવડે થાય છે. ઇશ્વર અનુકુળ વગર ઉદ્યમો સફળ થતા નથી એમ જાણી તેથી જે મળે તેમ સતોષ માનવો પરમાત્માનું આરાધન કરવુ એ કામ કઠિન છે. માટે તુ દુરાગ્રહ છોડી હાલ આ વાત પડતી મુક તેણે કહ્યુ. આપે જે માર્ગ બતાવ્યો પણ હુ વિવેક હિત છુ માટે સુરુચિના વચનરૂપી બાણ સહન કરી શકુ તેમ નથી માટે મારા બાપદાદાઓએ પાપ્ર ન કરેલા એવાં ત્રણ ભૂવનને મેળવવાની મને ઇચ્છા છે, તે મળે એવો માર્ગ આપ મને બતાવો.

હે પુત્ર! તું હજુ બાળક છે માટે તારે હમણા માન અપમાન હોય નહિ. સુખદુઃખ કર્મવડે થાય છે ઇશ્વર અનુકૂળ વગર ઉદ્યમો સફળ થતા નથી એમ જાણી જેથી જે મળે તેમા સંતોષ માનવો. પરમાત્માનુ આરાધન કરવુ એ કામ કઠિન છે માટે તું દુરાગ્રહ છોડી હાલ આ વાત પડતી મુક. ધ્રુવે કહ્યુ આપે જે માર્ગ બતાવ્યો પણ હું વિવેકહિન છું માટે સુરુચિના વચનરુપી બાણ સહન કરી શકુ તેમ નથી. માટે મારા બાપદાદાઓએ પ્રાપ્ત ન કરેલા એવા ત્રણ ભૂવનને મેળવવાની મને ઇચ્છા છે તે મળે એવો માર્ગ આપ મને બતાવો.

નારદ આ સાભળી પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે ભગવાનને વિષે મન પરોવી તેની સેવા કર. તું યમુનાના તીર ઉપર પવિત્ર મધુવનમા જા ત્યાં શ્રી હરિ પાસે જ છે. ત્યા યમુનાના જળમા ત્રણ કાળ સ્નાન કરી, સંધ્યાવંદન કરી દેવને નમસ્કાર કરી એક આસન ગોઠવી તેના ઉપર બેસવું.

પછી પૂરક, કુંભક અને રેચક એમ ત્રણ પ્રકારના પ્રાણાયામથી પ્રાણના, ઇંદ્રિયોના તથા મનના મળને ધીરે ધીરે નાશ કરી ગુરુરૂપ મનવડે શ્રીહરિનું ધ્યાન કરવુ. હું તને જપ કરવા યોગ્ય મંત્ર આપું છુ તે મત્ર સાત દિવસ સુધી જપવાથી પુરુષ દેવતાઓના દર્શન કરે છે. **ૐ નમો ભગવતે વાસુદેવાય** એ મત્રવડે ભગવાનની પુષ્પાદિથી પુજા કરવી મનને વશ રાખવુ, શાંત રહેવુ, મૌન રાખવુ, મિતાહાર કરવો વનના ફળફુલનો આહાર કરવો ભગવાનના અવતારો ધારીને તે જે જે કામ કરે છે તે કામને હૃદયમા વિચારીને તેનુ ધ્યાન કરવુ આ મત્રવડે હૃદયમા મંત્ર મૂર્તિરૂપ ભગવાનની પૂજા કરવી આ પ્રમાણે મન, વાણી અને ક્રિયાવડે ભગવાનની ઉપાસના કરવાથી ભગવાન ભક્તને જે ઇષ્ટ હોય છે તે આપે છે પણ મનુષ્યે વિષયોની ઇચ્છા ન રાખતાં સાક્ષાત્ મુક્તિ માટે ભગવાનની સેવા કરવી. આ પ્રમાણે મન, વાણી અને ક્રિયાવડે ભગવાનની ઉપાસના કરવાથી ભગવાન ભક્તને જે ઇષ્ટ હોય છે તે આપે છે પણ મનુષ્યે વિષયોની ઇચ્છા ન રાખતાં સાક્ષાત મુક્તિ માટે ભગવાનની સેવા કરવી આ પ્રમાણે નારદે ધ્રુવને ઉપદેશ આપ્યો પછી પોતે પવિત્ર મધુવનમાં ગયા અને નારદ ઉત્તાનપાદ રાજાના અત પુરમા ગયા.

તેમના ગયા પછી તેના પિતા ઉત્તાનપાદને પશ્ચાત્તાપ થવા માંડયો તેમણે નારદને પોતાને ત્યાં આવેલા જાણી યોગ્ય સત્કાર કર્યો, પછી રાજાએ કહ્યું: હે મહારાજ ! મે સ્ત્રીલપટ થઇ નિર્દયપણાથી મારા વિદ્વાન પાચ વર્ષના બાળકને કાઢી મુકયો છે તે ભૂખ્યા અને નિરાધાર બાળકને વનમાં વ્યાઘ્ર ખાઇ તો નહિ જાય ? મે તેને મારા ખોળામાં બેસવા ન દીધો અને તેથી તે રીસાઈ વનમા ચાલ્યા ગયો છે નારદે કહ્યુ તમે તેનો શોક ન કરો, તેનુ રક્ષણ કરનાર ભગવાન્ છે તે મહા કમ કરી તમારા યશનો વિસ્તાર કરતો થોડા વખતમા આવશે આ પછી ઉત્તાનપાદ રાજા પુત્રની જ ચિતા કરવા લાગ્યા.

ધ્રુવ મધુવનમાં જઇ યમુનામા સ્નાન કરી, રાત્રે ઉપવાસ કરી સાવધાન થઇ ઋષિની આજ્ઞા પ્રમાણે નિત્યપુરૂષ રૂપ હરિની સેવા કરવા લાગ્યો. ત્રણ ત્રણ દિવસે ફળાહાર કરતો એમ એક મહિનો ગયો. બીજે મહિને છ છ દિવસે પાદડા અને ખડ ખાઇને પરમાત્માની સેવા કરવા લાગ્યો. ત્રીજે મહિને નવ નવ દિવસે માત્ર જળનુ પાન કરી સમાધિવડે શ્રીહરિનું સેવન કરતાં ચોથે મહિને બાર બાર દિવસે માત્ર વાયુનો આહાર કરી, પ્રાણને નિયમમાં રાખી મનને સ્થિર કરી ભગવાનનુ ધ્યાન ધરતો. પાંચમે

મહિને પ્રાણનો વિજય કરી એક પગે ઉભો રહી હૃદયમા પરબ્રહ્મનુ ધ્યાન કરવા લાગ્યો. તે વખતે તેણે ભગવાનનારૂપ વગર બીજુ કાઇ દીઠુ નહિ. આ વખતે ત્રણે લોક કપવા લાગ્યા પૃથ્વી નમવા લાગી. ધ્રુવ પ્રાણ અને પ્રાણના દ્વારોને રુધી દઇ અભેદ બુદ્ધિથી સર્વાત્મક એવા વિષ્ણુનું ધ્યાન કરવા લાગ્યો જેથી લોકપાલો હરિને ચરણે ગયા અને કહેવા લાગ્યા કે. પ્રાણનો કેમ રોધ થયો તે અમે જાણતા નથી માટે અમને આ દુ ખમાથી ઉગારો અમે તમારે શરણે આવ્યા છીએ

ભગવાને કહ્યુઃ તમે ડરો નહિ. હુ ઉત્તાનપાદના પુત્ર ધ્રુવના મહા કઠિન તપને અટકાવીશ. તમે તમારે ઠેકાણે જાઓ.

તે પછી ભગવાન્ પોતાના ભક્ત ધ્રુવને જોવા ગરુડ ઉપર બેસી મધુવનમાં પધાર્યા. પરિપક્વ યોગની દશાથી, તીવ્ર બુદ્ધિવડે હૃદયરુપી કમળ કોશમા વિજળી જેવા પ્રકાશમાન ભગવાનના ધ્રુવે દર્શન કર્યા હતા. તે સ્વરુપ એકાએક અદૃશ્ય થયેલુ જોઇ ધ્રુવ સમાધિમાથી ઉઠી બહાર જોવા લાગ્યા તો તેજ ભગવાનના બહાર દર્શન કર્યા. તેમણે વિહ્વળ થઇ ભગવાનને દડવત્ પ્રણામ કર્યા. પછી ધ્રુવ બે હાથ જોડી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. હે અતર્યામીરુપ, આપ પુરુષ મુર્તિને હું નમસ્કાર કરૂ છું તેમની સ્તુતિ સાભળી ભગવાને કહ્યું હે રાજપુત્ર, તારૂં કલ્યાણ થાઓ હું તે જે મનમા ધાર્યું છે તે આપુ છુ જે સ્થાનનો નાશ થતો નથી તથા જેને ધર્મ, અગ્નિ, ઇંદ્ર, કશ્યપ તથા તારા સાથે સપ્તર્ષિઓ પ્રદક્ષિણા કર્યા કરે છે એવુ અવિચલ સ્થિતિવાળુ સ્થાનક તને આપું છુ. તથા પિતા તને રાજ્ય સોપી વનમા ગયા પછી તું ૩૬ હજાર વર્ષ સુધી ધર્મનો આશ્રય કરી ભૂમિની રક્ષા કરીશ. તારો ભાઈ ઉત્તમ મૃગયામા મરણ પામતા તારી ઓરમાન માતા તેને વિષે મન રાખી તેને શોધતી વનમા જશે અને ત્યાં દાવાનળમાં પ્રવેશ કરશે. તું મનુષ્ય લોકના ઉત્તમ વૈભવો ભોગવી અંતે મને સભારીશ અને મારા સ્થાનને પામીશ. જ્યા ગયા પછી મનુષ્યને ફરીથી જન્મ લેવો પડતો નથી. આ પ્રમાણે ધ્રુવને વરદાન આપી ગરુડધ્વજ ભગવાન ત્યાથી પોતાના ધામમા ગયા અને ધ્રુવે પોતાના નગર તરફ ગયો. ધ્રુવ ભગવાન મળવા છતા મોક્ષ માગી ન શકવાથી સતાપ કરતો હતો. તે ભગવાનના ચરણની છાયાને માત્ર ૭ મહિનામા પામ્યો છતાં પણ ભેદબુદ્ધિથી તે પાછો આ લોકમા આવ્યો.

ઉત્તાનપાદે પોતાનો પુત્ર પાછો આવ્યાની વાત સાભળી ઘણા પ્રસન્ન થયા અને પછી ઉત્તમ રથમાં બેસી પુત્રને લેવા સામા ગયા. પુત્રને જોઈ

પ્રેમથી તે તેને ભેટી પડયા પછી ધ્રુવ બને માતાને નમ્યો. એટલે સુરુચિએ તેને આલિંગન આપી હર્ષાશ્રુથી ગળગળી થઈ 'બેટા ઘણુ જીવો' એમ બોલી ભગવાન જેના ઉપર પ્રસન્ન થાય છે તેની પાસે પ્રાણી માત્ર પોતાની મેળે આવી મળે છે અને પ્રણામ કરે છે ઉત્તમ અને ધ્રુવ બને ભાઈઓ પણ હર્ષથી મળ્યા ધ્રુવની માતા સુનીતિ પોતાના પ્રિય પુત્રને ભેટી પરમ સુખને પામી. તે પછી તેમને હાથી ઉપર બેસાડી રાજા નગરીમાં ગયા નગરીમા પણ એ વખતે ઉત્સવ ઉજવાતો હતો રાજા પોતાના પુત્રનો અદ્ભુત પ્રભાવ જાણીને બહુ જ આશ્ચર્ય પામ્યો

તે પછી તે પ્રૌઢ વયનો થતા મત્રીઓ અને પ્રજાની તેના ઉપર પ્રીતિ જોઇ રાજાએ તેને રાજ્યાભિષેક કર્યો અને ઉત્તાનપાદ રાજા વૃદ્ધાવસ્થાને લીધે રાજપાટ ઉપરથી વિરક્ત થઈ આત્માના પરિણામનો વિચાર કરી વનમાં ગયા

ધ્રુવ શિશુમાર નામના પ્રજાપતિની પુત્રી ભ્રમીને પરણ્યા હતા તેને કલ્પ અને વત્સર બે પુત્રો થયા હતા, વાયુની પુત્રી ઇલાને પરણ્યા હતા તેને ઉત્કલ નામનો પુત્ર અને એક પુત્રી થઇ હતી કુમાર ઉત્તમ એક વખતે મૃગયા રમવા ગયો હતો ત્યા તેને કોઇ બળવાન યક્ષે મારી નાખ્યો. તેની મા તેનો શોક કરી મરણ પામી તે પોતાના ભાઇનો નાશ થયો જોઇ શોક અને ક્રોધથી રથમા બેસી હિમાચલની તળેટીમા આવેલી અલકાપુરી નગરી તરફ ગયો. ત્યાં યક્ષની સાથે યુદ્ધ કર્યું અને પોતાના ભાઇને મારનાર યક્ષોનો નાશ કર્યો તેમને ઘણા યક્ષોનો નાશ કરવા માડયો તે જોઇ તેના દાદા સ્વાયમ્ભુવ મનુ ઋષિઓ સાથે ત્યા આવ્યા અને તેને કહેવા લાગ્યા કે હે ધ્રુવ તું હવે દુષ્ટ ક્રોધને શાત કરી નિરપરાધી યક્ષોનો ક્રોધથી સહાર કરી નાખ્યો છે તે તારૂ કામ આપણા કુળને છાજતુ નથી. તે તારા ભાઇના વધથી તપી જઇ એકના અપરાધને લીધે ઘણા યક્ષોને માર્યા છે. પોતાના દેહને આત્મારૂપ માની પશુની પેઠે હિસા કરવી એ મહા પુરુષોનો માર્ગ નથી. સર્વ પ્રાણીઓ ઉપર સમભાવ રાખવાથી સર્વ પ્રાણીઓના આત્મા ભગવાન પ્રસન્ન થાય છે તું ઇશ્વર વિષે ભક્તિ કરે તેથી ધીરે ધીરે 'મારૂ તથા હુ' એવી અત્યત દૃઢ થયેલી અજ્ઞાન ગ્રંથીને કાપી નાખીશ. આ પ્રમાણે પોતાના પૌત્રને ઉપદેશ આપી સ્વાયભુ મનુ પોતાના સ્થાને ગયા. આ પ્રમાણે તેને હિસા કરતા બધ થયા જાણી કુબેર હાથ જોડી ત્યા આવ્યા અને કહેવા લાગ્યા કે હે પુત્ર! તમે તમારા દાદાની આજ્ઞાથી વેર તજી દીધુ છે તેથી હુ તમારા ઉપર પ્રસન્ન છુ. માટે ઇચ્છા

હોય તે માગી લ્યો. એટલે તેને 'ભગવાનનું અવિચળ સ્મરણ રહે' એવો વર માગી લીધો પછી કુબેર અંતર્ધાન થયા અને તેને પોતાના નગરમાં આવ્યા. પછી તેમને ૩૬ હજાર વર્ષ સુધી રાજ્ય કરી પછી પોતાના પુત્રને રાજ્ય સોંપ્યું અને પોતે બદ્રિકાશ્રમમાં જઈ ત્યાં પવિત્ર જળથી સ્નાન કરી, યમનિયમાદિથી ઈંદ્રિયોને શુદ્ધ કરી, આસનવાળી, પરમાત્માને પ્રણામ કરી, મનવડે ઇંદ્રિયોને વિષયોમાંથી ખેંચી લઇ ભગવાનના પ્રતિનિધિરુપ સ્થૂલ સ્વરુપનું ધ્યાન કરવા લાગ્યા. ધ્યાન કરતાં ધ્યાતા અને ધ્યેય રહિત થઇ સમાધિમાં ધ્યાનનો પણ ત્યાગ કરી પોતાનું ભાન પણ ભૂલી ગયા. અને ભગવાનને પ્રસન્ન કર્યા અને અંતે વિમાનમાં બેસી ભગવાનના ધામમાં ગયા.

## વેન.

ધ્રુવના પુત્ર ઉત્કલે રાજ્યની ઇચ્છા કરી નહિ. જેથી મંત્રીઓએ ભ્રમિના નાના પુત્ર વત્સરને રાજા સ્થાપ્યો વત્સરનો પુત્ર પુષ્પાર્ણ તેનો પુત્ર વ્યુષ્ટ, વ્યુષ્ટનો પુત્ર સર્વતેજા, અને સર્વતેજાનો પુત્ર ચક્ષુસ થયો હતો જે ચક્ષુસ પાછળથી મનુ થયો થતો ચક્ષુસનો પુત્ર ઉલ્મુક અને ઉલ્મુકનો પુત્ર અંગ થયો અને અંગને પુત્ર નામનો દુષ્ટ પુત્ર થયો હતો તે પ્રજા અને મુનિઓને ત્રાસ આપતો હતો તેથી તે મુનિઓના શાપથી મરી ગયો. એટલે મુનિઓએ તેના જમણા હાથને મથ્યો તે વખતે પૃથ્વી ઉપર કોઈ રાજા નહોતો તેથી ચોરે પ્રજાને પીડતા હતા તે વેનના હાથમાંથી નારાયણના અંશરૂપ પૃથુ નામનો આદિ રાજા ઉત્પન્ન થયો, અને કન્યા ઉત્પન્ન થઇ તે ભગવાન્ પાસે રહેનારી લક્ષ્મીનો અવતાર હતી. આ પૃથુ રાજા ઈશ્વરનો અંશાવતાર હતો.

---

# પ્રકરણ ૧૭ મું.

## ઇશ્વરાવતાર પૃથુ.

ઈશ્વરનો નવમો અવતાર પૃથુરાજાનો હતો પૃથુનો બ્રાહ્મણોએ અભિષેક કર્યો તેમની સૂત, માગધ અને ગાયક લોકોએ સ્તુતિ કરી ભગવાન પૃથુરાજાએ સ્તુતિ કરનારાઓની પૂજા કરીને તેમનો સત્કાર કર્યો. જ્યારે પૃથુને બ્રાહ્મણોએ રાજ્યાસન ઉપર બેસાડ્યો ત્યારે પૃથ્વી અન્ન રહિત થઇ પડી હતી તેથી ક્ષુધાથી દુર્બળ થયેલી પ્રજા પૃથુરાજા પાસે આવી કહેવા લાગી કે અમે જઠરાગ્નિથી તપી ઉઠયા છીએ.

ભૂખથી પીડાતા અમે અન્ન વગર મરીએ નહિ તે માટે આપ અમને અન્ન આપવા યત્ન કરો. એ સાભળી રાજાએ લાંબો વિચાર કર્યો તો તેનુ કારણુ તેના જાણુવામા આવ્યું કે પૃથ્વી અન્નના સર્વ પીગળી ગઇ છે. આનો નિશ્ચય કરીને પૃથુએ ક્રોધથી ધનુષને હાથમા લઈ પૃથ્વી ઉપર બાણુને સાંધ્યુ, જેથી પૃથ્વી ધ્રુજવા લાગી અને ગાયનુ સ્વરૂપ લઇને ભયથી નાસવા લાગી. તેથી રાજા તેની પાછળ પડયો તે સર્વ સ્થળે ગઈ પણુ ત્યા પૃથુ વગર બીજો કોઈ તેનુ રક્ષણુ કરનાર તેને જણુાયો નહિ તેથી ખિન્ન મનવડે પૃથુને તે કહેવા લાગી કેઃ હે દીન વત્સલ, મારૂ રક્ષણુ કરો આપ પ્રાણી-ઓની રક્ષા કરવા માટે નિમાયા છો તો આપ મને નિરપરાધિ સ્ત્રીજાતિને શામાટે મારવાની ઇચ્છા કરો છો?

આ સાભળી પૃથુએ કહ્યુ કે તુ મારી આજ્ઞા માનતી નથી માટે હુ તારો નાશ કરીશ. તુ યજ્ઞમા ભાગ ગ્રહણુ કરે છે છતા પણુ અમને ધાન્યાદિ આપતી નથી માટે તેને દુષ્ટ થવાથી દડ આપવા જોઇએ, બ્રહ્માએ સરજેલ અન્નના બીજોને તે શા માટે તારા શરીરમા રોકી રાખ્યા છે? તું મારૂં અપમાન કરીને તે મને આપતી નથી જે અધમ વર્તનવાળા અને દયા રહિત હોય તેનો વધ કરવો જોઇએ આ પ્રમાણે કહેતા પૃથુરાજાને પૃથ્વી કહેવા લાગી કે હે પરમ પુરૂષ, માયાથી અનેક અવતારો ધારણુ કરનારા હુ તમને નમુ છુ જે ચાર પ્રકારના-સ્વેદજ, અડજ, ઉદ્‌ભિજ અને જરાયુજ પ્રાણીને રહેવા માટે મને ઉત્પન્ન કરી છે તે જ તમે જ્યારે મને મારવા તૈયાર થયા છો ત્યારે હવે મારે કોને શરણે જવુ આ પ્રમાણે પૃથુની સ્તુતિ કરવા લાગી. હે રાજા, પૂર્વે બ્રહ્માએ જે ઔષધિઓ ઉત્પન્ન કરી હતી તે સદાચારહિન દુષ્ટ લોકોથી ભોગવાતી મારા જોવામા આવી. તમે પણુ મારૂં પાલન કરતા નહોતા, અને સર્વ દેશો ચોરમય થવાથી હું યજ્ઞને માટે ઔષધિ રાખવાની ઇચ્છાથી ઔષધિઓને ગળી ગઇ હતી અને ઘણો કાળ થવાથી મારા વિષે નાશ પણુ પામી છે. માટે તમે કોઇ જાણીતા ઉપાયથી તે ઔષધિઓને પાછી ગ્રહણુ કરવાને યોગ્ય છો હે વીર, મારા યોગ્ય વાછરડો કલ્પી, દહોવાનુ પાત્ર ઠરાવી દોહનારો ઠરાવો એટલે હું તમારી બલમય કામના પૂરી પાડુ તથા પ્રાણીઓના પ્રિય અને બળ આપનારૂ અન્ન પણુ તમને આપુ. હું ઉંચા નીચી છુ માટે મને સરખી કરો જેથી ચોમાસામાં વરસેલુ પાણી વર્ષા ઋતુ વીત્યા પછી પણુ મારે વિષે ચારે તરફથી સરખુ રહે.

આવા પૃથ્વીનાં વચન સાભળીને પૃથુ રાજાએ સ્વાયભુ મનુને વાછરડા ઠરાવ્યો અને પોતાના હાથમા બીજ વિગેરે સર્વ ઔષધીઓને દોહી કાઢી ઋષિઓએ બ્રહસ્પતિને વાછરડા કલ્પીને પૃથ્વીદેવીથી પોતાની ઈંદ્રિયોરુપી પાત્રમાં વેદરુપી પવિત્ર દુધને દોહ્યુ. દેવોએ ઇંદ્રને વાછરડા કલ્પીને સુવર્ણ પાત્રમાં અમૃત, મનશાક્ત, ઈંદ્રિયશક્તિ, તથા દેહ શક્તિરુપી દુધને દોહ્યું. દૈત્યોએ પ્રલ્હાદને વાછરડા કલ્પીને લોઢાના પાત્રમાં મદિરારુપી દુધને દોહ્યું. ગાધર્વોએ ગાધર્વશાસ્ત્ર, સિદ્ધોએ અણિમાદિ સિદ્ધઓ, માયાવી પુરૂષોએ અંતર્ધાન થવાની વિદ્યા, અને પર્વતોએ ધાતુરૂપ દુધને દોહ્યુ. આ પ્રમાણે સર્વેએ પોત પોતાની કામના પુરી પાડનારી વસ્તુને પૃથ્વીમાથી જુદા જુદા પદાર્થો રુપી દુધ દોહ્યુ.

પૃથુએ પોતાના ધનુષ્યની અણીથી પર્વતોના શિખરોને તોડી ભૂમ ડળને સરખુ કર્યું પછી તેમણે પૃથ્વી ઉપર જુદા જુદા પ્રદેશમા યોગ્યતા પ્રમાણે પ્રજાને સ્થાન આપ્યા અને શહેરો, ગામડાં, કિલ્લાઓ, છાવણીઓ, ખાણો, વીગેરેની સ્થાપના કરી પહેલા ગામ વિગેરેની રચના નહોતી તેથી લોકો નિર્ભય થઇને પોતાની ઇચ્છા પ્રમાણે છુટા છુટા રહેતા નહતાં. પરતુ શેહેર, ગામ વિગેરેની કલ્પના કર્યા પછી લોકો તે તે સ્થાનોમા નિર્ભયપણે રહેવા લાગ્યા.

પછી પૃથુરાજાએ જ્યા આગળ પૂર્વદિશામા સરસ્વતી નદી વહે છે એવા મનુના બ્રહ્માવર્ત નામના દેશમા સો અશ્વમેધ યજ્ઞ કરવા માટે દીક્ષા લીધી. આ યજ્ઞમા સર્વ લોકના આત્મારૂપ સાક્ષાત ભગવાન યજ્ઞપતિએ કામદુધા ગાયનુ રુપ લઇને યજમાનને પ્રિય એવા પદાર્થો પૂર્યા હતા. આ પ્રમાણે ભગવાન જેનો સ્વામી છે એવા પૃથુરાજાનો મહા ઉદય જોઇ ભગવાન્ ઇન્દ્રે ઈર્ષા કરીને તેના યજ્ઞનો ભગ કર્યો. પૃથુરાજા છેલ્લા અશ્વમેધથી યજ્ઞના પતિ ભગવાન્ શ્રી હરિનું યજન કરવા લાગ્યા તે વખતે ઇર્ષા કરનાર ઇન્દ્રે અદ્રશ્યરૂપ ધારણ કરી યજ્ઞના પશુને હરીને આકાશ માર્ગે નાઠો. તે વખતે ભગવાન અત્રિઋષિએ ઇન્દ્રને આકાશમાર્ગે ઉતાવળથી નાશતા જોયો. આ વખતે ઇન્દ્રે રૂપાતરમા પાખડીનો વેશ પહેર્યો હતો. ઇન્દ્રને જતો જોઇ પૃથુના પુત્રને અત્રિએ ઇન્દ્રને મારવાની પ્રેરણા કરી, જેથી પૃથુના પુત્ર ઇન્દ્રની પાછળ દોડયો. તેણે ઇન્દ્રને જટા ધારી ભષ્મ સહિત મૂર્તિમાન ધર્મરૂપ તેને માની પૃથુપુત્ર તેને મારતા અટકી ગયો એટલે અત્રિએ તેને ફરીવાર ઇન્દ્રને મારવા માટે કહ્યુ, એટલે પૃથુનો પુત્ર ઇન્દ્રને મારવા વળી પાછળ પડયો, એટલે ઇન્દ્ર ઘોડાનો ત્યાગ કરી અંતર્ધાન થઇ ગયો જેથી પૃથુ પુત્ર

ઘોડો લઇ યજ્ઞમા આવ્યો આ પરાક્રમ જોઈ પૃથુપુત્રને વિજિતાશ્વ એવુ નામ ઋષિઓએ આપ્યુ તે પછી મહા અધારૂ કરી ઇન્દ્ર ફરી ઘોડાને છોડીને લઇ ગયો તે અત્રિએ પૃથુના પુત્રને બતાવ્યો, એટલે તે તેને મારવા ગયો પણ ઇન્દ્રે સાધુના વેશ ધારણ કરવાથી તેને માર્યો નહિ, અને ફરી મારવા જતાં ઇન્દ્ર નાશી ગયો અને ઘોડો લઈ પૃથુનો પુત્ર યજ્ઞશાળામા આવ્યો આ વાત પૃથુરાજાએ જાણીના ક્રોધ કરીને તે ઇન્દ્રને મારવા તૈયાર થયા પણ બ્રહ્માએ તેમને અટકાવ્યા વળી યજ્ઞના ભોકતા ભગવાને પણ પૃથુ રાજાને ઇન્દ્ર સાથે સલાહ કરવાની કહી તેથી રાજાએ ઇન્દ્ર સાથે સલાહ કરી અને ભગવાને કહ્યુ કે હે રાજા! તારા ગુણ અને સ્વભાવથી હુ વશ થયો છુ માટે તું મારી પાસે વર માગી લે આ પ્રમાણે પૃથુરાજાએ કહ્યુ કે હે પ્રભો, જ્ઞાની મનુષ્ય આપની પાસે વિષય સુખોને કેમ માગે? મને તમારી કથા સાભળવા માટે ભક્તિ આપો, એટલે ભગવાને તેને અભિનદન આપ્યુ પછી ભગવાન પોતાના ધામમા પધાર્યા, અને પૃથુરાજા નગરમા ગયા આવી રીતે પૃથુરાજાએ પૃથ્વી દોહન કર્યું હતુ તે પછી રાજા ગગા અને યમુના નદીના પ્રદેશ વચ્ચે પ્રાપ્ત વૈભવોને ભોગવતા રાજ્ય કરવા લાગ્યા

પૃથુરાજાની લોકો પ્રશસા કરતા હતા એક વખતે સનત્કુમારો ત્યાં આવી ચઢ્યા તેમનો રાજાએ યોગ્ય સત્કાર કરી પુજન અર્ચન કર્યું. પછી તે ઋષિઓએ તેમને કહ્યુ કે ચાર પુરુષાર્થમા મોક્ષ એ ઉત્તમ પુરુષાર્થ છે. કારણ કે તેને કાળનો ભય નથી તમે ભગવાનને ભજવા યોગ્ય ચરણારવિંદને નૌકા કરીને દુખરૂપી દુસ્તર સાગરને તરો જે પ્રત્યેકમા પ્રકાશે છે તે બ્રહ્મરુપ હુ છુ એમ જાણો. ભગવાનની ભક્તિ કરવાથી દેહાભિમાનની કઠણ ગાડ છુટે છે માટે વાસુદેવનુ ભજન કરો આ પ્રમાણે તેમણે પૃથુરાજાને ઉપદેશ આપ્યો. પછી પોતે ચાલ્યા ગયા

આ પછી પૃથુરાજા જે કાર્યને માટે જન્મ્યા હતા તે કાર્ય પૂર્ણ કરીને પોતે વૃદ્ધ થતા રાજ્ય પુત્રોને સોપી પોતે સ્ત્રીની સાથે તપોવનમા ચાલ્યા ગયા અને વાનપ્રસ્થાશ્રમમા રહી તપ કરવા લાગ્યા ત્યાં પ્રાણાયામવડે પવનનો વિજય કરીને શ્રી કૃષ્ણ ભગવાનની આરાધના કરતા તપ કરવા માડ્યું. અંતે દેહ વિષેની આત્મબુદ્ધિનો નાશ થતા તેમને સ્વસ્વરુપનું જ્ઞાન થયું, અને દેહના પ્રારબ્ધ કર્મ પૂરા થતા દેહનો ત્યાગ કરી સ્વર્ગમા ગયા, અને તેમના પત્ની તેમની પાછળ સતી થયા

આટલું કહી મહાત્માજીએ કથા બધ કરી એટલે સર્વ શ્રોતાઓ મહાત્માજીને નમન કરી પોતપોતાને ઘેર ગયા. રસ્તામા જતા જતા મહાત્માજીની પ્રશસા કરતા, અને ઇશ્વરના ગુણોનુ મનન કરતા હતા



## પ્રકરણ ૧૮ મું.

## શ્રી હંસભગવાન.

### વર્ણાશ્રમ ધર્મ.

જે દિવસે મહાત્માજીએ શ્રોતાઓ આવી જતા કથાનો આરંભ કર્યો. નારદની વૃદ્ધિ પામલી ભક્તિ જોઇ પ્રસન્ન થઇને ભગવાને હંસનો અવતાર લીધો હતો તેમા તેમણે પોતાના આત્મસ્વરુપનો પ્રકાશ કરનારા જ્ઞાનનો નારદને ઉપદેશ કર્યો હતો તેમજ ભગવાને હંસાવતાર ધારણ કરીને સનકાદિકને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો હતો. સત્યયુગમા મનુષ્યનો હંસા નામનો એક જ વર્ણ હતો. એક ૐકારજ વેદરુપ હતો, અને ઇશ્વર એકજ ધર્મરુપ હતા. તે વખતે ભગવાને હંસાવતાર ધારણ કર્યો હતો. તે પ્રજા જન્મથી જ કૃત કૃત્ય હતી તેથી એ યુગને કૃતયુગ એમ પણ કહેતા. તે પછી જુદા જુદા ધર્મો ત્રેતાયુગમા આરંભાયા. ત્રેતાયુગમા એક વેદના ત્રણ વેદ થયા તેમ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એવી ચાર જાતો થઇ. વળી બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સન્યસ્તાશ્રમ એમ ચાર આશ્રમો સ્થપાયા. આ યુગમા ભગવાન હંસાવતારે ઉત્તમ તથા સુખકારક વર્ણાશ્રમ ધર્મો બ્રહ્માને કહ્યા હતા.

### ચાર જાતિના ધર્મ.

બ્રાહ્મણ—શમ, દમ, તપ, પવિત્રતા, સંતોષ, ક્ષમા, સરળતા, ઇશ્વર ભક્તિ, દયા તથા સત્ય એ બ્રાહ્મણ જાતિના ધર્મ છે

ક્ષત્રિય—તેજ, બળ, ધૈર્ય, શૌર્ય, સહનશીલતા, ઉદારતા, ઉદ્યમ, સ્થિરતા, બ્રાહ્મણો તરફ માનદૃષ્ટિ અને ઐશ્વર્ય એ ક્ષત્રિયોનો સ્વભાવ છે.

વૈશ્ય—આસ્તિકતા, દાન ઉપર નિષ્ઠા, નિષ્કપટપણું, બ્રાહ્મણોની સેવા તથા ધનની વૃદ્ધિ થતાં પણ અસંતોષ એ વૈશ્યોનો સ્વભાવ છે.

શુદ્ર—બ્રાહ્મણ, ગાય, અને દેવોની નિષ્કપટ રીતે સેવા કરવી, જે મળે તેમાં સતોષ રાખવો, એ શુદ્રનો સ્વભાવ છે

અપવિત્રતા, મિથ્યા ભાષણ, ચોરી, નાસ્તિકપણુ, નિરર્થક કજીઓ, કામ, ક્રોધ, તૃષ્ણા, આ ચાર વર્ણથી બહારના લોકોનો સ્વભાવ છે.

અહિસા, સત્ય, ચોરી ન કરવી, કામ, ક્રોધ ને લાભથી રહિતપણું, પ્રાણીઓનુ હિત કરવા માટે પ્રયત્ન એ સર્વ વર્ણનો સામાન્ય ધર્મ છે.

## ચાર આશ્રમના ધર્મો.

બ્રહ્મચર્યાશ્રમ—બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના લોકોએ ગર્ભાધાન સસ્કારથી માડીને અનુક્રમે પ્રાપ્ત થયેલો ઉપનયન ( જનોઇ ) સસ્કાર આપ્યા પછી તેમનો બીજો જન્મ થયો ગણાય છે. આ જન્મે દ્વિજ કહેવાય છે તે થયા પછી એટલે દ્વિજ થયા પછી જીતેદ્રિય થઇ ગુરુને ઘેર રહેવું. અને ગુરુની આજ્ઞા પ્રમાણે વેદ ભણવો મેખલા, મૃગચર્મ, દંડ, માળા, જનોઇ, કમડલુ અને દર્ભ આટલી વસ્તુઓ ધારણ કરવી, માથે કેશ વધારવા, પણ તેમા તેલ નાખવુ નહિ, દાત તથા વસ્ત્રોને ધોઇ સ્વચ્છ રાખવા નહિ, આસનને પણ રગવુ નહિ, સ્નાન, ભોજન, હોમ અને તપ કરતી વખતે તેમ મળમૂત્રનો ત્યાગ કરતી વખતે મૌન રહેવુ નખ લેવરાવવા નહિ, કાખ કે ઉપસ્થના કેશ પણ ઉતારવા નહિ

ગૃહસ્થ સિવાય બીજા કોઇ પણ આશ્રમવાળાએ કદી વીર્યનો ત્યાગ કરવો નહિ. વીર્ય સ્વપ્નમા કે પોતાની મેળે સ્ખલિત થાય તો જળથી નાહી પ્રાણાયામ કરી ગાયત્રીનો જપ કરવો પવિત્ર તથા સાવધાન થઇને અગ્નિ, આચાર્ય સૂર્ય, ગાય, બ્રાહ્મણ, ગુરુ, વૃદ્ધ અને દેવોની ઉપાસના કરવી, મૌન રહી ગાયત્રીનો જપ કરવો પ્રાતસધ્યા તથા સાય સધ્યા કરવી. આચાર્યને ઇશ્વર તુલ્ય માનવા, કારણ ગુરુ સર્વ દેવરુપ છે સવાર સાજ ભિક્ષા માગી લાવી ગુરુને અર્પણ કરવી અને ગુરુ આજ્ઞા કરે તો તેનો ઉપયોગ કરવો. ગુરુની સેવા કરતી ખાવા પીવા, મોજમઝાના સર્વ ભોગનો ત્યાગ કરી અખન્ડિત બ્રહ્મચર્ય પાળી વિદ્યા પૂરી થાય ત્યાં સુધી ગુરુના ઘરમા રહેવુ. એ સામાન્ય બ્રહ્મચારીના ધર્મ છે

નૈષ્ઠિક બ્રહ્મચારી—બ્રહ્મચારીને મહર્લોક કે બ્રહ્મલોકમા જવાની ઇચ્છા હોય તો જીવતાં સુધી બ્રહ્મચર્યનો નિયમ પાળી વિશેષ ભણવા માટે ગુરુદક્ષિણા આપવા માટે પોતાનો દેહ ગુરુને અર્પણ કરવો. તેણે ભેદબુદ્ધિનો ત્યાગ કરી અગ્નિ, ગુરુ તેમ સર્વ પ્રાણીઓમા મારા બ્રહ્મસ્વરુપની ઉપાસના કરવી

બ્રહ્મચારીએ, વાનપ્રસ્થે અને સન્યાસીએ સ્ત્રીઓનું દર્શન, સ્પર્શ, ભાષણ તથા તેની સાથેના હાસ્યનો ત્યાગ કરવો. તેમ સ્ત્રી પુરુષના જોડાનો પણ ત્યાગ કરવો.

શૌચ, આચમન, સ્નાન, સંધ્યોપાસના, સરળતા, તીર્થસેવન, મંત્ર, જપ, અભક્ષ્ય નો ત્યાગ, અયોગ્ય ભાષણનો ત્યાગ સર્વ પદાર્થોમાં ઈશ્વરની ભાવના, મનનો નિગ્રહ, વાણીનો નિગ્રહ કાયાનો નિગ્રહ એ સર્વ આશ્રમના સાધારણ ધર્મો છે આ પ્રમાણે નૈષ્ઠિક બ્રહ્મચારી અગ્નિની પેઠે પ્રકાશે છે અને નિષ્કામ હોય છે તો અંતઃકરણરૂપી લિંગ શરીર તપથી બળી જઈ તે ઈશ્વરનો ભક્ત થાય છે.

ગૃહસ્થાશ્રમ—બ્રહ્મચારીને ગૃહસ્થ થવાનો વિચાર હોય તો તેણે ગુરુની આજ્ઞા પ્રમાણે ગુરુદક્ષિણા આપી સ્નાન કરી સમાવર્તન નામનું વ્રત કરવું અને ગૃહસ્થાશ્રમ ધારણ કરવો

અંતઃકરણ શુદ્ધ કરવાની ઈચ્છા હોય તો વનમાં જવું અને શુદ્ધ અંતઃકરણ હોય અને ઉત્તમ બ્રાહ્મણ હોય તો સન્યાસ લેવો ભક્તને આશ્રમ ગ્રહણ કરવાની જરૂર છે માત્ર અભક્તને આશ્રમની જરૂર છે તેણે પૂર્વના આશ્રમથી પછીના આશ્રમમાં જવું પણ પછીના આશ્રમથી પૂર્વના આશ્રમમાં જવું નહિ ગૃહસ્થાશ્રમની ઈચ્છાવાળાએ પોતાની જાતિની, સારા કુળ અને લક્ષણવડે ઉત્તમ, અવસ્થામાં પોતાથી નાની સ્ત્રીને પરણવું ઉતરતા વર્ણે ઉત્તમ વર્ણની કન્યા પરણવી નહિ.

યજન કરવું, વેદાધ્યયન કરવું અને દાન દેવું એ દ્વિજ જાતિના એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોનો ધર્મ છે.

બ્રાહ્મણધર્મ—દાન લેવું, વેદ ભણાવવો, યજ્ઞ કરાવવો એ ત્રણ બ્રાહ્મણની આજીવિકા છે. દાન લેવા ( પ્રતિગ્રહણ કરવા )થી તપનો, તેજનો અને યશનો નાશ થાય છે જેથી બ્રાહ્મણે યજ્ઞ કરાવીને કે વેદાધ્યયન કરાવીને પોતાની આજીવિકા ચલાવવી. બ્રાહ્મણે આજીવિકા માટે યથેચ્છ વર્તવું નહિ કેમકે બ્રાહ્મણનો દેહ સંસારના સુખભોગ માટે નથી પણ જીવતા સુધી કષ્ટો ભોગવીને તેમ તપ કરીને મૃત્યુ પછી પરલોકમાં અનંત સુખ ભોગવવા માટે છે એમ વેદો કહે છે મનમાં સંતોષ રાખનારો, અતિથીની સેવા રૂપી નિર્દોષ મહાધર્મને સેવનારો, ઘરમાં રહેવા છતાં તે ઉપર આસક્તિ ન રાખતાં ઈશ્વર ઉપર આસક્તિ રાખનારો પુરુષ છેવટે મુક્તિ પામે છે, અને તેઓને ઈશ્વર દુઃખમાંથી મુક્ત કરે છે

ક્ષત્રી—રાજા—પિતા જેમ સતાનોનુ પાલન કરે છે તેમ રાજાએ પોતાની પ્રજાને તારવી, પ્રજાને દુખમાથી બચાવવી

બ્રાહ્મણ આજીવિકાથી પીડાય તો તેણે વૈશ્યની વૃત્તિથી નિર્વાહ કરવો, તેથી પણ વિશેષ આપત્તિ આવે તો શસ્ત્રો બાધી ક્ષાત્રયની વૃત્તિથી આપત્તિ તરવી પણ કોઈ દિવસ શ્વવૃત્તિથી એટલે દાસપણાથી ( નોકરીથી ) આજીવિકા કરવી નહિ.

ક્ષત્રિય આજીવિકા વગર પીડાય તો તેણે વૈશ્યની વૃત્તિથી નિર્વાહ કરવો, વધુ આપત્તિ આવે તો મૃગયાની વૃત્તિથી અથવા બ્રાહ્મણની વૃત્તિથી સકટ દૂર કરવુ પણ શ્વવૃત્તિથી એટલે દાસપણાથી આજીવિકા ચલાવવી નહિ.

વૈશ્ય આજીવિકા વિના દુખી થાય તો તેણે શુદ્રની વૃતિથી આજીવિકા ચલાવવી અને શુદ્ર આજીવિકા વગર દુઃખી થતો હોય તો તેણે પ્રતિલોમ જાતિની આજીવિકાથી જેવી કે લુગડા વણવા, ટોપલા બનાવવા વિગેરેથી સકટ દૂર કરવુ આ જે જે આજીવિકા કહી છે તે સકટના સમયે કરવી.

ગૃહસ્થે વેદાધ્યયનરૂપ બ્રહ્મયજ્ઞ કરીને મારારુપ ઋષિયોનુ, પિતૃઓનુ અને દેવોનુ યજન કરવુ ન્યાય માર્ગે મેળવેલા પવિત્ર ધનથી પોષ્ય વર્ગને દુખ પડે નહિ તે પ્રમાણે યજ્ઞો કરવા ગૃહસ્થે કુટુબી છતા પણ કુટુબ ઉપર આસક્તિ રાખવી નહિ અને ઇશ્વર ભજનમા પ્રમાદ સેવવો નહિ સ્વર્ગના સુખોને પણ નાશવત માનવા. પુત્ર, સ્ત્રી, હિતૈષી અને સબધીઓનો સમાગમ વટેમાર્ગુના સમાગમ સરખો જાણવો કેમકે નિદ્રા જતા જેમ સ્વપ્ન ચાલ્યુ જાય છે તેમ દેહની પાછળ તે સર્વનો સબધ છુટી જાય છે આ પ્રમાણે વિચાર કરનારો ગૃહસ્થ ઘરમા પરોણા તરીકે રહે છે અને ઘરબાર કે સબધી ઉપર અહતા, મમતા રાખતો નથી કે ઘરબારથી બધાતો નથી.

આ પ્રમાણે ગૃહસ્થાશ્રમના કર્મોથી મારૂ પૂજન કરીને ઘરમા રહેવુ કે વાનપ્રસ્થ થવુ અને પ્રજા હોય તો ગૃહસ્થાશ્રમમાથી સન્યાસાશ્રમમા જવુ. પણ ઘરમાં આસક્તિવાળો, પુત્રની તથા ધનની ઇચ્છાથી આતુર રહેતો અને વળી કૃપણ બુદ્ધિવાળો તે ' હું તથા આ મારૂં ' એમ કહી ઘરમા બધાય છે. ઘરડાં માબાપ, સ્ત્રી છોકરા, અનાથ સતાન પોતાના વગર શી રીતે જીવશે એવી ચિંતા કરે છે, અને ઘરની ચિંતાથી ચારે તરફ જેનું ચિત્ત વિક્ષિપ્ત થયેલુ છે એવો મૂઢ બુદ્ધિવાળો ગૃહસ્થ વિષયોથી તૃપ્ત થતો નથી અને તેના ધ્યાનથી મરણ પછી તમોગુણી એવા તામસી યોનિમાં જન્મે છે

### વાનપ્રસ્થાશ્રમ.

ગૃહસ્થાશ્રમમાથી વાનપ્રસ્થાશ્રમમાં રહેવાની ઇચ્છા હોય તો ગૃહસ્થે

પોતાની સ્ત્રીની પુત્રોને ભલામણુ કરીને અથવા તો સ્ત્રીને સાથે લઇ વનમાં જવું અને આયુષ્યનો ત્રીજો ભાગ એટલે ૭૫ વર્ષ સુધી શાંતપણે વનમાં રહેવુ કારણુ કે ૭૫ વર્ષ પછી ઇંદ્રિયો ક્ષીણુ થાય છે તેથી થોડો વૈરાગ્ય હોય તોપણુ સન્યાસ લેવામાં અડચણુ પડતી નથી.

વાનપ્રસ્થે વનમા ઉત્પન્ન થતાં પવિત્ર કંદ, મૂળ તથા ફળોથી પોતાની આજીવિકા ચલાવવી. વલ્કલ, વસ્ત્ર, પાંદડા અને મૃગચર્મ પહેરવાં, વાળ, નખ, દાઢી લેવરાવવી નહિ. દાંત, મેલ રહેવા દેવા. સવાર, બપોર અને સાંજે પાણીમાં ડુબકી મારી ન્હાવુ. ઉઘાડા મેદાનમા જમીન ઉપર સુવુ. ઉનાળામા પંચાગ્નિ તાપવો, ચોમાસામાં વરસતા વરસાદમા બેસી અભ્રાવકાશ વ્રત કરવું. આવી રીતે તપ કરવુ, અગ્નિથી પકાવેલું કે પાકાં ફળ ખાવા પોતાની આજીવિકાના સાધન પોતેજ મેળવી લેવા નવુ અન્ન આવે એટલે પ્રથમ સંગ્રહ કરી રાખેલું અન્ન કાઢી નાંખવુ તેણે ગૃહસ્થની પેઠે યજ્ઞો કરવા આ પ્રમાણે તપ કરવાથી તે મહર્લોકમા જાય છે અને ત્યાંથી ઇશ્વરને પામે છે

## સંન્યાસાશ્રમ.

૭૫ વર્ષની ઉમ્મર પછી થોડો વૈરાગ્ય હોય તોપણુ સંન્યાસ લેવો અને તે પહેલાં જો સર્વ લોકો ઉપર વૈરાગ્ય થાય તો અગ્નિહોત્રનો ત્યાગ કરી સન્યાસ આશ્રમ ગ્રહણુ કરવો અને સર્વ તૃષ્ણાનો ત્યાગ કરવો. બ્રાહ્મણુ સન્યાસ લે છે ત્યારે દેવો સ્ત્રી દ્વારા વિઘ્ન કરે છે માટે સન્યાસ લેતી વેળા સ્ત્રી વિગેરેના ભેદ તરફ દૃષ્ટિ ન કરતા સન્યાસ લેવો તેણે વસ્ત્ર રાખવું હોય તો ગુહ્ય ભાગ ઢંકાય તેટલું વસ્ત્ર ધારણુ કરવુ, દંડ અને પાત્ર વિના બીજી કોઇ પણુ વસ્તુઓ આપત્તિ વગર રાખવી નહિ પૃથ્વી ઉપર જોઇને પગ મૂકવો, પાણીને વસ્ત્રથી ગાળીને પીવુ, વાણી સત્ય બોલવી, મનમાં સારૂં લાગે તે કરવુ. માનવ્રત રાખવુ એ વાણીનો દંડ છે, સકામ કર્મ કરવા નહિ એ દેહનો દંડ છે અને પ્રાણાયામ કરવો એ ચિત્તનો દંડ છે. આ ત્રણુ દંડ જેને ન હોય તે દંડી સન્યાસી કહેવાનો નથી

બ્રાહ્મણાદિક ચાર વર્ણોમાથી નિંદિત અને પતિત લોકોનો ત્યાગ કરીને બીજાઓના ઘરની ભિક્ષા લેવી તેમા પણ ઉત્તમોત્તમની મળે ત્યા સુધી કનિષ્ટોની લેવી નહિ. તેમ સન્યાસીએ પ્રથમથી મનમા ન ધારેલા એવા સાત ઘેર ભિક્ષા માગવા માટે જવુ અને ત્યાથી જે મળે તેથી સંતોષ માનવો. ભિક્ષા માગી લાવી ગામ બહાર જલાશય ઉપર જવુ અને ત્યાં આચમન લઇ, જળવડે અન્નને પ્રોક્ષણાદિ કરી શુદ્ધ કરવું અને જેટલું આવ્યું હોય તેટલું અન્ન મૌન રહીને ખાવુ. જો કોઇ માગવા આવે તો તેમાથી થોડુ

આપવુ ને બાકીનુ પોતે ખાવુ. પૃથ્વી ઉપર એકલા ફરવુ, કોઇનો સગ કરવો નહિ, ઇંદ્રિયોને નિયમમા રાખવી, આત્મામા જ વિશ્વાસ કરવો, આત્મામાજ સતોષ માનવો. સર્વ ઠેકાણે આત્મા એક છે એવા જ્ઞાનથી સમદષ્ટિ રાખવી નિર્જન તથા નિર્ભય સ્થાનમા વાસ કરવો ઇશ્વરની ભક્તિથી અતઃકરણ શુદ્ધ રાખવુ, અને આત્માની સાથે અભેદ બુદ્ધિથી માત્ર એક આત્માનુ જ ચિતન કરવુ

જ્ઞાન ઉપર નિષ્ઠા રાખીને પોતાને થતાં બધનનો તથા મોક્ષનો વિચાર કરવો. ઇંદ્રિયોના વિક્ષેપ છે અને તેનો નિગ્રહ એ મોક્ષ છે માટે સન્યાસીએ ઇંદ્રિયોને નિયમમાં રાખી મનમા ઇશ્વરની ભાવના કરી ક્ષુલ્લક કામનાઓથી વિરામ પામવુ ભિક્ષા માટે નગર કે ગામમા જવુ નિત્ય પવિત્ર દેશ નદીઓ, પર્વતો, વન અને આશ્રમવાળી પૃથ્વી ઉપર એકલા ફરવુ વાનપ્રસ્થોના આશ્રમમાથી ભિક્ષા માગી લાવવી જગતના પદાર્થો નાશવત માનવા આ લોક અને પરલોકની મનમા આસક્તિ ન રાખતા કર્તવ્ય કર્મથી વિરામ પામવુ. સ્વપ્નમા જેમ સુખ દુ ખ । ભાસ થાય છે તે મિથ્યા છે તેમ આ જગતનાં સુખદુઃખાદિ પણ મિથ્યા છે એમ માની તેનો ત્યાગ કરી આત્મામાં નિષ્ઠા રાખવી

## પરમહંસ.

બહારના પદાર્થો ઉપર વૈરાગ્ય પામી મોક્ષની ઇચ્છા ન રાખનારા ઇશ્વરભક્તે દડાદિકના ચિહ્નોવાળા આશ્રમ ધર્મોનો ત્યાગ કરી પોતાથી પાળી શકાય તેટલા આશ્રમ ધર્મો પાળવા પણ શાસ્ત્રના દાસ થઇને ફરવુ નહિ. બાળકની પેઠે માન અપમાનનો વિવેક ન રાખતા રમવુ, ફળની ઇચ્છા ન રાખતાં જડની પેઠે ફરવુ, વિદ્વાન છતા ઉન્મત્તની પેઠે લોકોને પ્રસન્ન ન કરતા મરજીમા આવે તેમ બોલવુ, લોકોનો સગ ન થાય માટે અનિયમિત વર્તવુ પાખડી થવુ નહિ, વેદ વિરુદ્ધ મિથ્યા તર્કો કરવા નહિ વાદવિવાદમાં ઉતરવુ નહિ કોઇ પણ મનુષ્યથી ઉદ્વેગ રાખવો નહિ, કોઇને પણ ખિન્ન કરવો નહિ, પરનાં દુષ્ટ વચનો સહન કરવાં, કોઇનુ અપમાન કરવુ નહિ, પશુની પેઠે આ દેહને માટે કોઇ સાથે વેર કરવુ નહિ પરમાત્મા જુદા જુદા પ્રાણીઓમા તેમ પોતાના વિષે એકજ રુપે રહેલા છે માટે આત્મસ્વરૂપે તેમ દેહ દૃષ્ટિએ વૈર રાખવુ નહિ. કારણ કે સઘળાં શરીરો કારણરૂપે એકજ છે. ખાવાનુ ન મળે તો ખેદ કરવા નહિ અને મળે તો પ્રસન્ન થવુ નહિ પણ આહાર માટે પ્રયત્ન કરવો કારણ કે પરમહસે પણ પ્રાણ ધારણ કરવો જોઇએ, કારણ કે પ્રાણ હોય તો તત્ત્વજ્ઞાન પણ મેળવી શકાય અને તત્વ-

જ્ઞાન થાય તો મોક્ષ મળે સારૂં નરતું જેવુ અન્ન મળે તે ખાઇ લેવું. વસ્ત્ર શય્યા વિગેરે જે જે વસ્તુઓ દૈવેચ્છાથી મળે, તે પરમહંસે ગ્રહણ કરવી.

જ્ઞાની પરમહંસે પવિત્રતા, સ્નાન, આચમન, અને બીજા નિયમો વિધિની પ્રેરણાથી કરવા નહિ, પણ "હું ઇશ્વર જેમ લીલાથી પવિત્રતા, સ્નાન, આચમન, તથા બીજા નિયમો પાળુ છુ તેમ જ્ઞાનીએ પણ તે તે નિયમો પાળવા કારણ કે સર્વ નિયમો પાળવા છતા જ્ઞાનનિષ્ઠામા અંતરાય પડે. વિધિ વચનને વશ રહેવું એ ભેદ દૃષ્ટિવાળાનું કામ છે પણ તે ભેદદૃષ્ટિ જ્ઞાનીને હોતી નથી માટે તે ભેદદૃષ્ટિને મિથ્યારૂપે જાણે છે માટે જ્ઞાની દેહ પડયા પછી ઇશ્વરરૂપ થાય છે.

શાંતિ અને અહિંસા એ સન્યાસીના મુખ્ય ધર્મ છે તપશ્ચર્યા અને યજ્ઞ એ વાનપ્રસ્થના મુખ્ય ધર્મ છે, પ્રાણીઓનુ રક્ષણ અને યજ્ઞ કરવો એ ગૃહસ્થના મુખ્ય ધર્મ છે આચાર્યની સેવા એ બ્રહ્મચારીઓનો મુખ્ય ધર્મ છે બ્રહ્મચર્ય, તપ, શૌચ, સંતોષ, તથા પ્રાણીઓ સાથે મૈત્રી એ ગૃહસ્થના પણ ધર્મ છે

ગૃહસ્થ ઋતુ વેળા જ પોતાની સ્ત્રી પ્રત્યે જાય તો તેનુ બ્રહ્મચર્ય ગણાય છે અને ઇશ્વરની ઉપાસના કરવી એ સર્વ આશ્રમવાળાઓનો ધર્મ છે.

ઉપર પ્રમાણેના વર્ણાશ્રમ ધર્મ હંસ ભગવાને જણાવ્યા હતા. તે પ્રમાણે પાળવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે અને ઇશ્વરનુ સ્વરૂપ જાણવામા આવે છે

આ પછી મહાત્માએ કથા બંધ કરી અને કહ્યુ કે પોતપોતાના આ વર્ણાશ્રમ ધર્મનુ પાલન કરવુ એ દરેક મનુષ્યનુ કર્તવ્ય છે. પોતાના વર્ણાશ્રમનુ પાલન નહિ કરનાર ધર્મથી ભ્રષ્ટ થતા તેની અધોગતિ થાય છે માટે દરેક મનુષ્યે ઇશ્વરની પ્રાપ્તિ માટે વર્ણાશ્રમધર્મનુ પાલન કરી ઇશ્વરની ભક્તિ કરવી જોઇએ. હવે આજે તો આ કથા અહિંથી જ બંધ કરીશુ પણ તમે સર્વે ભાઇઓ આ સર્વ સાંભળેલું આચારમા ઉતારશો તો તેના ખરા ફળને મેળવી શકશો. સાંભળવાથી કાંઇ ફળ મળતું નથી પણ સાંભળ્યા પછી તે પ્રમાણે વર્તીએ તો તેનુ ફળ મળે છે

આટલું કહી મહાત્માજી ઉઠયા એટલે સર્વ શ્રોતાઓ પણ તેમને નમન કરી પોતપોતાને ઘેર ગયા.



# પ્રકરણ ૧૯ મું.

## શ્રીહરિ

બીજે દિવસે મહાત્માજીએ સર્વ શ્રોતાઓ આવી જતા કથાનો આરંભ કર્યો.

તામસ મન્વતરમા ભગવાન હરિ મેધાની સ્ત્રી હારણીમાથી હરિ નામે ભગવાન ઉત્પન્ન થયા હતા. જે શ્રી હરિએ ગજેદ્રને ગ્રૂડના બધનમાંથી છોડાવ્યો હતો

ક્ષીર સાગરથી વિંટાયલો ત્રિકુટાચળ નામનો પર્વત હતો આ પર્વતના એક ભાગમા મહાત્મા વરૂણનુ ઋતુમત નામનુ એક વન હતુ. તે ઉદ્યાન વિષે સરોવરોમા શોભાયમાન સુવર્ણના કમળવાળુ એક મોટુ સરોવર હતું. એક દિવસે તે પર્વતના વનમા રહેનારો એક ગજેન્દ્ર ( હાથી ) હાથણીઓની સાથે ફરતો ઉકળાટથી તપી જવાથી તે સરોવર તરફ ચાલ્યો તે ધામથી તપી ગયો હતો તેથી તે સરોવરની અદર ઉતરી તેમાંના પાણીને સુંઢમાં ભરી પોતાના શરીરને નવરાવી પછી પાણી પીધુ. તેણે સુંઢવતી પાણી ઉછાળી હાથણીઓને તેમ બચ્ચાને પણ નવરાવી શીતળ પાણી પાયુ.

તે હાથી પોતાના કાર્યમા મત્ત થયેલો સરોવરમાં ઉભો હતો એવામાં કોઇ એક બળવાન ગ્રૂડે ( મગરે ) આવી રોષથી તે ગજેન્દ્રના પગને પકડી લીધો. જેથી તે હાથી દુ ખમા પડયો. તેણે બહાર નીકળવા ઘણું બળ કરવા માડયુ પણ પોતે તેમાથી છુટી શકયો નહિ. હાથણીઓએ પણ તેને પાણીમાથી બહાર કાઢવા પ્રયત્ન કર્યો પણ તેને તે બહાર કાઢી શકી નહિ. ગજેદ્ર ગ્રૂડને પાણીની બહાર ખેચવા લાગ્યો અને ગ્રૂડ તેને અદર ખેચવા લાગ્યો. આ પ્રમાણે ઘણો વખત વીતી ગયો જેથી ગજેદ્ર ઉત્સાહ, બળ અને શક્તિહિન થઇ ગયો, અને ગ્રુડમા ઉત્સાહ, શક્તિ અને બળનો વધારો થયો. જ્યારે આ પ્રમાણે ગજેન્દ્ર સંકટમાં પડયો અને તેમાથી છુટા

પડવા અસમર્થ થયો ત્યારે તેણે બ્રહ્માદિકના પણ આશ્રયરૂપ એવા પરમાત્માને શરણે જવાનો વિચાર કર્યો. આ પ્રમાણે નિશ્ચય કરી તે હૃદયમાં સમાધાન કરીને ઉત્તમ સ્તોત્રોથી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો. હે ભગવન, હુ તમારૂં ધ્યાન કરૂં છુ આ જગત જેનાથી ઉત્પન્ન થયુ જે કાર્ય તથા કારણુથી પર છે તે સ્વત: સિદ્ધ શ્રી ભગવાનને હું શરણે જાઉ છુ હે સ્વયપ્રકાશ એવા ભગવાન મારૂં રક્ષણ કરો. લોકો જે ભગવાનની માયા વડે અભિમાનથી ઢંકાયલા પોતાના આત્માને જાણતા નથી એ જાણી શકાય નહિ એવા મહાત્મ્યવાળા ભગવાનને હું શરણે જાઉ છુ.

આ પ્રમાણે ગજેન્દ્રની સ્તુતિ સાભળી સર્વ દેવતામય શ્રીહરિ પોતે સર્વ સ્વરુપ હોવાથી ત્યા પ્રકટ થયા અને જગતના નિવાસરૂપ ભગવાને ગજદ્રને દુખી થતો જાણી, તેની સ્તુતિ સાભળી વેદમય ગરુડ ઉપર બિરાજી હાથમા ચક્ર લઇ જ્યાં ગજેન્દ્ર હતો ત્યાં દેવો સાથે ઉતાવળથી આવ્યા. ભગવાનને જોઇ ગજેન્દ્ર પોતાની સુંઢમા કમળ ધર્ઈ કહેવા લાગ્યા કે હે ભગવન! હું તમને પ્રણામ કરુ છુ ભગવાને હાથીને પીડાતો જોઇ એકાએક ગરૂડ ઉપરથી નીચે ઉતરી દયાથી તે હાથીને ઝુડની સાથે સરોવરમાથી બહાર ખેચી કાઢયો અને દેવતાઓના દેખતા જ ચક્રવડે તે ઝુડનું મુખ કાપીને ગજેદ્રન છુટો કર્યો.

જે હૂહૂ નામનો ગધર્વ દેવોના શાપથી ઝુડ થયો હતો તે શાપમાથી મુક્ત થઇ આશ્ચર્ય પમાડનારરુપ ધારણ કરી ગધવ થયો અને પછી ભગવાનને પ્રણામ કરીને તેમના ગુણ ગાવા લાગ્યો. અને પછી ગધર્વ નગરમાં ગયો. અને ગજેન્દ્ર ભગવાનના ચરણનો સ્પર્શ કરીને અજ્ઞાનના બધનમાથી મુક્ત થઇ ભગવાનના સ્વરૂપને પામી ચાર ભૂજાવાળો થયો. તે ગજેદ્ર પૂર્વ જન્મમા ઇન્દ્રદ્યુમ્ન રાજા હતો તે તપ કરી ભગવાનની પૂજા કરતો હતો તેને અગસ્ત્ય ઋષિ ત્યા આવી ચઢયા તેમનું તે રાજાએ પૂજન કર્યું નહિ તેથી ઋષિએ કોપાયમાન થઇને તેને શાપ દીધો કે તું હાથીના જેવી જાડી બુદ્ધિનો છે માટે તું તે અધમજાતિમાં હાથી થઈ અવતરજે જે પછી તે હાથી થઇને અવતર્યો હતો તેને પણ ભગવાને ઝુડના મુખમાથી છોડાવી પોતાના પાર્ષદનુ સ્થાન આપ્યું

આજે તો આટલી કથા કહી મહાત્માએ કથા બધ કરી જે પછી સર્વ શ્રોતાઓ વેરાઇ ગયા.

---



## પ્રકરણ ૨૦ મું

### મત્સ્યાવતાર.

બીજે દિવસે મહાત્માએ સર્વ શ્રોતાઓ આવી જતા ઇશ્વરના બારમા અવતાર મત્સ્યાવતારની કથા શરૂ કરી

ગાય, બ્રાહ્મણ, દેવતા, સત્પુરૂષ, વેદ ધર્મ તથા અર્થની રક્ષા કરવાની ઇચ્છાથી ભગવાન્ અવતારો ધારણ કરે છે કલ્પને અંતે બ્રહ્માનો દિવસ પૂરો થતા પ્રલય થયો હતો તે પ્રલયમા ભૂર્લોક, ભુવર્લોક, તથા સ્વર્લોક ત્રણે સમુદ્રમા ડુબી ગયા હતા પછી બ્રહ્માને નિદ્રા આવવાથી સુવાની ઇચ્છા થઇ. તે વખતે બળવાન હયગ્રીવ નામનો રાક્ષસ તેમના મુખમાંથી નીકળેલા અને તેની પાસે રહેલા વેદોને હરી ગયો હતો દૈત્યના રાજા હયગ્રીવનું આ અનર્થકારક ચરિત્ર જાણીને ભગવાન શ્રી હરિએ મત્સ્યાવતાર ધારણ કર્યો હતો અને તે દૈત્યનો નાશ કરી તેની પાસેથી વેદોને લાવી બ્રહ્માને આપ્યા હતા. તે પછી એક સત્યવ્રત નામનો રાજર્ષિ ભગવાનનો મોટો ભક્ત હતો તે જળનું પાન કરીને તપશ્ચર્યા કરતો હતો એ રાજા આ મહાકલ્પમા સૂર્યના પુત્ર શ્રાદ્ધદેવના નામથી પ્રખ્યાત છે અને શ્રી હરિએ તેને મનુ બનાવ્યો હતો તે રાજા એક દિવસે કૃતમાલા નામની નદીમા પાણીથી તર્પણ કરતો હતો, એટલામા તેના ખોબામા રહેલા ખોબાની અંદર કોઇ એક માછલી આવી ગઇ

તે દ્રવિડ દેશના રાજા સત્યવ્રતે પાણીની સાથે આવી ગયેલી માછલીને નદીના પાણીમા નાખી એટલે તે માછલી મહાદયાળુ રાજાને દયા ઉપજે તેવી રીતે કહેવા લાગી. હે દીનવત્સલ રાજા ! હું પોતાની જાતીનો નાશ કરનારા આ જળજંતુએથી બીહું છુ માટે મને દીનને નદીના જળમા તું શા માટે નાખે છે ! એ રાજા ભગવાન્ પ્રીતિપૂર્વક પોતાનો અનુગ્રહ કરવા માટે મત્સ્યાવતાર ધારણ કરીને અવતર્યા છે. એમ તે જાણતો નહોતો, તેથી તેણે માછલીનું રક્ષણ કરવાનો મનમા વિચાર કર્યો.

જેથી તે માછલીને પોતાના કમંડળમા નાખીને પોતાના આશ્રમમા આવ્યો. તે માછલી એક રાત્રિમા તો કમંડળમા વધી ગઇ અને તેમાં ન સમાવાથી રાજાને કહેવા લાગી કે હું આ કમંડળમા કષ્ટથી રહેવાને ખુશી નથી, માટે તું મારે માટે મોટું સ્થાન કર કે જેમા હું સુખથી રહી શકું જેથી રાજાએ તેને કમંડળમાથી કાઢી પાણીના વેરડામા નાખી ત્યા પણ બે ઘડીમા ત્રણ હાથ વધી એટલે રાજાએ તેને ત્યાથી કાઢી સરોવરમા નાખી ત્યા પણ વધી જવાથી તેને રાજા મોટા જળાશયમા લઈ ગયો, ત્યાં પણ વધી જવાથી તે મહામચ્છ થયેલા માછલાને સમુદ્રમા નાખ્યો.

તે વખતે માછલાએ રાજાને કહ્યુ કે હે વીર ! આ સમુદ્રમાં મહા બળવાન મગરમચ્છ મને ખાઈ જશે માટે મને સમુદ્રમા ન નાખ, આમ કહી રાજાને મુઝવ્યો આ સાભળી રાજાએ કહ્યુ માછલાના રૂપમા મોહ ઉપજા-નાર તમે કોણ છો ? તમે એક દિવસમા સો યોજનના સરોવરમા વ્યાપી ગયા ? આવો પરાક્રમી જળચર તો અમે કોઇ દિવસ જોયો કે સાભળ્યો નથી. માટે તમે સાક્ષાત્ અવિનાશી એવા ભગવાન્ નારાયણ છો તમને નમસ્કાર કરૂં છુ તમે જ શરણાગત એવા અમે ભક્તોના મુખ્ય અને સત્ય આશ્રયરૂપ છો. માટે તમે આ રૂપ જે કારણ માટે ધારણ કર્યું હોય તે કારણ જાણવાની મારી ઇચ્છા છે તે કહો

આ સાભળી ભક્ત ઉપર પ્રીતિ કરનારા મત્સ્યાવતારધારી ભગવાન કહેવા લાગ્યા હે રાજા, આજથી સાતમે દિવસે ભૂર્લોક, ભુવર્લોક વિગેરે ત્રણે લોક પ્રલયના સમુદ્રમાં ડુબી જશે અને જ્યારે પ્રલયના પાણીમા ત્રણે લોક ડુબવા માડશે ત્યારે મારી મોકલેલ એક મોટી નૌકા તારી પાસે આવશે. તે વખતે તું સર્વ ઔષધિઓ અને નાના મોટા બીજ લઇને સપ્તર્ષિઓની તથા સર્વ જીવોની સાથે મારી મોકલેલી મોટી નૌકામા ચઢી બેસજે અને ગભરાયા વિના પ્રલયને લીધે એકાકાર થયેલા અધારાગાર સમુદ્રમા ઋષિઓ-ના જ તેજથી પ્રકાશ મેળવીને વિહાર કરજે, જ્યારે મોટા પવનથી તે નૌકા હાલકડોલક થવા લાગે અને હું ફરતો ફરતો તારી પાસે આવુ કે તારે વાસુકી નાગદ્વારા તે નૌકાને મારા શિંગડાની સાથે બાંધી દેવી. હે રાજા, હું સપ્તર્ષિઓની સાથે નૌકામા બેઠેલા તને બ્રહ્માની રાત્રી પૂરી થશે ત્યા સુધી મહાસાગરમાં ખેચતો ફર્યા કરીશ. મારો મહિમા પરબ્રહ્મના નામથી કહેવાય છે તે વિશે મારી સાથે પ્રશ્નો કરવાથી, મે પ્રકાશ કરેલા પરબ્રહ્મને મારા અનુગ્રહથી તું તારા હૃદયમાં અપરોક્ષ રીતે જાણી શકીશ. આ પ્રમાણે સત્ય વ્રત રાજાને કહી શ્રી હરિ મત્સરૂપે અતર્ધાન થઇ ગયા.

પછી રાજાએ સમયની વાટ જોવા માંડી અને ત્યાં સુધી પૂર્વ તરફ બેસી શ્રીહરિના ચરણનું ધ્યાન કરવા લાગ્યો. સાતમા દિવસે સમુદ્રે મર્યાદા મૂકી અને જાણે પૃથ્વીને બોળી દેતો હોય તેવો જણાયો. ત્યાર પછી રાજાએ સમુદ્રમા નૌકા આવતી દીઠી એટલે તે સર્વ ઔષધિઓ તથા સપ્તર્ષિઓની સાથે નૌકામા બેઠો તે વખતે મુનિઓ તેને કહેવા લાગ્યા કે હે રાજા, તુ ભગવાનનું ધ્યાન કર. ભગવાન જ આ સકટમાથી આપણું રક્ષણ કરશે. થોડીવારે એક મોટા શિગડાવાળો સોનાનો મહામચ્છ તે મહાસમુદ્રમા પ્રકટ થયો એટલે ભગવાને પહેલા પોતાને કહ્યુ હતુ તે પ્રમાણે રાજાએ વાસુકી નાગ રુપી દોરડાથી તે મહામચ્છના શિગડા સાથે નૌકાને બાધી અને પ્રસન્ન થયેલો તે રાજા ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો તે પછી રાજાને મત્સ્યાવતાર ધારણ કરનારા ભગવાન્ મહાસાગરમા વિહાર કરતાં તત્વજ્ઞાનનો ઉપદેશ આપ્યો. અને સાખ્ય, યોગ અને કર્મકાડની જેમા કથા છે તથા જેમાં પોતાનું રહસ્ય ચરિત્ર છે એવી મત્સ્યપુરાણ નામની દિવ્ય સહિતા પણ કહી સભળાવી

પ્રલય પુરો થઇ રહ્યા પછી આ મત્સ્યાવતારી ભગવાને વેદોનુ હરણ કરનારા હયગ્રીવ નામના રાક્ષસનો નાશ કરીને જાગ્રત થયેલા બ્રહ્માને પાછા તે વેદો આપ્યા હતા અને જ્ઞાન તથા વિજ્ઞાનવાળો તે સત્યવ્રત રાજા ભગવાનની કૃપાથી આ કલ્પમા વૈવસ્વત નામનો મનુ થયો હતો. આ પ્રમાણે ભગવાને મત્સ્યાવતાર ધારણ કર્યો હતો.

આટલુ કહી આજે પણ મહાત્માએ કથા બધ કરી તેથી સર્વ શ્રોતાઓ તેમને નમન કરી પોતપોતાને ઘેર ગયા.

---

## પ્રકરણ ૨૧ મું.

---

### કુર્માવતાર.

### સમુદ્રમંથન.



આજે દિવસે મહાત્માજીએ સર્વ શ્રોતાઓ આવી જતાં ઇશ્વરે લીધેલા કાચબાના–કુર્મના અવતારની કથા શરૂ કરી.

રૈવત નામના મન્વતરમા અસુરોએ યુદ્ધમાં દેવતાઓને સજ્જ કરેલા મોટા શસ્ત્રોવતી મારવા માંડ્યા ત્યારે તે સર્વે મેરુ પર્વત ઉપર જઇ બ્રહ્માને પ્રણામ કરી કહ્યું કે અમે સર્વે ભગવાન પાસે જઇએ છીએ અને આપ ચાલો તેથી તે સર્વે ભગવાન પાસે ગયા અને ઇશ્વરની વેદવાણીથી

સ્તુતિ કરવા લાગ્યા તેથી ભગવાન શ્રીહરિ તેમની સમક્ષ પ્રકટ થયા. તે મૂર્ત્તિ હજારો સૂર્યના જેવી કાંતિવાળી, સ્વચ્છ, મરકત મણિના જેવી શ્યામ રંગની, કમળના ગર્ભ જેવાં રાતાં નેત્રવાળી, તપાવેલા સુવર્ણના જેવું શોભાયમાન પીતાંબર પહેરેલી, પ્રસન્ન અને મનોહર હતી. દેવોએ ભગવાનની સ્તુતિ કરી જેથી ભગવાને કહ્યું કે હે દેવતાઓ, મારા કહેવા પ્રમાણે વર્તવાથી તમારૂં કલ્યાણ થશે તમે હાલ દાનવો અને દૈત્યોની પાસે જઈ સપ કરો. અને હમણા તેમની સાથે સપ કરી અમૃત ઉત્પન્ન કરવા માટે યત્ન કરો જે અમૃતના પાનથી મૃત્યુથી ઘેરાયલો પ્રાણી અમર થાય છે. માટે તમે સર્વે દેવો, લતા, તૃણ અને બીજી સર્વ ઔષધિઓને ક્ષીરસાગરમાં નાખી મંદરાચળને રવઈઓ બનાવી વાસુકી નાગનું નેતરૂ બનાવી મારી મદદથી સાવધાન થઇ ક્ષીરસાગરને મથવા માંડો. આ કામમા દૈત્યોને દુઃખ જ મળશે અને તમને સારૂં ફળ મળશે સમુદ્રમા કાળકૂટ નામનું ઝેર ઉત્પન્ન થાય તો તેથી ડરવું નહિ અને કેટલીક બીજી વસ્તુઓ લેવા માટે લોભ પણ કરવો નહિ. આ પ્રમાણે કહી ભગવાન અંતર્ધાન થયા

પછી દેવો બળીરાજા પાસે ગયા તે જોઇ તેમના સેનાપતિઓએ જાણ્યું કે દેવો યુદ્ધ માટે આવ્યા હશે તેથી ક્રોધાવેશમા આવી ગયા પણ બળીરાજાએ તેમને વાર્યા. એ પછી દેવોએ બળીરાજાને સમુદ્રમથનની વાત કહી તે વાત અસુરોને પણ ગમી તે પછી દેવો અને અસુરોએ પરસ્પર પ્રેમ બાંધ્યો અને પરસ્પર ઠરાવ કરીને અમૃતને માટે પ્રયત્ન કરવા લાગ્યા તે પછી દેવો અને દાનવો મળીને મંદરાચળ પર્વતને ઉખાડી સાગર તરફ લઇ જવા લાગ્યા. ઘણે દૂર જતા તે થાકી જવાથી તેને રસ્તામાં પડતો મૂક્યો જેથી ઘણા દેવ દાનવો તળે કચરાઇ ગયા. આ જોઇ ભગવાન્ ગરુડ ઉપર વિરાજી ત્યાં આવ્યા અને દેવ દાનવોને અમી દૃષ્ટિથી સાજા કરી પોતે એક હાથથી પર્વતને ઉપાડી ગરુડ ઉપર મૂકી સમુદ્ર તરફ ચાલ્યા અને સમુદ્ર આવતા પર્વતને સમુદ્ર પાસે મૂક્યો.

તે પછી દેવોએ નાગરાજ વાસુકીને અમૃત આપવાનો ઠરાવ કરી તેનું નેતરૂ બનાવી મંદરાચળ પર્વતની આસપાસ વીંટાળી અમૃત માટે હર્ષમા આવી જઈ સમુદ્રમથન કરવા લાગ્યા. ભગવાન અને દેવોએ સર્પના મુખવાળો ભાગ ઝાલ્યો. પણ દૈત્યોએ કહ્યું કે અમે સર્પના અમંગળ અંગ પૂછડાને પકડીશું નહિ. તેથી ભગવાને મંદહાસ્ય કરી મુખનો ભાગ છોડી દઈ પુછડાનો ભાગ ઝાલ્યો અને દૈત્યોએ મુખનો ભાગ પકડ્યો પછી દેવો અને દૈત્યો મહા પ્રયત્નપૂર્વક સમુદ્રમથન કરવા લાગ્યા. પણ તે વખતે સમુ-

દ્રમા મદરાચળ પર્વત નિરાધાર હતો તેથી દેવો અને દૈત્યોએ તેને જોરથી પકડવા છતા પાણીમા પેસી ગયો આથી દેવો અને દાનવો ઘણા ખિન્ન થયા.

આ જોઈ અપાર પરાક્રમવાળા ભગવાને મહા અદ્ભુત એવા કચ્છપનું (કાચબાનુ) શરીર ધારણ કરી પાણીમા પ્રવેશ કરી પાણીમાથી મદરાચળ પર્વતને પાછો બહાર કાઢ્યો, અને તે પછી તેને કાચબાનુ સ્વરુપ ધારણ કરનારા ભગવાને પોતાની લાખ યોજન પહોળી પીઠ ઉપર પર્વતને ધારણ કર્યો તે પછી દેવો અને દાનવો પોતાના હાથવડે પરાક્રમથી પર્વતને કાચબાની પીઠ ઉપર ફેરવવા લાગ્યા. આ પ્રમાણે સ્વરુપથી નાચે કાચબાના રૂપે, શ્રીહરિએ દેવ અને દાનવોને પણ વધુ બળવાળા કર્યા જેથી તેમણે સમુદ્રમથન કરવા માડયુ. આ વખતે સમુદ્રમા મહા પર્વ ના હાલવાથી પાણીમાં રહેતા મગર વિગેરે જળચરો હાલકડોલમ થવા માડ્યા. ઘણુ મથન કરવા છતા અમૃત ન નીકળવાથી ભગવાન પોતે મથન કરવા લાગ્યા આ પ્રમાણે સમુદ્રમથના પ્રથમ મહાભયકર અને અનુપમ હલાહલ નામનુ ઝેર ઉત્પન્ન થયુ તેથી સમુદ્રમા રહેનાના પ્રાણીઓ ગભરાઇ ઉઠ્યાં તે જોઈ લોકપાલો સાથે પ્રજા સદાશિવ પાસે ગયા અને શિવની સ્તુતિ કરવા લાગ્યા. આ જોઇ શંકરે પાર્વતિને કહ્યુ કે આ લોકો સમુદ્રમાથી નીકળેના ઝેરથી ગભરાય છે માટે મારે તેમનુ રક્ષણ કરવું જોઇએ જે પુરુષ બીજાના ઉપર દયા કરે છે તેમના ઉપર સર્વના આત્મા ભગવાન પ્રસન્ન થાય છે અને સર્વના આત્મા ભગવાન પ્રસન્ન થતા હું પણ પ્રસન્ન થાઉ છુ માટે હું આ ઝેર પીજવા ધારૂ છુ એમ કરી પોતે ચારે તરફ વ્યાપેલા હલાહલ ઝેરને પોતાની હથેળીમા લઇ પી ગયા તે ઝેરને લીધે શકરના કઠપ્રદેશમા કાળો ડાઘ થયો શકરનુ આ કાર્ય જોઇ સવ પ્રજા, દેવો અને બ્રહ્મા વિષ્ણુ તેમની પ્રશસા કરવા લાગ્યા તે ઝેર તેમના હાથમાથી પીતી વખતે થોડુ નીચે પડયુ તેમાથી વીંછી, સપ, ઝેરી દવાઓ અને બીજા ઝેરી પ્રાણીઓએ ગ્રહણ કર્યું હતું

આ પ્રમાણે ભગવાને કચ્છપાવતાર ધારણ કરી દેવોને સમુદ્રમથન કરવામા સહાય કરી ઝેર નીકળ્યા પછી ફરી મથન કરતા તેમાથી કામધેનુ ઉત્પન્ન થઇ તે ગાયને ઋષિઓ લઈ ગયા, પછી શ્વેત રગનો ઉચ્ચૈશ્રવા નામનો ઘોડો નીકળ્યો તે લેવા બળીરાજાની ઇચ્છા થઈ પણ ઇન્દ્રે તે લેવાની ઇચ્છા ન કરી પછી ઐરાવત નામનો હાથી નીકળ્યો, તે ઇન્દ્રને મળ્યો. તે પછી કૌસ્તુભ નામનુ પુખરાજ રત્ન નીકળ્યું તેની વક્ષસ્થળના આભૂષણ માટે ભગવાને ઇચ્છા કરી, તે પછી પારિજાતક નામનુ વૃક્ષ ઉત્પન્ન થયુ તે

દેવોને મળ્યું ત્યાર પછી સુંદર વસ્ત્રોવાળી અપ્સરાઓ નીકળી તે દેવો પાસે સ્વર્ગમાં રહી, તે પછી ભગવાનમાં પરાયણ રહેનારાં લક્ષ્મી ઉત્પન્ન થયાં તેમણે પોતાની કાંતિથી સર્વ દિશાઓને ઝળહળતી કરી. તેમની દેવ, દૈત્યો સર્વે ઇચ્છા કરી. હાથમાં કમળ ધારણ કરનારાં તે દેવીને હાથીઓએ કળશોથી અભિષેક કર્યો, સમુદ્રે રેશમી પીળાં વસ્ત્રો આપ્યાં. તે દેવી પોતાને રહેવા માટે અવિચળ દોષ વિનાનું સ્થાન શોધતાં હતાં પણ તેવું સ્થાન મળ્યું નહિ. તે વિચાર કરવા લાગ્યાં કેઃ જે પુરુષ દુર્વાસા જેવા તપસ્વી છે તેણે ક્રોધ જીત્યો નથી, જે બૃહસ્પતિ જેવા જ્ઞાની છે તેમણે જગતનો સંગ છોડ્યો નથી, જે મોટા બ્રહ્મા છે તેમણે કામને જીત્યો નથી, જે ઇંદ્રાદિક સમર્થ દેવો છે તો તેમને પણ બીજાનો આશ્રય શોધવો પડે છે, જે પરશુરામાદિમાં ધર્મ છે ત્યારે તે પ્રાણીઓ ઉપર પ્રીતિ રાખતા નથી, કોઈ શિબિ જેવા દાન કરે છે તો તે મુક્તિ માટે કાંઈ કરતા નથી, કોઈ સહસ્રાર્જુન જેવા પરાક્રમી છે તો તે કાળના વેગથી નાશ ન થાય તેમ નથી કોઈ સનકાદિક જેવા માયાથી દૂર રહેનારા છે તો તે સમાધિમાં રહેવાથી પતિ થવાને યોગ્ય નથી, કોઈ માર્કંડેય જેવા લાંબા આયુષ્યવાળા છે તો તે ઇન્દ્રિયોનું દમન કરનાર હોવાથી શૃંગાર ઉપર પ્રીતિ વિનાના છે. કોઈ હિરણ્યકશિપુ જેવા શૃંગાર ઉપર પ્રેમ ધરાવનાર છે તો તેનું આયુષ્ય અધ્રુવ છે કોઈ શંકરાદિ લાંબા આયુષ્યવાળા અને શૃંગાર ઉપર પ્રીતિ ધરાવનાર છે તો તેની સ્મશાનમાં રહેવા જેવી અમંગળ ચેષ્ટા છે અને માત્ર ભગવાન જ સર્વ પ્રકારે મંગળ અર્થાત નિર્દોષ છે તો તે આત્મારામ હોવાથી મારી ઇચ્છા કરતા નથી. આવો વિચાર કરી ભગવાને તેમને માટે ઇચ્છા કરી નહોતી છતાં લક્ષ્મીજી તેમને વર્યાં.



## પ્રકરણ ૨૨ મું.

### ધન્વંતરી.

તે પછી સમુદ્ર મથન કરતા તેમાથી કમળ સરખાં નેત્રવાળી મદિરા નામે કન્યા ઉત્પન્ન થઈ તેને દૈત્યોએ ગ્રહણ કરી, પછી મથન કરતાં તેમાથી પરમ આશ્ચર્યકારક પુરુષ ઉત્પન્ન થયો તેના વસ્ત્ર પીળા હતા, છાતી વિશાળ હતી, કાનમા કુડળ હતા, રૂપ મનોહર હતું. ગતિ સિહના જેવી હતી, અને હાથમા અમૃત ભરેલો કળશ લીધો હતો તે ભગવાન સાક્ષાત વિષ્ણુના અશમાથી ઉત્પન્ન થયા હતા તે આ જગતમા ધન્વન્તરી નામે પ્રખ્યાત થયા તથા આયુર્વેદ જાણનારા થયા તેમના હાથમાં અમૃતનો કળશ જોઇ તે લેવા દૈત્યો દોડી ગયા અને અમૃતના ઘડાને લઇ જવા લાગ્યા તેથી દેવો ભગવાનને શરણે ગયા ત્યારે ભગવાને કહ્યુ કે હું મારી મોહિની માયાવડે દૈત્યોની વચ્ચે કલહ ઉત્પન્ન કરાવી તમારૂ કાર્ય સાધીશ. આ ધન્વતરી પણ ઈશ્વરનો અવતાર ગણાય છે

## પ્રકરણ ૨૩ મું.

### મોહિની.

તે પછી અમૃત પીવાની ઇચ્છાવાળા દૈત્યોએ એક કહે હું પહેલો પીઉં અને બીજો કહે હું પહેલો પીઉં આમ વાદવિવાદ થતા પરસ્પર કલહ કરવા લાગ્યા જેથી દુર્બળ દૈત્યોએ કહ્યુ કે દેવોએ પણ અમૃત કાઢવા માટે શ્રમ કર્યો છે માટે તેમને પણ ભાગ મળવો જોઇએ. આમ વાદવિવાદ થાય છે એવામા ભગવાન્ વિષ્ણુએ મહા આશ્ચર્યકારક એવુ સ્ત્રીનું રૂપ ધારણ કર્યું. તે સ્ત્રીનો વર્ણ શ્યામ, અવયવો સુંદર, વસ્ત્રાલકાર સહિત, નવીન તરુણપણાથી સ્તનના ભારથી શરીર કેડેથી વળેલું, પેટ પાતળુ, કાળો ભમર જેવો ચોટલો એવુ સુંદર રૂપ શોભતું હતું. વળી મોહિનીનુ રૂપ લજ્જા, સાથે મંદ મંદ હસવાળી,

દૈત્યોના મનમા કામને ઉદ્દીપન કરતું હતું. આ મોહિનીનો પણ ઇશ્વરનો અવતાર ગણાય છે.

દૈત્યો લુંટારાની માફક અમૃતનુ પાત્ર પડાવવા મથતા હતા તેવામા તેમણે એક સ્ત્રીને પોતાના તરફ આવતા જોઇ તે દૈત્યો મોહ પામ્યા અને કામાતુર થઇ તેની પાસે જઇ તું કોણ છે ! કોની પુત્રી છે ? શી ઇચ્છા છે ! એમ પૂછવા લાગ્યા અને કહેવા લાગ્યા કે અમારામાં પરસ્પર અમૃત માટે કલહ પેઠો છે તેનો નિવેડો કર અને અમને અમૃત વ્હેંચી આપ આ સાભળી સ્ત્રીનું રૂપ ધારણ કરનારા ભગવાને હસીને કહ્યુ કે તમો કશ્યપના પુત્રો થઇ હું વેસ્યા સ્ત્રીના ઉપર કેમ આસક્ત થયા છો ? બુદ્ધિશાળી પુરુષો કદી સ્ત્રીઓનો વિશ્વાસ કરતા નથી હે દૈત્યો, કુતરા અને વેસ્યા સ્ત્રીઓ રોજ નવુ નવુ શોધ્યા કરે છે તેઓની મિત્રતા અનિત્ય છે એટલે હમેશાં નભતી નથી.

આ વચનોથી દૈત્યોને વિશ્વાસ આવ્યો અને હસીને અમૃતનો કળશ તે સ્ત્રીના હાથમા મૂક્યો તે પછી ભગવાનરૂપે મોહિનીએ કહ્યુ "હું સારૂ કે ખોટુ જે કાઇ કરૂ તે જો તમે માન્ય રાખો તો તમને આ અમૃત વહેચી આપું" તેની આ વાત અસુરોએ માન્ય રાખી અને કહ્યુ કે તારા કહ્યા પ્રમાણે કરવા અમે ખુશી છીએ. પછી દૈત્યોએ નાહી, હોમ કરી, નવા વસ્ત્રો પહેરી, તૈયાર થયા પછી દેવ અને દૈત્યોને પૂર્વ દિશા તરફ મો રાખી દર્ભાસનો ઉપર બેસાડયા પછી મોહિની હાથમા અમૃતનો ઘડો લઈ સભામા આવ્યા. તે સ્ત્રીના સાથળ કાડાના જેવા ગોળ હતા, તે રેશમી વસ્ત્રથી શોભાયમાન નિતંબના ભારવડે મદમંદ ચાલતા હતા. તેમના સ્તન ઉપરથી વારંવાર વસ્ત્રનો છેડો ખસી જતો. તેમને જોઇને, તેમના કટાક્ષ પૂર્વક જોવાથી દેવો અને અસુરો મોહિત થયા. તે પછી અસુરોને અમૃત પાવું એ સર્પોને દૂધ પાવા જેવુ મહા અન્યાય કર્તા છે કેમકે તે સ્વભાવે ક્રુર હોય છે એમ માની મોહિનીરૂપ ભગવાને દૈત્યોને અમૃત આપ્યું નહિ. અને દેવ તેમ દાનવોની જુદી જુદી પંક્તિ કરી તેમને જુદા જુદા બેસાડયા, અને મધુર વાક્યોથી દેવોને છેતરી હાથમા અમૃતનો કળશ લઇ દૂર બેઠેલા દેવોને મોહિનીએ જરા અને મરણને હરનાર અમૃત પાવા માંડયુ. દૈત્યોએ આ જોયુ છતાં તે સ્ત્રીની સાથે પ્રથમ કરાર કર્યા પ્રમાણે કાંઈ બોલ્યા નહિ. મોહિની કહેતાં કે: "આતો કૃપણ છે માટે ભલે થોડુ થોડુ પીલે, તમે તો ધીરા છો, માટે થોડીવાર વાટ જુઓ. તમારૂં પણ હમણા થઇ રહેશે." આવી વાણીથી તેમ મોહિનીને માઠુ ન લાગે તે માટે દૈત્યો કાંઇ બોલ્યા નહિ.

એવામાં રાહુ દેવતાના રૂપમાં ગુપ્ત રીતે દેવસભામાં ચંદ્ર અને સૂર્યની વચ્ચે પેસી અમૃત પીવા લાગ્યો તે વખતે ચંદ્ર અને સુર્યે તેને ભગવાનને બતાવ્યો તેથી શ્રી હરિએ ચક્રવડે તેનુ મસ્તક ઉડાવી દીધું તેથી ધડ કે જેમાં હજુ અમૃત ગયું નહોતું તે નીચે પડયું પણ માથુ અમૃતના સ્પર્શથી અમર થઇ ગયુ તેને બ્રહ્માએ એક ગ્રહ કર્યો જે વેર બુદ્ધિથી પર્વે પર્વે સૂર્ય અને ચંદ્રની પાછળ દોડે છે. દેવો અમૃત પી રહ્યા એટલે અસુરોના દેખતા જ ભગવાને પોતાનુ રૂપ ધારણ કર્યું. આ પ્રમાણે દેવોને ભગવાનના ચરણની રજના આશ્રયથી શ્રમવિના અમૃત મળ્યુ અને દૈત્યોને મળ્યું.

આ પ્રમાણે દેવોને અમૃત પાઈ ભગવાન ગરૂડવાહન ઉપર ચઢી પોતાના ધામમાં ગયા.

આટલી કથા કહી મહાત્માજીએ કથા બંધ કરી અને તે પછી સર્વ ઇશ્વરના ગુણાનુવાદ સભાળતા પોતપોતાને ઘેર ગયા.

હવે પછી તો મહાત્માજીના આશ્રમમાં ઘણા શ્રોતાઓ કથા સાંભળવા આવતા હતા તેથી ભીડ પણ ઘણી થતી હતી. સર્વ સાંભળી શકે તે માટે મહાત્માજી સર્વની વચ્ચે એક મોટી પાટ ઉપર આસન બીછાવી બેસતા અને ત્યાંજ કથા કહેતા. સ્ત્રીઓને બેસવાની વ્યવસ્થા પણ જુદી જ રાખી હતી તેથી સ્ત્રીઓ પણ ઘણી ભરાતી.

સ્ત્રીઓની વ્યવસ્થા જાળવવાનુ કામ ચન્દ્રમણિશંકરની સ્ત્રી સુમતિએ માથે રાખ્યું હતું, અને પુરૂષોની વ્યવસ્થા કરવાનુ કામ ચન્દ્રમણિશંકર અને કરનાળીના થોડા સદબુદ્ધિવાળા ચારેક બ્રાહ્મણોને માથે હતું કથામાં એવો રસ જામતો કે ગરબડ થતી નથી. અને સર્વ શાંત ચિત્તે સાંભળતા.

મહાત્માજીની મીઠાશ વાળી વાણીથી ઇશ્વરના અવતારોની કથા સાંભળી શ્રોતાઓને આનંદ થતો. ઘણાં સ્ત્રી પુરુષોનાં જીવન સુધરવા માંડયાં. અને દિવસે દિવસે કથામાં રસ જામતો ગયો.

ચન્દ્રમણિશંકરને આ વર્ષે આવા અલૌકિક મહાત્માનો સત્સંગ થતાં તેને થોડો વખત અહિજ રહેવાનુ મન થયુ તેથી તેણે બીજી ત્રણ મહિનાની ચઢેલી રજા મગાવી. અને કરનાળીમાં જ રહેવા માંડયુ

આ પ્રમાણે આ બંને સ્ત્રી પુરુષો મહાત્માજીના સમાગમમાં રહી આનંદનો અનુભવ કરવા લાગ્યાં.

---



## પ્રકરણ ૨૪ મું.

---

### નૃસિંહાવતાર.



બીજે દીવસે શ્રોતાઓ આવી જતા મહાત્માજીએ કથાનો આરંભ કર્યો.

દક્ષપ્રજાપતિના પુત્રી દિતિને મરીચિઋષિના પુત્ર કશ્યપની સાથે પરણાવેલાં હતાં. એક વખતે સંતાનની ઇચ્છાથી દિતિએ પોતાના પતિ કશ્યપની પાસે સૂર્યાસ્તિ વખતે સાંજે જઇને કહ્યું કે હે નાથ ! પુત્રવાળી શોક્યોથી હું બળી મરૂં છુ કામદેવ મને દીનને પીડે છે માટે મારા ઉપર અનુગ્રહ કરો. જે સ્ત્રીઓને પતિના તરફથી માન મળે છે, તેમ તમારા જેવા પતિ જે સ્ત્રીઓમાથી પ્રજારૂપે ઉત્પન્ન થાય છે તે સ્ત્રીઓનો યશ ફેલાય છે. માટે હે પતિ, મારી મનકામના હવે પૂર્ણ કરો. આથી કશ્યપે કહ્યું કે. હે સ્ત્રી, હું તારી ઇચ્છા પુરી કરીશ, કારણ કે જેનાથી ધર્મ, અર્થ અને કામ ત્રણ પુરુષાર્થની સિદ્ધિ થાય છે એવી પોતાની સ્ત્રીની કામના કોણ પૂર્ણ ન કરે ! સ્ત્રીવાળો પુરુષ પોતાના ગૃહસ્થાશ્રમ વડે બ્રહ્મચર્યાદિક આશ્રમોને અન્નાદિક આપે છે અને તેઓને દુઃખના સાગરમાંથી તારી પોતે પણ દુઃખરૂપી સમુદ્રને તરે છે. સ્ત્રી કલ્યાણની કામનાવાળા પુરુષનું મહાત્મા પુરુષો અર્ધાંગ કહે છે. અમે સ્ત્રીઓ આશ્રય કરીને બીજા બ્રહ્મચર્યાદિ આશ્રમોથી જીતી શકાય નહિં તેવા ઇંદ્રિયરૂપી શત્રુઓને જીતીએ છીએ. માટે હે સ્ત્રી ! હું તારો બદલો વાળવાને સમર્થ નથી તો પણ પુત્રોત્પત્તિ માટેની તારી જે કામના છે તે હું પૂર્ણ કરીશ માટે તું બે ઘડી થોભીજા. આ સંધ્યાકાળની વખત ઘણી ભયંકર છે, અને ભયંકર પુરુષોને ફરવાની વેળા છે. આ વખતે શંકર પોતાના ભૂતગણોની સાથે ફરવા નીકળે છે, જે ચંદ્ર, સૂર્ય અને અગ્નિએ ત્રણ નેત્ર વડે જુએ તે વખતે તેવો વ્યવહાર કરવો એ લજ્જાકર છે આ પ્રમાણે પોતાના પતિનું કહેવું સાંભળ્યા છતાં પણ દિતિની ઇંદ્રિયો કામથી વ્યાકુળ થઇ હતી તેથી તેણે વેસ્યાની પેઠે નિર્લજ્જ

થઇને કશ્યપની સાથે વ્યવહાર કર્યો પણ કશ્યપે કહ્યુ કે, હે સ્ત્રી ! તારા મનના અપવિત્રતાપણાને લીધે સધ્યા કાળરૂપી સમયને લીધે તારા ઉદર-માથી અધમ અને દુષ્ટ એવા બે પુત્રો ઉત્પન્ન થશે અને તે આ ત્રણે લોકોને દુઃખી કરશે. અને ભગવાન ક્રોધાવિષ્ટ થઇને જ્યારે અવતાર ધારણ કરશે ત્યારે તે તારા પુત્રોને નાશ કરશે પણ તારા પૌત્રોમાનો એક પૌત્ર સત્પુરુષોમા માન્ય થશે, અને તે ભગવદ્‌ભક્ત થશે.

જયવિજયને સનત્કુમારોએ આપેલો શાપ—પૂર્વે બ્રહ્માના પુત્રો સનકાદિક મુનિયો આકાશ માર્ગે ફરતા ફરતા વિષ્ણુ ભગવાનના વૈકુંઠલોકમા ગયા તે મુનિઓ છ દેવડી ઓળગી સાતમી દેવડીએ ગયા ત્યા બે દેવતા-ઓને હાથમા ગદા લઇને ઉભેલા જોયા તે બને દ્વારપાળોને પૂછ્યા વગર કુમારો અદર પેઠા જેથી તે દ્વારપાળોએ તેમને છડીવતી અદર જતા અટ-કાવ્યા જેથી તે મુનિઓએ કહ્યુ કે અરે, ભગવાનની પાસે જતા તમે અમને કેમ અટકાવ્યા ? તમે આ પરમાત્માથી બીજા છો, એવી ભેદ દૃષ્ટિ કરનારા કામ, ક્રોધ, લોભ એ ત્રણે શત્રુઓ છે તે લોકમાં જાઓ.' આ પ્રમાણે ઋષિઓએ તેમને શાપ આપ્યો જાણી તે બને દ્વારપાળોએ તેમને વિનતિ કરવા માડી કે અમે જ્યા અવતરીએ ત્યાં ભગવાનના સ્મ-રણનો નાશ કરનારો મોહ‌જન્મને થાય નહિ એવો અનુગ્રહ કરો. આ કોલાહલ સાભળી ભગવાન વિષ્ણુ પણ લક્ષ્મીજી સાથે ત્યાં આવ્યા. તેમના મુનિયોએ દર્શન કર્યાં અને ભગવાનની પ્રાર્થના કરી પછી ભગવાને કહ્યુ કે મારા જય અને વિજય નામના આ બે દ્વારપાળોએ આપનું અપમાન કર્યુ અને તેથી આપે તેમને દડ આપ્યો તેને હુ માન્ય ગણું છુ બ્રાહ્મણ એ મારૂ પરમ દૈવત્ છે અને મારા સેવકોએ તમારૂ જે અપમાન કર્યું છે તે અપમાન મેજ કર્યું છે એમ માનુ છુ ચાકર જે અપરાધ કરે છે તે પણ શેઠનુજ નામ વગોવાય છે જેઓ પ્રેમથી બ્રાહ્મણોને બોલાવે છે તેઓએ મને વશ કર્યો છે એમ સમજવુ માટે મારા જય અને વિજય

એ તેઓએ મને વશ કર્યો છે એમ સમજવુ. માટે મારા જય અને વિજય

એ દ્વારપાળો તમારા અપરાધનુ ફળ ભોગવીને તુરત મને પાછા મળે અને તેમનો વિયોગ થોડા સમયમાં પૂરો થાય એમ કરો તો હું તમારો નાશ ઉપર અનુગ્રહ થયો માનીશ. પછી તેમણે જય વિજયને કહ્યુ કેઃ તમે દૈત્યની યોની ભોગવીને તરત પાછા મારી પાસે આવશો. અને તે પછી તે બને બ્રાહ્મણોના શાપથી વૈકુંઠ લોકમથી નીચે પડયા. અને તે બનેએ કશ્યપના ભયકર તેજરૂપે દિતિના ગર્ભમાં પ્રવેશ કર્યો.

પછી તે દિતિએ સો વર્ષ પછી બે પુત્રો(બેલડાં)ને જન્મ આપ્યો. જ્યારે આ પુત્રો જન્મ્યા ત્યારે અનેક ઉત્કાપાતો થવા લાગ્યા. આ બંને પુત્રોને જોઈ પ્રજાપતિ કશ્યપે તેમના અને હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ એવા નામ પાડ્યા તેમા પ્રથમ ઉત્પન્ન થનાર હિરણ્યાક્ષ નામથી ઓળખાવા લાગ્યો. બ્રહ્માના વરદાનથી હિરણ્યકશિપુ કોઈથી પણ મરે નહિ એવો થયો હતો તેણે ઉદ્ધત થઇ લોકપાળો સાથે ત્રણે લોકને પોતાને આધીન કર્યાં તેને ખોળવા હિરણ્યાક્ષ ગદા લઇને યુદ્ધ કરવા સ્વર્ગમાં ગયો તેના ત્રાસથી દેવો સંતાઇ ગયા એટલે તે મદમત્ત થઇ ક્રીડા કરવા માટે મહા સાગરમા પેઠો ત્યા તેણે વરુણ ભગવાન પાસે યુદ્ધ માગ્યુ તેથી તેને વરુણે કહ્યુ કે. તારી ઇચ્છા હવે ભગવાન જ પુરી કરશે અને તે જ તારો મદ ઉતારશે તે પછી તે રસાતળમા ગયો તો ત્યા તેણે વરાહ ભગવાનને પોતાની આગલી દાઢની અણી ઉપર પૃથ્વીને ધારણ કરી બહાર આવતા જોયા. તેમને જોઈ હિરણ્યાક્ષ ગદા લઇને ભગવાન વરાહની પાછળ પડ્યા અને તેથી બંને વચ્ચે મહાયુદ્ધ થયુ તેમા ભગવાને હિરણ્યાક્ષને માર્યો. અને આવી રીતે સનત્કુમારોના શાપથી ભગવાનના પાર્ષદ જય જેને હિરણ્યાક્ષનો અવતાર મળ્યો હતો તે ભગવાનના હાથે મરાયો અને પોતાના મૂળ સ્થાન વૈકુન્ઠમા ગયો આ કથા વરાહ અવતારની કથા કહી તે વખતે કહી હતી.

આવી રીતે ભગવાને પોતાની માયા વડે વરાહનો અવતાર ધારણ કરીને રસાતળમાથી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો અને હિરણ્યાક્ષને માર્યો.

આજે કથા આટલેથી જ બંધ કરી એટલે સર્વ શ્રોતામંડળ પોતપોતાને ઘેર ગયુ.

---

## પ્રકરણ ૨૫ મું

### હિરણ્યકશિપુ.

બીજે દિવસે મહાત્માજીએ કથાનો આરંભ કર્યો—

વરાહ ભગવાને હિરણ્યાક્ષનો નાશ કરવાથી હિરણ્યકશિપુ શોકથી પશ્ચાત્તાપ કરવા લાગ્યો અને ક્રોધથી સભા વચ્ચે ત્રિશૂળ ઉગામી દાનવોને કહેવા લાગ્યો કે. વિષ્ણુ સર્વને સમાન છે છતાં પણ મારા શત્રુઓએ હરિની સેવા કરીને તેમને પોતાના પક્ષમાં લીધા છે અને તેમના હાથે મારા ભાઇનો

નાશ કરાવ્યો છે માટે માયાવડે વરાહનુ રૂપ લેનારા એ વિષ્ણુનુ ગળુ મારા ત્રિશુળવડે કાપીને તેના રુધિરથી મારા ભાઇને તૃપ્ત કરીશ અને હું મારા ભાઈના શોકમાથી મુક્ત થઈશ માટે તમે બ્રાહ્મણો અને ક્ષત્રિયો જ્યાં વસે છે ત્યા પૃથ્વી ઉપર જાઓ અને તપશ્ચર્યા વિગેરે સત્કર્મ કરનારા બ્રાહ્મણો, ગાયો, વિગેરેનો નાશ કરો આથી દૈત્યોએ પૃથ્વી ઉપરની પ્રજાઓનો સહાર કરવા માડયો, એટલે દેવો સ્વર્ગનો ત્યાગ કરી છુપી રીતે પૃથ્વી ઉપર ફરવા લાગ્યા.

પછી હિરણ્યકશિપુએ પોતાના ભાઈની શ્રાદ્ધ વિગેરે ક્રિયાઓ કરીને પોતાની માતા અને હિરણ્યાક્ષના પુત્રો વિગેરેને કહેવા લાગ્યો કે: તમારે હવે શોક કરવો યોગ્ય નથી પ્રાણીઓ પોતાના પૂર્વજન્મના કર્મોવડે એકઠાં મળે છે, અને પોતાનાં કર્મોવડે પાછાં વિખુટાં પડે છે તેથી દેહ માટે શોક કરવો વ્યર્થ છે, કારણ આત્મા દેહાદિકથી જુદો છે માટે તે મરતો નથી. તે શુદ્ધ છે અને સર્વત્ર વ્યાપક છે માટે તે મરી ગયો છે એમ માનીને શોક કરવો નહિ આત્માને વિષે 'હું દેહ છુ' એવી જે ભાવના કરવી એ પોતાના સ્વરૂપનુ ઉલટાપણું છે આ જગત અનિત્ય તથા મિથ્યા ઉત્પન્ન થયુ છે, માટે તમે શોક કરો નહિ ! આ પ્રમાણે સર્વ સંબધી વર્ગને તેણે શાંત પાડયા.

પછી હિરણ્યકશિપુએ પોતાના દેહને અજર અમર કરવા માટે મદરાચળની ગુફામા જઇ પગના અગુઠા ઉપર ઉભા રહી તપશ્ચર્યા કરવા માંડી. તેણે ઘણા વર્ષ તપ કરવાથી બ્રહ્મા તે દૈત્યના આશ્રમમા ગયા તો તે દૈત્યને રાફડામા ઢકાયલો જોયો પછી તેમણે કહ્યું કે હે કશ્યપના પુત્ર ! ઉઠો થા, તું તપ વડે સિદ્ધ થયો છું માટે ઇચ્છિત વર માગ. આમ કહી બ્રહ્માએ તેના શરીરને કમડળના દિવ્ય જળથી પ્રોક્ષણ કર્યું એટલે હિરણ્યકશિપુ વજ્ર જેવા દૃઢ શરીરવાળો, સુવર્ણ જેવી કાંતિવાળો થઇને વાસના રાફડામાથી બહાર નીકળ્યો અને બ્રહ્માને પૃથ્વી ઉપર પડી દડવત્ કર્યા પછી ઉભો થઈ બ્રહ્માની સ્તુતિ કરવા લાગ્યો. અને કહ્યુ કે મને ઇચ્છાનુસાર વરદાન આપો. આપે ઉત્પન્ન કરેલા પ્રાણીઓથી મારૂં મૃત્યુ ન થાય. બહાર તેમ અદરના ભાગમાં, દિવસે, રાત્રે, નહિ સરજેલા તેવા બીજા પદાર્થોથી, પૃથ્વી ઉપર, આકાશમાં મનુષ્યોથી, મૃગોથી, પ્રાણ વિનાના જડ પદાર્થોથી, પ્રાણવાળાઓથી, દૈત્યોથી, મોટા સર્પોથી મારૂં મરણ ન થાય તેવો મને કરો. મને યુદ્ધમાં એકલ કરી સર્વ પ્રાણીઓનો પતિ કરો. આપના મહિમા જેવો મહિમા મને આપો. તપ અને યોગના પ્રભાવવાળા પુરુષોની અણિમાદિક સિદ્ધિઓ જે કોઇ દિવસ નાશ પામતી નથી તે પણ મને આપો. આવી

રીતે તેણે જે માગ્યું તે સર્વ તેના તપથી પ્રસન્ન થયેલા બ્રહ્માએ તેને વરદાન આપ્યું કે. તું મારી પાસેથી જે વર માગે છે, એ સર્વ વરો પુરુષોને મળવો દુર્લભ છે તોપણ હું તને આપું છું. પછી હિરણ્યકશિપુએ બ્રહ્માની પૂજા કરી અને પછી બ્રહ્મા પોતાના ધામમાં ગયા.

પછી તે દૈત્યે ઉપર પ્રમાણે વર મેળવી કનકની કાયાવાળા થઈ તેણે સર્વ દિશાઓને ત્રણ લોકને દેવો, અસુરો વિગેરે સર્વ પ્રાણીઓના અધિપતિઓને જીતી વશ કર્યા. અને દેવોના નંદનવનાદિ ઉદ્યાનોની શોભાથી શોભતા સ્વર્ગમાં રાજ્ય કરવા લાગ્યો. અને તેનાથી દુ ખી થયેલા દેવો પણ તેને ચરણમાં નમવા લાગ્યા. બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર વગર સર્વ દેવો તેની સેવા કરવા લાગ્યા. આ પ્રમાણે ઘણો કાળ વિતિ ગયો. તેના ત્રાસથી સર્વ લોકો અને લોકપાળો ઉદ્વેગ પામ્યા જેથી તેમણે ભગવાનને શરણે જઈને તેમની સ્તુતિ કરવા માંડી. તેથી આકાશવાણી થઈ કે "હે દેવો, તમે બ્હીવો નહિ. આ અધમ દૈત્યનુ દુષ્ટપણું મે જાણ્યુ છે તેથી હું તેથી હું તેની શાંતિ કરીશ, હમણાં તમે સમયની વાટ જુઓ, જે પુરુષ દેવો, વેદો, ગાયો, બ્રાહ્મણો, સાધુ પુરુષો, ધર્મ અને મારો દ્વેષ કરે છે તે તુરત નાશ પામે છે. તે જ્યારે શાંત અને મહાત્મા પોતાના પુત્ર પ્રલ્હાદનો દ્રોહ કરશે ત્યારે હુ તેને મારી નાખીશ."

આ સાંભળી દેવો ભગવાનને પ્રણામ કરી પોતાના ધામપ્રતિ ગયા.

આ પ્રમાણે કથા આજે આટલેથી જ બંધ કરી.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### પ્રહ્લાદ.

કાલની અધુરી કથા આજે મહાત્માજીએ આ પ્રમાણે શરૂ કરી.

હિરણ્યકશિપુને ચાર પુત્ર હતા તેમાં પ્રહ્લાદ સર્વ કરતા ગુણોમાં શ્રેષ્ટ હતો અને મહાત્માઓ તેમ બ્રાહ્મણોનો ભક્ત હતો. તે સત્ય પ્રતિજ્ઞાવાળો, જીતેન્દ્રિય, સર્વ પ્રાણીઓને આત્માની પેઠે પ્રિય માનનારો, દીનવત્સલ, ગુરૂ ઉપર ઈશ્વર ભાવ રાખનારો, અને અભિમાન રહિત હતો. તે અસુર જાતિમાં જન્મ્યો હતો પણ આસુરી ભાવો તેનામાં નહોતા. દેવોના

સ્વાભાવિક રીતે દૈત્યો શત્રુઓ છે છતાં પ્રહ્લાદનામા તેવા ગુણો નહોતા. તેને ભગવાન વાસુદેવ ઉપર સ્વાભાવિક રીતિ હતી તેનુ મન નાનપણમાથી જ ભગવાનમા એકાગ્ર રહેતું હતુ તે એમના ફરતા, ખાતા, શયન કરતા, બોલતા, ઇન્દ્રિયાદિ વિષય સુખોનો ઉપભોગ કરતો નહિ. તે ભગવાનના ભાવવાળો થઈ ભગવાનરૂપ બની ભગવાનની પેઠે ચેષ્ટાઓ કરતો ભગવાનના ચરણારવિંદની ભક્તિથી પ્રહ્લાદ પોતાના મનને પરમ શાંતિ સુખ આપતો, અને દુષ્ટોના સંગથી બીજાઓને પણ શાંતિ આપતો તે મહાભગવદ્‌ભક્ત અને મહાત્મા મહા ભાગ્યશાળી પુત્ર ઉપર હિરણ્યકશિપુ દ્રોહ કરવા લાગ્યો.

દૈત્યોના ગુરૂ શુક્રાચાર્યના પુત્ર શન્ડ અને અમર્ક નામના બે પુત્રો, દૈત્યરાજા હિરણ્યકશિપુની પાડોશમા રહેતા હતા, તે બન્ને પ્રહ્લાદને તેમ બીજા અસુરોના પુત્રોને ભણાવતા હતા એક વખતે હિરણ્યકશિપુએ પ્રહ્લાદને પોતાના ખોળામા બેસાડી પૂછ્યુ કે ‘ હું તથા આ મારુ છે, એવા ભેદને માની જે લોકો ઘરનો આશ્રય કરવાથી નરકમા પડે છે એવા ઘર રૂપી અધારા કુવાનો ત્યાગ કરી વનમા જઇ શ્રી હરિનો આશ્રય કરવો એ સારો માર્ગ છે એમ મારૂ માનવુ છે ” આ સાભળી હિરણ્યકશિપુએ જાણ્યુ કે બાળકની બુદ્ધિ બીજા લોકોના સંગથી ફરી ગઇ છે, માટે હવે આ છોકરાને ગુરૂના ઘરમા બરાબર કબજે રાખવો કે જેથી વિષ્ણુના પક્ષીના બ્રાહ્મણો આની બુદ્ધિમા ફેરફાર ન કરે તે પછી પુરોહિતને બોલાવ્યો તેણે પ્રહ્લાદને પૂછ્યુ કે ભાઇ, તારી બુદ્ધિમા આ ફેરફાર શી રીતે થયો ? ત્યારે પ્રહ્લાદે કહ્યુ આ મારૂ અને આ પારકુ છે એવો દુરાગ્રહ જેમની માયાવડે તમને થયો છે તે માયાના પતિ ભગવાન્ ને હું નમુ છુ. જ્યારે તે ભગવાન અનુકૂળ થાય છે ત્યારે પશુના સરખી ભેદભાવ વાળી બુદ્ધિ નષ્ટ થાય છે. તે પરમાત્મા મારી બુદ્ધિમા ભ્રમ ઉત્પન્ન કરે છે આ સાભળી રાજાનો સેવક ગુસ્સે થયો અને કહ્યું કે આ છોકરો તો કુળમા કલકરૂપ થયો છે માટે તેને બરોબર દંડ આપવો જોઇએ એ પછી તે પુરોહિત પ્રહ્લાદને તિરસ્કારાદિ ઉપાયોથી ધમકાવીને ધર્મ, અર્થ અને કામના ગ્રથો ભણાવવા લાગ્યો થોડા દિવસ પછી પુરોહિત પ્રહ્લાદને તેના માબાપ પાસે લઇ ગયો. હિરણ્યકશિપુને પ્રહ્લાદ પગે પડ્યો જેથી તેણે તેનો સત્કાર કરી, મસ્તક ચુંબી પૂછ્યું કે તું આટલા દિવસ સુધી ગુરુ પાસે રહી જે શીખ્યો હોય તે કહી બતાવ

આ સાભળી પ્રહ્લાદે કહ્યુ “ વિષ્ણુનુ શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણ સેવન, પૂજન, વદન, દાસત્વ, મિત્રત્વ તથા શરીરને અર્પણ કરવું આ રીતે

નવ પ્રકારની ભક્તિ કરવી અને પછી ભગવાનને દેહ અર્પણ કરવો એમ નહિ પણ પ્રથમથી દેહ અર્પણ કરીને ભગવાનની ભક્તિ કરવામા આવે તો તે જ ઉત્તમ ભણુવુ છે. એમ હું માનું છુ " આ સાભળી હિરણ્યકશિપુએ ગુસ્સે થઇ પુરોહિતને કહ્યુ તે મારો અનાદર કરી મારા દુશ્મનના પક્ષમાં રહી આ બાળકને સાર વગરની વિદ્યા કેમ શીખવી ?

આ સાભળી શુક્રાચાર્યના પુત્રે કહ્યુ—હે ઇન્દ્રના દુશ્મન ! તમારો પુત્ર મારૂં ભણુાવેલું કે બીજાનું ભણુાવેલુ બોલતો નથી, પણુ તે તેની સ્વાભાવિક બુદ્ધિથી બોલે છે માટે મને દોષ ન આપો.

આથી હિરણ્યકશિપુની આખો લાલચોળ થઈ ગઇ અને પોતાના રાક્ષસોને કહ્યુ કે આ પુત્રને અહિથી દૂર લઇ જઇ મારી નાખો કારણ કે તે મારા ભાઇને મારનાર વિષ્ણુના ચરણુનુ દાસની માફક પૂજન કરે છે, માટે તે આપણો દુશ્મન છે. આથી રાક્ષસો પ્રલ્હાદને ત્રિશળવતી વીંધવા લાગ્યા, પણ સર્વના આત્મારૂપ ભગવાન પરબ્રહ્મના વિષે જેનુ મન જોડાયલુ છે એવા પ્રલ્હાદને કાઇ થયુ નહિ હિરણ્યકશિપુએ તેને મારવા માટે હાથીઓ અને સર્પોથી હણુવા માડ્યો, પર્વત ઉપરથી ગબડાવ્યો, ખાડામા નાખ્યો, ઝેર આપ્યુ, અગ્નિમા નાખ્યો, પાણીમા ડુબાડ્યો છતા પણુ જ્યારે પ્રલ્હાદ મર્યો નહિ ત્યારે તેને ચિતા થઈ કે હવે તેને મારવા શુ કરવુ, તે આટ આટલું કર્યાં છતાં પણ તે મારી દુશ્મનતાને ભૂલતો નથી આ પછી ગુરૂ પુત્રે કહ્યું કે શુક્રાચાર્યના આવતા સુધી તેને બાધીને કેદ કરો કે તે નાશી જાય નહિ, આ પછી તેને ફરી ગુરૂને ઘેર ફરી મોકલ્યો અને કહ્યુ કે તેને ધર્મ, અર્થ, અને કામનો ઉપદેશ આપો આ વખતે પણ પ્રલ્હાદને ગુરૂના ઉપદેશની અસર થઈ નહિ, જ્યારે ગુરુ બહાર જતા ત્યારે તે પોતાના સરખી નાની ઉમ્મરના બાળકોને બોલાવીને ઉપદેશ આપતા કે મનુષ્ય જન્મ ઇચ્છિત અર્થ આપનારો છે માટે આ લોકમા વૈષ્ણુ ધર્મો પાળવા જોઇએ અને ભગવાનના ચરણુનુ શરણુ લેવુ જોઈએ. ઇશ્વર સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી તેમના મિત્ર છે તથા પ્રિય છે વિશ્વનુ સુખ તો સર્વ અવતારોમાં મળે છે સુખદુ ખ તો સર્વ અવસ્થામાં મળે છે માટે વિષય સુખ માટે શ્રમ કરવો નહિ. વીસ વર્ષ તો બાલ્યાવસ્થાના અજ્ઞાનમા અને રમતમાં વીતી જાય છે, વીસ વર્ષ પછી વૃદ્ધાવસ્થામા અને બાકીના વીસ વર્ષ તૃષ્ણાઓ અને મોહમાં ચાલ્યા જાય છે ધન, પુત્ર પુત્રીઓ, સબધીવર્ગ વગેરેના લોભથી તૃષ્ણા પૂર્ણ થતી નથી તો કેવી રીતે વૈરાગ્ય મળે ? માટે તમે આસુરી ભાવનો ત્યાગ કરી સર્વ પ્રાણી ઉપર સ્નેહ અને દયા રાખો કારણુ

કે જેથી ભગવાન પ્રસન્ન થાય છે. આત્મા નિત્ય છે અને દેહ અનિત્ય છે માટે જ્ઞાની મનુષ્યે દેહાદિક વિષે હું તથા મારૂં એવી રીતે મોહથી થયેલા મિથ્યા ભાવનો ત્યાગ કરવો. અને સર્વને પોતા સમાન ગણી સર્વ પ્રાણીઓના આત્મારૂપ ભગવાન શ્રી હરિ વિષે ભક્તિ કરો. પ્રલ્હાદની આ વાત દૈત્યોનાં બાળકો માનવા લાગ્યાં, જેથી ગુરુએ આ વાત હિરણ્યકશિપુને કહી તેથી તેણે પુત્રનો નાશ કરવા માટે નિશ્ચય કર્યો અને પ્રલ્હાદને કહ્યું કે: હે દુષ્ટ વિનયવાળા, કુળનો નાશ કરનારા અધમ, મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા, તને હું આજે યમલોકમા મોકલીશ. મારા કોપવાથી લોકપાળ સહિત ત્રણે લોકો કપે છે તે મારી આજ્ઞાનું તું નિર્ભય થઈને કયા બળથી ઉલ્લંઘન કરે છે?

પ્રલ્હાદે કહ્યું—સર્વ પ્રાણીઓ અને બ્રહ્માદિ દેવોને જેણે વશ કર્યા છે. તે ઇશ્વર તે સર્વ પ્રાણીઓના બળરૂપ છે. તે કાળમૂર્તિ છે તે સવના સ્વામી છે, માટે તમે તમારા અસુર ભાવનો ત્યાગ કરી મનમા શાંતિ રાખો. કારણ કે ન જીતેલા મન વગર બાજો કોઈપણ દુશ્મન નથી.

હિરણ્યકશિપુએ કહ્યું—અરે, તું બહુ બકે છે, મરવું છે કે શું? તું મારા વગર જગતમા વળી બીજો કયો ઇશ્વર કહે છે? હોય તો બતાવ જોઇએ? આ પ્રમાણે કહી પ્રલ્હાદને હિરણ્યકશિપુ રોજ સતાપવા લાગ્યો.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### શ્રી નૃસિંહાવતાર.

પ્રલ્હાદ તેને કહેતો કે ઇશ્વર સર્વ ઠેકાણે વ્યાપક છે. ત્યારે હિરણ્યકશિપુએ કહ્યું, ત્યારે તે આ તપાવલા અને ધગધગતા થાંભલામા કેમ દેખાતો નથી? ત્યારે પ્રલ્હાદે થાભલાને જોઈ નમસ્કાર કરી કહ્યું, તે તેમાં પણ દેખાય છે. હિરણ્યકશિપુએ પણ થાંભલા સામું જોયું પણ ન દેખાવાથી કહ્યું તું આડુ અવળુ બકે છે માટે તારૂ માથું કાપી નાખીશ પછી તારૂં જે ઇષ્ટશરણ હરિ છે તે જોઇએ કે તારી કેવી રક્ષા કરે છે? એમ કહી ક્રોધે ભરાઇ હિરણ્યકશિપુએ હાથમાં તરવાર લઇ આસન ઉપરથી ઉતરી થાભલામા મુઠીનો પ્રહાર કરવા લાગ્યો. તે જ વખતે થાંભલામાથી ભયંકર શબ્દ થયો, જે સાંભળી દૈત્ય અને તેના સેનાપતિઓ ભય પામવા

આવ્યા. પણ આજુબાજુ જોતા કંઈ જણાયું નહિ. પછી પોતાના ભક્તનું રક્ષણ કરવા માટે નહિ પશુ કે નહિ મનુષ્ય એવું નૃસિંહનું રૂપ ધારણ કરીને ભગવાન થાંભલામાંથી પ્રકટ થતા જોવામાં આવ્યા તે જોઈ દૈત્ય વિચારમાં પડ્યો કે આ પશુ નથી તેમ મનુષ્ય પણ નથી પણ મનુષ્ય અને સિંહનું મિશ્રરૂપ છે, આ કોણ હશે, એમ વિચાર કરે છે એવામાં નૃસિંહરૂપ તેની પાસે આવ્યું તે ઘણું ભયંકર રૂપ હતું તે જોઇ દૈત્યે જાણ્યું કે મોટી માયાવાળા ભગવાને આ રીતે મારો વધ કરવાનો વિચાર કર્યો હશે પણ તેનાથી શું થવાનું છે આમ બોલી હાથમાં ગદા લઇ ગર્જના કરતો નૃસિંહજી ઉપર ચઢી આવ્યો અને મોટા વેગથી ભગવાનને ગદાનો પ્રહાર કર્યો એવામાં ગરૂડ જેમ સર્પને પકડે તેમ ગદા ધારણ કરનારા દૈત્યને ભગવાને પકડી લીધો વળી થોડીવારે ભગવાનના હાથમાંથી તે છટકી ગયો અને ઢાલ તરવાર લઇ ફરીથી ભગવાન સાથે લડવા તૈયાર થયો. તેની ઢાલ તરવારને ન ગણનારા પ્રભુએ તેને ફરી પકડી લીધો અને તેને સભાના ઉમરા ઉપર લઈ જઈ પોતાની સાથળ ઉપર (નહિ ઘરમાં કે નહિ બહાર, પૃથ્વી ઉપર નહિ તેમ આકાશમાં નહિ તેવી જગાએ) નાંખીને ગરૂડ જેમ નખવતી ઝેરી સાપને ચીરે તેમ રમત માત્રમાં નૃસિંહ ભગવાન હિરણ્યકશિપુના હૃદયકમળને પોતાના નખોની આંગળીઓથી ફાડી નાખ્યું, તેને દૂર ફેંકી પછી તેના હજારો અનુચરોને ભગવાને નખોવડે મારી નાખ્યા.

તે પછી ભગવાનની દેવોએ સ્તુતિ કરી અને પ્રહ્લાદે ભગવાન પાસે જઇ બે હાથ જોડી પૃથ્વી ઉપર પડી પ્રણામ કર્યા જેથી ભગવાને તેના મસ્તકે પોતાનો હાથ ધર્યો ભગવાનના હસ્તસ્પર્શથી પ્રહ્લાદનાં પાપ માત્ર કપાઇ ગયા અને તેને બ્રહ્મસ્વરૂપનું અપરોક્ષ જ્ઞાન થયું. પછી આંખમાં પ્રેમના અશ્રુ આવી ગયા અને મનમાં ભગવાનના ચરણકમળનું ધ્યાન કરવા લાગ્યો.

ભગવાને તેને કહ્યું—"હું તારા ઉપર પ્રસન્ન છું. માટે ઇચ્છિત વર માગી લે." આમ આપવાની ઇચ્છા કરવા છતા પણ પ્રહ્લાદ નિષ્કામ ભક્ત હતો તેથી તેણે વરની ઇચ્છા કરી નહિ અને કહ્યું કેઃ પ્રભો, હું જન્મથીજ કામનાઓથી ગભરાયલો છું માટે મને જુદી જુદી કામનાથી લોભાઓ નહિ. હું તો મુક્તિની ઇચ્છાથી તમારે શરણે આવ્યો છું." આથી ભગવાને તેને આશિર્વાદ આપ્યો કે તું એક મન્વન્તર સુધી દૈત્યોનો રાજા બની વૈભવ ભોગવ. મારી પ્રિય કથાનું શ્રવણ કરજે અને એક ઈશ્વર જે હું તેનું મનમાં ભજન કરી કર્મો મને અર્પણ કરી કર્મોનો ત્યાગ કરજે.

પછી પ્રલ્હાદે કહ્યુ કે તમારા ઇશ્વરી મહિમાને ન જાણનારા મારા પિતાએ તમારી નિંદા કરી તે મારો પિતા દુસ્તર એવા પાપમાંથી પવિત્ર થાય એવુ હુ ઇચ્છુ છુ. આથી ભગવાને કહ્યુ કે તું મહાત્મા જ્યારથી એના ઘરમા જન્મ્યો છુ ત્યારથી જ તે તારો પિતા અને તારી ૨૧ પેઢી સાથે પવિત્ર થયો છે જ્યા શાત, સમાન દ્દષ્ટિવાળા, સાધુ અને સદાચારવાળા મારા ભક્તો અવતાર ધારણ કરે છે તે અપવિત્ર દેશ પણ પવિત્ર થાય છે. તારો પિતા ઉત્તમ લોકમા જશે. તું તારા પિતાના રાજ્યાસન ઉપર બેસી મારા વિષે મન પરોવી મારા પરાયણ થઈ બ્રહ્મવાદીઓના કહેવા પ્રમાણે કર્મો કરજે.

આ પછી પ્રલ્હાદને બ્રાહ્મણોએ રાજ્યાભિષેક કર્યો તે પછી શ્રીહરિ ત્યાજ અંતર્ધ્યાન થઇ ગયા. તે પછી બ્રહ્માએ શુક્રાચાર્ય વિગેરે મુનિઓને સાથે રાખીને પ્રલ્હાદને દૈત્યોના અને દાનવોના અધિપતિ ઠરાવ્યા તે પછી પ્રલ્હાદના પુત્ર વિરોચન થયા હતા અને વિરોચનનો પુત્ર બળિરાજા થયો હતો, તે બળિરાજાનુ વૃત્તાત વામનાવતારમા કહેવામા આવશે

આ પ્રમાણે ભગવાનના પાર્ષદો જય તથા વિજય સનકાદિકના શાપથી દિતિના પુત્ર થયા હતા તેઓનો હૃદયમા વૈરભાવથી વસનારા ભગવાને નાશ કર્યો હતો

ત્યાર પછી તેઓ ફરી બ્રાહ્મણોના શાપથી રાવણ તથા કુંભકર્ણ નામના રાક્ષસ થયા હતા તેમનો રામચંદ્રજીએ પોતાના અવતાર વખત નાશ કર્યો હતો. પછી ત્રીજા જન્મમા શિશુપાલ અને દતવક્ર નામના રાજા જન્મ્યા હતા તેઓ વૈરભાવથી ભગવાન સાથે વર્તતા હતા તથો શ્રીકૃષ્ણના હાથે મરાયા હતા. આ પછી મહાત્માએ કથા બંધ કરી અને શ્રોતાઓ વેરાઈ ઘેર ગયા

## પ્રકરણ ૨૮ મું.

### વામનાવતાર.



આજે દિવસે શ્રોતાજનો આવી ગયા પછી મહાત્માએ કથા શરુ કરી. ઇશ્વરનો સત્તરમો અવતાર વામનરુપે થયો હતો

બળીરાજા—સમુદ્રમથન પછી અમૃત દેવોએ લીધું તેથી દેવો અને દૈત્યોને યુદ્ધ થયુ તેમા દૈત્યોને દેવોએ માર્યા. પછી ભૃગુવંશના બ્રાહ્મણોએ સંજીવની વિદ્યાવડે દૈત્યોને જીવતા કર્યા. તેથી દૈત્યોનો રાજા પ્રલ્હા-

હતો પૌત્ર બળીરાજા તેમનો શિષ્ય થયો. પછી ભૃગુવંશના બ્રાહ્મણોએ બળીરાજા પાસે વિશ્વજિત્ નામનો યજ્ઞ કરાવ્યો તે યજ્ઞમાંથી અગ્નિમાંથી રથ, ઇન્દ્રના ઘોડા જેવા ઘોડા, ધ્વજા, દિવ્ય ધનુષ અને અખૂટ બાણોથી ભરેલા બે ભાથાઓ અને દિવ્ય બખતર મળ્યા. પ્રલ્હાદે કરમાય નહિ તેવા ફુલવાળી માળા બળીરાજાને આપી અને શુક્રાચાર્યે શખ આપ્યો. પછી બળીરાજાએ બ્રાહ્મણોને નમસ્કાર કર્યા અને આયુધો ધારણ કરી ઇંદ્રની સાથે લડાઇ કરવા રથમા બેસી ચાલ્યો. દેવતાઓની રાજ્યધાની સ્વર્ગપુરીને તેણે બહારથી પોતાની સેનાવડે ઘેરી લીધી અને શખ વગાડયો આથી ઇન્દ્ર દેવોની સાથે બૃહસ્પતિથી પાસે ગયો અને કહેવા લાગ્યો કે શત્રુનું બળ વધુ જણાય છે માટે હવે શુ કરવુ? ત્યારે બૃહસ્પતિએ કહ્યુ કે અત્યારે ભૃગુઓએ પોતાના શિષ્યના તેજમા વધારો કર્યો છે તેથી તમે તેમનો પરાજય કરી શકશો નહિ માટે તમે સ્વર્ગનો ત્યાગ કરીને અહિથી જતા રહો. બ્રાહ્મણોના બળથી બળીરાજા અભ્યુદય પામ્યો છે તે બ્રાહ્મણોનુ અપમાન કરવાથી તે પરિવાર સાથે વિનાશ પામશે. આ સાભળી દેવોએ સ્વર્ગનો ત્યાગ કર્યો એ પછી વિરોચનના પુત્ર બળીરાજાએ દેવોની રાજધાનીમા રહી ત્રણેલોકને વશ કર્યા. ભૃગુઓએ પોતાના શિષ્ય બળીરાજા પાસે સો અશ્વમેધ યજ્ઞ કરાવ્યા તેના પ્રભાવથી બળિરાજા ત્રણે લોકમા પ્રખ્યાત થયો.

### કશ્યપે અદિતિનો કરેલો પયોવ્રતનો ઉપદેશ.

આ પ્રમાણે દૈત્યોએ સ્વર્ગ ખુચવી લીધાથી દેવતાઓની મા અદિતિ અનાથની પેઠે સતાપ કરવા લાગ્યા એક વખતે તેમના પતિ ભગવાન કશ્યપ ઘણા દિવસે સમાધિમાથી ઉઠયા પછી પોતાના આશ્રમમા ગયા ત્યા તેમને સ્ત્રી અદિતિએ સત્કાર કર્યો પછી મુનિ પોતાની સ્ત્રીને શોકાતુર જોઇ પૂછવા લાગ્યા કે હે સ્ત્રી, શુ કઇ ધર્મને અનુસરનારા લોકનુ કસાણુ તો નથી થયુ ને? તારા સર્વ પુત્રો કુશળ તો છે ને! તારૂં મન ખિન્ન કેમ છે?

અદિતિએ કહ્યુ—હે મહારાજ, સર્વ કુશળના છે. આપ જો કે અસુરાદિ સર્વ પ્રજા ઉપર સમભાવ રાખો છો છતા મહાત્મા પુરુષ પોતાના ભક્તને વધારે અનુકુળ રહે છે. હે સ્વામીનાથ, હું તમારી સેવા કરૂં છું માટે આપ મારા કલ્યાણનો વિચાર કરો. શત્રુઓએ અમારી રાજ્યલક્ષ્મી હરી લીધી છે માટે અમારૂં રક્ષણ કરો મને પણ મારા સ્થાનમાથી કહાડી મુકી છે. હે મહાત્મા! તે સર્વ મારા પુત્રો જે રીતે અહિ પાછા આવે તેનો ઉપાય બતાવો.

આ સાભળી કશ્યપઋષિ બોલ્યા, ઓહો, વિષ્ણુનું માયા બળ કેટલું છે! જેને લીધે આ જગત્ માયામા બધાઇ રહેલુ છે. પતિપુત્ર વિગેરેમાં મમતા બંધવાનુ કારણુ મોહ જ છે. માટે મર્વમા રહેનારા ભગવાનની ભક્તિ કર તે તારા મનોરથો પૂર્ણ કરશે. આ સાભળી અદિતિએ કહ્યુ કે ભગવાન મારા ઉપર ઝટ પ્રસન્ન થાય તે માટે તેમની ભક્તિ મારે કેવી રીતે કરવી'

કશ્યપે કહ્યુ કે ફાગણુ મહિનાના શુકલપક્ષમા બાર દિવમ સુધી દૂધનું પાન કરીને શ્રી હરિનુ ભજન કરવુ અમાસને દિવસે સુવરે ઉખેડી નાખેલી માટી મળે તો તેનો શરીરે લેપ કરી નદીમા સ્નાન કરવુ અને મંધ્યાવદનાદિક કરી સાવધાન થઇ સૂર્યમા, અગ્નિમા કે ગુરુમા ભગવાનની પૂજા કરવી. પછી ભગવાનનુ ચદન પુષ્પાદિકથી પૂજન કરી ભગવાનને પ્રસાદ ધરાવવો. પછી ઓછામા ઓછા બે બ્રાહ્મણોને તે દિવસે દૂધપાક જમાડવો અને વધેલો પ્રસાદ પોતાના સબધીઓ સાથે પોતે જમવો રાત્રે બ્રહ્મચર્ય વ્રત પાળવુ બીજે દિવસે વ્હેલાં ઉઠી સ્નાન કરી દૂધવડે ભગવાનને સ્નાન કરાવી પૂજા કરવી. આ પયોવ્રત કરનારે અગ્નિમા હોમ કરી બ્રાહ્મણોને જમાડવા. શુક્લપક્ષના પડવાથી તેરસ સુધી બ્રહ્મચર્ય પાળવુ, જમીન ઉપર સુવુ, દિવસમા ત્રણુ વખત ન્હાવુ, હિંસા કરવી નહિ અને ભગવાન વિષે પરાયણુ રહેવુ. એથી ભગવાન પ્રસન્ન થાય છે માટે હે સ્ત્રી, તું આ પયોવ્રત કર જેથી ભગવાન પ્રસન્ન થશે અને તારા મનોરથ સિદ્ધ થશે

આ પછી અદિતિએ સાવધાન થઇને બાર દિવસનુ આ પયોવ્રત આરભ્યુ. અને તે દિવસોમા ઇશ્વરનું ધ્યાન ધરવા માડ્યુ આ વ્રતના પ્રભાવથી ભગવાન આદિ પુરુષ પ્રકટ થયા તેમને જોઇ અદિતિએ સ્તુતિ કરી તે સાભળી ભગવાન બોલ્યા કે હે દેવતાઓની માતા, દૈત્યોએ તમારા પુત્રોની રાજ્યલક્ષ્મી હરી લઇ તેમને રાજ્ય ઉપરથી પદભ્રષ્ટ કર્યા છે જેથી તમે તે રાજ્ય પાછુ મેળવવાની ઇચ્છા રાખો છો પણુ તે દૈત્યો જીતી શકાય તેમ નથી કારણુ કે બ્રાહ્મણો તેમનુ રક્ષણુ કરે છે તોપણુ તમે તમારા પુત્રોની રક્ષા માટે મને પ્રસન્ન કર્યો છે તો હુ મારા પોતાના અંશથી તમારો પુત્ર થઇ અવતરીશ. અને તમારા પુત્રની રક્ષા કરીશ. માટે તમે હું તમારા પતિના સ્વરુપમા રહ્યો છુ એમ માની તેમની સેવા કરો. આ વાત તમારે કોઇને કહેવી નહિ કારણુ કે દેવતાની વાર્તા ઘણી ગુપ્ત રહે તો જ તે સર્વ સિદ્ધ થાય છે. આમ કહી ભગવાન અતર્ધાન થયા. પછી અદિતિ શ્રી હરિનો દુર્લભ એવો જન્મ પોતાના ઉદરથી થશે એવો વર મળવાથી હર્ષમા આવી ભક્તિથી પતિની સેવા કરવા લાગ્યા. પછી અદિતિને ગર્ભ રહ્યો.



## પ્રકરણ ૨૯ મું.

### વામનાવતાર.



આ પછી ભગવાને આદિતિના પેટે જન્મ લીધો, તે ભગવાનની કાંતિ શુદ્ધ મેઘના જેવી શ્યામ હતી, વક્ષસ્થળમા શ્રી વત્સનું ચિન્હ હતું. ભાદરવા સુદ બારસને દિવસે શ્રવણ નક્ષત્રમા મધ્યાન્હ સમયે શ્રી હરિનો જન્મ થયો તે દિવસને વિજયા દ્વાદશી કહે છે. ભગવાન માતાપિતાના દેખતા વામન તથા બટુકરુપે થયા. પછી મોટી ઉમ્મર થતા તેમને ઉપવીત સસ્કાર કર્યો અને સૂર્યે તેમને ગાયત્રીનો ઉપદેશ કર્યો. આ પ્રમાણે શ્રેષ્ટ એવા બટુક ભગવાન પોતાના બ્રહ્મતેજવડે સભામા સર્વ કરતા અધિક શોભવા લાગ્યા.

ત્યાર પછી ભ્રગુકુળના બ્રાહ્મણો બળિરાજાને સો અશ્વમેધ યજ્ઞ કરાવે છે તે સાભળી સર્વ બળથી સપન્ન એવા વામનજી તે યજ્ઞમા જવા નીકળ્યા. ભ્રગુ કુળના બ્રાહ્મણો નર્મદા નદીના ભ્રગુકચ્છ નામના ઉત્તર તટ ઉપર અશ્વમેધ નામનો મહાયજ્ઞ કરાવતા હતા તેઓએ ત્યા વામનજીને આવતા દીઠા. વામનના તેજથી સર્વ સભાસદો નિસ્તેજ થઈ ગયા. તે વિચાર કરવા લાગ્યા કે આ શુ સૂર્ય કે અગ્નિ આવતા હશે ! આમ વિચાર કરે છે એવામા તો દંડ, છત્ર અને પાણી ભરેલું કમડળ હાથમાં લઈ ભગવાન વામનજી યજ્ઞમડપમાં પધાર્યા. મુંજની કટિમેખલા તેમની કેડે વિંટલાયલી હતી, મૃગચર્મ શરીર ઉપર ઓઢ્યું હતું. માથા ઉપર કેશ હતા. તેમને આવેલા જોઇ તેમના તેજથી ઝાખા પડેલા ભ્રગુવશના બ્રાહ્મણોએ ઉભા થઇ તેમને માન આપ્યુ. યજમાન બળિરાજા વામનજીને જોઇ પ્રસન્ન થયા અને તેમને બેસવા માટે આસન આપ્યુ. પછી તેમણે વામનજીના ચરણો ધોઈ પુજા કરી. પછી બળિરાજા બોલ્યા કેઃ હે બ્રાહ્મણ ! હું તમને નમસ્કાર કરૂં છું આજ અમારે ત્યાં પધાર્યા તેથી અમારા પિતૃઓ આજે તૃપ્ત થયા છે અને અમારૂં કુળ

પવિત્ર થયુ છે આજે અમારો યજ્ઞ પણ પૂર્ણ થયો હે બટુક બ્રાહ્મણ, તમારી જે ઇચ્છા હોય તે મારી પાસે માગો, તમે માગવા આવ્યા છો એમ મને જણાય છે હે બ્રાહ્મણ, ગાય, સુવર્ણ, ઘર, અન્નપાન, બ્રાહ્મણની કન્યા, ગામ, ઘોડા, હાથી રથો જે કઇ જોઇતું હોય તે માગી લ્યો.

આ પ્રમાણે બળિરાજાનુ ધર્મવાળુ, સત્ય અને મધુર વચન સાભળી ભગવાન પ્રસન્ન થયા અને તેમનો સત્કાર કરી બોલ્યા હે રાજા, તમારૂં આ વચન યશ આપનારૂં છે આકાશમાં જેમ ચદ્રમા શોભે છે તેમ તમારા કુળમા પ્રહ્લાદ શોભે છે વળી તમારા કુળમા કોઇ યાચક, તીર્થમા કે યુદ્ધમા માગણી કરતા દાન આપવામા કે યુદ્ધ કરવામા પાછી પાની કરનારા કે કૃપણ મનના રાજા થયા નથી. તેમજ પ્રથમના બ્રાહ્મણને આપવા માટે કહીને પછી ના પાડનારો કે કૃપણ પુરષ પણ તમારા કુળમા જન્મ્યો નથી, માટે હે દૈત્યરાજ ? હુ આપ પાસેથી માત્ર થોડુજ માગુ છુ, તે એક મારા પગ જેવડા ત્રણ પગલા પૃથ્વી માગુ છુ આપ પાસેથી બીજુ કઇ માગવાની ઇચ્છા નથી વિદ્વાન્ પોતાને ઉપયોગ જેટલી વસ્તુ ગ્રહણ કરવા પાપમા પડતો નથી

બળિરાજાએ કહ્યુ—હે બ્રાહ્મણના પુત્ર, તારી વાણી વૃધ્ધ મનુષ્યોને માન્ય કરે તેવી છે પણ તુ બાળક તથા બાળ બુદ્ધિનો છે તેથી સ્વાર્થમાં યથાર્થ કુશળ નથી કારણ કે હુ લોકોનો રાજા છુ, ને દ્વીપ પણ આપનારો છુ છતા તુ માત્ર ત્રણ ડગલા પૃથ્વી માગે છે માટે બુધ્ધિહિન અને મુર્ખ ગણાય છે માટે તુ પણ તારી ઇચ્છા પ્રમાણે તારી આ જીવિકા ચાલે તેટલી ભૂમિ માગ

આ સાભળી ભગવાને કહ્યુ હે રાજા, ત્રણે લોકના જે પ્રિય વિષયો છે તે ઇદ્રિયાધિન મનુષ્યોને તૃપ્ત કરી શકતા નથી જે મનુષ્યો દૈવેચ્છાથી મળેલી વસ્તુ ઉપર સતોષ રાખે છે તે સુખી થાય છે પણ ઇદ્રિયાધીન મનુષ્ય ત્રણ લોક મળવાથી પણ સતોષ પામતો નથી અર્થ અને કામનામા અસતોષ રાખવો એજ પુરૂષને સસારનુ કારણ થઇ પડે છે દૈવેચ્છાથી મળેલા અન્ન ઉપર સતોષ રાખવો એ મુક્તિ આપનારૂ છે માટે હુ માત્ર ત્રણ પગલા પૃથ્વી જ તમારી પાસે માગુ છુ

આ સાભળી બળી રાજાએ કહ્યુ ભલે, તમારી ઇચ્છા હોય તે ગ્રહણ કરો એમ કહી વામનજીને પૃથ્વીનુ દાન આપવા માટે બળી રાજાએ હાથમાં પાણીનુ પાત્ર લીધુ આ વખતે શુક્રાચાર્ય જે આ અસુર રાજા વિષ્ણુને ભૂમિનુ દાન આપશે એમ જાણતા હતા તેમણે પોતાના શિષ્યને કહ્યુ કે:

હે રાજા, આ સાક્ષાત્ વિષ્ણુ ભગવાન છે અને તે દેવોનું કાર્ય સાધવા માટે કશ્યપથી અદિતિને વિષે જન્મ્યા છે. તમે જાણ્યા વિના આને પૃથ્વીનું દાન આપવા માટે જે પ્રતિજ્ઞા કરી તે સારૂં કર્યું નથી. આથી દૈત્યોને મોટો અન્યાય થશે. આ માયાવડે બટુકનું રૂપ ધારણ કરનાર હરિ તારૂં સર્વસ્વ લઈને ઇન્દ્રને આપશે. માટે તું તેમને સર્વસ્વ આપીને તારી આજીવિકા કેમ ચલાવીશ. ભગવાન એક પગલાવડે પૃથ્વીને બીજા પગલાથી સ્વર્ગને ભરી લેશે અને ત્રીજા પગને મૂકવાનું સ્થાન માગશે, તું જે તે વખતે આપવાની પ્રતિજ્ઞા કરેલી વસ્તુ આપશે નહિ તો નરકમાં પડીશ. જે દાનથી આજીવિકા ભાંગી પડતી જાય તેવા દાનને વિદ્વાનો વખાણતા નથી, કારણ કે જગતમાં આજીવિકાવાળાઓ જ દાન યજ્ઞ, તપ, અને કર્મ થઈ શકે છે માટે દાન આપતા પહેલા વિચાર કરજે.

આ સાંભળી બળીરાજા કહેવા લાગ્યો કે આપે જે વાત કહી તે ખરી, પરંતુ હું 'આપીશ' આમ એકવાર પ્રતિજ્ઞા કરીને આજે વખતે ધનના લોભથી પ્રહ્લાદનો પૌત્ર થઈને એક જુગારીની પેઠે હું બ્રાહ્મણને કેમ ના કહી શકું ? આ પૃથ્વી કહે છે કે અસત્યના કરતાં બીજો અધમ નથી હું અસત્ય ભાષણ કરનાર મનુષ્ય વિના બીજા સર્વને ઉપાડી શકું છું વળી હું જેવો બ્રાહ્મણને ઠગવાથી ડરૂં છું તેવો બીજા કશાથી ડરતો નથી મહાત્મા પુરુષો ત્યાગ કરી શકાય નહિ તેવા પ્રાણો પણ ત્યાગ કરીને પ્રાણીઓનું કલ્યાણ કરે છે, તેમાં દધીચિ, શિબિ વિગેરેનાં દૃષ્ટાંત જુઓ તો મારે પૃથ્વી, ધન વિગેરે ત્યાગ કરવામાં શો કલ્પ કરવો ? યુદ્ધમાં પાછી પાની ન કરતાં દેહ ત્યાગ કરનારા પુરુષો મળવા સુલભ છે પણ સુપાત્ર મળતાં તેમને શ્રદ્ધાથી ધન આપનારા પુરુષો મળવા સુલભ નથી ઉદાર પુરુષને યાચકને આપતા દરિદ્રતા આવે તો પણ સારૂં મનાય છે તો આપના જેવા વેદવેત્તા બ્રાહ્મણોને દાન આપતાં દરિદ્રતા આવે તો તેમાં શું ખોટું છે ? માટે હું આ બ્રાહ્મણ બટુકને તેમની ઇચ્છાનુસાર આપું છું આપ સર્વ જેનું યજન કરો છો તે આ વિષ્ણુ હો કે પછી કોઈ બીજો શત્રુ હો પણ હું તેમની ઇચ્છા પ્રમાણે પૃથ્વી આપીશ.

આ પ્રમાણે ગુરુના વચન ન માનનારા મનસ્વી શિષ્ય બળીને ગુરુ શુક્રાચાર્યે શાપ આપ્યો કે અમારી ઉપેક્ષાથી તું અભિમાની થયો છે અને અમારી આજ્ઞાનો ભંગ કરે છે માટે તું થોડા સમયમાં રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ થઈશ. આ પ્રમાણે શાપ આપવા છતાં પણ તે ઉદાર રાજા સત્યથી અસત્યમાન થયો નહિ. તેણે વામનની પૂજા કરી, તેમના હાથમાં જળ

આપીને તેમને પૃથ્વીનુ દાન આપ્યુ તે વખતે બળિરાજાની સ્ત્રી વિન્ધ્યાવલી, હાથમા સોનાની ઝારી ભરીને પાણી લઇ ત્યા આવ્યા. રાજાએ વામન ભગવાનના ચરણો ધોઇને તે જગતને પવિત્ર કરનારૂ જળ પોતાને માથે ચઢાવ્યુ. આ વખતે આકાશમા રહેલા દેવો વિગેરેએ હર્ષમા આવી તેના ઉપર પુષ્પ વૃષ્ટિ કરી અને કહેવા લાગ્યા કે ઉદાર મનના બળિરાજાએ જાણવા છતા પણ શત્રુને ત્રણ લોક આપી દીધા એ કામ બીજાથી બની શકે નહિ

ત્યાર પછી અનંત ભગવાનનુ ત્રણ ગુણવાળુ તે વામનરૂપ આશ્ચર્ય રીતે વધવા લાગ્યુ અને તે રૂપમા પૃથ્વી, આકાશ, દિશાઓ, સ્વર્ગ, પાતાળ, સમુદ્ર, પશુ, પક્ષીઓ સર્વ સમાઇ ગયા સર્વ તેમનામા ત્રિગુણાત્મક વિશ્વ દીઠુ ત્યાર પછી ઇંદ્રસેન એવા બળિરાજાએ વિશ્વમૂર્તિ એવા ભગવાનના પગના તળીઆમા પાતાળ, બે ચરણમા પૃથ્વી, પીંડીઓમા પર્વતો ગોઠણમા પક્ષીઓ, બે સાથળમા પવનના ગુણો વસ્ત્રમા સંધ્યાકાળ, ગુહ્યસ્થાનમા પ્રજાપતિઓ, જઘન પ્રદેશમા દૈત્યાદિ, નાભિમા આકાશ, ઉદરમા સાત સમુદ્રો, છાતીમા નક્ષત્રોની પંક્તિ, હૃદયમા ધર્મ, સ્તન પ્રદેશમા ઋતુ તથા સત્ય, મનમા ચંદ્ર, વક્ષઃસ્થળમા અને હાથમા કમળ ધારણ કરનાર લક્ષ્મીજી, કંઠમા સામગાનો અને સર્વ શબ્દો, હાથમા ઇંદ્રાદિક દેવો કાનમા દિશાઓ મસ્તકમા સ્વર્ગલોક, કેશમા મેઘ, નાસિકામા વાયુ, નેત્રમા સૂર્ય, મુખમા અગ્નિ, વાણિમા છંદો, જીહ્વામા વરુણ, ભ્રકુટીમા વિધિનિષેધ પાંપણમા દિવસ રાત્રિ, લલાટમા ક્રોધ, નીચેના હોઠમા લોભ, સ્પર્શમા કામ, વીર્યમા જળ, પીઠમા અધર્મ, પગની ગતિમા યજ્ઞ, નાડીઓમા નદી, બુદ્ધિમા બ્રહ્મા, ઇંદ્રિયોમા દેવતા અને સર્વ શરીરના અવયવોમા સ્થાવર જંગમાત્મક સર્વ પ્રાણીમાત્ર, બળીરાજાએ દીઠા. ભગવાનને વિષે સર્વ જગતને જોઇ અસુરો મોહ પામ્યા

ભગવાને ઉરુક્રમે એક પગલાથી બળિરાજાની પૃથ્વીને ભરી લીધી, શરીરવડે આકાશને પૂરી દીધુ. બીજા પગલાથી સ્વર્ગને પૂરી દીધું અને ત્રીજુ પગલું ભરવા માટે બળી રાજાની જરા પણ પૃથ્વી રહી નહિ અને ઉરુક્રમ એવા ભગવાનના ચરણ ઉપર જતા છેક જનલોક, મહર્લોક અને તપલોકને પણ ઓળગી સત્ય લોકમા પહોચ્યો.

ભગવાનના ચરણને સત્ય લોકને વિષે આવેલો જોઇ બ્રહ્મા, મરીચિ આદિ ઋષિઓ, યોગીઓ વિગેર એ તેમના ચરણને પ્રણામ કર્યો અને તે ચરણની અર્ઘ્યજળ આપી પૂજા કરી અને ભક્તિથી સ્તુતિ કરી. ભગવાનના ચરણારવિંદ ધોવાથી પવિત્ર થએલુ તે બ્રહ્માના કમંડળનું પાણી આકાશ-

માથી નીચે પડતી ગગા નદીને નામે જગત્મા પ્રખ્યાત થયુ છે. જે ગંગા નદી ત્રણુ લોકનાં પાપનો નાશ કરે છે. પછી યજ્ઞની દીશામા રહેલા રાજા બળિની આખી પૃથ્વીને ત્રણુ પગલા પૃથ્વીની કપટ ભરેલી માગણીથી ભગવાને હરી લીધી. તે જોઈ અસુરો અત્યત ક્રોધાવેશમાં આવી બોલ્યા કે આ બટુક બ્રાહ્મણુ નથી પણુ માયાવી વિષ્ણું છે. આ બ્રાહ્મણુ દુશ્મને ત્રણુ પગલા પૃથ્વી માગીને આપણુા રાજાનુ સર્વસ્વ પ્રુચાવી લીધુ છે, બળિ સત્યવાદી છે. માટે તે મિથ્યા બોલી શકે નહિ પણુ આપણે આ કપટી બટુકનો નાશ કરવો અધર્મ છે આમ વિચાર કરી અસુરોએ હથીઆર લીધા અને બળિરાજાની ઇચ્છા ન છતા વામનને મારવા તેમના તરફ દોડયા. તેમને આવતા જોઈ ભગવાનના પાર્ષદોએ હથીઆર ઉગામી તેમને આવતા અટકાવ્યા, અને દૈત્યોની સેનાને મારવા લાગ્યા આ જોઇ બળિરાજાએ અસુરોને અટકાવી કહ્યુ કે તમે લડો નહિ, આ સમય આપણુને અનુકુળ નથી માટે પાછા હઠો. તમને જ્યારે કાળ અનુકુળ હતો ત્યારે તમે ભગવાનના પાર્ષદોને પણુ જીત્યા હતા પણુ આ વખતે આપણે પાછા હઠવું.

આ પ્રમાણે બળિરાજાનું માની સર્વ અસુરો ભગવાનના પાર્ષદોથી માર ખાઇ રસાતળ–પાતાળમા પેસી ગયા ત્યાર પછી ગરુડે પોતાના સ્વામી વિરાટભગવાનનુ કર્તવ્ય જાણીને યજ્ઞમા સોમવલ્લી ખાંડવાને દિવસે વરુણુની પાશથી બળિરાજાને બાંધી લીધો અને અસુરને કેદ કર્યો. ત્યાર પછી વરુણુના પાશથી બધાએલા બળિરાજાને ભગવાને કહ્યુ કેઃ હે અસુર ! તે મને ત્રણુ પગલા પૃથ્વી આપી છે, હવે તુ ત્રીજુ ચરણુ મૂકવાની જગા બતાવ, જેટલામાં ચદ્રમા પ્રકાશે છે અને જેટલામા વર્ષાદ વરસે છે તેટલી આ પૃથ્વી તારી છે, મે તારા દેખતા જ તારી પૃથ્વીને એક પગલાથી ભરી લીધી છે. આકાશ તથા દિશાઓને શરીરમા ભરી લીધુ છે અને બીજા પગલાથી સ્વર્ગ લોકને ભરી લીધુ છે તો પણુ એક પગલુ હજુ બાકી છે. જે પગલું હજુ બાકી છે, જે પગલું આપવા માટે તે પ્રતિજ્ઞા કરી છે, તે તું આપતો નથી માટે તું તારા ગુરુ શુક્રાચાર્યની આજ્ઞા પ્રમાણે નરકમા વાસ કરશે.

આ સાભળી બળિરાજાએ કહ્યું કે હે દેવતાઓમા શ્રેષ્ટ ! આપ મારૂં વચન મિથ્યા માનો છો પણુ હું તેને સત્ય કરૂં છુ. મારૂ વચન મિથ્યા થવું જોઇએ નહિ. માટે આપ મારા મસ્તક ઉપર ત્રીજુ ચરણુ મૂકો. તમે માનશો કે બે પગલાથી આખા વિશ્વને આપે ભરી લીધુ છે તેથી મારૂ મસ્તક પૂરૂ પડશે નહિ, પણુ મારા ધનમા તમારા બે પગલા રોકાયા છે, તો તેના કરતાં મારૂ મસ્તક મોટું હશે એમ માનવું જોઇએ. કારણુ કે ધન કરતાં

ધનવાળો અધિક હોય છે. હું જેટલો મિથ્યા ભાષણથી ડરૂં છુ તેટલો નરકથી ડરતો નથી, મદ ઉપરથી ભ્રષ્ટ થવાથી ડરતો નથી કે પાશથી બંધાવાથી પણ ડરતો નથી, વળી મહાત્મા પુરુષે પુરુષોને આપેલી શિક્ષાને વધારે વખાણવા યોગ્ય માનું છુ. જે ભગવાન વિષે દઢ એવી વૈરબુદ્ધિ રાખવાથી ઘણા અસુરો સિદ્ધને પામ્યા છે અને આશ્ચર્યની વાત છે કે જે સિદ્ધિને પામ્યા છે તેને જ હું પામ્યો છુ તેથી હું મનમા ખેદ પામતો નથી આમ કહે છે તેવામા ભગવાનના પ્રિય ભક્ત પ્રહ્લાદ ત્યા આગળ આવ્યા. તેમને બળિએ માથું નમાવી પ્રણામ કર્યો પ્રહ્લાદે ભગવાનની પાસે પૃથ્વી ઉપર પડી માથુ નમાવી પ્રણામ કર્યા અને ભગવાને બાળ ઉપર અનુગ્રહ કર્યો તે જોઈ તે અશ્રુઓથી વિહ્વલ થઇ ગયા

પ્રહ્લાદે ભગવાનને કહ્યુ કે આ બળિને તમે જ ઇંદ્રપદ આપ્યુ હતુ અને તમે જ તે હમણા પાછુ લઇ લીધુ છે તે સારૂ કર્યુ મનને મોહ કરનારી લક્ષ્મીથી તેને ભ્રષ્ટ કર્યો, તેથી આપે તેના ઉપર મોટો અનુગ્રહ કર્યો એમ હુ માનુ છુ તે પછી પોતાના પતિ બળિરાજાને બાધેલો જોઇ તેની પતિવ્રતા સ્ત્રી વિધ્યાવલી ભગવાનને કહેવા લાગી કે હે ઇશ્વર, આ ત્રણ લોક તમે પોતે રમવા માટે બનાવેલા છે, તેમા બીજા લોકો પોતાનુ ધણીપણુ કરવા જાય છે પણ તે મિથ્યા છે, આ સર્વ તમારૂ જ છે તમે જ સર્વના સ્વામી છો માટે આ મદબુદ્ધિવાળા મારા પતિને કેવળ કૃપાવડે છૂટો કરીને તેનુ રક્ષણ કરો.

તે પછી બ્રહ્મા બોલ્યા કે હે દેવના દેવ ! આપે જેનુ સર્વસ્વ લઈ લીધુ છે એવા બળિને છોડી મૂકો તેણે દઢ બુદ્ધિથી તમને પોતાનુ સર્વસ્વ અને દેહ પણ અર્પણ કર્યો છે તે ઉતમ પ્રકારની ગતિને પામે છે તો જેણે મનમા જરા પણ ખેદ લાવ્યા વિના ત્રણ લોકનુ રાજ્ય આપને આપનારો મનુષ્ય કેમ પીડા પામે ?

આ સાભળી ભગવાન્ બોલ્યા હે મહારાજ ! હુ જેના ઉપર અનુગ્રહ કરૂં છુ તેની લક્ષ્મીનો નાશ કરૂ છુ કારણ કે તે પુરૂષ લક્ષ્મીના મદથી ગર્વિષ્ટ બનીને લોકોનુ તથા મારૂ અપમાન કરે છે જે જીવને વિદ્યા, ઐશ્વર્ય ધન આદિનો ગર્વ થાય નહિ તો તેના ઉપર મારો અનુગ્રહ છે એમ જાણવુ જે મનુષ્ય મારા ઉપર ભક્તિવાળો હોય છે તે અભિમાનરૂપી અકડાઇમા ઉત્તમ કુળમા જન્મ, ધનવતપણુ વિગેરેથી મોહ પામતો નથી અને તેવા ભક્તોને હું લક્ષ્મી આપુ છુ જે ધનાદિકથી મોહ પામે છે તેમના ઉપર અનુગ્રહ કરવા માટે તેમની પાસેથી હું ધન હરી લઉ છુ આ બળિરાજાએ

મારી અજીત માયાને જીતી છે. તે ધન, રાજ્ય, સર્વથી ભ્રષ્ટ થયે છે છતાં તેણે પોતાનું સત્ય વચન છોડયું નથી માટે હવે એ મારા સ્થાનમા જશે અમે સાવર્ણી નામના આઠમા મન્વન્તરમા એ ઇન્દ્ર થશે. તે વખતે હું તેને આશ્રય આપીશ ત્યાં સુધી તે સુતલમા રહેશે. જ્યા આધિ વ્યાધિ વિગેરે દુઃખ થતાં નથી.

હે બળિરાજા ! દેવો જેની માગણી કરે છે એવા સુતલ પાતાળમાં તું તારા નાતીલાઓ સાથે જા—ત્યા તારો લોકપાળો પણ પરાભવ કરશે નહિ તો બીજાઓ તો શું કરે ? ત્યાં જે દૈત્યો તારી આજ્ઞા ઉડાવશે નહિ તેઓને મારૂ ચક્ર કાપી નાખશે. વળી હું તારી ચારે તરફથી ત્યા રક્ષા કરીશ તું ત્યા મારા નિરતર દર્શન કરીશ. અને ત્યા સગથી જે તારો અસુ- ભાવ થયો છે તે મારા પ્રભાવથી શિથિલ થઈ નષ્ટ થશે.

આ સાભળી બળિરાજાની આંખમા આસુ આવી ગયા અને હાથ જોડી ભગવાનને કહેવા લાગ્યો કે અહો, આપ શરણાગત ભકતના કાર્ય સાત્વવામાં તત્પર રહો છે દેવોએ પણ પૂર્વે જે અનુગ્રહ મેળવ્યો નહોતો નવો અનુગ્રહ તમે આ એક નીચ અસુર ઉપર કર્યો છે આમ કહી તેણે શ્રી હરિ, શકર અને બ્રહ્માને પ્રણામ કરી, વરૂણ પાશથી છુટેલો તે રાજી થયો અને પછી પોતાના અસુરોની સાથે સુતલ નામના પાતાળમા પેઠો.

આ પ્રમાણે ભગવાને ઇન્દ્રને સ્વર્ગ પાછુ અપાવી અદિતિની કામના પૂર્ણ કરીને ઉપેન્દ્રરુપે આખા જગતનું રાજ્ય કરવા લાગ્યા. એ પછી ભ- ક્તિમા પરોવાયલા પ્રહલાદે પોતાના પૌત્ર બલિનો છુટો થયેલો જાણીને ભગવાનને નીચ પ્રમાણે કહ્યું વિશ્વ જેના ચ ણે નમે છે તેવા આપ અમારા અસુર લોકોના એક દ્વારપાળ થયા છો, આવુ અનુગ્રહ કોઇ મેળવી શકતા નથી. હે પ્રભો ! અમે તો તમારા ચરણની સેવા પણ કરી નથી. છતા તમે શા- ટે અમારા ઉપર અનુગ્રહ દૃષ્ટિ કરી ? તમે સર્વાત્મા અને સર્વ દૃષ્ટિવાળા છતા પણ ભકત ઉપર પ્રીતિ રાખો છો તેમા તમારો વિષમ સ્વભાવ છે એમ ન જાણવું કારણ તમારો સ્વભાવ કલ્પતરૂના જેવો છે આ સાભળી ભગવાને પ્રહ્લાદને કહ્યું કે. હે વત્સ ! તારૂં કલ્યાણ થાઓ. તુ પણ સુતલ નામના પાતાળમાં જા અને ત્યા તારા પૌત્રની સાથે આનદમા રહે. મારા દર્શનથી તને મોટા આનદ થશે અને તારા સર્વ કર્મ બધનો તુટી જશે આ પછી પ્રહ્લાદે પણ ભગવાનની આજ્ઞા માથે ચઢાવી તે પછી બળિરાજા પણ ભગવાનને પ્રદક્ષિણા કરી સર્વ અસુરો સાથે પાતાળમા પેઠા. તે પછી ભગવાનની આજ્ઞાથી શુક્રાચાર્યે બ્રહ્મર્ષિઓ સાથે બળિરાજાના યજ્ઞમાં જે અ્રુણતા હતી તે પૂર્ણ કરી.

આ પ્રમાણે ઇશ્વરાવતાર વામનરૂપે થયેલા શ્રીહરિએ બળિરાજા પાસેથી પૃથ્વીની ભિક્ષા માગી શત્રુઓએ ખુચાવી લીધેલું સ્વર્ગ પોતાના ભાઇ ઇંદ્રને પાછુ આપ્યુ પછી સર્વ દેવો અને પ્રજાએ કશ્યપ આદિતિને સારૂ લગાડવા મ ટે શ્રી વામનને સર્વ લોકના તથા લોકપાળોના પતિ કર્યાં પછી ઇંદ્ર, બ્રહ્માની આજ્ઞાથી સર્વ લોકપાળો સાથે વામનને આગળ કરી દેવયાન (વિમાન) દ્વારા સ્વર્ગમા લઇ ગયા અને વામનની ભુજાથી રક્ષાયલા ઇંદ્ર ત્રણે લોકનુ રાજ્ય પામી નિર્ભય થઈ સ્વર્ગમા આનદ કરવા લાગ્યા.

આટલુ કહી મહાત્મા કથા બધ કરી. એટલે સર્વશ્રોતાઓ પણ તેમન નમન કરી ઉઠી ગયા.

## પ્રકરણ ૩૦ મું.

## પરશુરામ—અવતાર.

### ચંદ્ર.

આજે દિવસે સર્વના આવી ગયા પછી મહાત્માએ કથાનો આરભ કર્યો બ્રહ્માના અત્રિ નામના પુત્ર હતા તે અત્રિ મુનિને ચદ્રમા પુત્ર ઉત્પન્ન થયા તેમને બ્રહ્માએ બ્રાહ્મણ, ઔષધી અને ગ્રહોના અધિપતિ નીમ્યા હતા. ચદ્રે ત્રણ ભુવનને અધીન કરીને રાજસૂય યજ્ઞ કર્યો હતો અને બૃહસ્પતિની સ્ત્રી તારાને ગર્વ તથા બલાત્કારથી ખુચાવી લીધી બૃહસ્પતીએ તેને પાછી મેળવવા માટે ચદ્રને વારવાર પ્રાર્થના કરી હતી પણ ચદ્રમાએ તેને પાછી ન આપી ત્યારે તારાને માટે દેવ અને દાનવો વચ્ચે મહાયુદ્ધ થયુ તે વખતે શુક્રાચાર્યે બૃહસ્પતિની સાથે દ્વેષ હોવાથી અસુરો સાથે ચદ્રનો પક્ષ લીધો આ યુદ્ધમા દેવ દાનવોનો નાશ થયો. પછી બૃહસ્પતિએ આ વાત બ્રહ્માને કહી જેથી બ્રહ્માએ ઇન્દ્રનો તિરસ્કાર કરીને બૃહસ્પતિને તારા આપવાનું કહ્યુ જેથી ચન્દ્રે તારા બૃહસ્પતિને આપી તારા ગર્ભવતી હતી. તેથી તેને બૃહસ્પતિને ત્યા પાછા ગયા પછી પુત્રનો જન્મ થયો. આ પુત્રને જોઇ બૃહસ્પતિ તેમ ચન્દ્ર બનેમા તે પોતાનો પુત્ર છે એવો વિખવાદ થયો. એટલે બ્રહ્માએ તારાને એકાતમા જઇ પૂછ્યુ કે આ કોનો પુત્ર છે તારા શરમથી કાંઈ બોલી નહિ પણ છેવટે બ્રહ્માના આગ્રહથી તેણે ચદ્રમાનુ નામ દીધુ જેથી ચન્દ્ર તે બાળકને લઇ ગયો. આ પુત્રનુ નામ બુદ્ધ પાડ્યુ. તે બુદ્ધની સ્ત્રી ઇલામા પુરુરવા નામનો પુત્ર થયો.



## પ્રકરણ ૩૧ મું.

### પુરુરવા

પુરુરવાના રુપગુણની વાત નારદને મોઢે સાંભળી ઈંદ્રની અપ્સરા ઉર્વશી કામબાણથી પીડાવા લાગી. તે મિત્રાવરુણના શાપથી મનુષ્યપણાને પામી ત્યારે તે પુરુરવા પાસે ગઇ.

ઉર્વશીને જોઇ પુરુરવા કહેવા લાગ્યો કે હે સુંદરાંગી, તું ભલે આવી, મારી સાથે વિલાસ કર અને અહિ ઘણા કાળ સુધી પ્રીતિથી રહે આ સાભળી ઉર્વશીએ કહ્યુ કે હે રાજા, કઇ સ્ત્રીનુ મન તથા બુદ્ધિ તમારે વિષે બધાય નહિ હે રાજા હુ મારા બે ઘેટા તમારી પાસે થાપણ તરીકે મુકુ છુ તે સભાળજો હું તમારી સાથે સારી રીતે વિહાર કરીશ. જે પ્રશસાપાત્ર હોય છે તે જ સ્ત્રીઓનો વર ગણાય છે મારૂ ભોજન ઘી છે માટે હું ઘી ખાઇને રહીશ અને તમને મૈથુન સિવાય બીજે વખતે નગ્ન જોઇશ નહિ. આ વાત તમારે માન્ય કરવી પડશે તે સાભળી રાજાએ તે વાત કબુલ કરી. પછી યથોચિત રીતે રમાડતી ઉર્વશી સાથે પુરુષ શ્રેષ્ટ પુરુરવા રાજા ચૈત્રરથ વિગેરે દેવતાઈ વનમા ઇચ્છા પ્રમાણે વિહાર કરવા લાગ્યો. આ પ્રમાણે ઉર્વશી સાથે રાજાએ ઘણા વર્ષો ગાળ્યા.

આ તરફ ઈંદ્રે સ્વર્ગમા ઉર્વશીને દીઠી નહિ એટલે તેણે ગંધર્વોને આજ્ઞા કરીકે ઉર્વશીને શોધીને તેને લાવો એટલે એક દિવસે અર્ધી રાત્રે ઈંદ્રના સેવકો ઉર્વશીના બે ઘેટા જે રાજાને ત્યા તેણે થાપણ તરીકે મુક્યા હતા તેને લઇ જવા લાગ્યા. જેથી ઘેટાઓએ ચીસો પાડવા માડી જેથી ઉર્વશી બોલી કે આ વીર પુરુષનો ડોળ ઘાલનારા નપુસક કુપતિએ મારો નાશ કર્યો છે. આ ચોર મારા પુત્રોને લઇ જાય છે. આ રાજા રાત્રે સ્ત્રીની પેઠે ભયભીત થઇને સુઇ રહે છે. આ સાભળી રાજા ક્રોધથી હાથમા ઉપાડી તલવાર લઈ નાગો નાગો અર્ધી રાત્રિએ ગધર્વોની પાછળ પડયો. એટલે ગધર્વોએ ઘેટાને છોડી દઇ અધારાને બદલે પ્રકાશમાન થઇ ત્યા અજવાળુ

કરી મુક્યુ. તેથી પેલી ઉર્વશીએ ઘેટા લઇને આવતા પતિને નાગો દીઠો તેથી પોતાનો કરેલો ઠરાવ નાશ થવાથી ઉર્વશી ત્યાથી નાશી ગઈ. અને રાજાએ ઘેર આવી જોયુ તો ઉર્વશી દીઠી નહિ, એટલે મનમા ઉદાસ થઇ શોક કરતો ઉન્મત્ત પુરુષની પેઠે ફરવા લાગ્યો.

એક દિવસે ફરતા ફરતા રાજાએ કુરુક્ષેત્રમા સરસ્વતી નદીના તીરે હસતા મુખવાળી ઉર્વશીને પોતાની પાચ સખીઓ સાથે જોઇ. તેથી તે બોલ્યો કે હે સ્ત્રી, ઉભી રહે, મને સુખ આપ્યા વગર હવે તું જઇશ તો મારો દેહ અહિ આગળ પડી જશે. આ સાભળી ઉર્વશીએ કહ્યુ કે તું મરતો નહિ, તું પુરુષ છે માટે ધીરજ રાખ. સ્ત્રીઓની મિત્રતા કોઇ પણ ઠેકાણે સ્થિરતાવાળી હોતી નથી સ્ત્રીઓનું હૃદય ન્હારોના જેવુ ક્રુર હોય છે સ્ત્રીઓ નિર્દય, ક્રુર, ક્ષમા વિનાની હોય છે તે નાના કામોમા પણ વિશ્વાસુ પતિ કે ભાઇનો નાશ કરે છે પુરુષનુ અતિક્રમણ કરનારી વેશ્યા સ્ત્રીઓ સ્વતત્ર રીતે વર્તનારી અને સ્નેહવિનાની સ્ત્રીઓ અજ્ઞાની પુરુષોને ખોટો વિશ્વાસ બેસાડીને નવા નવા પુરુષોની ઇચ્છા કરે છે માટે હે સ્વામિનાથ, હુ આ વર્ષને અતે એક રાત્રિ આપની સાથે રહી જઇશ અને મારાથી સતાનો પણ થશે

આ વાત સાભળી રાજા નગરમા ગયો, અને એક વર્ષ પુરૂ થઈ રહ્યા પછી ઉર્વશી એક રાત્રિએ તેની પાસે આવી અને તેની સાથે એક રાત્રિ આનદમા ગાળી આ વખતે ઉર્વશીએ રાજાને કહ્યુ કે તુ ગધર્વોની સ્તુતિ કરજે એટલે તે મને તને આપીશ એ પ્રમાણે રાજાએ ગધર્વોની સ્તુતિ કરી એટલે ગંધર્વોએ તેને અગ્નિની થાળી આપી. પણ રાજાએ જાણ્યુ કે આતો ઉર્વશી નથી પણ અગ્નિની થાળી છે તેથી તેણે તે વનમા મુકી આ પ્રમાણે ઉર્વશીનુ ધ્યાન કરતા ત્રેતાયુગના આરભે તેમના મનમા કર્મનો ઉપદેશ કરનારા ત્રણ વેદ પ્રગટ થયા. પુરુરવાએ ઉર્વશીના લોકમા જવા માટે અગ્નિથી યજ્ઞના પતિ અતીન્દ્રિય, એવા શ્રીહરિનુ યજન કરવા માંડયુ પ્રથમ બીજરુપ ૐકારજ વેદરુપ હતો, એક નારાયણજ દેવરુપ મનાતા, એક લૌકિકાગ્નિજ અગ્નિ મનાતો, જાતિ પણ શુક્લ નામની એક જ હતી તે ત્રેતાયુગના આરભમા પુરુરવા રાજાથી ત્રણ વેદ થયા રાજા અગ્નિરુપી પુત્રવડે ગધર્વ લોકમા ગયો હતો.

# પ્રકરણ ૩૨ મું.

## ઋચીક ઋષિ અને સત્યવતી.



પુરુરવા રાજાને ઉર્વશીથી ૭ પુત્રો થયા તેમા વિજયના નામના પુત્રને ભીમ નામનો પુત્ર થયો, ભીમને કાચન, કાંચનને હોત્રક અને તેને જહનુ નામનો પુત્ર થયો તે જહનુને પુરુ અને તેને બલાક, તેને અજક અને તેને કુશ નામનો પુત્ર થયો હતો કુશનો કુશાણુ થયો અને કુશાણુને ગાધિ નામનો પુત્ર થયો હતો ગાધિ રાજાની સત્યવતી નામની પુત્રીનુ ભૃગુઋષિના પુત્ર ઋચિક બ્રાહ્મણે માગુ કર્યું હતું ઋચિકને કન્યા સમાન ન જાણીને રાજાએ કહ્યું કે ચદ્રમાના જેવા ધોળા રગના અને જેનો એક તરફનો કાન કાળો હોય તેવા હજાર ઘોડાઓ લાવુ તો આ કન્યા મળે આ સાભળી ઋચિક વરુણની પાસે ગયો અને તેની પાસેથી ઘોડાઓ લાવીને ગાધિ રાજાને આપ્યા પછી ઋચિક સત્યવતીને પરણ્યા એક વખતે સત્યવતીએ પોતાના પતિ ઋચિક ઋષિને કહ્યુ કે મારે તેમજ મારી માતાને પ્રજા નથી માટે પ્રજા થાય તેવો આપ પ્રયોગ કરો. તે ઉપરથી ઋષિએ એક ચરુને બ્રાહ્મણના મત્રથી અને બીજા ચરુને ક્ષત્રિયના મત્રથી રાંધીને ન્હાવા માટે ગયા. એવામા સત્યવતીની માએ પોતાની પુત્રીની પુત્રી સત્યવતીનો ચરુ ઉત્તમ માનીને પુત્રીની પાસે તે ચરુની યાચના કરી, તે ઉપરથી સત્યવતીએ પોતાની માતાને પોતાને માટે તૈયાર કરેલો ચરુ આપ્યો તે તેની મા ખાઇ ગઇ અને માનો ચરુ પુત્રીએ ખાધો. ઋષિ ન્હાઇને ઘેર આવ્યા અને ચરુમા અદલા-બદલી થયેલી જાણી કહેવા લાગ્યા કે હે સ્ત્રી તે ખોટુ કામ કર્યું તે ચરુ બદલી નાખ્યા તેથી હવે તારો પુત્ર મહા ભયકર તથા દડનારી થશે અને તારો ભાઇ સારો વેદવેત્તા થશે એટલે સત્યવતીએ તેમ ન બને તે માટે પ્રાર્થના કરી એટલે ઋષિ બોલ્યા કે તારો પુત્ર નહિ પણ તારો પૌત્ર ભયકર અને શિક્ષા આપનારો થશે. ત્યાર પછી સત્યવતીને ગર્ભ રહ્યો અને પુત્ર જન્મ્યો તે જમદગ્નિ ઋષિ કહેવાયા અને સત્યવતીની માતા અને ગાધી રાજાની સ્ત્રીને જે પુત્ર થયો તે વિશ્વામિત્ર નામના મહાતેજસ્વી પુરુષ થઇ ગયા. તેમણે ક્ષત્રિયપણાનો ત્યાગ કરીને બ્રહ્મ તેજ મેળવ્યુ હતું. તે વિશ્વામિત્રની કથા હવે પછીના ઋષિઓના વિભાગમા આવશે.



## પ્રકરણ ૩૩ મું.

### ભગવાન પરશુરામ.

જમદગ્નિની માતા અને વિશ્વામિત્રની બેન, સત્યવતી મહા પવિત્ર હતી. તેમના પુત્ર જમદગ્નિ રેણુની પુત્રી રેણુકાને પરણ્યા હતા તેમને વસુમાન્ વિગેરે પુત્રો જન્મ્યા હતા જમદગ્નિના સર્વથી નાના પુત્ર પરશુરામ હતા. વિદ્વાનો જેમને ભગવાનના અંશાવતાર માને છે તેમણે હૈયય કુલનો નાશ કર્યો હતો અને એકવીસવાર આ પૃથ્વીને નક્ષત્રી–ક્ષત્રી વિનાની કરી હતી એ વખતે ક્ષત્રિયો દુષ્ટ થઇ બ્રાહ્મણોનો નાશ કરતા હતા તેથી પરશુરામ તેઓનો નાશ કરતા હતા

### સહસ્રાર્જુન.

આ વખતે હૈયય કુલનો ક્ષત્રિયોનો અધિપતિ અર્જુન નામનો ક્ષત્રિય હતો તેણે ભગવાન દત્તાત્રેયની ઉપાસના કરીને હજાર હાથ મેળવ્યા હતા, અને લક્ષ્મી, બળ, વીર્ય, યશ સપાદન કર્યું હતુ વળી અણિમાદિ સિદ્ધિઓ જેમા રહેલી છે એવુ યોગેશ્વરપણ્ પણ દત્તાત્રેયની કૃપાથી મેળવ્યુ હતું તે સર્વત્ર ફર્યા કરતો હતો. એક વખતે મહાભયકર સહસ્રાર્જુન રાજા કંઠમાં વૈજયતી નામની માળા પહેરી ઉત્તમ પ્રમદાઓથી વિંટાઇ રેવા નદીના જળમા વિહાર કરતો હતો, અને તેણે પાણીને એકઠું કરવા પોતાની ભુજાઓના પ્રભાવથી નદીના પ્રવાહને અટકાવી દીધો આ વખતે રાવણ રેવા નદીના કિનારે છાવણી નાખીને પડયો હતો. તેની તે છાવણી નર્મદા નદીના પાછા વળેલા પ્રવાહના પાણીથી ભીંજાઇ ગઇ જેથી વીરનું અભિમાન રાખનારા તે રાવણે અર્જુનનુ તે પરાક્રમ સહન કર્યું નહિ, પણ તે તેની સામે લડવા ગયો તેથી સહસ્રાર્જુને તે રાવણને સ્ત્રીઓની સમક્ષ પકડી પાડીને માહિષ્મતી નગરીમા કેદ કર્યો હતો ;અને પાછળથી જે રાજાએ વાનરની પેઠે તેને છોડી મૂક્યો હતો. આવો તે રાજા પરાક્રમી હતો.

તે સહસ્રાર્જુન રાજા એક વખતે વનમા મૃગયા રમવા માટે ફરતાં

ફરતા દૈવેચ્છાથી જમદગ્નિ ઋષિના આશ્રમમા જઇ ચઢ્યો ત્યા તપસ્વી એવા જમદગ્નિએ સેના, મંત્રીઓ તથા વાહનો સાથે તે રાજાનો હવિર્ધાની ગાયના પ્રભાવથી આતિથ્ય સત્કાર કર્યો હૈહય કુળના તે રાજાએ તે મુનિનુ ઐશ્વર્ય પોતાના કરતા વધુ જોઇને તેના સત્કારને આદર આપ્યો નહિ. પરંતુ તે રાજાએ તેની કામધેનુ લેવાની ઇચ્છા કરી અને ગર્વથી પોતાના મનુષ્યોને તે ઋષિની કામધેનુ હરી લેવા માટે આજ્ઞા આપી એટલે તેના ગોપાળોએ વાછરડા સાથે બરાડા પાડતી તે કામધેનુને બળાત્કારે માહિષ્મતી નામની નગરીમા લઈ ગયા પછી રાજા પણ આશ્રમમાથી નીકળી પોતાના નગરમાં રવાના થઈ ગયો.

એવામા પરશુરામ આશ્રમમા આવ્યા અને રાજાની ગૌહરણરૂપી દુષ્ટતા સાભળીને કોપાયમાન થઇ ભયંકર ફરસી લઇ ઢાલ તથા ભાથા સાથે તરવાર લઇ સિંહ જેમ હાથીની પાછળ દોડે તેમ સહસ્રાર્જુનની પાછળ દોડ્યા. સહસ્રાર્જુને પોતાની પુરીમા પેસતા પોતાની પાછળ વેગથી દોડતા આવતા પરશુરામને જોયા. તેથી સહસ્રાર્જુને પોતાની સત્તર અક્ષૌહિણી સેનાને તેમની સાથે લડવા માટે મોકલી. તે સર્વેનો એકલા ભગવાન પરશુરામે નાશ કરી નાખ્યો. પરશુરામ ફરશીનો પ્રહાર કરતા અનેક યોદ્ધાઓને પૃથ્વી ઉપર પાડતા. પોતાના સૈન્યને મરતું જોઈ સહસ્રાર્જુન રોષથી રણભૂમિ ઉપર લડવા માટે આવ્યો. તેણે પોતાના પાચસો હાથવડે પાચસે ધનુષ ઉપર બાણ સાધી એકી વખતે પરશુરામના ઉપર નાખ્યા તે એક ધનુષધારી પરશુરામે બાણો મારીને એકી સાથેજ તેના બાણોને કાપી નાખ્યા એટલે સહસ્રાર્જુન પોતાના હાથોથી પર્વતો અને વૃક્ષો ઉપાડી પરશુરામ સાથે દોડવા લાગ્યો. એટલે પરશુરામે ફરશીથી જેમ સર્પની ફેણોને કાપી નાખે તેમ બળાત્કારે તે રાજાની ભુજાઓને કાપી નાખી. બધા હાથ કાપી નાખ્યા પછી સહસ્રાર્જુનના માથાને પણ તેમણે ફરસીથી કાપી નાખ્યુ તેથી તે મરણ પામ્યો.

સહસ્રાર્જુનનુ મરણ થવાથી તેના દસ હજાર પુત્રો પણ ત્યાથી ભયને લીધે નાસી ગયા પછી પરશુરામ દુઃખી થયેલી કામધેનુને વાછરડા સાથે લઇને ઘેર આવ્યા. અને ગાય પિતાને આપી. અને પોતે કરેલું કામ પિતાની અને ભાઇઓના આગળ કહી બતાવ્યુ

### પરશુરામ ગયા પાછી મેળવી ઘેર આવ્યા.

આ સાંભળી જમદગ્નિ બોલ્યા અરે રામ, રામ, તેં પાપ કર્યું છે. તેં સર્વ દેવતામય રાજાને વૃથા જ મારી નાખ્યો છે હે તાત, આપણે બ્રાહ્મણ છીએ, ક્ષમાથી પૂજ્યપણાને પામ્યા છીએ, ક્ષમાથી આપણું બ્રહ્મતેજ સૂર્યના

જેવુ શોભે છે ક્ષમાથી ભગવાન્ પણ તુરત પ્રસન્ન થાય છે. માટે તે આ ખોટું કામ કર્યું. રાજાનો નાશ તો બ્રહ્મહત્યા કરતા પણ અધિક છે. માટે હે રામ! તું મનમાં ભગવાનનુ સ્મરણુ કરતો તીર્થની સેવા કરીને પાપનો નાશ કર.

આ સાંભળી પિતાની આજ્ઞા પ્રમાણે પરશુરામ તથાસ્તુ કહીને એક વર્ષ સુધી તીર્થયાત્રા કરવા નીકળ્યા તીર્થયાત્રા કરીને વર્ષ દિવસ પછી આશ્રમમા પાછા આવ્યા

## પરશુરામે કરેલો માતા અને ભાઇઓનો ઘાત.

એક દિવસે જમદગ્નિના સ્ત્રી રેણુકા પાણી ભરવા માટે ગગાના તીર ઉપર ગયા હતા ત્યા ચિત્રરથ નામનો એક ગધર્વનો રાજા કઠમાં કમળની માળા પહેરીને અપ્સરાઓની સાથે જળક્રીડા કરતો હતો. રેણુકા તેને જોવા લાગ્યા અને તેના ઉપર કઇક ઇચ્છા થવાથી તે મુનિના હોમનો સમય વસરી ગયા. હોમનો સમય વિતી ગયો એ જાણીને પછીથી મુનિના શાપથી શકાકુળ થઇને તે આશ્રમમાં આવ્યા અને પાણીનો કળશ ઋષિની સન્મુખ મુકીને બે હાથ જોડીને ઉભા રહ્યા

ઋષિ પોતાની સ્ત્રીનો માનસીક વ્યભિચાર જાણી કોપાયમાન થઈ બોલ્યા કે હે પુત્રો! આ પાપિણી સ્ત્રીનો નાશ કરો, પરતુ પુત્રોએ પિતાની આજ્ઞા માની નહિ ત્યાર પછી પિતાએ પરશુરામને આજ્ઞા કરી કે તું તારી માતાની સાથે તારા ભાઇઓનો નાશ કર, એટલે તેણે ભાઇઓને માતાની સાથે મારી નાખ્યા કારણુ કે તે મુનિ જમદગ્નિના સમાધિના તથા તપના પ્રભાવને સારી રીતે જાણુતા હતા તે પછી પુત્રના આજ્ઞાધારીપણાથી પ્રસન્ન થયેલા સત્યવતીના પુત્ર જમદગ્નિએ પ્રસન્ન થઇને પુત્રને વર માગવા માટે કહ્યુ એટલે પરશુરામે પણ માગ્યુ કે મારી મરી ગયેલી માતા અને ભાઇઓ જીવતા થાય અને મે તેઓનો નાશ કર્યો છે તે વાત તેઓ ભૂલી જાય. તે સાભળી 'અસ્તુ' એમ મુનિએ કહ્યુ કે તુરત જ જાગીને ઉઠે તેમ તે સર્વે પરિશ્રમ વગર કુશળ ઉઠયા પરશુરામ પોતાના પિતાના તપને અને પરાક્રમને જાણુતા હતા માટે તેણે સબધીઓનો નાશ કર્યો હતો

## પરશુરામે કરેલી એકવીસ વાર નક્ષત્રીય પૃથ્વી.

હે રાજા, સહસ્રાર્જુનના જે પુત્રો પોતાના પિતાનો પરશુરામે કરેલો નાશ સભાર્યા કરતા હતા અને પરશુરામના પરાક્રમથી હારી ગયા હતા તેથી કોઇ ઠેકાણે તેઓને ચેન પડતુ નહતું અર્થાત્ તેઓ વૈર વાળવા માટે આતુર થઈ રહ્યા હતા. પછી એક દિવસે પરશુરામ પોતાના ભાઇઓની

સાથે વનમાં ગયા હતા, તે સમય મેળવીને સહસ્રાર્જુનના પુત્રો વેર વાળ-વાની ઇચ્છાથી તેના આશ્રમમા આવ્યા અને મુનિને ભગવાનને વિષે બુદ્ધિ સ્થિર કરીને અગ્નિશાળામાં સમાધિમા બેઠેલા. એટને પેલા પાપ કરવાના નિશ્ચયવાળા હૈહયોએ તે મુનિને મારવા માંડયો. તે વખતે પરશુરામની રાંકડી માતાએ અતિ દારુણ એવા તે ક્ષત્રિયોને ઋષિને ન મારવા માટે પ્રાર્થના કરી, તોપણ તે નીચ ક્ષત્રિયો બળાત્કારે તે મુનિનું મસ્તક કાપીને લઇ ગયા અને સતી રેણુકા દુ ખ તથા શોકથી આતુર થઇને હાથવતી છાતી અને માથુ કુટવા લાગ્યા તથા હે રામ! હે રામ! હે તાત! આમ ઘાંટા પાડીને રડવા લાગ્યા દૂર રહેલા પરશુરામ પોતાની માતાનો હે રામ! આવો આતુ-રતા જેવો શબ્દ સાભળીને વેગથી આશ્રમમા આવ્યા અને જોયુ તો પિતાને મરણ પામેલા દીઠા, પિતાના મરણના દુ ખથી શોકથી પરશુરામ મોહિત થઇ ગયા અને વિલાપ કરવા લાગ્યા પછી પિતાનો દેહ પોતાના ભાઇને સોપીને રામ પોતે ફરસી લઇને ક્ષત્રિયોનો સહાર કરવાનો મનમા વિચાર કરીને માહિષ્મતી નગરીમાં ગયા અને ત્યાં સહસ્રાર્જુનના પુત્રોના માથાં કાપીને તેનો મોટો પર્વત કર્યો, અને પિતાના વધના કારણથી બ્રાહ્મણોનો અપરાધ કરનારા લોકોને ભય આપનારી લોહીની ભયકર નદી વહેવરાવી. રેણુકાએ પતિના મરણથી એકવીસ વાર છાતી કુટી હતી તેથી પરશુરામે એકવીશ વાર પૃથ્વીને નક્ષત્રી કરી હતી અને સ્યમંત પચક નામના ક્ષેત્રમાં લોહીના નવ ધરો બનાવ્યા હતા,

પરશુરામે પિતાના શત્રુઓને મારીને પોતાના પિતાના મસ્તકને યજ્ઞ-મડપમાં લાવી પિતાના ધડની સાથે તેને સાધીને જીવતા કર્યા અને યજ્ઞ કરીને સર્વ દેવતામય તથા પોતાના સ્વરુપ પરમાત્માનું યજન કર્યું. આ પછી બ્રાહ્મણોને દક્ષિણા આપી પરશુરામ બ્રહ્મ નદી એવી સરસ્વતી નદીમાં અવભૃથ સ્નાન કરીને સર્વ પાપમાથી મુક્ત થયા.

પરશુરામના પિતા જમદગ્નિ પણ સ્મરણવાળો દેહ પામીને સપ્તર્ષિઓનાં મડળમા સાતમા ઋષિ થયા અને પરશુરાંમથી સત્કાર પામ્યા, કમળસરખાં નેત્રવાળા ભગવાન પરશુરામ પણ આવતા મન્વતરમા સપ્તર્ષિઓમા એક ઋષિ થશે આ પ્રમાણે ભગવાન શ્રીહરિએ ભૃગુના કુળમાં અવતાર લઇને પૃથ્વીના ભારરુપ ઘણા રાજાઓનો નાશ કર્યો હતો.

પરશુરામ આયુધમાં ફરશી રાખતા. તેમણે કૈલાસમા શિવજી પાસેથી સર્વ વિદ્યા સપાદન કરી હતી. ભીષ્મ અને દ્રોણાચાર્યે તેમની પાસેથી ધનુ-ર્વિદ્યાનું શિક્ષણ લીધું હતું. શિવે પરશુરામને પોતાનું ત્ર્યંબક નામનુ ધનુષ

આપી કહ્યું હતુ કે જ્યારે એ ધનુષ ભાગશે ત્યારે તારૂ તેજ જશે એ ભવિષ વાણી ત્રેતાયુગના અંતે ખરી પડી હતી પરશુરામનો આશ્રમ ગગા કિનારે હતા.

પરશુરામે ક્ષત્રિયોને નિર્વંશ કર્યા તે વખતે માતા રેણુકાને શરણે આવેલા ક્ષત્રિયોને માતાની સ્તુતિથી બચાવ્યા હતા બ્રહ્મનિષ્ટ જનક વિદેહીને તથા દશરથને જે વખતે તેમને પુત્ર નહતો તેમને પરશુરામે માર્યા ન હતા ક્ષત્રિયોના રક્તથી પાચ કુડ ભર્યા હતા તે હજુ રામહ્રદ નામથી પ્રસિદ્ધ છે. પરશુરામે પોતે તમામ રાજાઓને લઇ લઇ રાજ્યસત્તા પોતે ન ભોગવતા જે રાજા નમી ગયા હતા તેમને રાજ્ય પાછા સોપ્યા હતા બાકીની ભૂમિ કશ્યપ ઋષિને દાનમા આપી હતી તે વખતે જે ઉન્મત્ત ક્ષત્રી જણાતો તેને તે મારી નાખતા. કેટલેક વખતે મહાત્મા તેમને કહ્યુ કે મને દાન કરેલી પૃથ્વી ઉપર તમારે આવવુ એ યોગ્ય નથી ’ એથી પરશુરામ ભારતભૂમિ બહાર સમુદ્રતીરે કેટલીક જમીન મેળવી ત્યા રહ્યા હતા તે દેશ દ્વારિકા હાલ કોકણ નામથી પ્રસિદ્ધ છે.

પરશુરામ એકવીસ વાર પૃથ્વી નક્ષત્રી કર્યા પછી એક વખતે મિથિલાપુરીમા આવ્યા ત્યા બ્રહ્મનીષ્ટ જનકે સામે જઇ તેમને તેડી લાવી સિંહાસન ઉપર બેસાડ્યા અને પૂજન કર્યું પરશુરામે આ ચોકમા ફરસી, ભાથા ત્ર્યબક નામનુ ધનુષ મૂકી અદર ભોજન કરવા ગયા એવામા જનકરાયના પુત્રી સીતાએ રમતા રમતા આવી તે ધનુષનો ઘોડો કરી રમવા માડ્યુ પરશુરામ જમી બહાર આવ્યા તો સીતાને ધનુષનો ઘોડો કરી રમતી જોઈ આશ્ચર્ય પામ્યા આ જોઇ પરશુરામે જનકને કહ્યુ કે આ કન્યા કોઇ અદ્ભૂત લાગે છે એ લક્ષ્મીનો અવતાર છે આ ધનુષ ઘણા મનુષ્યોથી ઉપડી શકે એવુ નથી એ તેણે સહજમાં ઉંચક્યુ માટે તમે હવે પ્રતિજ્ઞા કરો કે “ જે એ ધનુષ ચડાવી શકે એવો પુરુષ સ્વયવરમાથી મળી શકે તેને એ પુત્રી પરણાવવી.” જનકે તેમના કહેવા પ્રમાણે પ્રતિજ્ઞા કરી. અને જનકે પરશુરામની આજ્ઞા પ્રમાણે જ સીતાને સ્વયવર કરી રામ સાથે પરણાવ્યાં રામે સ્વયવર કરી રામ સાથે પરણાવ્યા. રામે સ્વયવરમા ધનુષ ચડાવી ભાગી નાખ્યુ આ બનાવ ત્રેતાયુગને અતે બન્યો આ વાત પરશુરામે જાણ્યુ હતું. રામ સીતાને પરણી અયોધ્યા જતા હતા ત્યાં પરશુરામે રસ્તામા આવી કહ્યુ કે શિવ ધનુષ ભાગનાર કોણ છે ? એ જોઇ બીજા ક્ષત્રીયો બીકથી ધ્રુજવા લાગ્યા પણ રામે નિર્ભયપણે કેટલાક વચન કહ્યા. અને પરશુરામે પરીક્ષા કરી તો એમને લાગ્યુ કે વિષ્ણુ મે રામાવતાર લીધો. એવું જાણી સ્નેહથી રામને ભેટી પડ્યા. પછી તેમણે ભારતું અગ્રેસરપણું રામને સોપ્યુ.

પરશુરામની આજ્ઞાથી રામે તેમના મૃત્યુ માર્ગમાં એક બાણુ માર્યું તેથી તે અમર થયા. પછી રામને નમન કરી તપશ્ચર્યા કરવા ગયા. તે પોતે મહેન્દ્રાચળ પર્વત ઉપર તપ કરતા હતા તેમને કાશીરાજાની કન્યા અબાએ પોતાને ભીષ્મે પરણવાની ના કહેવાથી હસ્તિનાપુર તેડી લાવી હતી. પરશુરામે ભીષ્મને લગ્ન કરવા સમજાવ્યુ પણ ભીષ્મે ન માનવાથી બન્ને વચ્ચે યુદ્ધ થયુ હતું.

આ પ્રમાણે ઇશ્વરાવતાર પરશુરામનુ આખ્યાન કહી મહાત્માએ કથા બધ કરી. એટલે સર્વ શ્રોતાજનો મહાત્માજીને નમન કરી પોતપોતાને ઘેર ગયા

## પ્રકરણ ૩૪ મું.

### ભગવાન વેદવ્યાસ.

બીજે દિવસે વખત થતા શ્રોતાજન આવી ગયા એટલે મહાત્માજીએ કથાનો આરભ કર્યો ઇશ્વરનો ઓગણીસમો અવતાર વેદવ્યાસનો થયો હતો.

પરાશર ઋષિના પુત્ર વેદવ્યાસ છે એક વખતે પરાશર ઋષિ નદી ઉતરવા માટે હોડીમા બેસી સામે પાર જતા હતા તે હોડી એક માછીને સાં ઉછરી મોટી થયેલી મત્સ્યગધા નામની છોકરી ચલાવતી હતી મત્સ્યગધા અને ઋષિ બે જ જણુ હોડીમા હતા. આ મત્સ્યગધા રૂપવાન હોવાથી પરાશરને તેને એકલા જોઇ તેના ઉપર મોહ થયો. મત્સ્યગધા ઋષિના શાપના ભયથી પરાશરની સાથે સમાગમ કર્યો અને તેનાથી તેને પુત્ર થયો. યમુનાના એક બેટની અદર તેમનો જન્મ થયો તેથી તેમનુ નામ કૃષ્ણ દ્વૈપાયન કહેવાય છે. આ મત્સ્યગંધાનું નામ પાછી સત્યવતી પડયુ અને તેનુ લગ્ન પછી પાડવ કૌરવોના મૂળ પુરુષ શાતનુ રાજા સાથે થયુ હતુ. કૃષ્ણદ્વૈપાયન જન્મતાં જ માતાની આજ્ઞા લઇ તપ કરવા માટે બદ્રિકાશ્રમમા ગયા અને કામ પડેથી સંભાળતા જ પોતે હાજર થશે એવુ માતા મત્સ્યગંધાને કહેતા ગયા. તેમનો જન્મ દ્વાપરયુગમાં કૃષ્ણાવતારની પહેલાં થયો હતો. વેદનો વિસ્તાર કરનારા વ્યાસ કહેવાય છે. પરતુ આ મહાપુરુષે વેદના ચાર ભાગ બનાવ્યા તેથી તે વેદવ્યાસ પણ કહેવાયા.

વેદવ્યાસ જન્મતા જ મોટા થયા અને બદ્રિકાશ્રમમા જઇ તપ કરવા લાગ્યા શરીરે કાળા પણ તેજસ્વી હતા તેમને વૈશપાયન, જૈમિની, રોમહર્ષ, પૈલ, અને સુમંતુ વિગેરે ઘણા શિષ્યો હતા. તેમણે વૈશપાયનને યજુર્વેદ, જૈમિનીને સામવેદ, પૈલને ઋગ્વેદ અને સુમંતુને અથર્વવેદ ભણાવ્યા હતા. સરસ્વતી અને દૃપદ્વતી એ બે નદીના વચેનો ભાગ બ્રહ્માવર્ત્ત ગણાય છે ત્યા સરસ્વતીના કિનારે કિનારે વ્યાસ મુનિનો આશ્રમ હતો. તે મહા જ્ઞાની હતા. તેમની પાસે હજારો શિષ્યો વેદાધ્યયન કરતા તેમણે મહાભારત નામનો ઇતિહાસનો ઉત્તમ ગ્રંથ બનાવ્યો હતો તેમ ભાગવત વિગેરે અઢાર પણ તેમણેજ રચ્યા હતા. અધ્યાત્મ રામાયણ પણ તેમણે રચ્યુ હતું.

કલિયુગની શરૂઆતમા તેમણે જાણ્યુ કે લોકો વેદધર્મ બરાબર પાળી શકશે નહિ તેથી તેમણે વેદધર્મનુ રક્ષણ કરવા માટે તે જ્ઞાનપુરાણાદિમાં ગુથ્યુ તેમણે બ્રહ્મસુત્ર રચ્યુ તેમજ બધા ઉપનિષદ્નો એક વાક્યા કરી. તેમણે ઉત્તર મિમાસા અને ઘણી ધર્મસહિતાઓ રચી છે પુરાણો અને મહાભારત એ ગ્રથો તેમણે રોમહર્ષ નામના શિષ્યને ભણાવ્યા હતા.

તેમની માતા મત્સ્યગધા–શાતનુ રાજા વેરે પરણ્યા હતા ત્યા તેમનુ નામ સત્યવતી પડ્યુ. શાતનુનો વશ નિર્મૂળ થવાનો સભવ થતા માતા સત્યવતીના સ્મરણ કરવાથી તે હસ્તિનાપુર ગયા અને પોતાના ભાઇની સ્ત્રીઓથી ધૃતરાષ્ટ, પાડુ અને વિદુર એ ત્રણ પુત્રોને જન્મ આપ્યો હતો ધૃતરાષ્ટના કૌરવો અને પાડુના પાડવો થયા તે પાડવ કૌરવોની વારવાર કાળજી રાખતા અને તેમને વારવાર સલાહ આપવા જતા પાડવો વનમા ગયા ત્યારે તેમણે તેમની પાસે જઈ પ્રતિસ્મૃતિ નામની ઇંદ્રના મત્રની વિદ્યા તેમને આપી તેથી અર્જુને તપ કરી શિવ અને ઇદ્રને પ્રસન્ન કરી તેમની પાસેથી દિવ્ય આયુધો મેળવ્યા હતા

વેદવ્યાસ સમર્થ યોગી હતા તે દૂરની વાત જાણી શકતા તેમ ગમે ત્યાં ગમે તે વખતે જઈ આવી શકતા તેમણે મેરુ પર્વત ઉપર જઇ ઘણા વર્ષ સુધી તપ કર્યું હતુ જેના પરિણામે શિવના વરદાનથી તેમને બ્રહ્મજ્ઞાની પુત્ર થયો હતો તે પુત્રનુ નામ શુકદેવ પાડ્યુ. તે શુકદેવે ભાગવતનુ રહસ્ય પરીક્ષત રાજાને સમજાવ્યુ હતું અને તે ભાગવતનુ સાત દિવસ પારાયણ કરવાથી પરિક્ષતને મોક્ષ પ્રાપ્તિ થઈ હતી. વેદવ્યાસે મહાભારત નામનો ઉત્તમ ગ્રથ રચવાથી તેમનુ નામ અત્યારે અમર થઈ રહ્યુ છે તે સર્વથી ઉત્તમ ગ્રથ છે એમ સર્વ લોકોએ કબુલ કર્યું છે. તેમાજ ભગવદ્ગીતાનો સમાવેશ થાય છે. આ ભગવદ્ગીતા અત્યારે અધ્યાત્મશાસ્ત્રમાં ઉત્તમમા ઉત્તમ ગ્રથ ગણાય છે.

વેદવ્યાસના સિદ્ધાંતો ઉપરથી ઘણા સૈકામાં યોગી ધર્મ ચાલ્યો તેના આચાર્ય વ્યાસ મુનિ ગણાય છે. તે મતમાં વેદનો જ્ઞાનકાંડ સત્ય ધર્મ મનાય છે. આત્મા સર્વત્ર છે પૂર્ણ જ્યોતિ આત્માની દૃષ્ટિ છે સંસારનુ મુળ અવિદ્યા છે- સોઽહં શબ્દ જ્ઞાનના ઘર રૂપ છે. અહંબ્રહ્માસ્મિ એ તારકમંત્ર ગણાય છે. ૐકારનું ચિંતન ગુપ્ત મંત્ર ગણાય છે. આ ધર્મના અનુયાયી ત્યાગી હોય છે. તેમના શિષ્યો મુનિવર્ય લે છે વ્યાસ મુનિ પણ ભગવાનનો અંશા-શાવતાર ગણાય છે. કલીયુગમાં વેદધર્મને બદલે પાખંડ મતો ચાલવા લાગ્યા. ત્યારે શંકરાચાર્ય ભગવાન વેદ ધર્મનું સ્થાપન કરવા માટે પ્રકટ થયા હતા. તે વખતે શંકરાચાર્યને વેદવ્યાસે પ્રકટ થઈ દર્શન આપ્યા હતા અને તેમનુ આયુષ્ય ૧૬ વર્ષ વધાર્યું હતુ

વેદ વ્યાસ જ્યારે વેદ, વેદાંત, ગીતા સવ રચ્યા છતાં પણ જ્યારે અજ્ઞાનથી મુંઝાવા લાગ્યા ત્યારે તેમને ભાગવત સાંભળવાથી મોહ દૂર થયો હતો. ત્રીજા દ્વાપરયુગમા શ્રી હરિની કળામાથી યોગી એવા વેદ વ્યાસ થયા તે સરસ્વતી નદીના કિનારે આશ્રમમાં રહી સ્નાન સંધ્યા કરી એકાંતમાં કાળ ગાળતા તેમણે યજ્ઞોમાં વિસ્તાર કરવા માટે એક વેદમાંથી ચાર વેદ કર્યા અને ઇતિહાસ તથા પુરાણુ બનાવ્યા. તે પાચમો વેદ ગણાય છે. વેદો જે પહેલા વિદ્વાનો ભણિ શકતા તે જ વેદો ને તેમણે મંદ બુદ્ધિવાળા પણ ભણી શકે તેવી રીતે દીન ઉપર વત્સલતા રાખનાર વ્યાસે સરલ કર્યા, વળી સ્ત્રી, શુદ્ર તેમ નીચ લોકો જેને વેદ સાંભળવાનો અધિકાર નથી તેમને માટે તેમનું કલ્યાણુ થાય તેવા મહાભારત નામનો ઇતિહાસનો ગ્રંથ રચ્યો. અને તેમને વેદના અર્થને ગુંથ્યો. આમ છતાં પણ જ્યારે વ્યાસજીનું મન પ્રસન્ન થયુ નહિ. એવામાં નારદજી તેમના આશ્રમમાં આવ્યા. તેમણે વ્યાસ મુનિને ખિન્ન થતા જોઇ કહ્યું કે—તમે ધર્મ, અર્થ વિગેરેને વર્ણવ્યા છે પણ તેમાં ભગવાન વાસુદેવનો મહિમા વર્ણવ્યો નથી. પરબ્રહ્મનુ જ્ઞાન પણ જો ભગવાનની ભક્તિ વિનાનુ હોય તો તે સંપૂર્ણ શોભતું નથી માટે હવે તમે સંસારને સર્વ બંધનોમાથી છુટવા સારૂ સમાધિવડે ઉસક્રમ એ ભગવાનનાં ચરિત્રોનું વર્ણન કરો તે પછી વ્યાસે અજ્ઞાની લોકોને માટે શ્રીમદ્ ભાગવત રચ્યું. અને તેથી તેમને શ્રીકૃષ્ણુ ઉપર શોક મોહ નાશ કરનારી ભક્તિ ઉત્પન્ન થઇ તેમણે પોતાના પુત્ર શુક જે જન્મતા જ બ્રહ્મચારી બની તપ કરવા ચાલ્યા ગયા હતા તેમને શોધી કહાડી ભાગવત ભણાવ્યુ અને જો કે શુકદેવ નિવૃત્તિ સુખમા મગ્ન રહેનારા હતા વિષયની સ્પૃહા નહોતી છતાં શ્રી હરીના ગુણોથી આકર્ષાઇ ભાગવતને ભણ્યા હતા

આટલેથી જ કથા બંધ કરી મહાત્માજી મૌન રહ્યા એટલે થોડો વખત શંકા સમાધાન ચાલ્યા અને પછી સર્વ પોતપોતાને સ્થાનકે વેરાઇ ગયા.

---



# પ્રકરણ ૩૫ મું.

## શ્રી રામચંદ્ર

બીજે દિવસે સર્વ શ્રોતાઓ આવી જતા મહાત્માજીએ ભગવાન રામચંદ્રજીની લીલા વર્ણનની કથા શરૂ કરી.

વૈવસ્વત મનુના વંશમા અબરીષ, ઇક્ષ્વાકુ, માધાતા, અબરીષ, સગર, ખટવાગ એ રાજાઓ થઇ ગયા છે, તેમના ચરિત્રોનુ વર્ણન હવે પછી કરવામા આવશે. ઇક્ષ્વાકુ વંશમા ખટવાગનો પુત્ર રઘુ થયો હતો તેથી રામચદ્રજીનુ રઘુકુળ ગણાય છે રઘુના પુત્ર અજ ને દશરથ નામનો પુત્ર થયો હતો. તે દશરથ રાજાને ત્યા સાક્ષાત્ પરબ્રહ્મરુપ શ્રી હરિ દેવોની પ્રાર્થના ઉપરથી પોતાના અંશમાથી ચાર પુત્રરૂપે અવતર્યા હતા.

દશરથ રાજાને પ્રજા નહોતી તેથી તેમણે વશિષ્ઠાદિ ઋષિઓની સલાહથી અશ્વમેધ યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો.

જેથી વિભાડક મુનિના પુત્ર શૃગી ઋષિ કે જેમને અગ દેશના રાજા રોમપાદે પોતાના દેશમા લાવવા માટે તેમને વેશ્યાઓથી બ્રહ્મચર્યથી ડગાવી પોતાના રાજ્યમા આણી પોતાની કન્યા પરણાવી હતી. તેમને બોલાવી તેમની પાસે અશ્વમેધ યજ્ઞ કરાવ્યો પછી ઋષિએ પુત્ર થવા માટે પુત્રેષ્ઠિ યજ્ઞ કરાવ્યો.

### રાવણ.

આ વખતે અસુર કુળમા જન્મેલો રાવણ દેવો અને ઋષિઓને અત્યત પીડા આપતો હતો સવ લોકના સર્જનારા સ્વાયંભુ બ્રહ્મા રાવણના પિતામહ હતા બ્રહ્માને દસ માનસ પુત્રો હતા તેમા એક પુલસ્ત્ય નામનો પુત્ર હતો. તે પુલસ્ત્યને ગો નામની સ્ત્રીથી વૈશ્રવણ નામનો પુત્ર હતો પણ તેણે પોતાના પુત્રનો ત્યાગ કરી પિતામહનો આશ્રય લીધો હતો તેથી તેણે પુત્ર ઉપરના ક્રોધને લઇ પોતાના અર્ધા ભાગમાથી વિશ્રવા નામના પુત્રને જન્મ આપ્યો.

વૈશ્રવણ બ્રાહ્મણ તે કુબેર કહેવાયા. પિતામહ બ્રહ્માએ પ્રસન્ન થઈને કુબેરને અમરપણુ, ધનપતિપણું, લોકપાળપણુ, મહાદેવની સાથે મિત્રતા, નળ કુબેર નામના પુત્રો, રાજ્યધાની માટે રાક્ષસ ગણથી ભરેલી લંકાપુરી, ઇચ્છા પ્રમાણે ગતિ કરનારૂ પુષ્પક વિમાન, રાક્ષસોનુ આધિપત્ય તથા રાજપણુ આપ્યા હતા. વિશ્રવા કુબેર ઉપર ક્રોધ રાખવા લાગ્યા. પોતાના ભાઈ કુબેરને લંકાનો રાજ્ય વૈભવ ભોગવતો, તે પોતાના પિતાને પ્રસન્ન કરવા પ્રયત્ન કર્યા કરતા હતા કુબેરે પોતાના પિતાને પરિચારિકા તરીકે ત્રણ રાક્ષસીઓ મોકલી તે નૃત્ય સંગીતના વિષયમા નિપુણ હતી તેમના નામ પુષ્પોત્કટા, રાકા અને માલિની હતા. તે રાક્ષસીઓ મહાત્મા પુલસ્ત્યને સંતુષ્ટ કરવા માટે તત્પર રહેતી. મહાત્મા વિશ્રવા તેની સેવાથી પ્રસન્ન થયા અને તે રાક્ષસીઓને તેની ઇચ્છાનુસાર લોકપાળ જેવા પુત્રો થવાના વર આપ્યા તે ઉપરથી પુષ્પોત્કટાને કુંભકર્ણ તથા દશગ્રીવ નામના બે પુત્રો અવતર્યા તે બન્ને પુત્રો અતુલ બળવાન અને રાક્ષસોના રાજા થયા. માલિનીએ વિભીષણ નામના પુત્રને જન્મ આપ્યો અને રાકાએ એક જોડલાનો જન્મ આપ્યો, જેમા ખર નામનો પુત્ર અને સૂર્પનખા નામની પુત્રી હતી.

સર્વ બાળકોમા વિભીષણ રુપાળો અને ધર્મનિષ્ઠ હતો દશગ્રીવ(રાવણ) સર્વમા ઉત્તમ અને બળવાન રાક્ષસ હતો તે ઉત્સાહી, વીર્યવાન, સત્વશાળી અને મહા પરાક્રમી હતો કુંભકર્ણ યુદ્ધમા વધુ બળવાન ગણાતો ખર, ધનુર્ધારી અને બ્રાહ્મણોનો દ્વેષી હતો સુપનખા બિહામણી અને બ્રાહ્મણોને તપમા વિઘ્ન કરનારી હતી, સર્વે પુત્રો વેદ ભણેલા હતા અને તે પોતાના પિતાની સાથે ગંધમાદન પર્વત ઉપર રહેતા. તેમણે કુબેરને મોટી સંપત્તિવાળો જોઈ ઇર્ષા કરવા માડી અને કુબેર જેવી સંપત્તિ મેળવવા માટે તપ કરી બ્રહ્માને પ્રસન્ન કરવાનો નિશ્ચય કર્યો તે પછી રાવણે એક પગે ઉભા રહી, વાયુનો આહાર કરી, પંચાગ્નિ તાપી એક હજાર વર્ષ સુધી તપશ્ચર્યા કરી કુંભકર્ણે પૃથ્વી ઉપર શયન કરી, યમ નિયમ પાળી તપશ્ચર્યા કરવા માડી. વિભીષણે ઝાડ પરથી પડતા એક એક પાદડાનો આહાર કરી ઉપવાસ કરી જપ કરવામા પરાયણ રહેવા માડ્યુ એઓ તપ કરતા હતા ત્યારે ખર અને સૂપનખા તેમની સેવામા અને રક્ષામા તત્પર રહેતા એક હજાર વર્ષ સુધી તપ કર્યા પછી રાવણે પોતાના મસ્તક કાપીને અગ્નિમા હોમવા માડ્યા જેથી બ્રહ્મા તેના ઉપર પ્રસન્ન થયા અને તેની પાસે જઈ બોલ્યા કે હે પુત્રો, હું તમારા ઉપર પ્રસન્ન થયો છું માટે હવે તમે તપ કરતા બંધ

પડો અને એક અમરપણા સિવાય જે બીજુ તમને પ્રિય હોય તે માગો. વળી હે રાવણ, તે ઉત્તમ પદની કામનાથી જે તારા મસ્તકો અગ્નિમાં રાખ્યા છે તે સર્વ મસ્તકો પાછા તારા શરીર ઉપર સંધાઈ જશે અને તેથી તારા દેહમા કદરુપાપણુ રહેશે નહિ પણ તુ ઇચ્છાનુસાર રૂપ ધારણ કરી રણભુમિ ઉપર શત્રુઓનો જરૂર પરાજય કરીશ. ત્યારે રાવણે કહ્યુ કે: ગધર્વ, દેવો, અસુરો, રાક્ષસો મારો પરાભવ કરી શકે નહિ એવો મને વર આપો. જેથી બ્રહ્માએ કહ્યુ કે તે જે નામો દીધા તેનાથી તારો પરાજય થશે નહિ. તને માત્ર મનુષ્યનો ભય રહેશે. આ પ્રમાણે બ્રહ્માએ વરદાન આપ્યુ તે પછી મનુષ્યનુ ભક્ષણ કરનારો દુષ્ટ બુદ્ધિ રાવણ મનુષ્યોનું અપમાન કરવા લાગ્યો.

પછી બ્રહ્માએ કુભકર્ણને વર માગવાનુ કહ્યુ તેથી અજ્ઞાનવડે બુદ્ધિહીન થયેલા તેણે મહા નિદ્રા માગી પછી વિભીષણને માગવાનું કહેતા તેણે માગ્યું કે હુ પરમ આપત્તિમા આવી પડયો હોઉ તો પણ મારી બુદ્ધિ અધર્મનો અગિકાર કરે નહિ અને મને વગર અભ્યાસે બ્રહ્માસ્ત્રનુ જ્ઞાન થાય એવો વર આપો તેથી બ્રહ્માએ તેને કહ્યુ તુ રાજસ જાતિમા જન્મ્યો છુ છતા તારી બુદ્ધિ ધર્મ ઉપર પ્રેમ ધરાવે છે માટે હું તને અમરપણુ આપુ છુ.

આ પછી રાક્ષસ રાવણે કુબેરની સાથે યુદ્ધ કર્યું ને તેમા કુબેરને હરાવી લકા નગરી લીધી પછી કુબેર લકાનો ત્યાગ કરી ગધર્વો, યક્ષો, રાક્ષસો અને કિપુરૂષોની સાથે ગધમાદન પર્વત ઉપર ગયો રાવણે કુબેરનું પુષ્પક વિમાન લઈ લીધુ. પણ કુબેરે તેને શાપ આપ્યો કે આ પુષ્પકવિમાન તને વહન કરશે નહિ પણ યુદ્ધમા જે પુરૂષ તારો નાશ કરશે તેને વહન કરશે તે મારૂં તથા ગુરૂનુ અપમાન કરવાથી થોડા સમયમા જ તારો નાશ થશે વિભીષણ ધર્માત્મા હોવાથી કુબેરને અનુસરવાથી કુબેર તેના ઉપર પ્રસન્ન રહેવા લાગ્યા જેથી તેને યક્ષો અને રાક્ષસોનો સેનાપતિ બનાવ્યો રાક્ષસોએ લકામા રાવણનો રાજ્યાસન ઉપર અભિષેક કર્યો રાવણ ઇચ્છાનુસાર રુપધારી આકાશચારી હતો તેથી તે દેવો અને દૈત્યોનો પરાજય કરી તેમની ઉત્તમોત્તમ વસ્તુઓ પોતે લઈ લેતો મનુષ્યોને રોવરાવતો તેથી રાવણ કહેવાતો હતો રાવણને દશ માથાં હતા તેનુ બળ ઇચ્છાનુસારી હતું તેથી તે નિત્ય દેવોને ભય આપવા લાગ્યો

રાવણના ત્રાસથી સર્વ દેવો બ્રહ્માને શરણે ગયા અને કહ્યુ કે તમે પૂર્વે દશગ્રીવ ( રાવણ )ને વરદાન આપી અમર કર્યો છે તેથી તે સર્વ પ્રજાને અત્યત દુખ દે છે માટે તમે અમારૂં રક્ષણ કરો. તેથી બ્રહ્માએ કહ્યુ કે

રાવણને શિક્ષા કરવા માટે ચતુર્ભુજ એવા શ્રી વિષ્ણુ દશરથને ત્યા જન્મશે તે તમારૂં કાર્ય કરશે. માટે હવે હે ઇન્દ્ર, તુ સર્વ દેવો, ગધર્વો, અને દાનવો સાથે પૃથ્વી ઉપર અવતાર લે અને તમે રીંછો, વાનરોની સ્ત્રીઓમા બળશાળી પુત્રોને ઉત્પન્ન કરો પછી તેમણે દુદુભી નામની ગધર્વીને કહ્યુ કે તું પણ પૃથ્વી ઉપર અવતાર લે પછી તે દુદુભી મનુષ્ય લોકમા મથરા નામની કુબ્જા થઇને અવતારી અને દેવો અને ગધર્વોએ વાનરો અને રીંછાની સ્ત્રીઓમા પુત્રોને ઉત્પન્ન કર્યા તે સઘળા મહાબળશાળી થયા. પછી મથરાને સૂચના આપી કે તેણે રામનો રાજ્યાભિષેક ન થવા દેતા કૈકેયીનુ મન ફેરવી તેમને દેશવટો દેવરાવવો

## રામ જન્મ.

પછી દેવોની પ્રાર્થનાથી વિષ્ણુ ભગવાને દશરથરાજાને ત્યા પુત્રરુપે અવતરીશ એમ કહી દેવોને રાજી કર્યા પછી પુત્રેષ્ટિ યજ્ઞમા યજ્ઞ પુરુષે આપેલા પાયસ (દુધપાક) ને દશરથે પુત્રની કામનાથી પોતાની કૌશલ્યા, અને સુમિત્રા, કૈકેયી એ ત્રણે રાણીઓને આપ્યો કૌશલ્યાને તે દુધપાકનો અર્ધો ભાગ આપ્યો અને બાકી રહેલા અર્ધા ભાગના બે ભાગ કરી એક ભાગ સુમિત્રાને આપ્યો અને જે વધ્યો તેના બે ભાગ કરી તેમાથી એક ભાગ કૈકેયીને આપ્યો. તે પછી રાણીઓને ગર્ભ રહ્યા.

તે પછી પુરા માસે વસત ઋતુમા ચૈત્ર સુદ ૯ ના રોજ પુનર્વસુ નક્ષત્ર અને કર્ક લગ્નમાં ભગવાન વિષ્ણુના અર્ધભાગ રુપ મહા ભાગ્યવાન રામ કૌશલ્યાને પેટે જન્મ્યા. પછી કૈકેયીએ વિષ્ણુના ચતુર્થાશરુપ ભરતને પુષ્ય નક્ષત્રમા અને મીન લગ્નમા જન્મ આપ્યો તે પછી સુમિત્રાએ શુરવીર એવા લક્ષ્મણ અને શત્રુઘ્નને આશ્લેષા નક્ષત્રમા અને કર્ક લગ્નમા જન્મ આપ્યો.

આ પ્રમાણે દશરથ રાજાને ત્યા ઇશ્વરાવતારી ચાર પુત્રોનો જન્મ થયો તેથી રાજ્યમાં સર્વત્ર આનદ છવાઇ રહ્યો.

તે પછી દેવો, ગધર્વો વિગેરેએ રીંછો અને વાનરોમા પુત્ર ઉત્પન્ન કર્યા. ઇંદ્રે વાનરોના રાજા વાલી નામનો પુત્ર સર્જ્યો, સૂર્યે સુગ્રીવ નામનો પુત્ર ઉત્પન્ન કર્યો, બ્રહસ્પતિએ 'તાર' નામનો, કુબેરે ગન્ધમાનદ નામનો, વિશ્વકર્માએ નલ નામનો, અગ્નિએ નીલ નામનો, અશ્વિનિકુમારોએ મૈદ અને દ્વિવિદ નામના, વરુણે સુષેણુ નામનો, અને વાયુએ વજ્રસમાન દેહવાળા હનુમાન નામનો પુત્ર ઉત્પન્ન કર્યો. અને એવી રીતે રાવણનો વધ કરવા હજારો વાનર પુત્રો ઉત્પન્ન કર્યા.

દશરથને ત્યા પુત્રનો જન્મ થયા ૧૧ દિવસ થયા પછી બારમે દિવસે દશરથ રાજાએ ગુરુ વશિષ્ટને બોલાવી ચારે પુત્રના–રામ, ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન એવા નામ પાડી નામ સસ્કાર કર્યો તે પછી પુત્રો મોટા થતા તેમને ઉપનયન સસ્કાર કર્યો ચારે પુત્રોમા મોટા પુત્ર રામચદ્ર પોતાના પિતાને અત્યત આનદ આપનાર થયા ચારે ભાઇઓ ગુરુની પાસે સપૂર્ણ વિદ્યા ભણ્યા રામચદ્ર સત્ય પરાક્રમવાળા, સગ્રામ સમયે રથ ચલાવવામા કુશળ અને પિતાની સેવા કરવામા પ્રીતિવાળા હતા નાનો ભાઈ લક્ષ્મણ પોતાના મોટાભાઇ રામચદ્ર ઉપર નાનપણથીજ સુદૃઢ પ્રીતિવાળા હતા તે રામચદ્રનુ પ્રિય કરવામા પોતાના શરીરની પણ પરવા રાખતા નહિ રામચદ્રને પણ પોતાના નાનાભાઇ લક્ષ્મણ ઉપર એટલો બધો પ્રેમ હતો કે જાણે બહાર ફરતા પોતાના બીજા પ્રાણ જ હોય. તેમની લક્ષ્મણ ઉપર એટલી બધી પ્રીતિ હતી કે તે તેનાથી વિખૂટા પડીને નિદ્રા પણ કરતા નહિ લક્ષ્મણ વગર ભોજન પણ કરતા નહિ જ્યારે રામચદ્રજી મૃગયા કરવા વનમા જતા ત્યારે તેમનુ રક્ષણ કરવા નાનો ભાઈ લક્ષ્મણ પણ તેમની સાથે જતો રામ લક્ષ્મણને જેવો ગાઢો પ્રેમ હતો તેવોજ ભરત અને શત્રુઘ્ન વચ્ચે પ્રેમ હતો ભરતને શત્રુઘ્ન અને શત્રુઘ્નને ભરત પોતાના પ્રાણ કરતા પણ વધુ પ્રિય હતા આ ચારે પુત્રોને જોઇ મહારાજા દશરથ અત્યત પ્રસન્ન થતા હતા.

પુત્રો મોટા થતા એક દિવસે દશરથ રાજા તેમનો વિવાહ કરવાની વાત વસિષ્ટ, વામદેવ વગેરે સાથે કરતા હતા એવામા ગાધિપુત્ર વિશ્વામિત્ર મુનિ ત્યા આવી ચઢયા તેમનો રાજાએ યોગ્ય સત્કાર કર્યો પછી અરસપરસ કુશળ સમાચાર પૂછ્યા. થોડીવારે વિશ્વામિત્રે કહ્યુ કે મે યજ્ઞદીક્ષા લઇ યજ્ઞનો આરભ કર્યો છે પણ તે કાર્યમા મારીચ અને સુબાહુ રાક્ષસો આવીને યજ્ઞમા વિઘ્ન કરશે એમ લાગે છે તેઓ છાનામાના આવી યજ્ઞની વેદી ઉપર માસ અને રૂધિર વર્ષાવે છે, અને યજ્ઞ પૂર્ણ ન થાય તો મારો સઘળો શ્રમ વ્યર્થ થાય તેમ છે માટે હે રાજન્ ! રાક્ષસો ઉપર ક્રોધી થઇ શાપ આપવાની મારી ઇચ્છા નથી માટે તારા જ્યેષ્ટ પુત્ર રામ કે જે સત્ય પરાક્રમ વાળા, અને શુરવીર છે તેમને મારે સ્વાધિન કર તે રામ આ રાક્ષસોને મારી મારા યજ્ઞનું રક્ષણ કરવાને સમર્થ છે રામચદ્ર વગર બીજો કોઇ પણ તે રાક્ષસોને હણી શકે તેમ નથી હુ રામચદ્રને વધુ રોકીશ નહિ

વિશ્વામિત્રના આવા વચન સાભળી પુત્રો ઉપર અત્યત પ્રેમ હોવાને

લીધે દશરથ રાજા શોકાવિષ્ટ થઈ કહેવા લાગ્યા કે હે મહાત્મા, રામચંદ્રને હજુ ૧૬ વર્ષ પણ પૂરા થયા નથી તો તે રાક્ષસો સાથે કેવી રીતે યુદ્ધ કરી શકશે ! માટે મારી તમામ સેના લઈ હું આવીને તમારા યજ્ઞની રક્ષા કરવા તૈયાર છુ માટે રામચંદ્રને લઇ જવાની કાંઇ જરૂર નથી આ સાભળી વિશ્વામિત્રે કહ્યું પૌલસ્ત્યવંશમા જન્મેલો વિશ્રવામુનિનો પુત્ર રાવણ કે જે મહા બળવાન છે તેની પ્રેરણાથી રાક્ષસો યજ્ઞમા વિઘ્ન કરે છે આ સાભળી દશરથે કહ્યું શું રાવણ એ કામમા વિઘ્ન કરે છે ? તો તો હું કે મારી સેના તેની સામે યુદ્ધ કરી શકીએ તેમ નથી તો આ બાળક પુત્ર રામચંદ્રને મારાથી તમારી સાથે કેમ મોકલાય ? માટે હું આપની ક્ષમા માગુ છુ આ સાભળી વિશ્વામિત્રને ક્રોધ ચઢ્યો અને કહ્યું કે પ્રથમ તે મારૂ કાર્ય કરવાની પ્રતિજ્ઞા કરી છે અને હવે ના કહે છે તો તારૂ વચન જશે આ પછી વશિષ્ટ મુનિના સમજાવવાથી દશરથે મુનિના ક્રોધના ભયથી રામચંદ્રને તેમની સાથે મોકલવાનુ કબુલ કર્યું રામચંદ્રને બોલાવી રાજાએ મુનિની સાથે જઇ તેમના યજ્ઞનુ રક્ષણ કરવાની વાત કરી, તેમણે ખુશીથી જવા કબુલ કર્યું રામચંદ્રની સાથે લક્ષ્મણે પણ જવાની ઇચ્છા કરી એટલે પછી વિશ્વામિત્રની સાથે રામ અને લક્ષ્મણ તેમના યજ્ઞનુ રક્ષણ કરવા ગયા આગળ ચાલતાં સરયુ નદીના કિનારે વિશ્વામિત્રે તેમને ક્ષુધા અને શ્રમ નિવૃત્ત થાય તે માટે બલા અને અતિબલા નામની મંત્રવિદ્યા આપી. રસ્તામા ચાલતા આગળ સરયુ નદીનો ભાગીરથી ગંગાની સાથે સંગમ થાય છે તે સ્થળે એક રમણીય આશ્રમ આવ્યો તે જોઇ રામે પૂછ્યુ કે આ આશ્રમ કોનો છે ત્યારે વિશ્વામિત્રે કહ્યું કે પૂર્વે શંકર આ આશ્રમમા આવી તપ કરતા હતા અને અહિ જ તેમણે કામને ભસ્મ કર્યો હતો, અને તે પછી તે અનંગ કહેવાયો. કામે અહિ અંગનો ત્યાગ કર્યો માટે આ દેશ અંગદેશ કહેવાય છે હે રામ, આપણે પણ આજની રાત્રિ આ આશ્રમમા જ રહીશું. પછી તે ત્રણે જણ આશ્રમમા ગયા, ત્યા રહેતા મુનિઓએ તેમનો સત્કાર કર્યો બીજે દિવસે તે ત્યાથી ગંગા પાર ઉતરી આગળ ચાલ્યા આગળ ચાલતા ભયંકર વન આવ્યુ ત્યારે રામના પૂછવાથી વિશ્વામિત્રે કહ્યુ કે આ દેશમા સુંદ નામના રાક્ષસની સ્ત્રી તાટકા નામની યક્ષિણી ઉત્પન્ન થઈ તેનો પુત્ર મારીચ ઇંદ્રના જેવા બળવાળો છે તે મારીચ રાક્ષસ રોજ આ દેશમાં પ્રજાને ત્રાસ આપે છે છે અને તે તેમ તેની માતા તાટકા આ દેશનો નાશ કરે છે તે દુષ્ટા આ વનમાં રહે છે તેણે આગળ માર્ગ રોકેલો છે માટે હે રામ, તમે શસ્ત્ર સજ્જ કરી સાવધાન થાઓ. એ તાટકાને લીધે આ વન ઉજ્જડ છે.

## તાટકાનું વૃત્તાંત.

વિશ્વામિત્રે કહ્યું—પૂર્વે સુકેતુ નામનો એક યક્ષ હતો તેણે ઉગ્ર તપ કરી બ્રહ્માને પ્રસન્ન કર્યા એટલે તેમણે તેને તાટકા નામની કન્યા થાય એવું વરદાન આપ્યું એ તાટકાને હજાર હાથીનું બળ આપ્યું. સુકેતુએ તેને સુંદની સાથે પરણાવી તેનાથી તેને મારીચ નામનો પુત્ર થયો. તાટકાના ધણી સુંદના દુરાચરણોથી અગસ્ત્ય ઋષિએ તેને શાપ આપી મારી નાખ્યો ત્યારે તાટકા ઋષિને હણવા માટે પોતાના પુત્ર મારીચ સાથે તેમના આશ્રમમા ગઇ. તેમને જોઇ અગસ્ત્ય ઋષિએ તેમને રાક્ષસ થવાનો શાપ આપ્યો, તે પછી તે રાક્ષસ થઇ આ દેશને ઉજ્જડ કરી દીધો છે માટે હે રામ, તમે તે તાટકાને હણવા માટે હવે તૈયાર થાઓ.

રામે કહ્યું હે મુનિ ! મારા પિતાએ આપની આજ્ઞાનું કદાપિ ઉલ્લંઘન કરવું નહિ અને આપના કહેવા પ્રમાણે જ કરવું એવી મને આજ્ઞા કરી છે એટલે ગમે તેવું કામ આપ બતાવશો તે હું કરીશ હું પિતાની આજ્ઞા માનનારા હોવાથી આપનું વચન માની આજે તાટકાનો વધ જરૂર કરીશ, આમ કહી તેમણે ધનુષ ચઢાવ્યું અને ટંકાર નાદ કર્યો તે નાદ સાભળી તાટકા રાક્ષશી એકદમ તેમની સામે દોડી આવી. તે રાક્ષસીને આવતી જોઈ રામ સજ્જ થયા. અને તેની માયાને નષ્ટ કરી તેના નાક કાન કાપ્યા અને તેના બળનો ક્ષય કરી વિશ્વામિત્રની આજ્ઞાથી તેનો વધ કર્યો. તે પછી વિશ્વામિત્રની સાથે રાત્રે રામ લક્ષ્મણે તે વનમા જ મુકામ કર્યો બીજે દિવસે સ્નાન સંધ્યાથી પરવારી ચાલવાની તૈયારી કરી.

વિશ્વામિત્રે તેમને તૈયાર થયેલા જોઈ કહ્યું : હે રાજપુત્ર, હું આજે તમારા ઉપર પ્રસન્ન થયો છુ માટે આજે હું તમને આ સર્વ દિવ્ય અસ્ત્રો આપુ છુ તે ગ્રહણ કરો તેનાથી તમે દેવ, અસુર, ગંધર્વ સર્વ ને જીતી શકશો, આમ કહી તેમણે રામચંદ્રને અસ્ત્રો આપી તે અસ્ત્રોને સિદ્ધ કરવાના મંત્રોનો ઉપદેશ આપ્યો તે પછી તેમણે આગળ ચાલવા માડ્યું આગળ ચાલતા પર્વતની તળેટીમાં સુંદર વૃક્ષોથી ઘેરાયલું એક રમણીય સ્થળ તેમના જોવામા આવ્યું તે જોઈ રામે કહ્યું કે એ જગાએ પૂર્વે વિષ્ણુ પરમાત્માએ ઘણા વર્ષ સુધી તપ કર્યું હતું તે પછી તેમણે વામન અવતાર ધારણ કર્યો હતો. તેથી તે વામનનો સિદ્ધાશ્રમ નામનો પૂર્વાશ્રમ છે. હાલ હું પણ એ વિષ્ણુની ભક્તિ કરતો હાલ એ આશ્રમમા રહું છુ એજ મારો આશ્રમ છે. યજ્ઞમાં ભંગ કરવા માટે રાક્ષસો પણ ત્યાજ આવે છે પછી તે વાતો કરતાં સિદ્ધાશ્રમમા આવી પહોંચ્યા. ત્યા રહેનારા મુનિઓએ તેમનો સત્કાર કર્યો.

ત્યાં ગયા પછી વિશ્વામિત્રે તુરત જ યજ્ઞ દીક્ષા લઈ યજ્ઞ શરૂ કર્યો. રામ લક્ષ્મણે તેમના યજ્ઞની રક્ષા કરવા માંડી. એવામા રાક્ષસોના આવવાનો ઉત્પાત થવા લાગ્યો. વિશ્વામિત્ર મુનિએ મૌનવ્રત લઇ યજ્ઞ કરવા માંડેલો હતો. એવામા યજ્ઞ મંડપમાં રૂધિર પડવા માંડ્યુ તે જોઇ રામે ઉંચુ જોયું તો રાક્ષસોને દીઠા. પછી મારીચ અને સુબાહુને પોતાના ઉપર ધસી આવતા જોઇ રામચંદ્રે માનવાસ્ત્ર રાક્ષસની સામે છોડ્યુ તે મારીચના હૃદયમાં પેસી ગયુ. પછી આગ્નેયાસ્ત્ર ચઢાવ્યુ ને સુબાહુના હૃદયમાં પેઠુ તેથી તે મરણ પામ્યો એ પછી રામે બીજા અસુરોનો વધ કર્યો. એ પ્રમાણે રામે અસુરોનો વધ કરવાથી યજ્ઞ નિર્વિઘ્ને પુર્ણ થયો પછી વિશ્વામિત્રે કહ્યુ કેઃ હે રામ ! તમે મારી સાથે આવીને ગુરુનુ વચન બરોબર પાળ્યુ પછી રાત્રે ત્યા રહ્યા. બીજે દિવસે ત્યાના મુનિઓએ રામ લક્ષ્મણને કહ્યું કે: હાલમાં મિથિલા નગરીના રાજા જનકને ત્યા જવાના છીએ માટે તમે પણ અમારી સાથે ત્યા આવશો તો સારૂ છે ત્યા યજ્ઞદર્શન થશે વળી એક દિવ્ય ધનુષ છે તેને પણ જોશો આ સાભળી રામ લક્ષ્મણને પણ ત્યા જવાની ઇચ્છા થઇ તેથી સર્વ ઋષિ મંડળ અને રામ લક્ષ્મણને લઇ વિશ્વામિત્ર જનકપુર જવા તૈયાર થયા.

## અહલ્યા.

રસ્તામા ચાલતા ચાલતા તે મિથિલા નગરીની પાસેના ઉપવનમાં આવી પહોંચ્યા. ત્યા એક પ્રાચીન આશ્રમ જોવામા આવ્યો એ આશ્રમમાં એક શિલા પડી હતી તેનો રામચંદ્રના પગે સ્પર્શ થતા સ્વરૂપવાન સ્રીના રૂપમા તે શિલા થઇ ગઇ તે જોઇ રામે આ શો ચમત્કાર છે અને આશ્રમ કોનો છે એમ પૂછવાથી વિશ્વામિત્રે કહ્યુ કે: પૂર્વે અહિ મહાત્મા ગૌતમ ઋષિ રહેતા હતા. તે પોતાની પત્નિ અહલ્યા સાથે ઘણાં વર્ષ અહિ રહી તપ કરતા હતા. એક વખતે ગૌતમ ઋષિ આશ્રમમા નહોતા ત્યારે અહલ્યાના સૌંદર્યથી મોહિત થયેલો ઇંદ્ર ગોતમનો વેશ લઇ અહલ્યાની પાસે આવ્યો અને અહલ્યાનો સંગ કરવાની ઇચ્છા કરી. તેણે ઇંદ્રને ઋષિનુ રૂપ ધારી આવેલો જોઇ ઇંદ્રને ઓળખ્યા છતા પણ અહલ્યાએ ઇંદ્રની સાથે સમાગમ કર્યો. ઇંદ્ર તે પછી જેરો ઋષિના ભયથી બહાર નીકળે છે તેવામાં સામે જ ઋષિને આવતા જોઈ તે ભયભીત થયો. ગૌતમ મુનિએ તેને ઓળખ્યો અને તેનુ દુષ્ટ કર્મ જાણી તેને શાપ આપ્યો કે, હે નીચ ઇંદ્ર ! તેં મારૂં સ્વરૂપ ધારીને આવુ નિંદ્ય કર્મ કર્યું માટે જા તું વૃષણ રહિત થઇશ. તે પછી ઋષિ પર્ણકુટીમાં આવ્યા તેમણે પોતાની સ્રીને શાપ આપતા કહ્યું

કે હે દુષ્ટ! તે આવુ દુષ્ટ કર્મ કર્યું માટે તુ માત્ર વાયુનુ જ ભક્ષણ કરનારો ને ભષ્મમા શયન કરનારી શીલા થઈ આ આશ્રમને વિષે હજારો વર્ષ પર્યંત નિવાસ કરીશ પણ જ્યારે દશરથ પુત્ર રામચદ્ર આહ આવશે ત્યારે તેના ચરણ સ્પર્શથી તુ પવિત્ર થઇશ. એ પછી ગૌતમ ઋષિ ત્યાથી ચાલી ગયા અને હિમાલય પર્વતના રમણીય શિખર ઉપર જઇ તપ કરવા લાગ્યા. તે આશ્રમ છે અને આ શિલા થઈ પડેલી અહલ્યા આપના ચરણ સ્પર્શથી શાપમુક્ત થઇ મૂળ સ્ત્રી રૂપે થઈ છે થોડીવારે ગૌતમ ઋષિને યોગમાર્ગથી પોતાના આશ્રમમાં રામચદ્ર આવ્યા છે એ વાત જાણવામા આવતા તે પણ આવી પહોચ્યા. ગૌતમ અને અહલ્યાએ રામચદ્ર સહિત ઋષિઓનો યોગ્ય સત્કાર કર્યો પછી તે સર્વ મડળ મિથિલા નગરી તરફ વિદાય થયુ.

## જનકપુરિ

થોડાજ વખતમા વિશ્વામિત્ર સાથે રામ લક્ષ્મણ અને સર્વ ઋષિમડળ જનકપુરમા આવી પહોચ્યુ ત્યા તેમણે એક જળાશય પાસે એકાતમા મુકામ કર્યો. રાજા જનકે પોતાના પુરોહિત શતાનંદ સાથે ત્યા આવીને તેમને યોગ્ય સત્કાર કર્યો વિશ્વામિત્ર રાજાને રામ લક્ષ્મણ ઓળખાવ્યા શતાનંદ એ ગૌતમ ઋષિના મોટા પુત્ર હતા તે પણ પોતાની માતા અહલ્યાનો ઉદ્ધાર થયો જાણી હર્ષ પામ્યા. પછી વિશ્વામિત્રે રાજાને કહ્યું કે હે રાજા, આ દશરથના કુમારો તારી પાસે જે શિવ ધનુષ્ય છે તે જોવા માટે અહિ આવ્યા છે માટે તુ તે તેમને દેખાડ.

## દિવ્ય ધનુષ્યનું વૃતાંત સીતાની ઉત્પત્તિ.

જનકે કહ્યું ભલે, હું તેમને ધનુષ બતાવીશ એ ધનુષ અમારા વશના મૂળ પુરુષ 'દેવરાત' નામના જનકને દેવોએ થાપણ રૂપે સોપ્યુ હતું ત્યારથી તે અમારી પાસે છે એક વખતે યજ્ઞ કરવા માટે મે જમીન શુદ્ધ કરવા માટે હળની અણીવડે પૃથ્વી ખેડવા માડી તેમાથી મને એક કન્યા મળી તેથી મે તે કન્યાનુ નામ સીતા રાખ્યુ મોતા મોટી થતા તે શીવ ધનુષને હાથથી ઉપાડી ફેરવવા લાગી તે જોઇ મે નિશ્ચય કર્યો કે આ પુત્રી આવી શક્તિવાળી છે તો જે કોઈ એ ધનુષની પ્રત્યચા ચઢાવશે તેને જ હુ આ કન્યા પરણાવીશ તે પછી એ પુત્રીની ઇચ્છાથી ઘણા રાજાઓ મારી પાસે આવ્યા મે તેમને ધનુષ બતાવીને તેની પ્રત્યચા ચઢાવવાનુ કહ્યુ પણ કોઇ તે ચઢાવી શક્યા નહિ તે ધનુષ હુ આજે રામ લક્ષ્મણને દેખાડીશ તે મારી દેવ જામા રહે છે અને હુ તેનુ દરરોજ ગધ પુષ્પાદિથી પુજન કરૂંછુ એમ કહી રાજાએ રામ લક્ષ્મણને લઇ જઇ તે ધનુષ બતાવ્યુ ધનુષને

જોઈ વિશ્વામિત્રે રામને કહ્યું કે હે રામ ઉઠો, અને આ ધનુષ જુઓ. તે સાંભળી રામ ઉઠયા અને ધનુષ પાસે ગયા તે જોઈ તેમણે કહ્યું કે ધનુષ જોયું, હવે હું તેને ઉપાડીને પ્રત્યંચા ચઢાવવાનો પ્રયત્ન કરીશ. આ સાંભળી જનક અને વિશ્વામિત્રે કહ્યું ઘણું સારૂ

ત પછી રામચંદ્ર તે ધનુષ્ય પેટીમાંથી બહાર કાઢી તેના એક છેડાને પગના અંગુઠાથી ટેકવી જોતજોતામાં તેની પ્રત્યંચા ચડાવી દીધી પછી તેમણે ધનુષ્યને બને હાથે પકડી કર્ણ પર્યંત ખેંચવા જાય છે તેવામાં તે ધનુષ્યના કડડડ શબ્દ થતા બે કડકા થઇ ગયા. એ વખતે ભયંકર નાદ થયો અને તેથી ઘણા મનુષ્યો મૂર્છિત થઈ ગયા. થોડીવારે જનકે કહ્યું કે દશરથ પુત્ર રામચંદ્રે અદ્ભુત પરાક્રમ કર્યું છે હવે હું મારી પુત્રી સીતા રામચંદ્રજીને પરણાવીશ મે જે પણ લીધું હતુ તે આજે પૂર્ણ થયુ છે

એ પછી વિશ્વામીત્રની આજ્ઞાથી રાજાએ આ સમાચાર દશરથ રાજાને કહેવા માટે મંત્રી મોકલ્યો અને રામચંદ્રના વિવાહ માટે જાન લઇને આવવાની કંકોત્રી પણ મોકલી દશરથ રાજાને સમાચાર મળતા હર્ષ થયો તે પછી તે વસિષ્ટાદિ ઋષિઓને લઇ જાન સાથે દશરથ રાજા મિથિલા નગરીમાં આવ્યા આ વખતે યજ્ઞ પૂર્ણ થવા આવ્યો હતો તેથી જનકે વિવાહ કાર્ય બીજે દિવસે કરવાનો નિશ્ચય કર્યો દશરથ રાજાનો રાજાએ યાગ્ય સત્કાર કર્યો. પોતે રામ લક્ષ્મણ પુત્રોને મળ્યા અને તેમને જોઇ અત્યંત હર્ષ પામ્યા.

તે પછી વશિષ્ઠની સંમતિથી વિશ્વામિત્રે જનકને કહ્યું કે તમારી પુત્રી સીતાનો રામની સાથે, ઉર્મિલાનો લક્ષ્મણ સાથે વિવાહ કરો તે તો ઉત્તમ છે. હવે તમારા નાના ભાઇ કુશધ્વજને બે કન્યાઓ છે તેની અમે દશરથના પુત્ર ભરત અને શત્રુઘ્ન માટે અમે માગણી કરીએ છીએ માટે તમે હવે દશરથ રાજાની સાથે સંબંધ જોડો. તે વાત જનકે કબુલ કરી અને ભરત તેમ શત્રુઘ્નના પણ વિવાહસંબંધ જોડાયો. તે પછી બીજે દિવસે મોટી ધામધુમથી રામચંદ્રના સીતાજી સાથે, લક્ષ્મણના ઉર્મિલા સાથે, ભરતના માંડવી સાથે અને શત્રુઘ્નના શ્રુતકીર્તિ સાથે લગ્ન થયા વસિષ્ઠગુરુની આજ્ઞાથી રામચંદ્ર વિગેરે ચારે ભાઇઓએ પોતપોતાની પત્નીઓના હસ્તોને ગ્રહણ કર્યા. પછી વિવાહવિધિ પુરી થતા સર્વે વાજતે ગાજતે જાની વાસે ગયા. બીજે દિવસે વિશ્વામિત્ર સર્વ ઋષિઓ સાથે ત્યાંથી હિમાલય તરફ વિદાય થયા. જનકરાજાએ કન્યાદાનમાં ઘણું ધન, લાખો ગાયો, કપડા, અલંકારો, હાથી, ઘોડા, રથ, દાસીઓ વિગેરે આપ્યુ.

તે પછી દશરથ રાજા જાન સાથે વિદાય થયા. રસ્તામા જતા શુભ અશુભ બને પ્રકારના શુકનો થવા લાગ્યા આગળ જતા મોટો વટોળીઓ વાવા લાગ્યો. થોડીવારે ત્યા રસ્તામા ભયકર આકૃતિવાળા, ક્ષત્રિયકુળનો નાશ કરનારા પરશુરામને ફરસી લઇ આવતા જોયા તેમનાથી સર્વ ક્ષત્રિયો બ્હીતા હતા તેથી સર્વ પરશુરામે રામને કહ્યુ કે હે દશરથ પુત્ર રામ! તે તાટકા અને સુબાહુ વિગેરેનો વધ કર્યો છે જનકરાજાને ત્યા શિવ ધનુષ્યનો ભગ કર્યો એ વાત મે સાભળી છે હુ તે શિવ ધનુષ્ય કરતા પણ શ્રેષ્ટ ધનુષ્ય લઇ તારી પાસે આવ્યો છુ માટે તું આ ભયકર ધનુષ્યને ગ્રહણ કર અને તેના ઉપર બાણુ ચઢાવીને તારૂ બળ દેખાડ. આ સાભળી દશરથ રાજા અત્યત ખેદ પામ્યા અને હાથ જોડી દીન વાણીથી પરશુરામને કહેવા લાગ્યા કે હે પ્રભો! દયા કરો, મારા બાળક પુત્રોને અભયદાન આપો જો રામચદ્રનો નાશ થશે તો અમે કોઈ પણ જીવવાના નથી." આમ કહેવા છતા પણ પરશુરામે તે ઉપર લક્ષ ન આપતા રામને કહ્યુ કે હે રામ, વિશ્વકર્માએ દેવો માટે માત્ર બે ધનુષ્યજ નિર્માણ કરેલા છે એક તે જનકની સભામા ભાગી નાખ્યુ તે ધનુષ્ય દેવોએ ત્રિપુરાસુરનો નાશ કરવા માટે મહાદેવને આપ્યુ હતું અને બીજુ મારા હાથમા છે તે દેવોએ વિષ્ણુને આપ્યુ હતું. આ ધનુષ્ય પૂર્વે વિષ્ણુ ભગવાને મારા દાદા ઋચીક ઋષિને થાપણ રુપે આપ્યુ હતુ તે હાલ મારી પાસે છે. તે વડે મે ૨૧ વાર નક્ષત્રિય પૃથ્વી કરી હતી. તે તુલ્યે અને તારી શક્તિ હોય તો આ શ્રેષ્ટ ધનુષ્યને સજ્જ કરી તેના ઉપર બાણુ ચઢાવ

આ સાભળી રામચંદ્રે પરશુરામને કહ્યુ તમે ભલે ૨૧ વાર નક્ષત્રિય પૃથ્વી કરી હશે. પણ હું કે ક્ષત્રિય ધર્મયુક્ત છુ તેને બળરહિત અને અશક્ત જાણી તમે મારૂ અપમાન કર્યુ છે માટે તમે હવે મારા પરાક્રમને પણ જુઓ આમ કહી તેમણે પરશુરામના હાથમાનુ વૈષ્ણવ ધનુષ્ય ગ્રહણ કરી તેને સજ્જ કર્યું અને ત્રૈલોકને કપાવે તેવો જયઘોષ કર્યો પછી પરશુરામને કહ્યુ કે હે મહાત્મન્! તમે બ્રાહ્મણ છો અને મારા ગુરુ વિશ્વામિત્રની બેન સત્યવતીના પાત્ર છો તેથી આ બાણુ હું તમારા ઉપર મૂકવાને સમર્થ નથી પણ આ બાણુ વડે હું તમારા તપોબળથી પ્રાપ્ત થનાર સ્વર્ગાદિ લોકમા જવાની ગતિનો નાશ કરીશ. આ સાભળી પરશુરામે કહ્યું હે વીર રાઘવ, ભલે તમે મારા તપથી સપાદન કરેલા ઉત્તમ લોકનો નાશ કરો. તમેઁઆ બાણુસાધ્યુ એથી નિશ્ચય છે કે તમે દેવોના પણ ઇશ્વર એવા વિષ્ણુ છો. આપ આપ ત્રિલોકના નાથથી હું પરાજીત થઉ તે મને લજ્જાસ્પદ

નથી. આ પછી શ્રી રામચંદ્રે ધનુષ્ય ઉપર ચઢાવેલુ બાણ પરશુરામ ઉપર મૂક્યુ તેથી પરશુરામે તપ કરી મળેલા ઉત્તમ લોકનો નાશ થયો. પછી પરશુરામ મહેન્દ્ર પર્વત ઉપર જવા તૈયાર થયા એટલે રામચંદ્રજીએ તેમની બ્રાહ્મણ હોવાથી પુજા કરી. પછી ઋષિ ચાલ્યા ગયા.

તે પછી રામચંદ્રજી, દશરથ રાજા અને સર્વ જન સાથે અયોધ્યા પહોચી ગયા. અયોધ્યામાં આજે સર્વ સ્થળે રાજકુવરો પરણીને આવેલા હોવાથી આનદ ઓચ્છવ થઇ રહ્યો હતો કુવરોએ પોતાને નમન કર્યા તે પછી જનકની ચારે પુત્રીઓ પોતપોતાના પતિ સાથે રહેવા લાગી, અને રામચદ્ર વિગેરે ચારે ભાઇઓ પિતાની સેવા કરતા તેમની આજ્ઞા પ્રમાણે વર્તવા લાગ્યા.

તે પછી કેટલાક દિવસે ભરતનો મામો યુધાજીત ભરતને તેડવા આવ્યાથી ભરત પિતા અને માતાની આજ્ઞા લઇ શત્રુઘ્ન સાથે મોશાળ ગયા પછી રામ અને લક્ષ્મણ પોતાના વૃદ્ધ પિતાની સેવા કરતા માતાની સેવામા તત્પર રહેવા લાગ્યા. દશરથના ચારે પુત્રોમા રામચદ્ર અત્યત યશસ્વી અને સત્ય પરાક્રમી નીવડ્યા

રામચદ્ર પોતાની પ્રાણપ્રિયા સીતા ઉપર નિરતર પ્રેમ દૃષ્ટિથી જોતા હતા અને તેમનાં મહાસાધ્વી પત્ની સીતા પણ પોતાના હૃદયમા તેમનુ જ ચિંતા કરતા હતા પતિનું હિત કરવાથી અને પતિવ્રત પાળવાથી, સીતાના ઉત્તમ ગુણોથી રામચદ્રની તેમના ઉપર દિન પ્રતિદિન અધિક પ્રીતિ થતી હતી. સીતાના હૃદયમા પણ રામચદ્ર પર તેથી દ્વિગુણ પ્રીતિ રહેતી હતી. સીતા અને રામચદ્રના એક જાતના અભિપ્રાયને આપોઆપ જ જાણી લેતાં. એ પ્રમાણે રામચદ્રે પોતાની પ્રિયા સીતાની સાથે અનેક ઋતુ પર્યંત વિહાર કર્યો.

એ પ્રમાણે પતિ સુખને ઇચ્છનારા ઉત્તમ રાજકન્યા સીતાને પ્રાપ્ત થઇ આનદ યુક્ત થએલા રાજર્ષિ દશરથના પુત્ર રામચદ્ર જેમ લક્ષ્મીને પ્રાપ્ત થઇ દેવોના સ્વામી વિષ્ણુ શોભે તેમ શોભવા લાગ્યા.

## ૨

## અયોધ્યાકાંડ

શ્રી રામ પ્રજાને ઇષ્ટ તથા પિતાને પ્રીતિકારક ગુણરૂપી કિરણો વડે સૂર્યની પેઠે શોભવા લાગ્યા. તે જોઇ સર્વ પ્રજા એવું ઇચ્છતી કે સર્વગુણ સપન્ન શ્રી રામચદ્ર લોકનાથ થાય તો સારૂં. દશરથ રાજા પણ પોતાના પુત્ર રામચદ્રને યુવરાજ પદે અભિષેક કરવાનો વિચાર કરવા લાગ્યા. તેમણે

પોતાના સભાસદો અને મંત્રીઓને બોલાવી કહ્યું કે શ્રી રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો મારો વિચાર છે માટે તમારી સર્વની શું ઈચ્છા છે તે જણાવો આ સાંભળી સભાસદોએ કહ્યું કે આપશ્રીના પાટવી કુમાર રામ ઇંદ્ર સમાન પરાક્રમી છે વળી સત્યવાદી અને સત્ય પરાયણ છે, તે ધર્મજ્ઞ, શીયળવાળા, ઈર્ષ્યારહિત, શાંત અંતઃકરણવાળા, જીતેંદ્રિય, સ્થિર ચિત્તવાળા, સર્વને પ્રિય વચન બોલનારા અને સર્વ આયુધોમાં કુશળ છે માટે અમારી પણ એવી મરજી છે કે આપ સર્વગુણ યુકત કુમાર રામચંદ્રને અમારા હિત માટે શીઘ્રતાથી હર્ષપૂર્વક રાજ્યાભિષેક કરો

તે પછી રાજા દશરથે મહર્ષિ વસિષ્ટ અને વામદેવને કહ્યું કે હે મુનિવરો, આપણા રામને યુવરાજ પદે અભિષેક કરવા માટે આ સર્વ પ્રજાજનો સંમત્ત છે માટે હવે હમણા જ તેને રાજ્યાભિષેક માટે સર્વ સાહિત્ય તૈયાર કરો. તે પછી થોડીવારે રામચંદ્ર ત્યાં આવી ચઢ્યા તેમને જોઈ રાજાએ કહ્યું કે હે વ્હાલા પુત્ર ! તું મારા કરતા અધિક ગુણવાન હોવાથી મને અતિ પ્રિય છે કે આ ચૈત્ર માસ છે અને તેમાં પુષ્ય યોગમાં તું યુવરાજ પદ ગ્રહણ કર. હે પુત્ર, તું વધુ વિનયવાળો થઈ જીતેંદ્રિય થા કામ ક્રોધથી ઉત્પન્ન થનારા વ્યસનોનો ત્યાગ કર અને રાજ્યભંડાર ને સમૃધ્ધ કરી મનને વશ કર.

રામને અભિષેક કરવાની વાત કૌશલ્યાને પહોંચી ગઈ તેથી તેમને ઘણો હર્ષ થયો. તે પછી દશરથ રાજાએ પોતાના મંત્રીઓ સાથે નિશ્ચય કર્યો કે આવતી કાલે ઉત્તમ પુષ્યયોગ છે માટે યુવરાજ રામને તે સમયે રાજ્યાભિષેક કરવો પછી પ્રાતઃકાલ થતામાં સર્વ કામકાજની તૈયારી કરવાની તે સૌને ભલામણ કરી સભા વિસર્જન કરી તે પછી દશરથરાયે રામને પણ જણાવ્યું કે હે વત્સ, આપણી સર્વ પ્રજા અને પ્રધાન મંડળ એ સૌ તું રાજા થાય એમ ઇચ્છે છે માટે હું તને યુવરાજપદે અભિષેક કરીશ માટે હવે તેને માટે હવે તેને માટે તું તૈયાર થા અને તે એમ કહી વળી વસિષ્ટને બોલાવી તેમણે કહ્યું કે રામચંદ્રને નિર્વિઘ્નતાથી રાજ્ય પ્રાપ્ત થાય તે માટે સીતા સહિત સંકલ્પપૂર્વક ઉપવાસ કરવા

વસિષ્ઠે રામચંદ્રજીને સીતા સાથે ઉપવાસ કરવાની આજ્ઞા આપી. રામચંદ્રને રાજ્યાભિષેક થવાની વાત અયોધ્યામાં સઘળે પ્રસરી રહી હતી અને તેથી નગરને શણગારવાનું ધમધોકાર ચાલવા માંડ્યું. લોકો આનંદમાં આવી ગયા હતા રાજમાર્ગો ઉપર ધ્વજાપતાકા આમાં પણ કરી દીધી હતી. રામચંદ્રને રાજ્યાભિષેક થવાની વાત સાંભળી પ્રાણી માત્રને આનંદ થઈ રહ્યો હતો. અને ઇંદ્રની અમરાવતી સમાન અયોધ્યા શોભતું હતું.

રામચંદ્રનો રાજ્યાભિષેક થાય તેવી સર્વને ઇચ્છા હતી પણ ઈશ્વરેચ્છા કંઈ જુદી જ હતી. રાવણાદિના ત્રાસથી દેવોને દુઃખ મુક્ત કરવા માટે હરિ ક્યારે પ્રયત્ન કરે એવી દેવોની ઇચ્છા હતી. રામને રાજ્યાભિષેક થવાની વાતથી દેવોને હર્ષને બદલે ચિંતા થવા લાગી કે જો રામ રાજકાજમાં પ્રવૃત્ત થશે તો રાવણનો વધ કોણ કરશે ? આથી તેમણે તેમાં વિઘ્ન નાખવાનો વિચાર કર્યો.

દશરથરાયની પટરાણી કૈકેયીની દાસી મંથરાને રામચંદ્રની ધાત્રી પાસેથી ખબર મળી કે આવતી કાલે રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો છે, આ સાંભળી કુબ્જા મંથરાને અત્યંત ક્રોધ થયો અને તે તરત કૈકેયી પાસે ગઈ. તેણે કૈકેયીને કહ્યું કે: અરે રાણી કૈકેયી! તું બુદ્ધિહીન થઈ શું પડી છો? તારા ઉપર મોટું ભય આવી પડ્યું છે. તું કંઈ સમજતી નથી. તારો પતિ તને માત્ર મોઢે બોલીને જ ભલું મનાવે છે પણ ખરી રીતે તો તે તારું અપ્રિય કરનારો છે. આ સાંભળી કૈકેયી ભયભીત થઈ બેઠી થઈ અને કહ્યું કે: પણ છે શું તે તો કહે ? આ સાંભળી મંથરાએ કહ્યું હે દેવી, દશરથ રાજા કૌશલ્યાના પુત્ર રામચંદ્રને કાલે યુવરાજ પદનો અભિષેક કરવાના છે એ વાત સાંભળી હું ઘણી દુ:ખી થઈ છું. કેમકે જો તું સુખી હોય તો જ હું સુખી. હે બાળા, તું રાજકુળમાં ઉત્પન્ન થયેલી અને રાજેન્દ્રની સ્ત્રી હોવા છતાં રાજનીતિના વૈલક્ષણ્યને કેમ જાણતી નથી ? તારો ભર્તાર દશરથ તો માત્ર બોલવામાં ધર્મિષ્ટ અને ઉપર ઉપર જ હસમુખો તથા મધુર બોલનારો છે, પણ ખરું જોતા ઈર્ષાનો ભંડાર છે. તે તો કૌશલ્યાના અર્થનું સાધન કરવામાં તત્પર છે ને તેથી રામને યુવરાજપદ અભિષેક કરે છે તે તારી સાથે પ્રેમ બતાવે છે અને તારા પુત્ર ભરતને મોસાળ કાઢી મૂક્યો છે અને ઉતાવળે રામને રાજ્યપર સ્થાપિત કરે છે. રાજા તો તારો શત્રુ થઈ પડ્યો છે. માટે તું ઉતાવળથી તારું હિત થાય એવો ઉપાય કરી તારી, તારા પુત્રની અને મારી રક્ષા કર.

આ સાંભળી કૈકેયીને કંઈ અસર થઈ નહિ પણ તે તો રામને રાજ્યાભિષેક થવાની વાત જાણી આનંદીત બની. આ શુભ વધામણી લાવ્યા બદલ તેણે મંથરાને એક શ્રેષ્ટ આભુષણ આપ્યું તેણે કહ્યું અયિ મંથરા, હું રામ કે ભરતમાં કંઈ ન્યુનાધિકપણું જોતી નથી માટે રામને કાલે યુવરાજ અભિષેક કરવાની વાત જાણી મને બહુ આનંદ થાય છે.

મંથરા કુબ્જા કૈકેયીના માતૃકુળની દાસી હતી. તે બાળપણથી જ રાણીની સેવામાં હતી. કૈકેયી તેનું હંમેશાં માનતી પણ આજે તેની વાત

ચાણું.એ ન માનવાથી તેને ક્રોધ ચઢ્યો અને આપેલું આભૂષણ દૂર ફેંકી બોલી કે: હે મૂઢ, તું શોક કરવાને બદલે આનંદ માને છે? તારી શોકના પુત્ર રામની વૃદ્ધિ તને મૃત્યુ કરતા પણ વધાર છે. રામને રાજ્ય મળે તો ભરતનો વિનાશ થવાનો ભય કેમ નહિ રામને યુવરાજપદનો અભિષેક થતા કૌશલ્યા જરૂર સૌભાગ્યવતી થવાની. તે તારી શોકરૂપ શત્રુ છે તે પછી તારે પણ તેની દાસી માફક આજ્ઞા ઉઠાવવી પડશે. આમ કહેવા છતા પણ કૈકેયીને કાંઇ અસર થઇ નહિ એટલે મથરાએ તેને ફરી ભભેરી અને કહ્યું કે રામને ગાદી મળતા ભરત અનાથની પેઠે રાજ્યશીપણાથી હીન થશે તેનો વિચાર કર. અને ભરતને રાજ્ય મળે અને રામને વનવાસ મળે એના ઉપાય કર. ઘણું ભરમાવ્યાથી કૈકેયીના મત ફરી તેણે મથરાને કહ્યું ખરેખર, તું કહે છે તે સાચુ છે. મારે રામ વનવાસ જાય અને ભરતને રાજ્ય મળે તેમ કરવુ જોઇએ. પણ તે કેમ બને? તે ઉપાય મને સુઝતો નથી.

આ સાભળી મથરાએ કહ્યુ હું તે ઉપાય તને બતાવુ. જો સાભળ. પૂર્વે દેવા અને દૈત્યોને યુદ્ધ થયુ ત્યારે તારો પતિ દશરથ તને સાથે લઇ ઈંદ્રને સહાય કરવા ગયો હતો તે તને યાદ તો હશે તે યુદ્ધમા અસુરોએ દેવોનો નાશ કરવા માડ્યો. દશરથે તે ઘણા અસુરો સાથે મહા દારૂણ યુદ્ધ કર્યું. એવામા તે દૈત્યના શસ્ત્રથી અચેત થઇ પડ્યા. એ વખતે તું રથના સારથી તરીકે હતી. તેથી તું દશરથને મૂર્છિત થયેલા જાણી રથને ત્યાથી દૂર લઇ ગઇ અને રાજાનુ રક્ષણ કર્યું. તે વખતે તારા પતિએ મૂર્છા વળતા તારા ઉપર પ્રસન્ન થઇ તને ઇચ્છામા આવે તેવા બે વર માગવાનુ કહ્યુ હતું, પણ તે તે વખતે ન માગતા કહ્યુ કે મને જ્યારે જરૂર પડશે ત્યારે માગીશ. એ વાત તેમણે કબુલ રાખી હતી એ તો તને યાદ છે ને? માટે તારા એ બે વરદાનો રાજા પાસે લેણા છે તે તારે આ વખતે ઉપયોગી થઇ પડશે. એક વરદાનમા ભરતને રાજ્ય અને બીજા વરદાનમા રામને ચૌદ વર્ષ વનવાસ એમ માગી લે. એટલે એટલી મુદ્દતમા ભરત ખુશીથી પોતાનુ રાજ્ય સ્થિર કરી શકશે.

આ સાભળી કૈકેયી ઘણી રાજી થઇ અને મથરાના કહેવા પ્રમાણે તેણે એ બે વરદાનો રાજા પાસે માગવાનો નિશ્ચય કર્યો. આ પછી કૈકેયી મથરાના કહેવા પ્રમાણે ઘરમા રાજા ઉપર રીસાઇ, મોઢુ ચઢાવી લાબી થઈ મલીન વસ્ત્ર પહેરીને નીચે સૂઈ ગઈ આ તરફ રામને અભિષેક થવાની વાત જાણી પ્રજા હર્ષમા આવી ગઈ છે. રાજા રામને અભિષેક કરવાની વાત કૈકેયીને જણાવવા માટે અત-પુરમા આવ્યા તો ત્યા તેમણે કૈકેયીને

કોપાયમાન થયેલી અને રીસમાં સુતેલી દીઠી. આ જોઇ રાજા આશ્ચર્ય ચકિત થઈ ગયા. તે રાણીની પાસે ગયા અને આમ રીસ ચઢાવી અહિં સુઈ રહે-વાનું કારણ પુછ્યું પણ રાણી કાંઇ બોલી નહિ તેણે તેને મનાવા ઘણા કાલાવાલા કર્યા. ત્યારે કૈકેયીએ ડસકા ખાતા ખાતા કહ્યું. હવે હું તમારે ઉપર ઉપરનો પ્રેમ ઇચ્છતી નથી. મારા મનમાં એક ઇચ્છા છે તે પૂર્ણ કરવાની આપ પ્રતિજ્ઞા કરો તો હું તે વાત તમને કહું: દશરથે તેને રામના સોગન લઇ કહ્યું કે હું તારી ઇચ્છા પૂર્ણ કરીશ એટલે કૈકેયીએ કહ્યું કે હે રાજા, પૂર્વે દેવો અને અસુરોના યુદ્ધ વખતે તમે મને બે વરદાન આપવાનું વચન આપ્યું છે. તે તમને યાદ તો હશે જ હું હાલ તે બે વરદાન તમારી પાસે માગુ છુ તે આપો. જો તે વરદાન નહિ આપો તો તમે ધર્મની પ્રતિજ્ઞા લીધી છે તે તમારી પ્રતિજ્ઞા જશે અને હું આજેજ મારા જીવિતનો નાશ કરીશ. આમ કહી તેણે સ્ત્રી ઉપર કામ મોહિત થયેલા દશરથને જાળમાં ફસાવ્યા. દશરથે આ બે વચનો આપવાનું કબુલ કર્યું એટલે તેણે માગ્યુ કે પ્રથમ વર એ માગુ છુ કે તમે રામને યુવરાજ પટ્ટાભિષેક કરવાનો સમારંભ કર્યો છે એ જ સાહિત્યવડે મારા પુત્ર ભરતને તમારા સમગ્ર રાજ્યનો અભિષેક કરો, અને બીજા વરથી એ માગુ છું કે તમારો પ્રિય પુત્ર ચીર અને મૃગચર્મ ધારણ કરી ચૌદ વર્ષ પર્યંત દંડકાર-ણ્યમાં જાય અને ભરત આજેજ શત્રુ વગરના યુવરાજપદને પામે આ વર-દાન પ્રમાણે આજેજ રામને વનમાં મોકલો એમ હું ઇચ્છુ છુ

કૈકેયીના આ વચન સાભળી "અહો આ શું ઉત્પાત ! શું મારો નાશ પાસે આવ્યો ?" એટલું બોલી સ્તબ્ધ થઇ ગયા તે વિચાર કરવા લાગ્યા કેઃ અરે, દૈવ આજે આ હું શું વિપરીત જોઉં છુ. અમૃતની ઇચ્છાથી સુવર્ણ કળશ મોઢે માડતા અંદરથી વિષ નીકળ્યુ. આમ વિચાર કરતા અત્યંત દુ:ખી થયા. જેમ સિંહણના શબ્દથી મૃગ દીન થઇ જાય તેવી દશા દશરથરાજાની થઈ, તેમણે ક્રોધથી 'અહો ધિક્કાર છે.' એમ બોલતા બેશુદ્ધ થઇ ગયા. વળી શુદ્ધિમાં આવતાં તેમણે કૈકેયીને કહ્યુ. હે દુષ્ટાચારિણી ! રામે તારૂં શુ અનિષ્ટ કર્યું ? મારો પ્રિય પુત્ર હમેશાં તારામાં માતા સરખી વૃત્તિ રાખી તારી શુશ્રૂષા કરે છે છતા તું તેનું અનિષ્ટ કરવા કેમ તૈયાર થઇ ! તું સાપ-ણની પેઠે મારા વિનાશનું કારણ થઇ. હે પાપિણી, તારા કહેવાથી હું કૌશ-લ્યા, સુમિત્રા, આખુ રાજ્ય અને મારા જીવિતનો પણ ત્યાગ કરૂં, પણ પિતૃ-વત્સલ રામને મારી નજર આગળથી કદી દૂર કરી શકું નહિ કેમકે મારી એના ઉપર અનંત પ્રીતિ છે. હું એક ક્ષણ પણ એને ન જોઉં તો મારૂં

સર્વ ચૈતન્ય ઉડી જાય. રામ વિના મારો દેહ ક્ષણ પણ રહી શકે નહિ. એથી તને વૈધવ્ય જ પ્રાપ્ત થશે. માટે હે પાપિની, તે મને આ કહ્યું તેજ બસ છે માટે તું હવે તારા એ નિશ્ચયનો ત્યાગ કર. તારી ઇચ્છા હોય તો તારા પગ મારે માથે મુકુ પણ તું મારા ઉપર દયા કર. ભરતને હું ચાહું છુ કે નહિ તે તુ જાણે છે. તોપણ તે તેને રાજ્ય પ્રાપ્તિ માટે વર માગ્યો હશે તો તેની કંઈ ચિંતા નહિ. ભલે તેને રાજ્ય આપીશ પણ તું રામને વનમા મોકલવાની ઇચ્છા ન કર. રામને રાજ્યાભિષેક થવાની વાત જાણી પ્રાણી માત્ર હર્ષ પામ્યા છે ત્યારે તું ઉલટી સતાપ પામી છે અને તેને રાજ્યથી નિર્મુખ કરવા ઇચ્છે છે તું બીજું કહે તે હું તને આપુ પણ મને ઉદ્ધારી મારી તથા રામની રક્ષા કર.

આ સાંભળી કૈકેયી બેશુદ્ધ જેવા બની ગયેલા દશરથને કહેવા લાગી કે હે રાજા તમે પ્રથમ મને વર માગવાનુ કહીને પાછળથી આમ ફરી જાઓ છો, તો તમારી પ્રતિજ્ઞા જશે પૂર્વે થયેલા શૈબ્યાદિ રાજાએ પ્રતિજ્ઞા નથી પાળી' શુ તમારી દુર્મતિ થઇ છે કે પ્રતિજ્ઞાને પાળવારુપ ધર્મનો ત્યાગ કરો છો. તમે મને વર આપવાની પ્રતિજ્ઞા કરી છે અને મે જે માગ્યુ તે ભલે ધર્મ હો વા અધર્મ પણ તે આપવાનું તમે કબુલ કર્યું છે માટે તે પ્રમાણે કર્યા વગર ચાલશે નહિ. જો રામને રાજ્યાભિષેક થશે તો હું વિષપાન કરી દેહ ત્યાગ કરીશ, હું મારા પુત્ર ભરતના તથા તમારા સોગન લઇ કહું છુ કે રામને વનવાસ પ્રાપ્ત થયા વગર બીજા કશા ઉપાયથી મને સતોષ નહિ થાય. આ સાભળી દશરથની અવસ્થા ઘણી શોચનીય થઇ ગઇ. તેમને અધીક દુ:ખ થતાં તે શિથિલ થઈ ગયા અને હે રામ! હા રામ! કરતા નિ:શ્વાસ મુકતા મૂર્છિત થઈ પડયા તે બેભાન થઈ બબડવા લાગ્યા કે હે રામ, તું વનમા જઇશ ત્યારે મારી શી દશા થશે. લોકો શુ કહેશે' રામે શો અપરાધ કર્યો છે કે તેને વનમા મોકલ્યો. એ કૌશલ્યા, કે જે નિરતર રતિ સમયે દાસીની પેઠે, એકાંત કરવામા સખીની પેઠે, ધર્માચરણમા અનુની પેઠે, હિત વાક્ય કહેવામા ભગિનીની પેઠે તથા ભોજન કરાવવામા માતાની પેઠે મારી સેવા કરે છે, તે કૌશલ્યાના ઉત્તમ ગુણો ઉપર મે કાંઇ લક્ષ ન આપ્યુ અને હુ તારી પ્રીતિમા લોભાયો તેનુ તું ફળ આપે છે. એ પતિવ્રતા તો રામનો વનવાસ તથા તેને લીધે થએલું મારૂં મરણ એ બે વાતના શોકમા ડુબી નિશ્ચે પ્રાણનો ત્યાગ કરશે. આની કૈકેયીને કાંઈ અસર થઇ નહિ.

જુઓ ભાઈ શોક્યનો ત્રાસ, એક ઉપર બે ત્રણ સ્ત્રીઓ કરવાથી

પતિની કેવી બુરી દશા થાય છે તેનું આ દૃષ્ટાંત વધુ સ્ત્રીઓ 'વશ થવાથી દશરથની કેવી દશા થાય છે ? દશરથે તેને ઘણું વિનવી પણ તે કૈકેયી એકની બે થઈ નહિ. તે તો કહેતી કે તમે સત્યવાદી છો તો તમારું આપેલું વચન પાળો. કૈકેયીએ પોતાની હઠ ન છોડી, પોતાના પતિની દુઃખદ અવસ્થાની પણ તેને દયા ન આવી દશરથની અવસ્થા બહુ દુઃખકારક થઈ પડી. વામનજીના વચનમાં બંધાયેલા બળિરાજાની પેઠે તે પુરેપુરા તેમના પાશમાં બંધાયા. તેમના મુખનો વર્ણ ફરી ગયો. સવાર થતા સુધી રાજાએ તેને સમજાવી પણ તેણે પોતાની હઠ ન છોડી

સવાર થતા વસિષ્ઠ મુનિ રાજસભામાં આવ્યા અને રામને અભિષેક કરવાનું મહુર્ત વેળા થઈ છે છતા દશરથ ન આવવાથી તેમણે સુમંત્રને રાજાને તેડવા મોકલ્યો સુમંત્ર અંતપુરમાં જઈ દશરથને સભામાં પધારવાની પ્રાર્થના કરી તેને રાજાએ કહ્યું કે કૈકેયીના કઠોર વચનથી વિધાયેલા મારા મર્મસ્થાનને તું રહ્યુંતથી વધુ વિંધે છે. એ પછી રાજા કાંઈ બોલ્યા નહિ ત્યારે કૈકેયીએ કહ્યું કે મહારાજાનો રામને રાજ્યાભિષેક કરવાના હર્ષમાં આખી રાત્રી જાગ્યા છે, તેથી હમણાં નિદ્રાવશ છે માટે જા ઝટપટ રામને અહિં તેડી લાવ એટલે તે તરત જાગશે ! વળી દશરથે પણ કહ્યું ' સુમંત, હું શ્યામસુંદર રામનું મુખાવલોકન કરવા ઇચ્છું છું માટે ઉતાવળથી જા તેને અહિં બોલાવી લાવ. એટલે સુમંત્ર રામચંદ્ર પાસે જઈ તેમને કહ્યું કે' હે રામચંદ્ર, કૈકેયી સહિત દશરથ રાજા આપનાં દર્શન ઇચ્છે છે જેથી આપ તરત મારી સાથે પધારો. એટલે રામચંદ્ર હર્ષભેર પિતા પાસે ગયા ત્યાં જઈ જુવે છે તો પિતા દશરથ એક સાદા પલંગ ઉપર પડેલા હતા તેમણે કૈકેયી અને દશરથને પ્રણામ કર્યાં' તેમને આવેલા જોઈ દશરથ રાજા આંખમાં આંસુ લાવી અત્યંત દીનપણે 'હે રામ' એ સિવાય કંઈ બોલી શક્યા નહિ. આ પ્રમાણે પિતાની ભયંકર સ્થિતિ જોઇ રામ ચમક્યા, તેમને ઘણું દુઃખ થયું. તે વિચાર કરવા લાગ્યા કે ' આજે પિતાજી મારી સાથે હર્ષથી કેમ બોલતા નથી ? તે કોઇ બીજા ઉપર ક્રોધાયમાન થયા હોય છતા મને જોતા વેંત જ પ્રસન્ન થતા અને આજે મને જોઇ ખેદ કેમ કરે છે. જોઉં માતા કૈકેયીને પૂછું કે આનું કારણ શું છે ? આવો વિચાર કરી રામે માતા કૈકેયીને પૂછ્યું હે માજી ! મેં મારા પિતાનો ભૂલથી કંઇ અપરાધ તો નથી કર્યો ? કે જેથી તે મારા ઉપર ક્રોધ પામ્યા છે ! જો તેમ હોય તો આપ તેની શાંતિ કરી તેમને પ્રસન્ન કરો તે ક્રોધ પામે ત્યારે તેમને પ્રસન્ન કર્યાં વગર કે તેમની આજ્ઞા પ્રમાણે કર્યાં વગર

એક મુહૂર્ત પણ હું જીવવાની ઇચ્છા રાખતો નથી. કારણ પુત્રનો ધર્મ છે કે તેણે જ ર પિતાને અનુકૂળ થઇને વર્તવુ. ને તેમને પ્રભુતુલ્ય માન આપવું. શું આપે તો તેમને કઇ ક્રોધી વચનો કહી ખેદ નથી પમાડયા ? માટે જેવુ હોય તે કહો.

આ સાભળી કૈકેયીને કહ્યુ હે રામ, તારા પિતાને કઈ દુઃખ પણ નથી કે ક્રોધ પણ નથી પણ એમના મનમા કંઇક વિચાર છે, પણ તારા ભયને લીધે તે બોલી શકતા નથી. વળી તુ તેમને અતિશય પ્રિય છે એટલે તારી સાથે અપ્રિય વચન બોલવા માટે તેમની વાણી કેમ પ્રવર્તે ? પણ જો તું પિતૃભક્ત હોય તો એમણે જેમ કરવાની મારા આગળ પ્રતિજ્ઞા લીધી છે તે કાર્ય કદાચ તને અપ્રિય હોય તો પણ તારે અવસ્ય કરવુ જોઇએ. તારા પિતાએ મને બે વરદાન આપવાની પ્રતિજ્ઞા કરી હતી. તે આપતા હવે તેમને ચિંતા થાય છે માટે તારા પિતા પોતાના સત્યવાદીપણાનો ત્યાગ ન કરે એમ તું કર. તે જો તુ કરે તો હું તને હુ કહું વળી મહારાજા તો તને કઈ કહેવાના નથી માટે જો રાજાની અનુમતિથી હું કહું તે વ્યર્થ ન જાય તો જ હું તને કહું. તારા પિતા તારી આગળ તે બોલી શકશે નહિ.

આ સાભળી રામે કહ્યુ હે માજી, હુ મારા પિતાની આજ્ઞા માની અગ્નિમા પણ પડુ તેમ છુ. મારા આ પિતાની આજ્ઞાથી વિષનુ પાન કરવા કે સમુદ્રમા પણ પડવાને પણ તૈયાર છુ માટે જે હોય તે કહો, આચકો ન ખાવ. હું તે પ્રમાણે જરૂર કરીશ અને પિતાની આજ્ઞા પ્રમાણે વર્તીશ આ સાંભળી કૈકેયીએ જરા પણ શરમ ન લાવતા કહ્યુ હે રામ, પૂર્વે દેવ ને દૈત્યોના સગ્રામમા તારા પિતાએ મને બે વરદાન આપ્યા હતા તે મે આજે તેમની પાસે માગ્યા છે એકથી ભરતને રાજ્યાભિષેક થાય અને બીજાથી તારે આજે જ દડકારણ્યમા જવુ. જો તારા પિતાની પ્રતિજ્ઞા સત્ય કરવા ઇચ્છતો હોય તો વચન પ્રમાણે અનુસર અને આજથી ચૌદ વર્ષ સુધી વનમા જઇને રહે. આટલા માટે જ શોક તથા ક્લેશથી રાજા તારી સાથે કઇ બોલી શકતા નથી માટે મે કહ્યા પ્રમાણે તારા પિતાની પ્રતિજ્ઞાનુ પાલન કર. આવા કઠોર વચન સાભળી રામચદ્રને કંઇ વ્યથા થઇ નહિ પણ તે બોલ્યા, હે જનની। ભલે તારા કહેવા પ્રમાણે થાઓ. હું મારા પિતાની આજ્ઞા પ્રમાણે વનમાં જવા તૈયાર છુ તો પણ હજુ મારા પિતા મારી સાથે કેમ આવતા નથી। હજુ તે ભરતને રાજ્યાભિષેક કરવો એમ સ્વમુખે કેમ બોલતા નથી ? હે માતા, હું તમારા જ કહેવાથી સીતા, રાજ્ય, ધન સર્વ મારા ભાઈ ભરતને આપી દેઉ એમ છું. માટે

મારા પિતાનું આશ્વાસન કરો. તેમની આજ્ઞાથી આજે જ ભરતને તેડી મંગાવો. અને હું પણ આજે જ વનમાં જઉ છું.

આ સાંભળી રાણી ઘણી હર્ષ પામી અને બોલી કે હે રામ, તારે હવે વનમા જવા માટે જરા પણ વિલંબ કરવો નહિ જ્યા સુધી તું જઈશ નહીં ત્યાં સુધી રાજા સ્નાન કે ભોજન કાંઈ કરશે નહિ આ સાંભળી દશરથે કહ્યુ· અહા ! દુઃખ, ધિક્કાર છે આ ચાંડાલણીને ! આવી બૂમ પાડી તે પાછા પડયા અને મુર્છિત થઈ ગયા. આથી રામને ઘણું દુઃખ થયું તેમણે કૈકેયીને કહ્યુ હું હવે અયોધ્યામા એક ઘડી પણ રહેવાનો નથી મારે પૂજ્ય પિતાનુ જે કંઈ પ્રિય કરવાનુ છે તે મે પ્રાણનો ત્યાગ કરીને કર્યું જ છે પિતાની શુશ્રુષા કરવી અને તેમની આજ્ઞા પ્રમાણે કરવુ એથી બીજું કંઇ પણ ધર્માચરણ હું જાણતો નથી. જો કે મારા પૂજ્ય પિતાએ તો હજુ કંઈ કહ્યુ નથી છતા માત્ર તમારા કહેવાથી જ હું ચૌદ વર્ષ પર્યંત વનમાં જઈને વસીશ. પિતાની સ્ત્રીઓની આજ્ઞા પાલન કરવાના મારા મુખ્ય ગુણને તમે જાણતા નથી હું આજે જ વનમા જઈશ પણ મારી તમને વિનતિ છે કે ભરત ન્યાય રીતે રાજ્યનું પાલન કરી પિતાની નિરંતર શુશ્રુષા કરે તેવી યોજના તમારે કરવી.

આ સર્વ લક્ષ્મણ એક બાજુ ઉભો ઉભો જોઈ રહ્યો હતો તેને ઘણું માઠુ લાગ્યું શોકને લીધે તેની આંખમાથી ચોધાર આંસુ વહેવા લાગ્યા. પણ મોટા ભાઈ રામચંદ્રની આજ્ઞા વગર તેનાથી કશુ બોલાય તેમ નહોતું. તે પછી રામચંદ્ર પિતા અને કૈકેયીને ચરણવંદન કરી તેમની પ્રદક્ષિણા કરી બહાર આવ્યા તે પોતાની માતા કૌશલ્યા પાસે ગયા. અને માતાને કહ્યુ : માતા, મારા પિતાજી આજે ભરતને યુવરાજપદ આપે છે અને મને તપસ્વી જેવા આચરણ પાળવા વનમા મોકલે છે માટે હુ આજે વનમાં જઈ ચૌદ વર્ષ સુધી ત્યા રહીશ આ વાત સાંભળતા જ કૌશલ્યાના ઉપર દુઃખનુ વાદળ તુટી પડ્યુ. તે એકદમ પૃથ્વી ઉપર પડી ચેતન વગરનાં થઈ ગયા. થોડીવારે શુદ્ધિમાં આવી બોલ્યાં એ વત્સ તું આ શું કહે છે ! એટલી વારમા આ શુ થઇ ગયુ ! રાજાની મતિમા કેમ ફેરફાર થઈ ગયો ! મે પતિના સુખને તો જોયુ નથી પણ માત્ર તને જોઇ હું આનંદમાં દિવસો વ્યતીત કરતી હતી તે હવે હું શી રીતે જીવી શકીશ ! આમ કહેતા વિલાપ કરવા લાગ્યા, આ જોઇ લક્ષ્મણે કહ્યુ . હે માતા મારા જ્યેષ્ટ બંધુ રામચંદ્ર રાજ્ય છોડી વનમાં જાય એ તો મને રુચતું નથી. સ્ત્રીના વચનને વશ થઇ વિપરીતપણે

આમારા પિતાજી જે વૃદ્ધ જતા વિષયે મોહિત થયેલા હોવાથી સ્ત્રીની પ્રેરણાથી આવા અનુચિત વાક્ય બોલે છે તે કદી માન્ય રાખી શકાય નહિ. રામચંદ્રે કંઇ અપરાધ કર્યો હોય તો તે તેમને વનમા મોકલે તો યોગ્ય ગણાય. હે પ્રભુ, દશરથ રાજાની અનુમાનથી કૈકેયીએ તમને વનમા જવાની આજ્ઞા આપી છે તેની હજુ કોઇને ખબર નથી તે પહેલા આ ચાલતા મુહૂર્તમા આપ રાજ્યાભિષેક કરી રાજાસન સ્વીકારો. આપ કશો ભય રાખશો નહિ હુ હાથમા ધનુષ્ય લઇ આપનો રક્ષા કરવા ઉભો રહુ છુ આ પ્રમાણે સાંભળી રામચંદ્રે કહ્યુ માતા, આપને દુખ થાય છે પણ પિતાનું વચન ભંગ થાય છે એ અધર્મ છે હું તેમના વચન પ્રમાણે મારૂં માથુ અર્પણ કરવા તૈયાર છુ માટે તમે શાન્ત થાઓ અને મને વનમા જવાની આજ્ઞા આપો. પિતાનુ વચન ઉલ્લંઘન કરવાની મારામા શક્તિ નથી ભુલોકમા પિતાની આજ્ઞાનુ પાલન કરવુ એજ યોગ્ય અને પરમ ધર્મ છે વળી તેમણે લક્ષ્મણને કહ્યું ભાઇ લક્ષ્મણ, જગતમા ધર્મ જ સર્વોત્તમ છે. ધર્મમા જ સત્ય રહ્યુ છે આપણા પિતાના કહેવાથી કૈકેયીએ મને આપેલી આજ્ઞાનુ ઉલ્લંઘન કરવા હું સમર્થ નથી. આ પ્રમાણે રામે લક્ષ્મણને ધીરજ આપી માતાને શાંત પાડ્યા લક્ષ્મણને તો ભાઇ રામચંદ્રનો રાજ્યાભિષેક બંધ કરાવી વનમા મોકલવા ઇચ્છતી માતા કૈકેયી ઉપર ઘણો ક્રોધ થયો પણ રામે તેમના નેત્રના આંસુ લુછી તેમને શાન્ત કરી કહ્યુ હે ભાઇ, પુત્રે પિતાની આજ્ઞામા રહેવુ એ જ શ્રેષ્ઠ ધર્મ છે અને તેથી હું તેમના કહેવા પ્રમાણે જ દૃઢ છુ કૌશલ્યાએ પણ રડવા માંડ્યુ પણ રામચંદ્રના દૃઢ નિશ્ચયથી તેમનુ કાંઇ ચાલ્યુ નહિ પછી તેમણે નિરુપાયે તેમનુ મંગળ ઇચ્છી વનમા જવાની આજ્ઞા આપી.

તે પછી રામ સીતા પાસે આવ્યા. સીતાના મનમાં તો રાજ્યાભિષેકનો જ આનંદ હતો તેમને જોઈ ખિન્ન મનથી રામે કહ્યુ હે પ્રિયે ! તારો અને મારો ઘણા કાળ સુધી વિયોગ થવાનો સમય આજે આવ્યો છે કારણ મારા પિતા આજે મને વનમા મોકલે છે અને રાજ્યાસન ઉપર ભરતને મોકલે છે આ સાંભળતાં જ સીતાના શરીર ઉપર એકાએક શ્યામતા છવાઇ ગઇ અને બોલ્યા " અહા ! સ્વામીનાથ, આજ આપ આ શુ કહો છો " રામે તેમને ધીરજ આપી કહ્યુ વ્હાલી ખરી વાત છે આજે ભરતને યુવરાજપદ અપાશે અને મારે વનમા જવુ પડશે તેથી હું તને મળવા આવ્યો છુ. હુ વનમા જઉં ત્યારે તું ઉત્તમ રીતે શિયળવ્રત પાળી અહિ રહી નિરંતર વ્રત ઉપવાસ પરાયણ રહી મનોનિગ્રહ કરી રહેવુ. વ્હેલા ઉઠી દેવપૂજા

કરી મારા પિતા તથા માતા કૌશલ્યાનું વંદન કરવું. ભરત તથા શત્રુઘ્નને તારે નિત્ય ભ્રાતા તથા પુત્ર સમાન જોવા. આ સાભળી સીતાએ કહ્યુ: હે સ્વામી, આપના વાક્ય મને મરણ કરતા પણ વધુ દુ:ખ આપે છે. સર્વ કોઇ પોતાના ભાગ્યની જ ઉપાસના કરે છે પણ સ્ત્રી તો પોતાના પતિના ભાગ્ય પ્રમાણે કર્મફળો ભોગવવા માટે સહાધિકારિણી છે. કારણ સ્ત્રીને તો પિતા, પુત્ર, માતા કોઇ તેનુ સાથી નથી માત્ર તેનો પતિ જ સદૈવ તેની ગતિરૂપ છે. માટે આપની સાથે હું પણ વનમા આવીશ, હુ પગે ચાલીશ, મને તમારી સાથે વનમા લઈ જાઓ, હુ મારા પતિવ્રતને સાચવવા આગળ ત્રૈલોક્યના સુખને પણ તુચ્છ ગણુ છુ, માટે હું આપની સાથે રહી નિયમવ્રત પાળી આપની શુશ્રૂષા કરીશ. આ સાભળી રામે કહ્યુ " હે પ્રિયે, તું અહિ રહે, વનમા આવવાની વાત છોડી દે વનમા સુખનું તો નામ પણ નથી ત્યાં સદૈવ દુ:ખ સહન કરવુ પડે છે ત્યા વિકરાળ પશુપક્ષીઓનો, કાટા, ઝાખરાનો નિરતર ભય રહે છે માટે તું મારૂ કહ્યુ માની વનમા આવવાનો વિચાર ત્યાગ કર.

આ સાભળી સીતાએ કહ્યુ હે ઘનસ્યામ, હે મારા આત્માના પતિ વનના સર્વ દુ:ખ આપની સાથે રહેવાથી હુ સહન કરીશ. જો મને તમારો વિયોગ થાય તો મારા જીવનો પણ મારે ત્યાગ કરવો પડે વળી હુ મારા હસ્ત સામુદ્રિકના આધારે વનમા જવુ પડશે એ વાત જાણુ છુ હે સ્વામી આપજ મારૂ પરમ દૈવત છો માટે આપ આજ્ઞા કરો. હે નાથ, મને અનાથની પેઠે રવડતી મૂકી મરણના મુખમા ન સોંપતા દયા કરી આપની સાથે લ્યો. આ સાભળી રામે તેમને પોતાની સાથે લેવાની આજ્ઞા કરી.

લક્ષ્મણ તો રામની પાસે બેઠા બેઠા રડયા જ કરતા હતા. તેમણે પણ રામને નમન કરી તેમની સાથે વનમા જવાની ઇચ્છા જણાવી. રામે તેમને ઘણું સમજાવ્યા પણ તેમણે માન્યુ નહિ એટલે તેમને પણ સાથે લેવા જણાવ્યુ. સીતાએ બ્રાહ્મણોને ઘરેણા, ધન વિગેરેનુ ઘણું દાન કર્યું. પછી રામ, સીતા અને લક્ષ્મણ ત્રણે રાજમંદિરમા ગયા. આ વાત શહેરની પ્રજાના જાણવામા આવતા સર્વ ખિન્ન થયા. રામ, લક્ષ્મણ અને સીતાએ રાજમંદિરમાં જઇ કૈકેયી કહ્યુ કે હે માતા, અમે ત્રણે જણ તમારી ઇચ્છા પ્રમાણે વનમા જવાને માટે તમારી પાસે આવ્યા છીએ. માટે અમને વનમાં જવાની આજ્ઞા આપો. એટલે કૈકેયીએ તે ત્રણેને વનમા પહેરવાના વલ્કલના વસ્ત્રો આપ્યા. તે સર્વેએ પહેર્યા. તેમને જોઇ સર્વ રાણીઓ ખિન્ન થઇ અને રડવા લાગી. એ જોઇ વસિષ્ઠ મુનિએ તિરસ્કાર કરતાં કૈકેયીને કહ્યુ કે: હે દુષ્ટ

કૈકેયી! રામના વનવાસ માટે જ તે માગણી કરી છે, કંઇ સીતાના વનવાસ માટે કરી નથી, છતા તું સીતાને શા માટે વલ્કલ આપે છે? પતિવ્રતા સીતા જો પતિ રામની પાછળ પોતાની ઇચ્છાથી જતા હોય તો ભલે જાય, તે પછી રાજા દશરથે સુમંત્રને કહ્યુ કે રથ લાવો, અને રામ, લક્ષ્મણ તેમ સીતા રથમા બેસીને વનમા જાઓ. એ રીતે કહી રામ, લક્ષ્મણ અને સીતાને જોઇ રાજા દશરથ દુઃખથી પૃથ્વી ઉપર ઢળી પડ્યા, અને આખમાથી આસુઓ પાડતા રામની સમક્ષ રડવા લાગ્યા સીતા રથમા બેઠા, પછી રામ પિતાને પ્રદક્ષિણા કરી રથમા બેઠા, પછી લક્ષ્મણ પણ બે ભાથા, બે ખડ્ગ અને ધનુષ લઇ રથમા બેઠા ને પછી સારથીને હુકમ કરી રથ હકાવ્યો રથ દૂર જતા દશરથ રાજા મૂર્છા ખાઇ પૃથ્વી ઉપર ઢળી પડ્યા. તે પછી દશરથ કૌશલ્યાના મહેલમા ગયા. ત્યા પણ દુઃખથી મૂર્છિત થઇ પડ્યા

રામે તમસા નદીને તીરે જઇ ત્યા નિવાસ કર્યો ત્યા જળનુ પ્રાશન કરી નિરાહાર રહી સીતા સાથે વૃક્ષની નીચે સુતા, અને લક્ષ્મણ ધનુષ બાણ લઇ સુમંત્રના સાથે રામની રક્ષા કરવા લાગ્યા ત્યા થોડીવારે નગરવાસીઓ પણ રામને લેવા માટે આવ્યા તે પછી રામે રથ જોડાવી થોડે દૂર અયોધ્યા તરફ જઇ રથ પાછો વાળ્યો. પુરવાસીઓ રથને ચીલે ચીલે અયોધ્યા ગયા. રામ પાછા સીતા સહિત શૃગવેરથી થોડે છેટે ગગા તીરે આવ્યા ત્યા ગગામા સ્નાન કરી શિશપા વૃક્ષ નીચે વિશ્રાતિ લેતા બેઠા તે પછી ત્યાના ગુહરાજાએ રામના આવવાના સમાચાર સાભળી રામને માટે ફળો, મધ, ફુલ વિગેરે લઇ રામ પાસે ભેટ મૂકી તેમને દડવત્ કર્યા તેણે કહ્યુ આજે મને ધન્ય છે કે આપના દર્શન થયા આ રાજ્ય આપને સ્વાધીન છે તો અહિ રહી અમારૂં પાલન કરો. પુરમા પધારી ઘરને પાવન કરો એ સાભળી રામે કહ્યુ હે સખા, હુ ચાદ વર્ષ સુધી ગામ કે ઘરને વિષે પ્રવેશ કરીશ નહિ તેમ બીજાએ આપેલા ફળ, મુળ, કઇ વસ્તુનુ ભોજન કરીશ નહિ. એમ કહી તેની પાસે વડનુ દુધ મંગાવી લક્ષ્મણ સહિત રામે માથાના કેશમા નાખી તેને જટારુપે બાધ્યા. તે પછી સીતા સહિત રામે જલનુ પ્રાશન કરી લક્ષ્મણે પાથરેલા દર્ભ અને પાદડાના આસન ઉપર પોઢયા, અને લક્ષ્મણ તથા ગુહ તેમની રક્ષા કરવા લાગ્યા. તેમને પાદડાની પથારી ઉપર સુતેલા જોઇ ગુહની આખમા આસુ આવી ગયા તે કહેવા લાગ્યો કે જે રામ પૂર્વે ઉત્તમ મદિરને વિષે સીતાએ બીછાવેલા સોનાના પલગ ઉપર પોઢતા હતા તે આજે દર્ભ અને પાદડાના આસનપર પોઢયા છે, દૈવે કૈકેયીને રામના દુઃખમા કારણરુપ કરી છે સ્હવારે રામે ઉઠી સ્નાન સંધ્યા કરી, ગુહને

વહાણ લાવવાનું કહ્યું. એટલે નિષાદનો અધિપતિ ગુહ વહાણ લાવ્યો એટલે રામ, સીતા અને લક્ષ્મણ વહાણમાં બેસી ગંગાને સામે તીરે ઉતર્યા. રામે તેમની સાથે જવા આગ્રહ કર્યો પણ રામે કહ્યું. હું ચૌદ વર્ષ દંડક વનમાં રહી પાછો અહિં આવીશ એમ કહી તેને ધીરજ આપી પાછો વાળ્યો.

આગળ જતા ભરદ્વાજનો આશ્રમ આવ્યો. ભરદ્વાજ તેમને પોતાના આશ્રમમાં લઇ ગયા. અને કહેવા લાગ્યા કે હે રામ! આજે હું તમારા સમાગમથી તપના પારને પામ્યો છું આપ માયાએ કરી મનુષ્ય દેહને ધરનારા પરમાત્મારૂપ છો એમ જાણું છું આપના દર્શનથી હું કૃતાર્થ થયો છું. એ સાંભળી રામે કહ્યું. હે બ્રાહ્મન! અમ જેવા સાધારણ ક્ષત્રિયો ઉપર તમારે અનુગ્રહ કરવો જોઇએ. એ પ્રમાણે વાર્તાલાપ કરતા રામચંદ્રજીએ સીતા અને લક્ષ્મણ સહિત આખી રાત્રી આ આશ્રમમાં ગાળી

## ઋષિ વાલ્મિકી.

પછી સવાર થતા સ્નાન સંધ્યા કરી શ્રીરામ યમુનાને ઉતરી ચિત્રકુટ પર્વત પ્રત્યે વાલ્મિકી ઋષિના આશ્રમ તરફ ગયા. તેમણે ત્યાં જઇ વાલ્મિકીને પ્રણામ કર્યા. વાલ્મિકીએ તેમને હર્ષથી હૃદયમાં ચાંપ્યા અને તેમનો ફળ, મૂળ, કંદથી યોગ્ય સત્કાર કર્યો રામે કહ્યું હે મુનિ, પિતાની આજ્ઞાથી અમે દંડક વનમાં જઇએ છીએ માટે અમને નિવાસ કરાય તેવું સ્થાન બતાવો કે હું થોડો વખત ત્યાં સીતા સાથે રહી શકું. એ સાંભળી વાલ્મિકીએ કહ્યું હે રઘુશ્રેષ્ટ! તમારૂં ભજન કરનારા શાંત લોકોનું હૃદય તેજ તમારૂં તો સર્વોત્કૃષ્ટ સ્થાન છે હે રામ! તમારા નામનો મહિમા કોઇ મનુષ્યથી કોઇ દિવસ કહી શકાય તેવો નથી.

તમારા નામના પ્રભાવથી હું બ્રહ્મર્ષિપણાને પામ્યો છું. હે રામ! પૂર્વે હું ભીલ લોકોના સ્થાનમાં ભિલ્લોના સાથે ઉછરીને મોટો થયો હતો. માત્ર જન્મે કરીને દ્વિજ હતો. પરંતુ હું સદા શુદ્રના આચારમાં પરાયણ રહેતો હતો. અને ઇંદ્રિયાધીન એવા મને શુદ્ર જાતિની સ્ત્રીને વિષે ઘણા પુત્રો પણ ઉત્પન્ન થયા હતા. તે પછી હું ચોર લોકોની સાથે મળીને ચોર પણ થયો હતો. એક દિવસે જીવ વર્ગને કાળ સરખો હું ધનુષ બાણ ધારણ કરીને વનમાં ફરતો હતો, તેવામાં મહા વનને વિષે સાક્ષાત અગ્નિ અને સૂર્ય સરખી કાન્તિવાળા પ્રકાશિત સાત મુનિઓને મે જોયા. તેથી તેઓના સર્વ સામાનને લુંટવાના લોભે હું તેઓની પાછળ દોડયો અને ઉભા રહે, એમ કહેવા લાગ્યો. તે મુનિઓ મને જોઇ પૂછવા લાગ્યા કેઃ હે દ્વિજાધમ! તું અમારી પાછળ શા માટે આવે છે? ત્યારે મે તેમને કહ્યું કે હે શ્રેષ્ટ

મુનિઓ! મારાં પુત્ર સ્ત્રી વિગેરે બહુ ભૂખ્યાં છે, તેઓને માટે ફળફૂલ લેવા સારુ હુ આવુ છુ વળી તેમના રક્ષણને માટે આ પર્વત અને વનને વિષે હુ ફરૂછુ તે સાભળીને નિર્ભય એવા તે સાત મુનિઓ મને કહેવા લાગ્યા કે. તારા કુટુમ્બને જઇને તુ પુછ કે જે જે પાપ સંગ્રહ પ્રતિ દિવસ હુ કરૂછુ તેના તમે સર્વ ભાગી છો કે નહિ? એમ પ્રત્યેકને પૂછી જો અને પછી આવ. તુ આવીશ ત્યા સુધી અમે અહિ ઉભા રહીશુ એવા ઋષિનાં વચન સાભળાને તેમ કરવુ કબૂલ કરીને પુત્ર સ્ત્રી વિગેરે પાસે જઇ મે પુછ્યુ, ત્યારે તેમણે મને કહ્યું કે તે સર્વ પાપ તો માત્ર તમને જ લાગે અમે તો ફળના ભોક્તા છીએ, પરતુ પાપના ભોક્તા નથી. એ સાભળી મને વૈરાગ્ય થયો અને જ્યા કરુણાથી જેમના મન ભરપૂર છે એવા મુનિઓ ઉભા હતા ત્યા આવ્યો. મુનિઓના દર્શનથી જ હુ શુદ્ધ અત કરણવાળો થયો હતો. તેથી ધનુષ વિગેરે નાખી દઇ તેમના ચરણમા દડવત્ કરી કહ્યુ કે: હે શ્રેષ્ટ મુનિઓ! નરકરુપ સમુદ્રમા તણાઇ ગોથા ખાતા આ પ્રાણીની રક્ષા કરો પોતાના ચરણમા મને પડેલો જોઇને તે શ્રેષ્ટ મુનિઓએ કહ્યુ કે ઉભો થા, ઉભો થા, તારૂં કલ્યાણ થાઓ, કેમકે સત્ પુરૂષનો સમાગમ સફળ થાય છે, માટે અમે તને એવો ઉપદેશ આપીશુ કે જેથી તુ મુક્ત જ થઇશ એમ કહીને તેઓ 'આ કોઇ અધમ દ્વિજ અતિ દુરાચારી છે,' એમ પરસ્પર વિચાર કરીને કહેવા લાગ્યા કે આ દુરાચરણી પુરુષ છે માટે સત પુરુષોને ઉપેક્ષા કરવા યોગ્ય છે, તોપણ આ વખતે આપણે શરણે આવ્યો છે માટે મોક્ષ માર્ગનો ઉપદેશ આપવો જોઇએ એમ કહી તેમણે તમારૂં નામ 'રામ' એ રીતે તારે સર્વદા એકાગ્ર મનથી અહિ બેસીને જપ કરવો એમ મને કહ્યુ અને વળી કહ્યુ કે અમે પાછા આવીએ ત્યા સુધી હમેશાં તારે આ મત્રનો જપ કર્યા કરવો એટલુ કહી તે મુનિઓ ચાલ્યા ગયા

તે પછી હુ 'રામ' નામ જપવાનુ તો ભૂલી ગયો પણ માત્ર મને 'મરા' યાદ રહ્યુ જેથી હુ તેમના ઉપદેશ પ્રમાણેજ એકાગ્ર મનથી હું 'મરા' 'મરા' નામનો જપ કરવા લાગ્યો. તે પછી મને બાહ્ય પ્રપચનું વિસ્મરણ થવા લાગ્યુ. એ રીતે નિશ્ચયથી સર્વ સસાર સગનો ત્યાગ કરીને 'મરા' મત્રનો જપ કરતા ઘણો કાળ વીતિ ગયો, ત્યારે મારા ઉપર રાફડો થઇ ગયો હજાર યુગ વીતી ગયા કેડે તે ઋષિઓ પાછા આવ્યા અને કહેવા લાગ્યા કે હે મુનિશ્વર! બહાર નીકળો. તે સભળી જેમ ઝાકળમાથી સૂર્ય નીકળે તેમ હુ રાફડામાથી એકદમ બહાર નીકળ્યો ત્યારે તે મુનિગણ મને કહેવા લાગ્યા કે તમે રાફડામાથી નીકળ્યા તેથી તમારો આ બીજો જન્મ

થયો છે અને હવે તમે વાલ્મિકી એવા નામથી વિખ્યાત થશો એમ કહીને હે રામ, તે સાત મુનિઓ દિવ્ય ગતિને પ્રાપ્ત થયા. માટે હે પ્રભુ ! તમારા રામ એવા નામના પ્રભાવથી હું આવો સમર્થ થયો છું ને તેજ હું આજે સીતા લક્ષ્મણ સહિત આપ કમળનયનના સાક્ષાત દર્શન કરૂં છું તેથી હું મુક્ત થયો છું.

હે રામ ! તમે મારી સાથે આવો એટલે તમને સુંદર અને સુખકારી સ્થળ દેખાડું એમ કહી વાલ્મિકી મુનિએ પર્વત અને ગંગાના મધ્યપ્રદેશને વિષે જઈ રામ લક્ષ્મણને નિવાસ માટે સુંદર વિસ્તારવાળી પર્ણશાળા કરાવી પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર દક્ષિણ એમ બે સુંદર મંદિર કરાવ્યાં. તે ઉત્તમ પર્ણકુટીમાં લક્ષ્મણ અને સીતા સાથે રામ રહેવા લાગ્યા. તે પછી વાલ્મિકીએ રામ, લક્ષ્મણ અને સીતાની સારી રીતે પૂજા કરીને સ્વર્ગમાં ઇંદ્રદેવ જેમ દેવો તથા મુનિઓની સાથે હર્ષથી વાસ કરે છે, તેમ રામ પણ સીતા તથા લક્ષ્મણ સાથે આનંદથી ત્યાં વસવા લાગ્યા.

શ્રવણ.

રામની પાસેથી સુમંત્ર આંસુ પાડતો પાછો અયોધ્યામાં ગયો. તેણે જઈ દશરથ રાજાને પ્રણામ કર્યા અને કહ્યું કે રામ, સીતા અને લક્ષ્મણને હું શૃંગવેરપુર પાસે ગંગાને તીરે મૂકી આવ્યો છું. તેમણે કહ્યું છે કે મારે માટે શોક કરશો નહિ કેમકે મને વનમાં સારૂં સુખ છે. તે પછી કૌશલ્યાએ કહ્યું કે હે રાજન, તમે તમારી પ્રિય ભાર્યા કૈકેયીને વરદાન આપ્યું તો ભલે તેના પુત્રને રાજ આપો પણ મારા પુત્રને વનવાસ કેમ કાઢ્યો. વળી હાથે કરીને તેને તમે વનમાં મોકલ્યો છે તો પછી હવે રડો છો કેમ ? આ સાંભળી દશરથની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં અને કહેવા લાગ્યા કે એક તો હું દુઃખથી મરૂં છું તેને તમે વધારે દુઃખ શા માટે આપો છો ?

જુઓ હું જ્યારે નાનો હતો ત્યારે મને એક મુનિએ શ્રાપ આપ્યો છે તે પ્રમાણે હવે મારો પ્રાણ નીકળી જશે. જુવાનીના અહંકારમાં હું એક દિવસે ધનુષ્ય બાણ લઈ રાત્રે વનમાં મૃગયા રમવા માટે ગયો હતો. ત્યાં મહા વનમાં નદીના તીરે હું મૃગ માટે ફરતો હતો ત્યારે અર્ધ રાત્રિને વખતે તૃષાથી પીડાયેલો કોઈ મુનિ, પોતાના માબાપને માટે જળ લેવા માટે ત્યાં નદીના તીર ઉપર આવ્યો હતો. તેણે નદીના જળથી જ્યારે ઘડો ભર્યો ત્યારે મોટો શબ્દ થયો તે સાંભળી મેં જાણ્યું કે હમણાં અર્ધી રાત્રિ થઈ છે તેથી હાથી પાણી પીતો હશે એમ ધારી શબ્દવેધી બાણ ધનુષપર સાંધીને મેં તેના ઉપર ફેંક્યું. તે વખતે હાય, મરી ગયો એવો મનુષ્યના

જેવો અવાજ થયો. તેણે કહ્યુ કે હે દૈવ મે કોઇનો પણ દોષ કર્યો નથી છતાં મને નિરપરાધીને કોણે માર્યો ? મારા માતા અને પિતા જળની ઇચ્છાથી મારી વાટ જોતા હશે. આ સાભળી હુ ભયથી વ્યાકુળ થયો અને ધીમેથી તેની પાસે જઇ કહેવા લાગ્યો કે હે મુનિ, હુ દશરથ છુ અજાણતા મારાથી તમને બાણ મરાયુ છે માટે હે મુનિ મારી રક્ષા કરો, એમ કહી હુ તેના ચરણમા પડયો આથી તેમણે કહ્યુ હે રાજા, તમે ભય પામશો નહિ તમને બ્રહ્મહત્યા લાગશે નહિ કેમકે હું વૈશ્ય જાતિ છુ અને તપ કરૂંછુ મારાં માતપિતા ક્ષુધા તૃષાથી પીડાયલા છે, તેમને તરત તમે જળ પહોચાડો. મારા શરીરમાંથી બાણ કાઢો કે હું પીડા પામતો પ્રાણ ત્યાગ કરૂ એ પછી મે તેના શરીરમાથી બાણ કાઢી લીધુ. પછી જળ લઈ હુ તેના માતા પિતા પાસે ગયો

તે મરનાર મનુષ્યનુ નામ શ્રવણ હતું. તેના વૃદ્ધ અને અધ માતા પિતા ક્ષુધા તૃષાથી પીડાયલા હતા તે જળની વાટ જોઇ બેઠાં હતા તેનાં માબાપ મારા જવાનો શબ્દ સાંભળી બોલ્યા કે હે પુત્ર ! તે કેમ વિલબ કર્યો અમને પાણી આપ અને તુ પણ પી. એ સાભળી હુ તેમની પાસે ગયો અને પ્રણામ કરી બોલ્યો કે હુ તમારો પુત્ર નથી પણ અયોધ્યાનો રાજા દશરથ છુ હુ મૃગયા રમવા નીકળ્યો છુ તમારો પુત્ર પાણી લેતો હતો તેના અવાજથી મે જાણ્યુ કે હાથી પાણી પીતો હશે એમ ધારો મે તેને બાણ માર્યું અને તેની પાસે જતા તેને ઘવાયલો જોઈ હુ દુખી થયો અને તેના કહેવાથી તમને પાણી આપવા આવ્યો છુ અને તેના કહેવાથી હુ તમારે શરણે આવ્યો છુ માટે મારી રક્ષા કરો આ સાભળી તે વૃદ્ધ માતાપિતા વિલાપ કરતા પૃથ્વી ઉપર ઢળી પડયા થોડી વારે તેમણે મને કહ્યુ કે જ્યા અમારો પુત્ર છે ત્યા અમને તેડી જા તેથી હુ તેમને પુત્ર પાસે લઇ ગયો ત્યા જઇ તેમણે અત્યત વિલાપ કરવા માડયો. અને થોડીવારે મને તેમણે કહ્યુ કે હે રાજા ! ચિતા તૈયાર કર, તે પછી મે ચિતા તૈયાર કરી એ પછી શ્રવણના માતાપિતાએ કહ્યુ કે પુત્રના શોકથી હું જે રીતે મરણને પામુછુ તે રીતે મારા વચનથી પુત્રના શોક કરી તું પણ મરણ પામીશ. તે પછી તેમણે પ્રાણ ત્યાગ કર્યો એટલે મે તે ત્રણેને ચિતામા મૂકી અગ્નિ સળગાવ્યો એટલે તે સ્વર્ગે ગયાં

એ રીતે મને શાપ મળ્યો છે તે પ્રમાણે મારાથી હવે રામના વિયોગે જીવન ટકાવી શકાશે નહિ. આમ કહેતા તે હે રામ, હા સીતે, હા ગુણનિધિ લક્ષ્મણ ! કૈકેયીએ ઉત્પન્ન કરેલા તમારા વિયોગથી હું મરણ પામુંછું.

આમ કહેતા તે બેહોશ થઈ ગયા, અને હે રામ, હે રામ, કરતા તેમના પ્રાણ ચાલ્યા ગયા. આ જોઇ કૌશલ્યા સુમિત્રા અને બીજી રાણીઓ છાતી કુટતી આક્રંદ અને વિલાપ કરવા લાગી.

સવારે થતા મંત્રીઓ સહિત વશિષ્ટ ગુરુ આવી પહોચ્યા દશરથે પ્રાણ ત્યાગ કર્યા તેને માટે સર્વને શોક ન કરવા ધીરજ આપી અને તેમણે દશરથના શરીરને તેલની કોઠીમા નાખી તરત જ તેમણે ભરત અને શત્રુઘ્નને તેડવા દૂત મોકલ્યો, એટલે ભરત અને શત્રુઘ્ન મોશાળથી ઘેર આવ્યા ત્યા નગરમાં સર્વ સ્થળે ઉદાસી છવાઇ રહેલી જોઇ ઘણા દુખી થયા તે પોતાની મા કૈકેયીને મંદિરે ગયા. ભરતે માતાને પ્રણામ કર્યા પછી કૈકેયીથી હર્ષથી તેને હૃદયમા ચાપી ખોળામા બેસાડી પોતાના પીયરના કુશળ સમાચાર પૂછયા. ભરતે તે સર્વના સુખ સમાચાર જણાવી પૂછ્યુ કે હે માજી ! તમે એકલા કેમ છો ! મારા પિતાજી ક્યા છે ? તે સાભળી કૈકેયીએ કહ્યુ કે હે પુત્ર જે ગતિને ધર્મશીલ લોકો પામે છે તે ગતિને આજે તારા પિતા પામ્યા છે આ સાભળી શોકથી વ્યાકુળ થઇ ભરત પૃથ્વી ઉપર પડયા અને પિતાને માટે વિલાપ કરવા લાગ્યા. ભરતે તેને ઉઠાડી ધીરજ આપી કહ્યુ હે પુત્ર ! તુ ધીરજ રાખ. મે તારે માટે સર્વ કલ્યાણ સપાદન કર્યું છે ત્યારે ભરતે કહ્યુ કે મરતી વખતે મારા પિતાએ મને શુ કહ્યુ છે ? ત્યારે કૈકેયીએ કહ્યુ કે હા રામ, હા સીતે ! હા લક્ષ્મણ ! એવો વિલાપ કરતા રાજા દેહનો ત્યાગ કરી સ્વર્ગે ગયા છે. આ સાંભળી ભરતે કહ્યુ કે હે માજી ! તો શુ તે વખતે રામ પિતાની પાસ હાજર નહોતા ? રામ, લક્ષ્મણ અને સીતા ક્યા ગયા હતાં ?

આ સાભળી કૈકેયીએ કહ્યુ રામને રાજ્યાભિષેક કરવા સારૂ તારા પિતાએ મોટો સમારંભ કર્યો હતો પણ તારા પિતાએ મને પૂર્વ બે વરદાન આપ્યા હતા તે મે તે વખતે માગી લઇ એકથી તને સર્વ રાજ્ય મળે અને બીજાથી રામને ચૌદ વર્ષ વનમા મોકલવો એ માગ્યુ જેથી દશરથે તને રાજ્ય આપ્યુ છે અને રામને વનમા મોકલ્યા છે સીતા અને લક્ષ્મણ પણ રામની સાથે વનમા ગયાં છે તેમના વનમા ગયા પછી રાજા હે રામ, હે રામ, એવો વિલાપ કરતા મરણ પામ્યા છે આ સાભળી વજ્રથી હણાયલો પહાડ જેમ તુટી પડે તેમ ભરત સંજ્ઞા રહિત થઇ ધરતી ઉપર તુટી પડયા. તે જોઇ કૈકેયીએ તેને ધીરજ આપી કહ્યુ હે પુત્ર ! હવે તને રાજ મળશે પછી શોક શા માટે કરે છે આ સાભળી ભરતે કહ્યું હે પતિને હણનારી, મહા ભયંકર પાપિણી ! તારી વાત યોગ્ય નથી તારા જેવી

ઉત્પન્ન થયો માટે હું પણ પાપી છુ. હવે હું અગ્નિમા પ્રવેશ કરીશ કે વિષનું પાન કરીશ, અથવા ખડગથી મારા દેહને હણી યમપુરીમા જઇશ. હે સ્વામીને હણનારી દુષ્ટા! તું આ કર્મથી કુભીપાક નરકમા જઈશ આમ કૈકયીને તરછોડી ભરત કૌશલ્યાને ઘેર ગયા. તેને જોઇ કૌશલ્યા ઉઘાડે મોઢે રડવા લાગ્યા ભરત પણ અત્યત રડવા લાગ્યા. તેમણે કૌશલ્યાને રડતા રડતા કહ્યુ હે માતા, મને રાજ્ય મળે અને રામ વનમાં જાય એવું જે મારી મા કૈકેયીએ માગ્યુ તે જો હુ પહેલા જાણતો હોઉ કે તેમા મારી સમતિ હોય તો મને સેકડો બ્રહ્મહત્યાનુ પાપ થાઓ. આ સાભળી કૌશલ્યાએ કહ્યુ હે પુત્ર, એ હુ જાણુ છુ તેમાં તમે કાંઇ જાણતા નથી. હવે શોક ન કરો આ પછી વશિષ્ટે આવી સર્વને શાત પાડયા અને કહ્યુ આયુષ્ય ક્ષણભગુર છે માટે શોક ન કરો તેલની કોઠીમાં પડેલા તારા પિતાના શરીરને બહાર કાઢી હવે તું તેમના યથાવિધિ ક્રિયા કર. તે પછી ભરતે વિધિપૂર્વક ક્રિયા કરવાનો આરભ કર્યો પિતાના શરીરને અગ્નિસસ્કાર કર્યો. અગીઆરમે દિવસે લાખો બ્રાહ્મણોને જમાડયા અને અનેક પ્રકારનુ દાન આપ્યુ

તે પછી વશિષ્ટે ભરતને કહ્યુ કે હે પુત્ર! તમારા પિતાની આજ્ઞાથી આજે તમારો રાજ્યાભિષેક કરવાનો છે એ સાભળી ભરતે કહ્યુ મારે રાજ્યની શી જરૂર છે? રાજ્યના અધિપતિ તો શ્રી રામ જ છે, અમે તો તેના દાસ છીએ માટે કાલે સવારે આપણે સર્વે રામને તેડવા વનમા જઈશુ. મારી રાક્ષસી માતા કૈકેયી વિના આ પણે સર્વે ત્યા જઇ તેમને તેડી લાવીશુ શુ કરૂ મારી માતા કૈકેયીને તો હું હમણા જ મારી નાખુ પણ સ્ત્રી જાતિ ને વળી માતા તેથી તેને હણવાથી શ્રી રામ મારાપર ક્ષમા કરે નહિ માટે તેમ કરતો નથી આવતી કાલે પગે ચાલીને હું શત્રુઘ્ન સહિત દડકવનમા જઇશ અને રામની માફક વલ્કલ પહેરી ફળ મુળ ખાઈ જટાધારી શત્રુઘ્ન સાથે વનમા જઇશ અને જ્યા સુધી રામ પાછા ફરશે નહિ ત્યા સુધી હુ પાછો ફરીશ નહિ આ સાભળી ભરતની પ્રશસા કરવા લાગ્યા.

બીજે દિવસે ભરત અને શત્રુઘ્ન પગે ચાલતા વનમા જવા તૈયાર થયા એટલે તેમની પાછળ સર્વે સેના, કૌશલ્યા વિગેરે રાણીઓ, વસિષ્ટમુનિ વિગેરે સર્વે પણ જવા તૈયાર થયા અને વનમા જવા નીકળ્યા. આગળ ગગાને કિનારે તેમણે મુકામ કર્યો. ત્યા ગુહ રાજાને ચિંતા થઇ કે શુ ભરત સેના લઈ રામને દુ:ખ દેવા તો નહિ જતા હોય! હવે હુ તેમને ગગા પાર ઉતરવા દઈશ નહિ એવો નિશ્ચય કર્યો પછી ગુહ તપાસ કરવા માટે ઘણી

મોટા ભાઈ ભરતને મળવા આવ્યો તો તેણે જોયું કે ભરત નાના ભાઈ સાથે બેઠા બેઠા હે રામ, હે રામ, એમ રામનો જ શોક કરતા હતા. તેમણે શરીરે વલ્કલ ધારી માથે જટા બાંધી હતી તેને જોઈ ભરતે કહ્યું કે, હે રાજા, જ્યા રામ, સીતા અને લક્ષ્મણ ગયા હોય ત્યા અમને લઈ જા. એટલે ગુહે કહ્યું કે. હે દેવ! હમણાં શ્રીરામ ચિત્રકુટ પર્વતની પાસે ગગાથી થોડે છેટે મુનિના આશ્રમમા સુખથી રહે છે માટે ચાલો આપણે ત્યા જઈએ તે પછી સર્વે વહાણોમાં બેસી ગગા નદી ઉતરી સામે કિનારે ગયા ત્યા ભરદ્વાજના આશ્રમ વિષે ભરત ગયા ઋષિએ તેનો સત્કાર કર્યો અને કહ્યું કે હે ભરત! તારી રામને વિષે ઘણી ભક્તિ છે તે હુ જાણુ છુ આજે તું સર્વ સૈન્ય સહિત અહિં ભોજન કરીને કાલે શ્રી રામની પાસે જજે પછી ભરતે તેમની આજ્ઞા કબુલ કરી એટલે મુનિએ કામદુધાનુ ચિતન કર્યું એટલે તેણે સર્વને પૂરા થાય એવા અલૌકિક ભોજનના પદાર્થો પૂરા પાડયા તે સર્વ સૈન્ય સહિત જમી સતુષ્ટ થયા બીજે દિવસે ભરત સર્વ સૈન્ય સાથે ત્યાથી ચાલી ચિત્રકુટ ગયા અને ત્યા રામના આશ્રમે આવી રામના ચરણે પડયા રામે તેમને ઉઠાડી હૃદય સાથે ચાપ્યા, તે પછી રામની સર્વ માતાઓ આવી. રામે તેમને પગે પડી પ્રણામ કર્યા પછી વસિષ્ટ આવ્યા, આવી રીતે સર્વ મડળ રામ પાસે આવ્યુ.

વશિષ્ટે રામને કહ્યુ કે હે રઘુનદન, તમારા વિયોગથી તમારા પિતા મરણ પામ્યા છે. આ સાભળી રામ અને લક્ષ્મણ અત્યત વિલાપ કરતા પૃથ્વી ઉપર ઢળી પડયા તેમને જોઇ બીજા સર્વ રડવા લાગ્યા. થોડીવારે વશિષ્ટે તેમને આ સંસારની અનિત્યતાને દર્શાવનારા, તત્ત્વજ્ઞાનના યોગ્ય વચનો કહી તેમને શાત પાડયા, પછી રામ વિગેરેએ ગગા કિનારે જઇ સ્નાન કર્યું. તે દિવસે બધાએ ઉપવાસ કર્યો.

બીજે દિવસે ભરતે કહ્યુ કે હે રામ, તમે મારા જ્યેષ્ઠ બન્ધુ છો માટે રાજ્યાભિષેક કરાવી તમે રાજ કરો. આપને હમણાં વનનો વખત નથી, મારી માતાનાં દુષ્ટ વચનો સાભળવા આપને યોગ્ય નથી મારા ઉપર પ્રસન્ન થઈ મારું કહેવુ માનો આટલું કહી આસુ પાડતા દડવત્ કરવા લાગ્યા આ સાભળી રામે કહ્યુ કે. હે ભાઈ, તમે કહો છો તે યથાર્થ છે પણ મને પિતાએ ચૌદ વર્ષ દડક વનમા રહ્યા પછી નગરમા પ્રવેશ કરવાનું કહ્યુ છે અને તમને આ રાજ્ય આપ્યુ છે માટે આપણે બંનેએ પિતાના વચન પ્રમાણે વર્તવુ જોઇએ. જે પુત્ર પિતાના વચનનુ ઉલ્લઘન કરે છે તને જીવતા શબતુલ્ય સમજવો અને મુવા પછી તે નર્કે જાય છે માટે તમે રાજ્ય કરો અને હું વનમા રહીશ.

ભરતે કહ્યું—હે રામ ! પિતા તો સ્ત્રીને વશ થયેલા કામી હતા માટે તેમનાં ભ્રાંતિવાળાં વચન વાક્યો આપણે સ્વિકારવા જેવાં નથી. રામે કહ્યું ભાઇ, પિતા કાંઇ કામી કે સ્ત્રીજીત હોતા પણ પૂર્વે કૈકેયીને વર આપવાનું તેમણે કહ્યું હતું તે તેમણે સત્યવાદીપણાથી આપ્યું હતું તેમણે આપેલું વરદાન મારે પણ સત્ય કરવું જોઇએ રામનાં વચન સાંભળી ભરતે કહ્યું તો હું વલ્કલ પહેરી ચૌદ વર્ષ વનમાં જઈ પણ તમે રાજ્ય કરો. ત્યારે રામે કહ્યું પિતાએ તમને રાજ્ય આપ્યું છે અને મને વનવાસ આપ્યો છે માટે તે પ્રમાણે કરો. એ પછી ભરતે રામને ઘણી પ્રાર્થના કરી લક્ષ્મણની પેઠે હું તમારી સાથે વનમાં આવું એમ કહ્યું પણ રામે કહ્યું કેઃ ભાઇ, પિતાના વચન પાળવા જોઇએ માટે તું હઠ છોડી દે. તે પછી વસિષ્ટે ભરતને સમજાવી કહ્યું તું આગ્રહ છોડી દે અને તું હવે અયોધ્યા તરફ પાછો જા રામના સમજાવવાથી ભરતે કહ્યું હે રામ ! રાજ્યના પાલન માટે તમારી પુજ્ય પાદુકા મને આપો અને તમે આવશો ત્યાં સુધી હું તેની સેવા કરીશ. પછી ભરતે અતિ ભક્તિથી રત્નજડિત પાદુકા રામના ચરણમાં પહેરાવી. તે પાદુકા રામે ભરતને પાછી આપી. પછી ભરતે રામને પ્રદક્ષિણા કરી પ્રણામ કરી કહ્યું હે પ્રભુ ! જો ચૌદ વર્ષ ઉપર એક દિવસ પણ થશે અને જો નહિ આવો તો હું અગ્નિમાં પ્રવેશ કરી બળી મરીશ. પછી રામે કહ્યું જાવ હું તે પ્રમાણે જ આવીશ. એમ કહી ભરતને પાછા મોકલ્યા તે પછી ભરત સર્વ સૈન્ય, માતાઓ, વસિષ્ટ ગુરુ વિગેરે સાથે પાછા અયોધ્યા ગયા. ભરતે નંદિગામમાં જઇ ત્યાં સિંહાસન ઉપર રામની પાદુકાને સ્થાપી, ચંદન પુષ્પાદિવડે તે દરરોજ પાદુકાનું પુજન કરવા લાગ્યા તથા ફળ મૂળનું ભક્ષણ કરી, જીતેંદ્રિય રહી, જટાવલ્કલ ધારણ કરી ભૂમિ ઉપર પથારી કરી, શત્રુઘ્ન સહિત બ્રહ્મચર્ય પાળવા લાગ્યા અને રામની પાદુકાને સિંહાસન ઉપર પધરાવી રાજ્યકાર્ય કરવા લાગ્યા

રામ, લક્ષ્મણ અને સીતા થોડા દિવસ ચિત્રકૂટ પર્વત ઉપર રહ્યા. પણ રામના દર્શન કરવાની ઇચ્છાથી અયોધ્યાથી ઘણા લોકો ત્યાં આવવા લાગ્યા. આ પ્રમાણે મનુષ્યની ભીડ થવા માંડી તેથી પોતે ચિત્રકૂટ પર્વતને છોડી દંડકારણ્યમાં જવા માટે નીકળ્યા. ત્યાંથી નીકળી તે અત્રિ મુનિના આશ્રમ પ્રત્યે આવ્યા ત્યાં અત્રિ મુનિને પ્રણામ કરી દંડક વનમાં જવાની વાત કહી. મુનિએ તેમનો આદરસત્કાર કરી કહ્યું કેઃ હે રામ ! મારાં સ્ત્રી અનસૂયા ઘણા દિવસથી આશ્રમમાં તપ કરે છે માટે સીતાને ત્યાં મોકલો. તે પછી રામની આજ્ઞાથી સીતાજી અનસૂયા પાસે ગયાં. તેમને દંડ-

વર્ત કરી બેઠાં એટલે અનસૂયાએ સીતાને હૃદય સાથે ચાંપ્યાં. પછી તેમણે સીતાને બે સુંદર વસ્ત્રો અને બે દિવ્યકુંડળો; અને દિવ્ય અંગરાગ આપ્યો પછી કહ્યું કે હે સીતા! આ અંગરાગથી શોભા તમારા શરીરનો ત્યાગ કરશે નહિ. પતિવ્રતને પાળી નિરંતર રામને અનુસરજો. પછી અનસૂયાએ રામ લક્ષ્મણ અને સીતાને સારી રીતે જમાડયા પછી બીજે દિવસે સવારમાં સ્નાન સંધ્યાદિ કરી, રામ, લક્ષ્મણ અને સીતા વનમાં જવા માટે નીકળ્યાં.

અરણ્યકાંડ.

બીજે દિવસે રામ દંડકવનમાં જવા નીકળ્યા અત્રિમુનિ તેમને વળાવા માટે થોડે દૂર સુધી પાછળ પાછળ ગયા પછી રામના આગ્રહથી પાછા વળ્યા. એક ગાઉ ઉપર નદી આવી તે પાર ઉતરી આગળ ઘોર અરણ્યમાં પ્રવેશ કર્યો ત્યા વનના હિંસક પશુઓ, ભયંકર રાક્ષસો રહેતા હતા. ત્યાં રામે લક્ષ્મણને કહ્યું અહિંથી આગળ તમારે બન્નેએ મારી સાથે ચાલવું, ધનુષ ઉપર બાણો સાંધી રાખવા અને બાણુ હાથમા રાખવા હું આગળ ચાલું છુ અને તમે પાછળ ચાલો. આપણા બેની વચ્ચે જેમ જીવાત્મા અને પરમાત્માની વચ્ચે માયા રહે છે તેમ સીતાએ ચાલ્યા આવવુ. આ દંડકારણ્યમાં રાક્ષસોનો ભય છે માટે ચોતરફ દૃષ્ટિ રાખવી. આમ વાતો કરતા ચાલવા માંડયું. આગળ જતાં એક વાવ આવી તેમા પાણી પી બધા એક વૃક્ષની શીતળ છાયા નીચે બેઠા એવામા ભયંકર દાઢો અને મોટા મોંવાળો ભયંકર શરીરવાળો કોઇ પ્રાણી ત્યા આવવા લાગ્યો, તેને જોઇ રામે કહ્યુંઃ હે ભાઇ, જુઓ આ રાક્ષસ આવે છે માટે ધનુષ્યને સજ્જ કરો. એવામાં પેલા રાક્ષસે આવી કહ્યું હે, વલ્કલ ધારણ કરી ધનુષ્ય બાણ લઈ ફરનારા તમે કાણ છો? તમે મારા મોંના કોળીયા જેવડા છો આ સાંભળી રામે કહ્યું. હું રામ છુ અને આ મારો પ્રિય ભાઇ લક્ષ્મણ છે અને આ મારી પ્રાણ પ્રિયા સીતા છે, અમે પિતાના વચન માની તારા જેવાને શિક્ષા કરવા વનમાં આવ્યા છીએ સાંભળી તે રાક્ષસે ત્રિશુળ લઇ કહ્યુ: હે રામ! તું મને વિરાધને જાણતો નથી, જો જીવવાની ઇચ્છા હોય તો સીતાને અહિં મૂકી નાસી જાઓ એમ કહી તે સીતાને લેવા માટે સામો દોડયા એટલે રામે બાણ મારી તેના બે હાથ, બે પગ કાપી નાખ્યા છતા તે સાપની પેઠે સામે ધસી આવવા લાગ્યો એટલે રામે તેનુ મસ્તક કાપી નાખ્યુ એટલે સીતાએ રામને આલિંગન કરીને તેમના વખાણ કર્યાં. એવામા રાક્ષસની કાયામાંથી સુંદર વસ્ત્રાલંકારો ધારણ કરનારો પુરુષ બહાર નીકળી રામને પ્રણામ કરી કહેવા લાગ્યો કે હુ વિદ્યાધર હતો તે દુર્વાસાના શાપથી રાક્ષસ

થયો હતો તેને આપે મુક્ત કર્યો છે હું આપને નમસ્કાર કરૂં છું. મારી આપ રક્ષા કરો. એટલે રામે કહ્યું તું જા, મારી ભક્તિથી તું મોક્ષને પામ.

શરભંગનો મોક્ષ.

તે પછી રામલક્ષ્મણ અને સીતા ત્યાંથી આગળ ચાલી શરભંગના વન પ્રત્યે ગયા. તેમને આવતા જોઇ મુનિએ તેમની સામા જઈ તેમને તેડી લાવી તેમનું પુજન કર્યું પછી મુનિએ કહ્યું હું ઘણો કાળ તપ કરી તમારાં દર્શનની ઇચ્છાથી અહિ રહું છુ મારા તપનું ફળ તમને અર્પણ કરી આજે હું મુક્તિ પામીશ. પછી તેમણે રામને પ્રણામ કરી લાંબો વખત ધ્યાન કર્યું અને ચિતામાં પ્રવેશ કરી પંચભૂતાત્મક શરીરનો ત્યાગ કરી પરમાત્માના લોકને પ્રાપ્ત થયા. દંડકવનના મુનિઓ રામને આવેલા જોઈ પછી ત્યાં આવ્યા અને રામની સ્તુતિ કરવા લાગ્યા મુનિની વિનતિથી રામ રાક્ષસોએ ભક્ષણ કરેલા ઋષિઓનાં હાડકા જોવા. અને રાક્ષસો તપ કરનારા મુનિઓનુ ભક્ષણ કરે છે માટે અમારૂં રક્ષણ કરો એમ કહેવા લાગ્યા. પછી રામે સર્વ રાક્ષસોનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી ત્યાંથી ઋષિઓના આશ્રમ જોતા જોતા આગળ ચાલ્યા આગળ ચાલતા સુતીક્ષ્ણ મુનિના આશ્રમે આવ્યા. મુનિએ તેમની ઘણી સ્તુતિ કરી પછી તેમને રામે કહ્યુ કે સર્વ મુનિઓના સ્વામી એવા તમારા ગુરૂ અગસ્ત્ય મુનિના દર્શન કરવાની મારી ઇચ્છા છે માટે હું ત્યા જવા ધારૂં છુ એ પછી બીજે દિવસે સુતીક્ષ્ણ મુનિ સાથે રામ અગસ્ત્યના નાના ભાઇ અગ્નિજીહ્વના આશ્રમ પ્રત્યે ગયા.

**અગસ્ત્ય મુનિનો સમાગમ**—ઋષિએ તેમની સારી રીતે પૂજા કરી પછી બીજે દિવસે ત્યાથી અગસ્ત્ય મુનિના આશ્રમ પ્રત્યે ગયા. ઋષિએ સામા જઇ તેમને તેડી લાવી યોગ્ય સત્કાર કર્યો, રામે પણ લક્ષ્મણ અને સીતા સાથે મુનિને દંડવત્ પ્રણામ કર્યા. પછી મુનિએ કહ્યું હે પ્રભુ, પૃથ્વીનો ભાર ઉતારવા તથા રાવણનો વધ કરવા આપ અહિ પધારશો એ જાણ્યુ ત્યારથી હું આપના દર્શનની વાટ જોઈ રહ્યો હતો, એમ કહી રામની સ્તુતિ કરવા માંડી પછી પૂર્વે મહેન્દ્રે જે ધનુષરામને માટે ત્યા રાખી મૂક્યુ હતું તે તથા અક્ષય બાણનો ભાથો, ખડ્ગ વિગેરે આપી કહ્યું હે રામ! પૃથ્વીને ભારરૂપ થયેલા રાક્ષસોને હવે તમે હણો. અહિથી બે યોજન દૂર ગૌતમી ગોદાવરીના તટ ઉપર શોભાયમાન એવો પંચવટી નામનો આશ્રમ છે ત્યા રહી હવે તમે બાકીના કાળ નિર્ગમન કરો અને ત્યા રહી દેવોનાં કાર્ય સિદ્ધ કરો. આ પ્રમાણે ઋષિની સાથે સમાગમ કરી બીજે દિવસે ત્યાથી રામ મુનિની સાથે તેમના દર્શાવેલા માર્ગે ચાલ્યા.

**પંચવટીમાં જટાયુ અને રામ**—રસ્તામાં જતા પર્વતના શિખર જેવા વૃદ્ધ જટાયુને પડેલા જોઈ રામે પૂછ્યુ કે આ શું છે ? કોઇ રાક્ષસ છે માટે ધનુષ્ય લાવો હુ તેને હણુ, આ સાંભળી જટાયુએ કહ્યું હે રામ હું તમારા પિતાનો સખા જટાયુ નામનો ગીધ છુ માટે તમારે મને મારવો નહિ. તમારૂં હિત કરવાની ઇચ્છાથી હુ અહિ પંચવટીમા રહીશ. આ સાંભળી રામે તેને પોતાની પાસે રહેવાનુ કહી રામ લક્ષ્મણ અને સીતા સાથે પંચવટીમા ગયા

પંચવટીમા રામે લક્ષ્મણ પાસે ગોદાવરીના તીર ઉપર સુંદર રહેવા લાયક મંદિર કરાવી ત્યા ગૌતમી ગંગાના તટ ઉપર પોતે રહેવા લાગ્યા. રામની સેવામા તત્પર લક્ષ્મણ કંદમૂળ ફળ લાવી રામ અને સીતાને આપવા લાગ્યા અને રાત્રીએ ચોતરફ જોના જાગવા લાગ્યા. આવી રીતે ત્યાં એકાંત સ્થળમા ત્રણે જણ સુખથી રહેવા લાગ્યા, રામે લક્ષ્મણને ત્યા પરમાત્માના જ્ઞાનના સાધનો કહ્યા.

**સૂર્પણખાનું નાક કાપી, ખરદૂષણનો વધ કર્યો**—એક દિવસે ઇચ્છાનુસારી રૂપ ધરનારી સૂર્પનખા નામની રાક્ષસીએ ગોદાવરીના તીર પાસે પદ્મ, વજ્ર અને અંકુશના ચિન્હવાળા શ્રીરામના પગલા જોયા તેથી તે પગલાં ઉપર મોહ પામી તે પગલા જોતી રામના આશ્રમે આવી, ત્યા સીતા સાથે બેઠેલા લક્ષ્મિના પતિ, કામદેવ સરખા શ્રી રામને જોઇ કામથી મોહિત થઇ તે રાક્ષસીએ કહ્યુ કે "તમે કોણ છો ? અને અહિ કેમ રહો છો ? હુ રાવણની નાની બેન છુ, મારૂં નામ સૂર્પનખા છે, હુ આ વનમા મારા ભાઇ ખરની સાથે રહુ છુ હુ અહિ મુનિઓનુ ભક્ષણ કરીને રહુ છુ આપ કોણ છો તે કહો." આ સાભળી રામે કહ્યુ "હુ અયોધ્યાના રાજા દશરથનો પુત્ર રામ છુ આ સીતા મારી સ્ત્રી છે અને આ મારો નાનો ભાઇ લક્ષ્મણ છે. હે સુંદરી ! તારે શુ કામ છે તે કહે." આ સાંભળી કામથી પીડાયલી સૂર્પનખા બોલી કે "હે રામ, મારી સાથે ચાલો. આપણે બંને આ પર્વતમા ક્રીડા કરીએ હુ કામથી પીડાયલી આપનો ત્યાગ કરવાને શક્તિમાન નથી."

આ સાભળી રામે સીતાના સામુ જોયુ અને પછી હસીને કહેવા લાગ્યા કે "હે સુંદરી ! મારે તો આ સ્ત્રી છે, પણ આ પર્ણકુટીની બહાર મારા ભાઈ લક્ષ્મણ રહે છે તે તારે અનુકુલ પતિ થશે માટે તેની સાથે જા." આ સાભળી રાક્ષસી લક્ષ્મણ પાસે આવી કહેવા લાગી. "હે સુંદર! તમે મારા પતિ થાઓ, તમારા ભાઈની આજ્ઞા લઈ આપણે સાથે ક્રીડા કરીએ " આથી લક્ષ્મણે

કહ્યું. "હું તો રામનો દાસ છું. તેથી તારે દાસી થવું પડશે. માટે રામની પાસે જા જેથી તને સર્વ સુખ મળશે." આ સાંભળી તે રામની પાસે આવી કહેવા લાગી કે હે રામ! તું મને કેમ ભમાવે છે! જેની પ્રીતિથી તું મને ભમાવે છે તે સીતાને હું હમણાં ખાઇ જાઉં છું" એમ કહી તે ભયંકર રૂપ ધરી જાનકીની પાછળ દોડી. આથી રામની આજ્ઞાથી લક્ષ્મણે તેને પકડી તરત તરવારથી તેના નાક અને કાન કાપી લીધાં જેથી તે લોહીલુહાણ થઇ રડતી રડતી ખર નામના રાક્ષસ પાસે ગઈ અને કહેવા લાગી કે: ગોદાવરીના તીર ઉપર સીતા અને લક્ષ્મણ સાથે રામ રહે છે. તે લક્ષ્મણે મારા નાક કાન કાપી લીધા છે માટે તું જા અને તે બન્નેને મારી નાખ નહિ તો હું મારો જીવ આપીશ.

આ સાંભળી ખર રાક્ષસે ૧૪ હજાર રાક્ષસોને રામનો વધ કરવા મોકલ્યા અને પછી ખર ત્રિશીરા અને દૂષણ પણ રામને મારવા ગયા ત્યાં કોલાહલ સાંભળી રામે લક્ષ્મણને કહ્યું હે લક્ષ્મણ આ જે ભયંકર શબ્દ સંભળાય છે, માટે કોઈ રાક્ષસો આપણી સામે ચઢી આવતા જણાય છે માટે તમે સીતાને ગુફામાં લઇ જઇ ત્યાં રહો અને હું એકલો તે રાક્ષસોને હણીશ. તેથી લક્ષ્મણ સીતાને લઇ ગુફામાં ગયા અને સમર્થ એવા રામ કઠોર ધનુષને લઇ રાક્ષસો સાથે લડવા તૈયાર થયા રાક્ષસો સામે ચઢી આવ્યા તેમને રામે પોતાના ધનુષના બાણથી મારવા માંડ્યા અને સર્વનો સંહાર કરી ખર, ત્રિશીરા અને દૂષણને પણ સર્વ રાક્ષસો સાથે મારી નાંખ્યા પછી લક્ષ્મણ સીતાને લઇ ગુફામાંથી બહાર આવી રામને મળ્યા પછી રામના અંગ વિષે જે શસ્ત્રોના ઘા થયા હતા તેને સીતાએ સારા કર્યા

સૂર્પનખાએ સર્વ રાક્ષસો મરાયાની વાત જાણી એથી એકદમ લંકામાં ગઇ અને રાવણ પાસે જઇ રડતી રડતી તેને સર્વ વાત કહી રાવણે કહ્યું "અરે, તારૂં નાક અને કાન કોણે કાપ્યું?" તે સાંભળી સૂર્પનખાએ કહ્યું કે. હે ભાઇ, તું ગાફલ અને મૂઢ બુદ્ધિવાળો છે, સ્ત્રીઓને વશ છે ખર, દૂષણ અને ત્રિશિરાને તેમ હજારો રાક્ષસોને રામે ક્ષણ માત્રમાં હણ્યા છે, અને લક્ષ્મણે મારાં નાક કાન કાપ્યા છે એ રામ, લક્ષ્મણ અને સીતા ગોદાવરીના તટે પંચવટીમાં રહે છે. તે સીતા લક્ષ્મીના જેવી સુંદર છે. તેના જેવી બીજી કોઇ સ્ત્રી સુંદર છેજ નહિ તેને હું તારી સ્ત્રી કરવા માટે અહિં લાવવા પ્રયત્ન કરતી હતી તેથી લક્ષ્મણે મારા નાક, કાન કાપ્યાં છે માટે તું, જા અને તે રામ લક્ષ્મણને મારી સીતાને તારી સ્ત્રી કરવા અહિં લઇ આવ, આ સાંભળી રાવણે સીતાને હરી લાવવાનો નિશ્ચય કર્યો.

બોધા મૃગ—રાવણે ધાર્યું કે સીતાનું હરણ કપટથી કરવું. માટે તે સમુદ્રના સામા તીરે રહેતા મારીચની પાસે ગયો. અને કહ્યું કે હાલમાં રામ અને લક્ષ્મણ પંચવટીમાં આવ્યા છે. રામની સ્ત્રી સીતા સર્વ લોકને મોહ પમાડનારી છે, તેને હરણ કરવાનો મારો વિચાર છે કારણ કે રામે મારા ઘણા રાક્ષસોને તેમજ ખર, દૂષણ અને ત્રિશિરાને પણ હણ્યા છે. તેમ તેણે મારી બેન સૂર્પણખાના નાક, કાન લક્ષ્મણ પાસે કપાવ્યાં છે. માટે તારી સહાયથી સીતાને હરી લાવવી છે. પણ રામ સીતાની પાસે ન હોય ત્યારે તેનું હરણ થઇ શકે તેમ છે. માટે તું માયાએ કરી વિચિત્ર પ્રકારના રંગ-વાળો મૃગ થઇ તેના આશ્રમ પાસે ફરવા માંડ અને હું યુક્તિ રચી યોગી થઇ તેના આશ્રમે ભીક્ષા માગવા જઉં તને રામ મારવા આવે ત્યારે તારે લક્ષ્મણના નામથી ચીસ પાડવી એટલે લક્ષ્મણ પણ ત્યાં આવશે એટલે હું સીતાનું હરણ કરીશ, માટે તું મને સહાય કર.

આ સાંભળી મારીચે કહ્યું " અરે ભાઇ, તારા કુળનો નાશ કરવાની તને આવી સલાહ કોણે આપી ? એ રામ જ્યારે બાળક હતા, ત્યારે વિશ્વા-મિત્રના યજ્ઞનું રક્ષણ કરતા મને એક બાણે ચારસો ગાઉ દૂર સાગરને વિષે ફેંક્યો હતો. હું તેના ભયથી હવે આ એકાંત સ્થાને રહું છું તેનું પરાક્રમ ઘણું છે જો તું રામની સાથે વિરોધ કરીશ તો તારૂં કુળ નાશ પામશે. મેં નારદને મોઢે સાંભળ્યું છે કે રામ સાક્ષાત્ પરમેશ્વર છે રામ એ મનુષ્ય નથી પણ સાક્ષાત્ નારાયણ છે એ તો માયાએ કરી મનુષ્ય રૂપ ધરી વનમાં આવ્યા છે. માટે તું ઘેર જા" આમ છતા રાવણે માન્યું નહિ અને મારીચને કહ્યું હે મારીચ, તું વિચિત્ર પ્રકારના મૃગનું રૂપ ધરી રામને આશ્રમે જા નહિ તો હું અહિં તારૂં માથું કાપી નાખીશ આથી મારીચે જાણ્યું કે જો રામને હાથે મોત આવશે તો મુક્તિ મળશે અને આ દુષ્ટ હરશે તો નરકમાં જવાશે માટે તે મૃગનું રૂપ ધરી રાવણના કહ્યા પ્રમાણે રામના આશ્રમે જવા તૈયાર થયો. તે સુંદર સુવર્ણનો, રૂપેરી ટીલીવાળો, રત્નના શીંગડાં વાળો, મણિની ખરીઓ-વાળો, નીલ મણિના સરખા નેત્રવાળો, સુંદર મુખવાળો, વીજળી સરખો પ્રકાશિત મૃગ થઇ રામના આશ્રમ પાસે સીતાની નજર આગળ ચરવા લાગ્યો. અને ક્ષણમાં પાસે આવી, વળી ભયથી પાછો જતો રહેવા લાગ્યો. એ રીતે માયાએ કરી મૃગનું રૂપ ધરી તે રાક્ષસ સીતાને મોહ પમાડતો આમતેમ ફરવા લાગ્યો.

"સીતા હરણ—પર્ણકુટી પાસે ફરતા મૃગને જોઇ સીતાએ હસીને રામને કહ્યું કે હે રામ ! આ સુવર્ણના મૃગને બાંધી મારી પાસે લાવી

આવો. એટલે રામ ધનુષ લઈ મૃગની પાછળ જવા તત્પર થયા. જતી વખતે તેમણે લક્ષ્મણને કહ્યું કે: " તમારે સીતાની રક્ષા કરવી, કેમકે આ વનમાં ભયંકર રૂપવાળા માયાવી રાક્ષસો રહે છે, માટે તમે સાવધાન રહી સીતાનું રક્ષણ કરજો " આથી લક્ષ્મણે કહ્યું " હે દેવ ! મૃગના રૂપને ધરનાર મારીચ નામનો રાક્ષસ મૃગ થયો હશે એમ લાગે છે તે વગર આવો મૃગ સંભવતો નથી માટે મને તો એ મારીચ છે એમ લાગે છે " રામે કહ્યું કે તે મારીચ હશે તો પણ હું તેને જરૂર હણીશ. અને મૃગ હશે તો પકડી અહિં લાવીશ માટે હું જાઉં છું તમે સીતાનું રક્ષણ કરજો " આમ કહી રામ મૃગની પાછળ દોડયા આ પ્રમાણે માયા મોહ પમાડનારી છે મૃગ આગળ ને પાછળ રામ દોડતા હતા મૃગ ક્ષણમાં દેખાતો અને ક્ષણમાં દૂર જતો આમ કરતા તે માયા મૃગ રામને ઘણે દૂર લઈ ગયો એટલે રામે તેને બાણ માર્યું એટલે રાક્ષસે મારીચનું રૂપ ધરી રામના જેવી વાણીથી બૂમ પાડી કે ' હે મહાબાહુ લક્ષ્મણ ' હું હણાયો છું, મારી તત્કાળ રક્ષા કર " એ રીતે કહી મૂર્ચ્છા ખાઈ રામનું સ્મરણ કરતા રાક્ષસ મરણ પામ્યો

આ પછી રામ પાછા વળ્યા પણ રામના જેવો સ્વર સાંભળીને સીતા ભય પામ્યા અને ખિન્ન થઈ લક્ષ્મણને કહેવા લાગ્યા કે " હે લક્ષ્મણ " " તમારા ભાઈને અસુર દુખ આપે છે માટે હમણાંજ તમે ત્યાં જાઓ " આ સાંભળી લક્ષ્મણે કહ્યું કે " હે દેવી ! તે રામનું વચન નથી પણ કોઈ રાક્ષસને રામે હણ્યો છે તેણે મરતા મરતા રામના જેવો સાદ કાઢી બૂમ પાડી છે કેમકે ક્રોધ પામેલા રામ તો દીન વચન કદી બોલે જ નહિ." આથી સીતાએ આંખમાં આંસુ લાવી કહ્યું કે " હે દુર્બુદ્ધિ લક્ષ્મણ ! તમે તમારા ભાઈને દુખ દેવાની ઇચ્છા રાખો છો ? રામનો નાશ કરવાને ઇચ્છતા, ભરતે તમને મોકલ્યા છે ! અથવા રામનો નાશ થયા પછી મને લઈ જવાને સાથે રહ્યા છો ? પણ તમે મને મેળવી શકશો નહિ જુઓ હમણાં જ હું પ્રાણ છોડું છું રામે તમને આવા જાણ્યા નહોતા, પણ રામ વિના હું તમારો કે ભરતનો સ્પર્શ કરનાર નથી. " આમ કહી હાથ વડે છાતીને માથું કુટતા સીતા રડવા લાગ્યા. આ સાંભળી લક્ષ્મણે ખિન્ન થઈ કહ્યું " હે ક્રોધી સ્વભાવવાળા સીતા ! તમે મને આવું કહો છો, તેથી તમને ધિક્કાર છે મારા ગયા પછી રાક્ષસ તમારૂ હરણ કરશે એવો મને ભય છે છતાં તમે મારા ઉપર આવા જ આરોપ મૂકો છો. તો હું આ ચાલ્યો. તમે આ લીટી દોરૂ છું તેની આગળ પગ મુકશો નહિ. "

એમ કહી દ્વાર પાસે લીટી દોરી ત્યાથી ઉદ્વેગ મનવાળા થઇ લક્ષ્મણ રામની પાસે જવા નીકળ્યા

લક્ષ્મણ ગયા પછી રાવણ જે પાસે જ સતાઈ રહ્યો હતો તે દંડ કમંડળ ઝાની ભગવા વસ્ત્ર પહેરી સાધુનો વેશ લઇ સીતાની પાસે આવ્યો. સીતાએ તે સાધુને જોઈ નમસ્કાર કરી, ભક્તિથી તેની પૂજા કરી કંદમુળ અને ફળ ભોજનમાટે આપ્યા. અને કહ્યુ કે હે મુનિ, મારા પતિ હમણાં આવશે એ તમારો વધુ સત્કાર કરશે આથી રાવણે કહ્યુ હે સીતા, તમે વનમા કેમ રહો છો, મુનિવર સરખા વેશવાળા રામની સાથે રહેવામા તને શુ સુખ મળવાનુ છે હું લંકાનો રાજા રાવણ છુ તારી કામનાથી પરિતાપ પામેલો હું તને મારા નગરમા લઇ જવા આવ્યો છુ એમ કહી તેણે સીતાને ઉચકી રથમા બેસાડી આકાશમાર્ગે ચાલવા મડ્યુ

સીતાજી રડવા લાગ્યા અને ઉંચેથી પૃથ્વી તરફ જોતા હે રામ! હે લક્ષ્મણ! એમ કરતા રૂદન કરવા લાગ્યા તેમનુ રૂદન સાંભળી પક્ષીઓમા શ્રેષ્ટ જટાયુ પર્વતના શિખર ઉપરથી ઉડી રાવણની સામે આવી કહેવા લાગ્યો કે 'હે દુષ્ટ' સર્વ લોકના સ્વામી એવા શ્રી રામની સ્ત્રી સીતાને તું ક્યા લઇ જાય છે? ઉભો રહે' એમ કહી જટાયુએ પોતાની ચચી રાવણના રથના ચુરેચૂરા કરી નાખ્યા પગ વડે રથના ઘોડાને અને ધનુષ્યને ભેદી નાખ્યુ એટલે રાવણે સીતાને છોડી દઈ હાથમા તરવાર લઇ ક્રોધથી જટાયુની બે પાખો કાપી નાખી એટલે જટાયુ પૃથ્વી ઉપર પડ્યો. એ પછી રાવણે બીજો માયાવી રથ રચી તમા સીતાને લઇ આકાશમાર્ગે જવા માડ્યુ જતા એક પર્વતના શિખર ઉપર પાચ વાદરાને બેઠેલા સીતાએ જોયા એટલે સીતાએ પોતાની ચુદડી ફાડી તેમા ઝાઝર વિગેરે બાધી નીચે નાખ્યા અને સૂચના કરી કે આ સમાચાર રામને કહેજો

પછી રાવણ સમુદ્ર ઓળગી લંકામા ગયો અને પોતાના અંતઃપુરની પાડોશમા આવેલા એકાંત એવા અગાધ વનમા ત્રિજટા વગેરે રાક્ષસીઓને સીતાને સોપી ત્યા રાખ્યા ત્યા સીતા દુખી ને કલેશ અને રામના વયોગથી વ્યાકુળ થવા લાગ્યા. શરીર દુર્બળ થવા લાગ્યુ અને હા રામ, હા રામ, એમ કહી વિલાપ કરવા લાગ્યા

**સીતા વિયોગ**—માયાવી રાક્ષસને હણી રામ પોતાના આશ્રમે આવ્યા તો તેમણે દૂરથી આવતા લક્ષ્મણને જોયા. તેમણે લક્ષ્મણને કહ્યુ. "તમે સીતાને છોડી અહિં કેમ આવ્યા? શું જાનકીને કોઈ રાક્ષસો લઈ ગયા?" એ સાંભળી લક્ષ્મણે રડતા રડતા હાથ જોડીને કહ્યુ કેઃ સીતાએ હઠ કરી

તમારી પાછળ મને મોકલ્યો જેથી હું આવ્યો છુ એ પછી રામ અને લક્ષ્મણ ઉતાવળા આશ્રમે આવ્યા તો ત્યા જાનકીને ન જોયા. તેથી દુ ખથી વિલાપ કરવા લાગ્યા રામે વનમા ઘણી શોધ કરી પણ સીતા ન જડયાં એટલે સીતાના વિયોગથી દુ ખા થઇ શોક કરતા તેમને શોધવા માટે લક્ષ્મણ સાથે નીકળ્યા

આગળ જતા ભાગેલો રથ, છત્ર, ધનુષ્ય જોયા, વળી આગળ જતાં લોહીથી ખરડાયલા અગવાળા જટાયુને જોઈ રામ કહેવા લાગ્યા કે 'જો આ કોઇ નિશાચર જાનકીનુ ભક્ષણ કરી સુનો જણાય છે,માટે હુ તેને હણુ છુ, બાણુ લાવ' આ સાભળી જટાયુએ કહ્યુ કે "હે રામ, મને મારશો નહિ, તમારી સ્ત્રીને લઇ જનાર રાવણ સાથે યુદ્ધ થવાથી તેના રથ વિગેરે મે કાપી નાખ્યા જેથી તેણે મને હણ્યો છે હે નાથ, હુ પ્રાણનો ત્યાગ કરૂ છુ ' આ સાભળી રામે તેને સ્પર્શ કર્યો અને પુછ્યુ કે મારી સ્ત્રીને કોણ લઈ ગયુ ? ત્યારે જટાયુએ કહ્યુ કે "સીતાને રાવણ દક્ષિણ દિશામા લઇ ગયો છે હવે હુ મારો પ્રાણ ત્યાગ કરૂં છુ મને મરતી વખતે તમારા દર્શન થયા તેથી હુ મુક્ત થયો છુ " એ પછી રામે તેના શરીરને પપાળવા માડ્યુ, અને જટાયુએ પ્રાણ છોડયા પછી રામને પણ પોતાના સબધીના મરણની માફક આખમા આસુ આવ્યા પછી લક્ષ્મણ પાસે લાકડા મગાવી તેને અગ્નિદાહ કર્યો પછી રામ લક્ષ્મણે સ્નાન કરી તેની પાછળ પિડ મુક્યા, અને જટાયુ સારુપ્ય મુક્તિને પામ્યો

કબંધાસુર વધ—પછી રામ અને લક્ષ્મણ બીજા વનમા જઈ સીતાની શોધ કરવા લાગ્યા ત્યા રસ્તામા કબધ નામનો આખ વગરનો રાક્ષસ પોતાના બે હાથ પહોળા કરીને પડેલો હતો તેના બે હાથની વચ્ચે રામ અને લક્ષ્મણ આવી જતા તેમણે તેના બે હાથ કાપી નાખ્યા ત્યારે તે રાક્ષસે પુછ્યુ કે મારા હાથને કાપનારા તમે કોણ છો ? ત્યારે રામે કહ્યુ કે હુ અયોધ્યા નગરીના રાજા દશરથનો મોટો પુત્ર રામ છુ આ લક્ષ્મણ મારો ભાઇ છે મારી સ્ત્રી સીતાને કોઇ રાક્ષસ હરી ગયો છે તેને શોધવા અમે જઇએ છીએ એ સાભળી કબધે કહ્યુ કે પુર્વે હુ રૂપ અને યૌવનથી ગર્વિત થયેલો ગધર્વનો રાજા હતો મને અષ્ટાવક્ર મુનિને જોઇ હસવુ આવ્યાથી તે મુનિના શ્રાપથી હુ રાક્ષસ થઇ પડયો છુ. તે પછી ઇંદ્ર સાથે યુદ્ધ થતા તેણે મારા માથામા વજ્ર માર્યુ તેથી મારૂ મુખ પેટમા પેસી ગયુ હવે આપે મારા હાથ કાપી નાખ્યા જેથી શ્રાપથી હું મુક્ત થઇશ તમે અગ્નિથી મને દાહન કરો. જેથી હુ મારા મુળ રૂપને

પામી તમારી સ્ત્રીને શોધવાનો માર્ગ પણ કહીશ પછી તે રાક્ષસને ખાડો કરી તેમા નાખી તેના દેહને અગ્નિ સંસ્કાર કર્યો એટલે તે દેહમાંથી એક સર્વાંગ સુંદર પુરૂષ નીકળ્યો અને રામની સ્તુતિ કરવા લાગ્યો

**શબરી—ભીલડીની સાથે રામનો સંવાદ**—ગંધર્વે રામને કહ્યું કે હે રામ આ સામેના આશ્રમમા એક શબરી રહે છે તે તમારા ચરણ કમળને વિષે પ્રીતિવાળી છે અને ભક્તિ માર્ગમા કુશળ છે તે તમને સીતા સબધી સર્વ વાત કહેશે તે પછી તે ગંધર્વ વિમાનમા બેસી વિષ્ણુપદને પામ્યો અને રામ તથા લક્ષ્મણ શબરીના આશ્રમ પાસે આવ્યા શબરી તેમને આવતા જોઈ એકદમ હર્ષથી ઉઠી રામના ચરણમા પડી તેની આંખમા હર્ષના આસુ ભરાઇ ગયા પછી તેણે તેમને સુદર આસન ઉપર બેસાડી ચરણ ધોઇ પૂજા કરી પછી પોતે રામને માટે સગ્રહ કરી મુકેલાં દિવ્ય ફળો ભક્તિથી અર્પણ કર્યાં પછી તેણે કહ્યુ કે હે રામ ! આ આશ્રમમા મારા ગુરૂ મહર્ષિઓ રહેતા હતા તેમની મેં હજારો વર્ષ સુધી સેવા કરી હતી તેમણે પરમપદમા જતી વખતે મને કહ્યુ હતુ કે " તું એકાગ્રચિત્ત થઇ આ આશ્રમમા રહેજે કેમકે દશરથના પુત્ર રામ પરમાત્મા પૃથ્વીમા જન્મ્યા છે તે રામ કોઈ વખતે આ ઋષિઓના સરક્ષણ માટે અહીં આવશે માટે તું એકાગ્ર થઇ ધ્યાનને વિષે નિષ્ઠા રાખી સ્થિર થઇ રહેજે. તે હમણા ચિત્રકૂટ પર્વત ઉપર રહે છે" પછી હું આપની વાટ જોતી હતી હે પ્રભો ! મને તમારા દર્શન થયા છે હુ હીન જાતીમાં ઉત્પન્ન થએલી મૂઢ સ્ત્રી છુ, તમારા દર્શન મને કયા પુણ્યથી થયા તે હું જાણતી નથી મારા ઉપર પ્રસન્ન થાઓ અને હુ શુ કરૂં તે કહો આ સાભળી રામે કહ્યુ કે તુ મારી ભક્ત છે તેથી હું તારી પાસે આવ્યો છુ. મારી ભક્તિ કરવાથી હું પ્રસન્ન થઉં છુ, અને મુક્તિ મળે છે હે શબરી સીતા કયા છે અને તેને કોણ હરી ગયુ છે તે તુ જાણતી હોય તો કહે.

આ સાભળી શબરીએ કહ્યુ કે હે જગતને પાવન કરનારા પ્રભુ ! તમે સર્વ જાણો છો તોપણ લોકને અનુસરીને મને પૂછો છો તેથી કહુ છુ કે: હે ભગવન ! સીતાને રાવણ હરી ગયો છે, અને તે હમણા લંકામા છે. અહિં પાસે પંપા સરોવર છે તેની પાસે ઋષ્યમૂક નામનો મોટો પર્વત છે ત્યા અતુલ પરાક્રમવાળો સુગ્રીવ નામનો વાદરાનો રાજા ચાર વાનર મંત્રીઓ સાથે તેના ભાઈ વાલીના ભયથી રહે છે, માટે તમે ત્યા જાઓ, સુગ્રીવની સાથે મિત્રતા કરો એટલે સુગ્રીવ તમારૂ સર્વ કાર્ય કરશે. હે રામ ! હવે હું તમારા દર્શન કરી તમારી આગળ જ અગ્નિમા પ્રવેશ કરીશ. માટે જ્યાં

સુધી હું મારા દેહને બાળી તમારા પરમપદને પામુ ત્યા સુધી તમે બે ઘડી અહીં રહેજો એ પછી શબરીએ અગ્નિમા પ્રવેશ કર્યો અને મોક્ષને પામી. એવી અધમ જાતિ–ભીનજાતિમા જન્મેલી શબરી પણ ભક્તિથી મુક્તિને પામી.

## રામ અને સુગ્રીવ વચ્ચે મૈત્રી.

તે પછી રામ લક્ષ્મણ સાથે પંપા સરોવરના તટ ઉપર ગયા. તે સરોવર એક ગાઉના વિસ્તારવાળુ હતુ અને નિર્મળ જળથી ભરેલુ હતું. તેઓ આ સરોવરના તટ ઉપર થઇ જતા હતા તેમને જોઇ સુગ્રીવ પોતાના ચાર વાનર મંત્રીઓ સાથે પર્વતના શિખર ઉપર ચઢી ગયો અને ભયથી હનુમાનને પુછવા લાગ્યો કે હે મિત્ર ! તુ બ્રાહ્મણનો વેશ લઇ આ લોકો પાસ જા અને પૂછી જો કે તે કોણુ છે ? કારણ કે વખતે મને હણવા માટે તેમને વાલીએ તો મોકલ્યા નથી ? માટે તુ જઇ તેમની સાથે વાત કરી પૂછી લાવ કે તે કોણુ છે ? સુગ્રીવના વચન સાભળી હનુમાન બ્રાહ્મણના વેશે રામની પાસે આવી નમસ્કાર કરી વિનયથી પૂછવા લાગ્યા કે હે પુરુષોમા વાઘ જેવા કીશોર વયવાળા તમે બન્ને કોણુ છો ? શુ નરનારાયણુરૂપે પૃથ્વી ઉપર અવતાર લઇને તો અવતર્યા નથી ! તે સાભળી રામે કહ્યુ કે બટુક ! હુ દશરથ રાજાનો પુત્ર રામ છુ અને આ મારો નાનો ભાઇ લક્ષ્મણુ છે, અમે બન્ને ભાઇ મારી સ્ત્રી સીતા સાથે આ દંડકવનમા રહેતા હતા ત્યથી કોઇ રાક્ષસ મારી સ્ત્રીને હરી ગયો છે જેથી તેને શોધવા અહિં આવ્યા છીએ તમે કોણુ છો ? અને કોના પુત્ર છો ?

આ સાભળી બટુક વેશવાળા હનુમાને કહ્યુ કે હે રામ ! આ પર્વતના શિખર ઉપર વાનરોનો રાજા સુગ્રીવ પોતાના ચાર મંત્રીઓ સાથે રહે છે તે સુગ્રીવ વાલીનો નાનો ભાઇ થાય છે પણ વાલીએ તેની સ્ત્રીને હરી લઇ રાજ્યભ્રષ્ટ કરી કાઢી મૂકયો છે તેથી તે ભયથી આ ઋષ્યમૂક પર્વત ઉપર રહે છે હુ તેનો સચિવ છુ વાયુનો પુત્ર છુ, અંજનીથી ઉત્પન્ન થયો છુ અને મારૂ નામ હનુમાન છે હે રામ ! તમારે સુગ્રીવની સાથે મિત્રતા કરવી યોગ્ય છે કારણ કે સીતાના હરણુ કરનારને હણવામા તમને મદદ કરશે માટે જો આપની ઇચ્છા હોય તો ચાલો

આ સાભળી રામે કહ્યુ કે હુ પણ સુગ્રીવની સાથે મિત્રતા કરવા જ આવ્યો છુ સુગ્રીવનુ જે કાર્ય હશે તે હું કરી આપીશ એ પછી હનુમાને પોતાનુ રૂપ ધારણ કરી રામ લક્ષ્મણુને પોતાના ખભા ઉપર બેસવાનુ કહી સુગ્રીવ પાસે જવા તૈયાર થયો એટલે રામ અને લક્ષ્મણુ તેના ખભા ઉપર ચઢી બેઠા એટલે હનુમાન કૂદકો મારીને એક ક્ષણુમા પર્વતના શિખર ઉપર

ચઢી ગયો. પછી તેમને એક વૃક્ષ નીચે બેસાડી તે સુગ્રીવ પાસે ગયો અને રામ લક્ષ્મણ સાથે મિત્રતા કરવાની વાત કરી જેથી સુગ્રીવ હર્ષથી રામ પાસે આવ્યો અને એક વૃક્ષની ડાળી કાપી રામ લક્ષ્મણને બેસવા આસન કરી આપ્યુ પછી સુગ્રીવે કહ્યુ કે 'હે રાજેન્દ્રરામ! સીતાની શોધ કરવામાં હું તમને સહાય કરીશ. એક દિવસે આ પર્વતના શિખર ઉપર મારા મંત્રીઓની સાથે હું બેઠો હતો તે વખતે એક રાક્ષસ ઉત્તમ સ્ત્રીને આકાશ માર્ગે લઇ જતો હતો તે સ્ત્રીએ અમને જોઇ હે રામ! હે રામ! એવી બૂમ પાડી પોતાની ચુંદડીના છેડે ઘરેણા બાંધી નીચે નાખ્યા હતા તે ઘરેણા મે મારી ગુફામા રાખી મુકયા છે તે જુઓ.' એમ કહી ઘરેણા લાવી રામને દેખાડ્યાં, તે જોઇ રામ પણ હે સીતા, હે સીતા, એમ કહી રડવા લાગ્યા પછી લક્ષ્મણે કહ્યુ કે હે રામ! આ સુગ્રીવની સહાયથી રણસંગ્રામમા રાવણને હણીને સીતાને થોડા જ વખતમા મેળવીશુ પછી સુગ્રીવે પણ પ્રતિજ્ઞા કરી કે- રણસંગ્રામમા રાવણને હણી જાનકીને તમારી પાસે હું લાવી આપીશ. તે પછી હનુમાને પાસે અગ્નિ સળગાવ્યો એટલે અગ્નિને સાક્ષી રાખી રામ અને સુગ્રીવે એક બીજાને સ્નેહથી મળી મૈત્રી કરી

સુગ્રીવે તે પછી રામની પાસે પોતાનુ વૃત્તાંત આ પ્રમાણે કહ્યુ હે રામ પૂર્વે મારા ઉપર વાલીએ જે વિતાડ્યુ છે તે સાભળો પૂર્વે અતિ મદવાળો મયદાનવનો માયાવી નામનો પુત્ર યુદ્ધ કરવા માટે કિષ્કિન્ધા આવી તિરસ્કારથી વાલીને બોલાવવા લાગ્યો તેથી ક્રોધથી વાલી બહાર નીકળી તેને મુઠીઓવડે માર મારવા લાગ્યો ત્યારે વાલીના મારથી ઉદ્વેગ પામી તે પોતાની ગુફા તરફ દોડ્યો, તેથી વાલી પણ તેની પાછળ દોડ્યો અને હું પણ દોડ્યો. પછી દાનવને ગુફામા પેઠેલો જોઇ વાલીએ મને કહ્યુ કે હું આની પાછળ ગુફામા જાઉં છુ માટે તુ બહાર ઉભો રહેજે એમ કહી તે ગુફામા ગયો, અને એક માસ થઇ ગયો તો પણ તે ગુફામાથી બહાર નીકળ્યો નહિ એક માસ પછી તે ગુફાના બારણામાથી ઘણુ લોહી નીકળ્યું તે જોઇ મે ધાર્યું કે મારો ભાઇ વાલી મરણ પામ્યો હશે એમ માની તે ગુફાના દ્વાર ઉપર આડી શિલા મુકી હું ઘેર આવ્યો. મે ઘેર આવી કહ્યું કે ગુફામા રાક્ષસે વાલીને મારી નાખ્યો છે તે સાભળી સર્વે લોકો દુખી થયા, અને સર્વે વાનર મંત્રીઓએ મને રાજ્યાભિષેક કર્યો

પછી કેટલોક વખત મે રાજ્ય કર્યું, તેવામા વાલી પાછો આવ્યો અને તેણે ક્રોધથી મને કઠોર વચન કહ્યા તથા મારો બહુ તિરસ્કાર કરી મને મુઠીઓથી માર માર્યો ત્યારે હું તેની બીકથી નાસીને આ ઋષ્યમુક પર્વત

ઉપર આવી રહ્યો છું ઋષિના શાપની બીકથી તે આ પર્વત ઉપર આવી શકતો નથી પણ તે દિવસથી તે મુઢ વાલી મારી સ્ત્રીને ભોગવે છે, માટે હું દુઃખથી પરિતાપ પામુ છુ આથી રામે પણ પ્રતિજ્ઞા કરી કે તારી સ્ત્રીને હરનારા તારા શત્રુને હમણાજ મારી નાખીશ એટલે સુગ્રીવે કહ્યુ કે હે રામ ! તે વાલી મહા બળવાન છે એક વખતે મહા બળવાન દુદુભિ નામનો દાનવ પાડાનુ રૂપ લઇ કિષ્કિધા નગરમા આવ્યો હતો, અને વાલીની સાથે યુદ્ધ કરવા તેને બોલાવવા લાગ્યો વાલીએ તેને બન્ને શિગડા પકડી જમીન ઉપર પટકી માથુ ભાગી નાખ્યુ અને માથુ એવા જોરથી નાખ્યુ કે તે એક યોજન ઉપર માતગ મુનિના આશ્રમમા પડયુ તેની સાથે ઉપેથી લોહીની ધારા પણ પડવા લાગી તેથી ક્રોધાયમાન થયેલા માતગે વાલીને કહ્યુ કે જો તુ મારા પર્વત ઉપર આવીશ તો તારૂ માથુ કપાઇ જશે. તે પછી વાલી આ ઋષ્યમુક પર્વત ઉપર આવી શકતો નથી તે દુદુભિનું પર્વત જેવડુ માથુ અહિ પડયુ છે તે જુઓ તે જોઇ હસીને રામે પગની ઠેસથી તે માથાને ઉછાળ્યુ તે દસ યોજન દૂર પડયુ તે જોઇ સર્વને હર્ષ થયો

સુગ્રીવે પછી રામને કહ્યુ કે હે રામ ! મહા કઠોર એવા સાત તાડમાંના પ્રત્યેકને ચલાયમાન કરી ક્રમથી તે સર્વને પાદડા વગરના કરીને જો એક બાણથી સાતે તાડોને વિધિ તેમા છિદ્ર પાડો તો તમે વાલીને હણી શકશો એવો મને વિશ્વાસ આવે તેથી રામે ધનુષ તાકીને તાડ ઉપર ફેકયું તેથી તરત સાતે તાડ વિધાઇ ગયા અને રામનુ બાણ સાત તાડ, પર્વત અને પૃથ્વીને ભેદી પાછુ શ્રી રામની પાસે આવી રામના ભાથામા પેસી ગયુ. તે જોઇ સુગ્રીવને ખાત્રી થઇ કે રામ જરૂર વાલીને મારશે

**વાલીનો વધ**—રામે સુગ્રીવને કહ્યુ કે- હે સુગ્રીવ હવે તું તારા શત્રુ વાલીને યુદ્ધ કરવા બોલાવ એટલે હુ તરત તેને એક બાણથી હણી રાજ્ય ઉપર તારો અભિષેક કરૂં. રામના વચન સાભળી સુગ્રીવ કિષ્કિધાની ફુલવાડીમા જઇ મોટી ગર્જનાથી વાલીને યુદ્ધ કરવા માટે બોલાવવા લાગ્યો. ભાઇનો શબ્દ સાભળી ક્રોધથી લાલ નેત્રવાળો વાલી ઘરમાથી બહાર નીકળી સુગ્રીવ પાસે આવ્યો સુગ્રીવે તેને હૃદય વિષે પ્રહાર કર્યો, વાલીએ તેને સામે એ મુક્કીનો પ્રહાર કર્યો આમ બન્ને જણુ યુદ્ધ કરવા લાગ્યા પણ બન્નેને એક સરખા રૂપવાળા જોઇ સુગ્રીવને કદી વાગી બેસે એમ ધારી રામે બાણ માર્યું નહિ જેથી સુગ્રીવ ભયથી લોહિ ઓકતો રામ પાસે દોડી આવ્યો અને વાલી કિષ્કિધા નગરીમા ગયો પછી સુગ્રીવે રામને કહ્યુ કે- હે

રામ ! તમારે મને મારા ભાઈ પાસે મરાવવો છે કે શું ? તમે વાલીને હણવાનો વિશ્વાસ આપીને હવે શા માટે મારી ઉપેક્ષા કરો છો ?

રામે કહ્યું કે "હે સખા હવે તું ભય પામીશ નહિ. તમને બન્નેને સરખી આકૃતિવાળા જોઈ કદાચ તું હણાઈ જાય એવી શંકાથી મે બાણ મુક્યુ નહોતુ માટે હવે તમારી બન્નેની સરખી આકૃતિનો વ્હેમ મટાડવા સારૂ હું તને એક નિશાની કરૂ છુ માટે હવે તું પાછો જઈ વાલીને યુદ્ધ કરવા બોલાવ હવે ક્ષણ માત્રમા હું તારા શત્રુને હણીશ. હે લક્ષ્મણ ! તમે સુગ્રીવના ગળામા ફુલની માળા પહેરાવીને વાલી પાસે મોકલો. એથી સુગ્રીવને ફુલની માળા પહેરાવી વાલીની સાથે યુદ્ધ કરવા મોકલ્યા સુગ્રીવે ફરી ત્યા જઈ વાલીને યુદ્ધ કરવા બોલાવ્યો એટલે વાલી આવી તેની સાથે યુદ્ધ કરવા તૈયાર થયા. એટલે તારા ત્યા આવી વાલીને યુદ્ધ કરતા જતા અટકાવી બોલી હે સ્વામિન્ ! મને શંકા થાય છે માટે તમારે હમણા યુદ્ધ કરવા જવુ નહિ, કારણ કે સુગ્રીવને કોઈ બળવાન સહાય કરનાર આવ્યો જણાય છે અને તેથીજ હમણાં તે હારીને જવા છતા ફરી લડવા તૈયાર થયો છે.

વાલીએ કહ્યુ. હે સ્ત્રી, તુ ઘરમા જા, હું શત્રુને હણી હમણા જ આવુ છુ કોઈ તેને સહાય કરનાર મળ્યો હશે તો તેને પણ હણીશ. ત્યારે તારાએ કહ્યુ કે મને અંગદે કહ્યુ હતુ કે શ્રીરામ સીતાની શોધે નીકળી ઋષ્યમુક પર્વત ઉપર આવ્યા છે અને સુગ્રીવની સાથે તેમને મૈત્રી થઈ છે, તેમણે તેને કહ્યુ છે કે "વાલીને હણીને તને રાજ્ય અપાવીશ." માટે તે રામની મદદથી અહિ લડવા આવ્યો છે તો તમે વેર મુકી સુગ્રીવને અહિ લાવો અને રામને શરણે જાઓ અને મારી, રાજ્યની તેમ અંગદની રક્ષા કરો આમ કહેતી તારા રડવા લાગી પણ વાલીએ તેની વાત માની નહિ અને સુગ્રીવ સાથે યુદ્ધ કરવા ગયો.

સુગ્રીવે વાલીને આવતો જોઈ તેને મુઠીનો પ્રહાર કર્યો એટલે વાલીએ સુગ્રીવને પણ પ્રહાર કર્યો. એવી રીતે બન્ને જણ યુદ્ધ કરવા લાગ્યા. રામે બન્નેને લડતા જોઈ ભાથામાથી બાણ લઈ ઇંદ્ર ધનુષ ઉપર સાંધી કાન સુધી ખેંચી વાલી ઉપર ફેંક્યુ અને તે બાણે વાલીના હૃદયને ભેદી નાખ્યુ, જેથી વાલી નીચે પડયો. તેમણે પોતાની પાસે રામને જોઈ કહ્યુ હે રામ, મેં તારો શો અપરાધ કર્યો હતો કે તે મને હણ્યો. ઝાડીમાં સતાઈ રહી બીજાની સાથે યુદ્ધ કરનાર મને તે મારી ધર્મને નહિ છાજતુ કામ કર્યું છે. હે રામ, તારી સ્ત્રીને રાવણ હરી ગયો છે, તેમા સુગ્રીવની મદદ મેળવવા

મને માર્યો છે જો મને કહ્યુ હોત તો હું રાવણને બાંધી સીતા અને લંકાની સાથે અહિં લાવી આપત પારધિની પેઠે મને વાનરાને હણી તમે કયો ધર્મ મેળવ્યો !

રામે કહ્યું- હે વાલી ! હું ધર્મનો રક્ષક છુ અને ધર્મનુ પાલન કરૂ છુ જે મૂઢ બુદ્ધિવાળો, દીકરી, બેન, ભાઈની સ્ત્રી અને પુત્રની વહુ તે આ મની દુષ્કામની સાથે પણ ગમન કરે તો તેને પાનકી જાણવા. રાજાએ તેવાને સદા મારી નાંખવા હે વાનર ! તુ તો તારા નાના ભાઇની સ્ત્રી તા ાની સાથે બલાત્કારથી રમણ કરે છે, માટે ધર્મને જાણનારા મે તને અધર્મનિ દંડ્યો છે આથી વાલીએ કહ્યુ કે હે પ્રભુ ! હું તમને પરમાત્મા-રૂપ જાણુ છુ માટે મને ક્ષમા આપશો તમારા બાણથી તમારી આગળ હું મારો પ્રાણ ત્યાગ કરૂ છુ તમે મારા પુત્ર અંગદને વિષે દયા રાખજો હવે તમે મારા હૃદયમાથી તમારા હાથે બાણને બહાર કાઢો એટલે રામે બાણ ખેચી લીધુ જેથી વાલીએ પ્રાણ મુકયો અને પરમપદને પામ્યો

વાલી મરાયો એટલે વાનરો ત્યાથી દોડી ગયા અને વાલી મરાયાની ખબર તારાને આપી તારા તે સાભળી શોકથી મુર્છિત થઇ ગઇ પછી છાતી ને માથુ કુટતી વિલાપ કરતી ઉતાવળી વાલીના મૃત શરીર પાસે આવી રડવા લાગી તેણે રામને કહ્યુ કે તમે વાલીને જે બાણે હણ્યા તે બાણે મને પણ હણો રામે તેને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપી શાંત કરી પછી સુગ્રીવને કહ્યુ કે તમે વાલીના શરીરને અગ્નિ સસ્કાર કરી ઉત્તર ક્રિયા કરો. પછી વાલીની ઉત્તર ક્રિયા કરી સુગ્રીવે રામને કહ્યુ કે હે રામ ! આ રાજ્યનુ હવે તમે પાલન કરો. હુ તમારો દાસ છુ પછી રામે સુગ્રીવને લક્ષ્મણ-દ્વારા અભિષેક કરાવી, અંગદને યુવરાજ પદ ઉપર અભિષેક કરાવ્યો અને રામ તે પ્રવર્ષણ નામના પર્વત ઉપર લક્ષ્મણ સાથે એક વર્ષ સુધી રહ્યા.

કેટલાક વખત પછી હનુમાને સુગ્રીવને કહ્યુ કે "હે સુગ્રીવ, રામે તારા ઉપર અત્યંત ઉપકાર કરેલો છે પણ તુ હવે તે ભુલી ગયો છે જે રામે તારા માટે શૂરવીર વાલીને હણીને તને રાજ્ય અપાવ્યુ અને દુર્લભ એવી તારાને પણ મેળવી આપી છે, તે રામ પર્વત ઉપર તારા આવવાની વાટ જોયા કરે છે, પણ તુ તો સ્ત્રીમા આસક્ત થઇ તે ભૂલી ગયો લાગે છે. અને તારી કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે સીતાની શોધ લાવી આપતો નથી માટે વાલીની પેઠે તું પણ હણાઇશ" આથી સુગ્રીવે કહ્યુ —"હે ભાઇ, તમે સાચુ કહો છો તમે સર્વ વાનરોને બોલાવી સીતાની શોધ કરવા મોકલો. એ પછી હનુમાને ઘણા વાનરોને સીતાની શોધ કરવા મોકલ્યા.

પર્વત ઉપર રહી રામ સીતાનો શોક કરવા લાગ્યા. તેમણે લક્ષ્મણને કહ્યું કે "સુગ્રીવ પણ સીતાની શોધ કરવાનું વચન આપી કાંઇ કરતો નથી. તે રાજ્યને મેળવી, ખાનપાનમાં આસક્ત થઈ, એકાંતમાં કામી સ્ત્રીઓથી વીંટાઇ બેસી રહ્યો જણાય છે તે મારો ઉપકાર પણ ભૂલી ગયો લાગે છે માટે મેં જેમ વાલીને હણ્યો તેમ સુગ્રીવને પણ હવે હણીશ" આ સાંભળી લક્ષ્મણે કહ્યું કે હે પ્રભુ! આપ આજ્ઞા કરો તો હમણાં જ તે દુષ્ટ મનવાળા સુગ્રીવને હણીને તમારી પાસે આવું એમ કહી ધનુષ લઈ રામ તૈયાર થયા એટલે રામે કહ્યું હે ભાઇ, વાલીની પેઠે તારે સુગ્રીવને હણવો નહિ પણ સુગ્રીવને ભય દેખાડવો અને તે શું કહે છે તે સાંભળી અહિં આવો. આથી લક્ષ્મણ કિષ્કિંધા પ્રત્યે જઈ કોપ કરી વાનરોને બાળવા લાગ્યા, અને રામ પણ પ્રાકૃત મનુષ્યોની પેઠે શોક કરવા લાગ્યા

સુગ્રીવને લક્ષ્મણ આવ્યાની ખબર પડતાં તેમણે તરત લક્ષ્મણને પોતાના અંતઃપુરમાં બોલાવી નમન કરી કહ્યું કે મેં ઘણા વાનરોને સીતાની શોધ માટે મોકલ્યા છે આપની સાથે હું રામ પાસે આવું છું અને પછી ફરી બીજા વાનરોને સીતાની શોધ માટે મોકલું છું પછી સુગ્રીવ લક્ષ્મણ સાથે રામ પાસે ગયા અને રામને નમન કરી તેમણે સીતાની શોધ માટે અંગદ, હનુમાન, જાંબુવાન, નળ, વિગેરે સમર્થ વાનરોને ચારે દિશામાં મોકલવાનો ઠરાવ કર્યો અને એક મહિનામાં સીતાની શોધ કરી પાછા નહિ આવો તો પ્રાણાંત દંડની સજા કરવાનું ફરમાવ્યું પછી રામે હનુમાનને જોઈ કહ્યું કે હે મારૂત મારી ઓળખાણ આપવા માટે આ મારી મુદ્રિકા (વીંટી) જેમાં મારા નામના અક્ષરો કોતરેલા છે તે લઇ જઈ સીતા મળેથી તેમને એકાંતમાં જઇ આપજે આ કામ કરવાનું હું તને કહું છું તારૂં બળ મારાથી અજાણ્યું નથી માટે જાઓ

સંપાતિનો મેળાપ—આ પછી વાનરસેના ચારે દિશામાં સીતાની શોધમાટે નીકળી પડી. આગળ ઘણી શોધ કરી સીતા ન મળવાથી બધા વાનરો સમુદ્ર કિનારે જઇ બેઠા. એવામાં મહેન્દ્રાચલની ગુફામાંથી એક મોટો ગીધ જેવો પક્ષી ત્યાં આવ્યો અને બોલ્યો કે આજે મને પુષ્કળ ભક્ષ્ય મળ્યો છે આ સાંભળી વાનરો ભય પામ્યા અને બોલ્યા કે હવે અમારે મૃત્યુ પુરી થઇ છે અને યમપુરીમાં પણ જવાનું જ છે જેમ જટાયુ રામને માટે મૃત્યુ પામીને યોગીઓને ન મળે તેવા મોક્ષપદને પ્રાપ્ત થયો તેમ અમે પણ રામને માટે મરણ પામીશું તો મોક્ષ થશે. આવી વાતો કરે છે,

ત્યાં સંપાતિએ જટાયુનું નામ સાંભળી કહ્યું તમે આજે જે જટાયુને વિષે વાત કરો છો તે કોણ છે? એટલે અંગદે જટાયુ સંબંધી સર્વ વાત કહી અને સીતાને રાવણ હરી ગયો છે અને રામ લક્ષ્મણની આજ્ઞાથી પોતે સીતાની શોધે નીકળ્યા છે તે વાત કરી. અને કહ્યું કે જો તમે સીતાની ખબર જાણતા હો તો કહો ત્યારે સંપાતિએ કહ્યું જટાયુ મારો ભાઈ થતો હતો માટે મને તમે સમુદ્રને કાંઠે લઈ જાઓ તો હું સ્નાન કરી તેને અંજલી આપું પછી સંપાતિએ સ્નાન કરી અંજલિ આપી વાનરોને કહ્યું કે ત્રિકુટાચલના શિખર ઉપર લંકા નામની નગરી છે ત્યાં અશોક વનમાં સીતા છે તે અહિંથી સો જોજન દૂર સમુદ્રની વચ્ચે છે તેમને હું ગીધ છું માટે મારી દૃષ્ટિ દૂર પહોંચી શકવાથી જોઈ શકું છું તમારામાંથી જો કોઈ સમુદ્રનું ઉલ્લંઘન કરી ત્યાં જાય તો સીતાની ખબર કાઢી શકે

પછી જાંબુવાન, અંગદ વિગેરે વાનરોના કહેવાથી હનુમાન લંકા જવા તૈયાર થયા, અને પછી રામનું સ્મરણ કરતા આકાશ માર્ગે સમુદ્ર ઓળંગી લંકા જવા વિદાય થયા

**લંકામાં હનુમાનજી**—હનુમાનજી પુચ્છ પહોળું કરી, ડોક સરખી કરી, દૃષ્ટિ ઉંચી કરી બન્ને પગ સંકોચી દક્ષિણ દેશ તરફ મુખ રાખી એકદમ આકાશ માર્ગે ઉડયા રસ્તામાં દેવોની આજ્ઞાથી સુરસા નામની નાગની માતાને વિઘ્ન કરવા આવેલી જાણી અંગુઠ જેટલું રૂપ ધરી તે તેના મુખમાં પ્રવેશ કરી બહાર નીકળી આગળ ચાલ્યા, રસ્તામાં મૈનાક પર્વત આવ્યો તેના શિખરનો સ્પર્શ કરી આગળ વધ્યા, પાણીમાં રહેનારી સિંહિકા નામની ભયંકર રાક્ષસીને પાટુનો પ્રહાર કરી મારી નાખી અને થોડા વખતમાં સમુદ્રના તીરે પહોંચી ગયા ત્યાંથી ત્રિકુટાચળ પર્વત ઉપર એક મનોહર નગરી દીઠી તે ઘણા કિલ્લાઓ અને ખાઈઓની વિટાએલી હતી તેજ લંકા નગરી હતી પછી હનુમાન રાત્રે સૂક્ષ્મ શરીર કરી લંકામાં પેઠા ત્યાં રાક્ષસી લંકિનીએ આવી કહ્યું ચોરની પેઠે રાત્રે લંકામાં પ્રવેશ કરી તારે શું કરવાની ઇચ્છા છે? એમ કહી ક્રોધથી રાતાચોળ નેત્રવાળી લંકિનીએ હનુમાનને પગથી પ્રહાર કર્યો એટલે હનુમાને તિરસ્કારથી લંકીનીને ડાબા હાથની મુઠીનો પ્રહાર કર્યો એટલે લોહી ઓકતી લંકિની પૃથ્વી ઉપર પડી એથી લંકિનીએ કહ્યું તમે મને જીતી એટલે હવે લંકાને જીતી છે હવે સુખે અંદર જાઓ રાવણના અંતઃપુરમાં ઉત્તમ અશોકવન છે ત્યાં શિશપાના વૃક્ષ નીચે રાક્ષસીઓની ચોકી તળે સીતા રહ્યા છે, ત્યાં જઈ સીતાની ખબર લઈ રામ પાસે જાઓ.

અશોક લંકામાં ચોતરફ જોતા અશોક વનમાં પ્રવેશ કરી સીતાને શોધવા લાગ્યા. ત્યાં અશોક વૃક્ષની છાયામાં રાક્ષસીઓની વચ્ચે પૃથ્વી ઉપર બેઠેલા સીતાને તેમણે દીઠા. સીતાના કેશ જટા જેવા થઇ ગયા હતા, વસ્ત્રો મેલા થઈ ગયા હતા, શરીર દુબળું અને મેલું થઇ ગયું હતું તે શોક કર્યા કરતા હતા. ઝાડ ઉપર પાંદડાઓની શાખાઓમાં છુપાઇ હનુમાને બેસી સીતાને જોઈ ખુશી થયા અને એક મોટો શબ્દ કર્યો.

થોડીવારે રાવણ સીતા પાસે આવ્યો, તેને જોઇ સીતાજી ભયભીત થઇ પોતાનું શરીર સંકોરી નીચું મુખ કરી આંખોમાંથી આંસું પાડવા લાગ્યા, તેમને જોઈ રાવણે કહ્યું હે સુંદરી ! તું મને જોઇ શા માટે તારા શરીરને સંકોરે છે ? રામની તારા ઉપર પ્રીતિ જ નથી, તે તારી સાથે ભોગવેલા ભોગ વિસરી ગયો છે, તેને તારી સ્પૃહા નથી, માટે હવે તારે તેના ઉપર પ્રીત રાખવાની કાંઇ જરૂર નથી. તારે વિષે હું અત્યંત ભક્તિ રાખું છું તો તું મને ભજ, જો તું મને વરીશ તો દેવ, ગંધર્વ, નાગ, યક્ષ, અપ્સરાઓ મધ્યે તું મોટી થઇ પડીશ. આ સાંભળી સીતા કોપાયમાન થઇ નીચું મુખ કરી વચ્ચે તૃણ રાખીને બોલ્યા કે હે નીચ ! રામથી ભય પામીને ભિક્ષુકનું રૂપ લઇ રામ લક્ષ્મણ આશ્રમમાં હતા નહિ ત્યારે કુતરૂં યજ્ઞમાંથી પદાર્થ લઇ જાય તેમ તું મારૂં હરણ કરી લાવ્યો છું, પણ તેનું ફળ તું થોડા વખતમાં પામીશ. રામના બાણથી તારૂં શરીર ચીરાશે અને તું યમરાજા પાસે જશે. લક્ષ્મણ સાથે રામ ગમે તેમ કરી અહીં આવશે અને પુત્ર સાથે તને હણી મને અયોધ્યામાં લઇ જશે.

આ સાંભળી ક્રોધાયમાન થયેલો રાવણ રાતા નેત્ર કરી તરવાર ઉગામી જનકની પુત્રી સીતાને હણવા માટે તૈયાર થયો. ત્યારે પતિના હિતમાં પ્રીતિવાળી મંદોદરીએ તેને વારીને કહ્યું કે હે નાથ ! આ દુઃખી મનુષ્ય જાતિની સીતાને છોડી દો. કેમકે દેવ, ગંધર્વ, રાક્ષસ ઘણી જાતની સ્ત્રીઓમાંથી ફાવે તેને વરો. આથી રાવણ સીતાને જવા દઇ તે પોતાને વશ થાય તેવી રાક્ષસીયોને યુક્તિ રચવા કહી ચાલ્યો ગયો. પછી રાવણની આજ્ઞાથી સીતાને રાક્ષસીયો સમજાવવા લાગી, ભય બતાવવા લાગી અને રાવણને વશ થવા કહેવા લાગી. સીતા રડવા લાગ્યા અને રામ વગર જીવવું નકામું છે એમ માની રાક્ષસીયોના ત્રાસથી છુટવા માટે સીતાએ ગળે ફાંસો ખાઇ શરીર ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. તે જોઇ પાસે ઝાડીમાં છુપાયલા નાના રૂપમાં રહેલા હનુમાન ધીમે ધીમે રામના સંબંધી વૃતાંત કહેવા લાગ્યા, અને કહ્યું કે હું રામનો દૂત હનુમાન સમુદ્ર ઓળંગી સીતાને શોધવા

અહિં આવ્યો છું તે આપ જાનકીજીના દર્શન કરી કૃતાર્થ થયો છું એ સાંભળી સીતાએ ધાર્યું કે આ શું થયું છે? આ બોલનાર મારી આગળ પ્રગટ થાઓ. જેથી હનુમાન પાંદડામાંથી નીકળી સીતા પાસે આવી પીળા રંગના અને નાના મ્હોંના વાનરરૂપે બે હાથ જોડી ધીમેથી સીતાને પ્રણામ કરી કહ્યું હે દેવી! હું પરમાત્મા રામનો દાસ છું, તમે ભય પામશો નહિ હું સુગ્રીવનો મંત્રી, વાયુનો પુત્ર હનુમાન છું અને રામની આજ્ઞાથી તમારી શોધ કરવા આવ્યો છું. શ્રી રામે મારી ઓળખાણ માટે પોતાના નામના અક્ષરવાળી વીંટી મને આપને આપવા માટે આપી છે તે આ લ્યો. સીતાએ વીંટી જોઈ સીતા પ્રસન્ન થયાં અને વીંટી માથે ચઢાવી આનંદનાં આંસુ પાડતાં બોલ્યાં. હે વીર! તમે મને પ્રાણ આપનાર છો. તમે મારું સર્વ દુઃખ જોયું છે તે જોઈને રામને કહેજો કે મારા ઉપર દયા કરે. જો બે મહિનામાં નહિ આવે તો મારા પ્રાણ રહેશે નહિ. અને રાવણ મારા શરીરનું ભક્ષણ કરશે માટે શ્રીરામને કહેજો કે પોતે અહિં આવી રાવણ સહિત તેના સર્વ સેનાને હણી મને મુક્ત કરે. એટલે હનુમાને કહ્યું કે રામ થોડા વખતમાં અહિં આવી શત્રુને હણી તમને અયોધ્યામાં લઈ જશે. મને આજ્ઞા આપો. અત્યારે હું લક્ષ્મણ સહિત રામને જોવા માટે જઉં અને જલ્દી તમારી પાસે તેડી લાવું. અને હે દેવી, ઓળખાણ માટે કંઈ નિશાની આપો કે જેથી રામ મારા ઉપર વિશ્વાસ કરે.

સીતાજીએ એ સાંભળી પોતાના કેશ પાશમાં ખોસેલો ચુડામણિ હનુમાનને આપી કહ્યું હે કપીન્દ્ર! આ આપજો અને કહેજો કે પૂર્વે અમે ચિત્રકૂટમાં રહેતા હતા ત્યારે એક દિવસે શ્રીરામ એકાંતમાં મારા ખોળામાં માથું મૂકી સુતા હતા ત્યારે ઈન્દ્રનો પુત્ર જયંત કાગડો થઈ આવ્યો અને આમની આજ્ઞાથી વારંવાર મારા પગના રાતા રંગના અંગુઠાને ચાંચ મારવા લાગ્યો. જેથી મારા ચરણમાં ઘા પડ્યો. રામે તે જોઈ તે કાગડાને એક દર્ભની સળી લઈ દિવ્ય અસ્ત્રમંત્રને જોડી બળથી કાગડા ઉપર ફેંકી, જેથી ભય પામેલો તે કાગડો સર્વ લોકમાં ભમ્યો, પણ ઈંદ્રાદિ દેવો પણ તેની રક્ષા કરી શક્યા નહિ ત્યારે પાછો ભયથી દયાનિધિ શ્રી રામના ચરણ આગળ આવી પડ્યો એટલે રામે કહ્યું હે જયંત! મારૂં આ અસ્ત્ર અમોઘ છે માટે તું તારૂં એક જમણું નેત્ર તેને અર્પણ કર. તે પછી જયંત રામના કહેવા પ્રમાણે જમણું નેત્ર આપી ચાલ્યો ગયો. આવા સમર્થ રામ હમણાં મારી કેમ રક્ષા કરતા નથી! એમ કહેજો. હવે તમે રામની પાસે જાઓ. પછી હનુમાને સીતાની આજ્ઞા મેળવી

અશોક વનમાથી ફળોનું ભક્ષણ કર્યું, અને કાઇક વીર કર્મ કરી બતાવવાની ઇચ્છાથી તેમણે અનેક વૃક્ષોને ઉખેડી નાખી અશોકવાટિકા વૃક્ષો વગરની કરી

રાક્ષસીઓ આ વાત રાવણને કહેવા દોડી. હનુમાને વાડીમાના મોટા મહેલને પાડી નાખ્યો. રાવણે તેને પકડી લાવવા ઘણા યોદ્ધા મોકલ્યા તે સઘળાને હનુમાને થોડા વખતમા જ મારી નાખ્યા, જેથી રાવણે પોતાના ઘણા રાક્ષસો સાથે પુત્ર અક્ષયકુમારને મોકલ્યો તે સર્વેને હનુમાને મારી નાખ્યા. જેથી રાવણે ઘણા સૈન્ય સાથે મેઘનાદને મોકલ્યો. તેના રથ, ઘોડા સૈન્ય વિગેરે પણ હનુમાને મારી નાખ્યા, છેવટે તેણે બ્રહ્માસ્ત્ર માર્યું તેથી હનુમાન બધાયા અને જેથી તેને લઇ મેઘનાદે રાવણ આગળ રજુ કર્યા.

હનુમાનને બ્રહ્માએ વરદાન આપ્યુ હતુ કે બ્રહ્માસ્ત્ર તારો સ્પર્શ કરશે નહિ તેથી બ્રહ્માસ્ત્ર તો તેને ક્ષણવાર સ્પર્શ કરીને ચાલ્યુ ગયુ, પણ હનુમાન ખુશીથી પાતળા દોરડાથી બધાઇ રાવણ પાસે ગયા. રાવણે તેને જોઇને કહ્યુ, તુ કોણ છે અને અહિ આવી વાડી, મહેલો અને સૈનિકોનો નાશ કેમ કરે છે ? આ સાભળી હનુમાને કહ્યુ કે હું સર્વના હૃદયમા બીરાજતા રામનો દૂત છુ સીતાજીનુ તે કુતરૂ જેમ યજ્ઞના હવિને લઇ જાય તેમ તુ હરણ કરી લાવ્યો છુ તેથી રામે સીતાની શોધ કરવા મને મોકલ્યો છે હુ પવનનો પુત્ર હનુમાન છુ તે મને મારવા મોકલેલા રાક્ષસોને મે હણ્યા છે અને મારા દેહની રક્ષા કરી છે તુ તારા મૂર્ખપણાને છોડી શ્રી રામને ભજ અને સીતાને આગળ કરી તારા પુત્ર અને ભાઇઓ સાથે રામની પાસે જઇ નમસ્કાર કરી માફી માગી ભયથી મુક્ત થા. આ સાભળી રાવણે ક્રોધ કરી કહ્યુ રામ અને સુગ્રીવને તો હુ મારી નાખીશ, પછી જાનકીને હણીશ, અને તારો નાશ તો અત્યારે જ કરવામા આવશે, એમ કહી હનુમાનને મારી નાખવાનો હુકમ કર્યો.

આ સાભળી રાવણના ભાઇ વિભિષણે કહ્યુ કે —હે રાજન ! પર રાજ્યનો દૂત આવે તેને હણવો જોઇએ નહિ. તે જીવતો હશે તો તમારી વાત રામને પણ કહી શકશે. માટે તેને કઇ દુ ખ દઇ રામની પાસે જાય તેમ કરો પછી રાવણે તેને પુછડુ બાળી દેવા માટે તેને પૂછડે લુગડા વીટાળી અગ્નિથી સળગાવી નગરમા ફેરવી કાઢી મુકવાની રજા આપી પછી હનુમાનને પુછડે તેલમા બોળેલા લુગડા વળગાડી પછી તેને સળગાવી, પછી મજબૂત દોરડાએ બાધી તેને આ ચોર છે, એમ કહી ચોતરફ તુરી, ભેરી,

વાજીંત્રો વગાડતા મારતા મારતા ફેરવવા લાગ્યા હનુમાન પશ્ચિમ દરવાજા પાસે આવી નાના થઇને બધનમાથી નીકળી જઇ તરત મોટા પર્વત જેવડા થઇ ગયા પછી કુદી દરવાજા ઉપર ચઢી ત્યાથી એક થાભનાને કાઢી સર્વ રખવાળ રાક્ષસોને મારી ઘરેઘર ઉપર કુદતા અને અગ્નિ લગાડતા લકામા ફર્યા. આવી રીતે હનુમાને સર્વ નગરને બાળી ભસ્મ કરી પછી સમુદ્રમા કુદી પડી પુછડુ પાણીમા બોળી અગ્નિ હોલવી દઇ શાત થયા પછી સીતા પાસે આવી તેમને નમસ્કાર કરી રામની પાસે જવાની આજ્ઞા લેઇ ત્યાથી જવા તૈયાર થયા. જેથી સીતાએ તેમને રજા આપી પછી હનુમાને ત્યાથી આકાશમાર્ગે ઉડી સમુદ્રને સામે કાઠે સર્વ વાનરો હતા ત્યા ગયા, પછી સીતાની ખબર હનુમાન કાઢી લાવ્યા તે જાણી અગદ વિગેરે સર્વ વાનરો ખુશી થયા અને આનદમા આવી જઇ રામ પાસે ગયા અને હનુમાને પછી રામને સીતાના કુશળ સમાચાર કહી લકામા બનેલી હકીકત કહી. જે સાભળી રામને આનદ થયો અને હનુમાનને છાતી સરખો ચાપ્યો.

**રામનુ સૈન્ય સાથે સમુદ્ર તટે જવુ**—રામે હનુમાનને ધન્યવાદ આપ્યો પછી સુગ્રીવ સહિત સર્વ વાનર સૈન્ય અને રામ લક્ષ્મણ લકા જવા માટે સમુદ્ર તટ ઉપર આવી વિચાર કરવા લાગ્યા કે હવે સમુદ્રને સામે પાર કેમ કરી જવાશે ? ત્યારે સુગ્રીવે કહ્યુ એ સમુદ્રને તરી લકાનો નાશ કરીશુ અને રાવણને પણ મારીશુ, આપ ચિન્તા કરો નહિ ચિન્તા કાર્યનો નાશ કરનારી છે, આ બળવાન, મોટા વાનરો તમારૂ પ્રિય કરનારા છે, અને તમારા માટે અગ્નિમા પડવુ હોય તો પણ તૈયાર છે પછી રામે કહ્યુ: હે હનુમાન, લકા કેવી છે ? અને ત્યા સમુદ્રનુ ઉલ્લઘન કરી કેમ જવાય તે કહે, હનુમાન કહે છે કે એ લકા સમુદ્રને સામે કિનારે ત્રિકુટ પર્વત ઉપર છે અને તેનો કિલ્લો સોનાનો છે, શહેર આસપાસ પાણી ભરેલી ખાઇઓ છે, ઉપવનો વાવોથી તે નગરી શોભે છે તેને ચાર દરવાજા છે અને અબજો સેનાથી તેનુ રક્ષણ થાય છે

**વિભિષણ રામને શરણે આવ્યા**—લકામા દેવો પણ ન કરી શકે તેવુ કાર્ય હનુમાને કર્યુ જેથી રાવણે પોતાના કારભારીઓને બોલાવી કહ્યુ કે હનુમાને અહી આવી જે કર્યુ છે, તેવુ કાર્ય દેવો પણ કરી શકે નહિ માટે હવે શુ કરવુ તેનો વિચાર કરો રાક્ષસોએ કહ્યુ તમે ઇંદ્ર આદિ દેવોને જીત્યા છે તો હવે રામની શી બીક ? તમારા પુત્રે ઇંદ્રને જીતી લઇ તેને અહિ બદિખાને નાખ્યો છે, તેમ તમે કુબેરને, યમને, વરૂણને, સર્વ દેવોને જીત્યા છે. તો પછી બીજાનો શો હિસાબ ! આપ આજ્ઞા આપો

તો અમે જઇ રામને મારી નાખીએ પછી કુંભકર્ણે કહ્યું—હે રાવણ, આ તારૂં કાર્ય તારા નાશ માટે છે રામ કાંઇ મનુષ્ય નથી પણ સાક્ષાત નારાયણ છે રામની પત્ની ભગવતી સીતાને તે આપણા રાક્ષસ કુળને હણવા માટે જ આણેલી છે, હવે પશ્ચાત્તાપ કરેથી શું વળવાનું છે ? તો પણ હું તને સહાય તો કરીશ માટે નિશ્ચિંત રહેજે ઈંદ્રજીતે પણ રામ, લક્ષ્મણ અને સુગ્રીવને મારી નાખવા એમાં મોટી વાત નથી કહ્યું.

વિભીષણે કહ્યું હે રાજા, લડાઇમાં રામચંદ્ર આગળ કુંભકર્ણ કે ઇન્દ્રજીત ઉભા રહી શકશે નહિ હે રાજા, મોહરૂપી ગ્રહ તમને ગળી ગયો છે. તેમાંથી તમારો છુટકારો થવાનો નથી માટે રત્ન વિગેરે મુલ્યવાન વસ્તુઓથી સીતાનો સત્કાર કરી રામચંદ્રને સીતા પાછા સોંપી સુખી થા તે સિવાય શંકર તારી રક્ષા કરશે પણ રામ તને જીવતો નહિ મૂકે પાતાળમાં પેસીશ પણ નહિ બચું આવું સાંભળીને મરવાને તૈયાર થએનો મનુષ્ય જેમ ઔષધનો અનાદર કરે તેમ રાવણ વિભિષણને કહેવા લગ્યો કે આપેલા ભોજનથી તારૂં શરીર પુષ્ટ થયું છે તું મારી પાસે રહે છે છતાં મારૂં ભૂંડું કરી મારા શત્રુને મિત્ર ગણે છે માટે તારા જેવા કૃતઘ્નીની સાથે સબંધ રાખવો એ ઉચિત નથી જો બીજો કોઇ આવું બોલ્યો હોત તો તેને તરત મારી નાખત, માટે તને ધિક્કાર છે ? હું તારૂં મોં જોવા માગતો નથી. માટે તારી નજરમાં આવે ત્યાં અહિંથી ચાલ્યો જા

આથી બળવાન વિભીષણ ત્યાંથી પોતાના ચાર મંત્રી સાથે આકાશમાં ઉડી બોલ્યો કે તું મારો ધિક્કાર કરે છે પણ તું મારો મોટોભાઇ મારા પિતા તુલ્ય છે એમ માની તારો નાશ ન થાય તેવો તારા હિતનો ઉપદેશ કરતો હતો રામ કાળરૂપે અવતરેલા છે અને કાલી જનકની પુત્રી રૂપે અવતર્યા છે તે બને ભૂમિનો ભાર ઉતારશે અને તે કાળ પુરૂષની પ્રેરણાથી તું મારૂં માનતો નથી માટે રામ તારો નાશ કરશે હું તારો ત્યાગ કરી હવે રામચંદ્રજી પાસે જઉં છું એમ કહી વિભીષણ રામ પાસે ગયા રામ પાસે જઇ વિભીષણે પોતાની સઘળી વાત કહી અને શરણે આવ્યાનું જણાવ્યું રામે તેને શરણે રાખ્યો અને પછી લક્ષ્મણને કહ્યું કે વિભીષણને લંકાના રાજ્ય ઉપર અભિષેક કરવા માટે સમુદ્રમાંથી જળ લાવો પછી વિભીષણને તેના મંત્રીદ્વારા અભિષેક કરાવી રામે કહ્યું કે જ્યાં સુધી સૂર્ય અને ચંદ્રનો ઉદય થાય ત્યાં સુધી તું લંકાની ગાદીએ રાજ્ય કરજે આથી વાનરો વિગેરે સર્વ વિભીષણના વખાણ કરવા લાગ્યા. એ પછી રાવણનો મોકલેલો શુક નામનો અસુર ત્યાં આવી આકાશમાં રહી સુગ્રીવને કહેવા

લાગ્યો કે હે સુગ્રીવ, રાવણે તને ભાઇ ગણીને કહેવરાવ્યુ છે કે તુ મારા ભાઇ જેવો છે મે તારૂ બુરુ કર્યું નથી મે રામની સ્ત્રીનુ હરણ કર્યુ છે તેમા તારે શુ લાગે વળગે છે ? માટે પાછો કિષ્કિન્ધા જા આ સાભળી વાનરો આકાશમા કૂદી શુકને મારવા લાગ્યા પછી દૂતને મરાય નહિ, એમ કહેવાથી રામે તેને મારવા ન દીધો પછી સુગ્રીવે તેને બધીખાને નખાવ્યો. રાવણે બીજા દૂત શાર્દૂલન મોકલ્યો હતો તેણે વાનરોની મોટી સેનાની વાત રાવણને કહી

સમુદ્રને જોઈ રામે લક્ષ્મણને કહ્યુ હે ભાઇ લક્ષ્મણ ! આ સમુદ્ર હું અહી આવ્યો છુ તો પણ મારા દર્શન માટે આવતો નથી, અને આપણને માર્ગ પણ આપતો નથી માટે હવે હું એને સુકવી દઉ છુ એમ કહી ક્રોધ કરી ભાથામાથી અગ્નિ જેવુ બાણુ કાઢી ધનુષમા ચઢાવી ખેચીને મારવા જાય છે એટલામા સમુદ્ર દિવ્યરૂપ ધારી પાસે રહેલા રત્નો બે હાથમા લઇ રામચદ્રની પાસે આવી ચરણમા પડયો, અને કહેવા લાગ્યો કે, હે નાથ ! મારી રક્ષા કરો હુ આપને લકામા જવાનો માગ આપુ છુ માટે મને અભય આપો

રામચદ્રે તે સાભળી કહ્યુ મારૂં બાણુ વિધ્યા વગર પાછુ જાય નહિ માટે તેને કઇ જગાએ નાખુ તે કહે આથી મહાસાગરે કહ્યુ ઉત્તર દેશમા દ્રુમકુલ્ય નામનો એક પ્રદેશ છે ત્યા ઘણા પાપીઓ રહે છે તે મને રાત્રિ દિવસ દુ ખ દે છે માટે ત્યા તમે બાણુ નાખો જેથી રામે ત્યા બાણુ ફેકયુ જેથી તે દ્રુમકુલ્ય પ્રદેશમા ગયુ અને આહીર લોકોનો નાશ કરી પાછુ આવી ભાથામા પેસી ગયું. પછી સમુદ્રે વિનયથી રામને કહ્યુ કે વિશ્વકર્માના પુત્ર નલને હાથે મારા પાણી ઉપર સેતુ બધાવજો કારણુ કે તે ઘણો સમર્થ અને બુદ્ધિવાન છે વળી આ કાર્ય કરવા માટે તેને વર મળેલો છે સેતુ બાધવાથી તમારી કીર્તિને લોકો જાણશે આટલુ કહી સમુદ્ર અતર્ધાન થયો પછી રામચદ્રે નળને આજ્ઞા કરી કે તુ આ વાનરો સાથે રહી ઝટ સેતુ બાધ, એટલે નળે પ્રસન્ન થઇ પર્વતથી અને ઝાડોથી સો યોજન લાબી તથા પહોળી દઢપાળ બાધી

**રામેશ્વરની સ્થાપના**—સેતુનો આરભ કરતા શ્રીરામે સમુદ્રના કિનારા ઉપર રામેશ્વરનું સ્થાપન કરી તેમનું પુજન કરી બોલ્યા કે જે મનુષ્ય આ પાજના અને રામેશ્વરના દર્શન કરશે, તે બ્રહ્મહત્યાદિ પાપમાથી મારા અનુગ્રહ વડે મૂકાશે. જ્યા સેતુ બાધી છે તે પ્રદેશમા સ્નાન કરી રામેશ્વર ભગવાનના દર્શન કરી સકલ્પ કરે કે મારે રામેશ્વરને ગગાજલથી નવરાવવા

અને પછી કાશીથી ગંગાજલ લાવી તેથી રામેશ્વરને નવરાવે અને નવરાવવા આણેલા જલનાં પાત્રો આદિ સમુદ્રમાં નાંખી દે તો તે પરબ્રહ્મને પામે છે. એમાં સંશય નથી. નલે પહેલે દિવસે ચૌદ યોજન બીજે દિવસે વીસ યોજન, ત્રીજે દિવસે ૨૧ યોજન, ચોથે દિવસે ૨૨ યોજન, સેતુ બાંધી અને પાંચમે દિવસે ૨૩ યોજન ચોતરફથી બાંધી. આવી રીતે પાજ બંધાઈ રહ્યા પછી અસંખ્ય વાનરો જલ્દી સો યોજન ચાલ્યા ગયા અને સામે તીરે સુવર્ણાદ્રિ નામના પર્વતને વિંટી વળ્યા

રામ હનુમાન ઉપર બેઠા હતા, લક્ષ્મણ અંગદ ઉપર બેઠા હતા અને સેના પગે ચાલતી હતી એવામાં લંકા પાસે આવી એટલે તે જોવાની ઇચ્છાથી રામચંદ્રે એક પર્વત ઉપર ચઢીને જોયું તો મોટા વિસ્તારવાળી લંકા નજરે પડી વિચિત્ર મ્હેલોથી ઠસોઠસ ભરેલી લંકા હતી તે શહેરનો કિલ્લો અને દરવાજો સુવર્ણનો હતો શહેરમાં મહેલના ઉપરના વિશાળ ભાગમાં રાવણ બેઠો હતો અને તેની પાસે કારભારી બે હતા રાવણને દશ મસ્તક અને દશ મુકુટ પહેર્યા હતા તે પોતે કાળા પર્વતના શિખર જેવો અને પ્રલયકાળના મેઘ સરખો દેખાતો હતો તેની ઉપર સોનાના છત્ર ધરેલા હતા, એ જોઈ રામચંદ્રે શુકને છોડી મૂક્યો શુક જઈ રાવણ પાસે બનેલી હકીકત કહી સંભળાવી અને રામ, લક્ષ્મણ સુગ્રીવ અને વિભીષણ એ ચાર એકઠા મળી લંકાનો નાશ કરશે એમ મને લાગે છે, માટે સીતાને પાછા સોંપી રામની સેવા કરો તો સુખી થશો. આ સાંભળી રાવણે તેને કહ્યું કે તું મારો નોકર થઈને ગુરૂની માફક મને બોધ કરે છે! માટે અહિંથી ચાલ્યો જા. એટલે શુક ત્યાંથી ચાલ્યો ગયો.

યુદ્ધ—પછી રાવણ કારભારીઓ સાથે સભામાંથી ઉઠી પોતાના મહેલ ઉપર ચઢી વાનરોની સેના જોવા લાગ્યો, અને પોતાની પાસેના રાક્ષસોની લડાઈમાં યોજના કરવા લાગ્યો રામચંદ્રે પણ કારભારીઓની વચ્ચે બેઠેલા રાવણને જોઈ રોષથી ધનુષ ચઢાવી એક બાણથી રાવણના, હજારશ્વેત છત્રના અને દસ મુકુટના અર્ધ ક્ષણમાં કકડા કરી નાખ્યા, જેથી રાવણ શરમિંદો થઈ ઘરમાં પેસી ગયો. અને સર્વે રાક્ષસોને વાનરો સાથે લડવા મોકલ્યા વાનરો ઝાડો વિગેરે ઉખેડી, પર્વત લાવી લાવી રાક્ષસોને મારવા લાગ્યા. વાનરો લંકાના કિલ્લા તરફ ચઢી ગયા રાક્ષસોનો ઘણો સંહાર થતા રાવણનો પુત્ર મેઘનાદ આકાશમાં આવી આયુધો અને અસ્ત્રો વડે વાનરોને મારવા લાગ્યો. તેણે બ્રહ્માસ્ત્ર છોડી સર્વને પીડવા લાગ્યો. વાનરોની સેનાને નીચે પડેલી જોઈ રામ પણ શોક કરવા લાગ્યા, અને હનુમાનને કહ્યું કે અરે! તું ક્ષીર સા-

ગરમા ઝટ જઇ ત્યા દ્રોણગિરિ પર્વત છે તેમા દેવતાઇ ઔષધો ઉત્પન્ન થાય છે તેથી તે પર્વતને ઉપાડી લાવ અને આ વાનરોને જીવતા કર. આથી હનુમાન તે પર્વતને ઉપાડી લાવો વાનરોને તે ઔષધીથી જીવતા કરી પછી તેને ઠેકાણે મૂકી આવ્યો.

લક્ષ્મણ મુર્છા—વાનરો જીવતા થતા મારો મારો કરતા રાક્ષસો ઉપર તુટી પડ્યા પછી ઇન્દ્રજીતને લંકાનુ રક્ષણ કરવા રાખી રાવણ જાતે રથમા બેસી રામચન્દ્ર સાથે લડવા નીકળ્યો ઘણા બાણો મારીને સુગ્રીવ વિગેરે મોટા સેનાપતિયોને મૂર્છિત કરી નાખ્યા વિભિષણને જોઇ મય નામના દાનવે આપેલી મહાશક્તિ વિભીષણ ઉપર ફેંકી, તે શક્તિને પડતી જોઇ લક્ષ્મણે વિચાર્યું કે આ શક્તિથી વિભીષણનુ મૃત્યુ થશે પરંતુ રામચન્દ્રે તેને અભય આપ્યુ છે, માટે તેને મરવા દેવો નહિ એમ કહી પરાક્રમી લક્ષ્મણ ભયકર બાણ લઇ વિભીષણની આડા ઉભા રહ્યા જેથી તે શક્તિ અમોઘ બળ સાથે લક્ષ્મણના શરીરમા પેસી ગઇ. લક્ષ્મણ શેષના અંશ રૂપ હતા છતા મનુષ્ય જન્મમા હોવાથી મૂર્છા ખાઇ ભૂમિ ઉપર પડી ગયા એટલે રાવણ તેને લેવા ગયો પણ લક્ષ્મણ ઉપડી શક્યા નહિ. એવામા હનુમાને જાણ્યુ કે આ રાવણ લક્ષ્મણને ઉપાડીને પોતાને ઘેર લઇ જશે તેથી ક્રોધ કરીને તેણે રાવણની છાતીમા વજ્રના જેવી મુકી મારી. તેથી રાવણ ગુટણભેર પૃથ્વીપર પડી ગયો અને લોહી ઓકવા માડ્યુ એટલે હનુમાન મુર્છિત થયેલા લક્ષ્મણને ઉચકી રામચન્દ્ર પાસે લઇ ગયા થોડીવારે રાવણની મુર્છા પણ વળી એટલે તે હાથમા ધનુષ લઇ રામ તરફ દોડ્યો તે જોઇ રામે ધનુષનો ટંકારવ કર્યો રાવણે હનુમાનને વીંધ્યા એટલે રામચન્દ્રે ક્રોધથી રાવણના રથ, ઘોડા, વિગેરેને બાણોથી કાપી નાંખ્યા, પછી રાવણને પ્રહાર કર્યો એટલે રાવણ ચલાયમાન થયો એટલે પછી રામે રાવણને કહ્યુ હવે તુ ચાલ્યો જા, થોડીવાર વિશ્રાંતિ લઇ પછી આવજે. પછી રાવણ શરમાઇ લંકામા ચાલ્યો ગયો.

લક્ષ્મણને મુર્છિત થઇ પડેલા જોઇ રામ શોક કરવા લાગ્યા. પછી તેમણે હનુમાનને કહ્યુ કે પહેલાની પેઠે તુ દ્રોણ પર્વતને લાવી સજીવની ઔષધીદ્વારા લક્ષ્મણને અને વાનરોને જીવતા કર. એથી હનુમાન તરત ચાલ્યા ગયા. રાવણે આ વાત જાણી એટલે લક્ષ્મણ જીવતા થશે તેની રાવણને ચિંતા થવા લાગી તેથી તે હનુમાનને વિઘ્ન થાય તે કરવા માટે રાત્રે એકલો જ કાળનેમીના સ્થાન પર ગયો. તેણે કાળનેમિને કહ્યુ કે મારી

શક્તિ વાગવાથી વીર લક્ષ્મણ પૃથ્વીપર પડી ગયા છે. અને તેમને જીવતા કરવા હનુમાન સંજીવની ઔષધી લેવા માટે ગયા છે. માટે તું એ કાર્યમાં વિઘ્ન કર. અને હનુમાનને ઔષધી લાવવામાં વખત વીતી જાય તે પ્રમાણે કર, અને માયાથી મુનિનો વેશ ધરી પવનકુમાર હનુમાનને મોહિત કર. કાલનેમિએ કહ્યુ હું તમારૂં કહેવુ તો કરીશ, પણ તેથી મારૂં મૃત્યુ થશે. મૃગનું રૂપ ધરનાર મારીચની જે દશા થઇ હતી તે જ દશા મારી પણ થવાની. માટે તમે સીતાને સોંપી રામને શરણે જાઓ પણ રાવણે કહ્યુ કે: હું કહું તેમ કર નહિ તો હમણાજ તને મારી નાખીશ એટલે કાલનેમીએ ભયથી તેની આજ્ઞાનુ પાલન કરવાનો વિચાર કર્યો

કાલનેમીએ હનુમાનના કાર્યમા વિઘ્ન કરવા માટે રાવણે જેમ કહ્યું હતુ, તે પ્રમાણે હિમાચળની પાસે જઇને એક તપોવન રચ્યુ અને દુષ્ટ કાલનેમિ રાક્ષસ પોતાના રચેલા તપોવનમા મુનિનો વેશ ધારણ કરી શિષ્યો સાથે હનુમાનને જવાના માર્ગ પર બેઠો એટલામા હનુમાન ત્યા આવ્યા અને તેણે તે રમણીય આશ્રમ દીઠો, એટલે હનુમાને વિચાર કર્યો કે આ સુદર તપોવન અહિ પહેલા નહતું તે ક્યાથી આવ્યુ ? હું માર્ગ તો ભૂલી ગયો નહિ હોઉં. અથવા મારા ચિત્તમા ભ્રમ તો નહિ થયો હોય ? ગમે તેમ પણ હુ આશ્રમમાં જઇ સર્વ મુનિઓના દર્શન કરી, જલપાન કરી પછી દ્રોણ પર્વત પર જઉં. એવો વિચાર કરી હનુમાન પાસે દેખાતા આશ્રમમા પેઠા અને જોયુ તો તે આશ્રમ એક યોજનના વિસ્તારવાળો અને પાકેલા ફળથી ઝુકેલી શાખોવાળા વૃક્ષોની છાયાવાળો હતો. આ રમણીય આશ્રમમા કાલનેમિ રાક્ષસ કપટયોગ સાધી શિવપૂજન કરતો હતો હનુમાન મોટા ગૌરવથી કાલનેમી રાક્ષસને પ્રણામ કરી બોલ્યો હે ભગવન્ ! હું રામચન્દ્રનો દૂત છુ. મારૂં નામ હનુમાન છે. હુ લક્ષ્મણને મુર્છા વાળવા સજીવની ઔષધી લેવા ક્ષીર સમુદ્રપર જવા તૈયાર થયો છુ હે બ્રહ્મન ! મને તરસ લાગી છે, માટે પાણી ક્યા છે ! તે મને બતાવો. આથી કાલનેમીએ આ કમડલમા પાણી છે તે પીઓ, અને આ પાકેલા ફળ ખાઓ એમ કહ્યુ જેથી હનુમાને કહ્યુ કમડલના પાણીથી મારી તૃષા છીપશે નહિ માટે મને વધુ પાણી બતાવો. હનુમાનનુ એ વચન સાંભળી કાલનેમીએ કહ્યુ કે હે શિષ્ય ! આ પવનકુમારને મોટુ સરોવર દેખાડો. જેથી હનુમાનને કહ્યુ કે હે પવન કુમાર, આની સાથે જઇ પાણી પી પાછો આવ એટલે હું તને મંત્રનો ઉપદેશ આપીશ. જેથી તુ તરત ઔષધીઓને જોઇ શકીશ.

હનુમાન તથાસ્તુ કહી બે બ્રહ્મચારી શિષ્યની સાથે ગયો અને તેણે

અતાંવલા સરોવરમા જઈ આખો મીચી પાણી પીધુ એવામાં ભયંકર માયાવી માછલીએ આવી હનુમાનને ગળવા માડયા એટલે હનુમાને ક્રોધથી તેને પકડી બન્ને હાથથી તેના મુખને પકડી ચીરી નાખ્યુ જેથી તે મરણ પામી, અને તરત દિવ્યરૂપ ધારી કહ્યુ હું ધન્યમાલી નામની અપ્સરા હતી તે એક મુનિના શાપથી માછલી થઇ હતી તે હવે મુક્ત થઇ છુ હવે મારે એક વાત કહેવાની છે કે આ પાસેના આશ્રમમા જે મુનિના વેશમા બેઠા છે તે કાલનેમિ નામનો મહારાક્ષસ છે અને તે રાવણના મોકલવાથી તમને વિઘ્ન કરવા અહિ આવ્યો છે તે મુનિ નથી પણ રાક્ષસ છે, માટે તમે તે રાક્ષસને મારી દ્રોણાચલ પર્વત ઉપર જાઓ હુ તમારા સ્પર્શથી અપ્સરા થઈ બ્રહ્મલોકમા જાઉ છુ પછી હનુમાન મુનિના આશ્રમમા આવ્યા. વેશધારી કાલનેમી રાક્ષસ હનુમાનને કહ્યુ કેઃ તમને આટલી બધી વાર કેમ લાગી? હવે તુ મારી પાસે મંત્રનો ઉપદેશ લઇ મને ગુરુ દક્ષિણા આપ એથી હનુમાને મજબૂત મુઠ્ઠી વાળી રાક્ષસને કહ્યુ, લે તારી ગુરૂ દક્ષિણા એમ કહી મારવા માડ્યો એથી મુની પોતાનુ રાક્ષસનુ રૂપ ધારણ કરી યુદ્ધ કરવા લાગ્યો, પણ હનુમાને તેને મારી નાખ્યો. પછી હનુમાન ક્ષીર સમુદ્ર ઉપર જઇ દ્રોણ પર્વત ઉપર ચઢી મૃત ઔષધી શોધવા લાગ્યા. પણ તે ઔષધી ન મળવાથી તે પર્વતને ઉચકી વગથી રામ પાસે આવ્યા જે પછી રામે તે પર્વત ઉપરથી ઔષધી લઈ રામચન્દ્રે સુષેણ વૈદ્ય દ્વારા લક્ષ્મણની ચિકિત્સા કરાવી એટલે લક્ષ્મણ આળસ મરડી બેઠા થયા પછી રામે હનુમાનને કહ્યુ હે હનુમાન! તારી કૃપાથી આજ મારા ભાઇ લક્ષ્મણને હુ આરોગ્ય જોઉ છુ. પછી સર્વ વાનરો રાક્ષસ સાથે યુદ્ધ કરવા નીકળ્યા રાવણ પણ સામે લડવા આવ્યો

કુંભકર્ણ વધ—રાવણે પોતાનો ભાઈ કુંભકર્ણ કે જે સદા ઉંઘમાં જ પડયો રહેતો તેને જગાડયો અને કહ્યુ, ભાઈ મારે માથે ઘણુ દુ:ખ આવી પડ્યુ છે, રામે વાનરો સાથે આવી રાક્ષસોનો ઘાણ વાળી દીધો છે માટે તમે મને સહાય કરો. પછી કુંભકર્ણે કહ્યુ હે રાજન! મે પહેલા જ કહ્યુ હતુ કે આ રામચંદ્ર સાક્ષાત પરમાત્મા છે અને સીતા યોગમાયાની મૂર્તિ છે તો પણ તુ સમજ્યો નહિ. ઇશ્વરના હજારો અવતારોમા રામાવતાર મુખ્ય છે માટે તમે રામને બ્રહ્મરૂપ માની વેરભાવ છોડી દઇ તેનું ભજન કરો તો સુખી થશો. રાવણે તે સાભળી કહ્યુ મે તને ઉપદેશ ...વ્યો નથી! માટે જો મારૂં કહેવુ માનુ તો યુદ્ધ કર. નહિ તો

સઇ જા. આથી કુંભકર્ણે જોયુ કે રાવણ ક્રોધે ભરાયો છે. માટે જે થનાર હશે તે થશે, યુદ્ધ કરવા જ જઉં એમ ધારી તે કિલ્લાને ઓળંગી વાનરોની સેનાને ભય ઉપજાવતો યુદ્ધ કરવા ગયો. અને વાનરોની સેનાનુ ભક્ષણ કરતો મુદ્ગર લઈ ઘુમવા લાગ્યો કુંભકર્ણનુ આવુ સ્વરૂપ જોઇ રામે ક્રોધ કરી કુંભકર્ણના ઉપર ધનુષ સાધી બાણ ફેંકયુ. અને તેના હાથ કાપી નાખ્યા, પછી તેના પગ કાપી નાખ્યા, અ છેવટે તેનુ માથુ કાપી નાખ્યું જે માથુ લંકા નગરીના દ્વારપર જઇને પડયુ, અને તેનુ શરીર સમુદ્રમા પડયુ

કુંભકર્ણ મરાયાની વાત જાણી રામને સંતાપ થવા લાગ્યો જેથી ઇંદ્રજીત રાવણ પાસે આવ્યો, અને કહ્યુ કે યુદ્ધમા જઈ આપના સર્વ દુઃખો દૂર કરીશ. પછી તે નીકુંભિલા ગુફામા જઇ રાતા રંગની માળા અને રાતા રંગના વસ્ત્રો પહેરી, રાતા રંગનુ ચંદન કરી મૌન થઇ અગ્નિમા હોમ કરવા લાગ્યો આ વાત વિભિષણે જાણી રામની પાસે આવી કહેવા લાગ્યા કે જો મેઘનાદનો આ હોમ પૂરો થશે તો તે દેવો, દૈત્યોથી કોઇથી જીતાશે નહિ માટે હું હમણા જઈ લક્ષ્મણના હાથે તેનો નાશ કરાવા ઇચ્છુ છુ. માટે લક્ષ્મણને મારી સાથે મોકલો.

જેણે બાર વર્ષ સુધી અહારનો ત્યાગ કરી બ્રહ્મચર્ય પાળ્યુ હોય તે જ તેને મારી શકે એવુ તેને બ્રહ્માએ વરદાન આપ્યુ છે માટે તે લક્ષ્મણથી જ મરાશે કારણ કે લક્ષ્મણે તમારી સેવા કરવા માટે નિદ્રા અને આહાર ત્યજ્યો છે, માટે લક્ષ્મણને મારી સાથે મોકલો. પછી રામે લક્ષ્મણને આજ્ઞા કરી કે તમે વાનરોની સેના લઇ હનુમાન અને સર્વ સેનાપતિઓ સાથે મેઘનાદનો નાશ કરવા જાઓ.

**મેઘનાદ વધ**—પછી લક્ષ્મણ, વિભીષણ, હનુમાન વિગેરે સૈન્ય સાથે યુદ્ધ કરવા ગયા. અને નિકુંભિલા ગુફા પાસે પહોંચ્યા, મેઘનાદની રક્ષા કરવા માટે રાક્ષસોની સેના ત્યા તૈયાર હતી તેનો નાશ કર્યો. જેથી મેઘનાદ પોતાની સેનાનો નાશ થતો જોઈ હોમ કરવો પડતો મૂકી તરત ગુફામાંથી બહાર નીકળી રથમા બેસી ધનુષ લઇ લક્ષ્મણ સાથે યુદ્ધ કરવા આવ્યો. લક્ષ્મણે તેને બાણ માર્યું એટલે તે મૂર્છિત થયો, વળી પાછો સાવધાન થતાં લક્ષ્મણ સામે ચઢી આવ્યો પછી મેઘનાદે સાત બાણો મારી લક્ષ્મણને ઘાયલ કર્યા, જેથી લક્ષ્મણે ક્રોધ કરી તેને બાણ મારવા માંડયા, તેના રથને ભાંગી નાખ્યા, ધનુષ્યને કાપી નાખ્યુ અને છેવટે મેઘનાદનુ મસ્તક કાપી નાખ્યું જેથી તે દેવો લક્ષ્મણની સ્તુતિ કરવા લાગ્યા પુત્ર મરાવાની વાત

જાણી રાવણ મુર્છિત થઈ જમીન ઉપર પડી ગયો. સાવધાન થતા ક્રોધ કરી પ્રથમ સીતાને મારી નાખવા તરવાર લઈ અશોક વાડીમા ગયો. તેને જોઇ સીતા ભયથી ધ્રુજવા લાગ્યા. તે વખતે સુપાર્શ્વનામના મત્રીએ રાવણને કહ્યુ કે હે રાવણ, સ્રીનો વધ કરવો તમને યોગ્ય નથી યુદ્ધમા રામ લક્ષ્મણને મારી પછી સીતાજીને મેળવશો તો તમારૂ પરાક્રમ વધશે માટે આ રાક સ્રીને મારવાની બુદ્ધિ ન કરો જેથી તેણે સીતાનો વધ કરવાનો વિચાર માંડી વાળ્યો અને મત્રીઓની સાથે સભામા આવ્યો

પછી મત્રીઓ સાથે વિચાર કરી રાવણ લકામાથી બહાર નીકળી યુદ્ધ માટે રણક્ષેત્રમા આવ્યો તેને આવતો જોઇ રામે તેની સાથેના રાક્ષસોને પ્રથમ ધનુષ્ય ખેચી બાણો છોડી મારી નાખ્યા. અને રામનુ બાણ રાવણના હૃદયમા વાગવાથી તે ઘાયલ થઈ પાછો નીચે ગ્હોઢે લકામા પેસી ગયો પછી તે ગુરૂ શુક્રાચાર્ય પાસે આવી પોતાની જીત થાય તેવો કોઇ રસ્તો બતાવવા પ્રાર્થના કરવા લાગ્યો. જેથી શુક્રાચાર્યે તેને એકાતમા જઇ હોમ કરવાની સલાહ આપી અને કહ્યુ કે તેથી અગ્નિમાથી રથ, ઘોડા ધનુષ, બાણ તને મળશે પછી તુ અજીત થઇશ. અને પછી શુક્રાચાર્યે તેને મત્ર આપી ગુફામા જવાની સલાહ આપી રાવણ તે ઉપદેશ લઇ પોતાના મહેલમા જ પાતાળ જેવી એક મોટી ગુફા બનાવી, લકાના દરવાજા બધ કરી ગુફામા દાખલ થયો, અને હોમની શરૂઆત કરી

વિભીષણે તેના મહેલમાથી ધુમાડો આવતો જોઇ રાવણ હોમ કરતો હશે એવુ અનુમાન કરી રામ પાસે આવ્યા અને તેનો યજ્ઞ ભગ કરવાની સલાહ આપી. જેથી રામની આજ્ઞાથી સુગ્રીવ, હનુમાન વિગેરે સૈન્ય સાથે લકામા તેનો યજ્ઞ ભગ કરવા ગયા અને કિલ્લો ઓળગી રાજમહેલમા દાખલ થયા ત્યા ઘણા રાક્ષસોનો ઘાણ વાળી નાખ્યો વિભીષણની સ્રી સરમાએ યજ્ઞ કરવાની જગા બતાવી એટલે અગદે ગુફા ઉપર ઢાંકેલો પત્થર ભાગી નાખી ગુફામા દાખલ થયો તો ત્યા રાવણ આખો મીચીને આસન લગાવી હોમ કરતો દીઠો વાનરોએ યજ્ઞની સામગ્રી ફેંકી દીધી, હનુમાને રાવણના હાથમાથી સરવો લઇ લીધો અને તેને મારવા માડ્યો પણ વિજય મેળવવાની ઇચ્છાથી રાવણે ધ્યાન છોડ્યુ નહિ. પછી અગદે રાણી વાસમા જઈ તેની રાણીનો ચોટલો પકડી ગુફામા ખેચી આણી. રાણીઓના વિલાપથી રાવણ ઉભો થયો. અને હાથમા તરવાર લઇ વાનરોને મારવા દોડ્યો. આ રીતે યજ્ઞનો ભગ કરી સર્વ વાનરો ગુફામાથી ચાલ્યા ગયા અને રામચંદ્રને સર્વ વાત કરી.

**રાવણ વધ**—બીજે દિવસે રાવણ રામચન્દ્ર સાથે યુદ્ધ કરવા ગયો. તેને આવતો જોઈ હનુમાન કુદકો મારીને રાવણ સામે લડવા માટે ચઢી આવ્યો અને રાવણની છાતીમા મુઠીનો પ્રહાર કર્યો તેથી તે મૂર્છા ખાઇ ગયો. પછી સાવધાન થઇ ત્યાથી બીજે રામની સામે યુદ્ધ કરવા આવ્યો. અને ભયકર બાણોથી રામને પ્રહાર કરવા લાગ્યો અને વાનરોને પણ પીડવા લાગ્યો. જેથી રામે ક્રોધ કરી ધનુષ ખેચી બાણોથી રાવણને વિંધી નાખ્યો. અને ઇંદ્રાસ્ત્રથી રાવણનાં મસ્તક કાપવા લાગ્યા. પણ માથા પાછા હતા તેવા થવા લાગ્યા જેથી વિભીષણની સલાહથી તેના નાભિસ્થાનમાં કુડલના આકારનું અમૃતને રહેવાનુ સ્થાન હતું ત્યા અગ્નિય વસ્ત્રથી તે અમૃતના કુડને સુકવી નાખ્યુ. પછી તેનુ માથુ કાપી નાખ્યુ એટલે રાવણ મરાયો જેથી વાનરો ખુશી થયા અને રાક્ષસો ભયભીત થઈ નાસવા લાગ્યા.

**વિભીષણને લકાનુ રાજ્ય આપવુ**—રાવણ મરાયાથી વિભીષણ પણ શોકથી મૂર્છિત થયા તેમને સમજાવી રાવણને અગ્નિ સસ્કાર કરવાનું કહ્યુ વિભીષણે પછી મદોદરી વિગેરે રાણીયોને શાત કર્યા અને રાવણને અગ્નિ સસ્કાર કર્યો પછી સર્વ રાણીઓ લંકામા ગઇ, અને વિભીષણ રામ પાસે આવી બેઠા પછી રામચદ્રે લક્ષ્મણને કહ્યું કે હે લક્ષ્મણ ! જો કે મેં આ લકાનુ રાજ્ય તો વિભીષણને પહેલાથી જ આપી દીધુ છે તો પણ તમે હમણા લકામા જાઓ અને બ્રાહ્મણો પાસે અભિષેકના મંત્રો ભણાવી વિધીપૂર્વક વિભીષણને લકામાં અભિષેક કરાવો. એથી લક્ષ્મણ સર્વ વાનરો સાથે લકામા ગયા અને વિભીષણને લકાપુરીના રાજ્ય ઉપર અભિ-ષેક કરાવ્યો. અને તે પછી વિભીષણ ભેટ લઇ લક્ષ્મણ સાથે રામચદ્ર પાસે આવી રામચદ્રને દડવત કરી બે હાથ જોડી ઉભા રહ્યા. રામ તે જોઇ પ્રસન્ન થયા અને કહ્યુ કે હે વીર, તારી સહાયતાથી રાવણને જીત્યો છે. પછી રામે હનુમાનને કહ્યું તમે વિભીષણની આજ્ઞા લઇ રાવણના રાજમ-હેલમા જઇ જાનકીને રાવણના મરણના સમાચાર કહી જે ઉત્તર આપે તે આવી મને કહો, રામની આજ્ઞા થતા હનુમાન અશોક વાડીમા સીતાજી પાસે ગયા અને રાવણને માર્યાનુ સર્વ વૃતાત કહ્યુ એટલે સીતાએ કહ્યુ: હે હનુમાન, હવે હું શ્રી રામચન્દ્રના દર્શન કરવાની ઇચ્છા રાખુ છુ માટે રામ મને તેની પાસે આવવાની આજ્ઞા કરે એમ તમે ત્યા જઇને તેમને કહો. એ પછી હનુમાન સીતાની આજ્ઞા સ્વિકારી તેમને પ્રણામ કરી શ્રીરામના દર્શન કરવાની ઇચ્છાથી શ્રી રામચદ્ર પાસે આવ્યા. અને જાન-કીજીએ કહ્યું હતું તે સર્વ શ્રીરામને કહ્યુ, એટલે રામે વિભીષણને કહ્યુ

કે: હે રાજન, તમે લંકામાં જઈ સીતાજીને ન્હવરાવી શુદ્ધ વસ્ત્રો પહેરાવી સર્વ આભરણોથી શણુગારી મારી પાસે તેડી લાવો પછી વિભીષણુ રામની આજ્ઞા સાંભળી હનુમાન સાથે લંકામા ગયા, અને સીતાને રાક્ષસીઓ પાસે નવરાવી, સુંદર વસ્ત્રાલંકારો પહેરાવી પાલખીમાં બેસાડી રામચંદ્ર પાસે તેડી લાવ્યા.

રામચંદ્ર પાસે આવી સીતા પાલખીમાથી ઉતરી ધીરે ધીરે શ્રીરામચંદ્ર પાસે આવી વિનયથી નમ્ર થઈ ઉભા રામે તેમને પરીક્ષા કરવા માટે કેટલાક અવાચ્ય વચનો કહ્યા ત્યારે સીતાએ અગ્નિમા પ્રવેશ કરી પોતાની પવિત્રતા સાબીત કરી આપવા કહ્યું. લક્ષ્મણુને સીતાએ કહ્યું કે તમે મારે માટે હમણા જ અગ્નિ સળગાવો અને ગમને માટે, લોકોને ખાત્રી માટે હું અગ્નિમા સ્નાન કરીને સર્વ લોકોના મનમા મારી પવિત્રતા દર્શાવવા ઇચ્છુ છુ રામચંદ્રનો પણુ આવો જ મત હોવાથી લક્ષ્મણે તગ્ત લાકડાનો ઢગલો કરી અગ્નિ સળગાવ્યો, પછી શ્રી રામચંદ્ર પાસે આવી બોલ્યા ચાલ્યા વગર ઉભા રહ્યા. પછી સીતાએ રામની પ્રદક્ષિણા કરી અને દેવો તથા બ્રાહ્મણોને પ્રણામ કરી બે હાથ જોડી બળતા અગ્નિ પાસે ઉભા રહ્યા અને બોલ્યા કે જો મારૂ મન નિત્ય શ્રીરામ વિના બીજે કોઈપણ ઠેકાણે કદી પણ ગયુ ન હોય તો સર્વ લોકોના સાક્ષી અગ્નિદેવ સંપૂર્ણ રીતે મારી રક્ષા કરજો. આમ કહી સીતાએ, અગ્નિદેવને પરિક્રમા કરી નિર્ભય મનથી ભડભડાટ બળતા અગ્નિમા પ્રવેશ કર્યો

પછી સર્વ લોકના સાક્ષી અગ્નિદેવે શ્રી રામચંદ્રને આવી કહ્યું હે રામ, આ જાનકીજીને તમે ગ્રહણુ કરો, તે પવિત્ર છે એટલે શ્રીરામે સીતાજીનો સ્વીકાર કર્યો. પછી અયોધ્યા જવા માટે વિભીષણે પુષ્પક વિમાન આણ્યુ તેમા સીતાજીને પોતાના ખોળામા બેસાડી ચઢી બેઠા અને ધનુષ ધારી લક્ષ્મણુ પણુ સાથે વિમાનમા બેઠા પછી રામે વિભીષણુ, સુગ્રીવ, અંગદ વિગેરેને પોતપોતાને સ્થાને જવા કહ્યુ એટલે વાનરો તથા વિભીષણે કહ્યુ કે હે શ્રીરામચંદ્ર ! અમે પણુ તમારી સાથે અયોધ્યાનગરીમા આવવા ઇચ્છીએ છીએ. ત્યા આપનો રાજ્યાસન ઉપર અભિષેક જોઈને તથા કૌશલ્યા માતાને પ્રણામ કરીને પછી અમે જઈશું એથી રામે સર્વને પોતાની સાથે આવવાની આજ્ઞા કરી એટલે સર્વ વાનરો, વિભીષણુ અને હનુમાન, સુગ્રીવ સર્વ વિમાન પર ચઢી ગયા, એટલે રામચંદ્રે આજ્ઞા કરી. જેથી કુબેરનુ ઉત્તમ વિમાન આકાશમા ચઢી ગયુ અને આગળ સડસડાટ ચાલ્યુ. રસ્તામા રણભૂમિ, લંકા વિગેરે સીતાજીને રામ દેખાડવા લાગ્યા.

અને રાવણ, કુંભકર્ણ મેઘનાદને જે સ્થળે માર્યા હતા તે બતાવ્યું. મહા-સાગર ઉપર બાંધેલો સેતુ, સમુદ્રનું તીર્થ સેતુબંધ, તેમ રામેશ્વરની જે સ્થળે પ્રતિષ્ઠા પોતે કરી હતી તે જગા બતાવી. આગળ જતા કિષ્કિંધા નગરી આવી તે બતાવી ત્યાં સુગ્રીવ-તારાને લઈ આવ્યો તે વિગેરેને પણ વિમાનમાં બેસાડી આગળ ચાલ્યા. રસ્તામા ઋષ્યમુક પર્વત બતાવ્યો, પંચવટીનું સ્થાન બતાવ્યુ ચિત્રકુટ પર્વત બતાવ્યો. આ પ્રમાણે વિમાનમા બેઠે બેઠે આજુ-બાજુના સ્થાન બતાવ્યા

આગળ ભરદ્વાજ ઋષિના આશ્રમમાં આવી પહોંચ્યા અને ચૌદ વર્ષ પૂરા થયા પછી પંચમીને દિવસે રામચન્દ્રે અને લક્ષ્મણે પુષ્પક વિમાનમાંથી ઉતરી ઋષિ ભરદ્વાજના દર્શન કરીને તેમને પ્રણામ કર્યાં. ત્યા શ્રીરામે ભરદ્વાજ મુનિને ભરતના અને અયોદ્ધાના કુશળ સમાચાર પૂછ્યા. ભરદ્વાજે કહ્યુ કે. ત્યા સર્વ કુશળ છે અને ભરતજી તો ફળ અને મુળનો આહાર કરી જટા તથા વલ્કલ ધારણ કરીને દિવસ નિર્ગમન કરે છે અને અયોદ્ધા નગરીનું સર્વ રાજ્ય આપની પાદુકાને સમર્પણ કરીને તમારા આવવાની વાટ જોયા કરે છે આપ સાક્ષાત્ પરમાત્મા છો, તમે મારા ઘરને પવિત્ર કરો અને આજે સેના સહિત અંહિ રહી ભોજન કરીને આવતી કાલે અયોદ્ધાપુરી તરફ જજો તેથી રામચંદ્ર, સીતા, લક્ષ્મણ અને સર્વ સૈન્ય સાથે ત્યા રહ્યા. અને હનુમાનને અયોદ્ધામા કુશળ સમાચાર જાણવા મોકલ્યા. તેમ ભરતજીને પણ પોતાના આવ્યાના સમાચાર કહેવા કહ્યુ. પછી હનુમાન મનુષ્યનું રૂપ ધરી રામચન્દ્રની આજ્ઞાનુ પાલન કરવા અયોદ્ધા ગયા, તેમણે જઈ ત્યા રામના આવવાના સમાચાર કહ્યા એટલે સર્વ આનંદમા આવી ગયા. લોકોએ પોતાના ઘરો શણગાર્યા પ્રજા રામના દર્શન કરવા માટે રામની સામે જવા લાગ્યા. રાજરાણીઓ પણ પાલખીઓમાં બેસી રામની સામે ચાલી. ભરત પણ પાદુકા પોતાના માથા ઉપર રાખી, બે હાથ જોડી શત્રુઘ્ન સાથે પગે ચાલતા રામને નગરીમા પધરાવવા માટે ચાલ્યા. રાજ્યનાં માણસો, સૈન્ય સાથે ભરતની પાછળ પાછળ ચાલતાં હતાં. નગરીની બહાર દૂરથી સૂર્ય સમાન પ્રકાશમાન બ્રહ્માએ નિર્માણ કરેલુ પુષ્પક વિમાન જોવામા આવ્યુ તેને જોઈ હનુમાન બોલ્યા કે જુઓ. આ પેલા વિમાનમાં સીતા, પરાક્રમી એવા બને ભાઇ રામ અને લક્ષ્મણ, સુગ્રીવ, વિભીષણ અને મન્ત્રીઓ બેઠેલા છે આ સાંભળી સર્વ લોક કહેવા લાગ્યા કે જુઓ પેલા રામચન્દ્રજી રહ્યા. પછી ભરતે રામચન્દ્રજીને પ્રણામ કર્યાં. પછી રામ-ચન્દ્રજીની આજ્ઞાથી વિમાન પૃથ્વી ઉપર પડ્યું. એટલે રામે ભરતને તથા

શત્રુઘ્નને વિમાનમા બેસાડયા ભરત રામને પગે પડયા. એટલે રામે તેગને ઉઠાડી હૃદય સાથે ચાંપ્યા. પછી ભરતે લક્ષ્મણ તથા જાનકી પાસે જઇ કહ્યુ કે, હું ભરત આપને પ્રણામ કરૂ છુ પછી રામચન્દ્ર શોકથી વિહ્વલ થઇ માતા કૌશલ્યા પાસે ગયા અને તેમને પ્રણામ કર્યા પછી ભરતે રામની બન્ને પાદુકાનું પૂજન કરી તે પાદુકા ભક્તપૂર્વક શ્રીરામના ચરણમા પહેરાવી. અને કહ્યુ કે આ રાજ્ય તમે મારી પાસે થાપણ તરીકે મૂક્યું હતું તે હું તમને પાછુ સોપુ છુ. આજે મારો મનોરથ સફળ થયો છે હવે આપ આપના નગરનું રક્ષણ કરો. પછી રામચન્દ્રે પુષ્પક વિમાનને કુબેર પાસે જવાની આજ્ઞા કરી પછી રામચન્દ્રે કુલગરુ વસિષ્ટને પ્રણામ કર્યા.

**રામનો રાજ્યાભિષેક**—પછી ભરતે કહ્યુ કે હે રામચન્દ્ર, આપે મને રાજ્ય સોંપી ચૌદ વર્ષ સુધી વનમા નિવાસ કર્યો અને મારી માતાનો પણ સત્કાર કર્યો. હવે તમે મને જે સોપ્યુ હતુ તે રાજ્ય હું તમને પાછુ સોપુ છુ. એટલે શ્રીરામચન્દ્રે ભરતની પાસેથી સર્વ રાજ્ય ગ્રહણ કર્યું પછી અભિષેકની સર્વ સામગ્રીઓ ત્યા આણી. પછી શ્રી રામે તથા લક્ષ્મણે જટાનો ત્યાગ કર્યો, સ્નાનાદિ કરી સીતાને સ્નાન કરાવી મુલ્યવાન વસ્ત્રો પહેર્યા. પછી સુમંત્ર રથ લાવ્યો એટલે રામ રથમા બેઠા. અને સુગ્રીવ, અંગદ, હનુમાન, વિભીષણ સૌ ન્હાઇ ધોઇ દિવ્ય વસ્ત્રાભૂષણો પહેરી શ્રી રામચદ્રની આગળ પાછળ ચાલવા લાગ્યા. અને રથમા બેસી અયોદ્ધાપુરી તરફ જવા લાગ્યા. ભરત સારથીપણુ કરવા લાગ્યા. શત્રુઘ્ને શ્વેત છત્ર રામ ઉપર ધરી રાખ્યુ અને લક્ષ્મણ પખાવતી પવન ઢોળવા લાગ્યા. સર્વે વાનરો વાજીત્રો વગાડવા લાગ્યા. રામચદ્રને અયોદ્ધામા પધારેલા જોઈ નગરની સ્ત્રીઓ તેમના દર્શન કરવા લાગી. અને શ્રીરામ પણ ધીમે ધીમે રાજમદિરમા દાખલ થયા ત્યા જઇ શ્રીરામે પોતાની માતાના ચરણમા પ્રણામ કર્યો, અને રઘુકુળમા શ્રીરામે સર્વ માતાઓને પણ ભક્તિથી પ્રણામ કર્યા રામે પોતાનુ ઉત્તમ રાજમદિર સુગ્રીવને ઉતરવા આપ્યુ અને બીજાઓને પણ ઉતરવા માટે રાજકીય મદિરો આપ્યા.

સુગ્રીવને શ્રીરામના અભિષેક માટે ચાર સમુદ્રનુ ઉત્તમ પાણી લાવવા માટે દૂતો મોકલવા કહ્યુ આથી જાબવાન, હનુમાન, અગદ વિગેરે સમુદ્રનુ પાણી સુવર્ણના કલશોમા લઇ આવ્યા.

વસિષ્ઠજીએ પછી શ્રીરામને અને સીતાને રત્નજડીત સિહાસન ઉપર બેસાડયા અને વસિષ્ટ, વામદેવ, ગૌતમ વાલ્મિકી વિગેરે ઋષિઓ હર્ષથી દર્ભ તથા તુલસીવડે, સુગધી કરેલા પવિત્ર તીર્થ જળનો શ્રીરામ અને

સીના ઉપર અભિષેક કરવા લાગ્યા જે વખતે રામ ઉપર શત્રુઘ્ને પન છત્ર ધાર્યું હતું. સુગ્રીવ અને વિભીષણ શ્વેત ચામર ઢોળતા હતા. દેવો હર્ષથી ખુશી થવા લાગ્યા. આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થવા લાગી. જે વખતે શ્રીરામ મંદ મંદ હસતા શોભી રહ્યા હતા.

રામચંદ્રે રાજ્યાભિષેક કર્યા પછી બ્રાહ્મણોને ઘણું દાન કર્યું સુગ્રીવને રત્નોથી જડેલી માળા આપી, અંગદને બાજુબંધો આપ્યા કાંતિમાન મણિઓ અને રત્નોથી શોભાયમાન હાર સીતાજીને ભેટ કર્યો પણ સીતાજીએ તે હાર પોતાના કંઠમાંથી કાઢી સર્વ વાનરોના તરફ તથા શ્રીરામ તરફ જોવા લાગ્યા. જેથી રામે કહ્યું કે હે સુંદરમુખી વૈદેહિ ! તારે જેના ઉપર પ્રીતિ હોય તેને તે હાર પહેરાવો એટલે સીતાએ શ્રીરામની સમક્ષ તે હાર હનુમાનને અર્પણ કર્યો તે હારવડે સીતાએ આપેલા મહત્ત્વવડે પવન-કુમાર શોભવા લાગ્યા શ્રીરામે હનુમાનને કહ્યું કે હે પવન કુમાર ! હું તમારી ભક્તિથી પ્રસન્ન થયો છું તમારી ઇચ્છા હોય તે માગી લ્યો

એટલે હનુમાન પ્રસન્ન થઇ શ્રીરામને પ્રણામ કરીને બોલ્યા કે

હે શ્રીરામ ! તમારા પવિત્ર નામનું સ્મરણ કરતા મારૂં મન તૃપ્ત થતું નથી માટે હું સદા આપના નામનું સ્મરણ કરતો પૃથ્વી ઉપર રહેવાની ઇચ્છા કરૂં છું. હે રાજેન્દ્ર ! જ્યાં સુધી આપનું નામ પૃથ્વી ઉપર રહે ત્યાં સુધી મારૂં કલેવર રહે એવા વરની મને ઇચ્છા છે માટે તે વર આપો. એટલે શ્રીરામચન્દ્રે તથાસ્તુ કહી કહ્યું કે હે હનુમાન, તું જીવન્મુક્ત થઇ પૃથ્વી ઉપર જ રહે. અને કલ્પનો છેડો આવી ગયા પછી તું જરૂર મને પ્રાપ્ત થઇશ. એ પછી સીતાજી બોલ્યા કે હે હનુમાન ! તમે જ્યાં રહેશો ત્યાં મારી આજ્ઞાથી સર્વ વૈભવો તમારી પાસે હાજર થઇ રહેશે. આથી પવનકુમાર મનમાં અત્યંત પ્રસન્ન થયા પછી મહા બુદ્ધિશાળી હનુમાન, શ્રીરામ તથા સીતાને વારંવાર પ્રણામ કરીને માંડ માંડ ઉદાસ મને હિમાલય ઉપર તપ કરવા ગયા પછી રામચંદ્ર ગુહને દિવ્ય આભૂષણો આપ્યાં, ઘણું રાજ્ય આપ્યું પછી વાનરોને પણ અણુમુલ્ય આભૂષણો આપ્યા. સુગ્રીવ વિભીષણ વિગેરેનો પણ ઘટતો સત્કાર કર્યો.

તે પછી સુગ્રીવ વિગેરે વાનરો કિષ્કિંધા નગર પ્રત્યે ગયા અને વિભીષણ લંકા તરફ ગયા. અને સર્વ ઉપર વત્સલતા ધરાવનારા શ્રીરામચંદ્રજી પણ પોતાના તમામ રાજ્યનું રક્ષણ કરવા લાગ્યા. શ્રીરામે લક્ષ્મણજીનો યુવરાજપદ ઉપર અભિષેક કર્યો અને લક્ષ્મણજી શ્રીરામચંદ્રની સેવામાં જ તત્પર રહેવા લાગ્યા. આવી રીતે રામે દશ હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું.

રામચંદ્ર આ પછી પોતાના ભાઈઓ અને મંત્રીઓની સાથે ન્યાય પ્રમાણે રાજ્ય કરવા લાગ્યા. શ્રી રામના સત્ય સમયમાં પૃથ્વી ધાન્યથી ભરપુર રહેલી હતી, વૃક્ષો ઋતુ અનુસાર ફળતા હતા. સર્વ લોકો ધર્મપરાયણ હતા. સ્ત્રીઓ પતિ ભક્તિપરાયણ રહેલી રામ રાજ્યમાં કોઈ પણ પિતા પોતાના પુત્રનું મરણ જોતો નહતો શ્રીરામચંદ્રે પૃથ્વી ઉપર ઘણાં અલૌકિક કાર્યો કર્યાં હતા

એક વખતે શ્રીરામે એક બ્રાહ્મણના બાળકને અકાલે મરણ પામેલો દીઠો. અને પુત્રને માટે બાળકને શોક કરતો દીઠો. તે ઉપરથી મહા કીર્તિવાળા શ્રીરામચન્દ્રે તે બ્રાહ્મણના બાળકના મરણનું કારણ જાણી વનમાં તપ કરતા શુદ્રને મારી નાખીને બાળકને જીવતો કર્યો અને પેલા શુદ્રને સ્વર્ગલોક આપ્યો પછી પરમાત્મા શ્રી રામે લોકોને ઉપદેશ આપવા માટે સર્વત્ર કરોડો શિવલિંગોની સ્થાપના કરી અને સર્વ પ્રકારના દિવ્ય ભોગો સીતાજીના મનને પ્રસન્ન કરવા લાગ્યા.

રામચન્દ્રે દસ હજાર વર્ષ સુધી ન્યાયપૂર્વક રાજ્ય કર્યું હતુ. વળી એક પત્નીવ્રતને ધારણ કરનારા સદાય પવિત્ર એવા રાજર્ષિ શ્રીરામ લોકોને ઉપદેશ કરવા માટે ગૃહસ્થાશ્રમના સર્વ ધર્મોનુ આચરણ કરતા હતા. તેમ સીતા પણ પ્રેમ, અનુકુળ આચરણ, ઇંદ્રિયાનુ દમન, નમ્રતા, લજ્જા તથા ભયથી સદા પ્રિયતમ એવા શ્રીરામચન્દ્રના મનનો અભિપ્રાય જાણી પતિવ્રતાના ધર્મમા તત્પર થઇ શ્રી રામના મનને હરણ કરતા થકા તેમની સેવા પરાયણ રહેતા હતા

**સીતા ત્યાગ**—એક વખતે શ્રીરામ સભામા બેઠા હતા તે વખતે વિજય નામના દૂતને પૂછ્યુ કે નગરજનો મારે માટે શુ કહે છે ? ત્યારે તેને કહ્યુ કે. આપના સબંધમા તો સર્વ લોકો કહે છે કે આત્મજ્ઞાની રામે જે કાંઈ કાર્ય કર્યું છે તે કાર્ય બીજાથી કદી થઇ શકે નહિ, પણ એક કાર્ય ઠીક કર્યું નથી તે એ કે રાવણને મારીને સીતાને ઘરમા લાવ્યા પણ તેના ઉપર બીનકુલ ક્રોધ કર્યો નહિ, શ્રીરામચન્દ્રના હૃદયમાં સીતાના સંભોગનુ સુખ કેવુ હશે ? એ અમે કહી શકતા નથી. દુરાત્મા રાવણ વનમાથી સીતાને હરી ગયો હતો અને તેમના ઘરમા રહી હતી, તોપણ શ્રી રામે સીતાને પાછી લાવીને પોતાના ઘરમા રાખી, પણ તેના ઉપર કોઈ પણ જાતનો સદેહ લાવ્યા નહિ. માટે આપણી સ્ત્રીઓ પણ કુકર્મ કરશે તો આપણે પણ તે સહન કરવુ પડશે, કારણ કે યથા રાજા તથા પ્રજા જેવા રાજા તેવી પ્રજા." રામે આ વાત સાંભળી એટલે મંત્રીઓને બોલાવી

આજ્ઞા કરી. મંત્રીઓએ કહ્યુ કે. વિજય જે વાત કહે છે તે ખરી છે એટલે રામે સર્વને વિદાય કરી લક્ષ્મણને બોલાવ્યા અને કહ્યુ કે હે ભાઈ! સીતાને માટે મારા ઉપર મોટો લોકાપવાદ આવ્યો છે માટે તુ કાલે સ્હવારે સીતાને રથમા બેસાડી વાલ્મીકિમુનના આશ્રમની પાસે મુકી આવજે અને પાછો અહિ ચાલ્યો આવજે. આ બાબતમા તારે મને કાંઈ પુછવુ નહિ લક્ષ્મણે સ્હવારમા ઉઠી સુમંત્ર પાસે રથ મગાવી સીતાને બેસાડી વનમા ગયા અને વાલ્મીક મુનના આશ્રમની પાસે સીતાને રથમાથી નીચે ઉતારી લક્ષ્મણે સીતાને કહ્યુ કે હે માતા! શ્રીરામચંદ્ર લોકાપવાદના ભયથી તમારો વનમા ત્યાગ કરે છે હે માતા, તેથી મારે આ કાર્ય કરવુ પડયુ છે તેમાં મારો કાંઇ દોષ નથી તમે આ વાલ્મીકિના આશ્રમમા જાઓ. આટલું કહી તરત લક્ષ્મણ પાછા શ્રીરામચન્દ્રની પાસે ગયા.

સીતાજી પણ મહા અજ્ઞાનીની પેઠે ખિન્ન થઈ વિલાપ કરવા લાગ્યાં તે વિલાપ વાલ્મીક મુનિના સાંભળવામા આવ્યો તે ઉપરથી તેઓએ પોતાના ગુરુ વાલ્મીકિને કહ્યુ કે કોઇ સ્ત્રી વિલાપ કરે છે. એટલે વાલ્મીકિએ જ્ઞાનદ્દષ્ટિવડે સીતાને ઓળખી લીધા પછી તેમણે સીતાજીને આશ્રમમા તેડી લાવી મુનિ પત્નીઓને સોપ્યા. મુનિ પત્નીઓ સીતાજીની સેવા કરવા લાગી. અયોધ્યામા સીતાના વિયોગથી પરમાત્મા શ્રી રામચન્દ્રે પણ સર્વ ભોગો ત્યજી દઈ વિરક્ત થઇ મુનિઓનુ વ્રત ધારણ કર્યું અને સદાચારનુ આચરણ કરવા લાગ્યા.

લવણાસુર વધ—એક વખતે યમુના નદીના તીરે વસતા સર્વે મુનિઓ લવણાસુર રાક્ષસના ભયથી શ્રીરામનાં દર્શન માટે આવ્યા. તે અસખ્ય મુનિઓ ભૃગુકુલ શિરોમણિ ચ્યવન ઋષિને આગળ કરીને શ્રીરામચન્દ્રની પાસે લવણાસુરના ભયમાથી છુટકારો કરવાની ઇચ્છાથી આવ્યા, રઘુકુળ શિરોમણિ શ્રીરામચન્દ્રે પરમ પ્રેમથી તે મુનિઓનુ પૂજન કર્યું અને પછી બોલ્યા કે "હે મુનિઓ આપ સર્વે કેમ પધાર્યા છો? તમારૂં જે કાર્ય હોય તે કહો હું બ્રાહ્મણોને સદા આરાધન કરવા યોગ્ય દેવતા માનુ છું. શ્રીરામનુ કહેવું સાંભળી ચ્યવન ઋષિ એકદમ પ્રસન્ન થઇ બોલી ઉઠયા· હે પ્રભુ! સત્યયુગમા મધુ નામનો એક દૈત્ય હતો તે અત્યત ધર્માત્મા તથા બ્રાહ્મણ અને દેવોનુ પૂજન કરનારો હતો. મહાદેવે તેના ઉપર પ્રસન્નથઇ તેને ઉત્તમ ત્રિશૂલ આપ્યું અને કહ્યુ કે એ ત્રિશૂલનો જેના ઉપર પ્રહાર કરીશ તે બળી ભસ્મ થશે. કુંભી નસી નામની રાવણની નાની બેન તેની સ્ત્રી હતી તેને વિષે તેને મહાભયકર પરાક્રમવાળો દૈત્ય બ્રાહ્મણોની હિંસા

કરનારો દુષ્ટાત્મા લવણાસુર નામનો રાક્ષસ ઉત્પન્ન થયો છે એ લવણાસુરથી પીડા પામી અમે આપને શરણે આવ્યા છીએ. મુનિઓનાં એવાં વચનો સાંભળી શ્રીરામ બોલ્યા કે- હે શ્રેષ્ટ મુનિઓ, હવે તમને એ રાક્ષસનો ભય રહેશે નહિ હું એ લવણાસુરનો નાશ કરીશ. આ રીતે મુનિઓને કહી શ્રીરામે પોતાના ભાઇઓને કહ્યુ કે- હે ભાઇઓ, તમારામાથી કોણ આ લવણાસુરને મારશે ? ત્યારે ભરતે કહ્યું કે હે ભાઇ, હું રાક્ષસનો નાશ કરીશ. એટલે શત્રુઘ્ને કહ્યુ કે લક્ષ્મણે સગ્રામમા ઘણુ કામ કર્યું છે અને ભરતે નદી ગ્રામમા રહી બહુ દુ ખનો અનુભવ કર્યો છે માટે લવણાસુરનો વધ કરવા હું જ જઇશ એટલે શ્રીરામે શત્રુઘ્નને કહ્યુ કે આજે મથુરાના રાજ્યનો હું તને અભિષેક કરૂ છુ એમ કહી સર્વ સામગ્રી મગાવી શત્રુઘ્નને મથુરાના રાજ્યનો અભિષેક કર્યો અને શત્રુઘ્નને લવણાસુરનો વધ કરવાની આજ્ઞા આપી. અને કહ્યુ કે હે ભાઇ! લવણાસુર શકરે આપેલા ત્રિશૂલને ઘરમાં રાખીને પ્રાણીઓનુ ભક્ષણ કરવા માટે અનેક પ્રાણીઓનો સહાર કરવા માટે વનમા જાય છે જ્યા સુધી ઘેર પાછો ન આવે પણ વનમા જ હોય તે પહેલા તું તેના નગરના દરવાજા ઉપર આ ધનુષ લઇ ઉભો રહેજે તે તને જોઇ ક્રોધ કરી તારી સાથે લડશે ત્યારે તું તેને મારી શકીશ આ પ્રમાણે લવણાસુરને મારી નાખી ત્યા મધુ નામનુ વન છે ત્યા નગર વસાવી મારી આજ્ઞાથી તું ત્યા રહેજે આમ કહી શત્રુઘ્નને મોકલ્યા. શત્રુઘ્ને ત્યા જઇ રામચન્દ્રની આજ્ઞા પ્રમાણે લવણાસુરને મારી મથુરા નગરી વસાવી.

આ વખતે સીતાએ પણ વાલ્મિકીના આશ્રમમા બે પુત્રોના જન્મ આપ્યો. વાલ્મીકિએ તેમા મોટા પુત્રનુ નામ કુશ અને નાનાનુ નામ લવ પાડયુ સીતાના બને પુત્રો ત્યા સર્વ વિદ્યા ભણી નિપૂણ થયા. વાલ્મીકિએ તેમને ઉપનયન આપ્યુ અને વેદાધ્યયન કરાવ્યુ તે પછી વાલ્મીકિએ તે બન્નેને પોતે રચેલુ સપૂર્ણ રામાયણ ભણાવ્યુ બન્ને કુમારો વીણા વગાડતા, રામાયણને ગાતા વનમાં ફરવા લાગ્યા. તે બન્ને દેવ જેવા જ્યાં ત્યા રામાયણનુ ગાન કરવા લાગ્યા.

એજ અરસામા શ્રીરામચદ્ર સોનાનાં સીતા બનાવી અશ્વમેધ યજ્ઞ કરવા લાગ્યા. લવ અને કુશે રામચદ્રજીનો યજ્ઞનો ઘોડો બાંધ્યો. તેથી રામચદ્રની સેના સાથે ઘણુ યુદ્ધ થયુ રામચદ્ર જાતે આવ્યા અને ખબર પડી કે આ ઘોડો બાધનારા પુત્રો તો રામચદ્રજીના જ છે. રામે તેમને બોલાવ્યા અને પૂછ્યુ તો તેમણે વાલ્મીકિએ રચેલું રામાયણ ગાઈ સભ-

જાણ્યું. આ પ્રસંગે વાલ્મીકિએ આવી આ બે બાળકોનું ઓળખાણ આપ્યું. તે પછી રામચંદ્રજી તે કુમારો પોતાના પુત્ર છે એમ માની ખુશી થયા. પછી વાલ્મીકિ મુનિએ સીતાને તેડી લાવવા આજ્ઞા કરી અને કહ્યું કેઃ સીતા સભામાં આવી પોતાના પવિત્રતા માટે શપથ ખાશે તો અમે તેનો સ્વીકાર કરીશું

પછી વાલ્મીકિ સીતાજીને તેડી સભામા આવ્યા, અને વાલ્મીકિએ શ્રીરામચંદ્રજીને કહ્યું કે આ પતિવ્રતા, ધર્મચારિણી, પાપરહિત સીતાને તમે લોકાપવાદથી ભયભીત થઇ મહા વનમા મારા આશ્રમ નજીક ત્યાગ કરી હતી પણ તે સીતા હવે અહિ આવી શપથ ખાવા તૈયાર છે આ બન્ને સીતાના કુમાર છે અને તે સાથે જ ઉત્પન્ન થયા છે આ બન્ને પુત્રો તમારા જ છે એ સત્ય માનજો, હે રામ! હુ સોગન ખાઇ કહું છુ કેઃ જો સીતા પાપ રહિત ન હોય તો મે ઘણા વર્ષો સુધી કરેલી તપશ્ચર્યાનું ફળ મને નહિ મળો. આ સાભળી શ્રીરામચદ્રે કહ્યુ કે. હે તપસ્વી, તમારાં નિર્દોષ વાક્યથી મારી ખાત્રી થયેલી જ છે મે પહેલા જ સીતાને અગ્નિમા પ્રવેશ કરાવી સપૂર્ણ વિશ્વાસ કર્યો હતો પછી મે મારા ઘરમાં પ્રવેશ કરાવ્યો હતો પણ પાછળથી પાપ રહિત પતિવ્રતા સીતાનો લોકનિંદાને લીધે મે ત્યાગ કરી દીધો હતો આ બને કુમારો મારા છે તે હું જાણું છુ, પણ જગતમા સીતા પવિત્ર થાય તે માટે મે તેને શપથ લેવાનું કહ્યું છે.

આ પછી સીતાજી રેશમી સાડી પહેરી ઉત્તર દિશા તરફ મુખ કરી પૃથ્વી તરફ દૃષ્ટિ રાખી બે હાથ જોડી બોલ્યા મે જો શ્રી રામચદ્ર વિના બીજા પરપુરૂષનુ મનમા પણ ચિંતન કર્યુ ન હોય તો પૃથ્વિદેવી મને માર્ગ આપો! આ પ્રમાણે સીતાએ સોગન ખાધા કે તરત પૃથ્વિમા બે ફાટ પડી અને તેમાથી અદ્દભુત દિવ્ય સિહાસન નીકળ્યુ અને પૃથ્વીદેવીએ બન્ને હાથે સીતાને ગ્રહણ કરી સિહાસન ઉપર બેસાડી. થોડીવારે સીતાજી પૃથ્વીમાં સમાઇ ગયા તે જોઇ આખુ જગત મુર્છિત થઇ ગયુ. અને શ્રી રામચદ્ર પણ અજ્ઞાની પેઠે દુખી થઇ સીતાનો શોક કરવા લાગ્યા. પછી શ્રીરામ બને કુમારોને લઇ અયોધ્યામા આવ્યા. અને પોતે સર્વ રાજ્ય ભોગોની સ્પૃહા ત્યાગ કરી, એકાતમાં બેસી આત્મ સ્વરૂપનો વિચાર કરવા લાગ્યા.

કેટલાક સમયે માતાજી કૌશલ્યા શ્રી રામનુ ધ્યાન કરતાં સંસારનાં બંધન છેડી ત્રણ ગતિયોનુ ઉલ્લઘન કરી પરમ ગતિને પામ્યા. તે પછી કૈકેયી અને સુમત્રા પણ પરલોક ગતિને પામ્યાં તે પછી કેટલાક વખતે શ્રી

રામચંદ્રજી પણ પ્રજાને સુખ આપી ઇશ્વરમા ચિત્ત પરોવી પરમ પદને પ્રાપ્ત થયા

શ્રી રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન એ ચારેમા અત્યંત ભ્રાતૃભાવ હતો. લક્ષ્મણે પોતાના મોટાભાઇ શ્રી રામચંદ્રજીની અત્યંત સેવા કરી હતી. શ્રી રામે પિતાની આજ્ઞા પાળી પુત્ર ધર્મ બજાવ્યો હતો સીતાએ પતિ સેવા કરી પતિવ્રતા ધર્મનુ ઉત્તમ પાલન કર્યું હતુ શ્રી રામે પોતાની સ્ત્રી સીતા માટે કષ્ટ સહન કર્યું ને પુરુષોએ સ્ત્રીઓ પ્રતિ કેવી વર્તણુક રાખવી તે બતાવ્યુ હતુ શ્રી રામનો એક પત્નીવ્રતનો મહિમા મોટો છે સીતાએ પોતાના પતિ શ્રી રામને દુખે દુખી થઈ પતિ સેવા કરવા માટે સર્વ રાજ્ય વૈભવોનો ત્યાગ કરી પતિ સાથે રહી સુખદુખ વેઠ્યાં હતા

શ્રી રામચંદ્રજીનુ ચરિત્ર અત્યંત અનુકરણીય છે સર્વ પુરુષોએ અને સ્ત્રીઓએ તેનુ મનન કરવુ જોઇએ

આ કથા ઘણો લાંબો સમય ચાલી. આ પછી મહાત્માજીએ કહ્યું: ઇશ્વરાવતાર શ્રી રામચંદ્રજીના જીવનના અનેક પ્રસંગો આચારમા ઉતારવા જેવા છે હવે આપણે શ્રી કૃષ્ણલીલાની કથા આવતી કાલથી શરૂ કરીશુ.

---

## પ્રકરણ ૩૬ મું.

---

### ઇશ્વરાવતાર શ્રીકૃષ્ણ.



હાત્માજીએ આજે સર્વ શ્રોતાજનો આગળ શ્રીકૃષ્ણની કથા શરૂ કરી ગવિષ્ટ અને રાજાઓનો ડોળ ઘાલનારા સેકડો અને હજારો દૈત્યોની સેનાઓના ઘણા ભારથી દબાઇ ગયેલી આ પૃથ્વી ગાયનું રૂપ ધરી, રુદન કરતી બ્રહ્માને શરણે ગઇ બ્રહ્માએ તેનુ દુખ સાભળી ભગવાનની સ્તુતિ કરી જેથી ભગવાને તેમને આકાશવાણીથી કહ્યું તે સાભળી બ્રહ્માએ દેવોને કહ્યુ કે ઇશ્વર પૃથ્વી ઉપર અવતાર લઇ પોતાની કાળ શક્તિથી પૃથ્વીના ભારનો નાશ કરે તે વખતે તમે પણ અંશોથી યાદવોમાં અવતાર લ્યો. ભગવાન વસુદેવને ત્યા અવતાર લેશે અને સ્વયપ્રકાશ શેષ ભગવાન પણ ભગવાનની પહેલા અવતાર લેશે. આવી રીતે દેવોને કહી બ્રહ્માએ પૃથ્વીને શાત કરી, પોતાના ધામમા પધાર્યા.

પૂર્વે શુરસેન નામનો યાદવોનો અધિપતિ મથુરામા રહેતો હતો તે

મથુરા અને શુરસેન નામના દેશો ઉપર રાજ્ય કરતો હતો. ત્યારથી મથુરાં સર્વે યાદવ રાજાઓની રાજ્યધાની થઇ પડી હતી. સુરના પુત્ર વાસુદેવ મથુરાંપુરીમાં કંસની બેન દેવકીજી સાથે લગ્ન કરીને રથમાં બેસી ઘેર જવા તૈયાર થયા. અને ઉગ્રસેનનો પુત્ર કંસ પોતાની બેનને સારૂં લગાડવાની ઇચ્છાથી ઘોડાની ઉપર બેસી ઘોડાની રાશ ઝાલી રથ હાંકવા લાગ્યો. આ વખતે વસુદેવનો રથ બીજા સોનાના સેંકડો રથોથી વિંટાયલો હતો. વર કન્યાને ચાલવાનો સમય થયો કે સારી રીતે મંગળ વર્તાય તેમ સાથે જ શંખ, તુરી, મૃદંગ અને દુંદુભી આદિ નગારા વાગવા લાગ્યા. તે વખતે રથના ઘોડાઓની રાશ પકડીને બેઠેલા કંસને રસ્તામાં આકાશ વાણીએ હાક મારી કહ્યુ કે "અલ્યા અજ્ઞાની તું જે સ્ત્રીનો રથ હાંકે છે, તે સ્ત્રીનો આઠમો ગર્ભ તારો નાશ કરશે." આ સાંભળી પાપી કંસે હાથમાં તરવાર લઇ બેનનો ચોટલો પકડીને તેને મારવાનો આરંભ કર્યો. તે જોઇ વસુદેવ, કંસને શાંત કરવા બોલ્યા તમે ભોજ કુળની કીર્તિ કરનારા છો તો આ વિવાહના શુભ પ્રસંગમાં એક તો સ્ત્રીજાતિ અને તેમાં વળી બેનને કેમ મારો છો? મરનારા થી મરતા હો તો મરણ કોઇથી ટાળ્યું ટળતું નથી. આ તમારી રાંકડી નાની બેન છે, તે નાની વયની હજુ અણુમમણુ છે. માટે એ તારી બેનને દીન વત્સલ થઇને તારે મારવી ઘટતી નથી. આમ વસુદેવના સમજાવવાથી પણ કંસ દેવકીને મારતા અટક્યો નહિ એટલે વસુદેવજીએ વિચાર કરી કહ્યું કે હે શાંત ગુણી, પેલી આકાશ વાણીએ જે વાત કહી છે તે ઉપરથી તમારે આના ગર્ભનો ભય રાખવો નહિ, કારણ કે હું આના બધા પુત્રો તમને અર્પણ કરીશ કે જેઓથી તમને ભય થયેલો છે.

આ સાંભળી કંસ વસુદેવને વાક્યોનો સાર સમજી બેનને મારતાં અટક્યો અને વસુદેવ પણ પ્રસન્ન થઇ ઘેર ગયા. તે પછી દેવકીજીને કેટલાક વખતે એક પુત્રનો જન્મ આપ્યો. અને વસુદેવે પોતાના વચન પ્રમાણે તે પ્રથમ જન્મેલો પુત્ર કંસને અર્પણ કર્યો એટલે કંસ મનમાં પ્રસન્ન થયો. અને કંસના હસતા નીચે પ્રમાણે બોલ્યો. આ કુમાર તો તમે પાછો લઇ જાઓ, હું એનાથી ડરતો નથી, કારણ કે તમારા બન્નેના આઠમા ગર્ભથી મારૂ મૃત્યુ નિર્માણ થયેલું છે. એટલે વસુદેવજી ત્યાંથી પાછા ગયા. પણ નારદે આવી કંસને કહ્યું કે હે રાજા વસુદેવ તથા નંદના નાતિલાઓ બધા દેવતાઓ છે અને પૃથ્વીનો ભાર ઉતારવા દૈત્યોના નાશ કરવા ઉપાય કર્યો છે. આમ કહી નારદ ત્યાંથી પધાર્યા. એટલે કંસ યાદવોને દેવો માનીને તથા

દેવકીજીના ગર્ભમાંથી જન્મેલા વિષ્ણુ પોતાનો વધ કરશે એમ જાણી તેણે વસુદેવ અને દેવકીજીને બેડીઓ નાખીને બંદીખાનામાં પૂરી દીધાં. અને વિષ્ણુના જન્મની શંકાથી વસુદેવ દેવકીજીને જેમ જેમ પુત્ર ઉત્પન્ન થતા ગયા તેમ તેમ કંસ તેને મારતો ગયો અને યાદવો સાથે વિરોધ કરવા લાગ્યો. પછી યાદવ ભોજ અને અંધક કુળ અધિપતિ એવા પોતાના પિતા ઉગ્રસેનને પોતેજ કેદ કરીને મહાબળવાન કંસ, શૂરસેન નામના દેશ ઉપર રાજ્ય કરવા લાગ્યો.

એ પ્રમાણે કંસ પ્રલંબક, બક, બાણાસુર તૃણાવર્ત, અઘાસુર, મુષ્ટિકાસુર અરિષ્ટાસુર દ્વિવિદ વાનર, કેશી ધેનુક તથા બીજા પણ બાણાસુર અને ભામાસુર વગેરે અસુર રાજાઓની સાથે મળીને બળવાન તથા જરાસંધનો આશ્રય કરનારો કંસ યાદવોનો સંહાર કરવા લાગ્યો. આ રીતે કંસથી પીડા પામતા યાદવો કંસને અનુસરી તેની સેવા કરવા લાગ્યા. કંસે દેવકીના એક પછી એક છ બાળકોને મારી નાખ્યા પછી સાતમા ગર્ભમાં ભગવાન શેષ જેને અનંત કહે છે અને જેઓ ભગવાનનો અંશ છે, એવા બળદેવજી આવ્યા. તેમણે દેવકીજીના હર્ષમાં તથા શોકમાં વધારો કર્યો હતો. વિશ્વના આત્મા ભગવાને પણ જેના નાથ પોતે હતા એવા યાદવોને કંસથી ઉત્પન્ન થયેલો ભય જાણીને, યોગમાયાને આજ્ઞા કરી કે, હે કલ્યાણી દેવી! તું ગોવાળીયા અને ગાયોથી શોભાયમાન એવા વ્રજમાં જા. વસુદેવની સ્ત્રી રોહિણી નંદના ગોકુળમાં છે તથા બીજી પણ વસુદેવની સ્ત્રીઓ કંસથી ડરીને ગુફાઓમાં રહે છે માટે દેવકીજીના ગર્ભમાં મારા અંશરૂપ શેષ ભગવાન આવેલા છે, તેને ત્યાંથી બહાર કાઢીને રોહિણીના ઉદરમાં મૂક ત્યાર પછી હે કલ્યાણિ! હું પરિપૂર્ણ રૂપથી દેવકીનો પુત્ર થઇશ અને તું નંદરાજની સ્ત્રી યશોદાના ઉદરથી અવતાર લેજે. મનુષ્યો સકામ પુરુષોની અધિષ્ઠાત્રી અને સર્વ કામના પૂર્ણ કરનારી તને ધુપથી, દીપથી, નાના પ્રકારની પૂજાની સામગ્રીથી તથા બલીદાનથી પુજશે. અને મનુષ્યો પૃથ્વી ઉપર તારા સ્થાનકો કરશે તથા દુર્ગા, ભદ્રા, કાલી વિજયા, વૈષ્ણવી, કુમુદા, ચંડિકા, કૃષ્ણા, માધવી, કન્યકા, માયા, નારાયણી, ઇશાની શારદા, અને અંબિકા એવા તારા નામો પડશે. વળી તું જ બળદેવજીને ગર્ભમાંથી ખેંચી લઇશ. તે ઉપરથી પૃથ્વી ઉપર લોકો તેને સંકર્ષણ કરી કહેશે અને તે લોકોને રંજન કરશે. તે ઉપરથી તેને રામ કહેશે અને તે અતિશય બળવાન હોવાથી બળદેવજી કહેવાશે.

આ પ્રમાણે માયાએ ઠીક કહી ભગવાનનું વચન ગ્રહણ કરી પૃથ્વી

ઉપર ગઇ અને ભગવાનના કહેવા પ્રમાણે કર્યું યોગ માયાએ ગર્ભ આકર્ષી રોહિણીના ઉદરમા નાખ્યો કે અરેરે ! દેવકીનો ગર્ભ ગળી ગયો એમ લોકો કહેવા લાગ્યા, તે પછી આઠમી વખતે દેવકીજીએ શ્રીહરિને ગર્ભરૂપે ધારણ કર્યા. ઉદરમા શ્રી હરિને ધારણ કરવાથી દેવકીજીની કાંતિ વધી, દેવકીને જોઇ કંસ કહેવા લાગ્યો. કે મારા પ્રાણને હરનારો હરિ જ આના ઉદરમા આવ્યો જણાય છે કારણ આ દેવકી પૂર્વે આવી તેજસ્વી દેખાતી નહોતી. હવે મારે શુ કરવુ આ એક સ્ત્રી જાતિ છે વળી મારી બેન છે અને ગર્ભવતી છે. તેનો નાશ કરવાથી યશ, લક્ષ્મી અને આયુષનો નાશ થાય તેમ છે આમ વિચારી તે તેને જન્મ થવાની વાટ જોવા લાગ્યો. તે પછી જ્યારે સર્વ ગુણ સંપન્ન ઉત્તમ સમય થયો, ચંદ્ર રોહિણી નક્ષત્રમા આવ્યો, નક્ષત્ર, ગ્રહ તથા તારાઓ તેને અનુકુળ થયા. મેઘો સમુદ્રની પાછળ ગર્જના કરવા લાગ્યા, ચારે તરફ અંધારૂ છવાઈ ગયુ અને બરાબર મધ્ય રાત્રીનો સમય થયો ત્યારે પૂર્વ દિશામા જેમ સંપૂર્ણ કળાનો ચંદ્ર ઉદય પામે તેમ સર્વના અંતર્યામી ભગવાન્ વિષ્ણુ, પોતે સર્વ દેવતારૂપી દેવકીને વિષે પ્રકટ થયા પછી વસુદેવજીએ તે અદ્‌ભૂત સ્વરૂપવાળા બાળકને દીઠા. તેમના નેત્ર કમળ જેવાં હતા. ચાર બાહુઓ હતા. તેમા શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કર્યા હતા. તેના શરીર ઉપર શ્રી વત્સનુ ચિહ્ન શોભતું હતું કંઠમા કૌસ્તુભમણિ લટકતો હતો શરીરે પીતામ્બર ધારણ કર્યું હતું અને શરીરની કાંતિ વાદળ મેઘના જેવી સુંદર હતી. મોટા મુલ્યના માણિકથી જડેલા મુકુટ અને કુંડળની કાંતિથી કેશ પ્રકાશી રહ્યા હતા. ભગવાનને પોતાને ત્યાં પુત્રરૂપે અવતરેલા જોઇ વસુદેવના નેત્રો આશ્ચર્યથી ઉઘડી ગયા અને શ્રી કૃષ્ણના અવતારના ઉત્સવના આનંદમા આવી જઇ બ્રાહ્મણોને દસ હજાર ગાયો આપવાનો સંકલ્પ કર્યો. અને પછી ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા, તે પછી ભગવાને કહ્યુ કે જો તમે કંસથી બ્હીતા હો તો મને ગોકુળમા લઇ જાઓ અને યશોદાના ગર્ભથી ઉત્પન્ન થયેલી મારી માયાને અહિં લાવો.

આમ કહી ભગવાને બાળનું રૂપ ધારણ કર્યું. તે પછી કંસના ડરથી ભગવાનની પ્રેરણા ઉપરથી વસુદેવ તે બાળકને લઈ સુવાવડના ઘરમાંથી જેવો બહાર નીકળવાની ઇચ્છા કરતા હતા તેટલામા તો નંદરાયની સ્ત્રીએ અજા એવી યોગમાયાને જન્મ આપ્યો ને યોગમાયાએ દ્વાર પાળોની, પદાર્થ જ્ઞાનમા ઉપયોગી એવી સર્વ ઇંદ્રિયોની વૃત્તિ પોતે હરી લીધી તેથી તેઓને ઘારણ આવી ગયુ અને નગરવાસીઓને પણ નિદ્રાવશ કરી મુક્યા. જેવા વસુદેવ ભગવાનને હાથમા ઉપાડીને ચાલ્યા કે સૂર્યથી જેમ અંધારૂં

નાશ પામે છે, તેમ જ લોઢાની સાંકળોથી બંધ કરેલાં મથુરા નગરીનાં સઘળા મોટા બારણાંએ કે જે હાથથી ઉઘાડી શકાય નહિ તેવાં હતાં, તે પોતાની મેળે જ ઉઘડી ગયા. મદમદ ગાજતો મેઘ ઝરમર વરસવા લાગ્યો અને શેષનાગ, ભગવાન ઉપર પડતા પાણીને પોતાની ફેણોથી અટકાવતા તેની પાછળ પાછળ જવા લાગ્યા. તે સમયે વારવાર વરસાદ વર્ષતો હતો તેથી યમુનામા મોટું પુર આવ્યુ હતુ. પાણીના વેગને લીધે ઉછળતા મોજાઓથી નદીમા ચારે તરફ ફીણ ચઢેલા હતા અને પાણીમા સેકડો ભયંકર ઘુમરીઓ પડતી હતી. છતા સમુદ્રે જેમ રામચંદ્રને માર્ગ આપ્યો હતો, તેમ જ યમુનાએ વાસુદેવને જવાનો માર્ગ આપ્યા પછી વાસુદેવ યમુના ઉતરી નદના વ્રજમા આવ્યા. અને ત્યા સર્વ ગોવાળીઆઓને નિદ્રાવશ થયેલા જાણીને યશોદાની શય્યામા પોતાના પુત્રને મુક્યા અને તેની પુત્રીને લઈ પાછા ઘેર આવ્યા. અને તે પુત્રીને દેવકીના શય્યામા મુકીને પાછી પોતાના પગમા લોઢાની બેડી પહેરી, વસુદેવ પહેલાની પેઠે કેદી થઇને બેઠા. નદરાયના સ્ત્રી યશોદાએ કંઇક બાળક અવતર્યું છે એટલું જાણ્યુ હતુ. પરતુ પ્રસવના પરિશ્રમથી થાકી ગયેલા અને યોગમાયાને લીધે ભાન વિનાના થયેલા યશોદાએ પુત્ર કે પુત્રી અવતરી છે તે જાણ્યુ ન હતુ.

વસુદેવના આવ્યા પછી બહારના તથા અતપુરના સર્વ બારણાંઓ પ્રથમની પેઠે બધ થઈ ગયા અને પેલી પુત્રી રૂપે રહેલી માયા ઉવા ઉવા કરતી રડવા લાગી બાળકના રડવાનો અવાજ સાભળી કારાગૃહના રક્ષકો જાગૃત થયા અને તરત કસની પાસે જઇ દેવકીના આઠમા ગર્ભના પ્રસવની વાત તેને કહી કારણ કે કસ એ ગર્ભના જન્મ માટે મનમા ઉદ્વિગ્ન રહીને વાટ જોયા કરતો હતો. કસ આઠમા ગર્ભનો પ્રસવ થયો એ વાત સાભળતા વેત જ આ મારો કાળ છે એવી રીતે વિહ્વળ થઈ તરત શય્યામાથી ઉભો થયો અને છુટા વાળની સાથે રસ્તામા ઠેસો ખાતો ખાતો તરત દેવકીના પ્રસુતિગૃહમા દાખલ થયો. એટલે સતી તથા રાક એવા દેવકીજીએ કરગરીને ભાઇને કહ્યુ કે હે ભાઇ! તુ આને જીવતી રાખીશ તો હું આ કન્યાને તારા પુત્ર સાથે પરણાવીશ. તે મારા અગ્નિ જેવા તેજસ્વી ઘણા પુત્રો મારી નાખ્યા છે, તો હવે આ દીકરી મને આપ. હે ભાઈ, હું તારી નાની બેન છુ. પુત્ર વિનાની છુ માટે મને અભાગિણીને આ એક છેલ્લી પ્રજા આપવી તને ઘટીત છે.

આ પ્રમાણે દેવકીજીએ પોતાની પુત્રીને છાતી સરસી ચાપી અહા કીનની પેઠે રૂદન પ્રાર્થના કરી પણ કસે તેનો તીરસ્કાર કરીને

તેના હાથમાંથી પેલી પુત્રીને એંચી લીધી. પછી સ્વાર્થને લીધે સ્નેહ તોડનારા કંસે તરતની જન્મેલી પોતાની બ્હેનની દીકરીના બન્ને પગ ઝાલી તેને એક મોટી શીલા ઉપર પછાડી. પછાડતાં વેંત જ વિષ્ણુના નાની બ્હેન તે માયા, કંસના હાથમાંથી ઉડીને તરત આકાશમાં ગઇ અને ત્યા આયુધ ધારણ કરનારી આઠ ભુજાઓવાળી, સર્વના જોવામાં આવી. તે દેવી દિવ્ય માળાથી, વસ્ત્રોથી, ચંદનના લેપોથી તથા રત્નોનાં આભૂષણોથી શણગારેલી હતી. અને તેણે પોતાની આઠ ભુજાઓમા ધનુષ, ત્રિશળ, બાણ, તરવાર, શંખ, ચક્ર તથા ગદા એમ આઠ આયુધો ધારણ કર્યાં હતા. તે દેવીએ કંસને કહ્યું કે અલ્યા મૂર્ખ, મને મારવાથી તારૂં શું વળશે? તારો નાશ કરનાર પૂર્વનો શત્રુ તો કોઇક ઠેકાણે જન્મી ચુકયો છે. તું રાંક લોકોને વૃથા માર નહિ. આ પ્રમાણે કંસને કહી પછી તે ભગવતી યોગમાયા પૃથ્વી ઉપર જુદાં જુદા સ્થાનકોમા જુદા જુદા નામથી વાસ કરીને રહી. કંસ, યોગ માયાનું આવુ કહેવુ સાભળીને પરમ આશ્ચર્ય પામ્યો અને દેવકી તથા વસુદેવને કારાગારમાથી છોડીને વિવેકથી કહેવા લાગ્યો કે અરે, બ્હેન, બનેવી, મે ઘણું અવળું કામ કર્યું છે, રાક્ષસ જેમ પોતાના બાળકોનો નાશ કરે તેમ મે પાપીએ તમારા ઘણા પુત્રોને મારી નાખ્યા છે. મે દેવતાના વચનઉપર વિશ્વાસ રાખી બ્હેનના પુત્રોને મારી નાખ્યા. માટે મારા અપરાધની ક્ષમા આપો. આમ કહી તેણે બનેને છુટા કર્યાં. અને તેઓને પોતાનો સ્નેહભાવ દેખાડયો. પછી દેવકી તથા વસુદેવ છુટા થઈ પોતાને ઘેર ગયા

બીજે દિવસે કંસે મંત્રીઓને પોતાને ઘેર બોલાવી તેઓને યોગમાયાએ જે વાર્તા કહી હતી તે સર્વ વાર્તા કહી. પોતાના રાજાનુ કહેવુ સાભળી મંત્રીઓ કંસને કહેવા લાગ્યા કે હે રાજા, જો યોગમાયાએ કહેલું ખરૂ હોય તો અમે પુર, ગામડા અને નેસડા વિગેરેમા દસ દિવસની અંદરના કે દસ દિવસ કરતા વધુ દહાડાના બાળકોને આજે જ મારી નાખીશુ દેવોનું મૂળ વિષ્ણુ છે. તે વિષ્ણુ જ્યા સનાતન ધર્મ હોય છે ત્યા રહે છે, અને તે સનાતન ધર્મનું મૂળ વેદ, ગાય, બ્રાહ્મણ, તપ, યજ્ઞ તથા દક્ષિણાઓ છે. માટે હે રાજા, સર્વ ઉપાયોથી વેદ ભણનારા તપસ્વી તથા યજ્ઞ કરનારા બ્રાહ્મણોને અને યજ્ઞમાં ઉપયોગી એવી ગાયોને અમે મારીએ.

બ્રાહ્મણો, ગાયો, વેદ, તપ, સત્ય, ઇંદ્રિયોનો નિગ્રહ, મનની શાંતિ, શ્રદ્ધા, દયા, તિતિક્ષા અને યજ્ઞો, આટલી વસ્તુઓ શ્રીહરિનું શરીર છે. સર્વ દેવ, બ્રહ્મા, શંકર અને વિષ્ણુનુ મુળ છે. માટે ઋષિઓનો નાશ કરવો આ તેના નાશનો ઉપાય છે, આ સાંભળી કંસે બ્રહ્મહત્યા કરવી એમા પોતાનું હિત માન્યું.

નંદરાયજીને ત્યાં પુત્રનો જન્મ થયો એમ માની નંદરાયજી પ્રસન્ન થયા અને બ્રાહ્મણને બોલાવી તેઓની પાસે સ્વસ્તિવાચન કરાવી પુત્રનુ જાતકર્મ કરાવ્યુ, અને આનદ ઉત્સવ થવા લાગ્યો ગોવાળીયાઓ ભેટો લઇ નદજીને ઘેર આવ્યા. ગોપીઓ ભેટ લઇ યશોદા પાસે આવી. ભગવાનના જન્મ પછી ગોકુળ સર્વ સપત્તિવાળુ થયુ અને શ્રી હરિના નિવાસને લીધે લક્ષ્મીનુ વિહાર સ્થાન થઇ પડયુ આમ ગોકુળમા ઉત્સવ થઇ રહ્યો હતો

નદરાય ગોકુળની રક્ષા કરવા ગોવાળીયાઓને કહી કસનો વાર્ષિક કર આપવા મથુરા ગયા નદરાયને આવ્યા જાણી વસુદેવ તેમને મળવા ગયા એ વખતે નંદરાય પોતાના પરમ મિત્ર વસુદેવને આવ્યા જોઇ તરત ઉભા થયા અને પ્રેમથી વિહ્વળ બની જઇ પોતાના મિત્રને ભેટી પડયા પછી વસુદેવે નદરાયને કહ્યુ કે હે ભાઇ ! આપને વૃદ્ધાવસ્થામા પુત્ર થયો તે જાણી ઘણા આનદ થયો. વળી હે ભાઈ, મારો પુત્ર જે પોતાની માતા સાથે તમારા વ્રજમા રહે છે તે તમને જ પિતા માને છે તે બને પુત્રોને તમે બરોબર સભાળતા હશો

પછી વસુદેવે કહ્યુ —તમે હવે અહીં વધુ વખત રહેશો નહિ. કેમકે ગોકુળમા ઉત્પાતો થશે માટે તમે હવે ઘેર જજો પછી વસુદેવે નદાદિક ગોવાળીઆઓને કહ્યુ એટને તે વસુદેવની આજ્ઞા લઈ બળદ ગાડા જોડી ગોકુળમા ગયા

**પુતના વધ**—કસે બાળકોનો નાશ કરવા ભયકર પુતનાને ગામડામા મોકલી તે ગામેગામના બાળકોનો નાશ કરતી હતી, ફરતી ફરતી નદરાયના ગોકુળમા આવી અને માયાવડે સુદર સ્ત્રીનો વેશ લઈ વ્રજમા પેઠી તેના નિતબ અને સ્તનો ઉચા હતા ઉત્તમ વસ્ત્રો પહેર્યા હતા, મદહાસ્યથી વ્રજવાસીઓના મન હરણ કરતી હતી તે પુતનાએ નદરાયના ઘરમા શય્યા ઉપર સુતેલા બાળકને દીઠો, જેનુ મહા તેજ રાખમા ભારેલા અગ્નિ જેવુ હતું. શ્રીકૃષ્ણે પુતનાને જોઇ આખો મીચી દીધી, એટલે પુતનાએ કૃષ્ણને શય્યામાથી તેડીને પોતાના ખોળામા સુવાડયા પુતનાને જોઇ યશોદા અને રોહિણી તેની કાતિથી મોહ પામ્યા અને બન્ને ઉભી ઉભી જોવા લાગી. પુતનાને ભગવાનને ખોળામા લઇ, ભયકર અને પચે નહિ તેવા ઝેરથી ભરેલુ સ્તન તે બાળકના મુખમા આપ્યુ, એટલે રોષમા આવેલા ભગવાન બે હાથથી સ્તનને સારી પેઠે દબાવી પુતનાના પ્રાણોની સાથે ધાવવા લાગ્યા. આથી પુતનાના સર્વ અંગોમા પીડા થવા લાગી, એટલે તે મુકી દે, મુકી દે, હવે બસ કર એમ કહેવા લાગી. જોત જોતામા તેની આખો ફાટી ગઇ,

શરીરે પરસેવો વળી ગયો, અને પગ હાથ પછાડતી રોવા લાગી અને તે રાક્ષસી સ્તનમા પીડા થવાથી મરણ પામી એટલે પોતાનુ રાક્ષસીનુ રૂપ ધરી મોઢુ ફાડી, હાથ, પગ અને માથાના કેશને ફેલાવી વ્રજમા ઢળી પડી. ગોવાળીઆ પુતનાના ભયકર સ્વરૂપને જોઈ ત્રાસ પામી ગયા, અને પુતનાની છાતી ઉપર નીડરપણે રમતા ભગવાનને ગોપીઓએ તેડી લીધા પછી તેમને ગોમુત્રથી ન્હવરાવી, ઉપર ગાયનુ પુછડુ ફેરવી શુદ્ધ જળથી સ્નાન કરાવી તેમની રક્ષા કરી. પછી યશોદાએ શ્રીકૃષ્ણને ધવરાવી સુવાડી દીધા.

એ વખતે મથુરામાથી વ્રજમા આવેલા નદાદિક ગોવાળીયાઓ પુતનાનુ વિકાળ શરીર જોઈ આશ્ચર્ય પામ્યા અને કહેવા લાગ્યા કે વસુદેવજી જે ઉત્પાત માટે કહેતા હતા તે ખરી વાત છે પછી ગોવાળીયાઓએ પુતનાના શરીરને કાપી બાળી દીધુ આ પ્રમાણે લોકોના બાળકોને મારનારી અને રૂધિરનુ પાન કરનારી રાક્ષસી પુતના પણ મારવાની ઇચ્છાથી શ્રીહરિના મુખમા સ્તન આપીને સદ્ગતિ પામી નદરાય ઘેર આવી પુત્રને તેડી પરમ આનદ પામ્યા

શ્રીકૃષ્ણે તૃણાવર્તનો નાશ કર્યો—કેટલેક દિવસે નદરાયને ત્યાં બાળકને અંગ પરિવર્તન ( પડખુ ફેરવવા ) નિમિત્તે મહોત્સવ હતો અને સર્વે ભગવાનને નવરાવી તેમને એક ગાડા નીચે ઝોળીમા પોઢાડી દીધા. યશોદા વિગેરેનુ મન ઉત્સવમા હતું તે વખતે ભગવાને ધાવવા માટે રડતાં પોતાના પગ ઉચા કર્યા, એટલે ગાડા નીચે સુતેલા તે બાળકના કુપળીયા જેવા કુમળા પગ વાગવાથી ગાડુ ઉધુ પડી ગયુ અને તેમાં ભરેલા વાસણો ભાગી ભૂકા થઇ ગયા પૈડા, ધુસરૂં ભાગી ગયુ, આ જોઇ ગોપીઓ અને ગોવાળીયા આશ્ચર્ય પામ્યા. પછી યશોદાએ શ્રીકૃષ્ણને ઝોડ વળગ્યુ છે માની ખોળામા લઇ વેદના મત્રોથી પૂજન કરાવી ધવરાવ્યા અને ગોવાળીયાઓએ ગાડાને જતું કર્યું

એક વખતે યશોદા પુત્રને ખોળામા લઇ રમાડતા હતા એટલામા તેમને પુત્રનો મોટા પર્વતના શિખર જેવો ભાર લાગ્યો, પોતે ભાર સહન ન કરી શકવાથી બાળકને ભૂમિ ઉપર બેસાડી દીધો પછી ઘર કામમા વળગ્યા. એવામા કસે મોકલેલો તૃણાવર્ત નામનો દૈત્ય, વટોળીયા વાયુને રૂપે ત્યાં આવી જમીન ઉપર બેઠેલા ભગવાનને આકાશમા લઇ ગયો. તે વટોળીયા વાયુએ આખા ગોકુળને ધુળથી ઢાકી દીધુ, લોકોના નેત્રોને મીંચાવી દીધા અને સર્વ દીશા ઢાકી દીધી. યશોદાએ આવી જોયુ તો પોતે પુત્રને જ્યા મુક્યો હતો ત્યા તેને દીઠો નહિ, જેથી યશોદા પુત્રની શોધ કરવાં લાગ્યાં. પણ પુત્ર નજડવાથી અત્યત શોક કરતાં રડવા લાગ્યા.

વંટોળીયો પવનનું રૂપ લઇ તૃણાવર્ત દૈત્ય શ્રીકૃષ્ણને ઉપાડી આકાશમાં ઉડ્યો હતો, તેને ભગવાનનો ઘણો ભાર લાગવાથી આગળ જઇ શક્યો નહિ, ઘણો ભાર લાગવાથી તે તેને પત્થર માની ત્યાગ કરવા લાગ્યો પણ ભગવાન તેને ગળે બાઝી પડયા તેથી તે તૃણાવર્ત તે અદ્દભુત બાળકનો ત્યાગ કરી શક્યો નહિ એવામાં ભગવાને ગળુ પકડવાથી તે દૈત્ય ભાન વગરનો થયો તેની બે આંખો નીકળી પડી અને પ્રાણ રહિત થઇ વ્રજમા પડ્યો. તે દૈત્ય આકાશમાથી મોટી શીલા ઉપર પડ્યો અને શંકરના બાણથી વિંધાઇ ગએલા ત્રિપુરાસુરની માફક તેના ચૂરેચૂરા થઇ ગયા. આ વખતે શ્રીકૃષ્ણ ભગવાન કે જેને રાક્ષસ આકાશમા લઇ ગયો હતો. છતાં જે કુશળ અને મૃત્યુના મુખમાથી મુક્ત થઇ તેજ રાક્ષસની છાતી ઉપર લાંબા થઇ સૂતા હતા તેને ગોપીઓએ તેડી જઇ યશોદાને સોંપ્યા. નદરાય, યશોદા વિગેરે ન જડતા પુત્રને જોઇ આશ્ચર્ય પામ્યા. પછી નદરાય તે ગોકુળને વિષે ઘણા ઘણા અદ્દભુત વૃતાત જોઇ આશ્ચર્ય પામ્યા અને વસુદેવના વચનને સત્ય માનવા લાગ્યા. યશોદા શ્રીકૃષ્ણને ધરાવવા લાગ્યાં અને પછી રમાડવા લાગ્યા. એવામા બાળકે બગાસુ ખાધુ તો તેના મુખમા આકાશ, સ્વર્ગ, પૃથ્વી, તારા મડળ, દિશાઓ, સૂર્ય, ચન્દ્રમા, અગ્નિ, વાયુ, સમુદ્રો, દ્વીપ, પર્વતો, નદીઓ, વન તથા સર્વ સ્થાવર જગમ પ્રાણીઓ દીઠા. પુત્રના મુખમા બ્રહ્માડ જોઇને યશોદાને એકાએક કપ થયો અને મૃગનયના યશોદાએ અત્યત આશ્ચર્ય પામી પોતાના નેત્ર મીંચી દીધાં.

**શ્રીકૃષ્ણ અને બળદેવનાં નામ પાડવાં**—યાદવોના તપસ્વી ગર્ગ નામના પુરોહિત હતા, તે વસુદેવની પ્રેરણાથી નદજીના વ્રજમા ગયા. ગર્ગાચાર્ય ને જોઇ નદજીએ પ્રસન્ન થઇ પ્રણામ કર્યા. પછી નદરાયે કહ્યું કે હે મહારાજ ! આપ સર્વ વાતે સપૂર્ણ છો, આપે જ્યોતિશશાસ્ત્ર રચ્યુ છે જેવડે પુરુષભૂત ભવિષ્યનુ ફળ જાણો છો જેથી આપ આ બન્ને બાળકને સસ્કાર કરવાને યોગ્ય છો એમ કહ્યુ એટલે શ્રી ગર્ગાચાર્યે એકાતમા આવી બોલ્યા કે આ રોહિણીના પુત્ર સર્વ ગુણોથી સબધીયોને રજન કરશે તે ઉપરથી તે રામ કહેવાશે, અને વધુ બળ હોવાથી બળદેવ કહેવાશે. તે યાદવોને એકત્ર કરશે તેથી સકર્ષણ કહેવાશે આ યુગેયુગ અવતાર ધરનારા તમારા પુત્રના શરીરના શ્વેત, રક્ત અને પીત એમ ત્રણ વર્ણ છે, તેમાથી તે કૃષ્ણવર્ણ અવતર્યો છે જેથી શ્રીકૃષ્ણ કહેવાશે પૂર્વે તે વસુદેવને ત્યા અવતર્યા હતા જેથી તે વાસુદેવ પણ કહેવાશે. આ બાળક તમારૂ કલ્યાણ કરશે. હે નદ ! આ પુત્ર ગુણ, લક્ષ્મી, કીર્તિ તથા પ્રભાવમા નારાયણના સરખો

છે તેથી તમે સાવધાન રહી તેની રક્ષા કરજો આમ કહી ગર્ગાચાર્ય ઘેર ગયા અને નદરાય પ્રસન્ન થયા. અને બન્ને બાળકો ગોકુળમા રમવા લાગ્યા. કેટલાક વખતે તે ધુટણથી ચાલતા શીખ્યા પછી પગથી ચાલવા લાગ્યા. અને શ્રીકૃષ્ણ તથા બળદેવજી પોતાની સરખી વયના બીજા બાળકો સાથે વ્રજમા વિહાર કરવા લાગ્યા. વ્રજની ગોપીઓ શ્રીકૃષ્ણની મનોહર લાગે તેવી બાલ્યાવસ્થાની અટકચાળી જોઇ યશોદાને કહેતી કે અમે જ્યારે કામમાં હોઇએ છીએ ત્યારે તમારો આ પુત્ર અમારા વાછરડા છોડી મૂકે છે અને અમે વઢીએ છીએ ત્યારે હસે છે, વળી અમારા ઘરમા છાનોમાનો આવી દહીં, દૂધ ચોરીને ખાઈ જાય છે વળી તે વાદરાને વ્હેચી દે છે વળી દહીં દૂધની ગોળી ફોડી નાખે છે ઘરની કોઇ વસ્તુ જડતી નથી તો ઘેર આવી નાનાં બાળકોને રડાવી નાસી જાય છે કોઇ વસ્તુ ઉચી મૂકી હોય છે તો તળે કોઇ વસ્તુ મૂકી ઉંચા થઈ તે વસ્તુ લે છે. સીંકામા મુકેલી ગોરસી કાણી કરી તેમાથી દહીં, માખણ લે છે અમે કહીએ કે 'એ ચોર' શું ચોરી જાય છે તો કહે છે કે ચોર તો તું, હું તો ઘરનો ધણી છુ આમ યશોદાના આગળ શ્રીકૃષ્ણના તરફ મુખ રાખી ગોપીઓએ સર્વ વાત કહી, તે સાભળી યશોદાજી હસી પડયા

એક દિવસે રમતા બાળકોએ આવી યશોદાને કહ્યું કે શ્રીકૃષ્ણે માટી ખાધી છે, તે ઉપરથી યશોદાએ તેમને હાથવતી પકડી રાખી ભય થી શ્રી કૃષ્ણને કહ્યુ કે અલ્યા ચચળ મનના તે છાનામાના શામાટે માટી ખાધી છે? ત્યારે શ્રીકૃષ્ણે કહ્યુ કે મે તો માટી ખાધી નથી, ત્યારે યશોદાએ કહ્યું કે શુ ત્યારે આ છોકરા ખોટુ કહે છે! આ બળદેવજી પણ કહે છે ને? ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે "હે મા! મે માટી ખાધી નથી, તે સર્વ છોકરાં તો જુઠુ કહે છે, જો તે ખરૂં કહેતા હોય તો તમે મારૂ મો જુઓ. ત્યારે યશોદાએ કહ્યુ કે તો ઉઘાડ તારૂં મો એટલે અખડ ઐશ્વર્યવાળા ભગવાન શ્રીહરિએ પોતાનું મુખ ઉઘાડયુ. તો યશોદાએ તેના મોમાં સર્વ જગત, આકાશ, પર્વતો, દ્વીપો, સમુદ્રો, વાયુ, વીજળી, ચદ્ર, તારા, સ્વર્ગ જળ, તેજ, વાયુ, ઈંદ્રિયો, જીવ, કાળ, અતઃકરણ તથા પોતાની સાથે આખા વ્રજને જોયુ તે જોઈ યશોદાજી શકામા પડી ગયા, અને વિચાર કરવા લાગ્યા કે આ તે શુ સ્વપ્નુ હશે? ના, સ્વપ્નુ તો નથી, તો શું ઇશ્વરી માયા હશે? નાં માયા તો નથી, તો શું મારી બુદ્ધિને ઉલ્ટો મોહ થયો હશે, ના, તેમ પણ નથી કેમકે શ્રીકૃષ્ણ અદર પણ જણાય છે માટે આમા સ્વપ્નાદિ કાંઇ કારણ નથી, પણ એ તો મારા પુત્રનુ જન્મનો સાથે

જ કાંઈ તેવુ ઐશ્વર્ય છે છેવટે ઉંના પક્ષનો આશ્રય કરી આ ઈશ્વર છે એવો નિશ્ચય કરીને યશોદા બોલ્યા કે આ જગત્ જે ચિત્ત, મન, કર્મ તથા વાણીવડે તરત જાણવામા આવતુ નથી તે જગત જેને આધારે રહેલું છે, જેનાવડે અને જેથી પ્રકટ થાય છે, તે પરમાત્મા કોઈથી પણ જાણી શકાય નહિ તેવાના ચરણને હું પ્રણામ કરૂં છુ આ પ્રમાણે પરમાત્મતત્ત્વનુ જ્ઞાન થયુ કે વ્યાપક એવા પરમેશ્વરે, પુત્રનો સ્નેહ કરાવનારી પોતાની માયા તેના ઉપર ફેલાવી એટલે યશોદાની સ્મૃતિ તરત નાશ પામી અને તે પોતાના પુત્રને ખોળામા બેસાડી પ્રથમની પેઠે પાછા હૃદયમા વૃદ્ધિ પામેલા સ્નેહથી ભરપુર થઇ ગયાં. અને સાક્ષાત્ શ્રીહરિને યશોદાએ પોતાના પુત્ર માન્યા

નદ અને યશોદા પૂર્વ જન્મે કોણ હતાં—આઠ વસ્તુઓમા મોટો દ્રોણ નામનો એક વસુ હતો તેને તેની સ્ત્રી સાથે ગાયોની રક્ષા કરવા બ્રહ્માએ આજ્ઞા કરી હતી તેણે તે આજ્ઞા માથે ચડાવીને બ્રહ્માને કહ્યું કે. પૃથ્વી ઉપર અમારો જન્મ થાય ત્યા વિશ્વના ઈશ્વર એવા મહાદેવ શ્રીહરિ ઉપર અમારી બન્નેની પરમ ભક્તિ થાય એવુ માગીએ છીએ કારણ કે ભક્તિથી મનુષ્ય દુર્ગતિને તરી જાય છે જેથી બ્રહ્માએ કહ્યુ કે અસ્તુ, તમારી ભગવાન ઉપર પરમ ભક્તિ થશે. આ પ્રમાણે કહ્યા પછી મહા કીર્તિવાળો દ્રોણ નામનો વસુ વ્રજમા નદ નામનો ગોપ જન્મ્યો હતો અને તેની સ્ત્રી ધરા યશોદા થઈને અવતરી હતી. ગોવાળો અને ગોપીઓને શ્રી કૃષ્ણ વિષે જો કે ભક્તિ હતી તોપણ નદ અને યશોદાને પુત્ર થયેલા ભગવાન ઉપર અત્યત ભક્તિ હતી. શ્રીકૃષ્ણે પણ બળદેવજી સાથે વ્રજમા રહી પુત્રને છાજે એવી બાળ લીલાથી ગોપ ગોપીઓની પ્રીતિ સપાદન કરી

એક વખતે નદની સ્ત્રી યશોદા વલોણુ વલોવવા મડ્યા અને ભગવાનના બાળચરિત્રના ગીત ગાવા લાગ્યા એવામા શ્રીહરિ ધાવવાની ઈચ્છાથી દધિમથન કરતા માતાની પાસે આવ્યા અને રવૈઓ પકડીને તેમને દહી વલોવતા અટકાવ્યા ત્યારે યશોદાજી ભગવાનને ખોળામા બેસાડી ધવરાવવા લાગ્યા અને તેમનુ મદમદ હસતું મુખ જોવા લાગ્યા એવામા દેવતા ઉપર ઉનું મુકેલુ દૂધ ઉભરાઈ જવા લાગ્યુ, તેથી બાળકને ધવરાવવો મુકી વેગથી આગળ દોડી ગયા તેથી શ્રીકૃષ્ણને કોપ ચઢ્યો અને દાતવતી ફરકતા રાતા હોઠને ડસી આંસુ પાડતા દહીની ગોળીને પત્થર મારી ફોડી નાખી ઘરમા જઇ એકાતમા ઉભા રહી માખણ ખાવા મડ્યા. એવામા તો ઉનું થએલું દૂધ ઉતારી યશોદા પણ પાછા અદર આવ્યા. અને દહીનુ વાસણ ભાંગેલું જોઈ આ કામ પોતાના છોકરાનુ છે એમ જાણી હસ્યાં અને આ-

સપાસ જોવા લાગ્યા તો ત્યા પુત્રને પણ દીઠો નહિ એટલે ઘરની અંદર જઈ જોવા લાગ્યા તો પુત્ર શ્રીકૃષ્ણ ખાણીયાને ઉંધો પાડીને તેના ઉપર ઉભા હતા અને સીકામા રહેલું માખણ ઇચ્છા પ્રમાણે વાંદરાને ખવરાવતાં હતા. અને તે જોઇ ધીરે રહી પછવાડેથી તેમની પાસે ગયા તો તેમને આવતા જોઇ શ્રીકૃષ્ણ યશોદાને હાથમા લાકડી લઇને આવતા જોઈ તરત ખાણીયા ઉપરથી નીચે ઉતરી બીનેલા પુરૂષની પેઠે નાઠા, ભગવાનને પકડવા માટે યશોદા તેની પાછળ દોડયા તો પણ તેમને પકડી શકયા નહિ. ઘણે દૂર જઇ તેમણે શ્રીકૃષ્ણને પકડી પાડયા ત્યારે અપરાધી શ્રીકૃષ્ણ રડવા લાગ્યા અને આખો ચોળતા ભયથી તેમના સામુ જોવા લાગ્યા એટલે યશોદાએ લાકડી મુકી દઇ શ્રીકૃષ્ણને દામડાથી ઉખળની સાથે બાધવા લાગ્યા ભગવાનને બાધતા તે દામડુ પણ બે આગળ ઓછુ થયુ ત્યારે યશોદાએ તેની સાથે બીજુ દામડુ સાધ્યુ તો તે પણ નાનુ પડયુ વળી તેને ત્રીજુ દામડુ બાધ્યુ તે પણ ઓછુ પડયુ જેથી પોતાના ઘરમાનાં સર્વ દોરડા એકઠા કરી બાધવા માડયા પણ તે ઓછુ પડયુ, ત્યારે યશોદા સાથે ગોપીઓ આશ્ચર્ય પામ્યા આથી યશોદાને પરસેવો થઇ ગયો. જેથી માતાને પરિશ્રમ થયેલો જોઇ પોતે બધાઇ પછી જ્યારે ઘરના કામકાજમા ગુથાયા ત્યારે શ્રીકૃષ્ણે બે યમલાર્જુનનાં ઝાડ દીઠા જે પૂર્વે કુબેરના પુત્ર હતા પણ નારદના શાપથી વૃક્ષ થયા હતા.

તે વૃક્ષો પાસે ભગવાન ગયા અને તે વૃક્ષો વચ્ચે થઈ પોતે નીકળ્યા. એટલે તે વૃક્ષો આડા પડી ગયા એટલે ભગવાને પોતાને બાધેલા દોરડા વતી તે ઝાડને ખેચ્યા એટલે મુળીયા સુદ્ધા તે ઉખડી બહાર આવ્યા અને તે બે વૃક્ષો નીચે પડયા તેમાથી બે સિદ્ધ પુરુષો નીકળ્યા અને કહેવા લાગ્યા કે હે પ્રભો, અમને નારદના અનુગ્રહથી આપના દર્શન થયા છે. પછી તે બે કુબેરના પુત્રો ભગવાનની પ્રદક્ષિણા કરી ઉત્તર દિશામા ગયા.

**વત્સાસુર અને બકાસુરનો વધ**—વૃક્ષો પડવાનો અવાજ સાભળી ગોવાળીયાઓ ત્યા આવ્યા તો દામડાથી બાધેલા શ્રી કૃષ્ણને ત્યા જોયા. એટલે બીજા બાળકોને પુછતા તેમણે કહ્યું કે આ કૃષ્ણે આ વૃક્ષો પાડી નાખ્યા એમ કહ્યું. પછી નદરાયે આવી ભગવાનને છુટા કર્યાં. વળી પાછા નવી નવી ચેષ્ટાઓ કરતા બાળકની પેઠે નાચતા ભગવાન ગાયન કરવા લાગ્યા અને બાળચેષ્ટા કરી વ્રજમા આનદ ઉપજાવતા હતા એક વખતે શ્રીકૃષ્ણ નદીના તીરે રમવા ગયા હતા ત્યારે યશોદા તેમને બોલાવવા લાગ્યા કે આજે તારૂ જન્મ નક્ષત્ર છે, માટે તુ આવી નાહી શુદ્ધ થા, બાહ-

ણોને ગાયોનું દાન આપી અને નાહી જમી લે આમ શ્રીકૃષ્ણ અને બળદેવને બોલાવા લાગ્યાં પણ તે આવ્યા નહિ એટલે યશોદા બૂમો પાડી તેમને બોલાવા લાગ્યા અને તેમને હાથવતી પકડી ઘેર લઇ ગયા.

**વૃંદાવનમાં જવું**—વ્રજમાં ગોવાળીઆઓ મોટા મોટા ઉત્પાતો જોઈ એકઠા મળી વ્રજના હિત કાર્ય માટે વિચાર કરવા લાગ્યા તે વખતે ત્યાં જ્ઞાનમાં તથા વયમાં વડો ઉપનંદ નામનો એક ગોવાળીયો હતો જે શ્રીકૃષ્ણ અને બળદેવનુ હિત કરનારો હતો, તેણે કહ્યુ કે આપણે ગોકળનું હિત ચહાતા હોઇએ તો અહિંથી નીકળી જવુ જોઇએ કારણ કે અહિં બાળકોનો નાશ કરનારા ઘણા ઉત્પાતો થયા કરે છે માટે જો બધાની ઇચ્છા હોય તો વૃંદાવન નામનુ એક નવુ વન છે ત્યાં આપણે આપણાં ઢોર ઢાખર લઇ રહેવા જઇએ આ સાભળી સર્વ કહેવા લાગ્યા કે ઠીક છે, ઠીક, એમ કહેવા લાગ્યા અને પોતપોતાના ગાડા જોડી તેમા સામાન ભરી ચાલ્યા આ રીતે સર્વ ગોવાળો સરસામાન લઇ વૃંદાવન તરફ ગયા. આ વખતે ગોપીયો રથમા બેસી શ્રીકૃષ્ણની લીલા ગાતી જતી હતી એક ગાડમા યશોદા અને રોહિણી બેઠા હતા, તે શ્રીકૃષ્ણ તથા બળદેવની વાતો સાભળવામા ઉત્કંઠા ધરાવનારા શ્રીકૃષ્ણ અને બળદેવ વડે શોભતા હતા. તે ગોવાળીઆઓ વૃંદાવનમા જઇ ત્યા ગાડા ઉભા કરીને વ્રજનો અર્ધ ચંદ્રાકાર આવાસ ગોઠવ્યો વૃંદાવન, ગોવર્દ્ધન, તથા યમુનાના કિનારા જોઈ. બળદેવજી તથા શ્રીકૃષ્ણને અત્યત આનંદ થયો ત્યા પણ ઉપર પ્રમાણે બાળચેષ્ટાઓથી તથા મધુર વાક્યોથી વ્રજ વાસીઓની પ્રીતિ સંપાદન કરતા બળદેવજી તથા શ્રીકૃષ્ણ વાછડા ચારવા લાગ્યા તે બાળકો વાછડા ચારવા જતી વેળા સાથે રમવાના ઘણા સાધનો રાખતા હતા અને વ્રજથી થોડે દૂર જતા હતા વાછડા વ્રજ ભુમિમા ચર્યા કરતા હતા અને શ્રીકૃષ્ણ તથા બળદેવ કોઈ વેળા વાંસળી વગાડતા હતા કોઈ વેળા બીલાં અને આમળાને ગોફણમા ભેરવીને ફેકતા હતા કોઇ વેળા ઘુઘરીવાળા પગથી ઠુમક ઠુમક ચાલતા હતા, અને પ્રાકૃત છોકરાઓની પેઠે વ્રજમાં વિહાર કરતા હતા

એક વખતે શ્રીકૃષ્ણ તથા બળદેવજી પોતાના મિત્રો સાથે યમુનાજીના તીર ઉપર વાછડા ચારતા હતા તેવામા કોઇ દૈત્ય તેઓને મારવાની ઇચ્છાથી ત્યા આગળ આવ્યો, અને વાછડાનુ રૂપ લઇ વાછડાના ટોળામા પેસી ગયો તે દૈત્યને જોઇ કૃષ્ણે તેને બળદેવજીને દેખાડયો અને ધીરે ધીરે અજાણ્યાની પેઠે તેની પાસે આવી તેના પાછલા પગ સાથે પુછડુ પકડી ફેરવી.

આણ રક્ષિત-થયેલા તે દૈત્યને ઝાડીના ઝાડ સાથે અફાળ્યો તેની સાથે તે મોટી કાયાવાળો દૈત્ય પણ જમીન ઉપર પડી પડ્યો. આ પ્રમાણે તે બંને બાળકો વાછડાંને ચારતા વનમાં ફરવા લાગ્યા.

એક દિવસે સર્વ બાળકો પોતપોતાના વાછડાંઓનાં ટોળાંને પાણી પાવા માટે એક જળાશય પાસે ગયા ત્યા વાછડાંને પાણી પાઇ પોતે પાણી પીવા લાગ્યા એવામા તે બાળકોએ તે સ્થળમા વજ્રથી કપાઇને જાણે પર્વતનું એક શિખર પડેલું હોય તેવુ એક મોટું પ્રાણી પડેલુ દીઠું તે બગલાનુ રૂપ ધરનારો મોટો બકાસુર હતો, તે બળવાન બકાસુર એકાએક આવી ચાંચવડે શ્રીકૃષ્ણને ગળી ગયો. શ્રીકૃષ્ણને ગળેલા જોઇ બીજા બાળકો પ્રાણ વિનાની ઇંદ્રિયો જેવા થઇ ગયા. તે વખતે નંદરાયના પુત્રે બકાસુરના તાળવાના મૂળને અગ્નિની પેઠે બાળવા માડ્યુ એટલે બકાસુરે ભગવાનને ઓકી કાઢી રોષમા આવી જઇ ચાંચવતી ફરી તેમને મારવા દોડ્યા એટલે ભગવાને બકાસુરની બે ચાંચના ભાગને હાથવતી પકડી બાળકોના દેખતાં રમત કરતાજ પાનની પેઠે ચીરી નાખ્યો તે જોઈ ગોવાળીયાના છોકરાઓ આશ્ચર્ય પામ્યા, પછી વાછડાને એકઠા કરી વ્રજમા આવી તે વાત છોકરાએ ગોવાળીયાઓને કહી તે સાભળી સર્વ આશ્ચર્ય પામ્યા આ પ્રમાણે શ્રીકૃષ્ણ અને બળદેવે ત્યા રહી સંતાઇ જવુ, સેતુ બાધવી, વાનરાની પેઠે કુદવું વિગેરે બાળક્રીડાઓ કરતા વનમા બાલ્યાવસ્થા ગાળવા લાગ્યા.

અઘાસુરનો વધ—એક વખતે શ્રીહરિ વનમા ભોજન કરવાનો વિચાર કરી સ્હવારમા ઉઠ્યા અને ગોવાળીયાઓને જાગ્રત કરી વાછડાનું ટોળુ આગળ કરી વ્રજમાથી બહાર નીકળ્યા તે સર્વે વાછડાને એકઠાં કરીને વનમા ચારતા ચારતા ઠેકઠેકાણે બાળલીલા કરવા લાગ્યા એટલામાં તે બાળકોની આનંદ ભરેલી રમતોને અદેખાઇથી નહિ જોઈ શકતો અઘાસુર નામનો એક મોટો દૈત્ય ત્યા આગળ આવ્યો દેવોએ જો કે અમૃત પીધુ હતુ, તોપણ તેઓ જીવવાની ઇચ્છાથી અઘાસુરના મરણની વાટ જોતા હતા. બકાસુર અને પુતનાનો નાનો ભાઇ અઘાસુર શ્રીકૃષ્ણને જોઇ વિચાર કરવા લાગ્યો કે આ મારી બેન તથા ભાઇનો નાશ કરનારો છે, માટે હું તેને તેના મિત્રો સાથે મારી નાખુ. આમ વિચાર કરી તે પાપી અઘાસુર અજગરનુ મોટુ શરીર ધારણ કરીને શ્રીકૃષ્ણને તેમના મિત્રો સાથે ગળવાની આશાથી તે જ વખતે માર્ગમા સુતો તેનુ શરીર એક યોજન લાબુ હતું, મોટા પર્વત જેવુ જાડુ હતું, ગુફા જેવુ મુખ ફાડેલુ હતું, ગલોફાં ગુફા જેવા હતાં. ગોપકુમારે તે અજગરને જોઈ ભ્રાંતિથી તેને વૃંદાવનની શોભા

માની લઇ તેના ફાડેલા મુખની સાથે ઉપેક્ષા કરવા લાગ્યા અને તે બાળકો શ્રીકૃષ્ણના મુખને નિહાળતા તાળીયો પાડતા પાડતા અંદર દાખલ થયા. આ પ્રમાણે અજાણ્યા બાળકોની ખોટી વાતો સાંભળી આ રાક્ષસ છે એમ જાણી ભગવાન શ્રીકૃષ્ણે પોતાના મિત્રોને અટકાવવાનો વિચાર કર્યો તેવામા તો તે બાળકો વાછરડાઓની સાથે તે અસુરના ઉદરમા પેસી ગયા પણ તેમને તે ગળી ગયો નહિ, કારણકે તે બક દૈત્યના શત્રુ શ્રીકૃષ્ણના પ્રવેશની વાટ જોતા હતો પછી ભગવાન તે અસુરના મુખમા પેસી ગયા, અને બાળકો, વાછડા અને પોતાની સાથે ભાગીને ભૂકો કરી નાખવાની ઇચ્છાવાળા અઘાસુરના ગળામા વગથી વધ્યા ભગવાનના વધવાથી તે અજગરનું ગળુ કે જે મુખાદિનુ દ્વાર હતુ તે રૂંધાઇ ગયુ, તેની આંખો નીકળી પડી અને તે આમ તેમ તરફડીયા મારવા લાગ્યા અને તેનો પ્રાણ નીકળી ગયો. પછી ભગવાને મરણ પામેલા ગોપકુમારોને અને વાછડાઓને પોતાની અમૃત દૃષ્ટિથી જીવતા કરી, તેઓની સાથે અઘાસુરના મુખમાથી બહાર નીકળ્યા પછી શ્રીકૃષ્ણનો આ મહિમા જાણી સર્વ આશ્ચર્ય પામ્યા પછી વૃંદાવનમા સુકાઇ ગયેલુ એ અદ્ભૂત અજગરનુ ચામડુ ઘણા કાળ સુધી વ્રજવાસીઓને રમવાની એક ગુફા જેવુ થઇ પડ્યુ આવી રીતે બાળકો અને વાછડાને બચાવી શ્રીકૃષ્ણ તેમને યમુનાના તીર ઉપર લાવ્યા પછી સર્વ ભૂખથી અકળાઇ ગયા હોવાથી ત્યા પાણી પીઇ ત્યાજ લીલા ઘાસવાળી જમીનમા બેસી સર્વે આનંદની સાથે ભગવાન સાથે જમવા લાગ્યા. જમતા જમતા સર્વે હસતા હતા, અને એક બીજાને હસાવતા હતા

એવામા વાછડા ઘાસ ખાવાના લોભથી વનમા દૂર ચાલ્યા ગયા તે જોઇ ગોવાળીયા ભયભીત થઇ ગયા. તેથી શ્રીકૃષ્ણે તેમને કહ્યું કે અરે મિત્રો જમો, હું તમારા વાછડાને અહિં લાવુ છુ. એમ કહી શ્રીકૃષ્ણ હાથમાં કોળીયો લઇ પર્વતો, ગુફાઓ અને ગુંજોમા વાછડાને શોધતા આગળ ગયા. આ વખતે બ્રહ્મા પણ આકાશમા ઉભા હતા તે ભગવાનનો મહિમા જોવા માટે એક તરફથી વાછડાને અને બીજી તરફથી ગોવાળીયાઓના બાળકોને લઇ જઇ અંતર્ધાન થઇ ગયા શ્રીકૃષ્ણે વાછડાની ઘણી શોધ કરી પણ વાછડા ન જડવાથી પાછા યમુનાના કિનારા ઉપર આવ્યા તો ત્યા ગોવાળીયાના બાળકો પણ જોયા નહિ એટલે ભગવાન તેમને વનમા શોધવા લાગ્યા પણ તે જડ્યા નહિ એટલે પોતે સમજી ગયા કે આ સર્વ બ્રહ્માએ કર્યું છે. એટલે શ્રીકૃષ્ણ ભગવાને ગોવાળીયાઓને અને વાછડાની માતાઓને અને બ્રહ્માને પ્રસન્ન કરવા માટે પોતાના શરીરમાથી ગોપકુમારો અને

વાછરડા બનાવ્યા, પછી પોતે તે ગોવાળીયા દ્વારા વાછડાઓને બનાવીને પોતાના રૂપ વિહારોથી ક્રીડા કરતા સર્વાત્મા વ્રજમા પધાર્યા, એટલે વેણુનો નાદ સાભળી તેઓની માતાઓ ઉતાવળથી ઉઠી સામી આવી અને પરબ્રહ્મને પુત્ર માની તેમને છાતી સરસા ચાપી ધવરાવવા લાગી. અને શ્રી કૃષ્ણને લાડ લડાવવા લાગી. ગાયો પણ વાછડાને ધવરાવી ચાટવા લાગી. અને વ્રજવાસીઓને પૂર્વે પોતાના પુત્રો કરતા પણ જેવી શ્રીકૃષ્ણ ઉપર અપૂર્વ પ્રીતિ હતી તેવીજ પ્રીતિલતા હમણા પોતાના પુત્રો ઉપર પણ એક વર્ષ સુધી રોજ વધવા માડી હતી. આ પ્રમાણે એક વર્ષ સુધી શ્રી કૃષ્ણ પોતે ગોવાળીયા થઇને વાછરડા તથા ગોવાળીયાના મિષથી વનમા રમ્યા જ્યારે વર્ષ પુરૂ થયુ અને પાચ છ રાત્રી અધુરી હતી ત્યારે અજન્મા ભગવાન બળદેવજી સાથે વાછડાને ચરાવતા તે વનમા હુંગયા હતા તે વખતે છેટે ગોવર્દ્ધન પર્વત ઉપર ગાયો ઘાસ ચરતી હતી, તેઓએ વ્રજની પડોશમા વાછરડાઓને ચરતા દીઠા. ત વાછરડા જોઇ પેલી ગાયોનુ ટોળુ 'હભા હભા' કરતુ પર્વતની નીચેના ભાગમા વાછરડા પાસે આવ્યુ અને તેમને ધવરાવવા લાગી ગોવાળીયાઓએ પોતાના પુત્રોને જોયા વર્ષ પુરૂ થતા બ્રહ્મા ત્યા આવ્યા તો ભગવાનને પોતાના સેવકો સાથે જ પ્રથમની પેઠે એક વર્ષ સુધી ક્રીડા કરતા દીઠા એટલે બ્રહ્મા વિચારમા પડી ગયા કે: ગોકુળમા જેટલા બાળકો છે, તેટલા સર્વ બાળકો તો વાછડાઓની સાથે મારી માયા રૂપી શય્યામા સુતેલા છે અને તે હજી સુધી ઉઠયા નથી. તેટલામા મારી માયાવડે મોહિત થયેલા બીજા આ તેટલાજ બાળકો અને વાછરડાઓ વિષ્ણુની સાથે એક વર્ષ સાથે એક વર્ષ થયા બાળલીલા કર્યા કરે છે તે કુમારો તે ક્યાથી હશે? આમ બ્રહ્માએ ઘણો વિચાર કર્યો પણ ખરા ક્યા ને ખોટા ક્યા તે જાણી શક્યા નહિ આ રીતે વિશ્વને મોહ ઉપજાવનાર મોહ રહિત વિષ્ણુને પોતાની માયાથી મોહ ઉપજાવવા જતાં બ્રહ્મા પોતેજ મોહ પામ્યા પછી બ્રહ્માએ શ્રીકૃષ્ણની સ્તુતિ કરી

**ધેનુકાસુરનો વધ**—એક દિવસે શ્રીકૃષ્ણ વનવિહાર કરવા ગોવાળીયાઓની સાથે બળદેવજી સહિત વેણુ વગાડતા ગાયો લઇ વૃન્દાવનમા પધાર્યા. અને યમુનાના તીર ઉપર ગાયો ચારતા ગોવાળીયાઓ સાથે રમતા હતા. અને ભગવાન ગામડીયાની સાથે ગામડીયાની પેઠે રમતા હતા. શ્રી દામા નામના ગોવાળીયાએ તેમને કહ્યુ કે હે કૃષ્ણ, અહીથી થોડે છેટે તાડની હારોથી ભરપુર એક ઘણુ મોટુ વન છે વનમા ઘણા ફળો પડેલા છે, પણ દુષ્ટ ધનુકાસુર તે ફળોને કોઇને ખાવા દેતો નથી. તે ગધેડાનુ રૂપ ધારણ

કરે છે, મનુષ્યોનો આહાર કરનારા દુષ્ટ દૈત્યથી ડરીને તે વનમાં જતા નથી તેમ પશુ અને પક્ષીઓએ પણ તે વનને તજી દીધું છે એ ફળો ઉત્તમ છે, માટે અમને લાવી આપો. આવું વચન સાંભળી શ્રીકૃષ્ણ અને બળદેવ વનમા પેસીને બે હાથથી તાડોને કંપાવવા લાગ્યા અને મદમત્ત હાથીની પેઠે બળથી તાડના ફળો પાડવા લાગ્યા. ફળો પડતા જોઇ તે દૈત્ય આવ્યો અને બળદેવની છાતીમા પાછલા પગની લાત મારી ભૂકતો ભૂકતો ચારે તરફ ફરવા લાગ્યો પછી વળી તેણે બળદેવ તરફ બે પાછલા પગની પાટુ ફેંકી એટલે બળદેવે એક હાથવડે તેના બે પાછલા પગ પકડીને તેને સારી પેઠે ફેરવ્યો અને તેને તાડના ઝાડ સાથે અફાળ્યો, તેથી ધેનુકાસુર મરી ગયો એટલે તેની જાતના બીજા ગધેડાઓ ક્રોધ કરીને આવ્યા આ શ્રીકૃષ્ણ તથા બળદેવના ઉપર ધસી આવ્યા અને કૃષ્ણ તથા બળદેવે તેમને પાછલા પગે પકડી તાડ સાથે અફાળી મારી નાખ્યા આ પછી નિર્ભય થઇને સવે ફળો ખાવા લાગ્યા. અને પછી ભગવાન શ્રીકૃષ્ણ પોતાના દાસ ગોવાળીયાઓથી ગવાતા બળદેવની સાથે વનમાથી વ્રજમા પધાર્યા.

એક દિવસે શ્રી કૃષ્ણ બળદેવ વિના મિત્રોથી વિંટાઇને યમુનાના તીર ઉપર ગયા હતા. ત્યા ઉનાળાના તડકાથી તપી ગયેલી ગાયો અને ગોવાળીયાઓએ તૃષાથી આતુર થઇને, યમુનાનુ ઝેરથી બગડી ગયેલુ પાણી પીધુ. જેથી તે ગોવાળીયાઓ તથા ગાયો ઝેરવાળુ પાણી પીને તે સર્વે જળની પાસેના ભાગમા પ્રાણરહિત થઇને પડયા તેમને પ્રાણ રહિત થયેલા જોઈ યોગેશ્વર એવા ઈશ્વર શ્રી કૃષ્ણ પોતાની અમૃતને વર્ષાવનારી દૃષ્ટિથી ગોવાળીયા અને ગાયોને જીવતી કરી.

**કાળી નાગને નાથ્યો**—યમુનામા કાલીય નામના નાગનો એક ધરો હતો, જેમા ઝેરરૂપી અગ્નિથી પાણી ઉકળ્યા કરતું હતું અને તે પાણીની ઉપર ઉડતા પક્ષીઓ પણ જેને વિષે પડતા હતા તેઓ ઝેરી પાણી પીવાથી તેમ તે પાણીના બિંદુવાળા પવનનો સ્પર્શ થતા મરી જતા હતા. શ્રીકૃષ્ણ ભગવાન કાલીય નાગને અત્યત વેગવાળા ઝેરથી બળવાળો જાણીને અને તેનાથી યમુનાના પાણી બગડેલાં જોઇને શ્રીકૃષ્ણ મજબુત ભેટવાળી બહુ ઉંચા કદંબના ઝાડ ઉપર ચઢી બે હાથવતી ખભા ઠોકીને પોતે તે ઝેરી પાણીમા પડયા ધરામા પડી પોતે ચારે તરફ હાથવતી તરવા લાગ્યા. તેમની ભુજારૂપી દંડથી ઉછળતા પાણીનો શબ્દ સાંભળી પોતાના ધરાનો પરાભવ થતો જોઈ સર્પ તે સહન ન કરતા ત્યા આવ્યો. અને પાણીમાં વિહાર કરતા કમળના ગર્ભ જેવા ચરણવાળા શ્રીકૃષ્ણને કાલીયનાગે રોષથી

મર્મ ભાગમા કરડી, પોતાના શરીર વતી વિંટાઇ તેને ઢાંકી દીધા આ વખતે તેમને સર્પથી વિંટાયલા જોઇ તેમના પ્રિય મિત્રો ગોવાળીયાઓ દુ:ખ તથા શોકથી રડવા લાગ્યા પછી ભગવાન બે ઘડી સુધી વિંટાયલા રહી પછી તરત સર્પના બંધનમાથી છુટા થયા. ભગવાને પોતાનુ શરીર વધારવા માડ્યુ તેથી સર્પના શરીરમા પીડા થવા માડી, એટલે સર્પે ભેરવેલી ચૂડ છોડી દેઇ ભગવાનને છુટા કર્યા અને ક્રોધ કરી ફેણ ઉચી કરી ફુફાડા મારતો ભગવાનની સામે દૃષ્ટિ કરીને ઉભો રહ્યો આ વખતે તેના નાકના છિદ્રમા ઝેર આવી રહ્યું હતું. તાવડાના સરખી ધગધગતી તેની આંખો સ્થિર હતી અને બે શિખાવાળી જીભથી બે ગલોફાને ચાટતો હતો તેની દૃષ્ટિ અતિ ભયકર ઝેરરૂપી અગ્નિથી ભરેલી હતી ક્રીડા કરતા ભગવાન ગરુડની પેઠે તેની આસપાસ ફરતા હતા અને સર્પ પણ લાગ સાધતો ભગવાનની આસપાસ ફરતો હતો આમ ફરવાથી નિર્બળ થઇ પડેલા ઉચી ફેણોવાળા તે સર્પને નમાવીને આદિ પુરુષ એવા ભગવાન તે સર્પની મોટી ફેણો ઉપર ચઢી ગયા, અને અખીલ કળાના આદિ ગુરુ ભગવાન તે સર્પની ફેણાઓ ઉપર નાચવા માડ્યા, જેને સો મુખ્ય મસ્તકો હતા એવો કાલીય નાગ આયુષ્ય ક્ષીણ થયા છતા પણ પાણીમા ફરતો હતો. ભગવાન તેના માથાને પગની લાત મારીને નમાવતા હતા અને તે સર્પ મુખમાથી તથા નાકમાથી લોહી ઓકતો મહા દુ:ખ પામતો હતો કાલીય નાગને પીડાતો જોઇ તેની સ્ત્રીઓ ભગવાનને શરણે આવી, અને બે હાથ જોડી પોતાના પુત્રોને ભગવાનની આગળ મૂકીને પોતાના પતિનો છુટકો કરાવવાની ઇચ્છાથી ભગવાનને શરણે ગઇ, અને ભગવાનની સ્તુતિ કરવા લાગી. એટલે ભગવાને મૂર્છિત થયેલા નાગને છોડી દીધો, એટલે થોડીવારે તે સાપ સાવધાન થઇ શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો કે હે ભગવાન! અમે સર્પ જન્મથીજ ઘણા ક્રોધી છીએ, તે તમારી માયાને કેવી રીતે ત્યજીયે. માયા તજવામા સર્વજ્ઞ એવા આપજ કારણ છો. માટે અમને અનુગ્રહ કે નિગ્રહ જે કરવો ઘટે તે કરો.

પછી શ્રીકૃષ્ણે તેને કહ્યું કે હે સર્પ! તારે અહિં રહેવુ નહિ. પણ તું તારા સબંધીયો અને સ્ત્રીયો સાથે સમુદ્રમા જા. તારે આ મનુષ્યો અને ગાયોને વિહાર કરવાના આ ધરામા રહેવુ નહિ આ પ્રમાણે તે કાલીય નાગને ધરામાથી કહાડી મૂકી શ્રીકૃષ્ણ ધરામાથી બહાર નીકળ્યા, તેમને જોઇ સર્વ ગોવાળીયાઓ આનદમા આવી જઇ તેમને ભેટવા માંડ્યા. પછી યમુનાના તીરના વૃક્ષો નવપલ્લવ થયા, અને દિવસના શ્રમથી થાકી

ગયેલા વ્રજવાસીઓએ રાત્રી ત્યા યમુના નદીના તીર ઉપર ગાળી. ગ્રીષ્મ ઋતુ હોવાથી અર્ધી રાત્રે વનમા ચારે તરફ દાવાનલ સળગી ઉઠયો અને નિદ્રાવશ થયેલા વ્રજવાસીના સમૂહને ચારે તરફથી ઘેરી લઇ બાળવા લાગ્યો. દાવાનલથી વ્રજવાસીઓ ગભરાટમા પડી ગયા, અને શ્રી કૃષ્ણ ભગવાનને શરણે ગયા, જેથી ભગવાન શ્રીકૃષ્ણ તે મહાભયકર દાવાનળનુ પાન કરી ગયા, પછી સર્વ ગોવાળીયાઓ શ્રી કૃષ્ણ સાથે વ્રજમા પેઠા.

પ્રલબાસુરનો વધ—ગ્રીષ્મ ઋતુમા ભગવાન બળદેવજી સાથે વૃન્દાવનમા રહેતા હતા, અને ગાયોના ધણોથી ગોવાળીઓ સાથે વેણુ વગાડતા ત્યા વિહાર કરવા લાગ્યા ત્યા ઘણી જાતની રમતો રમતા હતા, અને નદીઓ, પર્વતોની ગુફાઓ, કુજો, વનો અને સરોવરમા ફરતા હતા ત્યા બન્ને ભાઇઓ ગાયો ચારતા હતા એક દિવસે પ્રલબ નામનો અસુર તે બન્ને ભાઇઓનું હરણ કરવાની ઇચ્છાથી ગોવાળીયાઓનુ રૂપ ધરીને ત્યા આવ્યો

શ્રીકૃષ્ણ ભગવાન તો સર્વજ્ઞ હતા તે પ્રલબાસુરને જાણતા હતા, તો પણ તેનો નાશ કરવાનો વિચાર કરી તેની સાથે મિત્રતા કરી. પછી એક તરફ કૃષ્ણ અને એક તરફ બળદેવજી અને બન્ને સાથે થોડા થોડા ગોવાળીયાઓ હી બે પક્ષ થઈ રમવા લાગ્યા, અને એક બીજાને ઉપાડવાની રમતો રમવા લાગ્યા શ્રીકૃષ્ણે શ્રીદામાને ઉપાડયો, ભદ્રસેને વૃષભને ઉપાડયો અને પ્રલબાસુરે રોહિણીના પુત્ર બળદેવજીને ઉપાડયા. બળદેવને ઉપાડીને ચાલતા મહા દૈત્ય પ્રલબાસુરે વિચાર કર્યો કે શ્રીકૃષ્ણ મહા બળવાન છે, તેથી તેમની દૃષ્ટિ ચુકવવા માટે ઉતાવળો ઉતાવળો આગળ ચાલ્યો ગયો. રાક્ષસે આગળ જઈ રાક્ષસનુ શરીર ધારણ કર્યું તે જોઇ બળદેવજી જરા ત્રાસ પામ્યા પણ પોતાના સ્વરૂપનુ ભાન આવતા બળદેવજી નિર્ભય થયા, અને આકાશ માર્ગે પોતાને હરી જતા તે રાક્ષસના માથામા બળદેવજીએ ક્રોધ કરીને કઠીન મુઠીનો પ્રહાર કર્યો પ્રહાર કરતાજ અસુરનુ માથુ ફાટી ગયુ તેથી તે બેભાન થઇ લોહી ઓકવા લાગ્યો, અને તે દૈત્ય પ્રાણ રહિત થઇ નીચે પડયો તેને મારી બળદેવજી શ્રીકૃષ્ણ પાસે ગયા અને સઘળા ગોવાળીયાઓ સાથે આનદ કરવા લાગ્યા. એક દિવસે ગોવાળીયાઓ રમતા હતા ત્યારે ગાયો ઘણે દૂર જગલમા પેસી ગઇ. અને ઢોરો ખોવાયાથી શ્રીકૃષ્ણ, બળદેવ સાથે ગોવાળીયાઓ તેમને ખોળવા લાગ્યા. આગળ મુજના વનમા જતા ગાયો જડી, તેમને લઇ પાછા આવતાં વનમા ચારે તરફ મોટો દાવાનલ સળગી ઉઠયો અને પવનના જોરથી સર્વનો સહાર

કરવા લાગ્યો. આથી ગોવાળીયાઓ શ્રીકૃષ્ણને શરણે ગયા. એટલે શ્રીહરિએ કહ્યું. તમે ડરો નહિ, તમારી આંખો મીંચી જાઓ એટલે તે ગોવાળીયા તો આંખો મીંચી ગયા એટલે યોગીઓના ઈશ્વર ભગવાન શ્રીકૃષ્ણ મુખદ્વારા ભયંકર અગ્નિને પી ગયા, અને ગોવાળીયાઓને કષ્ટમાંથી મુક્ત કર્યાં, અને આગળ ભાડીર વનમા પહોચાડી દીધા પછી આંખો ઉઘાડી તો સર્વે બીજા વનમા આવેલા જોઇ ખુશી થયા. પછી ભગવાન બંસીનો નાદ કરતા બળદેવજી અને ગોવાળીયાઓ સાથે સાંજે ગોકુળમા પધાર્યા

વૃંદાવનમા ભગવાને ગોવાળીયાઓ તથા ગાયોની સાથે પ્રવેશ કરીને, ગાયો ચારતા બંસીનો નાદ કર્યો બંસીનો નાદ સાંભળી કેટલીક વ્રજની નારીઓ પોતાની સખીઓ સાથે તે બંસીના નાદનુ વર્ણન કરવા માંડી તે કહેતી કે શ્રીમુખના દર્શન કરવા એજ આંખોનુ ફળ છે માગશર મહિનામા વ્રજની કુમારિકાઓ હવિષ્યાન્ન ખાઈ કાત્યાયનીનુ પૂજન કરીને સૌભાગ્ય વ્રત કરતી હતી કેટલાક દિવસે તે કુમારિકાઓ ન્હાવા માટે નદીના તીર ઉપર આવી અને દરરોજની માફક યમુનાના તીર ઉપર વસ્ત્રો ઉતારીને શ્રીકૃષ્ણની લીલાઓ ગાતી ગાતી હર્ષ ભેર યમુનાજીના પાણીમા ન્હાવા માંડી શ્રીકૃષ્ણ મિત્રોથી વિંટળાઇ ત્યા આગળ આવ્યા અને તે કન્યાઓનાં વસ્ત્રોને લઇને હસતા બાળકો સાથે પોતે પણ હસતા થકા તરત કદંબના ઝાડ ઉપર ચઢી ગયા, અને ઉપહાસ કરતા બોલ્યા કે અરે, અબળાઓ તમે અહીં આવી પોતપોતાના વસ્ત્રો ઇચ્છા પ્રમાણે લઇ જાઓ, કારણ તમે વ્રત કરીને થાકી ગયેલ છે માટે હે સુંદર કટિવાળી સ્ત્રીઓ ! તમે એક એક સઘળી એક સાથે જ આવીને તમારા વસ્ત્રો લઈ જાઓ.

ભગવાને આમ કરેલી મશ્કરી સાંભળીને પ્રેમ રસમા ડુબી ગયેલી ગોપ કુમારીકાઓ લજાઈ ગઇ અને એક બીજીની સામુ જોઇ હસવા માંડી, પણ પાણીમાથી બહાર નીકળી નહિ અને ટાઢા પાણીમા ગળા સુધી ડુબેલી તે મુગ્ધ કુમારિકાઓ ભગવાનને કહેવા લાગી કે અરે કૃષ્ણ, અન્યાય ન કરો. તમે નંદરાયના પુત્ર છો, તે અમે ઓળખીએ છીએ, અમને ટાઢ વાય છે માટે અમારા વસ્ત્રો આપો, અમે તમારી દાસીઓ છીએ, તમારી આજ્ઞા ઉઠાવવાને તૈયાર છીએ, અમારા વસ્ત્રો અમને આપી દો. નહિ તો અમે કંસરાયને કહી દઈશું.

કૃષ્ણે કહ્યુ તમે જો મારી દાસીઓ હો, અને મારી આજ્ઞાનુ પાલન કરતી હો તો તમે અહિં આવી પોતપોતાના વસ્ત્રો લઈ જાઓ એવી સર્વે કન્યાઓ જળાશયમાથી બહાર નીકળી વસ્ત્રોને લઈ ગઇ પછી તે કુમારિ-

કાઓ પોતાની કામનાઓ મેળવીને ભગવાનના ચરણારવિંદનું ધ્યાન કરતી ઝાંડમાડ વ્રજમા ગઈ પછી ભગવાન ગોવાળીયાઓ સાથે ગાયો ચારતા ચારતા દૂર નીકળી ગયા, પછી ગાયો ચારી, તેમને નદીમા પાણી પાયુ. પછી ગોવાળીયાઓ ભૂખ્યા થયા એટલે તેમને કહ્યું કે હમણા વેદ જાણનારા બ્રાહ્મણો સ્વર્ગ મેળવવાની ઇચ્છાથી આગીરસ નામનો યજ્ઞ આરંભી બેઠા છે તે દેવયજ્ઞમા અમારી આજ્ઞાથી જાઓ અને ત્યા જઇ મારા ભાઈનું તથા મારૂ નામ લઇ બ્રાહ્મણોની પાસેથી ખાવાનુ માગી લ્યો આથી ગોવાળીયાઓ બ્રાહ્મણો પાસે જઇ બે હાથ જોડી શ્રીકૃષ્ણ અને બળદેવજી માટે ખાવાનુ માગવા લાગ્યા પણ બ્રાહ્મણોએ કાઇ સાભળ્યુ નહિ એટલે તેમણે શ્રીકૃષ્ણ પાસે જઇ તે વાત કહી એટલે તેમને બ્રાહ્મણોની સ્ત્રીઓ પાસે જવાની આજ્ઞા કરી એટલે ગોવાળીયાઓ બ્રાહ્મણોની સ્ત્રીઓ પાસે ગયા અને ખાવાનુ માગ્યું એટલે ભગવાનના દર્શન કરવાની ઉત્કંઠા ધરાવનારી તે સ્ત્રીઓ અનેક પ્રકારનુ ભોજન લઈ ભગવાન પાસે ગઇ અને ભગવાનને નમસ્કાર કરી ભોજન આપ્યુ પછી ભગવાને તેમને ઘેર જવાની રજા આપી

**ગોવર્દ્ધન પર્વતનો ઉત્સવ**—ભગવાન શ્રીકૃષ્ણ બળદેવજી સાથે વ્રજમા રહેતા હતા, તેમણે ગોવાળીયાઓને ઇંદ્રિયાગ કરવા માટે ઉદ્યમ કરતા દીઠા એટલે ભગવાને નદરાય વિગેરેને પૂછ્યુ કે હે પિતાજી, તમે આજે મોટા યજ્ઞ કરવાનો ધામધૂમ કરવા માડી છે તે યજ્ઞનુ ફળ શુ? અને કયા દેવતાને ઉદ્દેશીને તે યજ્ઞ કરવામા આવે છે તે કહો ત્યારે નદરાયે કહ્યુ કે: આ યજ્ઞ પરપરાના આચાર પ્રમાણે કરવામા આવે છે ભગવાન ઇંદ્ર એ મેઘનું રૂપ છે અને સઘળા મેઘો તેની પોતાની જ મૂર્તિઓ છે તે મેઘો પ્રાણીઓને પોષણ કરનારૂં તથા જીવાડનારૂ પાણી ચોતરફ વર્ષાવે છે માટે અમે મેઘોના અધિપતિ ઇંદ્રનુ યજન કરીએ છીએ. આ સાભળી શ્રીકૃષ્ણ ઇંદ્રના ઉપર ક્રોધ કરતા પિતાને કહેવા લાગ્યા કે પ્રાણી પોતાના કર્મવડે ઉત્પન્ન થાય છે, અને કર્મવડે નાશ થાય છે કર્મથીજ ફળની સિદ્ધિ થાય છે તેથી ઇંદ્રનુ શુ પ્રયોજન છે! કર્મના ફળને મિથ્યા કરવા ઇંદ્ર પણ શક્તિમાન નથી સર્વ વિશ્વ પૂર્વ જન્મના સસ્કારને આધીન છે, પ્રાણી કર્મવડે ઉંચા નીચા દેહને પામે છે અને કર્મવડે તેનો ત્યાગ કરે છે માટે જે કહો તે કર્મ છે આપણે વનવાસી છીએ માટે આપણે ઇંદ્રાદિ દેવતાઓની જરૂર નથી માટે આપણે તો ગાયોનો, બ્રાહ્મણોનો તથા પર્વતોનો યજ્ઞ કરવો અને ઇંદ્રના યજ્ઞ માટે જે સામગ્રીઓ તૈયાર કરી છે, તેનાથી આ યજ્ઞ કરો સર્વ સામગ્રી, ગાયોનુ દૂધ, બ્રાહ્મણો દ્વારા અગ્નિમાં હોમ

કરવો, બ્રાહ્મણોને ઘણી જાતનું અન્ન ગાયો અને દક્ષિણા આપો, ગાયોને ઘાસ નાખો, ગોવર્દ્ધન પર્વતને બળી અર્પણ કરો અને પછી ભોજન કરો. પછી ગાયો, બ્રાહ્મણ અને અગ્નિથી પ્રદક્ષિણા કરો

ભગવાને ઇંદ્રનો ગર્વ હરવાની ઇચ્છાથી જે વાત કરી તે વાત નંદાદિક ગોવાળીયાઓએ સારી રીતે ગ્રહણ કરી અને ભગવાનના કહેવા પ્રમાણે પર્વતો બ્રાહ્મણો સર્વને બળી આપ્યા ગાયોને ઘાસ નાખ્યુ અને સર્વેએ ગાયો સાથે પર્વતની પ્રદક્ષિણા કરી.

**શ્રીકૃષ્ણે ટચલી આંગળીએ ગોવર્દ્ધન પર્વતને ઉપાડીને ગોકુળની રક્ષા કરવી**—ઇંદ્રે પોતાની પૂજાનો લોપ થયો જાણી નંદાદિક ગોવાળીયાઓ ઉપર કોપ કર્યો અને કોપી ઉઠેલા ઇન્દ્રે પ્રલય કરનારા મેઘોના સાંવર્તક નામના ગણને વ્રજની ઉપર મુશળ ધારાથી વરસવા માટે આજ્ઞા કરી અને હું ઇશ્વર છુ એવુ અભિમાન રાખનારા ઇન્દ્રે પોતાના ગણોને કહ્યુ કે વનમા રહેનારા ગોવાળીયાઓ કૃષ્ણ નામના મનુષ્યનો આશ્રય કરી દેવોનું અપમાન કર્યું છે માટે તમે તેમના મદને ઉતારો અને ઢોર ઢાખરનો સહાર કરો હું પણ તમારી પાછળ આવુ છુ ઇંદ્રે આવી આજ્ઞા કરી એટલે મેઘો પોતાના બધો છુટા મુકીને વેગથી જળની ધારાઓ વડે નદના ગોકુળને પીડવા માડયા એટલે સર્વ દુખી થવા લાગ્યા એટને શ્રી કૃષ્ણે ગોવર્દ્ધન પર્વતને પોતાની ટચની આગળી વડે ઉપાડી છત્રની પેઠે તોળી રાખ્યો અને નીચે સર્વ ગોવાળીયાઓ, ગોપીઓ અને ગાયોને રાખી તેમનુ રક્ષણ કર્યું એટલે ઇંદ્રનો ગર્વ ઉતર્યો અને કૃષ્ણની સ્તુતિ કરી વર સાદ શાન થયો, અને નદીઓના પાણી ઉતરી ગયા એટલે ગોવાળીયાઓ ગાયોને લઈ પર્વતની ગુફામાથી બહાર નીકળ્યા. એટલે ભગવાને ગોવર્દ્ધન પર્વતને તેને ઠેકાણે મુકી દીધો, એટને પ્રસન્ન થયેલા વ્રજવાસીઓ પ્રેમના આવેશથી પાસે આવી શ્રી કૃષ્ણને ભેટી પડયા અને આશીર્વાદ આપવા લાગ્યા. પછી સવ ગોવાળીયાઓ શ્રીકૃષ્ણ બળદેવ સાથે વ્રજમા ગયા આ પ્રમાણે ભગવાને ગોવર્દ્ધન પર્વતને ધારણ કરીને વરસાદથી વ્રજની રક્ષા કરી એટલે કામધેનુ તથા ઇંદ્ર ગોલોકમાથી શ્રીકૃષ્ણની પાસે એકાંતમાં આવ્યા અને શ્રીકૃષ્ણના ચરણનો સ્પર્શ કરી બે હાથ જોડી સ્તુતિ કરી અને કામધેનુએ પોતાના દુધથી ભગવાનને અભિષેક કર્યો. અને ઇંદ્રે આકાશ ગગાના પાણીથી ભગવાનને અભિષેક કરી તેમનુ નામ ગોવિંદ પાડયુ

**નંદરાયને શ્રીકૃષ્ણે વરુણ લોકમાથી પાછા આણ્યા**—નંદરાયે એકાદશીને દિવસે નિરાહાર રહીને નારાયણનુ પૂજન કર્યું અને બારમને

દિવસે વ્હેલા ઉઠી ન્હાવા માટે યમુનાના જળમા ઉતર્યા એટલામાં વરૂણનો સેવક એક દૈત્ય તેમને વરૂણ દેવની પાસે લઇ ગયો. ગોવાળીયાઓએ નાહીને આમતેમ જોયુ તો નદરાયને દીઠા નહિ એટલે બૂમો પાડવા લાગ્યા. એવામા ભગવાન શ્રીકૃષ્ણ ત્યા આવ્યા અને વરૂણ પાસે જઈ પોતાના પિતા નદરાયને લઈ યમુનાના તીર ઉપર આવ્યા જેથી સર્વે ખુશી થયા

**શ્રીકૃષ્ણે વૃંદાવનમાં કરેલી રાસક્રીડા**—એક વખતે વનમા ચદ્રને ખીલેલો જોઈ શ્રીકૃષ્ણે સ્ત્રીઓના મનને હરણ કરે તેવુ મધુર ગાન ગાવા માડયુ તે ગીત સાભળી વ્રજનારીઓ ઉતાવળી ઉતાવળી ભગવાન પાસે આવી કેટલીક ઘરનુ કામ મૂકી, ગાયો દહોવાનુ અધુરૂ મૂકી ત્યા આવી. આ વેળા તે સ્ત્રીઓને તેમના પતિઓએ ભાઇઓએ વારી પણ પાછી વળી નહિ. તેમને આવેલી જોઇ ભગવાને તેમને વ્રજમા પાછી જવા કહ્યું, એ સાંભળી ગોપીઓ ખિન્ન થઇ ગઇ અને કહેવા લાગી કે હે પ્રભુ! આપે આમ કઠોર વચન કહેવુ યોગ્ય નથી કારણ અમે સર્વ વિષયોનો ત્યાગ કરીને તમારાં ચરણનુ સેવન કરીએ છીએ. તમે અમારો ત્યાગ ન કરો. ગોપીઓ કરગરવા માડી એટલે દયાથી શ્રીકૃષ્ણ ગોપીઓને રાસ રમાડવા લાગ્યા સેકડો સ્ત્રીઓના ટોળાના અધિપતિ શ્રીકૃષ્ણ ઉચે સ્વરે ગાતા ગાતા, વનને શોભાવતા ચારે તરફ ફરતા હતા અને સ્ત્રીઓ તેમના યશનુ ગાન કરતી હતી પોતે ફરતા ફરતા યમુનાના તીર ઉપર આવ્યા અનેત્યા વિહાર કરવા લાગ્યા, અને ગોપીઓને રમાડવા લાગ્યા એટલે ગોપીઓ પોતાને સર્વ સ્ત્રીઓ કરતા ઉત્તમ માનવા લાગી જેથી તેમના મદને ઉતારવા ભગવાન ત્યાજ અતર્ધાન થઈ ગયા

ભગવાન અતર્ધાન થવાથી ગોપીઓ સતાપ કરવા લાગી પછી ગોપીઓ 'હું કૃષ્ણ છુ' એમ માની પરસ્પર વિનોદ કરવા લાગી અને ભગવાનના ગીત ગાવા લાગી અને ભગવાનને શોધતી વિહ્વલ થઇ ફરવા લાગી. પણ કૃષ્ણ ન મળવાથી તે પાછી યમુના નદીના તીર ઉપર આવી. સર્વે ભગવાન આવવાની વાટ જોતી ભગવાનના ગીત ગાવા લાગી અને રાગ કહાડી રડવા લાગી એટલામા ભગવાન શ્રીકૃષ્ણ હસતે મુખે વિલાપ કરતી ગોપીઓની વચ્ચે પ્રકટ થયા જેથી સર્વ ગોપીઓ આનદવડે પરમ સુખ પામી. એ પછી ભગવાન સર્વ સ્ત્રીઓને સાથે લઇ યમુનાના તીર ઉપર પધાર્યા, અને ત્યા બેસી વાર્તાલાપ કર્યો પછી પ્રસન્ન થયેલી અને એક બીજાના હાથ ઝાલીને ઉભી રહેલી સ્ત્રી રત્ન રૂપ ગોપીઓની સાથે ભગવાને રાસક્રીડાનો આરભ કર્યો સર્વ ગોપીઓ મડળાકાર ગોઠવાઇ ગઇ. યોગેશ્વર

શ્રીકૃષ્ણ ભગવાને યોગના પ્રભાવથી બબ્બે ગોપીઓની વચ્ચે પ્રવેશ કરીને બન્ને ભાગ ઉપર ઉભેલી ગોપીઓના કંઠોનુ આલિંગન કર્યું. અને સર્વ ગોપીઓ ભગવાન પોતાની પાસે છે એમ માનવા લાગી. આ પ્રમાણે ગોપીઓના મંડળથી શોભાયમાન રાસક્રીડા શરૂ થઈ ભગવાન આત્મારામ હતા તો પણ જેટલી વ્રજની નારીઓ હતી, તેટલા પોતાનાં સ્વરૂપ કરીને ભગવાન તેઓની સાથે લીલા કરતા થકા રમવા લાગ્યા પછી થાકી ગયેલા ભગવાન ગોપીઓની સાથે શ્રમ દૂર કરવા માટે પાણીમા પેઠા અને ત્યાં જળ ક્રીડા કરવા લાગ્યા. આ પ્રમાણે સત્ય કામનાવાળા સ્રીસમૂહ જેમના ઉપર પ્રીતિ ધરાવતો હતો તથા જેમણે પોતાના વીર્યને પોતાને વિષે રોકી રાખ્યુ હતું એવા ભગવાન રાત્રીએ શરદ ઋતુમા કરવા યોગ્ય શૃંગાર રસની સર્વ ક્રીડાઓ કરવા લાગી પછી પાછલી બે ઘડી રાત્રી રહી ત્યારે ગોપીઓ પોતપોતાને ઘેર ગઈ, આ રીતે ભગવાને કામનો પરાજય કરવા માટે રાસક્રીડા કરી હતી

**અજગર મોક્ષ અને શંખચુડનો વધ**—એક દિવસે ગોવાળીઆઓ ગાડામા બેસી અંબિકા વનમા ગયા. ત્યા સરસ્વતી નદીમા ન્હાઈ, શંકરનું તથા અંબિકા દેવીનુ પૂજન કર્યું. પછી નંદ, સુનંદ વિગેરે ગોવાળો જળપાન કરી યમુનાના તીર ઉપર રાત્રી રહ્યા તે વખતે કોઇ ભૂખ્યો મોટો અજગર રાત્રે વનમા આવ્યો અને સુતેલા નંદરાયને ગળવા લાગ્યો. જેથી નંદરાયે બૂમો પાડી એવામા શ્રી કૃષ્ણે આવી અજગરને પગ અડાડયો. એટલે તે સર્પનુ સ્વરૂપ છોડી વિદ્યાધરનુ રૂપ ધારણ કરી બોલ્યો કે' આપના ચરણના સ્પર્શથી મારૂં પાપ નાશ પામ્યુ છે. એ પછી નંદરાય બચી ગયા અને અજગર વિદ્યાધરનુ રૂપ લઇ સ્વર્ગમા ગયો પછી ગોવાળો વ્રજમા આવ્યા. એક વખતે શ્રીકૃષ્ણ અને બળદેવ વનમા વ્રજની નારીઓ વચ્ચે રમતા હતા તે વખતે પ્રેમથી બંધાયલી ગોપીઓ ભગવાનનાં ગીત ગાતી હતી એટલામા ત્યાં આગળ શંખચૂડ નામનો કુબેરનો એક અનુચર યક્ષ આવ્યો, અને તરત ગોપીઓને ઉપાડી ઉત્તર દિશામા જવા લાગ્યો એટલે ગોપીઓ ચીસો પાડવા લાગી તે જોઇ બન્ને ભાઇ તે યક્ષની પાછળ દોડયા અને યક્ષને પકડી પાડયો. અને શ્રીકૃષ્ણે તેને મુઠીના મારથી મારી નાખી તેના માથાનો મણિ લઇ લીધો. અને ગોપીઓને છોડાવી.

**કંસે શ્રીકૃષ્ણ તથા બળદેવને બોલાવવા અક્રૂરને કરેલી આજ્ઞા.** એક વખતે અરિષ્ટ નામનો અસુર બળદનુ રૂપ લઇ વ્રજમા આવ્યો. આ વિકાળ બળદને જોઇ ગોપીઓ તથા ગોવાળીયાઓ બીવા માંડયા, જેથી શ્રી

કૃષ્ણ તે અસુરની સામે આવી ઉભા એટલે તે ગુસ્સે થઇ શિંગડાંની અણી-ઓ આગળ રાખીને ભગવાન ઉપર ધસી આવ્યો પણ ભગવાને તેના શિંગડા ઝાલીને તેને ભૂમિ ઉપર નાંખી તેને પગથી દબાવી એવો કચર્યો કે તે યમ-લોકમા ગયો. પછી ભગવાન વ્રજમા આવ્યા

તે પછી નારદે કંસની પાસે આવીને કહ્યુ કે પેલી દેવકીની જે દીકરી હતી તે યશોદાની પુત્રી હતી તથા શ્રીકૃષ્ણ દેવકીના પુત્ર છે અને બળરામ રોહિણીના પુત્ર છે અને વસુદેવે ભયને લીધે તેમને પોતાના મિત્ર નંદને ત્યા મોકલ્યાં છે એ બન્નેએ તારા સેવકોનો નાશ કર્યો છે. આ સાંભળી કંસ બે-ભાન થઈ ગયો અને તેણે વસુદેવનો નાશ કરવાની ઇચ્છાથી સજ કરેલી તલવાર હાથમા લીધી એટલે નારદે કહ્યુ કે વસુદેવને જો તું મારીશ તો તેના પુત્રો નાશી જશે, માટે હમણા વસુદેવને ન મારતો પછી કંસે વસુદેવના પુત્રોને પોતાના મૃત્યુરૂપ સમજી વસુદેવને તથા દેવકીને લોઢાની બેડીઓથી કેદ કર્યા. પછી દેવર્ષિ નારદના ગયા પછી કંસે કેશી દૈત્યને બો-લાવીને કહ્યુ કે તારે કૃષ્ણનો તથા બળદેવનો નાશ કરવો પછી મુષ્ટિક વિગેરે મલોને બોલાવી કહ્યુ કે બળદેવ તથા શ્રીકૃષ્ણ બન્ને અહીં આવે તો તમારે મલની રમતથી તેમનો નાશ કરવો.

પછી કંસે અક્રુરને બોલાવી કહ્યુ કે તમે નંદના વ્રજમાં જાઓ અને ત્યા વસુદેવના બે પુત્રો રહે છે તેમને રથમાં બેસાડી અહીં લાવો એ બને-ને હાથે મારૂં મરણ નિર્માણ થયુ છે માટે હું તેમને અહી લાવશો એટલે હાથીથી મરાવી નાખીશ, પછી વસુદેવ અને બીજા મારા શત્રુઓને મરાવી નાખીશ પછી જરાસંધ મારો સસરો છે તે તેમજ બાણાસુર વગેરે મારા સ્નેહીઓની સહાયતાથી હું પૃથ્વીનુ રાજ્ય કરીશ. માટે તમે બંને બાળ-કોને ધનુર્યાગ જોવાના મિષથી તથા મથુરાપુરીની શોભા જોવાના મિષથી ઝટ અહીં તેડી લાવો આ સાંભળી અક્રુર બોલ્યા, હે રાજા, તમારો વિચાર સારો છે, હું તમારી આજ્ઞા પ્રમાણે કરીશ.

**કૃષ્ણે કેશી તથા વ્યોમાસુરનો નાશ કરવો**—કંસે મોકલેલો કેશી દૈત્ય ઘોડાનુ રૂપ લઈ વ્રજમા ગયો તેને આવેલો જોઈ ભગવાન તેની પાસે ગયા એટલે દૈત્યે ક્રોધથી ભગવાન ઉપર ધસી જઇ પાછળથી બે લાતો મારી એટલે ભગવાને તેને પાછલા પગેથી પકડી ખૂબ ફેરવી તેને દૂર ફેંક્યો. વળી પાછો તે કેશી મુખ ફાડી સામો ધસી આવ્યો એટલે ભગવાને તેના મોમા ડાબો હાથ ઘાલ્યો એટલે તેના દાંત પડી ગયા અને પણ ફેલાઇ ગયુ જેથી મરી ગયો આ અરસામા નારદે ભગવાનને જઈ કહ્યુ કે હે કૃષ્ણ ! આપ

સર્વ પ્રાણીઓના આત્મારૂપ છો, આપ હમણા રાક્ષસોનો નાશ કરવા માટે અને ધર્મ મર્યાદાનુ રક્ષણ કરવા માટે અવતર્યા છો. આપ આવતે પરમ દિવસે ચાણુર આદિ મલ્લોને, હાથીને અને કંસને પણ મારશો તે હું જોઇશ અને બીજા અનેક પરાક્રમો કરશો આપને હું પ્રણામ કરૂ છુ પછી નારદ ત્યાંથી ગયા, અને ભગવાન કેશી દૈત્યનો નાશ કરી પશુઓનુ પાલન કરવા લાગ્યા. એક દિવસે ગોવાળો પર્વતના શિખર ઉપર ઢોર ચારતા હતા અને રમતા હતા. એવામા મોટી માયાવાળો મયદાનવનો પુત્ર વ્યોમાસુર ગોવાળીયાનો વેશ લઇને આવ્યો અને તે ચોર બનીને ઘણા ગોવાળીયાઓને હરી ગયો છેવટે ચાર પાચ જ ગોવાળો રહ્યા. ભગવાને તેનુ તે કામ જોઇ સિંહ જેમ નહારને પકડી પાડે તેમ ગોવાળીયાને હરી જતા તે દૈત્યને બળથી પકડી પાડયો અને બે હાથવતી પકડી પૃથ્વી ઉપર પછાડી મારી નાખ્યો અને તેણે ગુફામા સતાડેના ગોવાળીયાઓને બહાર કાઢયા પછી વ્રજમા ગયા.

કંસની આજ્ઞા પ્રમાણે અક્રુર બીજે દિવસે રથમા બેસી ગોકુળમા ગયા અને ત્યા જઈ શ્રીકૃષ્ણ બળદેવને માષ્ટાગ દડવતપ્રણામ કર્યા પછી અક્રુરને જમાડી સારી રીતે સત્કાર કર્યો પછી ભગવાને પૂછ્યુ કે હે કાકા! તમે કેમ આવ્યા છો? ત્યા સર્વ ખુશી છે? આ સાભળી અક્રૂરે કહ્યુ કે કંસે મને અહિ તમને તેડવા સારૂ મોકલ્યો છે એથી ભગવાન હસ્યા. પછી બીજે દિવસે સર્વ ગોવાળો સાથે મથુરામા જઇ ધનુર્યાગ જોવાનો નિશ્ચય કર્યો ભગવાનને મથુરા જવાની વાત સાભળી સર્વ ગોપીઓ ઉદાસી થઇ ગઇ અને રડવા લાગી સહવારે અક્રુરે રથ જોડાવ્યો નદાદિક ગોવાળો ભેટો લઇ ગાડાં જોઇ મથુરા જવા તૈયાર થયો. શ્રીકૃષ્ણે ગોપીઓને હું હમણા આવીશ એમ દૂત દ્વારા કહેવરાવી સતોષ પમાડી રથમા બેસાડી બળદેવ સાથે મથુરાં તરફ ચાલ્યા. ભગવાન શ્રી કૃષ્ણ અને બળદેવ અક્રુરની સાથે રથમા બેસી યમુના નદી ઉપર આવી પહોચ્યા ત્યા શ્રી કૃષ્ણ બળદેવ સાથે નાહ્યા પછી રથમાં બેઠા અક્રુરજી તે બન્નેને રથ ઉપર બેસાડી તે બન્નેની રજા લઇ યમુનાના ધરામા આવ્યા અને ત્યા આગળ સ્નાન કરી પાણીમા ડુબકી મારી ગાયત્રી મત્રનો જપ કરવા માડયો એટલામા અક્રુરે બળભદ્ર તથા શ્રીકૃષ્ણ બન્નેને પાણીમા સાથે દીઠા. એટલે તેમને વિચાર થયો કે વસુદેવના બન્ને પુત્રો તો રથમા બેઠા છે તે અહિ ક્યાથી! વળી તે રથમા જોઇ આવ્યા તો ત્યાં પણ દીઠા, વળી પાણીમા આવી ડુબકી મારી તો પાણીમાં ભગવાન શેષનાં દર્શન થયા અને તે શેષ નાગના ખોળામા ભગવાનને પોઢેના દીઠા. પરમ ભક્તિવાળા અક્રુરજી આ ભગવાનનાં દર્શન કરી ઘણા જ પ્રસન્ન થયા. પછી અક્રુર



પાણીમાંથી બહાર આવી રથમા બેઠા અને સધ્યાકાળે મથુરામા પહોચ્યા. શ્રીકૃષ્ણ અને બળભદ્ર મથુરામા આવ્યા એવામા તો વ્રજવાસી નદરાય વગેરે ગોવાળો આગળથી ત્યા આવી ઉપવનમા તેમની વાટ જોતા ઉભા હતા ભગવાન શ્રીકૃષ્ણ તે ગોવાળોને મળી અક્રુરનો હાથ ઝાલી તેમને કહેવા લાગ્યા કે આપ વાહનો સાથે આગળથી મથુરાપુરીમા જઇને ઘેર જાઓ અને અમે અહી ઉતારો કરીને પછી નગરી જોઇશુ અક્રુરે કહ્યું હે પ્રભુ! હું તમારા બન્ને વગર મથુરામા જઈશ નહિ માટે ચાલો આપણે સાથે ઘેર જઇએ પછી ભગવાને કહ્યુ કે યાદવોના મડળનો દ્રોહ કરનારા કસનો નાશ કરીને પછી હુ મારા મોટાભાઇની સાથે તમારે ઘેર આવીશ અને સબધી-ઓને આનદ આપીશ.

આ પછી અક્રૂર મનમા ઉદાસ થઈ મથુરામા જઈ કસને ભગવાન આવ્યાની વાત કરી પોતાને ઘેર ગયા પછી શ્રીકૃષ્ણ પાછલે પહોરે ગોવા-ળીઓઓ સાથે વિટળાઇ બળદેવની સાથે નગરી જોવા મથુરામા પેઠા. તેમને આવેલા જોઇ નગરની સ્ત્રીઓ હવેલીઓ ઉપર ચઢી દર્શન કરવા લાગી, એવામા લુગડા ધોનારો ધોબી આવતો હતો તેને જોઇ ભગવાને તેની પાસેથી ધોએલાં ઉત્તમ વસ્ત્રો માગ્યા. પણ તે ધોબી રાજાનો ચાકર હોવાથી ઘણો છકી ગયેલો હતો જેથી તેણે ગુસ્સે થઇ કહ્યુ કે અરે તમે પર્વતોમા રહેનારા ગોવાળીયા તે વળી આવા ઉત્તમ વસ્ત્રો પહેરવાની કેમ ઇચ્છા કરો છો! જો જીવવાની આશા હોય તો ફરી આવી માગણી કરશો નહિ આમ બબડવા લાગ્યો એટલે ભગવાન કોપાયમાન થઇ તે ધોબીને મારી નાખી તેના વસ્ત્રો લઇ લીધા, એટલે તેના સર્વે નોકરો લુગડા મુકી ચારે તરફ નાસી ગયા પછી કૃષ્ણે અને બળદેવે પોતાને ગમતા વસ્ત્રો પહેરી લીધા ને બાકીના ગોવાળીયાઓને આપી દીધાં પછી એક દરજીએ તે લુગડાને તેમને બધબેસ્તા કરી આપ્યા, પછી તે બન્ને ભાઈ સુદામા નામના માળીને ત્યા ગયા, માળીએ તેમને જોઈ ઉભા થઇ પ્રણામ કર્યાં, અને પુષ્પની માળા, ચદન વગેરેથી તે બન્ને ભાઇઓની પૂજા કરી અને સારા સુગધી પુષ્પોના ઉત્તમ હાર અર્પણ કર્યાં, પછી શ્રીકૃષ્ણે તેને આશીર્વાદ આપ્યો અને પછી ત્યાંથી આગળ નીકળ્યા.

**ભગવાને કુબ્જાને તરૂણી બનાવી**—ભગવાને રાજમાર્ગમા જતાં એક સુદર મુખવાળી તરૂણ નારીને જતી દીઠી, તે સ્ત્રી કુબડી હતી, તેણે હાથમાં શરીર ઉપર લેપ કરવાના ચન્દનનુ પાત્ર લીધુ હતું, ભગવાને તે સ્ત્રીને હસીને પૂછ્યુ કે અરે સ્ત્રી, તું કોણ છે? આ ચન્દન કોના શરીર

ઉપર ચોપડવા લઈ જાય છે? આ ચન્દન અમને આપ, ચન્દન આપવાથી તારૂં કલ્યાણ થશે એ સાભળી કુબ્જા બોલી, હું કસની માનીતી દાસી છુ. મારૂ નામ ત્રિવક્રા છે અને અગરાગ તૈયાર કરવાના કામમા કસે મને માન્ય કરેલી છે આ ચદન ભોજરાજા કસને પ્રિય છે છતા હું તમને લ્યો ચદન આપુ. એટલે કૃષ્ણે અને બળદેવે તે ચન્દન લઇ શરીર ઉપર ચોપડયુ પછી ત્રણ ઠેકાણેથી વાકી વળેલી કુબ્જાને ભગવાને સરખી કરવાનો વિચાર કર્યો અને પછી પોતાના પગવતી કુબ્જાના બે કૃણા દબાવી, હાથની બે અંગળીઓને ઉચી કરીને તેની દાઢી પકડીને તેના શરીરને ઉચુ ખેચ્યું, આથી તે સ્રીનું અગ સરખુ થઇ ગયુ અને ભગવાનના સ્પર્શથી તે મોટા નિતબને સ્તનવાળી ઉત્તમ સુદરી થઇ રહી. પછી કુબ્જાએ કૃષ્ણને પોતાને ત્યા આવવાની પ્રાર્થના કરી એટલે કૃષ્ણે કહ્યુ કે હે સ્રી અમારૂં કામ સિદ્ધ કર્યા પછી અમે તારે ત્યા આવીશુ. આમ કહી તેને વિદાય કરી પછી ભગવાન આગળ ચાલ્યા અને ધનુષ મુકવાના ઠેકાણે જઈ, અને ત્યાં ઇંદ્ર ધનુષ હતું તે લીધુ, અને તેને ખેચીને રમત માત્રમા ભાગી નાખ્યુ, તેનો શબ્દ સાભળી કસ ભયભીત થઈ ગયો ધનુષની ચોકી કરનારા કસના નોકરો કૃષ્ણને પકડવા તેની આસપાસ વીંટાઇ વળ્યા, એટલે કૃષ્ણ અને બળદેવ ધનુષના બે કકડા લઇ તેમને મારવા લાગ્યા, અને પછી ઇચ્છા પ્રમાણે નગરીમા ફરવા લાગ્યા, સધ્યાકાળે પોતે ઉતારા ઉપર ગયા.

**મલ્લોનો વધ**—સવાર થતા કસે મલ્લક્રીડાનો મહોત્સવ કરાવવાનો આરભ કર્યો. નજરલોકો અખાડાની આજુબાજુ માંચડા ઉપર બેઠા કસ પણ રાજમચ ઉપર બેઠો, મલ્લો અખાડામાં હાજર થયા કસ તથા બળદેવજીએ વિચાર કર્યો કે આટલુ છતાં હજુ પણ કસ આપણા માતા પિતાને છોડતો નથી માટે મામો છતાં પણ તેનો નાશ કરવામા દોષ નથી, આવો વિચાર કરતા તે બંને રગમડપમાં ગયા. અખાડાના બારણા ઉપર ગયા કે માવતે ઉભો રાખેલો કુવલયાપીડ હાથી દીઠો તેને જોઇ કૃષ્ણે કહ્યું હે માવત, અમને અંદર જવા જગા આપ, નહિ તો તું અને હાથી બંને મરી જશો. આ સાભળી માવતે હાથીને કોપાયમાન કરી કૃષ્ણના ઉપર છુટો મૂક્યો તે હાથીએ સુંઢવતી કૃષ્ણને પકડયા પણ તે છુટા થઇ તેની સુઢ પકડી તેને જમીન ઉપર નાખી હાથવતી દાંત ઉખાડી મારી નાખ્યો પછી શ્રીકૃષ્ણ અને બળદેવજી મલના અખાડામા આવ્યા. ત્યા ચાણુર નામના મલ્લે તેમની સાથે મલ્લ યુદ્ધ કરવાની ઇચ્છા દર્શાવી, એટલે શ્રીકૃષ્ણ ચાણુર સાથે મલ્લયુદ્ધ કરવા

લાગ્યા અને બળભદ્ર મુષ્ટિક સાથે મલ્લયુદ્ધ કરવા લાગ્યા તરૂણ વયના બે બાળકો કૃષ્ણ અને બળદેવ મોટા પર્વત જેવા આ બે મલ્લો સાથે યુદ્ધ કરતા ચાણૂરના સર્વ અંગ ભાગી ગયા અને તેને બે હાથ પકડી આમતેમ ફેરવી પછાડી મારી નાખ્યો તેમ બળદેવે પણ મુષ્ટિકને માર્યો તે પછી બીજા કેટલાક મલો આવ્યા તેમને પણ મારી નાખ્યા એટલે બીજા મલો નાસી ગયા

**કંસનો વધ–માતાપિતાનાં દર્શન**—બધા મલોનો પરાજય કરી શ્રીકૃષ્ણ તથા બળભદ્ર પોતાના મિત્ર ગોવાળો સાથે અખાડામા તુરીઓના નાદ વચ્ચે નૃત્ય કરવા લાગ્યા કંસે મલ્લો મરાયાથી કૃષ્ણ અને બળદેવને નગરમાથી બહાર કાઢવાની, નંદને કેદ કરવાની અને વસુદેવ તેમ ઉગ્રસેનને મારી નાખવાની આજ્ઞા કરી આમ કંસ બબડે છે એટલે કૃષ્ણ કોપી ઉઠયા અને ઉંચા માચડા ઉપર ચઢી ગયા કૃષ્ણને આવતા જોઈ કંસે ઢાલ તરવાર લીધી અને ઉભો થયો અને નાસવા લાગ્યો પણ કૃષ્ણે તરત તેને પકડી પાડયો અને તેના કેશ પકડી માચડા ઉપરથી અખાડામા નીચે નાખી તેના ઉપર પોતે પડયા અને લોકોના દેખતા સિંહ જેમ હાથીને ઘસડે તેમ મરી ગયેલા કંસને ભગવાન જમીન ઉપર ઘસડવા લાગ્યા આ વખતે સર્વ મનુષ્યો હાહાકાર કરવા લાગ્યા, આ પ્રમાણે શ્રીકૃષ્ણે કંસનો પણ વધ કર્યો એટલે તેના આઠ ભાઈઓ કંસનુ વેર લેવા ત્યા આવ્યા, તેમને બળદેવે મારી નાખ્યા, પછી તેમની સ્ત્રીઓ ત્યા રડતી કકળતી આવી તેમની કૃષ્ણે આશ્વાસના કરાવી, અને પછી તે મરી ગયેલાની ક્રીયાઓ કરાવી. તે પછી કૃષ્ણે માતા પિતાને કેદમાથી છુટા કરાવી તેમને પ્રણામ કર્યા

**ઉગ્રસેનને રાજ્યાભિષેક**—પછી વસુદેવ અને દેવકી તે બન્ને બાળકોને ખોળામા બેસાડી પરમ આનંદ પામ્યા. આમ કૃષ્ણે માતપિતાની આશ્વાસના કરીને પછી વડવા ઉગ્રસેનને યાદવોના રાજા બનાવ્યા. પછી કંસના ભયથી નાસી ગયેલા યાદવોને તેડાવ્યા અને તેમને સંતોષ્યા, અને સર્વ સ્થળે આનંદ વર્તાયો. તે પછી ભગવાન દેવકી પુત્ર શ્રીકૃષ્ણ તથા બળભદ્ર નંદરાયની પાસે જઇ તેમને ભેટી કહેવા લાગ્યા કે હે પિતાજી, તમે બનેએ અમારૂ સારી રીતે રક્ષણ કરી લાડ લડાવ્યા છે હે પિતાજી, હવે તમે વ્રજમા જાઓ, અને અમે દુખી સબધીઓને સુખ આપીને પછી તમારી પાસે આવીશુ. પછી નંદાદિ ગોવાળોનો સારી રીતે સત્કાર કરી તેમને ઘરેણા, વાસણો આદિ આપી વ્રજમા વિદાય કર્યા.

**શ્રીકૃષ્ણ બળદેવનું સાંદિપની ગુરૂને ત્યાં ભણવા જવું**—પછી

વસુદેવે પોતાના પુત્ર શ્રીકૃષ્ણ અને બળદેવને ગોર અને બ્રાહ્મણોની પાસે શાસ્ત્રવિધિથી દ્વિજ સસ્કાર કરાવ્યા, અને બ્રાહ્મણોને દક્ષિણા આપી અને કંસે અધર્મથી હરી લીધેલી ગાયોને બ્રાહ્મણોને આપી. પછી તે બને કુમારો ઉપનયન સસ્કાર પામીને દ્વિજપણાને પ્રાપ્ત થયા અને યદુકુળના આચાર્ય ગર્ગાચાર્યની પાસેથી ગાયત્રી સબધી વ્રત ધારણ કર્યું અને બ્રહ્મચર્ય વ્રત ધારણ કર્યું. પછી સર્વ વિદ્યાના ઉત્પત્તિ સ્થાન, સર્વજ્ઞ અને જગતના ઇશ્વર છતા પણ મનુષ્યની ચેષ્ટાથી સ્વત સિદ્ધ બને ભાઇઓ ગુરૂકુળમા વાસ કરવાની ઇચ્છાથી ઉજ્જનના રહેવાસી કાસ્યને નામે પ્રખ્યાત સાંદીપનિ નામના ગુરુની પાસે ગયા, અને ત્યા દેવ ની પેઠે ગુરૂની સેવા કરવા લાગ્યા.

સાદીપની ગુરૂએ તેમને છ અંગો સહિત તથા ઉપનિષદો સહિત ચાર વેદો ભણાવ્યા. મત્ર અને દેવતાના જ્ઞાન સાથે ધનુર્વેદ અને ધર્મશાસ્ત્ર, મીમાસા અને તર્ક શાસ્ત્ર તથા છ પ્રકારની રાજનીતિ પણ ભણાવી. બને ભાઇઓ ચોસઠ દિવસ રાત્રિઓમા તો ચોસઠ કળા શિખ્યા પછી પોતે પોતાના ગુરૂને ગુરૂ દક્ષિણા માગવા માટે પ્રાર્થના કરી એટલે સાદીપની ગુરૂએ તેમના સામર્થ્યનો વિચાર કરી તેમણે પ્રભાસના મહાસાગરમા પોતાનો બાળક પુત્ર ડુબી મરી ગયો હતો તેને પાછો લાવવાનો વર માગ્યો એટલે તથાસ્તુ કહી બને મહારથીઓ રથમા બેસી પ્રભાસમા જઇ મહાસાગરના તીર ઉપર બેઠા સમુદ્રે તેમને આવ્યા જાણી તેમનું પુજન કર્યું પછી ભગવાને સમુદ્રને કહ્યું કે તુ ઝટ અમારો ગુરૂ પુત્ર આપ, કારણ કે તુ મોટા તરગોવડે તેને અહીંથી જ અદર ઘસડી ગયો છે. એટલે સમુદ્રે કહ્યું કે હે કૃષ્ણ એ બ્રાહ્મણના પુત્રને હુ હરી ગયો નથી પણ પચજન નામનો મોટો દૈત્ય આ સમુદ્રમા પાણીની અદર ફર્યા કરે છે, અને તે અસુર શખનુ રૂપ ધારણ કરનારો છે, એટલે કૃષ્ણે પાણીમા પેસી તે દૈત્યને મારીને જોયુ તો તેના પેટમા બ્રાહ્મણ પુત્રને દીઠો નહિ એટલે તેના શરીરમાથી ઉત્પન્ન થએલો શખ લઇ તીર ઉપર આવી યમની પુરી સયમનીમા જઇ શખ વગાડયો એટલે યમરાય આવ્યા તેમને કહ્યુ કે અમારા ગુરૂના પુત્રને આપો, એટલે યમરાયે તેને આણી આપ્યો તે લઇ કૃષ્ણ અને બળદેવજીએ પોતાના ગુરૂને આપી પછી ગુરૂનો આશિર્વાદ મેળવી બને ભાઇએ રથમા બેસી પોતાના નગરમા આવ્યા

શ્રીકૃષ્ણના પ્રિય મિત્ર તથા મત્રી સાક્ષાત્ બૃહસ્પતિ ઉદ્ધવજી હતા તેમને વ્રજમા જઇ પોતાના માતા પિતાને પ્રસન્ન કરી ગોપીઓને પોતાના

વિરહથી થએલી માનસિક પીડા દૂર કરવા મોકલ્યા, ઉદ્ધવજીએ ત્યા જઇ નદાદિ ગોવાળોને અને ગોપીઓને શાંત કરી અને કેટલાક મહિના ત્યા રહી કૃષ્ણની કથા કરી વ્રજવાસીઓને શાંત કરવા લાગ્યા પછી પોતે મથુરા નગરીમા પાછા આવ્યા

**કૃષ્ણનો કુબ્જા સાથે વિહાર**—પછી સર્વના આત્મારૂપ એવા ભગવાન કુબ્જાને આપેલુ વચન સભારી તેને પ્રસન્ન કરવા માટે તેને ઘેર ગયા. કુબ્જાનુ ઘર અનેક વસ્તુઓથી ભરપુર હતુ. ભગવાનને આવેલા જોઇ કુબ્જાએ તેમને હર્ષથી સત્કાર કર્યો, તેમ ઉદ્ધવજીનો પણ સત્કાર કર્યો પછી ત્યા તેના મનને સંતોષ આપી પાછા કૃષ્ણ બળદેવ અને ઉદ્ધવજી અક્રુરને ત્યા ગયા. અક્રુરે તેમને આવેલા જોઇ પ્રસન્ન થઇ યોગ્ય સત્કાર કર્યો પછી કૃષ્ણે અક્રુરને કહ્યુ કે તમે અમારા નિત્ય ગુરુ અને કાકા છો, આપ અમારા વડીલ છો માટે પાડવોનુ હિત કરવા માટે અને તેઓની સ્થિતિ કેવી છે તે જાણવા માટે હસ્તિનાપુરમા જાઓ પિતાના મરણ પછી દુખી થએલા બાળકોને માતા સાથે ધ્રતરાષ્ટ રાજા પોતાના નગરમા લાવ્યા છે અને તે હસ્તિનાપુરમા રહે છે પણ ધ્રતરાષ્ટ તેના દુષ્ટ પુત્રને વશ થઇ ભાઇના પુત્રો ઉપર સમદૃષ્ટિ રાખતો નથી માટે તમે હમણા હસ્તિનાપુર જઇ તેમની તપાસ કરી આવો આવુ કહી ભગવાન બળભદ્ર અને ઉદ્ધવજી સાથે પોતાને ઘેર આવ્યા.

અક્રુર પછી હસ્તિનાપુર ગયા અને ત્યા ધ્રતરાષ્ટ, ભીષ્મ અને કુતાજીને મળ્યા પાડવોના સમાચાર મેળવી પાછા મથુરામા આવી કૃષ્ણને ત્યાની હકીકત કહી

**શ્રીકૃષ્ણે દ્વારકાં વસાવી**—કસની બે રાણીઓ કસના મરણ પછી દુખી થઇ પોતાના પિતાને ત્યા જઇ પોતાના બાપ મગધ દેશના રાજા જરાસધને સર્વ હકીકત કહી જેથી જરાસધ ઘણો ગુસ્સે થયો અને પૃથ્વી યાદવ વગરની કરવાનો નિશ્ચય કર્યો તેણે ૨૩ અક્ષોહિણી સેના લઇ યાદવોની રાજધાની મથુરા નગરીને ઘેરો ઘાલ્યો. એટલે શ્રીકૃષ્ણ અને બળભદ્ર બને શરીર ઉપર કવચો પહેરી આયુધો લઇ થોડી સેના સાથે નગરની બહાર નીકળ્યા એટલે દુશ્મન સેનાએ કૃષ્ણ અને બળભદ્રને ઘેરી લીધા એટલે ભગવાને બાણ ઉપર બાણ છોડવા માડયા અને દુશ્મનની સેનાનો સહાર કરવા લાગ્યા પછી બળભદ્રે જરાસધને વરુણની પાસથી બાધી દીધો પણ કૃષ્ણના કહેવાથી તેમણે તેને છોડી દીધો એટલે તે શરમાઇને મગધ દેશ તરફ ચાલતો થયો, અને ભગવાન તથા

બળભદ્ર નગરમા આવ્યા. આ પછી જરાસંધે ૧૭ વાર આવી યુદ્ધ કર્યુ અને ભગવાને દરેક વખતે તેના સૈન્યનો સંહાર કર્યો પછી તે ૧૮ મી વખત યુદ્ધ કરવા આવવાનો હતો એવામા કાળયવન ૩ કરોડ મ્લેચ્છો સાથે ચઢી આવ્યો. એટલે ભગવાને વિચાર કર્યો કે આ કાળયવન આવ્યો છે અને એક બે દિવસમા જરાસંધ આવશે તો તે બેની સાથે યુદ્ધ કરવામાં તેઓ યાદવોને મારી નાખશે માટે હવે મનુષ્યોથી જઇ શકાય નહિ તેવો એક કિલ્લો બાંધી તેમા સર્વ સબંધીઓને રખાવી પછી કાળયવનનો નાશ કરાવીએ આ પ્રમાણે વિચાર કરી શ્રીકૃષ્ણે સમુદ્રમા ૧૨ યોજનના વિસ્તાર-વાળુ અદ્‌ભુત નગર તે જ વખતે બંધાવ્યુ એ નગર તે જ દ્વારકા. તેમા રાજમાર્ગો, ઘરો, ઉદ્યાનો વિગેરે સુંદર હતુ અને ત્યા સર્વ સગવડ હતી. ત્યા સુધર્મા અને પારિજાત નામનુ દિવ્ય ઝાડ મોકલ્યુ હતુ આ સર્વ સૌંદર્ય-વાળી દ્વારકા નગરીમા શ્રીહરિ કૃષ્ણ પોતાના યોગના પ્રભાવથી મથુરાના સર્વ મનુષ્યોને લઇ ગયા, અને પછી બળભદ્રને ત્યા મુકી કહ્યું કે તમારે અહીં રહી સર્વ પ્રજાનુ રક્ષણ કરવુ એમ કહી કૃષ્ણ ત્યાથી મથુરા આવ્યા

મુચુકુન્દની દૃષ્ટિથી કાળયવન ભસ્મ થઇ ગયો—પુષ્પ વસ્ત્રો ધારણ કરી કૃષ્ણ આયુધ વગરના થઇ મથુરા નગરીમાથી બહાર નીકળ્યા ભગ-વાનને બહાર નીકળેલા જોઇ કાળયવન વિચાર કરવા લાગ્યો કે શ્રી વત્સનાં ચિહ્નવાળો, આ અતિ દેખાવડો પુરુષ જ નારદના કહેવા પ્રમાણે વસુદેવનો પુત્ર હશે ને હથીયાર વગરનો છે અને પગે ચાલીને જાય છે માટે હું પણ આયુધ વગરનો પગે ચાલીને એની સાથે યુદ્ધ કરૂ. આવો નિશ્ચય કરી કાળયવન ભગવાનને પકડવા માટે તેમની પાછળ દોડ્યો ભગવાન પણ આગળ દોડતા તેને એક ગુફામા લઇ ગયા ભગવાન ગુફામા પેઠા એટલે તે પણ ગુફામા પેઠો, ત્યા તેણે કોઇ બીજા પુરુષને સુતેલો દીઠો એટલે આ કૃષ્ણ જ મને માટે દૂર લાવી મહાત્માની પેઠે અહી સુઇ ગયો છે, એમ ધારી તેણે પેલા સુતેલા પુરુષને શ્રીકૃષ્ણ ધારી લાત મારી, એટલે ઘણા વખતથી નિદ્રાવશ થયેલો તે પુરુષ ઉઠ્યો અને આમતેમ જોવા લાગ્યો તો તેણે પાસે ઉભેલા કાળયવનને દીઠો. એટલે તે ક્રોધાયમાન થયેલા મુચુ-કુંદ રાજાની તેના ઉપર દૃષ્ટિ પડતા તત્ક્ષણે જ તેના દેહમાથી ઉત્પન્ન થયેલા અગ્નિવડે કાળયવન બળીને ખાખ થઇ ગયો

મુચુકુન્દ રાજા ઇક્ષ્વાકુ રાજાના વંશમા અવતર્યા હતા અને તે માંધાતા રાજાના પુત્ર હતા. તેમણે ઘણા દિવસ સુધી ઇંદ્રાદિક દેવતાઓની અસુરોના ત્રાસથી રક્ષા કરી હતી. પછી દેવતાએ તેમને વર માગવાનુ કહ્યું

ત્યારે તેમણે તેમની પાસે નિદ્રા માગી લીધી અને ગુફામા જઇ સુતા. દેવોએ તેમને કહ્યુ હતુ કે જે મુર્ખ મનુષ્ય તમને સુઇ ગયેલાને વચ્ચે જગાડશે તે તમારી દૃષ્ટિ પડતાજ તેજ ક્ષણે બળી ભસ્મ થશે. આ વરદાન પ્રમાણે કાલયવન બળી ભસ્મ થયો કાળયવનને ભષ્મ કરાવ્યા પછી ભગવાન શ્રીકૃષ્ણે મુચુકુન્દને દર્શન આપ્યા. પછી મુચુકુન્દને આવતા જન્મે બ્રાહ્મણ થઇ મારા અદ્વૈત સ્વરૂપને પામીશ એવો વર આપ્યો પછી મુચુકુન્દ ગુફામાથી બહાર નીકળી ગધમાદન પર્વત ઉપર જઇ તપ કરવા લાગ્યા અને કૃષ્ણ મથુરામા પાછા આવી યવનની સેનાને મારી નાખીને તેમનુ ધન દ્વારિકામા પહોચાડવા લાગ્યા એવામા જરાસધ ૨૩ અક્ષૌહિણી સેના લઇ મથુરા ઉપર ચઢી આવ્યો એટલે શ્રીકૃષ્ણ અને બળદેવ ત્યાથી ઉતાવળા ઉતાવળા દોડયા જરાસંધ પણ તેની પાછળ દોડયો અને એક પર્વત ઉપર ચડી ગયા જરાસધે તે પર્વતને સળગાવ્યો એટલે શ્રીકૃષ્ણ અને બળદેવ કુદી નિર્ભય સ્થળે પડયા અને શત્રુ જાણે નહિ તેમ શ્રીકૃષ્ણ અને બળભદ્ર દ્વારિકામા ગયા જરાસધે જાણ્યુ કે કૃષ્ણ અને બળદેવ બળી ગયા હશે માટે તે પાછો મગધ દેશમા ગયો.

**કૃષ્ણનું રૂક્મિણિ સાથે લગ્ન**—આખા મડળના રાજા રૈવને પોતાની પુત્રી રેવતીને બળભદ્ર સાથે પરણાવી હતી અને ભીષ્મક રાજાની પુત્રી શ્રીરૂકિમણીને ભગવાન સ્વયવરમા પરણ્યા હતા વિદર્ભ દેશમા ભીષ્મક નામનો રાજા રાજ્ય કરતો હતો, તેને પાચ પુત્રો અને એક પુત્રી હતી પુત્રીનુ નામ રૂકિમણી હતું શ્રીકૃષ્ણ ભગવાનના રૂપ, પરાક્રમ સાભળી રૂક્મિણીએ શ્રીકૃષ્ણને પોતાને યોગ્ય પતિ માન્યા અને શ્રીકૃષ્ણે પણ બુદ્ધિ, રૂપ, સ્વભાવ જાણી રૂકિમણી સાથે પરણવાનો વિચાર કર્યો રૂક્મિણીના મોટા ભાઇનુ નામ રૂકિમ હતુ તેણે રૂકિમણીના કૃષ્ણ સાથે લગ્ન કરવાને ના પાડી અને તેણે પોતાની બેનનો વિવાહ શિશુપાલ સાથે કર્યો એ જાણી રૂક્મિણીને ઘણો ખેદ થયો, અને તેમણે પોતાના એક વિશ્વાસુ બ્રાહ્મણને બોલાવી તેની સાથે શ્રીકૃષ્ણને સદેશો મોકલ્યો. એટલે તે બ્રાહ્મણે દ્વારિકા જઇ કૃષ્ણને રૂક્મિણીનો પત્ર આપ્યો તે પત્રમા લખ્યુ હતુ કે "હે પ્રભુ! મારૂ મન નિર્લજ્જ થઇ તમારે વિષે આસક્ત થયુ છે, હું આપને સ્વામી કરીને વરી ચૂકી છુ મે મારો આત્મા આપને અર્પણ કર્યો છે, માટે આપ અહિ પધારી મને તમારી ભાર્યારૂપ સ્વીકારો અને શિયાળ જેમ સિહના ભાગને ન અડકે તેમ મને શિશુપાલ આવીને ન અડકે તેમ કરો. આપ વિવાહને આગલે દિવસે છાનામાના વિદર્ભ દેશમા આવજો અને

શિશુપાલ તથા જરાસંધના સૈન્યને મારી નાંખી મને રાક્ષસ વિધિથી પરણજો આપ જો મને નહિ મળો તો હું મારા પ્રાણોને વ્રતથી દુર્બળ કરી તેનો ત્યાગ કરીશ ” આવો પત્ર વાંચી કૃષ્ણે વિદર્ભ દેશમા જવાનો નિશ્ચય કર્યો, અને તરત રથ જોડાવી પોતે પેલા બ્રાહ્મણને લઇ એક રાત્રીમાં ઓખા મંડળમાથી વિદર્ભ દેશમા પહોચ્યા.

કૃષ્ણે રૂક્મિણીનુ હરણ કરવું—કુંડિન નગરનો રાજા ભીષ્મક પુત્ર ઉપરના વાત્સલ્યને લીધે તેને આધીન હતો તેથી પોતાની કન્યા શિશુપાલને પરણાવવા માટે નગરને શણગારવાની તૈયારી કરવા લાગ્યો કન્યાને અગળ સ્નાન કરાવી ઉત્તમ વસ્ત્રાભૂષણો પહેરાવી શણગારી પછી સેના સાથે શિશુપાલ કુંડિનપુર ગયો, વિદર્ભદેશના રાજાએ તેનો સત્કાર કરી તેને ઉતારો આપ્યો શિશુપાલની જાનમા જરાસંધ, શાલ્વ, પૌન્ડ્ર વિગેરે હજારો રાજા આવ્યા હતા. અને શ્રીકૃષ્ણ અહિં આવી કન્યાનુ હરણ કરે તો આપણે સર્વે મળી તેની સાથે લડવુ એવા નિશ્ચયવાળા તે હતા શ્રી કૃષ્ણ એકલા કન્યાનુ હરણ કરવા ગયા છે એ વાત જાણી બળભદ્રના મનમા શંકા થવાથી તે વણી મોટી સેના સાથે કુંડિનપુર તરફ ચલ્યા

રૂક્મિણી શ્રીકૃષ્ણને આવવાની વાટ જોતા હતા અને પોતે મોકલેલો બ્રાહ્મણ પાછો આવેલો ન જોઇ ચિંતા કરવા લાગ્યા એવામા તો તેમણે મોકલેલો બ્રાહ્મણ આવ્યો અને તેમણે ભગવાન આવ્યાની વાત જણાવી અને પરણવાનુ વચન આપ્યુ છે એવુ પણ કહ્યું પોતાની પુત્રીનો વિવાહ જોવા શ્રીકૃષ્ણ અને બળભદ્ર આવ્યા છે એ વાત જાણી ભીષ્મકરાજા તેમને સામે લેવા માટે ગયા અને સારો સત્કાર કરી ઉત્તમ ઉતારો આપ્યો રૂક્મિણી યોદ્ધાઓની રક્ષા તળે અંત:પુરમાથી નીકળી અંબિકાના મંદિર તરફ આવ્યા અને પાર્વતીના ચરણ કમળના દર્શન કરવા માટે પગે ચાલીને ગયા. દેવીના મંદિર પાસે આવી કન્યા હાથ પગ ધોઇ જળનુ આચમન કરી શુદ્ધ ને શાંત થઇ અંબિકાના મંદિરમા પેઠી પછી દેવીને પગે લાગી પૂજા કરી પછી રૂક્મિણી દેવીના મંદિરમાંથી બહાર નીકળ્યા, અને હંસની ગતિએ ચાલવા લાગ્યા, અને ભગવાન ક્યારે આવે તેની વાટ જોવા લાગ્યા. એવામા શ્રીકૃષ્ણ તેમની નજરે પડ્યા પછી રાજપુત્રી રૂક્મિણી રથ ઉપર ચઢતા હતા એવામા શ્રીકૃષ્ણે સર્વ શત્રુઓના દેખતા રૂક્મિણીનુ હરણ કરીને ગરૂડના ચિહ્નવાળા પોતાના રથમા બેસાડ્યા અને સર્વ રાજાઓના મંડળનો પરાજય કરીને શ્રીકૃષ્ણ અગ્રજ યાદવો સાથે દ્વારકા તરફ જવા લાગ્યા.

પછી સર્વ રાજાઓ અસ્ત્ર શાસ્ત્રો લઇ ભગવાનની પાછળ દોડયા તેમને યાદવોએ હણવા માંડયા કૃષ્ણનો દુશ્મન રૂકિમ પોતાની બેનનો રાક્ષસ વિવાહ થયો જાણી શ્રી કૃષ્ણની પાછળ દોડયો કૃષ્ણે બાણો ફેંકી તેના રથ નાશ કર્યો એટલે તે તરવાર લઇ કૃષ્ણ ઉપર ધસી આવ્યો ભગવાને તેની ઢાલ તરવારના કકડા કરી નાખ્યા અને પછી તલવાર લઇ તેને મારવા માટે તૈયાર થયા એટલે રૂક્મિણીજીએ પોતાના ભાઇને ન મારવા કૃષ્ણને પ્રાર્થના કરી એટલે ભગવાને તેને ન માર્યો પણ તેના માથાના ને દાઢીના વાળ બોડાવી વિરૂપ બનાવી કેદ કર્યો. તે જોઇ બળભદ્રે કહ્યુ આ ઠીક નહિ. સબધીએ કદાચ દેહાંત શિક્ષા યોગ્ય અપરાધ કર્યો હોય તો પણ તેને મારવા નહિ પણ તેનો ત્યાગ કરી દેવો એટલે કૃષ્ણે તેને છોડી દીધો. પણ રૂકિમએ તો પ્રતિજ્ઞા કરી હતી કે કૃષ્ણને માર્યા વિના તથા રૂક્ષ્મણીને પાછી લાવ્યા વિના કુડિન નગરમા પેસીશ નહિ, તેથી તે રોષથી વિરૂપ બની ભોજ કટક નામે નગર વસાવી ત્યા રહ્યો અને કૃષ્ણ સર્વ રાજાઓને હરાવી ભીષ્મક રાજાની પુત્રી રૂકિમણીને દ્વારકામા લાવી શાસ્ત્રવિધિથી તેની સાથે લગ્ન કર્યું. આ વખતે દ્વારકાવાસી લોકોને પણ ઘણો આનદ થયો.

**ભગવાનના પુત્ર પ્રદ્યુમ્નનો જન્મ**—મહાદેવના કોપથી કામદેવ બળી ભષ્મ થયો હતો તેનુ નામ પ્રદ્યુમ્ન પાડયુ, તે પોતાના પિતાસમાન હતો તે પ્રદ્યુમ્નને ઇચ્છાનુસાર રૂપ ધારણ કરનાર શબરાસુર પોતાનો દુશ્મન જાણી દસ દિવસની અદર સૂતિકા ગૃહમાથી હરી જઈ સમુદ્રમા નાખી ઘેર ચાલ્યા ગયો, સમુદ્રમા કોઇ બળવાન માછલો તેને ગળી ગયો, તે માછલાને માછલીઓએ પકડી શબરાસુરને ભેટ કર્યો તે મચ્છને ચીરતા તેમાં બાળક દીઠા તેથી રસોઈઆએ માયાવતી નામની શબરાસુરની દાસીને તે બાળક આપ્યો.

માયાવતી એ કામની પતિવ્રતા સ્ત્રી રતિ હતી, તે પોતાના પતિના પુનર્જન્મની વાટ જોતી હતી, શબરાસુરે તેને રસોઇ કરવા રાખી હતી. નારદે તેને આ બાળકની ઉત્પત્તિ કહી એટલે તેને તે કામદેવ જાણી તેના ઉપર સ્નેહ બાંધ્યો. પ્રદ્યુમ્ન નવયુવાન થયો કે તે પોતાના પ્રતિ દૃષ્ટિ કરનારી સ્ત્રીઓને મોહ ઉપજાવવા લાગ્યો માયાવતી તેને કામભાવથી સેવવા લાગી, એટલે પ્રદ્યુમ્ને કહ્યુ કે હે મા, તમે માતાપણું મુકી સ્ત્રીની પેઠે મારી સાથે કેમ વર્તો છો? ત્યારે રતિએ કહ્યું કે હે નાથ! તમે નારાયણ એવા શ્રીકૃષ્ણના પુત્ર છો, અને શબરાસુર તમને શ્રીકૃષ્ણના ઘરમાંથી હરી લાવ્યો છે. હું તમારી સ્ત્રી રતિ છુ અને તમે મારા પ્રાણનાથ કામ છો. તમને દસ દિવસની અદર શબરાસુરે સમુદ્રમાં નાખી દીધા હતા ત્યાં

તમને એક મોટો મત્સ્ય ગળી ગયો હતો તે મત્સ્ય અહિ આવ્યો તેના પેટમાંથી તમે નીકળ્યા છો. માટે હવે તમે તમારા શત્રુ આ શમ્બરાસુરને મોહન આદિ માયાઓવડે મારો અને પછી તમારી માને મળો પછી માયાવતીએ પ્રદ્યુમ્નને સર્વ માયાનો નાશ કરનારી મહા માયા શીખવી.

**પ્રદ્યુમ્ને શંબરાસુરનો કરેલો નાશ**—પછી પ્રદ્યુમ્ને શંબરાસુરની પાસે આવી અસહ્ય તીરસ્કાર કરી તેને ક્લેશ ઉત્પન્ન કર્યો અને તેને લડવા બોલાવ્યો એટલે શમ્બરાસુર પણ ગુસ્સે થઈ હાથમાં ગદા લઈ લડવા તૈયાર થયો શમ્બરાસુરે આસુરી માયાનો આશ્રય કરી લડવા માંડ્યું શ્રીકૃષ્ણના પુત્રે તેની માયાઓનો નાશ કરી બળથી તલવાર વતી તેનું માથું ઉડાવી દીધું. અને પછી આકાશ ચારિણી સ્ત્રી રતિ પ્રદ્યુમ્નને આકાશ માર્ગે દ્વારકામાં લઈ ગઈ અને શ્રીકૃષ્ણના અંતઃપુરમાં પ્રદ્યુમ્ન પોતાની સ્ત્રી સાથે પેઠા મંદમંદ હસતા મનોહરમુખવાળા પ્રદ્યુમ્નને જોઈ સ્ત્રીઓ તેને શ્રીકૃષ્ણ માની લજવાઈ ગઈ અને જ્યાં ત્યાં છુપાઈ ગઈ થોડીવારે શરીરની કાંઈક જુદાઈ જોઈ આ શ્રીકૃષ્ણ નથી એમ માની તે સ્ત્રીઓ પ્રદ્યુમ્ન પાસે ગઈ. ત્યાં રૂક્મિણીના સ્તનમાંથી દૂધની ધારાઓ છુટવા માંડી તેથી તેમને પોતાનો ખોવાઈ ગયેલો પુત્ર સાંભરી આવ્યો અને વિચાર કરવા લાગ્યા કે આ કોનો પુત્ર હશે. મારો ખોવાઈ ગયેલો પુત્ર હોય તો આવડો હોય શું તે પુત્ર જ આ નહિ હોય. આમ વિચાર કરે છે એવામાં શ્રીકૃષ્ણ, વસુદેવ અને દેવકી ત્યાં પધાર્યા આ વખતે નારદે આવી શમ્બરાસુરે પુત્રના કરેલા હરણની વાત કહી અને આ પુત્રે તેનો વધ કર્યો તે કહ્યું પછી તે વાત સાંભળી સર્વ સ્ત્રીઓ ઘણા દિવસ થયા ખોવાઈ ગયેલા પુત્રને જાણે મરી ગયા પછી પાછો સજીવન થઈ આવ્યો હોય તેમ માની તેનો સત્કાર કર્યો અને સર્વેને આનંદ થયો શ્રીકૃષ્ણના જેવા રૂપને લીધે આ પોતાના પતિ શ્રીકૃષ્ણ છે એવો જેમને ભાવ થયો હતો એવી પ્રદ્યુમ્નની માતાઓ એકાંતમાં તેના ઉપર દૃઢ પ્રીતિ કરીને વારંવાર તેને ભજતી.

**શ્રીકૃષ્ણ જાંબવતી અને સત્યભામાને પરણ્યા**—સત્રાજીત નામનો યાદવ સૂર્યનો ભક્ત હતો સૂર્યે તેને પ્રસન્ન થઈને સ્યમંતક નામનો મણિ આપ્યો હતો. જ્યારે સત્રાજીત્ તે મણિ કંઠમાં બાંધી સૂર્યની પેઠે પ્રકાશતો દ્વારકામાં પેઠો ત્યારે મોટા તેજથી લોકોએ તેને ઓળખ્યો પણ નહિ. તે સૂર્ય આવે છે કે કેમ એવી શંકાથી ભગવાન શ્રીકૃષ્ણ ચોપાટ રમતા હતા ત્યાં લોકોએ આવી કહ્યું કે' હે પ્રભો! તમારા દર્શન માટે સૂર્ય આવે છે. એ સાંભળી કૃષ્ણે કહ્યું કેઃ એ સૂર્ય નથી પણ મણિથી પ્રકાશિત સત્રાજીત

જી. સત્રાજીતે પોતાના ઘરમા દેવમંદિરમા બ્રાહ્મણદ્વારા તે મણિનુ સ્થાપન કર્યું. તે મણિ રોજ આઠભાર સોનુ ઉત્પન્ન કરતો હતો જ્યા તે મણિ પૂજાતો ત્યા કાળ, મહામારી વિગેરે આધિ વ્યાધિ હતા નહિ અને ત્યા માયાવી પુરૂષો રહેતા પણ નહિ.

એક વખતે યદુરાજને માટે કૃષ્ણે આ મણિની માગણી કરી હતી પણ સત્રાજીતે તે આપ્યો ન હતો એ સત્રાજીતનો ભાઇ પ્રસેન એક દિવસે તે મણિને કંઠમાં પહેરી ઘોડા ઉપર બેસી વનમા મૃગયા કરવા ગયો હતો ત્યા સિંહે તેને ઘોડા સાથે મારી નાખ્યો અને મણિ હરી લઇ પર્વતમા ગયો, ત્યા જાબવાન નામના રીંછે તે મણિ લેવા માટે સિંહને મારી નાખી તે મણિ છોકરાને રમવાના રમકડા તરીકે રાખ્યો. સત્રાજીત પોતાના ભાઇ પ્રસેનને ન જોવાથી સંતાપ કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે મારો ભાઇ ગળામા મણિ પહેરીને ગયો હતો તેથી તેને કૃષ્ણે મારી નાખ્યો હશે આ વાત લોકોમા ફેલાઈ જેથી શ્રીકૃષ્ણ પોતાના નામને લાગેલી અપકીર્તિ દૂર કરવા માટે નગરના મનુષ્યો સાથે પ્રસેનની શોધ કરવા ગયા વનમા પ્રસેનને તથા ઘોડાને કેસરીએ મારી નાખેલો દીઠો ત્યાથી આગળ જતા તે કેસરીને પણ પર્વત ઉપર રીંછે મારી નાખેલો દીઠો પછી શ્રીકૃષ્ણ અધારાવાળી રીંછના રાજા જાબવાનની ભયંકર ગુફા જોઇ સર્વ પ્રજાને બહાર બેસાડી એકલાજ તે ગુફામા ગયા. તે ગુફામા સ્યમતક મણિને બાળકનુ રમકડુ કરેલુ જોઇ તે લેવાની ઇચ્છાથી તે બાળક પાસે પોતે ઉભા રહ્યા ધાવે તેમને જોઇ બૂમ પાડી એટલે જાબવાન ક્રોધથી તેમની સામે દોડી આવ્યો અને કૃષ્ણ સાથે યુદ્ધ કરવા લાગ્યો આ પ્રમાણે ૨૮ દિવસ સુધી યુદ્ધ ચાલ્યુ. યુદ્ધમા શ્રીકૃષ્ણના મારથી જાબવાનના અંગો ઢીલા થઇ ગયા, બળ ક્ષીણ થયુ એટલે તેણે ભગવાનને ઓળખી તેમની સ્તુતિ કરી એટલે કૃષ્ણે તેને કહ્યુ કે હે જાબવાન! મારા ઉપર મણિ ચોરવાનો મિથ્યા આરોપ આવ્યો છે, જેથી એ મણિ લેવા માટે અમે અહીં આવ્યા છીએ એ સાભળી જાબવાને શ્રીકૃષ્ણનો સત્કાર કરવા માટે હર્ષથી શ્રીકૃષ્ણને મણિની સાથે પોતાની જાબવતી નામની પુત્રી ભેટ કરી

ગુફા બહાર બેઠેલા લોકો કૃષ્ણ ભગવાનને બહાર નીકળ્યા ન જોઈ બાર દિવસ સુધી રાહ જોઈ દ્વારકામા ગયા. હજુ કૃષ્ણ ગુફામાથી નથી નીકળ્યા એ વાત જાણી દેવકી, રૂકિમણી, વસુદેવ અને દ્વારકાની પ્રજા ખેદ કરવા લાગ્યા અને દુર્ગાની ઉપાસના કરવા મડ્યા પછી કૃષ્ણ ભગવાન સ્ત્રીની સાથે આવી પહોંચતા સર્વેને આનદ થયો. પછી કૃષ્ણે સભામા રાજાની

સમક્ષ સત્રાજીતને બોલાવી તે મણિ મળવાની વાત કહી તે મણિ તેને આપ્યો જેથી શરમિંદો થઇ સત્રાજીત ઘેર ગયો અને વિચાર કરવા લાગ્યો કે હવે મારો અપરાધ શી રીતે ટળે અને ભગવાન પ્રસન્ન થાય? હું મારી પુત્રી સત્યભામા અને આ મણિ શ્રીકૃષ્ણને આપુ તો ઠીક, તે વગર અપરાધની શાંતિ થશે નહિ. આવો વિચાર કરી તેણે પોતાની પુત્રી સત્યભામા અને મણિ ભગવાન શ્રીકૃષ્ણને આપ્યા. પછી શ્રીકૃષ્ણ સત્યભામાને શાસ્ત્રોક્ત વિધિથી પરણ્યા પછી ભગવાને તે મણિ સત્રાજીતને પાછો આપ્યો.

પાડવો અને કુંતાજી લાખાભવનમા બળી ગયાની વાત જાણી શ્રીકૃષ્ણ અને બળદેવજી હસ્તિનાપુર ગયા હતા તે વખતે કૃષ્ણની દ્વારકામા ગેરહાજરી જાણી અક્રુર તથા કૃતવર્માએ શતધન્વાને કહ્યુ કે જે સત્રાજીતે આપણને કન્યા રત્ન આપવાની પ્રતિજ્ઞા કરી આપણો તિરસ્કાર કરી તે કન્યા શ્રીકૃષ્ણને આપી માટે તેને મારી નાખી તેનો મણિ કેમ લઈ લેતો નથી? આવુ કહી તેની બુદ્ધિ ફેરવી તેથી પાપી ક્રુર એવા શતધન્વાએ સત્રાજીતને સુતેલો મારી નાખ્યો અને તેની સ્ત્રીઓ રડતી રહી. પછી સત્રાજીતનો મણિ લઇ તે ત્યાથી નાસી ગયો સત્યભામા પોતાના પિતાને મારી નાખ્યાની વાત જાણી શોક કરતાં, વિલાપ કરવા લાગ્યા, પછી પિતાને તેલની કોઠીમા નાંખી સત્યભામા હસ્તિનાપુર ગયા અને ત્યા શ્રીકૃષ્ણને સર્વ વાત કહી, એ સાભળી કૃષ્ણ અને બળભદ્ર પણ સત્યભામા સાથે દ્વારકામાં આવી શતધન્વાને મારી તેની પાસેથી મણિ લેવાની તૈયારી કરવા લાગ્યા

શતધન્વા તે વાત જાણી બીન્યો અને પોતાના પ્રાણનુ રક્ષણ કરવા કૃતવર્માની સહાય માગી પણ કૃતવર્માએ તેને સહાય કરવાની ના પાડી, પછી તેણે અક્રુરને સહાય કરવા કહ્યુ, એટલે અક્રુરે પણ ભગવાનના પરાક્રમો જાણતા હોવાથી તેને સહાય કરવાની ના કહી એટલે શતધન્વા અક્રુરને તે મણિ સોપી સો યોજન ચાલનારા ઘોડા ઉપર બેસી ત્યાથી નાઠો. શ્રીકૃષ્ણ અને બળભદ્ર પણ રથમા બેસી તેની પાછળ પડયા, આગળ દોડતાં તે મિથિલા નગરીના ઉપવનમા આવ્યો ત્યા તેનો ઘોડો પડી ગયો કે તે પગે ચાલવા લાગ્યો ભગવાને તેને તીક્ષ્ણ ચક્ર મારી શતધન્વાનુ માથું કાપી નાખ્યુ અને તેના વસ્ત્રોમા મણિ શોધવા લાગ્યા પણ તેની પાસેથી મણિ મળી શકયો નહિ ત્યારે કૃષ્ણે બળદેવને કહ્યું કે શતધન્વાને નકામો માર્યો નથી તેની પાસે તો મણિ પણ બળદેવના મનમા શંકા આવી કે કૃષ્ણે તે મણિ લઈ લીધો છે અને મને છેતરવા માટે ના પાડે છે છતાં તેમણે શ્રીકૃષ્ણને કહ્યું કે. શતધન્વાએ તે મણિ કોઇ પુરૂષને ત્યાં અનામત મૂકયો

કરી માટે તમે દ્વારકામા જાઓ તેની શોધ કરો. હુ તો મારા મિત્ર વિદેહ રાજાને મળવાની ઇચ્છા રાખુ છુ એમ કહી બળદેવજી મિથિલા નગરીમા ગયા મૈથિલ રાજાએ તેમનો સારો સત્કાર કર્યો પછી બળદેવથી કેટલાક વખત સુધી મિથિલા નગરીમા રહ્યા ત્યા મહાત્મા જનકે ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનને રાખ્યો હતો તે બળદેવ પાસેથી ગદાયુદ્ધ શીખ્યો

કૃષ્ણ ભગવાન દ્વારકામા આવ્યા અને શતધન્વાને મારી નાખવાની અને મણિ ન મળવાની વાત પોતાની પ્રિયા સત્યભામાને કરી પછી કૃષ્ણે સસરાની ઉત્તર ક્રિયા કરાવરાવી. શતધન્વાને ઉશ્કેરણી કરનારા અક્રુર અને કૃતવર્મા દ્વારકામાથી નાસી ગયા પછી ત્યા વરસાદ ન વરસવાથી લોકો કહેવા લાગ્યા કે અક્રુર એવા પ્રતાપી છે કે તે જ્યા હોય ત્યા વરસાદ વરસે છે. તેથી ભગવાને અક્રૂરજીને બોલાવી તેમનો સત્કાર કર્યો અને પછી અક્રુરને કહ્યુ કે શતધન્વાએ સ્યમતક મણિ તમને આપેલો છે, એ વાત હુ જાણુ છુ ભલે તે તમારી પાસે રહ્યો પણ મણિના વિષયમા મારા મોટાભાઇને મારા ઉપર વિશ્વાસ આવતો નથી અને તે મણિ તમે મને દેખાડો અને ભાઇઓને શાંત કરો આથી અક્રુરે મણિ લાવી શ્રીકૃષ્ણને આપ્યો એટલે કૃષ્ણે તે મણિ સર્વને દેખાડી પાછો અક્રુરને આપ્યો

પાડવો લાક્ષા ભવનમા મળી ગયાની વાત જાણ્યા પછી તે જીવતા છે અને દ્રુપદરાજાને ત્યા સ્વયવરમા ગયા હતા તે જાણી તેમને મળવા માટે શ્રીકૃષ્ણ ઇન્દ્રપ્રસ્થ ગયા. પાડવો કૃષ્ણને જોઇ આનદ પામ્યા અને એકબીજાના કુશળ સમાચાર પૂછ્યા પછી યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણને ત્યા ચાર માસ રહેવાની પ્રાર્થના કરી જેથી શ્રીકૃષ્ણ ત્યા પાડવો સાથે રહેવા લાગ્યા એક દિવસે અર્જુન અને શ્રીકૃષ્ણ ગાઢ વનમા શિકાર કરવા માટે ગયા, ત્યા તૃષાથી આતુર થઇ બને જણ યમુના નદીના તીરે પાણી પીવા ગયા. તે વખતે તેમણે મનોહર દેખાવવાળી એક કન્યાને યમુનાના તીર ઉપર ફરતા દીઠી, એટલે તેની તપાસ કરવા કૃષ્ણે અર્જુનને મોકલ્યો. અર્જુને તે સ્ત્રીને જોઇ પૂછ્યુ કે 'તુ કોણ છે ? અને અહિ કેમ આવી છે ?' ત્યારે તેણે કહ્યું કે 'હું સૂર્યદેવની પુત્રી છુ અને વિષ્ણુને પતિ તરીકે ઇચ્છુ છુ તે માટે અહિ તપ કરૂ છુ મારૂં નામ કાલિન્દી છે. હુ ભગવાનના દર્શન થતા સુધી અહિ રહેવાની છુ.' અર્જુને તે વાત કૃષ્ણને કહી એટલે ભગવાન તે કન્યાને રથમા બેસાડી ધર્મરાજા પાસે આવ્યા.

ત્યા શ્રીકૃષ્ણે વિશ્વકર્મા પાસે પાડવોના નગરને અલૌકિક કરાવી આપ્યુ. ભગવાન ત્યા રહેતા હતા ત્યારે અગ્નિને ભક્ષણમા ખાડવવન આપવા માટે

અર્જુનના પોતે સારથી થયા હતા. તેથી અગ્નિએ પ્રસન્ન થઈ અર્જુનને ધનુષ, શ્વેત અશ્વ, રથ, અક્ષય ભાથાઓ અને કવચ આપ્યું, અગ્નિની જ્વાળામાંથી મયદાનવને મુક્ત કર્યો તેણે અર્જુનને અલૌકિક સભા સ્થાન બનાવી આપ્યું જ્યાં દુર્યોધનને જળમાં સ્થળની અને સ્થળમાં જળની ભ્રાંતિ થઈ હતી પછી કૃષ્ણ પાછા દ્વારકામાં આવ્યા. ઘેર આવી ઉત્તમ મુહુર્તમાં પોતે કાલિન્દીને પરણ્યા

પછી શ્રીકૃષ્ણે અવંતીના રાજાની બેન મિત્રવદા જે શ્રીકૃષ્ણને પરણવા આશક્ત હતી તેને તેના ભાઈઓએ કૃષ્ણને પરણતા અટકાવી હતી તેથી શ્રીકૃષ્ણે પોતાની ફોઈ રાજાધિ દેવીની પુત્રી મિત્રવિન્દાનું સવના દેખતા બલાત્કારથી હરણ કર્યું હતું પછી કૌશલ દેશના રાજા નગ્નાજીતની રૂપવતી કન્યા સત્યા અથવા નાગ્નજીતીને પરણવા માટે સાત સાંઢને જીતવાની સરત હતી તેથી પોતે કૌશલ દેશમા ગયા અને ત્યા સાતે સાંઢને નાથી સત્યાને પરણ્યા પછી અમૂલ્ય પહેરામણી સાથે રાજાએ વર કન્યાને વિદાય કર્યા.

પછી પોતાની ફોઈ શ્રુત કીર્તિની પુત્રી કેકય દેશમા જન્મેલી ભદ્રા નામની કન્યાને પરણ્યા, પછી મદ્ર દેશના રાજાની પુત્રી લક્ષ્મણાને સ્વયંવરમાંથી હરી લાવી તેની સાથે લગ્ન કર્યાં આવી રીતે કૃષ્ણને રૂક્મિણી, જાંબવતિ, સત્યભામા, નાગ્નજીતી, ભદ્રા, લક્ષ્મણા, કાલિંદી તથા મિત્રવિન્દા એ આઠ પટરાણીઓ થઈ

નરકાસુરનો વધ—ઇંદ્રનું છત્ર, દેવમાતા અદિતિના કુંડલો, અને ઇંદ્રનું મણિગિરિ નામનું સ્થાન નરકાસુર લઇ ગયો હતો તેથી ઇંદ્રે સત્યભામાને ઘેર આવી નરકાસુરના સર્વ અપરાધો શ્રી કૃષ્ણને કહ્યા જેથી સત્યભામા સાથે શ્રીકૃષ્ણ નરકાસુરના પ્રાગ્જ્યોતિષ નામના નગરમા ગયા પર્વતના તથા શસ્ત્રોનો આજુબાજુ કિલ્લો હોવાથી કોઇથી ત્યા જવાતું નહોતું. ભગવાને ત્યા જઈ ગદાથી પર્વતના કિલ્લાઓને ભાગ્યા પછી પાંચજન્ય નામનો શંખ વગાડયો, તે સાંભળી મૂર દૈત્ય ત્રિશૂલ લઇ કૃષ્ણની સામે દોડયો, કૃષ્ણે તેને ચક્રવડે મારી નાખ્યો. પછી તેના સાત પુત્રો લડવા માટે આવ્યા તે પણ ભગવાનને હાથે મરાયા એટલે પૃથ્વીપુત્ર નરકાસુર ક્રોધાવેશમા આવી ભગવાન સાથે લડવા માટે તૈયાર થયો. કૃષ્ણે તેના સૈન્યનો સંહાર કરવા માંડયો. પછી ચક્રથી નરકાસુરનું માથું કાપી નાખ્યું એટલે દેવો ખુશી થયા પછી પૃથ્વી દેવીએ શ્રીકૃષ્ણ પાસે આવી બે કુંડળો, વૈજયંતીમાળા, વરૂણનું છત્ર અને મહામણિ ભગવાનને અર્પણ કર્યા અને પછી પૃથ્વી એ ભગવાનની સ્તુતિ કરી પછી ભગવાન તેને અભયદાન આપી નર-

ભૌમાસુરના ઘરમા ગયા અને ત્યા ભૌમાસુરે રાજાઓને હરાવીને તેમની પાસેથી આણેલી રાજાઓની ૧૬ હજાર અને એક સો કન્યાને શ્રીકૃષ્ણ ભગવાને દીઠી કૃષ્ણને અદર આવેલા જોઇ તે સ્ત્રીઓ મોહીત થઈ અને દૈવે મેળવેલા મનગમતા પતિને મન વડે વરી ચૂકી, પછી કૃષ્ણે તેમની ઇચ્છાથી તે સર્વ સ્ત્રીઓને પાલખીમા બેસાડી દ્વારકામા બેસાડી દ્વારકા મોકલી તથા ઘણુ ધન દ્વારકા મોકલ્યુ, પછી કૃષ્ણે ઇંદ્રને ત્યા જઈ અદિતિને બે કુડળો આપ્યા. ત્યા ઇંદ્રે ઇંદ્રાણી સાથે રહી શ્રીકૃષ્ણની તથા સત્યભામાની પૂજા કરી. પછી સત્યભામાની પ્રેરણા ઉપરથી પારિજાતક ઝાડને ઉખેડી તે વૃક્ષને શ્રીકૃષ્ણ દ્વારકામા લાવ્યા અને સત્યભામાના ઘર પાસેના ઉપવનમા તેને રોપ્યુ પછી શ્રીકૃષ્ણ જેટલી સ્ત્રીઓ હતી તેટલા રૂપ ધારણ કરી જુદા જુદા ઘરોમા એક મુહુર્તમા શાસ્ત્રવિધિથી તે સ્ત્રીઓને પરણ્યા. પછી શ્રીકૃષ્ણ તે સ્ત્રીઓના ઘરોમા નિરતર રહીને સ્વરૂપાનદમા પરિપૂર્ણ હોવા છતા પણ પ્રાકૃત મનુષ્યની પેઠે ગૃહસ્થાશ્રમના ધર્મો પાળતા લક્ષ્મીના અશરૂપ તે સ્ત્રીઓની સાથે વિહાર કરવા લાગ્યા અને તે સ્ત્રીઓ પણ ભગવાનની સેવા કરવા લાગી તે સ્ત્રીઓ પાસે સેકડો દાસીઓ હતી છતા પણ ભગવાનને આવતા જોઇ ઉભા થઇ સામે જવુ, આસન આપવુ, પૂજન કરવુ, પગ ધોવા, પાન બીડી આપવી, પગ ચાપવા, પખો નાખવો, ચદન ચોપડવા, પુષ્પ ચઢાવવા, વાળ ઓળવા, સુવારવા નવરાવવા, જમડવા વિગેરે સેવાઓ તે સ્ત્રીઓ જાતે ભગવાનની દાસી તરીકે કરતી

**રૂક્મિણી સાથે પ્રેમ કલહ**—એક દિવસે સખીઓ સાથે રહેલા રૂક્મિણી પોતાના પર્યંક ઉપર બેઠેલા પોતાના પતિ શ્રી કૃષ્ણની ચમર ઢોળીને સેવા કરતા હતા, તેમણે શ્રીકૃષ્ણે કહ્યુ કે હે રાજપુત્રી, તમારા ભાઇઓ તમને શિશુપાલ જેવા મોટા રાજાને દીધા હતા પણ તેમને છોડી તમે અમને કેમ વર્યા ? અમે નિષ્કિચન છીએ અને ગુણો વગરના છીએ માટે હવે તમે કોઇ ઉત્તમ ક્ષત્રિયને વરો અને ઉત્તમ સુખ ભોગવો, તમારો ભાઇ રુકિમ પણ મારો દ્વેષ કરે છે અમે સ્ત્રી સતાન કે ધનની ઇચ્છાવાળા નથી અને ઉદાસીન છીએ રૂક્મિણીના મનમા હતું કે શ્રીકૃષ્ણને હુ જ બહુ વ્હાલી છુ એથી તેમનો ગર્વ ઉતારવા શ્રીકૃષ્ણે આમ પૂછ્યુ આ સાભળી રૂક્મિણી રડવા લાગ્યા, અને ભયથી તથા કલેશથી મૂર્છિત થઇ ગયા આથી કૃપાળુ ભગવાને તેમના ઉપર દયા કરી રૂક્મિણીને હાથવતી ઉઠાડી શાત કરવા લાગ્યા, અને બોલ્યા કે હે સ્ત્રી, તમારે મારા ઉપર ઇર્ષ્યા કરવી નહિ તમે મારો જ આશ્રય કર્યો છે તે હું જાણુ છું મે તો તમારૂ મુખ જોવા

માટે તમારો ઉપહાસ કર્યો હતો એટલે રૂકિમણીએ ભગવાન પોતાનો ત્યાગ કરશે એવો ભય છોડી દઇ કહ્યુ કે હું આપ વ્યાપક ભગવાનના સમાન નથી. સર્વ જગતના અધિપતિ આલોક તથા પરલોકમા કામના પુરનારા એવા આપને હું વરી છુ તમારા ચરણારવિંદ સંસારમા ભટકતી એવી જે હું તેને સદા શરણરૂપ હજો.

કૃષ્ણે કહ્યુ કે હે પતિવ્રતા સ્ત્રી, તમારી પાસેથી આવા વચનો સાંભળવાની ઇચ્છાથી મે તમારો ઉપહાસ કર્યો હતો. હે સ્ત્રી ! મારા ઘરમા ઘણી સ્ત્રીઓ છે પણ તારા જેવી સ્નેહવાળી સ્ત્રીને હું ઘરમા જોતો નથી. આમ કહી રૂકિમણીના મનનુ સમાધાન કર્યુ આવી રીતે તે ગૃહસ્થાશ્રમના ધર્મો પાળતા થકા રહેતા હતા

શ્રી કૃષ્ણની સોળ હજાર એકસો ને આઠ સ્ત્રીઓએ પ્રત્યેક દસ દસ પુત્રોને જન્મ આપ્યો હતો તે સ્ત્રીઓ જાતે જ ભગવાનની સેવા કરતી હતી. રૂક્મિણીને દસ પુત્રો હતા તેમા પ્રદ્યુમ્ન મોટા હતા ભોજકટ નગરમા રૂકમીની પુત્રી રૂકમવતીને પ્રદ્યુમ્ન પરણ્યા હતા પ્રદ્યુમ્નને બળવાન એવો અનિરૂદ્ધ નામનો પુત્ર થયો હતો રૂકમી શ્રી કૃષ્ણને મારવાનો લાગ શોધતો હતો તેણે પોતાની પુત્રી રૂકમવતીનો સ્વયવર રચ્યો હતો તેમા તે પ્રદ્યુમ્નને વરી હતી અને પ્રદ્યુમ્ને સ્વયવરમા એકઠા થયેલા રાજાઓને યુદ્ધમા જીતી રૂકમવતીનુ હરણ કર્યું હતું અને રૂકિમએ પોતાની બેન રૂકિમણીને ભલુ લગાડવા માટે ભાણેજ અનિરૂદ્ધને પોતાની પૌત્રી રોચના પરણાવી હતી અનિરૂદ્ધના વિવાહમા શ્રીકૃષ્ણ, બળભદ્ર, રૂકિમણી, પ્રદ્યુમ્ન વિગેરે ભોજકુટ નગરમા ગયા. ત્યા વિવાહ થઇ ગયા પછી કલિંગ વગેરે રાજાઓએ રૂકિમને કહ્યુ કે તું જુગાર રમીને બળભદ્રનો પરાજય કર એટલે તે બળભદ્રને બોલાવી જુગાર રમવા લાગ્યો તેમા રૂકિમ જીત્યો એટલે કલિંગ દેશનો રાજા હસવા લાગ્યા પછી રૂકિમએ એક લાખની મુડ માડી તેમા બળભદ્ર જીત્યા તોપણ કપટથી રૂકિમએ કહ્યુ હું જીત્યો તેથી ક્રોધમા આવી જઇ બળભદ્રે દસ કરોડની મુડ માડી તેમાં પણ બળભદ્ર જીત્યા, તો પણ રૂકિમએ કહ્યુ હું જીત્યો છુ એટલે આકાશવાણી થઇ કે ધર્મ પ્રમાણે બળભદ્ર જીત્યા છે. છતા રૂકિમએ બળભદ્રને હસતા હસતા કહ્યુ કે તમે વનમા ફરનારા ગોવાળીયાઓ પાસાની રમતમા જાણો નહિ આ પ્રમાણે રૂકિમએ તિરસ્કાર કરવાથી બળભદ્રે ક્રોધાવેશમા આવી મુશળ ઉગામી રૂકિમને મારી નાખ્યો, તથા કલિંગ દેશના રાજાએ હસી મશ્કરી કરી હતી તેથી તેને પકડી તેના દાંત પાડી નાખ્યા અને બીજા કેટલાકને પણ માર્યા પછી શ્રી

કૃષ્ણ અનિરૂદ્ધને નવી પરણેલી વહુ સાથે રથમા બેસાડી ભોજકટ પુરમાથી દ્વારકા પ્રત્યે આવ્યા

બાણાસુરે અનિરૂદ્ધને કેદ કરવો—મહાત્મા બળી રાજાને સો પુત્રો હતા તેમા બાણાસુર સૌથી મોટો હતો જે બળી રાજાએ વામનરૂપ થયેલા શ્રીહરિને પૃથ્વીનુ દાન આપ્યુ હતું તે બળી રાજાને બાણાસુર નામનો ઔરસ પુત્ર હતો તે સદાશિવની ભક્તિમા પરાયણ હતો બાણાસુર પૂર્વે શોણિતપુર નામના નગરમા રાજ્ય કરતો હતો દેવો તેની પાસે ચાકર તરીકે રહેતા હતા. બાણાસુરે હજાર હાથથી વાજીત્ર વગાડીને તાડવ નૃત્યમા શકરને પ્રસન્ન કર્યા, તેથી શકરે બાણાસુરને વર માગવા કહ્યુ. એટલે બાણાસુરે કહ્યુ કે ભગવાન! આપે મારા નગરના રક્ષક તરીકે રહેવુ. પછી એક દિવસે પરાક્રમના મદથી છકેલા બાણાસુરે ભગવાન શકરના ચરણ-કમળનો સ્પર્શ કરીને પાસે રહેલા શકરને કહ્યુ કે હે મહારાજ! તમે મને હજાર હાથ આપ્યા છે પણ તે તો મને ભારરૂપ થયા છે કારણકે ત્રણ લોકમા તમારા વગર બીજો કોઇ મારી સાથે લઢે તેવો હુ જોતો નથી. જ્યારે મારા હાથ વળ વળવા લાગના ત્યારે હુ લઢવાની ઇચ્છાથી પર્વતોને ભાગીને ભૂકો કરતો, અને દિગ્ગજો સાથે લઢવા ગયો પણ તે નાસી ગયા. તે સાભળી ભગવાન શકરે ક્રોધે ભરાઇ કહ્યુ કે અરે મૂઢ, જ્યારે તારી ધ્વજા ભાગશે ત્યારે તને મારા સરખા પુરૂષની સાથે તારો ગર્વ ઉતારનારૂ યુદ્ધ થશે. આ સાભળી બાણાસુર પ્રસન્ન થઇને ઘેર ગયો અને શકરના વચનની વાટ જોવા લાગ્યો

તે બાણાસુરને ઉષા નામની એક પુત્રી હતી, તેણે પૂર્વે દીઠેલા નહિ તેમ સાભળેના પણ નહિ તેવા રૂપાળા અનિરૂદ્ધની સાથે સ્વપ્નામા રતિ સમાગમ કર્યો પછી ત્યા અનિરૂદ્ધને ન જોતા. હે કાત! ક્યા છો, આમ બોલતી ઉષા એબાકળી બની સખીઓની સભામા ઉઠીને ઉભી થઇ અને લજવાઇ ગઇ આ વખતે બાણના મત્રી કુભાડની પુત્રી ચિત્રલેખા જે ઉષાની સખી હતી તેણે ઉષાને પૂછ્યુ કે અલી, તુ કોને શોધે છે? તારો શો મનોરથ છે?

આ સાભળી ઉષાએ કહ્યું કે શ્યામ રગના, કમળ જેવા નેત્રનાળા, પીળાં વસ્ત્રવાળા, મોટા હાથવાળા, સ્ત્રીઓના હૃદયમા વસી રહેલા કોઇ પણ પુરુષને મે સ્વપ્નામાં દીઠા છે તે પુરુષ પ્રથમ મને પોતાનુ અધરામૃત પાઇને પછી તેને માટે ઇચ્છા કરતી એવી મને દુખના સમુદ્રમા નાખી દઈ ક્યાંઈ પણ જતો રહ્યો છે, તે પુરુષને હુ શોધુ છું આથી ચિત્રલેખાએ

કહ્યુ કે હું તારા દુ ખને દૂર કરીશ અને તે પુરુષ જો ત્રણ લોકમા જોવામા આવશે તો હું તેને લાવી આપીશ. માટે જે પુ ષે તારા મનને હરણ કર્યું હોય તે પુરુષ મને દેખાડ. આમ કહી ચિત્રલેખાએ એક વસ્ત્ર ઉપર દેવતા, ગધર્વ, સિદ્ધ, ચારણ, નાગ, દૈત્ય, વિદ્યાધર, યક્ષ તથા મનુષ્યોને તે યથાર્થ રીતે ચીતરી કાઢયા તેમા તેણે મનુષ્યોમા શૂરને, વસુદેવને, બળભદ્રને, શ્રી કૃષ્ણને, પ્રદ્યુમ્નને ઓળખ્યા તે સર્વેને જોઇ ઉષા લજવાઇ ગઈ, તે પછી અનિરૂદ્ધને આળખેલો જોઇ ઉષા હસતા હસતા લજ્જાથી નીચુ મસ્તક ઘાલી ‘તે આ, તે આ,’ એમ બોલી યોગ વિદ્યા જાણનારી ચિત્રલેખા તેમને શ્રીકૃષ્ણના પૌત્ર સમજીને આકાશ માર્ગે શ્રીકૃષ્ણથી રક્ષાતી દ્વારકા નગરીમા ગઇ અને ત્યા ઉત્તમ પલગ ઉપર સૂતેલા અનિરૂદ્ધને યોગવિદ્યાવડે ઉપાડીને શોણિતપુરમા રહેલી સખી ઉષાને બતાવ્યો

ઉષા તે મહાસુદર અનિરૂદ્ધને જોઈ પ્રસન્નવદના થઇ ગઇ અને પુરુષોથી જોઇ શકાય નહિ તેવા પોતાના મહેલમા અનિરૂદ્ધની સાથે વિલાસ કરવા લાગી અનેક પ્રકારના ભોજન, વસ્ત્રો અને મધુર વચનોથી સેવાતા કન્યાના અત પુરમા છાના રહેલા અનિરૂદ્ધની વધુ સ્નેહ પાત્ર ઉષા નિરતર સેવા કરવા લાગી અને ઉષાએ મોહિત કરેલા અનિરૂધ્ધે દિવસોના દિવસો વહી ગયા તે જાણ્યા નહિ આ પ્રમાણે યદુવીરે ભોગવાતી અને આનદમા રહેલી ઉષાને છાના રાખી શકાય નહિ તેવા ભોગના ચિન્હો ઉપરથી તે દ્વારપાલોએ બ્રહ્મચર્ય વ્રતથી ભ્રષ્ટ થઇ છે એમ જાણ્યુ તે પછી દ્વારપાળોએ રાજાની પાસે જઈ કહ્યુ કે. હે રાજા! તમારી કુવારી પુત્રીના કુળને કલક લગાડે તેમા દુરાચરણ અમારા જાણવામા આવ્યા છે પુત્રીના દૂષણની વાત જાણી બાણાસુરના મનમા સતાપ થયો અને તે તરત કન્યાના અત પુરમા ગયો, તો ત્યા તેણે અનિરૂદ્ધને દીઠા સુદર કાતિવાળા અનિરૂદ્ધ પોતાની પ્રિયા સાથે પાસાઓથી રમતા હતા, અને ઉષાની સામા બેઠા હતા તેમને જોઇ બાણાસુર વિસ્મય પામ્યો. બાણાસુરને અત પુરમા દાખલ થયેલો જોઇ કાળની પેઠે અનિરૂદ્ધ તેને મારવાની ઈચ્છાથી લોઢાની ભોગળ ઉગામી તેની સામે ઉભા રહ્યા અને પોતાને પકડવા આવનાર યોદ્ધાઓને મારવા લાગ્યા પછી અનિરૂદ્ધને બળવાન બાણાસુરે પકડી લીધા અને ક્રોધ કરીને તેમને નાગ પાસોથી બાધી લીધા. ઉષા અનિરૂદ્ધને બધાયલા જોઇ શોક તથા ખેદથી અત્યત વિહ્વળ થઈ ગઈ અને રડવા લાગી.

અનિરૂદ્ધને અતઃપુરમા ન જોઇ દ્વારકામા પણ સર્વ શોક કરવા લાગ્યા. અને વર્ષાઋતુના ચાર માસ વીતી ગયા. પછી નારદ પાસેથી અનિરૂદ્ધને

કેદ થવાના સમાચાર તથા તેમણે કરેલુ કર્મ સાભળી શ્રીકૃષ્ણ જેના દેવ છે એવા વૃષ્ણિકુળના યોદ્ધાઓ શોણીતપુર ગયા અને ૧૨ અક્ષૌહિણી સેનાથી બાણાસુરના નગરને ઘેરી લીધુ જેથી બાણાસુર સામે લડવા આવ્યા. બાણાસુરને માટે ભગવાન શકર પણ શ્રીકૃષ્ણ અને બળભદ્ર સાથે લડવા આવ્યા શ્રીકૃષ્ણ અને શકર વચ્ચે તેમ પ્રદ્યુમ્ન અને કાર્તિક સ્વામી વચ્ચે તુમુલ યુદ્ધ થયુ શ્રીકૃષ્ણે શાર્ગ ધનુષમાથી તીક્ષ્ણ અણીવાળા બાણો મારીને ભૂત, યક્ષ વગેરે શકરના સેવકોને નસાડયા પછી પશુપનાસ્ત્રની સામે નારાયણાસ્ત્ર મૂક્યુ અને શકરને મોહિતકરી બીજી તરફથી શ્રીકૃષ્ણે બાણાસુરની સેનાને મારી નાખી જેથી બાણાસુર ક્રોધમા આવી શ્રીકૃષ્ણ સામે લડવા આવ્યો શ્રીકૃષ્ણે તેના બાણ કાપી નાખી તેના સારથીને, રથને અને ઘોડાઓને મારી પાચજન્ય શખનો નાદ કર્યો એવામા બાણાસુરની માતા કોટરા પોતાના પુત્રના પ્રાણની રક્ષા કરવા માટે નાગી નાસી છુટા કેશ મૂકી શ્રીકૃષ્ણ આગળ ઉભી રહી એટલે શ્રીકૃષ્ણ નગ્ન સ્રીને ન જોતા અવળુ મુખ કરી ઉભા રહ્યા એવામા બાણાસુર નગરમા પેસી ગયો વળી પાછો બાણાસુર રથમા બેસી યુદ્ધ કરવા આવ્યો તેણે હજાર હાથથી બાણની વૃષ્ટિ કરવા માડી પણ ભગવાને ચક્રથી તેના બાણો કાપી નાખ્યા અને બાણાસુરના હાથ કાપવા માડયા એટલે શકરે કૃષ્ણની પાસે આવી કહ્યુ કે હે દેવ! આ બાણાસુર મારો માનીતો અને પ્રિય સેવક છે, મે તેને અભયદાન આપ્યુ છે માટે આપે તેને મારવો નાહ એવી તેના ઉપર કૃપા કરો પછી કૃષ્ણે કહ્યુ કે મે પ્રલ્હાદને વર આપ્યો છે કે હુ તમારા વશજને મારીશ નહિ તેથી હું બાણાસુરને મારીશ નહિ, પણ તેનો ગર્વ ઉતારવા મે તેના હાથ કાપ્યા છે હવ તે આપના પાર્ષદોમા અસુર પાર્ષદ થઇ નિર્ભય રહેશે પછી બાણાસુરે કૃષ્ણને પ્રણામ કરી પોતાની પુત્રી ઉષા સાથે અનિરૂદ્ધને રથમા બેસાડી પોતાના નગરમા આવ્યો પછી કૃષ્ણ શકરની અનુમતિ લઇ દ્વારકા ગયા

**શ્રી કૃષ્ણે નૃગ રાજાનો ઉદ્ધાર કર્યો**—એક દિવસે સાબ, પ્રદ્યુમ્ન વિગેરે કુમારો ઉપવનમા રમવા ગયા હતા. ત્યા એક પાણી વિનાના કુવામા અદ્દભૂત પ્રાણી દીઠુ, તેને બહાર કાઢવા માડયુ પણ તે કરચલાને બહાર કાઢી શકયા નહિ એટલે કૃષ્ણને તે વાત કરી જેથી કૃષ્ણે આવી તે કરચલાને બહાર કાઢયો કૃષ્ણનો સ્પર્શ થતા તે દેવ થઇ ગયો ત્યારે કૃષ્ણે તેને કહ્યુ કે તું કોણ છે? ત્યારે તેણે કહ્યુ કે હું નૃગ નામનો રાજા અને ઇક્ષ્વાકુનો પુત્ર છુ પૃથ્વી ઉપર જેટલી રેતી છે અને આકાશમાં જેટલા

તારાઓ છે અને વર્ષાની જેટલી ધારાઓ છે તેટલી ગાયો મે દાનમાં આપી હતી, તે પણ સુપાત્ર ને ઉત્તમ બ્રાહ્મણોને આપી હતી. એક દિવસે એક બ્રાહ્મણની ગાય ભૂલી પડીને મારી ગાયોના ટોળામા મળી ગઈ અને મે અજાણતા તે ગાય બ્રાહ્મણને આપી દીધી, તે ગાય લઇને પેલો બ્રાહ્મણ જતો હતો એવામા તે ગાયનો ધણી તે ગાયને જોઇ બોલ્યો કે આ ગાય મારી છે ત્યારે પેલાએ કહ્યુ કે તે મારી છે ને મને નૃગ રાજાએ આપી છે એમ કહેતા તે બને જણ મારી પાસે આવ્યા અને મને કહેવા લાગ્યા કે તમે મને ગાય આપી છે કે કેમ ! ત્યારે બીજે કહ્યુ કે, તમે મારી ગાય ચોરી લીધી છે કે કેમ ! તે સાંભળી હું ગભરાટમા પડી ગયો એટલે મે બ્રાહ્મણોને કહ્યુ કે તમારામાથી એક જણ આ ગાય બીજાને આપી દો જે આ ગાય બીજાને આપી દેશે તેને એક લાખ સારી ગાયો આપીશ હું અજાણ્યો છુ માટે મને ધર્મસકટમાથી બચાવો. એટલે ગાયનો ધણી બોલ્યો કે હું દાન લેવા ઇચ્છતો નથી એમ કહી તે ચાલ્યો ગયો, અને બીજો પણ હું આ ગાય વગર બીજી એક લાખ ગાયો લેવા ઇચ્છતો નથી એમ કહી ચાલ્યો ગયો તે પછી હું મરી ગયો એટલે યમદૂતો મને યમપુરીમા લઈ ગયા ત્યાં યમરાજાએ કહ્યુ કે તુ પ્રથમ પાપ ભોગવીશ કે પુણ્ય એટલે મે કહ્યુ કે પહેલા પાપ ભોગવીશ એટલે તેણે મને જનાવરની યોનીમા અવતાર લેવાનુ કહ્યુ એટલે હું કરચલાના રૂપમાં થઇ અહીં પડ્યો મને પૂર્વ જન્મની સ્મૃતિ છે આપના દર્શન થવાથી મારી મુક્તિ થઇ છે હવે મને દેવલોકમા જવાની આજ્ઞા આપો. આમ કહીને કૃષ્ણને પ્રણામ કરી સર્વનાં દેખતા ઉત્તમ વિમાનમા બેસી સ્વર્ગમા ગયો પછી કૃષ્ણે પોતાના પુત્રોને કહ્યુ કે બ્રાહ્મણનુ થોડુક ધન પણ જો ખાધુ હોય તો આમના જેવા તેજસ્વી પુરુષને પણ પચતું નથી તો રાજાઓને તો કેમ જ પચે? બ્રાહ્મણના ધનને ઝેર કહ્યું છે કારણ ઝેર તો ખાનારને જ મારે છે અને બ્રાહ્મણનુ ધન બ્રાહ્મણની રજા વિના ખાધુ હોય ત્રણ પેઢીને નરકમા નાખે છે જે રાજાઓ બ્રાહ્મણોની આજીવિકા છીનવી લે છે તે રડતા બ્રાહ્મણોના આસુઓના ટીપા જેટલા રજકણોને ભીંજવે છે તેટલાં વર્ષો સુધી તે રાજાઓ કુભીપાક નરકમા પડે છે બ્રાહ્મણ અપરાધ કરે તો પણ તમે તેઓનો દ્રોહ કરશો નહિ તે મારે કે ગાળો આપે પણ તમે સદાય તેમને પ્રણામ કરજો હું સાવધાન થઈ જે પ્રમાણે બ્રાહ્મણોને પ્રણામ કરું છુ તેમજ તમે પણ કરજો. આ નૃગરાજા જાણતો નહોતો છતાં પણ બ્રાહ્મણની ગાયે તેને પશુ યોનિમા નાખ્યો તેમ બ્રાહ્મણનુ ધન પણ હરણ કરનારાને નરકમાં નાંખે છે આમ કહી શ્રીકૃષ્ણ ઘેર ગયા

બળભદ્ર સબંધીઓને મળવા માટે રથમા બેસી નંદરાયના ગોકુળમા ગયા. ત્યા સર્વ ગોવાળો અને ગોપીઓએ તેમને અભિનંદન આપ્યુ. નંદ યશોદાએ તેમને ખોળામા બેસાડી સર્વના કુશળ સમાચાર પૂછ્યા કૃષ્ણની ખબર પૂછી પછી ત્યા બળદેવજી ચૈત્ર અને વૈશાક બે મહિના રહ્યા. યમુનાના તીરે સ્ત્રીઓના મંડળથી વિટાઇ બળદેવ ત્યા રાસ રમ્યા ત્યા બળભદ્રે જળ ક્રીડા કરવા યમુનાજીને બોલાવ્યા પણ તે આવ્યા નહિ એટલે તેમણે ક્રોધ કરીને હળના અગ્ર ભાગથી યમુનાજીને પોતાની પાસે ખેચ્યાં. એટલે યમુનાજી ભયભીત થતા પાસે આવ્યા જેથી તેમણે છોડી દીધા પછી બળભદ્ર સ્ત્રીઓની સાથે જળમા વિહાર કરી બહાર નીકળ્યા બળભદ્રે જે ઠેકાણે યમુનાને ખેચ્યા હતા ત્યા હજુપણ યમુના વાકા દેખાય છે

**શ્રી કૃષ્ણે પૌંડ્રક વાસુદેવનો નાશ કર્યો**—બળભદ્ર નદરાયના વ્રજમા ગયા હતા ત વખતે હુ વાસુદેવ છુ એમ જાણતા અજ્ઞાની કરુષ દેશના રાજા પૌડ્રક વાસુદેવે શ્રીકૃષ્ણ પાસે દૂત મોકલ્યો તેણે કૃષ્ણની પાસે આવી કહ્યુ કે પૃથ્વી ઉપર હુ જ એક વાસુદેવ અવતર્યો છુ, માટે તુ મારૂ મિથ્યા-નામ મુકી દે અને અમારા ચિન્હો ધારણ કરે છે તેનો ત્યાગ કરી મારે શરણે આવ નહિ તો યુદ્ધ કર આ સાભળી સર્વ હસવા લાગ્યા પછી ભગવાને દૂતને કહ્યુ કે તારા રાજાને કહે જે કે હુ તારા ચિહનો ઉતરાવીશ અને તુ રણભૂમિ ઉપર રવડીશ પછી કૃષ્ણ રથમા બેસી કાશી તરફ ગયા. બહારથી પૌડ્રક પણ કૃષ્ણને ચઢી આવેલા જોઈ સૈન્ય સાથે નગરમાથી બહાર આવ્યો પૌડ્રકનો મિત્ર કાશીરાજા પણ તેની સાથે ચઢી આવ્યો, તે રાજાએ શખ, ચક્ર, તરવાર, શાગ અને શ્રીવત્સના ચિહનો ધારણ કર્યા હતા, કઠમા કૌસ્તુભ મણિ પહેર્યો હતો, પીળા પીતામ્બર પહેર્યા હતા અને ધજામા ગરૂડનુ ચિન્હ હતુ તેનો કૃત્રિમ વેશ જોઈ કૃષ્ણ ખૂબ હસ્યા બને વચ્ચે યુદ્ધ થયુ તેમા ભગવાને ચક્ર વડે પૌડ્રકનુ માથુ કાપી નાખ્યુ અને કાશી રાજાને પણ મારી નાખ્યો પછી કૃષ્ણ દ્વારીકામા પધાર્યા પછી કાશી રાજાના પુત્ર સુદક્ષિણે નિશ્ચય કર્યો કે પિતાને મારનારનો હુ નાશ કરી તે શ્રી શકરની પૂજા કરવા લાગ્યો પછી કાશી વિશ્વનાથ તેના ઉપર પ્રસન્ન થયા અને વર માગવા કહ્યુ એટલે તેણે પિતાને મારનારનો નાશ કરવાનો ઉપાય માગ્યો એટલે શકરે કહ્યુ કે તુ બ્રાહ્મણ સાથે રહી દક્ષિણાગ્નિનુ અભિચાર ( મારણ )ના પ્રયોગથી પૂજન કર જેથી અગ્નિદેવ તારી ઇચ્છા પૂર્ણ કરશે, પણ તે બ્રાહ્મણોનું અપમાન કરનારા ઉપર ચાલશે, બીજા ઉપર ચાલશે નહિ. પછી સુદક્ષિણે શ્રીકૃષ્ણ ઉપર અભિચાર પ્રયોગ કરવા માટે તે

પ્રયોગ આરંભ્યો, એટલે ભયંકર શિખાવાળો અગ્નિ બહાર નીકળ્યો અને દશ દિશાને કંપાવતો દ્વારકા તરફ દોડયો. કૃષ્ણને તેની ખબર મળી એટલે તેનો નાશ કરવા માટે સુદર્શનચક્ર ફેંક્યું એટલે સુદક્ષિણે મુકેલા અભિચાર અગ્નિએ પાછા વળી કાશીમાં આવી સુદક્ષિણને બાળી ભષ્મ કર્યો એટલે સુદર્શનચક્ર પણ પાછું ભગવાન પાસે આવ્યું

**બળભદ્રે દ્વિવિદ વાનરનો નાશ કર્યો**—દ્વિવિદ નામનો મહા પરાક્રમી વાંદરો હતો તે નરકાસુરનો મિત્ર હતો, તે વાનર પોતાના મિત્ર નરકાસુરનું વેર વાળવા માટે ગામડાઓ બાળતો હતો અને કૃષ્ણ ગોપમંડળમાં રહેતા હતા તેથી ત્યાં વધુ દુઃખ દેતો હતો. તે વાનર એક વખતે સુલલિત ગીત સાંભળીને રૈવતાચલ નામના પર્વત ઉપર આવ્યો ત્યાં સ્ત્રીઓના ટોળામાં બળભદ્રને ઉભેલા દીઠા. ત્યાં તે વાનરે વૃક્ષની ડાળી ઉપર ચઢીને વૃક્ષોને કંપાવવા લાગ્યો અને પોતાનું શરીર દેખાડી ખીખી શબ્દ કરવા લાગ્યો બળદેવની તરૂણ સ્ત્રીઓ જે સ્વાભાવિક રીતે ચપળ હતી અને હસમુખી હતી, તે વાનરનું નિર્લજ્જપણું જોઈ હસવા લાગી અને વાનર પણ બળભદ્રના દેખતા નિર્લજ્જ થઈ શરીર દેખાડતો સામો ધસી આવવા લાગ્યો. એટલે બળભદ્રે તેને પથ્થર માર્યો, પણ તેને ન ગણી તે વાનર સ્ત્રીઓના લુગડાં ફાડવા લાગ્યો જેથી બળદેવ કોપી ઉઠયા અને મુશળથી તેનું માથું ભાગી નાખ્યું છતાં તે વાનર ઉભો થઈ ઝાડો ઉખાડી લાવી સામો મારવા લાગ્યો એટલે બળદેવે તેને પકડી તેની હાંસડી ઉપર મુઠીનો પ્રહાર કરી તેને મારી નાખ્યો પછી બળભદ્ર પોતાના નગરમાં આવ્યા

**બળભદ્રે સાંબને મુક્ત કરી હસ્તિનાપુરને ખાંચું કર્યું**—યુદ્ધમાં વિજય કરનારો જાંબવતીનો પુત્ર સાંબ દુર્યોધનની પુત્રી લક્ષ્મણાને સ્વયંવરમાંથી હરી ગયો, તેથી કૌરવો ક્રોધ કરીને કહેવા લાગ્યા કે આ છોકરો આપણો તિરસ્કાર કરી આ કન્યાને હરી ગયો માટે તેને કેદ કરો એટલે સાંબને પકડવા કર્ણ વિગેરે મહારથીઓ તેની પાછળ પડયા, પછી ઘણા પરિશ્રમે યુદ્ધમાં સાંબને પકડી, પોતાની કન્યાને લઈ કૌરવો હસ્તિનાપુર આવ્યા આ વાત નારદના કહેવાથી યાદવોએ સાંભળી ક્રોધ કર્યો, પછી યાદવોએ કૌરવો સાથે યુદ્ધ કરવાનો વિચાર કર્યો પણ બળભદ્ર કૌરવો અને યાદવો વચ્ચે કલેશ થાય તે જોવા રાજી નહતા તેથી પોતે હસ્તિનાપુર ગયા અને કૌરવોને કહ્યું કે તમે ઘણા જણા મળી એક બાળકને અધર્મથી જીતી લઈ કેદ કર્યો છે પણ આપણી વચ્ચે કલેશ ન થાય માટે હું તે સહન કરૂં છું હવે તમે તે કુમારને કેદમાંથી છુટો

કરો પણ કૌરવોએ તે વાત માની નહિ એટલે બળદેવ ક્રોધ કરી હાથમાં હળ લઈ ઉભા થયા અને હસ્તિનાપુરને ઉખેડી ગંગામાં નાખવા માટે ખેંચવા લાગ્યા તે જોઈ કૌરવો ગભરાયા અને સઘળા કૌરવો પોતાના કુટુંબ સાથે લક્ષ્મણાને અને સાંબને આગળ કરી બે હાથ જોડી પ્રભુ બળભદ્રને શરણે ગયા, અને બળભદ્રને પ્રણામ કર્યા, એટલે બળદેવે તેમને તમે ડરશો નહિ એમ કહી અભયદાન આપ્યું પછી દુર્યોધને અસંખ્ય ધન, હાથી, ઘોડા, દાસીઓ પુત્રીને પહેરામણીમાં આપ્યું પછી બળભદ્ર દીકરા અને વહુ સાથે ત્યાંથી દ્વારકા આવ્યા

શ્રીકૃષ્ણનું પ્રત્યેક રાણીઓના ઘરમાં જોઈ નારદને આશ્ચર્ય થવું—નરકાસુરને કૃષ્ણે માર્યો એમ સાંભળી, તથા એક શ્રીકૃષ્ણે ઘણી સ્ત્રીઓ સાથે વિવાહ કર્યો એમ સાંભળી નારદજીને તે જોવાની ઇચ્છા થઈ નારદ મનમાં વિચાર કરવા લાગ્યા કે શ્રીકૃષ્ણ એકલા એક દેહથી એક જ વખતે જુદા જુદા મહેલોમાં સોળ હજાર સ્ત્રીઓ સાથે પરણ્યા એ આશ્ચર્યકારક છે આ પ્રમાણે શ્રીકૃષ્ણનો વૈભવ જોવા માટે દેવર્ષિ નારદજી દ્વારકાં આવ્યા દ્વારકામાં સોળહજાર સ્ત્રીઓના મહેલોથી શોભી રહેલું મનોહર એવું શ્રીકૃષ્ણનું અંતઃપુર હતું આ મહેલોમાં એક મનોહર મહેલ જે લક્ષ્મીજીનો મહેલ હતો તેમાં નારદજી પેઠા ત્યાં ઉત્તમ શોભા તેમના જોવામાં આવી. તે ઘરમાં પોતાનાજ જેવા ગુણ, રૂપ અને અવસ્થાવાળી સુંદર વસ્ત્રાભૂષણવાળી હજારો દાસીઓ છતાં પણ લક્ષ્મીજી પોતે આખો દહાડો સોનાની દાંડીવાળા ચમર અને પંખાથી શ્રીકૃષ્ણને પવન ઢોળ્યા કરતા હતા. તે ભગવાનને નારદે દીઠા

નારદજીને જોઈ શ્રીકૃષ્ણ તરત રૂક્મિણીના પલંગ ઉપરથી ઉભા થયા અને નારદજીને પ્રણામ કરી આસન ઉપર બેસાડ્યા શ્રીકૃષ્ણે શાસ્ત્રવિધિથી દેવર્ષિ નારદનું પૂજન કર્યું પછી કહ્યું કે હે મુનિ, કહો અમે તમારૂં શું કામ કરીએ એટલે નારદે કહ્યું કે હું આપના ચરણારવિંદનું ધ્યાન કરતો ત્રણ લોકમાં ફરૂં છું માટે મને આપનું સ્મરણ રહે એવી રીતે આપ મારા ઉપર અનુગ્રહ કરો આમ કહી નારદ ત્યાંથી ઉઠી શ્રીકૃષ્ણની બીજી સ્ત્રીને મહેલે ગયા ત્યાં પણ શ્રીકૃષ્ણને પોતાની પ્રિયાની તથા ઉદ્ધવની સાથે પાસાઓની રમત રમતા દીઠા ત્યાં પણ શ્રીકૃષ્ણે તેમનો ઉભા થઇ દેવર્ષિ નારદનો સત્કાર કર્યો વળી નારદ ત્યાંથી ઉઠી ત્રીજે ઘેર ગયા ત્યાં પણ શ્રીકૃષ્ણને પોતાના બાળકો રમાડતા દીઠા. વળી ચોથે ઘેર ગયા તો ત્યાં કૃષ્ણ ન્હાવાની તૈયારી કરતા દીઠા આવી રીતે ભગવાનને નારદે દરેક મહેલમાં

દીઠા. પછી મુખ મલકાવી નારદે શ્રીકૃષ્ણને કહ્યું કે હે યોગેશ્વર ! તમારી યોગ માયાઓ આપના ચરણની સેવાથી જાણવામા આવે છે માટે હે દેવ ! હું ત્રણે લોકને પવિત્ર કરનારી તમારી લીલાનુ ગાયન કરતો આ ત્રણે લોકમાં ફરૂ એવી આજ્ઞા આપો આ રીતે શ્રીકૃષ્ણને એકને જ સર્વ સ્ત્રીઓના મહેલમા રહેલા દીઠા અનત પરાક્રમવાળા શ્રીકૃષ્ણની યોગમાયાનો મોટો ઉદય જોઈ જેમને કૌતુક થયુ હતું એવા નારદજી આશ્ચર્ય પામ્યા. અને શ્રીકૃષ્ણે સત્કાર કરેના નારદજી પ્રસન્ન થઈ ભગવાનનુ સ્મરણ કરતા ત્યાથી ગયા

એક વખતે શ્રીકૃષ્ણ સભામા બેઠા હતા એવામા એક દૂતે આવી જરાસધે ઘણા રાજાઓને કેદ કર્યા હતા, તે કેદ સબધી દુખ નિવેદન કર્યું જે રાજાઓ જરાસધના દિગ્વિજય વખતે તેને નમ્યા નહતા, તે ૨૦ હજાર રાજાઓને તેણે ગિરિવ્રજ નામના કિલ્લામા બનાત્કારથી કેદ કર્યા છે તેમણે કહ્યુ છે કે: જરાસધ અમને પીડે છે માટે આપને ઘટે તે કરો. આપ તેમનુ કલ્યાણ કરો, એવામા નારદે આવી કહ્યુ કે યુધિષ્ઠિર રાજા ચક્રવર્તિપણાની ઇચ્છાથી રાજસૂય નામનો મહા યજ્ઞ કરીને આપનુ પૂજન કરવાની ઇચ્છા રાખે છે માટે આપે ત્યા પધારવુ ઘટે છે એટલે રાજસૂય યજ્ઞમા જવુ અને રાજાઓનુ રક્ષણ પણ કરવુ જોઇએ

એવા વિચારથી શ્રીકૃષ્ણ વડીલ જનોની અનુમતિ લઈ ઇદ્રપ્રસ્થ જવા તૈયાર થયા પ્રથમ પુત્રો, દાસ દાસીઓને મોકલ્યા પછી શ્રીકૃષ્ણ તથા બળભદ્ર રથમા બેસી સેના સાથે તથા સ્ત્રીઓ સાથે ઇદ્રપ્રસ્થ જવા નીકળ્યા. શ્રીકૃષ્ણે રાજાઓના દૂતને કહેવરાવ્યુ કે તુ રાજાઓને કહેજે કે તમે ડરશો નહિ હું જરાસધનો બીજા પાસે નાશ કરાવી તમારૂ કલ્યાણ કરીશ. આમ કહી તેને વિદાય કર્યો અને શ્રીકૃષ્ણ પણ ઇંદ્રપ્રસ્થ ગયા કૃષ્ણને જોઇ યુધિષ્ઠિર વિગેરે પાડવોને હર્ષ થયો તેમણે તેમને મોટા આદરથી સામે જઇ તેડી લાવ્યા, અને રાજ મહેલમા પધરાવ્યા. સર્વે મળી પરસ્પર આનદવાર્તા કરવા લાગ્યા અર્જુન સાથે રહેતા શ્રીકૃષ્ણે અર્જુનને સહાય આપી અગ્નિને ખાડવવનથી તૃપ્ત કરાવ્યો, યુધિષ્ઠિરને દિવ્ય સભા કરાવી આપી, તે શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને સારૂ લગાડવા કેટલાક મહિના સુધી ઇદ્રપ્રસ્થમા રહ્યા.

**ભીમસેન દ્વારા જરાસંધનો નાશ**—એક વખતે યુધિષ્ઠિરે રાજસભામા બેસી શ્રીકૃષ્ણને કહ્યું કે હું રાજસૂય નામના મહાયજ્ઞ વડે દેવતાઓનુ યજન કરીશ માટે આપ તે કાર્ય પૂર્ણ કરજો આથી કૃષ્ણે કહ્યું કે: આ રાજસૂય યજ્ઞ શ્રેષ્ઠ છે, માટે તમે સર્વ રાજાઓને જીતી એ મહાયજ્ઞ

કરો એ સાભળી યુધિષ્ઠિર પ્રસન્ન થયા અને પોતાના ભાઇઓને દિગ્વિજય કરવા મોકલ્યા સહદેવને સૃંજયો સાથે દક્ષિણ દિશામા દિગ્વિજય કરવા મોકલ્યો, નકુળને પશ્ચિમમા વિજય કરવા મોકલ્યો અર્જુનને ઉત્તર દિશામા વિજય કરવા મોકલ્યો અને ભીમસેનને મત્સ્ય, કેકય અને મદ્રરાજાની સાથે પૂર્વ દિશામા વિજય કરવા મોકલ્યો તે વીરપુરુષોએ રાજાઓને હરાવી તે તે દિશાઓમાથી ઘણુ ધન હરી લાવી ધર્મરાજાને આપ્યુ પછી ભીમસેન, અર્જુન, તથા શ્રીકૃષ્ણ બ્રાહ્મણનો વેશ લઇ ગિરિવ્રજમા જરાસધને ત્યા ગયા ક્ષત્રિયો બ્રાહ્મણનો વેશ લઇ અતિથિ સત્કારને વખતે બ્રાહ્મણનો સત્કાર કરનારા અને ગૃહસ્થ એવા જરાસધને ઘેર ગયા અને તેની પાસે યાચના કરી કે જે વસ્તુની અમે ઇચ્છા કરીએ તે વસ્તુ આપ

જરાસધ આ ત્રણે જણને આ ક્ષત્રિયો છે એમ જાણીને તેમ પૂર્વ કોઇ ઠેકાણે તેમને જોયેલા છે એવો વિચાર કરવા લાગ્યો આ ક્ષત્રિયો છે પણ તેમણે બ્રાહ્મણનો વેશ લીધો છે માટે મારી પાસે માગે તે હુ તેમને આપુ, એમ વિચાર કરીને જરાસધે તેમને કહ્યુ કે હે બ્રાહ્મણો, તમારી ઇચ્છા હોય તે માગો, હું તમને મારૂ મસ્તક પણ આપીશ ભગવાને કહ્યુ કે જો તમે અમારી કામના પૂર્ણ કરવા ધારતા હો તો અમને દ્વદ્વ યુદ્ધ આપો, અમે ક્ષત્રિય છીએ અને યુદ્ધને અર્થે આવ્યા છીએ આ કુતાના પુત્ર ભીમસેન છે, આ તેનો ભાઈ અર્જુન છે અને હું તે બન્નેના મામાનો પુત્ર અને તારો શત્રુ છુ

આ સાભળી જરાસધ હસ્યો અને ક્રોધથી બોલ્યો કે અરે મૂર્ખ લોકો હું તમારી ઇચ્છા પ્રમાણે યુદ્ધ આપીશ વળી હે કૃષ્ણ, તું બીકણ થઇ મથુરા છોડી દ્વારકા ગયા છે માટે તારી સાથે હુ યુદ્ધ કરીશ નહિ આ અર્જુન તો મારા સમાન નથી ઘણો બળવાન નથી અને ભીમસેન મારા સરખો બળવાન છે માટે હુ તેની સાથે લ્હડીશ, આમ કહી તેણે ભીમને એક મોટી ગદા આપી બીજી ગદા પોતે લઇ નગરની બહાર નીકળ્યો અને ત્યા રણસગ્રામમા બને યોદ્ધાઓ ગદાયુદ્ધ કરવા લાગ્યા એક બીજાને અથડાવાથી ગદા તો ભાગી ગઇ એટલે બે જણ મુઠ્ઠીથી લઢવા લાગ્યા. આમ યુદ્ધ કરતા ૨૭ દિવસ વીતી ગયા એક દિવસે ભીમે પોતાના મામાના પુત્ર શ્રીકૃષ્ણને કહ્યુ કે હે માધવ, હું જરાસધને યુદ્ધમા જીતવા સમર્થ નથી શ્રીકૃષ્ણ જાણતા હતા કે જરાસધ જન્મ્યો ત્યારે બે ફાડીયા રૂપે જન્મ્યો હતો અને તેનુ મરણ પણ તેના બે ફાડચા કરવાથી થશે. આ ઉપરથી શ્રીકૃષ્ણ પોતાના તેજથી ભીમના બળમા વધારો કરતા વિચાર

કરવા લાગ્યા કે આના ફાડીયા કેવી રીતે કરવા? પછી શ્રીકૃષ્ણે હાથમાં ઝાડની ડાળી લઇ હું જેમ આ ડાળીને ફાડી નાખુ છુ તેમ તુ આને બે પગ વચ્ચેથી ફાડી નાખ, આવી સજ્ઞાથી શત્રુને મારવાનો ઉપાય બતાવ્યો. તે સંકેત જાણી ભીમસેને જરાસંધને બે પગ પકડીને પૃથ્વી ઉપર પટક્યો અને પોતાના પગવતી તેનો એક પગ દાબી બીજા પગને બે હાથથી ઝાલીને મોટો હાથી જેમ ઝાડની ડાળીને ચીરી નાખે તેમ તેને ગુદાના ભાગથી ચીરી નાખ્યો એટલે મગધ દેશનો રાજા જરાસંધ મરણ પામ્યો. અને શ્રીકૃષ્ણ તથા અર્જુને ભીમને ભેટી તેનો સત્કાર કર્યો પછી શ્રીકૃષ્ણે જરાસંધના પુત્ર સહદેવને મગધ દેશના રાજ્યાસન ઉપર અભિષેક કર્યો અને જરાસંધે જે રાજાઓને કેદ કર્યા હતા તેમને કેદખાનામાથી છુટા કર્યા, આવી રીતે ૨૦ હજાર ને આઠસો રાજાઓ પર્વતની ગુફામાથી બહાર નીકળ્યા, તેમણે શ્રીકૃષ્ણના દર્શન કર્યા. પછી તેમને સ્નાન કરાવી ઉત્તમ વસ્ત્રાલંકારો પહેરાવી, સારા ભોજનો જમાડી પ્રસન્ન કર્યા, પછી તેમને રાજી કરી પોતપોતાના દેશમા મોકલ્યા. પછી કૃષ્ણ ભીમ અર્જુન સાથે ઇંદ્રપ્રસ્થ આવ્યા

શિશુપાલ વધ—યુધિષ્ઠિર તેમને આવેલા જોઈ પ્રસન્ન થયા. પછી તેમણે રાજેસર યજ્ઞ કરવાની શરૂઆત કરી વરણુમા વેદવ્યાસ, ભરદ્વાજ વિગેરે ઘણા મુનિઓને વરાણ્યા, સર્વ રાજાઓ યજ્ઞ જોવા આવ્યા હતા, દેવ જેવા કાંતિવાળા વિપ્રો મહારાજા યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞ કરાવવા લાગ્યા. પછી સોમરસ કાઢવાને દિવસે યુધિષ્ઠિરે ઋત્વિજોની તથા સભા પતિઓની પૂજા કરવ નો આરભ કર્યા તે વેળા સભાસદો વિચાર કરવા લાગ્યા કે: સભાસદોમા પ્રથમ પૂજા કરવા યોગ્ય કોણ છે? તે વખતે સહદેવ બોલ્યા કે યાદવોના પતિ શ્રીકૃષ્ણ ભગવાન પૂજા પાત્ર છે તે એક અદ્વિતીય બ્રહ્મ છે માટે પ્રથમ તેમનુ પૂજન કરો આ સાભળી સર્વે મહાપુરુષોએ કહ્યુ કે બરાબર છે એટલે યુધિષ્ઠરે પ્રેમથી વિહ્વળ થઇ શ્રીકૃષ્ણનુ પૂજન કર્યું. આ પ્રમાણે શ્રીકૃષ્ણનો સત્કાર થયેલો જોઇ સર્વ લોકો બે હાથ જોડી તેમને નમસ્કાર કરવા લાગ્યા એટલે કૃષ્ણના ગુણનુ વર્ણન સાભળી શિશુપાલ કોપી ઉઠ્યો અને ઉભો થઈ બે હાથ ઉંચા કરી સભા વચ્ચે નીડરતાથી શ્રીકૃષ્ણને તીક્ષ્ણ વચનો સભળાવતો તેમની નિંદા કરવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે મહર્ષિઓને મૂકી કુળને કલક લગાડનાર એક ગોવાળીયો પૂજાને કેમ યોગ્ય કહેવાય! તે વર્ણ, આશ્રમ તથા કુળથી ભ્રષ્ઠ છે. સ્વચ્છદી અને ગુણહીન છે માટે તેની પૂજા કેમ કરો છો! વિગેરે કહેતા

લાગ્યો પણ સિંહ જેમ શિયાળના બોલવાને ઉત્તર આપે નહિ તેમ શ્રી કૃષ્ણે તેને કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ તેમ તેમ તે વધુ ગાળો દેવા લાગ્યો એટલે ભગવાનની નિંદા ન સહન કરનારા ત્યાંથી બહાર નીકળ્યા વળી ભગવાનની નિંદા સાંભળી પાંડુના પુત્રો, મત્સ્યો, કૈકેયો વિગેરે ક્રોધમાં આવી જઈ શિશુપાલનો નાશ કરવા તૈયાર થયા એટલે શિશુપાલ ગભરાયા વગર કૃષ્ણના પક્ષના રાજાઓનો તિરસ્કાર કરતો હાથમાં ઢાલ અને તલવાર લઇ ઉભો. એટલે શ્રીકૃષ્ણ ભગવાને પોતાના પક્ષના લોકોને અટકાવી પોતેજ ક્રોધથી ચક્રવડે શિશુપાલનું માથું કાપી નાખ્યું શિશુપાલ મરાતા મોટો કોલાહલ થયો, તેના પક્ષના રાજાઓ નાસી ગયા અને વેર બુદ્ધિથી શિશુપાલ શ્રીકૃષ્ણનું ધ્યાન કરતો હોવાથી તે કૃષ્ણરૂપ થઇ સ્વર્ગે ગયો

પછી યુધિષ્ઠરે ઋત્વિજોને દક્ષિણાઓ આપી સર્વેનો સત્કાર કરી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અવભૃથ સ્નાન કર્યું પછી શ્રીકૃષ્ણે યુધિષ્ઠર પાસે યજ્ઞ કરાવી કેટલાક દિવસ ત્યાં રહ્યા, પછી પોતે તેમની રજા લઈ મંત્રીઓ અને સ્ત્રીઓ સાથે દ્વારકામાં ગયા અને દુર્યોધન વિના બીજા સર્વ રાજા યુધિષ્ઠરની અભ્યુદયવાળી લક્ષ્મી જોઇ પ્રસન્ન થયા

યુધિષ્ઠરના રાજસૂય યજ્ઞમાં ભીમસેન રસોડાના અધ્યક્ષ હતા, સહદેવ પૂજાના કામ ઉપર નીમાયા હતા, નકુળ સર્વ સામગ્રી એકઠી કરવા નીમાયા હતા, અર્જુન ગુરુની સેવા કરવાના કામમાં નીમાયા હતા શ્રીકૃષ્ણ મહાત્મા પુરુષોના ચરણ ધોવાના કામ ઉપર નીમાયા હતા, દ્રૌપદી પીરસવાના કામમાં અધ્યક્ષ નીમાયા હતા, ઉદાર કર્ણ દાનના કામમાં નીમાયો હતા. તે સર્વ યુધિષ્ઠરનું પ્રિય કરવા તે વખતે કામે લાગેલા હતા શિશુપાળ શ્રી કૃષ્ણ ચરણમાં ગતિ પામ્યા પછી સૌએ ગંગામાં અવભૃત સ્નાન કર્યું અને સર્વે યુધિષ્ઠરના યજ્ઞના વખાણ કરતા હતા

એક વખતે યુધિષ્ઠર રાજાના અંતઃપુરમાં ઘણી લક્ષ્મી જોઇ અને તેના રાજસૂય યજ્ઞનો મોટો મહિમા જોઇ દુર્યોધન મનમાં સંતાપ કરવા લાગ્યો. વળી દ્રૌપદીમાં મન લલચાવાથી દુર્યોધનના મનમાં સંતાપ થવા લાગ્યો. એક દિવસે યુધિષ્ઠર રાજા સોનાના સિંહાસન ઉપર મયદાનવે બનાવેલી સભામાં બેઠા હતા તે વખતે અભિમાની દુર્યોધન હાથમાં તરવાર લઇ ત્યાં આવ્યો. આ સભામાં સ્થળને જળ છે આમ ભ્રાંતિથી માની તેણે પોતાના વસ્ત્રોના છેડા ઉંચા લીધા અને જળને ભ્રાંતિથી સ્થળ માની આગળ જતા તેમાં પડયો, જેથી ભીમસેન અને બીજી સ્ત્રીઓ હસી પડયા તેથી દુર્યોધન લજાઈ ગયો અને છાનોમાનો હસ્તિનાપુર ગયો

**શ્રીકૃષ્ણે શાલ્વને માર્યો**—શિશુપાલનો મિત્ર શાલ્વરાજા રૂક્મિણીના વિવાહમાં આવ્યો હતો ત્યારે યાદવોએ તેને તથા જરાસંધને હરાવ્યા હતા તેથી શાલ્વે પ્રતિજ્ઞા કરી હતી કે આ પૃથ્વીમાં યાદવોનું બીજ પણ રહેવા દઈશ નહિ, એવી પ્રતિજ્ઞા કરી તેણે શંકરની ઉપાસના કરવા માંડી અને શંકર પાસે દેવ, ગંધર્વ, અસુર કે મનુષ્ય કોઈથી નાશ ન કરી શકાય તેવું યાદવોને ત્રાસ આપે તેવું વિમાન માગ્યું એટલે શંકરે મય પાસે લોઢાનું વિમાન રચાવી તેને આપ્યું એ વિમાનપર બેસી શાલ્વ દ્વારકામાં ચઢી આવ્યો અને વિમાનમાંથી શસ્ત્રોની વૃષ્ટિ કરવા માંડી. આ વખતે શ્રીકૃષ્ણ ઇન્દ્રપ્રસ્થ ગયા હતા એટલે પ્રદ્યુમ્ન તેની સામે લડવા ગયો. બંનેને ઘણું યુદ્ધ થયું. તેમાં શાલ્વે પ્રદ્યુમ્નને ગજવેલની ગદા વક્ષસ્થળમાં મારી તેથી સારથી તેને રણમાંથી દૂર લઈ ગયા પ્રદ્યુમ્નને બે ઘડી પછી ભાન આવ્યું. એટલે પાછો રણભૂમિમાં ગયો અને ૨૭ રાત્રિ સુધી તુમુલ યુદ્ધ કર્યું. એવામાં ઇન્દ્રપ્રસ્થમાંથી શ્રીકૃષ્ણ તથા બળભદ્ર આવી પહોંચ્યા બળભદ્રને દ્વારકાની રક્ષા કરવા મૂકી કૃષ્ણ શાલ્વ રાજા સાથે લડવા ગયા પછી તેની સાથે યુદ્ધ કરતા શ્રીકૃષ્ણે તેની હાંસડી ઉપર ગદા મારી એટલે તે લોહી ઓકતો અદૃશ્ય થઈ ગયો પછી વળી માયાવી બની બનાવટી વાસુદેવને લાવી કૃષ્ણને બતાવી તેમનું માથું કાપી નાખ્યું પણ કૃષ્ણે જાણ્યું કે આ તો માયાની વાત છે શાલ્વ પાછો ગદા લઈ કૃષ્ણ પાસે ધસી આવ્યો એટલે કૃષ્ણે ચક્રવતી શાલ્વનું માથું કાપી નાખ્યું.

પછી મિત્રોનું વેર વાળવા દંતવક્ત્ર ચઢી આવ્યો, અને યુદ્ધ કરવા લાગ્યો તેને પણ શ્રીકૃષ્ણે ગદાથી મારી નાખ્યો વળી તેનો ભાઈ વિદૂરથ ચઢી આવ્યો તેને પણ મારી નાખ્યો અને આવી રીતે શત્રુઓનો નાશ કરી શ્રીકૃષ્ણ દ્વારકામાં આવ્યા.

**બળદેવની યાત્રા**—કૌરવો અને પાંડવોની સાથે યુદ્ધ કરવાની તૈયારી કરે છે એમ સાંભળી મધ્યસ્થ રહેનારા બળદેવજી તીર્થયાત્રા કરવાનું બ્હાનું કાઢી દ્વારકામાંથી નીકળ્યા. પ્રભાસમાં સ્નાન કરી સરસ્વતી નદીના સામા પ્રવાહે ચાલ્યા પૃથુદક, બિન્દુસર, ત્રિતકૂપ, સુદર્શન, વિશાલ, બ્રહ્મતીર્થ ચક્રતીર્થ, પ્રાચી એવી સરસ્વતી નદી તથા ગંગા, યમુના નદી ઉપર થઈ બીજાં તીર્થો ઉપર ગયા ત્યાંથી નૈમિષારણ્યમાં ગયા જ્યાં ઋષિઓ યજ્ઞ કરતા હતા બળદેવજીને આવેલા જોઈ ઋષિઓએ પ્રણામ કરી તેમનો સત્કાર કર્યો. ત્યાં વેદવ્યાસના શિષ્ય રોમહર્ષણને એક ઉંચા આસન ઉપર બેઠેલા દીઠા, તે બળદેવની સામે ઉભો થયો નહિ અને તેમને નમસ્કાર પણ કર્યા નહિ. તે

પ્રતિલામ જાતિનો સુત છતાં બ્રાહ્મણો કરતા ઉંચા આસન ઉપર બેઠો હતો તેથી તેને બળદેવજીએ ગુસ્સે થઇ મારી નાખ્યો એટલે બીજા મુનિઓ કહેવા લાગ્યા કે હે પ્રભો ! તમે અધર્મ કર્યો, તમે અજાણતા બ્રહ્મહત્યા કરી છે માટે તમારે બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત કરવું

બળદેવજીએ કહ્યું કે શું પ્રાયશ્ચિત કરવું ત્યારે તેમણે કહ્યું કે ઇલ્વલનો પુત્ર બલ્વલ દૈત્ય છે તે દરવર્ષે આવી અમારા યજ્ઞને અભડાવે છે માટે તેને મારી નાખો અને પછી બાર મહિના સુધી ભારતની પ્રદક્ષિણા કરી તીર્થોમાં સ્નાન કરશો એટલે શુદ્ધ થશો આ પછી પર્વ આવ્યું એટલે બલ્વલે નાખેલી અપવિત્ર વસ્તુઓ યજ્ઞમાં પડવા લાગી એટલે બળદેવે હળવડે તે દૈત્યને ખેંચી મુશળ માર્યું કે તે દૈત્ય મરી ગયો, એટલે મુનિઓ રાજી થયા પછી મુનિઓની આજ્ઞા લઇ બળદેવજી સરયુ નદીમાં સ્નાન કરી પ્રયાગમાં ગયા અને ત્યાં તર્પણ કરી પુલહાશ્રમ પાસે આવ્યા પછી ગંડકી, વિપાશા, અને શોણ નદીમાં સ્નાન કરી ગયામાં જઇ પિતૃઓનું તર્પણ કરી ગંગા સાગરના સંગમમાં નાહ્યા પછી મહેન્દ્રાદ્રિ ઉપર ચઢી પરશુરામના દર્શન કરી ત્યાંથી સપ્ત ગોદાવરી, વેણા, પંપા, અને ભીમરથી નદીમાં ન્હાયા પછી શ્રી કાર્તિક સ્વામીના દર્શન કરી શૈલ પર્વત ઉપર ચઢયા, ત્યાંથી દ્રવિડદેશમાં વેંકટેશ્વર ભગવાનના દર્શન કરી કાંચીપુરીમાં ગયા ત્યાંથી કાવેરી નદી ઉપર ગયા ત્યાંથી શ્રીરંગ નામના પવિત્ર તીર્થમાં ગયા ત્યાંથી સેતુ ઉપર ગયા, પછી દક્ષિણ સમુદ્ર પાસે ગયા ત્યાં કન્યા નામના દુર્ગા દેવીના દર્શન કર્યા. પછી અનંતપુરમાં જઇ પંપા સરોવરમાં ન્હાયા પછી બળદેવજી કેરલ અને ત્રિગર્ત દેશમાં જઇ ગોકર્ણ નામના શંકરના ક્ષેત્રમાં ગયા, ત્યાંથી દંડકારણ્યમાં જઇ રેવા નદી ઉપર ગયા અને પછી પ્રભાસમાં આવ્યા

ઘેર આવ્યા ત્યારે બ્રાહ્મણોના કહેવા ઉપરથી જાણ્યું કે કૌરવ પાંડવોની લડાઇમાં સર્વ ક્ષત્રિયોનો નાશ સાંભળીને શ્રીકૃષ્ણે પૃથ્વીનો ભાર ઉતાર્યો એમ પોતે માન્યું પછી ભીમ તથા દુર્યોધન રણભૂમિ ઉપર ગદાયુદ્ધ કરતા હતા તેમને વારવા માટે બળદેવજી કુરૂક્ષેત્રમાં આવ્યા યુધિષ્ટર વિગેરે પાંડવો અને શ્રીકૃષ્ણે બળદેવજીને આવેલા જોઇ પ્રણામ કર્યા. પછી બળદેવે દુર્યોધન તથા ભીમને ગદાયુદ્ધ ન કરવા સમજાવ્યા પણ તે બેમાંથી કોઇએ તેમનું માન્યું નહિ એટલે પોતે પાછા દ્વારકામાં આવ્યા પાછા બળદેવજી નૈમિષારણ્યમાં આવ્યા અને ત્યાં બ્રાહ્મણોએ આનંદથી તેમને સર્વ યજ્ઞોથી શ્રી હરિનું યજન કરાવ્યું પછી બળદેવજીએ મુનિઓને આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો.

**શ્રીકૃષ્ણ અને સુદામા**—શ્રી કૃષ્ણને સુદામા નામનો એક બ્રાહ્મણ

મિત્ર હતો, તે જ્ઞાન અને જીતેન્દ્રિય હતો, દૈવેચ્છાથી મળે તે ઉપર નિર્વાહ કરતો હતો અને ગૃહસ્થાશ્રમી હતો, તે જીર્ણ વસ્ત્ર પહેરતો, તેની સ્ત્રી પણ જુના વસ્ત્રો પહેરતી અને ભુખથી દુર્બળ થઇ ગઈ હતી છતા પતિવ્રતા હતી. એક દિવસે દરિદ્ર એવી તે પતિવ્રતા સ્ત્રીએ ધ્રુજતા ધ્રુજતા કરમાયેલા મુખે પતિની પાસે જઇ તેમને કહ્યું કે હે મહારાજ, સાક્ષાત લક્ષ્મીના પતિ શ્રી કૃષ્ણ તમારા મિત્ર છે, બ્રાહ્મણોને માન આપનારા છે, એ શ્રી કૃષ્ણની પાસે તમે જાઓ અને તે તમારા દુખી થતા કુટુંબને ઘણુ ધન આપશે. હમણાં ભગવાન દ્વારકામા રહે છે તે ભોજ વૃષ્ણી અને અંધકના અધિપતિ છે આ પ્રમાણે સ્ત્રીએ કોમળતાથી ઘણીવાર સુધી પ્રાર્થના કરી એટલે શ્રી કૃષ્ણના દર્શન એજ મોટો લાભ છે એવો વિચાર કરી તે બ્રાહ્મણે દ્વારકા જવા માટે વિચાર કરી પોતાની સ્ત્રીને કહ્યુ કે હે સ્ત્રી! ઘરમા કંઇ ભેટ આપવા જેવી વસ્તુ છે? જો હોય તો આપ, એટલે તે બ્રાહ્મણીએ ચાર મુઠી પૌવા માગી લાવી તેને લુગડાના કટકામ બાંધી શ્રીકૃષ્ણને ભેટ આપવા માટે પોતાના પતિને આપ્યા

સુદામા તે પૌવા લઈ શ્રીકૃષ્ણ ભગવાનના દર્શન કેવી રીતે થશે એમ વિચાર કરતો દ્વારકામા ગયો ત્યા યાદવોના મહેલો વચ્ચે એક મહેલ હતો, તે ઘરની અંદર તે ગયો ત્યા જેમ બ્રહ્માનંદના સુખમા લીન થયો હોય તેવો તેને આનંદ થયો તે મહેલમા શ્રીકૃષ્ણ ભગવાન કે જે પોતાની પ્રિયતમાના પલંગ ઉપર બીરાજેલા હતા તે દૂરથી બ્રાહ્મણને આવતો જોઇ તરત ઉઠીને સામા ગયા અને પ્રેમથી તેને બે હાથવડે આલિંગન આપ્યુ. પોતાના પ્રિયમિત્ર બ્રહ્મર્ષિના શરીરનો સ્પર્શ થવાથી શ્રીકૃષ્ણ અત્યંત સુખ પામ્યા અને તેમને હર્ષાંસુ આવ્યા પછી તે મિત્રને પલંગ ઉપર બેસાડી તેના પુજનની સામગ્રી પોતાને હાથે લાવી તેના પગ ધોયા અને બ્રાહ્મણના ચરણનુ જળ માથે ચઢાવ્યુ પછી સુદામાના શરીર ઉપર દિવ્ય ગંધ, ચંદનનો લેપ કરી, પૂજા કરી

આ વખતે જીર્ણ વસ્ત્રવાળા, મલીન શરીરવાળા દુર્બળ અને જેના આખા શરીરે નાડીઓ તરી આવી હતી એવા સુદામાને શ્રીકૃષ્ણના સ્ત્રી લક્ષ્મી પોતે ચામર લઇ પવન ઢોળવા લાગ્યા અને તે મેલા જેવા બ્રાહ્મણનો અતિ પ્રીતિથી ભગવાને સત્કાર કર્યો, તે જોઈ અંતપુરના સર્વ મનુષ્યો આશ્ચર્ય પામ્યા અને કહેવા લાગ્યા કે આ ધન વિનાના અધમ, નિંદાપાત્ર, મલિન ભિક્ષુકે આ લોકમા એવુ શુ પુણ્ય કર્યુ હશે કે જે પુણ્યના પ્રભાવથી ત્રણ લોકના ગુરૂ અને લક્ષ્મીના નિવાસરૂપ શ્રીકૃષ્ણ ભગવાને તેનો સત્કાર

કર્યો અને પલંગ ઉપર બેઠેલા લક્ષ્મીજીનો પણ અનાદર કરીને જેમ બંધુને આલિંગન કરે તેમ તેને આલિંગન કર્યું.

બન્ને એક બીજાનો હાથ ઝાલી પોતે આગળ ગુરુને ઘેર સાથે રહેતા તે સબંધી વાતો કરવા લાગ્યા. ભગવાને પુછ્યું કે હે મહારાજ! તમે ગુરુને ઘેરથી આવ્યા પછી સ્ત્રીને પરણ્યા છો કે નહિ? હું ધારું છું કે તમારું મન ઘણું કરીને ઘરમાં પણ વિષયલંપટ થતું નહિ હોય! તેમ તમને ધન ઉપર અત્યંત રૂચિ થતી નહિ હોય. આપણે બે ગુરૂને ઘેર સાથે રહેતા હતા તે તમને સાંભરે છે કે? હે મિત્ર જેનાથી જન્મ થાય છે તે પિતા આ લોકમાં પહેલો પુરુષ છે. દ્વિજ વર્ણને ઉપનયન સંસ્કાર આપીને જે વેદ ભણાવે છે તે બીજો ગુરૂ છે અને આશ્રમવાળાઓને જે બ્રહ્મવિદ્યા ભણાવે છે તે ત્રીજો ગુરુ છે. આ ત્રણમાં પહેલો પૂજ્ય ગણાય છે, બીજો સારી પેઠે પુજ્ય ગણાય છે અને ત્રીજો તો સાક્ષાત્ મારૂં રૂપ જ ગણાય છે. હું ગુરુની સેવાથી જેવો સંતુષ્ટ થાઉં છું તેવો બીજાથી થતો નથી.

હે બ્રાહ્મણ! આપણે ગુરુને ઘેર જે વખતે રહેતા હતા તે વખતે એક દિવસે ગુરુની સ્ત્રીએ આપણને લાકડાં લેવા માટે વગડામાં મોકલ્યા હતા તે સમયે દૈવ ગતિથી જે કંઇ થયું હતું તે સાંભરે છે કે? આપણે લાકડાં લેવા માટે વનમાં પેઠા હતા ત્યારે ઋતુ વગર મહા પવન ફુંકાવા લાગ્યો અને વરસાદ વરસવા માંડ્યો હતો તથા તીક્ષ્ણ ગર્જનાઓ થવા માંડી હતી, અને સર્વ જળમય થઇ ગયું હતું. પાણી પાણી થઇ ગયેલા વનમાં ભારે પવન અને પાણીથી પીડા પામતા લાકડાની ભારીઓ ઉપાડી આપણે ઘેર આવતા હતા, ત્યારે સાંદિપનિ મુનિ આપણને શોધવા આવતા હતા તે તમને સાંભરે છે કે! ગુરૂના અનુગ્રહથી જ પુરુષ સંપૂર્ણ શાંતિને પામે છે.

બ્રાહ્મણ સુદામાએ કહ્યું કે—હે જગતના ગુરુ અમે કે જેઓ સત્ય સંકલ્પવાળા આપની સાથે ગુરૂને ઘેર રહેવું થયું હતું તેને કંઇ વસ્તુ અપૂર્ણ હોય! આપ ગુરૂને ઘેર રહ્યા હતા તે મનુષ્ય લીલાનું અત્યંત અનુકરણ હતું.

આમ વાતો કરતા શ્રી કૃષ્ણ ભગવાન જે સર્વ પ્રાણીઓના મનની વાત જાણતા હતા અને આ બ્રાહ્મણ ભેટ કરવા પૌંવા લાવ્યો છે પણ મને આપતા લજાય છે એમ જાણી બોલ્યા કે હે મિત્ર! તમે મારે માટે ઘેરથી શી ભેટ લાવ્યા છો? ભક્તો પ્રેમથી થોડું પણ અર્પણ કરે છે તે હું તેને ઘણું કરીને જ માનું છું અને અભક્તો ઘણું લાવે છે તો પણ હું તેથી પ્રસન્ન થતો નથી. શાન્ત બુદ્ધિવાળો પુરૂષ ભક્તિપૂર્વક મને પત્ર પુષ્પ, ફળ કે જળ આપે છે તે હું ભક્તિથી અર્પણ કરેલું હોવાથી સ્વીકારી લઉં છું.

આ પ્રમાણે ભગવાને કહ્યુ તો પણ બ્રાહ્મણ સુદામા લજ્જાથી નીચુ મુખ કરી બેસી રહ્યો પણ તેણે લક્ષ્મીના પતિ ભગવાનને સાથે આણેલા પુવા આપ્યા નહિ ભગવાને તેના આવવાનુ કારણ જાણી વિચાર કર્યો કે આ મારો મિત્ર પૂર્વે લક્ષ્મીની ઇચ્છાથી મને ભજતો નહતો પણ હમણા તે પોતાની પતિવ્રતા સ્ત્રીને રાજી કરવા માટે મારી પાસે આવ્યો છે માટે દેવતાને પણ દુર્લભ એવી સપત્તિઓ હુ તેને આપુ આવો વિચાર કરીને તે બ્રાહ્મણની પાસે લુગડાના કટકામા બાધેલા પુવાને લઇને આ શુ છે એમ કહી તે ચીંદરડીને પોતાના હાથથી છોડીને તેમાથી પુવા લીધા અને કહ્યુ કે હે મિત્ર! આ તો હુ બહુજ પ્રસન્ન થાઉં એવી વસ્તુ તમે મને ભેટ આપી છે આમ કહી તેમણે એક મુઠી પુવા ખાધા અને બીજી મુઠી ભરવા જાય છે ત્યા લક્ષ્મીજીએ તેમનો હાથ પકડી કહ્યુ કે એટલુ જ બસ છે. હવે બીજી મુઠી ખાઇ શુ મને પણ તેને સોપવી છે ?

પછી સુદામા રાત્રે ભગવાનને ત્યા રહ્યો ખાનપાન કરી જાણે સ્વર્ગમા આવ્યો હોય તેવુ સુખ માનવા લાગ્યો સવાર થતા ભગવાન તેને વળાવા ગયા અને વિનયના વચન કહી તેને પ્રસન્ન કર્યો તે બ્રાહ્મણ રાજી થતો પોતાને ગયો તેણે ભગવાન પાસેથી કંઇ ધન પણ માગ્યુ નહિ, તેમ ભગવાન પાસેથી તેને કાઇ ધન મળ્યુ પણ નહિ. સુદામાએ જતા જતા વિચાર કર્યો કે ભગવાનનુ બ્રાહ્મણપણુ મારા જોવામા આવ્યુ કારણ કે વક્ષસ્થળમા લક્ષ્મીને ધરનારા ભગવાન હુ કે જે મહાદરિદ્ર છુ તેનુ આલિંગન કર્યુ હુ દરિદ્ર અને નીચ કયા અને લક્ષ્મીના નિવાસ રૂપ શ્રીકૃષ્ણ કયા તેમણે મને બ્રાહ્મણ જાતિનો જાણી બે હાથથી મારૂ આલિગન કર્યું અને બેસવાના પલગ ઉપર પોતાના ભાઈની પેઠે મને બેસાડ્યો અને રસ્તાનો થાક ઉતારવા ભગવાનની રાણીઓએ મને ચામર લઈ પવન નાખ્યો તેમ ભગવાને ચરણો ચાપવા વિગેરે સેવા કરીને મારી પૂજા કરી. ભગવાનના ચરણનું પૂજન સર્વ સપત્તિઓના કારણ રૂપ છે તથાપિ આ નિર્ધન બ્રાહ્મણને ધન મળશે તો તે બહુજ ગર્વિષ્ટ થઈ જશે અને મારૂ સ્મરણ કરશે નહિ એમ ધારી દયાળુ ભગવાને થોડુ પણ ધન મને આપ્યુ નહિ

આવો વિચાર કરતો કરતો સુદામા પોતાના ઘર પાસે આવ્યો તો ત્યા તે ઘર સૂર્ય, જેવા ઝગઝગાટ પ્રકાશતા મોટા મહેલોથી ચારે તરફ વિટાયલુ જોયુ. ત્યા વિચિત્ર ઉપવનોને વાડીઓમા પક્ષીઓ મધુર શબ્દો કરી રહ્યા હતા શણગારેલા પુરૂષો અને મરઘાનયની નારીઓ આમતેમ ફરતી હતી. તે જોઇ આ સ્થાનક કોનુ હશે એમ તે વિચાર કરવા લાગ્યો

એવામા તો ત્યા દિવ્ય કાંતિવાળા પુરૂષો અને સ્ત્રીઓ મધુર ગાયનો અને વાજીંત્રોથી તેને માન આપવા લાગ્યા પતિને આવેલા જોઈ તેની લક્ષ્મી સમાન રૂપવતી સ્ત્રી ઘણી પ્રસન્ન થઇ અને આદર સાથે ઘરમાથી બહાર નીકળી પતિને જોઇ પતિના ચરણમા નમી પડી. દેવાંગના જેવી ઉત્તમ વસ્ત્રાલંકારો ધારણ કરેલી દાસીઓ સાથે પોતાની સ્ત્રીને જોઇ તે બ્રાહ્મણ આશ્ચર્ય પામ્યો અને પ્રસન્ન થતો ઘરમા ગયો તે ઘર ઇંદ્રભવન જેવુ હતું હાથી દાંતના ને સોનાના પલંગો, સોનાની દાંડીવાળા ચમરો હતા સુવર્ણના કોમળ પાથરણા પાથરેલા હતા આ ઘરમા સર્વ સંપત્તિ જોઇ તેનુ કારણ જાણવામા ન આવતા બ્રાહ્મણ સ્થિર થઈ વિચાર કરવા લાગ્યો કે આ સમૃદ્ધિ આવી ક્યાથી ! હું દરિદ્ર હતો, તેને આવી સમૃદ્ધિ મળવાનુ કારણ ભગવાનની કૃપા દૃષ્ટિ વગર બીજુ કાંઈ નથી ભગવાન પોતે ઘણુ આપ્યા છતા થોડુ માને છે અને ભક્ત થોડુ કર્યું હોય તો તેને ઘણુ માને છે. કારણ મે આપેલી પુવાની એક મુઠી પણ ભગવાને પ્રીતિથી ગ્રહણ કરી લીધી માટે મને તો પ્રત્યેક જન્મમા ભગવાનની સાથે જ સબંધ હજો. ધનવાનોને ધનના મદથી નીચ અવતારો આવે છે, તે જોઇ ભગવાન પોતાના વિવેકી ભક્તને વિચિત્ર સંપત્તિ, રાજ્ય કે વિભૂતિઓ આપતા નથી પણ દૃઢ ભક્તિ જ આપે છે આ પ્રમાણે વિચાર કરી સુદામા અતિ આસક્તિ રહિત થઈ સ્ત્રીની સાથે વિષયોના ઉપભોગ કરવા લાગ્યા

શ્રીકૃષ્ણને બ્રાહ્મણો જ ઇષ્ટદેવ રૂપ છે, તેમને બ્રાહ્મણો કરતા બીજું કંઇ પણ માન્ય નથી આ રીતે સુદામા પણ ભગવાનનુ ધ્યાન કરવા લાગ્યો અને અંતે દેહાભિમાન રહિત થઈ ભગવાનના ધામને પામ્યો.

શ્રીકૃષ્ણ ભગવાને બળદેવજી તથા યાદવો સાથે દૈત્યોનો નાશ કર્યા પછી કૌરવ પાંડવો વચ્ચે મહા કલેશ ઉપજાવી પૃથ્વીનો ભાર ઉતાર્યો હતો શ્રીકૃષ્ણે પાંડવોને સહાય કરી અર્જુનના સારથી તરીકે કામ કર્યું હતુ. દુર્યોધને પાંડવો સાથે જુગારની રમત રમી, તેમનુ અપમાન કર્યું દ્રૌપદીને સભા વચ્ચે કેશ ઝાલી ખેંચી આણી ચીર ખેંચ્યા ત્યારે શ્રીકૃષ્ણે દ્રૌપદીનાં ચીર પૂર્યાં હતા લાખાભવનમા પાંડવોને બાળી નાખવા દુર્યોધને પ્રયત્ન કર્યો પણ તેમાથી બચી ગયા પાંડવોને વનવાસમાથી પાછા આવ્યા પછી કૌરવોએ રાજ્યમા ભાગ ન આપ્યો ત્યારે શ્રીકૃષ્ણ પાંડવો તરફથી કૌરવોને સમજાવવા ગયા હતા પણ દુર્યોધને ન માનવાથી ૧૮ દિવસ સુધી મહાભારત યુદ્ધ થયુ તેમા કૌરવો મરાયા અને પાંડવો જીત્યા હતા તે વખતે કૃષ્ણે અર્જુનના સારથી તરીકે રહી પાંડવોને સહાય કરી હતી. કૃષ્ણે પૃથ્વીનો

ભાર ઉતાર્યો પણ હજુ યાદવોનું કુળ ઉભુ હતું તેથી તેમા માંહોમાંહે કલહ કરાવી તેમનો સહાર કરવાનો વિચાર કર્યો.

પાડવ અને કૌરવોને યુદ્ધ થયુ ત્યારે બન્ને જણુ કૃષ્ણને સગા થતા હોવાથી કૃષ્ણની સહાય માગવા ગયા ત્યારે કૃષ્ણે દુર્યોધનને કહ્યુ કે હું યુદ્ધ કરવા ઉભો રહેવાનો નથી, સૈન્ય જોઇએ તો તે મોકલીશ જેથી દુર્યોધને સૈન્ય માગ્યુ અર્જુન સહાય માગવા આવ્યા એટલે કૃષ્ણે અર્જુનને પણ તેમ કહ્યુ એટલે અર્જુને કહ્યુ કે તમે યુદ્ધ ન કરશો પણ તમે અમારી સાથે રહેજો એટલે કૃષ્ણે દુર્યોધન તરફ પોતાની ૧ અક્ષોહિણી સેના સાથે કૃતવર્માને મોકલ્યા અને પોતે અર્જુન સાથે ગયા

કૌરવ પાડવોના યુદ્ધ વખતે અર્જુનને પોતાના સબધીઓને મારવા ને ઠીક ન લાગ્યુ જેથી કૃષ્ણે અર્જુનને યુદ્ધ કરવા ઉપદેશ આપ્યો તે શ્રી ભગવદ્‌ગીતા તરીકે પ્રસિદ્ધ છે આ ભગવદ્‌ગીતા સર્વમાન્ય છે તે ઉપરથી જ કૃષ્ણ ઇશ્વરાવતાર હતા એમ લાગ્યા વગર રહેશે નહિ અર્જુનને રાજ્ય માટે કુળનો નાશ થશે એમ લાગ્યાથી મૂર્છા આવી અને લડાઇ કરતા અટક્યા ત્યારે કૃષ્ણે કહ્યુ કે કૌરવોનો નાશ થવાનો જ છે. માત્ર નિમિત્તરૂપ તારે થવાનુ છે અને તેમનો નાશ થયેલો પોતાની માયાથી જણાવ્યો વળી કહ્યુ કે આ દેહમા જે જીવાત્મા રહે છે તે શરીરનો ત્યાગ કરી બીજામા પ્રવેશ કરે છે, ત્યારે જેમ વાયુ સાથે પુષ્પનો સુવાસ લઇ જાય છે તેમ જીવાત્મા પણ મન અને બીજી ઈંદ્રિયોને પોતાની સાથે લઇ જાય છે. ઉપાધીજ મનુષ્યને પુનર્જન્મ કરાવનારી છે અને કૈવલ્ય મોક્ષને પામવાનું સાધન માત્ર એક કેવળ શુદ્ધ ચૈતન્યની ઉપાસના અને તેની જ એકાગ્રતા કરી તેમા લીન થવુ એ છે એ વિગેરે ઉત્તમ બોધ ગીતામા આપ્યો છે તે અર્જુનને કહ્યુ. એટલે અર્જુનનો વ્યામોહ દૂર થતા તે લડાઈ કરવા તૈયાર થયો

યુદ્ધમા કૃષ્ણે શસ્ત્ર ન ઝાલવુ એવો નિયમ હતો તોપણ જ્યારે અર્જુન ભીષ્મના બાણુથી મૂર્છિત થઇ પડયા ત્યારે કૃષ્ણે સુદર્શન ચક્ર હાથમા લઇ સર્વને થથરાવ્યા હતા. આ યુદ્ધમા પાડવોને શ્રીકૃષ્ણ વારવાર સલાહ આપી યુક્તિઓ બતાવતા, અને તેમા કૌરવોનો પરાજય કરાવી પોતાના ભક્ત પાડવોને જીતાડયા હતા યુદ્ધ પુરૂ થતા યુધિષ્ઠરને રાજ્યાભિષેક કરાવી પોતે દ્વારકામાં આવ્યા.

હવે પૃથ્વી ઉપર યાદવોનો ભાર ઉતારવાનુ કામ બાકી હતું એક વખત યાદવોના કુમારોએ જાબવતીના પુત્ર સાબને સ્ત્રીનો વેશ પહેરાવી

સાથે લીધો અને તે રમતા રમતા ઋષિઓ પાસે જઈ અવિજયી થઈ વિનયનો ડોળ ઘાલી ઋષિઓના ચરણનો સ્પર્શ કરી પૂછવા લાગ્યા કે હે મુનિઓ, આ ગર્ભવતી સ્ત્રી છે તેને પુત્ર અવતરશે કે પુત્રી? આ પ્રમાણે મશ્કરી કરવાથી ઋષિઓ કોપી ઉઠયા અને બોલ્યા કે, ઓ મૂર્ખો! આ સ્ત્રી મુસળને જન્મ આપશે અને તે તમારા કુળનો નાશ કરશે. તે સાભળી છોકરાઓ ભયભીત થયા અને સાબનુ પેટ છોડી જોયુ તો તેમા લોઢાનુ મુસળ જોયુ. અને ગભરાતા તે મુસળને લઈ ઘેર ગયા અને ઘેર જઈ યાદવોની સભામા ઉગ્રસેન રાજાને તે મુસળની વાત કહી પણ કૃષ્ણને તે વાત કહી નહિ બ્રાહ્મણોનો શાપ સાભળી તેઓ ભયભીત થયા પછી ઉગ્રસેને કૃષ્ણની સલાહ લીધા વગર તે મુસળને ઘસાવીને તેની નાની લોઢાની કટકી બાકી રહી તેને સમુદ્રમા નખાવી દીધી તે લોઢાની કટકી કોઈ મત્સ્ય ગળી ગયો અને તે મુસળને ઘસતા જે ભૂકો થયો હતો તે પાણીના લોઢવતી તણાતો સમુદ્રના તીરો ઉપર લાગી ગયો તેમાથી પાન ઉગી નીકળી પછી મચ્છીમારોએ માછલા પકડવા સમુદ્રમા જાળ નાખી તેમા પેલા મત્સ્યને પણ પકડયો તેને ચીરતા તેના પેટમાથી લોઢાની કણી નીકળી. તેને મચ્છીમારે પોતાના બાણનુ ફણુ બનાવ્યુ

શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને ભક્તિનો ઉપદેશ કર્યો હતો. પછી ઉદ્ધવજી બદ્રિકાશ્રમમા ગયા, પછી કૃષ્ણે યાદવોને કહ્યુ કે દ્વારકામા હવે મોટા ઉત્પાતો થાય છે માટે આપણે હવે તો બે ઘડી પણ અહિ રહેવુ નહિ. માટે સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોએ અહીંથી શખોદ્ધારમા જવુ અને આપણે પ્રભાસમા જઈશુ, જ્યા સરસ્વતી નદી પશ્ચિમ સમુદ્ર તરફ વહે છે, ત્યા નાહી ઉપવાસ કરીને પવિત્ર થઈશુ યાદવોએ પણ તેમ કરવાનુ કહ્યુ એટલે નૌકામા બેસી સાગર તરી રથોમા બેસી યાદવો પ્રભાસમા ગયા. યાદવોએ પ્રભાસમા મૈરય નામની ઉત્તમ પ્રકારની મદિરા પીધી, જે મદિરા પીવાથી મનુષ્યોની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે યાદવો મહામદમત્ત થઈ ગયા, તેઓનુ મન ગર્વિષ્ટ થયુ તેમની વચ્ચે મોટો કજીઓ થઈ પડયો. અને ક્રોધના આવેશમા આવી શસ્ત્રધારી યાદવો સમુદ્ર તીરે હાથમા ધનુષ, તરવાર વિગેરે હથીયારો લઈ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. અને સામસામા લડવા લાગ્યા. પ્રદ્યુમ્ન, સાબ, અક્રુર, કૃત વર્મા, અનિરૂદ્ધ, સાત્યકી વીગેરે યાદવો પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. અને એક બીજાને મારવા લાગ્યા. પુત્રો પિતા સાથે, ભાઈ ભાઈ સાથે, ભાણેજો મામા સાથે લડવા લાગ્યા શાસ્ત્રો ભાગી ગયા એટલે સમુદ્રના તીર ઉપર ઉગેલી પાનને હાથવતી ઉપાડવા લાગ્યા, હાથની મુઠીથી

ઉપાડેલી પાનો વજ્ર જેવી ભોગળો થઈ પડી અને યાદવો તે પાનોથી પરસ્પરને મારવા લાગ્યા આ વખતે કૃષ્ણ તેમને વારવા માડયા એટલે યાદવો શ્રીકૃષ્ણને પણ મારવા લાગ્યા અને યાદવો શ્રીકૃષ્ણ અને બળભદ્ર પણ શત્રુ ગણી મારવા લાગ્યા એટલે કૃષ્ણ અને બળદેવ પણ ક્રોધ કરી હાથમાં રહેલી પાનોરૂપી ભૂગળોને ઉગામતા ફરવા લાગ્યા અને યાદવોનો નાશ કરવા લાગ્યા બ્રાહ્મણના શાપથી આ પ્રમાણે યાદવો એક બીજા સાથે લડી મર્યા. આ પ્રમાણે યાદવો નાશ પામ્યા પછી બાકી રહેલા કૃષ્ણ ભગવાને માન્યુ કે હવે પૃથ્વીનો ભાર ઉતાર્યો

પછી બળદેવે સમુદ્ર તીર ઉપર યોગાભ્યાસથી પરમાત્માનુ ધ્યાન ધરી પોતાના સ્વરૂપને પરબ્રહ્મમા જોડી મનુષ્ય દેહનો ત્યાગ કર્યો

શ્રીકૃષ્ણ પણ બળભદ્રનુ નિર્વાણ જોઇ પીપળાની પાસે આવી છાનામાના પૃથ્વી ઉપર બેઠા. તે સમયે કૃષ્ણ અત્યત શોભાયમાન ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કર્યુ તે સ્વરૂપ ધુમાડા વિનાના અગ્નની માફક પોતાની કાંતિથી દિશાઓને અધારા રહિત કરતુ હતુ. શરીર તપાવેલા સુવર્ણ સરખુ હતુ. જમણા સાથળ ઉપર કમળના જેવો રાતો ડાબો પગ ચઢાવી બેઠા હતા. એ સમયે જરા નામનો પારધી જેણે મુશળથી બાકી રહેલી લોઢાની કટકીમાથી બાણનુ ફળ બનાવ્યુ હતુ તેણે મૃગના મુખ સરખા આકારવાળા ભગવાનના ચરણને અજાણપણે મૃગ સમજીને તેને બાણથી વિધી નાખ્યા. પછી ભગવાનને જોઇ ભયથી અપરાધી પારધી પાસે આવી મસ્તક નમાવી બોલ્યો કે હે કૃષ્ણ ! મે પાપીએ આ કામ અજાણતા કર્યું છે માટે આપે આ પાપીને ક્ષમા કરવી જોઇએ જેથી કૃષ્ણે કહ્યુ કે તુ ડર નહિ, આ કાર્ય મે મારી ઇચ્છાથીજ કર્યું છે એવામા ભગવાનને શોધતો દારૂક સારથી ત્યા આવી ચઢયો. એટલે કૃષ્ણે તેને કહ્યુ કે હે સારથી ! તુ હવે દ્વારકામા જા અને આ પરસ્પર મારામારી કરવાથી સબધીઓના મરણની, બળભદ્રના નિર્વાણ થવાની અને મારી આ દશાની સર્વ વાત સબધીઓને કહે અને તેઓને કહેજે કે તમારે તમારા બધુઓએ હવે દ્વારકામા રહેવુ ઠીક નથી મે ત્યાગ કરેલી દ્વારકાપુરીને સમુદ્ર બોળી દેશે માટે તમે સર્વ પોતપોતાના પરિવાર સાથે અમારા માતાપિતાને લઇ અર્જુનની રક્ષા તળે રહી ઇંદ્રપ્રસ્થમા જાઓ. આ સાભળી દારૂક સારથી ખેદ પામ્યો અને ભગવાનને પ્રણામ કરીને દ્વારકાપુરીમાં ગયો. અને ભગવાને પોતાના આત્માને બ્રહ્મમા જોડી દઇ નેત્ર મીંચી દીધાં. અને પછી ભગવાન સ્વર્ગે ગયા.

યાદવોના મરણની અને ભગવાન સ્વર્ગે ગયાની વાત જાણી દ્વારકાના લોકો શોકથી મૂર્છિત થઇ ગયા, ભગવાનના વિરહથી ઘણાએ પ્રાણોનો ત્યાગ કર્યો સ્ત્રીઓએ પોતાના પતિઓને આલિંગન કરી ચિતામા પ્રવેશ કર્યો, રૂકિમણી વીગેરે સ્ત્રીઓએ કૃષ્ણમય થઈ અગ્નિમા પ્રવેશ કર્યો અર્જુને પોતાના પ્રિય મિત્ર શ્રીકૃષ્ણના વિયોગથી ખિન્ન થઇ કુરૂક્ષેત્રના યુદ્ધમા શ્રી કૃષ્ણે કહેલા ગીતાના ઉત્તમ વચનો સ્મારી પોતાના ચિત્તને શાત કર્યું પછી અર્જુને મરણ પામેલા નિર્વંશ બધુઓની ઉત્તર ક્રિયા કરી, શ્રીકૃષ્ણે ત્યાગ કરેલી દ્વારકાને શ્રીભગવાનનુ એક ઉતમ મદિર મુકીને સમુદ્રે એક ક્ષણમા બોળી દીધી એ મદિરમા ભગવાન શ્રીકૃષ્ણ નિત્ય વાસ કરીને રહે છે

પછી અર્જુને સ્ત્રીઓ, બાળકો વિગેરે જે મરતા બચી ગયા હતા તે સર્વને ઇદ્રપ્રસ્થમા લઈ જઇ રાખ્યા અને ત્યા વજ્ર નામને રાજ્યાભિષેક કર્યો. આ પ્રમાણે ઇશ્વરાવતાર શ્રીકૃષ્ણ ભગવાને લીલા કરી હતી

આ પ્રમાણે ઇશ્વરના અવતાર શ્રીકૃષ્ણ પરમાત્મા અને બળભદ્રના ચરિત્રો મનન કરવા યોગ્ય છે શ્રીકૃષ્ણે ગોપીઓ સાથે રાસક્રીડા કરી હતી તે બાળવયમા જ્યારે ગોકુળમા રહેતા હતા ત્યારે તે પછી તો તેમને ઉપવિત આપી ગુરૂને ઘેર અભ્યાસ કરવા મોકલ્યા હતા બાળવયે નિર્દોષ ભાવે તે ગોપીઓ સાથે ખેલ્યા હતા છતા અત્યારે તેમનુ કેટલાક ઢોગી ગુરૂઓ અનુકરણ કરી રાસ ક્રીડા કરવાનો ઢોગ કરી અનીતિના માર્ગે વળી વર્ણાચરણ વિરૂદ્ધ કામ કરે છે તે ઘણુ જ નિન્દનીય છે ત્રીસ ચાલીસ વરસની ઉમ્મરે પરસ્ત્રીઓ સાથે રાસક્રીડા કરવાનો ઢોગ કરવા અને કૃષ્ણના નામે અનીતિ કરવી એ તો નિન્દનીય છે કૃષ્ણ તો સાક્ષાત્ પરમાત્માનો અવતાર હતા જેમના મુખે ગીતા જેવુ ઉતમ શાસ્ત્ર ગવાયુ તે કૃષ્ણ ભગવાન સર્વાંશે નિર્દોષ અને ઉચ્ચ ચારિત્ર્યશીલ હોય તેમા કાઇ નવાઈ નથી

આપણે તેમાથી બોધ લેવો ઘટે છે હવે આ કથા આજે બધ કરીશુ અને હવે પછી કાલથી ઇશ્વરના તેવીસમા અવતાર બુદ્ધદેવનુ જીવન ચરિત્ર કહીશુ

આ પછી કથા બધ થઇ અને શ્રોતાજનો વેરાઈ ગયા

---



## પ્રકરણ ૩૭ મું.

### બુદ્ધચરિત્ર

આજે મહાત્માજીએ સર્વ શ્રોતા મંડળ ભરાતા બુદ્ધ ભગવાનની કથા શરૂ કરી બુદ્ધ ભગવાન પણ ઇશ્વરના ૨૨મા અવતાર ગણાય છે હવે આજે આપણે બુદ્ધ ભગવાનના ચરિત્રનુ વર્ણન કરીશુ

પૂર્વે રોહિણી નદીના કીનારે કપિલવસ્તુ નામનુ નગર હતુ ત્યા રાજા શુદ્ધોદન રાજ્ય કરતા હતા શુદ્ધોદનનુ લગ્ન કોલી રાજાની બે પુત્રીઓ મહામાયા અને ગૌતમી સાથે થયુ હતું મહામાયા અને ગૌતમી ઘણી સુદર તેમ નમ્ર અને પ્રેમાળ હતી રાજાએ બે વાર લગ્ન કર્યું પણ હજુ સુધી તેમને કોઇ સતાન નહોતુ માયાદેવીની ૪૪ વર્ષની ઉમ્મર થઇ ત્યારે તેને ઉઘમા આ પ્રમાણે એક સ્વપ્ન આવ્યુ તેમા જાણે એક ભવ્ય ૭ કીરણુવાળો ગુલાબ જેવો લાલ અને મોતી જેવો ધોળો તારો આકાશમાથી નીચે પડતો જોવામા આવ્યો તે જમીનનો સ્પર્શ કરતા તો બદલાઇ બરફ જેવો ધોળો હાથી બની ગયો, તે હાથી પછી પોતાની ધોળી સૂઢમા ધોળું પદ્મ ધારણ કરી રાણીના મહેલમા આવ્યો અને ત્રણવાર મસ્તક નમાવી દક્ષિણ બાજુએથી ગર્ભમા દાખલ થયા. સ્વપ્ન પુરૂ થતા તો તેની આખ ઉઘડી ગઈ અને તે વાત તેમણે પોતાના પતિને કરી

રાજા શુદ્ધોદને સવારમા સ્વપ્ની વાત ભવિષ્ય જાણનાર જોષીઓને કરી તો તેમણે કહ્યુ કે સૂર્ય કર્ક રાશીનો હોવાથી રાણી એક અલૌકિક બુદ્ધિમાન પુત્રની માતા બનશે, જે પુત્ર ચક્રવર્તિ રાજા થવો જોઇએ તે પૃથ્વીપરની અજ્ઞાનતા અને પાપને દૂર કરનાર થશે આ સાભળી રાજા રાણી અને પ્રજાને આનદ થયો. પછી મહામાયા રાણી ગર્ભવતી સ્રીએ પાળવા યોગ્ય સર્વ નિયમોનુ સારી રીતે પાલન કરવા લાગી. પછી પતિની સમત્તિ મેળવી રાણી દસમે મહિને પોતાના પીએર જવા નીકળી. રસ્તામા લુમ્બિની નામની વાડી આવતા તેનુ સૌદર્ય જોવા તેમ ત્યા વિશ્રાતિ લેવા રાણી થોભી ત્યાં જ એક શાલ વૃક્ષ નીચે રાણીને એક પુત્રનો જન્મ થયો. ૪ સ. પૂર્વે

૬૨૪ ની વસંત પૂર્ણિમાને દિવસે આ પુત્ર જે પાછળથી બુદ્ધ ભગવાનને નામે ઓળખાયા તેમનો જન્મ થયો

બાળક તેજસ્વી હતુ આ પુત્રજન્મ રસ્તામા થવાની ખબર રાજાને મળતા હજારો દાસ દાસીઓ લઇ આવ્યા અને રાજકુમારને તથા રાણીને પાલખીમા બેસાડી કપીલવસ્તુ તરફ લઈ ગયા આ બાળકને જોઇ સામુદ્રિક શાસ્ત્રીઓએ રાજાને કહ્યું કે આ મોટો ચક્રવર્તિ રાજા થશે અને આ ચિન્હો પરથી આ બાળક ભવિષ્યમા અખિલ ભૂમંડલને તારનાર દૈવી ગુરુ થનાર છે આ સાભળી રાજાને હર્ષ થયો આખા નગરમા ઉત્સવ વર્તાઈ રહ્યો એવામા અસિત નામનો એક વૃદ્ધ સન્યાસી તે બાળક પાસે આવ્યો. તેણે બાળકને જોઈ કહ્યું કે આ બાળકના પગમા પદ્મ, હાથમા સ્વસ્તિક વિગેરે ૩૨ મુખ્ય અને ૮૦ નાના લક્ષણો છે, તે ધર્મનો ઉપદેશ કરી મનુષ્ય માત્રને દુખમાથી મુક્તિનો રસ્તો સૂચવશે, તે પછી સાતમે દિવસે શુદ્ધોદન રાજાની રાણી માયાદેવી હસતી હસતી સુની તે ફરી જાગૃત થઈ જ નહિ અર્થાત મરી ગઇ જેથી શુદ્ધોદનની બીજી રાણી ગૌમતી કે જેનુ બીજુ નામ પ્રજાપતિ હતુ તે આ પુત્રની માશી થતી હતી, તેણે હવે આ કુમારનુ લાલનપાલન કરવાનુ કર્તવ્ય ઉપાડી લીધુ

બાળકની કળા પ્રતિદિન ખીલતી જતી હતી. શરીર ખીલતા આઠ વર્ષની ઉમ્મરે આ બાળકને યોગ્ય શિક્ષણ આપવા શુદ્ધોદને શિક્ષક શોધવા માડ્યો, પછી કુમારને શિક્ષા આપવા યોગ્ય વિશ્વામિત્રને રાજસભામા બોલાવી તેમને કુમાર સોપ્યો, શરૂઆતમા કુમારને ગુરૂએ ગાયત્રી મંત્રનો ઉચ્ચાર કરાવ્યો, તે મત્ર કુમારે વીસ ભાષામા લખી કહાડ્યો પછી સખ્યાના આકડા શીખવ્યા. કુમારે ઘણી ગણત્રી શીખવ્યા વગર જ કરી ગુરૂ જે શીખવવા માગે તે જાણે તેઓ પ્રથમથી જ શીખ્યા હોય તેમ બોલી જતા તે જોઇ ગુરુએ તેમને પગે લાગી કહ્યું હે શિષ્ય ! તુ તો ગુરુનો પણ ગુરુ છે, ગુરુ કે પુસ્તકની મદદ વગર કુમાર ઘણુ શીખ્યો, કુમારની વાણી નમ્ર અને ડહાપણથી ગર્ભીત, ચ્હેરો ભવ્ય, સ્વભાવ સુશીલ હતો, પોતાનામા શૌર્ય, ધૈર્ય હોવા છતા પણ દયા અને કોમળતા ઘણી હતી. કુમારનુ નામ સિદ્ધાર્થ પાડ્યુ

સિદ્ધાર્થ કુમારની દયા અનુકરણીય હતી, પોતાના મિત્રો સાથે ઘોડા દોડાવવામા તે કુશળ હતા, છતા ઘોડાને શ્વાસ ચ્હડે તો તરત ઉભો રાખતા. તે ઘણા દયાળુ હતા, એક વખતે રાજાના બગીચામા બેઠા બેઠા કુમાર કોઈ વિચારમા લીન થયા હતા એવામા પ્રેમમય નાદ કરતા કરતા હિમાલય તરફ

ઉડતા હસ પક્ષીઓના ટોળા તરફ સિદ્ધાર્થના કાકાના પુત્ર દેવદત્તે એક તીર ફેંક્યુ. તે પરેલા હસની પાખને વાગવાથી પીછામાથી લોહીની ધાર વહેવા લાગી અને પક્ષી નીચે પડ્યુ સિદ્ધાર્થે તેને ઉંચકી લીધુ અને પદ્માસને બેસી પોતાના ખોળામા મુક્યુ પછી તેને પપાળી હૃદય સાથે ચાપ્યુ અને એક હાથથી પકડી બીજે હાથે પેલું તીર આસ્તેથી ખેચી કહાડી તે ઘા ઉપર ઠડા પાન બાધ્યા પેલા તીરની અણી પોતાના હાથ ઉપર ભોકી અને તેથી પોતાને દુખની લાગણી થઈ જેથી પક્ષીના દુખની ખબર પડી અને આખમા આસુ લાવી તેને વધુ આશ્વાસન આપવા લાગ્યો, એવામા દેવદત્તના નોકરે તે હસ માગ્યુ પણ સિદ્ધાર્થે કહ્યુ કે હજુ તે પક્ષી જીવતું છે, તેની પાખોની ગતિને જ ઇજા થઇ છે પછી દેવદત્તે જાતે આવી તે પક્ષી માગ્યુ પણ સિદ્ધાર્થે કહ્યુ ભના થઇ એ પક્ષી ન માગો, ત્યારે તેનો ઇન્સાફ થવા માટે રાજસભામા જવાનો નિશ્ચય કરી બને જણ ત્યા ગયા. ત્યા એક વૃદ્ધ ઋષિએ આવી કહ્યુ કે જો જીદગીની કોઇપણ કિમત હોય તો જેણે મારવાનો પ્રયત્ન કીધો તેના કરતા બચાવવાનો પ્રયન કરનારનો તે જીવતા પ્રાણીપર વધારે હક્ક ગણાવો જાઇએ આ વૃદ્ધ પુરૂષનુ કથન સર્વને ન્યાય યુક્ત લાગ્યુ પછી પક્ષી સાજુ થતા પોતાના સોબતીઓ સાથે આનદ કરવા આકાશમા ઉડી ગયુ, સિદ્ધાર્થ કુમારને દુખનો અનુભવ આજ પહેલ પ્રથમ જ થયો

એક દિવસ રાજાએ કુમારને કહ્યુ વત્સ આજે હું તને વસત ઋતુની શોભા દેખાડવા ઇચ્છુ છુ પછી કુમાર સાથે રાજા ખેતરોમા ગયા ત્યા ચોતરફ શાતિ અને આનદનો જ પડઘો પડતો હતો છતાં સિદ્ધાર્થ કુમારને તો ત્યા કઈ જુદું જ જણાયુ પોતાનુ પેટ ભરવા માટે આ ખેડુતોને આખો દિવસ કેવુ સખત વૈતરૂ કરવુ પડે છે તે જોઇ, તેમ સખત ગરમીના વખતે પેલા ખેડુતોને ચાબુકથી માર ખાપડા આબોલ બળદની સુંવાળી ચામડીને કેવી ભેદે છે, પેલી ગરોળી કીડીને કેવી ગળી જાય છે, પેલો સર્પ તે ગરોળીને અને સમળી તે સર્પને કેવી ભક્ષ કરે છે પેલુ ધોળુ જણાતુ સાધુ વૃત્તિવાળુ બગલુ આનદથી કલ્લોલ કરતા પેલા માછલાને કેવુ ગળી જાય છે! ઓ, પિતાજી! આ શુ તમારા આનદના ઠેકાણા? ખુના મરકી સિવાય બીજુ શુ અહીંયા છે, જ્યા જુઓ ત્યા આવુ જ છે ઠીક, મહને તમે અહીં એકલો રહી વિચાર કરવા દો

પિતાએ તેમ કર્યુ, પુત્ર એકલો પડ્યો એટલે તેણે જાબુડાના ઝાડ નીચે પદ્માસન વાળ્યુ અને વિચાર કરવા લાગ્યો કે આ શો જીવન કલહ

આનુ મૂળ શુ હશે ! આનો ઉપાય શો ! આટલો મંત્ર મન સાથે જપતાં કુમાર દયાપૂર્ણ પ્રકાશ સાથે પ્રકટી નીકળી ધ્યાનના પ્રથમ પગથીએ ચ્હડયા. સવાર મટી મધ્યાન્હ થયો હતો, સૂર્ય પશ્ચિમ તરફ જતો હતો, છેવટે સાંજ પડી, એટલે પિતા પુત્રને લઇ રાજમહેલ તરફ જવા લાગ્યા

શુદ્ધોદન રાજા પોતાના પુત્ર રત્નમા અનુપમ દયા અને ચીરકાલ સુધી ટકતી ધ્યાનપ્રરત દશા જોઇ ભારે વિચારમા પડયો સિદ્ધાર્થને વૈરાગ્યના સોબતીઓની દોસ્તી કરતો જોઇ તે દોસ્તી તોડવાના ઇલાજ રાજા શોધવા મડ્યા છેવટે તેમણે ધાર્યુ કે કુવરનુ મન ભોગ વૈભવામા જ રોકી રાખવાથી દેહ કષ્ટ સબધી ખ્યાલ કે વૈરાગ્ય સબધી વિચારો તેનો સ્પર્શ નહિ કરે એમ ધારી તેણે કુવર માટે ત્રણ મનોરજક મહેલ બધાવ્યા. શીયાળામા ગરમી આપે તેવો, ઉનાળામા શીતળતા ઉપજાવે તેવો અને ચોમાસામા સમસીતોષ્ણ રાખે તેવો એમ ત્રણ ભવ્ય મહેલ મોટે ખર્ચે કરાવ્યા, અને તેની સાથે ઉત્તમ બાગ બનારાવ્યા આ મહેલમા કુવરને રાખવામા આવ્યો અને તેમા તેનુ મન પરોવાય તે માટે દર કલાકે કાઇ નહિ ને કાઈ નવીન ચીજ તેને પુરી પાડવામા આવતી છતા સિદ્ધાર્થ કુમારને આમાની કોઇ પણ ચીજ ક્ષણવાર પણ આકર્ષી શકતી નહિ અઢાર વર્ષની વયના રાજકુમારનુ મન બીજાને મન લુખ્ખા જણાતા વૈરાગ્યમા જ સુદરતા ભાળતુ ધ્યાનમા તે કલાકોના કલાક લીન થઇ જતા દરેક નવી અને સુદર વસ્તુઓ મળતા તેની પાછળ ગાડા ન થતા તે તે વસ્તુની ક્ષણ ભગુરતા પર વિચાર કરતા આ જોઇ તેમના પિતાને ચિતા થવા લાગી એટલે તેમણે પોતાના પ્રધાનો સાથે વિચાર કર્યો કે અધકારને દુર કરવા માટે દીવો જેમ ચોક્સ ઇલાજ છે તેમ તેટલો જ ચોક્સ ઇલાજ વિરાગીને અનુરાગી બનાવવા માટે સ્ત્રી છે કોમળ પ્રેમ શૃખલા સખત લોહાની સાકળ કરતા વધુ તાકાતવાળી છે મજબૂત બેડીથી ન બાધી શકાય એવાઓને સ્ત્રીની વેણી એક ક્ષણમા બધીવાન બનાવી શકે છે

આ પછી રાજાએ ઉત્સવ કર્યો તેમા શહેરની સુદર ગણાતી બધી કુવારીકાઓને રાજકુમારના હાથથી અપાતા મણિકાચનથી ભરેલા સુદર પાત્રો લેવા આમત્રણ આપ્યુ જેથી અનેક રૂપ લાવણ્યવાળી સુંદર કુમારિકાઓ રાજમહેલના ભવ્ય દિવાનખાનામા આવવા લાગી. કુમાર દીવાનખાનામા બેસી એક પછી એક કુમારિકાઓને તેમના કનકલતા સરખા હાથમા સુવર્ણ પાત્ર મૂકે છે છતા સિદ્ધાર્થ કુમારે તો સઘળા પાત્રો પુરા થતા સુધી

એક પણ કન્યા તરફ નજર પણ કરી નહિ તેમ એક પણ કન્યા તેનું આ-કર્ષણ કરી શકી નહિ. પરંતુ પૂર્વ જન્મની બુદ્ધની પ્રેમાળ પત્ની બનીને બુદ્ધનેજ જપતી મૃત્યુ પામી આ અવતારે બુદ્ધના મામા દંડપાણીની પુત્રી યશોધરાનો વારો આવ્યો. સઘળી કુમારિકાઓ સઘળા સુવર્ણ પાત્રો લઇ ચાલી ગઇ હતી અને એક પણ પાત્ર શીલીકમાં રહ્યું નહોતું તે વખતે બુદ્ધની પૂર્વ જન્મની તેમ ભવિષ્યની અર્દ્ધાંગના પોતાના હિસ્સાનું પાત્ર લેવા કુમાર આગળ ઉભી રહી જેમ સિંહથી *બીજા પ્રાણીઓ છૂપાતા ફરે છે પણ તે સિંહ આગળ સિંહણ તો ડરતી નથી કે શરમાતી નથી તેમ જેના નૂરથી અન્ય કુમારિકાઓ લજવાઇ, અંજાઇ જઇ નીચું જોતી હતી એવા સિદ્ધાર્થ સામે આ પ્રભાવશાલીની દિવ્ય કુમારિકાએ નીડરપણે તાકીને પૂછ્યું કે મ્હને કાંઈ હિસ્સો મળશે કે?

કુમારે જવાબ આપ્યો કે હિસ્સો તમને મળવો જોઇએ, પણ હું તમને ભૂલી ગયો હતો જેથી સુવર્ણપાત્રને બદલે આ કંઠનો હાર લ્યો. એમ કહી પોતાના ગળામાંનો માણેકનો હાર કહાડી તેને આપ્યો આ હાર સાથે જ હૈયું પણ અપાયું ચારે આંખ ભેગી થતા પ્રેમદેવ જન્મ પામ્યો, પૂર્વનો સંબંધ ફરીથી જોડાયો તત્કાળ તે મુગ્ધા હાર લઇ ચાલી ગઇ અને કુમાર પોતાને કામે લાગ્યો રાજા શુદ્ધોદને દંડપાણી પાસે પુરોહિત મોકલી યશોધરાનું માગું કર્યું એટલે દંડપાણીએ કહેવડાવ્યું કે ઇક્ષ્વાકુ વંશનો ક્ષત્રિય કઇ વીરત્વ જોયા સિવાય પોતાની કન્યા કોઇને આપશે નહિ. મરદાનગીના ખેલોમાં જો આપનો કુમાર બીજા કુમારોને હરાવશે તો તે મારો જમાઈ ભલે થાય. આ ખબર પુરોહિતે શુદ્ધોદનને કરી, તે વખતે શુદ્ધોદન ત્યાંજ બેઠો હતો શુદ્ધોદન આ સાંભળી ચિંતામાં પડ્યો કે આ સરતથી તો યશોધરા ન મળે આ જાણી કુમારે કહ્યું કે પિતાજી આમાં ચિંતા કરવા જેવું કાંઈ નથી. ક્ષત્રિય પુત્રને યુદ્ધકળા શીખવી પડતી નથી, હું એ સરત પાળવા ખુશી છું માટે ભલે તેનો સમય નક્કી કરો. આ પછી એક મેદાનમાં સર્વ ઉમેદવારોને એકઠા કર્યાં. સિદ્ધાર્થ ઘોડેસ્વાર થઇ ત્યાં આવ્યો તથા યશોધરા પણ પાલખીમાં બેસી સખીઓ સાથે ત્યાં આવી.

આ હરિફાઇમાં નન્દ, અર્જુન વિગેરે ઉતર્યા. પ્રાચીન સમયનું સિંહ-હાનુનું ધનુષ્ય ત્યાં લાવી તેની દોરી ચઢાવવાનો ઘણાએ મહેનત કરી પણ ન ચઢી. તે દોરી સિદ્ધાર્થ કુમારે ચઢાવી બાણ સાંધ્યું અને દસ ગાઉ ઉપર મૂકેલા ઢાલને વીંધ્યું. આવી બધી સરતોમાં સિદ્ધાર્થ કુમાર જીત્યો એક

-જબરજસ્ત ઘોડા ઉપર બીજા સવારો ન બેસી શકયા ત્યારે આ કુમારે તેને તરત વશ કરી આ પછી સર્વેએ કહ્યુ કે સિદ્ધાર્થ કુમાર સર્વથી શ્રેષ્ટ છે. દડપાણીને પણ આથી આનદ થયો યશોધરા પણ મુખ ઉપર બુરખો નાખી સિદ્ધાર્થ કુમાર પાસે આવી પહોચી અને પોતાનુ મુખ ખુલ્લુ કરી મોગરાનો પુષ્પ મુકુટ સિદ્ધાર્થના શિરપર મૂકયો, અને પ્રેમથી ઉભરાતી દષ્ટિ ફેકી કહ્યુ· મારા હૃદયના પ્રિયતમ, હુ આજથી તમારી છુ એવા વાક્યથી હૈયાનો ઉભરો ખાલી કર્યો

આ પછી બન્નેના લગ્ન ભારે ધામધુમથી થયા આકાશમા સ્વચ્છદે વિચરતુ પક્ષી હવે પીજરામા પુરાયુ. કુમારના સ્વતત્ર પગમા હવે સોનાની બેડી જડાઇ પુત્રને આ એકજ રગથી સતોષ પકડયો ન હતો. તેમણે ઋતુ ઋતુને અનુકુળ પ્રમોદ ભવનો તઇયાર કરાવ્યા રૂપવતી અને સગીત શાસ્ત્રમા કુશળ વારાગનાઓને કુમારનુ મન રગરાગમા તલ્લીન કરાવવા માટે પ્રમોદ ભવનમા રોકવામા આવી ત્યા મનોહર બગીચા બનાવરાવ્યા, અનેક જાતના ફુવારા, સુંદર ચિત્રો, મેળે વાગતા વાજીત્રો શયનગૃહમા રાખ્યા આ બધાથી થોડા સમય સુધી ભવિષ્યના બુદ્ધનો—આજના સિદ્ધાર્થ કુમારનો વિરક્ત આત્મા પણ યશોધરાના રાગમા લીન થયો

રગરાગમાથી કુમાર બીજા વિચારમ પડી ન જાય તે માટે રાજાએ વિશ્રામભવનમા સર્વને એવા હુકમ કર્યો હતો કે એ હદમા કોઇએ મરણ, વૃદ્ધાવસ્થા, દરદ, શોક કે ચિતાની કાઇ વાત સરખી પણ ઉચ્ચારવી નહિ. વળી તેણે આજ્ઞા કરી હતી કે સિદ્ધાર્થની રાગમય સભામા જો કોઇ યુવતીની આખની કાળાશ ઓછી જણાશે કે નાચવામા તેનો પગ જરા પણ અચકાશે તો તે સ્ત્રીને એકદમ વિશ્રામભવનની બહાર કહાડી મૂકવામા આવશે અને કર્કશ શબ્દનો ઉચ્ચાર કરનારને સુરકેગાટ બાધવામા આવશે નાનું મોટુ દરેક કામ સગીતમય થવુ જોઇએ ઝાડના સુકા પાદડાંનો ખડખડાટ પણ કુવરના કાને પડશે તો વન રક્ષકોને દેશનિકાલ કરવામા આવશે આવા હુકમો કર્યા હતા વળી કુમાર કાઇ કુતુહલ ખાતર પણ વિશ્રામભવન બહાર જવા ન પામે એટલા માટે તેને ફરતા ત્રણ કોટ કરવામા આવ્યા હતા અને છેલ્લા કોટના દરવાજા સો માણસ વગર ઉઘડી શકે નહિ તેવા મજબૂત કરાવ્યા હતા રાજાની રજા સિવાય અદર કે બહાર પોતાની રજા સિવાય કોઇને જવા આવવા દેવા નહિ તેવી આજ્ઞા હતી

એક દિવસે મધ્ય રાત્રીએ સર્વત્ર શાતિ હતી તે વખતે કુમારના મુખમાથી આ શબ્દો નીકળ્યા-હે જગત્! ઓ વિશ્વ, હુ સાભળુ છુ હું

જાણુ છુ, હુ આવુ છુ યશોધરા જાગી તો પોતાનો પતિ સિદ્ધાર્થ કુમાર સૂતેલો છે, તેજ આમ બોલતો હતો. પત્નીએ પતિને પવન નાખવા માડયો પતિના કપાળને પોતાના હાથથી પપાળવા માડયુ અને પૂછ્યુ ! પ્રાણેશ ! આપ શુ સાભળો છો, શુ જાગો છો ? કયા જવાનુ વચન આપો છો, આપને શુ થાય છે ? આ સાભળી સિદ્ધાર્થ તરત જાગ્રત થઇ ગયો અને જાણે કઇ જ બન્યુ ન હોય તેમ પોતાની પાસેની એક વારાગનાને બોલાવી ગાવા બજાવાની આજ્ઞા કરે છે, વારાગનાએ વીણાને વાદ્ય વગાડી યશોધરાના ખેદને દૂર કર્યો પણ સિદ્ધાર્થે તો તે ગાયનનો જુદો જ અર્થ કર્યો તેમને તેનો આ અર્થ લાગ્યો કે હે માયાના પુત્ર ! જ્યા આસુ વહેવડાવતી અનેક આખો અમારા જોવામા આવે છે અને જ્યા દુખને લીધે હાથ ઘસતા ઘણા માણસો જોવામા આવે છે, તેવા આ વિશ્વમા અમે મદદ કરવાની ઇચ્છાવાળા પણ શક્તિ વગરના દેવો અહીંથી તહીં ભટકીએ છીએ જગતના ઉદ્ધાર માટે જન્મેલા ઓ મહાભાગ અમને તમે આમ ભટકતા જોઇ કેમ સુખથી ઉઘમા પોઢો છો ! વિશ્વ આતુરતાથી તમારી રાહ જુવે છે ઉઠો, જાગૃત થાઓ અને આરામ શોધતા પ્રાણીઓને આરામ સ્થળ બતાવો ઓ બુદ્ધ પરમાત્મન્ જાગ્રત થાઓ સમય આવ્યો છે માટે જગતનો ઉદ્ધાર કરવા નીકળી પડો, આવો અર્થ કરી તેમને જીવનની પ્રથમ પ્રતિજ્ઞાનુ સ્મરણ થયુ અને પોતાના દરેક અગમા વૈરાગ્ય ભાવના વ્યાપી રહી, આ વખતે સિદ્ધાર્થ કુમારે મન સાથે નિશ્ચય બાધી લીધો કે પહેલી જ તકે મારે નીકળી પડવુ, પ્રકાશ શોધી કહાડવો અને જગતને તે અર્પણ કરવો

આ બનાવથી યશોધરા તો અજાણ જ હતી. વળી કેટલાક દિવસ પછી પાછો એક પ્રસગ કુવરના વૈરાગ્ય વૃત્તિને પોષવા માટે આવી મળ્યો. એક રાત્રે એક દાસીએ સુદર શહેરોની, દેવતાઇ અશ્વની, રમણીય પર્વતોની અનેક મનુષ્યોની ચિત્તાકર્ષક વાતો સભળાવતી હતી જેથી કુમારને મહેલ બહારની દુનીઆની મુલાકાત લેવાની ઇચ્છા થઈ જેથી તેણે પોતાના સારથી ચન્નાને સ્હવારે રથ જોડી તૈયાર રાખવાની આજ્ઞા આપી ચન્નાએ આ ખબર રાજાને કહી જેથી રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે આવતી કાલ સ્હવાર પહેલા દરેક લતાના રસ્તા અને આગણા સાફ બનાવવા, કોઈ પણ અરમ્ય દેખાવ કે પદાર્થ નજરે ન પડે એવી કાળજી રાખવી, મકાનોનો આગલો ભાગ રગી નાખવો, વૃદ્ધ અપગ રોગીએ કોઇએ બહાર નીકળવુ નહિ રાજાનો હુકમ સપૂર્ણ પણે અમલમા મુકાયો, ઘેર ઘેર તોરણો બધાયા,

આગળે સાથીયા પુગાયા, થડે થડે વાવટા લટકાવ્યા અને શહેરને અમરાપુરી સમાન બનાવ્યુ

બીજે દિવસે રાજકુમાર બે ઘોડાની ગાડીમા બેસી નગર સૌંદર્ય જોવા બહાર નીકળ્યો સર્વ મનુષ્યો રાજકુમારને હર્ષથી વધાવી લેતા હતા, ચારે બાજુએ આનંદ છવાઇ રહ્યો કુમારને પણ આનંદ થયો તેવામા એકાએક એક વૃદ્ધ મનુષ્ય ત્યા આવી પહોચ્યો તેણે ફાટલા વસ્ત્ર પહેર્યા હતા ચામડીમા કરચલીઓ પડી હતી, પીઠ વળી ગઇ હતી, આખે ખાડા પડી ગયા હતા, મોમાથી દાત જતા રહ્યા હતા, અવયવો ધ્રુજતા હતા અને પડી ન જવાય માટે તેણે તેણે હાથમા લાકડી ઝાલી હતી, છતા લથડીયા ખાતો, ડસકા ખાતો ત્યા આવી બોલ્યો ! હે સાધુ પુરુષો, મને ભિક્ષા આપો ! આજકાલમા હું મરવાનો છુ આટલુ બોલતા તો તેના મોમા કફ આવ્યો એટલે તે વધુ બોલી શક્યો નહિ, પોતાનો હાથ લાબો કરી રાખ્યો. આસપાસના લોકાએ તેને સતાડવાનો પ્રયત્ન કર્યો અને તેને કહ્યુ કે અરે બુઢા, જા અહિથી વેગળો ખસી જા, કુમાર સાહેબની નજરથી વેગળો ટળ.

કુમારની નજર તેમ કાન તે તરફ આકર્ષાયા તેથી તેણે પોતાના સારથીને પૂછ્યુ આ મનુષ્ય જેવો દેખાય છે તે કોણ છે ? આ આટલો બધો ગળી કેમ ગયો છે ? ને દિલગીર કેમ દેખાય છે ? શુ મનુષ્યો કોઇ વાર આવા શરીર સાથે પણ જન્મતા હશે ખરા કે ? એ કહે છે કે આજ કે કાલ હું મરી જઇશ એનો અર્થ શો ? સારથીએ જવાબ આપ્યો, એ તો એક વૃદ્ધ મનુષ્ય છે ૭૦ વર્ષ પહેલા તેની પીઠ સીધી હતી, તેની આખો ચળકતી હતી તેનુ શરીર દેખાવમા સુદર હતું પણ તે હવે વૃદ્ધ થયો છે અને જરાએ તેના શરીરમાનુ બળ હરી લીધુ છે તેના શરીરનો રસ ચુસી લીધો છે તેના દીપકમાથી તેલ બળી ગયુ છે અને તેથી બત્તી ઝાંખી બળે છે આ વૃદ્ધાવસ્થા જ આવા પ્રકારની છે પણ આ બાબતની આપે શા સારૂ દરકાર કરવી જોઇએ !

કુમારે પૂછ્યુ પણ શુ બધાની આવી જ સ્થિતિ થતી હશે ? ચન્નાએ કહ્યુ જો બીજા મનુષ્યો પણ ઘણા વર્ષ જીવે તો તેમની પણ તેવી જ સ્થિતિ થાય કુમારે પૂછ્યુ અને હું ઘણા વર્ષ જીવુ તો શુ મારી પણ એવી સ્થિતિ થાય ? શુ યશોધરાની પણ એવી જ સ્થિતિ થાય !

સારથીએ કહ્યુ વૃદ્ધાવસ્થા રાજા અને રંક બધાને પોતાના પાશમા ઘેરી લે છે આપ, આપના પિતાશ્રી, પ્રિયતમા આપના જ્ઞાતિજન અને બધુ વર્ગ સર્વ તેને આધીન છો કોઇ તેનાથી મુક્ત થઈ શકે નહિ આ

સાભળી કુમાર ચમક્યો, ખરેખર આપણે મુઢ છીએ, યૌવનથી મત્ત થઇ આ શરીરના થનાર પરિણામ તરફ જરા પણ લક્ષ આપતા નથી સારથી ! હવે જલ્દી રથ પાછો વાળ. જરા એક દિવસે ઘેરી લેશે ત્યારે પછી ક્રીડા કોણ કરશે ? પછી સારથીએ રથ પાછો વાળ્યો અને કુમાર ઉદાસ ચ્હેરે પોતાના મહેલમા ગયો તે સાજે કુમાર બીલ્કુલ જમ્યો નહિ, નાચ ગાન કરનારાએ તેમને રીઝવવા અનેક પ્રયત્ન કર્યા પણ તે વૈરાગ્ય રગીન મન ઉપર બીલ્કુલ અસર થઇ નહિ છેવટે યશોધરા પગે પડી અને બોલી હે નાથ ! શુ આપને મુજ દાસીથી વિશ્રાન્તી નથી મળતી ! કેમ કાઈ બોલતા નથી આ સાભળી કુમાર પોતાની પત્નીના મુખ સામે તાકીને બોલ્યા ઓ મુગ્ધે આ અગોનું લાલિત્ય એક દિવસ નાશ પામવાનુ છે એ વિચાર મારી વિશ્રાન્તિને લૂટી લે છે આ યુવાની એક દિવસ કમરથી બેવડી વળેલી વૃદ્ધાવસ્થામા બદલાઇ જવાની છે એ ખ્યાલથી હું ચિતાતુર છુ શુ તુ વૃદ્ધ થશે ત્યારે તારા મુખ કમળપર કરચલીઓ અને કમતાકાદી ભાળતા મારૂં હૃદય કેવુ ચીરાશે ? શુ ત્યારે મનુષ્યો વૃદ્ધ થતા અટકે એવો કાઇ ઈલાજ આ વિશ્વમા હશે નહિ. આ વિશ્વમા આવા પ્રકારના સુખો છે છતા તેમાં જુવાનીના રક્ષણનો ઈલાજ નહિ હોય ! હે પ્રિયે તું શાત થા, મને હવે વૃદ્ધાવસ્થાને અટકાવવાની અકસિર દવા શોધવા દે કે જેથી તને આ જગતમા હમેશા સુખમા રહેવાનુ બની શકે આ સાભળી યશોધરાની ચિતા વધી અને વિચારમા ને વિચારમા ઉંઘી ગઇ કુમારે આખી રાત માનસિક ક્ષેત્રમા વૃદ્ધાવસ્થા અટકાવવાની ઔષધીનો વિચાર કર્યો

સ્હવારે રાજા શુદ્ધોદનને કુમારે કહાવ્યુ કે. "આજે મારે માત્ર એક સારથી સાથે જ નગર જોવા જવુ છે, માટે પહેલાની પેઠે કશી તૈયારી કરાવ્યા વગર મને નગરમા જવાની રજા આપો. રાજાએ ન છુટકે કુમારને નારાજ ન કરવો પડે માટે આમ કરવાની રજા આપી લોકોને ખબર પડયા વગર નગર જોવા જવાથી લોકો સામાન્ય કેવી સ્થિતિમા છે તેની ખબર પડી શકે, પણ આગળથી ખબર આપવાથી બધે સારો જ દેખાવ કરે. આવો વિચાર કરી કુમારે એક વેપારીનો વેશ લીધો અને સારથીએ ગુમાસ્તાનો વેશ લીધો. પછી બંને પગે ચાલતા શહેર જોવા ચાલી નીકળ્યા.

શહેરમા ગલીએ ગલીએ ફરતાં તેમને અનેક દેખાવો જણાયા. એક જગ્યાએ સ્ત્રીઓ માથે પાણીના બેડાં સાથે આછો ઘુઘટ કહાડી હસતી વાતો કરતી ચાલી આવતી હતી, બીજી જગાએ વેપારીઓ શબ્દની મારામારી કરી રહ્યા હતા. વણકરો સાળ ચલાવતા હતા, કોઇ દળતુ હતું, વરઘોડામાં

લોકના ટોળા જતા હતા આ મર્મ જોતા તે અંને શહેરમા ફરવા લાગ્યા, એવામા રસ્તાપરથી એક અવાજ સભળાયો. હે દયાળુ પુરુષો મને મદદ કરો, મને ઉઠાડો, નહિ તો હું ઘેર પહોચતા પહેલા મરી જઈશ આ સાંભળી કુમાર અને સારથી તે દિશામા ગયા તો ત્યા એક માણુસ મરકીથી પીડાતો ધૂળમા તરફડીયા મારતો હતો તેના આખા શરીરે ચાઠા પડ્યા હતા, ઉઠાતુ નહોતુ ઉઠવા જતા પડી જતા ચાઠા છોલાવાથી અમગ્ર દુખ થતા તે ગડતો હતો લોકોના ટોળેટોળા તેની પાસે ઉભા હતા પણ કોઈ તેની પાસે જતુ નહિ તો મદદ આપવાની તો વાત જ શી ? સિદ્ધાર્થ કુમારને આ દયાજનક દેખાવ જોઈ આસુ પડ્યા, અને તરત તે રોગી પાસે જઈ તેને ટટાર કરી પોતાના ઢીંચણ ઉપર માથુ મુકી પોતાના કામળ હથવડે તેને પપાળીને આશ્વાસન આપતો પૂછવા લાગ્યો ભાઈ, કહે તને હવે શુ થયુ છે ! તારા ઉપર શી આપત્તિ આવી છે ! તુ કેમ ઉભો થતો નથી ! અને આ કેમ રડે છે !

અરથીએ કહ્યુ આ માણસને ચેપી રોગ થયો છે, તેના અવયવોમા લોહી કુદકા મારી રહ્યુ છે, તેના હૃદયના ધબકારા વધી પડ્યા છે તેના સ્નાયુઓમા બળ રહ્યુ નથી, તેના શરીરના સાધા છુટા પડી ગયા છે, રોગથી તે શક્તિહીન થયો છે અને હવે થોડા વખતમા તે મરી જશે આ રોગ ચેપી છે માટે તેને વધુવાર આપ સ્પર્શ કરી ન રહો કેમકે વખતે તે દરદ આપને થઈ જાય.

કુમારે કહ્યુ શુ આ દરદવાળા બીજા પણ માણસો છે ખરા કે, અને જો આ દરદ લાગુ પડે તો મારે પણ આમ જ તરફડવુ પડે કે ! સારથીએ કહ્યુ રોગ જે કોઈને લાગુ પડે છે તે દરેકને સરખુ દુખ પડે છે રાજા રક સર્વને સરખી અસર કરે છે. જો કે દરદ ઘણી જાતના છે અને તે મનુષ્યને અનેક રીતે હેરાન કરે છે કુમારે કહ્યુ ત્યારે શુ મનુષ્યો રોગના ભયમા જ રહે છે !

સારથીએ કહ્યુ ખરે જ મનુષ્ય માત્ર રોગના રાજ્યમા જ વધે છે. તેનો ત્રાસ કઈ મીનીટે નહિ થાય તે કોઈ કહી શકાતુ નથી કુમારે પુછ્યું, આવા દુખદાયક રાક્ષસની દાઢમા રહેતા માણસો ત્યારે ઘડીએ ઉગરવા નહિ પામતા હો. ' સારથીએ કહ્યું ઠીક એમ નહિ લોકો તત્ત્વજ્ઞાની નથી કે દરદના ભયને લીધે આહાર, નિદ્રા અને વિષય સુખથી વેગળા રહે આપ ધારો છો તેથી ઉલ્ટુ દરદનો ભય જેટલો તીવ્ર છે તેટલો જ તીવ્ર લોકોનો વિષય સુખ પ્રત્યેનો રાગ છે

કુમારે તે રોગીને પૂછ્યુ કેમ ભાઈ, તને આ દરદ આવશે એવી ખબર હતી ! તેણે કહ્યુ હે દયાળુ, મને તે પૂછતા નહિ, મારી વાત જાણી તમને ઘણુ દુઃખ થશે. આ રોગ મને થશે એવી મને સ્વપ્નમા પણ ખબર નહોતી. અનેક લોકોને રોગથી પીડાતા જોવા છતા હું બીતો નહી, હુ ધારતો કે હું તો સદા નીરોગી જ રહીશ, આથી મે મૃત્યુ માટે કશી તૈયારી કરી નહિ હું મૃત્યુ માટે કઇ તૈયારી કરૂ તે પહેલા તો આ દુષ્ટ મરકીએ મને દાઢમા ઘાલ્યો હે દીનબન્ધુ ! મારા ઉપર દયા કર, આમ કહી તે રડવા લાગ્યો અને દુઃખથી બેભાન થઇ ગયા

એવામા સામેથી રડકકળ કરતુ એક ટોળુ ઉતાવળે પગલે નદીની દિશામા જતું દેખાયુ સૌથી આગળ ચાલતા માણસના હાથમા દેવતાની હાલ્લી હતી તે ટાળામા ‘ રામ બોલો ભાઇ રામ ! એવા એક સરખો ગભીર અવાજ નીકળતો હતો.’ એમના વચ્ચે વાસની બનાવેલી ઠાઠડી હતી જેમાં એક મડદુ બાધ્યુ હતું તેને ચાર માણુસો ઉપાડી ચાલતા હતા તે જોઇ પેલો દરદી ચમકયો અને હા લઇ ચાલો કહેતા તો તે એક ચીસ પાડી ઉઠયો, તેનો દમ નીકળી ગયો પછી આ દરદીના સગાં વહાલા ત્યાં આવ્યા અને કુમાર તેમને પેલો મનુષ્ય સોપી ત્યાથી આગળ ચાલ્યા. આગળ જતા એક વડ નીચે બન્ને જણુ બેઠા, ત્યા એક ભગવા વસ્ત્ર ધારણુ કરેલો, હાથમા એક પાત્ર લઇ આવતો માણુસ જોયો તેને જોઇ કુમારે સારથીને પુછ્યુ આ કોણુ હશે ?

ચ્યનાએ કહ્યુ એ સન્યાસી છે તેણે સર્વ ઇચ્છાઓનો ત્યાગ કર્યો છે, અને તપસ્વી તરીકે રહે છે. આત્મસયમના માટે યત્ન કરે છે ભિક્ષા વડે ગુજરાન ચલાવે છે આમ કહે છે તેવામા તે સન્યાસી પાસે આવે છે, ત્યાથી આગળ દૂર એક ઝાડ નીચે બેસી સમાધિમા લીન થાય છે.

કુમાર તેને જોઇ બોલ્યો. પડિતો સન્યાસીની જ પ્રશસા કરે છે આ સન્યાસથી પોતાનુ તેમ પરનુ હિત કરે છે, શાશ્વત જીવન સુખ તથા અમરત્વ મેળવવાનો આજ માર્ગ છે આમ વિચાર કરતા કુમારના મનમાં મનુષ્ય જાતિ પ્રતિ અપૂર્વ પ્રેમ અને તેમનુ કેમ કલ્યાણ કરવુ એ ભાવના ઉદ્ભવ પામી, તે બોલી ઉઠયો શુ આ જીદગી જીવવા લાયક છે ? જગતના માયાવી પ્રકાશથી હું પણુ અત્યાર સુધી છેતરાયો હતો. મે આ જીંદગીમાં સુખ માન્યું હતું. મે પણુ આ જીદગી જીવવા યોગ્ય અને આનદમય ગણી હતી પણુ મ્હને અધકારમા રાખનાર પડદો આજે ચીરાયો છે હું પણુ જરા મરણુ અને રોગને આધીન છું. લોકો દેવોની પ્રાર્થના કરે છે, પણુ

તે પણ આપણી પેઠે મરણને આધીન છે. તો પછી તે આપણને અમરત્વ કેમ આપે! ખરેખર આજે મારી આંખો ઉઘડી છે હવે મારે વિશેષ જોવાની જરૂર નથી. હે દુખી જગત્ તારૂં દરેક દુખ મને લાગે છે હું તે દૂર કરવા પ્રયત્ન કરીશ. આ પ્રમાણે સિદ્ધાર્થ કુમારના મનમા વૈરાગ્યનો અગ્નિ ખૂબ સળગ્યો

કુમાર આ જોઈ વડ નીચેથી ઉઠી સારથી સાથે પાછો મહેલમા દાખલ થયો છતા મનમા પ્રકટેલો વૈરાગ્યનો અગ્નિ હોલાયો નહિ! તેમનો વૈરાગ્ય પ્રેમમય હતો. તેમને પોતાના દુખથી નહિ પણ જગતના દુખથી વૈરાગ્ય ઉપજ્યો હતો તેમના વૈરાગ્યનુ કારણ જગત્ પરનો નિષ્કારણ પ્રેમ હોવાથી તેમણે ઘર, કામભોગ, સમૃદ્ધિ સત્તા એ સર્વ રાગના પદાર્થો ઉપરથી મનને ખસેડી લીધુ એને કાંઈ સ્ત્રી ઉપર કે પિતા ઉપર રાજ્ય ઉપર કે કોઇ ઉપર દ્વેષ નહોતો દ્વેષથી તે મને ત્યાગ થયો નહોતો સર્વને સુખનો રસ્તો બતાવવામા જ તેમનો પ્રેમ ઉતર્યો હતો. સિદ્ધાર્થને બાળપણમા રમકડામા આનદ થતો નહિ, જુવાનીમા યશોધરાના સસર્ગથી પણ તેમનુ મન સસારમા રાગ પામ્યુ ખરૂં પણ તેમણે જોયેલા બનાવોથી તેમને ફરી વૈરાગ્ય ભાવના જાગૃત થઇ. જેમ બળતા કોલસા ઉપરની રાખોડી ઉડી જતા અગ્નિ પ્રકટે તેમ ફરીથી તેમને વૈરાગ્ય અગ્નિ પ્રકટયો સસારનો ત્યાગ કરી એકાતમા જઇ વ્યાધિ, રોગ અને મરણમાથી છુટવાનો ઉપાય શોધી કાઢવો એજ તેના હૃદયની ઉચ્ચમા ઉચ્ચ ભાવના હતી જ્યારથી તેમણે પેલા સન્યાસીને જોયો ત્યારથી જ તેના જેવા થવાની પ્રબળ આકાક્ષા તેમને સ્ફુરી

સસારનો ત્યાગ કરી સન્યાસી થવામા પિતા અગર માતા અને પત્નીનો પ્રેમ આડે આવતો હતો. તેમને વિચાર થતો કે આવા પ્રેમાળ પિતાને વૃદ્ધાવસ્થામા શી રીતે છોડીને જવા. માતા તુલ્ય ગૌતમી માતાને મારા ગમનથી કેટલુ દુખ થશે મારા આધારે જીવનારી મ્હારામા જ સર્વસ્વ માનનારી યશોધરાની શી સ્થિતિ થશે? આ બધાને દુખી સ્થિતિમા મુકી શી રીતે જવુ! પણ લોકો જરા, વ્યાધિ અને મરણના પઝામા સપડાયલા છે, દુખી છે કોઇ તેમને માર્ગ બતાવનાર નથી દેશમા ધર્મના નામે અધર્મ જ ફેલાઇ રહ્યા છે લોકો પશુઓનો યજ્ઞના નામે સહાર કરે છે અને દુખમા ઉમેરો કરે છે આ સ્થિતિમાથી મારે મનુષ્યોને ઉગારવા જોઇએ.

સિદ્ધાર્થની વૈરાગ્યમય સ્થિતિને કોઈ ડગાવી શકે તેમ નહોતું તેણે ક્યારનોએ સસાર છોડયો હોત પણ પિતાની આજ્ઞા સિવાય તેમ કરવુ તેને ઠીક ન લાગ્યુ જેથી તે પિતા પાસે ગયો અને પોતાનો વિચાર તેમને જ-

ચાવ્યો. પિતાએ કહ્યું બેટા, સન્યાસી થવાનો હજુ તારે માટે સમય થયો નથી. તું જુવાન છે એ વય યોગીને વાસ્તે નથી તું રાજ્ય કર, અને પ્રથમ મને સન્યાસી થવા દે. તું સંસારમા નિપૂણ થા અને પછી ખુશીથી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરજે

કુમારે કહ્યું આપ જો મને આ ચાર આપત્તિમાથી બચાવવા માથે લેતા હો તો હું સંસારનો ત્યાગ ન કરૂં. મરણ વગરનુ જીવન, રોગ વગરનું આરોગ્ય, વૃદ્ધાવસ્થા વગરનુ યૌવન, અને નાશ ન પામે તેવા જગતના પદાર્થો જો આ ચાર વરદાન આપ આપતા હો તો મારે સંસાર છોડવાનો કશો વિચાર નથી

પિતાએ કહ્યું એ ચાર બાબતોને અટકાવવા આ વિશ્વમા કોઈ પણ સમર્થ નથી તું સંસાર છોડવાનો વિચાર મૂકી આનંદમા રહે કુમારે કહ્યું જો આપ આ ચાર માગણી પૂરી ન પાડતા હો તો હું આજીજી કરી કહું છુ કે મને જવા દો, મને સંસાર છોડવાની રજા આપો આપનો પુત્ર એક બળતા ઘરમા રહે છે તેનો ત્યાગ કરવાની રજા આપવામા આપ શુ વિલબ કરશો! આ જરા, મરણ ને વ્યાધિથી છુટા થવાનો માર્ગ શોધવા મને રજા આપો કે જેથી આખુ વિશ્વ કલ્યાણનો માર્ગ પામી શકે

પુત્રનો અડગ નિશ્ચય જાણી પિતાની આખમાથી આસુ વ્હેવા લાગ્યા. તે જોઇ સિદ્ધાર્થ કુમાર હવે શુ કરવુ તેનો વિચાર કરવા પોતાના વિશ્રામ ભવનમા ગયો ત્યા તેને આનદ આપવા યશોધરાએ તથા દાસી વર્ગે પોતાની સઘળી શકિત અજમાવી. પણ આજે કુમારના ચ્હેરા પર કાઇ જુદો જ રગ જણાતો હતો યશોધરાએ તેના મનને શાત કરવા અનેક પ્રયત્નો કર્યા છતા ન ફાવવાથી અંતે સુઇ ગઇ મધ્ય રાત્રી થતા એકાએક યશોધરા સ્વપ્નમા બોલી ઉઠી, હે નાથ! જાગો, મને બોલાવો, મને શાતિ આપો

સિદ્ધાર્થે એ સાભળી તેને કહ્યુ પ્રિયતમે! શુ છે? કેમ ગભરાય છે? હું પાસે જ ઉભો છુ એમ કહી કુમાર તેને પવન નાખવા લાગ્યો છતાં તે ફરીથી બોલી, આજે હું સુખમા સુતી હતી, તેવામા મને ત્રણ ભયકર સ્વપ્નો આવ્યા, તેથી ગભરાટથી મારી આખો ઉઘડી ગઇ, હજુ પણ મારૂં હૃદય ધડકે છે આજે મે એક મહાન વૃષભ જોયો, તેના માથાપર ચન્દ્રકાન્ત કે સર્પના મણિ જેવુ રત્ન ચળકતુ હતુ તે નગરના રસ્તે થઇ કિલ્લા ભણી જતો હતો. તે વખતે આકાશમાથી અવાજ થયો કે: જો તેને તમે નહિ રોકો તો નગરની શોભા ચાલી જશે. છતાં તેને કોઇ રોકી શક્યું નહિ. હું મોટેથી રડી. મેં મારા હાથ તેની ગરદનની આસપાસ નાખ્યા

અને નોકરોને શહેરના દરવાજા બંધ કરવા આજ્ઞા આપી પણ તેણે ખુ-મારો કરી મારા હાથને ધીમેથી છુટો કરીને તે નાઠો. લોખંડના સળીયા તોડી નાઠો આ પછી બીજું સ્વપ્નું આવ્યું કે ચળકતી આંખોવાળા અને સુંદર દેખાવના ચાર મહાન દેવો બીજા લાખો દેવો સાથે આપણા નગરમાં આવ્યા. તેઓએ શહેરપરનો જુનો વાવટો ઉખેડી નવો વાવટો રોપ્યો તે વાવટો ચારે બાજુ ફરક્યો અને તેમાથી જે કિરણો નિકળ્યા તે ગભીર શબ્દોરૂપે ફેરવાઈ ગયા સિદ્ધાર્થે કહ્યું એ તો આનંદદાયક સ્વપ્ન! યશોધ રાએ કહ્યું હે નાથ! એ સ્વપ્ન તો છેવટનો ભાગ ઘણો ભયકર હતો. સમય સમીપ છે, એવા શબ્દો મારે કાને પડયા તરત ત્રીજુ સ્વપ્ન આવ્યું. મે તમને શોધવા માડયા પણ ન મળ્યા તમે મારા હૃદયના નાથ, મારૂ સર્વસ્વ છો તે પથારીમા ન હતા ફરી ઉઘી ને જાગી જોઉ છુ તો મારો રત્નનો હાર સર્પરૂપ થઇ ગયો હતો, પગના સાકળા નીકળી પડયા હતા, મારી સો-નાની બગડીઓ જુદી પડી ગઇ હતી મારા માથામાનુ જાસુદનુ ફુલ ધુળ ભેગુ રોળાઇ ગયુ હતુ આ પલગ જમીનપર પડી ગયો હતો, અને પલગ આસપાસનો પડદો ચીરાઇ ગયો હતો, તેવામા દૂરથી આવતો વૃષભનો નાદ સભળાયો. સમય સમીપ છે એ બૂમ ફરી સભળાઇ જેથી મારૂ હૃદય હજુ થડકે છે હું જાગી ઉઠી હે નાથ! આ સ્વપ્નનો શો હેતુ હશે! મને લાગે છે કે મારો પ્રાણ જશે કે મારા પ્રાણેશ્વર મારો ત્યાગ કરશે

આ સાભળી ગભરાયલી યશોધરાને કુમારે છાતી સાથે દાબી પ્રેમી શબ્દોથી શાત પાડી અને કહ્યું પુન્યાત્મા જ આવુ સ્વપ્ન જોઇ શકે છે. તારે કે મારે માથે ગમે તેવી આપત્ત આવી પડે છતા એટલો વિશ્વાસ રાખજે કે હુ તને ચ્હાતો હતો અને ચ્હાઉ છુ આ દુખી જગતને શી રીતે બચાવવુ તેના હુ કેટલાક દિવસથી વિચાર કરૂ છુ તે તુ સારી રીતે જાણે છે જે ચીજ હુ આખા જગત માટે શોધુ છુ તે તારે માટે તો વિશેષે કરીને શોધુ છુ કદાચ તારે માથે દુખ આવી પડે તો પણ આપણા દુખથી જો જગતને શાંતિનો માર્ગ જડતો હોય તો તે વિચારથી આશ્વાસન પામજે હુ તને સર્વ કરતા વધુ ચ્હાઉ છુ કારણ હુ જીવતા પ્રાણીને ચ્હાઉ છુ માટે હવે તુ સુઇ જા અને હુ જાગતો એમી તારૂ રક્ષણ કરીશ, પતિનો પ્રેમ એજ જેનુ સર્વસ્વ છે એવી વિશ્વાસુ આર્યબાળા ડુસકા ખાતી સુતી અને નિદ્રાવશ થઇ

**સસાર ત્યાગ**—રાજકુમાર પોતાની સુતેલી પત્નીની બાજુએ છેવટનો માર્ગ નક્કી કરતો પલગ પર બેઠો છે, મધ્યરાત્રી થઇ, ચોતરફ શાન્તિ

ફેલાયલી છે કુમારના ખિન્ન વદન ઉપર એક ખૂણાની ઝાંખી બત્તી ફીકુ તેજ નાખી એને વધુ ફીકાશ ધીરે છે ધોતીયુ ને પહેરણ એકલુ પહેરી ખુલ્લે માથે બેઠેલો કુમાર જાણે સર્વ વૈભવો છેલ્લીવાર જોઈ લેતો હોય તેમ ચોતરફ દષ્ટિ ફેરવવા લાગ્યો ઘડીમા તેની નજર આખો મીચાયલી પોતાની પ્રિયતમાના ચ્હેરા ઉપર પડે છે, વળી તે વિશ્વના વૃદ્ધો, દરદીઓ અને મુડદાઓનો દેખાવ કલ્પના દેવીની મદદથી ઉત્પન્ન કરે છે તે જોતા જ બોલે છે કે જઈશ, જરૂર જઈશ, સસાગ્નો ત્યાગ કરીશ સમય આવી પહોચ્યો છે! હે પ્રિયે આપણે જેથી જૂદા પડીએ પણ આખુ વિશ્વ જેથી બચે તે તરફ મારા વિચાર દોરાય છે મારો જન્મ પણ તેજ માટે છે જે રાજ્ય મેળવવા અનેક મનુષ્યોના લોહી વ્હેવરાવવા પડે, અનેક મનુષ્યોનો સહાર થાય તે રાજ્ય મારે નથી જોઈતુ હુ જમીન ઉપર શાતિથી પગ મૂકવા ઇચ્છુછુ પૃથ્વી મારી પથારી થશે, જગલો મારી રહેવાની ભૂમી થશે, હુ ભિખારી જેવો પોષાક પહેરી, લોકો જે ખાવાનુ આપશે તે પર મારો નિર્વાહ કરીશ. બીજા અનેક દુખો સહન કરીશ જગત્‌ના દુખનો પોકાર મારે કાને પડે છે, મારૂ હૃદય તે દુખોની બૂમથી દયાથી ઉભરાય છે, ચીરાય છે જો તે દુખ દૂર કરવાનો માર્ગ જડશે તો તે માર્ગવતી હુ તે દુખ દૂર કરવા પ્રયત્ન કરીશ મારા સર્વસ્વનો ત્યાગ કરીશ. મને મારે માટે દુખ થતુ નથી પણ આખી મનુષ્યજાતિ માટે દુખ થાય છે સત્યની ખાતર મેં સર્વસ્વ અર્પણ કર્યુ છે જરા, વ્યાધિ અને મરણમાથી મુક્તિ મેળવવાનો માર્ગ હુ શોધીશ ખરા સત્યશોધક આગળ માયાનો પડદો અદશ્ય થશે. હે પ્રિયે, જગતનો ઉદ્ધાર કરવા જતા તારો પણ હુ ઉદ્ધાર કરીશ હે બાળક! તને આશ્વાસન આપવા રહુ તો મારા નિશ્ચયમા ડગી જાઉ માટે તારૂં આઘેથી જ કલ્યાણ ઇચ્છુ છુ

હે પ્રિયે, હે પુત્ર, હે પિતા! વિશ્વને ખાતર વિયોગ દુખ સહન કરો હવે મારો દઢ નિશ્ચય થયો છે, હવે હુ જઉં છુ અને જ્યા સુધી હું જે શોધુ છુ તે નહિ જડે ત્યા સુધી હું પાછો નહિ જ ફરૂ. હવે સિદ્ધાર્થ કુમાર ઉભો થયો પોતાની પ્રિય પત્નીના સામુ જોયુ તે દીન મક્ષિકા જેવી પડી હતી વિશ્વાસથી તે આખો મીચી પડી હતી તે પલગની આસપાસ જાણે તે કોઇ દેવની મૂર્તિ ન હોય તેમ ત્રણ વાર પ્રદક્ષિણા કરી ત્રણવાર પલગ તજી બારણા તરફ ગયો ત્રણવાર તે પાછો આવ્યો તેનુ સૌંદર્ય મોહક હતું, તેનો પ્રેમ વિશાળ હતો છેવટે પલગ તરફ જોઇ સિદ્ધાર્થે વિચાર કર્યો મારા વ્હાલા સ્વજનો તમે મને પ્રિય લાગો છો, તમારો ત્યાગ

કરવો બહુ કઠણ લાગે છે પણ જો હુ તમારો ત્યાગ ન કરૂ તો આપણી બધાની શી સ્થિતિ થશે ? વૃદ્ધાવસ્થા પોતાનુ કામ કરશે, મરણ પોતાની જાળ પાથરશે તેમાથી આપણે શી રીતે મુક્ત થઈશુ. અંતે તમારો ને મારો વિયોગ થવાનો જ છે તો તે વિયોગ સહન કરીને પણ મરણ, જરા, અને વ્યાધિના પઝામાથી સર્વને છુટા કરવાનો માર્ગ કેમ ન શોધુ ? સ્ત્રી તરફનો પ્રેમ અને વિશ્વ તરફનો પ્રેમ આ બેની મારામારી અસહ્ય છે

હે પ્રિયે, હે પુત્ર ! હે પિતા ! તમે સર્વ મને વ્હાલા છો, મનુષ્ય અને પશુઓનુ કલ્યાણ કરવાનો ભગીરથ યજ્ઞ મે આરંભ્યો છે તેમા હુ મારી પ્રીતિનુ બલિદાન આપુ છુ એ યજ્ઞનુ ફળ હુ આખા જગતને આપીશ આમ બોલતો તે મહાત્મા એકાએક ઉભો થયો, અને મનમા બાંધેલા નિશ્ચયને અમલમા મુકવા તૈયાર થયો, તેની નજર પોતાની ઉંઘતી સ્ત્રી તરફ પડી, તેને કહ્યુ હે પ્રિયે ! ઉંઘ, નિરાંતે ઉંઘ, તારા જેટલી જ પ્રિય એવી આ દુનીયાના ઉદ્ધાર અર્થે હુ જાઉ છુ એ અપરાધ ગણુ તો તે માટે ક્ષમાની ભીખ માગવા હુ એક દિવસ તારી પાસે જરૂર આવીશ તારા અને જગતના સુખનો રસ્તો શોધવા માટે હું જાઉ છુ હૃદયના છુપા પ્રેમને આકારમા મૂકવા માટે જાઉ છુ, હૃદય, ચાલ, મજબૂત થા

આ વખતે સિદ્ધાર્થનુ વદન ઉચ્ચ પ્રેમ, દયા અને નિશ્ચયના રંગોથી છવાઈ ગયુ હતું. આવી ભવ્યતા કોઈ મો ઉપર ભાગ્યેજ જોવામા આવી હશે. પછી કુમારે પોતાના સારથી ચ્યનાને બોલાવી પોતાના કંતક નામના અશ્વને સજ્જ કરવાની આજ્ઞા આપી, જેથી સારથી ગભરાઇ બોલ્યો અરે રાજપુત્ર ! આપ રાજ્યોની માલીકી છોડી ભિક્ષાપાત્ર અંગીકાર કરવુ જ ઘણુ ગમે છે ? કુમાર પિતાને કેટલુ દુ ખ થશે તેનો તો વિચાર કરો કુમારે કહ્યુ ધીમો બોલ, આવા કાચા મનનો ન થા હુ રાજ્યોનો નહિ પણ વિશ્વ રાજ્યનો રાજા થવા જઉ છું હુ પિતાજીને ચાહુ છુ એમને તથા બીજા સર્વ પ્રેમ પાત્રોને કદાપિ દીલગીરી થવા ન પામે એવો ઇલાજ કરવા માટે જઉ છું તુ મારો વિશ્વાસુ હોય તો જા અને અશ્વને લાવ સારથીએ તે પછી અશ્વ સજ્જ કરીને આણ્યો કુમાર ઘોડેસવાર થયો કે તરત તે ઘોડાએ પ્રયાણ કર્યુ

કુમાર, સારથી ચ્યનો અને અશ્વ ત્રણ સિવાય કોઇ જાગતુ નહોતું. ત્રણે કપિલવસ્તુ નગરથી આગળ ૪૫ કોશ દૂર અનોમા નદીના કિનારે આવી પહોચ્યા અહી ઘોડો ઉભો રાખ્યો ને તેના મુખ ઉપર ફેરવ્યો. પછી સારથી ચ્યનાને કહ્યુ તે જે સેવા કરી છે તેનો તને અને આખા વિશ્વને

સારો બદલો મળશે. હવે તું આ ઘોડાને અને મારા આભૂષણોને લઇ પિતાજી પાસે જા આ સુંદર મુગટ, રાજવશી પોશાક, વ્હાલી તરવાર, અને રત્ન જડીત મ્યાન, સર્વને લઇ તું હવે જા મને આમાનુ કાંઇ જ કામનું નથી પિતાને કહેજે કે હું કૃતઘ્ની નથી થયો, મારી શોધ પુરી થયા પછી જરૂર હું તેમના અશ્રુ લુછવાને હાજર થઇશ યશોધરાને પણ દીલાસો આપજે હવે વિલંબ ન કરતા જા, ઘેર જા, હું સત્યનો પ્રકાશ મેળવવા ફરીશ અને જો એમાં વિજયી થઇશ તો આખુ વિશ્વ મારૂં થશે જો મનુષ્ય મનુષ્યો માટે પ્રયત્ન નહિ કરે તો બીજુ કોણ કરશે ? તે પછી સારથી શહેર તરફ ચાલી નીકળ્યો

સારથીના ગયા પછી સિદ્ધાર્થનુ મન શાન્ત થયુ પછી તેમણે પોતાના માથાના વાળ કાપી નાખવાનુ ધાર્યું અને રેશમી વસ્ત્રોને બદલે ભિક્ષુકને યોગ્ય ભગવાં લુગડા પહેરવાનો વિચાર કર્યો તે વખતે જીર્ણ ભગવા વસ્ત્રોવાળો એક પારધી હાથમા તીરકામઠા સાથે ત્યા આવી ચઢયો તેને કુમારે પોતાનાં રેશમી વસ્ત્રો આપી તેના ભગવા જીર્ણ વસ્ત્રો પોતે પહેરી લીધાં. તેની પાસેથી છરી લઈ પોતાના માથાના વાળ કાપી નાખ્યા. અને તે પછી કુમાર એકલોજ આગળ ચાલ્યો આગળ જતા તે મગધ દેશની રાજધાની રાજગૃહી નગરી પાસે આવી પહોચ્યો મગધ દેશમા તે વખતે બિબસાર રાજા રાજ્ય કરતો હતો

રાજગૃહિ નગરી વિન્ધ્યાચલ પર્વતની પાચ ટેકરીઓ ઉપર આવેલી હોવાથી તેની રમણીયતા સ્વાભાવિક રીતે જ અસાધારણ હતી તે વખતે અનેક સાધુ સન્યાસીઓ આ ટેકરીઓ પર વાસ કરતા હતા આ પાંચ ટેકરીઓમાની એક રત્નગીરી નામની ટેકરીને સિદ્ધાર્થે પોતાનુ નિવાસસ્થાન બનાવી ત્યા પોતે ભિક્ષા ઉપર નિર્વાહ કરતા, રાત્રે સુકા ઘાસ ઉપર સુતા ઉંઘતા થોડુ સૂર્યોદય થતા પહેલા ઉઠી સૂર્યોદય થતા સુધી ધ્યાન કરતા પછી દેહ શુદ્ધિ પછી નગરીમા જતા. કુમારનો ભવ્ય ચહેરો જોઇ સર્વ કોઇ તેમને ભિક્ષા આપતા પોતાની ટેકરીપરથી નીચે ઉતરી નગરમાં પ્રવેશ કરી થોડી ભિક્ષા ગ્રહણ કરી તરત ટેકરી પર ચડી જતા તેમના અપુર્વ રૂપને જોઇ કુમારિકાઓ મોહિત થતી એ જાણી કુમાર ઘડી પણ નગરીમા કામ વગર ઉભા રહેતા નહિ પોતે બીજી ટેકરીઓ ઉપર પણ જતા અને જુદા જુદા સાધુ સતોનો સમાગમ કરી ઉપદેશ ગ્રહણ કરતા.

પોતાની રત્નગીરી ટેકરી ઉપર જતાં રસ્તામા શહેર બહાર કેટલાક સન્યાસીઓ એવા રહેતા કે જે તપ કરી શરીરને કષ્ટ આપતા કેટલાક

જેમણે હાથ રાત દિવસ ઉંચો રાખતા જેથી લોહીનુ ફરવુ બધ થતા તે અક્કડ વૃક્ષની ડાળી જેવો બન્યો હતો કેટલાક ખીલાવાળી પાવડીપર ચાલતા હતા કેટલાક શરીરે કાટા ઘોચતા હતા, કેટલાક પાદડા ચાવતા આ સર્વ ત્રાસદાયક દેખાવ જોઇ, ભવિષ્યમા મળનારા સુખને માટે ધર્મ નિમિત્તે થનો જોઇ આ સાધુઓના મહતને સિદ્ધાર્થે કયુ કે હુ ઘણા મહિનાથી આ ટેકરી ઉપર રહુ છુ, હુ પણ સત્યની શોધમા છુ, આ સર્વ સાધુ સતોને કષ્ટથી પીડાતા જોઈ મને દયા આવે છે આ જીવન દુ ખમય છે તેને વિશેષ દુ ખમય શુ કરવા કરો છો ?

આ સાભળી મહતે કહ્યુ કે મનુષ્ય જો પોતાના શરીરને એટલુ બધુ કષ્ટ આપે કે જીવન દુ ખમય થાય અને મરણ શાન્તિરૂપ થાય તો તેના પાપ ધોવાઇ જાય અને તેનો આત્મા દુ ખની ભઠ્ઠીમા શુદ્ધ થઇ સ્વર્ગમા ચાલ્યો જાય. સિદ્ધાર્થ કુમાર કે જેમનુ બીજુ નામ આ વખતે શાક્યમુનિ હતુ તેમણે કહ્યુ કે તમારા પ્રયત્નથી સ્વર્ગ મળે તોપણ તેનુ ફળ પણ પુરૂ થયુ એટલે પછી તમારે અહી આવવુ પડે અને ફરી આ જ પ્રયત્ન કરવા પડે કે !

મહતે કહ્યુ આ શરીર બધનકારક છે, આત્માને ઉચો ઉડતા અટકાવે છે માટે જ અમે આ શરીરને ધિક્કારીએ છીએ કષ્ટ આપીએ છીએ અને દેવોની સાથે સુખ મેળવવા ઇચ્છીએ છીએ. સિદ્ધાર્થે કહ્યુ તમે પવિત્ર છો અને મજબુત મનના છો, માટે જરા વિચાર કરો આ શરીરને કષ્ટ આપવાનુ છોડી દો કદાચ તમને તેથી કાઈ માયાની લાભ થતો હશે પણ તે લાભનો પણ અત આવશે આ શરીર રૂપી મકાન કે જેની બારીઓમાથી કાઇ ઝાખો પણ પ્રકાશ આવી શકે છે, તેને તોડી પાડવા શા માટે પ્રયત્ન કરો છો ? મહતે કહ્યુ અમારે માટે આ માર્ગ સારો છે. આથી વધારે સારો માર્ગ તુ જાણતો હોય તો કહે, સિદ્ધાર્થે કાઈ જવાબ ન આપ્યો અને ત્યાથી આગળ ચાલ્યા. અને આવા અજ્ઞાનમાથી આ લોકોને મુક્ત કરવાનો માર્ગ શોધી કાઢવાનો વિચાર કરવા લાગ્યા

સિદ્ધાર્થ ચાલ્યા જાય છે ત્યા રસ્તામા એક ભરવાડ કેટલાક ઘેટા અને બકરાને લઇ જતો હતો તેમા એક ઘેટાના બચ્ચાને પગમા કાઇ વાગ્યુ હતુ તેથી તે મહા મહેનતે વેદના ભોગવતુ ચાલતુ તે જોઇ સિદ્ધાર્થને દયા આવી તેથી તેણે ઉચકી લીધુ પછી તે બોલ્યા, હે નિરાધાર પશુ, આ ઘેટાને ભરવાડ જ્યા લઇ જશે ત્યા હુ તને લઈ જઇશ પછી તેમણે પેલા ભરવાડોને પૂછ્યુ કે હે મિત્રો અત્યારે આવા સખત

તાપમાં આ ઘેટાને લઇ તમે કયા જાઓ છો ? તે ભરવાડે જવાબ આપ્યો કે આજે અમારા રાજા મોટો યજ્ઞ કરવાના છે તે યજ્ઞમા ૧૦૦ બકરા ને ૧૦૦ ઘેટા હોમવાના છે તેથી અમે આ ઘેટા બકરા લઈ ત્યા જઇએ છીએ આથી સિદ્ધાર્થે કહ્યુ ચાલો ત્યારે હુ પણ આ ઘેટાના બચ્ચાને ઉચકી ત્યા આવુ છુ તે પછી તે સર્વે બીબસાર રાજાના નગરમા આવ્યા, ત્યા રાજા વેદી પાસે બેસી યજ્ઞની સર્વ તૈયારી કરતો હતો બ્રાહ્મણો અગ્નિમા ઘી હોમી મ ત્રોચ્ચાર સાથે ઘી, ઔષધીને સોમરસ હોમતા હતા એક બાજુ પક્ષીના ટોળા હતા તેમાથી એક બકરાનુ મુખ મુજ નામના વાસથી શીવી લઇ તેને યજ્ઞ વેદી હોમવા માટે આણ્યુ તે બકરાને મારવા જેવો છરો ઉગામ્યો કે શાત વદનવાળા શાક્યમુનિ–સિદ્ધાર્થ કુમારે બકરાની પાસે જઇ તેને ઝાલી કહ્યુ એ પરમાત્માના અશ, ખુશીથી તારો આ છરો મારી છાતીમા કે ગરદન પર અજમાવી લે, હું અને આ બકરો એક જ છીએ આ સાભળી બ્રાહ્મણ સ્તબ્ધ બન્યો અને આ દયાળુ પુરૂષના ભવ્ય ચહેરાના પ્રતાપથી બકરાને મારી શકયો નહિ

સિદ્ધાર્થે પછી બીંબસારને કહ્યુ એ રાજન ! તમે શુ જાણતા નથી કે આ જીવનની કીંમત આકવા કોઇક જ સમર્થ નથી આ વસ્તુ એવી છે કે જે છીનવી લેવાની શક્તિ દરેકમા છે અને જેને બક્ષવાની શક્તિ ચક્રવર્તીમા પણ નથી આ જગતમા જે જીવે છે તે દયાથી જ જીવે છે અને દયા માટે જીવે છે તમે આ અવાચક પ્રાણીઓના દેવ છો, તમે તેના ગળાપર છરી ફેરવવા કેમ ધારો છો ? લોહી રેડવાથી જે દેવો તુષ્ટ થાય તેને દેવો કહેવાય જ કેમ ? આવા અવાચક જીવોનો સહાર કરતા તમને શરમ આવતી નથી ! પ્રાણી માત્ર તરફ કોમળભાવ રાખતા શીખો, સઘળાને આત્મવત્ પ્રેમથી જોતા શીખો એટલે તમારી અદરના દુ ખના બી આપોઆપ બળી જશે, આટલુ કહી કુમારે પેલા બકરાને ખભા ઉપર ઉચકી લઇ ચાલવા માંડ્યુ તેમના વચનોથી રાજા બીંબસાર એટલો ભક્તિ વશ થઈ ગયો કે તેણે ઉઠીને બાલયોગીને સાષ્ટાગ દડવત કર્યા યજ્ઞ કુડ બુઝવી નાખ્યો અને કહ્યું હે દેવ ! આપના પધારવાથી અમને અનુપમ લાભ મળ્યો છે આ શરીરના જીર્ણ વસ્ત્રો ઉતારી રાજવશી પોષાક પહેરી અમારા મહેલમા વસો, અને અમને જ્ઞાનનો ઉપદેશ આપો

શાકય મુનિએ કહ્યુ અહો સુજ્ઞ નરપતિ તમારા વિચારોમા થયેલો આ ઉત્તમ ફેરફાર જોઇ મને સતોષ થાય છે, તમારા સ્નેહ બધનમા ફસવું મારે માટે જોખમ ભરેલુ છે, માટે હવે મારે તાકીદે જવુ જોઇએ મારી

શોધ પુરી થયેથી હુ તમને જરૂર મળીશ એમ કહી સિદ્ધાર્થ જગલ ભણી ચાલ્યા ગયા પછી બિબસાર રાજાએ પશુવધ બધ કરવાનો, પશુઓની કતલ થતી અટકાવવાનો હુકમ કરી ઢઢેરો ફેરવ્યો

સિદ્ધાર્થ ત્યાથી આગળ આવતી એક નદી પાસે આવ્યા ત્યા એક યુવતી રડતી રડતી આવી સિદ્ધાર્થ યોગીને કહેવા લાગી કે હે! પ્રભો કાલે તમો મને મળ્યા હતા તે જ આપ છો મારા એકના એક બાળકને સર્પ કરડવાથી તેને ઝેર વ્યાપ્યુ તે મરી જાય તે વાત મને અસહ્ય લાગી જેથી હુ તમારી પાસે આવી તો તમે કહ્યુ કે એક તોલો સરસવના દાણા મને લાવી આપ, પણ જે ઘરમાં કોઈ પણ મરી ગયુ ન હોય તે ઘરમાથી દાણા લાવજે તો તારો પુત્ર બચશે મે ઘણી તપાસ કરી તો સરસવ તો મળતા પણ જે ઘરમા કોઈ મરી ગયુ ન હોય તેવુ એક પણ ઘર નહોતુ તેથી તે દાણા મે આણ્યા નહિ જેથી આપની શોધ કરતી આવી છુ

આ સાભળી સિદ્ધાર્થે કહ્યુ કે બેન ! જે બાળકને તુ ચાહે છે તે ગઈ કાલે જ મરણ પામ્યુ હતુ આજે તને ખબર પડી કે તારા જેવા જ દુ ખથી આખુ જગત્ દુ ખી છે જો તારૂ દુ ખ ટળતુ હોય અને મરણના પઝામાંથી છુટવાનો માર્ગ જડતો હોય તો મારૂ લોહી રેડવા તૈયાર છુ પણ બેન હજુ મને તે સત્ય જડયુ નથી તે બાળક મરી ગયુ છે માટે તેને અગ્નિ દાહ દે આમ કહી તે સ્ત્રીને વિદાય કરી

શાકયમુનિએ રાજગૃહી નગર છોડી વૈશાલીનો માર્ગ લીધો, જ્યા આરાડ કાલામ અને ઉદ્રક રામપુત્ર એ પડિત જે બ્રાહ્મણ સન્યાસીઓ અનેક શિષ્યો સાથે રહેતા હતા પ્રથમ તે સાખ્યમત સ્થાપક કપિલના શિષ્ય આરાડ કાલામ પાસે ગયા અને તે વખતે ચાલતા ધર્મના મતો સબધી વાદવિવાદમા નિપુણ હતા શાકય મુનિ તેમની પાસે ગયા. ત્યારે તેમણે તેમનો સારો સત્કાર કર્યો શાકય મુનિએ કહ્યુ હે મહાત્મન્ ! આપની કીર્તિ સાંભળી હુ સત્ય શોધવાનો માર્ગ જાણવા હુ તમારી પાસે આવ્યો છુ જન્મ, મરણ અને વ્યાધિના પઝામાથી શુ મુક્ત થઈ શકાય ? તેને વાસ્તે કેવુ જીવન ગાળવુ જોઈએ. તે જાણવા મારી ઈચ્છા છે.

અરાડ ઋષિએ કહ્યુ ઉચામાં ઉચી સ્થિતિ તે બ્રહ્મ છે જડ વસ્તુ-ઓથી દૂર જવાથી બ્રહ્મની સ્થિતિ મળે છે તેજ મુકિત છે. તે મેળવવાનુ સાધન શ્રદ્ધા છે આત્મા નિર્વિકારી છે એવી શ્રદ્ધા રાખવાથી મનુષ્ય નિર્લિપ્ત રહે છે અને પરમપદ પામે છે. આથી પણ શાકયમુનિને સમાધાન થયુ નહિ એટલે તે ત્યા થોડા દિવસ રહી ઉદ્રક રામપુત્ર પાસે ગયા. તેમણે

પણ આરાડકાલામના જેવો સિદ્ધાન્ત કહ્યો અને કહ્યું કે કર્મ પ્રમાણે મનુષ્યની ગતિ થાય છે માટે મુક્તિ ઇચ્છનારે કર્મથી છુટા થવુ જોઇએ. પણ કર્મથી શી રીતે છુટા થવુ તે માર્ગ તે જણાવી શક્યો નહિ શાક્ય મુનિને તેથી પણ સતોષ થયો નહિ પછી મદિરોમા જે બ્રાહ્મણો ક્રિયા કરાવતા હતા, ત્યા પશુઓનો વધ થતો જોઇ તે પણ તેમને ન રૂચ્યુ તેમને પશુવધ ન કરવાનો ઉપદેશ આપ્યો

સિદ્ધાર્થ મગધદેશમા ગયાની પાસે આવેલા ઉરૂ બિલ્વ નામના જગલમા જ્યા ઉદ્રકના પાચ પ્રતાપી શિષ્યો ઉગ્ર તપશ્ચર્યા કરતા હતા ત્યા આવી પહોચ્યો. આ પાચ સન્યાસીઓ પોતાની ઇંદ્રિયોને કાબુમા રાખતા હતા અને નીતિના નિયમો પાળતા હતા અને ફલ્ગુ નદીના કિનારે આવેલા તપોવનમા ભારે તપ કરવામા મગ્ન રહેતા હતા આ પાચ સન્યાસીઓની પાસે એક સ્થાન પસદ કરીને શાક્યમુનિએ પણ ત્યા ઉગ્ર તપશ્ચર્યા કરવા માડી, અને મરણ, વ્યાધિ અને જરામાથી મુક્ત થવાના માર્ગપર વિચાર કરતા તે એવા ધ્યાનમગ્ન થઇ જતા કે ઘણીવાર તો ભોજનનો અવસર ચૂકી જતા ત્યા સર્વ મનોવિકારોને તેમણે વશ કર્યા, ઇંદ્રિયોને સપૂર્ણ કાબુમા રાખી હતી. ઉપવાસ સબધી સખ્ત નિયમો પાળતા હતા. આ પ્રમાણે છ વર્ષ સુધી તપ કર્યુ. કોઇ દિવસ તો અનાજનો એક દાણો પણ ન લેતા આથી શરીર સૌદર્ય નાશ પામ્યુ અને અવયવો શિથિલ થઇ ગયા. શરીર સૂકી ડાળી જેવુ થઇ ગયુ આમ છ વર્ષ ગયા છતા તૃષ્ણાનો વિચ્છેદ કરનારૂ અને સત્યજ્ઞાનનુ પ્રકાશક ઉચ્ચ ધ્યાન તે પ્રાપ્ત કરી શક્યા નહિ આ ઉગ્ર તપથી તે એક દિવસ મૂર્છા આવવાથી પડી ગયા, તેમનામાં ચાલવાની શક્તિ રહી નહિ, શરીરમાથી લોહી ઉડી ગયુ, અને બેશુદ્ધ થઇ પડ્યા.

શાક્યમુનિને આમ પડેલા જોઈ એક ભરવાડના છોકરાને દયા આવવાથી શાક્યમુનિના મો ઉપર તાપ આપવાથી જાબુડાની ડાળો કાપી તડકો ન આવે તે માટે ઉચે બાધી અને બેટીના આચળમાથી દૂધની ધારા તેમના મોમા પાડી, અને થોડીવાર ત્યા બેઠો દૂધ મોમા જવાથી શાક્યમુનિના શરીરમા ચૈતન્ય આવ્યુ અને તેમણે ભરવાડના છોકરા પાસે લોટામા દૂધ માગ્યુ. ત્યારે તે છોકરાએ કહ્યું હું આપને મારા લોટામાથી શી રીતે આપુ, હું તો શુદ્ર છુ ત્યારે તેમણે કહ્યુ ભાઇ સારા કામ કરે છે તે દ્વિજ છે અને ખરાબ કામ કરે છે તે શુદ્ર છે, માટે મને તારા લોટામા દૂધ આપ. જ્યારે મારી શોધ પુરી થશે ત્યારે તને પણ લાભ થશે આથી તે ભરવાડના છોકરાએ દૂધ આપ્યુ અને પછી પોતે ચાલ્યા ગયો

બીજે દિવસે ત્યાંથી કેટલીક નાચનારીઓ જતી હતી તે વાતો કરતી હતી કે જ્યારે સીતારના તાર બરાબર ખેંચવામા આવ્યા હોય ત્યારે નાચવાનુ કામ બહુ સારી રીતે થાય છે અમારે માટે સતારના તાર હદ બ્હાર ખેંચતા નહિ, તેમ ઓછા પણ ખેંચતા નહિ જો આમ બરાબર તાર ખેંચવામા આવ્યા હોય તો મનુષ્યોના હૃદયો ખેંચવાનુ સામર્થ્ય અમારામા છે જો તાર હદ બહાર ખેંચવામા આવે તો તે તુટી જાય અને તાર ઓછા ખેંચવામા આવે તો તે ઢીલા પડી જાય છે, અને ગાયન બંધ પડે છે માટે તારને વધુ કે ઓછા ખેંચતા નહિ આ વાત વૃક્ષ નીચે બેઠેલા શાક્યમુનિએ સાભળી જેથી તે બોલ્યા અરે, મે પણ આ શરીરના તારને હદબહાર ખેંચ્યા છે તેથી તેમાથી ગીત નીકળતું નથી એટલુ જ નહિ પણ તેને તૂટી જવાનો પણ મોટો ભય છે જો આ શરીર તુટી જશે તો અનેકની આશાનો આધાર પણ તુટી જશે માટે હવે શરીરને હદ બ્હાર તપશ્ચર્યામા નહિ વાપરતા મધ્યમ માર્ગ ગ્રહણ કરવો જોઇએ શરીર એ ઉપયોગી સાધન છે, માટે તેને મારી નહિ નાખવુ જોઇએ, પણ તેને અંકુશમા રાખવુ જોઇએ આવો વિચાર કરી શાક્યમુનિ ઉઠયા પાસેની નદીમા સ્નાન કરી બહાર આવવા પ્રયત્ન કર્યો પણ અશક્તિથી નદીમા પડી ગયા મહા મહેનતે બહાર આવી એક વડ નીચે ધ્યાનમા બેઠા

અહિ એક ધર્મિષ્ટ ગોવાળ રહેતો તેની સ્ત્રી સુજાતા ઘણી નમ્ર અને દયાળુ હતી, તેને કાઇ પણ સતતી નહતી તેથી તેણે વનના અધિષ્ટાતા દેવની માનતા માની હતી કે જો મને પુત્ર થશે તો ચૈત્ર મહિનાની પુનમને દિવસે ખીરખાંડનુ ભોજન વડતળે મુકીશ સુજાતાની આ બાધા ફળી તેને પુત્ર થયો જેથી તે બાળકને લઈ દુધપાકનુ પાત્ર લઇ વનદેવને ધરાવવા આવી તો ત્યા વડતળે શાક્યમુનિને પદ્માસને ધ્યાનમા બેઠેલા દીઠા તેમના ભિક્ષાપાત્રમા દુધપાક રેડયો, અને મુનિના શરીરે ઉચુ અત્તર છાટી હાથ જોડી દૂર ઉભી શાક્યમુનિએ કાઇ પણ બોલ્યા વગર તે ભોજન જમ્યા. અને તરત તે પૌષ્ટિક ખોરાકના પ્રતાપે તેમનામા નવુ બળ આવ્યુ તેમના શરીરમા નવી સ્ફુર્તિ આવી, અને જ્ઞાન મેળવવાને યોગ્ય તે શરીર થયુ. પછી સુજાતાએ પૂછ્યુ શુ દેવશ્રીને મારી માનતા પહોચી ચૂકી ?

શાક્યમુનિ પોતાની કામળમાથી હાથ બહાર કાઢીને તે બાળકના માથા પર મુકી બોલ્યા, તું ચિરકાળ સુખી થશે, કારણ તે મને મદદ કરી છે હું દેવ નથી પણ એક ભટકતો યોગી છુ મારૂ શરીર નિર્બળ થયુ હતુ, પણ

નારા સાત્વિક ખોરાકે તે શરીરને બળ આપ્યુ છે. તને આ સેવા માટે મોટો લાભ થશે

જ્યારે શાક્યમુનિ સાથેના પાચ ભિક્ષુકોએ આ બનાવ જોયો ત્યારે તેઓએ ધાર્યું કે આ શાક્યમુનિનો ધર્મ ઉત્સાહ મદ પડી ગયો. શાક્યમુનિએ ધર્મઉત્સાહ મદ પડી ગયો શાક્યમુનિએ વિચાર કર્યો કે કેવળ ઉપવાસ કરવાથી આ સાધ્ય બિન્દુની સમીપમાં અવાતું નથી પણ ઉલ્ટુ શરીર નિર્બળ થતું જાય છે અને તેની સાથે મન પણ નિર્બળ થાય છે જેનુ શરીર અને મન નિર્બળ હોય તે કેવી રીતે ધ્યાનની પરાકાષ્ટાએ પહોચી શકે ? આ વિચારથી તેમણે ઉગ્ર તપશ્ચર્યા કરવી છોડી દઈ શરીરની ગુલામી કે સુશ્રુષા ન ગણાય તેટલી હદે સરક્ષણ કરવા માડયુ અને આત્મનિરીક્ષણ અને ધ્યાનનો આશ્રય લીધો

શાક્યમુનિએ તે પછી ત્યાથી ઉઠીને એક લાકડા કાપનાર પાસેથી ઘાસ માગી લઇ બોધીવૃક્ષ નીચે પાથર્યું તેનુ યોગાસન બનાવ્યુ અને તે ઘાસ ઉપર પદ્માસન વાળીને બેઠા તે વખતે મન સાથે દઢ નિશ્ચય કર્યો કે આ આસનમા મારૂ શરીર શુષ્ક થાય, ચામડી હાડકા અને માસ નાશ પામે પણ જ્યા સુધી દુર્લભ પરમજ્ઞાન પ્રાપ્ત થાય નહિ ત્યા સુધી આ આસન જરા પણ ડગશે નહિ

આ વખતે તે વૃક્ષ ઉપર વિવિધ પક્ષીઓનો મધુર કલરવ થઈ રહ્યો હતો રાત્રી પડી, શાક્યમુનિ બોધિજ્ઞાન પ્રાપ્ત કરવા બોધીવૃક્ષ નીચે આસન વાળીને બેઠા છે આજે અખિલ બ્રહ્માડને આનદ વ્યાપી રહ્યો છે માત્ર મારદેવના મુખ ઉપર ઉદાસી છે તે વિચારે છે કે આ શાક્યમુનિ થોડા સમયમા બુદ્ધ થશે બોધીજ્ઞાન મેળવશે અને તે જ્ઞાનવડે આખા વિશ્વને મારા પઝામાથી મુક્ત કરવા યત્ન કરશે જો સત્ય શોધવામા તે વિજયી નીવડશે તો મારૂ સઘળુ બળ નાશ કરી શકશે પછી મારદેવ તેમને ઘણા વિઘ્નો નાખ્યા પણ શાક્યમુનિનુ ચિત્ર ધ્યાનમાથી ચળ્યુ નહિ ઘણી અપ્સરાઓ શાક્ય મુનિને ધ્યાનમાથી ચળાવવા આવી છતા તેમનુ મન ચળ્યુ નહિ. કોઇ રીતે પોતે ધ્યાનમાથી ન ચળવાથી રાત્રીનો પ્રથમ પ્રહર વીતતા મુનિ પ્રથમ સમસ બુદ્ધ થયા તેમના દિવ્યચક્ષુ ઉઘડી ગયા જેના બળથી તેમને પાછલા પાચસો ભવ દેખાયા તેની સાથે છેક હલકી સ્થિતિમાથી તે બુદ્ધની સ્થિતિ સુધી જીવનના પગથીયા એક બીજા સાથે શી રીતે સકળાયના છે તે પણ તેમના જ્ઞાનની દષ્ટિ મર્યાદામા આવી ગયુ પૂર્વ જન્મમા વાવેલા બી તે પછીના જન્મમા ફળ આપે છે, દરેક જન્મમા સારા કર્મનુ સારૂં

ફળ મળે છે અને ખરાબનુ ફળ ખરાબ આવે છે મરણુ તે લેણદેણનો હિસાબ કરવાનો વખત છે આ ગણત્રી એની ચોકસીથી ચાલે છે કે તેમા એક રતિ માત્રનો પણ ફેર પડતો નથી આ સર્વ મહાન સિદ્ધાતોનુ શાક્ય મુનિ બુદ્ધ ભગવાનને પ્રથમ અનુભવયુક્ત જ્ઞાન થયુ

રાત્રીના બીજા પ્રહરમા શાક્યમુનિને આખા વિશ્વના જીવોના જન્મોનું જ્ઞાન થયુ દરેક મનુષ્યો દુખથી રીબાવા લાગ્યા તેમને તે દુખના કારણુ ન સમજાવાથી ફરી દુખ ઉત્પન્ન કરનારા કારણોને જન્મ આપે છે અને દુખ થાય છે આ જન્મમરણનુ ચક્ર નિયમિત - તે ચાલ્યા કરે છે, અને તે ચક્ર તળે પ્રાણી માત્ર આવી જાય છે, રાત્રીના ત્રીજા પ્રહરમા આ જન્મ મરણુ શાથી ઉત્પન્ન થાય છે તેનુ નિદાન શોધી કહાડયુ પ્રથમ વૃદ્ધાવસ્થા અને મરણુ શાથી આવે છે તેનો વિચાર કરતા જણાયુ કે જ્યા શરીર છે ત્યા વૃદ્ધાવસ્થા અને મરણુ એતો તેનો ધર્મ જ છે ત્યારે શરીર શાથી આવ્યુ, તેનો વિચાર કરતા બુધ્ધે જોયુ કે પૂર્વજન્મમા કરેલા કાર્યો, વચનો, અને વિચારોને લીધે આ શરીર મળ્યુ, ત્યારે પૂર્વભવમા શા સારૂ કર્મો કર્યા? તે કર્મો કરાવનાર ઉપાદાન છે, ઉપાદાન તૃષ્ણાથી ઉત્પન્ન થયુ, તૃષ્ણા વેદનાથી ઉત્પન્ન થઇ અને વેદના છ પ્રકારના સ્પર્શથી ઉત્પન્ન થાય છે, સ્પર્શ નામ રૂપથી, નામરૂપ વિજ્ઞાનથી, વિજ્ઞાન અવિદ્યાથી ઉત્પન્ન થાય છે માટે વૃદ્ધાવસ્થા અને મરણુનુ અતિમ કારણુ આવદ્યા છે, આ સિદ્ધાતનો બુદ્ધ ભગવાનને સાક્ષાત્કાર થયો

રાત્રીના ચોથા અને છેલ્લા પ્રહરમા બુદ્ધ ભગવાને ચાર ઉત્તમ સત્યો શોધી કહાડયા દુખ છે, દુખનુ કારણુ છે, દુખનો નાશ છે અને તે નાશ કરવાના ઉપાયો છે સવાર થતા પહેલા શાક્ય મુનિના મનના દ્વાર સારી રીતે વિકસેલા કમળની માફક ખુલ્લા થઇ ગયા અને શાક્ય મુનિ બુદ્ધ થયા ત્રિકાળ જ્ઞાની થયા સત્યનો પ્રકાશ અનુભવવાને વચમા આવતા આવરણોથી મુકત થયા તે બોધી વૃક્ષ તળે બુદ્ધ ભગવાન સાત દિવસ અને રાત્રી સુધી જરા પણુ હાલ્યા ચાલ્યા સિવાય ધ્યાનગ્રસ્ત દશામા સ્થિર બેસી રહ્યા તેમનુ મન શાત હતુ કોઇ પણુ પ્રકારની આશા તૃષ્ણા હવે રહી નહિ જે પ્રાપ્ત કરવા યોગ્ય હતુ તે મળ્યુ, તેમના જીવનનો ઉચ્ચમા ઉચ્ચ ઉદ્દેશ આજે પૂર્ણુ થયો તે વખતે તેમના મનમાથી આ ઉદ્ગારો નીકળ્યા

હુ લાબા વખતથી આ શરીરરૂપી ઘરમા કેદ પુરાયો છુ, આ દુખરૂપ કેદખાનુ કોણે બનાવ્યુ તેને હું હમેશ શોધતો હતો મારો પ્રયત્ન મહાન હતો, પણુ અત્યાર સુધી તે વૃથા ગયો હતો પણુ આજે તો હે શરીરના

રચનાર મે તને ઓળખી કહાડયો, આ દુખરૂપી દિવાલો તુ કદાપિ ફરીથી ઉભી કરી શકીશ નહિ. આજે આ તારૂ ઘર ભાગી ગયુ છે, તેના પાયા જડમૂળથી ઉખડી ગયા છે, અવિદ્યાએ બાંધેલુ ઘર જ્ઞાનથી વિલય થયું છે. હવે હુ તે ઘરમાથી મુક્તિ તરફ ચાલ્યો જાઉં છુ

બુદ્ધ ભગવાનને હવે આખુ વિશ્વ દુખના મહાસાગરમા ડુબેલુ જણાયું જેમા તેનનો દયામય સ્વભાવ સ્ફુરી આવ્યો .તેમને જગતનુ અજ્ઞાનરૂપી અધકાર દૂર કરી જ્ઞાન પ્રકાશ આપવા સિવાય બીજુ શુ સુઝે ? હવે તેમને દુખનો સહાર કરનાર ધર્મ ફેલાવવાની ભાવના થઇ લોકો પ્રાયશ્ચિત, બલિદાન, ક્રિયાકાડ અને મત્ર તત્રમા આસક્ત થયેલા છે, તેઓ શુ આત્મસયમ અને ભૂત દયા ઉપર રચાયલા આ ધર્મને માનશે ! બુદ્ધ ભગવાનની દયા અનુપમ હતી છેવટે તે ધર્મનો બોધ કરવાના નિશ્ચય ઉપર આવ્યા.

પ્રથમ તેમણે પોતાના પ્રાચીન ગુરુ આરાડકાલામને નવા ધર્મમા દીક્ષિત કરવાનો નિશ્ચય કર્યો, પણ તેમણે તો દેહ છોડી દીધો છે એમ સાભળ્યુ પછી રૂદ્રકરામ પુત્ર પાસે ઉપદેશ આપવા ઇચ્છયુ પણ તે આ લોકમા નથી એમ ખબર મળી જેથી પ્રથમના પોતાના પાચ સહઅધ્યાયીને આ નવા સત્યનો બોધ આપવાનુ ધારી કાશીથી ઉત્તરે ૩ માઇલ ઉપર આવેલા મૃગદાવ તરફ બુદ્ધ ભગવાન ચાલ્યા કાશી તરફ જતા ઉપક નામના એક દિગબર જૈન સાધુ બુદ્ધ ભગવાનને મળ્યા તે બુદ્ધની અપૂર્વ કાન્ત જોઈ ચકિત થયા અને પૂછવા લાગ્યા કે તમારા ગુરૂ કોણ છે ? તમે કોને હાથે દિક્ષા લીધી ?

બુદ્ધે કહ્યુ મારો કોઇ ગુરૂ નથી, મને શાતિ છે ધર્મનુ સામ્રાજ્ય સ્થાપન કરવાને હુ કાશી તરફ જઉ છુ, જે પાપ અને મૃત્યુના અધકારમા દટાયલા છે તેમને માટે હુ ત્યા જીવનનો દીપક પ્રકટાવીશ

ઉપકે પૂછ્યુ શુ તમે આખા જગતને જીતનાર જીન છો ? બુદ્ધ કહ્યુ જેણે આત્મા અને મનોવિકારો ઉપર જય મેળવ્યો છે તેઓ જીન છે જે વિકારોને જીતે છે અને પાપથી દૂર રહે છે તેજ ખરા જીતનારા છે

પછી તે કાશી ગયા જ્યા મૃગવન અમર નામ ઇસીપટનમા કૌડીન્ય અને તેના ચાર સોબતીઓને જોયા તેઓએ બુદ્ધ ભગવાનને આવતા જોઈ પરસ્પર વિચાર કર્યો કે આ મનુષ્યે વ્રત ભગ કર્યો છે માટે તેને ગુરૂ તરીકે સન્માન આપવુ નહિ અને તેનુ નામ દઇને બોલાવવો તે આવે ત્યારે આપણે ઉભા થવુ નહિ તેમને નમસ્કાર કરવા નહિ, અને તેનો આદર સત્કાર કરવો નહિ. આવો વિચાર કરી તે બેઠા. બુદ્ધ ભગવાન્ તેમની તરફ

આવવા લાગ્યા, તેમને આવતા જોઇ પાંચે જણે ન ઉઠવાનો વિચાર કર્યા છતાં ઉભા થઇ ગયા તેમને આસન આપ્યુ, પૂજન કર્યુ અને ગુરૂને યોગ્ય સર્વ સન્માન આપ્યુ પણ તેમણે બુદ્ધ ભગવાનને ગૌતમ કહીને બોલાવ્યા ત્યારે બુદ્ધ કહ્યુ મારા ખાનગી નામથી મને બોલાવતા નહિ જે અર્હંત થયા હોય તેમને ખાનગી નામથી બોલાવવા તે અસભ્ય કહેવાય મારે માન નથી જોઇતુ પણ જે સર્વ જીવોઉપર સમદૃષ્ટિથી જુએ છે તેને તેના ખાનગી નામથી બોલાવવા તે સભ્ય ગણાય નહિ બુદ્ધો આખા વિશ્વના ઉદ્ધારનો માર્ગ બતાવે છે માટે જેમ બાળકો પિતાને માન આપે તેમ બુદ્ધોને દરેક માન આપવુ એમ કહી તેમણે તે પાંચ શિષ્યોને ઘણો બોધ આપ્યો પણ અભિમાન અને અજ્ઞાનને લીધે તેમણે તે ઉપદેશ ગ્રહણ કર્યો નહિ તેમણે કહ્યુ કે તમે મન, વચન અને શરીર ઉપર સયમ રાખ્યા સિવાય કેવી રીતે બુદ્ધ થયા? બુદ્ધે તેમને કહ્યુ કે આ વિશ્વમા બે માર્ગ છે કેટલાક કેવળ તપ કરી શરીર સુકવી નાખે છે, અર્થાત શરીરને મારી નાખે છે જ્યારે બીજા કેટલાક ખાનપાનમા અને ઇન્દ્રિયોના વિલાસના ઉપભોગમા મગ્ન રહે છે આ બન્ને માર્ગ સદ્જ્ઞાનનો અભાવ સૂચવે છે આ માર્ગથી કદી મુક્તિ મળી શકે નહિ શરીર નિર્બળ થતા મન નિર્બળ થાય છે તેથી વિચારો ગુચાય છે જેથી તેને સાંસારીક બાબતોનુ તેમ ઇન્દ્રિયપર જય મેળવવાનુ જ્ઞાન તો ક્યાંથી હોય? માટે આ બે માર્ગનો ત્યાગ કરી મે મધ્યમ માર્ગ ગ્રહણ કર્યો છે આથી સત્વગુ દુખ મટી શાંતિ મળે છે જન્મ મરણના ચક્રમાથી મુક્ત થવામા આઠ પ્રકારનો માર્ગ શોધ્યો છે સત્ય, શ્રદ્ધા, સદ્વિચાર, સદ્વચન, સદ્વર્તન, ગુજરાનના સત્ સાધનો, સદુદ્યમ, સત સ્મૃતિ અને સત્ સમાધિ એ આઠ પ્રકારે ધર્મ થાય છે તૃષ્ણાનો અંત આણવા માટે આ ઉત્તમ માર્ગ છે દુખ છે દુખનુ કારણ છે, દુખનો નાશ થઈ શકે છે અને નાશ કરવાના સાધનો પણ છે એ ચાર મહાન સત્યો સર્વને જાણવા જેવા છે આ જરા વ્યાધિ ને મરણ દુખરૂપ છે તૃષ્ણા એ દુખના કારણરૂપ છે માટે તૃષ્ણાનો નાશ કર્યાથી દુખ નાશ થાય છે

આ ઉપદેશ સાભળી કૌંડાયનના જ્ઞાન ચક્ષુ ઉઘડ્યા, મહાન સત્યોનુ તેને દર્શન થયુ અને તે બુદ્ધનો પ્રથમ શિષ્ય થયો પછી ધીમે ધીમે તેના બીજા ચાર સોબતીઓ ભદ્ર, મહાનામ અશ્વજીત અને વાષ્પ પણ શિષ્યો થયા તે પાંચ શિષ્યો મહા પ્રતાપી થયા પછી કાશીના એક સદ્ગૃહસ્થનો પુત્ર વૈરાગથી ઘરમાથી નાશી જતો હતો તે બુદ્ધ ભગવાનનો ઉપદેશ સાભળી શાન્તિ પામ્યો અને શિષ્ય થયો આ યશને ૫૪ મિત્રો હતા તે પણ

પોતાના દુર્ગુણોનો ત્યાગ કરી બુદ્ધના શિષ્યો થયા વર્ષાઋતુ પુરી થતા બુદ્ધ ભગવાનને ૬૦ શિષ્યો થયા તેમને બુધ્ધે દેશોદેશ ઉપદેશ કરવા મોકલ્યા

બુદ્ધ ભગવાન પછી ઉરૂબિલ્વના જંગલ તરફ થયા ત્યા કાસ્યપ નામના બ્રાહ્મણ પાસે ૫૦૦ શિષ્યો હતા જે અગ્નિહોત્રી હતા ત્યા બુદ્ધ ગયા આ ઋષિના આશ્રમ પાસે એક અગ્નિકુડ હતો જ્યા એક પ્રચડ શક્તિવાળો મહા નાગ રહેતો હતો બુદ્ધ ભગવાને એક રાત્રી પડી રહેવાની કાશ્યપપાસે જગ્યા માગી કાશ્યપે કહ્યુ આ એક અગ્નિકુડ પાસે જગ્યા છે પણ ત્યા એક સાપ રહે છે જે પોતાની દૃષ્ટિમાથી નીકળતી જ્વાળાથી મનુષ્યને મારી નાખે છે બુદ્ધ ભગવાને ત્યાજ રહેવાની જગા માગી એટલે કાશ્યપે કહ્યું ભલે તમને યોગ્ય લાગે તેમ કરો બુદ્ધ ભગવાન તે અગ્નિકુડવાળીજગામા ગયા અને ધ્યાન કરવા બેઠા તે વિકાળ નાગે બુદ્ધ ભગવાનને જોઈ પોતાનુ સઘળુ બળ અજમાવ્યુ તેની દૃષ્ટિમાથી વિષ નીકળ્યુ અને મુખમાથી અગ્નિની જ્વાળાઓ બહાર ફેકી, પણ બુદ્ધ ભગવાનને આથી કાઇ અસર થઇ નહિ અગ્નિથી મકાન બળી ગયુ પણ બુદ્ધ ભગવાન તો સ્થિર અને અડગ રહ્યા જ્યારે નાગની જ્વાળાથી બુદ્ધને અસર ન થઇ ત્યારે તે નાગ શાત થયો અને માથુ નમાવ્યુ

કાશ્યપે જાણ્યુ કે પેલો મનુષ્ય બળી ગયો હશે સવારમા તે જોવા અગ્નિ કુડ પાસે આવ્યા તો નાગ ત્યા રમતો જોયા અને બુદ્ધને સમાધિમા બેઠેલા જોયા જેથી તે બુદ્ધના વખાણ કરવા લાગ્યા છતા કાસ્યપ ઋષિનો અહકાર દૂર જ થયો. અતે બુદ્ધ ભગવાનના ઉપદેશથી કાશ્યપઋષિ પોતાના ૫૦૦ શિષ્યો સાથે બુદ્ધ ભગવાનના શિષ્ય થયા પછી તેમણે પોતાનો સામાન અને યજ્ઞ નિમિત્તના વાસણો પાસે વ્હેતી નદીના જળમા નાખી દીધા તે પછી કાશ્યપના બીજા બે ભાઇઓ પોત પોતાના ૫૦ શિષ્યો સાથે બુદ્ધ ભગવાનના શિષ્યો થયા પછી બુદ્ધ આ શિષ્યો સાથે રાજગૃહ તરફ ગયા. ત્યા બિબસાર રાજાએ તેમનો માન આદર સત્કાર કર્યો અને બિબસાર રાજા પણ બુદ્ધ ધર્મનો અનુયાયી થયો પછી ઘણા લોકોના ટોળા બુદ્ધ ભગવાનના દર્શને આવવા લાગ્યા ત્યા વેણું વનમા બુદ્ધ ભગવાને પોતાના શિષ્યો સાથે ઘણા ચાતુર્માસ ગાળ્યા હતા અને ઘણા સૂત્રો પણ આજ સ્થળે આપ્યા હતા

રાજગૃહમા રહ્યા પછી સારી પુત્ર, મૌદગલાયન અને મૈત્રયાણી પુત્ર નામના ત્રણ પ્રસિદ્ધ શિષ્યો તેમના થયા. તેમા શિવશકર નામનો એક બ્રાહ્મણ પુત્ર બુદ્ધ ભગવાનનો દયા અને ક્ષમાનો ઉપદેશ સાભળી બુદ્ધના

૨૫

આ શિષ્યોમાનો એક થયો તેનુ નામ મૈત્રેયાણી પાડ્યુ તે પછી મહા કાશ્યપ નામનો એક સન્યાસી બુદ્ધનો શિષ્ય થયો

બુદ્ધ ભગવાને પોતાના શિષ્યોને કહ્યુ કે સર્વ પ્રકારના પાપ નહિ કરવા, અને ચિત્તની શુદ્ધિ કરવી, એજ બુદ્ધ ધર્મ છે તમે કદાપી ધર્મને ભૂલો નહિ આ વખતે બુદ્ધ સઘની વ્યવસ્થા અને પવિત્રતા જાળવવાના કેટલાક નિયમો રચ્યા જેને પ્રતિમાક્ષ કહે છે

શારીપુત્ર અને માદ્દગલ્યાયન પછી કેટલાક સમય સુધી નવા શિષ્યો ન થવાથી લોકોનો ઉત્સાહ ધીમે ધીમે ઘટવા લાગ્યો અને બુદ્ધ સાધુઓ પ્રત્યે લોકો અપમાનથી જોવા લાગ્યા બુદ્ધ ભગવાન અહી રાજગૃહમા ઉપદેશ આપતા હતો અને લોકોને સત્ય ધર્મ તરફ દોરતા હતા તે વાતની કપિલ વસ્તુમા આમત્રણ કરવા કેટલાક સામતો મોકલી કહાવ્યુ કે તમારા પિતા મરણની તૈયારીમા છે, માટે તેમનુ મુખ જોવુ હોય તો તરત આવો યશો-ધરાએ પણ સ્વારો સાથે કહેવરાવ્યુ કે રાહુલની માતા જેમ કુમુદ ચન્દ્રની ઝખના કરે તેવી રીતે તમારા દર્શન માટે આતુર બની છે જો તમને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થઇ હોય તો તેમા તે પોતાનો ભાગ માગે છે તે સર્વ સામતો બુદ્ધ ભગવાન પાસે આવ્યા, અને બુદ્ધનો ધર્મનો ઉપદેશ સાભળી કહેવાની વાત ભૂલી બુદ્ધના શિષ્યો થયા આ રીતે રાજાએ નવ વાર જુદા જુદા સામતો મોકલ્યા પણ નવે વાર તે સામતો બુદ્ધના શિષ્ય થયા પછી સિ-દ્ધાર્થના મિત્ર ઉદાયીને રાજાએ મોકલ્યો તેને વેણુવન પાસે આવતા પાસેના ઝાડની નાની નાની કુપળો તોડી પોતાના કાનમા ઘાલી કે જેથી બુદ્ધનો ઉપદેશ તેના કાનમા ન સભળાય. આમ કરી તે વેણુવનમા દાખલ થયો અને શુદ્ધોદન રાજાનો તથા યશોધરાનો સદેશો કહી સભળાવ્યો

આ સાભળી બુદ્ધ ભગવાને કહ્યુ કે હુ હવે જઇશ, મારી ત્યા જવાની ઇચ્છા છે જેમણે જીવન આપ્યુ તે માતાપિતા તરફ પૂજ્યભાવ બતાવવો એ પુત્રની વાત છે એમ જણાવી તે રાજગૃહથી કપિલવસ્તુ તરફ જવા નીકળ્યા સઘના નિયમ પ્રમાણે નગરની બહાર બાગમા પોતે ઉતર્યા, આ વાત જાણી નગરમા સર્વત્ર આનદ થયો બુદ્ધના પિતા, કાકા વીગેરે સબધી તેમ નગર જનો બુદ્ધના દર્શને આવ્યા શુદ્ધોદન રાજા કેટલીક વાર સુધી કાઇપણ બોલી શક્યો નહિ પુત્રના મુખ સામુ જોયા કર્યું અને પુત્રે પિતાના મુખ સામુ જોયુ બનેમાથી એક પણ ઘણીવાર સુધી એક પણ અક્ષર બોલ્યા નહિ રાજા વિચાર કરવા લાગ્યા કે જો આ પુત્રે રાજ્ય કર્યું હોત તો આધાતાની માફક ચક્રવર્તી પ્રતાપી રાજા થાત આ જીદગીમાં તેને શો

આનદ થતો હશે ! બુદ્ધ ભગવાન પોતાના પિતાના હૃદયનો આશય સમજી ગયા અને તેમને સદ્ધર્મ તરફ વાળવા બોલ્યા કે તમારૂં મન શાંત કરો, કોઈપણ પુત્રે પિતાને નહિ આપેલો એવો ધાર્મિક ખોરાક હું આપુ છુ તે સ્વીકારો કર્મ પ્રમાણે મનુષ્યને ફળ મળે છે માટે દરેકે પોતે કેવા કર્મ કરે છે તેથી સાવધ રહેવુ મરતી વખતે જીવ એકલો જાય છે માત્ર તેની સાથે સારા નરતા કરેલા કૃત્યો જાય છે નિર્વાણ એજ પરમ શાંતિનુ સ્થળ છે, એજ ઉચ્ચ આનદ છે તૃષ્ણાના નાશથી પરમ શાંતિ મળે છે જો મનુષ્ય લોભ, ક્રોધ અને અજ્ઞાન ઉપર જય મેળવે તો આ જગતમા તેને જીતવા યોગ્ય કાંઇ રહેતુ નથી આ સાભળી રાજાને સંતોષ થયો અને હાથ જોડી બોલ્યો કે આજે મારો આત્મા પ્રસન્ન થયો છે હે પુત્ર, તે સસારનો ત્યાગ કર્યો, તે તપ કર્યું અને પરમ ફળ મેળવ્યુ તે બધુ બહુ સારૂ કર્યું છે આમ બોલતાં રાજાનુ હૃદય ભરાઈ આવ્યુ

બીજે દિવસે ભિક્ષા માગવા માટે બુદ્ધ ભગવાન હાથમા પાત્ર લઇ કપિલવસ્તુ ગયા તેમણે મઠના નિયમ પ્રમાણે ઘેર ઘેર ભિક્ષા માગવાનો નિશ્ચય કર્યો જ્યારે શુદ્ધોદન રાજાને તેથી ખબર પડી ત્યારે રાજા બુદ્ધ ભગવાન જ્યા ભિક્ષા માગતા હતા ત્યા આવીને કહેવા લાગ્યા કે હે પ્રભો, તમે અમને શુ કરવા શરમમા નાખો છો ? અન્ન વાસ્તે ભિક્ષા કેમ માગો છો ! શુ આટના સાધુ જમાડવા જેટલું પણ સામર્થ્ય મારામા નથી ! બુદ્ધે કહ્યુ એ તો અમારો રીવાજ છે ત્યારે રાજાએ કહ્યુ કે આપણા વંશમા તો કોઇએ હજુ સુધી ભિક્ષા માગી નથી બુદ્ધે કહ્યુ હુ તો બુદ્ધોનો વંશજ છુ તેઓ ભિક્ષા માગીને જ ઉદર નિર્વાહ કરતા પછી બુદ્ધ ભગવાનનુ પાત્ર લઈ તેમને રાજા મહેલ તરફ લઇ ગયા ત્યા તેમને સર્વેએ માન આપ્યુ પણ યશોધરા ત્યા આવી નહોતી તેણે ધાર્યું કે રાજકુમારને મારા માટે દિલસોજી હશે તો તે મારી પાસે ભલે ચાલીને આવશે

યશોધરા આ વખતે પોતાના દિવાનખાનામા જ બેસી રહી. બુદ્ધ તેના મનના ભાવ જાણતા હતા તેથી તે બે [illegible] સાથે યશોધરાના ઓરડામા ગયા બુદ્ધે પીળા વસ્ત્ર પહેર્યા હતા તેમનુ માથુ મુડાવેલુ હતુ બુદ્ધને જોઇ યશોધરાનુ મન કાબુમા રહ્યુ નહિ તે તેમના પગે બાઝી પડી, અને તેની આખમાથી આસુ વહેવા લાગ્યા પછી તે ઉભી થઇ બાજુએ ઉભી રહી

શુદ્ધોદન રાજાએ કહ્યુ હે પુત્ર, જ્યારથી તુ ઘર છોડીને ગયો છે ત્યારથી આ સતી અખડ બ્રહ્મચર્ય પાળે છે એકવાર જમે છે, રાત્રે સાદડી પર પડી રહી છે અને અસહ્ય દુ ખ અનુભવે છે બુદ્ધે દયાપૂર્ણ મુખે યશો-

ધરા સામે જોઇ પોતાનો પૂર્વ ભવનો સબધ કહ્યો અને પ્રસગને અનુસરતો ઉપદેશ આપ્યો યશોધરા પછી બુદ્ધમતની સાધ્વી થઇ અને પાછળથી બુદ્ધ ભગવાનની ઇચ્છા વિરુદ્ધ તેમની સાધ્વીનો વર્ગ સ્થાપવો પડ્યો ત્યારે તે બુદ્ધમતની મુખ્ય સાધ્વી થઇ

બીજે દિવસે બુદ્ધ ભગવાનની માસી પ્રજાપતિ ગૌતમી કે જેણે સિદ્ધાર્થ કુમારને ઉછેર્યો હતો તેના પુત્રનદનો વવાહ અને રાજ્યાભિષેક બીજે દિવસે હતો તે શુભ દિવસે નદ પોતાના ભાઈ બુદ્ધ ભગવાનને મળવા ગયો બુદ્ધ ભગવાને તેણે એવો અ ાકિક ઉપદેશ આપ્યો કે તેથી પલળીને તેણે રાજ્ય સુખ અને વિવાહ સુખ અસાર માન્યુ અને તરત દીક્ષા લીધી રાજ ભુવનમા આથી હાહાકાર વર્તાઇ રહ્યા એક અઠવાડીયા પછી યશોધરાએ પોતાના પુત્ર રાહુલને વસ્ત્રાભૂષણ પહેરાવી પોતાના પિતા બુદ્ધ ભગવાન પાસે ધન માગવા મોકલ્યો આ વખ્તે રાહુલને સાત વર્ષની ઉમ્મર થઇ હતી રાહુલ બુદ્ધ ભગવાન પાસે ગયો અને કહ્યુ કે હે પિતા ! તમારી પાસે આવવાથી મને ઘણો આનદ થાય છે બુદ્ધે કાઈ જવાબ ન આપ્યો. પછી ભોજન કરી તે વડવનમા ગયા રાહુલ તેમની પાછળ પાછળ ચાલ્યો અને વારસો માગવા લાગ્યો

બુદ્ધ ભગવાને વિચાર કર્યો કે જે ધન એને જોઇએ છીએ તે ક્ષણિક અને નાશવત છે માટે બોધિવૃક્ષ નીચે ધ્યાન કરતા મને જે સાત રત્નો મળ્યા હતા તેજ હુ તેને આપીશ, અને તેને આધ્યાત્મિક શક્તિયોનો વારસ બનાવીશ પછી સારી પુત્ર રાહુલને ઉપદેશ આપી સન્યાસી બનાવ્યો જ્યારે આ વાત રાજકુટુબમા પડી ત્યારે સર્વ ઘણા શોકાતુર થયા નન્દ તેમ શુદ્ધોદનના બીજા પુત્ર અને રાહુલ પણ શ્રમણ થયા જેથી શુદ્ધોદન નિરાશ થયા જેથી તેમણે બુદ્ધ પાસે જઇ કહ્યુ કે આજથી માબાપની રજા સિવાય સઘમા કોઇને પણ દીક્ષા ન આપવી એવા નિયમ દાખલ કરો બુદ્ધ ભગવાને તે માગણી સ્વીકારી પછી થોડો વખત ત્યા રહી રાજગૃહ તરફ ગયા રસ્તામા અનોમા નદીના કાઠે અનુપ્રિય નામના વનમા કેટલોક વખત રહ્યા. તે વખતે તેમના સ્વજનોમાના કેટલાક તેમના શિષ્ય થયા જેમા આનદ, દેવદત્ત, ઉપાલી અને અનિરૂદ્ધ હતા આનદ અને દેવદત્ત તેમના કાકાના છોકરા હતા આનદ હમેશા તેમની સાથે રહેતો હતો અને દેવદત્ત પાછળથી તેમનો પ્રતિસ્પર્ધી થયો ઉપાલી હજામ હતો, તે સઘનો મોટો નાયક થયો હતો અનિરૂદ્ધ માનશાસ્ત્રમા પ્રવીણ હતો

ગુરુ તરીકે બુદ્ધ ભગવાને અનેક શિષ્ય કર્યા ઉચ્ચ નીચ, શ્રીમત,

ગરીબ બ્રાહ્મણ, ચાડાળ જૈનો, આજીવિકો, સન્યાસી, ગૃહસ્થ, લુટારા, ઉમરાવ, ખેડુત, પુરૂષો સ્ત્રીઓ સઘળા તેમના શિષ્યો થયા. તેમના શિષ્યોમાં બુદ્ધ ધર્મનો ઉપદેશ આપનાર તરીકે ૧૨ શિષ્યો પ્રસિદ્ધિ પામ્યા અજ્ઞાત કૌડિન્ય, અશ્વજીત, સારિપુત્ર, મૌદગલાયન, મહાકાશ્યપ, મહા કાત્યાયન, અનિરૂદ્ધ ઉપાલી, વિડોળા ભારદ્વાજ, કૌસ્થિલ, રાહુલ અને પૂર્ણ મૈત્રાયાણી પુત્ર એ બાર મુખ્ય છે

બુદ્ધ ભગવાનની કીર્તિને કનક લગાડવા અને લોકોમા તેમને હલકા પાડવા કેટલાક જુદાજુદા પથના ઇર્ષ્યાળુ લોકોએ અનેક પ્રયત્નો કર્યા એક મતવાળાએ ચિચા નામની એક સ્ત્રીને પોતાના તત્રમા લીધી તે રોજ સાયકાળે બુદ્ધના ઉપાસકો ધર્મ શ્રવણ કરી વિહારથી નગર તરફ જાય ત્યારે ચિચાને વિહાર તરફ મોકલવા અને સવારે જ્યારે લોકો નગરમાથી વિહાર તરફ જતા ત્યારે ચિચા વિખરાયલા પોશાક સાથે નગર તરફ આવતી. આથી લોકોને બુદ્ધ વિષે શકા ઉપજાવી એક દિવસે તેણે સર્વ માણસો સમક્ષ આવી કહ્યુ કે મને બુદ્ધથી ગર્ભ રહ્યા છે તેણે પેટે એક જોડો બાધ્યો હતો તે દૈવ સયોગે તે વખતે છુટી જવાથી તેનુ પોગળ જણાયુ. બીજી એક સુદરી નામની સ્ત્રીને વશ કરી. તે કહેતી કે બુદ્ધનુ ચરિત્ર સારૂ નથી આ સ્ત્રીને તે લોકોએ દારૂડીયા પાસે મારી નખાવી વિહાર પાસે નાખીને વાતો ચલાવી કે બુદ્ધે પોતાનુ કલક છુપાવવા આ બીજુ પાતક કર્યું છે પણ થોડા દિવસે તેજ દારૂડીયાઓએ દારૂના ઘેનમા કહ્યુ કે અમે બુદ્ધનુ ચરિત્ર સુંદરીને મારી કલકિત કર્યું હતું કેટલાકે તેમને શ્રીગુપ્ત મારફતે ખોરાકમા ઝેર આપી તેમનો પ્રાણ લેવાને યુક્તિ રચી પણ તે વાત બુદ્ધ ભગવાનના જાણવામા આવી જેથી તેમણે શ્રીગુપ્તને ક્ષમા આપી અને દ્વેષ દ્વેષથી નહિ પણ પ્રેમથીજ નાશ પામે છે એ સિદ્ધાત ખરો પાડી બતાવ્યો

બુદ્ધ ભગવાન સવારે પાચ વાગે ઉઠતા, અને પોતાના શિષ્યોને શ્રમ ન પડે તે માટે જાતેજ સ્નાન કરી વસ્ત્ર પહેરી લેતા. પછી તે ભિક્ષા માગવાનો સમય થાય ત્યા સુધી તે એકાત જગ્યામા જતા અને ધ્યાનમા બેસતા હતા જ્યારે ભિક્ષાનો સમય થાય ત્યારે ત્રણ વસ્ત્ર પહેરી હાથમાં પાત્ર લઇ કેટલીક વાર એકલા અને કેટલીક વાર શિષ્યો સાથે પાસેના ગામમા દાખલ થતા લોકો કેટલીકવાર તો તેમને ભોજન ગ્રહણ કરવાનો આગ્રહ કરતા જે ભોજન તે ત્યાને ત્યા જ ખાઇ લેતા હતા ભોજન થઇ રહ્યા પછી લોકોને ઉપદેશ આપતા પછી ત્યાથી જે વનમા પોતે ઉતર્યા

હોય ત્યાં જતા, ત્યાં બીજા શિષ્યો ભોજન કરી આવે ત્યાં સુધી તેમની રાહ જોતા અને બહાર બેસતા પછી પાગથીયા આગળ ઉભા રહી કેટલીક બોધપ્રદ સૂચના આપતા અથવા કોઈ શિષ્યને ધ્યાનનો અમુક વિષય જણાવતા હતા જ્યારે શિષ્યો ધ્યાન વાસ્તે જતા ત્યારે બુદ્ધ થોડો સમય આરામ લેતા પછી પાછા ઉઠી પાસેના મનુષ્યોને કેવી રીતે પોતે મદદ કરી શકે તેનો વિચાર કરતા સાંજના ચાર પાંચ વાગે પાસેના ગામના માણસો આવતા તેમને સત્યનો બોધ કરતા હતા સંધ્યાકાળે તે લોકો પાછા જતા ત્યારે પોતે સ્નાન કરતા અને ધ્યાન વાસ્તે બેઠેલા શિષ્યો બધા તેમના પાસે એકઠા થતા તેમાંના કેટલાક શિષ્યો પોતાનો અનુભવ કહેતા કેટલાક શંકા હોય તે પૂછતા જેથી ધર્મસંબંધી વાર્તાલાપ કરવામાં રાત્રિનો પ્રથમ પહોર વીતી જતો બાકીની રાત્રીનો કેટલોક ભાગ ધ્યાનમાં પસાર થતો અને કેટલોક ભાગ શાંત નિદ્રામાં જતો શિયાળા અને ઉનાળાના મળી આઠ માસ જુદે જુદે સ્થળે વિચરતા હતા વર્ષા ઋતુમાં ચાર માસ સુધી તે એક સ્થળે રહેતા

પોતે હમેશા સાંભળનાર પાત્રની યોગ્યતાનો વિચાર કરીને જ જવાબ આપતા પોતે સત્ય સમજાવવા ઉપમાઓ, વાર્તાઓ, દૃષ્ટાંત કથાઓ, ઐતિહાસિક બનાવો, કહેવતો અને સાંભળનારના પૂર્વજન્મના બનાવોનો આશ્રય લેતા જ્યારે કોઈને ઠપકો આપવાનો પ્રસંગ આવે ત્યારે પોતાના કે તે પુરુષોના પૂર્વજન્મો તે કહેતા જ્યારે તે કોઈ સાથે વાત કરતા ત્યારે લોકો અંજાઈ જતા તેમના શબ્દોથીજ અંગુલીમાળ નામનો મોટો લુટારો અને આલવી ગામનો મનુષ્યોનો સંહાર કરનાર ક્રુર મનુષ્ય બદલાઈ ગયા હતા તેમની છાયા તળે એકવાર પણ જે આવ્યા તે હમેશને માટે તેમના થઈ રહેતા જે તેમને મળતા તે તેમની મૈત્રીને વશ થતા, જે તેમને જાણતા તે તેમના ભક્ત થઈ રહેતા કોઈને પણ પોતાનો ધર્મ તેની ઇચ્છા વિરૂદ્ધ માનવાનું કહેતા નહિ

મનુષ્ય પોતેજ પોતાના ભવિષ્યનો રચનાર છે, તેનું ભવિષ્ય તેના હાથમાં જ છે જેથી મનુષ્યે કેવા વિચાર કે કાર્યો કરવા કે પૂર્વજન્મના કારણને સહાયભૂત થાય નહિ અને ભૂતકાળનું કર્મ ખપી જતા મનુષ્ય મુક્તિ નિર્વાણ પ્રાપ્ત કરી શકે આ શીખવવું, આમાંજ બુદ્ધ ધર્મનો સાર આવી રહેલો છે સર્વને શુદ્ધ વિચાર કરવાનું, પોતાના શિષ્યોને ધ્યાન કરવાનું બુદ્ધ દેવ ભાર દેઈને કહેતા. મનુષ્યની ઉન્નતિમાં, તેનું ચરિત્ર ઉત્તમ બનાવવામાં અને તેનું ભવિષ્ય નિર્માણ કરવામાં ઉત્તમ વિચાર એ ઘણું જ પ્રબળ સાધન છે

બુદ્ધ ધર્મનો મુળ સિદ્ધાંત એ છે કે મનુષ્યના સર્વ દુ ખો અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે તેથી મનુષ્યની ઉન્નતિનુ અને સુખનુ રહસ્ય અજ્ઞાનને દૂર કરવામા રહેલુ છે બુદ્ધ કહેતા કે દેહને કષ્ટ આપી આત્માને ગ્લાની પમાડવી નહિ તેમણે શોધેલો અષ્ટવિધ માર્ગ ચક્ષુને ઉઘાડે છે જ્ઞાનને આપે છે અને મનની શાંતિ, ઉચ્ચ જ્ઞાન, સપૂર્ણ બુદ્ધતા આપી નિર્વાણ ભણી લઇ જાય છે. તે અષ્ટવિધ માર્ગ આ છે

૧ શુદ્ધ વિચારો, ૨ શુદ્ધ અભિલાષા, ૩ શુદ્ધ વાણી, ૪ શુદ્ધઆચાર, ૫ શુદ્ધ વૃત્તિ, ૬ શુદ્ધ પ્રયત્ન, ૭ શુદ્ધ અપ્રમત્તતા અને ૮ શુદ્ધ અત્યાનદ

બુદ્ધ ધર્માનુયાયીઓને પાળવાના પચ મહાવ્રતો આ પ્રમાણે છે ૧ **અહિસા**—દયા રાખ, કોઇને મારવુ નહિ ૨ **અસ્તેય**—ઉદારતાથી આપવુ ને લેવુ, પારકી વસ્તુ જોરથી, કપટથી કે લોભથી લેવી નહિ ૩ **સત્ય**—સાચુ બોલવુ, જુઠુ બોલવુ નહિ ૪ **મદ્ય માસ નિષેધ**—મદ્યાદિ પદાર્થો ન ખાવા. ૫ **બ્રહ્મચર્ય**—પર સ્ત્રીનો ત્યાગ કરવો તે આ પચ મહાવ્રતો આ પ્રમાણે તેમના દેવાલયોમા બુદ્ધો બોલે છે

૧ હુ પ્રાણીઓનો વધ નહિ કરવાની પ્રતિજ્ઞા લઉ છુ
૨ હુ ચોરી નહિ કરવાની પ્રતિજ્ઞા લઉછુ
૩ હુ અસત્ય નહિ બોલવાની પ્રતિજ્ઞા લઉછુ
૪ હુ પરસ્ત્રી સાથે સબધ નહિ રાખવાની પ્રતિજ્ઞા લઉછુ
૫ હુ માદક પદાર્થો અને આળસ ઉત્પન્ન કરે તેવી વસ્તુઓ નહિ વાપરવાની પ્રતિજ્ઞા લઉછુ

બુદ્ધ ભગવાન અનેક જીવોને દુ ખમાથી મુક્ત થવાનો ઉત્તમ માર્ગ દર્શાવતા હતા તેમના કાકાનો પુત્ર દેવદત્ત જે તેમનો શિષ્ય થયો હતો તેણે સઘમાં વિક્ષેપ પાડયો દેવદત્ત જ્યારે કૌશાબી ગયો ત્યારે તે નગરના લોકોએ તેનુ અપમાન કર્યુ તેથી તે રાજગૃહ ગયો અને ત્યા તેણે નવો મત સ્થાપવાની ઇચ્છા કરી બિબસાર રાજાના પુત્ર અજાતશત્રુએ રાજગૃહમા તેને એક વિહાર બધાવી આપ્યો બુદ્ધ ભગવાન રાજગૃહમા વેણુવનમા આવ્યા ત્યારે દેવદત્તે સખ્ત નિયમવાળો નવો ધર્મ સ્થાપવા બુદ્ધ પાસે માગણી કરી. બુદ્ધે ના કહી તેથી તેણે નવો મત સ્થાપવા યત્ન કર્યો બુદ્ધ ભગવાનનો જીવ લેવાને પણ દેવદત્તે ઘણો પ્રયત્ન કર્યો હતો. બુદ્ધને મારવાને તેણે મારવા મોકલેલા મારાઓ બુદ્ધનો ઉપદેશ સાભળી શાંત થઇ અનુયાયી થયા. જ્યારે બુદ્ધ રાજગૃહમા ભિક્ષાર્થે ફરતા હતા ત્યારે અજાતશત્રુને કહી તેમની સામે ગાડો મદોન્મત્ત હાથી છુટો મુકયો પણ બુદ્ધ ભગ-

વાનના અપૂર્વ શાંતિ બળથી તે શાંત થયો થોડા વખતમાં દેવદત્ત મરી ગયો, ત્યારે અજાતશત્રુ બુદ્ધ પાસે ગયો અને શાંતિ અને મુક્તિનો માર્ગ તેમની પાસેથી શીખી બુદ્ધ ધર્મને સારો મદદગાર નીવડયો. બુદ્ધના નિર્વાણ પછી પહેલી સભાને અજાત શત્રુએ સારો ટેકો આપ્યો હતો

બુદ્ધ ભગવાને ૮૫ મી વર્ષાઋતુ વેલુગ્રામમા ગાળી ત્યા તેમને સખ્ત માદગી આવી, તેમણે જણાવ્યુ કે હવે નિર્વાણકાળ સમીપ આવ્યો છે તેથી બધા શિષ્યોને એકઠા કરી ઉપદેશ આપ્યો કે

હે ભિક્ષુકો ! મે જે ધર્મ પ્રકાશિત કર્યો છે તે સપૂર્ણરીતે શીખો, તેને અનુભવમા મુકો તેને ચાર બાજુએ ફેલાવો કે જેથી આ પવિત્ર ધર્મ ચિરકાળ ટકી શકે અને કરોડો મનુષ્યના કલ્યાણનુ કારણ થાય ઘણા થોડા સમયમા તથા ગત ચાલ્યા જશે ત્રણ માસમાં તથા ગત આ શરીર છોડી જશે મારૂ જીવન પુરૂ થવા આવ્યુ છે, હે ભિક્ષુકો ! અપ્રમાદી, વિચારવત અને શુદ્ધ થજો. તમારા નિશ્ચયમા દઢ રહેજો, તમારા હૃદયપર નજર રાખો, જે મનુષ્ય કટાળ્યા વગર ખતથી આ ધર્મને વળગી રહેશે તે સસારસમુદ્ર તરી દુખનો અત અનુભવશે આવો ઉપદેશ આપી બુદ્ધ ભગવાન કુશી નગર તરફ જવા નીકળ્યા રસ્તામા કુકુષ્ટા નામની નદી આવી તેમાથી આનદે જળ લાવી આપ્યુ, તે પી, વિશ્રાતિ લઈ આગળ ચાલ્યા અને કુશી નગરની બહારના ઉદ્યાનમા આવી ઉતર્યા

બુદ્ધ ભગવાનનુ મરણ સમીપમા છે એમ જાણી તેમના પ્રિય શિષ્ય આનદથી રહેવાયુ નહિ તેથી તે દૂર જઈ રડવા લાગ્યો, તેને બુદ્દે પાસે બોલાવી આશ્વાસન આપ્યુ અને કહ્યુ કે જેનો જન્મ છે તેનુ મરણ છે, ઉત્પન્ન થયેલી વસ્તુનો નાશ થવો એ તેનો ધર્મ છે આપણને પ્રિય અને વ્હાલી લાગતી વસ્તુઓથી પણ આપણે છુટા પડવાનુ છે તે શું તુ નથી જાણતો ? ખતથી આ માર્ગે ચાલ તો તુ જીવન તૃષ્ણા અને અજ્ઞાનબધનથી મુક્ત થઇશ

તે શિષ્યે કહ્યુ જ્યારે આપ અદશ્ય થશો ત્યારે અમને કોણ ઉપદેશ આપશે ? ત્યારે બુદ્ધે કહ્યું કે હું તમને સત્ય શીખવવાને આવ્યો હતો અને મે પૃથ્વી ઉપર સત્યનુ રાજ્ય સ્થાપન કયુ છે ગૌતમસિદ્ધાર્થ મરણ પામશે પણ બુદ્ધ તો જીવતો છે બુદ્ધ એજ સત્ય છે અને સત્ય કદી મરતું નથી. પછી બુદ્ધનુ શરીર ચળકવા લાગ્યુ જેથી તેમણે આનદને કહ્યું આજે મારૂ મરણ થવાનુ છે તેનુ આ ચિન્હ છે પછી થોડીવાર આરામ લઇ ઉઠયા અને શાલ વૃક્ષ નીચે ઉત્તર તરફ માથુ રાખી સુતા બુધ્ધે આનદને કહ્યુ

જે પુરુષ કે સ્ત્રી મારા ઉપદેશ પ્રમાણે વર્તે છે તે મ્હારી વધુ ભક્તિ કરે છે રાત્રે સુભદ્ર નામનો પંડિત બુદ્ધને મળવા આવ્યો, તેને કહ્યુ કે જે ધર્મ સદ્ગુણી જીવન ઉપર આધાર રાખતો નથી, જેની આદિ શુદ્ધતામા અને જેનો અંત પ્રેમમા નથી તે ધર્મમા કદાપિ મુક્તિનો માર્ગ જડે નહિ સુભદ્ર આ સાભળી બુદ્ધધર્માનુયાયી થયો

બુદ્ધ ભગવાને પછી આનદને બોલાવી કહ્યુ હે આનદ તું વિચાર કર કે ગુરુ ગયા તેથી ધર્મનો અંત આવ્યો પણ કદિ એમ ધારતો નહિ. મારા નિર્વાણ પછી મે ઉપદેશેલો ધર્મ અને સઘના નિયમો એજ ગુરૂરૂપ થશે એ પછી મોટા નાનાનો વિવેક સમજાવ્યો પછી બુદ્ધ ભગવાને સર્વથી છેલ્લા શબ્દો આ પ્રમાણે કહ્યા હે ભિક્ષુકો ! ઉત્પન્ન થયેલી સર્વ વસ્તુઓ નાશ ધર્મવાળી છે માટે ઉદ્યોગથી તમે તમારૂ નિર્વાણ મેળવી લેશો આમ બોલી ઘડીવાર સુધી તે બેભાન જેવા જણાયા અને તેમના આત્માએ દેહને છોડી નિર્વાણનો અનુભવ કર્યો

કાશી નગરના મલ્લ રાજાઓએ બુદ્ધ ભગવાનના શરીરને યોગ્ય ઠાઠ-માઠ સાથે અગ્નિ સસ્કાર કર્યો શિષ્યો બુદ્ધના હાડકા અને રાખ સુગધી પુષ્પો સાથે એક પાત્રમા મૂકી નગરમા લઇ ગયા બુદ્ધના નિર્વાણના સમાચાર સાભળી રાજગૃહના અજાત શત્રુ, વૈશાલીના લીચ્છીવ લોકો, શાક્ય લોકો વગેરે ભકતો ભક્તિ અને સન્માન સાથે રાખ લઇ ગયા અને તેને એક ધાતુના પાત્રમા મૂકી, જમીનમા દાટી તેના ઉપર સ્તુપ ચણાવવામા આવ્યા.

આ પ્રમાણે બુદ્ધ ભગવાને પણ બુદ્ધ ધર્મ ચલાવ્યો તે પણ ઇશ્વરના ૨૪ મા અવતાર ગણાય છે

આ પછી કથા સમાપ્ત થઇ જેથી સર્વ શ્રોતાજનો વેરાઇ ગયા.

---



# ભાગ ૩ જો

## ધર્માચાર્યો.

### પ્રકરણ ૩૮ મું.

#### કુમારીલ ભટ્ટાચાર્ય.

આજથી આશરે ૧૧૦૦ વર્ષ ઉપર કુમારીલ ભટ્ટાચાર્યનો જન્મ મહાર પ્રાંતમા મહાનદી કિનારે જયમંગળ નામના ગામમા થયો હતો તેમના પિતાનુ નામ યજ્ઞેશ્વર ભટ હતુ અને માતાનુ નામ ચંદ્રગુણા હતુ. જાતે યજુર્વેદી તૈલંગણ બ્રાહ્મણ હતા કુમારીલ નાનપણથી તેજસ્વી અને તીવ્રબુદ્ધિના હતા તેમણે નાનપણમા ગુરૂ પાસેથી વેદ વેદાંગાદિ ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો તેમની પાસે ભારતના જુદા જુદા ભાગમાથી વિદ્યાર્થીઓ ભણવા રહેતા હતા

આ અરસામા હિંદમા સર્વ સ્થળે બુદ્ધ ધર્મ ફેલાયલો હતો. બાદ્ધો આ વખતે વેદ ધર્મની નિંદા કરી વેદ ધર્મ વિરૂદ્ધ વર્તન સેવવા ઉપદેશ આપતા હતા, જેથી લોકો વેદધર્મથી ભ્રષ્ટ થયા હતા અને યજ્ઞ યાગાદિ સત્કાર્યો બંધ થયા હતા આ જોઇ ભટ્ટપાદના મનમા ખેદ થયો અને વેદધર્મનુ રક્ષણ કરવાનો વિચાર કર્યો. પ્રથમ બુદ્ધમાર્ગીઓ વેદ ધર્મનુ ખંડન કરવા કેવી કેવી યુક્તિયો રચે છે તે જાણવા માટે તે મતના આચાર્યશ્રી નંદિનન પાસે વિદ્યાર્થી તરીકે રહી તે મતનુ જ્ઞાન મેળવ્યુ આચાર્ય સાથે પોતે ચંપાનગરીમા આવ્યા, ત્યા આચાર્ય શિષ્યોને વેદ ધર્મનુ નિકંદન કરવાની અનેક યુક્તિઓ સમજાવતા, ત્યા જઇ ભટ્ટપાદ પણ તે યુક્તિઓ સાભળતા અને ત્યા પાસે ધર્મશાળામા રહેતા,

ત્યા તે વખતે સુધન્વા રાજા રાજ્ય કરતો હતો રાજા બુદ્ધધર્મ પા-

બૌદ્ધ ધર્મ પાળતો અને રાણી વેદ ધર્મ પાળતી, જેથી ભટ્ટપાદે રાણીને એક પત્ર લખી જણાવ્યું કે હું ભટ્ટાચાર્ય નામા નગરની ચર્ચા જોવા આવ્યો છું અને બુદ્ધમતનું ખંડન કરવા ઇચ્છું છું આ જાણી રાણીને ભટ્ટપાદને મળવા વિચાર થયો તેણે ભટ્ટપાદને પોતા પાસે બોલાવી કહ્યું કે રાજા મને બુદ્ધ ધર્મમાં નાખવા ઇચ્છે છે માટે ઉતાવળથી તેમને જીતવા પછી ભટ્ટપાદે બુદ્ધ ધર્મના ખંડનના કેટલાક વાકયો રાણીને કહ્યા અને સુધન્વા રાજાને રાણીએ તેજ વાકયો કહ્યા જેથી રાજાનુ મન વેદધર્મ તરફ કંઈક વળ્યુ

ભટ્ટપાદ તે પછી બુદ્ધ ધર્મનુ ખંડન કરવાનો વિચાર કરવા લાગ્યા. બૌદ્ધાચાર્ય પાસે શિષ્ય તરીકે રહી વેદ ધર્મના ખંડનો સાભળતા તે આચાર્યે વેદની નિંદા કરી જેથી ભટ્ટાચાર્યની આંખમાથી આસુ ખર્યા એ જોઈ બુદ્ધોના મનમા શંકા થઇ કે આ કોઇ બ્રાહ્મણ છે એ પછી ભટ્ટપાદ વિરૂદ્ધ બૌદ્ધોએ રાજાને ભરવ્યુ જેથી સુધન્વા રાજાએ સભા કરી તેમા એવો નિર્ણય થયો કે આ ઉંચી ટેકરી ઉપરથી ભટ્ટપાદ પડે અને જો જીવતા રહે તો વેદ ધર્મ સાચો માનવો આથી ભટ્ટપાદને એક ઉંચી ટેકરી ઉપર ચડાવ્યા તે વખતે ભટ્ટપાદે કહ્યુ જો વેદ ધર્મ સત્ય હોય તો મને પીડા ન થાય એવો નિશ્ચય કરી ભટ્ટપાદે પડતુ મુકયુ પણ ' વેદ સત્ય હશે તો ' એવા શંકાશીલ વિચારથી પડતુ મુકવાથી માત્ર તેની એક આંખ કાણી થઇ પણ શરીરે કાંઇ ઇજા થઈ નહિ. તેથી રાજાનુ મન વેદધર્મ તરફ વળ્યુ.

ભટ્ટપાદને લાગ્યુ કે બૌધ્ધો જીવ હિંસા કરવી નહિ એવુ માને છે તો શુ તેઓ બ્રાહ્મણને જીવ નહિ ગણતા હોય ! આ પાખંડી લોકો સ્વાર્થને ખાતર ધર્મને કોરાણે મૂકી પાખંડ ધર્મમા સર્વને ડુબાવવા માગે છે. માટે એ પાખંડીઓનો સત્વર નાશ કરવો યોગ્ય છે પછી તેમણે આખા દેશમા ફરી ફરીને બૌદ્ધાદિ પાખંડી ધર્મોનુ પોકળ ઉઘાડુ પાડી વેદધર્મનું સત્ય સ્થાપવા લાગ્યા બૌદ્ધ ધર્મ ખંડનના સાત ગ્રંથો રચ્યા

સુધન્વા રાજાએ બૌદ્ધધર્માચાર્ય અને કુમારીલ ભટ્ટાચાર્યને બોલાવી બૌધ્ધો અને બ્રાહ્મણોની સભા બોલાવી કયો ધર્મ સાચો છે તેનો નિર્ણય કરવા વાદવિવાદ કરવાની આજ્ઞા કરી આ વખતે એક કોયલે ટહુકો કર્યો એ સાભળી ભટ્ટપાદે કહ્યુ કે હે કોયલ મલિન નીચ શ્રુતિ દુષક કાગડાના કુળ સાથે જો તારે સંગ ન હોય તો તું વખાણને પાત્ર ગણાય આ વાણી સાભળી બૌધ્ધો ઘણા ગુસ્સે થયા અને વેદનુ ખંડન કરવાના તર્ક વાકયો બોલ્યા પછી બૌધ્ધો અને ભટ્ટપાદ વચ્ચે વાદવિવાદ ચાલ્યો તેમા બૌદ્ધો

હારી ગયા ભટ્ટપાદે રાજાને વેદધર્મનુ સ્થાપન કરવા ઘણો ઉપદેશ આપ્યો રાજાએ કહ્યુ કે મતનુ ખડન તો વિદ્યાથી થાય પણ જે પર્વત ઉપર ચડી પડતુ મૂકે અને ન મરે તેનો મત સાચો અને મરી જાય તેનો મત ખોટો એમ હુ માનુ તેથી સર્વ સભા સમક્ષ ભટ્ટપાદ એક ઉચા પર્વત પર ચડયા અને વેદનુ સ્મરણ કરી પડતુ મૂકયુ પણ કશી ઈજા થઇ નહિ તેથી સુધન્વા રાજાને વૈદિક ધર્મ ઉપર ઘણી શ્રદ્ધા થઈ અને માનવા લાગ્યો જેથી બૌદ્ધોએ કહ્યુ કે આમ કંઇ ધર્મનો નિર્ણય થાય નહિ, કારણ કે મણિ મત્ર અને ઔષધીથી પણ દેહનુ રક્ષણ થઇ શકે છે આથી રાજાએ કહ્યુ કે હુ એક પ્રશ્ન કરૂ છુ તેમા જે ખોટા પડશે તે હાર્યા ગણાશે પછી એક મધ કરેલો ઘડો સભામા મગાવી તેમા શુ છે તે બૌદ્ધોને અને બ્રાહ્મણોને પૂછ્યુ તેનો જવાબ કાલે આપવાનુ બન્ને જણે કહ્યુ

બીજે દિવસે બૌદ્ધોએ કહ્યુ કે એ ઘડામા સાપ છે, અને બ્રાહ્મણોએ કહ્યુ કે એ ઘડામા શેષ શાઇ ભગવાન વિષ્ણુ છે બ્રાહ્મણોનુ વચન સાભળી રાજા ઝાખો પડી ગયો તેણે તેમા સાપ પૂરાવ્યો હતો, જેથી બ્રાહ્મણો જુઠા પડશે એમ લાગ્યુ પણ બ્રાહ્મણોએ ઘડો ઉઘડાવ્યો અને તેમા શુ છે તે રાજાએ જોયુ તો તેમા શેષ શાઇ ભગવાનની મુર્તિ જોઇ તેથી રાજાને બ્રાહ્મણો ઉપર વધુ શ્રદ્ધા થઇ અને વેદ ધર્મ સત્ય છે એ માનવા લાગ્યો અને બૌદ્ધો પાખડી છે એમ માની વેદધર્મનો પ્રચાર કરવા ભટ્ટપાદને ઘણી મદદ કરી ભટ્ટપાદે વૈદ ધર્મને સ્થાપન કરી યજ્ઞયાગાદિ શરૂ કરાવ્યા અને બૌદ્ધ તેમ જૈનોના મતનુ ખડન કર્યું આ પછી સર્વ તેને પાખડી ધર્મ માનવા લાગ્યા એ પછી સુધન્વા રાજાની આજ્ઞાથી કેટલાક બૌધ્ધોનો નાશ થયો કેટલાક બુધ્ધો વેદધર્મમા આવ્યા અને કેટલાક બુદ્ધ ધર્મીઓ ચીન, ટીબેટ બ્રહ્મદેશ અને સિહલદ્વિપમા નાસી ગયા એ રીતે કુમારીલ ભટ્ટે વેદના કર્મકાડનો ઉદ્ધાર કર્યો અને તેમના પછી શકરાચાર્યે અવતાર ધારણ કરી બુદ્ધ ધર્મનો સપૂર્ણ પરાજય કર્યો શકરાચાર્ય થયા પછી ભટ્ટપાદે બુદ્ધો પાસે રહી બુદ્ધોની વિદ્યા શીખી તેનુ ખડન કરવા તૈયાર થયા તે માટે પ્રાયશ્ચિત કરવા તેમને ઇચ્છા થઈ જેથી તેમણે પ્રયાગમા ત્રીવેણીના કિનારે ડાગરના ફોતરા સળગાવી અગ્નિમા પ્રવેશ કર્યો શકરાચાર્યને તે વાતની ખબર પડી જેથી પોતે કુમારીલ ભટ્ટ પાસે આવ્યા ભટ્ટપાદને અત વખતે તેમના દર્શન થવાથી સતોષ થયો અને આવી રીતે બુદ્ધ ધર્મનુ ખડન કરી ભટ્ટપાદ ૬૩ વર્ષની ઉમ્મરે મોક્ષ પામ્યા.

---



# પ્રકરણ ૩૯ મું.

———o———

## શ્રી શંકરાચાર્ય.

બીજે દિવસે મહાત્માજીએ કથાનો આરંભ કર્યો બુદ્ધ ભગવાન પછી ઈશ્વરનો ૨૪ મો અવતાર કલ્કી ભગવાનનો હજુ થવાનો છે એ રીતે ઈશ્વરના ૨૪ અવતારોનુ વર્ણન સંભળાવ્યુ હવે મહાન ધર્મ સ્થાપકોના જીવનની રૂપરેખા હુ તમને જણાવુ છુ

બુદ્ધ ભગવાને બુદ્ધ ધર્મ ભારત ભૂમિમા ચલાવ્યો બુદ્ધ ધર્મ ઘણો ફેલાયો અને તેથી વેદધર્મને લોકો ભૂલી ગયા ત્યારે ફરી વેદધર્મનુ સ્થાપન કરવા ભગવાન શંકરે શંકરાચાર્યનો અવતાર ધારણ કર્યો

જે વેળા ભારતવર્ષમા વેદોક્ત કર્મનો વાસ્તવિક હેતુ લોકોના મોટા ભાગની સમજ મર્યાદાથી દૂર થઇ ગયો હતો, જે વેળા ભિન્ન ભિન્ન દેવોના ઉપાસકો વૈદિક ઉપાસનાનુ વાસ્તવિક સ્વરૂપ સમજ્યા વિના એક બીજાનો વિદ્વેષ કરતા હતા, ને પરસ્પર લડી મરતા હતા, જે વેળા જૈનધર્મનુ ને બુદ્ધ ધર્મનું પ્રબળપણુ થવાથી વૈદિક ધર્મ ને વર્ણાશ્રમની મર્યાદા છિન્ન-ભિન્ન થઇ ગયા હતા, અને જે વેળા એકજ અદ્વિતીય બ્રહ્માના ઉપનિષદોએ પ્રતિપાદન કરેલા જ્ઞાનનુ સ્વરૂપ મનુષ્યોના મોટા ભાગની જાણમા રહ્યુ નહોતુ, ને તેથી પ્રત્યેક મનુષ્ય વસ્તુતાએ દુઃખ રહિત પરમાનંદરૂપ છતા દુઃખોથી રીબાયા કરતો હતો, તે વેળા અધિકારી મનુષ્યોને વેદોક્ત કર્મનુ રહસ્ય સમજાવવા, તેમને વેદોક્ત ઉપાસનાનુ રહસ્ય સમજાવવા, જૈનધર્મના ને બુદ્ધધર્મના વેદ વિરોધી ભાગનુ નિરાકરણ કરવા, વર્ણાશ્રમધર્મની મર્યાદાનુ રક્ષણ કરવા અને ઉપનિષદે પ્રતિપાદન કરેલા બ્રહ્મનુ યથાર્થ સ્વરૂપ સમજાવી મુમુક્ષુઓને દુઃખરહિત પરમાનંદ સ્વરૂપમા સ્થાપવા શ્રી શંકર પ્રભુએ કેવલ કારૂણ્યને વશ થઇ આ ભરતખંડના દક્ષિણ વિભાગ વિષે મલબાર પ્રાંતમા પવિત્ર પૂર્ણાનદિને કાંઠે આવેલા કાલડીનામના પવિત્ર ગામમા તૈત્તિરીય શાખાનુ અધ્યયન કરનાર નમ્બુદ્રીના પવિત્ર બ્રાહ્મણ શ્રી શિવગુરૂના સ્વધર્મપરાયણ ધર્મપત્નિ અંબા ( સતી ) ના ઉદરથી

આશરે શાકે ૬૧૦ વૈશાખ સુદિ ૫ને દિવસે મધ્યરાત્રિને સમયે પોતાના સ્થૂલશરીરનો આવિર્ભાવ પ્રતીત કરાવ્યો. તેમના આવિર્ભાવકાલે અધર્મપરાયણ આસુરી સંપત્તિવાળા મનુષ્યોના હૃદયમા અચાનક ક્ષોભ થયો, ને ધર્મપરાયણ દૈવીસંપત્તિવાળા સજ્જનોના હૃદયમા અચાનક આનંદાવિર્ભાવ થયો.

જ્યોતિર્વિદોએ તેમના શુભ આવિર્ભાવવાળા સમયપરથી તેઓ અલૌકિક મહાપુરુષ થશે એમ તેઓશ્રીના સ્થૂલશરીરના માતપિતાની આગળ તેમના પૂછવાથી પોતાની વિદ્યાને આધારે ભવિષ્ય ભાખ્યુ

માતાપિતા ને તેમના સબંધિજનો તેઓશ્રીના આવિર્ભાવવડે પ્રસન્ન થાય તેમા કાંઈ પણ આશ્ચર્ય નજ હોય, પણ અન્ય સજ્જનોને પણ તેમના આવિર્ભાવ વડે આનંદ થયો તેઓશ્રીનો આવિર્ભાવ મહેશ્વરની (શંકરની) કૃપાથી થયો હતો એવી તેમના માતાપિતાની માન્યતા હોવાથી તેમનુ નામ શંકર પાડવામા આવ્યુ તેમના મસ્તક પર બીજના ચંદ્રનુ, કપાલમા નેત્રનુ, બને ખભાપર ત્રિશૂલનુ, હાથમા ચક્રનુ, ગદાનુ, ધનુષનુ ડમરૂનુ, છાતીપર નાગનુ, અને ચરણોપર ચામરનુ ચિહ્ન હતું તેમના સ્થૂલશરીરનો રંગ શુદ્ધ સ્ફાટિકના જેવા ઉજ્જવલ હતો

જેમ શુક્લપક્ષના બીજના ચંદ્રની કલા શુક્લપક્ષમા ઉત્તરોત્તર વધતી જાય છે, તેમ આચાર્ય ભગવાનનુ રમણીય ને શુદ્ધ સાત્વિક પરમાણુઓના સમૂહરૂપ સ્થૂલ શરીર ઉત્તરોત્તર વધવા માડ્યુ તેઓશ્રીનુ ત્રૈલોક્ય સુંદર અને મુમુક્ષુઓના નેત્રનુ તથા મનનુ હરણ કરી તેમના જીવભાવનુ વિસ્મરણ કરાવનાર સ્થૂલ શરીર જ્યારે ત્રણ વર્ષનુ થયુ ત્યારે તેઓશ્રીના સ્થૂલ શરીરને ચૌલ સંસ્કાર કરવામા આવ્યો હતો તેઓશ્રીનુ સ્થૂલશરીર જ્યારે પાચ વર્ષનુ થવા આવ્યુ ત્યારે શાકે ૬૧૫ના ચૈત્રસુદિ ૯ ને દિવસે તેઓશ્રીના સ્થૂલ શરીરને યથાવિધિ ઉપનયન સંસ્કાર કરવામા આવ્યો. ઉપવીત આપ્યા પહેલા જેટલુ ઉપયોગી અધ્યયન ઉપવીતવિના થઈ શકે તેટલુ ઉપયોગી અધ્યયન તેમણે કરી લીધુ હતુ

ઉપનયન થયા પછી તેઓશ્રી પોતાના ગુરૂની પાસે રહી વેદાદિનું અધ્યયન કરવા લાગ્યા અધ્યયનકાલે તેમની સ્મરણશક્તિને તેમનો બુદ્ધિવિભવ તેમના સહાધ્યાયીઓને તથા તેમના ગુરૂને આશ્ચર્યરૂપ જણાતા હતાં. એક વેળા બીજા વિદ્યાર્થીઓની સાથે ગામમા ભિક્ષા માગવા જતા તેઓએ એક બહુ દીન બ્રાહ્મણને ઘેર જઈ ભિક્ષા માગી. તે બ્રાહ્મણની સ્રીએ દીન ભાવથી વિનયવડે તેઓશ્રીને જણાવ્યુ કે—" હું બહુ મંદભાગિની છું, તેથી નિર્ધનતાને લીધે તમારા જેવા બહુભાવથી સત્કાર કરવા યોગ્યનો પણ

અન્નાદિવડે સત્કાર કરી શકતી નથી, આથી મારા જીવનને ધિક્કાર છે," આમ કહી તે ઘરમાં ગઈ, અને ઘરમાં મળી આવેલું એક આમળું તેમને ભિક્ષાને બદલે આપ્યું અન્યનું દુઃખ જોઈ જેમનું હૃદય દ્રવી જવાના સ્વભાવવાળું છે એવા તેમને તે દીન સ્ત્રીના કુટુંબનું દારિદ્ર દૂર કરવા મનોહર શબ્દોવડે લક્ષ્મીજીની પ્રાર્થના કરી તે પ્રાર્થનાથી પ્રસન્ન થએલા લક્ષ્મીજીએ ભગવાન્ શંકરને કહ્યું કે—' આમણે પૂર્વે દ્રવ્યની પ્રાપ્તિ થાય એવું કાંઈ સુકૃત કર્યું નથી, માટે આ જન્મમાં તેઓ મારી કૃપાને પાત્ર શી રીતે થઇ શકે ?" ભગવાન્ શંકરે તેના ઉત્તરમાં કહ્યું કે'—" કદાચ આ કુટુંબના માણસોએ પૂર્વે દ્રવ્ય પ્રાપ્ત થાય એવું કાંઇ સુકૃત ન કર્યું હોય તો આ જન્મમાં આ બાઇએ મને એક આમળું આપવારૂપ પુણ્ય કર્યું છે, માટે તમારે તે પુણ્યના ફલરૂપે તેમના ઉપર કૃપા કરવી જોઇએ." ભગવાન્ શંકરના આવા વચનોથી પ્રસન્ન થએલા લક્ષ્મીજીએ તે બ્રાહ્મણના ઘરમાં ઘણા સોનાના આમળા પ્રકટાવ્યા

પોતાના ગુરૂની પાસે બે વર્ષ સુધી રહી, વેદાદિ સત્શાસ્ત્રોનું અધ્યયન કરી, સાતમે વર્ષે શંકર ભગવાન્ પોતાને ઘેર આવી, અધ્યયન કરેલા વેદાદિ સત્શાસ્ત્રનું પુનઃ અધ્યયન કરતા છતા તથા યોગ્ય વિદ્યાર્થીઓને તેનું અધ્યયન કરાવતા છતા પોતાના માતુશ્રીની ભાવપૂર્વક સારી રીતે સેવા કરતા હતા. તેમના માતુશ્રી તેમની મનોહર વાણી બુદ્ધિ, વિદ્યા, ભક્તિ ને શરીરની સુંદરતા જોઇ વારંવાર બહુ હર્ષ પામતા હતા

શંકર ભગવાનના ઘરથી નદી થોડી દૂર હતી, તેથી પોતાના માતુશ્રીને ઉનાળાના દિવસોમાં તે નદીએ સ્નાન કરવા જવામાં બહુ શ્રમ જણાય છે એમ જાણી શંકરભગવાને તે નદીના અધિષ્ઠાતા દેવની સ્તુતિ કરી, તેથી તે નદીનો પ્રવાહ શંકર ભગવાનના ઘરની આગળથી વહેવા લાગ્યો.

શંકર ભગવાનની કીર્તિ સાંભળી મલબાર દેશના રાજા રાજશેખરે શંકરભગવાનને પોતાના મહાલયમાં પધરાવવાની ઇચ્છાથી પોતાના પ્રધાનને ભેટ સહિત તેઓશ્રીની સમીપ તેઓશ્રીને તેડી લાવવામાટે મોકલ્યો. પ્રધાન તેમની પાસે ગયો, ને પોતાના રાજાની તરફની ભેટ તેઓની આગળ મૂકીને પોતાના રાજા તરફની ત્યાં પધારવા માટેની વિનતી તેઓને કહી સંભળાવી ભગવાન શંકરે પ્રધાનની વિનતિ સાંભળી તેને કહ્યું કે—" તમે તમારા રાજાની તરફથી જે જે ભેટ લાવ્યા છો તે ભેટ અમને ઉપયોગી નથી, માટે તે પાછી લઇ જાઓ સાત્વિકભાવે શરીર ધારણ કરવાને જે જે સામગ્રીની અગત્ય છે તે સર્વ સામગ્રી અહિ સિદ્ધ છે." માન તેઓ-

શ્રીના આવા યોગ્ય ને નિસ્પૃહતાવાળા વચનો સાભળી પ્રસન્ન મનવાળો થયેલો તે પ્રધાન પોતાના રાજાની પાસે ગયો, અને બનેલો સર્વ વૃત્તાંત તેમને નિવેદન કર્યો પછી શંકરભગવાનનુ માહાત્મય સમજી તે રાજા તેઓશ્રીનુ દર્શન કરવા આવ્યો બહુ માન ને બહુ મર્યાદાથી શંકરભગવાનની સમીપ આવી તેણે સાષ્ટાંગ નમસ્કાર કર્યો શંકરભગવાને આશીર્વાદ આપી તે રાજાના કુશળતાના સમાચાર પૂછ્યા. રાજાએ એક સહસ્ર સુવર્ણ મુદ્રાઓ શંકરભગવાનના ચરણકમળમા અર્પણ કરી પોતાના રચેલાં ત્રણ નાટકો શંકરભગવાનને વાચી સભળાવ્યા, એ નાટકો સાંભળી તેમણે રાજાના બુદ્ધિ વિભવના વખાણ કર્યાં અને અર્પણ કરેલા દ્રવ્યનો સ્વીકાર નહિ કરતા તે દ્રવ્યવડે દેવાલય બંધાવવાની તે રાજાને આજ્ઞા કરી રાજાએ શંકરભગવાનની પોતાની ઉપર કૃપા જોઇ પોતાને પુત્ર આપવાની કૃપા કરવાની તેઓશ્રીને પ્રાર્થના કરી તેમની તે પ્રાર્થના સાભળી શંકરભગવાને પ્રસન્ન થઇ તે રાજાને કહ્યુ કે—" તમને તમારા જેવો પરાક્રમી ને બુદ્ધિમાન્ પુત્ર થશે "

પછી તે રાજા શ્રીશંકરની આજ્ઞા મેળવી પોતાના નગરમા આવ્યો એક દિવસે કેટલાક મુનિઓ શ્રીશંકરના દર્શનમાટે તેમને ઘેર આવ્યા શિષ્ટાચારને અનુસરી તેમનુ પૂજન કરી શંકરભગવાન્ ને તેમના માતુશ્રી પ્રસન્ન થયા પછી શંકરભગવાનના માતુશ્રીએ પોતાના પુત્રનુ આયુષ કેટલું છે તે પૂછતા એક મુનિએ કહ્યુ કે—' તમારા પુત્રનુ સોળ વર્ષજેટલું આયુષ છે, પણ કોઈ કારણથી મજાુ સોળ વર્ષોવધી તેઓ આ પૃથ્વીપર નિવાસ કરશે ' એમ કહી મુનિઓ શ્રીશંકરની અનુમતિ મેળવી પોતપોતાને સ્થાને ગયા પોતાના પુત્રનુ અલ્પાયુષ જાણી શ્રીશંકરના માતુશ્રી બહુ ખેદ કરવા લાગ્યા ત્યારે શ્રીશંકરે તેમને કહ્યુ કે—' માજી ' આ સસાર ક્ષણભંગુર છે એ તમે સારી રીતે જાણો છો છતા તમે શામાટે શોક કરો છો ? આવી રીતે શોક કરવો તમને યોગ્ય નથી આ સસારમા સગાવહાલાનો સમાગમ ધર્મશાળામા ભેળા થયેલા અથવા માર્ગમા ભેળા થયેલા મનુષ્યોના સમાગમ જેવો છે અહિ કોણ કોનું છે ' કેઇ કોઈની મા ને કોઇ કોઇનો પુત્ર નથી. જીવ અસખ્ય જન્મોમા ભિન્ન ભિન્ન પ્રકારની સ્થિતિ ને સબધને પ્રાપ્ત થયા કરે છે તમે સમજુ છો, માટે શોકનો પરીત્યાગ કરો. હુ તો થોડા સમય પછી સન્યાસ ગ્રહણ કરવાનો છુ " આ પાળના વચનો સાભળી શ્રીસતીના મનના ખેદમા વધારો થયો તેમણે શ્રીશંકરને કહ્યુ —" સન્યાસી થવાનો વિચાર તું છોડી દે મારુ કહ્યું માન તું ગૃહસ્થાશ્રમી થા પુત્રવાળો થા.

યજ્ઞાદિવડે દેવોનુ પૂજન કર. પછી વૃદ્ધાવસ્થામા સંન્યાસ ગ્રહણ કરજે મારે તું એકજ પુત્ર છે હું મરી જઈશ ત્યારે મારી ઉત્તરક્રિયા કોણ કરશે ? તું સમજુ છે, છતા વૃદ્ધાવસ્થામા મને એકલી મૂકી જવાનો વિચાર કેમ કરે છે ? તારે મારી અવસ્થાનો વિચાર કરી મારા ઉપર દયા રાખવી જોઈએ. આવી અવસ્થામા તારે મારો ત્યાગ કરવો ઉચિત નથી" તેમના મનનું સમાધાન કરવા શ્રીશંકરે કહ્યું કે –"માજી ! તમે શોક ન કરો પ્રભુએ જેમ ધાર્યું હશે તેમ થશે હમણું હું નદીએ સ્નાન કરવા જાઉં છુ " એમ કહી તેઓ નદીએ સ્નાન કરવા ગયા સ્નાન કરવા માટે તેઓ નદીમા ઉતરી ઉંડા પાણીમા જઈ સ્નાન કરવા લાગ્યા ત્યારે તેમના ચરણકમલને મગરે પકડ્યો હોય એમ જણાયુ તેથી તેમણે પોતાના માતુશ્રીને બોલાવવા બૂમ પાડી તે બૂમ સાંભળી તેમના માતુશ્રી બહુ ત્વરાથી ત્યાં આવ્યા તેમને ત્યાં આવેલા જોઈ શ્રીશંકરે કહ્યું –' કોઈ મગરે મારા પગને પકડ્યો છે, ને તે મને વધારે ઉંડા પાણીમા ખેંચી જવા પ્રયત્ન કરે છે હવે હું શું કરું ?" શ્રીશંકરના આવા વચનો સાંભળી તેમના માતુશ્રી રુદનપૂર્વક બહુ શોક કરવા લાગ્યા તેમની આવી સ્થિતિ જોઈ શ્રીશંકરે તેમને કહ્યું –"હે અમ્બે ! જો હું આ વેળા સન્યાસ ગ્રહણ કરવાનો સંકલ્પ કરું તો મને લાગે છે કે તે પુણ્યવડે આ મગર મારો પગ મૂકી દઈ મને જીવતો રહેવા દેશે, માટે હે માજી ! હવે વિલંબ ન કરતા તમે મને સન્યાસ ગ્રહણ કરવાનો સંકલ્પ કરવાની અનુમતિ આપો " તેમના માતુશ્રીએ શ્રીશંકરના આવા વચનો સાંભળીને વિચાર કર્યો કે જો સન્યાસ લઈને પણ મારો પુત્ર જીવતો રહેશે તો મને મળશે, પણ જો મગર તેને મારી નાખશે તો તે મને પુનઃ મળવાનો નથી માટે તેને સન્યાસ લેવાની અનુમતિ આપવી આવો વિચાર કરીને તેમણે પોતાના પુત્રને સન્યાસ લેવાની અનુમતિ આપી તેથી શ્રીશંકરે સન્યાસ લેવાનો સંકલ્પ કર્યો આમ થવાથી મગરે પોતાના પગને છોડી દીધો છે એવું શ્રીશંકરને ભાન થયું, અને પોતે નદીમાંથી બહાર પધાર્યા, અને પોતાના માતુશ્રીને કહ્યું કે –"હવે હું સન્યાસ ગ્રહણ કરવાને જાઉં છું તમારે મારે માટે કે તમારે માટે કાંઈ પણ ચિંતા કરવી નહિ. તમારી વૃદ્ધાવસ્થામા આપણા સગાઓ તમારી સેવા કરશે, અને તમારી પાસે પૂરતું દ્રવ્ય હોવાથી તમારા જીવનપર્યંત તમને અન્નવસ્ત્રનો કોઈ પણ પ્રકારે વાંધો આવે એમ નથી, પ્રારબ્ધવશાત્ કદાચ માંદા થશો તો તે વેળા આપણા સગાઓ દ્રવ્યની લાલસાએ તમારી સેવા કરશે, ને તમારું શરીર પડશે ત્યારે અગ્નિસંસ્કાર આદિ કાર્યો પણ તે કરશે " પોતાના પુત્રનાં

આવાં વચનો સાંભળી એકવાળા મનથી તેમના માતુશ્રી તેમને કહે છે—" હે પુત્ર! મારુ મરણ થયે મારા શરીરને અગ્નિસંસ્કાર તારે હાથેજ થવો જોઇએ. તુ કહે કે સન્યાસી કોઇના શરીરને અગ્નિસંસ્કાર કરી શકાય નહિ, તો હુ તને કહુ છુ કે તુ સમર્થ છે, માટે તારે તેમ કરવામા કાંઇ પણ દોષ નથી "

તેના ઉત્તરમા શ્રીશંકરે કહ્યું કે—" હે માતુશ્રી! મરણવેલા તમે મને સભાનશો ત્યારે હુ તમે જ્યા હશો ત્યા આવીશ, અને તમારા શરીરને અગ્નિસંસ્કાર કરીશ " પછી શંકરભગવાને પોતાના સગાઓને સન્યાસ લેવાની પોતાની ઇચ્છા જણાવી, ને પોતાના માતુશ્રીની ભલામણ કરી. પશ્ચાત પોતાના માતુશ્રીની આજ્ઞા લઇ સન્યાસ ગ્રહણ કરવા માટે તેઓશ્રી ત્યાંથી વિદાય થયા

શ્રીશંકર નર્મદા નદીના તીર પરના વનમા જ્યા શ્રી ગોવિંદપાદનો આશ્રમ હતો ત્યા સાંજની વેળાએ આવી પહોચ્યા

શ્રી ગોવિંદપાદના આશ્રમમા આવી તેમની ગુફાની આસપાસ ત્રણ પ્રદક્ષિણા કરી, તથા તેઓને ત્રણ વાર સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી, તેમની સુંદર શબ્દોવડે પ્રેમપૂર્વક સ્તુતિ કરી શ્રીગોવિંદપાદનુ ચિત્ત સમાધિમાંથી વ્યુત્થાનદશાને પામ્યુ પછી તેમણે શ્રીશંકરને પૂછ્યુ કે—"તમે કોણ છો?" ત્યારે શ્રીશંકરે તેમને ઉત્તર આપ્યુ કે—' હે સ્વામિન! હું પૃથિવી નથી, જલ નથી, તેજ નથી, વાયુ નથી, આકાશ નથી, શબ્દાદિ ગુણો નથી, ઈંદ્રિયો નથી, પ્રાણ નથી, અંતઃકરણ નથી, ને માયા નથી, પણ હુ એ સર્વથી પર એક અદ્વિતીય પરમશિવ છુ "

શ્રીગોવિંદપાદ શ્રીશંકરના એવા ઉત્તમ વચનો સાંભળી પ્રસન્ન થયા, પછી તેમને તેમનુ નામ પૂછતા શ્રીશંકરે જણાવ્યુ કે—" લોકો આ શરીરને શંકરના નામથી ઓળખે છે " પછી શ્રીશંકરે તેમની સમીપ આવી તેમના ચરણોનુ વિધિપૂર્વક ભાવસહિત પૂજન કર્યું, અને પરમહંસદીક્ષા આપી બ્રહ્મસ્વરૂપનો ઉપદેશ કરવાની પ્રાર્થના કરી. સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત હોવાથી વસ્તુતાએ જેમને સદ્‌ગુરુના ઉપદેશની કાંઈ પણ અગત્ય નથી એવા શ્રીશંકરને માત્ર પરંપરાનો વ્યવહાર સાચવવા શ્રીગોવિંદપાદે મહાવાક્યનો ઉપદેશ કરી શાકે ૬૧૯ ફાગણસુદિ ૨ ને દિવસે પરમહંસદીક્ષા આપી, અને સન્યાસીઓને પાળવાના ધર્મો કહી સંભળાવ્યા.

તેઓશ્રી કેટલોક સમય પોતાના સદ્‌ગુરુની સેવા કરવા તેઓની સમીપ રહ્યા. પછી પોતાના સદ્‌ગુરુની આજ્ઞાથી વૈદિકધર્મની પુનઃ સ્થાપના ને વૃદ્ધિ

કરવામાટે તેઓશ્રી કાશીમા પધાર્યા, ને આત્માથી અભિન્ન વિશ્વનાથનુ સ્મરણુચિંતન કરતા છતાં કેટલોક સમય ત્યાં વિરાજ્યા

એક વેળા જેણે વેદાધ્યયન સમાપ્ત કર્યું છે એવો એક વિદ્વાન્ બ્રાહ્મણપુત્ર શ્રીશંકરાચાર્યના દર્શન કરવા તેઓશ્રીની પાસે આવ્યો તે પ્રણિપાત કરી તેઓશ્રીના ભવતારક ચરણુકમલમા પડયો. તેને તેઓશ્રીએ મસ્તકપર હસ્તકમલ મૂકીને ઊઠાડયો, અને પૂછ્યુ-"તું કયાનો રહેવાસી છે ? જાતે કોણુ છે ? ને શા માટે અહિં આવ્યો છે ?" તેના ઉત્તરમા તે બ્રાહ્મણુપુત્રે હાથ જોડી વિનયપૂર્વક નીચે પ્રમાણે કહ્યુ -"જે ચોલદેશમા પવિત્ર કાવેરી ગગા વહે છે તે ચોલદેશનો હુ રહેવાસી છુ હું બ્રાહ્મણ છુ, તત્ત્વજ્ઞ મહાપુરુષના દર્શનાર્થે હુ પૃથિવીપર ભ્રમણ કરૂ છુ. આજે મારા સુભાગ્યનો ઉદય થવાથી હું આપશ્રીના દર્શનાર્થે આવ્યો છું. હુ આ ભયકર ભવસાગરમા ડુબુ છુ તેને તારવાની આપશ્રી કૃપા કરો એવી મારી નમ્ર પ્રાર્થના છે"

તેની તીવ્ર જિજ્ઞાસા જોઈ શ્રીશંકરાચાર્યે તેને મહાવાક્યનો ઉપદેશ કરી પરમહંસદીક્ષા આપી, ને સન્યાસીના ધર્મો સમજાવ્યા આ સનન્દન શ્રીશંકરાચાર્યના પ્રથમ શિષ્ય થયા. પછી અન્ય મુમુક્ષુઓ તેઓશ્રીને શરણે આવ્યા તેમને પણ પરમહંસદીક્ષા આપી સન્યાસીના ધર્મો સમજાવ્યા.

એક દિવસે આચાર્ય નિત્ય નિયમ પ્રમાણે ગગા કિનારે બપોરના વખતે ગંગા સ્નાન કરવા જતા હતા ત્યા રસ્તામા એક ચાડાલ ચાર ભયકર કુતરા સાથે મળ્યો. તેને તેમણે કહ્યુ કેઃ અરે ચડાલ, દૂર ખસ ! આ સાભળી ચાડાલે કહ્યુ કે તુ ચાડાલ કોને કહે છે ? બ્રહ્મ એક છે, અદ્વિતીય છે, તે નિર્દોષ, અસગ, અખડ, અને સચ્ચિદાનદ સ્વરૂપ છે પછી આપ તેમા ભેદભાવ શા માટે રાખો છો ? અને મારી પાસે આવતા ડરો છો કેમ ? તમારા એક હાથમા દડ છે, બીજા હાથમા કમડળ છે, છતાં જ્ઞાનની ગધ ન હોવા છતા જ્ઞાનીનો ડોળ ઘાલીને તમે લોકો સસારને છેતરી રહ્યા છો. કહો તો ખરા કે, તમે મને દૂર ખસી જવાનુ કહ્યું પણ એમ કહીને તમે કોને દૂર ખસેડવા માગતા હતા ? મારા દેહને કે આત્માને! જો તું મારા દેહને દૂર કરવા ઇચ્છતો હોય તો તે દેહ તો તારા દેહની પેઠે અન્નમય છે, માટે શુ તારા દેહ કરતા મારો દેહ જુદો છે ! વળી એ દેહના સાક્ષી રૂપં આત્માને તું દૂર ખસેડવા માગતો હોય તો તે સાક્ષીરૂપ આત્મા તારા દેહમા જે સાક્ષીરૂપ આત્મા રહ્યો છે તેનાથી ભિન્ન છે કે શુ ? જેમ સૂર્યનુ પ્રતિબિબ મદિરા અને ગગાજળમા પડે છે છતા સૂર્ય જુદો નથી.

તેમ જ સર્વ મનુષ્યના દેહ જુદા છતા આત્મા તો એક જ છે હવે જો કદી દેહને લાકક રૂઢીથી આ ચડાન છે અને આ બ્રાહ્મણ છે એમ ધારી દૂર જવા કહે તો તા I જેવા જ્ઞાનીએ લોક રૂઢીને પકડી રહેવુ ઠીક નથી. તારા જેવા તત્ત્વજ્ઞાનીને પરમેશ્વરની માયાથી ઇન્દ્રજાલમા મોહ પામેલો જોઈ આશ્ચર્ય પામુ છુ

આ સાભળી શકરાચાર્યની ભેદબુદ્ધિ જતી રહી તેમને ચાડાલ નહિ પણ મહાપુરુષ જાણી લીધા તે રીતે તેમની ભેદબુદ્ધિ જતી રહેવાથી ચાડાલે પોતાનુ પ્રત્યક્ષ શરીરરૂપ ધારણ કર્યું સાક્ષાત શિવના દર્શન કરી શકરે કહ્યુ કે જીવદૃષ્ટિથી હુ આપનો અગ છુ અને આત્મદૃષ્ટિથી જોતા આપ તેજ હુ છુ પછી શિવે કહ્યુ કે વ્યાસે સર્વ વેદના સારરૂપ સૂત્રો કર્યા છે તે કાલદોષથી કુત્સિત મતવાળાઓએ મરજીમા આવે તેવા ભાષ્યો કર્યા છે માટે તેનાપર ખરેખરૂ ભાષ્ય કર. ભેદ વાદી ભાસ્કર, અભિનવ ગુપ્ત, ભેદવાદી નીલકંઠ, શૈવ મતવાદી પ્રભાકર, મડનમિશ્ર વિગેરેને જીતી અદ્વૈત મત સ્થાપન કર. સ્થળે સ્થળે તારા શિષ્યોને રાખ અને પછી મારા ધામમા આવજે એટલુ કહી શીવ અતર્ધાન થયા પછી આચાર્ય સ્નાન કરી આન્હિક કર્મ કરી પાછા આવ્યા

કેટલોક સમય કાશીમા નિવાસ કરી પછી ઉપનિષદો, ભગવદ્ગીતા ને બ્રહ્મસૂત્રઉપર લોકોના હિતમાટે ભાષ્ય કરવાનો નિશ્ચય કરી, ત્યાથી વિદાય થઇ, પોતાના શિષ્યોસહિત આસપાસના પ્રદેશમા ફરતા ફરતા તેઓશ્રી બદરિકાશ્રમમા પધાર્યા આ વેળા તેઓશ્રીના સ્થૂલશરીરનુ વય બાર વર્ષનુ હતુ ત્યા કેટલોક સમય સ્થિતિ કરી ગભીર અર્થવાળા બ્રહ્મસૂત્રઉપર, ઈશ કેન કઠ પ્રશ્ન મુડક માડૂક્ય તૈત્તરીય ઐતરેય છાદોગ્ય ને બૃહદારણ્યક આ દશ પ્રાચીન ને તત્ત્વોપદેશક ઉપનિષદો ઉપર, ઉપનિષદોના સારરૂપ શ્રીમદ્ભગવદ્ગીતા ઉપર, અને મહાભારતમાના વિષ્ણુસહસ્રનામ ને સનત્સુજાતીય ઉપર લોકોના હિતમાટે ભાષ્યો રચ્યા ઉત્તમ અધિકારીઓ માટે ભાષ્યો રચ્યા પછી મધ્યમ અધિકારીઓ માટે ઉપદેશસહસ્રી આદિ પ્રકરણ ગ્રંથો, ને કનિષ્ઠ અધિકારીઓમાટે સાધનપચકાદિ સ્તોત્રો તેવા અધિકારીઓપર નિર્હેતુક કૃપા કરીને રચ્યા.

ઉપર જણાવેલા ભાષ્યો તેઓશ્રીએ પોતાના યોગ્ય શિષ્યોને શિખવ્યા. તે વેળા જે શિષ્યો સાથે હતા તેમા સનદન વધારે યોગ્યતાવાળા હોવાથી તેમને શંકર ભગવાને તે ભાષ્યો એકથી વધારે વાર ભણાવ્યા આ કારણથી બીજા શિષ્યો પોતાના અતઃકરણની અપક્વતાથી સનદનની ઇર્ષ્યા કરવા લાગ્યા

શ્રી શંકરે કોઇ વેળા કનિષ્ઠાધિકારી શિષ્યોને સનન્દનના હૃદયની યોગ્યતા દેખાડી તેમના હૃદયમા બળતા ઇર્ષ્યારૂપ અગ્નિને શાંત કરવાની ઇચ્છા કરી. પછી એક દિવસે જ્યારે બધા શિષ્યો શ્રીગંગાને સામે કાંઠે ભ્રમણ કરતા હતા ત્યારે શંકરભગવાને સર્વ શિષ્યોને વેળા ૨ પોતે વિરાજતા હતા તે કાંઠે પોતાની સમીપ આવવામાટે હાક મારી અન્ય શિષ્યો હોડી, ત્રાપો કે કોઇ લાકડાની શોધ માટે ચાલ્યા સનન્દન તેવો પ્રયત્ન નહિ કરતા જે સદ્ગુરુની ભક્તિ અપારજેવો જાણીને, આ ભવસાગર તારવા સમર્થ છે તે ભક્તિ શુ મને આ નાની નદી તારવા સમર્થ નહિ થાય ? અવશ્ય થશેજ આવો વિચાર કરી શ્રીસદ્ગુરુનુ પરમપ્રેમથી ધ્યાન ધરી તેજ પ્રેમાવેશમા શ્રીગંગાપર ચાલવા લાગ્યા શ્રીગંગાએ તેમની અગાધ ગુરુભક્તિથી પ્રસન્ન થઈ તેમના પગને આધાર આપવા સ્થલ સ્થલે તેમના પગ નીચે સોનાના કમલો ઉપજાવ્યા. સનન્દન સુખપૂર્વક શ્રીગંગા ઉતરી પોતાના સદ્ગુરુ જ્યા વિરાજતા હતા ત્યા આવ્યા ને તેમણે પોતાના શ્રીમદ્ગુરુના ચરણકમલમા દંડવત્પ્રણામ કર્યા પછી બીજા શિષ્યો હોડી આદિ સાધનવડે શ્રીગંગા ઉતરી પોતાના સદ્ગુરુની સમીપ આવ્યા તેમણે જ્યારે સનન્દનની ગુરુભક્તિની અને શ્રીગંગાએ કરેલા માહાત્મ્યની વાત જાણી ત્યારે તેઓએ સનન્દનના હૃદયની પોતાના હૃદયના કરતા વધારે યોગ્યતા જાણી પોતાના હૃદયમા તેમના ઉપર રહેલી ઇર્ષાનો ત્યાગ કર્યો. તે દિવસથી તે સનન્દનને શ્રીશંકરભગવાને પદ્મપાદ એવુ નામ આપ્યુ

કોઇ વેળા શંકરભગવાને પોતાના શિષ્યોને વેદાન્તનુ અધ્યાપન કરાવતાં આ જગત્નુ અભિન્નનિમિત્તોપાદનકારણ ઈશ્વર છે એમ કહ્યુ

તે પછી અનેક પ્રમાણો ને યુક્તિવાળા વચનોથી પાશુપતમતાભિમાનીઓના હૃદયમા સત્યનો પ્રકાશ પડ્યો, અને તેમણે શંકરભગવાન્નુ શરણ ગ્રહણ કર્યુ આ પ્રમાણે જે જે દ્વૈતવાદીઓ આચાર્ય ભગવાનના સમાગમમા આવતા તેમાથી જેઓ પુણ્યશાલી હતા તેમના અન્તઃકરણપર સત્યનો પ્રકાશ પાડવા માડ્યો, અને અદ્વૈત સિદ્ધાંત પુનઃ જનસમૂહમાં વિસ્તાર પામવા માડ્યો.

કોઇ વેળા શ્રીગંગાના રમણીય તટઉપર વિરાજી આચાર્યભગવાન્ પોતાના જિજ્ઞાસુ શિષ્યોને બ્રહ્મસૂત્રઉપરનુ પોતાનુ ભાષ્ય શીખવતા હતા. શિષ્યોને નિયમાનુસાર ભાષ્યનો પાઠ આપ્યા પછી તેઓશ્રી બ્રહ્માકારવૃત્તિ કરવાનો વિચાર કરતા હતા. ત્યા એક વૃદ્ધ બ્રાહ્મણે તેઓશ્રીની સમીપ આવી તેમને પૂછ્યુઃ—“ તમે કોણ છો ? અને આ વિદ્યાર્થીઓને તમે શું ભણા-

વતા હતા ' " આ પ્રશ્ન સાભળી આચાર્ય ભગવાનના એક શિષ્યે કહ્યુ – " આ અમારા સદ્દગુરુ છે તેઓશ્રીએ બ્રહ્મસૂત્રઉપર શારીરિકનામનુ ભાષ્ય રચ્યુ છે, જેમા અદ્વૈતસિદ્ધાંત પ્રમાણો ને યુક્તિઓવડે બહુ સ્ફુટ કર્યો છે, તે ભાષ્ય અમને અમારા ઉપર નિર્હેતુકી કૃપા કરીને ભણાવવાનો શ્રમ લેતા હતા " આવાં વચનો સાભળી ને વૃદ્ધ બ્રાહ્મણે આચાર્યભગવાનને કહ્યું — " તમારૂ વય નાનુ પ્રતીત થાય છે, છતા તમે અતિ ગભીર ને ગૂઢ અર્થ-વાળા બ્રહ્મસૂત્રપર ભાષ્ય કર્યું છે એ સાભળી મને બહુ આશ્ચર્ય થાય છે જો તમે બ્રહ્મસૂત્રનુ ભાષ્ય કર્યું હોય તો તમે હુ પુછુ તે એક સૂત્રનુ વ્યાખ્યાન કરી મને સભળાવો " તે સભળી આચાર્યભગવાને તેમને કહ્યુ – " આપ જે સૂત્રનુ વ્યાખ્યાન સાભળવા ઇચ્છતા હો તે સૂત્ર પ્રસન્ન મને કહો એટલે નિરભિમાનપણે તેનુ યથામતિ વ્યાખ્યાન કરવા પ્રયત્ન થઇ શકશે " આચાર્યભગવાનના આવા સરલ ને અભિમાનરહિત વચનો સાભળી તે વૃદ્ધ બ્રાહ્મણે કહ્યુ –બ્રહ્મસૂત્રના ત્રીજા અધ્યાયના પ્રથમ પાદના ' **तदन्तरप्रतिपत्तौ रंहति सपरिष्वक्तः प्रश्ननिरूपणाभ्यां** ' આ પહેલા સૂત્રના ઉપર તમારે જે બોલવુ હોય તે બોલો " આચાર્યભગવાને તે સૂત્રનુ સક્ષેપમા આ પ્રમાણે તાત્પર્ય કહ્યુ –" પૂર્વદેહથી ઉત્તરદેહની પ્રાપ્તિમા જીવ દેહના બીજ જે પાચ સૂક્ષ્મભૂત તેવડે પરિવેષ્ટિત થયો છતો જાય છે એમ જલ પાચમી આહુતિમા જેમ પુરુષરૂપ પરિણામ પામે છે તેમ હે શ્વેતકેતો ! તુ જાણે છે ' ' એવા પ્રવાહણરાજાના પ્રશ્નથી ને ' એવી રીતે જલ પાચમી આહુતિમા પુરુષરૂપે પરિણામ પામે છે ' એવા પ્રવાહણરાજાના ઉત્તરથી નિશ્ચય થાય છે "

તે વચનો સાભળી ને વૃદ્ધબ્રાહ્મણે આ આઠ પ્રકારના પૂર્વપક્ષો તે વ્યાખ્યાન ઉપર કર્યા —

આચાર્ય ભગવાનના સમાધાનથી તે વૃદ્ધ બ્રાહ્મણ સતોષ પામ્યા તે વૃદ્ધબ્રાહ્મણ અન્ય કોઇ નહિ, પણ વ્યાસભગવાન્ હતા, એમ આચાર્ય ભગવાનને જણાયુ પછી આચાર્ય ભગવાન્ની પ્રાર્થનાથી તેમણે પોતાનુ મૂલ રૂપ પ્રકટ કર્યું તેમને આચાર્ય ભગવાને પ્રણામ કર્યા, ને તેમની સ્તુતિ કરી પછી પ્રસન્ન થયેલા વ્યાસભગવાને આચાર્યભગવાનને આ પ્રમાણે કહ્યુ —" હે વિદ્વન્ ! તમારા પાડિત્ય ને વિનયથી મને ઘણો સતોષ થયો છે તમે મારા સૂત્રો ઉપર ભાષ્ય રચ્યુ છે એવુ મારા જાણવામા આવતા તે ભાષ્ય કેવુ થયુ છે એ જાણવાની ઇચ્છાથી મારુ અહિ આવવુ થયુ છે. " પછી આચાર્ય ભગવાને તેમના દર્શનથી પોતાને બહુ હર્ષ થયાનુ પ્રદર્શિત કર્યું પશ્ચાત્ વ્યાસભગવાને આચાર્ય ભગવાને કરેલા ભા-

મુનો અગત્યનો ભાગ જોઈ પોતાની પ્રસન્નતા જણાવી, અને બીજું સોળ વર્ષનુ આયુષ આપી, ભરતખંડમા અદ્વૈતમતનો પ્રસાર કરવાની આજ્ઞા કરી, પોતે અંતર્ધાન થયા.

પછી આચાર્ય ભગવાન્ પોતાના શિષ્યોસહિત ભટ્ટપાદને (કુમારિલ ભટ્ટને) મળવા ત્યાથી વિદાય થઈ પ્રયાગ પધાર્યા ત્ય. ત્રિવેણીમા સ્નાન કરી ભટ્ટપાદને મળવા પધારતા હતા ત્યા ભટ્ટપાદ ડાંગરના ફોતરાઓ સળગાવી તેમા બળી મરે છે એવા સમાચાર સાભળ્યા, તેથી તેઓશ્રી ઊતાવળે ત્યા પધાર્યા ભટ્ટપાદને આચાર્ય ભગવાને પોતાનુ શારીરકભાષ્ય બતાવ્યુ, ને તેના ઉપર લોકહિતાર્થે તેમણે વાર્તિક કરવુ એવી પોતાની ઇચ્છા તેમને પ્રદર્શિત કરી ભટ્ટપાદે જણાવ્યુ કે "હવે હું આ શરીરનો ત્યાગ કરવાની તૈયારીમા છુ, તેથી મારાથી તે કાર્ય થવુ અશક્ય છે આપ મારા પ્રસિદ્ધ શિષ્ય મંડનને આ કામ સોંપશો તો તે આ કામ સારી રીતે કરી શકશે. મને આપ તારકમંત્રનો ઉપદેશ કરવાની કૃપા કરો, અને એક મુહૂર્ત આપ અહિ વિરાજો, તેટલામા હુ મારા શરીરનો ત્યાગ કરી દઉ" પછી આચાર્ય ભગવાને તેમને તારક મંત્રનો ઉપદેશ કર્યો, અને ભટ્ટપાદે પોતાના સ્થૂલ શરીરનો થોડા સમયમા પરિત્યાગ કર્યો.

મંડનમિશ્રનો પરાજય કર્યા વિના તેને આ કામમા જોડી શકાય નહિ, તેથી મંડનમિશ્રનો પરાજય કરવા આચાર્ય ભગવાન્ માહિષ્મતી નામની નગરી જ્યા મંડનમિશ્ર રહેતા હતા ત્યા પધાર્યા બીજે દિવસે પ્રાતઃકાલનુ નિત્યકર્મ કરી મંડનમિશ્રને ઘેર પધારતા હતા ત્યા માર્ગમા મંડનમિશ્રની દાસીઓ જલ ભરવા જતી હતી તેમને મંડનમિશ્રનુ ઘર ક્યાં આવ્યુ એમ પૂછાવતાં તે દાસીઓએ મંડનમિશ્રની પંડિતાઇને પરોક્ષપણે જણાવવા નીચે પ્રમાણે ઉત્તર કહેવરાવ્યું.—

"વેદ સ્વતઃપ્રમાણ છે કે પરતઃપ્રમાણ છે? પ્રાણીઓને ફલ આપનાર કર્મ છે કે ઈશ્વર છે? ને જગત્ નિત્ય છે કે અનિત્ય છે? ઇત્યાદિ શાસ્ત્રીય વિષયના પ્રશ્નો ને ઉત્તરો જેમના ઘરના દ્વાર આગળ લટકાવેલા પાંજરામા રહેલાં મેના ને પોપટ કરી રહ્યા છે તે પંડિત મંડનમિશ્રનુ ઘર છે એમ જાણો"

દાસીઓએ બતાવેલે માર્ગે ચાલતાં ચાલતાં તેમણે બતાવેલા ચિહ્ન ઉપરથી મંડનમિશ્રનુ ઘર ઓળખી તે ઘરમા આચાર્ય ભગવાને પ્રવેશ કર્યો. તે દિવસે મંડનના પિતાનુ શ્રાદ્ધ હોવાથી આ સંન્યાસીને અચાનક પોતાને ઘેર આવેલા જોઇને મંડનમિશ્રને ક્રોધ ઉપજ્યો, તેથી તેમણે આચાર્ય

ભગવાનનો મકાર ન કર્યો, પણ વ્યવહારપક્ષે કાંઇક તેમનુ અપમાન થાય એવી પ્રવૃત્ત કરી. પછી ત્યા પધારેલા વ્યાસ ભગવાનના સમજાવવાથી મંડનમિશ્ર કાંઇક શાંત થયા, ને તેમના સત્કાર કરી ભિક્ષાનુ નિમત્રણ કર્યું. આચાર્ય ભગવાને મંડનમિશ્રને કહ્યુ કે—"હે મંડન! આ શરીરનુ અન્નની ભિક્ષા લેવામાટે અહિ આવવુ થયુ નથી, પણ કર્મ અને જ્ઞાનમા કોણુ શ્રેષ્ઠ છે ? તેનો શાસ્ત્રાર્થ કરી નિર્ણય કરવા માટેની વાદભિક્ષા લેવા માટ અહં આગમન થયુ છે, માટે તમારે પ્રસન્ન મને તે ભિક્ષા આપવી જો તમારો કર્મમત શ્રેષ્ઠ ઠરે તો મારે તમારા શિષ્ય થઈ તે મત અંગીકાર કરવો, ને જો મારો જ્ઞાનમાર્ગ શ્રેષ્ઠ ઠરે તો તમારે મારા શિષ્ય થઇ તેનો સ્વીકાર કરવો" મંડનમિશ્ર આ વચનો સાભળી પ્રસન્ન થયા, ને કહ્યુ—"હે સ્વામિન્! હુ તે વિષેનો શાસ્ત્રાર્થ કરવા પ્રસન્ન મને તૈયાર છુ મારા મનમા ઘણા દિવસ થયા એવી ઇચ્છા હતી કે મારો કોઈ સમર્થ પંડિતની સાથે શાસ્ત્રાર્થ થાય તો ઠીક, કે જેથી પંડિતોને મારો બુદ્ધિવભવ જાણવાની તક મળે આજ મારી તે ઇચ્છા પાર પાડવાનો સમય આવેલો જોઇ હુ સંતોષ પામુ છુ હુ ઇશ્વરને નહિ માનનારો પૂર્વમીમાંસક છુ તમે જ્યા સુધી મારુ ભાષણ સાભળ્યુ નથી ત્યા સુધી તમે મારી સાથે શાસ્ત્રાર્થ કરવાની માગણી કરો છો, પણ તમે જ્યારે મારુ ભાષણ સાભળશો ત્યારે તમે પોતાની મેળેજ શાસ્ત્રાર્થ કરવાથી નિવૃત્ત થશો"

પછી બંનેની સમતિથી બીજે દિવસે શાસ્ત્રાર્થનો પ્રારભ કરવાનુ નક્કી થયુ. ને મંડનમિશ્રના ધર્મપત્ની સરસ્વતીને બંનેના શાસ્ત્રાર્થનુ તોલન કરી ન્યાય કરવાનુ કામ સોંપવામા આવ્યુ પછી આચાર્ય ભગવાને મંડનના આગ્રહથી તેમને ઘેર તે દિવસે ભિક્ષા કરી

બીજે દિવસે પ્રાતઃકાળનુ નિત્યકર્મ થઇ ગયા પછી મંડનમિશ્રના ઘરના વિશાળ આંગણામા શાસ્ત્રાર્થનો પ્રારભ થયો. પ્રથમ બંનેએ ક્રમપૂર્વક નીચે પ્રમાણે પ્રતિજ્ઞા કરી —

પ્રથમ શ્રીશંકરે કહ્યુ —"એકજ અદ્વિતીય બ્રહ્મ સત્ય છે એવો જ્ઞાનમાર્ગ શ્રુતિઓને આધારે મારા તરફથી સિદ્ધ કરી બતાવવામા આવશે, તથા કર્મથી મોક્ષ નથી, પણ જ્ઞાનથીજ મોક્ષ છે, એવુ પણ સિદ્ધ કરી બતાવવામા આવશે એ સિદ્ધાંત જો મારાથી સિદ્ધ ન કરી બતાવાય તો મારો પરાજય માની હુ આ ભગવા વસ્ત્રોનો ત્યાગ કરી, તમારો શિષ્ય થઇ, ધોળાં વસ્ત્રો પહેરી ગૃહસ્થાશ્રમને અનુસરીશ આ શાસ્ત્રાર્થમા કોનો પરાજય થયો તેનો નિર્ણય કરવાનુ કામ તમારા પત્ની સરસ્વતી કરે તેમા મને વાંધો નથી"

પછી મંડનમિશ્રે કહ્યું —"વેદનો કર્મકાંડરૂપ ભાગજ સત્ય છે, ને જ્ઞાનકાંનો ભાગ અર્થવાદરૂપ છે, એમ હું શ્રુતિ આદિના પ્રમાણો બતાવી સિદ્ધ કરી દેખાડીશ. જો આ શાસ્ત્રાર્થમાં મારો પરાજય થશે તો હું ગૃહસ્થાશ્રમનો પરિત્યાગ કરી, તમારો શિષ્ય થઇ, ભગવા વસ્ત્રો ધારણ કરી, સંન્યાસી થઈશ. જયપરાજયનો નિર્ણય કરવાનું કામ મારી સ્ત્રી સરસ્વતી કરે એ વાતનો મને સ્વીકાર છે"

ભારતખંડના બે મહાસમર્થ વિદ્વાનોના શાસ્ત્રાર્થનો નિર્ણય કરવા જે સ્ત્રીને નીમવામાં આવી તે સ્ત્રીની યોગ્યતા કેવી હોવી જોઈએ?

પછી સરસ્વતીએ મધ્યસ્થ રહી ન્યાય આપવાનો સ્વીકર કર્યો, એટલે શાસ્ત્રાર્થનો પ્રારંભ થયો સરસ્વતીએ પરિણામનો વિચાર કરી બંનેના કંઠમાં પુષ્પની મંત્રેલી માલા પહેરાવીને કહ્યું કે—"મારે ઘરના કામની દેખરેખ રાખવામાં વધારે સમય ગાળવો પડે છે, તેથી હું તમારા બંનેનો પૂરો શાસ્ત્રાર્થ સાંભળવા અહિં બેસી શકીશ નહિ આ પુષ્પની માળાઓ મંત્રીને મે તમારા કંઠમાં પહેરાવી છે તેમાંથી જેમના કંઠમાંની પુષ્પમાળા સુકાય તેમણે પોતાનો પરાજય થયો એમ સમજવું' આમ કહી તે પોતાના ઘરમાં કામકાજની દેખરેખ રાખવા ગયા.

મંડનમિશ્રે કર્મમાર્ગનું મંડન કરવા માંડ્યું ને જ્ઞાનમાર્ગનું ખંડન કરવા માંડ્યું આચાર્યભગવાન્ જ્ઞાનમાર્ગનું મંડન ને કર્મમાર્ગનું ગૌણપણું વર્ણવવા લાગ્યા પ્રત્યેક દિવસે મધ્યાન્હ પછી સરસ્વતિ મંડનમિશ્રને ભોજન માટે પધારવાની ને શ્રીશંકરને ભિક્ષામાટે પધારવાની વિનતી કરતા પૂર્વપક્ષીની સ્ત્રીને મધ્યસ્થનું સ્થાન આપવામાં, ને તેને ઘેરજ ભિક્ષા કરવાનો સ્વીકાર કરવામાં, શ્રી શંકરે પોતાના હૃદયનું કેટલું બધું ઔદાર્ય ને નિર્ભયતા જણાવ્યા છે તે વાચનારે વિચારવાનું છે ભોજન ને ભિક્ષા થઈ ગયા પછી પુન શાસ્ત્રાર્થ ચાલુ થતો બંને પરસ્પરનું કહેવું ધ્યાનપૂર્વક સાંભળતા હતા ક્રોધને વશ થતા નહોતા, વિલંબ કે વિચાર કર્યા વિના તુરત યોગ્ય ઉત્તર આપતા હતા મુંઝાતા નહોતા, ને ભય કે ખેદને વશ થતા નહોતા

આવી રીતે કેટલાક દિવસોસુધી શાસ્ત્રાર્થ ચાલ્યા કોનો જય થશે, ને કોનો પરાજય થશે એ વાત સાંભળનારાઓના અનુમાનમાં આવી શકી નહિ. અંતે શાસ્ત્રના સૂક્ષ્મ વિષયઉપર પ્રશ્નોત્તર ચાલવા લાગ્યા, ને શ્રીશંકરે શ્રુતિઓ ને યુક્તિઓથી કર્મમાર્ગના કરતા જ્ઞાનમાર્ગનું શ્રેષ્ઠપણું સિદ્ધ કરી

મંડનમિશ્રને નિરુત્તર કર્યા. મંડનમિશ્રના કંઠમાની પુષ્પમાળા સુકાઇ ગઇ. સરસ્વતીએ મંડનમિશ્રનો પરાજય ને શ્રીશંકરનો જય થયેલો જાણી, તથા મંડનમિશ્રને વાણીવડે સંન્યાસી થઇ ગયાનું માની બંનેને ભિક્ષામાટે પધારવાની વિનતિ કરી. પછી બંનેએ જઇને ભિક્ષા કરી.

મંડનમિશ્રને નિરુત્તર કર્યા છતાં ઘણા સમયથી માનેલી પૂર્વમીમાંસાની સત્યતા તેમના હૃદયમાંથી દૂર ન થવાથી તેમણે આચાર્યભગવાનને કહ્યું:—"મારો પરાજય થવાથી મને લેશ પણ ખેદ થતો નથી, પણ શ્રીજૈમિનિના મતનું ખંડન થયું, તેથી મને બહુ ખેદ થાય છે. ત્રિકાળદર્શી શ્રીજૈમિનિનો અભિપ્રાય અસત્ય ન હોવો જોઇએ એમ હજી મને પ્રતીત થાય છે." આચાર્યભગવાને તેના મનનું સમાધાન કરવા કહ્યું —"હે વિદ્વન્! શ્રીજૈમિનિનો અભિપ્રાય અસત્ય નથી. તેમણે જે કહ્યું છે તે સત્ય કહ્યું છે. તમે તેમનો અભિપ્રાય સમજી શક્યા નથી." આવી રીતે કહી પૂર્વમીમાંસાના કેટલાક સૂત્રોનો અભિપ્રાય આચાર્યભગવાને તેમને કહી દેખાડયો, તોપણ મંડનમિશ્રના મનનું જોઇએ તેવું સમાધાન થયું નહિ, તેથી તેમણે શ્રીજૈમિનિનું સ્મરણ કર્યું. તે સ્મરણવડે શ્રીજૈમિનિ ત્યાં પ્રકટ થયા, ને તેમણે મંડનમિશ્રને કહ્યું —"હે વત્સ! દુરાગ્રહ રાખવાનું કાંઇ કારણ નથી. શ્રીશંકરે મારા રચેલા સૂત્રોનો જે મુખ્ય અભિપ્રાય તમને કહી દેખાડયો તેજ મારો અભિપ્રાય છે. મારા સદ્ગુરુ વ્યાસભગવાનથી મારો અભિપ્રાય ભિન્ન કેમ હોઇ શકે? નિષ્કામકર્મવડે ચિત્તશુદ્ધિ થાય છે એ મારો અભિપ્રાય છે. શ્રીશંકર મહેશ્વરનો અવતાર છે. સત્યયુગમાં શ્રીકપિલ, ત્રેતાયુગમાં શ્રીદત્તાત્રેય, ને દ્વાપરમાં વ્યાસ ભગવાન્ જેવા જ્ઞાની થયા, તેવાજ જ્ઞાની કલિયુગમાં આ શ્રીશંકર છે, તેથી તેમના અભિપ્રાયને અનુસરીને તમે આ ભવસાગર તરી જાઓ.' એમ કહી શ્રીજૈમિનિ અંતર્ધાન થયા. પશ્ચાત્ મંડનમિશ્રે આચાર્યભગવાનને માનપૂર્વક કહ્યું —"પ્રભો! આપ મુમુક્ષુઓનો ઉદ્ધાર કરવા પ્રકટયા છો. આપનું વાસ્તવિક સ્વરૂપ ઓળખ્યા વિના મારાથી અજ્ઞાનને લીધે આપના પ્રતિ જે અવિનય કરાયો હોય તેની હું નમ્રભાવે ક્ષમા યાચું છું. આપના દર્શનથી હું કૃતાર્થ થયો છું. હું મારા માનેલા સર્વ પ્રાણિપદાર્થોનો પરિત્યાગ કરી આપશ્રીને શરણે આવ્યો છું. મારા અંતઃકરણના સર્વ સંશયો દૂર થઇ ગયા છે. હવે હું આપશ્રીની સર્વ આજ્ઞાઓને શિરોધાર્ય ગણી અક્ષરશઃ તેજ પ્રમાણે વર્તવાને શુદ્ધભાવથી તત્પર છું."

પછી આચાર્યભગવાનની મંડનમિશ્રને સંન્યાસ આપવાની ઇચ્છા

જાણી મંડનમિશ્રના પત્ની સરસ્વતીએ આચાર્યભગવાને કહ્યુ કે —" સ્ત્રી એ પુરુષનુ અર્ધું અગ ગણાય છે, માટે આપે જ્યાસુધી શાસ્ત્રાર્થમા મારો પરાજય કર્યો નથી, ત્યાસુધી મારા પતિનો આપે પૂરો પરાજય કર્યો ગણાય નહિ, તેથી આપે મારી સાથે શાસ્ત્રાર્થ કરવો યોગ્ય ગણાય નહિ. તેથી તમારી સાથે શાસ્ત્રાર્થ કરી શકાય નહિ " તેના ઉત્તરમા સરસ્વતીએ કહ્યું કે —" આપ જ્ઞાની છો પૂર્વે જ્ઞાની યાજ્ઞવલ્ક્યે ગાર્ગીની સાથે અને રાજર્ષિ જ્ઞાની જનકે સુલભાની સાથે શાસ્ત્રાર્થ કરેલા છે આપ પણ જ્ઞાની છો, તથા આપને મારા મતનુ ખડન કરવુ છે, માટે આપે મારી સાથે અવશ્ય શાસ્ત્રાર્થ કરવા જોઈએ " સરસ્વતીનો આવો અસાધારણ આગ્રહ જોઈ આચાર્યભગવાને તેમની સાથે શાસ્ત્રાર્થ કરવાનો સ્વીકાર કર્યો. પછી શાસ્ત્રાર્થ પ્રારભાયો. આ શાસ્ત્રાર્થ કેટલાક દિવસોસુધી ચાલ્યો અતે સરસ્વતીએ વિચાર કર્યો કે શકર જીતાય તેમ તો નથી, પણ તે બાળસન્યાસી છે. માટે કામશાસ્ત્ર જાણતા નહિ હોય એવો વિચાર કરી તેણે કામશાસ્ત્ર સબધી પ્રશ્નો પૂછ્યા. શકર તો સર્વજ્ઞ હતા છતા સન્યાસીના ધર્મને બાધ આવે એમ ધારી તે પ્રશ્નોના જવાબ ન આપતા એક માસની મુદત માગી

શકરે તે મુદતની અદર કામશાસ્ત્રનો અભ્યાસ કરી સરસ્વતી સાથે વાદવિવાદ કરવા ધાર્યો તે વખતે અમરક રાજા મરી ગયો હતો એવુ તેમને યોગ દૃષ્ટિથી જણાયુ જેથી તેના મૃત શરીરમા પ્રવેશ કરી તેની રાણીઓ સાથે કામક્રીડા કરી કામશાસ્ત્રનો અનુભવ લેવા ધાર્યો પછી શકરે એક પર્વતની ગુફામા પોતાના દેહને રાખ્યો અને તે દેહ સાચવવા શિષ્યોને રાખ્યા પછી પોતે અમરક રાજાના શરીરમા પ્રવેશ કર્યો કે, રાજા આળસ મરડી બેઠો થયો તેથી રાણીઓ પ્રજાનો સર્વ આનદ માનવા લાગ્યા

શકરે રાજાના શરીરમા રહી રાજ્યનુ પાલન કરવા માડ્યુ દેશમા સુકાળ થયો. રાજા પ્રથમ કરતા દિવ્ય તેજસ્વી લાગ્યો પ્રધાનો અને રાણીઓએ રાજા જીવતો થયા પછી તેનામા કઈ વધુ ઐશ્વર્ય જોઈ વિચાર કર્યો કે આ કોઈ યોગીએ રાજાના શરીરમા પ્રવેશ કર્યો છે માટે તે દેહ છોડી ન જાય તેવો ઉપાય કરવો. તેમણે જ્યા મુર્દુ મડદુ મળે ત્યા જઈ તે બાળી દેવાની નોકરોને આજ્ઞા આપી રાજાના શરીરમા રહી આચાર્યે કામશાસ્ત્ર પ્રમાણે કામકળાનો અનુભવ મેળવ્યો. તેજ શરીરમા રહી વાત્સ્યાયન સૂત્ર આધારે પોતાના અનુભવથી કામશાસ્ત્ર સબધી નવીન વિષયોથી ભરપૂર એક ગ્રથ બનાવ્યો. મહીનો થવા આવ્યો જોઈ શિષ્યોએ શકરની શોધ કરવા માડી. શિષ્યો અમરક રાજાના અત:પુરમા ગયા ત્યા માર્મિક

ગમન કર્યું એટલે શકર સમજ્યા અને તરત રાજાના દેહમાથી નીકળી પોતાના શરીરમા આવ્યા ત્યા ગયા તો રાજાના પ્રધાનોની આજ્ઞાથી શકરનો દેહ બાળવા ચિતામા મુકેલો પણ શકરે તે દેહમા પ્રવેશ કરી નૃસિહ ભગવાનની સ્તુતિ કરી અગ્નિ શાત કરી પછી પોતે મડનમિશ્રને ત્યા આવ્યા સરસ્વતીએ પછી કહ્યુ કે આપનો સર્વજ્ઞ છો મે તો મનુષ્ય ધર્મને અનુસરી મુદત માગી હતી આપ સર્વ વિદ્યા નિપૂણ છો હવે હું જાઉ છુ એ સાભળી શકરે સરસ્વતિની સ્તુતિ કરી તેમને ઋષ્યશ્રૃગ નામે સ્થાનમા શારદા નામથી રહેવા કહ્યુ પછી સરસ્વતીએ તેમ કરવા હા પાડી બ્રહ્માના પરમ ધામમા ગયા

પછી મંડનમિશ્રે આચાર્ય ભગવાનની પ્રેમપૂર્વક સ્તુતિ કરી તેઓશ્રીની પાસે આદરપૂર્વક પ્રમન્ન મને પ્રૈષોચ્ચારપૂર્વક સન્યાસ ગ્રહણ કર્યો આચાર્ય ભગવાને તેમને સન્યાસ આપતી વેળા **तत्त्वमसि** એ મહાવાકયનો ઉપદેશ કરી તેનો અર્થ પ્રમાણ ને યુક્તિથી વિસ્તારપૂર્વક સમજાવ્યો

શ્રીસદ્ગુરુનુ માહાત્મ્ય સમજાતા મંડનમિશ્ર બહુ દીનભાવે આચાર્યભગવાનના ચરણકમલમા પડ્યા તેમને સુરેશ્વર એવુ યોગપટ્ટ ( નામ ) પ્રાપ્ત થયુ, ને આચાર્યભગવાનના મુખ્ય શિષ્યોમા તેમની ગણના થઈ. પછી આચાર્યભગવાન્ ભરતખડમા જનસમૂહનુ અકલ્યાણ કરનારી સ્થિતિએ પહોચેલા મતોનુ અપકારકપણું પ્રતિપાદન કરતા કરતા, મુમુક્ષુજનોને સદ્બોધામૃતનુ ઉત્સાહપૂર્વક ઉદારપણે પાન કરાવતા કરાવતા, મલદોષવાળા મનુષ્યોને નિષ્કામકર્મનો ને વિક્ષેપદોષવાળા મનુષ્યોને નિર્દોષ ઉપાસનાનો બોધ આપતા આપતા, સર્વ પ્રાણીઓને પોતાના દર્શનવડે પવિત્ર તથા સુખી કરી તેમના નેત્રોને સફલ કરતા કરતા, ને જનસમુહમા અદ્વૈતસિદ્ધાતનો પ્રચાર કરતા કરતા, દક્ષિણદેશમા રહેલા શ્રીશૈલપર્વતઉપર પધાર્યા ત્યા પાતાલગગા નામની પવિત્ર નદીમા સ્નાન કરી, તથા મલ્લિકાર્જુનની પૂજા કરી, કેટલોક સમય વિરાજ્યા, ને પોતાના યોગ્ય શિષ્યોને શારીરક ભાષ્યાદિ ગ્રથો ભણાવ્યા.

આચાર્યભગવાનના સુરેશ્વરાદિ શિષ્યો પણ અપકારકમતોના ત્યાગનો લોકોને ઉપદેશ કરતા હતા તેમાથી જેઓ વિવેકી ને પુણ્યશાલી મનુષ્યો હતા, તેઓ આચાર્યભગવાનને શરણે આવ્યા, ને કેટલાક દુરાગ્રહીઓ આચાર્ય ભગવાનનો દ્વેષ કરી તેઓશ્રીનુ અશુભ ઇચ્છવા લાગ્યા. એક વેળા એક કપટી ભૈરવભક્ત કાપાલિક શ્રીશૈલપર્વતપર આચાર્ય ભગવાનની સમીપ આવ્યો. પોતાના ઇચ્છિતને પ્રાપ્ત કરવાનો આ સારો સમય છે એમ જાણી તેણે આચાર્યભગવાનને

કહ્યુ —"હે કૃપાલો ! આપના સર્વજ્ઞપણુ, દયાલપણુ ને સુશીલપણુ ઇત્યાદિ ગુણોનુ લોકદ્વારા શ્રવણુ કરીને હું આપના દર્શન કરવા આવ્યો છુ આપે પરોપકારમાટે શરીર ધારણુ કર્યું છે મે આ શરીરે કૈલાસમા જવામાટે ઘણાં વર્ષ સુધી ઉગ્ર તપ કરીને ભૈરવનાથને પ્રસન્ન કર્યા છે પ્રસન્ન થયેલા મારા ઇષ્ટદેવ ભૈરવનાથે મને જણાવ્યુ છે કે 'કોઇ સર્વજ્ઞ પુરુષનુ કિંવા કોઇ મહારાજાનુ માથુ જો તુ મારા નિમિત્તે અગ્નિમા હોમીશ તો તું આ શરીરે મારી કૃપાવડે કૈલાસમા જઇ શકીશ' ભૈરવનાથની આજ્ઞા સાભળી મે આવા પુરુષના માથામાટે ઘણુ ભ્રમણ કર્યું, પણ હજીસુધી મને કોઇ સર્વજ્ઞ પુરુષ મળ્યા નથી કોઇ મહારાજાનુ મસ્તક મેળવવાની ઇચ્છા પણુ જ્યારે મારા મનને કપાવે છે, ત્યારે તેમની પાસે જઇ તેમના માથાની માગણી શીરીતે કરી શકાય ? આજ મારા સુભાગ્યથી મને આપના દર્શન થયા છે આપ સર્વજ્ઞ છો, તેથી આપના મસ્તકથી મારૂં ઇચ્છિત કાર્ય સિદ્ધ થાય એમ છે, માટે આપે મારા જેવા દીનઉપર કૃપા કરવી જોઇએ શરીર ક્ષણુભંગુર છે એ આપ સારી રીતે જાણો છો. મને મસ્તક આપવાથી જગતમા આપની કીર્તિ વૃદ્ધિ પામશે ઈન્દ્રે વૃત્રાસુરનો નાશ કરવા દધીચિમુનિપાસેથી તેમના હાડકા વજ્ર બનાવવામાટે માગ્યા હતા, તે હાડકા દધીચિમુનિએ પ્રસન્નતાપૂર્વક ઇન્દ્રને આપ્યા હતા, જીમુતવાહનનામના વિદ્યાધરના રાજાએ નાગના રક્ષણુમાટે ગરુડને પોતાનુ શરીર આપ્યુ હતું આ સર્વ વાતો અને પરોપકારનુ માહાત્મ્ય આપને ક્યા અજ્ઞાત છે ? આપને શરીરાસક્તિની તૃષ્ણા નથી. પરોપકારવિના બીજુ કાઇ કર્તવ્ય આપને અહિં વિદ્યમાન નથી. મારા જેવા માત્ર સ્વાર્થ સાધવામા તત્પર ને નિર્દય મનવાળા મનુષ્યો માગણી કરતા યોગ્ય ને અયોગ્યનો વિચાર ન કરી શકે એ સ્વાભાવિક છે મારી માગણી અયોગ્ય હોવાથી મારા મનમા ભય ઉત્પન્ન થાય છે, પણ આપના જેવા પરોપકારી, યાચકને કદીપણુ કોઇ પણુ વાતની ના પાડતા નથી એમ સમજી મારૂં મન સતોષ પામે છે."

આચાર્યભગવાને તે કાપાલિકના આવા વચનો સાભળી મદહાસ્યપૂર્વક તેને કહ્યુ —"હું બહુ પ્રસન્નતાથી મારૂં માથુ આપવા તૈયાર છું, પણ મારા શિષ્યોના દેખતાં મારાથી તે તમને આપી શકાશે નહિ, કેમકે મારા શિષ્યો પોતાના શરીર કરતા પણ આ શરીરમા વધારે મમતા રાખે છે, માટે હું જ્યારે એકાતમા ધ્યાન કરતો હોઉં ત્યારે તમે ત્યા આવી મારૂં મસ્તક લઇ જજો."

આચાર્યભગવાનના આવાં ઉદાર વચનો સાભળી પ્રસન્ન થયેલો તે કાપા-

પાલિક પોતાના સ્થાનપર ગયો સર્વ દશ્યને બ્રહ્મસ્વરૂપના વિવર્તરૂપે મિથ્યા અનુભવતા ગભીર હૃદયવાળા આચાર્ય ભગવાને આ બનેલો પ્રસંગ પોતાના કોઈ શિષ્યને કહ્યો નહિ પછી જ્યારે ઘણા શિષ્યો સ્નાનાદિ માટે દૂર ગયા અને આચાર્ય ભગવાન્ એકાતસ્થલમા બ્રહ્માકારવૃત્તિ કરી સુસ્થિર થયા, ત્યારે અનુકૂલ સમયની વાટ જોઈ રહેલો તે કાપાલિક ત્યા આવ્યો નિર્વિકલ્પ સમાધિમા આરૂઢ થયેલા આચાર્યભગવાનને જોઇને તે કાપાલિક તીખી ધારવાળુ ત્રિશૂલ ઊપાડીને જે વેના તેઓશ્રીની સમીપ તેમના મસ્તકનુ છેદન કરવા ગયો, તેજ વેળા પદ્મપાદ આચાર્ય ભગવાનની મુર્તિનુ હૃદયમા ધ્યાન કરતા હતા તેમને કાપાલિકની આ પ્રવૃત્તિ જણાઇ, તેથી તેમણે નૃસિંહભગવાનનુ અડગભાવથી સ્મરણ કરી મત્ર બળવડે નૃસિહ સ્વરૂપ પ્રાપ્ત કર્યું, અને તરત તે કાપાલિકની સમીપ આવી પહોચ્યા ત્યા આવી કાપાલિકના શરીરને ચીરી નાખી ભયકર ગર્જના કરી તે ગર્જના સાભળી સ્થાન છોડીને દૂર ગયેલા શિષ્યો વ્યાકુલ થઇ તુરત ત્યા દોડી આવ્યા આચાર્યભગવાનનુ ચિત્ત પણ વ્યુત્થાનદશાને પ્રાપ્ત થયુ તેમણે પોતાના નેત્રકમલ ઊઘાડ્યા તો પોતાની સમીપ ભયકર સ્વરૂપવાળા નૃસિહ ભગવાનને જોયા. તેમને જોઇને આચાર્ય ભગવાને તેમની પ્રાર્થના કરી કે—"હે પ્રભો! આ શરીરના રક્ષણમાટે આપ પ્રકટ થયા હતા, હવે આપનુ તે કામ પૂરૂ થયુ, તેથી આપ કૃપા કરી પોતાના આ સ્વરૂપનુ તિરોધાન કરો" આ પ્રાર્થના સાભળી નૃસિહ ભગવાનનુ સ્વરૂપ તિરોધાન થઇ ગયુ, ને તે સ્થલે પદ્મપાદના શરીરની પ્રતીતિ થઇ પછી પદ્મપાદે બનેલો સર્વ પ્રસગ આચાર્ય ભગવાનને નિવેદન કર્યો કેટલાક શિષ્યોએ "તમે ભગવાન નૃસિહની ક્યા ઉપાસના કરી તેમની કૃપા પ્રાપ્ત કરી હતી?" એમ પદ્મપાદને પુછતા તેમણે જણાવ્યુ કે—"પૂર્વે મે અહોબલ નામના પર્વતના વનમા રહીને ઘણા સમય સુધી ભગવાન્ નૃસિહનુ આરાધન કરી તેમની કૃપા સપાદન કરી હતી"

કેટલાક દિવસો પછી આચાર્ય ભગવાન્ શ્રીશૈલ પર્વતથી વિદાય થઇ મનુષ્યોના કલ્યાણ માટે ભરતખડમા વિચરતા વિચરતા ગોકર્ણક્ષેત્રમા પધાર્યા. ગોકર્ણેશ્વરની પ્રસન્ન મને વિનયપૂર્વક સ્તુતિ કરી તે ક્ષેત્રમા ત્રણ દિવસ બિરાજ્યા ત્યાથી હરિશકર નામના ક્ષેત્રમા પધારી મૂકામ્બિકાનામના દેવીના મદિરમા પધાર્યા. પછી ત્યાથી શિષ્યોસહિત શ્રીવલિનામના ગામમા પધાર્યા તે ગામમા ઘણા વિદ્વાન્ બ્રાહ્મણો વસતા હતા તેમાં એક પ્રભાકરનામના વિદ્વાન્ બ્રાહ્મણનો દીકરો ગાડા જેવો જણાવાથી તે બ્રાહ્મણ પોતાને બહુ

દુખી માનતો હતો એ બ્રાહ્મણ પુત્ર મુગાની પેઠે પોતાને મોઢેથી કાંઈજ બોલતો નહોતો, તેથી તેને ભૂત વળગ્યુ હશે, માટે તેનો યોગ્ય ઉપાય કરવા હું કોઇ સમર્થ વિદ્વાનને પૂછીશ એવો વિચાર પ્રભાકર કર્યા કરતો હતો, એટલામા તેણે કેટલાક માણસો દ્વારા સાભળ્યુ કે —"કોઇ મહા સમર્થ સંન્યાસી પોતાના ઘણા શિષ્યોની સાથે ત્રણ પુસ્તકો લઇને પોતાના ગામની બહાર પધાર્યા છે " આ વાત સાભળી તે પ્રભાકર પોતાના ગાડા જેવા જણાતા પુત્રને સાથે લઇને આચાર્ય ભગવાનની સમીપ આવ્યો ભેટ મુકવા માટે સાથે આણેલા ફલો આચાર્ય ભગવાનના ચરણ કમળમા અર્પણ કરી પછી તેણે તેઓશ્રીને સાષ્ટાગ દડવત્પ્રણામ કર્યા પશ્ચાત્ પોતાના મુગા જેવા જણાતા પુત્રને આચાર્ય ભગવાનના ચરણકમળમા નમન કરાવ્યુ એ બ્રાહ્મણ પુત્ર બાળકની પેઠે આચાર્ય ભગવાનના ચરણકમળની સમીપ પડયો રહ્યો, ઊઠયો નહિ, એટલે પ્રભાકરે આચાર્ય ભગવાનને નિવેદન કર્યુ કે —" હે સ્વામિન્ ! આ મારા પુત્રનુ વય તેર વર્ષનુ થયુ છે, પણ હજી સુધી તે કાંઈ સમજતો હોય એમ જણાતુ નથી એને ભણાવવા માટે બહુ પ્રયત્ન કર્યો, પણ તે કાંઈ ભણ્યો નહિ, એના જેવડા વયના છોકરાઓ એને રમવા માટે બોલાવે છે, પણ તે તેમના સાથે રમવા પણ જતો નથી કોઇ તોફાની છોકરાઓ કદાચ તેને મારે તો તેમનો માર તે સહન કરે છે, પરતુ કાંઇ બોલતો નથી કોઇ વેળા તે ભોજન કરે છે, અને કોઇ વેળા ભોજન પણ કરતો નથી એના શરીરનુ ઠેકાણુ ન હોવાથી તે પોતાના પ્રારબ્ધથીજ જીવે છે, એમ જણાય છે તેની આવી સ્થિતિ છે, માટે આપ કૃપા કરીને જણાવશો કે એને કાંઇ રોગ થયો છે? કે કોઇનો વળગાડ થયો ?"

પછી આચાર્ય ભગવાને કૃપા કરી તે બાલકના મસ્તકપર હાથ મુકી તેને કહ્યું કે —" ઊઠ બેઠો થા, તું કોણ છે? ને આવી બાળકના જેવી ચેષ્ટા શામાટે કરે છે?" આચાર્ય ભગવાનના આવા વચનો સાભળી તે બાલકે " હે સદ્ગુરો ! હુ જડ શરીરરૂપ નથી, પણ તેને પ્રકાશનારો ચેતન-સ્વરૂપવાળો છુ, મારામા અતઃકરણના, પ્રાણના ઇન્દ્રિયોના ને શરીરના ધર્મો નથી, હુ પરમપવિત્ર ને પરમાનદરૂપ બ્રહ્મ છુ, " ઇત્યાદિ વચનોથી હુ સર્વ પ્રપચથી રહિત અતરાત્માથી અભિન્ન બ્રહ્મ છુ એમ આચાર્ય ભગવાનને પોતાનુ સ્વરૂપ જણાવ્યુ તે બાળકના આવા આત્માનુભવના ઉત્તમ વચનો સાભળી આચાર્યભગવાને જાણ્યુ કે —આ કોઇ યોગી છે પછી તેઓશ્રીએ તે બાલકના પિતાને કહ્યું કે —" આ પુત્રથી તમને આ જગતમાં કોઇ પ્રકારનો લાભ થવાનો સભવ નથી, કેમકે તેને પોતાના

શરીર ઉપર પણ પ્રીતિ નથી, તો તેને ગૃહાદિમા પ્રીતિ કેવી રીતે ઉત્પન્ન થશે ? માટે જો તમારી ઇચ્છા હોય ને આની પણ ઇચ્છા હોય તો આ બાલક ભલે અમારી સાથે આવે ” તે બાલકના પિતાએ સ્વજનોનો અભિપ્રાય મેળવી ને વાતનો સ્વીકાર કર્યો પછી આચાર્યભગવાન્ બીજા શિષ્યોસહિત એ બાલકને હસ્તામલક (હાથમા રાખેલા આમળાની પેઠે વા નિર્મલ જલની પેઠે બ્રહ્મને જાણનાર ) એવુ નામ આપી સાથે લઇ ત્યાથી વિદાય થયા, ને તુગભદ્રા નદીને કાઠે આવેલા શૃંગેરિ નામના ગામમા પધાર્યા ત્યા કેટલોક સમય રહી ઘણા શિષ્યોને ભાષ્યાદિનુ અધ્યયન કરાવ્યુ હસ્તામલકને પણ તેના અધિકાર પ્રમાણે યોગ્ય અધ્યયન પુન કરાવ્યુ આ હસ્તામલકની પણ આચાર્યભગવાનના મુખ્ય શિષ્યોમા ગણના થઇ

આ સ્થલમા આચાર્યભગવાનના અતકરણના ભાવને અનુસરીને તેમની અનન્યભાવે સેવા કરવામા તત્પર રહેનારા સ્વભાવવાળો સ્વધર્મથી વર્તનારો, અને બોલવાના ઓછા સામર્થ્યવાળો કોઇ ગિરિનામનો આચાર્યભગવાનનો નવો શિષ્ય થયો તે આચાર્યભગવાનની પાસે રહીને નિરતર તેઓશ્રીની સેવા કરતો હતો તેની અનન્ય ભક્તિને લીધે આચાર્યભગવાન તેના ઉપર ભારી કૃપા રાખતા હોય એમ જણાતું હતુ વિનયાદિ શુભગુણોવાળો એ શિષ્ય પોતાના સદ્ગુરુને નિત્ય વહેલો ઊઠી, સ્નાન કરી, હાથ પગ ધોવરાવતો હતો, યોગ્ય દાતણ આપતો હતો, સ્નાનવેલા શરીર લુવાનુ પવિત્ર વસ્ત્ર આપતો હતો, યોગ્ય આસન પાથરી દેતો હતો તેમના બને ચરણકમલોને ઘણી ચતુરાઇથી ચાપતો હતો, પડછાયાની પેઠેજ પોતાના સદ્ગુરુની ઇચ્છાને તે અનુસરતો હતો, પોતાના સદ્ગુરુની સમીપ કદી પણ બગાસું ખાતો નહિ, તેઓશ્રીની સમીપ કદીપણ પગ લાબા કરીને કે ઓઠીગણ દઇને બેસતો નહિ, તેઓશ્રીએ કરેલી આજ્ઞાની કદીપણ ઉપેક્ષા કરતો નહિ, કોઈની સાથે વધારે બોલતો નહિ, પીઠ દેખાડીને પોતાના સદ્ગુરુશ્રીની આગળ કદીપણ ઊભો રહેતો નહિ વા બેસતો નહિ, પોતાના સદ્ગુરુ ઊભા હોય ત્યારે પોતે ઊભો રહેતો હતો, તેઓશ્રી જ્યારે ચાલતા હોય ત્યારે પોતે ચાલતો હતો, તેઓશ્રી કાંઈ કહેતા હોય ત્યારે પોતે બહુ વિનયથી તે સાંભળતો હતો, કહ્યા વિના પણ આચાર્યભગવાન્‌નું જે હિત હોય તે કરતો હતો, અને તેઓશ્રીનુ જેમા અહિત જણાય તે કદીપણ કરતોજ નહોતો

તે શિષ્ય એક વેળા આચાર્યભગવાનના વસ્ત્રો ધોવા નદીએ ગયો

હતો. કથાનો સમય થયો, તોપણ તે આવી પહોચ્યો નહોતો, તેથી આચાર્યભગવાન્ ભક્તવત્સલપણાને લઈને તેના આવવાની વાટ જોતા હતા. કથાનો સમય થવાથી કેટલાક શિષ્યોને કથાના આરંભનો શાંતિપાઠ બોલવાને તત્પર થયેલા જોઇ આચાર્યભગવાને તેમને કહ્યું —ગિરિ આવે ત્યાંસુધી થોડો સમય શાંતિ રાખો" આચાર્યભગવાનના આવા વચનો સાંભળી પદ્મપાદથી ગિરિની ગુરુભક્તિનો વિચાર કર્યા વિના લગાર અભિમાનવડે બોલાઇ જવાયું કે —' ગિરિ મંદબુદ્ધિવાળો છે, એ આવા વેદાંતના સૂક્ષ્મ વિષયમાં શું સમજે ? માટે એની વાટ જોવી મને તો ઉપયોગી જણાતી નથી"

પદ્મપાદના આવા અભિમાનયુક્ત વચનો સાંભળી તેના અભિમાનને શાંત કરવા તથા ગિરિની ગુરુભક્તિ સફલ કરવા આચાર્યભગવાને પોતાના પારમેશ્વરીશક્તિનો ગિરિના હૃદયમાં પાત કરી તેને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરાવી પોતાના સદ્ગુરુની કૃપાથી જેને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થઇ છે એવો એ ગિરિ બ્રહ્મતત્ત્વનું નિરૂપણ કરનારા સુંદર તોટકછંદોવડે બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ કરતો કરતો ત્યાં આવ્યો તે જોઈને પદ્મપાદાદિના મનમાં જે અભિમાનનો આવિર્ભાવ થયો હતો તે શાંત થઇ ગયો ગિરિએ તોટકછંદોવડે બ્રહ્મથી અભિન્ન આત્માનું નિરૂપણ કર્યું, તેથી તેમનું તોટક એવું નામ કહેવાયું, અને તેમની મુખ્ય શિષ્યોમાં ગણના થઇ

પદ્મપાદ, સુરેશ્વર, હસ્તામલક ને તોટક આ ચાર આચાર્યભગવાનના મુખ્ય શિષ્યોને જોઈને લોકો તેમને ધર્મ, અર્થ, કામ ને મોક્ષ આ ચાર પુરુષાર્થોની અથવા ઋક, યજુષ સામ ને અથર્વ આ ચાર વેદોની કિંવા સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય ને સાયુજ્ય આ ચાર ક્રમમોક્ષોની, વા બ્રહ્માનાં ચાર મુખોની ઉપમા આપવા લાગ્યા

એક દિવસે આચાર્યભગવાન્‌ની સમીપ આવી, તેઓશ્રીને પ્રણામ કરીને, શારીરક ભાષ્ય ઉપર વાર્તિક કરવાની ઇચ્છાવાળા સુરેશ્વરે તે વિષેની તેઓશ્રીને આ પ્રમાણે પ્રાર્થના કરી —" હે પ્રભો ! મારાથી થઇ શકે એવી કોઈ સેવા આપ મને કૃપા કરીને બતાવો " ત્યારે આચાર્યભગવાને તેમના અંતઃકરણનો અભિપ્રાય જાણી તેમને કહ્યું કે —" હે વત્સ ! શારીરક ભાષ્ય ઉપર તમે વાર્તિક નામનો ઉત્તમ નિબંધ રચવા પ્રયત્ન કરો " આ આજ્ઞા પ્રમાણે વર્તવાનો સુરેશ્વરે બહુ પ્રસન્નતાપૂર્વક સ્વીકાર કર્યો, પણ આચાર્યભગવાન્‌ના કેટલાક શિષ્યોને આ વાત ગમી નહિ તેમણે આચાર્યભગવાનને વિનતિ કરી કે —" આ સુરેશ્વર પૂર્વમીમાંસામાં દૃઢ આગ્રહ રાખનારા હતા,

ને હજી પણ તેમના મનમા કદાચ કર્મનો પક્ષપાત હોય, અને એ પક્ષપાતને લઈને તે વાર્તિકમા જ્ઞાનની શ્રેષ્ઠતાને સ્થાને કર્મની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરે તો આપણા સિદ્ધાતને હાનિ પહોચે માટે તેમની પાસે વાર્તિક નહિ કરાવતા પદ્મપાદ, આનદગિરિ કે બીજા કોઇ યોગ્ય શિષ્યને વાર્તિક કરવાની આજ્ઞા કરવાની આપ કૃપા કરશો તો તે કામ મનમાન્યુ થશે " આચાર્યભગવાનને તેમનુ આ કહેવુ રુચ્યુ નહિ, તેથી તેમને આવી નિરર્થક શકા રાખી આવા કામમા વિઘ્ન ન કરવા સમજાવ્યા, અને અને જણાવ્યુ કે –' તેમના વિના કોઇથી શારીરક ભાષ્યપર યોગ્ય વાર્તિક થઈ શકે એમ નથી માટે તમે નકામો વિગ્રહ છોડી દ્યો. " છતા કેટલાક શિષ્યો પોતાના કુસસ્કારના વેગમા તણાઇ સમજ્યા નહિ, ને કહેવા લાગ્યા કે – " પ્રભો ! આ હસ્તામલક સર્વજ્ઞ હોવાથી વાર્તિક કરવા સમર્થ છે, માટે તેમને જો આપ આ કામ સોપશો તો તે બહુ ધ્યાન રાખીને તે કામ કરશે " તેના ઉત્તરમા આચાર્ય ભગવાને કહ્યુ કે –" તે સમાહિત ચિત્તવાળો હોવાથી તેનુ અતઃકરણ બહારના પદાર્થોમા જોઇએ તેવુ પ્રવૃત્ત થઇ શકે એમ નથી, તેથી તે વાર્તિક કરવાને યોગ્ય નથી, તેમ આપણે તેમને એવું પ્રવૃત્તિવાળુ કામ સોપવુ એ પણ યોગ્ય નથી " ત્યારે કોઈ શિષ્યે આચાર્યભગવાનને પૂછ્યુ કે –' હે ગુરો ! શ્રવણાદિ સાધનો સાધ્યા વિના હસ્તામલકને કેવી રીતે બ્રહ્મજ્ઞાન થયુ તે કહેવાની કૃપા કરો. " તેના ઉત્તરમા શંકરાચાર્યભગવાને કહ્યુ કે –" સાભળો આગળ યમુના નદીના તીરપર એક યોગનિપુણ સિદ્ધ બ્રાહ્મણ રહેતો હતો એક દિવસ તેના આશ્રમસમીપ કોઇ બ્રાહ્મણની પુત્રી પોતાના આગરે બે વર્ષના પુત્રને બેસાડીને ' આ બાળકને થોડી વાર સાચવજે ' એમ કહી પોતાની સાહેલીઓ સાથે યમુનાનદીમા સ્નાન કરવા ગઈ પ્રારબ્ધવશાત એ છોકરો ખસતો ખસતો યમુનાનદીના કાઠા ઉપર ગયો ને ત્યાથી યમુનાના જલમાં પડી જતા મરણ પામ્યો એ છોકરાની મા સ્નાન કરીને તે સિદ્ધના આશ્રમમા આવી, ને ત્યા પોતાના છોકરાને નહિ જોઈને તેની શોધ કરવા લાગી, તો તેને યમુનાના જળમા મરણ પામેલો જોયો. તેના મૃતશરીરને બહાર કાઢી તેનાં સબધીઓ તે સિદ્ધના આશ્રમ પાસે આવીને બહુ રુદન કરવા લાગ્યાં તેમનુ બહુ રુદન સાભળી દયાને વશ થયેલા તે સિદ્ધે કહ્યુ કે,–" એને તમે ઘેર લઇ જાઓ તે જીવતો થશે, " પછી તેઓ તેને પોતાને ઘેર લઈ ગયા, ને તે સિદ્ધે યોગના બલથી પોતાના શરીરનો ત્યાગ કરી તે મૃત બાલકના શરીરમા પ્રવેશ કર્યો તેથી તે બાલક જીવતો થયો તે આ હસ્તા-

મલક છે એ પૂર્વના અભ્યાસબળથી વેદાદિ શાસ્ત્ર જાણે છે એને કાંઈ અજ્ઞાત નથી છતાં તેનું એકાગ્ર થયેલું ચિત્ત વાર્તિક કરવામાં પ્રવૃત્ત થઈ શકે એવી યોગ્યતાવાળું નથી. મારી દૃષ્ટિએ તો માત્ર સુરેશ્વરજ વાર્તિક કરવાને યોગ્ય જણાય છે જો તમને આ વાત ગમતી નથી, તો બીજાઓની આ કામમાં યોગ્યતા જોવામાં આવતી નથી તેથી આ કામ કરવાની ઇચ્છા વર્તમાનમાં શાંત કરવામાં આવે છે " ત્યારે કોઈ શિષ્યે વિનય કર્યો કે—" હે સ્વામિન્ ! જો આપશ્રી પદ્મપાદને આજ્ઞા કરશો તો તે ભાષ્ય પર વાર્તિક કરી શકશે" આચાર્ય ભગવાને તેને કહ્યું કે—" જે કામ કરવાનો સુરેશ્વરે પ્રસન્નમનથી સ્વીકાર કર્યો છે તે કામ વિના કારણે બીજાને સોંપવાની ઇચ્છા આ અંતઃકરણમાં આવિર્ભાવ પામી શકતી નથી પદ્મપાદ પોતાની ઇચ્છાથી ભલે બીજી ટીકા કરે, પણ તે બધી ટીકા ટકી રહે એવો સંભવ નથી " પછી આચાર્યભગવાને સુરેશ્વરને કહ્યું કે—' તમે શારીરક ભાષ્ય ઉપર વાર્તિક કરવાનો વિચાર બંધ રાખશો, કેમકે તમારા કેટલાક બંધુઓ તમારા હૃદયમાં હજી કર્મનો પક્ષપાત હશે એમ માને છે " પછી સુરેશ્વરે આચાર્યભગવાનની આજ્ઞાથી પોતાના હૃદયનું સ્વરૂપ જણાવવા કર્મ માર્ગનું ખંડન કરનારો ને બ્રહ્મજ્ઞાનની શ્રેષ્ઠતા જણાવનારો નૈષ્કર્મ્ય સિદ્ધિ નામનો સુંદર ગ્રંથ રચ્યો એ ગ્રંથ વાંચી આચાર્યભગવાન્ પ્રસન્ન થયા અને તેમોશ્રી ા શિષ્યો પણ તે ગ્રંથના વાચનથી સુરેશ્વરના ચિત્તની સ્થિતિ જાણી શક્યા

શારીરક ભાષ્ય પર વાર્તિક રચવાની સુરેશ્વરની ઇચ્છા પાર ન પડવાથી તેમના અંતઃકરણમાં પ્રકટેલી અપ્રસન્નતાના આભાસને દૂર કરતા પરમ કારુણિક આચાર્યભગવાને તેમને કહ્યું કે—" કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીયોપનિષદ્‌પર તથા શુક્લયજુર્વેદની બૃહદારણ્યકોપનિષદ્‌પર જે ભાષ્ય કરવામાં આવ્યાં છે તેના ઉપર તમે મુમુક્ષુઓના હૃદય પર તત્ત્વજ્ઞાનનો પ્રકાશ પાડનારાં સુંદર વાર્તિક રચો " પોતાના સદ્‌ગુરુની આજ્ઞાને પોતાના મસ્તકપર ધારણ કરી સુરેશ્વરે તે બંને ઉપનિષદોપર સુંદર વાર્તિકો રચી આચાર્ય ભગવાનને નમ્રભાવે પ્રેમપૂર્વક અર્પણ કર્યાં જેમને જોઈને આચાર્યભગવાનનું ચિત્ત સંતોષ પામ્યું. પ્રસન્ન થયેલા ને સમદર્શી આચાર્ય ભગવાને સુરેશ્વરના ચિત્તને સંતોષ આપવા કહ્યું—" પુત્ર ! તમારી શારીરક ભાષ્યપર વાર્તિક લખવાની જે પ્રબલ ઇચ્છા અપૂર્ણ રહી છે તે હવે પછી તમે પ્રારબ્ધવશાત્ વાચસ્પતિનામ ધારણ કરી પૃથિવીપર પ્રકટશો ત્યારે ભામતી નામનો સુંદર નિબંધ શારીરિક ભાષ્યપર રચી સંપૂર્ણ કરશો. ને તે નિબંધ વિદ્વાનોમાં આદર પામશે. "

પદ્મપાદે શારીરક ભાષ્યપર વિવેચન લખ્યુ, પણ તેમાથી માત્ર પાચ પાદોજ અવશેષ રહી શક્યા, અને તેમા પણ માત્ર પ્રથમપાદના ચાર સૂત્રો પરનુ વિવેચન જ વિદ્વાનોમા આદર પામ્યુ

પછી આનન્દગિરિ નામના વિદ્વાન્ સન્યાસીએ આચાર્ય ભગવાનની આજ્ઞા પ્રમાણે ત્રણે પ્રસ્થાન પરના ગભીર ભાષ્યો પર લોક હિત માટે ટીકા લખી

કોઈ વેળા પ્રારબ્ધના પ્રબલ વેગથી પદ્મપાદને ભરતખડમા આવેના તીર્થોની યાત્રા કરવાની પ્રબળ ઇચ્છા પ્રકટી, તેથી આચાર્યભગવાનની આજ્ઞા મેળવી તીર્થયાત્રા કરવા નીકળ્યા

એક વેળાએ આચાર્યભગવાન સ્વસ્થ બેઠા હતા ત્યા યોગ બળવડે તેઓશ્રીને પ્રતીત થયુ કે તેમના શરીરના માતુશ્રી માદા થયાં છે ને તેઓ પોતાનુ સ્મરણ કરે છે આવી પ્રતિતી થતા તેઓશ્રીએ તુરત પોતાના શિષ્યોને આ વાત કહી પછી ત્યાથી વિદાય થઇ કાલટી ગામમા પોતાના પૂર્વાશ્રમના ઘરમા પોતાના માતુશ્રી પાસે પધાર્યા. પોતાના પૂર્વાશ્રમના માતુશ્રીના ચરણ કમલમા પ્રેમ પૂર્વક પ્રણામ કરી આચાર્ય ભગવાન્ બોલ્યા —' માતુશ્રી ! તમારા સ્મરણ કરવાથી હું અહિ આવ્યો છુ શોકનો પરીત્યાગ કરીને મને કહો, કે મારે તમારે માટે શુ કરવુ ઉચિત છે ? ' પોતાના પરાક્રમી પુત્રના એવા વચનો સાભળી, તથા લાબે સમયે સુખરૂપ સ્થિતિમા પોતાને ઘેર આવેલા તેમને જોઇ, તેમના માતુશ્રીએ અશકિતને લીધે ધીમે સ્વરે કહ્યુ —" હે પવિત્ર પુત્ર ! મે મારા શરીરની આવી સ્થિતિમા તને જોયો એ બહુ સારૂ થયુ તે તારુ વચન પાળી મને બહુજ સતોષ આપ્યો હવે હુ જીવી શકુ એમ નથી, માટે મારુ કલ્યાણ થાય એવુ કાઇ મને કહે, અને મારૂ શરીર પડયા પછી મારા શરીરને વિધિપુર્વક અગ્નિસસ્કાર કરી પછી વરે તેવી ક્રિયા કરવાની વ્યવસ્થા કરજે આવા પોતાના માતુશ્રીના સ્નેહ ને શુભાશાવાળા વચનો સાભળી આચાર્ય ભગવાને તેમને બ્રહ્મરૂપનો ઉપદેશ કર્યો તે ઉપદેશ સાભળી તેમણે કહ્યું કે —" આ બ્રહ્મ નિર્ગુણ ને નિરાકાર હોવાથી મારી બુદ્ધિમા તે બરાબર સ્થિર થઈ શકતુ નથી, માટે મને સગુણબ્રહ્મનો ઉપદેશ કર, કે જેથી તે મારી બુદ્ધિમા બરાબર સ્થિર થઈ મારી સદ્ગતિ થાય " પછી આચાર્યભગવાને તેમને સગુણ સાકાર બ્રહ્મનો ઉપદેશ કરી તેમા તેમના મનને સ્થિર રાખવાનુ જણાવ્યુ તેમણે તે સ્વરૂપમા પોતાના મનને સ્થિર કરી પોતાના સ્થુલશરીરનો ત્યાગ કર્યો, ને તેમના જીવાત્મા ઉત્તરાયણમાર્ગે સત્યલોકમા ગયો

તેમના શરીરનું પતન થયા પછી આચાર્યભગવાને તેમની ઉત્તરક્રિયા કરવામાટે પોતાના પુર્વાશ્રમના સગાઓને તેડાવીને કહ્યું —મે સન્યાસ ગ્રહણ કર્યો છે, પરંતુ મે આ શરીરના માતુશ્રીને તેમના અત્યાગ્રહથી વચન આપ્યું છે તે પાળવામાટે હું તેમનો અંત્યેષ્ટિસંસ્કાર કરવા ઈચ્છુ છુ ” ત્યારે તેમના શરીરના સગાઓએ કહ્યું કે —‘ તમે સન્યાસી થયા છો માટે હવે તમને તેમનો અંત્યેષ્ટિસંસ્કાર કરવાનો અધિકાર નથી તેથી તમને તે કામ કરવા-ની અમે હા પાડી શકતા નથી અમે તમને તેમના શરીરને દાહ કરવા માટે અગ્નિ પણ નહિ આપીએ, ને તેમના શરીરને ઉચકવા પણ નહિ આવીએ ” આચાર્યભગવાને તેમનો આવો દુરાગ્રહ તથા અપમાનભરેલી વર્તણુક જોઈને કહ્યું —“ આજથી તમે સર્વ વેદાધ્યયન કરવા સમર્થ થશો નહિ, તમારે ઘેર કોઈ પણ સન્યાસી ભિક્ષા કરશે નહિ અને તમારે ઘરની સમીપમા તમારા સગાના મુડદા બાળવામા આવશે ” પછી તેમણે ... પોતાના શરીરના માતુશ્રીના શબને પોતે ઉપાડી આણ્યું, ને સૂકા લાકડાં ભેળા કરી પોતાના માતુશ્રીના જમણા હાથમાથી અગ્નિ પ્રકટ કરી તેમના શરીરનો દાહ કરવામા આવ્યો

આજ પણ કાલટી આદિ મલબાર પ્રાન્તના સ્થળોમા વસનારા નંબુરી બ્રાહ્મણો વેદનુ અધ્યયન કરતા નથી. તેમને ઘેર સન્યાસીઓ ભિક્ષા કરવા જતા નથી, અને તેમના ઘરમા કોઈ મરણ પામે તો તેમના ઘરની સમીપમાજ તેને બાળવામા આવે છે વિનાવિચારે મહાપુરૂષોની સાથે અયોગ્ય વર્તન કરવામા આવે તો તેનુ ફલ કદીપણ સારુ થાય નહિ

પદ્મપાદ તીર્થયાત્રા કરતા કરતા કાલહસ્તીશ્વરના દર્શન કરી પુંડરીક નગરમા આવ્યા ત્યા શિવગંગામા સ્નાન કરી શ્રીસદાશિવના દર્શન કર્યા. ત્યાથી રામેશ્વર જવા નીકળ્યા માર્ગમા પોતાના પૂર્વાશ્રમના મામાનુ ઘર આવ્યુ ત્યા ગયા. ઘણે કાલે પદ્મપાદને ત્યા આવેલા જોઈ તેમના મોસાળ પક્ષના માણસો પ્રસન્ન થયા. તેમની આગળ પદ્મપાદે પોતાની આ વખતની પ્રવૃત્તિ સક્ષેપમા કહી સભળાવી તેમના મામા આદિના આગ્રહથી કેટલાક દિવસો સુધી તે ત્યા રહ્યા, ને ત્યાના યોગ્ય બ્રાહ્મણોને તેમના ધર્મનો ઉપ-દેશ કરીને ત્યાથી રામેશ્વર જવા વિદાય થયા વિદાય થતી વેળાએ પોતાની પાસેનાં કેટલાક પુસ્તકો તેમણે પોતાના પૂર્વાશ્રમના મામાને ઘેર મુક્યા, ને તેમને કહ્યુ કે —“ આમાં શારીરક ભાષ્ય ઉપર રચેલી મારી ટીકા છે તે તથા બીજા પુસ્તકો આપ સારી રીતે સાચવજો ”

પછી પદ્મપાદના મામાએ તેમની રચેલી પૂર્વોક્ત ટીકા વાચી હતી.

તેથી વિચાર કર્યો કે —"જો શારીરકભાષ્યપરની પદ્મપાદની આ ટીકા વિદ્ય-માન રહેશે તો અદ્વૈતમતનો લોકમા આદર થશે ને દ્વૈત મતને સત્ય માન નારા મારા પ્રભાકરભટ્ટ નામના આચાર્યના પક્ષને 'આમા દ્વૈતમતનુ વિદ્વતાભર્યુ ખડન હોવાથી' હાનિ પહોચશે, માટે આ ગ્રથને બાળી મૂકવા-માટે મારે મારૂ ઘર બાળી નાખવુ જોઇએ" આવો વિચાર કરીને તેણે તે ગ્રથ બળા નાખવામાટે પોતાનુ ઘર લોકોના જાણવામા ન આવે એમ છાની રીતે અગ્નિ મકીને સળગાવી દીધુ એમ લોકોમા કહેવાય છે

રામેશ્વરની યાત્રા કરીને પોતાના પૂર્વાશ્રમના મામાને ઘેર આવતા તેમને સમાચાર મળ્યા કે તેમના પૂર્વાશ્રમના મામાનુ ઘર બળી જતા તેમના ત્યા રાખેલા બધા પુસ્તકો પણ બળી ગયા છે આ સમાચાર સાભળી પદ્મ-પાદના મનમા ખેદ થયો પોતાના પૂર્વાશ્રમના મામાએ પોતાનુ ઘર બળી ગયુ તેની સાથે તેમણે મૂકેલા ગ્રથો પણ બળી ગયા એમ કહ્યો તે નિમિત્તે પોતાનો ખેદ પ્રદર્શિત કર્યો પછી પદ્મપાદ પુન ત્યા કેટલાક દિવસો રહ્યા, અને પુન શારીરક ભાષ્યપર આગળના જેવી ટીકા લખવાનો આરભ કર્યો. તેમના પૂર્વાશ્રમના મામાને લાગ્યુ કે આ બુદ્ધિમાન્ ને સારી સ્મરણ શક્તિ-વાળો હોવાથી પુન પણ આગળના જેવી કે તેથી વધારે સારી ટીકા લખી દ્વૈતમતનુ ખડન કરશે, માટે એની બુદ્ધિ મંદ થાય ને તેની સ્મરણશકિત પણ મદ થઇ જાય એવુ ઔષધ તેને ખવરાવવુ જોઇએ એવા વિચારથી તેણે તેવુ કોઇ ઔષધ તેમને આપવાની ભિક્ષાના અન્નમા ભેળવીને ખવ-રાવ્યુ કે જેથી તેમની બુદ્ધિ ને સ્મરણશકિત મદ થઈ ગયા આમ લોકોમા કહેવાય છે આથી તે ટીકા લખવા સમર્થ ન થયા પછી ત્યાથી પોતાના સદ્‌ગુરૂના દર્શનની ઇચ્છા રાખીને વિદાય થયા. આચાર્ય ભગવાન્ તે વેળા કેરલદેશમા ( મલબારપ્રાતમા ) વિરાજતા હતા, તેથી તે ત્યા ગયા આચાર્ય ભગવાનના ચરણકમળમા સાષ્ટાગદડવત્ પ્રણામ કરી તીર્થયાત્રાની, શારી-રીક ભાષ્ય પર કરેલી પોતાની ટીકા બળી ગયાની, ને પોતાની બુદ્ધિ તથા સ્મરણશકિત મદ થયાની વાત તેઓશ્રીને તેમણે નિવેદન કરી પોતે કરેલી ટીકાનો નાશ થવાથી તેમને ખેદ પામતા જોઇ આચાર્ય ભગવાને તેમને કહ્યુ —" તમે ખેદને વશ ન થાઓ જે બનવાનુ હતુ તે બની ગયુ હવે તે વાતનો શોક કરવો નકામો છે આગળ એકવાર તમે એ ટીકાના પાચ પદો મારા આગળ વાચી દેખાડયા હતા, તે મારા સ્મરણમા છે, તેથી હું તે લખાવુ છુ તે તમે લખી લો, ને શાન્ત થાઓ." એમ કહી પદ્મપાદને ટીકાનો તેટલો ભાગ લખાવી પ્રસન્ન કર્યા.

ઉપરની વાર્તા કેરલદેશના રાજા રાજશેખરના જાણવામાં આવતા તેમણે આગળ આચાર્યભગવાનને પોતાના રચેલા જે ત્રણ નાટકો વાચી સંભળાવ્યા હતા તે કોઈ કારણથી બળી જવાથી તેમને આચાર્યભગવાનની પાસેથી આ નાટકો સાભળીને પુન. લખી લેવાની ઇચ્છા પ્રકટી તે આચાર્ય ભગવાનની પાસે આવ્યા તેમણે આચાર્યભગવાનને માન ને વિનયપૂર્વક ભેટ નિવેદન કરી સાષ્ટાંગદંડવત્પ્રણામ કર્યા આચાર્યભગવાને તેમને કુશલપ્રશ્ન પૂછ્યો. તેનુ ઉત્તર દીધા પછી તે રાજાએ આચાર્યભગવાનને વિનતિ કરી કે — ' પ્રભો ! મે આગળ આપશ્રીને મારા રચેલા જે ત્રણ નાટકો વાચી સંભળાવ્યા હતા તે નાટકો બળી ગયા છે મારી તે કૃતિનો આવી રીતે નાશ થવાથી મારા મનમા વારવાર શોક થયા કરે છે, માટે આપશ્રી આપશ્રીની અદ્‌ભુત સ્મરણશક્તિવડે તે નાટકો મને લખાવવાની કૃપા કરો તો મારા ઉપર મોટો ઉપકાર થશે " તે રાજાની આ પ્રાર્થના સાભળી આચાર્યભગવાને તેમના ત્રણે નાટકો પોતાની અદ્‌ભુત સ્મરણશક્તિવડે લખાવી દીધા. તેથી તે રાજા બહુ પ્રસન્ન થયા, ને આચાર્યભગવાનને પ્રાર્થના કરી કે:— " હે સ્વામિન્ ! મારા જેવી કોઇ સેવા હોય તો આપશ્રી મને તે સેવા કરવાની કૃપા કરીને આજ્ઞા કરશો " તેમની તે પ્રાર્થના સાભળી આચાર્ય ભગવાને તેમને જણાવ્યુ કે — ' કાનડીના નબુરી બ્રાહ્મણોને તેમના અયોગ્ય વર્તનથી વેદાધ્યયનમાટે અનધિકારી ઠરાવેલા છે, માટે તમારે તે પ્રમાણે વ્યવસ્થા રાખવી " પછી તે રાજાએ ત્યાં તે પ્રમાણે વ્યવસ્થા રાખવાનુ સ્વીકારી આચાર્યભગવાનની અનુમતિ માગી, પોતાના નગરભણી પ્રયાણ કર્યું

પછી આચાર્યભગવાન્ પોતાના શિષ્યોસહિત અદ્વૈતમતનો પ્રસાર કરવા રામેશ્વર ભણી વિદાય થયા આ વેળા સુધન્વાનામના રાજા પણ આચાર્ય-ભગવાનની સાથે હતા માર્ગમા કેટલાક શાક્તોને અદ્વૈતમતનો ઉપદેશ કરી સન્માર્ગમા આણ્યા. પછી રામેશ્વરથી તેઓશ્રી કાચીનગરમા ( કોન્જેવરમમા ) પધાર્યા રામેશ્વરથી કાચીમાં આવતા માર્ગમા ઘણા અધિકારી જનોને અદ્વૈ-તામૃતનુ આસ્વાદન કરાવ્યુ. પશ્ચાત્ લોકોના ઉપર કૃપાની વૃષ્ટિ કરતા કરતા આચાર્યભગવાન્ કર્ણાટકમા પધાર્યા આચાર્યભગવાનનુ આગમન સાભળી કાપાલિકોનો મહંત ક્રકચ તેઓશ્રીની સમીપ આવ્યો, ને તે તેઓશ્રીને કહેવા લાગ્યો કે —" તમે ભસ્મ ધારણ કરો છો તે યોગ્ય કરો છો, પણ માણ-સના માથાની પવિત્ર ખોપરીને બદલે તમે અપવિત્ર ખપર શામાટે પાસે રાખો છો ? ને ભૈરવની ઉપાસના કેમ કરતા નથી ? " તેના આવા અયોગ્ય વચનો સાભળી સુધન્વારાજાએ પોતાના અધિકારીઓદ્વારા તેને બોલતો બંધ

કરી દૂર જતા રહેવાની આજ્ઞા કરી આથી ક્રકચને બહુ ક્રોધ ચઢયો, પછી પોતાના સ્થાનપર જઈને તેણે ઘણા કાપાલિકોને ઉશ્કેરી હથીઆર બધાવી સુધન્વારાજાની સામે લઢવામાટે તથા આચાર્યભગવાનનો ને તેમની સાથેના સન્યાસીઓનો તથા બ્રાહ્મણોનો વિનાશ કરવામાટે મોકલ્યા સુધન્વારાજાનુ ને કાપાલિકોનુ પરસ્પર યુદ્ધ થતા તે યુદ્ધમા ઘણા કાપાલિકોનો નાશ થયો, કેટલાક કાપાલિકો આચાર્યભગવાનના હુકારવડે તેમની પાપમય પ્રવૃત્તિથી બળીને ભસ્મ થઈ ગયા, ને કેટલાક કાપાલિકો ભય પામીને નાસી ગયા

પોતાના પક્ષના કાપાલિકોનો વિનાશ તથા પરાજય થયાનુ જાણી આચાર્યભગવાનને પોતાનુ સામર્થ્ય દેખાડવા માટે ક્રકચે અન્ય પ્રયત્ન કર્યો મનુષ્યના માથાની ખોપરી હાથમા લઈ તેણે ભૈરવનુ ધ્યાન કર્યું એમ કરવાથી તે ખોપરી મદિરાથી ભરાઈ ગઈ તેમાથી અર્ધી મદિરા પી તેણે પુનઃ ભૈરવનુ ધ્યાન કર્યું, તેથી ભૈરવ તેની સમુખ પ્રકટ થયા, એટલે ક્રકચે તેમને આ પ્રમાણે વિનતિ કરી —“ હે દેવ ! આપના ભક્તોનો દ્વેષ કરનાર આ શકરાચાર્યનો આપ તુરત નાશ કરો ” તેના આવા અયોગ્ય વચનો સાભળી કોપયુક્ત થયેના ભૈરવે “ તુ મારા સ્વરૂપભૂત શકરાચાર્યનો વિનાકારણ શા માટે દ્વેષ કરે છે ? ” એમ કહી તેના અપરાધની તેને શિક્ષા કરવામાટે પોતે તેનુ માથુ કાપી નાખ્યુ વિવેકી બ્રાહ્મણો આદિ આ વાત જોઇ તથા સાભળી પ્રસન્ન થયા.

આચાર્યભગવાન્ લોકોના હિતમાટે તેમને વેદના શુદ્ધ પ્રવૃત્તિમાર્ગને તથા નિવૃત્તિમાર્ગને સમજાવતા સમજાવતા, પાખડમતોનુ નિરાકરણ કરતા કરતા, ને વિવેકી જનોને અભેદવાદનુ માહાત્મ્ય સમજાવી તેમા સુસ્થિર કરતા કરતા, ગોકર્ણમાં પધાર્યા તે સ્થલમા એક નીલકઠ નામનો શિવોપાસક ભેદવાદી વિદ્વાન્ રહેતો હતો તેને તેના હરદત્ત નામના શિષ્યે નીચે પ્રમાણે કહ્યું —

“ મહારાજ ! પ્રસિદ્ધ પડિત મડનમિશ્રને જીતનાર શંકરાચાર્ય આપનો પરાજય કરવા પોતાના શિષ્યોસહિત અહિ આવ્યા છે, ને અહિના શિવાલયમા ઉતર્યા છે. ”

આ સમાચાર સાભળી વિદ્યાના મદથી છકી ગયેલો તે નીલકઠ પોતાના મુખ્ય શિષ્યોને સાથે લઇ આચાર્યભગવાનનો પરાજય કરવાની ઇચ્છાથી તેઓશ્રીની સમીપ આવ્યો આચાર્યભગવાનની તેના આવવાના માર્ગભણી અનાયાસે દૃષ્ટિ જતા તેને દૂરથી આવતા તેઓશ્રીએ જોયો તે નીલકઠે વિદ્યાના મદને લીધે આચાર્યભગવાનની સમીપ આવી તેઓશ્રીને

નમન નહિ કરતા, તથા વિવેકના કોઈ પણ શબ્દો નહિ બોલતા. પોતાના મતનુ મંડન કરવાનીજ પ્રવૃત્તિ કરી. તેની આવી ઉદ્ધતાઇભરેલી પ્રવૃત્તિ જોઇ સુરેશ્વરે આચાર્યભગવાનને વિનતિ કરી કે—"હે પ્રભો ! જો આપ કૃપા કરીને મને આજ્ઞા આપો તો હુંજ આ બ્રાહ્મણની સાથે વાદ કરૂં" સુરેશ્વરને વાદ કરવામાટે તૈયાર થયેલા જોઈ નીલકંઠે તેમને કહ્યું કે.—"હું તમારી સાથે વાદ કરવા આવ્યો નથી, હું તો તમારા ગુરૂની સાથે વાદ કરવા આવ્યો છુ." એમ કહી પછી તે પોતાના મતનુ મંડન કરવા લાગ્યો, ત્યારે આચાર્યભગવાને તેના દ્વૈતમતનુ શ્રુતિ ને યુક્તિથી ખંડન કરવા માંડ્યુ. અને નીલકંઠ પોતાના મતનુ મંડન કરવાનુ કામ મૂકી દઇને અદ્વૈતમતનુ ખંડન કરવા પ્રવૃત્ત થયો ત્યારપછી કેટલોક શાસ્ત્રાર્થ થતા નીલકંઠના પુણ્યનો ઉદય થવાથી તેના મનનુ સમાધાન થયુ, તેથી તે પોતાના શિષ્યોસહિત આચાર્યભગવાનને શરણે આવ્યો.

પછી જનસમૂહનુ હિત સાધતા સાધતા આચાર્યભગવાન્ કાઠીઆવાડના કેટલાક સ્થલોમા વિચરી દ્વારકા પધાર્યા ત્યા તથા અન્ય સ્થલે અદ્વૈતમતનો ઉપદેશ કરી, મુમુક્ષુઓના હૃદયમા દુઃખરહિત પરમાનંદસ્વરૂપનો પ્રકાશ પાડી, આચાર્યભગવાન્ ફરતા ફરતા ઉજ્જયીનીમા પધાર્યા. ત્યાં એક ભટ્ટભાસ્કર નામનો ભેદાભેદવાદી વિદ્યાભિમાની પંડિત રહેતો હતો તેની સાથે શાસ્ત્રાર્થ થતા તેને અદ્વૈતવાદનુ રહસ્ય સમજાવી આચાર્યભગવાને પોતાના શરણનો પરમલાભ આપ્યો તે સમયના અન્ય સમર્થ પંડિતોને તથા મતવાદીઓને પણ આચાર્યભગવાને વેદોનુ વાસ્તવિક તાત્પર્ય સમજાવી ભેદવાદના દુરાગ્રહથી મુક્ત કરી અદ્વૈતવાદમાં અનુરાગવાળા કર્યા.

દેશદેશના મુમુક્ષુઓને પોતાના દર્શન, સેવા, સમાગમ, સંભાષણ ને ઉપદેશ આદિના લાભવડે પવિત્ર કરતા કરતા આચાર્યભગવાન્ કામરૂપદેશમાં (આસામપ્રાંતમા) પધાર્યા ત્યા અભિનવગુપ્તનામનો એક શાક્તમતનો પંડિત હતો તેનો આચાર્યભગવાને શાસ્ત્રાર્થમા પરાજય કર્યો તે કપટભાવથી આચાર્યભગવાનના શિષ્યજેવો થઇને આચાર્યભગવાનની પાસે રહેવા લાગ્યો. તે દુષ્ટ અભિપ્રાયવાળો અભિનવગુપ્ત આચાર્યભગવાનના શરીરનો પાત કરવા ઇચ્છતો હતો, તેથી તેણે આચાર્યભગવાનના સ્થૂલશરીરને ઉપદ્રવ કરી તેનો પાત કરવાની ઇચ્છાથી મંત્રપ્રયોગ કર્યો. આ પ્રયોગથી આચાર્યભગવાનના શરીરમા અસાધ્ય રોગની, શિષ્યોની સેવાની કસોટી કરવા માટે, અને આચાર્ય ભગવાનના હૃદયની તિતિક્ષા પ્રકટ કરવા માટે અતિથિ થઇ આ વેળા તોટક ઘણા પ્રેમ, માન ને સાવધાનતાથી

આચાર્યભગવાનની સેવા કરતા હતા. ઘણા શિષ્યોએ અચાનક પ્રાદુર્ભાવ પામેલા એ રોગની નિવૃત્તિ કરવામાટે યોગ્ય ઔષધોપચાર કરાવવાની આચાર્ય ભગવાનને પ્રાર્થના કરી, ત્યારે પોતાના સ્થૂલ શરીર ઉપર મમતા નહિ હોવાથી તેઓશ્રીએ તે શિષ્યોને કહ્યુ કે—"પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલા આ રોગનો ભોગવડે નાશ થાય એજ ઠીક છે" પુન શિષ્યોએ ઔષધોપચાર કરાવવાના વારવાર વિનતિ કરવા માડી, ત્યારે તેના અત્યાગ્રહને માન આપી આચાર્યભગવાને ઔષધ કરાવવાની હા પાડી શિષ્યોએ ઘણા સમર્થ વૈદ્યો તેડી આવ્યા, ને તે વૈદ્યોદ્વારા ઔષધ કરાવ્યુ પણ આચાર્યભગવાનના શરીરમા આવિર્ભાવ પામેલો તે રોગ મટ્યો નહિ પછી પોતાના શરીરના રોગની નિવૃત્તિદ્વારા પોતાના શિષ્યોના મનને સતોષવા આચાર્યભગવાને અશ્વિનીકુમારને મોકલવા પોતાના સ્વરૂપ ભૂત શ્રીમહેશ્વરનુ ધ્યાન કર્યું એટલે શ્રી મહેશ્વરની આજ્ઞાથી અશ્વિનીકુમાર બ્રાહ્મણનુ સ્વરૂપ ધારણ કરી આચાર્યભગવાનની પાસે આવ્યા તેમણે આની રોગનુ સ્વરૂપ જાણી આચાર્યભગવાનને કહ્યુ કે—"હે યતીશ્વર! આ રોગ કોઇ શત્રુએ કરેલા મત્ર પ્રયોગથી પ્રકટ્યો છે, તેથી તેનુ ઔષધથી શમન થઇ શકશે નહિ" આમ કહી, અનુમતિ મેળવી, અશ્વિનીકુમાર ચાલ્યા ગયા. આચાર્યભગવાનને તેમના તેવા ઉત્તરથી કાંઇ પણ અસતોષ કે શત્રુપર દ્વેષ પ્રકટે નહિ, એ સ્વાભાવિક જ હતુ, પણ પદ્મપાદને આ વાત સાંભળી બહુ ખેદ્યુ ને કોપ ઉપજ્યો તેઓ મંત્રશાસ્ત્રમા કુશળ હતા તેમણે પોતાના સદ્ગુરુના શરીરમા પ્રકટેલા આ રોગનુ શમન કરવા આચાર્યભગવાને વારવાર ના પાડયા છતા કાંઇ મત્રનો પ્રયોગ કર્યો, તેથી આચાર્યભગવાનના શરીરમાંથી તે રોગ દૂર થયો, ને તે રોગે અભિનવગુપ્તના શરીરમા પ્રવેશ કર્યો, તથી કેટલાક સમય પછી તે અભિનવગુપ્તના શરીરનો પાત થયો

આચાર્યભગવાન્ પુન લોકોના ઉદ્ધાર માટે હિમાલય ભણી વિચર્યા કોઇ વેળા તેઓશ્રી શ્રીગંગાના તીર પરની રેતી ઉપર બેસી બ્રહ્મધ્યાનમા નિમગ્ન થયા હતા પછી વ્યુત્થાનકાળે તેમણે પોતાના પરમગુરુ શ્રીગૌડપાદ નામના મહાયોગીને પોતાની સમીપ આવતા જોયા આચાર્યભગવાને ઉભા થઇ, માનપૂર્વક પ્રણામ કરી, તેઓશ્રીની પૂજા કરી, ને નમ્રભાવે તેમની પાસે ઉભા રહ્યા તેમણે આશીર્વાદ આપ્યા પછી બને ત્યા બેઠા પશ્ચાત્ ભગવાન્ ગૌડપાદે આચાર્યભગવાનને કહ્યું કે—"ગોવિંદપાદે મારી પાસે તમારી યોગ્યતાના વખાણ કર્યાં, તેથી તમને મળવા માટે, તથા તમે માડુક્યની કારિકા ઉપર જે ભાષ્ય રચ્યુ છે તે જોવા માટે, આ શરીરનુ અહી

આગમન થયુ છે " તેમના એવા વચનો સાભળી આચાર્યભગવાને વિનય-પૂર્વક પોતાનુ તે ભાષ્ય તેઓશ્રીને બતાવ્યુ પછી શારીરક આદિ ભાષ્યો પણ બતાવ્યા તે ભાષ્યો જોઇ ભગવાન ગૌડપાદ અત્યત પ્રસન્ન થયા. પછી " તમારૂં ચિત્ત સર્વદા બ્રહ્મચિંતનમા રહેજો " એવો વર આપી ભગવાન્ ગૌડપાદ અતર્ધાન થયા.

કેટલાક સમય પછી આચાર્યભગવાન્ કાશ્મીર દેશ ભણી જવા માટે વિચર્યા. માર્ગમા તેઓશ્રીના સાભળવામા આવ્યુ કે —" કાશ્મીરમા શ્રીશારદાનુ એક મદીર છે તે મદીરને ચાર દિશાએ ચાર દ્વાર છે તે મદીરમાં સર્વજ્ઞ પીઠ નામનુ આસન છે જે સર્વજ્ઞ ને પવિત્ર પુરૂષ હોય તેજ તે આસન ઉપર ચઢી શકે છે પૂર્વદેશના કોઈ સર્વજ્ઞ ને પવિત્ર પુરૂષે આવીને એ મદીરનુ પૂર્વભણીનુ દ્વાર ઉઘાડયુ છે પશ્ચિમ દેશના કોઇ સર્વજ્ઞ ને પવિત્ર પુરૂષ આવીને એ મદીરનુ પશ્ચિમ ભણીનુ દ્વાર ઉઘાડયુ છે ને ઉત્તર દીશાના કોઇ સર્વજ્ઞ ને પવિત્ર પુરૂષે આવીને ઉત્તર દીશાનુ દ્વાર ઉઘાડયુ છે. પણ દક્ષિણ દીશામાથી કોઇ સર્વજ્ઞ ને પવિત્ર પુરૂષે આવી હજુ સુધી તે મદીરનુ દક્ષિણભણીનુ દ્વાર ઉઘાડયુ નથી " પછી પોતાના શરીરનુ પ્રકટવું દક્ષિણભણી થયેલુ હોવાથી પોતાને દક્ષિણદીશાના ગણી પોતે કાશ્મીરદેશમાં પધાર્યા તે દેવીના મદીરની આગળ પધાર્યા મદીરની સમીપ બેઠેલા સમર્થ વિદ્વાનોના પ્રશ્નોના યોગ્ય સમાધાનો આપી, તેમના ચિત્તોને પ્રસન્ન કરી, તેમની પૂજાનો સ્વીકાર કરી, તેમણે ઉઘાડેલા તે મદીરના દક્ષિણદ્વારથી તેઓશ્રીએ તે મદીરમા પ્રવેશ કર્યો, અને સર્વજ્ઞપીઠ પર આરોહણ કરી ત્યા વિરાજ્યા

પછી કાશ્મીરના સર્વ પડીતોએ, આચાર્યભગવાનના જે શિષ્યો સાથે હતા તેમણે, ને સુધન્વારાજાએ આચાર્યભગવાનનુ વિધિપૂર્વક પૂજન કર્યું, અને ત્યા આવેલા અન્ય સજ્જનોએ પણ તેઓશ્રીને બહુ માન આપ્યું. પશ્ચાત્ સુધન્વારાજાએ ઉભા થઇ આચાર્યભગવાને કરેલા સર્વે શુભ કામો સભાસદોને સક્ષેપમા કહી સભળાવ્યા પછી આચાર્યભગવાને પોતાના શિષ્યોને છેવટનો આ પ્રમાણે પ્રસિદ્ધ ઉપદેશ આપ્યો —

" હે શિષ્યો ! આજે આ સ્થૂલ શરીર ધારણ કરવાનુ સર્વ કામ પૂર્ણ થયુ છે હવે તમે સૌ કૈવલ્ય મેળવવા ને મુમુક્ષુઓને જ્ઞાનોપદેશ આપવા સર્વદા ધૈર્ય, દઢતા ને સાવધાનથી ઉદ્યોગી રહેજો. તોટકે જ્યોતિર્મઠ સ્થાપી ઉત્તરદિશામા આ વિદ્યાનો પ્રસાર કરવો, પદ્મપાદે પૂર્વદીશામા ગોવર્ધનમઠ સ્થાપી તે દેશમા આ વિદ્યાનો પ્રસાર કરવો, સુરેશ્વરે પશ્ચિમદીશામા શાર-

ઠામઠ સ્થાપી તે દેશમા આ વિદ્યાનો પ્રચાર કરવો, ને હસ્તામલકે દક્ષિણ દીશામા શ્રૃંગેરિમઠ સ્થાપી તે દેશમા આ વિદ્યાનો પ્રચાર કરવો અન્ય સર્વે શિષ્યોએ આ ચારેને માન આપવુ, અધિકારીઓને વૈદિકમાર્ગમા પ્રવૃત્ત કરવા, ને દુરાચારીઓને સન્માર્ગે ચઢાવવા હવે કેનામભગી વિચરવાનો સમય નજીક આવ્યો છે, માટે હવે આ શરીરનુ તે ભણી પ્રયાણ થશે " પછી સુધન્વારાજાને વૈદીક માર્ગનો ભરતખડમા સર્વત્ર પ્રચાર કરવાના કામમા પોતાના શિષ્યોને યોગ્ય સહાય્ય આપવાની આજ્ઞા કરી પશ્ચાત સર્વ શિષ્યોના હિતમાટે પુન નીચે પ્રમાણે ઉપદેશ કર્યો —

" હે મુમુક્ષુઓ ! વેદાતસિદ્ધાતથી ભિન્ન જે જે મતો છે તે સર્વ પુર્વપક્ષરૂપ છે ને વેદાન સિદ્ધાન્ત સિદ્ધાન્તરૂપ છે તે સદા સ્મરણમા રાખજો વેદાતનો સિદ્ધાન્ત મે તમને ભાષ્યાદિદ્વારા ને વ્યાખ્યાનદ્વારા બહુ વાર સ્પષ્ટ સમજાવ્યો છે આત્મા બ્રહ્મસ્વરૂપ જ છે ને અકર્તા, અભોક્તા, અસગ, સર્વ ધર્મ રહિત, સૂક્ષ્મતમ ને સચ્ચિદાનદરૂપ છે આ આત્માનુ યથાર્થજ્ઞાન સમર્થ સદ્ગુરૂના ઉપદેશથી વિવેકાદિ સાધન સપન્ન પુરૂષને થાય છે એ જ્ઞાનની દઢતા માટે જિજ્ઞાસુએ વેદાતનુ શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરવા ચિત્તની ચચળતા બ્રહ્મધ્યાનવડે દૂર થાય છે ને ચિત્તની મલિનતા નિષ્કામ કર્મવડે દૂર થાય છે વિદ્યાનદથી બ્રહ્માનદ અનન્યગુણ શ્રેષ્ટ છે તે કદી પણ ભૂલશો નહિ, જ્ઞાનાદિને સુગમ એવા વિષય સુખમા વિવેકી પ્રીતિ કરતા નથી ઇદ્રિયો તથા અતઃકરણને બહિર્મુખ કરી વિષયોની સાથે જોડવાથી જે ક્ષુદ્ર આનદ થાય છે તે જીવને બધન કરનાર છે, ને ઇદ્રિયો તથા અતઃકરણને અતર્મુખ કરવાથી જે પરમાનદ મનુષ્યને થાય છે તે મોક્ષ આપનાર છે શબ્દાદિ વિષયો અસત્, તુચ્છ ને બધક છે એ તમે કદીપણ ભૂલશો નહિ. શબ્દાદિ વિષયો ને તેના ઉપકરણોરુપ દૃશ્યથી તમારા અતઃકરણને ઉપરાગવાળુ થવા દેશો નહિ હાડચામમા, સોનારૂપાના કડકામા, ગૃહમા, ખેતરમા, વાહનમા ને માનમા સુખને શોધવાનુ નથી, પણ સ્વ-સ્વરૂપમાજ નિરુપાધિક ને નિરવદ્ય સુખ શોધવાનુ છે એ તમારા ધ્યાન બહાર નજ હોવુ જોઇએ. તમે સૌ ઉદાર બુદ્ધિવાળા થઇ બહુજ સંયમપીને રહેજો, ને ઉપદેશેલા પરમ હિતકર અથનુ આદરપૂર્વક સતત અનુષ્ઠાન કરતા રહેજો સશય વિપર્યયને અને પ્રમાદાદિ ચિત્તદોષોને વશ ન થજો.'

આપણે શિષ્યોને ઉપદેશ આપી આચાર્ય ભગવાન્ સિહાસન ઉપરથી ઉઠયા એટલે સર્વેએ આચાર્યભગવાનને પ્રણામ કર્યા આચાર્ય ભગવાનના વિયોગનો સમય સમીપ આવેલો જણાવાથી શિષ્યોના હૃદયમા બહુ ખેદ

થવા લાગ્યો પછી આચાર્યભગવાન્ કેટલાક શિષ્યોને ઋષ્યશૃંગાશ્રમમા રાખી યોગ્ય અધિકારીઓને સન્માર્ગે ચઢાવી પોતાના કેટલાક શિષ્યોને સાથે લઇ. બદરિકાશ્રમભણી વિચર્યા તે પ્રદેશમા રહેનારા મનુષ્યોને પણ પોતાના ઉપદેશામૃતનો લાભ આપી તેઓશ્રી કેદારનાથ પધાર્યા ત્યા અલ્પસમય સ્થિતિ કરી. પછી પોતાના શરીરવડે ભરતખડમા જે જે કર્તવ્ય હતુ તે સમાપ્ત થયેલુ જાણી પોતે કૈલાસ પધાર્યા

આ પ્રમાણે શ્રી શકર ભગવાને પુન વેદધર્મને સ્થાપિત કરી બુદ્ધ ધર્મનો પરાજય કર્યો

## પ્રકરણ ૪૦ મું.

## વૈષ્ણવમત પ્રવર્તક.

### શ્રી રામાનુજાચાર્ય

જ્યારે લોકો ધર્મથી અવળે રસ્તે જવા માંડયા ત્યારે વૈષ્ણવ મત પ્રવર્તક શ્રીમાન રામાનુજાચાર્ય થયા, અને ધર્મનુ ફરી સ્થાપન કર્યું શ્રી રામાનુજ ઇ સ ૧૧૧૬ ના વર્ષમા થયા હતા તેમના બાપનુ નામ કેશવાચાર્ય, અને માતાનુ નામ કાન્તિમતિ હતું તેમના માતાપિતા દ્રાવિડ દેશમા શ્રીપેરુમુદુર–ભુતપુરી ગામમા રહેતા હતા હાલ તે ગામ મદ્રાસથી ૨૪ માઇલ ઉપર કાચી જતા રસ્તામા આવે છે.

વિષ્ણુની મૂર્તિની પુજા કરવાનો પ્રથમ વહીવટ વિષ્ણુસ્વામીએ ચલાવ્યો હતો તેમના પછી નિલ્વમગળ થયા, તે પછી વૈષ્ણવમતના ઉપદેશ કરનારા શ્રી રામાનુજાચાર્ય પ્રથમ આચાર્ય શ્રી રામાનુજાચાર્ય થયા શ્રીરામાનુજની આઠ વર્ષની ઉમ્મરે તેમને જનોઇ આપ્યુ. પછી સને ૧૧૨૭ મા તેમને તેમના મામા યાદપ્રકાશની પાસે વિદ્યાભ્યાસ કરવા મોકલ્યા તેમણે ત્યા વેદ શાસ્ત્રનો અને શાસ્ત્રમતનો અભ્યાસ કર્યો પછી તે ઘેર આવ્યા.

ઘેર આવ્યા પછી તેમણે એક આમલીના ઝાડ નીચે બેસી કેટલાક વખત સુધી શ્રી રામચદ્રની ઉપાસના કરી હતી. પછી ધર્મથી અવળે રસ્તે જતા મનુષ્યોને ધર્મ તરફ વાળવા માટે તેમણે વેદ અને ઉપનિષદનો કાઇક આધાર લઇ લોકોને રૂચિ થાય તેવો ઉપાસના અને ભક્તિ માટે વિશિષ્ટાદ્વૈત સપ્રદાય ચલાવ્યો. તેમણે જીવ અને ઇશ્વરનો ભેદ બતાવી વિષ્ણુ એ જગતનું આદિ કારણ છે અને સરજનહાર એક અદ્વિતીય બ્રહ્મ છે એવો મહ્નુકેત શહેરના બ્રાહ્મણોને ઉપદેશ આપી તેમને શિવમતમાથી વિષ્ણુમતમા સ્થાપ્યા.

રામાનુજે વૈષ્ણવ મત પ્રવર્તાવવા માડયો તેથી બીજા મતવાળાઓ તેમને વિઘ્ન કરવા લાગ્યા તેમણે ન્યાયદર્શનને અનુસરી જીવ અને ઇશ્વરનો ભેદ બતાવી બ્રહ્મમીમાંસા અથવા અદ્વૈત દર્શનનું ખંડન કરવા માડયુ. ભક્તિમાર્ગને મુખ્ય માન્યો. અને શ્રી રામ તથા વિષ્ણુને પરમપુરુષાવતાર-રૂપે ઇશ્વર માનવાનો ઉપદેશ આપવા લાગ્યા મુક્તિ જે અદ્વૈત છે તે કૈવલ્ય-રૂપે મનાયેલુ છે તેને રામાનુજ યથાર્થ ગણતા નહોતા દક્ષિણમાં તેમના ઉપર ચોળા રાજાએ જુલમ કર્યો તેથી નાસીને પોતે મૈસુર આવ્યા અને ત્યાના જૈન રાજાની પુત્રીને ભૂત વળગ્યુ હતુ તે ભૂતને રામાનુજે કહાડી પુત્રીને સાજી કરી તેથી રાજાએ ખુશી થઇ તેમને મોટુ ઇનામ આપ્યુ અને જૈનધર્મનો ત્યાગ કરી પોતે વિષ્ણુ ધર્મનો સ્વીકાર કર્યો

રામાનુજે તે પછી પોતાના શિષ્ય યમદુનાચાર્યને સાથે લઇ તિરૂપતિ જગન્નાથ, કાશી, વિગેરે સ્થળે તીર્થયાત્રા કરી, ત્યા જઇ બ્રાહ્મણોને વૈષ્ણવ ધર્મનો ઉપદેશ આપી વૈષ્ણવ મત પાળતા કર્યા અને ઠેકાણે ઠેકાણે ફરી વૈષ્ણવ ધર્મનુ સ્થાપન કર્યું જયપુરના મહારાજાને રામાનુજાચાર્યે વૈષ્ણવ ધર્મ સબધી ઉપદેશ આપ્યો તેથી તે વૈષ્ણવમતાનુયાયી થયો તેણે તે પછી જૈન લોકોને ઘણુ દુખ આપી કેટલાકને મારી પણ નાખ્યા. જયપુરમા પણ એક વૈષ્ણવ મઠ સ્થાપ્યો તેમ બીજે ઘણે સ્થળે મઠ સ્થાપ્યા

ત્યાર પછી આચાર્ય બદ્રિનારાયણની યાત્રાએ ગયા તે પછી સ્વદેશમા આવ્યા તેમણે ૫૦ વર્ષની ઉમ્મરે સર્વ પ્રપચના ત્યાગ કરી સંન્યસ્તાશ્રમ ગ્રહણ કર્યો તેમના ઘણા શિષ્યો તેમને શેષનો અવતાર ગણતા અને મુખ્ય બાર અવતારમા તેમને માને છે

તેમના સપ્રદાય ભક્તિમાર્ગ ઉપર વધુ આધાર રાખે છે તેમનો સિદ્ધાત બધુ બ્રહ્મમય છે, અતર્યામીરૂપે હરિ સર્વમા છે. અદ્વૈતબ્રહ્મ છે પણ કૈવલ્ય નથી બ્રહ્મમાં જીવ અને જડ એવા બે ભેદ છે બ્રહ્મથી ચિત્ત અને અચિત્ત જુદા છે હરિ, ચિત્ત અને અચિત એ ત્રણ રૂપે વિશ્વમાત્ર બ્રહ્મમય છે. તેમણે સાંનિધ્ય અને સાલોકયાદિથી મોક્ષ વ્યવસ્થા માની છે હરિના સ્વર્ગમા જઇ જીવો મુક્તરૂપે નિરતર વસે છે. આ સપ્રદાયમા રામાવતારને મુખ્ય પૂજે છે રામકૃષ્ણાદિ અવતાર પણ નારાયણના માની તેમની મુર્તિ દેવાલયોમા સ્થાપન કરી તેમને વસ્ત્રાલકારો પહેરાવી પૂજા કરે છે ચદન પુષ્પ ચઢાવી નૈવેદ્ય ધરાવે છે. આવા સરલ સપ્રદાયમા ઘણા સ્ત્રી પુરુષો જોડાયા મુળ એક ઇશ્વર છે એમ માનવાથી રામાનુજસપ્રદાયને શ્રીસપ્રદાય પણ કહે છે

આ સપ્રદાયમા સાધુઓ પણ છે સાધુ બ્રહ્મચર્ય પાળે છે આ મતાનુયાયીઓ કપાળમા શ્રી આકારે ગોપીચદનાદિકનુ તીલક કરે છે સાધુઓ સન્યાસીઓ માફક દડકમડલુ વાપરતા નથી

પરમાત્મા પુરુષ છે અને ત સગુણ છે, જગતને ઉત્પન્ન કરનાર અને મુક્તિ આપનાર છે, જીવ પણ સગુણ છે, તેની મુક્તિ થતા ઇશ્વરતુલ્ય થાય છે પણ તેને જગત્ ઉત્પન્ન કરવાની શક્તિ નથી બ્રહ્મ અને જીવ જુદા જુદા છે એવુ જે જીવને ભાન થાય છે તે માત્ર અજ્ઞાન છે તેને જ અવિદ્યા કહે છે

શ્રી રામાનુજાચાર્યે જ્યારે સન્યસ્ત લીધુ ત્યારપછી ભગવતભજન અને વેદાતના ગ્રથો વાચી મનન કરવામા જીવન ગાળ્યુ પછી પેનુમુતુરમા સમાધિસ્થ થયા. શિષ્યો તેમની ધાતુની મુર્તિ કરી મઠમા સ્થાપી પૂજા કરે છે, શ્રીરામાનુજાચાર્યે વ્યાસસૂત્રભાષ્ય કર્યુ છે જેને રામાનુજ ભાષ્ય કહે છે. તેમણે ગીતા ભાષ્ય, ન્યાયામૃત, વેદાતપ્રદીપ, તર્કભાષ્ય, વિષ્ણુ સહસ્ર નામ વાશિષ્ટાદ્વૈત, વિગેરે ઘણા ગ્રથો રચ્યા છે વળી વિષ્ણુલોક ગદ્ય, રગ ગદ્ય, શરણગદ્ય અને સિદ્ધાત નામ ગ્રથો પણ તેમના રચેલા છે સિદ્ધાત ગ્રથમા પોતાના મતનુ સ્થાપન કર્યુ છે, વિષ્ણુસહસ્રમા વિષ્ણુની સ્તુતિ, સધ્યા વદન, ઉર્ધ્વપુડ વિગેરે રામાનુજ મતનો આચાર અને સપ્રદાયનુ વર્ણન છે. રામાનુજાચાર્યની ગાદી તાદીરમા છે, તેનુ નામ નિગમ છે, વળી ગળતા ગામમા પણ છે, અહોબળીમા મઠમા છે તેનુ નામ વડગળ છે રેવામા એક ગાદી છે

સવત ૧૮૦૮ મા રામાનુજ મતમા ગળતાની ગાદી ઉપર રામચરણ સાધુ થયો તેણે ઉપાસના, નિયમ વિગેરેના ઘણા પ્રકાર વધાર્યા. રજપુતાનામા તેમની એક ગાદી છે તેને રામચરણ સપ્રદાય કહે છે તેમાથી નિરજન અને રામસ્નેહી સપ્રદાયો નીકળ્યા છે. વળી રામાનુજ પછી રામ નામનો સાધુ થયો તેણે આનદ સપ્રદાય સ્થાપ્યો તે રામાનુજ મતને મળતો હોવાથી રામાનદી સપ્રદાય કહેવાય છે તેના અનુયાયી ઘણા વૈરાગી છે. કબીર પણ રામાનદનો શિષ્ય હતો તેણે કબીરપથ સ્થાપ્યો છે. આ પ્રમાણે રામાનુજાચાર્યે રામાનુજ સપ્રદાય સ્થાપ્યો, તેમાથી બીજા અનેક સપ્રદાયો નીકળ્યા છે



## પ્રકરણ ૪૧ મું.

### શ્રી વલ્લભાચાર્ય.

શ્રી રામાનુજાચાર્ય અને માધ્વાચાર્ય પછી વૈષ્ણવ મતને ફરી નવારૂપે સ્થાપનાર વલ્લભાચાર્ય થઇ ગયા વલ્લભાચાર્યનો જન્મ ચંપારણ્યમાં સંવત ૧૫૩૫ ના વૈશાખ વદ ૧૧ ને રવીવારે થયો હતો તેમના પિતાનું નામ લક્ષ્મણભટ્ટ અને માતાનું નામ અલ્લમગારૂ હતું

લક્ષ્મણભટ જાતે તૈલંગી બ્રાહ્મણ હતા તેમનો વેદ યજુર્વેદ, શાખા તૈતરીય, અને ગોત્ર ભારદ્વાજ હતું પોતે તૈલંગણ દેશના કાકરવ ગામમાં રહેતા હતા લક્ષ્મણ ભટ અને તેમના પત્ની બન્ને શ્રીકૃષ્ણના ઉપાસક હતા. તેમને કૃષ્ણભટ નામે એક પુત્ર થયો તે પછી લક્ષ્મણભટ સહકુટુંબ યાત્રાએ નીકળ્યા ગોકુળ, મથુરા, પ્રયાગ થઇ પોતે કાશીમા આવ્યા તે વખતે કાશીમાં સન્યાસીઓ અને મુસલમાનો વચ્ચે ટંટો ચાલતો હતો, જેથી લક્ષ્મણભટ કાશીયાત્રા કરી સહકુટુંબ ચંપારણ્યમા આવ્યા ત્યા તેમની પત્નીને પુત્રનો જન્મ થયો તે પુત્રનુ નામ વદક્રમ પાડ્યુ પણ પાછીથી તેમનુ નામ વલ્લભ પાડ્યુ.

વલ્લભ નાનપણથી જ તીક્ષ્ણ બુદ્ધિના, ચંચળ, ઉત્સાહી અને હિંમતવાળા હતા તેમને પાંચમે વર્ષે જનોઇ દઇ નારાયણભટ નામે એક વિદ્વાન પાસે વિદ્યાભ્યાસ કરવા રાખ્યા. ત્યા પોતે વેદ, ન્યાય, પુરાણ આદિ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. લક્ષ્મણ ભટની પત્નીએ એક ત્રીજા પુત્રને જન્મ આપ્યો. તે પછી પોતે સંન્યસ્ત દીક્ષા લીધી વલ્લભની ૧૧ વર્ષની ઉમ્મર થઇ ત્યારે લક્ષ્મણ ભટે દેહત્યાગ કર્યો વલ્લભને હવે માત્ર માતાનો આધાર રહ્યો. તેમણે કાશીમાં રહી બ્રહ્મજ્ઞાન અને રસાયન શાસ્ત્રનુ જ્ઞાન મેળવ્યુ નાનપણમા જ તેમણે તીર્થયાત્રા કરી ઘણો અનુભવ મેળવ્યો હતો.

હવે વલ્લભ માતાની રજા મેળવી દક્ષિણ તરફ તીર્થયાત્રા કરવા નીકળ્યા. પોતે એક મોટા શહેરમા આવ્યા. તે શહેરના નગર શેઠને ચાર પુત્રો હતા. તેમાથી દામોદરદાસ કરીને એક પુત્ર વલ્લભનો પ્રથમ શિષ્ય થયો. તેને સાથે લઇ પોતે વિજયનગરમા આવ્યા. વિજયનગરના રાજા કૃષ્ણરાયલુની સભામાં

સ્માર્ત અને વૈષ્ણવ મતમાં વિવાદ ચાલતો હતો સભામાં વૈષ્ણવ મતને મળતા રામાનુજ, માધ્વાચાર્ય, નિમ્બાર્ક અને વિષ્ણુ સ્વામી એ ચાર સંપ્રદાયના વિદ્વાનો હતા માધ્વાચાર્યનો શિષ્ય વ્યાસ તીર્થ સ્માર્તમતનું ખંડન કરતો હતો આ વખતે વલ્લભ પણ અહીં આવ્યા સર્વે મળી સ્માર્ત મતવાળાને જીત્યા ત્યારથી વલ્લભને આચાર્યની પદવી મળી

વિષ્ણુસ્વામી ત્રિદંડી સંન્યાસી હતા તે સમાધિસ્થ થયા પછી એ ગાદી જ્ઞાનદેવને મળી, પછી તેના શિષ્ય કેશવને તે ગાદી મળી ત્યારથી આ ગાદીવાળા ગોસ્વામી કહેવાય છે તે પછી નામદેવ થયા, પછી ત્રિલોચન અને છેવટે સંવત ૮૬૫માં એ ગાદી બીલ્વમંગળને મળી

આ સમયમાં શંકરાચાર્યની ગાદી ઉપર આવેલા કોઈ શંકરાચાર્યે વિષ્ણુ સ્વામીના પરમાત્મા સાકાર છે એવા મતનું ખંડન કરી તેની ગાદી વીખેરી નાખી બીલ્વમંગળ મહાયોગી હતો તે પોતાની ગાદીનો ઉચ્છેદ થવાથી વાયુરુપે દક્ષિણમાં એક તીર્થમાં રહ્યો હતો તેમનો ૭૦૦ વર્ષે થયેલા શ્રી વલ્લભાચાર્યને સાક્ષાત્કાર થયો, વલ્લભાચાર્યને તેમણે ઉપદેશ આપ્યો અને પોતાના વિષ્ણુ સ્વામીનો સંપ્રદાય ચલાવવાનું કહ્યું, જેથી વલ્લભાચાર્યે બિલ્વમંગળને ઘણે ઠેકાણે ગુરૂ ગણી નમન કર્યું છે આ પછી વલ્લભાચાર્યને વિષ્ણુ સ્વામીનો સંપ્રદાય ચલાવવાનો અધિકાર મળ્યો ત્યારથી તે ગોસ્વામી કે ગોસાઇ કહેવાય છે એ મતમાં વલ્લભાચાર્યે પોતાનો મત મેળવી પુષ્ટિ માર્ગની મુખ્ય ગાદી ગોકુળમાં સ્થાપી તેથી તે ગોકુલસ્થ કે ગોકુલીઆ ગોસાઇ કહેવાય છે

વલ્લભાચાર્યને ઘણા અગ્નિપુત્ર કે અગ્નિનો અવતાર માને છે તેમણે રામાનુજ, માધ્વાચાર્ય આદિ વૈષ્ણવ સંપ્રદાયનો અનાદાર કરી અદ્વૈત પક્ષ ગ્રહણ કર્યો આ સંપ્રદાયનો અનાદાર કરી અદ્વૈત પક્ષને ગ્રહણ કર્યો

તેમણે નાનપણમાંજ શ્રીશંકરવાદના ગુણ દોષનું બારીકાઇથી નિરીક્ષણ કરી લીધું નાનપણમાંજ તેમણે શંકરાચાર્યના માયાવાદના દોષ પોતાની સાથે અભ્યાસ કરનાર વિદ્યાર્થીને બતાવી આપ્યા આચાર્યે બ્રહ્મસૂત્રો ઉપર થયેલા તમામ ભાષ્યોનો લક્ષપૂર્વક અભ્યાસ કર્યો તેમણે બતાવ્યું કે બ્રહ્મસૂત્ર, ઉપનિષદ, અને ગીતાને અનુસરે એવો વાદ તો માત્ર બ્રહ્મવાદ જ છે તે વાદ માયાવાદથી તેમ બીજા વાદોથી જુદો છે

તેમણે ૧૧ વર્ષની ઉમ્મરે તો અભ્યાસ પૂરો કર્યો હતો તેમણે કાશીમાં બ્રહ્મવાદનો ઉપદેશ કર્યો પિતા ગુજરી ગયા પછી કાશીથી વ્યંકટગીરી ગયા અને ત્યાં ગોવિંદાના નામથી ઓળખાતા લક્ષ્મણ બાલાજીનાં

દર્શન કરી ત્યા થોડા દિવસ રહ્યા તે પછી તે વિદ્યાનગરના રાજા કૃષ્ણદેવે ધર્મ સબધી એક મોટી પરિષદ ભરી હતી તેમા શ્રી વલ્લભાચાર્યે બ્રહ્મવાદ અથવા શુદ્ધાદ્વૈતવાદ સર્વ વાદો કરતા શ્રેષ્ઠ છે એમ સાબીત કરી વિજય મેળવ્યો. જેથી સર્વ આચાર્યોએ તેમનો વિજય માન્ય કર્યો જે પછી સર્વેના એકમતથી શ્રીકૃષ્ણદેવ રાજાએ પોતાને હાથે શ્રીવલ્લભાચાર્યજીને આચાર્ય અને મહાપ્રભુજીની પદ્દિ આપી. પછી કૃષ્ણદેવ રાજાએ એમનો કનકાભિષેક કર્યો અને પોતે તેમનો સેવક થયો. આ બનાવ સને ૧૮૯૩ મા બન્યો અને તે વખતે શ્રી વલ્લભાચાર્યજીનુ વય માત્ર ૧૪ વર્ષનુ હતુ. આ પછી આચાર્યજી મહાપ્રભુજીના નામે ઓળખાવા લાગ્યા

પછી મહાપ્રભુજી વિદ્યાનગરથી દક્ષિણમા યાત્રાએ નીકળ્યા અને દક્ષિણના તીર્થ સ્થળોની મુલાકાત લીધી આ સ્થળોમા તેમણે શ્રીરામાનુજના અનુયાયીઓ, યોગીઓ, કાપાલિકો, શૈવ રામાનદી, વીર વૈષ્ણવો, માયાવાદીઓ, માહેશ્વરો, વિરાગીઓ અને બીજા અનેક માર્ગવાળાઓની સાથે વાદ અને ધર્મ સબધી ચર્ચા કરી હતી ત્યાથી પછી પોતે પઢરપુર થઇ ગોકળમા આવ્યા રસ્તામા સરસ્વતીને વશ કરનાર અલૌકિક શક્તિવાળા ઘટ સરસ્વતીનો પરાજય કર્યો તે પછી ગોકુળમા રહી આચાર્યજીએ પુષ્ટિ ભક્તિ માર્ગ અથવા નિર્ગુણ કે શુદ્ધ ભક્તમાર્ગની સ્થાપના કરી અને પ્રથમ દામોદરદાસ, પ્રભુદાસ, જલોટા અને બીજા વૈષ્ણવોને દીક્ષા આપી

શ્રી આચાર્યજીએ તે પછી ફરી યાત્રા શરૂ કરી અને પગે ચાલીને દક્ષિણમા કન્યાકુમારીથી ઉત્તરમા હિમાલય પર્વત સુધી અને પૂર્વમા જગન્નાથજીથી પશ્ચિમમા દ્વારકા સુધી ત્રણ વખત યાત્રા કરી અને દરેક સ્થળે વિદ્વાનોની સભામા પોતાના બ્રહ્મવાદનુ મડન કરી તેમની પાસે તે વાદ મનાવ્યો. અને પુષ્ટિભક્તિ માર્ગનો બોધ આપ્યો, તેમા ૧૮ વર્ષ થયા એટલે તે પછી ૨૮ વર્ષની ઉમ્મરે તેમના લગ્ન થયા લગ્ન પછી પણ તેમણે પોતાનુ કામ શરૂ રાખ્યુ અને ગૃહસ્થાશ્રમમા રહી કેટલાક મોટા ગ્રથો લખ્યા વળી તેમા ધર્મનો અને બ્રહ્મવાદનો ઉપદેશ આપવા લાગ્યા.

પોતે ઘેર રહેતા ત્યારે ગયા અને કાશીની પાસે ચરણાદ્રિ અને અડેલ નામે બે ગામો છે તેમા સાદાઇથી રહેતા પોતાનો ભગવાન તરફ પૂર્ણ ભક્તિભાવ હતો અને સર્વત્ર સમભાવ રાખતા લોકો ઉપર દયાળુ હોવાથી જ્યા જતા ત્યા ભક્તિમાર્ગનો અને શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનો બોધ આપતા

શ્રી વલ્લભાચાર્ય થયા તે પહેલા મુસલમાનો આવવાથી બ્રાહ્મણો સિવાય બીજા વર્ણમા ઇશ્વરભક્તિનુ સાધન રહ્યુ નહોતું આચાર વિચારથી

લોકો ભ્રષ્ટ થયા હતા. આ લોકોને ધર્મને માર્ગે વાળવાની જરૂર હતી બ્રાહ્મણોમા પણ વિદ્યા ઘટી જવાથી બીજા વર્ગમા પણ અધર્મ વધવા લાગ્યો એવા પ્રકારની લોકોની વૃત્તિ જોઇ આચાર્યને લાગ્યુ કે ઘણા લોકોની વૃત્તિ ઉત્તમ વિષય ભોગો ભોગવવા તરફ વળેલી છે, અને તેથી રાત દિવસ સસારના કામમા જ આસક્ત થઈ રહેલા છે, અને ઇશ્વર સબધી સત્ય વિચારમા એક ક્ષણ પણ મન સ્થિર રાખી શકતા નથી આમ લોકોને ધર્મથી ભ્રષ્ટ થયેલા જોઇ વિષ્ણુ સ્વામી, રામાનુજ, માધ્વાચાર્ય અને નિબાર્કે સ્થાપેલા સપ્રદાય કરતા આચાર્યજીએ વધુ મનોરજક, લક્ષ્ય ભોજ્યાદિકનો સપ્રદાય ચલાવ્યો, અને બાળકૃષ્ણ અને રાધાકૃષ્ણની પ્રેમભક્તિનો સપ્રદાય ચલાવ્યો

તેમના રસીક સપ્રદાયથી ઘણા લોકોનુ મન તેમના તરફ વળ્યુ સુઘડતા અને મદિરનો ઠાઠ જોઇ લોકો તે માર્ગે વળ્યા બાલકૃષ્ણ અને રાધાકૃષ્ણમા ઇશ્વર ભાવના રાખવાથી સઇશ્વર ભક્તિ કાયમ રાખી નિરૈશ્વરવાદી જે જૈન મત તેને કેવળ નિસ્તેજ કર્યો જેથી ઘણા વાણીયા, વૈશ્ય અને શુદ્રો જૈનમતનો ત્યાગ કરી વલ્લભાચાર્યના મતથી મોહિત થઇ ભાવિકપણે કંઠી બધાવતા બ્રાહ્મણો ધર્મ સબધી આગ્રહવાળા હોવાથી માત્ર તેમણેજ પોતાનો પ્રાચીન શૈવ માર્ગ છોડયો નહિ બીજી જાતના લોકો તો વલ્લભ મતમા ભળ્યા ધર્મથી ચલિત થયેલા પણ આ મતમા ભળ્યા

શ્રી વલ્લભાચાર્યે પુષ્ટિભક્તિ માર્ગ સ્થાપ્યો તેમા જો કે વિષયને ઉત્તેજન મળે તેવુ હતુ છતા પોતે મહા જ્ઞાની નિર્લેપ અને જીતેદ્રિય હતા પોતે કોઇ પણ જાતના વિષય ભોગની ઇચ્છા રાખતા નહોતા તેમનો મહાન પ્રયત્ન છતા તે વખતે તેમના માત્ર ૮૪ શિષ્યો થયા હતા, જે ચોરાસી વૈશ્નવ નામે પ્રસિદ્ધ છે રાજા કૃષ્ણદેવે વલ્લભાચાર્યને ઘણો આશ્રય આપ્યો હતો

આચાર્યજીએ તીર્થયાત્રા કરી તે વખતે નીચે પ્રમાણે ચમત્કારો બન્યા હતા એમ કહેવાય છે

મથુરામા—વિશ્રામ ઘાટ ઉપર મસાણ હતુ ત્યા પોતાના કમડળમાથી જળ છટાની ભાગવતનુ પારાયણ કર્યું જેથી ત્યા હાલ વસ્તી થઇ ત્યા બેઠક છે ખ્હોળા વનમા મુસલમાન અમલદારની એક ગાયની મુર્તિને ઘાસચારો ખવરાવી ચમત્કાર કર્યો હતો ત્યા પણ બેઠક છે તેમને શ્રીકુડમા ઉદ્ધવજીનો મેળાપ થયો હતો એમ કહેવાય છે ત્યા ગાદી છે

આન્યોરમાં શ્રીનાથજી પ્રકટ થયા ત્યા મંદિર છે દ્વારકામા આચાર્ય પારાયણ કરતા હતા ત્યા વરસાદ થયો પણ આચાર્યજી ઉપર એક છાંટો પણ ન પડયો. ગોકુળમા ત્રણ બેઠકો છે કામવનમા સુરભી કુંડ ઉપર એક બ્રાહ્મણ પીશાચ થયો હતો તેની મુકિત કરી હતી કોકીલવનમા શ્રીવલ્લભાચાર્યે વચનામૃત લખ્યુ હતુ અને ૫ શેર દુધની ખીરથી હજાર મનુષ્યોને જમાડયા હતા નંદગામમા ઉદ્ધવજી સાથે પોતે ૭ માસ રહ્યા હતા સુંદર શીલામા ગોવર્દ્ધન પુજા કરી અન્નકોટનો ઉત્સવ કર્યો દામોદરદાસના ખોળામાં મસ્તક મુકી સુતા હતા ત્યા શ્રીનાથજી મળવા આવ્યા હતા તેમની ઘણી બેઠકો છે

આચાર્યજીએ લગ્ન કર્યા પછી અગ્નિહોત્ર લીધુ હતુ તેમના પત્નીનું નામ લક્ષ્મી હતુ તેમને ગોપીનાથ અને વિઠ્ઠલનાથ એ બે પુત્રો થયા

સંવત ૧૫૭૬ મા ગોવર્દ્ધન પર્વત ઉપર જે શ્રીનાથજીની મુર્તિ હતી તે મુર્તિને મેવાડમા લાવી પ્રતિષ્ટા કરી અને પછી કાશીમા આવ્યા હતા

તેમણે સંવત ૧૫૮૭ મા અશાડ સુદ ૩ ને રોજ સન્યાસ લીધો હતો પછી કાશીમા હનુમાન ઘાટપર પર વર્ષની ઉમ્મરે સ્વર્ગે સીધાવ્યા હતા પોતે ગંગામા પ્રવેશ કર્યો અને પાણીમા નીચા નમતા અદૃશ્ય થઇ ગયા

શ્રી વલ્લભાચાર્યે વ્યાસ સૂત્ર ભાષ્ય, જૈમીની સુત્રભાષ્ય, તત્ત્વ દીપ નિબંધ, પુષ્ટિપ્રવાહ મર્યાદા, સિદ્ધાંત રહસ્ય અને નવરત્ન વગેરે ગ્રંથો લખ્યા છે

આ મત ઘણે ભાગે ગુજરાતમા વધુ છે આ સંપ્રદાયના મુળ પુરૂષ વિષ્ણુ સ્વામીને જે ઇષ્ટ સન્યાસ છે તેને તેઓ માનતા નથી ગુરૂ શિષ્યને અષ્ટાક્ષર મંત્ર ( **ॐ नमो भगवते वासुदेवाय** અથવા **श्रीकृष्ण: शरणं मम** ) નો ઉપદેશ આપી કંઠી બાંધે છે તેને બ્રહ્મ સંબંધ બાંધ્યો કહે છે. છોકરાંને ૧૧—૧૨ વર્ષે લગ્ન વખતે મહારાજના હાથે બ્રહ્મ સંબંધ અથવા ઉપદેશ અપાવે છે

વૈષ્ણવ મંદીરોમા મંગલા, શૃંગાર, ગ્વાલ, રાજભોગ, ઉત્થાપન, ભોગ સંધ્યા, શયન એ પ્રમાણે વેળા વેળાના દર્શન થાય છે વૈષ્ણવો વિષ્ણુને બ્રહ્મરૂપે માને છે વિષ્ણુના અવતારોમા મુખ્ય શ્રીકૃષ્ણાવતારને જ પરબ્રહ્મરૂપે માને છે અને તેમને જ પુરૂષોત્તમ જ કહે છે તેઓ શ્રીકૃષ્ણની બાળલીલાનું અનુકરણ મોટી ઉમ્મરે પણ કરવામા પરમધર્મ માને છે. તેઓ પ્રેમ લક્ષણા ભક્તિને મોક્ષરૂપ માને છે

## શ્રી વીઠ્ઠલનાથજી

શ્રી વલ્લભાચાર્ય પછી તેમના પુત્ર ગોપીનાથ, અને વિઠ્ઠલનાથ વચ્ચે ગાદી માટે તકરાર થઇ હતી અને તે કામમા દિલ્હીના બાદશાહ પાસે તેમને ઘણા દિવસ રહેવુ પડ્યુ હતું એવામા ગોપીનાથ મરણ પામવાથી વિઠ્ઠલનાથને ગાદી મળી. વિઠ્ઠલનાથ બુદ્ધિવાન, વિદ્વાન અને ચપળ હતા, તેઓ પોતાનો સપ્રદાય કેમ વધે તે ઉપર વધુ લક્ષ આપતા. જેમ પિતા પુત્રને લાડ લડાવે છે, અને યુવાવસ્થાવાળા સ્ત્રી પુરૂષો જેમ અનેક પ્રકારના વસ્ત્રાલકારાદિના વિષય ભોગ ભોગવે છે, તેમ બાળકૃષ્ણ અને રાધાકૃષ્ણની મૂર્તિને લાડ લડાવી, આચાર્યજીમા મહા પ્રભુજીની ભાવના રખાવી તેમણે પ્રેમ ભક્તિને વધુ ઉત્તેજન આપ્યુ તેથી તેમના પ્રથમ ૨૫૨ શિષ્યો થયા તે બસોબાવન વૈષ્ણવો કહેવાય છે

વિઠ્ઠલનાથજીએ પછી અનેક પ્રકારના મનોરજક વ્રતો, ઉત્સવો વિગેરેનુ પાલન કરવાના નિયમો ઠરાવ્યા અને આ અરસામા બાળકૃષ્ણ અને રાધાકૃષ્ણના વિષયી મનુષ્યોને પ્રિય લાગે તેવા પ્રેમ ભક્તિના વ્રજ ભાષામાં ભજનો લખાવવાનુ ઉત્તેજન આપ્યુ, જેથી વલ્લભાચાર્યજીનો સપ્રદાય વધ્યો. તેમણે હિદુસ્થાનમા ઘણા ભાગમ—કાશી, મથુરા, કચ્છ, દ્વારકા, મારવાડ, મેવાડ, પઢપુ વિગેરે સ્થળે યાત્રા કરી વલ્લભ સપ્રદાય ચલાવ્યો આ પછી હજારો મનુષ્યો વલ્લભાચાર્યને અવતારી પુરૂષ માનવા લાગ્યા અને તે પછી ઘણે ભાગે વાણીયા ભાટીયા, પાટીદાર, સુનાર, લવાર વિગેરે ઘણા લોકો આ સપ્રદાયમા ભળ્યા

વિઠ્ઠલનાથજીએ જુના ગ્રથોની ટીકા કરી અને કેટલાક નવા ગ્રથો લખ્યા તેમણે સવત ૧૬૪૭ મા મહા વદ ૭ ને દિવસે ૭૦ વર્ષની ઉમરે સ્વર્ગવાસ કર્યો

વિઠ્ઠલનાથજીને રૂક્ષ્મિણી અને પદ્માવતી એમ બે સ્ત્રીઓ હતી તેમને સાત પુત્રો હતા ગીરિધર, ગોવિદરાય, બાળકૃષ્ણ, ગોકુળનાથ, ઘનસ્યામ, રઘુનાથ અને યદુનાથ એમ સાત પુત્રો હતા તેમણે જુદે જુદે સ્થળે સાત ગાદીઓ સ્થાપી પોતપોતાના સેવકો કર્યા તેમા કોઇ ગાદીવાળા બાળકૃષ્ણની ભક્તિ કરવા લાગ્યા અને કોઇ ગાદીવાળા રાધાકૃષ્ણની ભક્તિ કરવા લાગ્યા. એ રીતે કૃષ્ણના જુદા જુદા સ્વરૂપની કલ્પના કરી તેની મુખ્ય ભક્તિ પ્રસરાવી અને સસારના વિષય સુખ ભોગવવા લાગ્યા વિઠ્ઠલનાથજીને વળી શોભા, કમળા, યમુના અને દેવકી એમ ચાર પુત્રીઓ હતી.

---



# પ્રકરણ ૪૨ મું.

## ગૌરાંગ પ્રભુ-ચૈતન્ય દેવ

બીજે દિવસે સ્વામીજીએ વર્તમાન જમાનામાં થઇ ગયેલા વૈષ્ણવ પંથનો બંગાળામાં પ્રચાર કરનાર ચૈતન્ય દેવના જીવનચરિત્રની કથા શરૂ કરી.

ગૌરાંગ પ્રભુનો જન્મ શકે ૧૪૦૭ અથવા ઇ સ. ૧૪૮૫ના ફાગણ મહીનામાં બંગાળા પ્રાંતના નવદ્વીપમાં થયો હતો. તેમના પિતાનું નામ જગન્નાથ મિશ્ર અને માતાનું નામ શચી હતું તેઓ વૈદિક શ્રેણીના બ્રાહ્મણ હતા. તેમની પુરંધર એવી અટક હતી. પ્રથમ જગન્નાથ મિશ્ર બંગાળામાં શ્રીહટ્ટ ગામે રહેતા હતા, ત્યાંથી પછી નવદ્વીપમાં આવી રહ્યા હતા જગન્નાથ મિશ્રનું લગ્ન ત્યાંજ નીલાંબર ચક્રવર્તીની કન્યા શચી સાથે થયું હતું. શચી દેવીથી ચૈતન્યદેવનો જન્મ થયો હતો શચી દેવી પરમ ભક્તિમતી અને પતિપરાયણ સ્ત્રી હતા. જગન્નાથ મિશ્ર શાંત પ્રકૃતિના અને ધાર્મિક હતા. દેવ સેવા, જપ સંયમ અને ભાગવતનો પાઠ કરવામાં તે ઘણો વખત ગાળતા શચીદેવીને પ્રથમ એક પછી એક આઠ કન્યાઓ થઇ હતી, તે બધી નાનપણમાં જ મરી ગઇ હતી, પછી એક પુત્ર જન્મ્યો તેનું નામ વિશ્વરૂપ પાડ્યું તેણે સારો વિદ્યાભ્યાસ કર્યો તે જુવાનીમાં આવ્યો ત્યારે શચીદેવીને ચંદ્રગ્રહણ વખતે બીજો પુત્ર અવતર્યો તેમનું નામ નિમાઇ પાડ્યું હતું તે જ પાછળથી ચૈતન્યદેવ કે ગૌરાંગપ્રભુ ગણાયા

આ વખતે શાંતિપુરમાં અદ્વૈતાચાર્ય રહેતા હતા તેમને તેમના શિષ્યો ઇશ્વરનો અવતાર માનતા હતા. ચૈતન્યનો જન્મ થતાં અદ્વૈતાચાર્ય અને બીજા વૈષ્ણવોએ દેશી રૂઢી પ્રમાણે સિંદુર અને હળધર સુવાવડના ઓરડામાં મોકલી આપ્યાં. અને અદ્વૈતાચાર્યનાં પત્ની સીતાદેવીએ બાળકનું નામ નિમાઇ પાડ્યું. ચૈતન્યનું શરીર નાનપણમાં ગૌરવર્ણનું હતું તેથી લોકો તેમને ગૌરાંગ પણ કહેતા હતા તે નાનપણથી જ બુદ્ધિશાળી, ચંચળ અને ઉદ્ધત હતા બાળપણમાં આડોશીપાડોશીના ઘેર જઇ તોફાન કરતા, કોઇનાં

છોકરાંને રડાવતા, સૂતેલા બાળકને જગાડતા અને પાડોશીને ઘેરથી કોઇવાર કોંઇ ખાવાની વસ્તુ લઇ આવતા

નિમાઈ નદીએ ન્હાવા જતા ત્યા પણ લોકોને કંટાળો આપતા, લોકોના ઉપર પાણી છાંટતા, સધ્યા કરતા બ્રાહ્મણોને પાણી છાંટતા, ન્હાયેલા લોકોના કપડા સતાડતા, કોઇવાર ડુબકી મારી ન્હાતા મનુષ્યોના પગ ખેચતા, આથી શચીદેવી પાસે રોજ લોકોનો ઠપકો આવતો પણ શચીદેવી સર્વને શાતિથી જવાબ આપી સંતોષ પમાડતા નિમાઇને ઉમ્મરે આવતા વાસુદેવ સાર્વભૌમ પાસે વિદ્યાભ્યાસ કરવા રાખ્યા ત્યા તેમણે થોડા દિવસમા અનેક શાસ્ત્રમા નિપુણતા મેળવી.

નિમાઇના ભાઇ વિશ્વરૂપે પણ અનેક શાસ્ત્રોમા પ્રવીણતા મેળવી હતી. હવે જગન્નાથમિશ્રે વિશ્વરૂપના વિવાહની ગોઠવણ કરવા માડી, પણ વિશ્વરૂપના મનમા તો નાનપણથીજ સસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો, જેથી તે તો વિવાહની વાત સાભળીને જ રાતોરાત ઘર છોડીને નાસી ગયા અને સન્યાસી થયા પુત્ર વિયોગથી માબાપને ઘણુ દુખ થયુ પણ નિમાઇને લીધે કાઇક દુખ વિસરાવા લાગ્યુ વિશ્વરૂપે સન્યાસ લીધા પછી નિમાઇ કાઇક શાત થયા નિમાઇને શક ૧૪૧, મા જનોઇ દીધુ. આ વખતે નિમાઇ વિદ્યાભ્યાસ કરતા હતા, તેમની સ્મરણશકિત તીવ્ર હતી જે એકવાર વાચતા કે સાભળતા તે તેમને યાદ રહી જતુ

નિમાઇ બાર વર્ષના થયા ત્યારે તેમના પિતા મરણ પામ્યા બાપના વિયોગથી ચૈતન્યને ઘણુ દુખ થયુ પણ આ વખતથી તેમણે ઉછાછળાપણુ છોડી દઇ વિદ્યાભ્યાસમા વધુ ધ્યાન આપ્યુ નિમાઇ મુળથી ગૌરવર્ણના અને ખુબસુરત હતા તેમના મુખની કાતિ મનોહર અને નયન તેજસ્વી હતા જુવાનીમા તેમનુ સૌદર્ય વધુ ખીલી નીકળ્યુ હવે તેમની સારવાર શચીદેવીજ કરતા શચીદેવીને પતિ મરી ગયા પછી ત્રણેક વર્ષ નિમાઇનુ લગ્ન કરવાની ચિંતા થઈ પણ વખતે વિવાહની વાત સાભળી મોટા પુત્ર વિશ્વરૂપની માફક ચૈતન્યદેવ સન્યાસી થઇ જાય એવો ભય રહ્યા કરતો પછી તેમણે ચૈતન્યને પછી તેમની સમ્મતિ મેળવી નવદ્વીપના વલ્લભાચાર્યની કન્યા લક્ષ્મીદેવી સાથે તેમનુ લગ્ન કર્યું લગ્ન થયા પછી નિમાઈએ વિદ્યાર્થીઓને ભણાવવાનુ કામ શરૂ કર્યું આ અરસામા એક પડિત તેમની ખ્યાતિ સાભળી તેમની સાથે શાસ્ત્રાર્થ કરવા આવ્યો તેને તેમણે ગગાજીના સ્તવનનુ કાવ્ય કરવા કહ્યુ તે પડિતે તરત જ કાવ્ય બનાવ્યુ પણ તેમા નિમાઇએ ઘણા દોષ બતાવ્યા એટલે તે પડિતે પોતાનો પરાજય કબુલ કર્યો.

નિમાઈ વિદ્વતામાં નિપૂણ હોવા છતાં નિરભિમાન હતા. નિમાઈએ ન્યાય સંબંધી ગૌતમ ઋષિના પુસ્તક ઉપર ટીકા લખી હતી. એક વખતે નૌકામાં બેસી નિમાઇ ગંગા નદીને સામે પાર જતા હતા, તેમાં એક બ્રાહ્મણ પણ હતો, તેણે નિમાઇના હાથમાં પુસ્તક જોઈ પુછ્યું કે આ શાનું પુસ્તક છે તો તેમણે કહ્યું કે મે ન્યાયશાસ્ત્રી ઉપર ટીકા લખી છે તે છે ત્યારે પેલા બ્રાહ્મણે કહ્યું કેઃ મે પણ ટીકા લખી છે પણ આપની ટીકાનું નામ સાંભળી મારી ટીકાનો કોણ ભાવ પૂછનાર છે ? તે સાંભળી નિમાઇએ પોતાની લખેલી ટીકા નદીમાં ફેંકી દીધી.

નવદ્વીપ પહેલા બંગાળાની રાજધાની હતી નવદ્વીપમાં સંસ્કૃત ભાષાના ઘણા પંડિતો હતા. પહેલા ઉડીસાથી લાહોર સુધીના અને નેપાળથી રામેશ્વર સુધીના વિદ્યાર્થીઓ સંસ્કૃતનો અભ્યાસ કરવા નવદ્વીપમાં આવતા ત્યાં થઈ ગયેલા મહાન પંડિતો રઘુનંદન અને રઘુનાથ વાસુદેવ સાર્વભૌમના શિષ્ય હતા તથા ચૈતન્ય સ્વામીના ગુરૂબંધુ હતા. નિમાઇ એકવખત પોતાના શિષ્યો સાથે રાજમાર્ગ ઉપર જતા હતા, તે વખતે મુકુન્દદત્ત પણ હરિકીર્તન કરતા ગંગાસ્નાન કરવા જતા હતા, પણ નિમાઇ વૈષ્ણવ ન હોવાથી તેમની સાથે વાર્તાલાપ ન કરાય તો ઠીક એમ માની મુકુન્દદત્ત બીજે રસ્તેથી ગયા. એ જાણી નિમાઈ બોલ્યો કે હું પણ હવે વૈષ્ણવ થઇશ કે લોકો મને જોઇ બીજે રસ્તે જાય છે તે ન જાય. નિમાઇને ભાગવત ઉપર પ્રેમ હતો અને તે વાચ્યા પછી તેમને વૈષ્ણવમત ઉપર આસ્થા ઉત્પન્ન થઈ એટલે તે વૈષ્ણવ ધર્મ પાળવા લાગ્યા.

એક વખતે ઈશ્વરપુરી નામના એક વૈષ્ણવ ભગવદ્ભક્તનું નવદ્વીપમાં આવવું થયું તે શ્રીવાસને ત્યાં ઉતર્યાં ત્યાં તે ઉંચે સ્વરે હરિકીર્તન કરતા અને લોકો સાથે ધર્મ સંબંધી વાતો કરતા. ત્યાં નિમાઇ જતા આવતા હોવાથી તેમની ઇશ્વરપુરી સાથે પ્રીતિ થઇ. ઈશ્વરપુરી સંન્યાસી હતા અને માધવેન્દ્રપુરીના શિષ્ય હતા. નિમાઇએ તે પછી ૧૯ વર્ષની ઉમ્મરે શ્રીહટ્ટ, ચટ્ગામ વિગેરે ગામો જોઈ પદ્મા નદીને કિનારે યાત્રાર્થે આવ્યા ત્યાં થોડા દિવસ રહ્યા એ વખતે તેમના પત્ની લક્ષ્મીદેવીનું સાપ કરડવાથી મૃત્યુ થયું. પછી નિમાઇ ઘેર આવ્યા એટલે માતાને ઘણા ચિંતાતુર થયેલા જોયા. લક્ષ્મીદેવીના વિયોગથી નિમાઇ પણ શોકથી વ્યાકુળ થયા. પછીથી નિમાઇએ માતાને શાંત પાડી કહ્યું કે કોણ કોનો પતિ છે અને કોણ કોનો પુત્ર છે ! એ બધો મોહ રાખવો મિથ્યા છે. આમ કહી માતાને શાંત પાડયા.

શચીદેવીએ ચૈતન્યનુ સનાતનમિશ્રની કન્યા વિષ્ણુપ્રિયા સાથે બીજીવાર લગ્ન કરાવ્યુ. લગ્ન પછી બીજે વર્ષે નિમાઇ પિતૃશ્રાદ્ધ કરવા ગયાજી ગયા. ત્યા વિષ્ણુપદ મદિરમા બ્રાહ્મણોની પૂજા, કીર્તન વિગેરે જોઇ નિમાઇને આનદ થયો તેમન ત્યા ઈશ્વરપુરી સાથે ફ ા મેળાપ થયો તેથી નિમાઇના હૃદયમા ભક્તિનો પ્રવાહ ઉછળ્યો અને તે પછી તેમણે તેમની પાસે દશાક્ષર મંત્ર લીધો. ત્યારથી તેમનુ જીવન બદલાયુ અને ભક્તિના બી તે વખતથી તેમના હૃદયમા અકુરિત થયા તે પછી નિમાઇ નવ દ્વીપમાં આવ્યા

ઘેર આવ્યા પછી નિમાઇએ, પોતાના જ્ઞાનના અભિમાનનો ત્યાગ કરી પ્રેમ ભક્તિમા લીન બન્યા એક વખતે શુકલાબર નામના વૈષ્ણવને ઘેર ચૈતન્યદેવ હરિકીર્તન કરવા ગયા ત્યા ભજનની એવી ધુન જમાવી કે એક ખીટીને વળગી ' કયા છે મારો દયાળુ હરિ, કયા છે મારો દયાળુ હરિ ' એમ ગાતા અદ્ધર ટગાયા, ખીટી ભાગતા તે મૂર્છાવશ થઇ પડયા મૂર્છા વળતા પણ તેજ ભજનની ધુન લગાવા મડયા આ પછી તેમને હરિ નામની લ્હે લાગી, અને તેથી તે વ્યવહારના કામ તોડી વૈષ્ણવોની ભજન મડળીમા જોડાયા આ વખતે તેમને અવધુત નિત્યાનદ સાથે મેળાપ થયો અને નિત્યાનદ પણ તેમની સાથે હરિકીર્તન કરવ મા જોડાયા.

આ વખત નવદ્વીપમા શક્ત ઉપાસના ઘણી પ્રબળ હતી શક્તિ ઉપાસનામા જગન્નાથ અને માધવ બે જણા ઘોર શાકતા હતા અને તે સગા ભાઇ હતા નાનપણથી જ તેમને મદ્યપાનની ટેવ હતી તેમના અત્યાચારથી લોકો ત્રાસ પામતા વૈષ્ણવો વિરૂદ્ધ તેમ હરિકીર્તન વિરૂદ્ધ તેઓ ગમે તે કાર્ય કરતા તેમના પાપકર્મ જાણી નિત્યાનદને ઘણુ દુખ થયુ, અને તેમને સારે રસ્તે ચઢાવાનુ મન થયુ એક વખતે નિત્યાનદ બીજા શિષ્યો સાથે હરિકીર્તન કરતા બજારમથી જતા હતા, એવામા જગન્નાથ અને માધવ પોતાના બીજા મિત્રો સાથે નિત્યાનદ ઉપર મારવા તૂટી પડયા અને તેમને ઘણુ માર્યા છતા નિત્યાનદે તેમના ઉપર ક્રોધ ન કરા પ્રેમથી કહ્યુ કે ' ઓ ભાઇ, જગન્નાથ અને માધવ, તમે એકવાર હરિ હરિ તો બોલો' આમ કહી તે માધવને ભેટવા તૈયાર થયા, પણ માધવ તો તમને મારવા તૈયાર થયો, તેને જગન્નાથે પાછો ખેચી લીધો આ વાત નિમાઇના જાણ-વામા આવતાં તે ત્યા આવ્યા અને પ્રેમવી નિત્યાનદનો પ્રેમમય સ્વભાવ જોઇ જગન્નાથ અને માધવના મન ઉપર ઉડી અસર થઇ અને તે ચૈતન્યના ચરણમાં ઢળી પડી પગે લાગી મફી માગવા મડયા આ પછી એ બન્ને ભાઇઓએ પોતાના કુકર્મો છોડી દીધા અને તેઓ વૈષ્ણવ થયા.

નિમાઇએ વૈષ્ણવ ધર્મ સ્વીકાર્યા પછી પંડિતો તેમની સાથે વાર્તા કરતા નહિ. શાક્ત લોકો પણ તેમની વિરૂદ્ધ પડયા. શાક્ત લોકોને સમજાવી ભક્તિમાર્ગે વાળવાનો નિમાઇએ વિચાર કર્યો, પણ તે તો તેમની સાથે વાત જ કરતા નહિ તેથી તેમણે બીજો ઉપાય શોધ્યો, સન્યાસી થવાથી, શાક્ત, વૈષ્ણવ, શૈવ બધા તેની સાથે ભક્તિભાવથી વર્તે છે, એમ માની તેમણે સંન્યાસી થવાનો વિચાર કર્યો પણ માતાને કહ્યા વગર ચાલ્યા જવાથી માતા ઝુરી ઝુરીને મરી જશે એમ ધારી માતાની આજ્ઞા લેવાનો વિચાર કર્યો. તેમણે સન્યાસી થવાની વાત પોતાના માજીને જણાવી તે જાણી શચીદેવી તા દુઃખથી અધમુઆ જેવા થઇ ગયા પણ નિમાઇએ તેમને ઘણુ સમજાવી સન્યાસી થવાની આજ્ઞા મેળવી પછી પોતાની પત્ની વિષ્ણુપ્રિયા પાસે ગયા અને સન્યાસી થવાની વાત કરી, તેથી વિષ્ણુપ્રિયાને પણ ઘણુ દુઃખ થયુ પણ ચૈતન્યે તેમને કહ્યુ કે શ્રીકૃષ્ણ બધાના પતિ છે માટે તું તેને વરીને યોગાભ્યાસ કર કે તારે કદી વિયોગનુ દુઃખ સહન કરવુ નહિ પડે! આ પ્રકારે અર્થ કરી તે સમજાવી તેમણે પત્નીની પણ સંમત્તિ મેળવી.

માતા તથા પત્નીની સન્યાસી થવાની સમત્તિ મળતે શકે ૧૪૩૧ અથવા સને ૧૫૦૯ ની ઉત્તરાયણને આગલે દિવસે નિમાઇએ ઘરબાર, સગા વ્હાલાનો ત્યાગ કર્યો, શચીદેવી શોકથી ગાંડા જેવાં થઈ રડવા લાગ્યા. વિષ્ણુપ્રિયાને શોકથી મુર્છા આવી ગઇ અને આનદમય સ્થાન સ્મશાન જેવુ બની ગયુ બીજે દિવસે નિમાઇના ચાલ્યા જવાની વાત જાણી લોકો દુઃખી થયા તેમના શિષ્યો તેમની શોધમા જવા તૈયાર થયા તે પછી નિત્યાનદ, મુકુન્દ, ચદ્રશેખર વિગેરે શિષ્યો ગુરૂની શોધે નીકળ્યા

નિમાઇ ઘર છોડીને કોટાયા ગામ તરફ ગયા ત્યા તે વખતે કેશવભારતી નામનો સન્યાસી રહેતો હતો નિમાઇએ મકર સક્રાન્તિને દિવસે પચીસ વર્ષની ઉમ્મરે તેમની પાસેથી સન્યાસની દીક્ષા લીધી, સંન્યાસ લીધા પછી તેમનુ નામ ' શ્રી કૃષ્ણ ચૈતન્ય ' પાડયુ અને આ પછી તે ચૈતન્ય દેવના નામે ઓળખાયા સન્યાસી બન્યા પછી પોતે હરિકિર્ત્તન કરતા શાંતિપુર ગયા ત્યા જઇ નવદ્વીપ, અથવા નદીયામાથી પોતાના માજીને બોલાવ્યા. શચીદેવી પુત્રને ૨૫ વર્ષની ભર યુવાનવયે સન્યાસી વેશમા જોઈ અત્યત રડવા લાગ્યા. તેમણે તેમને કહ્યુ 'બેટા, વિશ્વરૂપની માફક તું નઠોર ન બનીશ, સંન્યાસી થઇ મને ભુલીશ નહિ, કોઇ કોઇ વખતે મળી જજે જેથી હું જીવતી રહીશ. આ સાભળી ચૈતન્યદેવે કહ્યું—'મા હું આ જીદગીમા તમારા ઋણુમાંથી મુક્ત થઈ શકુ તેમ નથી. આપે

મારા જે શરીરનુ પોષણુ કર્યું છે તે દેહ આપનો જ છે તમે જે દિવસે આજ્ઞા કરશો તે દિવસે હુ આવી હાજર થઇશ અને આપની આજ્ઞા પાળીશ સન્યાસી થવાથી હવે મારૂ મન સસારના પદાર્થો ઉપરથી ઉડી ગયુ છે, પણુ આપને હુ કદી ભૂલીશ નહિ' આ પ્રમાણે વાતચિત કરી તેમણે માજીને સતોષ આપ્યો

આ પછી ચૈતન્યદેવ કેટલાક દિવસ સુધી શાતિપુરમા રહી બધા સબધીને, સ્નેહીઓને અને શિષ્યોને શાન્ત કરી ત્યાથી જગન્નાથપુરી તરફ વિદાય થયા ત્યા મદિરમા જગન્નાથજીના દર્શન કરી તેમના હૃદયનો પ્રેમ પ્રવાહ ઉભરાઈ ગયો પ્રેમાવેશમા આવી જઇ તે જેવા જગન્નાથની મુર્તિને આલિગન આપના જતા હતા એવામા તેમને મુર્છા આવી અને એ જમીન ઉપર પડી ગયા આ વખતે સાર્વભૌમ ભટ્ટાચાર્ય ત્યા ઉભેલા હતા તે ચૈતન્યદેવની આવી અવસ્થા જોઇ તેમને પોતાને ત્યા લઇ ગયા. ત્યા નિત્યાનદ વિગેરે શિષ્યોએ ઉચે સ્વરે હરિકીર્ત્તન ગાયુ, ત્યારે ત્રીજા પહોરે ચૈતન્યદેવની મુર્છા વળી. સાર્વભોમે જાણ્યુ કે આ તો નદીયાના જગન્નાથમિશ્રનો પુત્ર છે ત્યારે તેમને ઘણો આનદ થયો કેમકે સાર્વભોમ પણુ નદીયાના જ રહેવાસી હતા ચૈતન્યદેવની સાથે સર્વભોમે ઇશ્વર સબધી અનેક વાતો કરી ચૈતન્યદેવે તેમને કહ્યુ કે ઈશ્વરને જાણુવા માટે તેમના ઉપર આપણે વિશ્વાસ રાખવો જોઇએ ભક્તિયોગ દ્વારા આપણે તેમની સાથેનો સબધ સમજી શકીએ છીએ માટે ભગવાનની નિષ્કામ ભકિત કરવી જોઇએ

એક દિવસે ચૈતન્યદેવે સાર્વભોમને કહ્યુ કે કલિયુગમા હરિનુ નામ ગાવુ એજ શ્રેષ્ટ સાધન છે તૃણાની માફક નીચા, તરૂની માફક સહનશીલ, અભિમાનશૂન્ય થઇ સદા હરિનામનુ કીર્ત્તન કરવુ, એ જ કર્ત્તવ્ય છે આ પછી સાર્વભોમ ચૈતન્યદેવના અનુયાયી થયા એ સાભળી કાશીમિશ્ર વિગેરે આગેવાન પડિતો પણુ ચૈતન્યદેવને શરણે આવ્યા

ચૈતન્યદેવ ફાગણુ મહિનામા જગન્નાથજીના દોલ દર્શન કરી વૈશાખ માસમા તીર્થયાત્રા કરવા દક્ષિણુમા નીકળ્યા ત્યા ગોદાવરીના કિનારે જીયડ નૃસિહના મદિરમા આવી યાત્રા કરી આ સ્થાનનુ નામ વિદ્યાનગર અથવા રાજમહેન્દ્રી હતું ત્યાં ગોદાવરી પ્રદેશના રાજા વૈશ્નવ રામાનદરાય સાથે તેમને મેળાપ થયો રાજાને ચૈતન્યદેવના મેળાપથી ઘણો આનદ થયો. પછી ચૈતન્યે દક્ષિણુમા ઘણા સ્થાનોની યાત્રા કરી અનેક મનુષ્યોને વૈશ્નવ પથમા વાળ્યા પછી પોતે શ્રીરગ ક્ષેત્રમા આવ્યા ત્યાથી સેતુબધ રામેશ્વર ગયા, ત્યા યાત્રા કરી પાછા દ્વારકા ગયા ત્યાથી દડકારણ્યમા થઈ પાછા નીલાચલમાં

આવ્યા ત્યા થોડા દિવસ રહી પાછા બંગાળા ગયા ત્યા કાચડા પાડામા શિવાનંદને મળી સાર્વભૌમના ભાઇ વાચસ્પતિને ત્યા ગયા ત્યા તેમના દર્શને ઘણા લોક આવવા લાગ્યા ત્યા ઘણી ભીડ થવા લાગી જેથી રાતો-રાત ત્યાથી નીકળી પોતે કુલિયા ગામે ગયા ત્યા થોડા દિવસ રહી પોતે બંગાળાની જુની રાજધાની રામકેલી અથવા ગૌડનગર ગયા રામકેલીમા રૂપ અને સનાતન નામના બે ભાઇ ચૈતન્યદેવની પાસે આવી તેમના શિષ્ય થયા

ચૈતન્યદેવ ત્યા થોડા દિવસ રહી પછી શાતિપુર ગયા ત્યા થોડા દિવસ રહી પછી પોતાની માજીને મળી પાછા શ્રીક્ષેત્રમા ગયા ત્યા વર્ષાઋતુના ચાર માસ રહી પોતે વૃંદાવન ગયા, ત્યાથી યાત્રા કરવા કાશી ગયા ત્યાના પંડિતો અને સન્યાસીઓ તેમની સાથે વાદ કરવા આવ્યા તેમા એક પ્રકાશાનંદ સ્વામી હતા તેમણે ચૈતન્યદેવને કહ્યુ કે તમે સન્યાસીના ધર્મનો ત્યાગ કરી ગાડા માણસ પેઠે કેમ જીવન ગાળો છો? ત્યારે ચૈતન્ય-દેવે કહ્યુ કે "મારા ગુરુએ મને મૂર્ખ ગણીને ઉપદેશ આપ્યો છે કે તું વેદાતનો અધિકારી નથી કલિયુગમા તો હરિ નામનો જપ કરવામાજ સાર છે માટે તારે માત્ર કૃષ્ણનુ નામ જપ્યા કરવુ, અને કૃષ્ણ ભક્તિ કરવી એટલે હું તેમની આજ્ઞાનુ પાલન કરૂં છુ" આ પ્રકારે વાદવિવાદમા પ્રકા-શાનંદનો પરાજય થયો અને તે પછી ઘણા મનુષ્યો ચૈતન્યદેવ સાથે મસ્ત ચિત્તે હરિનામ ગાવા લાગ્યા તે પછી ચૈતન્ય દેવ પાછા નીલાચલ આવ્યા.

આ પછી ચૈતન્ય દેવમા પ્રેમભક્તિ ઘણી ઉભરાવા લાગી ચૈતન્ય-દેવના સન્યાસી થયા પછી તેમના પત્ની વિષ્ણુ પ્રિયાએ પણ સન્યાસિની વ્રત ધારણ કરી સાસુની સેવા કરવામા તથા તેમના દુખી જીવનને આશ્વા-સન આપવામા પોતાનુ જીવન ગાળ્યુ ચૈતન્ય દેવે બંગાળામા ઈશ્વરભક્તિ અને ઇશ્વરનિષ્ઠા વધારી પોતે સર્વને પોતાના ધર્મમા લાવતા શમનગામી ગામમા કેટલાક મુસલમાનોને પણ પોતાના શિષ્ય કર્યા હતા. ચૈતન્યદેવે હરિકીર્તન કરવાની રીત ચલાવ્યા પછી એક દિવસે નવદ્વીપમા વૈષ્ણવો ઢોલ અને કરતાલ વગાડી ગાતા ગાતા શહેરમા જતા હતા તેમને કાજીના હુકમથી તેના નોકરોએ માર મારી ઢોલ ભાગી નાખી ઝાંઝો લઇ લીધી અને અપમાન કરી છોડયા આ વાતની ચૈતન્યને ખબર પડી. ચૈતન્ય દેવ ઇશ્વર પ્રેમિક હતા અને પ્રભુ ઉપર દૃઢ શ્રદ્ધાવાળા હોવાથી સદા નિર્ભય રહેતા. તેમણે પોતાના શિષ્યોને ફરી ઢોલ વગાડી કીર્તન કરતા કરતા બજારમા જવાની આજ્ઞા કરી ગુરુની આજ્ઞા પ્રમાણે શિષ્યો કીર્તન કરતા કરતા કાજી સાહેબના ઘર તરફ ગયા. મુસલમાની રાજ્ય વખતે કાજીની

સત્તા કલેક્ટર જેટલી હતી. છતા વૈશ્નવોને કીર્ત્તન કરતા કરતા પોતાના ઘર તરફ આવતા જોઇ કાજી નાસી ગયા વૈશ્નવો ભજન કરતા કાજીના ઘરમા ગયા. ચૈતન્યદેવે કાજીને બોલાવી તમની પાસે પ્રેમવાર્તા કરી અને તેના અતે કાજીએ કહ્યુ કે હવે હુ વૈશ્નવોના ઉપર જુલમ કરીશ નહિ. તેમના પ્રબળ તેજ આગળ કાજી પણ મોહિત થઇ ગયા

ચૈતન્યદેવે કટક આવ્યા ત્યારે એક મુસલમાન જમીનદારને પોતાનો શિષ્ય કર્યો હતો ઉડિશાના કેટલાક ભીલોને ભક્તિમાર્ગે વાળ્યા હતા. વૃદાવનમાં પાચેક પઠાણોને પોતાના શિષ્ય કર્યા હતા આ પઠાણો ઉત્તર હિંદુસ્તાનમા પઠાણ ગોસાઇ નામથી પ્રસિદ્ધ છે તેમણે જગન્નાથજીમા ૧૮ વર્ષ રહી હરિકીર્ત્તન કર્યું હતુ તે સતત ઈશ્વર ચિતન અને ભજન કર્યા કરતા પૂર્ણ નિસશય રીતે શ્રદ્ધાપૂર્વક ભજન કરવુ એ તેમના પથની દીક્ષા છે મોક્ષમાર્ગ પૂજામા નથી પણ ધ્યાનમા છે ધર્મગુરુની આજ્ઞા માનવી એવી તેમની આજ્ઞા છે

આ પથને ચૈતન્યપથ કહે છે તેમા બધી જાતના માણસો છે જે ગોસાઇઓ ચૈતન્યના પ્રથમ શિષ્ય હતા તેમના વશજોને આ પથવાળા માને છે આ પથમા કુવારા, પરણેલા, બ્રહ્મચારી અને ભીખ માગતા વેરાગીઓ પણ છે તેઓ ઠાકુર મદિરની આસપાસ પોતાના ઘરો બાધી બૈરા છોકરા સાથે રહે છે તેમનામાથી એક ઉપપથ નીકળ્યો છે તેમા કુવારા બાવાઓ અને કુવારી બાવીઓ પણ હોય છે તે ભેગા મળી વિષ્ણુ ભગવાન અને ચૈતન્યદેવના ભજન ગાય છે

ગૌરાગ પ્રભુ એક દિવસે પુનમના રોજ ચદ્રના પ્રકાશથી શોભતા સુનીલ જળ જોઇ એટલા બધા પ્રેમમત્ત થયા કે તેને યમુનામા કૃષ્ણ રાધા સાથે જાણે જળક્રીડા કરે છે એમ ધારી સમુદ્રમા કુદી પડયા પણ એક મછીમારની જાળમા પડવાથી તે ઉગરી ગયા અને તે સામે કિનારે આવ્યા તે પછી શકે ૧૪૫૫ ના આશાડ માસમા તે કયા ચાલ્યા ગયા તેનો કાંઇ પત્તો મળ્યો નહિ

ચૈતન્ય દેવના અતર્ધ્યાન થયા પહેલા કેટલાક દિવસ અગાઉ શચી દેવી મરણ પામ્યા હતા ગૌરાગ પ્રભુના અતર્ધ્યાન થયા પછી તેમના પત્ની વિષ્ણુપ્રિયાએ ગૌરાગની મૂર્તિ સ્થાપી તેમની દેવ માફક પૂજા કરી હતી. વિષ્ણુપ્રિયાના દેહત્યાગ પછી તેમના ભાઈ માધવાચાર્યને મૂર્તિની પૂજા કરવાનો અધિકાર મળ્યો હતો હાલ નવદ્વીપમાં ચૈતન્યદેવની જે મુર્ત્તિ છે તે તેમના પત્ની વિષ્ણુપ્રિયાએ સ્થાપેલી છે

ચૈતન્યદેવે ભરતખંડમા સ્થળે સ્થળે ફરી ઘણા મનુષ્યોને પાપકર્મથી મુકાવી ધાર્મિક કર્યા હતા. તે સદા દયાળુ હતા તેમણે સર્વ સુખ ભોગનો ત્યાગ કર્યો હતો તે કદી કોઇ વસ્તુની કોઇ પાસે યાચના કરતા હતા તે સામાન્ય સન્યાસીના વેશમા ફરતા હતા. આ પ્રમાણે ચૈતન્યદેવે બંગાળામા વૈશ્નવ મત ફેલાવ્યો છે

---

## પ્રકરણ ૪૩ મું.

---

### સ્વામીનારાયણ પંથ સ્થાપક
### શ્રી સહજાનંદ સ્વામી.

ગુજરાતમા સ્વામીનારાયણનો પંથ સ્થાપનાર શ્રી સહજાનંદ સ્વામીનો જન્મ સને ૧૭૮૧ ના એપ્રીલ માસની તા ૧૦ મી તારીખે અથવા સંવત ૧૮૩૭ ના ચૈત્ર સુદ ૯ ના દિવસે અયોદ્ધા પાસે છપઇયામા થયો હતો. તેમના પિતાનુ નામ ધર્મદેવ હતું અને માતાનુ નામ ભક્તિદેવી હતુ તેમનુ જન્મ નામ હરિકૃષ્ણ અથવા ઘનશ્યામ હતું અને સામવેદી સરવરીયા બ્રાહ્મણ હતા. તેમને એક મોટાભાઇ રામપ્રતાપજી હતા અને નાનાભાઇ ઇચ્છારામજી હતા

આ વખતે અયોદ્ધામા નવાબનુ રાજ્ય હતુ નવાબ નાની ઉમ્મરનો હોવાથી તેની મા રાજ કરતી હતી. હરિકૃષ્ણની ૨ા વર્ષની ઉમ્મર થતાં તેમને લઇ તેમના માબાપ અયોદ્ધામા આવી રહેવા લાગ્યા. હરિકૃષ્ણની ૧૧ વર્ષની ઉમ્મરે તેમના માબાપ મરી ગયા તે પછી પોતે બ્રહ્મચારી વેશે તીર્થયાત્રા કરવા નીકળ્યા પ્રથમ હિમાલય ગયા, ત્યા બદ્રિનાથના દર્શન કર્યા ત્યા તેમને ગોપાળ યોગી મળ્યા, તેમની પાસે પોતે અષ્ટાંગ યોગનો અભ્યાસ કર્યો પછી પોતે સેતબંધુ રામેશ્વરના દર્શન કરી પંઢરપુરમા વિઠ્ઠલનાથજીના દર્શન કરવા ગયા. ત્યાથી તાપી, નર્મદા, મહી અને સાબરમતી ઉતરીને ભાલ દેશમા ભીમનાથના દર્શન કર્યા, ત્યાથી ગોપનાથના દર્શન કરી માંગરોળ આવ્યા

આ વખતે રામાનંદ સ્વામીનો અખાડો લોજ ગામે હતો, તેમને મુક્તાનંદ વિગેરે ૫૦ શિષ્યો હતા હરિકૃષ્ણ ફરતા ફરતા સંવત ૧૮૫૬ ના શ્રાવણ વદ ૬ ના રોજ લોજ ગામે રામાનંદ સ્વામીના અખાડામાં આવ્યા.

આ વખતે રામાનંદ સ્વામી કચ્છભૂજ ગયા હતા રામાનદ સ્વામી રામાનુજાચાર્યના મતના હતા, પણ તે મતમા કાઇક ફેરફાર કરીને લોકોને ઉપદેશ કરતા હતા જેથી તેમનો ધર્મ લોકોને નવો લાગતો કેટલાક તીર્થવાસીઓ રામાનદનો ઉપદેશ સાભળી તેમના શિષ્ય થતા તીર્થયાત્રા કરનારાઓ માટે રામાનદે ૩૬ ગામોમા સદાવ્રતો બધાવ્યા હતા

રામાનદ સ્વામીએ કચ્છભૂજથી આવી હરિકૃષ્ણને દિક્ષા આપી તેમનુ નામ સહજાનદ સ્વામી પાડયુ કેટલાક લોકો તેમને સ્વામીનારાયણ પણ કહેતા સવત ૧૮૫૮ મા રામાનંદે પોતાની ગાદી સહજાનદ સ્વામીને આપી પછી પોતે દેહત્યાગ કર્યો આ વખતે સહજાનદની ઉમ્મર ૨૧ વર્ષની હતી આટલી નાની વયમાં તેમનામાં કેટલાક ચમત્કારો જોઇ મુક્તાનદ સ્વામી વિગેરે વૃદ્ધ વાધુઓ તેમને ઇશ્વરરૂપ માનવા લાગ્યા રામાનંદનો એક શિષ્ય રઘુવીરદાસ હતો તે સ્વામીનારાયણથી જુદો પડયો અને તેણે કેટલાક નવા શિષ્યો કર્યા. તેમની જગા અમદાવાદમાં છે

સ્વામીનારાયણ માગરોળ ગયા તે પછી ત્યા તેમણે સમાધિના પ્રયોગો કરવા માડયા સમાધિએ યોગનુ આઠમુ અગ છે યોગ હઠયોગ અને રાજયોગ છે હઠયોગના યમ, નિયમ, આસન, પ્રાણાયામ પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એમ આઠ અગો છે આસન વાળી પ્રાણાયામાદિ ક્રિયાથી સમાધિ ચઢાવી શકાય છે રાજયોગથી ઇશ્વરની સાથે ચિત્તને એકાગ્ર કરવાથી ઈશ્વરનુ ધ્યાન ધરતા પ્રેમની અત્યત અસર થવાથી નાડી અને પ્રાણ ચાલતા બધ થવાથી સમાધિ થાય છે તે રાજયોગની વિધિ છે સહજાનદ પોતાના કેટલાક શિષ્યોના સામુ જોતા, શિષ્ય પ્રેમાતુર થતા તેના નાડી અને પ્રાણ બધ થતા ધારેલી મૂર્તિના તેમને દર્શન થતા, એવી સમાધિ ઘણાને ચઢાવી શકતા વળી ઘણાને તેમની સાથે આખે આખ મેળવવાથી ચિત્ત એકાગ્ર થતા સમાધિ થતી એમ કહેવાય છે

જેમ જેમ લોકોએ જાણ્યુ કે આ મહારાજ તો શિષ્યોને સમાધિ ચઢાવી શકે છે તેમ તેમ તેમનો પથ વધવા લાગ્યો કાઠીયાવાડમા ગઢડાના દરબાર કાઠી દાદો ખાચર તેમના શિષ્ય થવાથી સ્વામીનારાયણ ગઢડામાં તેમના દરબારમા ઘણો વખત રહી ઉપદેશ આપતા તેમના ઉપદેશથી ઘણા કાઠીઓ સત્સગી થયા હતા તેમણે દારૂ વિગેરે વ્યસનો છોડી લુટફાટ કરવી છોડી બ્રાહ્મણો જેવો આચાર પાળતા ગઢડાના દાદાખાચરના દરબારમા તેમણે ઉપદેશ આપેલા તે વચનામૃત રૂપે છપાયા છે

તેમના ઉપદેશથી આકર્ષાઇ ઘણા તેમના શિષ્યો થયા તેમના પોતાના

ઉપદેશથી તેમ સાધુઓના ઉપદેશથી ઘણા તે મતમા પ્રવેસ્યા એક વખતે અયોધ્યાથી રામગલોલા નામે ખાખી લોકોનુ ઝુંડ યાત્રા કરવા માટે જતું હતુ. તેઓએ સ્વામીનારાયણની વાત સાભળી તેથી તેઓ સહજાનંદ સ્વામી પાસે આવ્યા અને ઉપદેશ સાભળ્યો પછી તેને સ્વામીનારાયણના શિષ્ય થવાનુ મન થયુ એટલે પોતાની સાથેના બીજા સાધુઓને રજા આપી પોતે સ્વામીનારાયણનો શિષ્ય થયો તેનુ આનંદાનંદ સ્વામી નામ પાડ્યુ. એજ રીતે ઘણા વરાગીઓ, વેદાતીઓ, સન્યાસીઓ તેમ જૈનોના ગોરજી-ઓને ઉપદેશ આપી સાધુ બનાવ્યા હતા

સહજાનંદ સ્વામીના ઉપદેશથી ઘણાએ નાની ઉમ્મરમા ઘરબાર છોડી સસારનો ત્યાગ કર્યો હતો ઘણા કાઠી તાલુકદારોની દીકરીઓ ગજબાઇ, જીતુબાઇ અને લાડુબાઈ વગેરે નાનપણથી જ સસાર છોડી ઇશ્વરભક્તિમાં જ રહેતા હતા આબુ પર્વત પાસેના ખાણ ગામના લાડુ બારેટ જે કવિતા કરવામા ઘણા હુશીઆર હતા અને જેમણે ભાવનગર વગેરે રાજ્યો-માથી ઇનામ મેળવ્યા હતા તેઓ સ્વામીનારાયણ પાસે આવ્યા અને તેમના ઉપદેશથી સસાર છોડી સાધુ થઇ બ્રહ્માનંદ નામ ધારી ત્યા રહ્યા હતા

એક વખતે સહજાનંદ સ્વામીએ પોતાના કેટલાક વતનદાર શિષ્યો-કાઠીઓ, રજપુતો, વાણીઆઓ વગેરેને એવા પત્રો લખાવ્યા કે જો તમારે કલ્યાણનો ખપ હોય અને મારા વચનમા વિશ્વાસ હોય તો તમારે તરત સસાર છોડી દાઢી મુછો મુડાવી સાધુ થઇ અમારી પાસે આવવુ જેથી તેઓ સંસાર છોડી સાધુવેશે મહારાજ પાસે આવ્યા માત્ર એક બે જણાજ ન આવ્યા પછી જે જે સાધુ થઇ આવ્યા હતા તેમને થોડા રોજ રાખી પછી ઘણા આગ્રહથી સઉ સઉને ઘેર સસાર વ્હેવારમા રહેવા પાછા મોકલ્યા આવી રીતે તેમણે શિષ્યોની પરિક્ષા કરી હતી આવી લોકો વાતો કરતા કે સ્વામીનારાયણે તો બામરોભૂત વશ કર્યો છે કે જે લોકોનાં મન ભમાવી દે છે.

ગુજરાત કાઠીયાવાડમા સ્વામીનારાયણનો પથ નવનો જોઈ ઘણા અ-ન્ય મતવાળાઓ તેમનો દ્વેષ કરવા લાગ્યા ઘણા પોતાના શિષ્યોને તે લોકોના સગ ન કરવા ઉશ્કેરવા લાગ્યા વેરાગીઓ સ્વામીનારાયણના સાધુઓને કુટવા લાગ્યા, કઠીઓ તોડવા લાગ્યા આ વખતે કોઈ રાજાએ પણ આ પથનુ રક્ષણ ન કર્યુ ઘણીવાર અન્ય મતવાળાઓના તીરસ્કારથી સહજાનંદસ્વામીને ગામ છોડી ચાલ્યા જવુ પડતુ તેમણે પોતાના રક્ષણ માટે કાઠી ઘા, રજ-પુતો અને ઠાકરડાઓને હથીઆરબધ સાથે ફેરવવા માડ્યા

અમદાવાદમા લોલગર બાવાનો અખાડો હતો તેમા કેટલાક હથીઆર બધ સાધુઓ હતા, તેમણે એક વખતે સ્વામીનારાયણના સાધુઓને ખૂબ માર્યા ત્યારે તેમણે ત્યાના પેશ્વાના સૂબાને ફરીયાદ કરી ત્યારે તેણે જવાબ આપ્યો કે એ ગો ગાયો ગાયો લડી તેમાં અમે શું કરીએ ! તે પછી સ્વામીનારાયણ અમદાવાદ પાસે ખોખરા મહેમદાવાદ આવ્યા, તો ત્યા તેમને મારવા લોલગર બાવો હથિઆરબધ વેરાગીઓ સાથે આવ્યો ત્યા સહજાનદ પાસે જે રજપુતો, કાઠીયો હતા તેઓ સાથે વેરાગીઓ લડયા અને તેમાં બન્નેને હાની થઈ

સહજાનદે વામમાર્ગીઓનુ પણ ખડન કર્યું જેથી તે લોકોએ અમદાવાદના પેશ્વાઈ સુબાને ઉશ્કેર્યો કે સ્વામીનારાયણ પાખડ ચલાવે છે, માટે તેમને શહેરમા પેસવા ન દેવા, જેથી સહજાનદ સ્વામીને અમદાવાદમાં પેસતાં સૂબાએ અટકાવ્યા હતા સ્વામીનારાયણના પથમાં જનારાને કેટલીક નાતોએ નાત બહાર મુકયા હતા, કેટલાકને માબાપે કહાડી મુકયા હતા, છતાં તેમણે ધર્મ છોડયો નહોતો સ્વામીનારાણના પથમાં દાખલ થવુ તેને સત્સગ કહે છે અને જે ઉપદેશ લઇ એ પથમા ભળે છે તેને સત્સગી કહે છે જેઓ સસાર તજી સ્વામીનારાયણના પથમા ભળતા તે સાધુ કહેવાય છે તેમા બ્રાહ્મણો ભળે તો તે બ્રહ્મચારી ગણાય છે અન્ય વર્ણના સાધુ કહેવાય છે

સ્વામીનારાયણના વખતા તેમના મુખ્ય ચાર શિષ્યો હતા મુક્તાનદ નિત્યાનદ, બ્રહ્માનદ અને ગોપાળાનદ આ સાધુઓ ઉપદેશ આપતા આ પથમા બ્રાહ્મણ, વાણીયા પાટીદાર, દરજી, મોચી, ઘાચી, કોળી, મુસલમાન પારસી, ખોજા ઢેડ, વાઘરી વિગેરે બધી વર્ણના લોકોને દાખલ કરવામા આવે છે સુરતના પારસી અરદેશર પણ આ પથમા દાખલ થયા હતા તેમણે સહજાનદસ્વામીને પૂછ્યુ કે મહારાજ મારૂ કલ્યાણ શી રીતે થશે ? ત્યારે મહારાજે માથે જે પાઘડી પહેરી હતી તે તેમને આપીને કહ્યુ કે આ પાઘડીની નિત્ય પૂજા કરજો, અધર્મ થી ડરજો અને ધર્મ ઉપર શ્રદ્ધા રાખજો તેથી તમારૂ કલ્યાણ થશે પછી તેમણે તે પાઘડી એક કાચના કબાટમાં રાખી અને તેની રોજ પૂજા કરતા. હજુ પણ કારતક સુદ ૨ ના રોજ સત્સગીઓ ત્યા ભેગા થઈ પાઘડીની પૂજા કરે છે

સવત ૧ ૭૪ માં અમદાવાદમાથી પેશ્વાઇ રાજ્ય અંગ્રેજ સરકારે લીધુ ત્યારે ડનલાપ સાહેબ કલેકટર હતા તેમણે ગઢડેથી સ્વામીનારાયણને તેડાવી અમદાવાદમાં મદીર બાધવાની જગ્યા મફત આપી એટલે તે જગાએ

સ્વામીનારાયણે મોટું મંદીર બંધાવી સંવત ૧૮૭૮ ના ફાગણ સુદ ૩ ને રોજ નરનારાયણની મુર્તિઓની સ્થાપના કરી હતી. તેમ સવત ૧૮૭૯ ના વૈશાખ સુદ ૫ના રોજ કચ્છ ભૂજમા મોટુ શીખર બંધ મંદિર બંધાવી નરનારાયણની મુર્તિઓની પ્રતિષ્ટા કરી. તે પછી વડતાલમાં મોટુ મંદિર બંધાવી સવત ૧૮૮૧ ના કારતક સુદ ૧૨ને રોજ લક્ષ્મીનારાયણની પ્રતિષ્ટા કરી સવત ૧૮૮૪ માં જુનાગઢ ને ધોલેરામાં મંદિરો બંધાવ્યા સવત ૧૮૮૫મા ગઢડામા મોટુ શિખર બાધી મંદિર બંધાવ્યુ અને તેમાં ગોપીનાથજીની મુર્તિ સ્થાપન કરી

સ્વામીનારાયણના શિષ્ય મોચી પણ થતા કચ્છમા રેશમી ભરત ભરનારા મોચી લોકો જે ભણશાળી કહેવાય છે તેઓ સ્વામીનારાયણના શિષ્ય થયા તેથી બીજા લોકો કહેવા લાગ્યા કે આ તો મોચીના ગુરુ છે અને જાતે પણ મોચી છે તેથી આગેવાન સાધુ અને સત્સગીઓએ મહારાજને તેમનું જન્મસ્થાન પૂછી, બે સાધુઓને ખાત્રી કરવા છપૈયા મોકલ્યા તે જઇ સ્વામીનારાયણના બંને ભાઇઓને તેમના કુટુબ સાથે તથા તેમના મામાના દીકરાઓને તેડી લાવ્યા તેથી લોકોની ખાત્રી થઇ કે મહારાજ જાતે બ્રાહ્મણ છે

સ્વામીનારાયણે વડતાલના જોબન વડલાના નામના લુટારાને ઉપદેશ આપી પોતાનો શિષ્ય બનાવી લુટફાટ બધ કરાવી હતી તેવી રીતે લુટફાટ કરતા કાઠી કોળી, વાઘરી વિગેરે ઘણી જાતોને તેમણે પોતાના ઉપદેશથી સુધારી લુટફાટ બધ કરાવી હતી વડોદરામા શિયાજીરાવ મહારાજે સહજાનદ સ્વામીને વડતાલથી વડોદરે બોલાવી દરબારમ પધરામણી કરી હતી. ખંડેરાવ ગાયકવાડે વડતાલના મદિરમા ટકોરખાનુ બેસાડયુ હતુ અને એક હાથી ભેટ કર્યો હતો અને તેના ખર્ચ માટે સજાયુ ગામ આપ્યુ હતું. તેમ અમદાવાદના મદિરમા ચોઘડીઆ બેસાડી હાથી આપી તેના ખર્ચ માટે મોનારકુ ગામ આપ્યુ હતું તેમણે વડોદરામા મોટુ શિખરબધી મદિર બધાવ્યુ છે

સ્વામીનારાયણે પોતાના મોટાભાઇ રામપ્રતાપજીના પુત્ર અયોધ્યાપ્રસાદજીને દત્તક લઈ સંવત ૧૮૮૨ મા અમદાવાદની ગાદીએ બેસાડયા અને તેમને આચાર્યની પદ્દી આપી ઉત્તર ભાગનો દેશ આપ્યો. તેમ તેજ સાલમાં પોતાના નાનાભાઇ ઇચ્છારામજીના પુત્ર રઘુવીરજીને દત્તક લઇ તેમને વડતાલની ગાદીએ બેસાડી આચાર્યની પદ્દી આપી દક્ષિણનો ભાગ આપ્યો. કલકત્તાથી કાશી અને ત્યાથી ઉજ્જન થઇ પશ્ચિમે દ્વારકા સુધીની હદ ઉત્તર

ભાગમા ગણી અમદાવાદના મદિર ખાતે ગણી બાકીનો દક્ષિણ ભાગ વડ-તાલ ખાતે ગણ્યો વડતાળ અને અમદાવાદમા આચાર્યો રહેવા લાગ્યા ત્યા સસ્કૃત પાઠશાળાઓ સ્થાપી છે.

તેમના સાધુ બ્રહ્મચારીઓ ચોટલી, જનોઇ અને તુળસીની બેવડી કઠી રાખે છે સાધુ બ્રહ્મચારી એકલા કઇ જઇ શકે નહિ પણ એકથી વધુ માણસ સાથે જઇ શકે છે સાધુ બ્રહ્મચારીને પાસે પૈસો રાખવાની મના છે જો કોઇ પૈસા આપે તો પાળાને આપે છે બ્રાહ્મણો ત્યાગી થાય તો તે બ્રહ્મચારી તરીકે રહે છે અને વૈશ્ય, પાટીદાર, રજપુતો વિગેરે ત્યાગી થાય તો તે સાધુ થઈ રહે છે કોઈ શુદ્ર ત્યાગી થવા આવે તો તેને તેમ કાઢી, ક્ષત્રિયો વિગેરેને પાળા તરીકે રાખી મદીરનુ રક્ષણ કરવાનુ કામ સોપે છે પાળા ધોળાં વસ્ત્ર પહેરે છે તેમ હથીયાર બાધે છે તે દાઢી મુછ રાખતા નથી અને સાધુ જેવા ધર્મ પાળે છે સાધુ, બ્રહ્મચારી, પાળા, આઠ પ્રકારે સ્ત્રીનો ત્યાગ કરી બ્રહ્મચર્ય પાળે છે

આચાર્ય પોતાને સ્નાન સૂતક લાગે તેવી સ્ત્રીઓ વગર બીજી સ્ત્રીઓ સાથે વાતચીત પણ કરતા નથી તેમ કોઇ સ્ત્રીને પોતાના પગનો સ્પર્શ થવા દેતા નથી કદાચ કોઇ સ્ત્રીનો છેડો અડી જાય તો ઉપવાસ કરવો પડે છે તે કોઇ સ્ત્રીને મત્રોપદેશ કરતા નથી પણ આચાર્ય પત્ની બીજી સ્ત્રી-ઓને મત્રોપદેશ કરે છે સ્ત્રીઓની સભામા સ્ત્રીઓજ કથા વાચે છે

આચાર્યે યાજ્ઞવલ્કય સ્મૃતિમાથી સાર ખેચી ૨૧૨ શ્લોકની શિક્ષાપત્રી બનાવી છે તે પ્રમાણે ચાલવા સર્વ સત્સગીઓને આજ્ઞા કરેલી છે તેમના પથમા મુખ્ય સગુણ ભકિતનો ઉપદેશ અપાય છે પરમાત્માને નારાયણ કહ્યા છે કૃષ્ણનો અવતાર તે નારાયણનો ગણે છે, એ વલ્લભાચાર્યની માફક શુદ્ધા-દ્વૈતને માને છે નારાયણ લક્ષ્મીપતિ છે જેથી તેમના મદિરોમા લક્ષ્મીના-રાયણની, નરનારાયણની મુર્તિઓ સ્થાપન કરી તેમની પૂજા કરવામા આવે છે તેમના પથમા બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી, ગુરુપત્નીના સગ અને તેવા પાપ કરનારની સોબત કરવી તે સાસર્ગિક એમ પાચ પાપ ન કરવાની આજ્ઞા છે. દારૂ, માસ, ચોરી અને વ્યભિચાર તજવા અને સ્વામી નારાયણ ઉપર ખરા અતકરણથી શ્રદ્ધા રાખી ભકિત કરવી અને પાચ માળા ફેરવવી. હીંસા ન કરવી, પાણી કે દૂધ ગળ્યા વગર પીવુ નહિ, રસ્તામા પડેલી ચીજ લેવી નહિ, લાચ લેવી નહિ, પરસ્ત્રી સામે બૂરી નજરથી જોવુ નહિ, સ્નાન કરી સ્વચ્છ રહેવુ, પૂજા, પાઠ કરવા એ વિગેરે આજ્ઞા પ્રમાણે વર્તવાનુ શિક્ષાપત્રીમા છે

તેમણે ઋગ્વેદ વ્યાસસૂત્ર, ભાગવત, વિષ્ણુસહસ્ત્ર નામ, ભગવદ્ગીતા, વિદુરનીતિ, સ્કંધપુરાણનુ વાસુદેવ મહાત્મ્ય અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ એ આઠ સતશાસ્ત્રો માન્ય કર્યાં છે સ્વામીનારાયણના પથથી જે ઘણા અવળે રસ્તે જઇ ધર્મથી ભ્રષ્ટ થયા હતા તેવા ઘણા સુધરી ધર્મનિષ્ટ બન્યા હતા. બ્રાહ્મણ સિવાય અન્ય વર્ણ, પાટીદાર, કાઠી વિગેરેમા આ સપ્રદાયથી સારી અસર થવા પામી અને તેવા ઘણા ધર્મિષ્ટ બન્યા હતા

આ પ્રમાણે સહજાનદ સ્વામીએ સ્વામીનારાયણનો પથ સ્થાપ્યો જેને ઉદ્ધવ સપ્રદાય પણ કહે છે તેમણે ધર્મમા સુધારો કરી લોકોને નીતિના રસ્તે દોર્યા, મદિરો બધાવ્યાં, ગ્રંથો લખાવ્યા, અને ધર્મ ચાલતો રહે તે માટે અમદાવાદ અને વડતાળ બને મદિરોમા આચાર્યો સ્થાપ્યા તે પછી સવત ૧૮૮૬ ના જેઠ સુદ ૧૦ ને દિવસે ગઢડામા દેહત્યાગ કરી સ્વધામમાં ગયા તેમના દેહત્યાગ વખતે તેમના ધર્મમા ૧૫૦૦ સાધુ બ્રહ્મચારીઓ અને બે લાખથી વધુ સત્સગીઓ થયેલા હતા

આ પથમા શતાનદ, ગોપાળાનદ, નિત્યાનદ, વાસુદેવાનદ, ભગવાનાનદ યોગાનદ, અચિત્યાનદ વિગેરે સસ્કૃત કવિઓ હતા તેમણે ઘણા સસ્કૃત ગ્રંથો લખેલા છે તેમ બ્રહ્માનદ, પ્રેમાનદ, મુક્તાનદ, નિષ્કુળાનદ, અને દેવાનદ વિગેરે ગુજરાતી કવીઓ પણ થયા છે વ્રજભાષામા તેમ ગુજરાતીમા તેમના કેટલાક ગ્રથો પણ છે શિક્ષાપત્રી અને વચનામૃતનુ તેમના સત્સગીઓ અધ્યયન કરે છે તેમના પથમા શિયાણી ગામના શીવરામ ભટ સસાર ત્યજી બ્રહ્મચારી થઇ અખડાનદ નામ ધારી રહ્યા હતા સિવાય ઘણા સાધુ, બ્રહ્મચારીઓ અને સત્સગીઓ થયા છે.

# પ્રકરણ ૪૪ મુ.

## આર્યસમાજ સ્થાપક
## શ્રી દયાનદ સરસ્વતી.

સહજાનદ સ્વામીએ સ્વામીનારાયણ સપ્રદાય સ્થાપ્યો. તે પછી આર્યસમાજનું સ્થાપન કરનાર સ્વામી દયાનદ સરસ્વતીનો જન્મ સવત ૧૮૮૧ માં મોરબી રાજ્યના એક ગામમા થયો હતો જાતે ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ હતા

પાંચ વર્ષની ઉમ્મરે તેમણે દેવનાગરી લીપી ભણવા માડી, અને તેમના માબાપે તેમને લાબા સ્તોત્રો મોઢે કરાવવા માડયા. આઠ વર્ષની

ઉમ્મરે તેમને જનોઈ દેવામા આવ્યુ. તે પછી તે સધ્યા ગાયત્રી શીખ્યા, રૂદ્ર કરતા. તે વખતે તેમને પાર્થિવ પૂજા કરવાનુ શીખવ્યુ તે ચૌદ વર્ષની ઉમ્મરે તો યજુર્વેદ સહિતા, અને શબ્દરૂપાવલીનો કેટલોક ભાગ તથા વ્યાકરણ શીખ્યા હતા તે પછી તેમણે નિઘટ, નિરૂકત, પૂર્વમીમાસા અને બીજા પુસ્તકોનો અભ્યાસ કર્યો. તેમની સોળ વર્ષની ઉમ્મરે તેમની એક બેન મરણ પામી જેથી તેમને પોતાના ક્ષણભગુર દેહ વિષે, તેમ અતકાળના સુખ મુકિત વિષે વિચાર આવ્યા તેમની ૧૮ વર્ષની ઉમ્મરે તેમના કાકા મરી ગયા, જેથી તેમને લાગ્યુ કે આ નાશવત શરીરમા કશુ સ્થિર નથી, માટે આવી અનિત્ય જીદગી શા માટે ગાળવી અને શા માટે ફીકર રાખવી એવા વિચાર આવ્યા

તેમના માતાપિતાએ તેમને ૨૦ વર્ષની ઉમ્મરે પરણાવી દેવાનો વિચાર કર્યો તેથી તેમણે વિદ્યાભ્યાસ માટે કાશી જવા જણાવ્યુ પણ તેમણે રજા ન આપી જેથી ત્યાથી ચારેક ગાઉ ઉપર એક ગામમા એક પડિત પાસે પોતે વિદ્યાભ્યાસ કરવા ગયા ૨૧ મા વર્ષે તેમનુ લગ્ન કરવાની વાતચિત તેમના માબાપ કરવા લાગ્યા દયાનદને લગ્ન કરવુ નહોતુ જેથી તે સવત ૧૯૦૩ મા ઘેરથી છાનામાના જતા રહ્યા. પ્રથમ તે સાયલામા લાના ભગત પાસે ગયા અને ત્યા એક સ્વામી નારાયણના બ્રહ્મચારીના કહેવાથી તે સાધુ થયા અને તેમનુ નામ શુદ્ધ ચૈતન્ય પાડ્યુ, પછી તેમણે ભગવા વસ્ત્ર પહેર્યા પછી પોતે અમદાવાદ પાસે કોઠ ગાગડ ગામે ગયા ત્યા તેમને એક ઓળખીતો માણસ મળ્યો. તેની સાથે વાતચિત કરવામા પોતે સિદ્ધપુર જવાના છે એવુ કહી દીધુ. તેણે તે વાત દયાનદના માબાપને જણાવી

દયાનદ તે પછી સિદ્ધપુર ગયા ત્યા તેના બાપ શોધવા આવ્યા અને તેમને મળ્યા તે પુત્રનો સાધુના વેશ જોઈ ગુસ્સે થયા. દયાનદે પણ ઘેર જવાની હા પાડી, છતા તેમના બાપે તેમની તુબડી નાખી દીધી અને ભગવુ કપડુ ફાડી નાખ્યુ. આમ છતા દયાનંદનો ઘેર જવાનો વિચાર નહોતો તેથી રાત્રે બધાને ઉઘતા દઈ છાનામાના પોતે એકલા નાસી ગયા. ત્યાથી તે અમદાવાદથી વડોદરે ગયા

વડોદરામા ચેતન મઠના મદિરમા બ્રહ્માનદ અને બીજા બ્રહ્મચારી અને સન્યાસીઓ મળ્યા. તેમની સાથે વાતચિત ચાલી ત્યા સમજાયુ કે હુ પોતે અને બ્રહ્મ અથવા ઈશ્વર તે બને એકરૂપ છીએ **अहं ब्रह्मास्मि** એટલે હું પોતે બ્રહ્મ છુ જીવ એટલે આત્મા અને શિવ એટલે બ્રહ્મ તે બને એકજ છે એ વાત તેમણે ત્યા જાણી તે પછી તેમનો સચ્ચિદાનદ પરમહસ સાથે મેળાપ થતા આત્મવિદ્યા સબધી કેટલીક વાતચિત કરી

દયાનંદ તે પછી નર્મદા કિનારે ચાણોદ કન્યાળી ગયા ત્યા કેટલાક સન્યાસીઓ રહે છે તેમને ત્યા ચિદાશ્રમ સન્યાસી સાથે કેટલીક વાતચિત થઇ ત્યાં તેમણે પરમાનંદ પરમહંસ પાસે વેદાતસાર, આર્યહરિ મિડે તોટક, વેદાત પરિભાષ્ય અને બીજા પુસ્તકોનો અભ્યાસ કર્યો આ વખતે પોતે બ્રહ્મચર્યાશ્રમમા હોવાથી રસોઇની કડાકૂટ કરવી પડતી જેથી તેમણે પૂર્ણાનંદ સરસ્વતી નામના સન્યાસી પાસે સન્યસ્ત દીક્ષા લીધી અને પોતાનુ નામ દયાનંદ સરસ્વતી રાખ્યુ પછી તેમના ગુરુ પૂર્ણાનંદ દારકા ગયા અને પોતે ચાણોદમા રહ્યા

પછી દયાનંદ સરસ્વતી વ્યાસ આશ્રમમા યોગાનંદ સ્વામી પાસે યોગ-વિદ્યા શીખવા ગયા ત્યાથી પોતે થોડુ ઘણુ શીખી પાછા ચાણોદ આવ્યા. ત્યા તેમને બીજા બે યોગી જ્વાળાનંદપુરી અને શિવાનંદગીરીનો મેળાપ થયો તેમની પાસે પોતે યોગવિદ્યાની બીજી રીતો અને ગુહ્ય મર્મ જાણી લીધો પછી બીજા યોગીઓની શોધમા પોતે આબુગીરી ગયા, ત્યા ભવા-નીગીર શિખર ઉપર તેમને કેટલાક યોગી મહાત્મા મળ્યા, તેમની પાસેથી તે કેટલીક યોગવિદ્યાની ક્રિયાઓ શિખ્યા

સવત ૧૯૧૧ મા હરિદ્વારના કુભ મેળામા પોતે ગયા ત્યા ચડીના જગલમા કેટલોક વખત એકાત સેવન કરી યોગક્રિયાનો અભ્યાસ કર્યો. કુભનો મેળો વેરાયા પછી ઋષિકેશના મકાનમા કેટલાક પવિત્ર યોગીઓ અને સન્યાસીઓ પાસેથી યોગવિદ્યાનો વધુ અભ્યાસ કરી કેટલીક ક્રિયાઓ શિખ્યા પછી તે શ્રીનગર ગયા. ત્યાથી ઇંદ્રપ્રયાગ, ગુપ્તકાશી, ગૌરીકુડ તથા ભીમગુપ્તની ગુફાઓ જોઇ બદ્રિનાથ ગયા ત્યાથી જોષીમઠ ગયા આ યાત્રામા ઘણા યોગી અને જ્ઞાનીઓનો મેળાપ થયો હતો

પછી દયાનંદજી યાત્રા કરી પાછા કાશીમા આવ્યા ત્યા તેમણે વેદ ભાષ્ય, ન્યાય, ષડ્દર્શન, અને શકરાચાર્યના ગ્રથોનુ અધ્યયન કર્યું આ વખતે ઠેકાણે ઠેકાણે અનીતિ અને અનાચાર વધેલો જોઇ સ્વામીજીએ અ-નાદિ વેદધર્મ પ્રમાણે વર્તવા લોકોને વાળવા વિચાર કર્યો પોતે સસ્કૃત સારૂં જાણતા, હિદી તેમ ગુજરાતી બોલી વાચી શકતા. સામાન્ય રીતે તે હિદીમા વાતચિત કરતા. તેમણે ઠેકાણે ઠેકાણે ભાષણો કરવા માડયા, તે નિર્ભય રીતે વાદવિવાદ પણ કરતા. બેઠેલા શ્રોતાઓને જાણે પોતાના શિષ્ય જ હોય તેમ ગણી ભાષણ કરતા.

પોતે વેદ ઇશ્વરદત્ત છે એમ કહેતા અને અન્ય ગ્રથો મનુષ્ય કૃત માનતા. તેમણે મુર્ત્તિ પૂજાનુ ખડન કરવા માડયુ. બાઇબલ અને કુરાન

પણ તેમણે વાચ્યા હતા મૂર્તિપૂજાનુ ખડન કરવાથી ધર્મિષ્ટ પ્રજાને તે વાત રૂચિ નહિ કાશીમા પડિતોની સભામા વાદવિવાદ ચલાવ્યો. મૂર્ત્તિપૂજા વેદમા નથી એમ તે કહેતા જેથી સુધારાવાળાએ તેમને ઘણો આશ્રય આપ્યો પછી સ્વામી દરેક સ્થળે ઉપદેશ આપતા મુબાઇ આવ્યા ત્યા પણ મૂર્ત્તિ પૂજા ન કરવાના ભાષણો આપ્યા તે બાળલગ્નના વિરૂદ્ધ હતા, અનેક મતોથી વિરૂદ્ધ પડતા, ત્યાથી સુરત, ભરૂચ, અમદાવાદ, રાજકોટ વિગેરે સ્થળે આવી ભાષણો આપવા લાગ્યા ઘણા સુધારાવાળા તેમના મતમા ભળ્યા તેમણે તે પછી આર્યસમાજની સ્થાપના કરી

અનેક મત સપ્રદાયો તોડી આખા દેશમા એક વેદધર્મ સ્થપાય એમ તે ઇચ્છતા તેમણે ઉત્તર હિન્દુસ્તાનમા પણ મુસાફરી કરી હતી ત્યા વદનુ ભાષ્ય કરી ચોપાનીયા રૂપે બહાર પાડવા માડયુ ત્યાથી તેઓ કલકત્તા થઇ લાહોર આવ્યા દરેક સ્થળે મૂર્તિ પૂજા વિરૂદ્ધ ભાષણ આપતા બ્રહ્મચર્ય પાળવાનો આગ્રહ કરતા સ્ત્રીએ ૧૬ વર્ષની અદર અને પુરુષે ૨૪ વર્ષની અદર લગ્ન કરવુ નહિ એમ જણાવતા જાતિબધન તોડવા પણ મથતા તે જુની વર્ણ વ્યવસ્થા પસદ કરતા હાલના નાના જાતિના ભેદથી ઘણુ નુકશાન છે એમ કહેતા તે યજ્ઞયજ્ઞ, સસ્કારાદિ કરવાના વેદાધ્યયન કરવાના અને વેદમા કહેલા એક ઇશ્વરને માનવાનુ જણાવતા

દેશી રાજાઓને ધાર્મિષ્ટ બનાવવાનુ તેમને મન ગમતુ જેથી પોતે મેવાડ આવ્યા. ત્યા મેવાડના રાણાને ઉપદેશ આપ્યો પછી તત્રસ્થ મહારાજાના તેડાવ્યાથી જોધપુર ગયા ત્યા પણ ઉત્તમ ઉપદેશ આપ્યો ઉદેપુર અને જોધપુરના રાજાઓ તેમના પ્રત્યે માનબુદ્ધિ રાખતા તમણે જ્યા જ્યા ભાષણો આપ્યા ત્યા ત્યા આર્યસમાજ સ્થાપી તેમણે યજુર્વેદનુ આખુ અને અથર્વવેદનુ અર્ધું ભાષ્ય કર્યુ છે વળી સત્યાર્થપ્રકાશ, સસ્કારવિધાન અને આર્યાભિવિનય એવા ૨૦ ગ્રથો રચ્યા છે તેમના ભાષણોના અસરથી બ્રાહ્મણ સિવાય અન્ય વર્ણના ઘણા લોકો આ સમાજમા ભળ્યા હતા. તેમના ભાષણથી કેટલાક અગ્રેજી ભણેલાઓની વેદ ઉપરની આસ્તા ઉઠી ગઇ હતી. તેઓ વેદને માનતા થયા હતા પાદરીઓ ખ્રિસ્તી ધર્મ ફેલાવવા મથતા તેમના ઉપદેશની અસર થઇ નહિ તે આખા દેશમા ઐક્ય ફેલાવવા મથતા.

તેમણે મૂર્તિપૂજા ઉપર પ્રહાર કરવાથી ઘણા લોકો તેમની વિરૂદ્ધ પડયા. એકવાર તેમને કોઇએ પાનમા ઝેર આપ્યુ હતુ છતા જાણવામા આવતા બચી ગયા હતા કાનપુરમા તેમના ઉપર ચારીનુ તહોમત મુકી સતાવેલા

પણ કોર્ટમા નિર્દોષ ઠરી છુટી ગયા હતા. વળી કર્ણુ ગામે ચક્રાંતિ રામાનુજના ચેલાએ તેમનુ માથુ કાપી નાખવા યત્ન કરેલો પણ તેમા મારાઓ નિષ્ફળ નીવડયા હતા. એક વખતે જોધપુરમા તેમનો મુકામ હતો ત્યારે કહેવાય છે કે જોધપુરમા રાજાને નાયીકાનો સગ હતો એ વાત સ્વામીના જાણવામા આવતા તેમણે રાજાને એકાતમા કહ્યું કે "રાજા સાહેબ ! કભી સિહ ઔર કુત્તિયો કા સમાગમ હોતા હૈ ? ત્યારે રાજાએ કહ્યુ મહારાજ ! એવુ તે બને કે ? ત્યારે સ્વામીએ કહ્યું કે આપના રાજ્યમા જ બને છે એમ મે સાભળ્યુ છે. શુ ઉત્તમ રાજવંશમા ઉત્પન્ન થનાર ક્ષત્રિય સિહ નથી ? અને જે વેશ્યા સ્ત્રીઓ છે તે કુતરીઓ જેવી છે કે નહિ ? આટલી વાતચિતથી રાજા સમજી ગયા અને પછી પેલી નાયીકાનો સગ તે દિવસથી જ છોડયો

એ નાયિકાએ રાજાની સાથેનો પોતાનો સગ છોડાવનાર સ્વામી છે એમ માની સ્વામીજીનુ કાસળ કાઢવા માટે તેણે રસોયાને ફોડયો અને તેની મારફતે સ્વામીને ઝેર આપ્યું. આ વાત સ્વામીજીના જાણવામા આવી પણ પછી ઉપાય ન્હોતો જેથી તેમણે મરતી વખતે રાજા અને જે પોતાના બીજા શિષ્યો હાજર હતા તેમને કહ્યું કે હવે થોડા કલાક પછી આ નાશવત દેહ અને આ જગતને છોડી પવિત્ર પિતાની પાસે હું હાજર થઇશ, હવે હુ તમારી પાસેથી રજા માગુ છુ હવે તમે દીલગીર થશો નહિ પણ તમે સ્થળે સ્થળે ફરી પવિત્ર વેદધર્મની સ્થાપના કરી મનુષ્ય જીવનનો ઉદ્ધાર કરજો ' આમ કહી તે ત્યાથી નીકળી અજમેર ગયા. ત્યા તા ૩૦ અકટોમ્બર સને ૧૮૮૩—સવત ૧૯૩૯ના આસો વદ ૦)) ને મગળવારે સંધ્યાકાળે ૫૦ વર્ષે દેહ ત્યાગ કરી તેમનો આત્મા પરમ ધામમા ચાલ્યો ગયો. મરતા મરતા તેમણે કહ્યું કે ઇશ્વરી ઇચ્છા બળવત્તી રહો.

આ પ્રમાણે સ્વામી દયાનદ સરસ્વતીએ આર્યસમાજ સ્થાપી જ્યાં ત્યાં લોકોને નીતિને રસ્તે વાળી વેદ માર્ગે ચાલવા જણાવ્યુ હતું. પણ તે મુર્તિપૂજાનુ ખડન કરતા હતા તેમ જાતિભેદ ન રાખવા જણાવતા હતા જેથી તેમના માર્ગમાં ધર્મિષ્ટ લોકો ભળ્યા ન્હોતા પણ ઘણે ભાગે સુધારાવાળા અને ગામડાના પાટીદાર વગેરે વર્ગ એ માર્ગમાં ઘણા વળ્યા હતા.





# પ્રકરણ ૪૫ મું.

## શ્રીમાન્ નૃસિંહાચાર્યજી

**यस्य कंठनिनादेन यमस्त्रस्त पलायते ।**
**वीरवर्गाग्रगण्यस्य त नृसिंहं स्तुवीमहे ॥**

અર્થ—વીરવર્ગના અગ્રમા ગણનીય એવા જેના કંઠનાદથી યમ (પણ) ત્રાસ પામી પલાયન કરે છે એવા શ્રીનૃસિંહની સ્તુતિ કરીએ છીએ

નાના જાતિના અસખ્ય જડ અને પ્રાણી પદાર્થોના ઉત્પત્તિ, સ્થિતિ અને લયના અધિકરણ—આ વિશ્વમા અધમ મનાતા કીટથી પ્રાપ્ત સામ્રાજ્ય મહારાજાધિરાજ પર્યંત પ્રત્યેક વ્યક્તિ સ્વયોગ્યતાથી નીચ–ઉચ્ચ–પદભાગિની ગણાય છે, તથા પ્રત્યેક ઉચ્ચતરપદ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરતી જણાય છે, સર્વમા ઉચ્ચતમ પદ કયુ છે, એ સબધમા વ્યાવહારિક વિષયોના સ્વભાવના અનુસાર મતભેદો છે. કોઈ તે પુજ્યસ્થાન અતિ ધનવાનનુ ગણે છે, કોઇ દારિદ્રય-ચૂર્ણક દાનવીરનુ, કોઇ ચિત્રકારનુ, કોઇ વશકારક વક્તાનુ વા વિચારશીલ લેખકનુ અથવા મનોરજક કવિનુ, કિવા પ્રજાપાલક ક્ષત્રિયનુ કે તેવાના મુખ્ય પ્રધાનનુ ગણે છે, અને કોઈ તો વળી વૈષયિકસુખના ( material happiness ) સાધનોના પ્રકાશકને તે પદ આપવા વિવાદ કરી રહ્યા છે. પરતુ જેમ જડ ઉપર ચૈતન્યના, તનુ ઉપર જનના બલની પ્રબલતા નિર્બાધ છે, તેમ બહુ મતોથી આધિભૌતિક ( material ) વિષયો કરતા આધિ-દૈવિક ( spritual ) વિષયો, તેથી પ્રાપ્ત સુખો, અને તેમના પ્રાપક સાધ-નોની શ્રેષ્ઠતા અભિમતા છે, અને એ શ્રેષ્ઠ સુખના પ્રાપક પુરૂષ સમ અન્ય વર્ગના પુરુષ લોકોપકારી અને પુજ્ય ગણી શકાય નહિ. તે આ અભિમા-નાવિષ્ટ મોહાધ કલહપ્રિય કલિકાલમાં, કાલબલથી અપરાજિત, દીનોના પાલક રક્ષક અને તારક એવો સત્ય વીરપુરૂષો ( hero ) વીરલજ હોય છે.

વડોદરાના પ્રસિદ્ધ શ્રીમન નૃસિંહાચાર્યજી જેમણે શ્રીશ્રેયસ્સાધક અધિ-કારીવર્ગ સ્થાપી અનેક લોકોનુ કલ્યાણ સાધ્યુ છે તેઓશ્રીનુ જન્મ તપતી

( તાપી ) નદીના તટ ઉપર સ્થિત ‘ કરોદ ’ નામે ગ્રામમા સવત્ ૧૯૧૦ મા થયુ હતુ તેઓ શુક્લ યજુર્વેદની માધ્યંદિની શાખાના અધ્યાયી ગાર્ગ્ય-ગોત્રીય, વીશનગરા નાગરજ્ઞાતીય બ્રાહ્મણ હતા તેઓના પિતાનુ નામ દુર્લભરામ યાજ્ઞિક હતુ એઓ સુશીલ અને ભક્તિમાન્ હતા, અને અવકાશના સમયનો વ્યય પ્રભુસ્તુતિ–કીર્તન સચ્છાસ્ત્રશીલન ઈત્યાદિ સાત્વિક વ્યાપાર· કરવા તેઓનાં માતુશ્રી મહાલક્ષ્મી સ્વધર્મજ્ઞા અને સ્વધર્મ નિરત હતા એઓશ્રીના એક ભ્રાતા રા દલપતરામ એક કવિ તરીકે આ દેશમા પ્રસિદ્ધ છે, અને તેઓની કવિતાનો સગ્રહ તથા તેમના ‘ સકલશાસ્ત્રનિરૂપણ ’ આદિ ગ્રથો પ્રસિદ્ધ થયેના છે

શ્રીમાન નૃસિંહારામને બાલ્યાવસ્થામા સામાન્ય શિક્ષણ મળ્યુ હતુ. જ્યારે આઠ વર્ષના થયા ત્યારે તેઓના પિતા, પુત્રોને સુશિક્ષણ મળે એવા હેતુથી સકુટુબ સુરત આવ્યા ત્યા ગુજરાતી શાળામા શ્રી નૃસિંહરામને અભ્યાસ સારૂ મુકયા. તેઓના સહાધ્યાયીઓથી જણાય છે કે તેઓનુ શાળામા જવુ નિયમીત નહતુ બહુધા માસના આરભનો અને અતનો અભ્યાસ સારો જણાતો તેઓ શાળામા જવા સારૂ ગૃહથી નિસરતા, પણ ત્યા ન જતા નદી તટે કિવા કોઇ સાધુ સતના આશ્રમમા જતા એમ ગુજરાતી શાળામા આશરે ચોદ માસ કાઢયા પછી ઇગ્લીશ શાળામા પ્રવેશ કર્યો ત્યાં આશરે બે વર્ષ રહ્યા ત્યા પણ પૂર્વની પેઠે અનિયમીત જતા, અને શેષ સમય વિચારાદિમા વ્યતીત કરતા

તેઓનુ આશરે બાર વર્ષનુ વય થયુ તેવામા મધુસૂદન સ્વામી નામે એક મત્ર શાસ્ત્રમા કુશળ અને નેવુ વર્ષના વૃદ્ધ સન્યાસી સાથે તેઓનો સમાગમ થયો તેઓના આગ્રહથી રા. નૃસિંહરામે કેટલાએક પ્રયોગો સાધ્યા, જેમા મુખ્ય ‘ હનુમદુર્ગ ’ નામે ૪૦ દીનનો પ્રયોગ હતો ફલ સુસિદ્ધ થઇ તેઓને ઉપાસ્ય દેવનો સાક્ષાત્કાર થયો હતો એમ કેટલાએક જણાવે છે, કેટલાક સમય પછી તેઓએ આ ઉપાસ્યોપાસક સબધનો યથાવિધિ ત્યાગ પણ કર્યો હતો

એવામા ભૂમાનદ સ્વામી નામે મહાત્માનો પણ એઓને પરિચય થયો, અને ઉપનિષત્ આદિનુ થોડુ અધ્યયન તેઓના સમિપ થયુ તે વેળા સુરતના કોઈ શુક્લ પાસે યજુસહિતાનો પણ પાઠ ગ્રહણ કરવા માડયો, જેમા તેઓની શકિત અસામાન્ય જણાતી હતી ક્રમે ઇગ્લીશ આદી અભ્યાસ ચાલતા તેઓએ ‘પબ્લીક સર્વીસ’ની પરીક્ષા આપી, તેમા ઉત્તર્યા, અને ‘સુરત મીશન હાઇ સ્કુલ’મા ‘મેટ્રીક્યુલેશન’ જેટલુ જ્ઞાન પ્રાપ્ત કર્યુ શિક્ષક રેવરડ

મોન્ટગોમેરી આદિ સાથે ઘણી વાર ધર્મ વિષયક ચર્ચા કરતા શ્રી નૃસિંહ-રામના ચૌદ પંદર વર્ષના વયથીજ તેઓમા આ સામાન્ય પ્રતિભાની પ્રતીતિ તેઓના સહાધ્યાયીઓને અને સબંધમા આવનાર અન્ય પુરુષોને થતી.

તેઓને ચાર ભાઈ, તેઓની સ્ત્રીઓ ઈત્યાદિથી કુટુબ મોટુ હોવાથી પોતાને એકાંતવાસના ઉપર પ્રીતિ હોવાથી પિતાદિ કુટુબથી સ્વતંત્ર જુદા રહેવા ધાર્યુ પિતાની ધન સબંધી સ્થિતિ સારી ન હોવાથી ઉપાર્જન સારૂ અઢીસો શ્લોકે એક રૂપૈઓ એ લેખે ગ્રંથોની પ્રતિકૃતિ કરી આપવાનો ઉદ્યમ કર્યો અને કંઈક દ્રવ્યનો સગ્રહ કરી પિતાની સમતિથી જુદુ વાસસ્થાન ભાડે રાખ્યુ

તેવામા સુરતમા નવો 'પ્રાર્થનાસમાજ' સ્થપાયો, તેના વ્યવસ્થાપકોએ સ્વમતનો પ્રચાર કરવા તેઓને એક ઉપદેશક નિમ્યા, અને તે સામાજિકોએ સ્વેચ્છાથી 'આચાર્ય' પદ તેઓના નામ સાથે જોડયુ ત્યારથી તેઓ'નૃસિહાચાર્ય' એ નામથી ઓળખાવા લાગ્યા એ સધિમા તેઓશ્રીના એક સ્નેહીએ તેમનો સુરતના વૃદ્ધ બ્રહ્મચારી મોહનલાલજી સાથે સમાગમ કરાવ્યો અલ્પવયમા તેઓનુ અધિક જ્ઞાન જોઇ બ્રહ્મચારીજી તેઓના ઉપર પ્રેમ રાખતા અને માન આપતા

સવત્ ૧૯૨૫-૨૬ મા અકલેશ્વરમા એક ઈગ્લીશ ખાનગી શાળામાં મુખ્ય શિક્ષકના સ્થાને નિયોજાયા પણ આશરે વિશ દિનમા પાછા આવતા રહ્યા એ સ્વલ્પ સમયમા પણ વિદ્યાર્થીઓનો સ્નેહ સપાદન કર્યો હતો

પછી સુરતમા સવત્ ૧૯૨૮ સુધી 'સાર્વજનિક રાજ્યકાર્ય' (પબ્લીક સર્વિસ ડીપાર્ટમેટ) મા નોકરી કરી તેવામા તેમને વેતન (પગાર) માત્ર પદર રૌપ્યા મળતુ

તેઓના પત્નીનુ નામ મગલાગૌરી હતુ તેઓ શાત અને પતિવ્રતા હતા, અને દંપત્તિને પરસ્પર દૃઢ પ્રીતિ હતી તેઓના અવકાશનો સમય જ્ઞાન સબધી ચર્ચામા જતો આ સૌ મગલાગૌરીને જે શિક્ષણ મળેલુ, તેની સ્મરણી ઉપરથી 'મગળ વિચાર' નામે પુસ્તક પ્રસિદ્ધ થયુ છે

સવત્ ૧૯૩૦ (૧) મા વડોદરા 'કેપ' ના 'પબ્લીક વર્કર્સ ડીપાર્ટ-મેન્ટ' ના અધિકારીઓએ સુરતથી કોઇ નિપુણ કારકુનની માગણી કરી, જેથી ત્યા શ્રીમાન નૃસિહરામને રૂપૈઆ વિશના પગારથી મોકલવામાં આવ્યા હતા ત્યાના હીસાબમા આયવ્યયની અવ્યવસ્થાને થોડા સમયમા તેઓએ કાઢી નાખી, અને તેઓના ઉપરિ મી બ્લોકલાર્ક સાહેબ પ્રસન્ન થયા, તે સાહેબ તેઓના ઉપર સ્નેહ મમતા રાખતા ત્યા તેઓનુ કાર્ય માત્ર પટિ-

કાનુ હતું, તે ગમે તે વેળા ત્યા જઇ સમાસ કરી આવતા અને શેષ સમય સદ્વિચારાદિમા કાઢતા.

આ વેળા ગૃહોપકરણ (સમાન)મા માત્ર સ્વભોજનને અપેક્ષિત એનું ટલુંજ એક તપેલી, એક લોઢી, અને એક તાવડી હતી ચાર પાચ દિવસ ચાલે તેટલા રોટલા અથવા ભાખરીઓ એકઠી કરી રાખતા, અને દૂધ સાથે તેનુ ભોજન કરતા. માસિક વેતન (પગાર) આવતુ, તે એક ઉપવસ્ત્ર (રૂમાલ) મા બાધી પોતાની સાથે જ્યા જાય ત્યા રાખતા તેમાથી વ્યય અને દાનાદિ સદ્વ્યય થતો આસરે દશ રૂપીઆ પ્રતિમાસ માતાપિતાને સુરત મોકલતા એમ માસના અતે દ્રવ્યનો પણ અત આવી જતો અને કઇ શેષ ન રહેતુ આવી સ્થિતિમા બે એક વર્ષ વ્યતીત થયા

તેવામા સુરતમા તેમના પત્નીના દેહનો અવસાન થયો પોતે તેવામાં વડોદરે હતા ત્યા તે સમાચાર જાણ્યા આથી તેઓના અન્તરમા કે બાહ્યમાં ખેદનો કે ક્ષોભનો વિકાર દેખાનો નહિ એમ તેઓના સમીપસ્થો જણાવે છે. તે પ્રસગે તેઓ સુરત જઈ આવ્યા સ્ત્રીની સદ્ગતિ થયા પછી તેઓની બૈરાગ્ય વૃત્તિ અધિક આરૂઢ ભાસતી જો લગ્ન નહિ કરવામા આવે તો તેઓ સન્યાસી થઈ જશે એ ભયથી વૃદ્ધ કુટુમ્બીઓએ શ્રીમાન નૃસિંહરામને લગ્ન કરવા અત્યાગ્રહ કર્યો પોતાની અનિચ્છા પ્રકટ કરી, પણ અન્તે પરેચ્છાથી તે માન્ય કરી લગ્ન કયુ .

નોકરીમા તેઓ બહુધા સ્વતત્રતાથી રહેતા ઉપરિઓની પણ સારી પ્રીતિ હતી, બે ચાર દિનની રજા લઈ સુરત ગયા હોય અને ત્યા અધિક દિન વ્યતીત થઇ જાય, તથાપિ તેઓ એવુ સારૂ સ્વકાર્ય કરતા હતા કે ઉપરિઓ તેનો બાધ લાવતા નહતા ઉપરીઓ તરફથી લેશ પણ અરૂચિ જણાય તો સેવા ત્યાગ કરવાનો દૃઢ નિશ્ચય હોવાથી એક ત્યાગ લેખ (રાજીનામુ) તૈયાર રાખી સાથે પોતાના ખુજામાજ રાખતા.

આ વેળા તેઓશ્રી વડોદરા પાસે કેમ્પમા નિઝામપુરામા રહેતા. ત્યા અનેક પુરૂષો તેઓની સમીપ આવતા, અને તે સર્વને તેઓ સુબોધ આપતા. સામાન્યજનોને પ્રીતિ થાય અને વૈરાગ્ય-ભક્તિ-પુરઃસર જ્ઞાનનો લાભ થાય એ હેતુથી તેઓએ પદ આદિ સગીતમાં રચના કરવા માડી અને તે વેળા 'નૃસિંહ વાણી વિલાસ' પ્રથમ ભાગ રચાયો પરિચિત પુરૂષોથી કર્ણોપકર્ણે તેઓની સદ્વૃત્તિ અને સદ્બોધની પ્રસિદ્ધિ થતા તેઓની સમીપ આવનાર પુરૂષોનુ મડલ બહુ વધી ગયુ તેઓશ્રીની બોધશક્તિ અને સમાધાન શક્તિ એવી સારી હતી કે તેઓના વચન શ્રવણ કરનાર શ્રોતાઓ

તેમના પ્રતિ ગુરૂભાવ મનમા ધારવા લાગ્યા ક્રમે કરી અનેક શાસ્ત્રીઓ, વિદ્વાનો, પડિતો, ઇંગ્લીશ શિક્ષણના પાત્રો, આદિ ઈઅનેક પ્રકારના લોકો આબાલવૃદ્ધ તેઓશ્રી સમીપ આવવા લાગ્યા અને સત્—જ્ઞાનરૂપી દ્રવ્યનુ ઉપાર્જન કરવા લાગ્યા તેઓશ્રીનુ નિવાસ સ્થાન નિઝામપુરે દૂર હોવાથી શ્રોતા મડલે તે બ્રહ્મપુરમા સમીપ આવવા વિનંતી અને આગ્રહ કર્યો. તેનો સ્વીકાર કરી તેઓ શ્રી ભૂતડીને ઝાંપે, વર્તમાનમા ' શ્રીનૃસિંહાચાર્યાશ્રમ ' નામથી પ્રસિદ્ધ સ્થાનમા વાસ કર્યો અત્ર તેઓનો કાલ જ્ઞાનમય સદુપદેશ વર્ષાવવામા તેને નાનાવિધ ગદ્યપદ્યમય પુસ્તકોમા આકારી કરવામા, અને પરમાનદ—બ્રહ્મ નિષ્ઠતામા વ્યતીત થવા લાગ્યો. આમ કાળના પ્રવાહમા શ્રાવણ સુદિ ૫ તા. ૩ આગસ્ટ મગળવારને દિન મધ્યાહ્નોત્તર, જે પ્રારબ્ધથી દૃશ્ય શરીર ઉપર ઉત્પન્ન થયુ હતુ તેનો ક્ષય થતા, તેઓશ્રીની ગણના વિદેહ મુક્તના વર્ગમા થવા માડી, અને તેઓના સ્થુલ શરીરને ગૃહસ્થાશ્રમને ઉચિત અત્ય સસ્કાર ( અગ્નિસસ્કાર ) કરવામાં આવ્યો

તેઓશ્રીના અવસાન સમય સબધમા એક સમીપસ્થ દ્રષ્ટા લખે છે કે—" પ્રકૃતિ મદ નહતી દેહોત્સર્ગની પા ઘટિકા પૂર્વે પણ કોઇ પણ પ્રકારની વિક્રિયા નહતી સપૂર્ણ આરોગ્ય પ્રતીત થતું હતું ભોજનોત્તર કમરના ભાગમા કાઇક શલ્ય નાખતુ હોય એમ ભાસ્યુ, પરતુ તત્સબંધમા કિંચીત્ પણ કહ્યા વિના સમીપસ્થજનો પ્રતિ મદ નયને નિરીક્ષી, શ્રી પરમાત્માના મગલમય નામનો ચાર પાચવાર ઉચ્ચાર કરી, વૃત્તિને અતરાલમા આકર્ષતા હોય, એમ સમીપસ્થને પ્રતીત થયુ માત્ર ત્રણ ચાર ક્ષણમાજ હૃદય અને નાડીની ક્રિયા વિરામ પામી ગઈ, અને મૂર્ધમાંજ ઉષ્ણતાની પ્રતીતિ રહી તે ઉષ્ણતા બે પ્રહર પછી શમતાં સર્વને વિદેહ કૈવલ્યનુ દઢ અનુમાન થયુ હતુ "

તેઓને સતતિમા બે પુત્રો અને એક પુત્રી છે, જેઓ પોતાના પુણ્યવાન્ પિતુશ્રીની તુલ્ય પ્રકાશે છે

હાલમા શ્રીમાન ઉપેન્દ્રાચાર્યજી ગાદી ઉપર છે તેઓ અનેક રીતે સાધકોનુ કલ્યાણ સાધી રહ્યા છે. બીજા પુત્ર શ્રીમાન સુરેશ્વરાચાર્ય પણ તેમની સાથે સાધકોનુ કલ્યાણ સાધવાના અનેક ઉપાયો યોજે છે

શ્રીમાન નૃસિહાચાર્યજીની આકૃતિ મધ્ય વયથી જ મનોહર, વીચારશીલ, પ્રૌઢ અને તેજસ્વી જણાતી હતી, શરીરવર્ણ ગૌર હતુ અને અગાદિ સુઘટિત હતા. વેષમા મસ્તકે ભગવો પટકો અને પગમાં પાદુકા પહેરતા અને કાર્યાલય ( ઓફીસ ) માં પણ તેવેજ વેષે જતા વીસનગરમા દ્વિતીય લગ્ન

પ્રસંગે પણ તે વેષમાં ગયા હતા. માત્ર લગ્નાદિને સંબંધિઓના ચિત્તને ક્લેશ ન થાય તે સારૂ પાઘડી ધારણ કરી હતી

તેઓશ્રીનું સંસ્કૃત જ્ઞાન સારૂં હતું, તેમજ ઇંગ્લિશમાં વિદેશીય વિચારકો, પ્લેટો, કાન્ટ, શોપન હાવર, મેક્સમૂલર, આદિના ગ્રંથોને સારી રીતે સમજી શકતા

તેઓશ્રીએ નાના પ્રકારના અધિકારીઓને ઉદ્દેશી લોકોપકારક અનેક ગ્રંથોની રચના કરી છે, અને તેઓ શ્રીસિદ્ધાંત સિંધુ, ભામિનીભૂષણ ઇત્યાદિ—સવ સજ્જનોમાં યોગ્ય પ્રસિદ્ધ પામ્યા છે

શ્રીમાન નૃસિંહાચાર્યજી એક તત્ત્વજ્ઞાની, ઉપદેશક ( ગુરૂ ), અને લેખક એ રૂપે ગૂર્જર દેશમા સારી પ્રસિદ્ધિ પામ્યા છે

અનાર્ય તત્ત્વજ્ઞાન અદ્યાપિ સાધ્ય કોટીમા છે આર્ય તત્ત્વજ્ઞાન સિદ્ધ કોટીમા છે તેમા લોકમા જ્યારે વેદાંતના સિદ્ધાંતોના સબંધમા વિવાદ કરનારાઓ શાસ્ત્ર અને યુક્તિ ઉભયથી પ્રશ્નોત્તર થઇ જાય છે જ્યારે તે સિદ્ધાંતોનો અનુભવ કરેલો એવા પુરૂષ—મહાત્મા વર્તમાનમા છે એવો પ્રશ્ન અને બહુધા કરે છે જે પુરૂષો આ વિષયના જ્ઞાની હોઇ, પરીક્ષા કરવાની તથા અભિપ્રાય આપવાની શક્તિ ધરાવે છે, તેઓ કહી શકતા કે શ્રી નૃસિંહાચાર્યજી તેવા તત્ત્વજ્ઞાની હતા. આમાં તેઓશ્રીના લેખો, વિદ્વાન શિષ્યોની તેઓશ્રીમા શ્રદ્ધા, અને પરિચયમાં આવેલા અન્ય વિદ્વાનોની અનુમતિ એ પ્રમાણભૂત છે તેઓના ખોથી જણાય છે કે આર્યદર્શનો સાખ્યયોગ—વેદાંતાદિનું રહસ્યજ્ઞાન તેઓને હતું તેમજ પાશ્ચિમાત્ય દેશોના વિચારકોના પ્રયત્નો તેઓને અજ્ઞાન નહતા.

શ્રીનૃસિંહાચાર્ય હઠયોગમા અને રાજયોગમા સારૂ જ્ઞાન ધરાવતા હતા. તેઓશ્રીના અતિ પરિચય કરેલા એવા એક સાક્ષર ગૃહસ્થથી જણાય છે કે તેઓશ્રી પ્રાણાયામાદિ ક્રમે કરી સમાધિપર્યંત અવસ્થાને અનુભૂત કરતા હતા, અને તે સાથે સમાધિપર તુરીયાવસ્થાનુ પણ રહસ્ય જાણતા હતા. એથી એમ પતીત થાય છે કે તેઓનુ જ્ઞાન એક દેશીય કે શુષ્ક નહતું. પણ ક્રિયાથી રસવાન હતું તેઓ માત્ર જ્ઞાની હતા એટલું જ નહિ પણ અન્યને જ્ઞાની કરી શકે એવી શક્તિ તેઓમાં હતી. એથી તેઓમા લોકોથી અને શિષ્યોથી આરોપિત 'આચાર્ય' પદ સત્ય હતુ કર્મયોગ અને જ્ઞાનયોગ ઉભયમાં તેઓની નિષ્ઠા હોવાથી, જે મનુષ્યો સમીપ આવતા તેઓની આંતરવૃત્તિનો પ્રકાર ઝટ ગ્રહણ કરી શકતા, અને તેથી તેની અધિકાર શક્તિનો નિર્ણય કરી, જે પ્રક્રિયાથી તેને—ઇષ્ટફળની પ્રાપ્તિનો પ્રથમ નિશ્ચય અને અન–

તર અમૂલ્ય લાભ થાય-તેવી ક્રિયા અભ્યાસાદિનો ક્રમ તેઓ દર્શાવી શકતા તેઓશ્રી અધિકારીને પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ અર્થે તેને યોગ્ય વેદશાસ્ત્રની પ્રક્રિયાનો યોગ કરી આપતા સર્વ જનોને અભીષ્ટ એવા પરમ સુખ-પરમાનંદના પ્રાપ્તિ સારૂ અંતઃકરણની શુદ્ધતા અને નિશ્ચલતાની આવશ્યકતા છે તેઓશ્રી, શિષ્યોના અંતઃકરણ મલિનક્ષેપ દોષોથી રહિત થાય અને સંસ્કારી થઇ યોગ્ય અધિકારી બને, તે સારૂ તેઓની અંતઃકરણની વૃત્તિઓની સૂક્ષ્મ પરીક્ષા કરી જેને જેવી યોગ્ય તેવી ક્રિયા કરવા ઉપદેશ આપતા તેઓને ત્રણ માસ કિંવા ષડમાસ ચિત્તશુદ્ધિ સારૂ એક સાધન સધાવતા, તે સિદ્ધ થતા તે વૃત્તિ અંતર્મુખ થાય તેવી ક્રિયા બતાવતા, તે સિદ્ધ થતા તે વૃત્તિ નિશ્ચલ થાય એવુ સાધન ઉપદેશતા બાલકોને તેઓની શક્તિના પ્રમાણમા, યુવાનોને તેઓના વય અને વ્યવહારને બાધ ન કરે તેવી અને વૃદ્ધોને ક્લેશ સહવો ન પડે તેવી પણ ઇષ્ટ ફલ સિદ્ધ કરી આપે તેવી ક્રિયાઓ દર્શાવતા. ક્રિયા બરોબર કરતા ફલ પ્રાપ્તિ થતી, અને તેથી સત્યતાનુ ભાન થતા તેઓ તે માર્ગમા સંલગ્ન થઈ જતા એમ થવાથી, તેઓનો શિષ્ય વર્ગ અને પરિચયમા આવનાર વર્ગ સાક્ષાત્ વર્ગ અને પરંપરાથી વૃદ્ધિ પામ્યો કેટલાએક પુરૂષો ગ્રંથ વિશેષ પઢવાની ઇચ્છા દર્શાવતા તેઓને તેનો આરંભ કરાવાતો, પણ તુરત જ તેઓના લક્ષમા આવતુ કે ક્રિયા વિના ફલ પ્રાપ્તિ નથી, ત્યારે તેઓ અંતઃકરણની શુદ્ધિ સાધવાના પ્રયોગોમાં પ્રવૃત્તિમાન થતા સ્વકર્મોનુ ફલ સ્વભોગ્ય જ છે એ ન્યાયે તેઓના ઉપદેશાનુસાર વર્તન રાખનારાઓને ફલ થતા તેઓશ્રીમાં તેમનો ભક્તિભાવ દૃઢ વધતો જતો આ પ્રસંગે જણાવવુ યોગ્ય છે કે આ મહાત્મા પુરૂષના શિષ્યો અને પ્રશંસકો માત્ર સામાન્યજનો નહિ કિંતુ આપણી સમસ્તશાળા (યુનીવર્સીટી)થી અંગીકૃત થયેના નવીન શિક્ષણથી સંસ્કૃત થએના વિશેષમા વિચારશીલ એવા પણ છે, અને તેમાં કેટલાએક તો ગુર્જર ભાષાના લેખકોના અગ્રગણ્ય વર્ગમા આવે એવા છે, તેઓની કીર્તિ સાભળી સુજ્ઞ લીંબડીના ઠાકોર સાહેબ આદિએ તેઓના દર્શન સારૂ ઇચ્છા દર્શાવી હતી. સં ૧૯૩૭મા નૃસિંહાચાર્યનું દ્વારકાપ્રતિ યાત્રા નિમિત્ત જવુ થતા કાઠીઆવાડના લીંબડી, જુનાગઢ, પોરબંદર ઇત્યાદિ અનેક સ્થળે જવુ થયુ. ત્યા જ્ઞાનચર્ચાદિ એવા ઉત્તમ પ્રકારથી થતા કે ત્યા ત્યા તેઓશ્રીનો રાજાઓ રાજપુરુષો અને સજ્જનો તરફથી સારો આદર-સત્કાર અને માન પ્રાપ્ત થતાં

એ શિષ્યવર્ગ શ્રેયસ્સાધક વર્ગ ઉપાધિ બાધકવર્ગ હાલ શ્રી શ્રેયસાધક અધિકારી વર્ગ એ નામથી ગૂજરાતમાં પ્રસિદ્ધ છે, અને તે વડોદરા

સુરત, અમદાવાદ, વીરમગામ આદિ સ્થળોમા વાસી છે કેટલાકો એ નાના વિધિ પ્રકૃત્તિના જનોને એકજ જાતિય માર્ગથી પરમાનંદ પ્રાપ્તિનો માર્ગ દર્શાવવા યત્ન કરે છે, જે એકજ ઔષધથી નાના જાતિના રોગને નિવૃત્ત કરવા રૂપ દેખાય છે શ્રી નૃસિંહાચાર્ય તો જેવી વૃત્તિનો અધિકારી તે પ્રમાણે કર્મયોગ, ભક્તિયોગ, મંત્રયોગ, ક્રીયાયોગ, હઠયોગ, રાજ્યયોગાદિકમાંથી યોગ્ય યોગનો ઉપદેશ કરતા, એથી શિષ્યોના યત્નો સફલ થઇ તેઓની શાસ્ત્રાદિ ઉપર શ્રદ્ધા સારી થતી એવા શક્તિમાન પુરૂષ ઉપર તેઓના દ્રષ્ટા શ્રોતાઓના મનમા અપૂર્વ ભાવ ઉત્પન્ન થાય એમા આશ્ચર્ય નથી. મૂર્તિપૂજાના વિરોધિઓ જ્યારે પોતાના નિરાકારી થએલા પૂર્વજાદિની, તથા પોતાને કદાપિ પણ દૃષ્ટિગોચર ન થએલા એવા રાજાદિના જડ ચિત્ર-પ્રતિમા ઇત્યાદિ સબંધમા માન અપમાન માની લેછે, તેની કુસુમમાલાદિથી પુજા કરે છે તો દૃષ્ટિગોચર, અપૂર્વ અમુલ્ય સુખ નિધિદાતા ગુરૂની તનથી, મનથી ધનથી જે સેવા પૂજા ન થાય તેટલી ન્યૂનતા સમજવી. તથા અદૃશ્ય માનસિક ભક્તિભાવનો દૃશ્ય બાહ્ય આકાર પૂજા છે, અને દેવાધિક ગુરુ સબંધમા દેવસમાન પૂજા કરવામા આવે એ સદાચારથી વિરૂદ્ધ નથી એવા જે વિચારો પ્રચલિત છે તેને શિષ્યો અનુસરતા. એમ છતા પણ શ્રી નૃસિંહાચાર્યજીની વૃત્તિ અભિમાનરહિત હતી અને સાધકો સાથે મિત્રવત્ સમભાવથી વર્તતા. આ સબંધમા તેઓશ્રીએ એક પ્રસગે પોતાનો વિચાર પ્રગટ કર્યો છે કે—મુખ્ય નીતિ તો એવી છે કે ગુરૂ ભાવતો કદાચિત પણ ગુરૂત્વવાળી વૃત્તિમાં થવોજ ઘટતો નથી. તેથી ગુરુત્વના આરોપવાળી વૃત્તિની ગુરુત્વાભિમાનયુક્ત પ્રવૃત્તિ તે ગુરૂસ્થાનના દુષણરૂપ ગણાય છે * * અર્થાત ઇચ્છેચ્છાથી જે વ્યક્તિમાં ગુરૂત્વનો આરોપ કરાયો હોય તે વ્યક્તિએ પોતે પોતાના ગુરૂત્વનો સિદ્ધભાવ વૃત્તિમાં આરૂઢ રાખવો એ સર્વથા દોષરૂપજ ગણાય છે અને આરોપ કરનારને તો સઘળા પ્રકારની સ્વતંત્રતા છે " * *(સદ્બોધ પારિજાત પૃ ૨૪) કોઇ કોઈ સાધકોને વ્યાવહારિક વિપત્તિના પ્રસંગે પોતાથી બનતો તન મન ધનનો આશ્રય આપવા પ્રવૃત્તિ કરતા, અને તેઓના શરીરની મંદતા પ્રસગે તેઓને ગૃહે સમીપ જઇ આશ્વાસન ધૈર્ય આદિ આપતા વ્યાવહારિક કે પારમાર્થિક પ્રસગોમા શિષ્યો જ્યારે તેઓની સનાહ લેતા ત્યારે પોતે શુદ્ધ વૃત્તિથી તેઓનું શ્રેય થાય એવો વિચાર દેતા. સક્ષેપમા સાધકો ઉપર તેઓશ્રી પુત્ર નિર્વિશેષ પ્રેમ રાખતા, અને શિષ્યો તેઓને પિતૃ સમાન માનતા.

શ્રી નૃસિંહાચાર્યે કોઇપણ નવીન મત કે પંથ કે સમાજની પ્રવૃત્તિ

કરી નથી, તેઓ પોતે એમ માનતા કે દર્શાવતા નહતા, અને શિષ્યવર્ગ પણ તેમ માનતો હોય એમ જણાતું નથી. શાસ્ત્રાનુસારજ તેઓનો ઉપદેશ હતો. શિષ્યવર્ગના સમુદાયથી તેઓનુ નિવાસસ્થાન આશ્રમસમાન ભાસતુ, અને લોકો પણ તેનો તેજ નામથી વ્યવહાર કરવા મડયા. ત્યા કોઈ કોઈ વાર નવીન શિક્ષણ પામેલા, શાસ્ત્રો પ્રતિ શકાયુક્ત દૃષ્ટિથી જોનારા, સ્વ-રુચિર મતને ઉત્કૃષ્ટ માનનારા, અર્ધ જ્ઞાનદગ્ધ ઇત્યાદિ અનેક પ્રકારના વિવાદશીલ પુરૂષો તર્કાદિ બળથી વાદ કરવા આવતા પણ તેઓશ્રી યુક્તિ પુરસ્સર સિદ્ધાંતોનુ પ્રતિપાદન કરી તેઓનુ સમાધાન કરતા વળી કેટલાએક તો તેઓશ્રીનુ જ્ઞાન કેટલુ છે તે તેની પરીક્ષા લેવા—માપ કરવા જતા એમ અનેક વિલક્ષણ પુરુષો પોતાની વૃત્તિ અનુસાર શાસ્ત્રીય, અશાસ્ત્રીય, સત્ય, મિથ્યા, તર્ક કે વિતડાયુકત નાના પ્રકારના પ્રશ્નો સ્વતત્રતાથી કરતા પણ તેઓશ્રી ક્રોધવશ ન થતા, તે પ્રશ્નકર્તાનુ યોગ્ય સમાધાન થાય, અને તે સન્માર્ગાવલબી થાય, એવા ઉત્તર આપી શકતા સાધનોપદેશ તે તે શિષ્યોને એકાતમા કરવામા આવતો પણ અન્ય ચર્ચાઓ પ્રસિદ્ધ થતી હતી ચર્ચા સમયે એવો આનદ વ્યાપતો કે શ્રોતાઓને સમય આદિનુ વિસ્મરણ થઇ જતુ, અને તેઓની વૃત્તિઓ પરમ શાતિનો અનુભવ કરતી જણાતી. સ-ક્ષેપમા "સાધકોનો સાધન સિદ્ધ કરવામા ઉત્સાહ સ્થિર રહે, સદ્વર્તનમા દૃઢ રહે, અને કર્તવ્યમા અપ્રમત્ત રહી પરમ કલ્યાણને પ્રાપ્ત કરે" એવો તેઓનો સદુપદેશ હતો.

શ્રી નૃસિહાચાર્યજીના લેખો ધર્મ—જ્ઞાનવિષયક છે એ વિષયો એવા છે કે સામાન્યજનોને આકર્ષક ન થાય પણ તેઓશ્રીના લેખો લેખનની અપૂર્વ શક્તિથી એવા સારા પ્રકારની લખાયા છે કે તે સામાન્ય તેમજ વિદ્વાન્ જનોને રુચિકર અને પ્રિય થઈ પડે "શ્રીભામિની ભૂષણ" નામે ગ્રથના પાચભાગ પ્રસિદ્ધ થયા છે એ ગ્રથ મનુષ્યોના પ્રધાનાશ્રમ ગૃહસ્થાશ્રમના નાના પ્રકારના દર્શન કરાવે છે, તથા તેમાથી ક્લેશકારી વર્તનનો ત્યાગ કરી, ધર્માનુસાર વર્તનોથી તે આશ્રય કેવો સુંદર પોતાને અને અન્યને સુખકારી, તથા પુરૂષાર્થોનો સાધક થાય છે એ મનોરજક રીતે દર્શાવે છે. અનેક આખ્યાનોથી યુક્ત આ ગ્રથ આબાલવૃદ્ધ સ્ત્રી પુરૂષોને વ્યવહાર સયુક્ત પરમાર્થ જ્ઞાનનો પુરાણવત ઉપદેશ કરે એવો છે એમ કહેવાય છે કે આ ગ્રથના વાચનથી ઘણા સ્ત્રી પુરૂષોના ગૃહસ્થાશ્રમ અનુકૂલ થઈ ગયા છે ત્રિભુવન વિજયી ખડ્ગ" અને "પચવરદ વૃત્તાંત" એ બે કથાઓમાં મનુષ્યોને સસાર કારાગૃહમા બાધી રાખનાર દારૂણતમ શત્રુ વૃત્તિઓના

જયના શાસ્ત્રપ્રતિપાદિત અને અનુભવ સિદ્ધ ઉપાયો નાના પ્રકારે દર્શાવવામા આવ્યા છે. શ્રી સિદ્ધાંત સિંધુ (પ્રથમ રત્ન), કર્મ ઉપાસના આદિ સાધનો સિદ્ધ કર્યા વિના માત્ર વેદાતના સિદ્ધાતો જાણવામાં કેવી નિરૂપયોગીતા છે તે દર્શાવી વેદાતનુ શુદ્ધ સ્વરૂપ દર્શાવ્યુ છે "શ્રીસુરેશ ચરિત્ર" નામે નાટકમા સાધક અવસ્થાથી આરભી સિદ્ધ અવસ્થા પ્રાપ્ત કરવા પર્યંતની પ્રક્રિયા રૂપકથી દર્શાવવામા આવી છે. પૂર્વ વર્ણિત ઉપાધિબાધક વર્ગથી પ્રસિદ્ધ થતા "શ્રી મહાકાલ" નામે પ્રસિદ્ધ માસિકમા પણ પ્રસગે પ્રસગે તેઓના સલ્લેખો પ્રકટ થતા.

પદ્યમા, તેઓશ્રીની રચિત કવિતાના "શ્રીનૃસિહવાણી વિલાસ" નામથી ત્રણ ભાગ પ્રકટ થયા છે તેમા ગુરૂ—ઈશ્વર ભક્તિના ઉપદેશથી શાતરસ, મોહાદિ શત્રુઓના જયના ઉપદેશ પ્રસંગે વીરરસ, દુ:ખમય સસારના દર્શન સમયે બીભત્સરસ, વિચર્ય વાણીથી અદ્ભુતરસ આદિ નાના જાતિના રસો, તથા રાગો અને છદોથી, નાના પ્રકારના મનુષ્યોની વૃત્તિઓને સ્વરૂચિ અનુસાર સતોષ અને આનદ મળે એવી કવિતા છે શબ્દોમાં લાલિત્ય, અર્થમા ગૌરવ, અને ફળમા જ્ઞાન છે કેટલેક સ્થળે યોગ વેદાતની પ્રક્રિયાઓનુ અને સિદ્ધાતનુ પણ કથન કર્યું છે. વૈરાગ, ભક્તિ, જ્ઞાન અનુભવ, ઉપદેશ આદિથી કવિતા ભરપૂર છે.

શ્રીનૃસિહાચાર્યે પોતાના અનેક શિષ્યો તથા અન્ય પરિચિત સજ્જનોને પ્રશ્નોના સમાધાન સારૂ તથા ભિન્ન ભિન્ન પ્રસગોએ પત્રો લખેલા છે, તેમાથી ઉપર્યુક્ત ભાગનો સગ્રહ 'સદ્બોધ પારિજાતક" નામથી પ્રસિદ્ધ થયો છે. તે પણ બહુ ઉપદેશક અને સુંદર છે.

તેઓશ્રીના લેખોમા સરલતા, શબ્દાદિનુ ઔચિત્ય, ગભીરતા, અર્થગૌરવ, ઉપયોગિતા આદિ લેખોના શ્રેષ્ઠત્વાધાયક જે ગુણો છે તે પ્રકાશી નીકળે છે

---

## પ્રકરણ ૪૬ મું.

### કબીર.

કબીરનો જન્મ સવત ૧૨૦૫ માં કાશીમાં થયાનુ કહેવાય છે.

એક નિમા નામે કપડા વણવાનુ સુતર ધોવા ભાગીરથી નદી ઉપર ગયો તે વખતે પાણીના વ્હેણમા એક નાનુ બાળક તણાતું આવતું હતું તે તેણે લઇ ઘેર આવી પોતાની સ્ત્રી નુરાને આપ્યું. તે બાળક તેમણે પાળી

પોષી ઉછેરી મોટુ કર્યું તેજ બાળક કબીર કહેવાયો. વળી ભક્તમાળમા લખ્યુ છે કે એક બ્રાહ્મણ વિધવાને રામાનંદ સ્વામીએ પુત્રવતી ભવ એવો આશિર્વાદ આપ્યો તેથી તે બાળ વિધવાને પુત્ર થયો તેણે લોકોના અપવાદના ભયથી પુત્રને વડગામા મૂકી દીધો, તે કોઇ વણકરના હાથમા આવતા તેણે પાળી પોષી મોટો કર્યો તેનુ નામ કબીર પાડયુ

કબીર વણકરના ઘરમા રહી મ્હોટો થયો અને કપડા વણતા શીખ્યો તેના વડે તે પોતાનુ ગુજરાન ચલાવતો. મોટી ઉમ્મરે પરણ્યો હતો. તેને કમાલ નામે પુત્ર થયો કબીરે એક વખતે કેટલાક સાધુઓને પૂછ્યુ કે આ સસાર અસાર છે, આ જીદગી કમળ પત્ર પરના પાણી જેવી છે તેમાથી ઉદ્ધરવા મારે ગુરુ કરવા છે ત્યારે તે સાધુઓએ કહ્યુ કે તુ કોણ છે? ત્યારે તેણે કહ્યું કેઃ હુ વણકર છુ રામાનદનો શિષ્ય થવા ધારૂ છુ ત્યારે સાધુએ કહ્યું કે તું તો મ્લેચ્છ છે તો તારા ગુરુ કોણ થશે? આથી નિરાશ થઈ કબીર ઘેર ગયો કબીર નીરાશ થઇ કાશીમા ફરવા લાગ્યો. તે દરેકને પૂછતો કે ગુરુ રામાનંદ કયા રહે છે! ત્યારે કોઇએ કહ્યું કે રામાનંદ ફલાણી જગાએ રહે છે. સવારમા દરવાજો ઉઘાડી રોજ ગગામા સ્નાન કરવા જાય છે, માટે તું રાતે બહારના દરવાજા પાસે સુઈ રહેજે તો તારી ઇચ્છા સફળ થશે

કબીર ત પ્રમાણે સુઇ રહ્યો એટલે રામાનંદ સ્વામી ગગાસ્નાન કરવા જતા હતા ત્યાં અધારામા સૂતેના કબીરના ઉપર પગ પડયો કબીરે ગુરુનો પગ ધારી આનંદ માન્યો રામાનદે પૂછ્યુ અરે કોણ છે! ત્યારે કબીરે કહ્યુ કે એ તો હુ કબીરો એટલે મ્લેચ્છનો સ્પર્શ થવાથી રામાનદે અરે રામ, રામ, એમ કહ્યું એટલે કબીરે રામાનદને ગુરુ માની 'રામ રામ' એ મત્રનો જપ કરવા માડયો. કબીર હવે હમેશા રામ નામ જપવા લાગ્યો અને રામની ભક્તિમા લીન બન્યો. તે હવે તીલક કરતો, માળા પહેરતો અને કાશીમાં બીજા વૈશ્નવોની પેઠે રહી નીત્ય કીર્ત્તન કરતો. તેને કોઇએ પૂછ્યુ કે તુ કોનો શિષ્ય છુ તો કહેતો કે હુ રામાનદનો શિષ્યછુ.

રામાનદને કોઈએ કહ્યુ કે કબીર તમને ગુરુ ગણે છે તો તમે તે મ્લેચ્છને ઉપદેશ આપ્યો છે? ત્યારે રામાનદે વિચાર કર્યો કે મે કદી તેને ઉપદેશ આપી શિષ્ય બનાવ્યો નથી છતા મારૂં નામ કેમ દે છે! માટે મારે તેની પરીક્ષા કરવી જોઇએ. એક વખતે કબીરે કીર્ત્તન કરવા માંડયુ ત્યાં રામાનદ સ્વામી તેની પરીક્ષા કરવા એક બાજુ છાનામાના ઉભા રહ્યા. કબીરે તો શરૂઆતમા રામાનદ સ્વામીનુ નામ ઉચ્ચારી કીર્ત્તનની શરૂ

વાત કરી આથી તેની પરીક્ષા કરવા રામાનંદે રીસ ચઢાવી પોતાના પગની પાવડી કાઢી તેના ઉપર ફેંકી તે કબીરના માથામાં વાગી છતા કબીરે તે પાવડી ગુરુનો પ્રસાદ માની લેઈ લીધી અને વધુ આનંદથી રામાનંદ સ્વામીનુ નામ લઇ ભજન કરવા લાગ્યો. એથી રામાનંદે તેને પૂછ્યુ કે ' હે કબીર, મેં તને ક્યારે ઉપદેશ આપ્યો છે ? ત્યારે કબીરે કહ્યુ કે તે દિવસે રાત્રે આપ ગંગાસ્નાન કરવા જતા હતા ત્યારે આપના પગનો મને સ્પર્શ થતા આપે રામ નામનો ઉચ્ચાર કર્યો હતો, તે દિવસથી હું રોજ રામ નામનો જપ કરૂ છુ તેમાં જો મારો અપરાધ હોય તો ક્ષમા કરો ! આથી રામાનંદે કબીરને પોતાના શિષ્ય માની ક્રોધ છોડી દીધો અને તેને આશીર્વાદ આપી સંતોષ પામ્યા પછી તેને તત્ત્વ જ્ઞાનનો ઉપદેશ આપ્યો, તે દિવસથી તે ભકત ગણાયો.

કબીર દયાળુ, શાત, પરોપકારી અને ભકત હતો બીજાના દુખે તેનું ચિત્ત દ્રવી જતુ તે ઘરનો ગરીબ હતો પણ પરમાર્થ કરતો એક વખતે તે ઘરમા ખાવાનુ ખૂટતા એક કપડુ વેચવા જતો હતો, તે વખતે રસ્તામાં એક વૃદ્ધ શિયાળાની ટાઢમા ધ્રુજતો મળ્યો, તેણે કબીર પાસે લુગડુ માગ્યું એટલે કબીરે તરત તેને આપી દીધુ, અને ઘેર પાછો ગયો. તેને વિચાર થયો કે ઘરમા તો વેળાની નથી ને કપડુ તો આમ દીધુ, પણ હશે, મારૂ જે થવાનુ હશે તે થશે પણ ગરીબ તો સુખીજ થશે તે ઘેર આવ્યો તો તેની મા રસોઈ તૈયાર કરી કબીરની રાહ જોતી હતી તેને પૂછ્યું કે અનાજ તો હતું નહિ ને ક્યાથી આવ્યુ, ત્યારે તેની માએ કહ્યું કેઃ ' વાહ, તેંજ માણસ મોકલી અનાજ મોકલ્યુ હતુ ને, તેની જ રસોઇ બનાવી આ સાભળી કબીર આશ્ચર્ય પામ્યો, અને તેની ખાત્રી થઇ કે ભગવાન પોતેજ અનાજ આપી ગયા છે

કબીર માનતો કે ધન તો સર્વનો ધણી ઇશ્વર આપશે, ધનની કાંઇ ફીકર નથી મા, આપણે ગરીબોને અનાજ આપ્યા કરો પછી કબીરની મા રોજ ગરીબોને અનાજ આપ્યા કરતી કબીર ગરીબોને અનાજ આપે છે એમ સાભળી ઘણા માણસો આવવા લાગ્યા એક વખતે તેણે એક રાજાને કહ્યું હતુ કે હે રાજા ! ધનની દરકાર શી ? જીવન અને મરણ બંને સરખાં છે હું તો મૂર્ખ છુ પેટ ભરવા માટે સામાન્ય ધનની મને ઇચ્છા નથી જે ગરીબ, ભૂખ્યા અને પૈસાને માટે આતુર હોય તેનેજ તું ધન આપીશ તો પુન્ય થશે આ પછી રાજા કબીરના કહ્યા પ્રમાણે ગરીબોને દાન કરવા લાગ્યો એક વખતે કબીરે પોતાની સ્ત્રીને એક

વાણીયાને ત્યાં ઘરેણું મુકી દાણા લાવી ગરીબોને તેમ સાધુ સંતોને જમાડયા હતા.

કબીરને એક જણે પૂછયું કે પ્રપંચમા રહી પરમાર્થ સધાતો નથી એમ કહે છે તે સાચું કે ખોટું ત્યારે કબીરે કહ્યું કે કાલે તમને જવાબ આપીશ. બીજે દિવસે બપોરે તે સુતરના તાણા જુદા કરતો હતો તે વખતે તેણે તેની સ્ત્રીને દીવો લાવવા કહ્યુ સ્ત્રી દીવો સળગાવી લાવી. પછી કબીરે તાતણા જુદા કરી તેને દીવો લઇ જવા કહ્યુ આ પછી બીજે દિવસે પેલા માણસે કહ્યુ કે, મે પૂછેલો ખુલાસો કરો ત્યારે કબીરે કહ્યુ ખુલાસો તો થઇ ગયો છે જુઓ, ખરે બપોરે અજવાળુ છતા તાતણા જુદા કરવા મેં મારી સ્ત્રીને દીવો કરવા કહ્યું, તે તેણે કઇ પણ પૃછયા વગર કરી આપ્યો, તેમ જેને તેવી સરળ હૃદયની સ્ત્રીની અનુકુળતા હોય તે જ પ્રપંચમા રહી પરમાર્થ સાધે છે આ સાભળી પેલા માણસને સંતોષ થયો.

એક વખતે કબીર તીર્થયાત્રા કરવા નીકળ્યો. મથુરા થઈ દિલ્હી ગયો ત્યા સિકંદર લોદી બાદશાહ હતો તેને કોઈએ ભરવ્યુ કે કબીર કરીને એક ધુતારો સાધુ બની લોકોને ઠગે છે માટે તેને શિક્ષા થાય તો ઠીક. જેથી બાદશાહે કબીરને પકડી મંગાવ્યો સીપાઇએ બાદશાહને સલામ કરવા કબીરને પકડી મંગાવ્યો સીપાઇએ બાદશાહને સલામ કરવા કબીરને કહ્યુ પણ કબીરે તો કહ્યુ કે હુ કોને સલામ કરૂ, આ જગતમા કોઈ માર-નાર નથી. આ સાભળી બાદશાહ ગુસ્સે થઇ કબીરને યમુનામા ફેંકાવ્યો. પણ તે ન ડુબતા સામે કિનારે ફરતો જણાયો ફરી પકડી તેને સળગતી ન્હેમા ફેંકયો પણ તેને કાંઈ થયુ નહિ, હાથી પાસે પીલાવા યત્ન કર્યો પણ હાથી તેનાથી ડરી દૂર જતો રહ્યો આથી બાદશાહે જાણ્યુ કે આ તો કોઇ મહા પુરુષ છે માટે નમીને તેને વિદાય કર્યો.

કબીર હિંદુ અને મુસલમાનને સરખા ગણુતો, બને જાતિના તેના શિષ્યો હતા. તેણે ઘણા ભજનો લખ્યા છે તે દરેક ભજનના અંતે ' કહેત કબીરા સુન ભે સાધુ ' એમ ઘણે ભાગે લખતો કબીરપથી લોકો એક બીજા સાથે મળે છે ત્યારે બદગી સાહેબ કે સત સાહેબ એમ કહે છે. તેને સત ગોપાલ અને ધર્મદાસ નામે બે મુખ્ય શિષ્યો હતા વળી કમાલ તેનો પુત્ર હતો તે પણ તેનો શિષ્ય હતો. સિવાય વિમાન, ભુધન અને દાદુ નામે શિષ્યો હતા.

રામાનુજાચાર્ય સંપ્રદાયમાંથી રામાનંદી સંપ્રદાય થયો અને તેમાંથી કબીરે કબીર પંથ સ્થાપ્યો છે રામાનંદી અને કબીરપંથી એક સરખું તીલક કરે છે તે ઇશ્વર એક છે એમ માને છે અને આપણા દેહમાં અખંડ જ્યોતિરૂપે પ્રકાશે છે ઇશ્વનું ધ્યાન કરવું એજ મોટો ધર્મ માને છે ગૌ બ્રાહ્મણની સેવા કરવી, માંસ, મદિરા વ્યભિચાર હિંસાનો ત્યાગ કરવો સત્ય, દાન, દયા, ક્ષમાનું પાલન કરવું એ તેના સિદ્ધાંત છે કબીરે હિંદુ મુસલમાનનો ભેદ રાખ્યો નથી. રામ અને રહિમ એક છે એમ તે કહેતો તેનું અવસાન સંવત ૧૫૦૫ માં આસો સુદ ૧૧ ના રોજ મગર ગામમાં થયું હતું

કબીરે મરતા અગાઉ પોતાના શિષ્યોને એકઠા કરી કહ્યું હતું કે: 'આજે હું પરલોકમાં જઇશ, મારા જીવનની લીલા પુરી થઇ છે હું મ્લેચ્છ ધરમાં રહી કર્મથી વૈશ્નવ થયો છું, માટે આ અપવિત્ર શરીર હવે રાખવાનું ફળ નથી. મગર રાજ્યમાં મારો મોક્ષ થશે ' આટલું કહી તે લુગડું ઓઢી સૂતો અને દેહ ત્યાગ કર્યો. પછી તેના હિંદુ અને મુસલમાન શિષ્યોમાં શબ લેવાની તકરાર થઇ એવામાં તેના અર્ધ ભાગ ઉપર તુલસી અને અર્ધ ભાગ ઉપર મરવો જણાયો જેથી તુલસી લેઇ કાશીના રાજા વીરસિંહે બાળી અને તેની રાખ ત્યાં કબીર ચૌર નામે જગામાં દાટી. તેમ મુસલમાન શિષ્યોએ મરવાને લઇ જઇ ગોરખપુર પાસે મગર ગામમાં દાટયો અને ત્યાં સમાધિસ્તંભ બાંધ્યા હાલ કબીર ચૌર અને મગરની સમાધિ કબીરપંથીઓનું તીર્થ મનાય છે

કબીરે કબીર પંથ ચલાવી ઘણાને ધર્મ રસ્તે દોર્યા હતા તેના ભજનો પ્રજામાં હજુ પણ ભાવથી ગવાય છે કબીર આત્મજ્ઞાની હતો

---



## પ્રકરણ ૪૭ મું.

## શીખ ગુરુ નાનક.

### બાલ્યાવસ્થા.

ગુરુ નાનકે શીખ સંપ્રદાય સ્થાપ્યો છે તેમનો જન્મ પંજાબમાં રાવી નદીના તીરે આવેલા તલબંડી ગામના કાલુવેદી નામના એક સાધારણ સ્થિતિના માણસને ત્યાં થયો હતો કાલુવેદીની પત્નિનું નામ તૃપ્તાજી હતું ગુરુ નાનકનો જન્મ સંવત ૧૫૨૬ ના કારતક સુદ ૧૫ ના રોજ પરોઢીએ થયો હતો પુત્રનો જન્મ થતાં કાલુવેદીને તેમજ માતા તૃપ્તાજીને આનંદનો પાર રહ્યો નહિ કાલુવેદી તે વખતે મુસલમાન હાકિમનો મહેસુલી કારકુન હતો છતાં તેણે પુત્રજન્મની ખુશાલીમાં ગામમાં ગોળ ધાણા વ્હેંચ્યા

તેમણે પંડિત હરિદયાળ શર્મા પાસે પુત્રની જન્મકુંડળી કરાવી તેમાં બાળકના ગ્રહ અને ચક્રાદિ ચિન્હો જોઈ જોશીને નવાઈ લાગી તેમણે કાલવેદીને કહ્યું કે "તમે ઘણા નસીબદાર છો, તમારે ઘેર કોઈ અવતારી પુરુષે જન્મ લીધો છે તેના ગ્રહસંયોગો ઉપરથી એ બાળક મહાન પુરુષ થશે એમ લાગે છે જગત્ એના ચરણે મસ્તક નમાવશે અને હિન્દુ મુસલમાન બન્ને એના ઉપર પરમેશ્વરિ વરસાવશે" જ્યોતિષીની આ ભવિષ્યવાણી સાંભળી તેમના માબાપના આનંદનો પાર રહ્યો નહિ તેમ નાનકનામાં આ લક્ષણો નાનપણથી જણાવા લાગ્યા

નાનકે વર્ષ દિવસની ઉમ્મરે તો ચાલવા માંડયું. તેમ તેમને તેજ ઉમ્મરે દાંત પણ આવી ગયા તેમણે બોલવાની શરૂઆત કરી ત્યારથીજ ઇશ્વરનું નામ દેવા માંડયું તેઓ નાનપણથીજ બેસતા ત્યારે પદ્માસન વાળીને બેસતા અને જાણે ઉંડા ધ્યાનમાં નિમગ્ન હોય તેવા જણાતા પાંચેક વર્ષની

ઉમ્મરે તો તે પોતાની સરખી વયના બાળકો સાથે પ્રભુની મહત્તાનું ભાન થાય અને નીતિને રસ્તે જવાનુ મન થાય તેવી વાતો કરતા, નાનપણુમાં તેમને ઘરમાંથી જે કાંઇ ખાવાનુ કે રમકડા વિગેરે આપવામા આવતું તે બહાર જઇ પોતે બીજા બાળકોને હર્ષપૂર્વક વ્હેંચી આપતા. આ પ્રકારની ઉદારતા અને સમાન દૃષ્ટિ તેમનામા નાનપણુથીજ હતી

એક વખતે તેમની સાતેક વર્ષની ઉમ્મરે તેમના માશી તમને રમાડવા આવ્યા તેમણે નાનકની ચાલચલગત જોઇ પોતાની બેન તૃપ્તાજીને કહ્યું કે. "આ છોકરો તો ગાડા જેવો જણાય છે, ઘરમાંથી ગમે તે વસ્તુ લઇ જઇ બીજા બાળકોને આપી દે છે અને ખાલી હાથે પાછો આવે છે" આ વાત નાનકે સાભળી તેથી તેમણે કહ્યુ કે "માસી, મારા જેવો એક ગાંડો તારા ઘરમા પણુ થશે." આ સાભળી સર્વ હસી પડ્યા. પણુ ભવિષ્યમાં નાનકનુ તે વચન સિદ્ધ થયુ તેમની માસીને ત્યા એક રામરત્ન નામના મહાપુરુષ ઉત્પન્ન થયા. તે મહા આત્મજ્ઞાની થયા હતા

નાનકે નાનપણુમા ગામઠી શાળામા, વેદ પાઠશાળામા અને મોલવીઓના મકતબખાનામા શિક્ષણુ લીધુ તેમને છ વર્ષની ઉમ્મરે તેમના ગામમાં ગોપાળ પડ્યાની શાળામા હિંદી શીખવા મુકયા હતા. મહેતાજીએ તેમને પાટી ઉપર એકડા ઘુંટવાનું કહ્યું. ત્યારે નાનકે તેમના તરફ જોઇ કહ્યું કે "શુ તમે મને ભણુાવી શકશો?" મહેતાજીએ કહ્યુ "હા, મારો ધધો એજ છે આવા સવાલ ન પૂછતા તું ચાલ એકડો ઘુટવા માંડ." આથી વળી નાનકે કહ્યુ "સાહેબ જ્યારે આપ મને સારી પેઠે ભણુાવી શકવાનું કહો છો તો પુછુ છુ કે "આ સસારના હિસાબ કિતાબ શીખનારાઓમાના ઘણુાની અતકાળે દુર્દશા થઇ છે, તેમને ઘણો કલેશ ભોગવવો પડયો છે, તો હું તો અહિ પરમેશ્વરનું નામ ભણુવા આવ્યો છુ તો આ સસારબધનથી મુક્ત થવાનો માર્ગ મને બતાવો."

આ સાભળી મહેતાજીનો મિજાજ ગયો અને ચીડાઇને બોલ્યા "તું તારા મનમાં શુ સમજે છે? તું બધ અને મોક્ષ શબ્દોમા શુ સમજે?" આ સાભળી નાનકે કહ્યું "સાહેબ, હું હજુ બાળક છુ અને અજ્ઞાન છું છતા તમે કહો તો હું તમને તે સબંધી કહી સભળાવુ."

આવો સ્પષ્ટ વક્તા અને દબી જાય નહિ તેવો છ વર્ષની નાની ઉમ્મરનો આ નવોજ વિદ્યાર્થી હતો આથી મહેતાજી વિચારમાં પડી ગયા. તેમણે નાનકને કહ્યુ "સમજાવ જોઇએ બંધ અને મોક્ષની વાત." આ સાંભળી

નાનકે ગંભીરતાથી કહેવા માડ્યુ કે "જરા શાંત થાઓ, લક્ષપૂર્વક સાભળો, મોહને બાળી નાખો, તેને ઘસીને શાહી બનાવો, તમારી બુદ્ધિને કાગળ કલ્પો, પ્રેમની કલમ બનાવો, અને ગુરુદેવને પૂછીને જે અનન્ત અને પારાવાર રહિત છે તે પરમાત્માનું નામ જયવંતુ વર્તો એમ લખો. હે બાબા, એવા લેખ લખી જાણો કે જેથી જેની પાસે લેખુ માગીએ તે વ્યક્તિની ઉપર સચોટ નિશાન પડે"

આ સાભળી મહેતાજી બોલ્યા "છોકરા તુ જાણે છે તે આજ કે? હુ ધારૂ છુ કે કોઈ ભટકતા ફકીર પાસેથી તે આ શબ્દો સાભળ્યા હશે. પણ ઇશ્વરની પ્રીતિ સપાદન કરવાને દરેક હિંદુએ શુ શુ કરવુ જોઇએ તે ક્રિયાઓ સબધી તુ કાઇ જાણે છે? આ સાભળી નાનકના મો ઉપર તેજી આવી તેમણે જુસ્સાભેર કહેવા માડ્યુ "તમે ધર્મનુ રહસ્ય બિલ્કુલ સમજતા નથી, વેદ અને ધર્મશાસ્ત્રોની કુચી ખોઇ બેઠા છો, તમે હિંદુઓના સરળ અને પવિત્ર ધર્મને અતરમા પેસવા ન દેતા અનેક પ્રકારના માત્ર બહારના જ કર્મકાડની જાળમા ગુગળાવી માર્યો છે બાહ્ય કર્મકાડમાજ તમે સર્વસ્વ માની બેઠા છો અને અધેકી હાર ચલી, જે દાતાર જે દાતાર બોલી રહ્યા છો. ઇશ્વરને તમારા શીરા કે ઠોર પુરીની કે પઈસાની લાચ જોઇતી નથી સત્ય અને પ્રમાણિકપણાના સદ્‌ગુણોથી અંતઃકરણપૂર્વક તેની સેવા કરવી જોઇએ માત્ર ટીલા ટપકાથી કે ઉપર ઉપરના રામનામના જપથી તે છેતરાતો નથી તો પછી તેની પ્રીતિ તમે કેવી રીતે સપાદન કરી શકશો? સ્થૂળ રૂપાતરથી ઇશ્વરના પવિત્ર નામને તમારે કલકિત ન કરવું જોઇએ" આ સાભળી મહેતાજીને ઘણુ લાગી આવ્યુ

તે પછી ત્રણેક વર્ષે નાનકને તેમના પિતાએ સસ્કૃતનો અભ્યાસ કરાવવા માટે પડિત વ્રજનાથ શર્મા પાસે મુકયા પડિતે વિધિપૂર્વક પ્રારભ કરાવીને ॐ **नम. सिद्धम्** ॥ નો મત્ર પાટી ઉપર લખી આપી મોએ કરવા કહ્યુ નાનકે પાટી હાથમા લઇ પડિતજી તરફ જોઇ કહ્યું "એનો અર્થ તો જરા કહી બતાવો?" આથી પડિતજીએ કહ્યુ "હમણા તારે અર્થનું કાઈ પ્રયોજન નથી એને મોઢેજ કરો" આ સાભળી નાનકે કહ્યું "તો અર્થ વગર માત્ર શબ્દોચ્ચાર કરવાનુ શુ કારણ?" પડિતે કહ્યુ એ પ્રમાણે રોજ થોડા થોડા શબ્દ યાદ રાખવાથી કેટલેક દિવસે મોટા મોટા ગ્રથો કહામે થઇ જાય છે"

નાનક—"તેનુ તાત્પર્ય જાણ્યા વગર માત્ર ગ્રંથો ગોખી મારવાથી શો લાભ? કહ્યુ છે કે જે વેદને માત્ર ભણીજ જાણે છે અને અર્થ સમ-

જતો નથી તે ખરેખર સુકા લાકડાના ઠુઠા જેવોજ છે."

આ સાંભળી પંડિતને આશ્ચર્ય થયુ તેમણે ધાર્યું કે ભવિષ્યમા આ કોઇ અસાધારણ પુરુષ નીવડશે તે પછી નાનકે અહિ વેદાંતનુ જ્ઞાન સારી રીતે મેળવ્યુ તેમ પુરાણોનુ પણ અવલોકન કર્યું તે વખતે રાજભાષા ફારસી હતી. પોતાના બાપ સરકારી નોકરીમા હતા તેથી તેમણે ધાર્યું કે પુત્ર જો સારી રીતે ફારસી શીખશે તો કોઇ સારી નોકરી પણ મળશે. તેથી તેમને સંવત ૧૫૩૯ મા ૧૩ વર્ષની ઉમ્મરે મોલવી કુતુબુદીન પાસે ફારશી શીખવા મુક્યા મોલવીએ તેમને અલેફ, બે, પે, વિગેરે ફારસી મૂળાક્ષરો લખી આપ્યા હતા તેમને પણ નાનકે તેનો અર્થ સમજાવવાનુ કહ્યુ તેથી તેમણે કહ્યુ કે દરેક હર્ફ છુટો છુટો હોય ત્યા સુધી તેનો અર્થ કોઇ બોધ કરી શકતા નથી જ્યારે હરફ મળીને શબ્દ થાય ત્યારે તેનો અર્થ થાય છે.

નાનકે કહ્યુ "તો જુદા જુદા હર્ફ અર્થ વગરના છે?" મોલવીએ કહ્યુ હા, તેથી નાનકે કહ્યુ જ્યારે મૂળ અક્ષરો જ અર્થ રહિત હોય તો પછી અક્ષર સમુદાયથી શબ્દ બને તેનો અર્થ ક્યાથી આવે? મૂળ જ ન હોય તો પછી ડાળી ક્યાથી? માટે દરેક હર્ફનો પણ કાંઈ અર્થ તો થવો જ જોઇએ જુઓ અલફ (અ) અલ્લાને યાદ કરવાનુ કહે છે બે (બ) બુરાઇને છોડવાનો ઉપદેશ આપે છે અને કહે છે કે કોઇને બુરો કહીશ નહિ અને વ્યર્થ ઝગડામા તારી જીંદગી બરબાદ કરીશ નહિ, તેમ તે (ત) તોબાહ (પશ્ચાત્તાપ) કરવાનો અને સેક (૨) પરમેશ્વરની પિછાણ કરવાનો ઉપદેશ આપે છે"

આ પ્રમાણે નાનકે દરેક અક્ષરનો અર્થ કહી સભળાવ્યો તે સાભળી મોલવી સાહેબના હૃદય ઉપર ભારે અસર થઇ અને તે સાસારીક ખટપટોથી અલગ થઇ પ્રભુભક્તિમા લીન થયા

ગુરૂ નાનકે ગણિતશાસ્ત્ર અને ફારસીનો સારો અભ્યાસ કર્યો હતો. તેમ તેમના બાપના મિત્ર સૈયદહુસેન પાસેથી પણ તેમણે ફારસીના ઉત્તમ ગ્રંથોનુ જ્ઞાન મેળવ્યુ હતુ

નાનકે સર્વથી પહેલા હિન્દી શીખવનાર પડિત સાથે વાદવિવાદ કર્યો તે પછી તે દિવસે ઘેર આવી તે એક એકાત ઓરડામા જઈ બારણું બંધ કરીને બેઠા.

જમવાનો વખત થયા છતા નાનક ન જણાયાથી તેમના માતાને ચિતા થવા લાગી કે હજુ પુત્ર ઘેર કેમ ન આવ્યો તે નાનકને ખોળવા મહેલામા ગયા પણ નાનકનો પત્તો ન મળ્યો તેથી માતા ઉદાસ થઇને

બેઠા, એવામાં અડકાવેલા ઓરડા તરફ તેમની નજર ગઇ. બારણું ધકેલી અંદર જોયુ પણ અંદરથી વાસેલુ હતું તેથી શી રીતે ઉઘડે ? તેથી માતાને લાગ્યુ કે, પુત્ર અંદર છે તથી તેમણે બુમ મારી બારણું ઉઘેડવાને નાનકને કહ્યુ, પણ નાનકે કાઇ ઉત્તર ન આપ્યો તેથી માતા ગભરાયા, તેમણે પોતાના પતિને બોલાવી બારણું ઉતરાવી નાખ્યુ તો અંદર નાનક સમાધિમા બેઠેલા દીઠા

આથી પિતાજીએ તો તેમને ઠપકો આપ્યો પણ માતાએ તો તેને હૃદય સાથે ચાપી કહ્યુ " બેટા, ખાવાનુ પણ ભૂલી ગયો ? " પછી તેમને જમવાનુ આપ્યુ પણ તેમણે કાઇ ખાધુ નહિ પિતાએ ધમકી આપવા માંડી પણ તેની તેમના ઉપર કાંઇ અસર થઇ નહિ,

આ પહેલા તે ઘણીવાર ઝાડીમા કે એકાત સ્થળમા ચાલ્યા જતા, ઘરમા એકાદ ખૂણામા કે ઓરડામા શન્ય મૂન બેસી રહેતા રમવું, ખરાડા પાડવા, તોફાન કરવુ એ બાળકનો સ્વભાવ હોવા છતા તેમનુ કાંઇ તે વખતે તેમનામા નહોતુ, જેથી ઘણા લોકો કાલુને કહેતા કે તમારા છોકરાને કોઇ રોગ થયો છે માટે તેનો ઉપાય કરો

જ્યારે નાનક કલાકો સુધી ઓરડામા મૌન બેસી રહ્યા અને કાંઇ ખાધુ નહિ ત્યારે કાલુને લાગ્યુ કે ખરેજ પુત્રને કોઈ રોગ થયો હશે, તેથી તેમણે વૈદ્યને બોલાવ્યા, વૈદે આવી નાડી તપાસવા નાનકનો હાથ ઝાલવા માડયો પણ નાનકે હાથ પાછો ખેચી લઇ કહ્યુ તમને શુ રોગ થયો છે, તે જાણવા માટે મારે તમારી નાડી જોવી છે મોટા મોટા રોગો પણ મારી દવાથી મટે છે, તો આ રોગનો શો હિસાબ છે ? હુ તમને સારી દવા આપીશ તેથી તમારા ચ્હેરા ઉપરની ફીકાશ જતી રહેશે અને ફરી શરીર તદુરસ્ત થશે. "

આ સાભળી નાનકે કહ્યુ ' વૈદ્ય, તમે મારી નાડી જોવા ઇચ્છો છો પણ તમને ખબર નથી કે મને શરીરનુ કાંઇ દરદ નથી પણ મને તો હૃદયમા પરમેશ્વરના પ્રેમનુ દરદ થયુ છે માટે તમે ઘેર જાઓ, મારા રોગનો પાર તમે પામી શકવાના નથી, તમે જાતેજ તદુરસ્ત નથી તો બીજાને શી રીતે તદુરસ્ત બનાવી શકશો ? " હજારો મનુષ્યો કે જેમને હું ચાહું છુ તેમને અજ્ઞાનથી નાશ પામતા જોઉ છુ તેથી મને દરદ થાય છે તેમાંથી તમે મને શી રીતે બચાવી શકવાના ? તમારા માથા ઉપર મરણ ઝઝુમી રહ્યુ છે તો પછી તમે નીરાતે કેવી રીતે ઉઘી શકશો ? પૈસાને માટે જ તમે બીજાનો રોગ સારો કરવા ઇચ્છો છો ત્યારે જે ઝેર તમારા હૃદયનો

ક્ષય કરવું જાય છે તેનો કેમ વિચાર કરતા નથી ? વૈદ્ય આ સાભળી સ્તબ્ધ બન્યો. એક શબ્દ તેનાથી વધુ ન બોલાયો તો પછી નાડી તપાસવાની તો તેની હિંમત ક્યાથી જ રહી હોય ?

વૈદે નાનકના પિતાને કહ્યુ આ છોકરાને કોઈ રોગ નથી પણ તેનું દરદ જુદુંજ છે, એ સામાન્ય માણસ નથી પણ મનુષ્ય જાતિનુ કલ્યાણ કરવા માટે પ્રભુએ મોકલેલો કોઇ પીરસ્તો કે પેગમ્બર જણાય છે. ઇશ્વર ઉપરના પ્રેમને લીધે એ આખી મનુષ્યજાતિ માટે સમાન દષ્ટિ રાખે છે. અને તેથી લોકોના દુ ખ જોઇને એ દુ ખ પામે છે, તમે એને એકાંત સેવન કરવા દેજો ગભરાવાનુ કારણુ નથી, " એમ કહી વૈદ નાનકને મહાપુરૂષ માની પ્રણામ કરી પોતે ઘેર ગયે',

ગુરૂ નાનકની નવ વર્ષની ઉમ્મર થઇ એટલે તેમને ઉપવિત—જનોઇ આપવા માટેની તૈયારી કરી, તેમને જનોઇ આપતી વખતે તેમણે ગોરને કહ્યુ "મહારાજ આ તાતણો શા ખપનો છે ? અને તે પહેરનારે શુ શું કરવુ જોઇએ ? " આ સાભળી ગોરે કહ્યુ ' આ જનોઇ પહેર્યા શિવાય કોઇપણ માણસ યજ્ઞ ક્રિયામા ભાગ લઈ શકતો નથી, તેને જનોઇ દીધા પછી તે સર્વ ધર્મ ક્રિયામા ભાગ લઈ શકે છે "

નાનકે કહ્યુ—" જો કોઇ માણસને જનોઇ દીધા પછી તે પોતાની રીતભાત બદલે નહિ અને સદાચરણી થાય નહિ તો શુ આ તાંતણો તેને પવિત્ર રાખી શકે ખરો કે ? તેને પોતાના કરેલા કર્મના ફળ ભોગવવા પડે કે નહિ ? " જવાબમા ગોરે કહ્યુ " તની મને ખબર નથી પણ આપણા શાસ્ત્રમા લખ્યુ છે અને પરાપૂર્વથી આપણા બાપદાદાના ચાલતા રીવાજ પ્રમાણે જનોઇ દેવી પડે છે " નાનકે આ સાભળી કહ્યું " તમે જ્યારે આ સમજાવી શકતા નથી અને માત્ર ચાલતા રીવાજને આધીન થવાનું કહો છો તો તે કેમ બને ? હું રૂઢિનો ગુલામ થવા માગતો નથી "

આ સાભળી બીજા લોકો પણ આશ્ચર્ય પામ્યા અને તેમના માબાપ પણ દુઃખી થયા જેથી નાનકે જનોઇનો અર્થ આ પ્રમાણે સમજાવ્યો.

" દયાના કપાસમાથી સતોષરુપી સુતર કાતી, સત્ય અને તપની ગાંઠ વાળો, એજ જનોઈ જીવને માટે છે, એ જનોઇ કદી તુટતી નથી, મેલી થતી નથી, બળતી નથી કે ખોવાતી નથી આવી જનોઈ જે પહેરે છે તેમને ધન્ય છે"

આ સાભળી ગોરે કહ્યુ, એ વાત તો ખરી પણ કાઈ જનોઈ દીધા વગર ચાલે ! તમારા માબાપે આજે તમને જનોઇ દેવાને ખર્ચ કર્યુ છે

તેમના સામુ તો જુઓ તે કેવા નિરાશ થઇ ગયા છે ! નાનકે કહ્યું. " હુ તેમને રાજી રાખવા કે આજે કરેલા ખર્ચને માટે રૂઢીનો ગુલામ થવા માગતો નથી. બહારના દેખાવ કરતા અંદરના તત્વ તરફ હું તમો સઘળાનું ધ્યાન ખેંચુ છુ, ખરી શ્રદ્ધાથી માણુસ પૂજ્ય બને છે અને ઇશ્વરની ભક્તિથી તેમ સદ્વર્તનથી પૂર્ણતાને પામે છે "

નાનક સમજતા હતા કે જનોઈ એ માણુસને એકદેશીય બનાવવાની અમુક પ્રકારના મજહબની ફાંસી છે, જો હુ તેને પહેરૂ તો મારી ગણુત્રી પણ એક દેશીયમાં જ થાય, મારે તો હિદુ મુસલમાન બંનેને સરખા ગણીને તેમને હીતોપદેશ કરવાનો છે અને મક્કા મદીના સુધી પ્રવાસ કરવાનો છે અને જનોઇ તો તેમા બંધનકર્ત્તા થઈ પડે તેમ છે અને તેના વિના મને જરા પણુ હાનિ થાય એમ જણાતુ નથી તો પછી શામાટે હાથે કરીને બંધનમા પડવુ

નાનકની આ રીતભાતથી વેદીકુટુમ્બને જાણે વજ્રાઘાત થયો હોય તેમ લાગ્યુ, આ કાઇ સામાન્ય પ્રશ્ન નહતો પરંપરાની ધર્મપ્રણાલી તુટવાનો, જીવનપર્યંત દ્વિજત્વ ખોઇ બેસવાનો, પતિત થઇ જ્ઞાતિ બહાર રહેવાનો અને લોકોની નિદાનો વિષય થઈ પડવાનો પ્રસંગ હતો માતા તૃપ્તાજીને પુત્રના આવા આચરણુથી લાગી આવ્યુ તેમણે રડતા રડતાં પુત્રને કહ્યુ "બેટા આમ ગાંડો શુ થાય છે આપણા કુળ અને જાત તરફ તો લક્ષ આપ, તારા આવા આચરણુથી આપણુને જગતમા કેટલું નીચુ જોવાનુ થશે ? આપણે પતિત કહેવાઇશુ અને લોક અમ્હેણા ટુણાથી અમને ફુંપી નાખશે તે જોતા શુ તુ રાજી છે ? તુ હઠ મુકી તારી આ ગરીબ માની ખાતર પણુ જનોઇ પહેરાવવા દે.

નાનકે માતાના આંસુ અને સ્નેહપૂર્ણ સાદા શબ્દોથી તેમનુ કહેવુ માની લીધુ અને જનોઈ પહેર્યું

નાનક નાનપણુમા ભણુવા તરફ કાઇ વધુ લક્ષ આપતા નહોતા તેમનું લક્ષ નાનપણુમાથીજ માત્ર પ્રભુપ્રેમ ઉપર હતુ ગામમા નાનકનીજ વાતો ચાલતી હતી. કોઇ તેમને ગાડા કહેતા, કોઈ તેમને ભગત કહેતા કોઈ તો તેમને હરામ હાડકાના અને એદી ગણુતા આ વાતો કાલુવેદીના કાન સુધી પણુ આવી તેમણે એક દિવસ પુત્રને પાસે બેસાડી કહ્યુ " બેટા લોકો કહે છે કે તું ગાડો છે, આળસુ અને એદી છે, તે મારાથી સભળાતુ નથી માટે જો તું ન ભણે તો હવે કઇ ધંધો કરે તો સારૂ આપણું ખેતર સાચવે તો પણુ સારૂ. ત્યા તને હરવાફરવા ને રમવાનુ મળશે અને તું આળસુ છે એવો

લોકોનો જે ભ્રમ છે તે ખોટો પડશે. હવે વળી તું મોટો થયો, કાંઇ નિરૂદ્યમી થઈ બેસી રહેવાથી પાલવે નહિ. તું કશું ન આરડે તો ખેતી કરે તો પણ સારૂં ”

નાનકને ખેતરમાં ફરવાનું અને કુદરતી લીલા જોયા કરવાનું ઘણું ગમતું. તેમને એકાંતમાં રહેવાનું સારૂં લાગતું તેથી તેમણે પિતાની આ વાત જાણી તરત જ કહ્યું કેઃ “ પિતાજી, જો તમારી એવીજ ઇચ્છા છે તો હું કાલથી જ ખેતરમાં જઇશ ”

નાનકે તરતજ પોતાની વાત કબુલ કરી તે જાણી કાલુવેદીને પણ હર્ષ થયો. અને ધાર્યું કે હવે સુધરશે ખરો.

નાનકે બીજા દિવસથી જ ખેતર સાચવવા જવા માંડ્યું. ગાયોનાં ટોળાં લઇ ગોવાળો ખેતરોમાં ફરતા તેમની સાથે નાનકે મિત્રતા કરી અને તેમને ઉપદેશ આપવા માંડ્યો એક દિવસે સમીસાંજ થતાં ગામમાં જવા માટે ગોવાળીયા તૈયાર થયા અને તેથી એક ગોવાળીયે વાંસળી વગાડી જેથી દૂર ગયેલી ગાયો પણ તે સાંભળી તેની પાસે દોડી આવી ભેગી થઇ, આ જોઇ નાનકે ગોવાળને કહ્યું જુઓ તમારી વાંસળી સાંભળી ગાયો પણ જાણી ગઈ કે આપણને બોલાવે છે અને જવાનો વખત થયો છે પણ આપણે મનુષ્યો પશુઓ કરતાં પણ પામર છીએ. પ્રભુ અનહદ વાંસળી વગાડી રહ્યો છે છતાં તેના ગીતના ભેદો આપણે સમજી શકતા નથી અને તે પ્રમાણે વર્ત્તી શકતા નથી.” આમ વાતોમાં ગોવાળીયાઓનું બીજી તરફ લક્ષ રહ્યું નહિ તેથી ગાયો પાસેના ખેતરમાં પેસી ચરવા લાગી.

એવામાં તે ખેતરનો માલીક આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો કે- “ તમે ઉપર રહીને મારૂં ખેતર ભેલાડાવ્યું માટે ચાલો તમને બધાને હું થાણુદાર પાસે લઈ જઉં છું ” આ સાંભળી ગોવાળો તો ગભરાયા પણ નાનકે તેમને હિંમત આપી. પછી બધાને તે ખેતરવાળો થાણુદાર પાસે લઇ જાઇ ત્યાં ફરીયાદ લખાવી કે “ આ લોકોએ મારૂં ખેતર ભેલાડી મૂક્યું છે માટે તેમને યોગ્ય સજા થવી જોઇએ ”

ગોવાળીઆઓએ જણાવ્યું કે “ મ્હારાજ ! નાનક અમને ઉપદેશ આપતો હતો તેથી અમે અમારૂં ભાન ભૂલી વાતો સાંભળતા હતા જેથી ગાયો તરફ અમારૂં લક્ષ ન રહેવાથી અજાણતાં તેમનો બગાડ થયો હશે, માટે માફ કરવું જોઇએ. ”

આથી તહોમતનો બધો ભાર નાનકના ઉપર આવ્યો તેથી તેને વધુ સજા કરવાનું ઠર્યું. પણ તે પહેલાં નાનકે કહ્યું કે આપ ન્યાય આપતાં પહેલાં ખેતરમાં જઇને તપાસ તો કરો કે કેટલું નુકશાન થયું છે ? અને પછી

અમને સજા કરશો તો તે અમે ભોગવવા ખુશી છીએ આ વાત થાણુદારે કબુલ કરી અને નુકશાન જોવા માટે ખેતરમા ગયા તો ત્યા જઇ જોતાં આખુ ખેતર હતું તેવુજ જણાયુ તેમા કાંઈ પણ બગાડ થયેલો દીઠો નહિ.

થાણુદારે જાણ્યુ કે ખેડુને જુઠી ફરિયાદ કરી છે, ખેતરમા તો નુકશાન થયુ નથી જેથી તેને સખત ઠપકો આપ્યો અને કહ્યુ કે "જો હવે પછી કોઇના ઉપર જુઠી ફરીયાદ કરશે તો તને સખત સજા કરીશ" પછી તેમણે નાનક અને ગોવાળોને છોડી મુકયા

નાનકના ખેતરમા બરોબર ફાલ આવ્યો હતો અને આ વર્ષે દર વર્ષ કરતા વધુ પાક ઉતરવાની આશા હતી આજુબાજુના લોકો પોતાના ખેતરોમાંથી પખીઓને ગોફણો મારીને, હાકોરા કરીને ઉડાડી દેતા, જેથી તે પખીઓ ત્યાંથી ઉડી બધા નાનકના ખેતરમા ફરી વળ્યા નાનકના હૃદયમા પખીઓ માટે પણ પ્રેમનુ સ્થાન હતુ જેથી તેણે પોતાના ખેતરમાથી પખીઓને ન ઉડાડતા જેમ જેમ વધુ પક્ષીઓ આવ્યા તેમ તેમને હર્ષ થવા લાગ્યો અને આનંદમા આવી જઇ બને હાથ ઉચા કરી તેમણે ગાવા માડયું કે—

"रामाकी चिडीयां रामका खेत
खा लो चिडीया भर भर पेट."

આ પ્રમાણે બધાં પક્ષી એકજ ખેતરમા ભરાઈ પાક ખાવા લાગ્યા અને ખેતરમા જે આ વર્ષે સારો પાક ઉતરવાનો હતો તેનો એક પણ દાણો રહ્યો નહિ નાનકના પિતાએ આ જોયું ત્યારે તેમને ઘણુ દુખ થયુ અને તેમણે નાનકને કહ્યુ "બેટા, તે આળસમા રહી આપણી આખી ફસલ ગુમાવી" આ સાંભળી નાનકે કહ્યુ "પિતાજી, હુ કદી પણ આળસુ બેસી રહ્યો નથી. મારૂ કામ હમેશા કર્યાજ કરૂ છુ આ શરીર એ મારૂં ખેતર છે અને મનોનિગ્રહરૂપી હળથી હુ તેને ખેડુ છુ, વિનયરૂપી જળનુ તેમાં સિંચન કરૂ છુ અને પવિત્ર મંત્રરૂપી બીજ તે ખેતરમા મે વાવ્યા છે. તેનો એવો પાક આવશે કે જેથી મારી સાથે શાશ્વત રહેશે આ જગતમા કોઇના અન્ન ભડારો તેની સાથે જતા નથી પણ હુ એવુ અનાજ ભેગુ કરૂ છું કે તે સદાને માટે મારી સાથે રહેશે અને તેમાથી કોઈ કશું પણ ખુચાવી શકશે નહિ."

આ વાત કાલુવેદીને શી રીતે ઠીક લાગે? તેથી તેમણે કહ્યું "હુ સમજ્યો. તને ખેતીનો, જાતમહેનતનો અને તાઢતડકાનો ધંધો પસદ પડતો નથી, હવે બસ કર" તે પછી નાનકને ખેતરમા જવાનુ કહ્યું નહિ.

એક દિવસે મર્દાના નામનો ભવૈયો નાનક પાસે આવ્યો અને તેણે કહ્યું કે "પાક પટ્ટન શહેરમા બાબા ફરીદનો મેળો ભરાવાનો છે એ વખતે ત્યા અનેક સાધુ સતો અને ફકીરો ભેગા થશે આપ જો ત્યા પધારશો તો ઘણો આનદ થશે અને હુ પણ સાથે સાથે ત્યા મેળો જોઇ શકીશ" મર્દાનાની આ વાત નાનકે સાભળી ત્યા જવાનો વિચાર કર્યો, પોતાના માબાપની રજા લઇ તે સવત ૧૫૪૧ ના જેઠ સુદ ૧૫ ના પાક પટ્ટનના મેળામા ગયા, બાબા ફરીદના સ્થાન ઉપર આ વખતે શેખ ઇબ્રાહિમ હતા તેમની સાથે ગુરુ નાનકને કેટલોક વાદવિવાદ થયો હતો ત્યા ત્રણ દિવસ રહી મેળો વેરાતાં નાનક ઘેર આવ્યા

નાનક સાધુસતો અને ફકીરોમા ફરતા હતા તે જોઇ તેમના પિતાજીને ચિંતા થઇ કે, વખતે સાધુઓની સોબતથી પુત્ર સાધુ તો નહિ થઇ જાય, માટે હવે તેને ગમે તે કોઇ ધધામા જોડુ તો સારૂં તેમણે નાનકને બોલાવી કહ્યુ "બેટા, તને ખેતીનો ધધો ન ગમતો હોય તો એકાદ ગાંધીઆટાની દુકાન કરે તો પણ સારૂ નવરા બેસી રહેવાથી શો લાભ?" નાનકે આ સાભળી કહ્યુ "પિતાજી મે તો કયારનીએ દુકાન માડી છે. કાળી અને દિશારૂપી મારી દુકાન છે તેમા સત્ય અને ઇંદ્રિયસયમરૂપી માલ ભરેલો છે હું મારા ગ્રાહકોને તે માલ આપુ છુ અને તેમા મને સારો નફો મળે છે"

આ સાભળી તેમના બાળકે કહ્યુ "અરે, તને દુકાનમા આખો દિવસ બેસી રહેવાનુ ન ગમે તો તુ ઘર વેચવાની દલાલીનો ધધો કરે તો ઠીક, તને તે પસદ પડશે અને ફાયદો પણ થશે."

નાનક–"સત્ય એ મારૂ ઘર છે અને સત્શાસ્ત્રો એ મારા ભોમીઆ છે સત્કર્મોરૂપી સુવર્ણ મહોરોથી ભરેલી કોથળી સાથે હુ પરમાત્માના દેશમાં જરૂર જઇ શકીશ"

આ સાભળી વળી તેમના બાપે કહ્યુ "તારાથી તે પણ ન બને તો અહિના સુબાની કચેરીમા કોઇ નોકરી લે તો પણ સારૂ."

નાનકે કહ્યુ "પિતાજી, મે તો નોકરી લીધેલીજ છે પરમાત્માને મેં મારી જાત સોપી દીધી છે, અને તેની સેવા કરવાને હું યત્ન કરૂ છુ અને એ પ્રસન્ન થાય તેનીજ રાહ જોઉ છું"

આ સાભળી વળી તેમના પિતાએ કહ્યું, "બેટા, તારાથી એ કશું ન બને અને રોજ આનદમા રહે તોપણ સારૂ, જ્યારે હુ તને આવી રીતે ઘણી વાર વિચારમા પડેલો અને ગાડા જેવા આચરણ કરતો જોઉ છું ત્યારે મને ઘણુ દુ ખ થાય છે.

નાનકે કહ્યું “ પિતાજી આ જગત્ સબધી જે સત્ય વાત હતી તે મે જણાવી છે, બાકી હુ તો આપની આજ્ઞા પ્રમાણે ચાલવા તૈયાર છું કારણ કે પિતાની આજ્ઞા માનવી એ પુત્રનો ધર્મ છે

આ સાભળી તેમના પિતાના મુખ ઉપર આનદની છટા પ્રસરી અને તે બોલ્યા. “ તારી વાત હવે મને ગમી ભવિષ્યમા તુ મોટો માણુસ થઇશ એમ મને લાગે છે, મારો મત એવો છે કે કાલે હુ તને વેપાર કરવા માટે રૂપિઆ આપીશ અને તારે શુ કરવુ તે રસ્તો બતાવીશ ”

બીજે દિવસે સવારે કાલુએ નાનકને બોલાવી તેમના હાથમા ૨૦ રૂપિઆ મૂકી કહ્યુ “ બેટા, આ રૂપિઆનો તુ એવો વેપાર કર કે જેથી તને તેમા સારો નફો થાય ”

નાનકે પૂછ્યુ “ પિતાજી એવા વેપાર કયો કરવો ? ”

પિતાજીએ કહ્યુ ‘ સાચો સોદો ’ કરવો કે અતે જરી પણ ખોટ ન આવે, બસ એટલુજ ધ્યાનમા રાખવામા આવે તો બધાજ વેપાર નફા-કારક છે, આ વખતે તુ બરાબર સોદો કરીશ તો ભવિષ્યમા એ કામ માટે હું તને મોટી રકમ આપીશ

નાનકે કહ્યુ “ આપના કહેવા પ્રમાણે હુ તે બરાબર કરીશ અને તેથી તમે પ્રસન્ન થશો એમ મને લાગે છે ”

તે પછી નાનક બાલા નામના એક જાટ સાથે ગામમાથી પરદેશ જવા નીકળ્યા. બારેક માઇલ ગયા પછી ચુહડકા નામના ગામમા તે આવી પહોચ્યા, ત્યા એક ઝાડની ઘટા નીચે કબીરપથી સાધુઓનુ એક ઝુડ ઉતરેલુ તેમણે જોયુ તેમાના કેટલાક સાધુ ધ્યાનમગ્ન થયેલા હતા. કેટલાક ભજન કીર્તન કરતા હતા, કેટલાક ચારે બાજુ ધુણી ધીકાવી તડકામા બેસી પચાગ્નિથી તપ કરતા હતા અને કેટલાક હાથ ઉચા કરી પોતાના શરીરને કષ્ટ આપતા હતા તેમનો મહત એક મૃગચર્મ ઉપર બેઠો હતો તેને માથે મોટી જટા હતી. કેટલાક શિષ્યો તેની પાસે બેસી પાઠ કરતા હતા તેમના દર્શનથી નાનકને ઘણો આનદ થયો, પણ એવામા કોઇએ તેને ધીમેથી કહ્યુ. આ સાધુઓ ત્રણ દિવસથી અહિ આવીને પડયા છે છતા કોઇ તેમનો પાણીનો પણ ભાવ પૂછતુ નથી.

આ સાભળી ગુરૂજીને સખેદ આશ્ચર્ય થયુ અને બાલાને પોતાની પાસે બોલાવી કહ્યુ આ માણસો એવા છે કે એમની સાથે સોદો કરવાથી આપણને ઘણો લાભ થવાનો સભવ છે મારા બાપે કોઇ લાભદાયક ધધો કરવાનુ કહ્યુ છે તો આપણે આવી ઉમદા તક ગુમાવવી ન જોઇએ. આ મૂડીને આપણે તેમને ભોજન કરાવવામા રોકવી જોઇએ.

બાલાએ કહ્યું આ બાબતમા તમારા પિતા ઘણા સખત છે માટે કઇ કરતા પહેલાં પૂર્ણ વિચાર કરજો. એમ કહી તેણે રૂપિઆ નાનકને આપ્યા. નાનક તે લઈ મહંત પાસે ગયા અને તેમને પ્રણામ કરીને નમ્રતાપૂર્વક પૂછ્યું કે "આપ વસ્ત્રવગરના છો તેથી ટાઢ તાપ સહન કરવાં પડતા હશે, આ શરીર ધુળ અને રાખથી રગદોળાય છે આ જીદગી મૂળ તો દુઃખરૂપ છે તેને તમે આમ વધુ દુઃખમય કેમ કરો છો ?

મહંત કહ્યું "બચ્ચા, શરીરને કષ્ટ આપવાથી આપણા પાપ બળી જાય છે અને તેથી આપણો આત્મા ઉચ્ચ પ્રદેશમા વિહરવા લાયક બને છે, માટે અમે અમારા સપ્રદાયના આદેશ પ્રમાણે આમ તપ કરીએ છીએ.

નાનક—"તો શુ આપ જમતા પણ નથી ?"

મહંત—"જો કઇ અનાયાસે આવી મળે તો તે અમે ગ્રહણ કરીએ છીએ પણ તેની અમે પરવા રાખતા નથી. અમે જગતથી કટાળેલા હોવાથી તેના માયિક સુખો ઉપર લક્ષ આપતા નથી"

નાનક—"તો કૃપા કરી આ નજીવી રકમનો સ્વિકાર કરીને જોઈની સામગ્રી મગાવી લો"

મહંત—"ભાઇ, તુ હજુ બાળક છે આ પૈસા તારા બાપે તને કોઇ કામને માટે આપ્યા હશે માટે તે અમારાથી લેવાય નહિ"

નાનક—મારા બાપે મને આ રૂપીઆ આપતા કહ્યું હતુ કે તું આનો સારો સોદો કરજે અને આપના જેવા સત પુરુષોની સેવાના સોદા સિવાય બીજો સારામા સારો કયો સોદો છે. એજ વાસ્તવ સોદો છે અને બીજા બધા તો માયાવી છે

નાનકના આવા વચન સાભળી તે મહંત ઘણો રાજી થયો અને તેણે હસતા હસતા કહ્યું ખરે, તુ બહુ સમજુ જણાય છે જ્યારે તારી ઇચ્છાજ અમને રૂપીઆ આપવાની છે તો પછી તુજ બજારમા જઇને તેનુ ખાવાનું લઇ આવ અમે ત્રણ દિવસથી કશુ પણ ખાધુ નથી"

આ સાંભળી નાનક ગામમા ગયો અને લોટ, ઘી, દાળ, ચોખા ગોળ વિગેરે સામાન લાવીને સાધુઓને જમાડયા મહંતે તેને આશિર્વાદ આપ્યો.

તે પછી નાનક બાલા સાથે પોતાને ગામ ગયા. નાનક ગામ પાસે આવતા એક પીપુના ઝાડ નીચે આસન વાળીને બેઠા અને બાલાને ઘેર મોકલી દીધો. આ જગા હજુ પણ તબુ સાહેબના નામથી પ્રસિદ્ધ છે

તેણે ઘેર જઈ કાલુવેદીને સઘળી હકીકત કહી એટલે તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે નાનકને ઘણા ધમકાવ્યા અને તેમને ગામના હાકેમ

રાયબુલાર પાસે લઇ ગયા તેમણે ધાર્યું કે હાકેમની ધાકથી નાનકના ઉપર સારી અસર થશે. પણ નાનકે કહ્યું "પિતાજી આપની આજ્ઞા મે પાળી છે આપે મને ખૂબ નફાકારક ધધો કરવા કહ્યુ નહોતુ ? તેથી મને સોદો સાચો અને નફાકારક લાગ્યો તે કર્યો એમા ખોટુ શુ કર્યું છે ?

ગુરુનાનકની આ વાત સાભળી રાયબુલાર હસ્યો અને તેણે કાલુને કહ્યું "મહેતાજી, તમે આ ચિથરે વીંટેલા રત્નથી ક્યા સુધી અજ્ઞાત રહેશો ? આ જે રીતે રૂપિઆ ખર્ચે તે રીતે તેને ખર્ચવા દો અને તે મારે નામે લખ્યા કરજો અને ખજાનામાથી લેતા રહેજો પણ એનુ દીલ દુભાય તેવુ કશુ કરશો નહિ.'

ગુરુ નાનકની આવી પ્રવૃત્તિથી અને ઉદારતાથી પિતાને તો સદા કલેશ રહ્યા જ કરતો પણ ગુરુજીનો ઉદારભાવ જે કુદરતીજ હતો તે ગયો નહિ

હવે પછી નાનકનુ મન પ્રભુભક્તિમા વધારે જોડાતુ ગયુ તેમની આધ્યાત્મિક ઉન્નતિનો પ્રવાહ ઘણા વેગથી વહેવા લાગ્યો ગમે તે ધર્મ કે સપ્રદાયનો સાધુ તેમને મળતો તો ઘણો આનદ થતો તે તેની સેવા ઉઠાવતા તે ઘણી વાર સાધુઓ સાથે વેદાન્ત ઉપર ચર્ચા કરી શકાનુ સમાધાન કરતા. આ પ્રકારની નાનકની હિલચાલથી તેમના પિતાને મન તે સુધરે એમ ન લાગવાથી તેમને થોડો વખત પરદેશ મોકલવાનો વિચાર કર્યો

તેમણે નાનકને પોતાની પુત્રી નાનકી જેને સુલતાનપુરના શેઠ જયરામ સાથે પરણાવી હતી તેને ત્ય મોકલ્યા આ વખતે નાનકનું વય વીસ વર્ષનુ હતું. નાનકને તેના બેન અને બનેવીએ સારો આદરભાવ આપ્યો અને તેમની ઇચ્છામા આવે તેવી રીતે રાખવા લાગ્યા અહિં નાનક એકાન્તમા રહેતા અને જ્યારે બહાર નીકળે ત્યારે સાધુ સતોની સાથે જ્ઞાન ચર્ચા કરતા તેમણે સાધુ ફકીરની વધુ સોબત કરવા માડી તે જોઈ તેમની બેનને ચિતા થઈ કે વખતે કોઇ સાધુ સાથે નાશી જશે તો માથે કહેવત આવશે આથી તેમણે નાનકને કોઇપણ કામમા જોડવાનો વિચાર કર્યો નાનકનો બનેવી જયરામ એ સુલતાનપુરના નવાબ દૌલતખાનના દિવાન હતા તેમણે પોતાની લાગવગથી નાનકને સવત ૧૫૪૨ મા નવાબના મોદીખાનામા ભડારીની નોકરી અપાવી. જે નાનકે ખુશીથી લીધી

અહીં ભડારમા અનાજ, ઘી, ગોળ વિગેરે સર્વ હતું અને તેમણે ચાર્જ લીધા પછી તરતજ સદાવ્રત ચાલુ કર્યું. આથી અનેક સાધુ ફકીરો નાનકની પાસે આવવા લાગ્યા નાનક ભડારમાંથી છુટે હાથે સર્વને અનાજ વિગેરે આપતા અને ભિખારીઓને આનંદ કરાવતા. આ વાત નાનકના

બાપ કાલુવેદીના કાને આવી તેથી તેમને ફીકર થતા અહિં આવ્યા નાનકે ભંડારમાથી છુટે હાથે સાધુ ફકીર અને ભિખારીઓને અનાજ વિગેરે વેંચવા માડ્યાની વાત નવાબને કાને પણ આવી. જેથી સરકારી માણસોએ ભંડારનો હિસાબ તપાસતા ભૂલ કે ખોટ ન જણાઈ પણ તેમા નાનકના કેટલાક રૂપિઆ જમા નીકળ્યા. આથી નવાબના આગળ લોકોએ ઉડાવેલો બુમાટો ખોટો પડ્યો અને નવાબની નાનકના ઉપર પ્રીતિ વધી. આ પછી પણ સદાવ્રત તો પહેલાની માફકજ ચાલુ હતુ એક દિવસે હજારો માણસોને છુટે હાથે અનાજ આપવામા આવતુ હતું તે વખતે તેમના પિતા ત્યાં આવી ચઢ્યા, તેમણે નાનકને ઠપકો આપ્યો પણ નાનકે ચોપડા બતાવ્યા અને કહ્યુ કે આ ચોપડા જુઓ એમા મે કાંઇ નુકશાન કર્યુ હોય તો બતાવો, અને પછી આપને જે કહેવુ હોય તે કહો કાલુવેદીએ ચોપડા તપાસ્યા તો તેમાં ખોટ ન દીઠી પણ નાનકના રૂપીઆ જમા જોયા એથી તેમને સંતોષ થયો આ પ્રમાણે નાનકે છ વર્ષ સુધી ત્યા અખંડિતપણે સદાવ્રત ચાલુ રાખ્યુ અને અનેક ભિખારીઓની આતરડી ઠારી હતી આ મોદીખાનાનુ સ્થાન હજુપણ ત્યા હટીસાહેબના નામથી પ્રખ્યાત છે

આ પછી કાલુવેદીએ પોતાના જમાઇ દિવાન જયરામને કહ્યુ કે હવે નાનકને શી રીતે સુધારવા ત્યારે જયરામે કહ્યુ કે જેમ અંધકારને દુર કરવા માટે દીવો કરવો જોઇએ તેમ વિરાગીને રાગી બનાવવા માટે સ્ત્રી વળગાડવી જોઇએ સ્ત્રી રૂપી કોમળ પ્રેમ શૃંખલા એ સખ્ત લોહની સાકળ કરતા પણ વધુ બળવાન છે મજબૂત બેડીથી પણ ન બાધી શકાય તેવા મનુષ્યોને સ્ત્રીની વેણી એક ક્ષણમા બંધીખાને નાખી શકે છે માટે નાનકને પરણાવી ગૃહસ્થાશ્રમી બનાવો તો સારૂ એ પછી કાલુવેદીએ સંવત ૧૫૪૫ મા ગુરુદાસપુર જીલ્લાના પખોગામના ક્ષત્રિય મુળચંદની સ્ત્રીસુલક્ષણીની સાથે નાનકનુ લગ્ન કર્યું લગ્નના મંગળફેરા ફરતા પણ નાનક મનમાં ઈશ્વર-ભક્તિનાજ ભજન ગાવામા લીન હતા

એ પછી નાનક પોતાની સ્ત્રી સાથે રહી ગૃહસ્થાશ્રમી થયા. તેમને ત્યાં સંવત ૧૫૫૧ ના શ્રાવણ સુદ ૫ ના રોજ એક પુત્ર જનમ્યો તેનુ નામ શ્રીચંદ્ર રાખ્યુ. આ પુત્ર પણ નાનકના જેવોજ થયો. તે શ્રીચંદ્ર ઉદાસીન સાધુ સંપ્રદાયના આદ્યપ્રવર્તક થયા હતા પછી સંવત ૧૫૫૩ ના ફાગણ વદ ૪ ના રોજ બીજા પુત્રનો જન્મ થયો અને તેનુ નામ લક્ષ્મીચંદ્ર રાખ્યું તેમના વંશજ સાહેબજાદાના નામથી હાલ પણ પ્રસિદ્ધ છે.

આ પ્રમાણે ગૃહસ્થાશ્રમમા છએક વર્ષ તો ગયાં અને લોકોએ જાણ્યું

કે હવે નાનક કુટુંબ પ્રેમમા પડ્યા ખરા. આ પ્રમાણે નાનક કોઈ અમુક વ્યક્તિ ઉપર જ પ્રેમ રાખે એવા નહોતા. સકુચિત પ્રેમ તે પ્રેમ કહેવાય નહિ. જ્યારે મનનુ સકુચિતપણું ટળી જાય અને પ્રાણીમાત્ર આત્મવત્ લાગે અને કોઈ સાથે વિરોધ રહે નહિ ત્યારે તે પ્રેમ ઉત્તમમા ઉત્તમ ગણાય છે તેને જ શાસ્ત્ર મોક્ષ કહે છે નાનક આવા પ્રેમના—વિશ્વ વ્યાપી પ્રેમના ધારક હતા

એક વખત તેમણે બધુ ભંડારમાથી ભેલાડી દીધુ છે એવી ફરી બૂમ થઈ અને તેથી ફરી તેમના ચોપડા તપાસવાનો નવાબે હુકમ કર્યો તે વખતે તેમણે નોકરીને તિલાજલી આપી દીધી તેમને નોકરીમા રહેવા ઘણુ સમજાવ્યા છતા પણ તેમણે તે નોકરીની પરવા ન કરી.

તે પછી તે એક દિવસે તેઓ નદીએ સ્નાન કરવા ગયા હતા ત્યા તેમને એક સાધુ મહાત્મા સાથે મુલાકાત થઈ. તે સાધુએ નાનકને કહ્યુ "હે ભાઈ, તુ શા માટે આ સસારમા આવ્યો છુ? તારે માટે સાચા દરબારનું શુ ફરમાન છે એ ભૂલી તુ આ શી ગડમથલમા પડયો રહ્યો છુ.

તે પછી નાનક આ સાધુની પાસે ત્રણ દિવસ સુધી એકાન્તમા રહ્યો. લોકોએ ધાર્યું કે નાનક ન્હાવા ગયા હતા તે કેમ ન આવ્યા? કદી ડુબી તો નહિ ગયા હોય? પણ ત્રીજે દિવસે પાછા તે જણાયા ત્રણ દિવસના મહા પુરુષના સગથી તેમનામા ઘણો ફેરફાર થઈ ગયો તે પાછા ઘેર ન જતા ગામ બહાર એક આમાવાડીયામા આસન લગાવી બેસી ગયા

તેમની આવી સ્થિતિ જોઈ તેમના બેન, બનેવી, મા, બાપ અને સબધી તેમને ઘેર તેડી લાવવા ગયા પણ તે ઘેર ન ગયા અને તેમણે ઘણુ સમજાવ્યા છતા પણ તેમની સર્વ વાત મિથ્યા ગઈ નાનકે ભેખ લઈ લીધો અને જણાવ્યુ કે "મારે હવે ફરજ બજાવવાનો વખત આવ્યો છે. હવે મારે મોદીખાનાનું કે કોઈ પણ બીજુ કામ કરવાનું નથી." આથી સર્વ સબધી નીરાશ થઈ પાછા ગયા લોકોએ ગપ ઉડાડી કે મોદીખાનામા ગોટાળો કરીને નાનક સાધુ થઈ નાસી જવાનો ઢોગ કરે છે. આથી વળી દીવાને ફરી હિસાબ તપાસરાવ્યો છતા નાનકના રૂ. ૪૦૪ જમા નીકળ્યા.

નાનક સાધુ થઈ ગયાની વાત તેમના સસરાને કાને આવી તેથી તે ત્યા આવ્યા અને નવાબ પાસે ફરીયાદ કરી કે નાનકને ભૂત વળગ્યું છે. એટલે તેણે ભૂતને કાઢવા માટે એક મોલવી સાહેબને બોલાવ્યા. નાનકનો સસરો પણ એક ભૂવાને તેડી લાવ્યો. મોલવી અને ભૂવાએ ધુપદીપક કર્યા. નાનકને સુગધી લેવરાવી, જત્ર, મત્ર કર્યા, અને ભૂત કાઢવાની અનેક

ક્રિયા કરી અને નાનકને પુછ્યુ કે: "તું કોણ છે? આ મનુષ્ય શરીરમાં કેમ આવ્યો છે?"

નાનકે કહ્યુ "કોઇ કહે છે કે ભૂત છે, કોઇ કહે છે કે ઝંદ છે, અને કોઇ કહે છે કે ગરીબ નાનક છે, મારામા પ્રભુ ભક્તિ જાગ્રત થવાથી મારી સર્વ સ્વાર્થી તૃષ્ણાઓ જતી રહી છે જે જ્ઞાન પ્રભુના ચરણુ કમળથી આપણને દૂર લઈ જાય તેને હું સત્ય જ્ઞાન કહેતો નથી શુ ગાડા મનુષ્યમાં એકનાનની ભક્તિ હોઇ શકે? શુ તેનામા ઇશ્વર તરફનો પ્રેમ સભવે ખરો? જે મનુષ્ય સ્વાર્થનો વિચાર છોડી પરમાર્થ ચિંતનમા મગ્યો રહેતો હોય તેને શુ ગાંડો કહી શકાય?"

આ સાભળી મૌલવીએ નવાબને કહ્યુ "નાનકને ભૂત વળગ્યું નથી અને તે ગાડો પણુ નથી તે તો ફકીર હોવાનો ઢોગ કરે છે" વળી નાનકના ઉપદેશથી કેટલાક મુસલમાનો પોતાના મજહબની જરાપણુ પરવા રાખ્યા સિવાય કાજી મોલવીયોને ગણુતા નહોતા તેની ઇર્ષ્યાથી મોલવીએ વધુ જણાવ્યુ કે "નાનક હિન્દુ મુસલમાનને એક સરખા ગણુતો હોવાનું જણાવે છે પણુ તે વાત બરાબર નથી તે હિદુઓને સુધારે છે પણુ મુસલમાનોને તો પાક મજહબથી વચિત કરે છે માટે એને યોગ્ય નસીયત કરવી જોઇએ

મોલવીની આ વાત સાભળી નવાબ ગુસ્સે થયો અને તેણે નાનકને બોલાવવા માણુસ મોકલ્યુ પણુ નાનક આવ્યા નહિ જેથી નવાબ વધુ ચીઢાઇ ગયા અને ફરી નાનકને પકડી મગાવવા સિપાઇ મોકલ્યા તે પછી નાનક દરબારમા ગયા તેમણે નવાબને કુરનસ બજાવી નહિ આથી નવાબે ક્રોધે ભરાઇ પૂછ્યુ.

"મે પ્રથમ મોકલેલા સિપાઈ સાથે તુ કેમ ન આવ્યો?"

નાનકે આ સાંભળી શાંત ચિત્તે કહ્યું "નવાબ સાહેબ, હવે હું તમારો નોકર નથી પણુ ઇશ્વરનો નોકર થયો છુ"

નવાબ—"શુ તું એક ઇશ્વરને માને છે કે અનેક દેવને માને છે?"

નાનક—"હું એક અવિભાજ્ય, સ્વયભૂ, અજ્ઞેય, સર્વવ્યાપક પૂર્ણ ઇશ્વરને માનુ છુ"

નવાબ—"જો એમ છે તો તારો અને મારો ઇશ્વર એક જ છે. જો તું બોલે છે તેમ એક જ ઇશ્વરને માનતો હોય તો મારી સાથે મસીદમાં ચાલ અને નમાજ પઢ."

નાનકે તેમ કરવા કબુલ કર્યું અનેતે સાંભળીને તેનો સસરો જે હિ-

ન્સાફ લેવા સાથે આવ્યો હતો તેણે હાથ ધોઇ નાખ્યા અને દરબારમાંથી ચાલવા માંડયું. તેણે ધાર્યું કે નાનકે મુસલમાની ધર્મ અંગિકાર કર્યો છે.

નવાબ નાનકને લઇ મસીદમા ગયા ત્યા કાજીએ બંદગી કરવા માંડી એટલે રીવાજ પ્રમાણે નવાબ અને તેની સાથેના માણસો માથુ નમાવી નમાજ પઢવા લાગ્યા પણ નાનક તો જેમના તેમ ઉભાજ રહ્યા બંદગી થઇ રહ્યા પછી નવાબે નાનક તરફ જોઇ ગુસ્સાથી કહ્યું, "તુ જુઠો છે, ઢોંગી છે શુ તું અહિ લાકડાના ઢીમચાની માફક ઉભો રહેવા આવ્યો હતો? શા માટે તે માથુ નમાવ્યુ નહિ? શા માટે અમારી સાથે તુ નમાજ પઢયો નહિ?"

કાજીએ વચમા કહ્યુ "તું હિન્દુ અને મુસલમાનને એક સરખો ઉપદેશ કરવાની વાત કહેતો હતો તે કેવળ ખોટી વાત છે જો તુ દીનને ચ્હાતો હોય તો અમારી સાથે નમાજ પઢયા વિના રહેત નહિ દુનિયામાં પોલ કયા સુધી ચાલી શકે? દંભ કઇ ઉઘાડો પડયા વગર રહે કે?"

આ સાભળી નાનકે ગંભીરતાથી કહ્યુ "જે પુરૂષ એક ચિત્તે અંતકરણ પૂર્વક ખુદાની પ્રાર્થના કરે છે તેની સાથે હું સામેલ થાઉ છુ પછી તે હિન્દુ હો કે મુસલમાન હો, તે સંધ્યા કરતો હોય કે નમાજ પઢતો હોય પણ જેનુ ચિત્ત ઠેકાણે રહેતું નથી અને કેવળ ઇશ્વર ભક્તિનો બાહ્યાડંબર જ કરે છે તેનો હું સાથી થઇ શકતો નથી અહિં નવાબ સાહેબનુ માથુ જમીનને અડતુ હતુ ખરૂ પણ તેમનુ મન તો કંદહારમા ઘોડા ખરીદવાના વિચારમા હતુ અને કાજી સાહેબ પણ રિવાજ પ્રમાણે નમાજ પઢતા હતા ખરા પણ એમનુંય ચિત્ત તેમા નહોતુ તે તો એમને ત્યાં પરમ દિવસે વ્હાયલી ઘોડીની સ્થિતિ કેવી હશે અને વછેરો કદાચ કુદીને પાસેના કુવામા તો નહિ પડી જાય તેના જ વિચારમા ચોટેલુ હતુ!"

આ પ્રમાણે જેઓ માત્ર બહારથી ક્રિયાઓજ કર્યા કરે છે અને પોપટની પેઠે અચરે અચરે રામ ભણી જાય છે પણ હૃદયમા જુદાજ વિચારના ઘોડાં દોડાવતા હોય છે તેમની સાથે હું કેવી રીતે પ્રાર્થના કરૂં! આથીજ પઢી નહિ નહિ તો મસ્જીદમા આવ્યો અને પછી નમાજ પઢવામાં મને શી હરકત હોય?"

આ પ્રમાણે નાનકે નવાબ અને કાજીના મનની વાત બરોબર કહેવાથી તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ નવાબ ગમે તેવો પણ સરળ હૃદયનો હતો. એટલે તેણે તો પોતાના મનની વાત તરતજ કબુલ કરી અને નાનકના આગળ માથુ નમાવી દીધુ પણ કાજી સાહેબ તો પોતાનું પોગળ

હાકેમા નાનકને પૂછવા મંડયા કે "સાધુપણાનું પહેલું પગથીયુ કયું? તેનું છેલ્લું પગથીયુ કયું? તેની કુચી શી? અને તેનો પ્રકાશ શો? તેનો પોશાક શો? જો તું ખરો ફકીર હોય તો આ મારા પ્રશ્નોનો જવાબ દે."

નાનક—અહંકારનો નાશ એ સાધુતાનું પ્રથમ પગથીયું છે અને અનન્ત જીવનનો અનુભવ એ તેનું છેલ્લું પગથીયું છે. નમ્રતા અને મનસંયમ એ તેની કુચી છે, શાંત ધ્યાન એ તેનું તેજ છે અને સત્ય તથા સહનશીલતા એ સાધુપણાનો ખોરાક છે."

કાજી—તેં માથું કેમ મૂડાવ્યું નથી અને ફકીરના વસ્ત્રો કેમ પહેર્યાં નથી?

નાનક—માથું મુંડાવવાથી શો ફાયદો? ખરી રીતે તો મનનું મુંડન થવું જોઈએ આખું જીવન ગુરુદેવના ચરણકમળમાં સમર્પવું જોઈએ અને રાગ આસક્તિ તમામ દૂર થવા જોઈએ જ્યાં સુધી મનુષ્ય વિષયતૃષ્ણાથી જકડાઈ રહેલો હોય ત્યાં સુધી કફની પહેરવાથી શું વળે?

કાજી—ત્યારે લાખા વખતથી ફકીરો શામાટે અમુક રંગના જ વસ્ત્રો પહેરતા આવ્યા છે? શું તે મૂર્ખ હતા?"

નાનક—કાજી સાહેબ, મારા કહેવાનો ભાવાર્થ તમે સમજ્યા નહિ. જેઓ વૈરાગ્યમાં હજી કાચા છે તેમને પોતાની પ્રતિજ્ઞા અને ફરજો પ્રતિપળે યાદ આવ્યા જ કરે તેટલા માટે તેવા વસ્ત્રો પહેરવામાં આવતા માથું મુંડાવવું અને ટોપી પહેરવી એ એમ સુચવે છે કે તે પહેરનાર બાળકના જેવો નિર્દોષ છે કફની એ મુડદાનો પોષાક છે. અને તે એ જણાવે છે કે: તેને પહેરનારાએ શરીર તદ્દન કાબુમાં રાખવું જોઈએ તેની તૃષ્ણાઓ અને રાગ મટીજ જવા જોઈએ. શરીરે રાખ માટી ચોળવાનો અર્થ એ છે કે: તેમ કરનારે પૃથ્વી જેવા સહનશીલ થવું જોઈએ અને તપ તપવાનો હેતુ એ છે કે ઇન્દ્રિયોની લાલસાને તે અગ્નિમાં બાળી નાખવી અને ભક્તિનો અગ્નિ હૃદયમાં પ્રદિપ્ત કરવો.

કાજી—પણ એ સર્વ આસક્તિઓ નાશ કેવી રીતે પામે?

નાનક—ઇશ્વર તરફની પ્રેમભક્તિ જગતની વસ્તુઓના મોહને ભષ્મ કરે છે અને આત્માને પાંખો આપે છે જેના બળથી તે પરમાત્મા તરફ ઉડી શકે છે"

આ સાંભળી કાજીનો ગર્વ ઉતરી ગયો અને નવાબનો પણ નાનક પ્રતિ અતિ સદ્‌ભાવ ઉત્પન્ન થયો. તેમણે નાનકના આગળ માથું નમાવી માફી માગી.

નાનક—"પ્રાણિ માત્ર પ્રભુનાં પ્યારા બાળક છે અને તેથી તેમને પ્રભુના તરફથી મારી મળી રહે છે "

નવાબે પુછ્યુ " મારે માટે દીન અને દુનિયા એ બન્નેના કલ્યાણનો કયો માર્ગ છે ? "

નાનક---જો તમે દીન અને દુનીયા બન્નેના લાભની ઈચ્છા રાખતા હો તો આ પાચ નમાજ હમેશા પઢ્યા કરવી.—

" પ્રથમ સત્ય બોલવુ', બીજુ ધર્મને રસ્તે નિર્વાહ કરવો, ત્રીજુ પરમેશ્વરના નામ ખાતર અતિથી અને અનાથોને દાન આપવુ, ચોથુ દાનત સાફ રાખવી અને પાચમુ પરમેશ્વરના ગુણ કીર્તન સદા કરવા આ પાચ કાર્યો બરાબર પાલન કરવા એટલે પાચ નમાજ પઢ્યા સમજવુ પોતાના વર્ત્તનને સુધારવુ એજ આ કલમ છે આ પછી નવાબ સાહેબ ગુરૂ નાનકના અનુયાયી થઇ ઘેર ગયા, તેમને આજ સુધી કોઇ સતાન નહોતુ પણ પાછળથી વૃદ્ધાવસ્થામા એક પુત્ર થયો તેથી તેમને ઘણો હર્ષ થયો.

ગુરૂ નાનકે નવાબ સાથે કરેલી વાતો ચોતરફ ફેલાઇ તે વખતે લાહોર જીલ્લાના કસુર શહેરપાસે આવેલા મલસ્યા ગામમા ભાગીરથ નામનો ક્ષત્રીય દેવીભક્ત રહેતો હતો તેણે આ વાત જાણી તે પોતાના શિષ્યો સાથે નાનકના દર્શન કરવા આવ્યો, નાનક સાથે થયેલી વાતચિતથી તે પ્રસન્ન થયો અને અતે તે નાનકનો શિષ્ય થયો અને દેવીભક્ત મટી પરમાત્માનો ઉપાસક બન્યો તે પછી તો નાનકની કીર્તિ દેશ પરદેશ ફેલાવા માડી તેથી અનેક માણસો તેમની પાસે આવવા લાગ્યા, લોકો તેમના આગળ હજારો રૂપિયાની ભેટ મૂકવા લાગ્યા, આવેલી તમામ રકમ નાનક અપગો, અનાથો, અને ગરીબોમા વ્હેચી નાખતા, પોતાની પાસે કાઇ પણ રાખતા નહિ

દિવસે દિવસે લોકોની ભીડ જામવા લાગી તેથી નાનકને હરિકીર્તન કરવાનો કે ધ્યાન ધરવાનો વખત પણ ઓછો મળવા લાગ્યો, એટલે તે સવત ૧૫૫૬ મા કેટલાક ફકીરો અને ગાયક મર્દાનાની સાથે લાહોર જઈ ભક્ત જવાહરમલને ત્યાં મુકામ કર્યો અહિ પણ નાનક આવ્યાની વાત ફેલાતા લોકો દર્શન માટે આવવા લાગ્યા બાદશાહ સિકદર લોદીના ગુરુ સૈયદ અહમદ સાથે તેમને પરમાત્મા સબધી ચર્ચા થવા લાગી તેના પરિણામે નાનકના વચનો સાભળી તે પોતાનો ધર્મ મત છોડી જ્ઞાન માર્ગના અનુયાયી થયા

લાહોરમા સાત દિવસ રહ્યા તે પછી તે એમનાબાદમા ગયા ત્યાં સધ્યાકાળ થઇ ગઇ હતી એટલે તેમણે લાલુ નામના એક સુતારની દુકાન

સામે એક ઝાડ નીચે મુકામ કર્યો. તે સુતાર ગરીબ હતો પણ સાધુ સેવામાં તત્પર રહેતો. લાલુએ તેમને ખાટલો ઢાળી આપ્યો તેમ સાદુ ભોજન આપ્યુ. આ વાત શહેરમા લોકોએ જાણી તેથી પોતે ક્ષત્રીય હોવા છતા શુદ્રના ઘરનુ ભોજન લીધુ એ વાતની ઘણી ચર્ચા થવા લાગી, આજ ગામમાં રાઇભાગ નામનો જમીનદાર હતો તે ઘણો અત્યાચારી હતો તે ત્યા બીજે દિવસે બ્રાહ્મણો જમાડતો હતો તેમા નાનકને પણ જમવા તેડાવ્યા, ગુરૂ નાનક ત્યા ગયા ખરા પણ જમવાની ના પાડી, તેથી રાઇભાગે પૂછ્યુ કેઃ તમે જમવાની કેમ ના કહો છો ? તે સાભળી નાનકે કહ્યું કે તમે જે ભોજન આપો છો તે પાપના પૈસાનુ છે, તમે કીર્તિ માટે જમાડો છો. વળી તમારી દક્ષિણા તામસી છે તેથી અપવિત્ર છે

આ સાભળી રાઇભાગે કહ્યુ " શુ તમે મારા ખોરાકને અપવિત્ર માનો છો, અને લાલુ નામના નીચ વર્ણના સુતારના ઘરના ખોરાકને પવિત્ર ગણો છો ? "

નાનક—" હા, તેની ખરી મહેનતનો હકનો રોટલો દૂધ ભરેલો છે, પણ અત્યાચારથી મેળવેલા દ્રવ્યનુ તમારૂ મિષ્ટાન રક્તપૂર્ણ છે તમે તમારા આશ્રિતજનો પ્રતિ અપમાન અને તિરસ્કારની નજરથી જુવો છો એજ તમારી તામસી વૃત્તિનુ પ્રદર્શન છે લાલુનુ ભોજન પ્રેમપૂર્વક રધાયુ હતુ, અને બદલાની આશા વગર ભક્તિપૂર્વક પીરસાયુ હતુ

રાઇભાગ—તમે જે કહો છો તેની સાબીતી શી !

આ સાભળી નાનકે એક હાથમા લાલુના ઘરનો રોટલો અને બીજા હાથમા રાઇભાગનો ખોરાક લઇ મુઠીમા દબાવ્યો તો રાઇભાગના ખોરાકમાંથી લોહીના ટપકા ઝરવા માડયાં અને લાલુના ખોરાકમાથી દૂધની ધાર પડી.

આ જોઇ રાઇભાગ શરમાયો પણ તેણે કહ્યુ કે આ તો જાદુગરનો ખેલ છે, આ પછી તે અને ત્યાંનો નવાબ હસનખાન ગુરૂને જાદુગર ગણવા લાગ્યા.

તે ગામના એક મુસલમાન અમીરની છોકરીનું લગ્ન હતુ. તે પ્રસંગે મર્દાનાને જમવા બોલાવ્યો. તેને જમ્યા પછી કેટલાક ઝનુની મુસલમાનોએ તેને 'તું મુસલમાન થઇ કાફરની સાથે ફરે છે' એમ કહી ખૂબ માર માર્યો તેનો આર્તસ્વર સાભળી ગુરૂજી નાનકે લાલુને કહ્યું કે " ઘણા થોડા દિવસોમાં આ લોકોની બુરી હાલત થશે, એમના સ્ત્રી છોકરા કતલ થઇ જશે અને માલમતા જે રસ્તે આવી હશે તેજ રસ્તે લુટાઇ જશે, જેમ એક પાપીને લીધે સો સારા માણસોથી ભરેલું વહાણ ડુબે છે તેમ આ અત્યાચારીના પાપથી આખુ શહેર કલેશ પામશે "

લાલુ—એવી સ્થિતિ કોણુ કરશે અને ક્યારે ?

નાનક—"આવન અઠત્તરે જાન સતાનવે ઔર ભી ઉઠસી મરદકા ચેલા."

એમના કહેવા પ્રમાણે સંવત ૧૫૭૮ માં બાબર બાદશાહે એમનાબાદ બરબાદ કરી દિલ્હીમાં રાજગાદી સ્થાપી હતી. ફરી ૧૭૯૭ માં નાદીરશાહે મુગલોની બાદશાહી હચમચાવી ત્યારે મરદના ચેલા—ગુરૂ ગોવિંદના ખાલસા સિપાઇઓએ પંજાબ ઉપર અધિકાર જમાવ્યો હતો.

આ પ્રમાણે ગુરૂજીની વાણી સત્ય થઇ હતી.

તે પછી નાનક લાલા અને મર્દાનાને લઇ હરદ્વાર તરફ પ્રયાણ કર્યું. તે રસ્તામાં આવતા ગામોમાં મુકામ કરતા, જ્ઞાનોપદેશ આપતા જતા હતા. આગળ જતા શાવાનકોટમાં જઇ તેમણે એક ઓરડી નીચે મુકામ કર્યો. તેમને આવ્યાની વાત જાણી અનેક લોકો તેમના દર્શને આવવા લાગ્યા. તે લોકોએ કહ્યું કે હમજાગોમ નામનો ફકીર આ શહેરનો નાશ કરવા માટે એકાંતમાં અનુષ્ટાન કરે છે.

આ સાભળી ગુરૂએ તે ફકીરને બોલાવી પૂછ્યું કે "આપ આ શહેરનો નાશ કરવા માટે કેમ ઇચ્છો છો ?"

ફકીરે કહ્યું—"અહીંના લોકો મિથ્યાવાદી અને જુઠા છે, એક જણે મને પોતાનો છોકરો આપવાનું કહી પાછળથી ન આપ્યો, તેથી મને લાગ્યું કે આ શહેરનો નાશ થવો જોઇએ."

નાનક—"આ બધું શહેર જુઠું છે કે શું ?

ફકીર—"હા, બધા લોકો જુઠા છે.

આ પછી નાનકે મર્દાનાને બે પૈસા આપી શહેરમાં મોકલ્યા અને કહ્યું કે ૧ પૈસાનું જુઠ અને એક પૈસાનું સત લઇ આવ. મર્દાના દરેક ઘેર ઘેર ફર્યો પણ બને ચીજ મળી નહિ, આખરે મૂળચંદ્ર નામના એક ક્ષત્રિય દુકાનદારે તે બે પૈસા લઈ એક કાગળ ઉપર લખી આપ્યું કે "મરવું એ સત્ય છે અને જીવવું એ જુઠું છે."

મર્દાનાએ આ કાગળ ગુરૂ નાનકને આપ્યો એટલે તેમણે તે માણસને બોલાવ્યો. પછી ફકીરને કહ્યું કે "જુઓ, આખી દુનીયા એક સરખી હોતી નથી. કોઇ એકાદના અપરાધ માટે અનેકનું અહિત કરનાર ખુદાની ખફગીમાં આવી પડે છે." પછી પેલા માણસને કહ્યું કે "ભાઇ, મરવું એ સત્ય છે અને જીવવું એ જુઠું છે આમ જાણવા છતા તું આ સંસારની જાળમાં શા માટે ગુંચાઇ રહ્યો છે ?" આ સાભળી તેણે ઘરબારનો ત્યાગ કર્યો અને વિરક્ત થઈ ગુરુજી સાથે પ્રભુભક્તિમાં તેમની સેવામાં લીન થયો. આ

જોઈ પેલા ફકીરનુ મન પણ શાંત થયુ તેણે પણ નાનકને ગુરુ કર્યા અને પોતાને સ્થાને ગયો.

સીયાલકોટમા જ્યા નાનક ઉતર્યા હતા તે જગા હાલ પણ "બેર સાહેબ"ના નામથી પ્રસિદ્ધ છે તેને અંગે સરકાર તરફથી ત્રણ ચાર હજાર રૂપીઆની જાગીર હજુ પણ ચાલુ છે

તે પછી નાનક ત્યાથી પોતાના વતન તલવંડી ગયા નાનપણમા જેને ગાંડો કુટી મારતા હતા તે નાનક હવે તો મોટો સિદ્ધ થયેલો જોઈ ગામના સર્વ લોકોએ તેમને વધાવી લીધા. નાનક ઘેર આવ્યા તે જોઇ તેમના મા-બાપ અને સ્ત્રી છોકરાને કેટલો આનદ થયો હશે! તેમને સન્યાસીના વેશમાં જોઈ કેટલુ લાગી આવ્યુ હશે!

પોતાના વતન તલવંડીમા કેટલાક દિવસ રહ્યા. તે પછી તે નાનપણમા પોતાની સાથે જે બાલા નામનો માણસ સોદો લેવા ગયા ત્યારે હતો તેને સાથે લઇ છાનામાના જગલમા ચાલી ગયા અહિ જે સ્થળે પોતે રહ્યા હતા તે સ્થાને 'છોટા નાનકાના સાહેબ' નામનો એક ઉત્તમ ગુરુ-આશ્રમ હાલ પણ છે

ત્યાથી નીકળી પોતે ચુહનીયા થઇ સતલજ પાર મરૂ ભૂમિમા થઈ ફરતા ફરતા હરદ્વાર જઈ પહોચ્યા

ત્યા હજારો યાત્રાળુ ગગામા સ્નાન કરી સૂર્યને નમસ્કાર કરતા હતા. તેમની પાછળ અનેક પડચાઓ દક્ષણા માટે ફરી વળતા હતા નાનક ત્યાં જઇ ગગામા સ્નાન કરી હાથમા જળનો ખોબો ભરી સર્વથી ઉલ્ટુ પશ્ચિમ તરફ પાણી રેડવા લાગ્યા આ જોઇ એક પડચાએ કહ્યુ "તુ કોણ છે? ક્યાથી આવે છે અને શી ન્યાત છે?"

નાનકે આ સાભળી કહ્યું "મારી કોઇ નાત નથી અને જ્યા દિવસ કે રાત્રી કશુ પણ નથી તેવા વિચિત્ર શહેરમાથી હુ આવુ છુ"

પડચા—"આ તું શુ કરે છે? જો હું કહું તેમ કર!"

નાનક—"હું પરદેશી મુસાફર છુ. આ બધા લોકો પૂર્વ તરફ જળના ખોબા ભરી ભરીને કેમ ફેકે છે?"

પડચા—"તુ કેવો મૂર્ખ છે, આ લોકો તર્પણ કરે છે અને પોતાના પિતૃને જળ પહોચાડે છે, એ પણ તું જાણતો નથી?"

નાનક—"તો તો હું જે કરૂં છુ તે બરોબર છે, મારા ગામમા એક ખેતર છે અને હું તેમાં આ પ્રકારે પાણી સિંચુ છુ"

પડચા—"તારૂં ગામ અહિથી કેટલે દૂર છે?"

નાનક—" સો ગાઉ દૂર છે."

પડ્યા—" તો તુ કેવો મુર્ખો છે, એટલે દૂર ખેતરમા આ પાણી કેવી રીતે પહોચશે "

નાનક—"જેવી રીતે આ લોકો અહિ પાણી ચઢાવી પિતૃઓને પાણી પહોચાડે છે તેવી રીતે મારૂ પાણી પણ મારા ખેતરમા પહોચશે "

આ સાભળ્યુ પણ પડ્યો કોઇ વિદ્વાન નહોતો માત્ર દક્ષિણા લેવા-નુંજ જાણતો હતો એટલે તે શ્રાદ્ધનો ખરો મહિમા અને તેનુ રહસ્ય નાનકને સમજાવી શક્યો નહિ એટલે આ ચર્ચા અહિથી જ અટકી

હરદ્વાર–કનખલમા જે સ્થળે ગુરુજી ઉતર્યા હતા તે સ્થળ હાલમા પણ નાનકવાડાના નામથી પ્રખ્યાત છે

કેદમાં–ગુરુજી તે પછી હરદ્વારથી નીકળી સવત ૧૫૬૧ મા દિલ્હી ગયા તે વખતે ત્યા સિકન્દર લોદી રાજ્ય કરતો હતો તે માનતો કે જે સાધુ કઇ ચમત્કાર બતાવી શકે નહિ તે ખરો સાધુ કે ફકીર નથી પણ દાંભિક છે માટે એવા માણસોને દેશમા ભટકવા દેવાથી પ્રજાનુ અહિત થાય છે આથી તે જે કોઇ સાધુ કે ફકીર જણાય તેને પકડી કેદમાં પૂરી દેતો અને ત્યા ઘટીએ બેસાડી દેતો

નાનક દિલ્હી ગયા તેની ખબર બાદશાહે સાભળી વળી જાણ્યુ કે તેનો ઉપદેશ સાભળી ઘણા હિન્દુ–મુસલમાનો તેના શિષ્ય બને છે એ સાભળી બાદશાહે ગુરુ નાનકને પકડી મગાવ્યા અને તેમની સાથેના બને માણસો સાથે તેમને કેદ કર્યા અને ત્રણેને એક ઘટીએ બેસાડી મણ મણ દાણા દળવા આપ્યો ત્યા બીજા પણ કેટલાક સાધુઓને દળવા બેસાડેલા હતા

આમ થતા મર્દાનાએ કહ્યુ ગુરુજી, અમે તો જાણ્યુ કે આપની સાથે રહેવાથી સારો લાભ થશે પણ અહિ તો નસીબમા આ પથરો ખેચવાનો આવ્યો

આ સાભળી ગુરુએ કહ્યુ " ભાઇ તને પરમેશ્વરની શક્તિ અને મહિમાની હજુ ખબર નથી. તેથીજ તુ ગભરાઇ ગયો છે સર્વ શક્તિમાન ભક્તવત્સલ ભગવાન શુ નથી કરી શકતા ? જા, તુ સઘળા ફકીરોને કહે કે કોઇ ઘટી ફેરવશો નહિ "

મર્દાનાએ ગુરુજીની આજ્ઞા પ્રમાણે સર્વ સાધુઓને ઘટીઓ છોડાવી દીધી. તેમ છતા પણ સૌની અજાયબી વચ્ચે ઘટીઓ જેમની તેમ ફરતી રહી અને દાણા પણ તેમા રીતસર એની મેળે જ પડવા લાગ્યા. સાધુઓને આ જોઇ આશ્ચર્ય થયુ જેલરે પણ આ ચમત્કાર જોયો જેથી તેણે જઇ

બાદશાહને આ વાત કહી તે સાભળી બાદશાહ કેદખાનામા આવી જુએ છે તો સર્વ સાધુઓ પગ લાબા કરી પડેલા હતા અને ઘટીઓ ઝપાટાબધ ફર્યા કરતી હતી. આવો વિચિત્ર ચમત્કાર જોઇ બાદશાહ ગુરુના ચરણુમાં લોટી પડયો અને પોતાની ભૂલ માટે ક્ષમા માગી.

આ પછી તેણે ગુરુજીની પાસે ઉપદેશ માગ્યો ત્યારે ગુરુએ કહ્યુ કે

"યક અરજ ગુફ્તમ પેશ તો દરોગોશ કુન કરતાર,
હક્ક કા કબીર કરીમ તુ વબ્યયબ પરવરદિગાર"

અર્થાત–"હે પરમાત્મન, હુ આપની પાસે દીન થઇને એક વિનતિ કરૂ છુ તે આપ કાન દઈ સાભળો આપ સદા ગરીબના બેલી, કૃપાળુ અને નિર્દોષનુ પાલન કરનાર છો, અને હું સદાનો પતિત, કૃતઘ્ન અને ખરાબ કર્મોમા પ્રીતિવાળો છુ તો મારો ઉદ્ધાર કરવો એ માત્ર આપની કૃપા દ્રષ્ટિનેજ અધીન છે"

આ પછી ગુરુજીએ તેને સઘળા સાધુ ફકીરોને છોડી દેવાની અને ફરીથી કદી પણ સાધુ સતોને સતાવવા નહિ એવી આજ્ઞા કરી અને કહ્યું કે કોઇ ફકીરની હાય (નિસાસો) તમારૂ આખુ રાજ્ય નષ્ટ કરી નાંખે નહિ તેની સાવચેતી રાખવી. બાદશાહ પ્રજાના સરક્ષણ માટે છે નહિ કે પીડા માટે, સર્વ જીવમા પરમેશ્વર છે અને તે પરમાત્માનુ એક સ્વરુપ તે આ સવ જીવો છે, તેની તમને ખબર નથી

આ સાભળી બાદશાહ ગુરુના ચરણે પડયો ઘણી ઘણી ભેટ મૂકી. ગુરુએ તેની ભેટનો સ્વિકાર ન કર્યો, અને કહ્યુ આવી દુનાઆની દોલતથી અમારૂ કામ જરા પણ સરતુ નથી. આમ કહી પોતે પોતાના સ્થાને ગયા આ પ્રમાણે તેમણે અનેક સાધુ સતોને છોડાવ્યા તેથી તેમની ઘણી કીર્તિ ફેલાઇ

ગુરુ કેટલાક દિવસ ત્યા રહ્યા પછી કાશી તરફ જવા નીકળ્યા.

**કાશી યાત્રા**–ગુરુ દિલ્હીથી નીકળી અલીગઢ, મથુરા, વૃદાવન, આગ્રા, કાનપુર, લખનૌ અને અયોદ્ધાની યાત્રા કરતા કરતા સવત ૧૫૬૭ મા કાશી આવી પહોચ્યા ત્યા તેમણે પશ્ચિમઘાટ ઉપર મુકામ કર્યો જે સ્થળે તેઓ અહિ ઉતર્યા હતા તે સ્થળ હજુ પણ 'ગુરુના બાગ"ના નામથી પ્રસિદ્ધ છે.

ગુરૂ નાનક આવ્યાની વાત શહેરમા ફેલાતા સેકડો મનુષ્યો તેમના દર્શને આવવા લાગ્યા. પોતે તે સર્વને ધર્મ, જાતિ અને જ્ઞાનનો દ્દષ્ટાન્ત અને પ્રમાણ સાથે ઉપદેશ આપવા લાગ્યા. તેમના ઉપદેશથી તેઓ ક્યા સિદ્ધાતને માનનાર છે તે કોઇ કળી શકતુ નહિ હિન્દુ, મુસલમાન, સર્વે

તેમનો ઉપદેશ સાંભળવા આવતા અને દરેક જણ એમ માનતા હતા કે ગુરુ નાનક અમારા જ સિદ્ધાન્તની પુષ્ટિનો ઉપદેશ આપે છે આથી હિન્દુઓ કહેતા કે ગુરુ નાનક અમારા મતને અનુમોદન આપે છે મુસલમાનો કહેતા કે એતો અમારા પાક મજહબનો જ પ્રચાર કરે છે, વૈશ્નવો માનતા કે આ સાધુ વૈશ્નવ છે, શૈવો માનતા કે આ તો શૈવ મતના છે

એક વખતે સર્વ કોઇ તેમની પાસે બેઠા હતા તે વખતે શાસ્ત્રી વાસુદેવ સર્વના અગ્રેસર થઇ પૂછવા લાગ્યા કે હે સાધુ પુરૂષ, આપ કયા વર્ણ અને આશ્રમને શોભાવો છો ?

ગુરૂજી આ સાંભળી બોલ્યા કે "એની મને બરાબર ખબર નથી પણ પરમાત્મા સાથે મારો સર્વ કરતા વધુ સબંધ છે માટે જે વર્ણાશ્રમ તેમના (પરમાત્માના) તેજ મારા છે "

શાસ્ત્રી—"ચિદાત્મા-પરમાત્માની સાથે ચેતનનો અધિક સબંધ હોય તે સબંધી મારો પ્રશ્ન નથી, પણ અમે તો વેદાદિ સતશાસ્ત્ર પ્રતિપાદિત સ્થૂલ દેહની સાથે સબંધ ધરાવતા વર્ણાશ્રમ વિષે પૂછીએ છીએ"

ગુરુ—"જો એમ હોય તો ધર્મોના સાક્ષાત્કાર પછી ધર્મની જિજ્ઞાસા જ અવિચારપૂર્વક છે વર્ણાશ્રમ ધર્મનો સબંધ તો આપણા સ્થૂળ શરીર સાથે કહ્યો છે અને મારૂ ધર્મરૂપ સ્થૂળ શરીર તો આપની નજર સામે જ છે."

શાસ્ત્રી—તો આપના ઉપાસના સંબધી સિદ્ધાંત કયા છે ?

ગુરુ—ઉપાસના તો હુ એક સર્વાન્તર્યામી પરમાત્માની જ કરૂ છુ.

શાસ્ત્રી—તો શુ આપ કોઇ દેવ દેવીને માનતા નથી ?

ગુરુ—દેવ દેવી જે હશે તે શરીરધારી હશે અને તેને જન્મ મરણનુ ચક્ર પણ અવશ્ય વળગેલુ જ હશે, માટે

"દુજા કાહે સુમરિયે, જન્મે તો મર જાય,
એકો સુમિરો નાનકા, જો જલથલ રહા સમાય."

આવી રીતે ગુરૂજી લોકોને ઉપદેશ આપી નવોજ પ્રકાશ પાડતા.

કાશીમા પોતે કેટલાક દિવસ રહ્યા તે પછી તે કાશીથી નીકળી ગંગા કિનારનાં શહેરોમાં ફરતા ફરતા પટનામા આવ્યા

ત્યાં ગુરૂજી એક દિવસે મનુષ્ય દેહની ઉત્તમતા વિષે અનેક પ્રકારના દૃષ્ટાંતો અને શાસ્ત્રના પ્રમાણો સાથે ઉપદેશ આપતા હતા. તે વખતે મર્દાનાએ શંકા કરી કે "ગુરૂજી આપે કહ્યુ કે પરમાત્માએ પોતાના તેજોમય સ્વરૂપમાથી મનુષ્યને બનાવ્યો છે. અર્થાત તે પરમાત્માનો અંશ છે. અને

મનુષ્યજન્મ એક અમુલ્ય રત્ન સમાન છે, તે મનુષ્યો તેની કિંમત કેમ સમજી શકતા નથી "

આ પ્રશ્નનો ઉત્તર ગુરૂએ તે વખતે ના આપ્યો તે પછી કેટલીક વારે મર્દાનાએ કહ્યુ " ગુરુજી, હવે તો ભૂખ લાગી છે, ભોજન મળે તો સારૂ "

આ સાંભળી ગુરૂએ તેને એક અમુલ્ય રત્ન આપીને કહ્યું કે: " આને બજારમાં વેચીને ઇચ્છા પ્રમાણે જમી આવ, અને બાકીના જે પૈસા વધે તે લેતો આવ "

મર્દાના તે લઇ બજારમા ગયો, દુકાનદારોને રત્ન બતાવતો તે ઝવેરી બજારમા આવ્યો ઝવેરીઓ આ અમુલ્ય રત્ન જોઇ આશ્ચર્ય પામ્યા કોઇ તેની કિંમત કરી શક્યુ નહિ છેવટે તે એક સાલસરાય નામના વૃદ્ધ ને પ્રખ્યાત ઝવેરીને ત્યા ગયો તેણે રત્ન જોઇ કહ્યુ " આ રત્ન તો અમુલ્ય છે, એની કિંમત અમારાથી થઇ શકે તેમ નથી તો ખરીદી તો કેમ જ થાય ! આવુ રત્ન તો કોઇ ચક્રવર્તી રાજા કે યોગી પાસે જ હોય છે. એના દર્શન થવા એ પણ મહા ભાગ્યની વાત છે, " એમ કહી તેણે તે રત્ન આગળ સો રૂપીઆ ભેટ તરીકે મુકયા. મર્દાના તે રત્ન અને રૂપીઆ લઈ ગુરુ પાસે આવ્યો અને બજારમા બનેલી સર્વ વાત કહી, ગુરૂએ તે વાત સાભળી કહ્યુ' ભાઇ, તે ઉપદેશ વખતે જે પ્રશ્ન કર્યો હતો તેનો હવે તને ઉત્તર મળ્યો કે નહિ ? જેમ આ રત્ન અનેક માણસોના હાથમા ગયુ હતુ પણ કોઇ તે સઘળા તેની કિંમત કરી શકયા નહિ પણ જેણે તેની પરીક્ષાનુ જ્ઞાન મેળવ્યુ હતુ તે હીરા પારેખ જ તેને ઓળખી શકયો હતો તેજ પ્રમાણે મનુષ્ય દેહરૂપી રત્નની પરીક્ષા પણ દરેક માણસ કરી શકતો નથી પણ જેણે લાંબો વખત સત્સગ સેવ્યો હોય તેમ સત્શાસ્ત્રોનું જ્ઞાન સપાદન કર્યું હોય તેજ તેની કિમ્મત આંકી શકે છે

તે પછી મર્દાનાને તે રૂપીઆ તેના માલીકને પાછા આપવા મોકલ્યો. કારણ કે રત્ન આપ્યા વિના રૂપીઆ રાખવા એ અન્યાય ગણાય પેલા ઝવેરીએ રૂપીઆ પાછા લીધા નહિ અને ગુરૂને ઘણા આગ્રહથી અર્પણ કર્યા. ગુરૂજીએ તેના આગ્રહથી તે રૂપીઆ સાધુ સતોના ઉપયોગમાં વાપરી દીધા અને ઝવેરીને ઉપદેશ આપ્યો.

ગુરૂજીએ લોકોના આગ્રહથી ત્યા ધર્મશાળા બધાવી ત્યા અબરકા નામના શિષ્યને લોકોને ઉપદેશ આપવા પુજારી તરીકે રાખ્યો જેના વશજો હજુ પણ ત્યાં છે

ગયાજી—કેટલાક દિવસ ત્યા રહ્યા પછી ગુરુજી શિષ્યમડળ સાથે ગયાજી ગયા ત્યા તેમણે અનેક હિન્દુ લોકોને પિન્ડદાન આપતા જોયા. ત્યા એક બ્રાહ્મણ પિન્ડદાન આપતો હતો, તેની પાસે ઘીનો દીવો હતો. તે જોઇ ગુરુજીએ પૂછ્યુ કે તમે આ શુ કરો છો ? ”

બ્રાહ્મણે કહ્યુ હુ મારા પૂર્વજોનુ શ્રાદ્ધ કરૂ છુ

ગુરુ—આ દીવો કેમ કર્યો છે ?

બ્રાહ્મણ કાંઇ શાસ્ત્રનુ રહસ્ય જાણતો નહોતો તેથી તેણે કહ્યુ જે અધારી ગલીમા થઈ તેમને સ્વર્ગમા જવાનુ છે, તે ગલીમા તેમને માર્ગ બતાવવા માટે આ દીવો છે

ગુરુ—આઇ, તમે જ્યારે ઉઘી જાઓ છો અને સ્વપ્નમાં જુદા જુદા વિકટ સ્થળોમા ફરવાનો અનુભવ કરો છો ત્યારે શુ તમને માર્ગ બતાવવા માટે દીવાની જરૂર પડે છે ‘

બ્રાહ્મણ—ના, તે વખતે તો દીવાની જરૂર પડતી નથી.

ગુરુ—તો આ દીવો પણ તમારા પૂર્વજોને માર્ગ બતાવવા માટે જરા પણ ઉપયોગનો નથી આ શરીર એ દીપક છે અને ઇચ્છાઓથી ઉત્પન્ન થતુ દુ ખ એ તેમા તેલ રૂપ છે ઇશ્વરના નામથી તે દીવાને પ્રકટાવો એટલે તેલ બળી જશે અને તમે દિવ્ય પ્રકાશની સાથે એકતા અનુભવી શકશો.

ગુરૂજી પણ પિતૃશ્રાદ્ધ કરાવશે એ જાણી પડયાઓ તેમની આસપાસ વિંટાઇ વળ્યા પણ ગુરૂજીની આ વાત સાભળી તેમણે જાણ્યુ કે ગુરૂ કાંઇ શ્રાદ્ધ કરાવવાના નથી તેથી તે સર્વે વેરાઈ ગયા

ગયાજીથી નીકળી પોતે બુદ્ધ ગયા. ત્યાના ગોસ્વામી દેવગિરી જે મહત ને મોટા જાગીરદાર હતા તે ગુરૂના ઉપદેશથી મુગ્ધ થયા તેમની પછી ગાદીએ આવનાર તેમનો શિષ્ય ભક્તિગિરિ પોતાના સપતિ છોડી શિષ્યમડળ સાથે પજાબમા આવી ગુરૂ હરરાયના વખતમા તેમનો શિષ્ય બન્યો હતો.

બુદ્ધ ગયાથી નીકળી ગુરૂજી મુગેર, ભાગલપુર, સાહેબગજ અને રાજમહેલ થઈ સવત ૧૫૬૪ ના અશાડમા માલદેવ આવ્યા ત્યાં એક આબાવાડીયામા પોતે મુકામ કર્યો જે જગ્યા હાલ પણ ‘ ગુરૂકા બાગ ’ ના નામથી પ્રસિદ્ધ છે કેટલાક દિવસ ત્યા રહી લોકોને ઉપદેશ આપ્યા પછી પોતે ત્યાથી નીકળી મુર્શિદાબાદ, બરદ્વાન, હુગલી, કૃષ્ણનગર, શાહજાદપુર, અને શિરાજપુરના લોકોને ઉપદેશ આપતા આપતા ઢાકામા આવી પહોચ્યા

ઢાકામા તે વખતે જાદુ વિદ્યા ઘણી હતી. તેથી અનેક જાદુગરો ગુરૂજી પાસે આવી પોતાની વિદ્યા અજમાવવા લાગ્યા. પણ તેમનુ નાનક આગળ

કાંઇ ચાલ્યુ નહિ એથી તેમનુ અભિમાન ગળી ગયુ. તે પછી તેમણે નાનકને પૂછ્યુ કે "આપની પાસે એવી તે કઈ વિદ્યા છે કે જેની આગળ અમારા મત્ર જત્રનુ કશુજ ચાલતું નથી"

ગુરૂએ હસીને જવાબ આપ્યો કે "જાદુ અને મત્ર તત્ર એ સઘળું દેવને આધીન છે જેવો જેનો મત્ર તેવો તેનો પ્રતાપ. મારી પાસે જે મત્ર છે તે મહામત્ર છે તેનો દેવના કાંઇ સાધારણ દેવ નથી એટલે તે મત્રદ્વારા સસાર માત્રને મોહન, મારણ અને ઉચ્ચાટનાદિથી વશ કરી શકાય છે"

આ સાભળી જાદુગરો આશ્ચર્ય પામ્યા અને એવો તે વળી કેવો મહામત્ર હશે એ જાણવા ઉત્સુક થયા

તેમની ઇચ્છા જાણતા ગુરૂ નાનકે કહ્યુ કે તે મત્ર "ૐ **સત્ય નામ**" એ છે તેનો અધિદેવ તે સર્વાન્તર્યામી પરમાત્મા છે, માટે એ મંત્રની સામે તમારા બીજા સામાન્ય દેવોના મત્ર બિલ્કુલ પાછા પડી જાય છે"

આ પછી ગુરૂજીના સદુપદેશથી ઢાકાના જાદુગરો પોતપોતાની મલીન વિદ્યાનો ત્યાગ કરી ગુરૂને શરણે આવ્યા અને તેમના સાચા ભક્ત બની પ્રભુ ભક્તિમા તલ્લીન થયા.

નાનકે ઢાકાથી નીકળી આગળ ચાલતા ત્રણેક ગાઉ ઉપર એક ગામમાં મુકામ કર્યો ત્યાની સ્ત્રીઓ જાદુમા ઘણી કુશળ હતી અને તે દ્વારા તે પોતે દુરાચારમા પ્રવૃત્ત રહેતી તે સર્વની સરદાર એક નરશાહજવાન નામની સ્ત્રી હતી તે સ્ત્રીના જોવામા મર્દાના આવ્યો અને તરત તે તેના ઉપર મોહિ પડી તેણે યુક્તિથી મર્દાનાને કેદ કર્યો પણ આ વાતની ગુરૂજીને ખબર પડતા જ તેઓ તે સ્ત્રીને ઘેર પહોચી ગયા ગુરૂજી જેવા પવિત્ર પુરૂષના ઓજસથી અને તેમના અમૃત સમાન ઉપદેશથી તે સ્ત્રી ઘણી શરમિંદી બની ગઇ, ગુરૂજીનો પ્રભાવ તે દુરાચારી સ્ત્રીઓ ઉપર એટલો બધો પડી ગયો કે તે સઘળી સ્ત્રીઓ પોતાના દુષ્કૃત્યોનો પશ્ચાતાપ કરી નીતિને માર્ગે જીવન ગુજારવા લાગી

તે ગામનુ પાણી ખારૂ હતુ તેથી લોકોની પ્રાર્થનાથી ગુરૂ નાનકે પોતાના હાથે એક સ્થળે બરછી મારી ત્યા કુવો ખોદવાનુ કહ્યું એટલે ત્યા કુવો ખોદતા સાનુ પાણી ઘણુ મીઠુ નીકળ્યુ, ગુરૂજીએ ત્યા જે બરછી મારી હતી તે હજુ પણ ત્યાના ગુરૂ સ્થાનમા જાળવી રાખવામા આવી છે. અને યાત્રાળુને તેના દર્શન કરાવવામા આવે છે. એ સ્થળ ગુરૂએ બરછી મારવાથી 'બરછા સાહેબ'ના નામથી પ્રસિદ્ધ છે

તે પછી ગુરુ નાનક કામરૂપ દેશ (આસામ)મા ગયા. આ દેશ મહ્યે ભાગે વામમાર્ગી હતો ત્યાની સ્ત્રીઓ અતિ સુદર હતી અને પુરૂષો નિર્બળ હોવાથી જ્યા ત્યા દુરાચાર ફેલાઈ રહ્યા હતો.

આ દેશમા કામાક્ષીદેવીનુ મદિર છે તેમા યોનિ ચિહ્ન મુર્તિને બદલે હતુ તે ઉપર મહિનાના મહીના સુધી પાણીમા રાતો રગ ઘોળીને અભિષેક કરતો અને તેને દેવીનુ રજ માનીને લોકો કપાળે ચોપડતા ગુરુ નાનક તે મદીર પાસે ઉતર્યા લોકો દેવીને જગજ્જનની માની પૂજતા, તે લોકોને નાનકે સત્ય ધર્મનુ દર્શન કરાવી સત્યસ્વરૂપ અવીનાશી પુરુષની ભક્તિ તરફ પ્રેર્યો

તે પછી ગુરુ નાનક ત્યાથી નીકળી ગૌરીપુર બદરે થઇ આસામમાં અજમેરીગજ, કરીમગજ, સિલહટ વિગેરે શહેરોમા ફરી મણિપુર થઇ લોશાઇ આવ્યા

આ વખતે ત્યા દેવલોન રાજા રાજ્ય કરતો હતો તેણે પોતાના રાજ્યમા એવા નિયમ કર્યો હતો કે કોઇ પણ પરદેશી મનુષ્ય દેશમા દાખલ થાય તો તેને મારી નાખવો ગુરુ નાનક પણ અહિ પરદેશી હતા તેથી કાયદા પ્રમાણે તેમને પણ મારી નાખવાનો ઠરાવ થયો પણ ગુરુ નાનકના અનુપમ તેજ આગળ રાજા ઝખવાણો પડ્યો અને તેમને શરણુ થયો ગુરુએ તેને ઉપદેશ આપ્યો કે જે અધિકારી નેત્ર, મન, વાચા, અને કર્મથી લોકોને પ્રસન્ન રાખે છે તેની પ્રસન્નતા મેળવવા લોકો પ્રયત્ન કરે છે પણ જેનાથી શિકારીને જોતા જેમ મૃગો ભયભીત થઇ જાય છે તેમ સર્વ પ્રાણી બ્હીતા હોય છે તે પુરુષ ગમે તો ચક્રવર્તી રાજ્ય પ્રાપ્ત કરે તો પણ અતે ગુમાવી બેસે છે તે પછી રાજા ગુરુનો શિષ્ય થઇ નીતિપૂર્વક પ્રજાનુ પાલન કરવા લાગ્યો ત્યાથી નાનક અનેક ગામોમા ઉપદેશ આપતા કલકત્તામાં આવ્યા એ વખતે કલકત્તા એક ગામડુ હતુ અને કાલિઘાટના નામથી ઓળખાતુ હતુ ત્યાથી હુગલી ઉતરીને બાલેશ્વર મેદનીપુર શહેરોમા ફરતા તે કામદી, વૈતરણી, બ્રાહ્મણી અને મહાદેવી નદીઓ ઉતરી કટકમા આવ્યા.

**જગન્નાથપુરી**—સવત ૧૫૬૬ મા ચૈત્ર મહિનામા ગુરુ નાનક આ પ્રમાણે ફરતા ફરતા જગન્નાથપુરી આવી પહોચ્યા ત્યા મગુમઠ નામના સ્થાનમાં વિરાજ્યા ત્યા તેમણે ભજનકીર્તન ગાવા માડયા તે સાભળી લોકો તેમની પાસે આવવા માડયા. સધ્યાકાળે આરતી વખતે પોતે મદિરમા ગયા અને જગન્નાથજીના દર્શન કરી પુજારીઓથી જુદા પડી પોતે એકલા જ સ્તુતિ કરવા મડયા આથી પુજારીઓએ કહ્યુ કે તમે અમારી સાથે

જ આરતી ગાવ ! એટલે ગુરુએ કહ્યું કે "તમારી અને મારી આરતીમા ઘણો ભેદ છે માટે હું તમારી સાથે ભળી શકુ તેમ નથી !" આરતી પૂરી થતાં બધા પૂજારીઓએ કહ્યુ કે અમારી અને તમારી આરતીમાં શો ફેર છે તે કહો

આ પુજારીઓ અજ્ઞાનથી મૂર્તિદ્વારા પરમાત્માને પૂજવાનું ભૂલી ગયેલા હતા અને માત્ર મૂર્તિનેજ ભગવાન અર્થાત મૂર્તિ જેટલા જ ભગવાનને માનતા. તેથી ગુરુએ તેમને કહ્યુ કે "તમારી આરતી અને તમારા જગન્નાથ બને કૃત્રિમ છે અને મારી આરતી તથા મારા જગન્નાથ બને સ્વતસિદ્ધ છે "

પૂજારીએ આ સાભળી કહ્યુ "અમારા જગન્નાથથી જુદા એવા આપના કયા જગન્નાથ છે ? જગન્નાથ તો સસાર માત્રમા આ એકજ છે."

ગુરુ—"જગન્નાથ નામ સર્વ જગતના સ્વામીનુ છે. અને તે કદી પણ એક દેશમા રહી શકતા નથી પરતુ સર્વ વ્યાપી જ હોય છે. જે એક દેશીય હોય તે કૃત્રીમ અને નાશવત હોવાથી તે સર્વ જગતનો સ્વામી થઇ શકતો નથી હું ઈશ્વરને જે સ્વરૂપે ભજુ છુ તે કલ્પનારુપ નથી પણ સ્વતસિદ્ધ છે "

આ વિગેરે કેટલોક ઉપદેશ આપ્યો. કેટલાક દિવસ નાનક જગન્નાથપુરીમા રહી પછી પાછા ત્યાથી નીકળ્યા થોડે જતા શોર નદીના કિનારે રમણીય જગામા ગુરુજીએ મુકામ કર્યો એ વખતે જગદીશનો પૂજારી જે ઘણો સમૃદ્ધિવાન હતો છતા સતાન રહિત હતો તે ગુરુજી પાસે આવ્યો, અને પ્રાર્થના કરી કે આપ કેટલોક વખત અહિ જ રહી અમને ઉપદેશામૃત આપી કૃતાર્થ કરશો તો ઉપકાર થશે આપની ઇચ્છા પ્રમાણે આપના મુકામની સગવડ કરવા સેવક ઇચ્છે છે

આ સાભળી ગુરૂએ કહ્યુ અમારે માટે કદી રત્નજડીત સુંદર મંદિર બને, અનેક ભોગ વૈભવો તેમા હોય, સેવા માટે ઇન્દ્રની અપ્સરાઓ હોય તો પણ કેવળ એક પરમાત્માના સ્મરણ સિવાય અમારે તેમાનું કશુ ઉપયોગમા આવે તેમ નથી. જે પદાર્થો જોતા પરમેશ્વરનું વિસ્મરણ નહિ થતાં તેની યાદ તાજી રહ્યા કરે એવા પદાર્થો અમારે જોઇએ આ સાભળી પડયાનો સપત્તિ મદ ઉતરી ગયો તે ગુરુના ચરણે પડયો અને ગુરુએ તેને હાથે કરી ઉઠાડી આશીર્વાદ આપ્યો. તે પછી તે પડયાને ત્યા પુત્ર પ્રાપ્તિ થઇ તેના વશજો અત્યારે પણ પજાબી લોકોના પડયા તરીકે પ્રસિદ્ધ છે.

ત્યાથી નીકળી ગુરુ ચીલકા સરોવર થઈ અનેક શહેરો અને ગામોમાં મુકામ કરતા ઉપદેશ આપતા મહા નદી ઉતરીને સુહાગપુર આવી પહોચ્યા. ત્યાના લોકો શનિશ્ચરને જ પરમાત્મા માની તેની ભક્તિ કરતા હતા આગળ જતા વિન્દય પર્વતની એક શાખા કોહકટક પર્વતમા અનેક સાધુ સંતો અને ફકીરોને જળની જ ઉપાસના કરતા જોયા. તેમને ગુરુ નાનકે સત્યદેવનું દર્શન કરાવ્યુ

વિજય પ્રદેશમા કેટલાક દિવસ સુધી ગુરુ નાનક ફર્યા અને કુદરતી લીલા જોઇ આનંદ પામતા એ પ્રદેશમા એક કૌડા નામનો ભીલ રાજા હતો, એ પ્રજા હજુ પણ ઘણી જંગલી છે અને તે વખતે તો તેમનામા અને હિંસક વનપશુઓમા ભાગ્યેજ ફેર હતો તેઓ મનુષ્યાહારી હતા જે કોઈ અજાણ્યુ મનુષ્ય નજરે પડે તેને નૈવેદ્ય ધરાવી દેવામા વિલંબ કરતા નહિ આ પ્રદેશમા ફરતા મર્દાના તેમની જાળમા ફસાયો તેનો દેહ તે રાક્ષસો રૂપી મનુષ્યોનો ભક્ષ થાય તે પહેલા તો ગુરુ સાહેબે તેને મુક્ત કરાવી તે ભીલ લોકોને ભક્ત બનાવી અનેક લોકોને પ્રાણદાન આપ્યા

આગળ ચાલતા તે એક ગાઢ જંગલમા જઇ ચડ્યા જ્યા વાઘ, વરુ વિગેરે હિંસક પશુઓની ગર્જના વારવાર સંભળાતી હતી જેથી મર્દાનાના હોશકોશ ઉડી ગયા તેણે ગુરુને કહ્યુ કે " આ ભયાનક જંગલમા તો જીવ બચવા પણ મુશ્કેલ છે " ગુરુએ તેને ધીરજ આપી કહ્યુ " ધીરજ રાખ તારી ખાવા પીવાની ઇચ્છા થોડા વખતમા પુરી થશે "

ત્યાથી આગળ ચાલતા એક સુંદર વન આવ્યુ ત્યા અનેક સાધુ, સંતો, યોગીઓ અને ફકીરો પ્રભુભક્તિમા મસ્ત રહેતા હતા. તે સ્થળ સુગંધિત પુષ્પોથી સુવાસિત થઈ રહ્યુ હતુ સ્વાદિષ્ટ ફળોની ખોટ નહોતી. ત્યા ગુરુની આજ્ઞાથી મર્દાના અને બાલાએ અનેક જાતના ફળ લાવી ખાધા. તે પછી મર્દાનાએ સારંગી વગાડી ભજન લલકાર્યું તે સાભળી પશુ પક્ષીઓ પણ આકર્ષાયા.

ત્યા પંદરેક દિવસ રહી ત્યાના સાધુ સંતો સાથે જ્ઞાન ચર્ચા કરી. પછી ગુરુ નર્મદા કિનારે જબલપુરમા ગયા ત્યાના ફુલ નામના જાદુગર ફકીરનુ અભિમાન તોડી પોતે ચિત્રકુટ થઇ પાછા ફરીદવાડા આવ્યા ત્યા એક કુવો હતો ત્યા ફરીદ નામના ફકીરે ઉંધે માથે લટકાઇ તપ કર્યું હતુ તે સ્થળના દર્શન કરી ગુરુ ચંદેરી, કાલામાટના ઝાસી, ગ્વાલિયર, ભરતપુર, ધોળપુર, રેવારી અને કરોલી વિગેરે સ્થળે ફરી કરનાલમા આવ્યા ત્યા પ્રસિદ્ધ શેખ શરફુલ્દીનો શિષ્ય શેખ શમલ્દીન અનેક ફકીરો અને

અમીરો સાથે ગુરૂજી પાસે આવ્યો. તે સઘળા ગુરુના પવિત્ર આદેશથી શીખ (શિષ્ય) બની ગયા

આ પ્રમાણે તેમણે અનેક મહાપુરૂષોને પોતાના શિષ્ય બનાવ્યા

તે પછી સૂર્યગ્રહણ આવવાનુ હતુ અને તે વખતે કુરૂક્ષેત્રમા લાખો લોકો યાત્રા માટે ભરાતા હોવાથી ગુરૂજી કરનાલથી નીકળી કુરુક્ષેત્ર ગયા. ત્યા લોકોને ઉપદેશ આપી પછી સવત ૧૫૬૬ ના પોષ સુદ ૧૧ ને રોજ પોતે પોતાની બેન નાનકીને મળવાની ઇચ્છા થવાથી સુલતાનપુર ગયા

સુલતાનપુરમા નાનક સદાવ્રત ઉપર રહેતા હતા અને તે વખતે લોકોએ તેમને માટે ખોટી અફવાઓ ફેલાવી હતી તે હવે ગુરુ નાનકનો પ્રતાપ જોઇ પસ્તાવા લાગ્યા તે સર્વ ગુરુ નાનકના દર્શન કરી સેવા કરવા લાગ્યા હવે ગુરૂ સુલ્તાનપુર રહીઉપદેશ આપ્યા કરે એવી લોકોની ઇચ્છા હતી

**બીજી વખતની યાત્રા**–થોડોક વખત ગુરુ સુલ્તાનપુરમા રહ્યાપછી સવત ૧૫૬૭ મા વૈશાખ મહિનામા ગુરૂજી દક્ષિણની યાત્રા કરવા માટે મર્દાના અને બાલા સાથે નીકળ્યા

રસ્તામા કસુરમા ફકીર શેખ અબ્દુલ રહીમ, શેખ મુહમદ સીદક વિગેરેની મુલાકાત લઇ તેમની સાથે જ્ઞાનગોષ્ટિ કરી તેમના પવિત્ર ચિત્તને પોતા તરફ આકર્ષી ગુરૂ આગળ ચાલ્યા

સવત ૧૫૬૭ ના અશાડમા તે સરસા પહોચ્યા ત્યા ખ્વાજા સાહેબ નામના પ્રસિદ્ધ સ્થળમા ઉતરી શેખફરીદજી વિગેરે મહાત્માઓ સાથે સમાધિમા લીન્ન થયા તે પછી આગળ જતા બિકાનેર મુકામ કર્યો ત્યા વસતા જૈન ધર્મને માનનારાને ગુરૂએ ઉપદેશ કર્યો. ઘણુ જૈનો ઉપર તેમની કાઇ અસર થઇ નહિ તેમનો પ્રતિકુળ ઉપદેશ સાભળી જૈન ધર્મના ઢુંઢીયા પથના સાધુઓ ગુરૂજી આગળ વાદવિવાદ કરવા આવ્યા તેમણે નાનકને પૂછ્યુ કે "આપ કયા ધર્મને માનો છો?"

ગુરૂ નાનકે આ સાભળી કહ્યુ "પોતે સન્માર્ગે ચાલવુ અને બીજાઓને તેવો માર્ગ બતાવવો એ જ મારો ધર્મ છે"

સાધુ—"એવો અલૌકિક સન્માર્ગ કયો છે?"

ગુરૂ—"પરમાત્માનુ યથાર્થ સ્વરુપ સમજવાનો અને તેમનુ અસ્તિત્વ સ્વિકારવાનો."

સાધુ—પરમાત્માનુ વાસ્તવ સ્વરુપ કેવુ છે અને તેને જાણવા ને માનવાથી શો લાભ છે?

ગુરૂ—સત્ય એ પરમાત્માનુ વાસ્તરૂપ છે તે સત્ય શ્રી અકાલ પુરૂષ

જ સંસારનો કર્ત્તા હર્તા છે, તે નિર્ભય, કૃપાળુ અકાલ મૂર્તિ, અજન્મા, અને પ્રકાશ સ્વરૂપ છે એવા પરમાત્માને જાણવાથી અને માનવાથી આત્માનું કલ્યાણ થાય છે

સાધુ—અમારા મત પ્રમાણે આ સંસાર અનાદિ, અનંત શાશ્વત અને સત્ય સ્વરૂપ છે માટે તેનો કોઈ કર્ત્તા માનવાની જરૂર નથી અણુઓથી બનેલા પદાર્થો સિવાય બાકીના બધા વિશેષણો વ્યર્થ છે, જીવનું કલ્યાણ તો શુભ કાર્ય કરવાથી જ થઇ શકે છે

ગુરૂ—કર્મોનો ફળ પ્રદાતા તો કોઇ માનવો જોઇએ ને ?

સાધુ—કર્મો પોતેજ પોતાના ફળ જીવને આપી શકે છે ?

ગુરૂ—કર્મો તો ક્રિયા વિશેષણ જેવા છે તે જડ અને ક્ષણભંગુર છે. તેનામા ફળ આપવાનું સામર્થ્ય ક્યાથી આવી શકે ?

સાધુ—વિષ એ જડ તથા નાશ પામે એવુ છે છતા ન પોતાના સમાર્ગમા આવનારને મરણરૂપ ફળ આપી શકે છે

ગુરૂ—મરણ એ નામ તો પ્રાણના વિયોગનું છે સાવયવ જડ દેહને અસર કરી શકે છે પણ નિરવયવ જડરૂપ કર્મ નિરવયવ ચેતન જીવને તેના કર્મનું ફળ કદાપિ આપી શકતુ નથી માટે ફલપ્રદાતા તરીકે તો ઇશ્વરને અવશ્ય માનવો જોઇએ

તે પછી બિકાનેરથી નીકળી ગુરૂ નાનક જેસલમીર જોધપુર થઇ અજમેર ગયા ત્યા ખ્વાજા કુતુબ્બીનનુ મકાન જેને તેઓ અઢી દિનની ઝુંપડી તરીકે ઓળખતા હતા તેના દર્શન કર્યા તે પછી તીર્થક્ષેત્ર પુષ્કરજીના મેળામા જઈ હજારો સ્ત્રીપુરુષોને સદુપદેશ આપી પછી આબુ પર્વત ઉપર ગયા. અહિ અનેક જૈન મુનિયો અને જૈનો યાત્રા કરવા આવ્યા હતા. તેમની સાથે જ્ઞાન ચર્ચા કરી હતી

ત્યાથી નીકળી પાટણ, પદર, અહમદનગર, ડુંગરપુર, વાસવાડા થઇ માળવામા ઉજ્જન તરફ ગયા, તે પછી તે કામઠી નાગપુર અને હુગનીમા થઈ ભક્ત નામદેવના જન્મસ્થાન અરડામા ગયા ત્યા નામદેવ સાથે જ્ઞાન ચર્ચા કરી તેથી નાનક ઘણા પ્રસન્ન થયા તે પછી ગોદાવરી ઓળંગી ગોવળકોડા, હૈદ્રાબાદ થઇ જંગલમા એક પહાડના શિખર ઉપર ગયા આ સ્થળે કાનફટા નાથ લોકો ઘણા રહેતા હતા તેમણે જાણ્યુ કે ગુરૂ નાનક પાસે જે કાઇ ભેટ લઇ જવામા આવે છે, તે સર્વેને વહેચી દેવામા આવે છે, આથી તેમની પરીક્ષા કરવા તેઓએ તલનો એક દાણો લઇ ગુરૂને ભેટ ધર્યો.

ગુરૂએ તરત બાલાને બોલાવી પેલા તલને પ્રસાદના જલમાં વાટી નાખી સઘળાને વહેંચી દેવા જણાવ્યુ એ સ્થળ હજુપણુ તિલગજ નામથી પ્રસિદ્ધ છે તે પછી ગુરૂજી ત્યાથી વીઠોબાના પંઢરપુરમા ગયા ત્યાથી તાન્જોર ત્રિચિનાપલ્લી નેગાપટમ અને મ્હાપલકોટની મુલાકાત લઈ વિશાળાની આખરે સેતબંધુ રામેશ્વર જઇ પહોચ્યા

ત્યાં તેમણે દરીયા કિનારે અનેક સાધુ બ્રહ્મચારી અને યાત્રાળુઓને એકત્ર થયેલા જોયા. તેમાના કેટલાક માથા ઉપર વસ્ત્ર નાખી માળાના મણકા ફેરવતા હતા કેટલાક ઘંટ વગાડતા હતા તો કેટલાક શંખ વગાડતા હતા કેટલાક શાલિગ્રામને પુષ્પ નૈવેદ્ય ધરાવી પુજતા હતા ગુરૂ તેમાના એક ટોળા તરફ વળ્યા તેમને આવતા જોઇને એક સાધુ બોલ્યો કે ઉભો રહે જોજે મારૂ ભોજન અભડાવતો નહિ

ગુરૂએ આ સાભળી કહ્યુ અનાજ એ દેવ છે જળ એ દેવ છે. અને અગ્નિ પણુ દેવ છે તો પછી તારૂ ભોજન કેવી:રીતે અભડાવાતુ હતુ?"

સાધુ—એ બધુ હું કાઇ ન સમજુ પણુ જો તું મારા ચોકામા પગ મુકશે તો આજે મારે ભૂખ્યા રહેવુ પડશે

ગુરૂ—શુ તમને ખબર નથી કે આપણે જ આપણી અપવિત્રતાથી આ ખોરાકને અપવિત્ર બનાવીએ છીએ જ્યારે તમારી સાથે તમારા આ ચોકામા અજ્ઞાન, વિકાર, ક્રોધ અને દ્વેષ વિગેરે અપવિત્ર દુર્ગુણો બેઠેલા છે. ત્યારે આ ચોકાના લાટાથી શો લાભ ? જ્યા સુધી તમારામા આ અશુભ વિચારોના ભૂત ભરાયેલા છે, ત્યા સુધી તમે આવો અપવિત્ર ખોરાક શાલિગ્રામને કેવી રીતે ધરાવી શકવાના ?

સાધુ—"તો પ્રભુને ધરાવવા યોગ્ય નૈવેદ્ય કેવી રીતે બનાવાય ?"

ગુરૂ—તમારી જાતને શુદ્ધ બનાવો, આત્મશ્રદ્ધાનો નાશ ન કરો, અભિમાનનો ત્યાગ કરો, નિ:સ્વાર્થપણે ભક્તિપૂર્વક અર્પાયેલો ગમે તેવો ખોરાક પણુ પ્રભુ સ્વિકારે છે અજ્ઞાનથી દોરવાવું નહિ કેમકે તેમ થતાં છાયાનેજ સત્યરૂપ માની બેસશો. તમો જેવુ વાવો છો તેવુજ લણો છો. પ્રભુ ક્ષમાય આપતા નથી ને ક્રોધ પણુ કરતો નથી તેના નિષ્પક્ષપાત ઇન્સાફનો કાંટો તો તેમને તમારા કાર્યોને યોગ્ય બદલો આપશેજ.

ગુરૂ—"ગુરુદેવની કૃપાથી સદ્ અને અસદ્ વસ્તુ વચ્ચેના વિવેક જ્ઞાનથી તૃષ્ણાનો અંત લાવી શકાય છે સત્ય ઉપર પ્રીતિ રાખવાથી માયા જીતાય છે અહંતાનો નાશ હુંપણાનો વિચાર દૂર કરવાથી થાય છે અને

ગુરૂદેવને પોતાની જાત અર્પણ કરી દેવાથી ક્રોધવશ થાય છે અહતાનો નાશ થતા મનુષ્ય આત્મિક ઉચ્ચતાને પ્રાપ્ત કરી શકે છે '

સાધુએ આ સાભળી કહ્યુ " ના એમ નહિ જ્યા સુધી તમે સન્યાસી થશો નહિ ત્યા સુધી જન્મમરણના ચક્રમાથી કદાપી મુક્ત થશો નહી ચાલો હુ તમને દીક્ષા આપુ અને તમારા કાનમા કુડળ પહેરાવુ " ગુરૂએ આ સાભળી કહ્યુ સન્યાસી થવા માટે ભગવા વસ્ત્રની જરુર નથી જે માણસ પોતાની ઈંદ્રીયોને નાયમમા રાખી શકે છે અને સઘળા કાર્યો પોતાનુ કર્તવ્ય સમજી પ્રભુ પ્રીત્યર્થે બજાવી જાણે છે તેજ ખરો સન્યાસી છે તેનેજ મુક્તી મળે છે એજ માણસ ગગાજળ કરતા પણ વધુ નીર્મળ છે.

આ સાભળી પેલો સાધુ તો અભીમાન ત્યજી તેમને શરણ થયો,

રામેશ્વરથી ગુરુ નાનક સમુદ્રમાર્ગે સિહલદ્વીપ-લકા ગયા, તે વખતે ત્યા રાજા શિવનાભ રાજ્ય કરતો હતો તે પ્રશસા સાભળી તેમના દર્શને આવ્યો અને પોતે સતાન રહિત છે એમ જણાવ્યુ તેની ગુરુ ઉપર ઘણી જ શ્રદ્ધા ચોટી હતી તેથી તે પોતાના સેવક તરીકે ગણાવતો રાણીએ આ વાત જાણી તે પણ ગુરૂજી પાસે આવી ચરણે પડી અને સતાનની પ્રાપ્તિ માટે પ્રાર્થના કરી વળી રાણીએ કહ્યુ કે "મહારાજ મને એવો કોઈ મત્ર બતાવો કે જેથી મારા પતિ મારે વશ થઈ રહે "

આ સાભળી ગુરૂએ તેને કહ્યુ કે વિનયપૂર્વક મધુર ભાષણ બોલવુ, ક્ષમા ધારણ કરવી, પતિના વચન સહન કરવા એજ વશીકરણનો મહામત્ર છે આ સાભળી રાણીને ઘણો સતોષ થયો અને ગુરૂને નમી ઘેર ગઈ તે પછી તેને ગર્ભ રહ્યો હતો અને પુત્રનો જન્મ થયો હતો ત્યાથી નીકળતી વખતે રાજાના આગ્રહથી ગુરૂ નાનકે ઝડા તક્ષક નામના એક પોતાના ભક્તને ત્યા પ્રતિનિધિ તરીકે મુકયો હતો.

લકામાથી પાછા ફરી ગુરૂ મનબારમા થઈને શૃગેરી મઠના શ્રીમદ્ શકરાચાર્યની મુલાકાતે ગયા હતા તેમણે ગુરૂ નાનકનુ સારૂ આતિથ્ય કર્યું હતું બને મહાત્માઓએ પરસ્પર જ્ઞાનાનદ મેળવ્યો હતો ત્યાથી નીકળી ગુરૂ સાહેબ કોનીન, પુલીકટ કોઈમ્બતુર, કાલિકટ, મેગલોર, ગોવા, રત્નગીરી વિગેરે અનેક સ્થળોએ ફરી નાશીકમા આવી શ્રીરામચદ્રના નિવાસથી પવિત્ર મનાયલી પચવટીના દર્શન કર્યા તે પછી તાપી અને નર્મદા નદી ઓળગી ભરૂચ, વડોદરા અને અમદાવાદ થઈ તેઓ કાઠીયાવાડ તરફ ગયા. ભાવનગર જોઈ આ પાસે આવેલા જૈનોના પ્રસિદ્ધ તીર્થ પાલીતાણાના શેત્રુજય થઈ પોતે ભક્ત નરસિહ મહેતાના દર્શન કરવા જુનાગઢ ગયા. ત્યાં બને પરસ્પર મળી અત્યત આનદ અનુભવ્યો

આ વખતે જુનાગઢમા ફેજબક્ષ નવાબ હતો તે સાધુ ફકીરો તરફ ઘણુ માનની લાગણી ધરાવતો હતો તે ગુરુના દર્શને આવ્યો, તેણે ગુરુજી પાસે જુનાગઢ છોડતા તેમની પાદુકા માગી લીધી હતી જે કિલ્લા પાસેની એક ધર્મશાળામા હજુ પણ છે ત્યાથી નાનક ગિરનારની યાત્રા માટે પર્વત ઉપર ચઢયા ત્યા ગિરિનારી બાવા નામના એક પ્રસિદ્ધ સાધુ રહેતા હતા તેમની મુલાકાત થઇ બનેએ પરસ્પર મળી જ્ઞાન ચર્ચા કરી આનદ મેળવ્યો હતો.

તે પછી વેરાવળ, પ્રભાસપાટણ અને સોમનાથપાટણના દર્શન કરી તે પોરબદર થઈ દ્વારકા ગયા ત્યાથી કચ્છ ગયા અને ત્યા વસતા વામ-માર્ગીઓને સત્ય માર્ગ જણાવી તે અજાર, ભુજ વિગેરે સ્થળે ફરી ઉમરકોટ અને સિધમા થઇ મુલ્તાન આવ્યા.

મુલ્તાનમા આ વખતે ઘણા પ્રભુભકત ફકીરો રહેતા હતા. તેમના આગમનથી પોતાના શિષ્ય સાથે એક કટોરામા છલાછલ દુધ ભરીને ગુરુજી તરફ મોકલી દીધો તેમા તેમનો આશય એ હતો કે આ કટોરા ી પેઠે અહિ સાધુ ફકીરો વસેના છે તેમા આપના આગમનથી વધારો થશે. તેમના આ ભાવ જાણી ગુરૂએ તે કટોરામા બે ચાર પતાસા ભાગી નાખ્યાં અને એક ચમેલીનું ફુલ મુકયું એનુ તાત્પર્ય કે જેમ ગળપણ દુધમા ભળી જઇ સ્થાન મેળવી શકે છે, અને ચમેલીનુ ફુલ ઉપર તરવા છતા વિકૃતિ ન થતા દુધ સુવાસિત થાય છે, તેમ તમે મને પણ જાણશો

પ્યાલાના દુધમા મિઠાશ અને પુષ્પ જોઇ ગુરૂજીનો ભાવાર્થ ત્યાના સાધુ ફકીરો સમજી ગયા. અને તે પછી હજરત મહાવલ વિગેરે સર્વ ફકીરો તેમના દર્શને આવ્યા સર્વે મળી આનદ વાર્તા કરી

કેટલોક વખત ત્યા રહી ગુરૂજી પાછા આગળ ચાલતા તલબા ગામમાં આવ્યા અહીં એક સજ્જન નામનો ઠગ રહેતો હતો તેણે જાણ્યુ કે ગુરૂજીને લોકો ઘણી ભેટ ધરાવે છે અને તેથી તેમની પાસે ઘણી મુડી થઇ હશે, એમ ધારી તેણે ગુરૂજીના કારભારી મર્દાનાને ઘણા પ્રેમપુર્વક પોતાને ત્યા બોલાવી એક ઓરડામા પૂરી હાથ પગ બાધી ખુબ માર માર્યો. અને કહ્યુ કે ગુરૂજી પાસે જે ધન એકઠુ થયુ હોય તે મને આપી નહિ દે ત્યાં સુધી છોડીશ નહિ

મર્દાનાએ ઘણું કહ્યુ કે ગુરૂજીને જે કાઇ મળે છે તે તો તે તરત જ ગરીબોમા વ્હેચી નાખે છે અને એક પાઇ પણ પાસે રાખતા નથી. પણ આ વાત તેણે માની નહિ

ગુરુ નાનકને આ વાતની ખબર પડી તેથી તે બાલાને સાથે લઇ તે ઠગને ઘેર ગયા, અને મર્દાનાને છોડાવ્યા ગુરૂએ તેને કહ્યુ કે ભાઇ, જો અમને તમારી પહેલાથી ખબર મળી હોત તો જરૂર તમારે માટે થોડુ ઘણું દ્રવ્ય સગ્રહી રાખત પણુ શુ કરીએ અમે તો એવા ભયથી તેને ત્યાજ વ્હેચી દીધુ કે જ્યારે અમુક માણુસે ધનનો સગ્રહ કર્યો છે એવો ભ્રમ થતાં જ તે માણુસની એવી દશા થાય છે, કે જીવ બચવો પણુ કઠીન થઇ પડે છે તો જેની પાસે ખરેખરૂ ધન હોય તેના કેવા હાલ થાય !

ગુરૂના ઉપદેશથી ઠગ શરમાયો અને ગુરૂને ચરણે પડયો અને પોતાના પાપની માફી માગી સજ્જન બની ધાર્મિક જીવન ગુજારવા લાગ્યો.

ગુરૂ નાનક પોતાની બેન સાથે પ્રતિજ્ઞાથી બધાયા હતા કે હું વખતો વખત આવી તમારા દર્શન કરતો રહીશ તે પ્રમાણે તે પોતાના જન્મસ્થાન તલવડી જઇ માતા પિતાના દર્શન કરી સવત ૧૫૬૨ મા સુલ્તાનપુર પોતાની બ્હેન નાનકી પાસે ગયા. ત્યા કેટલાક દિવસ રહી પછી પોતે લાહોર ગયા

લાહોરમા મુસલમાનોના હાથે દરરોજ અનેક ગાયો, ઘેટાં, બકરા વિગેરેની કત્લ થતી જોઇ તેમણે કહ્યુ કે આ શહેરમા આવો કેર વર્તાતો હોવાથી અફઘાનોના રાજ્યપર થોડાજ દિવસોમા આઘાત થશે એમ કહી ત્યાથી તે ચાલી નીકળ્યા અને ત્યાથી ૨૫ ગાઉ ઉપર રાવી નદીના કિનારે એક રમણીય જગ્યામા આવી ત્યાના જાટ લોકોની વિનતીથી સવત ૧૫૬૯ માં ત્યા કર્ત્તારપુર નામનુ ગામ વસાવ્યુ તેનુ સ્વાધીનપત્ર દિવાન કરોડીમલ ક્ષત્રિએ પ્રસન્નતાપૂર્વક લખી આપ્યુ ગામ આબાદ થતા શિષ્ય લોકોની વિનતિ ઉપરથી ગુરૂજીએ પોતાના પરિવારને પણુ ત્યા રાખ્યો અને પોતાનો વાસ પણુ ત્યા રાખ્યો

ગુરૂ નાનક કેટલાક મહિના કર્ત્તારપુરમા રહ્યા તે પછી સવત ૧૫૭૦ માં ગુરૂજીએ ત્રીજીવારની યાત્રા કરવા માટે પ્રયાણુ કર્યુ આ વખતે પણુ તેમની સાથે બાલા અને મર્દાના જ હતા તે નુરપુર અને કાગડા (કોટકાગરા) થઇ જ્વાલાદેવી પર્વત પાસે ગયા. આ પર્વતના શિખરમાથી બળતુ અને ધુમાડો નીકળતો જોઇ મર્દાનાએ પુછ્યુ કે આ શુ હશે ? ગુરૂજીએ તેને કહ્યુ કે લોકો તેને તો એવુ કહે છે કે દેવો અને દાનવોને યુદ્ધ થયુ હતુ ત્યારે પ્રભુએ દાનવોનો સહાર કરવા આ અગ્નિ પ્રકટાવ્યો હતો પણુ ખરી રીતે ભુગર્ભમા તેવો ઘણો જ અગ્નિ રહેલો છે અને તે ઘણીવાર જમીન ફોડીને

બહાર નીકળી આવે છે, આવા અનેક સ્થળે જ્વાળામુખી પર્વતો રહેલા છે, ત્યાથી આગળ રાવલસર ગયા, ત્યાંના સરોવરમા પાચ છ નાના નાના ડુંગરા તરતા હતા, અને તે ઉપર વૃક્ષ અને વેલીઓ છવાઇ રહી હતી, ત્યાં ગરમ પાણીના કુડમા એટલી બધી ગરમી હતી કે તેમા ચોખા પણ રધાઇ જાય તેવુ હતુ તેમા પણ ભૂમિની શક્તિનોજ પ્રતાપ છે

આગળ વિલાસપુર અને કહલૂર થઇ કીર્તિપુરમા દુધાધારી ફકીર બુદ્ધનશાહની મુલાકાત લઇ પોતે અખાત્રીજના પજોરના મેળામા ગયા. ત્યા અનેક લોકોને સદુપદેશ આપી પાસેના એક પર્વતના શિખર ઉપર ગયા.

ત્યા પાણીની ઘણી અડચણ હતી તેથી પોતાના માહી નામના એક ભક્તની પ્રાર્થનાથી ગુરૂજીએ પોતાને હાથે એક પથ્થર ભાગીને ખસેડ્યો કે તેમાથી મીઠા પાણીનો ઝરો વ્હેવા લાગ્યો આ સ્થળે આજુબાજુ પત્થર નાખી તળાવ જેવુ કર્યું અને તેનુ નામ માહીસર પડ્યુ છે આથી ત્યાના પહાડી લોકો ગુરૂજીને ઘણુ માનવા લાગ્યા

ત્યાથી આગળ ગઢવાલ અને દહેરાદુન ગયા ત્યા અનેક સ્થળનું દીગ્દર્શન કરી સાધુ સતોના નિવાસ સ્થાન ઉત્તર કાશીમા થઇ ગગોત્રી યમનોત્રીની યાત્રા કરી બદ્રીનારાયણ પહોચ્યા ત્યા યાત્રા કરી નીમકોટ પર્વત જોઇ રાણીખેત અને અલ્મોરા થઇ નૈનીતાલ ગયા ત્યા જગલમા અનેક કાનફટા યોગી લોકો રહેતા હતા ત્યા જઇ તેમની મુલાકાત લીધી તેમને ગુરૂજીની મુલાકાતથી સતોષ થયો, ત્યાથી ૩૦ ગાઉ આગળ એક અરીઠાના ઝાડ નીચે ગુરૂજીએ મુકામ કર્યો, અહિ પણ ગુરૂ ગોરખનાથના પથના ઘણા સાધુઓ રહેતા હતા, તેઓ ગુરૂજીને પોતાની હઠયોગની ક્રિયાઓ બતાવી યોગથી મળતી સિદ્ધિયોની મોટી મોટી વાતો કરવા લાગ્યા તેમની વાત સાભળી ગુરૂજીએ કહ્યુ કે ખરી રિદ્ધિ સિદ્ધિ તો કેવળ પરમાત્માની ઉપાસનામા જ રહેલી છે તેનાથી વિમુખ થઇ તમે ગમે ત્યા ફરશો તો તેથી કાઇ સિદ્ધિ મળવાનો સભવ નથી

સાધુએ કહ્યુ "પરમેશ્વરનુ નામ તો ઘણા લોકો જપ્યા કરે છે પણ તે બધા કઇ સિદ્ધ થઇ જતા નથી."

ગુરુ—પણ તેને માટે તો ગુરુની સહાય લેવી જોઈએ

સાધુ—આપે તો ત્યારે તેવા ગુરુની સહાય મેળવીજ હશે.

ગુરુ—હા

સાધુ—તો આપ કાંઈ સિદ્ધિ બતાવી શકશો?

ગુરુ—તમે શુ જોવા માગો છો?

સાધુ—આ અરીઠા મીઠા બનાવી દો જેથી લોકો તેને ખાઇ શકે અને આપની પણ યાદગીરી રહી જશે

ગુરુજીએ આ સાભળી ઝાડ તરફ નજર ફેરવી કહ્યુ એના ફળનો મીઠા જ છે.

સાધુ—મીઠા તો નથી પણ આપ બનાવશો ત્યારે થાય ખરા

ગુરુ—પણ જુઓ તો ખરા

આ પછી મર્દાનાએ ઝાડ ઉપરથી કેટલાક ફળ તોડી આણ્યા અને બધા સાધુઓને વ્હેચ્યા સર્વેએ ખાઇ જોયા તો અરીઠા મીઠા લાગ્યા આ જોઇ સર્વ આશ્ચર્ય પામ્યા. આ અરીઠીના અરીઠા હજુ પણ મીઠાજ છે

ત્યાથી ગુરુજી ગોરખપુર ગયા અને ત્યાના લોકો ભૂતપ્રેતાદિની પૂજા કરતા હતા તેમને પરમાત્માનુ ભજન કરવાનો ઉપદેશ આપ્યો તે પછી માનસરોવરના દર્શન કરી સવત ૧૫૭૧ મા ધૌલાગઢને રસ્તે થઇ નેપાળમા ગયા ત્યા જઇ પશુપતિ મહાદેવના દેવળમા મુકામ કર્યો હજુ પણ ત્યા ગુરૂજીના સ્મારક તરીકે એક મકાન છે ત્યા ઉદાસીન સાધુઓ રહે છે નેપાળથી પછી ગુરુજી સીકીમમા ગયા અને ત્યાથી કચનગગા, દારજીલીંગ વિગેરે શહેરોમા થઈ ભૂતાનની રાજધાની ટાશીસ્યુડમા ગયા. ત્યાંનો ધર્મ-ગુરુ લામા ગુરુજીની મુલાકાતથી ઘણોજ પ્રસન્ન થયો અને તેણે ગુરૂજીની વાણીનુ ભૂતાની ભાષામા ભાષાતર કરાવી તે પુસ્તક પોતાની પાસે રાખી લીધુ ત્યા ઘણા સ્થાને 'નાનકા પીરકા મકાન' એ નામથી કેટલાક ગુરુ-સ્થાનો હજુ પણ છે

ભૂતાનથી પાછા વળી મિથિલાનગરી, સીતાપુર વિગેરે અનેક સ્થાનોની યાત્રા કરતા લોકોને સદુપદેશ આપતા પાછા પોતાની બેનને આપેલુ વચન પાળવા સુલ્તાનપુર આવ્યા, ત્યાથી સવત ૧૫૭૩ ના માગશરમા કર્તારપુર ગયા

ગુરુજી આવતા નાનુ સરખુ કર્તારગામ એક યાત્રાનુ ધામ થઈ ગયુ દેશ દેશથી અનેક લોકો ભેટ પુજા લઇ દર્શન કરવા આવવા લાગ્યા, ગુરુજી તેમને સદ્ઉપદેશ આપતા હતા તેમની વાણીનો પ્રભાવ એવો અપૂર્વ હતો કે તેની આગળ સર્વ કોઇ આકર્ષાઇ આવતા હિન્દુ મુસલમાનો ભેદ ભૂલી વગર બોલાવ્યા ગુરુજી તરફ ચારે તરફથી આકર્ષાઇ આવતા હતા. તેમની આગળ ભલભલા નાસ્તિકોની નાસ્તિકતા અને ધુતારાઓની ધુર્તતા કેવળ શાત થઇ જતી હતી

હિન્દુ કે મુસલમાન, નિર્ધન કે ધનવાન, પડિત કે મૂર્ખ જે કોઇ

પણ સ્ત્રી પુરૂષ તેમની સાથે એક વખત સમાગમમા આવતુ તે જરૂર મંત્ર-મુગ્ધ થઇ જતુ ગુરૂજી અહોરાત્ર અતર્યામી પરમાત્માના ભજન સ્મરણમાં જ લીન રહેતા હતા ભક્તજનોને તેઓ પ્રભુનુ સામર્થ્ય, અને પ્રાણીપ્રના તેમના અમોઘ ઉપકારોનુ સ્મરણ કરાવતા હતા પોતાને જે કાંઈ દ્રવ્યાદિ ભેટ મળતી તે તરત જ ગરીબોમા વ્હેચી દેતા હતા આ પ્રમાણે અનેક લોકો ગુરૂજીના સદુપદેશથી અવિદ્યાનો ત્યાગ કરી સત્યસ્વરૂપ પરમાત્માના ઉપાસક બનવા લાગ્યા

**ચોથી યાત્રા**—એક વખતે ગુરૂજી ધ્યાનમા બેઠા હતા અને મર્દાના સતાર વગાડતો હતો તે પછી તેણે સતાર બધ કરી ગુરૂજીના તરફ જોઇ તેમને પ્રાર્થના કરી કે મારૂં હૃદય કાબાના દર્શન કરવાને આતુર છે કેમકે અમારા મજહબ પ્રમાણે મક્કાની હજ કરી કાબાના દર્શન કરનારને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, ગુરૂજીએ તેની વાત સાભળી કહ્યુ મારી પણ ત્યાજ જવાની ઇચ્છા હતી ચાલો ત્યારે હવે ત્યા જવાની તૈયારી કરીએ

તે પછી ગુરૂજી, મર્દાના અને બાલુ ત્રણે જણ હજ માટે નીકળી પડયા, રસ્તામા એમનાબાદ થઇ વજીરાબાદમા તેમણે મુકામ કર્યો ત્યાં એક સુદર ક્ષત્રિય બાળકે આવી ગુરૂજીના ચરણમા માથું નમાવ્યુ ગુરૂજીએ આશીર્વાદ દઈ તે બાળકને પૂછ્યુ કે ભાઇ તુ કોણ છે?

બાળકે કહ્યુ-હું ક્ષત્રિય બાળક છુ મારૂ નામ તારૂપોપટ છે અને મરણના ભયથી હુ આપની પાસે આવ્યો છુ

ગુરૂ-હજુ તો તુ બાળક છે અને આ નાની વયમા તને વળી મરણનો શો ભય છે?

બાળક—ગુરૂજી, મારા ઘરમા એક વખતે મારી માએ દેવતા સળગાવ્યો તેમા તેણે સઉથી પહેલા નાના નાના ને ઝીણા લાકડા સળગાવ્યા તે બરોબર સળગ્યા પછી મોટા લાકડા સળગાવ્યા તે જોઇ મને ભય થયો કે મરણ પણ નાના બાળકોને તો પહેલુ નહિ આવતુ હોય! ગુરૂ તેની વાત સાભળી પ્રસન્ન થયા અને તેને સસ્કારી બાળક જાણી ઉપદેશ આપ્યો

ગુરૂજી ત્યાથી નીકળી આગળ ગુજરાત શહેરમા જહાગીર ફકીરની મુલાકાત લઇ ડેરાઇસ્માઇલખાન, ડેરાગાજીખાન થઈ શિકારપુર, લારખાના, હૈદ્રાબાદ ગયા, ત્યાથી કરાચી ગયા તેમના ઉપદેશથી સિધમા શીખધર્મ ઘણો ચાલ્યો, હાલ પણ ત્યા સવારમા ઘણે સ્થળે ગુરૂગ્રથ સાહેબનું વાચન થાય છે

કરાચીથી નીકળી બલુચિસ્તાનને રસ્તે ખિલાત વિગેરે શહેરોમા થઇ

સંવત ૧૫૭૪ મા પોતે મક્કા શરીફ જઇ પહોચ્યા રાત્રે પોતે મસ્જીદના ચોગાનમા સુઇ રહ્યા તેમા સુતી વખતે ઉંઘમા ગુરૂજીના પગ અજાણતા કાબા તરફ થઇ ગયા

સવારમા મસીદમા ઝાડુ કાઢનાર માણસ આવ્યો અને તેણે ગુરૂજીના પગ કાબા તરફ જોઇ બૂમ પાડી કે "અરે તુ કોણ છે ? ખુદાના ઘર ( કાબા ) તરફ પગ રાખીને કેમ સુતો છે ?"

ગુરૂજીએ તે સાભળી કહ્યુ ભાઈ અમે અજાણ્યા મુસાફર છીએ અને થાકયા પાકયા છીએ તેથી આમ સુતા છીએ પણ હવે તમે જે તરફ ખુદાનુ ઘર ન હોય તે તરફ મારા પગ જરા ફેરવીને મુકો

તે વખતે ઘણા માણસો પણ ત્યા ભેગા થઇ ગયા હતા તેમાના એક ધર્મચુસ્ત મુસલમાનને ગુરુજીના આવા વાકયથી ગુસ્સો ચઢયો અને તેણે તેમના પગ ફેરવીને ચારે તરફ ચકરડી મારી પણ જે તરફ નાનકના પગ ફેરવવામા આવતા તે તરફ જ તેની સામે કાબાનો પવિત્ર પત્થર જોવામા આવતો આ જોઈ એકઠા થયેલા લોકો ઘણા આશ્ચર્ય પામ્યા

ગુરુજીએ તે પછી સર્વ દિશાઓમા અને આખા જગતમા પ્રભુનો વાસ છે અને સર્વ સ્થળે તેમનુ ધામ છે એમ લોકોને જણાવી તેમના મનનું સમાધાન કર્યું આ વાત આખા મક્કા શહેરમા વાયુવેગે ફેલાઇ અને તેથી બધા કાજીઓ, મૌલવીઓ અને ઘણા લોકોના ટોળેટોળા ત્યા આવવા લાગ્યા. તેમાંના કાજી રૂકનુદીન અને મૌલવી અબદુલ્લ રહેમાને ગુરુજીની સાથે વાત કરવા માડી.

કાજી—'સાઇ બાવા, આપ કોણ છો ?'

ગુરુ—'હું માણસ છુ'

કાજી—'માણસ છો એ તો અમે જોઇએ જ છીએ, પણ આપ હિન્દુ છો કે મુસલમાન છો ?'

ગુરુ—"જો હું હિન્દુ છુ એમ કહીશ તો તમે મારે માટે હલકો અભિપ્રાય બાંધશો પણ હુ મુસલમાન નથી આ પચતત્ત્વોના પૂતળામા હિન્દુ કે મુસલમાનપણાનુ અભિમાન એ કૃત્રિમતા જ છે કેટલાક યજ્ઞોપવિત—જનોઇ અને શિખા રાખીને પોતાને હિન્દુ કહે છે તો કેટલાક દાઢી રાખી સુન્નત કરાવી પોતાને મુસલમાન કહે છે બાકી ઇશ્વરે તેવો કાઇ ભેદ પાડયો નથી."

કાજી—"તમારી એ બધી ફીલસુફી જવા દો, તમે કયી ન્યાતના છો તે કહો."

ગુરુ—"હું ઇશ્વરનો નમ્ર સેવક છુ હિંદુઓ પોતાની જાતને છેતરે છે

ત્યારે મુસલમાનો હદપારના ધર્મચુસ્ત છે તે એમાથી હું બચવા માટે ઈશ્વ-રની પ્રાર્થના કરૂ છુ. હિંદુઓ જ્યારે પુજા કરવા બેસે છે ત્યારે સ્નાન કરી શરીરને સ્વચ્છ કરે છે આચમની તરભાણું માજીને ચકચકીત કરે છે અને અંતરમા તો તે વખતે પણ કામ, ક્રોધ અને લોભ વિગેરે મલીન વાસનાઓ રમી રહેલી હોય છે મુસમાનો મોટેથી બાગ પોકારીને ધારે છે કે અમે જ ખરા આસ્તિક છીએ, અને બાકીના સઘળા નાસ્તિક છે."

કાજી—"ખરી વાત છે, હિંદુઓ અનેક દેવને માને છે અને અમે તો માત્ર એક જ ખુદાના ઉપાસક છીએ.

ગુરુ—"કાજી સાહેબ, તમે ધર્મનુ મુળ તત્ત્વજ જાણતા નથી, આપણે નમ્ર થતા શીખવુ જોઈએ. આપણુ કોડીયા જેવડુ મગજ ઈશ્વરની અમર્યા-દિત શક્તિનો પાર પામી શકે તેમ નથી. તમારૂ હૃદય લાબા કાળથી સખ્ત થયેલુ છે તેનો ભૂકો કરી માટી જેવુ નરમ બનાવો કે જેથી તેમા ખુદાની ખરી ભક્તિરૂપી પુષ્પો ઉગી શકે પ્રભુના બાળકોનુ લોહી વ્હેવરાવી તે પરમ કૃપાળુ પરમાત્માને તમે કેવી રીતે પ્રસન્ન કરી શકવાના છો ?"

કાજી—"અમારા ધર્મમા તો માત્ર ડુક્કરને જ અડવાની મના છે."

ગુરુ—"તમે ધર્મનુ ઊંડુ રહસ્ય સમજતા નથી કપડા ઉપર એક લોહીનુ ટીપુ પડ્યુ હોય તો તે અપવિત્ર બને છે અને પ્રાર્થના વખતે તે વાપરી શકાતુ નથી તો પછી જેઓ બીજાઓના રુધિર વ્હેવરાવે છે તેમના મન પવિત્ર અને પ્રાર્થના કરવા યોગ્ય ક્યાથી હોઈ શકે ?'

કાજી—"તમે કહો છો કે પ્રાણીઓને મારવામા પણ પાપ છે, પણ અમારા પવિત્ર ગ્રથમા તો લખ્યુ છે કે જેઓ નાસ્તિકોને મારશે તેઓ સીધા સ્વર્ગે જશે"

ગુરુ—"શુ મહમદ પેગમ્બરે એમ નથી કહ્યુ કે સૌનો ઈશ્વર એક છે અને તેણે જ આ સમગ્ર દુનિયા અને સઘળા પ્રાણીઓ ઉત્પન્ન કર્યા છે! જ્યારે હજરત મહમદ સાહેબ ધર્મશાસ્ત્રો વિષે બોલ્યા છે ત્યારે તેમણે કોઈ એક જ ધર્મશાસ્ત્ર કહ્યું નથી પણ ધર્મશાસ્ત્રો એમ કહ્યું છે કોઈ એક જ પેગબર વિષે કહ્યુ નથી પણ પેગમ્બરો વિષે કહ્યુ છે. જે ઈશ્વરના ધર્મશાસ્ત્રો અને પ્રભુના પેગમ્બરોને માનતો નથી તે નાસ્તિક છે પણ જેઓ આમાના એકને પણ અડગ શ્રદ્ધાથી માને છે તેઓ આસ્તિક છે. તમે એવો આક્ષેપ મુકો છો કે હિન્દુઓ અનેક દેવને માનનાર છે પણ તમે લોકો પણ તેમને માનનારા છો. કારણ કે હિન્દુઓના દેવો તે દિવ્યશક્તિ-ધારક મહાન આત્માઓ છે. જ્યારે તમે તેને ફિરસ્તા તરીકે ઓળખો છો અને હિન્દુઓ દેવ તરીકે માને છે. આમ નામ જુદા છે પણ વસ્તુ એક જ

છે. તમે એક પુરુષરૂપ ઇશ્વરને માનો છો ત્યારે હિન્દુઓ તો તેથી પણ આગળ વધીને કહે છે કે ઇશ્વર સર્વવ્યાપક, અનંત, અજ્ઞેય છે એક જ સર્વવ્યાપી અને સર્વ દેશીય સત્યરૂપી ખડકમાંથી સઘળા ધર્મો ખણી કાઢવામા આવેલા છે. માટે જુદા જુદા મહાન્ પેગમ્બરોએ ધર્મસંસ્થાપકોએ જે કાંઈ જણાવ્યુ છે, તેમા વસ્તુત તો એકના જ છે સર્વ ધર્મોના મુળતત્ત્વો સમાન જ છે પણ દેશકાળ પરત્વે અને પ્રચલિત રીત રીવાજોને લીધે તેના બાહ્ય આકાર અને રંગમાજ માત્ર ભેદ છે

કાજી અને મોલવી ગુરુજીના આ વચનો સાભળી ઘણા જ પ્રસન્ન થયા.

ગુરૂ નાનક કેટલાક દિવસ સુધી મક્કા શરીફમા રહ્યા પછી મદીના જવા નીકળ્યા, મદીના જઇ એકાન્તમા બેસી ભજન ગાવા લાગ્યા ત્યાં કેટલાક લોકોએ કહ્યુ કે ગાયન ગાવા એ અમારા ધર્મના ફરમાનથી વિરુદ્ધ છે, માટે આ પવિત્ર સ્થળે એવુ પાપ ન કરશો. છતા ગુરુજીએ ગાયન ગાવા જ માડયાં એટલે શહેરના હાકેમ ઇમામ જાફરને તેમણે આ વાત કરી. તેણે આવી ગુરૂજીને કહ્યુ કે જે ગાયનો ગાવાની તમારા પવિત્ર ગ્રથમા મના કરી છે, તે આવાં ગાયનો માટે નહિ

ઇમામ—ત્યારે કેવા ગાયનો માટે ?

ગુરૂ—' જે ગાયન બિભત્સ હોય અને જે ગાવાથી મન ચચળ થઇ પાપમાર્ગે વળે તેવા ગાયન ગાવાની મના સમજવી. આ ગાયનમા તો પરમેશ્વરના ગુણગાન છે એ તો હઝરત પોતે પણ ગાતા અને સાભળતા હતા '

આથી ઇમામના મનનુ સમાધાન થયુ તે પછી કેટલાક દિવસે ગુરુજી બગદાદ ગયા બગદાદ એ ખલીફાની રાજધાનીનુ શહેર હતુ તે વખતે ત્યાંનો ખલીફ ઘણો અત્યાચારી હતો તેણે જુલમથી ઘણુ દ્રવ્ય એકઠુ કર્યું હતુ. ગુરુજી ત્યા ગયા એટલે ખલીફ તેમની પાસે આવ્યો ગુરુજીએ તે વખતે પચાસેક કાકરા એકઠા કરી ખલીફને આપ્યા ખલીફે પૂછ્યુ કે આ કાકરા કેમ એકઠા કર્યાં છે ? ત્યારે ગુરુએ કહ્યુ કે આપની પાસે અનામત મુકવા માટે.

ખલીફ—" તો એ થાપણુ તમે પાછી કયારે લેવા આવશો ?"

ગુરુ—" તે બહુ વ્હેલી હુ પાછી નહિ લઈ જઉં."

ખલીફ—" તો પણ ?"

ગુરુ—કયામતને દિવસે હું ત્યા હોઇશ, તે વખતે આપ તેને ત્યા લઇ આવજો

ખલીફ-" અરે ! શુ કયામતને દિવસે તે એને સાથે લઇ જવાય કે ?

ગુરુ—" આપે આટલી મહેનતથી પૈસા એકઠા કર્યાં છે તે શુ અહિં

મુકી જવા માટે ? એ બધુ લાવો ત્યારે આ મારા થોડા કાકરા પણુ લાવજો"

આ સાભળી ગુરુના કહેવાની મતલબ ખલીફ જાણી ગયો તેમના કહેવાની તેના મન ઉપર એવી અસર થઇ કે તેણે અન્યાયી કરો માફ કર્યા. અને એકઠુ કરેલુ ધન ગરીબોમા વ્હેચી દીધુ બગદાદમા પીરાનપીર બાગમા બાબા નાનકનુ સ્થાન હજુ પણુ છે ત્યા મુસનમાન ફકીરો હાલ રહે છે, ગુરુ ગ્રથ સાહેબની અરબી ભાષામા લખેલી નકલ ત્યા હાલ પણુ છે અને ત્યા મુસલમાનો નાનકપીરના નામે ગુરૂને ઓળખે છે.

ત્યાથી ગુરૂજી પછી દીઅરબકર થઇ ઇરાન અફઘાનિસ્તાનમા ત્હેરાન, કાબુલ, કદહાર થઇ જલાલાબાદ આવ્યા ત્યાથી પેશાવર લઇ કાશ્મીરમા ગયા તે પહેલાના બોખારાના એક શહેરમા મર્દાનાએ ગુરૂની સાનિધ્યમા પોતાનો દેહ છોડી દીધો હતો કાશ્મીર જઈ આવી ગુરૂજી પોતાના ભક્ત લાલુ સુથારના ગામ અમીનાબાદમા ગયા ત્યા હાલ પણુ હાકિમનો જુલમ તો હતો જ સવત ૧૫૭૮ માં બાબરે ત્યાના હાકિમનો પરાજય કરી કત્લ કરી નાખ્યો બાબરે ત્યા જઈ ત્યાના કેટલાક માણુસોને લશ્કરને હેરાન કરવાના આરોપ માટે પકડયા, તેમાં ગુરૂજી પણુ પકડાયા જ્યારે બાબરે ગુરૂને જોયા ત્યારે તે તેમને જાણે કઇ જોયા હોય એમ લાગવાથી થોડીવાર વિચાર કરી બોલ્યો કે જે ફકીરને મે ગીજનીમા સ્વપ્નમા જોયા હતા અને જેણે હિદુસ્થાનપર ચઢાઇ કરવા મને સૂચના આપી હતી તેજ આ પુરૂષ લાગે છે, આ પછી બાબરે ગુરૂજીની માફી માગી, ગુરૂજીએ કહ્યુ ઇશ્વરની એવી ઇચ્છા છે કે દિલ્હીના સિહાસન ઉપર તું બેસી પ્રજામા શાતિ ફેલાવ.

બાદશાહે ગુરૂજી આગળ કીંમતી રત્નો ભેટ મુકયા પણુ ગુરૂએ કહ્યું કે અમારે ફકીર લોકોને તે પથ્થર તુલ્ય રત્નો કઈ કામના નથી પછી બાદશાહે સમરકદથી આણેલી ઉત્તમ ભાગ આપવા કહ્યુ ત્યારે ગુરૂએ કહ્યુ કે તમારી એ ભાગનો નીશો તો થોડીવારે ઉતરી જવાનો પણુ હુ તો એવા નીશામા મસ્ત રહું છુ કે જેમા ખુમારી ચઢવાનો કે ઉતરી જવાનો જરા પણુ ભય નથી એ નીશો તે પ્રભુના પ્રેમનો નીશો છે તેના આગળ બધા નીશા નકામા છે, પછી ગુરૂજી સવત ૧૫૭૮ મા કર્ત્તારપુરમા આવ્યા અને અતકાળ પર્યંત ત્યાજ રહ્યા હતા

ગુરુજી હવે કર્ત્તારપુરમા રહી શાતિથી પ્રભુ ભજનમા દિવસો ગાળવા લાગ્યા એવામાં લહના નામે એક વૈશ્નવ ક્ષત્રિય યાત્રાએ જતો હતો તે ત્યા ગુરુજીના દર્શન માટે આવ્યો. તેને ગુરુજી ઉપર એવી દઢ શ્રદ્ધા થઈ આવી કે તે પછી યાત્રા જવાનુ મૂકી ગુરુજી પાસે જ તેમનો શિષ્ય થઈ રહ્યો.

એક વખતે એક સાધુ ગુરુજી પાસે યોગવિદ્યાની મોટી મોટી વાતો કરવા લાગ્યો તેની બહારની મોટી મોટી વાતોથી લોકો અંજાઈ જઈ તેને મોટો સિદ્ધ માનવા લાગ્યા આ જાણી ગુરુજીએ તેને ઉદ્દેશી કહ્યું કે—

યોગ ન કથા યોગ ન ડંડે, યોગ ન ભષ્મ ચઢાઇએ,
યોગ ન મુડી મુડ મુડાઇએ, યોગ ન સિંગી વાઇએ,
અંજનમાહિ નિરંજન રહિયે, યોગ યુક્તિ ઇમ પાઇયે,
ગલી યોગ ન હોઇ એક દૃષ્ટિકર, સમસર જાને યોગી કહિયે સોઇ.
યોગન બાહર મડી મસાણી, યોગ ન તાડી લાઇએ,
યોગ ન દેશ દેશાન્તર ભમીએ, યોગ ન તીર્થ ન્હાઇએ,
અંજનમાહિ નિરંજન રહિયે, યોગ યુક્તિ ઇમ પાઇયે,
સદ્ગુરુ ભેટે તો સહસા ટૂટે, ધાવત વરજ રહાઇયે,
નિઝર ઝરે સહજ ધુન લાગે, ઘર હીં પરચા પાઇયે,
અંજન માહિ નિરંજન રહિયે, યોગ યુક્તિ ઇમ પાઇયે
નાનક જીવ દયા પર રહિયે, ઐસા યોગ કમાઇયે,
બાજે બાઝો સિંગી બાજે, તો નિર્ભય પદ પાઇયે
અંજનમાહિ નિરંજન રહિયે, યોગ યુક્તિ ઇમ પાઇયે

અર્થ—કેવળ કથા પહેરવાથી, ભષ્મ ચોળવાથી, માથું મુડાવવાથી, શંખ ફુકવાથી, સ્મશાનમાં આસન લગાવવાથી, દેશ દેશાંતરના પરિભ્રમણથી, તીર્થોમાં સ્નાન કરવાથી, યોગ સિદ્ધિ મળતી નથી, પણ સદ્ગુરુની કૃપા મેળવનારને સંસારમાં રહેવા છતાં મનને વશમાં રાખવાથી એટલે જળકમળવત રહેવાથી ઘેર બેઠાં યોગ પ્રાપ્ત થાય છે

એક વખતે ગુરુજી પાસે કેટલાક રાજ્યના અમલદારો હિંદુ મુસલમાનો આવી ગુરુજીની પ્રશંસા કરવા લાગ્યા ત્યારે ગુરુએ કહ્યું કે મુસલમાનો નમાજ પઢે છે પરંતુ પંઝામાં આવેલા પ્રાણિને તે સમુળો ખાઈ જાય છે અને બ્રાહ્મણ ક્ષત્રિય અમલદારો યજ્ઞોપવિત પહેરે છે, પોતે તેમ બ્રાહ્મણો પાસે પાઠપૂજા કરાવે છે છતાં પણ કમલરૂપી છરી ફેરવીને સઘળા ગરીબ લોકોના લોહી ચૂસતા રહે છે તેમાં પેલા પાઠપૂજા કરનારાને પણ ભાગ મળે છે આવી રીતે તેમના પેટ ભરવા માટે તેમના આચાર અને વ્યાપાર સઘળા અધર્મના પાયા ઉપર રચાયલા છે ધર્મપૂર્વક સુખ સંપાદન કરવાનો માર્ગ તો ક્યાં રહ્યો પણ હમણાં તો જ્યાં જુઓ ત્યાં ચારે તરફ અસત્યાચરણજ પ્રવર્તી રહે છે

એક વખતે ગુરુજીને એક બ્રાહ્મણે પૂછ્યું કે હું બ્રાહ્મણ છું મારા

ધર્મ પ્રમાણે સર્વ કર્મકાંડ કરૂ છુ છતા મને શાંતિ મળતી નથી તેનુ શું કારણ? ત્યારે ગુરૂએ કહ્યું કે ભાવ વગર કરવામાં આવતા પાઠ પુજા, સન્ધ્યાવંદન અને બગધ્યાનની માફક કરવામા આવતી મુર્તિપૂજા એ અફળ છે કેમકે અસત્ય ભાષણ એજ જેના મુખનુ ભૂષણ છે તેવાઓના અંતઃકરણની વાત ત્રૈલોક્યનાથથી પણ અજાણી કેમ હોય? ગળામા માળા પહેરવી, કપાળમા ચાંલ્લો કરવો, અને બહારના આચારોમા ચુક પડવા દેવી નહિ તેમા કાંઇ બાહ્ય કર્મ નથી તેવુ માનનારાઓ ભૂલ કરે છે નિશ્ચિત બુદ્ધિથી પ્રભુ ચિંતનનો માર્ગ સદ્‌ગુરૂ વગર કદી પણ મળતો નથી

વળી એક મુસલમાને પૂછ્યુ કે કુરાન વાંચવુ, નમાજ પઢવી, રોજા કરવા, મક્કા શરીફની હજ કરવી એ સર્વ કામોંથી મુસલમાનોની નજાત (મુકિત) થાય કે નહિ? ત્યારે ગુરૂએ કહ્યુ કે દયાની મસ્જીદમાં સંતોષનુ બિછાનુ પાથરી સત્યના અને કૃતજ્ઞતા રૂપી કુરાન પઢો, શરમની સુન્નત સમજીને વાણીની મીઠાશના રોજા પાળો, તોજ સાચા મુસલમાન બની શકશો. પોતાના શુભ આચરણને કાબા સમજો અને સરલ સ્વભાવને પોતાના પીરની કબ્રમા માનો ગરીબોને દાન આપવુ એજ નમાજ અને પરમેશ્વરની કૃતિ ઉપર પ્રસન્ન રહેવુ એને માળા ફેરવવા બરાબર જાણો તો પરમેશ્વર તમારી લાજ રાખશે અને કલ્યાણ કરશે

એક વખતે ગુરુજીના એક શ્રીમંત શિષ્યે પોતે બ્રાહ્મણ ભોજન માટે ૫૦૦ બ્રાહ્મણોને આમંત્રણ આપ્યુ હતુ ગુરુજી પણ ત્યા આમંત્રણ હોવાથી ગયા હતા બ્રાહ્મણોની પંક્તિ જમવા બેઠી, પત્રાળા પીરસાઇ ગયા પણ જમવાની શરૂઆત થાય તે પહેલા પેલા ભકતના ઘરમા તેના પુત્રની વહુએ બાળકનો જન્મ આપ્યો જ્યારે કોઇને ત્યા પ્રજા જન્મે ત્યારે તે ઘર સુતકી ઠરે અને અપવિત્ર ગણાય છે તે પ્રમાણે આ સ્થળે પણ પેલા શિષ્યનુ ઘર સુતકી ગણાયુ અને પેલા બ્રાહ્મણો તરત પંગતમાથી ઉઠી ચાલતા થયા રસોઇ ઘરમા નહોતી પણ બીજા સ્થળે હતી જમવાનુ સ્થળ પણ જુદુ જ હતું. રસોઇ બ્રાહ્મણોએ બનાવી હતી અને યજમાન તેને અડક્યો નહોતો આમ છતા બ્રાહ્મણો ચાલતા થયા એટલે જમાડનાર અમુઝાયો, અને પોતાને ત્યાથી બ્રાહ્મણો પીરસેલા ભાણા ઉપરથી ઉઠી ગયા તેથી ઘણો પશ્ચાત્તાપ કરવા લાગ્યો.

આમ છતા ગુરૂજી અને બાલા તો તેને ત્યા જમ્યા અને શિષ્યને કહ્યું કે તમારે હવે આ બાબતમા પશ્ચાતાપ કરવાની જરૂર નથી અન્નનાં અધિકારી પ્રાણી માત્ર છે, જેને તમે જમવા બોલાવો છો તે આમ અન્ન-

દેવનો તિરસ્કાર કરી ચાલ્યા જાય છે તેમા તમારે પશ્ચાત્તાપ કરવાનુ કારણ નથી ગામના ગરીબ માણુસોને બોલાવી જમાડી દો એટલે તે બીચારા પોતાની આતરડી ઠરવાથી અતઃકરણપૂર્વક આશિર્વાદ આપશે અને બ્રાહ્મણો ઉઠી ગયા પણ તેના કરતા દશગણુ પુન્ય મળશે ધરાયલાને આગ્રહ કરી પરાણે ખવરાવવુ અને અજીર્ણ કરાવવુ ને રોગી બનાવવા તેના કરતા જેને અન્નના ખરેખરી ભૂખ છે તેને કડકો સુકો રોટલો આપવો એ વધુ પુણ્યનુ કાર્ય છે

આ લોકો 'સૂતક' પડ્યુ કહી આચાર પાડવાનો દાવો કરે છે પણ સુતકનો વાસ્તવિક અર્થ તેઓ સમજતા નથી અને ખરી રીતે એક ક્ષણ પણ સુતક પાળી શકતા નથી કેમકે જો માનીએ તો આ વિશ્વમાની કોઈ પણ વસ્તુ સૂતકના પાપ રહિત છે જ નહિ કેમકે છીપ ને લાકડામા પણ કીડા ઉત્પન્ન થાય છે, અને મરે છે અન્નના દાણામા પણ જીવ પડે છે પાણીના એક ટીપામા પણ અસંખ્ય જતુઓ રહેતા છે સૂતકનુ પાપ આપણે કેમ ટાળી શકીશુ. જમતાની દરેક વસ્તુમા સુતક જ્ઞાનવડે જ ધોઈ શકાય છે ખરી રીતે તો માણસે એમ સમજવુ જોઈએ કે મનનુ સૂતક લોભ છે, જીભનુ સુતક મિથ્યા ભાષણ છે, આખનુ સુતક પરસ્ત્રી અને પરધન તરફ કુદૃષ્ટિ કરવી એ છે, કાન પરનિંદાના શ્રવણથી સૂતકી થઈ અપવિત્ર થાય છે આ સુતકો એવા છે કે તે જેને લાગેલા હોય તે માણસ બહારથી ગમે તેટલો હસ જેવો પવિત્ર રહેતો હોય તોપણ તેને નરકગામી જ બનાવે છે

ગુરૂ નાનકે પોતાના વૃદ્ધાવસ્થાના દિવસો કર્તારપુરમા શાતિથી પ્રભુ ભજનમા ગાળવા માડ્યા અનેક લોકો તેમના દર્શન કરવા, સેવા કરવા, જ્ઞાન વાર્તા સાભળવા આવતા, ગુરુજીનુ શરીર હવે વૃદ્ધ થવાથી પોતાનુ બાકીનુ કામ પૂરૂ કરવા માટે તેમણે કોઈને પોતાનો વારસ ઠરાવવાનો વિચાર કર્યો, ગુરૂ અને શ્રીચદને લક્ષ્મીચદ એ બે પુત્રો હતા તે ઘણા લાયક તેમ વિદ્વાન પણ હતા. બીજા લોકોની તેમજ ગુરૂના પત્નીની પણ ઈચ્છા હતી કે ગુરૂજી પાછળ આ બે પુત્રોમાથી એકને નીમવાનુ ગુરૂજી ઠરાવશે, પણ ગુરૂનો વિચાર જુદોજ હતો. ગુરૂપદ એ મહાન પદ છે અને તે પદ ચલાવનારમા મહાન યોગ્યતા હોવી જોઇએ તે ગુરૂજી સારી રીતે જાણતા હતા, પોતાના લાખો શિષ્યો—શીખોનુ ભવિષ્ય જેના ઉપર આધાર રાખનાર હતુ તેની પસદગી કરવામા ગુરૂજીને પૂર્ણ ન્યાય કરવાનો હતો, કેટલાક ગુરૂઓની ગાદી વશપરપરા ઉતરી આવતી હોવાથી તેમા

પાછળના આચાર્યો માત્ર શિષ્યો પાસે પૈસા કઢાવવા અને મોજ મારવી એમાંજ પોતાનુ તેમ પરનુ હિત સમજી કર્તવ્ય ભ્રષ્ટ થાય છે, એ વાત ગુરૂજીથી અજાણી નહોતી.

વંશપરંપરાના હકથી ગુરૂ થઈ બેસનારમા ગુરૂની યોગ્યતા ન હોવા છતા પણ તે પોતાના શિષ્યો પાસે ગુરૂ તરીકે મનાવે છે, ફરજીઆત પૈસા કઢાવે છે, વેરા નાખે છે, પોતાને સર્વ વાતની છુટ હોય તેમ ગમે તેમ વર્તે છે ઘણા તો નાનપણમાથી જ આવો વારસો મળતા અવિદ્વાન રહે છે કશુ જાણવાની કે સમજવાની તેમને ગરજ રહેતી નથી, અને ઘણા તો દુરાચારમા પણ પડે છે ગુરુ તરીકેની યોગ્યતા ન હોવાથી તેમને ગુરૂ માનનારા પણ દુરાચારી થાય છે અને માત્ર ગુરૂને પુજવા, પૈસા આપવા એમાજ પોતાનુ શ્રેય માની કર્તવ્યભ્રષ્ટ થાય છે, જે ગુરૂઓમા વંશપરંપરા ગાદી ઉતરી આવે છે તેમનામા મૂળ ગુરૂ જેવુ દૈવત કે યોગ્યતા ન હોવાથી ઘણુ વિપરીત પરીણામ આવે છે

સાધારણ નોકર રાખવો હોય તો તેની પરીક્ષા કરવી પડે, તે શું ભણ્યો છે, કેવા વર્તનવાળો છે તે જોવાની ચિંતા રહે છે પણ આ પ્રમાણે વંશપરંપરાથી ગુરૂ તરીકે ઉતરી આવતા આચાર્યોમા આચાર્ય તરીકેની યોગ્યતા છે કે નહિ તે જોવાની કે તેમનામા શાસ્ત્રમા દર્શાવ્યા પ્રમાણેની ગુરૂ તરીકેની યોગ્યતા છે કે નહિ તે તપાસવાની ઘણાને જરૂર રહેતી નથી. અને તેથી ઘણાજ માઠા પરીણામો આવે છે ધર્મને બદલે અધર્મ પ્રવર્તે છે, નીતિને બદલે અનીતિને ધર્મ મનાય છે અને દુરાચાર ઘર ઘાલે છે. આ વાત ગુરૂજી સારી રીતે સમજતા હોવાથી પોતાની ગાદી કોઇ લાયક પુરૂષને જ આપવાનો તેમનો વિચાર હતો

સામાન્ય નોકર ચાકર રાખવો હોય તો તેની પણ બરોબર કસોટી કરવી પડે છે તો ગુરૂજીને પોતાની ગાદી માટે લાયક હોય તેવા પુરૂષને શોધવા માટે તેમની પરીક્ષા કરવી પડે છે તેમા નવાઇ નહિ. તેમણે પોતાની ગાદીને લાયક હોય તેવા કોઇ પુરૂષની પરીક્ષા કરી તેને શોધી કાઢવાનો નિશ્ચય કર્યો અને આ પ્રકારે પોતે કરવા ધારેલી પરીક્ષામાં પાસ થાય તે પછી પોતાનો પુત્ર હોય કે ગમે તે શિષ્ય હોય તેને પોતાની ગાદી આપવી તેવો તેમણે નિશ્ચય કર્યો.

ગયા પ્રકરણમા આપણે વાચી ગયા કે લહના નામનો એક વૈષ્ણવ ક્ષત્રિય યાત્રા કરવા નીકળેલો તે ગુરુજીના દર્શન કરવા કર્તારપુરમા આવ્યો અને તેની ગુરુજી ઉપર એવી અટલ શ્રદ્ધા ચોટી ગઇ કે તે ગુરૂજીનો શિષ્ય

થઈ ગુરૂજી પાસે જ રહી ગયો હતો. ગુરૂજીની પરીક્ષામા આ લહના જ પાસ થયો ગુરૂજીએ આ પરીક્ષા ખાસ કઈ પરીક્ષા લઈને કરી નહોતી પણ નાની નાની બાબતોથી કરી હતી

એક વખતે પથારીમા એક મરેલો ઉદર પડયો હતો, તે ઉદરને ઉઠાવી લેવા ગુરૂજીએ પોતાના પુત્રોને કહ્યુ એટલે પુત્રોએ તરત જ નોકરને બૂમ પાડી પણ તે વખતે લહના પાસે જ બેઠો હતો, તેણે ગુરૂજીની આજ્ઞા થતાં તરત જ તે ઉદરને ઉઠાવીને બહાર ફેકી દીધો. નોકર આવતા પહેલા તો લહનાએ ઉદર બહાર ફેકી દીધો હતો

ગુરુજીનો પથ્થરનો પ્યાલો એક વખતે કાદવવાળા ઉડા ખાડામા પડી ગયો તે વખતે ગુરૂજીએ પોતાના પુત્રોને તે પ્યાલો તે ઉડા ખાડામાથી કાઢવા કહ્યુ ત્યારે પણ તે નોકરને બોલાવવા ગયા આ વખતે પણ લહના પાસે હતો અને તેણે તરતજ કપડા પણ ઉતારવા ન રહેતા નોકર આવે તે પહેલા તો ખાડામા પડી ગુરૂજીનો પ્યાલો બહાર કાઢી આપ્યો

આમ ગુરૂજીની આજ્ઞાનુ કહેતાવેતજ પાલન કરવાનો લહનાનો સ્વભાવ જોઈ કેટલાક પ્રસગોમા લહનામાં ગુરૂ ભક્તિ વધુ તરી આવતી જોઈ ગુરૂજીનો તેના પ્રતિ સદ્ભાવ બધાયો આ તો સામાન્ય બાબતો હતી, તેમા પણ લહના ઉપર ગુરૂજીનુ મન ઠર્યું

એક વખતે ગુરૂજી પોતાના શિષ્યો સાથે નદી ઉપર ગયા જતાં રસ્તામા એક મરેલુ પ્રાણી ગુરૂજીના જોવામા આવ્યુ તેને જોઈ ગુરૂ નાનકે કહ્યુ કે "આ કોઈ ખાઈ શકે એમ છે કે કેમ ?" આ સાભળી શિષ્યો અદરે અદર વિચાર કરવા લાગ્યા કે આ તો વૃદ્ધાવસ્થામા ગુરૂજીની મતી ફરી લાગે છે નહિ તો તેમના જેવા પવિત્ર પુરૂષના મોમાથી મરેલુ જાનવર ખાવાની વાત કેમ નીકળે ? આમ વિચાર કરતા કોઈ બોલી શક્યા નહિ, ત્યારે ગુરૂજીએ ફરી પાછો એનો એજ સવાલ પૂછ્યો, ત્યારે શિષ્ય મડળીમાના એક કહ્યુ કે ગુરૂજી, મનુષ્ય તો એવી વસ્તુ ખાઈ શકે નહિ

આ સાભળી નાનકે લહના સામે જોયુ એટલે લહના તરત જ ગુરૂની આજ્ઞાનુ પાલન કરવા તત્પર થયો તેણે તે મરેલુ પ્રાણી ખાવા માટે જેવુ હાથમાં લીધુ તેવામા તો મરેલા પ્રાણીને બદલે કોઈ દિવ્ય ભોજન જ થઈ ગયુ. અને તે સર્વના જોવામાં પ્રાણીને બદલે ખાવાનો ઉત્તમ પદાર્થ જણાયો આ પ્રસાદ પછી સર્વે શિષ્ય મડળીને વ્હેચનાં તેમા કોઈ ઉત્તમ સ્વાદ જણાયો

કેટલાક કહે છે કે લહનાએ જેવુ તે પ્રાણી હાથમા લીધુ કે તરત જ

ગુરૂજીએ પ્રસન્ન થઇ તેને તે ખાવા ન દેતા તેને ધન્યવાદ આપ્યો હતો આ પછી લહના પ્રતિ ગુરૂજીની પ્રીતિ વધી આમ છતાં પણ તેમણે પોતાના ગાદી વારસની ખરેખર કસોટી કરવાનો વિચાર કર્યો એક વખતે ગુરૂએ એવી વૃત્તિ ધારણ કરી કે જેથી લોકો તેમને ઉન્માદ થયો છે એમ માનવા લાગ્યા તે પોતાની પાસે જે કોઇ આવે તેને ગમે તેવા ગાળો દેતા અને વખતે એકાદ બે તમાચા પણ ચોડી કાઢતા, આમ તેમનામા ઉન્માદ વધી ગયેલો જોઈ લોકોએ તેમ બીજા શિષ્યોએ તેમની પાસે જવાનુ માડી વાળ્યું. અવસ્થામા પણ જેના હૃદયમા ગુરુપ્રતિ અખડ પ્રેમ છે તેવો શિષ્ય લહના ગુરુથી દૂર રહી શકયો નહિ તે ગાળો ખાતો માર ખાતો ગુરૂજી પાસે જ રહેવા લાગ્યો વખતે ઉન્માદવશ થઇ ગુરૂજી પોતે જ પોતાના શરીરને નુકશાન ન કરી બેસે તે માટે લહના તેમની પાસેજ હમેશા બેસી રહેતો. ગુરૂજીએ તો તેને પણ વારવાર ગાળો ભાડવા માડી, ઘણીવાર તો તેને માર પણ મારવા માડયો છતા પણ જેના હૃદયમા સાચી ગુરૂભક્તિ છે તે લહના પોતાના ગુરૂથી જરા પણ દૂર ખસ્યો નહિ, તેની સ્થિતિ ગાળો ખાતાં, માર ખાતા પણ તેમણે ગુરૂની સેવા કરવા માડી

આમ કેટલોક વખત રહ્યુ પછી ગુરૂજીનો ઉન્માદ ઉતરી ગયો, અને પાછા પહેલા જેવા શાત બની ગયા એ પછી સર્વ શિષ્યો તેમના પુત્રો વિગેરે પૂર્વવત તેમની સેવામા તત્પર થઇ ગયા એ પછી કેટલાક વખતે તેમણે પોતાના મોટા પુત્ર શ્રીચદ્રને એકાન્તમા બોલાવી પૂછ્યુ કેઃ "ભાઇ તારે શુ જોઇએ છીએ. તારી જે ઇચ્છા હોય તે કહે."

શ્રીચદ્ર નાનપણથી ઘણા જ્ઞાની અને વૈરાગ્ય વૃત્તિવાળા હતા તેમને કોઇપણ સાસારિક કે પરમાર્થિક વિષયની ઇચ્છા નહોતી તેથી તેમણે કહ્યુ કે " મારે પરમાત્માના અનુરાગ સિવાય બીજા કશાની જરૂર નથી."

આ સાભળી ગુરુએ તેમને તેવો આશીર્વાદ આપ્યો. કારણ કે આવા પુરૂષોથી કાઇ ગુરૂની ગાદી સાચવી શકાય તેમ નહોતું તે પછી શ્રીચદ્ર આગળ ઉપર ઉદાસીન પથના સ્થાપક મહાત્મા તરીકે પ્રસિદ્ધ થયા હતા.

તે પછી ગુરૂએ પોતાના નાના લક્ષ્મીચદ્રને બોલાવી પૂછ્યુ કે "ભાઈ તારે શી વસ્તુની ઇચ્છા છે ?" ત્યારે તેણે કહ્યુ કે "મારે તો આ જગતમા રિદ્ધિ અને સિદ્ધિ એ બે જોઇએ છીએ એ બે વસ્તુ વગર આ દુનિઆમા જીવવું નકામુ છે."

આ સાભળી ગુરૂએ તેમને આશીર્વાદ આપ્યો કે "તારા વશમાં ચિરકાળ સમૃદ્ધિ રહેશે, અને તારી ઇચ્છા પુરી થશે." આ લક્ષ્મીચદ્રના

વંશમાં ઠેઠ સુધી સમૃદ્ધિ રહી હતી, તેમના વંશમાં વેદી સાહેબજાદા તરીકે પ્રસિદ્ધ થયા છે

આ બંને પુત્રોની ઇચ્છા પુરી કર્યા પછી તેમણે પોતાના પ્રીતિપાત્ર શિષ્ય લહનાએ બોલાવ્યો અને તેને પૂછ્યું કે "તારે શું જોઇએ છીએ." ત્યારે તેને કહ્યું કે મને તો જન્મોજન્મ આપના ચરણકમળની ભક્તિ અને આપની આજ્ઞા પાળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય એજ ઇચ્છા છે "

આ સાભળી ગુરૂજી ઘણા પ્રસન્ન થયા તેમની પરીક્ષામાં તો શિષ્ય લહના જ પાસ થયો. ગુરૂજીએ તે પછી પોતાના પ્રીતિ પાત્ર શિષ્ય લહનાને જ પોતાનો ઉત્તરાધિકારી ઠરાવ્યો અને તેને પોતાને હાથે જ ગાદી ઉપર બેસાડ્યો, તે પછી તે ગુરૂ અંગદના નામથી પ્રસિદ્ધ થયા આ પ્રમાણે ગુરૂજીએ એક રાજા કરતા પણ ઉચ્ચ ગુરૂનું પદ પોતાના પુત્રને ન આપતા પોતાને લાયક જણાયા તેવા પોતાના શિષ્ય લહનાને આપ્યું

આ પ્રમાણે ગુરૂપદને લાયક હોય તેવા પુરૂષને જ પોતાની ગાદી આપવામાં ગુરૂ નાનકે ધર્મ જ ચારિત્ર્યમાન, અપક્ષપાત ન્યાય, અને શિષ્યોનું ભવિષ્ય સાચવ્યું

પોતાના પત્ની અને સગાવ્હાલાનો આગ્રહ હોવા છતા પણ તેમણે પોતાની ગાદી ગુરૂપદ પોતાના પુત્રોને ન આપતા ગુરૂપદને લાયક એવા લહનાને આપ્યુ, અને તેનુ નામ અંગદ રાખી તેને પોતાનો વારસ ઠરાવ્યો પોતાની પછી ગુરૂપદને સાચવી શકે તેવો ગુરૂની ગાદીને લાયક, અન્ય શિષ્ય વર્ગમાં જેનો પ્રભાવ પડે તેવો, પોતાના જેવીજ મહત્તા જાળવી રાખે તેવો લાયક પુરૂષ ગુરુએ પોતે જાતેજ શોધી કાઢી, તેની પરીક્ષા કરી તેને પોતાના હાથે જ ગાદીનો વારસ ઠરાવ્યો અને તે પછી તેની યોગ્યતા અને મહત્તા તેમણે પોતાના શિષ્ય મંડળમાં વધારી

સંવત ૧૫૯૫ ના આસો માસમાં એક વખતે કેટલાક શીખો ગુરૂ સાહેબના દર્શન કરવા આવ્યા હતા તે પછી એક દિવસે ગુરૂએ તેમને જણાવ્યું કે મારો પરમાત્મા પાસે જવાનો સમય હવે નજીક આવી પહોચ્યો છે ઇશ્વરેચ્છાથી મને જે સત્યમાર્ગ જણાયો તે તમને યથાશક્તિ જણાવ્યો છે તે સ્મરણમા રાખજો

સત્ય એજ સાચો અને શ્રેષ્ઠ ધર્મ છે, તેનુ અવલંબન કરજો પાખંડ મતો કે જે ઘણે સ્થળે પ્રવર્તી રહ્યો છે, તેનાથી શીખ સંપ્રદાય બચે એવી મારી ઇચ્છા છે વંશપરંપરાની ગુરૂગાદી ચાલતી આવે તો તે પાખંડ અને અનાચારનું મોટામાં મોટું મુળ છે માટે મે તેવી પદ્ધતિના શીખસંપ્રદાય-

માંથી બહિષ્કાર કર્યો છે, હવે પછી મારી પાછળના ગુરૂઓ પણ તેજ ધોરણ ઉપર ચાલી પોતાના વારસ તરીકે ગુરૂની ગાદીને લાયક હોય તેવાને જ પસંદ કરશે એવી મારી ઇચ્છા છે

મુક્તિનો માર્ગ જ્ઞાન છે અને તે ગુરૂ વગર મળી શકતુ નથી, એ સઘળા શીખોએ પોતાના હૃદયમા કોતરી રાખવુ જોઇએ, આટલુ કહ્યા પછી —

" ૐ **सत्य श्री अकाल ॐ सत्य श्री अकाल.** બોલતા બોલતા ગુરૂ નાનકનો પવિત્ર આત્મા પરમધામમા વિરામ્યો.

ગુરૂનાનકના મતને માનનારા હિદુ અને મુસલમાનો બને હતા તેથી ગુરૂજીનુ સ્વરુપાવસ્થાન થતા તેમના મૃતદેહની વ્યવસ્થા કરવા માટે તે બંને જાતિ વચ્ચે મોટો ઝગડો થયો હિદુઓએ શબને બાળવા માગ્યુ અને મુસલમાનોએ દાટવા માગ્યુ આમ રકઝક કરતા તકરાર વધી અને સામ સામે તલવાર ઉપાડવાનો સમય આવ્યો આ પ્રમાણે હિંદુ મુસલમાનોને પરસ્પર લડતા અટકાવી તેમને ઐક્યની ગાઢથી જોડવાનો જીવનપર્યંત પ્રયત્ન કરનાર, બાહ્ય વિધિ કરતા અતરની ભક્તિને માન આપનાર ગુરૂ નાનકના આત્માને શિષ્યોના આવા વર્તનથી કેવુ થયુ હશે ? ગુરૂના આદેશને આવી રીતે શિષ્યોએ ન પાળ્યો થોડીવારે એક વૃદ્ધ પુરૂષે કહ્યુ કે તમે ગુરૂ સાહેબના કફનને ઉઘાડીને તેમના છેલ્લા દર્શન તો કરી લ્યો આ વાત સર્વને ગમી તે પછી મૃતદેહ ઉપરનુ કફન ખસેડતા મૃતદેહને બદલે ભક્તિભર્યા હૃદયે ધુટણીએ પડયા અને પ્રાર્થના કર્યા પછી ચાદર અને પુષ્પોના અર્ધો અર્ધ બે ભાગ પાડી હિદુઓએ અર્ધા ભાગને અગ્નિસસ્કાર કર્યો અને મુસલમાનોએ અર્ધા ભાગને દાટયો

આ પ્રમાણે ગુરૂજી ૬૯ વર્ષ આયુષ્ય ભોગવી ઇ સ ૧૫૩૯ મા સમાધિસ્થ થયા જે જગ્યાએ અગ્નિ સસ્કાર થયો હતો ત્યા એક સુંદર મદીર બધાવ્યુ જ્યા હાલ પણ દરવર્ષે મોટો મેળો ભરાય છે

ગુરૂજીના અવસાન પછી તેમના નાના પુત્ર લક્ષ્મીચદ્રે પખો ગામમાં કેટલીક જમીન ખરીદી ત્યા નિવાસ કર્યો ત્યા તેમણે નાનક ડેરા નામનુ નાનક મદિર બધાવ્યુ જેને મહારાજા રણજીતસિહે સગેમરમર અને સુવર્ણ ચાદી વિગેરેથી સુશોભિત કરાવ્યુ હતુ ગુરુજીના વશના વેદી સાહેબજાદાઓ એ મદિરની વ્યવસ્થા કરે છે, અને તેમને તે બદલ સરકારથી જાગીર પણ મળેલી છે

ગુરૂ નાનક પછી ગુરૂ અગદ ગાદીએ આવ્યા તે પછી સપ્રદાયના છેલ્લા ગુરૂ ગોવિદસિહ થઇ ગયા ગુરૂ નાનકના શિષ્યો શીખ કહેવાય છે અને તે લડાયક પ્રજા હાલ પણ પજાબમા વિદ્યમાન છે



## પ્રકરણ ૪૮ મું.

### દાદુપંથ સ્થાપક
### મહાત્મા દાદુદયાલ.

દાદુપથના સ્થાપક દાદુનો જન્મ સવત ૧૬૦૦ ફાગણ સુદી ૮ ના રોજ થયો હતો એમ કહેવાય છે અમદાવાદમા લોદીરામ નામે નાગર ગૃહસ્થને પ્રજા નહોતી તેથી પ્રજા થવાની આશીશ મેળવવા એક યોગી મહાત્માની સેવા કરતો હતો જેથી યોગીએ કહ્યુ કે સાબરમતી નદીના

કીનારે સ્હવારે જવુ ત્યા તમને પુત્ર પ્રાપ્તિ થશે સ્હવારમા લોદીરામ નદી કિનારે ગયા હતા નદીના પુરમા એક બાળક તણાતુ આવતું જોયુ તેને લોદીરામે બહાર કાઢી ઘેર લઈ જઇ તેનુ પુત્રવત પાલન કર્યુ દાદુ મોટી ઉમરે ઘણા ભકતો વધી જવાથી રૂ પીજવાનુ પીંજારાનુ કામ કરતા કે જેથી લોકો આવતા અટકે

દાદુજી હિંદુ ધર્મના સિદ્ધાંતો અને પુરાણના વિષયો તેમ મુસલમાન ધર્મના સિદ્ધાંતો સારી રીતે જાણતા હતા દાદુજી ૧૧ વર્ષની ઉમરે બાળકો સાથે રમતા હતા ત્યારે એક મહાપુરૂષ તેને મળ્યા અને માથે હાથ મુકી એક પાનનુ બીડુ ખવરાવ્યુ તે પછી તેજ મહાત્મા તેમની ૧૮ વર્ષની ઉમરે તેને મળ્યા અને તેની બાહ્યદષ્ટિને અતર્મુખ કરાવી બ્રહ્મ સાક્ષાત્કાર કરવાનો રસ્તો બતાવ્યો, ત્યારથી દાદુ ભજન કીર્તનમા લિન રહેતા

દાદુ બાહ્ય અને અતર બે ગુરૂ માનતા ઉપદેશ દ્વારા સન્માર્ગમા સ્થાપનાર બાહ્ય ગુરૂ અને સ્વય આત્મા કે જેની કૃપાથી મનુષ્ય આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે તે આત્મા અતર્ગુરૂ છે દાદુજીને કોઇ સિદ્ધ મહાત્માએ યોગબળથી બ્રહ્મ સાક્ષાત્કાર કરાવ્યો હતો, તેમના ગુરૂનુ નામ વૃદ્ધાનદ હતું, દાદુજીએ કબીર સાહેબની પોતાના ભજનોમા પ્રશસા કરી છે

દાદુજી સવત ૧૬૩૦ મા સાંભર ગયા, ત્યા ૭ વર્ષ રહી ત્યા હિંદુ

મુસલમાન સર્વને ઉપદેશ આપવા લાગ્યા. શરૂઆતમા તેમના ઘણા વિરૂદ્ધિઓ થયા પણ દાદુ તેથી ચલિત થયા નહિ. એક વખતે ત્યાંના કાજીએ દાદુના મુખ ઉપર તમાચો માર્યો ત્યારે દાદુ ગુસ્સે ન થતાં શાતપણે બોલ્યા કે લ્યો હજુ બીજી બાજુ બીજો તમાચો મારો અને ખુશી થાવ આથી કાજી ઘણો શરમાઇ ગયો

દાદુ તે પછી આંમેર ગયા અને ત્યા ૧૪ વર્ષ રહ્યા અહિ દાદુનો મહિમા વધુ ફેલાયો આ વખતે અકબરશાહ રાજ્ય કરતો હતો તેના કહેવાથી રાજા ભગવતદાસ દાદુને સવત ૧૬૪૨ મા ફતેપુર શીકરી લઇ ગયા. .અહિ અકબરે કહેવરાવ્યુ કે અકબર પરમેશ્વરનો અવતાર છે એવુ દાદુએ સ્વીકારી બીજાને ઉપદેશ કરવો આમ કહેવા દાદુને રાજા ભગવતદાસે, અબુલફજલ વિગેરેએ ઘણા સમજાવ્યા, લાલચ આપી, ભય પણ બતાવ્યો પણ દાદુએ વાત ન માની, એટલ અકબરે જાણ્યુ કે આતો નિર્લોભી સાચો મહાપુરૂષ છે, એટલે તેને પોતાના રાજ્યમા રહેવા આગ્રહ કર્યો પણ દાદુએ તે વાત ન માની

દાદુજી પછી આમેર રહેવા લાગ્યા થોડા વખત પછી રાજા ભગવાનદાસ સ્વર્ગસ્થ થવાથી માનસિહજી આમેરના રાજા થયા, તેમને કેટલાક લોકોએ દાદુજી વિરૂદ્ધ ભરવ્યુ જેથી લોકોની મરજીને આધીન થઈ દાદુજીને રાજાએ ન કહેવાના વચનો કહ્યા તેથી દાદુએ આમેર છોડી ચાલ્યા જવાનો વિચાર કર્યો, આ વાત માનસિહે જાણી તેથી દાદુની ક્ષમા માગી આમેરમાં જ રહેવા આગ્રહ કર્યો પણ દાદુએ ફરી તે વાત માની નહિ અને પોતાનો સામાન ભિખારીઓમા વ્હેચાવી દઇ પોતે એકલા ત્યાથી ચાલી નીકળ્યા સવત ૧૬૫૦ થી ૧૬૫૯ સુધી પોતે કલ્યાણપુર, જેપુર, મારવાડ વિગેરે સ્થળે પોતાના શિષ્યો પાસ વર્ષ છ માસ રહેતા, અને સવત ૧૬૫૯ માં નરાણે આની મુકામ કર્યો.

દાદુજી ત્યાગી હતા, તેમના સત્સગીઓ હજારો છે, સાભર અને આમેરમા અનેક મનુષ્યો તેમના શિષ્ય થયા હતા તેમનામા યોગબળ અદ્ભુત હતુ તેમની દષ્ટિથી મનુષ્યો તો શુ પણ પશુઓ શુદ્ધા તેમને આધીન થઇ રહેતા દાદુજીમા ધૈર્ય, શીન, સતોષ, ક્ષમા, ત્યાગ, વિગેરે ઉત્તમ ગુણો હતા દાદુજીની વાણીથી તે સિદ્ધ યોગી હતા એમ સમજાય છે ધ્યાન વખતે તેમને જે અપરોક્ષ અનુભવ થયેલો તેનુ તે અનેક પ્રકારે વર્ણન કરે છે. તેમના દરેક પદમા તેમના અનુભવની ઝલક તરી આવે છે તેમણે પોતાની વાણીમા દત્તાત્રય, નારદ, શુકદેવ, ધ્રુવ, પ્રહ્‌લાદ, ગોરક્ષનાથ, ભર્તુહરી, ગોપીચદ, નામદેવ, કબીર વિગેરેની પ્રશસા કરી છે

દાદુજીના પર શિષ્યો પ્રસિદ્ધ છે તેમણે પર સ્થાન અને પર મહત સ્થાન સ્થાપ્યા છે તેમા ૪ બનવારીજી, હરદાસજી, હિગોળગીરીજી અને કપિલમુનિ, એ પ્રથમ સન્યાસી હતા પછી દાદુજીના શિષ્યો થયા હતા. તેમના ઘણા શિષ્યો મહાત્મા રૂપ પ્રસિદ્ધ થયા છે તેમના શિષ્યોમા વિચાર સાગરના કર્તા નિશ્ચલદાસજી સર્વના શિરોમણિ થયા છે

તેમના મુખ્ય શિષ્ય સુદરદાસ થયા છે તે શખાવટી પ્રગણાના ફતેપુરના રહેવાસી હતા દાદુજીએ તેમના માબાપને આશિર્વાદ આપ્યાથી તે જન્મ્યા હતા તેમણે સુદર વિલાસ ગ્રંથો લખ્યા છે

દાદુજીની કૃતિઓમા પરમાત્માનો મહિમા અને સચ્ચિદાનદ સ્વરૂપ તેની નિર્ગુણ પુજા, ઉપાસના, ભક્તિ અથવા જાપ, ચચળ મનને પરમપદમા સ્થિર કરવાના સાધનો, પરબ્રહ્મનુ ધ્યાન, ધારણા અને સમાધિ, અનાહતનાદનુ શ્રવણ, અમૃતબિદુનુ પાન, પરમાનદ પ્રાપ્તિ, બ્રહ્મસાક્ષાત્કાર વિગેરે વિષયો સરળ ભાષામા છે

દાદુજીની પર ગાદીઓ છે. દરેક ગાદી ઉપર એકેક મહત હોય છે, તે ગાદીઓ ઘણે ભાગે જયપુર રાજ્યમા છે, બાકીની અલ્વર, મેવાડ, બિકાનેર, પજાબ, ગુજરાત વિગેરે સ્થળે છે તેમા મુખ્ય નરાણામા છે, નરાણામા દાદુજી મરણ પર્યંત રહ્યા હતા. નરાણા, જયપુર, અને અજમેરની વચ્ચે આવેલુ છે, ત્યા દાદુદ્વાર નામે મંદિર છે

નરાણાથી ત્રણ ચાર કોશ ઉપર ભગાણાની ટેકરી છે, ત્યા દાદુજી થોડા વખત રહ્યા અને ત્યા સવત ૧૬૫૯ મા સ્વર્ગવાસ પામ્યા. ત્યા તેમના દેહની અત્યેષ્ટિ ક્રિયા કરી હતી તેથી ત્યા ઘણા સાધુઓ યાત્રાર્થે જાય છે નરાણામા દરવર્ષે ફાગણ સુદ ૪થી ૧૨ સુધી ઉત્સવ થાય છે. આ ભૂમિને તે પંથના સાધુઓ પવિત્ર માને છે બીજા અખાડાના મહતો નરાણાના મહતને ભેટો મોકલે છે, તેમ ગૃહસ્થ શિષ્યો પણ ભેટ મુકે છે આ મુખ્ય ભડારમાથી મુખ્ય સેવકોને એકેક નવુ વસ્ત્ર ઓઢાડવામા આવે છે, અહિ જયપુર રાજ્ય તરફથી પણ એક દિવસ પાકી રસોઇ અપાય છે. આ પથમા ભગવા વસ્ત્ર ધારી સાધુઓ હોય છે તે વિરક્તો કહેવાય છે તે માત્ર ભજન કીર્તન, કથા, વિગેરે કરે છે દ્રવ્ય લેતા નથી પાસે એક વસ્ત્ર ને જળ પાત્ર રાખે છે માત્ર જ્યા જાય ત્યા ધર્મોપદેશ કરે છે. સ્થાનધારી શિષ્યો સાદા ધોળા કપડા પહેર છે અને નાગા સાધુ હોય છે તે શસ્ત્રધારી રહી ક્ષત્રિય કર્મ કરે છે આ ત્રણે જાતના સાધુ બ્રહ્મચારી હોય છે, બાળકોને ચેલા કરી પોતાના સ્થાનની પરપરા ચલાવે છે તેમને સ્ત્રી સગ વર્જ્ય

હોય છે દાદુપથી સાધુઓની મડળીઓ પણ હોય છે તે ઘણું ભાગે ફરતી હોય છે, અને પોતાના ભક્તોને ઉપદેશ કરે છે આ મડળીઓમા એક પંડિત હોય છે તે રહેવારમા કથા કરે છે, પછી બધા સાધુઓ ભજનો ગાય છે અને પછી પતાસાનો પરસાદ વ્હેચાય છે રાત્રે આરતી કરી ધર્મોપદેશ કરે છે

આ પથના લોકો દાદુજીની વાણીને પ્રમાણુ ગ્રથ માને છે શિષ્યો તેનો પાઠ કરે છે આ ગ્રથને ઉત્તમ કપડે બાધી ઉચી ગાદી ઉપર મુકવામા આવે છે દાદુપથીઓ કબીરપથી કે રામાનદીની પેઠે તીનક કે કઠી રાખતા નથી તેઓ એક બીજાને મળે છે, ત્યારે પરસ્પર 'સત્યરામ' એમ બોલે છે મુખ્ય સાધુને ત્રણવાર દડવત્ પ્રણામ કરી 'સત્યરામ' કહે છે આ પથના સાધુઓ ધોળા રગની ગોળ કે ચોખૂણી ટોપી પહેરે છે હાથમા માળા રાખી રામ નામનો જપ કરે છે

આ પથવાળા નિર્ગુણ બ્રહ્મની–નિરજન નિરાકાર પરમાત્માની ઉપાસના કરે છે તેને રામ નામથી ભજે છે તેમનો મુખ્ય સિદ્ધાત અદ્વૈત વેદાત છે એક બીજાને દ્વેષ છોડી બધુભાવથી રહેવાની તેમની આજ્ઞા છે. યતિઓ વિવાહ કરતા નથી અને ગૃહસ્થ શિષ્યો એક પત્નીવ્રત પાળે છે આ સાધુઓ કોઇ સાથે વિરોધ રાખતા નથી સર્વ સાથે પ્રેમથી મળે છે, અને સરળ રીતે સતોષીપણે રહે છે

---

## પ્રકરણ ૪૯ મું.

---

### લીંગાયત મત સ્થાપક

### બસવ.

---

લીંગાયત સપ્રદાય ચલાવનાર બસવ તૈલગી બ્રાહ્મણ હતો. તેના બાપનું નામ મહાદેવ ભટ હતું અને માનુ નામ મદનબીકા હતુ, તેને પદ્માવતી અને નાગમલિકા એ બહેનો હતી બસવ વિજાપુરની પૂર્વે મુદ્દેવિહાલ તાલુકાના બાગેવાડી ગામમા રહેતો હતો. પદ્માવતીને જૈનધર્મી બીજ્જલરાજા સાથે અને નાગમલીકાને એક બ્રાહ્મણ સાથે પરણાવી હતી. મહાદેવ ભટને પ્હેલા કાંઇ પ્રજા ન હોવાથી તેણે પોતાના કુળસ્વામી નદીનાથની ઉપાસના કરી હતી જેથી તેની સ્ત્રી મદનબીકાને ગર્ભ રહ્યો. તે ગર્ભ ત્રણ વર્ષ સુધી રહ્યો તેથી તેને ઘણી પીડા થવા લાગી ત્યારે નદીનાથની પ્રાર્થના કરી

એટલે તેને સ્વપ્નામા નદીનાથે કહ્યું કે તુ વીરશૈવધર્મની સ્થાપના કરવા સારૂ તારા પેટે અવતાર લઈશ મારો જન્મ થતા મારૂ નામ બસવ પાડવુ (બસવ એટલે નદી એવુ તૈલંગી ભાષામા કહે છે ) આ પછી ગગામા લીંગ ધારણ કરેલા પુત્રને જન્મ થયો, તેનુ નામ બસવ પાડયુ

બસવનો જન્મ શકે ૧૧મા થયો બસવ નાનપણથી બુદ્ધિશાળી હતો. તે નાનપણમા જ ખટ કર્મ શીખ્યો હતો તે પછી મદલબીકાને એ એનો બાઇ હતી મહાદેવભટનુ પોતાના ગામમા ગુજરાન ન થઇ શકવાથી તે કુટુબ સાથે કલ્યાણમા આવ્યો આ ગામ કનબુર્ગો પાસે છે આ વખતે બીજ્જલરાજા રાજ્ય કરતો હતો તે જૈનધર્મી હતો

બસવને આઠ વર્ષની ઉમરે જનોઇ દેવાનુ હતુ તેથી ત્યાસર્વ બ્રાહ્મણો અને આજના અમલદારો ભગવા હતા, પણ બસવે કહ્યુ કે હું શિવ ભક્ત છુ, મારે જનોઇની જરૂર નથી જ્ઞાતીઓ ઉખેડી નાખવા હું જન્મ્યો છુ. આમ બોલતા બાળકને જોઇ સર્વ કોઇ આશ્ચર્ય પામ્યા તે વખતે બીજલ રાજાના કારભારી બળદેવે પોતાની કન્યા ગગાદેવીનો તેની સાથે વિવાહ કર્યો આ પછી બીજલ રાજાને બસવની બ્હેન પદ્માવતીને પરણાવી હતી

બસવનુ લગ્ન થયા પછી તેને રાજ્યમા સારી નોકરી મળી તે ઘણો બુદ્ધિશાળી અને ડાહ્યો હોવાથી પોતાનુ કામ ઘણુ હોશીયારીથી કરતો. થોડા વખત પછી તેનો સસરો અને રાજ્યનો કારભારી મરણ પામ્યો તેથી રાજાએ બસવને કારભારીની જગા આપી તે સાથે સેનાપતિ અને જામદારખાનાની નોકરી પણ તેને કરવી પડતી પ્રધાનપદ મળ્યા પછી બસવને રાજ્યનુ સઘળુ કામ કરવુ પડતુ રાજાએ આ વખતે બીજીવાર લગ્ન કર્યું અને તે નવી સ્ત્રી સાથે તે વિલાસ ભોગવવામા જ આખો દિવસ ગુજારતો જેથી રાજ્ય બસવ ચલાવતો

બસવે આ વખતે રાજ્યના જે જુના અમલદારો પોતાથી વિરૂદ્ધ હતા તેમને રજા આપી. અને તેમની જગાએ પોતાના માણસોને રાખ્યા મોટા વતનદારોને તેમના વતન લઇ લેવાની બીક બતાવી પોતાના પક્ષમા ભેળવ્યા આમ સર્વને પોતાના પક્ષમા લઇ તેણે રાજ્યમા નવો ધર્મ દાખલ કરવાનો વિચાર કર્યો

બસવે નવો ધર્મ સ્થાપવાની શરૂઆત કરી તેમા જાતિભેદ પાળવો નહિ, શિવ અને નદીને જ ભજવા, બ્રાહ્મણો દડને શિવલીંગ બાધતા તે રીવાજ કાઢી નાખી ગળામા શિવલીંગ બાધવાની પ્રથા દાખલ કરી કોઇ વસ્તુ ઇશ્વરને અર્પણ કર્યા વગર ન ખાવી, પોતે નદીનો અવતાર છે, એમ કહેતો આ ધર્મ બ્રાહ્મણથી તે ઢેડ સુધી સર્વ પાળી શકતા, બસવના હાથમાં

ગજ્યની સત્તા હોવાથી આ પથ કર્ણાટકમા ફેલાયો. ઢેડ પણ બ્રાહ્મણની પગતમા બેસી જમે એવો આ પંથનો ઉદ્દેશ હતા જેથી નીચ જાતો આ પથમા ઘણી ભળી

બસવ રાજયના ખજાનામાથી જોઇએ તેટલો પૈસો ખર્ચતો, પોતાના ધમ મા આવે તેને પૈસા આપતો આ વખતે બ્રાહ્મણો અને જૈનો વચ્ચે વિખવાદ હોવાથી આ પથવિરૂધ્ધ બ્રાહ્મણો પડી શકયા નહિ તેના પથમા રોજ મિષ્ટાન્ન ઉડતા હાલ જેમ સુધારાવાળા એક પગતે બેસી ઢેડ અને બ્રાહ્મણ સાથે જમે છે તેમ બસવે સર્વને એક પગતે બેસાડી જમાડવા માડયા. આથી કલ્યાણ શહેરના ૧૨ હજાર મનુષ્યો આ લિંગાયત ધર્મમા દાખલ થયા.

ઘણા વર્ષે રાજાને બસવના ધર્મની અને પોગળની ખબર પડી જેથી તેને કેદ કરવાનો વિચાર કર્યો તે વાત બસવના જાણવામા આવતા તે તરત નાસી ગયો આ વખતે ૧૨ હજાર લીંગાયતો બસવની પાસે આવી મળ્યા જેથી રાજા સાથે બસવે લડાઈ કરી તેમા રાજા હારી ગયો, જેથી બસવ તથા રાજા મળી ગયા, અને પ્રથમ માફક બસવ કલ્યાણમા આવી કારભાર ચલાવવા લાગ્યો આમ છતા બસવની દાનત બગડી તેણે રાજાને મારી નાખવાનો વિચાર કર્યો, કેમકે નાનો પુત્ર વીરવીજલ મોટા થાય ત્યા સુધી બસવ સ્વતંત્રપણે રાજ્ય ચલાવી શકે આમ ધારી તેણે રાજાને કોલાપુરથી આવતા ભીમા નદીના કાઠે ખોરાકમા ઝેર આપ્યુ તેથી રાજા ત્યાજ મરી ગયો કેટલાક કહે છે કે બસવે શક ૧૦૭૬ મા પોતાના જગદેવ, બોમ્બીદેવ અને માલેય એ ત્રણ લીંગાયતો પાસે રાજાને મરાવી નાખ્યો હતો.

રાજાને મરાવ્યા પછી બસવના મનમા ભીતિ પેઠી કે વખતે રાજાનો પુત્ર વીરવિજલ પોતાને મરાવી નાખે તે ભયથી તે ત્યાંથી નાસી મલબાર કિનારે વીરામદુર ગામે ગયો પણ બાપનુ વેર લેવા વીરવીજલ તેની પાછળ આવ્યો અને તેના શહેરને ઘેરો ઘાલ્યો. બસવને બચવાનો કોઈ ઉપાય ન જણાતા તે એક વાવમા ડુબી મુઓ વીરવીજલે શહેરમા જઇ વાવમાથી તેના મુડદાને કાઢી બહાર ફેકાવી દીધુ ત્યારથી તે ગામનુ નામ ઉળવી પડ્યુ.

આ ઉળવી ગામને લીંગાયત લોકો માને છે અને ત્યા સઘ કાઢી યાત્રાએ જાય છે લીંગાયત લોકો કહે છે કે મલપ્રભા નદી અને કૃષ્ણા નદીના સગમ ઉપર સગમેશ્વર મહાદેવના શિવલિંગમાં પેસી બસવ અતર્ધાન થયો હતો, ત્યારથી લીંગના માથા ઉપર ઉડો ખાડો છે એમ કહે છે લીંગાયત ધર્મ બસવે સ્થાપ્યો તે હજુ પણ કર્ણાટકમાં જ્યાં કાનડી ભાષા બોલાય છે

ત્યાં ચાલે છે આ ધર્મ વૈદક ધર્મના ફાંટા જેવો છે છતાં તે જાતિભેદ પાળતા નથી વળી રજસ્વળાની આભડછેટ ન પાળવી, સૂતક કે મરણની આભડછેટ પાળતા નથી

લીંગાયતો સસ્કૃત સારી રીતે ભણે છે મધ્ય સપ્રદાયવાળા લીંગાયતને અડવાથી ન્હાય છે લીંગાયતોની સ્ત્રીઓ રજસ્વળાની આભડછેટ માનતી નથી તે ભસ્મ લગાવવાથી પોતાને પાક થયેલા માને છે, લીંગાયતની સ્ત્રીએ રોજ લીંગાયતના પગ ધોઇ તીર્થ લીધા વગર જમતી નથી. તેઓ શ્રીશકરનો શુદ્ધાદ્વૈત મત માને છે, શિવલિગને પૂજે છે અને કઠમા લિગ ધારણ કરે છે તે બધા બસવ પુરાણને માને છે તેમા ત્યાગી અને ગૃહસ્થ બને હોય છે. ગૃહસ્થો લિગપૂજા, રૂદ્રાક્ષ ધારણ, ભષ્મ કરી ત્રીપુડ કરે છે છતા તેમની યોગ્યતા બ્રાહ્મણ ધર્મ જેવી નથી.

---

## પ્રકરણ ૫૦ મું.

---

### પ્રણામીમત સસ્થાપક
### શ્રી દેવચંદજી અને શ્રી પ્રાણનાથજી

પ્રણામી ધર્મને સ્થાપન કરનાર શ્રી દેવચદજીનો જન્મ મારવાડમા ઉમરકોટમા સવત ૧૬૩૮મા થયો હતો તે જાતે કાયસ્થ હતા. તેમના બાપનુ નામ મતુમ્હેતા અને માનું નામ કુવરબાઇ હતું દેવચદજી નાનપણથી દયાળુ, બુદ્ધિશાળી, ઉત્સાહી અને સાત્વિક હતા. તેમને ૧૧ વર્ષ પછી દેવ સેવા કરવામા ઉમગ વધ્યો. એક વખતે તે ગામ બહાર શ્યામપિગળનુ મદિર હતુ ત્યા પૂજા કરવા ગયા ત્યાં તેમને વિચાર આવ્યો કે હું કોણ, ક્યાથી આવ્યો અને કયા જઇશ, આ જગત્ પરમાત્મા એ શુ હશે, બ્રહ્મને શી રીતે કયા ધામમા પમાય, આવા વિચાર આવતા તેનો નિર્ણય કરવા તે પરદેશ નીકળી ગયા

તેમને આગળ જતા એક મહાપુરૂષનો મેળાપ થયો, રસ્તામા ઉમરકોટના રાજાની જાન કચ્છમા જતી હતી તેમા લાલદાસ વજીરનો મેળાપ થયો તેમની સાથે તે કચ્છમાં ગયા, ત્યા પરમાત્મા સબધી વિચાર કરવા લાગ્યા પણ કાઇ સમજાવ્યુ નહિ, જેથી વળી સન્યાશી વેશ ધારણ કરી

ભુજમા હરદાસજીને ત્યાં ગયા, ત્યા તે જપ, તપ. અને પરમાત્મા સબંધી વિચાર કરવા લાગ્યા. હરદાસજી બાલમુકુંદના ભકત હતા તેમના દેવચંદે દર્શન કર્યાં ત્યાથી દેવચંદજી જામનગર આવ્યા, ત્યા શ્યામસુદરના મંદિરમા કાનજી ભટ રોજ ભાગવતની કથા કરતા હતા ત્યા જવા લાગ્યા

દેવચંદજી રોજ જપ, તપ, ધ્યાન કરતા ચિત્ત નિરંતર હરિનુ ધ્યાન ધરતું, તેમને ૪૦ વર્ષ થયા હતાં એક દિવસે શ્યામસુદરના મંદિરમાં તેમને શ્રીકૃષ્ણુના દર્શન થયા હતા એમ કહેવાય છે, તે પછી તે ધર્મોપદેશ કરવા લાગ્યા. તેમના ઉપદેશથી જામનગરના ગાગજીભાઇ શેઠ તેમના પ્રથમ શિષ્ય થયા, પછી બીજા પણુ શિષ્યો થયા હતા

અહિ દેવચંદજીને પ્રાણુનાથજીનો મેળાપ થયો પ્રાણુનાથજીના ઉત્તમ ગુણો જાઇ તેમને દેવચંદે ઉપદેશ આપ્યો અને તે ઉપદેશથી તેમના જ્ઞાનની વૃદ્ધિ થઈ પ્રાણુનાથ જાતે લવાણુા હતા જામનગરના વતની હતા. તેમના બાપનું નામ કેશવજી ઠક્કર અને માનુ નામ ધનબાઇ હતું તેમના બાપ તે વખતે જામનગરના રાજાના દિવાન હતા પ્રાણુ નાથનો જન્મ સવંત ૧૬૭૫ મા થયો હતો. ૧૨ વર્ષની ઉમરે પ્રાણુનાથ દેવચંદજી પાસે આવ્યા હતા

પ્રાણુનાથના જ્ઞાનની વૃદ્ધિ થતા તેમને દેવચંદે અરબસ્તાન મોકલ્યા હતા, ત્યા ગાગજીભાઇ શેઠનો ભાઇ ખેતી વેપાર માટે રહેતો હતો તેને ઉપદેશ કર્યો પણુ તેના મનમા કાંઇ અસર થઇ નહિ તેથી પ્રાણુનાથ પાછા જામનગર આવ્યા, પછી પોતે વ્રોજમા આવી ત્યાના કલોજી ઠાકોરના કારભારી થયા પછી સંવત ૧૭૧૨મા દેવચંદે તેમને જામનગર બોલાવી ધર્મોપદેશ કરવાની આજ્ઞા આપી, ત્યારથી તે હમેશા ધર્મોપદેશ કરતા

સંવત ૧૭૧૨મા દેવચંદજી જામનગરમા સ્વધામમા ગયા જ્યા તે સમાધિસ્ત થયા, ત્યા હાલ મોટુ મંદિર છે તેની પાસે એક ખીજડાનુ ઝાડ છે તેથી તે ખીજડા મંદિર પણુ કહેવાય છે અને આ પંથને કેટલાક ખીજડા પંથ પણુ કહે છે

આ મતવાળા એક બીજાને મળે છે ત્યારે પ્રણુામ કરે છે તેથી તે પ્રણુામીપંથ કહેવાય છે આ મતની મુખ્ય ગાદી જામનગરમા—સુરતમાં અને ઝરણુા પટ્ટણુમાં છે આ મતના સાધુ યોગ અને આત્મજ્ઞાન ઉપર વધુ શ્રદ્ધા રાખે છે આ પંથવાળા સ્નાન શૌચાદિથી પવિત્ર રહી શ્રીકૃષ્ણુના બાળસ્વરૂપનુ ધ્યાન ધરે છે

દેવચંદજીના સદ્ગત થયા પછી પ્રાણનાથજી જપ, તપ, ધ્યાન કરી યોગ્ય જ્ઞાન મેળવી દેશ પરદેશ ફરી ધર્મોપદેશ કરવા લાગ્યા તે કાઠીયાવાડમા ઘણે સ્થળે ફરી શિષ્યો કરતા, સિધમાં નગરઠઠ્ઠામા પણ થોડો વખત રહ્યા હતા ત્યાંથી અરબસ્તાનમા મસ્કત ગયા હતા, ત્યા પણ શિષ્યો કર્યા હતા, ત્યાથી પાછા ધોળાજી આવી ત્યાંથી સુરત ગયા ત્યા તેમણે ઘણા શિષ્યો કર્યા હતા ત્યાંથી મેરતા જઈ ત્યા લાલાનંદ યતિ સાથે વાદવિવાદ કર્યા હતા ત્યાથી હરિદ્વાર કુભના મેળામા જાત્રાર્થે જઈ ત્યાથી દીલ્હી ગયા

દિલ્હીમા ઔરંગઝેબ બાદશાહ હતો તેને હિંદુઓ ઉપર જુલમ કરતો અટકાવવા માટે તેના કાજીને મળ્યા હતા અને તેને કેટલાક ચમત્કારો બતાવ્યા હતા તેથી તે લોકોને ઘણું આશ્ચર્ય થયુ, ત્યાથી પછી ઉદેપુર, મંદસોર થઈ ઉજ્જન આવ્યા, આ પછી તેમણે ઔરંગાના રાજાને પોતાનો શિષ્ય બનાવ્યો. આ અરસામા આરંગજેબે પ્રાણનાથજીની વાત સાભળી તેમને પોતાની પાસે બોલાવ્યા બાદશાહને પ્રાણનાથે ઉપદેશ આપ્યો, જેથી ઔરંગજેબને પણ તેમના પ્રતિ માનબુદ્ધિ ઉત્પન્ન થઈ

આ અરસામા ઝરણાપટ્ટણથી મહારાજા છત્રસિંહજીએ તેમને તેડવા મોકલ્યા તેથી તે ત્યા ગયા રાજા તેમનો ઉપદેશ સાભળી શિષ્ય થયો તે પછી પોતે ત્યા ઘણો વખત રહ્યા અને ત્યા પોતાનો ધર્મ સ્થાપ્યો તે પછી ચિત્રકોટની આસપાસના ઘણા રાજા તેના શિષ્ય થયા એ પછી સંવત ૧૭૫૧ માં તે સ્વધામમા ગયા

દેવચંદજીએ પ્રણામીપંથ સ્થાપ્યો અને પ્રાણનાથજીએ તેને ફેલાવ્યો. ઝરણાપટ્ટણમા તેમની સમાધિ ઉપર એક મોટુ મંદીર બંધાવેલું છે મંદિરની પૂજા કરનારા ધામી કહેવાય છે હજુ અહિના રાજા ગાદીએ બેસતી વખતે પ્રથમ મંદિરમા જઈ તિલક કરાવે છે.

આ પંથમા પ્રેમભક્તિ મુખ્ય છે આ મતના શિષ્યો વૈષ્ણવ પંથની માફક નાક ઉપરથી તીલક કરે છે અને વચમાં કંકુનો ચાલ્લો કરે છે, ગળે તુલસીની માળા પહેરે છે પ્રાણનાથે કુલીયમ સ્વરૂપ નામે ગ્રંથ લખ્યો છે તે ગ્રંથને મંદિરમા પૂજાના સ્થાને મુકે છે અને વસ્ત્રાલંકાર ધરાવે છે તે સિવાય મંદિરમાં બીજી મૂર્તિ હોતી નથી, આ મતના આચાર્ય ત્યાગી હોય છે આ પંથ ગુજરાત, કાઠીયાવાડ અને ઉત્તર હિંદુસ્તાનમા ઘણે સ્થળે ચાલે છે



# ભાગ ૪ થો.

## પ્રકરણ ૫૧ મું.

## સિદ્ધયોગી પુરુષો
### પાતંજલી

પાતજલી ભગવાન મહાન યોગી હતા. તેમના પિતાનુ નામ અગિરા હતુ પોતે ઇલાવૃત્તમાં રહી ગોનર્દ દેશમા એચ નદીના તીરે તપ કરતા હતા પોતે મહા વિદ્વાન, અને ઉત્સાહી હતા. તેમની સ્ત્રીનુ નામ લોલુપા હતુ, લોલુપા સુમેરૂ પર્વતની ઉત્તર વડની ગુફામા બેઠી હતી ત્યા પાતજલીનો મેળાપ થયો હતો અને પોતે પરણ્યા હતા. લોલુપા પતિવ્રતા અને બુદ્ધિશાળી હતી ગાયનમા પોતે પ્રવિણ હતી પતિ પત્નિ સાથે ઇશ્વર ભજન ગાતાં હતા.

પાતજલી ભગવાન મહાન યોગી હતા તેમણે યોગસૂત્ર રચ્યુ છે, જે પાતજલ યોગસૂત્ર કહેવાય છે ષડદર્શનમા યોગ દર્શન છે તે પાતજલી ભગવાનનું રચેલું છે કપિલ મુનિએ સાંખ્યદર્શન બનાવ્યુ છે તે અને પાતંજલીકૃત યોગદર્શનમા બહુ તફાવત નથી પતંજલી ભગવાને પોતાના યોગદર્શનમાં ઇશ્વરનુ પ્રતિપાદન કર્યું છે તેમણે કપિલ ભગવાનનાં સાંખ્યશાસ્ત્રનાં ૨૫ તત્ત્વો માન્ય રાખેલાં છે પણ પુરુષને મોક્ષ આપનાર નિત્ય જ્ઞાની, શુદ્ધ એવા ઇશ્વરની જરૂર છે એમ સ્વીકાર્યું છે અને તે સાથે તેમણે ૨૬ તત્વો સ્વીકાર્યાં છે

મોક્ષ ઇશ્વર કૃપાથી મળે છે અને તે મેળવવા માટે યોગ કરવાની જરૂર છે એવુ પાતજલી ભગવાને માન્યુ છે મુક્તિ માટે કયો ઉત્તમ માર્ગ છે તેનો તેમણે વિચાર કરી યોગાનુશાસન નામનો ગ્રથ લખ્યો છે પતંજલી ભગવાન ભર્તૃહરીના પહેલા થઈ ગયા છે તેમણે દર્શાવેલી યોગક્રિયાનો ઘણા યોગીઓ આશ્રય લે છે

યોગશાસ્ત્રના ચાર પાદ છે પ્રથમ પાદ સિદ્ધપાદ છે તેમાં ચિત્તવૃત્તિનો

નિરોધ કરી સમાધિ સુધીના સાધન અને ક્રિયા બતાવી છે તેને સિદ્ધપાદ કહે છે. બીજો ક્રિયાપાદ-તેમા ચિત્તવૃત્તિને સ્થિર કરવા માટે ક્રિયા કરવી. યોગાદ-બાહરંગ સમાધિના આઠ સાધનનાં અગ કહ્યાં છે, ત્રીજો પાદ વિભૂતિપાદ-તેમા ધારણા, ધ્યાન, અને સમાધિ એ અંતરગ સાધન-યોગીની વિભૂતિ કહી છે ચોથા પાદમાં-ફળપાદ-સિદ્ધ આદિ સહિત પરમ મોક્ષના નિષ્કર્મ-યાગનુ ફળ જે મોક્ષ તેને ફળપાદ કહે છે

યોગશાસ્ત્રના બે હેતુ છે, કોઇપણ શુભ કાર્ય કરવા તેમ યોગશાસ્ત્રની દઢતા કરવા સારૂ અરણ્યાદિ નિવૃત્તિ સ્થાનમા જવાની જરૂર, બીજો જે આષધોથી અસાધ્ય વ્યાધિ હોય તેનુ નિવારણ કરવા માટે યોગશાસ્ત્રના આસનાદિક પ્રયોગોનો યોગ્ય ઉપયોગ કરવા, તેથી અસાધ્ય વ્યાધિ મટે છે.

પાતજલી ભગવાને શરીરના રોગ રૂપી મળ કાઢવા માટે ચિકિત્સા નામે વૈદકનો ગ્રથ લખ્યો છે, તેમ વાણીનો મળ કાઢવા માટે પાણિનિય વ્યાકરણ ઉપર મહા ભાષ્ય કરેલુ છે, તેમના કાર્યમા તેમના પત્ની લોલુપા સદા સહાય કરતા.

ષડદર્શનોમા—૧ પાતજલીનુ યોગદર્શન, ૨ કપિલનુ સાખ્ય દર્શન ૩ ગૌતમનુ ન્યાય દર્શન, ૪ કણાદનુ વૈશેષિક ૫ જૈમિનીનુ પૂર્વ મીમાંસા, અને ૬ વ્યાસનુ ઉત્તરમીમાસા એ છ દર્શનો છે યોગશાસ્ત્રમા કપિલ અને સાખ્યના દર્શનોનો સમાવેશ થાય છે, ગૌતમ અને કણાદના દર્શનોને ન્યાય દર્શન કહે છે, અને વ્યાસ તથા જૈમિનીના દર્શનોને વેદાત શાસ્ત્ર કહે છે યોગવિદ્યામા—યોગસૂત્ર, રાજયોગ, હઠ પ્રદીપીકા, અષ્ટાગયોગ, આચાર પદ્ધતિ, ખેચરી વિદ્યા, ગોરક્ષ સતક, યોગ તત્વ, યોગ તારાવલી, યોગ પ્રવેશ વિધિ, પાતજલ યોગ સૂત્ર, ભાષ્ય, યોગશિક્ષા વિગેરે ૪૦ ઉપર ગ્રથો છે

પાતજલિ ભગવાન મહાન યોગી હતા, તેમણે યોગ સિદ્ધ કરી યોગ સૂત્ર રચ્યુ હોવાથી તેનો આશ્રય ઘણા યોગી પુરૂષો લે છે

---



## પ્રકરણ ૫૨ મું.

### ગુરુ મત્સ્યેન્દ્રનાથ યોગી.

મત્સ્યેન્દ્રનાથ નામે એક મહાન સિદ્ધ થઇ ગયા છે તે મહાજ્ઞાની, તત્ત્વવેત્તા અને સિદ્ધ પુરુષ હતા મત્સ્યેન્દ્રનાથનો જન્મ મગરીના ઉદરમાંથી થયો હતો એમ કહેવાય છે એક વખતે પાર્વતીને મહાદેવજી ઉપદેશ આપતા હતા તે મગરીના પેટમા રહેલા ગર્ભે સાંભળવાથી તે જન્મતા જ જ્ઞાની થયા હતા. મત્સેન્દ્રે સમશૃગ પર્વત ઉપર ચૌરંગીનાથ પાસે બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ લીધો હતો મત્સેન્દ્ર પાસે ઘણા શિષ્યો રહેતા, અને તેમને તેમણે હઠયોગ શિખવ્યો હતો, પોતે વનમા રહેતા અને કંદમુળ ખાઇ ગુફાઓમાં ધુણી ઉપર બેસી અખંડ જ્યોતિમા મગ્ન રહેતા

એક વખત મત્સેન્દ્રનાથ માગવા નીકળ્યા તે અયોધ્યાથી નજીક જયશ્રી ગામ હતું ત્યા એક સદ્બોધ નામે બ્રાહ્મણને ત્યા માગવા ગયા, તે વખતે તેની પતિવ્રતા સ્ત્રી સદ્વૃત્તિ ઘેર હતી યોગીન્દ્રનો ભવ્ય અને પ્રભાવશાળી ચહેરો જોઇ તે સ્ત્રીએ વિચાર કર્યો કે આ સિદ્ધ પુરૂષ લાગે છે તેણે ઘરમાં જઇ યોગીને ભિક્ષા આપી, પણ તેનુ મુખ ઉદાસ હતુ ત્યારે મત્સેન્દ્રનાથે પૂછ્યુ કે તું કેમ ઉદાસ છે ? ત્યારે તે સ્ત્રીએ પોતાને પ્રજા થાય એવી ઇચ્છા બતાવી જેથી મત્સેન્દ્રનાથે ઝોળીમાથી ભષ્મ કાઢી તે મત્રીને આપીને તેને ખાઇ જવાની આજ્ઞા આપી

આ બાઇએ કોઇ પાડોશીના કહેવાથી વ્હેમમા પડી તે ભષ્મ ખાધી નહિ પણ એક ઉકરડામા દાટી દીધી તેને બાર વર્ષ થયા ત્યારે યોગી ફરી ભિક્ષા માગવા આવ્યા, ત્યારે તે બાઇને પુછ્યુ કે તારો પુત્ર ક્યા છે ! તેથી બાઇએ પુત્ર તો નથી થયો એમ કહ્યુ અને ભયથી ખરી વાત જણાવી દીધી, જેથી જ્યા ઉકરડામા ભષ્મ દાટી હતી ત્યાં ગુરૂ ગયા અને ત્યા જઈ એ બાઇ તથા તેના પતિની રૂબરૂ આલક્ષ એમ બૂમ મારી કે તરત તે ઉકરડામાથી બાર વર્ષનો સુંદર પુત્ર બહાર નીકળ્યો તેણે ગુરૂ સાથે જવા જણાવ્યુ તેથી મત્સેન્દ્રનાથે તેનુ નામ ગોરખ પાડી પોતાની સાથે લઇ ગયા.

એક વખતે મત્સેન્દ્રનાથ શિષ્યોથી જુદા પડી સિંહલદ્વીપમાં ગયા, અને ત્યા સ્ત્રી યા રાજાની રાણી પાસે કેટલોક વખત રહ્યા હતા. ગોરખનાથ શોધતા શોધતા ત્યા જઇ ચઢયા હતા અને તેમને પાછા તેડી ગયા હતા મત્સેન્દ્રનાથ ઉજ્જન પાસે એક વનમા રહેતા હતા તે વખતે ભર્તૃહરિને પણ તેમણે ઉપદેશ આપ્યો હતો અને યોગવિદ્યા શીખવાડી હતી

મત્સેન્દ્રનાથ સમર્થ યોગી હતા તેમને ગોરખનાથ, ભર્તૃહરિ વીગેરે કેટલાક શિષ્યો હતા તે શિષ્યો સાથે તેમણે કાઠીયાવાડમા પ્રવાસ કર્યો હતો, તે વખતે પ્રભાસ ક્ષેત્રથી દસેક માઇલ દૂર ગોરખમઢી નામે ગામ છે ત્યા આશ્રમ કર્યો હતો ત્યા રહી પોતાની સિદ્ધિના બળે તેમણે ઘણા રાજાઓના મન આકર્ષી લીધા હતા આ વખતે નાથ ધર્મની પ્રબળતા હતી પોતે હઠયોગમા કુશળ હતા સર્વના મત્સેન્દ્રનાથ મહાન ગુરૂ હતા

મત્સેન્દ્રનાથે યોગશાસ્ત્ર ઉપર હઠદીપીકા ગ્રથ લખ્યો છે, તેના આઠ પ્રકરણ છે અને યોગાભ્યાસની હકીકત જણાવી છે તેમણે યોગશાસ્ત્રના બીજા ગ્રંથો પણ લખ્યા છે મત્સેન્દ્રનાથ નાથ ધર્મમા હતા તે નાથધર્મ ધર્મનાથ નામે કોઇ પરમહસે કાઢયો હતો નાથ યોગીઓ હઠયોગ પ્રવર્તક ગણાય છે આ સપ્રદાયમા પરમાત્માને નિરજન નિરાકાર જ્યોતિ સ્વરૂપ માને છે હોમ હવન કરે છે તે ભૈરવ, હનુમાન, દેવી, શિવ તેમ સૂર્યને માને છે અલેક એ એક પુરૂષ છે તેણે ખલક જગત રચ્યુ છે, તે રચવા પ્રથમ ખપ્પર બનાવ્યુ છે તે ખાપરના મૃત્યુ અને કાળ એ બે શિષ્યો છે. સમાધિથી મોક્ષ થાય છે હઠયોગથી શરીર અને મન શુદ્ધ થાય છે, મત્ર તત્ર સત્ય છે, જીવ દયા પાળવી વિગેરે તેમના સિદ્ધાતો છે

તેમા આદિનાથ, શબરનાથ, આનદનાથ, વૈરગીનાથ, વિગેરે ઘણા સિદ્ધો થઇ ગયા છે



## પ્રકરણ ૫૩ મું.

### ગોરખનાથ

અયોદ્ધા પાસે જયશ્રી ગામે ગોરખનાથનો જન્મ થયો હતો એક સદ્બોધ બ્રાહ્મણની સ્ત્રી સદ્વૃત્તિ હતી તે ત્યા ધર્મિષ્ટ જીવન ગાળતી પણ સતાન નહોતુ એક વખતે મત્સેન્દ્રનાથ ત્યા ભિક્ષા માગવા આવ્યા તેને બ્રાહ્મણ પત્નીએ ભિક્ષા આપી, પણ તેનુ મન ઉદાસ જોતા મત્સેન્દ્રનાથે તેને કારણ

પૂછતા તે બાઇએ પોતાને સંતતી ન હોવાનું જણાવ્યું, જેથી મત્સેન્દ્રનાથે પોતાની ઝોળીમાથી ભષ્મ મંત્રીને આપી તે ખાવાથી પુત્ર થશે એમ કહ્યું.

મત્સેન્દ્રનાથ ભિક્ષા લઇ ગયા બાઇએ યોગીની વાત બીજી સ્ત્રીને કરી પણ તેણે તેને કહ્યું કે એવા કાનફટા જોગીઓ તો ઘણી વખત એવી ભષ્મ આપી ભોળી સ્ત્રીઓને કઇનુ કઇ કરી દે છે માટે તે તારે ખાવી નહી, જેથી તે બાઇએ તે ભસ્મ ખાધી નહી, પણ ઉકરડામા નાખી દીધી. તે પછી બારે વર્ષે ગુરૂ મત્સેન્દ્રનાથ ફરી ભિક્ષા માગવા આવ્યા ત્યારે બાઇને પૂછયુ કે બાઇ, તારો પુત્ર કયા છે? આથી તે બાઇએ ભયને લીધે સાચી વાત કહી દીધી કે મહારાજ મારે પુત્ર તો નથી, તમારી ભસ્મ તો મે પેલા ઉકરડામા નાખી હતી જેથી મત્સેન્દ્રનાથે તે બાઈ અને તેના પતિની રૂબરૂ તે છાણ માટીના ખાડામા જઈ આશ્ચર્ય એવી બૂમ મારતા તેમાંથી બાર વર્ષનો સુંદર બાળક નીકળ્યો, તેજ ગુરૂ ગોરખનાથ તે બાળકને સાથે લઇ મત્સેદ્રનાથ ચાલ્યા ગયા

આ પછી તે બ્રાહ્મણ અને તેની સ્ત્રીને ઘણો પસ્તાવો થયો ગુરૂ પાસે રહી ગોરખે યોગવિદ્યાનો અભ્યાસ કર્યો અને મોટો સિદ્ધ થઇ ગયો, ગોરખનાથની પ્રાર્થનાથી મત્સેદ્રનાથે પાછો તે બ્રાહ્મણને એક પુત્ર થવાનો આશિર્વાદ આપ્યો જેથી તે બ્રાહ્મણ સ્ત્રીને પુત્ર જન્મ્યો તેનુ નામ નાથવરદ પાડયુ

એક વખતે ગોરખનાથ ભિક્ષા માગવા ગયા ત્યા એક બ્રાહ્મણની સ્ત્રીએ તેમને ભિક્ષામા વડા આપ્યા, તે વડા તેમણે પોતાના ગુરૂ મત્સેંદ્રનાથને આપ્યા, તેમને તે ઘણા સારા લાગ્યા જેથી બીજે દિવસે ગોરખ તે બાઇને ત્યા ભીક્ષા માગવા ગયા અને વડાં માગ્યાં તે બાઇએ આજે તો વડા નથી ત્યારે ગોરખે કહ્યુ કે વડા તો જોઇએ, તે મારા ગુરૂને સારાં લાગ્યા છે માટે વડા લઇશ તો જ જઇશ

જેથી તે બાઈએ કહ્યુ કે એવડો ખધો તને વડા ઉપર મોહ શો? છતાં ગોરખે ન માન્યુ અને હઠ કરી જેથી બાઇએ કહ્યુ તુ તારી એક આંખ કાઢીને મને આપીશ તો હું તને વડા આપીશ, આથી ગોરખે ગુરુને માટે વડાં લેવા માટે પોતાની આંખનો પણ હિસાબ ન ગણતા તરત આંખ કાઢીને તેને આપી આ જોઇ પેલી બાઇ તો ગભરાઈ ઉઠી, મશ્કરી કરતા ઠઠ્ઠો થઈ ગયો અને ભયભીત થઈ તરત વડાં બનાવી ગોરખને આપ્યા ગોરખ વડાં લઈ ગુરુ મત્સેન્દ્રનાથ પાસે આવ્યા, તો ગુરુએ કહ્યુ કે આંખને શુ થયુ? ત્યારે ગોરખે સત્ય વાત કહી દીધી. એટલે ગુરુએ તેને કહ્યુ અરે મુર્ખ, આવુ તે

કોઈ બને ખરૂ જોઉ તારી બીજી આખ મને આપ જોઇએ એટલે ગોરખે તરત બીજી આખ કાઢી ગુરુને આપી જેથી ગુરુ મત્સેન્દ્રનાથ તેના ઉપર ઘણા રાજી થયા અને પછી પોતાના યોગ બળથી ગોરખની બને આખો સાજી કરી દીધી

ગોરખ ગુરુભક્તિ કરવામા મશગુલ રહેતા ગુરુની ઇચ્છાનુસાર વર્તતા અને ગુરૂ સેવાથી ગુરૂની પ્રીતિ મેળવી હતી ગોરખનાથ એ મત્સેન્દ્રનાથના તમામ શિષ્યોમાં અગ્રગણ્ય હતા, ગોરખનાથ યોગ વિદ્યામા કુશળ હતા. મત્સેન્દ્રનાથ સિહલદ્વિપમા જઇ ત્યાના સ્ત્રીયારાજ્યની રાણીના પાસમા સપડાયા હતા તેમને ગોરખનાથ છોડાવી લાવ્યા હતા, અને તેના પુત્રને જીવતો કરી આપ્યો હતો.

ગુરુ ગોરખનાથ કવિ પણ હતા. તેમણે ગોરક્ષ કલ્પ, ગોરક્ષ સતક, ગોરક્ષ ગીતા વિગેરે સસ્કૃતમા ગ્રથો લખ્યા છે તેમ વિવેકમાર્તડ નામનો ગ્રથ પણ તેમણે લખ્યો છે તેમને ચર્પટીનાથ વગેરે ઘણા શિષ્યો પણ હતા ગોરખપુર તેમનુજ વસાવેલુ છે ત્યા પોતાની ગાદી સ્થાપી ત્યા પોતાના ભાઇ નાથવરદને ગાદીએ બેસાડયો હતો ગોરખે યોગ પૂર્ણ રીતે સાધ્યો હતો

ગોરખપુરમા ગોરખનુ દેવાલય હતુ, તેઅલ્લાઉદ્દીને તોડી પાડીત્યા મસીદ બનાવી હતી પણ તેના સેવકોએ મસીદ ભાગી નાખી બીજે ઠેકાણેથી ફરી મદિર બાધ્યું, તેને ઔરગઝેબે ભાગી મસીદ બધાવી પણ ફરી તે મસીદ તોડી ગોરખના શિષ્યોએ ત્યા મદિર બાધ્યુ છે જે હાલ પણ છે આ દેવાલયની દક્ષિણે પશુપતિનાથ અને હનુમાનના મદિરો છે. ત્યા નાથ સપ્રદાયી પુરુષોની ઘણી સમાધીઓ છે નાથ સપ્રદાયના શિષ્યો શિખા અને જનોઇ રાખે છે અને તે પરસ્પરના સન્યાસી કહેવાય છે

ગોરખનાથે પોતાના ગુરુ મત્સેન્દ્રનાથ સાથે કાઠીયાવાડમા પ્રવાસ કરેલો, ત્યા પ્રભાસપાટણથી દસેક માઇલ ઉપર વનમા આશ્રય કર્યો હતો ત્યાંના રાજાઓને તેમના સિદ્ધાઇના ચમત્કારો બતાવ્યા હતા. ત્યા પાસે ગોરખમઢી નામે ગામ વસાવેલુ છે તે નીચે સોરઠના રાજાએ બાર ગામ આપેલા છે. ત્યા ગાદી ઉપર હજુ નાથ સપ્રદાયના મહત રહે છે અને તે ગામોની ઉપજ ખાય છે

શીયાલકોટના રાજા ૫૦ વર્ષની ઉમ્મરે રાજ્ય છોડી ગોરખનાથ પાસે આવી તેમની સેવા કરતા અને શિષ્ય થયા હતા તેમને ગોરખનાથે દિક્ષા આપી યોગવિદ્યા શીખવી હતી અને તે સિદ્ધ થયો હતો



## પ્રકરણ ૫૪ મું.

### મહાત્મા ભર્તૃહરિ

ભર્તૃહરિ પણ મહાન યોગી થઇ ગયા છે, તે જાતે ક્ષત્રીય હતા અને ઇ સ. પૂર્વે ૫૭ મા ઉજ્જનમા તે રાજ્ય કરતા હતા તેમના પિતાનું નામ ગધર્વસેન હતુ, તેમને વિક્રમ કરીને ભાઇ હતો. ભર્તૃહરિ બાળપણુમાં ચદ્રાચાર્ય વસુરાયા પાસે સસ્કૃત શિખ્યા હતા, પોતે સસ્કૃત ભાષામા કવિતા પણુ કરતા પોતે પુણ્યશાળી, દયાળુ, શુરવીર, પરાક્રમી, વ્યવહાર કુશળ, સગીતમા પ્રવીણુ હતા, તેમને આઠ પ્રધાનો હતા સેનાપતિ વિદ્વાન અને શુરવીર હતો

ભર્તૃહરિએ ધર્મોપદેશ કરવા વિદ્વાનો રાખ્યા હતા સસ્કૃત પાઠશાળાઓ તેમ દવાખાના સ્થાપ્યા હતા, પોતે પ્રજાને કનડતો નહી પણુ ધર્મ રાજ્ય કરતો તેને ત્રણુ રાણીઓ હતી તેમા પિંગળા રાણી સર્વ કરતાં વધુ રુપાળી હોવાથી તેના ઉપર તેને બધા કરતા વધુ મોહ હતો અને કામાંધ બની તેની પાસે ઘણો સમય પડયો રહેતો

પિગળાએ રાજાને પ્રીતિ પાસમા ફસાવ્યો હતો, તે ઉપરથી પતિવ્રતાનો ડોળ રાખતી, પણુ અદરખાનેથી એક દુરાચારી દાસીના સગથી એક હલકા અશ્વપાલ સાથે પ્રીતિમા જકડાઇ હતી આવી રીતે તે ગુપ્ત રીતે અશ્વપાલ સાથે નીચ સગ કરતી તે વાત કોઇના કળ્યામા ન આવી

ભર્તૃહરિ આખો દિવસ રાણી પાસે પડયો રહી રગ રાગ અને ભોગ વિલાસમા મશ્ગુલ રહેતો અને રાજકાજની દેખરેખ રાખતો નહિ તે વાત તેના ડાહ્યા પ્રધાનોને ન ગમવાથી તેમણે તેને ઘણીવાર ઉપદેશ આપી ચેતાવ્યો પણુ તેના માન્યામા તે વાત આવી નહિ

પિગળામા રાજાની પૂર્ણુ પ્રીતિ હતી તેથી તેને માટે તેને જરા પણુ શકા થઇ નહી, અને તે પ્રીતિપાત્ર પિગળાની પ્રીતિ તોડી ન શકવાથી પ્રધાનોનુ કહેવું તેને રૂચ્યુ નહી.

રાજાને વિક્રમ કરીને બુદ્ધિમાન અને શુરવીર ભાઇ હતો તે ઘણી વખતે મોટાભાઇને સલાહ આપતો તે નીતિમાન હતો જેથી તેને રાણીવા સમા પણ આવવાની છુટ હતી, વીક્રમ પોતાના મોટાભાઇને પિતાતુલ્ય અને તેમની સ્ત્રીઓને માતાતુલ્ય ગણી તેમની આજ્ઞાનુ પાલન કરતો રાજના ઘણા ખાતા તે સભાળતો અશ્વખાતાનો પણ તે ઉપરી હતો તે લુચ્ચા વ્યભિચારી, ચોર વિગેરે લોકોને પકડી શિક્ષા કરતો પિગળાને જે અશ્વપાલ સાથે પ્રીતિ હતી તેને પણ તે નોકરીની અનિયમિતતાને લીધે, ઘણો ધમકાવી દંડ આપતો જેથી તે અશ્વપાલને વિક્રમ સાથે બનતુ નહી

ભર્તૃહરિએ વિક્રમને રાજ્યનુ ઘણુ કામ સોપી દીધુ હતુ તેથી તે રાજ્યના ઘણા ખાતા સભાળતો, અશ્વપાલ કે જે પિગળાની સાથે અનીતિથી જોડાયો હતો તેણે પિંગળાને કહી વિક્રમને કઢાવાનો પ્રયત્ન કર્યો, પિગળાએ રાજાને એવુ ખોટુ ભરવ્યુ કે વિક્રમે મારા મહેલમા આવી મારા પ્રતિ અનીતિ આદરી અને મારી લાજ લેવા પ્રયત્ન કર્યો ભર્તૃહરિ પિગળામા એવો આસક્ત બન્યો હતો કે તેણે મારામારનો વિચાર ન કરતા પિગળાની વાત ખરી માની પોતાના ભાઇ વિક્રમને બોલાવી કહ્યુ ' અરે વિક્રમ, તે મારી સ્ત્રી પ્રત્યે અનીતિ આદરી મહા ખરાબ કામ કર્યુ છે ' આ સાભળી વિક્રમ મુર્છા ખાઈ પડયા તેણે શુદ્ધિમા આવતા મોટાભાઇને કહ્યુ કે ભાઇ, તમે સમજુ થઈ આ શુ બોલો છો આ પીગળાને હુ માતા તુલ્ય માનુ છુ તેને માટે મે સ્વપ્નમા પણ ખોટો વિચાર કર્યો નથી, તો આપ આ શુ બોલો છો ' હુ અનીતિથી વર્ત્યો એ આપ કેમ માનો છો, મે કદી આપની કે પીગળાની આજ્ઞા લોપી નથી તો આપ આ શુ બોલો છો '

વીક્રમે પોતાના ભાઇને ઘણુ કહ્યુ પણ તે સ્ત્રી પ્રતિ એવો જકડાયો હતો કે તેને ન્યાય અન્યાય ન સુઝયો અને તેને દેશનીકાલની સજા કરી આથી વિક્રમે કહ્યુ મોટાભાઈ, આપે મારા ઉપર આ શો આરોપ મુકયો, હુ રાણીવાસમા ત્રણ દિવસથી તો ગયો જ નથી આ બધુ મને તો પ્રપંચ લાગે છે આપ મારા પિત્તાતુલ્ય થઇ મારા ઉપર આવો જુઠો આરોપ મુકો છો એ ઠીક નથી. હશે મારા કર્મનો જ વાક, હવે હું તમારી નગરી છોડી ચાલ્યો જઉ છુ આપ માત્ર સ્ત્રીના વચન ઉપર વિશ્વાસ રાખી મને દેશવટો દો છો તો તે મારે કબુલ છે, કોઈ વખત સત્ય સમજાશે અને તે વખતે જરૂર આપ પસ્તાશો આમ બોલી વિક્રમ ત્યાથી ચાલી નીકળ્યો

આ વાત જાણી રાજ્યના પ્રધાનો, અમલદારો અને પ્રજાને ઘણો ખેદ થયો વિક્રમ ગયા પછી રાજ્યમા અવ્યવસ્થા થવા લાગી જેથી મુખ્ય પ્રધાને ભર્તૃહરિને કહ્યું કે મહારાજ, આપ રાજ્યકાર્યમા ધ્યાન આપતા નથી જેથી ઘણું નુકશાન થાય છે. વખતનો ત્રીજો ભાગ પણ રાજ્ય કાર્યમા કાઢો તો ઠીક, આમ વાત થતી હતી ત્યા કલાવતી નામની એક નાયિકાએ સભામા આવી એક અમરફળ રાજાના આગળ ભેટ મુકયુ.

આ અમરફળ જોઇ રાજાને ઘણું આશ્ચર્ય થયુ, કેમકે આ અમરફળ પ્રથમ તેની પાસે આવેલુ, તેણે તે પોતાની વ્હાલી રાણી પિંગળાને આપ્યું હતું તેજ અમરફળ આ હતું, આ અમરફળ એક બ્રાહ્મણને કોઇ ઋષિએ આપેલુ પણ તે બ્રાહ્મણે વિચાર કર્યો કે જો હું તે ફળ ખાઇશ તો અમર થઇ મારે સદા ભીખ જ માગવી પડશે માટે આ ભર્તૃહરિ રાજાને જઇને આપુ તો તે ખાશે તો અમર થઇ સદા નીતિથી રાજ્ય ચલાવી પ્રજાને સુખી કરશે એમ ધારી તેણે તે ફળ રાજાને આપ્યુ હતુ,

રાજાએ આ અમરફળ પોતાની વ્હાલી રાણી પિંગળા સદા જુવાન રહી અમર થાય અને પોતાને સુખ આપ્યા કરે તે હેતુથી પિંગળાને આપ્યુ પણ પિંગળાને તો નીચ અશ્વપાલ સાથે પ્રીતિ લાગી હતી અને રાજા કરતા પણ તેને વધુ વ્હાલો હતો તેથી તે અશ્વપાલ અમર થઇ પોતાને સદા સુખ આપ્યા કરે તે માટે તેને આપ્યુ હતુ, અશ્વપાળને કલાવતી નાયિકા સાથે પ્રીતિ હતી તેથી તેણે તે ફળ તે ગણિકાને આપ્યુ, પણ તે ગણિકાએ પોતે ન ખાતા એ ફળ રાજાના આગળ આપ્યુ કે રાજા અમર થશે તો પ્રજાને સુખી કરશે આમ ફરતુ ફરતુ આ અમરફળ પાછુ રાજા પાસે આવ્યુ

અમરફળ જોતાજ રાજાએ ગણિકાને ધમકી આપી પૂછ્યુ કે આ ફળ તુ કયાથી લાવી? ગણિકાએ તો સાચે સાચુ કહી દીધુ હતુ કે તે ફળ મને તમારા ફલાણા અશ્વપાળે આપ્યુ, આથી રાજાએ અશ્વપાળને બોલાવી શિક્ષા કરવાની ધમકી આપી પૂછ્યુ કે આ ફળ તુ કયાથી લાવ્યો તો તેણે કહ્યું કે તે મને પિંગળા રાણીએ આપ્યુ આથી રાજાએ તેને પૂછ્યુ કે રાણીએ તને શા માટે આપ્યુ તો તેણે પોતાનો રાણી સાથે પ્રીતિનો સબંધ છે તેમ પણ કહ્યું અશ્વપાળના ઘરની જડતી લેતાં તેની પાસેથી પિંગળાએ આપેલી બીજી વસ્તુઓ પણ મળી આવી, પછી પિંગળાની દાસીને બોલાવી તેને ધમકાવી વધુ ખાત્રી કરી લીધી.

રાજાને આથી ઘણો ક્રોધ ચડયો તે તરત પીંગળા પાસે ગયો પિંગળા હજુ આ વાત જાણતી નહોતી જેથી પિંગળા રોજ પ્રમાણે પતિવ્રતાનો ડોળ કરતી રાજાને વ્હાલી થવા લાગી રાજાએ તેને કંઇ ન જણાવતા ધીમે રહી અમરફળની વાત કહી તો પિંગળાએ કહ્યુ કે તે ફળ તો હું ખાઇ

ગઇ પણ રાજાએ તે ફળ તેને બતાવ્યુ જેથી સ્હીવાઇ ગઇ, પણ રાજાને આકુઅવળુ સમજાવવા લાગી આથી રાજાએ પેલી દાસીને બોલાવી ખરી હકીકત તેની રૂબરૂ પૂછી તો તેણે સાચે સાચી વાત કહી દીધી એટલે પિંગળાનુ પોગળ ફુટી ગયુ જેથી તે સ્ત્રી ચરિત્ર કરતી રડકકળ કરવા લાગી અને તેને દાસીએ અ કુઅવળુ સમજાવી ફસાવી દીધી એમ બ્હાનો કાઢવા લાગી.

આ પછી રાજા ક્રોધે ભરાઇ તેને ધીટકાર આપવા લાગ્યો અને કહેવા લાગ્યો કે હે વ્યભિચારિણી સ્ત્રી મે તારા કૃત્રિમ પ્રેમમા ફસાઈ મારૂ રાજ્ય પાયમાલ કર્યું, છતા તુ નીચ ને નીચજ બની આ અમરફળ પણ મેં તને આપ્યુ તે હવે તારે માટે નથી એમ કહી પોતે ખાઇ ગયો દુષ્ટ આ નીચ કાર્યમા તારોજ દોષ છે, કે તું નીચ જાતીના ખવાસ સાથે મોહમા પડી, તારૂ શીયળ ભગ કરી મને ઠગ્યો તુ નીચ, રજપુતાણીની કુખને તે એબ લગાડી છે, જા તારૂ મો મને ન બતાવીશ, જા હું જઉ છુ, એમ કહી ત્યાથી ચાલતો થયો.

રાજા વિચાર કરવા લાગ્યો કે જે સ્ત્રીને હુ કદી ભૂલતો નહિ, જેના આગળ તન, મન, ધન સર્વ કુરબાન કરી દેતો, સર્વ રાણીઓનો ત્યાગ કરી માત્ર આ એકજ પાસે ફસાયો, તેણેજ મને ફસાવ્યો, મારો તેના ઉપર આટલો બધો સ્નેહ છતા તે સ્નેહની તેણે કિંમત ન ગણી પોતે એક નીચના પાસમાં મશગુલ બની, ધિક્કાર છે તેને આમ વિચાર કરતો, પોતાના ભાઇને યાદ કરતો પસ્તાવો કરવા લાગ્યો

મે સ્ત્રીના ઉપર ભરોસો રાખી, તેનુ કહેવુ ખરૂ માની મારા ભાઇને દેશવટો દીધો, વગર ગુન્હે એક ખરા વીર અને ભાઇ ઉપર સ્નેહ રાખનારા સાચા દીલના ભાઇને મે ક્યા કાઢ્યો રામ કહેતા કે સ્ત્રીઓ અને મિત્રો તો હજારો મળશે પણ એક માનો જણ્યો ભાઇ બીજો ક્યાઇ મળવાનો નથી મે સ્ત્રીની ખાતર ભાઇનો ત્યાગ કર્યો, આમ શોક કરતો તે પ્રધાન પાસે આવ્યો.

ભર્તૃહરિને સસાર ઉપરથી મોહ ઉતરી ગયો, રાજપાટ છોડી ભેખ ધારી જગલમા જવા નિશ્ચય કર્યો પ્રધાનોએ તેને સમજાવ્યો પણ તેણે કહ્યુ ભાઇ, આ સસારમા કોઇ કોઇનુ નથી, કોઇ વસ્તુ સત્ય નથી, રાજ, સ્ત્રી, પુત્ર, સ્નેહ, સર્વ જુઠુ છે અહી હુ ભોગથી રોગનો ભય, દ્રવ્યના નાશનો ભય, આબરૂનો ભય, સર્વ સ્થળે ભય જોઉ છુ, હું હવ નિર્ભય સ્થાને જવા ધારૂ છુ અને નિર્ભય તે વૈરાગ્ય જ છે તેજ સત્ય છે હવે હુ ગગા તીરે જઈ કોઇ વનમા ભમી મહા પુરૂષને શોધી ગુરૂ કરીશ અને ભેખ ધારીશ અહા, સ્ત્રીના ચિત્તનુ ચરિત્ર કોઇથી પણ જાણી શકાતું નથી વૈરાગ્યથી બીજુ કાંઇ ભાગ્ય નથી, હરિ સિવાય કોઇ રક્ષણ કરનાર નથી, એમ કહી પાસે તૈયાર રાખેલી કફની પહેરી, જય અલેક, અબધૂત નિરજન બોલી સિહાસન ઉપરથી ઉતરી ચાલવા માંડયુ

આ વાત શહેરમા પ્રસરતા સર્વ કોઇ ચિંતા ને શોક કરવા લાગ્યા. રાણીઓ કલ્પાંત કરવા લાગી, પિંગળા પણ પોતાના પાપ કર્મથી પસ્તાતી રડવા લાગી. અને ભર્તૃહરિ ચાલી નીકળ્યા પછી પ્રધાને વીક્રમાદિત્યની તપાસ કરવા માણુસો મોકલ્યા, તેમણે પ્રજાને સમજાવી શાંત પાડી.

ભર્તૃહરિ સાધુ વેશે એકલો અરણ્યમા ચાલ્યો અને ચાલતો ઘોર અરણ્યમા મત્સેંદ્રનાથના આશ્રમે આવી, મત્સેંદ્રનાથને પ્રણામ કર્યા ગોરખનાથે તેનામા સાચો વૈરાગ્ય છે કે કેમ તેની વાતચિત્તથી ખાત્રી કરી પછી મત્સેંદ્રનાથે તેને પોતાના શિષ્ય સાથે તેની રાણીઓ પાસે ભીખ માગવા મોકલ્યો ભર્તૃહરિ તે પ્રમાણે રાણીઓ પાસે જઇ ભિક્ષા માગી લાવ્યો, એ પ્રમાણે મત્સેંદ્રનાથે તેના વૈરાગ્યની ખાત્રી કરી તેને મંત્રનો ઉપદેશ આપી બોધ આપ્યો, અને કહ્યું કે આ જગતની માયા જુઠી છે માયાનુ સર્વ કાર્ય નાશવંત છે, તેમા સાર વસ્તુની શોધ કરવી જોઇએ નાશવંત પદાર્થોમાં મન આશક્ત રાખે છે તે છોડાવવી શરીર લાખો વર્ષ જીવે, ચક્રવર્તિનુ રાજ્ય મળે તો પણ શું ? વિષય સર્વ મિથ્યા છે આ ક્ષણભંગુર દેહથી ત્રણેકાળ અબાધિત સચ્ચિદાનંદની પ્રાપ્તિ થાય છે તે જ સત્ય વસ્તુ છે આ દેહ વડે એ સત્યની પ્રાપ્તિ થાય તેવા કાર્ય કરવા જોઇએ માટે અલખ નિરંજનમા સ્થિતિ કરવી આ પ્રમાણે ઉપદેશ આપ્યો, તે પછી રાજા યોગાભ્યાસ કરવા મંડયો.

પછી ભર્તૃહરિએ ઉજ્જન પાસે એક ગુફા કરી તેમા યોગાભ્યાસ સાધ્યો હતો. અને તેના પરિણામે તેને બ્રહ્માનંદનો અનુભવ થયો યોગીંદ્ર ભર્તૃહરિ જીવન મુક્ત અને આત્મજ્ઞાની બન્યા ઉજ્જન પાસે હાલ પણ ભર્તૃહરિની ગુફા છે, ભર્તૃહરિએ પ્રભાસપાટણ પાસે ગોરખ મઢી છે ત્યાં ગોરખનાથ પાસે થોડો વખત રહી યોગનાં અંગોનો અભ્યાસ કર્યો હતો, તેણે અમરફળ ખાધેલું હોવાથી હજુ પણ અમર છે એમ કહેવાય છે

ભર્તૃહરિએ એકદમ સ્ત્રીના નીચ કૃત્યથી રાજપાટ છોડી દઇ વનવાસમાં જઇ મત્સેંદ્રનાથના શિષ્ય થઇ યોગ સાધ્યો, અને યોગી બની ગયા. ભર્તૃહરિ શૃંગાર, નીતિ અને વૈરાગ્યમા પૂર્ણ હતો તેના તેણે ત્રણ શતકો રચેલાં છે, સંસાર ઉપરથી અરૂચિ થયેલાને તેનું શૃંગાર શતક કામનુ છે. સુભાષિત વક્તાને તેનું નીતિશતક કામનુ છે, અને નીચ વૃત્તિનો તિરસ્કાર કરનારૂં અને મોક્ષના સાધનમાં જોડનારૂં તેનુ વૈરાગ્ય શતક કામનુ છે તે આત્મજ્ઞાની અને યોગીંદ્ર થઇ ગયા છે, તેમણે વાક્પદીય નામનો ગ્રંથ લખ્યો છે તેમ પાણીનીના વ્યાકરણના પતંજલિકૃત ભાષ્ય ઉપર તેણે કારિકા રચી છે તે અદ્દભૂત જ્ઞાની અને યોગી હતા

---



# ભાગ ૫ મો.

## ધર્મનિષ્ટ ઋષિમુનિઓ.

## પ્રકરણ ૫૫ મું.

### બૃહસ્પતિ

બ્રહસ્પતિ એ દેવોના ગુરુ હતા, તેમના પિતાનુ નામ અગિરા ઋષિ હતુ માતાનુ નામ સુરૂપા હતુ તેમને શુભા અને તારા બે સ્ત્રીઓ હતી. હતી, બ્રહસ્પતિ સર્વ વિદ્યામા કુશળ હતા તેમની પાસે ઘણા શિષ્યો વિદ્યાભ્યાસ માટે આવતા, દેવ અને દાનવોના યુદ્ધ પ્રસગે બ્રહસ્પતિ દેવોને સલાહ આપતા

અસુરો શિવને માનતા અને શિવ રચિત તત્ર ગ્રથો પ્રમાણે ચાલતા હતા તેથી તેમણે અસુરો વેદ માર્ગથી ભ્રષ્ટ કરવા ચાર્વાકના જેવા નાસ્તિક ગ્રથો લખ્યા હતા તેમ બ્રહસ્પતિ સ્મૃતિ પણ લખી છે દેવો વિમાનોમા બેસી ફરતા એટલે અસુરોએ શિવને પ્રસન્ન કરી સોનાનુ, રૂપાનું અને લોઢાનુ એવા ત્રણ પુર જેમા કુટુબ સાથે રહી શકાય એવા ત્રણ પુર બનાવી આપવાની પ્રાર્થના કરી હતી જેથી શિવે અસુરોના શીલ્પી મયાસુર પાસે ત્રણ પુરો બનાવી આપ્યા જેમા બેસી ભૂમડળમા ફરવા લાગ્યા. જેથી દેવોએ અસુરો વેદ વિરુદ્ધ આચરણ કરે તેવો ગ્રથ લખવા બ્રહસ્પતિને કહેવાથી તેમણે કપટશાસ્ત્ર રચ્યુ અને અસુરોને ઠગવા માટે વિષ્ણુ, બ્રહસ્પતિ અને બીજા ઋષિઓએ ચાર્વાક જેવા નાસ્તિક શાસ્ત્રો પ્રમાણે અસુરોને બોધ કરી અવળે રસ્તે વાળ્યા

આથી અસુરોએ શિવ ધર્મ છોડી દીધો અને નાસ્તિક થયા જેથી શિવે ક્રોધ કરી તેમને મારી નાખ્યા અને તેમના ત્રણ પુરનો નાશ કર્યો. જેથી શિવ ત્રિપુરારિ કહેવાય છે મહાત્મા બ્રહસ્પતિ વિદ્વવિદ્યામા નિપુણ, તેજસ્વી, બુદ્ધિશાળી અને આનદી હતા તેમના દેવો શિષ્યો હતા

તેમને શુભાસ્ત્રીથી ભાનુમતિ, મહિષ્મતિ, મહામતિ વગેરે સાત કન્યાઓ થઇ હતી અને તારાથી કચ, વિશ્વજીત વગેરે સાત પુત્રો અને

સ્વાહા નામની એક પુત્રી થઇ હતી. બ્રહસ્પતિનુ નામ અમર થઈ ગયુ છે. તે સપ્તર્ષિમાંના એક છે, તેમ આકાશમા જે સપ્તર્ષિના સાત તારા છે તેમાના બ્રહસ્પતિ પણ એક છે તેમના નામ ઉપરથી સાતવારમાં પણ એક બ્રહસ્પતિ વાર પડેલો છે

## પ્રકરણુ ૫૬ મું.

### શુક્રાચાર્ય

શુક્રાચાર્ય એ દૈત્યોના ગુરુ હતા, તેમના પિતાનુ નામ ભ્રગુ ઋષિ હતુ, તેમની માતાનુ નામ પુલોમા હતુ ભ્રગુઋષિને ચ્યવન, શુચિ, શુક્ર અને સવન વગેરે સાત પુત્રો હતા, જેમા શુક્રાચાર્ય નાનપણુથી જ તેજસ્વી અને બુદ્ધિશાળી હતા શુક્રાચાર્ય મોટી વગે મહા વિદ્વાન થયા હતા તેમ મંત્રશાસ્ત્રી થયા હતા. તે ધનુર્વિદ્યા સારી જાણુતા, તેમની પાસે દૈત્યો ધનુર્વિદ્યા શીખતા, તેમની પાસે મ્રત સજીવની વિદ્યા હતી તેથી દેવ અને દાનવોના યુદ્ધમા જે દાનવો મરાતા તેમને તે જીવતા કરતા

પોતે દેવ દાનવોની લડાઈમાં દૈત્યોનો પક્ષ લઇ તેમને સલાહ આપતા. અસુરો શુક્રાચાર્યના પ્રતાપથી જ દેવો ઉપર વિજય મેળવતા દેવોના ગુરૂ બ્રહસ્પતિ હતા અને દૈત્યોના ગુરૂ શુક્રાચાર્ય હતા બ્રહસ્પતિ દેવોનો પક્ષ લેતા ત્યારે શુક્રાચાર્ય દૈત્યો જીતે તેવો યત્ન કરતા

શુક્રાચાર્યે શુક્રનીતિ નામનો નીતિનો ગ્રંથ રચ્યો છે ને પુરંદરની પુત્રી જયતી સાથે પરણ્યા હતા. તેનાથી દેવયાની નામે પુત્રી થઇ હતી. ફરી શતપર્વા નામે સ્ત્રી સાથે પરણ્યા હતા તેનાથી તેમને ત્વષ્ટાધર, અત્રિ રૌદ્ર, કર્પી એ ચાર પુત્રો થયા હતા મ્રતસજીવની વિદ્યા શુક્રાચાર્ય પામે હતી પણુ બ્રહસ્પત્તિ પાસે નહોતી તેથી તેમણે પોતાના પુત્ર કચને શુક્રાચાર્ય પાસે ભણુવા મોકલ્યો હતો. દૈત્યોએ કચ મ્રત સજીવની વિદ્યા શીખી ન જાય તે માટે ઘણીવાર મારી નાખ્યો હતો પણુ શુક્રાચાર્યે જીવતો કર્યો હતો

કચ અને દેવયાની સાથે રહેતા તેથી એક બીજાની સાથે પ્રીતિ થઈ. કચ વિદ્યા શીખી ઘેર જવા લાગ્યો ત્યારે દેવયાનીએ તેને પોતાની સાથે લગ્ન કરવાની માગણી કરી પણુ કચે કહ્યુ કે તુ ગુરૂ પુત્રી એટલે મારી બેન થાય માટે લગ્ન થાય નહી, જેથી દેવયાની નિરાશ થઈ હતી, પછી દેવયાનીને યયાતિ રાજા સાથે પરણાવી હતી. દેવયાનીની દૈત્ય રાજાની પુત્રી

શર્મિષ્ઠાએ મશ્કરી કરી હતી તેથી શુક્રાચાર્યના શાપના ડરથી શર્મિષ્ટાએ દેવયાનીની દાસી થઇ રહેવુ પડેલું, યયાતી રાજાને શર્મિષ્ટાનો સગ ન કરવાની આજ્ઞા છતા શર્મિષ્ટાના રૂપથી મોહ પામી તેણે સગ કરેલો જેથી શુક્રાચાર્યે યયાતિને વૃદ્ધ બનાવી દીધો હતો

શુક્રાચાર્યે બળીરાજાને ૯૯ યજ્ઞ કરાવ્યા હતા, અને ૧૦૦ મો યજ્ઞ કરાવતા હતા તે વખતે વામન ભગવાને ૩ાા ડગલા પૃથ્વી માગી તેને પાતાળમા ચાંપ્યો તેથી યજ્ઞ બધ પડયો હતો. આ વખતે બળીરાજા વામન ભગવાનને દાન આપવા સકલ્પ કરવા માટે ઝારીમાથી પાણી લતા હતા. પણ ઝારીના નાળચોડામા સૂક્ષ્મરૂપે ભરાયા તેથી વામન ભગવાને તે નાળચોડામા સળી ઘાલી જેથી શુક્રાચાર્યની એક આખ ફુટી ગઇ એટલે બહાર નીકળી ગયા અને તે પછી કાણા થયા હતા.

શુક્રાચાર્ય મહા સમર્થ વિદ્વાન હતા આકાશમા તેમના નામનો શુક્રનો તારો પ્રકાશે છે અને સાતવારમા પણ તેમનુ નામ છે તેથી આજ પણ શુક્રાચાર્યની કીર્તિ લોકોમા કાયમ રહી છે

## પ્રકરણ ૫૭ મુ.

### કશ્યપ ઋષિ

જે મુખ્ય સપ્તર્ષિ ગણાય છે તેમા કશ્યપ મુખ્ય ગણાય છે, બ્રહ્માના દસ માનસ પુત્રો હતા તેમાના મરીચી ઋષિના પુત્ર કશ્યપ ઋષિ હતા. તેમની માતાનુ નામ કલા હતુ કલા કર્દમ મુનિના પુત્રી અને કપિલ મુનિના બ્હેન થતા

કશ્યપ ઋષિ દક્ષ પ્રજાપતિની અદિતિ, દિતિ, કપિલા, ઇલાવિનતા, વિગેરે તેર કન્યાઓને પરણ્યા હતા તેમા અદિતિ સર્વથી મોટી હતી વિષ્ણુ ભગવાને તેમની સ્ત્રી અદિતિને પેટે વામન ભગવાનરૂપે અવતાર લઇ બળીરાજાને છળ્યા હતા ૯૬ એ તેમની સ્ત્રી અદિતિને પેટે જન્મ્યા હતા કશ્યપ ઋષિ પ્રજાપતિ ગણાય છે તેમણે તેર સ્ત્રીઓથી પ્રજાની વૃદ્ધિ કરી હતી

કશ્યપઋષિ મહા પ્રતાપી હતા તેમની સૃષ્ટિમા દેવ, દાનવો અને મનુષ્યો ઉત્પન્ન થયા છે તે ધર્મિષ્ટ અને નીતિવાળા હતા સુવર્ણ સરખા

તેજસ્વી, પ્રૌઢ વક્તા, નિડર અને નિર્લોભી હતા પોતે પોતાની પ્રજાને શ્રેષ્ટ બનાવવા ઇચ્છતા તેમની સ્ત્રીઓ સતી, જ્ઞાની, અને બુદ્ધિશાળી હતી પોતે હમેશા ધર્મોપદેશ કરતા અને પ્રજાને સત્યમાર્ગે ચાલવા ઉપદેશ આપતા. તેમણે સ્મૃતિ લખી છે

મુનિ ન્યાયી હતા તેમની સ્ત્રી અદિતીના પુત્રો તે દેવો થયા અને દિતીના પુત્રો તે રાક્ષસો થયા, દેવો અને રાક્ષસો સાથે હમેશા યુદ્ધ થતુ, સ્વર્ગનુ રાજ્ય રાક્ષસોએ લઇ લીધુ તેથી અદિતી ઉદાસ રહેવા લાગી તેને કશ્યપે કહ્યુ કે તું ઉદાસ કેમ રહે છે ત્યારે કશ્યપે કહ્યુ કે તુ ફાગણ સુદ ૧ થી ૧૨ સુધી દુધ પીને રહે, બ્રહ્મચર્ય પાળી હોમ કરી, ભગવાનનુ પુજન કરજે અને પયોવ્રત કર તેથી તને શુરવીર પુત્ર થશે, આથી તેને પેટે ઉપેદ્ર નામે વામન ભગવાને અવતાર લીધો અને તેણે બળીરાજા પાસેથી ૩॥ ડગલા પૃથ્વી માગી દૈત્યો પાસેથી દેવોને રાજ્ય અપાવ્યુ હતુ

કશ્યપ ઋષિને આવા પરાક્રમી પુત્રો હતા પોતે સદા ધર્મિષ્ટ રહેતા. અધર્મથી વર્તતા નહિ, અને ન્યાય પ્રિય હતા

---

## પ્રકરણ ૫૮ મું.

---

## ગૌતમ મુનિ

---

ગૌતમમુની અગીરા ઋષીના પુત્ર દીર્ઘતમાના પુત્ર થાય તેમનો જન્મ હિમાલય ઉપર થયો હતો નાનપણથી પોતે મહા તેજસ્વી, વિદ્વાન, ઉત્સાહી અને બુદ્ધિશાળી હતા આ ઋષિ પણ સપ્તઋષિ મડળમાં ગણાય છે તેમની સ્ત્રીનુ નામ અહલ્યા હતું તેમની પાસે ઘણા શિષ્યો વિદ્યાભ્યાસ કરવા રહેતા પહેલા તેમનો આશ્રમ પ્રયાગ પાસે હતો, પછી તે મિથીલાના અરણ્યમા આવ્યા હતા

આ મહા પુરૂષના તપના પ્રભાવથી ગોદાવરી નદી ગૌતમી ગગા કહેવાય છે ત્યા સિહસ્થ વર્ષમા ઘણા યાત્રાર્થે આવે છે આ ઋષિ સવારમાં અનાજ વાવતા અને બપોરે સ્નાન સધ્યાદિ પુરા કરી વાવેલું અનાજ તૈયાર થતા લણી લાવી તેના દાણા કાઢી અને તેની રસોઇ કરી જમતા હતા એવા તે મહા તપસ્વી અને સિદ્ધ યોગી હતા.

તેમને શતાનંદ અને ચિરકારી બે પુત્ર અને અંજની નામે પુત્રી હતી આ ઋષિએ ગૌતમસ્મૃતિ રચી છે અને ન્યાયશાસ્ત્રનો ગ્રંથ લખ્યો છે. તેને ન્યાયદર્શન કહે છે

તેમના પત્ની અહલ્યા સતી ગણાતા બ્રહ્માએ સ્વયંવર રચ્યો તેમા ઇંદ્રાદિ દેવોને મુકી પોતે ગૌતમ સાથે પરણ્યા હતા સ્ત્રી પુરૂષમા અતિ પ્રેમ હતો, છતાં ઇન્દ્રે અહલ્યાને ગૌતમનુ રૂપ ધરી છળ્યા હતા જેથી ગૌતમે ઇન્દ્રને શ્રાપ આપ્યો હતો તેમ અહલ્યાને શલ્યા થઇ જવાનો શ્રાપ આપ્યો હતો જેથી અહલ્યા શલ્યા થઇ પડયા હતા તે પછી ગૌતમ ઋષિ પત્ની વિયોગથી દુખી અને ઉદાસ થઇ હિમાલય જઇ તપ કરવા લાગ્યા

જ્યારે રામચંદ્ર આ સ્થળે આવ્યા અને તેમના ચરણનો શલ્યાને સ્પર્શ થતા શ્રાપની મુક્તિ થઈ અને ફરી અહલ્યા સ્વરૂપ ધારણ કર્યું ત્યારે ગૌતમ ઋષિ પણ ત્યા આવ્યા હતા અને પત્નીને ફરી પામી આનંદ થયો હતો તે પછી મુનિ કાનનમા આવી ત્યા આશ્રમ બાંધી રહેતા હતા જ્યાં હાલ ગૌતમાશ્રમ નામનુ સ્થળ પણ છે ત્યા અહલ્યાહ્રદ નામનુ તીર્થ પણ છે અહિ તેમણે ઘણો વખત તપ કર્યું હતું આ સ્થળ ગૌતમ તીર્થ ગણાય છે

અહલ્યાનુ ચરિત્ર સ્ત્રી હિત શિક્ષકમા વાચી વધુ ખાત્રી કરવી

ગૌતમ ઋષિ ન્યાય, તર્ક, રસાયન, પદાર્થ પૃથક્કરણ વિગેરે વિદ્યામા ઘણા કુશળ હતા તેમણે રચેલા ન્યાય શાસ્ત્રનો સર્વ શાસ્ત્રમા ઉપયોગ થાય છે તેમના ગ્રંથો આગળ યુરોપના વિદ્વાનો પણ માથુ નમાવે છે તેમના ન્યાયશાસ્ત્રમા તર્કશાસ્ત્રનો પણ સમાવેશ છે વળી તેમાજ રસાયન વિદ્યાનુ પણ વર્ણન કરેલુ છે તેમા જણાવે છે કે મોક્ષ પામવા માટે તત્ત્વજ્ઞાની થવુ, ન્યાયથી તત્ત્વજ્ઞાન થાય છે, તેમનો ન્યાય સૃષ્ટિના પદાર્થોનુ પૃથક્કરણ કરી તેમની ઉત્પત્તિ સ્થિતી વિષે નિર્ણય કરી મોક્ષ સાધવો એમ જણાવે છે

ન્યાયસૂત્ર ઉપર વાત્સાયનનું ભાષ્ય છે ગૌતમનુ ન્યાયદર્શન સર્વમાન્ય છે ન્યાયની ઘણી શાખાઓ તેમના ન્યાયદર્શન ઉપરથીજ થયેલી છે. આ ઋષિએ નીમી રાજાને ઘણા વર્ષનો મોટો યજ્ઞ કરાવ્યો હતો



# પ્રકરણ ૫૯ મું.

## અગસ્ત્ય ઋષિ.

અગસ્ત્ય ઋષિ મિત્રાવરૂણુ ઋષિના પુત્ર હતા. તેમના પિતા મહા તપસ્વી અને નિરંતર જપ તપ કરનારા હતા તે સમુદ્ર કિનારે રહેતા. પિતાની આજ્ઞાથી અગસ્ત્ય મુનિ વિદ્યાભ્યાસ માટે કાશી ગયા. ત્યા તે વિદ્યા ભણી બુદ્ધિશાળી બન્યા. પોતે તેજસ્વી, પરાક્રમી, શરીરે ઠીંગણા, બુદ્ધિશાળી અને ધનુર્વિદ્યામા હોશીયાર હતા પોતે શસ્ત્રધારી ફરતા, અધર્મીઓને સહરતા તેમણે ઘણા લુટારાઓને, અધર્મીઓને અને જુલમીઓને માર્યા હતા તે મહા સમર્થ અને સિદ્ધ હતા

યોગ્ય વયે પિતાની આજ્ઞાથી તેમણે લગ્ન કરવાનો વિચાર કર્યો. પણુ પોતાને લાયક કોઇ સુરૂપ કન્યા મળી શકી નહી આ અરસામા વિદર્ભ રાજાને ત્યા પુત્રી જન્મી તે ઘણી રૂપાળી હતી તેનુ નામ લોપામુદ્રા પાડયુ રાજાએ તેની યોગ્ય વયે સ્વયવર કરવા ધાર્યો પણુ અગસ્ત્ય મુનિએ તેની પાસે જઇ કન્યાની માગણી કરી જેથી રાજાએ પુત્રીને મુનિ સાથે પરણાવી પછી મુનિ સ્ત્રીને લઇ કાશીમા આવ્યા અને ગૃહસ્થાશ્રમ માડયો લોપામુદ્રા પણ મહા તેજસ્વી, બુદ્ધિશાળી, પતિવ્રતા અને વિદ્વાન હતી. તેણે પોતાની વિદ્વતાથી ઋગ્વેદના કેટલાક ઋક્ રચેલા છે

એવુ કહેવાય છે કે અગસ્ત્ય મુનિના પિતા સમુદ્ર કીનારે રહી તપ કરતા હતા, તે વખતે સમુદ્રના ઝારથી મુનિના વસ્ત્રો, પૂજાના પાત્રો વિગેરે તણાતા હતાં જેથી અગસ્ત્ય મુનિને સમુદ્ર ઉપર રીસ ચઢી અને તેઓ સમુદ્રને અંજલીમા સમાવી પી ગયા હતા પણ જ્યારે પાણી વગર પશુ પક્ષીઓ અને મનુષ્યો હેરાન થવા લાગ્યા ત્યારે તેને પાછો ભરી દીધો હતો. આથી અગસ્ત્ય મુનિ સમુદ્ર પી ગયા એમ કહેવાય છે.

અગસ્ત્ય મુનિએ સમુદ્ર માર્ગે જવા માટે નૌકાની શોધ કરી હતી અને તેથી સમુદ્ર પાર કરી ઘણા દેશોમા ફર્યા હતા. તેમણે નૌકાશાસ્ત્ર પણ રચ્યુ છે. તે ઘણા દેશોમા ફરી ધર્મોપદેશ કરતા. તેમની પાસેથી દ્રોણાચાર્ય

અને દ્રુપદ એ બન્ને ધનુર્વિદ્યા શીખ્યા હતા દેવો, અસુરો અને મનુષ્યો તેમને પૂજ્ય ગણતા

એક વખતે નહુષ રાજા ઈંદ્ર થયો હતો તેણે ઈંદ્રાણીને વરવા માટે ઋષિઓ પાસે પાલખી ઉચકાવી તેમા બેસી ઇંદ્રાણી પાસે જતો હતો પાલખી મુનિઓ ધીમે ધીમે લઈ જતા હતા તેથી નહુષે ક્રોધે ભરાઈ અગસ્ત્ય ઋષિને પગ વતી ઠોકર મારી પાલખી જલ્દી ચલાવવા કહ્યુ. જેથી ઋષિએ ગુસ્સે થઇ નહુષ રાજાને સર્પ થઇ જવાનો શ્રાપ આપ્યો હતો અને તેથી નહુષ ઈંદ્રપદથી ભ્રષ્ટ થઇ સાપ બની પૃથ્વી ઉપર પડયો હતો.

પહેલા વિન્ધ્યાચળ પર્વત સૂર્યનો માગ બધ કરવા માટે ઉચો વધ્યા કરતો હતો જેથી તેને ઉચો વધતો અટકાવવા માટે દેવોએ અગસ્ત્ય ઋષિને પ્રાર્થના કરી જેથી મુનિ વિન્ધ્યાચળ પાસે ગયા જેથી પર્વતે મુનિના દર્શન કરવા દડવત કર્યા અને જમીન ઉપર સુતો તે વખતે અગસ્ત્યે કહ્યુ કે હુ આવુ ત્યા સુધી સુઇ રહેજે ઉભો થઈશ નહિ અને ઉઠીશ તો તને શાપ દઇશ. એમ કહી મુનિ ત્યાથી ચાલતા થયા અને પર્વત મુનિની રાહ જોતો આડો પડી રહ્યો આવી રીતે પર્વત ઉચો વધતો અટકી પડયો અને વાયદો કરી મુનિ ગયા તે ફરી આવ્યાજ નહી તે ઉપરથી 'અગસ્ત્યના વાયદા' એમ કહેવાય છે

આ અરસામા આતાપી, વાતાપી અને ઇલ્વણ એ ત્રણ રાક્ષસો વનમા રહી મુનિઓને અને મનુષ્યોને મારી નાખતા તે ફળ કે જળમા પ્રવેશ કરી મનુષ્યના પેટમા જતા અને પછી પેટ ફાડી બહાર નીકળતા આવો તેમણે જુલમ કરવા માડયાથી અગસ્ત્ય મુનિ ત્યા ગયા. જેથી રાક્ષસો તો ફળ અને જળ રૂપે મુનિના પેટમા પેઠા આ વાત મુનિએ યોગબળથી જાણી એટલે તેમણે પેટ ઉપર હાથ ફેરવી તેમને પચાવી દીધા, જેથી તે બહાર નીકળીજ શક્યા નહી અને મરી ગયા આથી જમ્યા પછી પેટ ઉપર હાથ ફેરવી અગસ્ત્યનુ નામ સ્મરણ કરવાથી ખાધેલુ પચી જાય છે એવી વાત ચાલે છે

અગસ્ત્ય મુનિ વળી રામચદ્રજી વનવાસ જતા હતા ત્યારે દડકારણ્યમા રહેતા હતા તે વખતે રામ, લક્ષ્મણ અને સીતા તેમના આશ્રમે આવ્યા હતા અને મુનિએ રામને અક્ષયભાથો, અખડ ચાપ અને અસ્ત્રશસ્ત્ર આપ્યા હતાં તેમ એક પ્રચડ બાણ આપ્યુ હતું. તેમ તેમણે રામને પચવટી બતાવી ત્યા નિવાસ કરવા કહ્યું હતું

અગસ્ત્ય ઋષિના નામનો તારો દક્ષિણ દીશામા હજુ આકાશમા ઉગે છે. પોતે સદા બ્રહ્મધ્યાનમા રહેતા, તપ કરતા અને સર્વ ઉપર સતુષ્ટ રહેતા. તે પોતાની સ્ત્રી અને પુત્ર સાથે દડક વનમા રહેતા હતા. દ્રાવિડ તરફના લોકોએ તેમની પાસેથી વિદ્યા સપાદન કરી હતી.



## પ્રકરણ ૬૦ મું.

### વશિષ્ટ.

વસિષ્ટ બ્રહ્માના દસ માનસ પુત્રોમાના એક હતા આ દસ માનવ પુત્રો બ્રહ્માના શાપથી નાશ પામ્યા હતા પછી વસિષ્ટે ફરી જન્મ ધર્યો હતો.

તેમના બાપનુ નામ મિત્રાવરૂણ હતુ અને માનુ નામ કુભ હતું. વસિષ્ટ ઇશ્વાકુ કુળના ગુરુ હતા તેમના સ્ત્રીનુ નામ અરૂન્ધતી હતું, અરૂન્ધતી પણ વિદ્વાન અને પતિવ્રતા હતા વસિષ્ટે વિષ્ણુ ક્ષેત્રમા કૌશિક ઋષિ પાસે વેદાન્તનો અભ્યાસ કર્યો હતો પોતે ધનુર્વિદ્યામા ઘણા પ્રવિણ હતા.

વસિષ્ટે પોતાના સ્ત્રી અરૂન્ધતીને વિદ્યા આપી હોશીયાર બનાવ્યાં હતા. તેમણે વેદનુ ભાષ્ય કર્યું હતું. વસિષ્ટ મહા તેજસ્વી, ત્રીકાળદર્શી અને યોગી હતા પહેલા તે હિમાલયના શિખર ઉપર આશ્રમ બાધી રહેતા હતા. તે શિખર આજે વસિષ્ટ શિખર ગણાય છે વસિષ્ટને પોતાની સ્ત્રી અરૂન્ધતીથી શક્તિ વિગેરે ૧૦૦ પુત્રો થયા હતા તેમની પાસે નદિની નામે કામધેનુ ગાય હતી, તે વડે તે ઇચ્છીત પદાર્થો મેળવી શકતા

એક વખતે ગાધી રાજાના પુત્ર વિશ્વામિત્ર સૈન્ય સાથે વસિષ્ટના આશ્રમ પાસે આવ્યા તેમને સૈન્ય સાથે વસિષ્ટે કામધેનુના પ્રતાપથી સ્વાદિષ્ટ ભોજનો જમાડયા જેથી વિશ્વામિત્રે તે ગાય લેવાની ઇચ્છા કરી પણ વસિષ્ટે તે ન આપવાથી વિશ્વામિત્રે તે ગાયને જબરાઈથી લઇ જવા માડી તેથી વસિષ્ટે તે ગાય ન લેઇ જવા દીધી અને પોતાના બ્રહ્મદડવડે વિશ્વામિત્રના સૈન્યનો પરાજય કર્યો

આથી વિશ્વામિત્રને લાગ્યુ કે બ્રહ્મબળ અર્થાત આત્મબળ આગળ ક્ષત્રિય બળ મિથ્યા છે તેથી તેણે આત્મબળ મેળવવા રાજપાટ છોડી દીધુ અને તે હિમાલય ઉપર જઇ તપ કરવા લાગ્યો ઘણા વર્ષ તપ કરવાથી તેમને તપમાથી ભ્રષ્ટ કરવા ઇંદ્રે મેનકા અપ્સરા મોકલી તેથી તે તપ ભ્રષ્ટ થયા અને બંનેના સંયોગથી શકુતલા પુત્રી થઇ. પુત્રી થતા મેનકા

આવી ગઇ અને વિશ્વામિત્ર ફરી તપ કરવા ગયા જેથી દેવોએ તેમને બ્રહ્મર્ષિનુ પદ આપ્યુ

વિશ્વામિત્ર તે પછી વસિષ્ટ પાસે ગયા તો તેમણે તેમને આવો રાજર્ષિ કહી બોલાવ્યા આથી વિશ્વામિત્રને ઘણો ક્રોધ થયો અને વસિષ્ટ ઉપર રૂપ રાખવા લાગ્યા

વસિષ્ટના યજમાન રાજા સત્યવ્રતને સદેહે સ્વર્ગમા જવા માટે યજ્ઞ કરાવવાની વસિષ્ટને પ્રાર્થના કરી ત્યારે વસિષ્ટે કહ્યુ કે તેવો કોઈ યજ્ઞ નથી કે હુ તને કરાવુ પછી સત્યવ્રત વસિષ્ટના કુવા પાસે જઈ યજ્ઞ કરાવવાની પ્રાર્થના કરવા લાગ્યો તેમણે તેને ગુરુ વચન ઉપર વિશ્વાસ ન ગણવાથી મ્લેચ્છ થવાનો શાપ આપ્યો એટલે તે વિશ્વામિત્ર પાસે ગયો

વિશ્વામિત્રે વસિષ્ટ ઉપરના દ્વેષને લીધે તેની પાસે યજ્ઞ કરાવ્યો પણ સત્યવ્રતને મ્લેચ્છ થયેલો હોવાથી તેમ ક્ષત્રિયે યજ્ઞ કરાવ્યો જેથી દેવે સ્વર્ગમા લેવાની ના પાડી એટલે વિશ્વામિત્રે પોતાના તપના બળે તેને સ્વર્ગમા મોકલ્યો, પણ દેવોએ તેને મ્લેચ્છ ગણી નીચે નાખી દીધો અને વિશ્વામિત્રે તેને નીચે પડતો પોતાના તપોબળથી અટકાવ્યો એટલે તે અધવચ લટકી રહ્યા જેથી તેનુ નામ ત્રિશકુ પડ્યુ અને આજે કહેવાય છે કે અમુકની તો ત્રિશકુના જેવી સ્થિતિ થઇ

વસિષ્ટ ઉપર દ્વેષ રાખી વિશ્વામિત્રે રાક્ષસો પાસે તેમના સો પુત્રોને મરાવ્યા છતા વિશ્વામિત્ર ઉપર વસિષ્ટે ક્રોધ કર્યો નહિ તેમણે મન વાળ્યુ કે પુત્રોનુ એ પ્રકારે મૃત્યુ નિમિત્ત થયેલુ હોવાથી તેમા વિશ્વામિત્રનો દોષ નથી આ પછી પણ વસિષ્ટે વિશ્વામિત્રને રાજર્ષિ જ કહેવા માડ્યા એટલે વસિષ્ટના ઉપર વિશ્વામિત્રને ઘણો દ્વેષ વધ્યો

વિશ્વામિત્રે છેવટે કટાળી વસિષ્ટ ઋષિને મારી નાખવાનો વિચાર કર્યો અને રાત્રે તેમની પર્ણકુટી પાછળ ઋષિ ઉઠી જાય તો તેમનો વધ કરવો એવા નિશ્ચયથી સતાઇ પેઠા આ વખતે આકાશમા પૂર્ણચદ્ર પ્રકાશી રહ્યો હતા તે જોઇ અરુન્ધતીએ પોતાના પતિ વસિષ્ટને કહ્યુ કે પ્રાણનાથ આ ચદ્ર કેવી શોભી રહી છે, આ ચદ્ર કેવો પ્રકાશી રહ્યો છે, શુ આવા નિર્મળ તેજના પ્રભાવવાળા કોઈ ઋષિ હશે કે જેમનુ તપ આવુ પ્રકાશી રહ્યુ હોય ? આ સાભળી વસિષ્ટે કહ્યુ અહો, આવુ પૂર્ણિમાના ચદ્રસમાન નિર્મળ તપ તો ઉગ્ર તપસ્વી એવા વિશ્વામિત્ર સિવાય બીજા કોનુ હોય ! એમના જેવો અત્યારે બીજો કોઇ તપસ્વી નથી આમ કહી વસિષ્ટે વિશ્વામિત્રના વખાણ કર્યા

આ વાત છુપાઇ રહેલા વિશ્વામિત્રે સાંભળી અને તેથી તેમનો ક્રોધ સમી ગયો. અને વસિષ્ટને પોતે મારવા આવ્યા હતા, છતાં વસિષ્ટ પોતાની ગેરહાજરીમાં પણ કેવાં વખાણ કરે છે એમ જાણી તરત બહાર આવી વસિષ્ટને પગે પડી પોતાના પાપનો પસ્તાવો કરવા લાગ્યા.

વસિષ્ટે ઓચિંતા વિશ્વામિત્રને જોઈ કહ્યું. આવો બ્રહ્મર્ષિ! તમે ક્યાંથી? આ સાંભળી વિશ્વામિત્રના હર્ષનો પાર રહ્યો નહિ, અને પોતાને જે કહેવરાવવું હતું તે વસિષ્ટે કહ્યું જેથી તેમને આનંદ થયો અને વિશ્વામિત્ર ઉપરનો ક્રોધ શમી ગયો. તેમણે પૂછ્યું કે આપ આટલા દિવસ મને રાજર્ષિ કહેતા અને હવે બ્રહ્મર્ષિ કેમ કહો છો, ત્યારે વસિષ્ટે કહ્યું કે: તમારામાં આજે ક્ષત્રિયના ગુણો નાશ પામી બ્રાહ્મણના ગુણો આવ્યા છે. તમારામા સત્વગુણ વધ્યો છે, નિરભિમાનપણું આવ્યુ છે અને રજોગુણ મટી સત્વગુણ વધવાથી તમે હવે બ્રહ્મર્ષિ થયા છો. આથી હવે વિશ્વામિત્રને હર્ષ થયો અને બન્ને વચ્ચે સ્નેહ વધ્યો.

એક વખતે વસિષ્ટ ફળ ફુલ લેવા વનમા ગયા હતા ત્યારે તેમના આશ્રમમા પૃથુ વિગેરે આઠ વસુઓ સ્ત્રીઓ સાથે આવી ચઢયા અને ઋષિની ગેરહાજરીમાં તેમની નંદિની કામધેનુ ગાય લઇ નાશી ગયા. મુનિએ આવી યોગબળથી ગાય વસુઓ લઇ ગયા છે એમ જાણી તેમને શાપ આપ્યો કે તમારે મનુષ્યાવતાર લેવો પડશે, અને પછી વસુઓએ ગાય પાછી આપવાથી તેમને શાપમાંથી મુક્ત કર્યા હતા. પણ તે શાપથી તે આઠ વસુઓને ગંગાનદીથી અવતાર લેવો પડયો હતો.

વસિષ્ટે પોતાના યજમાન રાજા સુદાસની સામે ચઢી આવેલા દસ રાજાઓને હરાવી નસાડયા હતા વસિષ્ટ ઇક્ષ્વાકુવંશના કુળ ગોર હતા. દશરથ રાજા રાજ્યકારભાર તેમની સલાહ પ્રમાણે ચલાવતા દશરથને પ્રજા ન હોવાથી વસિષ્ટે તેમની પાસે પુત્રેષ્ટિ યજ્ઞ કરાવ્યો હતો અને જેથી રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન ચાર પુત્રો થયા હતા.

વસિષ્ટે રામને વેદાંત, ધનુર્વિદ્યા, ન્યાય, ચૌદવિદ્યા વિગેરેનું શિક્ષણ આપ્યુ હતું તેમ રામને અધ્યાત્મજ્ઞાન આપી યોગવિદ્યા શીખવાડી હતી. તે ગ્રંથ યોગવસિષ્ટ મહા રામાયણ નામે પ્રસિદ્ધ છે. વળી વસિષ્ટે વસિષ્ટસ્મૃતિ અને વસિષ્ટ સંહિતા રચેલી છે

વસિષ્ટને શક્તિ વિગેરે સો પુત્ર મરણ પામ્યા ત્યારે શક્તિની સ્ત્રી ગર્ભવતી હતા તેથી તેને પરાશર નામે પુત્ર થયો હતો વસિષ્ટ પોતે પ્રથમ

વ્યવહાર કુશળ હતા પણ પાછળથી હિમાલયઉપર જઇ નિરંતર તપ કરતા હતા. તેમણે યોગધર્મ ચલાવ્યો આ ધર્મ પરમહંસો, સન્યાસીઓ વિગેરે માનતા તે ગાયત્રી, સૂર્ય, દેવી, ગણુપતી, શિવ અને વિષ્ણુને માનતા હતા.

આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે યોગવશિષ્ટ ઉત્તમ ગ્રંથ છે યોગવિદ્યામાં પોતે કુશળ હતા આ ધર્મમા મત્સેન્દ્ર, ગોરખ, ભર્તુંહરી, જાલંધર વિગેરે હતા. વસિષ્ટે પોતાની કામધેનુ નંદીની દિલીપ રાજાને આપી હતી વસિષ્ટ ઋષિની સપ્તર્ષિના મંડળમાં ગણના છે વસિષ્ટ મુની હજારો વર્ષ જીવ્યા હતા એમ જણાય છે તે રાજા અને પ્રજા બંનેના માનીતા હતા તે સદા ધર્મનો ઉપદેશ આપતા.

---

## પ્રકરણ ૬૧ મું.

---

### યાજ્ઞવલ્ક્ય મુનિ

યાજ્ઞવલ્ક્ય મુનિ મહા જ્ઞાની અને વિદ્વાન હતા તેમના પિતાનું નામ યાજ્ઞવલ્ક હતુ. તેમના મામા વૈશંપાયન ઋષિએ વેદવ્યાસ પાસે યજુર્વેદનુ અધ્યયન કર્યું હતુ. યાજ્ઞવલ્કયે વૈશંપાયન પાસે યજુર્વેદની તૈતિરીય શાખાનુ અધ્યયન કર્યું હતું. તેમણે સૂર્યની ઉપાસના વડે શુકલ યજુર્વેદનુ જ્ઞાન મેળવ્યુ હતુ, પછી તેમણે બ્રહ્મવિદ્યા સંપાદન કરી હતી

યાજ્ઞવલ્કયે કાત્યયની અને મૈત્રેયી બે સ્ત્રીઓ સાથે લગ્ન કર્યા હતા પોતે ગૃહસ્થાશ્રમમા રહ્યા છતા ઉચ્ચ કર્ત્તવ્ય સાધતા હતા. તેમની પાસે ઘણા વિદ્યાર્થી ભણુતા હતા પોતે મિથીલા નગરીના રાજા બ્રહદ્રર જનકના પુરોહીત હતા

જનકરાજા બ્રહ્મને ઓળખી તેને શરણે જવાની ઇચ્છા રાખતા હતા. જેથી તેમણે યજ્ઞ કરાવવા ઘણા બ્રાહ્મણોને તેડાવ્યા હતા આ વખતે આશ્વલાયન, કહોડ, ઉદ્દાલક, અને ગાર્ગી નામે એક પરમહંસીની સ્ત્રી વગેરે આવ્યા હતા આ સર્વ સાથે યાજ્ઞવલ્કયે વાદવિવાદ કરી તેમનો પરાજય કરવાથી તે ઋષિ મંડળમા શ્રેષ્ટ બ્રહ્મનિષ્ઠ ગણાતા.

જનક રાજાએ યાજ્ઞવલ્કય પાસેથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી હતી યાજ્ઞવલ્કયે અથર્વા મુનિ પાસે અથર્વ વેદનો અભ્યાસ કર્યો હતો. પોતે પોતાની સ્ત્રી મૈત્રેયીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો પોતાને ચંદ્રકાંત, મહામેઘ

અને વિજય એ ત્રણ પુત્રો હતા યાજ્ઞવલ્ક્ય તત્ત્વજ્ઞાનીઓમાં અગ્રેસર ગણાતા.

એક વખતે જનકે યાજ્ઞવલ્કયને પૂછ્યુ કે: મહારાજ, વૈરાગ્ય કોને કહેવાય ? ત્યારે યાજ્ઞવલ્કય તેનો જવાબ બીજે દિવસે આપવાનુ કહી ઘેર આવ્યા ઘેર આવી પોતાની મિલ્કત પોતાની સ્ત્રી કાત્યાયની અને મૈત્રેયીને વ્હેંચી આપવા માંડી ત્યારે મૈત્રેયીએ કહ્યુ કે હું તો પ્રાણનાથ, આપ જ્યાં જશો ત્યા આવીશ મારે તો ધન માલમતા બધુ તમેજ છો મારે મન તો આ લોક, મારૂં જીવતર, પરલોક અને પરમેશ્વર પણ તમેજ છો એટલે મુનિએ કહ્યું કે હે પ્રિયે ! હું તો સન્યાસી થવાનો છુ, મારાથી સ્ત્રીને શી રીતે સાથે રખાય ! પણ મૈત્રેયી માન્યુ નહિ એટલે બધુ ધન કાત્યાયનીને આપી દીધુ અને મૈત્રેયીને રાત્રે તત્ત્વોપદેશ આપી યોગ ધારણ કરાવ્યો.

સવારમા મુનિ સન્યાસી વેશે રાજસભામા આવ્યા અને ॐ **તસ્ત્સ્પરમાત્મને નમ:** એમ કહી ઉભા રહ્યા. મુનિનો આવો વેશ જોઇ રાજા જનક આશ્ચર્ય પામ્યો. તેમણે પૂછ્યુ આમ કેમ ? ત્યારે યાજ્ઞવલ્કયે કહ્યુ કે, એજ તે કાલે પૂછેલા પ્રશ્નનો ઉત્તર આજ વૈરાગ્યનુ સ્વરૂપ. આથી રાજા તરત સિહાસન ઉપરથી નીચે ઉતરી મુનિને પગે લાગ્યો અને બોલ્યો કે મહારાજ, હું વૈરાગ્યનુ સ્વરૂપ સમજ્યો માટે હવે આપ આ વેશનો ત્યાગ કરો.

આથી યાજ્ઞવલ્કયે કહ્યુ હે રાજા, મનુષ્ય એક વાર મળમુત્રનો ત્યાગ કરી શુ ફરી તેના સામુ જુએ છે ? શુ હાથીનુ દતશળ એક વાર મોમાથી નીકળ્યા પછી પાછુ પેસે છે ? નહિ જ. તો મે હવે સન્યસ્ત ધારણ કર્યું છે તેથી હુ કૃતાર્થ થયો છુ મને આવો વખત ઈશ્વરે સત્વર આપ્યો માટે તેનો ઉપકાર માનુ છુ, માટે હું હવે આ સસાર પ્રપંચમાથી એક વાર છુટયા પછી પાછો તેમા ફસાવાનોજ નહી. આમ કહી યાજ્ઞવલ્ક્ય તરત ત્યાથી ચાલ્યા ગયા અને સમર્થ યોગી તરીકે પોતાનુ જીવન ગાળ્યુ

યાજ્ઞવલ્કયે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ રચેલી છે તેમા વર્ણાશ્રમ ધર્મનો ઉપદેશ, વ્યવહાર સબધી ઉપદેશ અને પ્રાયશ્ચિત બતાવ્યાં છે. તેના ઉપર વિજ્ઞાનેશ્વરે ટીકા કરી છે તે મિતાક્ષરા કહેવાય છે તેમણે યાજ્ઞવલ્ક્ય યોગશાસ્ત્ર પણ રચેલુ છે. આવી રીતે જનકવિદેહીને તેમણે વૈરાગ્યનો પ્રત્યક્ષ ઉપદેશ આપ્યો હતો.





# ભાગ ૬ ઠો.

## ધર્મિષ્ટ રાજપુરુષો.

## પ્રકરણ ૬૨ મું.

### જનક વિદેહિ.

જનક વિદેહી રાજા જીવન્મુકત થઈ ગયા છે બંગાળા ઇલાકામા બિહાર પ્રાંતના તિરહુત ભાગને પહેના મિથિલા કહેતા ત્યા હાલ જનકપુર કરીને ગામ છે ત્યાં પહેલા જનક રાજાની રાજ્યધાની હતી ત્યા રાજ્યકર્તા રાજાઓ જનક કહેવાતા ત્યાં પહેલા બ્રહદ્રથ કરીને જનકરાજા રાજ્ય કરતો હતો, તે ધર્મિષ્ટ અને પરોપકારી હતા પોતે તત્વજ્ઞાની હતા. વિદ્વાન બ્રાહ્મણોને તેમના રાજ્યમા આશ્રય મળતો આ બ્રહદ્રથ જનકના બાપનુ નામ દેવરાત હતુ

સીતાજી જનકરાયનાં પુત્રી થઇ ગયા છે પરશુરામે નક્ષત્રિય પૃથ્વી કરી તે વખતે આ જનકરાયનો નાશ કર્યો નહોતો જનકરાયે યજ્ઞ માટે પોતાને ત્યા યાજ્ઞવલ્કય, આશ્વલાયન, કહોડ, ઉદ્દાલક, વિગેરે ઋષિઓને અને પરમહંસિની સ્ત્રી ગાર્ગી વિગેરેને બોલાવ્યાં હતા. આ પ્રસંગે બ્રહદ્રથ જનકરાયે ગાયનુ દાન કરવા માટે તેને સુવર્ણના શીંગડા પહેરાવી બીજી કેટલીક વસ્તુઓ સાથે તે મુનિઓને કહ્યુ કે જે બ્રહ્મનિષ્ટ મુનિ હોય તેમણે આ ગાયનુ દાન લેવુ. આ સાભળી કોઇ મુનિએ તે ગાય લેવાની હિંમત કરી નહિ. પણ યાજ્ઞવલ્કય મુનિએ તે ગાય પોતાના શિષ્યને આજ્ઞા કરી ઘેર મોકલી

આથી વિદ્વાન મુનિઓને લાગ્યુ કે શુ યાજ્ઞવલ્કય બ્રહ્મનિષ્ઠ અને

અમે નહિ ? એટલે તેમણે યાજ્ઞવલ્ક્ય સાથે વિવાદ કર્યો. તેમાં પરમહંસની સ્ત્રી ગાર્ગી સાથે તેમને જે વાદવિવાદ થયો તે બૃહદારણ્યક ઉપનિષદ્‌મા છે. આ વાદવિવાદમા સર્વ મુનિઓ યાજ્ઞવલ્ક્યથી પરાજીત થયા

આ પછી જનકરાયને લાગ્યુ કે યાજ્ઞવલ્ક્ય બ્રહ્મનિષ્ઠ માટે તેમની પાસેથી જનકે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ લીધો હતો

એક વખતે જનકરાય ઉઘી ગયા હતા ત્યારે તેમને સ્વપ્ન આવ્યુ કે રાજ્ય ઉપર કોઇ પરદેશી રાજા ચઢી આવ્યો છે અને નગરને ઘેરી લીધુ છે, તેની સાથે યુદ્ધ કરતા સર્વ નાશ પામ્યુ, રાજ્ય શત્રુએ લઇ લેવાથી પોતાને રાજ્ય છોડી ચાલ્યા જવુ પડયુ, વનમા ભટકવુ પડયુ જેથી ભટકતાં ભટકતા એક નગરીમા આવ્યો, ત્યા અત્યત ભૂખ લાગવાથી બજારમા ભીખ માગવા માડી, વળી એક જણે ખીચડી આપી, અને તે ખીચડી એક ઉજડ જગામાં બેસી રાધીને ખાવા બેઠો, ત્યા તેને વિચાર થયો કે હુ કોણ હતો અને કાણુ થયો. રાયને રંક બનાવનાર પરમાત્માની ગહન ગતિ છે. એવો વિચાર કરે છે ત્યા બે સાઢ વઢતા આવ્યા તેથી નાસવુ પડયુ અને ખીચડીની હાલ્લી ફુટી ગઇ ખીચડી ધુળમા મળી ગઈ, આથી તે અત્યત દુખી થતા વિચાર કરવા લાગ્યા કે અરે ભાગ્યની લીલા કોઇ જુદીજ છે. રાયનો રંક થયો, ભીખ માગી ખીચડી મેળવી તે પણ ખાવા ન મળી, આમ વિચાર કરતા તેની આખ ઉઘડી ગઇ અને પોતે સ્વપ્નામાથી જાગ્રત થઇ ગયા, સ્વપ્નની વાત યાદ રહી ગઇ, જાગ્યા છતા સ્વપ્નના વિચારમાં દુખી થવા લાગ્યા

તે વિચાર કરવા લાગ્યા કે શુ હુ રાજા છુ, કે હમણા ઘડી પહેલાં હતો તે રંક છુ આ સાચુ કે તે સાચુ એનો વિચાર કરવા લાગ્યા. આ સ્વપ્નની શકાનુ સમાધાન કરવા વિદ્વાન મુનિઓની સભા કરી આ સાચુ કે તે સાચુ એમ પૂછવા લાગ્યા હવે રાજા શુ પૂછે છે તેની મતલબ જાણ્યા વગર કોઇ પણ મુનિ યથાર્થ જવાબ આપી શકયા નહિ. ત્યારે રાજાએ તેમને કહ્યુ કે આ પ્રશ્નનો ખુલાસો થાય નહિ ત્યા સુધી મને ચેન પડવાનુ નહી માટે તમે તેનો ઉત્તર મને મળે નહી ત્યાં સુધી અહી રહો આથી ઘણા વિદ્વાનો આવતા, તેઓ તેના પ્રશ્નનો જવાબ ન આપી શકવાથી રાજ્યમા રહ્યા. તેમને ઘેર જવા દીધા નહી.

અષ્ટાવક્ર નામના ઋષિના પિતા કહોડ ઋષિ પણ આ પ્રશ્નનો ઉત્તર ન આપવાથી જનકરાયને ત્યા નજરકેદ હતા, તે વાત અષ્ટાવક્રે જાણી તેથી પિતાને છોડાવવાના વિચારથી તે જનકપુરમા ગયા. આ વખતે જનકરાયની

સ્વારી ફરવા નીકળી હતી, ત્યાં પ્રધાન મોખરે હતો આગળ જતા સવારી એક સાકડે રસ્તે થઇ જવા લાગી ત્યા સવારી આગળ જતા અટકી ઉભી રહી. કારણ કે રસ્તા વચ્ચે એક આઠેક વર્ષનો કદરૂપ બ્રાહ્મણનો છોકરો બેઠેલો હતો, તેનાં શરીરનાં તમામ અગ વાંકા વળી ગયેલા હતા, જેથી તેને ચાલતા ઘણી હરકત પડતી પ્રધાને આગળ આવી કહ્યુ 'અરે છોકરા, તુ કોણ છે, વચમાથી દૂર ખસી જા, મહારાજા જનકરાયની સ્વારી આવે છે. આ સાભળી તે બાળકે કહ્યુ અરે આંધળા, શુ તું આંખે જોઇ શકતો નથી કે મને પૂછે છે કે કોણ છે ? માર્ગ આપવાનો અધિકાર કોને છે તે તુ જાણતો નથી, તારો રાજા પણ મૂઢ લાગે છે, જા હું રસ્તામાથી ઉઠતો નથી, અને તારા રાજાની આજ્ઞા માનતો નથી, જનકને કહે કે રસ્તો બધ છે.

આ છોકરાના આવા નિર્ભય વચન સાભળી રાજાને આશ્ચર્ય થયુ અને અને તે એક શબ્દ પણ ન બોલતા રાજા પાસે ગયો અને બનેલી વાત કરી. રાજાએ તેને કહ્યું કે એ છોકરાની વાત બરાબર છે. તેને જનોઇ હતુ વળી તેના બ્રહ્મ તેજથી પણ મે જાણ્યુ હશે કે તે બ્રાહ્મણનો બાળક છે છતાં કોણ છે એમ કેમ પૂછ્યુ જેથી જ તેણે તને આંધળો કહ્યો હશે. વળી તું જાણતો હતો કે તે બ્રાહ્મણ પુત્ર છે તો તેને હું ક્ષત્રિય હોવાથી માન આપવુ જોઇએ અને તેને માર્ગ આપવો જોઇએ, વળી તેના બધાં અંગો વાંકા હોવાથી તે ચાલવાને અશક્ત છે તો તેને આપણે માર્ગ આપવો જોઇએ તે ન સમજી તેને માર્ગ આપવાનુ તે કહ્યુ તેથી તારે લીધે તેણે મને મૂઢ કહ્યો માટે હવે તું તેને મારી પાસે તેડી લાવ.

પ્રધાને જઇ અષ્ટાવક્રને તે વાત કરી ત્યારે અષ્ટાવક્રે કહ્યુ કે રાજાને આવવુ હોય તો મારી પાસે આવે શુ તેનાથી ચલાતું નથી, મારાથી તો ચલાતું નથી તે શુ તે જાણતો નથી, જો રસ્તો બધ ન હોત તો તે ક્યા-રનોય અહી આવ્યો હોત, માટે જા કહે કે તેને મને મળવાની ઇચ્છા હોય તો મારી પાસે આવે હું ત્યા આવી શકીશ નહી. આ વાત પ્રધાને જનકને કરી જેથી રાજા આશ્ચર્ય પામ્યા અને કહ્યુ આ છોકરો કોઇ ચમત્કારી લાગે છે, ભલે હું તેની પાસે જઇશ. એમ કહી તે પાલખીમાંથી ઉતરી અષ્ટાવક્ર પાસે આવ્યો અને તેનું રૂપ જોઇ હસવુ આવે તેવુ હતું છતા શાપના ભયથી મૌન રાખી મુનિને નમસ્કાર કરી કહ્યુઃ હે બ્રહ્મદેવ, આપે આવી મારા નગરને પાવન કર્યું છે, તો તેવી રીતે મારે ઘેર પધારી મારા ઘરને પાવન કરશો. આપ કોના પુત્ર છો, અને ક્યાં નિવાસ કરો છો ?

આ સાભળી તે બાળકે કહ્યુ. હુ કહોડ મુનિનો પુત્ર છુ, હુ સરસ્વતીને તીરે રહુંછુ, પણ મારા પિતા ઘણા વખતથી ઘેર ન હોવાથી હુ મારી માની સાથે મારા મામાને ત્યા રહું છુ હુ મારા આઠે અગ વાકાં હોવાથી મારૂ નામ અષ્ટાવક્ર છે મે સાભળ્યુ છે કે તમારા કોઇ પ્રશ્નનો ખુલાસો ન આપવાથી મારા પિતા તેમજ ઘણા મુનિઓને તમે નજર કેદ રાખી રોકી મુક્યા છે, અને તેમને ઘેર જવા દેતા નથી, છતા હજુ કોઇએ તમારા પ્રશ્નનો ઉત્તર આપ્યો નથી, જેથી તમારા મનમા થાય કે બ્રાહ્મણનું બીજ નાશ પામ્યુ હશે માટે તે પ્રશ્નનો ઉત્તર આપવા હુ આવ્યો છુ. શું તારૂં નામ જનક કે ?

આ સાંભળી જનકે કહ્યુ હા, મારૂ નામ જનક, આપ મારા મહેલમાં પધારો, પછી હુ મારો પ્રશ્ન આપને પૂછીશ. પછી રાજા અષ્ટાવક્રને તથા તેના મામાને પાલખીમા બેસાડી મહેલમા લઈ ગયો પછી ત્યા તેનો સારી રીતે આદરસત્કાર કરી એક મહેલમા ઉતારો આપ્યો બીજે દિવસે રાજમહેલમા વિદ્વાનોની મોટી સભા ભરાઇ લોકો અષ્ટાવક્રનુ નામ સાભળી વિચાર કરવા લાગ્યા કે વળી આ શુ રાજાના પ્રશ્નનુ સમાધાન કરશે ! અષ્ટાવક્ર હાથમા લાકડી લઇ સભામાં આવ્યા. તેનુ વિલક્ષણ અને વાંકુ શરીર જોઇ સર્વને હસવુ આવ્યુ વળી તેને ચાલતાં આઠે અગ વાંકા વાળવા પડતા, આગળ આવતા ઉમરા આગળ લાકડીની આટે ભરાતાં તે ગબડી પડયા, સર્વને હસતા જોઇ અષ્ટાવક્ર પણ હસી પડયા. આથી રાજાને પણ આશ્ચર્ય થયુ

આથી રાજાએ તેમને સિહાસન ઉપર બેસાડી પૂછ્યુ કે મહારાજ, આપ શા કારણથી હસ્યા ? આથી અષ્ટાવક્રે કહ્યું. તારી મુર્ખ સભાને જોઇ હુ હસ્યો, પણ તુ શું કામ હસ્યો તે તો કહે ! રાજાએ કહ્યું. હું ખરી વાત કહુ છુ, આપ ગુસ્સે ન થશો આપની સ્થિતિ જોઈ મને લાગ્યું કે આ ભલભલા મારા પ્રશ્નનો જવાબ ન આપી શક્યા તો વળી આપ તે શું આપી શકશો, એ વિચારથી મને હસવુ આવ્યુ.

આ સાંભળી અષ્ટાવક્રે કહ્યુ, હે રાજા તું મુઢ છે, માટેજ મને હસવું આવ્યુ કેમકે જેમને સારા ખોટાની પરીક્ષા નથી એવા મુર્ખ માણસોની સભામા બેસી તમે પ્રજાનુ શુ કલ્યાણ કરતા હશો ! આ સભામા સત્યાસત્ય જાણવાના વિવેકવાળા પ્રૌઢ પુરૂષો જોઇએ તેને બદલે હુ તો બધાને વિચાર વગરના મુર્ખજ સમજું છુ. આ સાભળી સભા તો આશ્ચર્ય પામી કે આ નાની વયનો બાળક શુ બોલે છે !

અષ્ટાવક્રે કહ્યું રાજા, તારે તારા પ્રશ્નના ખુલાસાની જરૂર છે કે, મારા વાંકા ચુંકા અંગની જરૂર છે? તારા પ્રશ્નનો ઉત્તર મારા શરીરનું કોઇ અંગ આપવાનું નથી પણ મારી વાણીજ આપવાની છે માટે બોલ તારે શું પૂછવું છે ?

આથી રાજાએ ઉભા થઇ સિંહાસન ઉપરથી નીચે ઉતરી અષ્ટાવક્રને પગે લાગી કહ્યું કે મહારાજ આ સત્ય છે કે તે સત્ય છે? ત્યારે અષ્ટાવક્રે કહ્યું અરે, આ પ્રશ્ન માટેજ તે આટલા બધા મુનિઓને પૂરી મુક્યા છે? તે તારી શરમને લીધે કોઇને પુરેપુરી હકીકત ન કહેતા મોઘમ પ્રશ્ન પુછયો, અને તેથીજ તને તેનો જવાબ કોઇએ આપ્યો નથી જો તેં ખુલાસાવાર પ્રશ્ન પૂછયો હોતતો તને તેનો જવાબ ક્યારનોય મળી ગયો હોત વળી તારો પ્રશ્નનો મોઘમપણેજ હું જવાબ આપું છું કે જેવું તે છે તેવુંજ આ છે એ તું તારી મેળે સમજી લે એમા ને આમા કંઇ ફેર નથી જેવું તે હતું તેવું તે નથી તેમ જેવું આ છે તેવું તે નથી આ સાંભળી રાજા તરત અષ્ટાવક્રના ચરણમાં પગે પડયો જેથી સભાજનોએ જાણ્યું કે: રાજાના મનનું સમાધાન થયું તો ખરૂ પણ તેમને સમજાયું નહિ તેથી તેમણે કહ્યું હે બ્રહ્મપુત્ર ! આ પ્રમાણે ગુહ્ય કહેવાથી શું લાભ એથી તો રાજાનું સમાધાન થયું પણ અમે કાંઇ સમજ્યા નહિ, માટે અમારી શંકા દુર કરો

આથી અષ્ટાવક્રે કહ્યું હવે હું આ વાત ખુલ્લી કરૂં છું કે રાજા, સ્વપ્નમાં જોયેલી હકીકત જેમ ખોટી છે, તેમ આ સંસાર વ્હેવારની રીતભાત પણ ખોટી છે જેવું સ્વપ્ન તેવોજ આ સંસાર છે. તે જેમ સ્વપ્નમાં રાજ્ય ખોયું, ભૂખ વેઠી, ભીખ માગી, ખીચડી મળેલી પણ આખલાએ વેરી નાખી, અને કાંઇ પણ સુખ થયું નહિ તેવોજ આ સંસાર અને તારૂં રાજ્ય સમજજે સ્વપ્નમાં વેઠેલું દુ:ખ અને જાગ્યા પછી જોયેલું સુખ એમાથી અત્યારે તારી પાસે કીયું છે, તેથી તને અત્યારે જરા પણ દુ:ખ કે સુખ થાય છે ! કાંઇજ નહિ. તેમ જો સ્વપ્ન જુઠું અને આ સાચું હોય તો આ હમેશા જેવું છે તેવું જ રહેવું જોઇએ પણ તેમાં કંઈ નથી સ્વપ્ન પેઠે આ સંસાર પણ નાશવાન છે ફેર માત્ર એટલો કે ઉંઘમાં આવેલું સ્વપ્ન તો થોડા વખત માટે અને આ જાગ્રતમાં જણાતું સંસારનું સ્વપ્ન તે મોટું સ્વપ્ન જેવું રાતનું સ્વપ્ન છે તેવુંજ આ સંસાર પણ સ્વપ્ના તુલ્ય છે. માટે જેવું તે તેવુંજ આ એમા કાંઇ ભેદ નથી. આ સાંભળી સર્વ સભાને આનંદ થયો

રાજાએ કહ્યુ સસાર અને સ્વપ્ન એ બને અસાર છે ત્યારે તેમાં સાર શો ? ત્યારે અષ્ટાવક્રે કહ્યું સ્વપ્ન અને સસાર બને મિથ્યા છે, પણ તેનો અનુભવ થતી વખતનો જે સાક્ષી જેને બનેનો અનુભવ થાય છે, અને તે બને અવસ્થાઓને જાણે છે તેજ માત્ર સારભૂત છે એ સાક્ષી તે સચરાચર વ્યાપી સ્વય પરમાત્માજ છે

આ સાંભળી જનકે કહ્યુ કે આપ મને પાવન કરવાને અહિ પધાર્યા છો તો હવે કૃપા કરી મારા ઉપર અનુગ્રહ કરો સારભૂત પરમાત્મા કેવો છે અને તેનુ સ્વરૂપ કેવુ છે તે કહો. આથી અષ્ટાવક્રે કહ્યું એ વાત પછી, પણ તારા પ્રશ્નનુ સમાધાન થયુ હોય તો તેની દક્ષિણા તો મને આપ, જેથી રાજાએ બે સોનાના થાળ ભરી મ્હોરો, હીરા, રત્નો વિગેરે મગાવી મુનીને આપવા માડયા એટલે અષ્ટાવક્રે કહ્યુ આ રત્નો આપ્યાં પણ તેવા રત્નોના ભડારો ઉપજાવી શકીએ એવી સિદ્ધિઓ અમારી પાસે છે તો પછી તે થાળને અમારે શુ કરવાના ? મારે દ્રવ્ય જોઈતુ નથી. હું તો બ્રહ્મમીજ નાશ પામ્યુ હશે કે કેમ તેની તારી શકા દૂર કરવા માટેજ અહિ આવ્યો છુ માટે મારે જે વસ્તુ જોઇતી હોય તે વસ્તુ તું આપ.

આ સાભળી રાજાએ કહ્યુ તો તમારે જે ઇચ્છા હોય તે વસ્તુ આપ માગો. એટલે અષ્ટાવક્રે કહ્યુ, તો તું મને તારૂ તન, મન અને ધન મને આપ રાજાએ તરત તે ત્રણે વસ્તુ મુનિને અર્પણ કરી સકલ્પ મૂકયો પછી ઉપદેશની રાહ જોવા લાગ્યો એવામા સભાની બહાર માણસ બૂમ મારતો આવ્યો કે હે જનકરાય, હું દુખી બ્રાહ્મણ છુ મારૂ રક્ષણ કરો, આ સાંભળી જનકરાય કાઇ બોલ્યો નહિ તેણે વિચાર કર્યો મે તન, મન, અને ધન તો ગુરુને અર્પણ કર્યું એટલે હવે હું તેનુ દુખ કેવી રીતે નીવારણ કરી શકુ ? આમ વિચાર કરતો તે ગુરુ સામે જોઈ રહ્યો આ જોઈ અષ્ટાવક્રે કહ્યુ તુ કોણ છે ત્યારે રાજાએ કહ્યુ કે હું જનક છુ ત્યારે મુનિએ કહ્યુ તુ જનક કોને કહેછે ! તારા શરીરમા જનક કયા છે ! તે સાંભળી જનક વિચાર કરવા લાગ્યો કે જનક મારા શરીરમાં તો નથી. શો ઉત્તર આપવો તે તેને સુઝ્યું નહિ. એટલે મુનિએ કહ્યું કેમ તારા શરીરમાં જનક તો નથી કેમ ! તો એજ તને બ્રહ્મોપદેશ, તેજ તારૂં સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપ સમજજે.

આ સભળી જનકે કહ્યુ તો તો હવે વનમાં જઇશ, ત્યારે ગુરુએ કહ્યું. કેમ કરીને જઇશ, મારી પરવાનગીથી કે પરવાનગી વગર ! તારૂં તન, મન અને ધન તો તે મને આપેલુ' છે, તો હવે તારી પાસે શુ રહ્યું તુ કયા છે,

કોનો છે, તેનો વિચાર કર. આ સભળી રાજા કાંઈ જવાબ આપી શક્યો નહિ એટલે મુનિએ કહ્યુ કે જેમ કોઇ મનુષ્ય પોતાનું ઘર ધન વિગેરે કોઇને સાચવવા આપે તેમ આ રાજ્ય, તારૂં તન, મન, અને ધન બધું મારૂ છે છતા હવે હું તને સાચવવા આપુ છુ માટે મારા સેવક તરીકે હવે તું તેને નીતિથી પાલન કર એટલે તુ દેહી છતા વિદેહી થઇશ. આમ મુનિએ જનકને રાજ્યાસન ઉપર બેસાડી રાજ્ય પાછુ આપ્યુ એટલે જનકે પેલા ગરીબ બ્રાહ્મણ કે જેને ઘણુ દેવુ હતુ તેને દ્રવ્ય આપી રાજી કર્યો

સભામાના બધા ઋષિઓએ અષ્ટાવક્રને વદન કયુ. પછી અષ્ટાવક્રને તેમના પિતા કહોડ ઋષિ મળ્યા પછી કહોડ મુનિએ પોતાના પુત્ર અષ્ટાવક્રને મધુવિતા નદીમા સ્નાન કરાવ્યુ જેથી તેમના સર્વ વાકા અંગ સીધા થયા ત્યારથી તે નદીનુ નામ સમગા પડયુ પછી અષ્ટાવક્ર મુનિ પોતાના બાપ અને મામા સાથે પોતાના આશ્રમમા ગયા.

એ પ્રમાણે જનકરાય અષ્ટાવક્ર પાસેથી બ્રહ્મોપદેશ ગ્રહણ કરી જીવન્મુક્ત બન્યા

---

## પ્રકરણ ૬૩ સું.

---

### દિલીપ.

દિલીપ રાજા અશુમાનના પુત્ર થાય, તેમની માનુ નામ યશોદા હતું દિલીપ રાજા વેદાંતનુ જ્ઞાન મેળવી જ્ઞાની થયા હતા. તેમણે પોતાના પરાક્રમથી સાતે દ્વીપમાં રાજ મેળવ્યુ હતું. તે અત્યત પરાક્રમી, દયાળુ અને ધર્મિષ્ટ હતા.

દિલીપ રાજાના બળથી રાવણુ જેવા રાજાઓ પણ ધ્રુજતા હતા. એક વખતે રાવણે દિલીપ રાજા સાથે લડવાનો વિચાર કર્યો અને તેથી તેમની શક્તિ જોવા તે પોતે બ્રાહ્મણનો વેશ લઈ દિલીપની પાસે આવ્યો હતો. તે વખતે રાજા સેવા પૂજા કરતા હતા. તે વખતે દિલીપ રાજાએ એક કુશ મત્રી દક્ષિણ દિશામા ફેક્યો, તે જોઇ રાવણે પૂછ્યુ કે મહારાજ આ કુશ ક્યા ફેંક્યા ત્યારે રાજાએ કહ્યુ કે આ એક કુશ કામધેનુનું વાઘથી રક્ષણ કરશે અને આ બીજો કુશ લંકામા જશે અને ત્યાં રાવણનુ રાજ્ય, ધામ અને પુર પાવકથી બળે છે તે હોલવી નાંખશે.

આ સાંભળી રાવણ શંકાશીલ થયો અને તેણે તરત તપાસ કરી તો રાજાની વાત ખરી પડી, જેથી રાવણ નાસી ગયો, અને પછી કદી દિલીપ રાજા સાથે લડવાનો વિચાર ન કર્યો તેમને પરાક્રમી ભગિરથ પુત્ર હતા તે ભગિરથીએ ગંગાજીને લાવી પોતાના પૂર્વજોનો ઉદ્ધાર કર્યો હતો. દિલીપ રાજા વૃદ્ધ થતાં પુત્રને રાજ્ય સોંપી વનમાં તપ કરી મોક્ષ પામ્યા હતા.

## પ્રકરણ ૬૪ મું.

### મહારાજા ભરત.

ભરત રાજા દુષ્યંતના પુત્ર થાય શકુન્તલા તેમની માતા હતા. શકુન્તલાની સાથે ભરત નાનપણમા કણ્વ મુનિના આશ્રમમાં ઉછરી મોટા થયા હતા શકુન્તલા કણ્વ મુનિના આશ્રમમા રહેતી ત્યા દુષ્યત રાજા સાથે તેનો ગાંધર્વ વિવાહ થયો હતો અને તેથી ભરત જન્મ્યા હતા. ભરતના જમણા હાથમા ચક્રની અને બે પગમાં કમળના પોશના ચિન્હ હતાં. નાનપણમા તે કણ્વ મુનિન' આશ્રમે સિંહના બચ્ચા પકડી લાવી તેની સાથે રમતા હતા પોતે ધર્મિષ્ટ અને વિદ્વાન હતા.

ભરતે ઘણા મ્લેચ્છ રાજાઓને જીત્યા હતા પૂર્વે દૈત્યો દેવોની સ્ત્રીઓને હરી ગયા હતા તેમને ભરતે છોડાવી હતી. ભરત રાજાએ ૧૩૩ અશ્વમેધ યજ્ઞો કર્યા હતા. અને સુવર્ણથી શણગારી અસખ્ય ગાયોનુ દાન કર્યું હતું પોતે ઘણા પરાક્રમી હતા અને તેમના પરાક્રમથી તેમનો શક દ્વાપર યુગ પૂરો થતા સુધી ૩૦૪૪ વર્ષ ચાલ્યો હતો, પછીથી યુધિષ્ટર શક શરૂ થયો હતો તેમના નામ ઉપરથી આપણા દેશનુ નામ ભરતખંડ કે ભારત વર્ષ પડ્યુ છે

ભરતને વિદર્ભ કુલની ત્રણ સ્ત્રીઓ હતી, તેમને કુરૂપ સતાનો થવાથી રાજાને તેમના પતિવ્રતપણા ઉપર વ્હેમ આવ્યો હતો જેથી તે બાળકોને જન્મતાંજ ગગા નદીમા ફેંકી દીધા હતા. પછી સતાન ન હોવાથી તેમણે કણ્વ મુનિના વિચારથી મરૂત્સોમ યજ્ઞ કર્યો હતો જેથી તેમને ભરદ્વાજ નામે પુત્ર થયો હતો, ભરતે તેનુ નામ વિતથ પાડ્યુ વૃદ્ધ થતા રાજા પોતાનુ સર્વ રાજપાટ છોડી દઈ પુત્રને રાજ્ય સોંપી વનમા ગયા હતા અને ત્યાં તપ કરી મોક્ષ પામ્યા હતા.



## પ્રકરણ ૬૫ મું.

### મહારાજા અંબરીષ.

અંબરીષ રાજા દિલીપના પુત્ર અંશુમાનના પુત્ર થાય. તેમણે પરાક્રમથી આખા ભરતખંડનું રાજ્ય મેળવ્યું હતું પોતે અત્યંત વૈભવી છતાં જ્ઞાની, દાનશીલ, ધર્મિષ્ટ, નિરભિમાની અને પરાક્રમી હતા પ્રજાને પોતાના પુત્ર તુલ્ય પાળતા

અંબરીષ રાજાએ વસિષ્ટ, અસિત અને ગૌતમમુનિ પાસે સરસ્વતી નદીના કિનારે ઘણા અશ્વમેધ યજ્ઞો કરાવ્યા હતા અંબરીષ રાજા અત્યંત ભક્તિમાન હતા તેમની ભક્તિથી પ્રસન્ન થઇ મુનિએ તેમને પોતાનું સુદર્શન ચક્ર આપ્યું હતું

એક વખતે રાજાએ પોતાની રાણી સાથે એક વર્ષ સુધી અજયા વૈતરણીનું વ્રત કર્યું હતું વર્ષ પુરૂ થયું તેનું જે દિવસે પારણું હતું તે દિવસે દુર્વાસા મુનિ ત્યાં પોતાના શિષ્યો સાથે આવ્યા બારસ માત્ર એક ઘડી હતી દુર્વાસા મુનિ આવી સ્નાન સંધ્યા કરવા નદીએ ગયા બારસ પુરી થતાં પણ પોતે આવ્યા નહિ હવે મુનિને જમાડ્યા વગર રાજા જમે તો દોષ લાગે, જેથી તેમણે શું કરવું તે માટે બ્રાહ્મણોને પૂછ્યું તેમણે તેમને કહ્યું કે શ્રીવિષ્ણુના ચરણામૃતનું પાન કરવાથી ભોજન ન કર્યું પણ પારણું ગણાશે તેથી રાજાએ તેમ કર્યું

એ પછી દુર્વાસા આવી પહોચ્યા રાજાએ તેમનો સત્કાર કર્યો પણ દુર્વાસા સર્વ જાણી ગયા હતા એટલે તેમણે કહ્યું કે હું તમારે ત્યાં અતિથી હોવા છતાં તમે મારા પહેલા જમ્યા, તેનું ફળ તમારે ભોગવવું પડશે. એમ કહી કૃત્યા ઉત્પન્ન કરી રાજાને મારવા મોકલી. પણ રાજાનું રક્ષણ કરતા સુદર્શન ચક્રે કૃત્યાને તરત બાળી દીધી પછી અંબરીષ રાજાએ દુર્વાસા મુનિને પગે પડી તેમને ભોજન કરાવ્યું એટલે દુર્વાસાએ તેમને આ-

શિર્વાદ આપ્યો કેઃ તમારા યશનો જગતમા વિસ્તાર થશે! આ પછી દુર્વાસા મુનિ ચાલ્યા ગયા.

અબરિષની ભક્તિથી તેમનુ નામ અત્યારે અમર થઈ ગયુ છે. તેમને ત્રણ પુત્રો હતા. વૃદ્ધ થતા પુત્રને રાજ્ય સોંપી પોતે વનમા જઈ તપ કરવા લાગ્યા અને અતે મોક્ષ પામ્યા.

---

## પ્રકરણ ૬૬ મું

### રઘુરાજા

રઘુરાજા દિલીપ રાજાના પુત્ર દીર્ઘબાહુના પુત્ર હતા ત્રેતાયુગમાં તે અયોધ્યામાં રાજ્ય કરતા હતા પોતે શુરવીર વિદ્વાન અને પરાક્રમી હતા. રઘુરાજાએ દિગ્વિજય કર્યો હતો તેનુ વર્ણન રઘુવંશમાં છે તેમણે અસખ્ય સૈન્ય લઈ અનેક રાજાઓનો પરાજય કર્યો હતો તેમણે બગાળા દેશના રાજાને જીત્યા, અને ગગા પ્રવાહમા પોતાનો જયસ્તભ સ્થાપ્યો હતો. પછી મહેન્દ્રરાજાને જીત્યા સિંધ, પજાબ અને અફગાનીસ્તાન વિગેરે રાજ્ય જીતી ઇરાનના રાજાને પણ જીત્યો હતો પછી ટીબેટના રાજાને જીત્યો. એવી રીતે અનેક રાજાઓને જીતી પોતે ચક્રવર્તિપણુ મેળવ્યુ હતુ

દિગ્વિજય કરી રઘુરાજાએ ન્યાયથી રાજ્ય કરી પ્રજાને સુખી કરી હતી વિદ્વાનોને તેમના વખતમા ઘણો આશ્રય મળતો. પ્રજાને ન્યાયથી પાળતા તેમણે અનેક દુખીઓને સુખી કર્યા હતા તેમણે વિશ્વજીત નામનો મહાયજ્ઞ કર્યો હતો અને દક્ષિણામા બધુ દ્રવ્ય આપી દીધુ હતું. તેમણે અનેક પરોપકારનાં કાર્ય કર્યા છે

રઘુરાજાએ એક વખતે એક વૃદ્ધ વિદ્વાન બ્રાહ્મણને સઘળુ રાજ્ય આપી દીધુ હતુ અને પછી પોતે એકલા વનમા ગયા હતા. વનમા તેમને એક ફળ મળ્યુ હતુ તે ખાવાથી વૃદ્ધ જવાન થાય તેમ હતુ તે ફળ પેલા વૃદ્ધ બ્રાહ્મણ જુવાન થાય તે માટે તેને આપ્યુ આવો પરોપકાર તેઓ કરતા તેમની સત્ય નિષ્ઠાથી તેમને ફરી રાજ્ય મળ્યુ તે સૂર્યવંશી હતા. છતાં તેમણે જગતમાં એટલી પ્રખ્યાતી મેળવી કે તેમના વંશમાં ઉત્પન્ન થયેલા પછી રઘુવંશી કહેવાયા. પછી પોતે એજ નામના પુત્રને રાજ્ય સોંપી વનમા ગયા અને ત્યા તપ કરી મોક્ષ પામ્યા તેમનાજ પૌત્ર દશરથ હતા અને રામ તેના પુત્ર હતા. રામને રઘુકુળ નદન કહે છે તે તેમના કુળમા થઇ ગયેલા રઘુરાજાને લીધેજ

---



## પ્રકરણ ૬૭ મું.

### મહારાજા વિક્રમ

પરદુઃખભંજન વિક્રમાદિત્યનુ નામ આજે અમર રહી ગયુ છે વિક્રમ રાજાના બાપનુ નામ ગાંધર્વસેન હતુ તે ઉજ્જનમા રાજ્ય કરતા હતા તેમના મોટાભાઈનુ નામ ભતૃહરિ હતુ, ભર્તૃહરિ પીગળાને લીધે રાજ્ય છોડી ચાલ્યા ગયા ત્યારે વીક્રમરાજાને રાજ્ય મળ્યુ ભતૃહરી રાજ્ય છોડી ચાલ્યા ગયા એટલે દેશમા અંધાધુંધી ચાલવા લાગી. વીર વૈતાળ ત્રાસ આપતો હતો. વિક્રમને વૈતાળના જુલમની ખબર હતી

વિક્રમ ગાદીએ બેઠા તે દીવસે રાત્રે સુવાના ઓરડામા અનાજ ભરાવી પછી પોતે તરવાર લઇ જાગતો બેઠો. મધ્ય રાત્રે વૈતાળ ઓરડામા આવ્યો એટલે વિક્રમે તેને અનાજ ખાઇ પછી પોતાને ખાવાનુ કહ્યુ વતાળ અનાજ ખાઇ તૃપ્ત થયો એટલે જતો રહ્યો.

એક દીવસે રાજાએ વૈતાળને પૂછ્યુ કે તારી શક્તિ કેટલી છે? ત્યારે વૈતાળે કહ્યુ કે હું જે ધારૂ તે કરૂ મને ભૂત, ભવિષ્ય અને વર્તમાનની ખબર પડે છે, ત્યારે વિક્રમે કહ્યુ કે તુ મારા આયુષ્યમાથી બે વર્ષ ઓછા કે વધારે કર. ત્યારે વૈતાળે કહ્યુ કે તે વાત મારા હાથમા નથી, તેમ પરમેશ્વર સિવાય બીજા કોઇના હાથમા નથી. બીજે દીવસે અનાજ ન રખાવ્યુ એટલે વૈતાળને ગુસ્સો થયો એટલે વિક્રમે કહ્યુ કે તારામાં મારૂ આયુષ્ય ઓછુ કે વધતુ કરવાની સત્તા તો નથી, તો પછી મારે તને કેમ ખાવા આપવુ માટે તારી ઇચ્છા હોય તો મારી સાથે યુદ્ધ કર

આ સાંભળી વૈતાળે કહ્યુ તારી વીરતાથી હું તારા ઉપર પ્રસન્ન થયો છુ, માટે તારી ઇચ્છા હોય તે વર માગ. આથી વિક્રમે કહ્યુ કે હું જ્યારે તારૂં સ્મરણ કરૂં ત્યારે તુ આવી મારૂ કામ કરજે, આથી વૈતાળ હા પાડી જતો રહ્યો પછી વીક્રમે જે રાજાઓ ગાડતા નહોતા તેમને વશ કર્યા અને ઘણા દેશોમાં પોતાની સત્તા જમાવી. પછી ઘણા શક લોકોને જીતી શકા-

દિત્યરાજાને દિલ્હીમાંથી હાંકી મુક્યો અને પોતે દિલ્હી રાજ્ય ન કરતાં ઉજ્જનમાં જ ગાદી રાખી પોતાનો સવત ચલાવી ચક્રવર્તીપણે રાજ્ય કર્યું વિક્રમ રાજા ઘણો પરાક્રમી હતો, તેણે ઘણા વિદ્વાનોને આશ્રય આપ્યો હતો તેણે ઘણા વિદ્વાનો પાસે ઉત્તમ ગ્રથો લખાવ્યા હતા. તેની પાસે ઘણું સૈન્ય હતુ તેની પાસે દ્રવ્ય પણ ઘણું હતુ. પ્રજાને સત્ય રસ્તે વાળતો હતો.

તે અધાર પછેડો ઓઢી રાત્રે શહેરમા પ્રજાની તપાસ રાખતો અને ચોર વિગેરે દુરાચારીઓને પકડી શિક્ષા કરતો તેના વખતમા કોઈપણ અધિકારી પ્રજા ઉપર જુલમ કરતો નહિ, અનેકના દુખ ટાળતો, પ્રજાને પુત્ર તુલ્ય પાળતો, તે પરદુખભજન ગણાતો પ્રજાની તેમના ઉપર અત્યત પ્રીતિ હતી તેમની કીર્તિ દેશોદેશ ફેલાયલી હતી તેમનો પ્રતાપ ઘણા દેશોમ પ્રસરેલો હતો વીક્રમનો સવત ચાલે છે. તે ઇ સ પૂર્વે ૫૬ વર્ષથી શરૂ થયો છે સવત ઉત્તર હિદુસ્તાન અને ગુજરાતમા પણ હજુ ચાલે છે પણ વિક્રમાદિત્યનુ નામ અમર થઈ ગયુ છે તેમનો સવત હાલ ચાલે છે, અને લોકો પરદુખભજન વિક્રમાદિત્ય કહે છે

## પ્રકરણ ૬૮ મું.

### મહારાજા ભોજરાજા.

વીર વિક્રમાદિત્ય પછી માળવામા ભોજ રાજા ઘણા પ્રખ્યાત થયા હતા ભોજ રાજા માળવાના પરમાર રાજા સિધુલનો પુત્ર થતા તેમની રાજધાની ધારાનગરીમા હતી ભોજની માતાનુ નામ પદ્માવતી હતુ સિધુલ રાજા વૃદ્ધ થતાં તેણે પોતાના પુત્ર ભોજને પોતાના ભાઈ મુંજને સોપ્યો અને મુજને ગાદી આપી સિધુલ મરણ પામ્યા. પછી મુજ ગાદીએ બેઠા. મુજે પોતાના જુના પ્રધાન બુદ્ધિસાગરને રજા આપી. પોતે સારી રીતે રાજ્ય કરતો અને ભોજનુ પણ સારી રીતે પાલન કરતો.

મુજને જયત નામનો પુત્ર હતો, જયતની સાથે ભોજને પણ મુજે વિદ્યાભ્યાસ કરાવ્યો. ભોજ અત્યત તેજસ્વી અને બુદ્ધિમાન હતો. એ અરસામાં એક જોષી આવ્યો અને તેણે ભોજની જન્મપત્રિકા જોઇ કહ્યું કે: આ છોકરો ઘણો પરાક્રમી થશે તે ૫૫ વર્ષ રાજ્ય કરી અનેક વિદ્વાનોને આશ્રય આપી પોતાનુ નામ અમર કરશે.

જોષીના આ વચનો સાંભળી મુંજની મતિ ફરી ગઇ. તેણે વિચાર કર્યો કે ભોજ તેના પિતાના કરતા ઘણો પ્રતાપી થશે. જ્યારે તે પ્રતાપી થશે ત્યારે તે મારૂં રાજ્ય લઇ લેશે. એમ ધારી મુંજે ભોજને મારી નાખવાનો વિચાર કર્યો. તેણે પોતાના મિત્ર વત્સરાજને બોલાવી ભોજને વનમાં લઇ જઈ મારી નાખવાની આજ્ઞા કરી તેમ ન કરવા મુંજને તેણે કહ્યું પણ તેના માન્યામા આવ્યુ નહિ તેથી વત્સરાજ ભોજને મારવા માટે ભુવનેશ્વરીમાં લઇને ગયો. તેણે વનમા જઇ ભોજને મારી નાખવાની આજ્ઞા આપી તેથી ભોજ બાળક છતા પણ ગભરાયો નહિ. પણ કહ્યુ કેઃ ભલે તને જેવી મારા કાકાએ આજ્ઞા કરી છે તે પ્રમાણે તુ મને માર. તેમાં તારો કાઇ દોષ નથી.

ભોજના આવાં વચન સંભળી વત્સરાજનુ મન પીગળી ગયુ મુંજની આજ્ઞા પાળવાને માટે તેનુ મન કંપ્યુ તેના હાથની તરવાર પડી ગઇ. પછી તેણે ભોજને ન મારતા તેનુ રક્ષણ કરવા પોતાને ત્યા તેને મોકલી દીધો. પછી ભોજના જેવુ બનાવટી મસ્તક બનાવ્યુ તે મસ્તક લઇ મુંજને બતાવ્યુ મુંજે કહ્યુ કે ભોજે મરતી વખતે શુ કહ્યુ ત્યારે તેણે કહ્યુ કે હા તેમણે કહ્યુ છે કે સત્ય યુગના મહિપતિ માન્ધાતા પરલોકમાં ગયા છે, સમુદ્ર ઉપર સેતુ બાધનાર રાવણને મારનાર રામ પણ ગયા છે, યુધિષ્ઠિર વગેરે સ્વર્ગમા ગયા છે, પણ હે રાજા, આ પૃથ્વી કોઇની સાથે ગઈ નથી, અને તે નિશ્ચે આપની સાથેજ આવશે ! આ સાભળી રાજા મુર્છાવશ થયા અને બોલ્યા કે અરે મે પાપકર્મ કયુ છે, મારા મોટાભાઇના પુત્રને મારી મે તેને દગો દીધો છે. એમ કહેતો ખેદ કરવા લાગ્યો.

આથી વત્સરાજે કુમારને લાવી હાજર કર્યો અને કહ્યુ કે, આ ભોજ, તેને કોઇ યોગીએ જીવતો કર્યો છે એટલે મુંજે તરત તેને હૃદય સાથે ચાંપ્યો અને પછી ગાદીએ બેસાડ્યો. ભોજે ગાદી ઉપર બેસી સારી રીતે પ્રજાનુ પાલન કર્યુ તે ઘણો વિદ્વાન અને દાનશીન હતો તે કવિઓને ઉત્તેજન આપતો. જે કોઇ વિદ્વાન આવે તેનુ તે સન્માન કરતો.

આ વખતે કોઇ મુર્ખ ન હોતું આ વખતે ભોજની સભામા કાલીદાસ ભવભૂતિ વિગેરે ૧૪૦૦ પડિતો અને કવિઓ હતા ભોજે પોતાના ગુરુ કૃષ્ણીદ્ર પાસે ઉપદેશ લીધો હતો એક વખતે ભોજરાજાએ સભા ભરી ઘણા પડિતોને ઇનામો આપ્યા, તેણે ગામમા ઘણી નિશાળો સ્થાપી, વિદ્યાર્થીઓને ભણાવવાના વ્યવસ્થા કરી. ભોજ ઉદારપણે દાન કરતો. તે કહેતો કે લક્ષ્મી તો ચચળ છે, તે પળમાં આવે ને જાયછે, તે કોપીત થયે સંચેલું દ્રવ્ય વિનાશ પામે છે માટે ધન પરમારથમાં ખર્ચવુ

તેના રાજ્યમા કાલિદાસ પડિત હતો તેના ઉપર તેને ઘણી પ્રીતિ હતી, તે કાલિદાસને કેટલાકે રાજાને અવળુ સમજાવી કાઢી મુકાવ્યો હતો વળી પાછો તેને તેડાવ્યો હતો એક વખતે કાલિદાસ રીસાઇ પોતાની વેશ્યાને લઈ નાસી ગયો હતો, ત્યારે તેના વિયોગથી ભોજને ચેન ન પડયુ, પછી તે નાસી ગયો હતો ત્યારે ભિક્ષુકનો વેષ લઈ એક શિલાનગરીમા જઈ કાલીદાસને મળ્યો. કાલીદાસે તેને ન ઓળખતા પૂછ્યુ કે તમે ક્યાં રહો છો, ત્યારે તેણે કહ્યું કે હું ધારાનગરીમા રહુ છુ ત્યારે કાલિદાસે કહ્યુ કે ત્યાની કાઇ નવાજુની હોય તો કહો, ત્યારે યોગીએ કહ્યું કે ભોજરાજા સ્વર્ગે ગયા. આ સમાચાર સાભળતા જ કાલિદાસ એકદમ મુર્છા ખાઇ પડયો અને થોડીવારે શુદ્ધિમા આવતા દુખી થઇ કહેવા લાગ્યો કે ભોજ સ્વર્ગવાસી થવાથી ધારાનગરી નિરાધાર થઇ, સરસ્વતી નિરાશ્રિત થઈ અને પંડિતો ખડિત થયા આ સાભળી યોગીને પણ મુર્છા આવી ગઈ

આથી કાલીદાસ સમજી ગયો કે આજ ભોજ છે પછી તેણે કહ્યુ કેઃ ભોજ રાજા પૃથ્વી ઉપર હોવાથી ધારાનગરી આધારવાળી થઇ, સરસ્વતી આશ્રયવાળી થઇ અને સર્વ પડિતો અલકૃત થયા છે આ સાભળી ભોજ શુદ્ધિમા આવ્યા અને કવિને આલિગન આપ્યુ અને પછી તેને ધારાનગરીમાં લાવ્યો ભોજ રાજાએ યોગસૂત્ર ઉપર વ્યાખ્યા કરી છે તેને પાતજલ દર્શન–ભાષ્ય કહે છે. કાવ્યો અને નાટકો સબધી સહિત્યશાસ્ત્ર ઉપર ગ્રથ રચ્યો છે તે ગ્રથને સરસ્વતી કંઠાભરણ કહે છે તેણે અમરટીકા વિગેરે ઘણા ગ્રંથો રચ્યા છે. તેમને શિલ્પશાસ્ત્રનુ પણ જ્ઞાન હતુ

ભોજ રાજાએ વિદ્વાનોને ઘણુ ઉત્તેજન આપેલુ છે. તેમણે શિલ્પશાસ્ત્રનો ગ્રથ રચેલો છે. તેમા ઘડીઆળ, કાષ્ટનો ઘોડો, વિમાન અને જળયત્ર વિગેરે યત્રો રચવાની રીત અને ચક્રોનુ વર્ણન છે, ભોજરાજાનુ નામ આજ પણ અમર થઈ ગયુ છે

---

## પ્રકરણ ૬૯ મું.

### માન્ધાતા

---

સૂર્યવંશી રાજા ઇક્ષ્વાકુના વંશમાં માન્ધાતા રાજા થયા છે. તેમના પિતાનુ નામ યુવનાશ્વ હતું. સત્ય યુગમા માન્ધાતા રાજાએ ચક્રવર્તિ રાજ્ય કર્યું હતું. યુવનાશ્વ રાજાને સો સ્ત્રીઓ હતી પણ કોઇને પ્રજા ન હોવાથી તેમણે ઘણા યજ્ઞો કર્યા, પછી પોતે ભાર્ગવ ઋષિના આશ્રમે જઇ સતાન

ન હોવાની વાત કરી ઋષિએ રાજાની પાસે તેને પુત્ર થાય તેવો યજ્ઞ કરાવ્યો અને તે વખતે એક કળસમા મંત્રીને પાણી ભરી તે યજ્ઞની વેદી ઉપર મુક્યું આ પાણી સ્હવારે રાણીને પાવાનુ હતું કે જેથી તેને ગર્ભ રહી પુત્ર જન્મે રાજા રાત્રે એકલો યજ્ઞ શાળામા સૂતો હતો. રાત્રે તેને તરસ લાગી તેથી તેણે બીજું પાણી ન મળવાથી યજ્ઞ ઉપર મુકેલુ પાણી પીધુ.

સ્હવારમા મુનિઓએ આવી જોયુ તો પાણી ન મળ્યુ અને પુછ્યુ તો રાજાએ કહ્યુ કે તે પાણી તો મે પીધુ છે. આ સાભળી ઋષિએ કહ્યુ કે તને પુત્ર થશે આથી રાજાને ચિતા થઇ, પણ હવે બીજો ઉપાય ન્હોતો થોડા વખત પછી ગર્ભવતી સ્ત્રીની માફક રાજાનુ પેટ વધ્યુ, અને પુરા માસ થતા ઋષિઓએ રાજાની ડાબી કુખ ચીરી પુત્ર બહાર કાઢ્યો, અને રાજાની કૂખ સાધી લીધી પુત્રે ધાવવા માટે રડવા માડયુ એટલે ઇંદ્રે આવી આ પુત્ર મને ધાવશે એમ કહી પોતાનો અમૃત ભરેલો અગુઠો તેના મોમા આપ્યો જેથી તેનુ નામ માન્ધાતા પડયુ

માન્ધાતા આ રીતે ઉછરી મોટા થયા તે સર્વ વિદ્યામા નિપુણ થયા. મોટા થતાં વનમા જઇ તપ કરી દિવ્યાસ્ત્ર મેળવ્યા આથી તેઓ અનેક રાજ્યો મેળવી ચક્રવર્તિ રાજા થયા રાજા બળવાન અને પરાક્રમી હતા. પોતે મેળવેલુ ધન દાનમા ઘણુ વાપરતા, યજ્ઞ કરતા, વિદ્વાનોને પાળતા તેમણે સો અશ્વમેધ યજ્ઞ કર્યા હતા, તેમ સો રાજસૂય યજ્ઞ કર્યા હતા. દાન આપવામા તે ખજાનો ખાલી કરતા પોતે શશબિંદુ રાજાની પુત્રી બિંદુમતી સાથે પરણ્યા હતા પોતે એક પત્ની વ્રત પાળતા તેમને પુરૂકુત્સ, ધર્મસેન—જેનુ બીજુ નામ અંબરીસ હતું તે અને મુચકુંદ એ ત્રણ પુત્રો હતા પોતાને ૫૦ પુત્રીઓ થઇ હતી તે સર્વ સૌભરી ઋષિને પરણાવી હતી.

એક વખતે બાર વર્ષ સુધી વરસાદ પડયો નહિ ત્યારે માન્ધાતાએ પોતાના તપોબળથી વરસાદ વરસાવી પ્રજાને સુખી કરી હતી.

લવણાસુર નામે રાક્ષસ પ્રજાને પીડતો હતો તેનો નાશ કરવા માન્ધાતા ગયા હતા તેની સાથે યુદ્ધ કરતા માન્ધાતા મરણ પામ્યા, તેમના પછી તેનો પુત્ર પુરૂકુત્સ ગાદીએ બેઠો આજે માન્ધાતાનું નામ પૃથ્વી ઉપર અમર થઇ ગયુ છે

———



## પ્રકરણ ૭૦ મું.

### હરિશ્ચંદ્ર

હરિશ્ચંદ્ર રાજા સત્યવાદી થઇ ગયા છે, તેમના પિતાનુ નામ સત્યવ્રત્ત કે ત્રિશંકુ હતુ. હરિશ્ચંદ્ર અયોધ્યામા રાજ્ય કરતા હતા પોતે સત્યવાદી, દાનશીલ, અને પરાક્રમી હતા. તેમની રાણીનું નામ શૈવ્યા અથવા તારામતિ હતું

હરિશ્ચંદ્ર રાજાને પ્રજા ન હોવાથી વસિષ્ટ ઋષિની સલાહથી પોતે વરુણની ઉપાસના કરી જેથી પુત્ર થયો તે પુત્રનુ નામ રોહિત રાખ્યુ. હરિચંદ્રે રાજસૂય યજ્ઞ કર્યો હતો તેમા વસિષ્ટ ઋષિ હોતા હતા તેથી રાજાએ વસિષ્ટ ઋષિની સારી રીતે સેવા કરી હતી. તેમને વિશ્વામિત્રે કહ્યુ કે તમે ક્યા જઇ આવ્યા, ત્યારે વસિષ્ટે કહ્યું કે હરિચંદ્રે યજ્ઞ કર્યો હતો ત્યા ગયો હતો. હરિચંદ્ર જેવો બીજો સત્યવાદી અને ધર્માત્મા રાજા નથી એમ કહી તેમણે રાજાની સ્તુતિ કરી.

વિશ્વામિત્રે કહ્યુ. એ તો તમારો યજમાન થાય છે તેથી તેની સ્તુતિ કરતા હશો. કાંઇ તે તેવો સત્યવાદી નથી ત્યારે વસિષ્ટે કહ્યું તમારી ભૂલ છે જેથી વિશ્વામિત્રે કહ્યુ કે હુ તેને અસત્યવાદી કરાવુ તો જ હુ ખરો નહિ તો મારૂ તપ નિષ્ફળ જાણવુ વસિષ્ટે તે વાત કબુલ કરી એટલે વિશ્વામિત્રે અનુષ્ટાન કરવા માંડયા. જેથી અનેક ક્રુર પશુઓ હરિશ્ચંદ્રની પ્રજાને ત્રાસ આપવા લાગ્યા, જેથી તે પશુઓને મારવા રાજા વનમાં ગયો ત્યા એક ડુક્કર પાછળ તે પડયા, તે ઘણે દૂર નીકળી ગયા. આગળ જતા તે એક મહાદેવમાં જઈ વિશ્રામ લેવા બેઠા હતા ત્યા એક વૃદ્ધ બ્રાહ્મણનો વેશ લઇ વિશ્વામિત્ર આવ્યા અને કહ્યુ કે રહે રાજા, તમારી કીર્તિ સાંભળી હુ આવ્યો છું. મારા પુત્રના વિવાહ માટે ધન આપો જેથી રાજાએ રાજ્યમા આવવા કહ્યું.

રાજા થાકી પાકી મહેલમા આવ્યા. તે સમયે પેલો વૃદ્ધ બ્રાહ્મણ પણ ત્યાં દાન લેવા આવ્યો. રાજાએ કહ્યુ તારી જે ઇચ્છા હોય તે માગ તું જે માગીશ તે હુ આપીશ. વિશ્વામિત્રે કહ્યુ કે હે રાજા ! જો તું સત્યવાદી

હોય તો તારૂં સર્વસ્વ રાજ્ય મને આપ. આથી હરીશ્ચંદ્રે કહ્યુ, ભલે, હું મારૂ રાજ્ય તમને આપુ છુ એમ કહી સકલ્પ કર્યો અને સિંહાસન ઉપરથી નીચે ઉતરી મુનિને માથે મુગટ પહેરાવ્યો પછી વિશ્વામિત્રે કહ્યુ· હવે મને દક્ષિણા આપો રાજાએ કહ્યુ ભલે તે પણ હું આપીશ એમ કહી રાજા રાણી અને પુત્ર ત્રણે પહેરેલા વસ્ત્રથી બહાર નીકળ્યા આ વખતે વિશ્વામિત્રે કહ્યુ મને દક્ષિણા આપો, નહી તો ના કહો એટલે મારે દક્ષિણા નહિ જોઇએ એટલે હરીચદ્રે કહ્યુ હું સૂર્યવંશમાં જન્મ્યો છુ રાજસૂય યજ્ઞ મે કરેલો છે, તો મારાથી દક્ષિણા નહિ આપુ એવુ ન કહેવાય. માટે હું ધન મળવી તમને દક્ષિણા આપીશ, અમે કાશીએ જઇ ગમે તો ત્રણે જઇ વેચાઇને પણ તમને સુવર્ણની દક્ષિણા આપીશુ

આ પછી હરિચદ્ર સ્રી અને પુત્ર સાથે પગે ચાલતા કાશી જવા લાગ્યા રસ્તામા વિશ્વામિત્રે હરિશ્ચદ્રનો ટેક મુકાવા ઘણો પ્રયત્ન કર્યો પણ તે વ્યર્થ થયો તારામતીએ પણ પોતાના પતિને સત્ય ન છોડવા કહ્યુ અને સ્વધર્મને પાળવા ગમે તો પોતાને દાસી તરીકે કોઇને ત્યા વેચી મુનિને દક્ષિણા આપવાનુ કહ્યુ રસ્તામા દુખ વેઠતા રાજા રાણી કાશી આવ્યાં. ત્યા એક કાળકૌશિક બ્રાહ્મણને ત્યા પોતાની સ્રી તારામતીને કોટી અઢીઆણા સોનુ લઇ દાસી તરીકે આપી. તારામતીને જતી જોઈ પુત્ર રોહિત ઘણો દિલગીર થયો એટલે રોહિતને પણ તે બ્રાહ્મણે મૂલ્ય આપી વેચાતો લીધો

તારામતી અને પુત્ર રોહિત બ્રાહ્મણ સાથે ગયા રાજા હરિશ્ચદ્રને આથી ઘણો શોક થયો રાજાએ પોતાને જે દ્રવ્ય મળ્યુ હતુ તે વિશ્વામિત્રને આપ્યુ આથી વિશ્વામિત્રે કહ્યું કે તમે કહ્યુ હતુ કે તમે જે માગશો તે આપીશ, તો મારે રાજસૂય યજ્ઞ કરવો છે તો તેટલુ દ્રવ્ય આપો આથી રાજાએ કહ્યું હવે તો મારો દેહ રહ્યો છે તે વેચીને હુ તમને દ્રવ્ય આપીશ. એ પછી વીરબાહુ નામના ચાડાલને ત્યાં પોતે વેચાયો અને વિશ્વામિત્રને તેના બદલામાં દ્રવ્ય અપાયુ એ પછી વિશ્વામિત્ર ગયા અને હરિચદ્ર ચાડાલને ત્યા ગયા. ત્યાં સમશાનમા રહ્યા અને જે શબ બાળવા આવે તેની પાસેથી કર ઉઘરાવવા લાગ્યા ત્યા ઘણા માણસોની વસ્તી હોવાથી રોજ સ્મશાનમાં ઘણાં મુડદા આવતા અને તેમની પાસેથી તેમને કર લેવાનુ કામ કરવું પડતુ. અને તેથી તેમનુ શરીર મ્હેનત અને દુઃખથી દુબળુ પડી ગયું.

રાણી તારામતી બ્રાહ્મણને ત્યા દાસીનું કામ કરતી, એક વખતે રાજકુમાર રોહિત નગર બહાર બ્રાહ્મણ માટે સમિધ, પુષ્પ વિગેરે લેવા બીજા

છોકરાં સાથે ગયેલા ત્યા વનમા તેને સર્પ કરડયો. અને તેથી તે ત્યાજ મરી ગયો. એ વાત બીજાં છોકરાંએ તારામતીને કહી એટલે તે એકદમ દુઃખ, અને પુત્ર વિયોગથી ગભરાઇ મુર્છાવશ થઇ ગઇ. જાગ્રત થતા વિલાપ કરતી બ્રાહ્મણની પરવાનગી લઇ તે પુત્ર પાસે ગઇ

પુત્ર પાસે જઈ દુ:ખથી અત્યત રડવા લાગી, પછી પુત્રને લઈ તારામતી સ્મશાનમા ગઇ, ત્યાં લાકડા વીણી લાવી ચિત્તા કરી. અગ્નિ સળગાવ્યો. આ વખતે ચડાલને ત્યા રહેલા હરિશ્ચદ્રે આવી અગ્નિ ઓલવી નાખ્યો, અને કહ્યુ કે અરે, તું કોણુ છે, મારા માલીકનો કર આપ્યા વગર તું મડદુ કેમ બાળે છે. માટે તું પ્રથમ કર આપ પછી ચિત્તા સળગાવ. હરિશ્ચદ્ર ચડાળને ત્યા રહ્યા છે તેની રાણી તારામતીને ખબર નહોતી વળી એક વર્ષ થઇ ગયાથી બને દુ:ખથી હીન દશાને પામેલા હોવાથી એક બીજાને ઓળખતા પણુ નહોતા

તારામતીએ કહ્યુ મારી પાસે કર આપવાને કાંઈ નથી માટે દયા લાવી મને મારા પુત્રને બાળવા દો, અરે ! હું સત્યવાદી, ચક્રવર્તી હરિશ્ચદ્ર રાજાની સ્રી ક્યા કે જેની પાસે આ બૂરી દશામા પુત્ર બાળવાને કર આપવા માટે પણુ કાઇ નથી, હે નાથ આપ ક્યા છો ! રાજર્ષિ હરિશ્ચદ્રની રાણીની આ દશા ! આમ કહેતી રડવા લાગી આ સાભળી કર ઉઘરાવવા રહેલા હરિશ્ચદ્રે જાણ્યુ કે આ પુત્ર તે મારો રોહિત, અને આ સ્રી જરૂર તારામતી હોવી જોઇએ તે પણુ પુત્ર વિયોગથી રડવા લાગ્યો, અને દુઃખથી મુર્છાવશ થયો આ જોઇ તારામતીએ જાણ્યુ કે આ કર ઉઘરાવનાર જ પોતાનો પતિ હરિશ્ચદ્ર, તે પણુ રડવા લાગી કે શુ દૈવ છે, રાજાનો રંક અને રકનો રાજા બનાવનાર તેજ છે શુ રાજર્ષિ હરિશ્ચદ્રને અત્યારે ચાડાંલનુ કામ કરવુ પડે છે ? જેના તાબામા સેકડો રાજાઓ રહેતા તે જ રાજા અત્યારે ચાડાલનુ કામ કરે છે ! આમ બોલતી રડવા લાગી.

રાજાએ તેને છાની રાખી કહ્યું વ્હાલી, હુ જ હરિશ્ચદ્ર અત્યારે મારા પુત્રનો કર લેવા ઉભો થયો છુ મારૂં રાજાપણુ મુકી અત્યારે ચાડાલનું કામ કરૂ છુ મારે મારા ધણી ચાડાલનુ પ્રમાણિકપણે કામ કરવું જોઇએ મારાથી કર લીધા વગર પુત્રને બાળવા દેવાય નહિ, માટે તું અહિ બેસ, હુ તેની પાસે જઇ પરવાનગી લઇ આવુ.

હરિશ્ચદ્રના ગયા પછી વિશ્વામિત્રે બ્રાહ્મણનુ રૂપ લઈ રાણીને પિશાચનો ભય બતાવ્યો જેથી રાણી પુત્રનુ શબ લઇ એક દેવળમા બેઠી. થોડીવારે રાણી ઉંઘી જતા વિશ્વામિત્રે રોહિતનુ પેટ ફાડી, આતરડું ને લોહી રાણી

ઉપર છાંટ્યુ દેવળમા આવતા જતા લોકોએ જાણ્યુ કે આ કોઇ સ્ત્રી નથી પણ છોકરા મારી ખાનારી કોઈ રાક્ષસી છે. આથી રાજાએ તે સ્ત્રીને મારી નાંખવા વીરબાહુ ચડાળને આજ્ઞા કરી. હરિશ્ચદ્ર અહિ પુત્રને બાળવાની પરવાનગી લેવા આવ્યો ત્યાં તો વીરબાહુએ તેને પેલી સ્ત્રીનો વધ કરવાની આજ્ઞા આપી. હરિશ્ચદ્રે કહ્યુ કે હુ કોઇ સ્ત્રીનો વધ નહી કરૂ ત્યારે તેણે કહ્યું કે તુ મારો દાસ છે એટલે તારે મારા કહ્યા પ્રમાણે કામ કરવુ જ પડશે.

હરિશ્ચદ્ર નિરાશ થઈ સ્મશાનમા ગયો તો ત્યા તારામતીને લઇ સિપાઇઓ આવેલા. તેનો વધ કરવાની આજ્ઞા કરી આ દ્રશ્ય જોઇ હરિશ્ચદ્ર દુઃખથી મુર્છિત થઇ ગયો. આ વખતે તારામતીએ કહ્યુ, પ્રાણનાથ ભલે મારો વધ કરો સત્યથી ન ડગો આપ પ્રમાણિકપણે તમારા ધણિની આજ્ઞા પાળો અને ઘા કરો આથી નિરૂપાયે રડતે હૃદયે હરિશ્ચદ્ર ધર્મની ખાતર તારામતીનો વધ કરવા તરવાર ઉગામી જેવો ઘા કરવા જાય છે કે તરત વિશ્વામિત્ર અને વસિષ્ટ પ્રકટ થયા અને તેનો હાથ ઝાલી ઘા કરતો અટકાવ્યો

વિશ્વામિત્રે કહ્યુ રાજા, તારા સત્યની પરીક્ષા થઈ ગઇ છે એમ કહી તેમણે રોહિત ઉપર મત્રીને પાણી છાંટયું તેથી તે જીવતો થયો. વિશ્વામિત્રે હરિશ્ચદ્ર ઉપર પ્રસન્ન થઇ પોતાના તપનુ ફળ તેમને આપ્યું પછી તેમણે હરિશ્ચદ્રનું રાજ્ય પાછુ આપ્યુ આ પછી હરિશ્ચદ્રે ઘણા વખ સત્યથી રાજ્ય ચલાવ્યુ અને તારામતી સાથે સ્નેહથી રહ્યા પુત્ર રોહિત મોટો થતા તેમણે તેને રાજ્યાભિષેક કર્યો

આવી રીતે સત્યની ખાતર હરિશ્ચદ્રે રાજ્ય પાટ છોડી દુખ સહન કર્યું સ્ત્રી, પુત્રનો વિયોગ સહન કર્યો ન વેઠવાનુ સકટ વેઠયું પણ ધમ ન છોડયો તો અત્યારે સત્યવાદી રાજા હરિશ્ચદ્રનુ નામ અમર થઇ ગયું છે.

---

## પ્રકરણ ૭૧ મું

### સગર

સગર રાજા હરિશ્ચદ્રના વશમા અવતર્યા હતા તેમના બાપનુ નામ બાહુક હતું. સગર રાજા મહા પરાક્રમી અને ધર્મિષ્ટ હતા. તેમને સુમતી ભાનુમતી બે સ્ત્રીઓ હતી. તેમણે ઘણા રાજાઓને જીતી રાજ્ય વધાર્યું હતું. આ રાજા ત્રેતાયુગમા થયા હતા તેમણે ચક્રવર્તીપણે રાજ્ય કર્યુ હતું. તેમની રાણી સુમતીને ઘણા પુત્રો હતા. અને ભાનુમતીને એક પુત્ર થયો હતો. સર્વ પુત્રો બળવાન હતા.

સગર રાજાએ ઘણા યજ્ઞ કર્યા હતા પછી સોમા અશ્વમેધ યજ્ઞ વખતે તેમના ઘોડાને ઇંદ્રે હરણ કરી પાતાળમા કપિલ મુનિ સમાધિમા બેઠા હતા ત્યાં બાંધ્યો હતા અશ્વને શોધવા સગરના પુત્રો ગયા તેમને શોધતા તે કપિલ મુનિના આશ્રમે ગયા. ત્યા અશ્વને જોઇ કપિલ મુનિ તે અશ્વને ચોરી લાવ્યા હશે તેમ માની તેમને મારવા લાગ્યા એટલે મુનિએ નેત્ર ઉઘાડી સગર રાજાનું સામુ જોતાંજ તે બળી ભષ્મ થઇ ગયા.

સગર રાજાએ પુત્ર પાછા ન આવતા અંશુમાનને તેની શોધે મોકલ્યો. તે શોધતો શોધતો કપિલ મુનિ પાસે આવ્યો અને ત્યા ઘોડો જોઇ મુનિની સ્તુતી કરવા લાગ્યો. મુનિએ તેને જોઇ કહ્યું આ અશ્વ લઇ જા, તારા કાકાઓની અહિ આ દશા છે માટે જો ગંગાજી અહિ આવશે તો તેમની મુક્તિ થશે આ પછી અંશુમાન ઘોડો લઈ ઘેર ગયો અને સગર રાજાને બનેલી વાત કહી પછી સગર રાજાએ યજ્ઞ પુરો કર્યો અને પુત્ર શોક માટે ઇશ્વરેચ્છા ઉપર આધાર રાખ્યો પછી તેમણે અંશુમાનને રાજ્ય સોપ્યુ અને પોતે વનમા ગયા અને ઘણો વખત ઇશ્વર ભક્તિ કરી મોક્ષ પામ્યા. આ રીતે સગર રાજા પોતાનું નામ અમર કરી ગયા છે પછી અંશુમાનના પુત્ર ભગીરથે તપ કરી ગંગાજીને લાવી પોતાના પૂર્વજોનો ઉદ્ધાર કર્યો હતો

---



# ભાગ ૭ મો

## જુદા જુદા ધર્મ સંસ્થાપકો

## પ્રકરણ ૭૨ મું.

### જૈન ધર્મ પ્રવર્તક
### અર્હંત—અરિહંત

જૈન ધર્મ પ્રવર્તક અર્હંતનો જન્મ બહાર પ્રાંતના પટણા શહેરમાં થયો હતો. જૈન ધર્મ પરલોકને માનતા નથી મહાત્મા ઋષભદેવ પરમહંસ થયા ત્યારે કોઇઅક નામે દેશના રાજાએ તેમના બાહ્યાચાર જોઈ બાહ્યકર્મનો ત્યાગ કરી તેમની પાસે દિક્ષા લીધી હતી એ વખતથી જૈન ધર્મ શરૂ થયો. તેમણે બૌદ્ધના જગત્ ક્ષણિક છે તે મતનું ખંડન કરી પોતાનો ધર્મ સ્થાપ્યો હતો તેમનો સિદ્ધાંત એવો છે કે જગતનો કર્તા એવો કોઇ ઇશ્વર સિદ્ધ થઇ શકતો નથી જે મુક્ત થઇ ગયા છે તેજ ઇશ્વર છે તેને જિન અર્થાત અરિહંત કહે છે, આત્મા સર્વ વ્યાપી કે એકપણુ માનતા નથી. જીવ અને અજીવ બંને અનંત છે, જીવ પ્રતિ શરીર ભિન્ન છે અનાદિ સિદ્ધ દ્રવ્યશક્તિ, પદાર્થોનો સ્વભાવ જડ ચેતનાદિ બતાવે છે અને કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરૂષકાર એ પાંચ ઉપાદાન મળવાથી વસ્તુ માત્ર બનતી જાય છે

જીવ અને અજીવ એ બે મુખ્ય તત્ત્વ છે એનો વિશેષ વિસ્તાર કરી સ્પષ્ટાર્થ માટે નવ તત્ત્વ માન્યા છે મોક્ષનાં ત્રણ સાધનો છે. સમ્યક દર્શન, સમ્યક જ્ઞાન, અને સમ્યક ચરીત્ર સમ્યક દર્શન એટલે અર્હંતના બોલેલા વચન સત્ય માનવા, સમ્યક જ્ઞાન એટલે જીવ જે સ્થિતીમાં હોય તે સ્થિતીમાં મમતા કે સંશય રહિત જ્ઞાન થાય તે. જ્ઞાન પાંચ પ્રકારનાં છે, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન. અવધિજ્ઞાન,

મન પર્યાય, કેવળજ્ઞાન, એ પાચ જ્ઞાન છે સમ્યક ચરીત્ર—પાતકને ઉત્પન્ન કરવાના કર્મનો ત્યાગ એના પાચ ભેદ છે તેમા અહિંસા, સુનૃત, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરીગ્રહ આ પાચ સાધનથી મોક્ષ થાય છે.

કર્મમા લપટાયેલો જીવ અધોગતિને પામે છે કર્મનો ક્ષય થતા મોક્ષ થાય છે મુક્ત થયેલો જીવ સિદ્ધ, ઇશ્વર, અર્હન, જિન, કેવલી વિગેરે નામને પામે છે મોક્ષ માટે તપ, ધર્મ, યોગાદિ અગો કરવા. અર્હતે જૈન ધર્મ પ્રવર્તાવી જૈન ધર્મ સબંધી ગ્રથો લખ્યા છે અર્હન ૪૦ વર્ષની ઉમરે થયા ત્યારે વીશુ નાગવશમાના દશમા રાજા મહાનદી મરણ પામ્યા, પછી એ ગાદી ઉપર નદરાજા આવ્યા ત્યારે અર્હતે ૯૯ વર્ષની ઉમ્મરે યુધિષ્ટર શક ૧૫૩૬ મા જેઠ વદ ૧૨ ના રોજ પુષ્કર તીર્થમા સ્વર્ગે ગયા

---

## પ્રકરણ ૭૩ મું.

---

### મહાવીર સ્વામી

જૈન ધર્મના ૨૪ તીથકર થયા છે, તેમા ૨૪ મા તીર્થકર મહાવીર સ્વામી થયા છે મહાવીર સ્વામી ક્ષત્રિકુડ નગરમા પાર્શ્વનાથના સ્વર્ગવાસ પછી ૨૫૦ વર્ષે થયા હતા. તેમના બાપનુ નામ સિદ્ધાર્થ હતું અને માનું નામ ત્રિશલા હતુ સિદ્ધાર્થ ઇક્ષ્વાકુવશમા પાવન દેશના રાજા હતા, તેમણે પોતાના પુત્રનુ નામ વર્દ્ધમાન રાખ્યુ હતું. સિદ્ધાર્થને બીજો પુત્ર નદીવર્દ્ધન અને પુત્રીનુ નામ સુદર્શના હતું

વર્દ્ધમાનનુ નામ મહાવીર પાડયુ હતુ મહાવીરને એક પુત્રી હતી તેનું નામ અનોજા અથવા પ્રિયદર્શના હતુ. મહાવીરે પુત્રી પ્રિયદશનાનુ લગ્ન પોતાના શિષ્ય જીમનિ સાથે કર્યુ હતું મહાવીર નાનપણથી મહા તેજસ્વી, શક્તિવાન, દયાળુ અને જ્ઞાની હતા તેમના માબાપ તેની ૨૮ વર્ષની ઉમ્મર થઇ ત્યારે મરી ગયા હતા. તેમણે ૩૦ વર્ષની અદરે સસાર ત્યાગ કરી સન્યાસ લીધો તે પછી બે વર્ષ સુધી તપ કર્યું અને તે પછી ધર્મ ફેલાવવામાં કાળ ગાળ્યો. તેમણે ઘણા દિવસ ઉપવાસ કર્યા હતા અને નાસિકાના અગ્રભાગે દષ્ટિ સ્થિર કરી મૌન વ્રત લીધુ હતુ.

એક વખતે રાજગૃહ તરફનો કોઇ ગોશાલ નામનો માણુસ તેમની

સગે આવ્યો, તે પણ જૈન મતમા ઘણાને લાવતો એ પછી મહાવીર કૌશબી ગયા અને ત્યા તે ગામના અધિપતિ શતાનીકે સારૂં સન્માન કર્યુ હતુ ત્યા ઘણા તેમના મતમા ભળ્યા હતા ત્યા મહાવીરે બાર વર્ષ તપ કર્યું હતુ, ત્યા જ તેમને દિવ્યજ્ઞાન થયુ હતુ ત્યા તેમણે ઇંદ્રિયોનો નિગ્રહ કર્યો હોવાથી જિનત્વ મેળવી પોતે દિવ્યજ્ઞાની થયા હતા મહાવીરે ૭૨ વર્ષની ઉમ્મરે, બિહાર દેશના અપાપપુરી—પાવાગઢમા દેહ છોડી મોક્ષ મેળવ્યો હતો મહાવીરે વેદ ધર્મના વિદ્વાનો સાથે ઘણીવાર વાદવિવાદ કર્યા હતા. તે વિવાદમા ગણધર અને ગણાધિપ બે બ્રાહ્મણોએ જૈન ધર્મ સ્વીકાર્યો હતો

મહાવીરને ઇદ્રભૂતિ અને સુધર્મ, અગ્નિભૂતિ વિગેરે ૧૧ શિષ્યો હતા ઇદ્રભૂતિનુ બીજુ નામ ગૌતમ હતુ જેથી જૈનો બૌદ્ધ ગોત્તમને મહાવીરના શિષ્ય તરીકે ઓળખાવે છે ઇદ્રભૂતિ પણ બ્રાહ્મણ હતો વ્યક્ત અને સુધર્મ બે બ્રાહ્મણો પણ જૈન ધર્મમા ભળી મહાવીરના શિષ્ય થયા હતા

જૈન ધર્મ અર્હતે ફેલાવ્યો અને તેને ૨૩ મા તિર્થકર પાર્શ્વનાથ તેમજ ૨૪ મા તીર્થકર મહાવીર સ્વામીએ પ્રવર્તાવ્યો છે મહાવીરના સાધુઓ દિગબર એટલે નગ્ન રહે છે હવે તો રગેલા વસ્ત્ર પહેરે છે છેલ્લા તીર્થકર મહાવીરે ઘણાને જૈન બનાવ્યા હતા.

મહાવીર સ્વામી અહિસાને મુખ્ય ધર્મ માનતા. શરીરને તપથી ક્લેશ આપવો એ ધર્મ ગણતા તે સત્ય પાળવા ઉપદેશ હતો સારા નરસા કર્મ સમજવાનો યત્ન કરવો. મહાવીરે ૩૦ વર્ષ સુખ ભોગવ્યુ, ૧૨ વર્ષ તપ કર્યુ અને ૭૨ વર્ષ જીવ્યા હતા

મહાવીર કર્મની સત્તા માનવાનુ કહે છે પાપ પુણ્યનુ ફળ ભોગવવુ પડે છે એમ કહેતા જીવ માત્ર ઉપર દયા રાખવી માયામા ફસાવાથી જીવ પાપમા પડી અધોગતિને પામે છે માટે માયાને કાપી નાખવા યત્ન કરવો. જૈનોના મદીરમા પુરોહીત બ્રાહ્મણ હોય છે, જૈનો તીર્થકરોની પુજા કરે છે, તેમ ઘણા દેવ દેવીને પણ માને છે તેઓ જીવહત્યા ન કરવી, સત્ય બોલવુ, સ્વભાવ સારો રાખવો, પતિ પત્નીએ એક બીજા ઉપર વિશ્વાસ રાખવો. અને પાર્થિવ વાસનાઓનુ દમન કરવુ એ નીતિના સિદ્ધાંતો માને છે.

જૈનોમા દિગબર અને શ્વેતાબર એવા બે ભેદ છે દિગબરો મહાવીરના શિષ્ય ગણાય છે તેઓ હાલ રંગેલા વસ્ત્ર પહેરે છે. દિગંબરો તીર્થંકરોની મુર્તિઓને વસ્ત્રાલકાર પહેરાવતા નથી, તેઓ સમાજર્જની (ઝાડુ)

અને કમંડળમા જળ હાથમા રાખી મુસાફરી કરે છે કોઈ જગાએ બેસતાં હાથમાના ઝાડુથી સાફ કરી બેસે છે કારણ કે જીવ હિંસા ન થાય. પાણી પોતાની પાસેનુ પીવે છે, કારણ બીજાનુ કદાચ ગાળ્યા વગરનુ હોય તો જીવ હીસા થાય વળી જૈનોમા યતિ અને શ્રાવક એવા બે ભેદ છે. જે ઉદાસીન કે સાધુ હોય તે યતિ કહેવાય છે તે ભીક્ષા માગી ખાય છે. અને શ્રાવકો સસારી હોય છે, તે યતિઓ—સાધુઓને ભિક્ષા આપે છે.

મહાવીર સ્વામી પછી જૈનોમા આઠ મત પડ્યા છે તેમા આઠમો નિન્હવ બોટીક થયો તેણે દિગંબરી મત ચલાવ્યો પહેલા બધા શ્વેતાંબરી હતા મહાવીર સ્વામી પણ દિગબર હતા.

શ્વેતાંબરો ધોળા વસ્ત્ર પહેરે છે. તેમા પણ ઘણા ભેદ છે. જૈનો મૂર્તિ પૂજાને પહેલાથી માને છે જપ, કથા, વાર્તાને તે વ્યાખ્યાન કે વખાણ કહે છે જૈનોમા લુપક નામના લેખકે નવો ધર્મ ચલાવ્યો તેના શિષ્ય વજરંગની પાસેથી સુરતના લવજી વોહોરાએ દિક્ષા લઇ મોઢે પાટી બાંધી અને એના ચેલાના ધર્મદાસ છીપાએ ઢુંઢીયાનો નવો પથ ચલાવ્યો. ઢુઢીયા પુજા, વખાણ વિગેરેને માનતા નથી પણ અહિંસા ધમ માને છે.

જૈનોમા ૨૪ તિર્થંકરો થયા છે તેમા આદિનાથ પહેલા તીર્થંકર થયા. તેમણે જૈનમત સ્થાપ્યો અને ૨૩ મા પાર્શ્વનાથ અને ૨૪ મા મહાવીર સ્વામીએ જૈનધમનો સારો ફેલાવો કર્યો હતો.

---

# પ્રકરણ ૭૪ મું.

---

## ખ્રિસ્તિ ધર્મ સંસ્થાપક.

### જીસસ ક્રાઇસ્ટ—ઈશુખ્રિસ્ત.

ખ્રિસ્તિ ધર્મ જીજસ ક્રાઇસ્ટે સ્થાપ્યો છે જીજસ ક્રાઇસ્ટનો જન્મ ઇ. સ ની પૂર્વે ૪ મા જેરૂસલેમ પાસેના બેથલેહેમ ગામે થયો હતો. તેની માનુ નામ મેરી અથવા મરીયમ હતું મરીયમ દયાળુ પરોપકારી અને ઇશ્વર ઉપર શ્રદ્ધાળુ હતી તેનો વિવાહ યાહુદી ધર્મના જોસેફ સુતાર સાથે થયો હતો પણ તેના લગ્ન થતા પહેલાજ તે ગર્ભવતી થઈ, જેથી જોસેફ વ્હેમાયો અને તેણે વિવાહ કરવાની ના પાડી મેરીને પુત્ર જન્મ્યો તે જીજસ ક્રાઇસ્ટ કહેવાયો જુડિયાના પાદશાહ હેરોડે જીજસનો જન્મ થયો છે અને તે પેગમ્બર ગણાશે એમ માની તેણે બેથેલ હેમની આસપાસ લશ્કરી ટુક-

હીએ મોટાંભી બે વર્ષની અંદરના છોકરાને મારવાનો હુકમ કર્યો, પણ આ વાત મેરીએ જાણવાથી તે જીજસને લઈ મીસરમા નાસી ગઈ

જીજસને જોઇતી કેળવણી ન મળવાથી તે સુનારનો ધંધો કરતો તે નાનપણથી ધર્મિષ્ટ હતો તે દરવર્ષે ધર્મકાર્ય માટે જેરૂસલેમ જતો. જ્યારે હેરોડે બાળકોની કત્તલ કરવા માડી ત્યારે યાહુદી ધર્મગુરૂ ઝાકઆરી આસની સ્ત્રી ઈલીઝાબેથ પોતાના પુત્ર જ્યોનને લઇ જગલમા નાસી ગઇ તે જ્યોન મોટા થતા પ્રથમ પેગબરનુ કામ શરૂ કર્યું અને ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરવા લાગ્યો. તે બધુ કાર્ય ક્રાઇસ્ટ માટે કરતો એમ કહેવાય છે તે જ્યોરડન નદીનુ પાણી છાટી બાપ્ટીસ્ટની ક્રિયા કરતો

જીજસ ક્રાઇસ્ટ આ નદી કિનારે જ્યોનને મળ્યો અને જ્યોને તેને બાપ્ટીસ્ટની ક્રિયા કરી પોતાનો સઘળો અધિકાર સોપ્યો પછી જીજસ ૩૦ વર્ષની ઉમ્મરે ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરવા લાગ્યો તેણે વનમા જઇ ૪૦ દિવસના ઉપવાસ કર્યા હતા આ નવા ધર્મની યાહુદીઓને ખબર પડવાથી તે ઘણા ઉશ્કેરાઈ ગયા ક્રાઇસ્ટ જગલમાથી આવી બેથઆબઆરામા ઉપદેશ કરવા લાગ્યો તેને પહેલા ૫ શિષ્યો થયા. તે પછી તે પોતાની મા મરીયમને મળ્યો તે ઈ સ ૩૦ મા નાઝરેથમા રહી ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ આપવા લાગ્યો

યાહુદીઓ તેના મતથી વિરૂદ્ધ હતા, ઘણીવાર તેઓ તેના ઉપર પથરા નાખતા તોપણ તેથી ક્રાઇસ્ટ હારી ન જતા ઉપદેશ આપતા તેને યાહુદીઓએ મારી નાખવાનો વિચાર કર્યો જેથી તે નાસી કાપરનોમમા ગયો આ વખતે હેરોડ આટીયાસે જ્યોનને મારી નાખ્યો તે પછી ઇશુ એક ટેકરી પર ઉભા રહી પોતે ખુદા તરફના પેગામો લાવ્યો છે એવુ જાહેર રીતે કહેવા લાગ્યો. તેથી તેના ૭૦ શિષ્યો થયા.

ઇશુએ તે શિષ્યોમાથી ૧૨ શિષ્યોને પાસે રાખ્યા યાહુદિઓ તેનો ઉપદેશ સાભળતા નહિ, યાહુદીઓ તેને કહેતા કે તુ દગલબાજ અને લુચ્ચો છે, તને સેતાનો તરફથી એમ કરવા કહેલું જણાય છે છતા ક્રાઇસ્ટે તે વાત ન માની પોતાનો ઉપદેશ આપવા માડયો ત્યારે યાહુદીઓએ તેને કહ્યુ કે તું ખુદા તરફથી આવ્યો છુ નિશાની શી ? ત્યારે ક્રાઇસ્ટે કહ્યુ કે તમે આ દેવળને ભાગી નાખો તો હુ તેને ત્રણ દિવસમા પાછુ હતું તેવુ કરી આપુ આથી યાહુદીઓ ગુસ્સે થઈ તેને પથરા મારવા લાગ્યા જેથી ક્રાઇસ્ટને નાસી જવુ પડયુ.

ક્રાઇસ્ટે ઘણા ચમત્કારો કર્યા છે એમ કહેવાય છે તેણે આધળા,

લુલાંને સાજા કર્યા હતાં, કહોડવાળાના કહોડ મટાડ્યા હતા, અનેક રોગો મટાડતા. ક્રાઇસ્ટે ઘણા લોકોને પોતાના ધર્મમાં દાખલ કર્યા છે યાહુદીઓ તેના ઉપર શત્રુભાવ રાખતા અને તેને મારી નાખવા મથતા. જેથી ક્રાઇસ્ટને ઘણીવાર સતાવુ પડતું જીજસનો શિષ્ય જુદાસ યાહુદીઓને મળી ગયો અને તેણે ક્રાઇસ્ટને સતાવાની જગ્યા યાહુદીઓને બતાવી જેથી યાહુદી લશ્કરી ટુકડી ત્યા ગઇ અને ક્રાઇસ્ટને પકડી ઘણો માર માર્યો

ઇશુને તે ટુકડી પકડીને યાહુદી ધર્મગુરુ કોઇ આસફ-જોસફ પાસે લઇ ગયા ત્યા તેને ઘણું દુઃખ દીધું સહવારમા યાહુદી ધર્મગુરુઓની સભા થઇ તેમા સર્વે એક મતે જીજસને ફાસીએ ચડાવવો એવો ઠરાવ કર્યો પણ ફાસીની સજા કરવાનો અધિકાર જુડિયાના ગવર્નર પાઇલેટને હતી, જેથી તેની પાસે જીજસને લઇ ગયા યાહુદીઓએ તેના ઉપર ખોટા તહોમતો મુકી તેને ગુન્હેગાર ઠરાવ્યો અને તે પછી તેને કોરડાનો ઘણો માર માર્યો જેથી તેના શરીરમાથી લોહી વ્હેવા લાગ્યુ મારથી તેનુ શરીર ફુલી ગયું. તેને ખુબ મારી તેને જ્યા ફાસી દેવાની હતી ત્યા ક્રુશ ઉપર લઇ ગયા પછી ક્રુશને જમીન ઉપર ખોસી જીજસને તેની ઉપર હાથ પગ લાબા કરાવી લોઢાના ખીલાથી જડી દઇ તેને મારી નાખ્યો આ સ્થિતિમા તેને અત્યત દુઃખ થયુ

આ વખતે પણ તે ધૈર્યથી ઉપદેશ આપતો તેણે અનેક સકટો સહન કર્યા પણ ઇશ્વર ઉપરથી શ્રદ્ધા છોડી ન્હોતી તે સત્યને રહાતો, પાપને ધિક્કારતો, તેણે પોતાનો ધર્મ ચલાવ્યો તેના શિષ્યો કાઇ વિદ્વાનો ન્હોતા છતા અત્યારે તેનો ધર્મ ઘણા લોકો પાળે છે તેના ધર્મની ગાદી ઇટાલીના રોમ શહેરમા સ્થપાઇ, તેની ગાદી ઉપર બેસનારા પોપ કહેવાય છે, તેની સત્તા રાજા અને પ્રજા ઉપર વધી ધર્મ વિરૂદ્ધ વર્તનારને પોપ શિક્ષા કરતો તેની અત્યત સત્તા હોવાથી કેટલાકે તેમની સત્તા ન માનવાથી તેમાથી ત્રણ પથ નીકળ્યા પ્રોટેસ્ટટો, પોપને માનતા નથી, રોમન કેથોલિક પોપને માને છે અને ગ્રીક એમ ત્રણ પથ છે. આ ત્રણ પથમાં પણ જુદા જુદા ઘણા પથો છે

રોમન કેથોલિક મદિરમા ઇશુની મા મેરી અને સેન્ટ જોનની મુર્તિઓની પૂજા ચાલે છે. ઇશુના શિષ્ય સેટ પોલ અને સેટ મેથ્યુસે બાઇબલ રચ્યુ છે. આ ધર્મમા ઇશ્વરને નિરજન નિરાકાર જ્યોતિસ્વરૂપ માને છે. બાઇબલને માને છે સત્ય બોલવુ ચોરી ન કરવી કુકર્મ ન કરવુ, બીજા પ્રાણીનો આત્મા મનુષ્ય જેવો શ્રેષ્ઠ નથી એમ માને છે



## પ્રકરણ ૭૫ મું.

## મુસલમાની ધર્મ સંસ્થાપક

### હજરત મહંમદ—પેગંબર.

મુસલમાનો હજરત મહમદ પેગબરને માને છે મહમદ પેગબરનો જન્મ મક્કામા સને ૫૭૦ મા થયો હતો. તેમના બાપનુ નામ અબ્દુઅલ્લા અને માનુ નામ આમેના હતુ મહમદના બાપના બાપ અબ્દુલ મોતાલિબે મક્કામા જમજમ નામનો કુવો ખોદાવ્યો હતો તે મીઠા પાણીનો હતો. આરબ લોકોમા દરેકના જુદા ઈષ્ટદેવતા હતા તે પોતાના દેવને નર બળી કે બીજાં પ્રાણીઓના બળીદાન આપતા તેમા મહમદ સાહેબના બાપ અબ્દુઅલ્લા બળીદાનમાં આપવાના હતા તેમાથી બચી ગયા હતા તે ૨૫ વર્ષની ઉમરે મદીનામા મરી ગયા જેથી તેમના સ્ત્રી આમેના મરવા તૈયાર થયા હતા પણ તેવામા તેમને ઇ સ ૫૭૦ મા પુત્રનો જન્મ થયો

મહમદ સાહેબના મા દુર્બળ હોવાથી તેમને ધાવણ આવતુ નહોતુ. તેથી તેમણે એક પહાડી સ્ત્રીની પાસ મહમદને ધવરાવવા મોકલ્યા તે મહમદને પોતાની સાથે લઇ ગઇ ત્યા પોતે ૫ વર્ષના થયા ત્યારે ઘેર આવ્યા આમેના તેને તેડી મદીના આવી અને થોડા વખત પછી તે પણ મરી ગઇ જેથી મહમદને અબ્દુલ મોતાલિબને સોપ્યા ત્યા ઉછરી મોટા થયા. તેમને કાબતુલ્લા મદિર સાચવવા જવુ પડતુ ત્યારે મહમદને સાથે લઇ જતા કાબતુલ્લામા લોકો અપવાસ કરી પ્રાર્થના કરી કાળા પથ્થરને ચુંબન કરતા. આ જોઇ મહમદને પણ ધર્મના સસ્કાર પડયા તેમની આઠ વર્ષની ઉમ્મરે અબ્દુલ મોતાલિબ મરી જતા પોતે કાકા આબુતાલેબને ત્યા રહ્યા. મહમદને લખતા વાચતા આવડતુ નહિ. તે કાકા સાથે ઘણા દેશોમા વેપાર અર્થે મુસાફરી કરતા, તેથી તેમને ઘણુ શીખવાનુ મળ્યુ.

મહમદ સાહેબની યાદદાસ્તી ઘણી હતી. એક ખ્રિસ્તી સાધુ બાહીરા મહમદની બાહોશી જોઇ ઘણા ખુશી થયા હતા. તેમણે ઘણા ધર્મોપદેશ-

કોના ઉપદેશ સાભળી તે પ્રમાણે મનમા યાદ રાખતા. મહમદ સાહેબ બસરાથી મક્કા આવ્યા પછી ત્યા કુરેશીને બકુઇન વશની લડાઇમા તેમણે ઘણી બ્હાદુરી બતાવવાથી તેમની પ્રખ્યાતિ થઇ તે બકરા ચારવા જગલમા જતા ત્યા ઘણા વિચારમા પોતે લિન થતા. તેમના કાકાએ તેમને ખતીજા નામની વિધવાને ત્યા તેમને નોકર રખાવ્યા, તેમણે વેપારથી ખતીજાને ઘણુ ધન મેળવી આપ્યુ જેથી તે ખતીજાએ તેમની સાથે લગ્ન કર્યુ આ વખતે મહમદની ઉમ્મર ૨૮ વર્ષની અને ખતીજાની ઉમ્મર ૪૦ વર્ષની હતી.

મહમદને તે પછી કાસિમ અને ઇબ્રાહીમ એ પુત્રો અને જેનેબ, રૂકઇયા યાકોબામ અને ફાતમા ચાર પુત્રીઓ થઇ. પુત્રો નાનપણુમાં ગુજરી ગયા. આ વખતે રોમન લોકોના જુલમથી યાહુદીયો અરબસ્તાનમા આવ્યા હતા તેઓ મૂર્તિ પૂજા કરતા તેઓ મેરી અને ઇશુની પૂજા કરતા આ વખતે મક્કામા ધોળે દિવસે લુટ થતી અને મારા મારી ચાલતી વ્યભિચાર પણુ વધ્યો હતો.

આ જોઇ મહમદ સાહેબે લોકોને ધર્મ રસ્તે વાળવાનો વિચાર કર્યો. અને નવો ઇસ્લામી ધર્મ ફેલાવવાનો વિચાર કર્યો. પોતે ધનવાન સ્ત્રી સાથે પરણ્યા હતા એટલે કમાવાની ચિતા ન્હોતી

સર્વથી પ્રથમ સને ૬૧૧ મા તેમણે પોતાની સ્ત્રી ખતીજાને કહ્યુ કે મને ઝબ્રીયલ ફીરસ્તો આવી અલ્લાનો હુકમ ફરમાવી ગયો છે કે તુ તારા દેશમા જઈ ખરા ધર્મનો બોધ કર કે ઇશ્વર એક છે મુર્તિ પૂજા ઉપર તેણે કોપ કર્યો છે અને તેના પેગબર મહમદના વચન ઉપર વિશ્વાસ રાખો આ વાત ખતીજાએ સત્ય માની મૂર્તિ પૂજા છોડી તેજ પતિની શિષ્યા બની તેમ તેણે પોતાની પુત્રીઓ અને ગુલામ ઝૈયદને તે ધર્મમા આણ્યા. મહમદે પોતાના કાકાના પુત્ર અલીને અને એક મુખી અબુબકરને પોતાના ધર્મમા લીધા

મહમદ સાહેબે આવી રીતે પ્રથમ ૧૩ શિષ્યો કર્યા અને બીજા ત્રણુ વર્ષની અદર ૨૪ શિષ્યો થયા, આ સર્વ મહમદને માન આપતા અને અન્યને ઇસ્લામી ધર્મમા દાખલ કરતા મહમદે મક્કાના સત્તાવાળાને પોતાના ધર્મમા દાખલ કર્યા. એક દિવસે તેમણે પોતાના સગાને જાફત આપવા નિમિત્તે બોલાવી બધાને પોતે પેગબર છે એવુ સમજાવવા લાગ્યા, તેમણે મૂર્તિપૂજાની જાહેર નિદા કરવાથી તે લોકો તેમના ઉપર ગુસ્સે થયા અને તેમના ઉપર લાકડીઓ મારવા માંડી અને મહમદને મારી

નાંખવા ઉભા થયા પણ તેમના કાકા અબુતાલિબના સમજાવવાથી તે બચી ગયા આ પછી કુરેશી આરબો તેમની જાન ઉપર હુમલો કરવા લાગ્યા.

મહમદે કાબતુલ્લા મદિરની મુર્તિઓની નિંદા કરવા માંડી જેથી લોકોએ તેમના ઉપર હુમલો કરી તેમને ગુંગળાવી નાખ્યા તે વખતે પણ તેમને અબુબકરે બચાવ્યા છતા મહમદ સાહેબ ઉપદેશ આપવા લાગ્યા એટલે કુરેશીઓ તેમના ઉપર જુલમ કરવા લાગ્યા જેથી ૮૨ પુરુષો અને ૧૮ સ્ત્રીઓ મહમદ સાહેબની આજ્ઞાની લાલ સમુદ્રની પાર એબીસીની યામા જઇ રહ્યા. વળી મહમદનો એક સગો ઓમર પણ તેમના પથમા ભળ્યો, તે પછી મહમદની સ્ત્રી ખતીજા ૬૪ વર્ષની ઉમ્મરે મરણ પામી અને મહમદના કાકા અબુતાલિબ પણ ગુજરી ગયા મહમદને કુરેશી આરબો ઘણુ સતાવવા લાગ્યા જેથી પોતે નાસીને તાઇફ શહેરમા ગયા. ત્યા પણ દેવીને માનનારા લોકો તેમને પજવવા લાગ્યા એટલે પોતે મક્કા આવ્યા

અહિ મદિનાના લોકો યાત્રા માટે આવ્યા હતા તેમાના ઘણા મહમદને પેગબર તરીકે માનવા લાગ્યા મદિનામા ઇસ્લામી ધર્મ દાખલ થવાથી કુરેશીઓએ મહમદને મારી નાખવા માટે કેટલુંક ઇનામ જાહેર કર્યુ મક્કાનો ગવરનર અબુસોફીયાન પણ મહમદના ખાસ શત્રુ હતો તેથી મહમદ અલીન પોતાનો ઝભ્ભો પહેરાવી મદિના નાસી ગયા ત્યા ઘણા લોકો તેમને પેગબર તરીકે માનવા લાગ્યા

મહમદ સાહેબ મક્કાથી મદીના ઇ સ ૬૨૨ મા નાસી આવ્યા ત્યારથી હીજરી સન શરૂ થયા મક્કાવાળાઓએ મહમદ સાહેબને મારી નાખવનો વિચાર કર્યો હતો. મહમદ હમેશા નમ્ર બોલતા અને કહેતા કે ધર્મનો ફેલાવો કરવા માટે શસ્ત્રને બદલે વચનનો ઉપયોગ કરવો લોકોએ નો તેમના શિષ્યોને અને તેમને દુખ દેવા ધાર્યુ એટલે શત્રુ આરબોને કાબુમા લઇ નરમાશને બદલે તરવાર ચલાવી તેમને તાબે કરવાનો તેમણે ઉપાય કર્યો અને તેમને કહ્યુ કે લડાઇમા મરનારને સ્વર્ગ મળશે અને અપ્સરા પરણશે જેથી લુંટ કરનારા આરબોએ તરવાર ચલાવી ટોળાબંધ એકઠા થઇ હથીયાર લઈ કુરેશી લોકોના વેપારની વસ્તુઓ ભરેલા ઉટ લુટાવ્યા. પછી કુરેશી ઉપર ત્રણ હુમલા કર્યા અને ચોથો હુમલો રમજાનના દિવસોમા કર્યો

મહમદ સાહેબે કુરેશીની વેપારની વણઝાર લુટાવી અનેકને કેદ કર્યા જેથી મદિનામા લોકો ઉશ્કેરાયા તેમને શાંત કર્યા ફરી લુંટ ચલાવવાની

પાછી આજ્ઞા કરી જંગલી આરબો લુંટની લાલચથી મહમદ સાહેબના ધર્મમા આવ્યા. આવા લડાયક લોકો એકઠા થવાથી કુરેશીઓએ પણ ત્રણેક હજારનું સૈન્ય લઇ તેમની સાથે લડાઇ કરવા આવ્યા. અને ઓહદ પહાડ પાસે મોટી લડાઇ થઇ તેમા મહમદની હાર થઇ. તે પછી મહમદ ૪૦૦ સારા શિષ્યો સાથે સને ૬૨૮ મા હજને બ્હાને મક્કા ગયા, પણ કુરેશીઓએ તેમને અંદર પેસવા દીધા નહી જેથી પાછા આવ્યા.

મહમદ સાહેબે પછી દેશાવરના રાજાઓને પત્ર લખાવ્યા કે તમે સર્વ એક અલ્લા અને પેગંબર મહમદને માનો તેની કાંઇ સારી અસર થઇ નહિ પણ ખાલેદ અને ઓમર તેમનામા ભળ્યા. તેમને મહમદે સરદારી આપી ખાલેદને 'અલ્લાની તરવાર' નો ઇલ્કાબ આપ્યો પછી બધાએ ૧૦ હજાર માણસોનુ સૈન્ય લઇ મક્કા ઉપર ચઢાઇ કરી. મક્કાવાળા સૈન્ય વધુ જોઇ સામે ન થતા તાબે થયા કુરેશીઓના મુખીએ ઇસ્લામી ધર્મ માન્યો તેમાના ૪ જણને મહમદ સાહેબે ફાસીની શિક્ષા કરી અને મક્કા તાબે કર્યું પછી મહમદ સાહેબે ઉંટ ઉપર બેસી કાબતુલ્લા મંદિરની સાત વાર પ્રદક્ષિણા કરી અને તેમના સાથીઓએ મંદિરની અંદરની દેવની મૂર્તિઓનો અને ધોરોનો નાશ કર્યો તે પછી એક પ્રાંત સિવાય આખા અરસ્તાનમા ઇસ્લામી ધર્મ શરૂ થયો

મહમદ સાહેબ સાદા, ધંધો કરતા, વાચાળ, ધર્મિષ્ટ અને જે ખરૂં લાગ્યુ તેને સાચું માનનારા હતા જ્યારે તેમનો પ્રાણ લેવાનો શત્રુઓએ વિચાર કર્યો ત્યારે જ તેમણે શસ્ત્ર ચલાવવાની આજ્ઞા આપી. મહમદ સાહેબ તે વખતે જે ધર્મનો બોધ આપતા તે તેમના સાથીઓ લખી લેતા અને તેનો પાછળથી જે સંગ્રહ કરીને એક ગ્રંથ કર્યો તેને કુરાન કહે છે.

મહમદ સાહેબને એક યાહુદણ સ્ત્રીએ ઝેર આપવાથી તે સને ૬૩૨ મા મરી ગયા હતા. તેમને પુત્ર ન હતો પણ તેમનો ભત્રીજો અલી તેમનો વારસ હતો તેની સાથે પોતાની પુત્રી ફાતમા પરણાવી હતી તેને હસન અને હુસેન બે પુત્રો થયા મહમદ સાહેબ મરી ગયા પછી તેમની સ્ત્રી આયસાએ કહ્યુ કે હજરત મહમદ સાહેબે કહ્યું છે કે મારા [illegible] અબુબકરે સર્વ અધિકાર ચલાવવો, આ વાત પ્રજાએ માની એટલે અબુબકર ખલીફા થયા અને અલીનુ કાંઇ ચાલ્યુ નહિ

મહમદ સાહેબની બીજી સ્ત્રી હાફસાના પિતા ઉમ્મરને મહંમદે જ મોટા સરદારની જગા આપી હતી. તેણે પોતાની સરદારી ઉસમાનને આપવાથી ઉસમાન ખલીફા થયા. જેથી વળી અલીનું કાંઇ ન ચાલ્યુ અબુબ–

કરના પુત્રે ઉસ્માનને મારી નાખ્યો ત્યારે અલીને સરદારી આપવાથી ઈસ્લામી ધર્મમા પાછળથી શીયા અને સુન્ની એવા બે ભેદ પડી ગયા છે. સુન્ની લોકો અબુબકર, ઉમ્મર અને ઉસ્માનને ઈમામ તરીકે માને છે અને શીયા તેમને ન માનતા અલીને ઇમામ તરીકે માને છે.

મહમદ સાહેબ ખુદા—પરમેશ્વર એક છે એમ માનતા તે અદ્વૈત જ્યોતિ સ્વરુપ છે, અવતાર લેતો નથી, અને તેની જ્યોતિ આપણા શરીરમા રહેલી ચૈતન્યની જ્યોતિને મળતી છે એમ કહેતા તેણે આપણા શરીરના આત્માને ઉત્પન્ન કર્યો છે આત્માથી અંત:કરણ, અને અંતકરણથી સર્વ શરીર પ્રકટયુ છે આ નુર હમેશા ચમકે છે તે સર્વ વ્યાપક છે અને તેની બંદગી કરવાથી પ્રસન્ન થાય છે જેથી સત્ય બોલવુ, પવિત્ર રહેવુ. સર્વ શક્તિમાન એક ખુદા છે બંદગીનો રસ્તો બતાવનાર પેગંબર છે અને મહમદ પેગંબર છેલ્લા પેગંબર છે સાચુ બોલવુ, ચોરી, ખુન, વ્યભિચાર, અન્યાય ન કરવો, માદક પદાર્થનો ઉપયોગ ન કરવો, દયા રાખવી, સર્વ પર ભાઈ જેવો સ્નેહ રાખવો વ્યાજ ન ખાવુ, માંસ મદિરાનુ પ્રકરણ ન કરવુ, રોજ પાંચ વખત નમાજ પઢવી, રોજા પાળવા, કલમો પઢવી, ખરાબ વિચારો ન કરવા એ ઈસ્લામી ધર્મના સિદ્ધાંતો છે.

ખુદા–પરમેશ્વર સિવાય બીજો કોઇ દેવ નથી અને મહમદ પેગંબર ખુદાનો સંદેશો લાવનાર છે, સર્વ શુભ કાર્ય ખુદા–પરમાત્માને અર્પણ થાઓ એવા તે કલમા પઢે છે પીર, પેગંબર ને ફકીરને તેઓ માને છે દરઘને કે કબરને પુષ્પ, ધુપ, દીપથી પૂજી શ્રીફળ વધેરે છે મક્કાના કાબતુલ્લા મંદિર તરફ જોઇ નમાજ પઢવાનો રીવાજ છે મક્કામા કાબતુલ્લા નીચે ઝમઝમ નામે કુવો છે તેના પાણીથી યાત્રાળુઓ ન્હાવાથી પવિત્ર થયેલા ગણે છે તે પાણીને વાસણમા ભરી ઘેર લાવે છે ત્યાં મંદિરમા પવિત્ર એવા કાળા પથ્થરને સાતવાર ચુંબન કરે છે.

મરણ પામેલા માણસોને કયામતના દિવસે એકજ વખતે જીવતા કરીને ખુદા ઇન્સાફ કરશે, સારા કર્મ કરનારને પોતાની પાસે રાખી નઠારા કર્મ કરનારને નરકમા નાખશે એમ માને છે પુનર્જન્મને માનતા નથી તેઓ સ્વર્ગને જીનત કહે છે અને નર્કને દોજખ કહે છે. પરમેશ્વરને ખુદા, અલ્લા, હકતાલા, મૌલા, કરીમ, બાકય એવાં નામ કહે છે. સંપ્રદાયમાનો હજરત મહમદ પેગંબરને માને છે.



# પ્રકરણ ૭૬ મું.

## પારસી ધર્મ સંસ્થાપક

### મહાત્મા જરથોસ્ત

પારસી ધર્મ સસ્થાપક જરથોસ્ત ઇ સ. પૂ. ૧૫૭૧ મા ઇરાન દેશના તેહેરાન નામના રહે ગામમા થયો હતો. જરથોસ્ત એ પારસીઓના પેગ-બર ગણાય છે. તેમની માતુ નામ પોઉરૂ અસ્પ અને માનુ નામ દાગડો હતુ તેમના બાપ ફ્રેદુન બાદશાહના વશમા થયા હતા. જરથોસ્તને એક સ્ત્રી હતી અને તેમને ૩ પુત્રો અને ૩ પુત્રી હતા

જરથોસ્તે પોતાના શાસ્ત્રમા પૂર્ણ જ્ઞાન મેળવી મુર્તિપૂજા અને જાદુ વિગેરેના વ્હેમો સામે થઇ નિરંજન નિરાકાર ઇશ્વરને માનવાનો ઉપદેશ કરી પ્રથમ બાકટ્રીયામા ધર્મ ફેલાવ્યો પછી ઇરાનમા ગયા તે પછી બલ્ખ શહેરના કેટલાક માણસોને પોતાના ધર્મમા લીધા

પોતે ૩૦ વર્ષની ઉમ્મરે ધર્મનો પેગામ લઇ ઈરાનના શહેનશાહ ગુસ્તાસ્પના દરબારમા ગયા. ત્યા અન્યધર્મીઓની સભા થઈ તેમા મહાત્મા જરથોસ્તે વિવાદ કરી અન્ય ધર્મવાળાઓનુ ખડન કર્યું છતા ગુસ્તાપ રાજાએ કોઇ અન્ય ધર્મવાળાની ઉશ્કેરણીથી જરથોસ્તને કેદ કર્યો,

એક વખતે રાજાને કાઇ પીડા થઇ, ઘણા ઉપાય કર્યા છતા આરામ ન થવાથી તે જરથોસ્તે કહેવરાવ્યુ કે જો તમે મને મુક્ત કરી મારો ધમ કબુલ કરો તો હું તમારો રોગ મટાડુ રાજાએ તે વાત કબુલ કરવાથી મહાત્માએ તેનો રોગ મટાડયો જેથી રાજાએ સેબીયન ધર્મ છોડી જરથો-સ્થનો મત સ્વીકાર્યો અને જરથોસ્તે પોતાની ૪૦ વર્ષની ઉમ્મરે નવો ધર્મ સ્થાપ્યો પછી જરથોસ્તે બાકટ્રીયાના રાજાને પોતાના ધર્મમા લીધા. તેણે સિથીયાના રાજાને કહ્યુ કે તમે જરથોસ્ત ધર્મ પાળો તો હું તમારી ખંડણી આપું. તેથી એ રાજાએ બાકટ્રીયાના રાજા ઉપર ચડાઇ કરી બલ્ખ શહેર લઇ લીધું. અને પેગંબર જરથોસ્થ અને બીજા ૮૦ ઉપાધ્યાયોને મારી નાખ્યા, પછી બાકટ્રીયાના રાજાએ સૈન્ય સાથે ચઢાઇ કરી શિથીય-નોને મારી નાખ્યા અને રાજ્ય પાછુ મેળવ્યું. પછી તેમણે જરથોસ્થ ધર્મ સારો ચલાવ્યો. મહાત્મા જરથોસ્તે ૭૭ વર્ષની ઉમ્મરે શત્રુ રાજાની તર-

વારના ધાથી દેહ છોડયો હતો. જરથોસ્ત ધર્મ પ્રમાણે પરમેશ્વર એક અને અનાદ્યંત છે. સત્ય શુભ કર્મની આધષ્ટાતા શક્તિ હોરમઝદ છે અને અસત્ય અશુભ કર્મની અધિષ્ટાતા શાકત અહેરીમન છે. ફીરસ્તાઓ મનુષ્ય જાતિની વ્યવસ્થાઓનો નાશ કરવા મથે છે પણ તેને ફાવવા દેતા નથી અને હોરમઝદનો જય થાય છે.

જંદમાં પરમેશ્વરને અહુરાજ કહે છે મોટા દેવ હોરમઝદ ગણાય છે બેહેસ્ત સ્વર્ગમા વસે છે તેઓ મુર્તિ બનાવતા નથી પણ આકાશને જુપિટર દેવ ગણી તેને ઉચી જગાપર જઈ ભોગ આપે છે સૂર્યને આફતાબ, મીથ રાશ કે મેહેરયજદ કહે છે ચદ્રને મહાતાબ, એનીઇટીમ ને અરદુઇશુરબાક કહે છે ઇશ્વરના પાક નુરમાથી પેદા થયેલી અગ્નિની જ્યોતિ છે. તેથી આતસ-અગ્નિ તેની ઓળખાણ આપનાર છે

તેઓ સૂર્ય અથવા જગતમા વ્યાપી રહેલા આતસ, અગ્નિમા ચદન, ગુગળનો સુગધી પદાર્થ હોમી હોમ, હવન, ધુપ કરી હોરમઝદની સ્તુતિ કરે છે વાયુ, પાણી, પૃથ્વી એ તત્ત્વોને પણ માને છે કુકર્મ કરવુ નહિ, અસત્ય બોલવુ નહિ, જીવહિસા ન કરવી, આચારવિચાર પાળવો, તેમ ન વર્તનાર પાપી ગણાય છે સ્નાન કરવુ, પવિત્ર રહેવુ, દયા, ક્ષમા રાખવી સત્સગ કરવો આલડછેટ ન રાખવી, પાણી ગાળીને પીવુ, પાપ પુણ્યનો હિસાબ અહુરમઝદ રાખે છે માટે તેની આજ્ઞા પાળવી વિગેરે જરથોસ્થ ધર્મના સિદ્ધાતો છે

જદ ભાષા અને સસ્કૃતમા થોડો ફેર છે હિદુ જેને શીર કહે છે તેને જરથોસ્તીઓ સુરવદેવ કહે છે હિદુની માફક જરથોસ્તો પણ એક પરમાત્માને માને છે જરથોસ્તી પારસીઓ તેમ હિદુઓ આર્ય કહેવાય છે જરથોસ્તીઓ અનેક દેશોમા ફરી પારસ્તામા જવાથી પારસી કહેવાય છે

જરથોસ્ત ધર્મમા બ્રાહ્મણોની પેઠે ઉત્તરીય વસ્ત્ર નહિ હોય તો તેને બદલે એક વધુ યજ્ઞોપવિત પહેરવુ. પારસીઓ ઘેટાના ઉનનુ યજ્ઞોપવિત પહેરે છે તેને કુસ્તી કહે છે તે કેડે બાધે છે અને તેને પવિત્ર ગણે છે. ઉત્તરીય વસ્ત્રને બદલે સદરો શરીર ઉપર રાતદિવસ રાખે છે

પારસીઓ અગ્નિ જેમા રાખે છે તેને અગીયારી કહે છે તેમા અગ્નિનો કુડ હોય છે જેમા સુખડ વિગેરે હોમે છે હિદુઓ માફક તેઓ અગ્નિ, સૂર્ય, પાણી સમથી ઇશ્વરની પ્રાર્થના કરે છે ધર્મક્રિયામા ગૌમુત્રનો ઉપયોગ કરે છે તેમની ઘણી ક્રિયાઓ આર્યધર્મને મળતી છે, તેમના પવિત્ર ગ્રથોમા અવસ્તાજદ વિગેરે ઘણા ગ્રથો છે.

મહાત્મા જરથોસ્તે જરથોસ્તધર્મ ચલાવ્યો તે ધર્મ હાલ પારસી લોકો માને છે અને જરથોસ્તને તેઓ પેગબર તરીકે માને છે

---



# ભાગ ૮ મો.

## ધર્મિષ્ટ ભક્તો.

## પ્રકરણ ૭૭ મું.

### તુલસીદાસ

તુલસીદાસ રામના ખરા ભક્ત થઇ ગયા તેમનો જન્મ સવત ૧૬૩૧ મા યમુના નદીના કાંઠે ચિત્રકોટથી આઠ ગાઉ ઉપર રાજાપુરી ગામ છે ત્યાં થયો હતો તુલસીદાસના બાપનુ નામ આત્મારામ હતું અને સરવરીયા બ્રાહ્મણ હતા. તેમને ૧૦ વર્ષે જનોઇ આપી વેદનુ અધ્યયન કરાવ્યુ પોતે બુદ્ધિવાન અને જ્ઞાની હતા તેમની સ્ત્રીનુ નામ મમતાદેવી હતુ.

તુલસીદાસના પત્ની મમતાદેવી પતિવ્રતા અને સાધ્વી હતા. તે પોતાના પતિ ઉપર પ્રેમ રાખતા તુલસીદાસને પોતાની સ્ત્રી ઉપર અત્યત પ્રેમ હોવાથી તે તેમને અત્યત વ્હાલા અને સ્ત્રીથી ઘડીવાર પણ વેગળા ખસતા નહિ. તેમને સ્ત્રી વગર ચેન પડતુ નહિ એવા તે વિષયાસક્ત હતા. તે મમતાદેવીને પોતાની પાસેથી પળ પણ ખસવા દેતા નહિ.

એક વખત મમતાદેવીની મા માંદા હોવાથી તેમને તેમના પીયેર-માથી તેડવા આવ્યુ, તુલસીદાસે પોતાની સ્ત્રી તેને પીયેર જાય તે ઠીક ન લાગવાથી મોકલવાની ઘણી ના પાડી પણ લોક લજ્જાથી તેમના માએ મમતાદેવીને પીયેર મોકલવી પડી આ વખતે તુલસીદાસ નદીએ ન્હાવા ગયા હતા. ત્યાથી આવ્યા પછી ઘેર પોતાની સ્ત્રી મમતાદેવીને ન જોતાં તરતજ ઉઘાડા પગે અને ઉઘાડા માથે, ખભે ધોયેના ધોતીયા સાથે ઉઘાડા શરીરે જેવા નદીએથી આવ્યા હતા તેવાજ પોતાની સ્ત્રીને મળવા પોતાને સાસરે ગયા અને ત્યા મમતાદેવી પોતાના ભાઈ ભાડુ સાથે વાત કરતા હતા ત્યાથી સામેથી પોતાના પતિ તુલસીદાસને આવતા જોયા, અને તરત ઉઠીને બહાર આવી પતિને કહ્યું કે હજુ તો હું હમણાજ અહીં આવી છુ તેવામાં

તમે મારી પાછળ પાછળ આવા વેશે કેમ આવ્યા ? લોકો શું કહેશે ! જરા શરમ તો રાખો. તમે મારી પાછળ ફરશો તો લોકો વાતો કરશે. આવો આંધળો પ્રેમ તમે મારી ઉપર રાખો છો તેવો જ જો આપ પરમાત્મા ઉપર પ્રેમ રાખો તો આપ આ ભવસાગર તરી જાઓ।

આટલું સાંભળી તુલસીદાસને સ્ત્રી પ્રત્યે ઘણું લાગી આવ્યું અને પોતાને વૈરાગ્ય ઉત્પન્ન થયો. પોતાને આ વિષયાસક્તપણું ઠીક ન લાગ્યું, તરત તે સ્ત્રી પાસથી પાછા વળ્યા અને ઘેર ન જતાં વનમાં ગયા. સ્ત્રી પ્રતિનો મોહ ઉતરી ગયો અને તે પ્રેમ પ્રભુ ઉપર ચોંટયો.

ઈશ્વરને શોધવા તે વનમાં ગયા. સર્વ સંસાર વ્યવહારનો ત્યાગ કર્યો. કોઇ આપે તો ખાવું પણ ભીખ ન માગવી એવું અયાચક વ્રત લઇ રામનું ભજન કરવા લાગ્યા. તેમને હનુમાનના દર્શન થયા, અને હનુમાને રામના દર્શન કરાવી સાક્ષાત્કાર કરાવ્યો.

તુલસીદાસના મઠમાં એક વખતે ચોર ચોરી કરવા પેઠા હતા તેમને રામ ધનુષ્ય લઈ અટકાવ્યા હતા. તે ચોર તુલસીદાસના શિષ્ય હતા. તેમણે ઘણા ચમત્કારો કર્યા છે. તુલસીદાસ તીર્થ યાત્રા કરતા મથુરા અને વૃન્દાવન ગયા ત્યાં ભક્તમાળના કર્તા નાભાજીનો મેળાપ થયો હતો. તુલસીદાસ પોતાના ગુરુ જગન્નાથદાસ સાથે ઘણા તીર્થોમાં ફર્યા હતા. ત્યાંથી કાશી આવ્યા.

તેમણે પોતાની ૩૧ વર્ષની ઉમ્મરે રામાયણ નામનો ગ્રંથ લખ્યો હતો. તે અત્યારે તુલસીકૃત રામાયણના નામથી પ્રસિદ્ધ છે, કાશીમાં તેમણે એક મઠ અને સીતારામનું મંદિર બંધાવ્યું છે. તે મહાયોગી, ભક્ત અને સિદ્ધ હતા. તેમણે રામાયણ સિવાય બીજા પણ ઘણા ગ્રંથો લખેલા છે. તેમના ગ્રંથો વ્રજભાષામાં છે. તેઓ શકે ૧૬૨૪ માં ૪૬ વર્ષની ઉમ્મરે ગંગા કિનારે સ્વર્ગસ્થ થયા હતા.

---

## પ્રકરણ ૭૮ મું.

---

### નરસિંહ મહેતા.

નરસિંહ મ્હેતા પ્રભુના પરમ ભક્ત થઇ ગયા છે. નરસિંહ મ્હેતા વડનગરા નાગર બ્રાહ્મણ હતા અને જુનાગઢના રહેવાસી હતા. તેમના પિતાનું નામ વત્સરાજ હતું. તેમના મોટા ભાઇનું નામ વંશીધર હતું. મા બાપ નાનપણમાં ગુજરી જવાથી નરસિંહ મ્હેતા મ્હોટાભાઇ પાસે ઉછરી.

મોટા થયા હતા નરસિંહ મ્હેતાની સ્ત્રીનુ નામ માણેક હતુ  તેમને એક પુત્ર અને એક પુત્રી હતા પુત્રનું નામ સામળદાસ અને પુત્રીનુ નામ કુવરબાઇ હતું

નરસિંહ મ્હેતા સત્યવાદી, શાન્ત અને દયાળુ હતા  તેને નાનપણથી સાધુસગ કરવાની ટેવ હતી તે કાઇ વધુ ભણ્યા ન્હોતા તેમ કાઇ ધધો રોજગાર પણ કરતા નહિ અને નવરા બેસી રહેતા તેમને તેમના મોટાભાઇની વહુ ઝવેર ઘણી વખત કહેતી કે આમ નવરા કેમ બેસી રહો છો કાઇ ધધો રોજગાર કરો એક વખતે તેમની ભાભીએ એવુ મ્હેણુ માર્યુ કે જેથી તરત પોતે શહેર બહાર ગોપનાથ મહાદેવમા ચાલ્યા ગયા અને સાત દિવસ ઉપવાસ કરી શિવનુ ધ્યાન કરવા લાગ્યા તે પછી પોતે ગોકુળ મથુરા ગયા, અને ત્યા એક વૈશ્નવ સાધુ પાસે વિદ્યાભ્યાસ કરી જ્ઞાની થયા

નરસિંહ મ્હેતા તે પછી ઇશ્વર ભજન ગાતા, અને ભજનો બનાવતા ત્યા જઈ તેમના ભાઇ તેમને તેડી લાવ્યા પછી પોતે જુનાગઢમા જુદુ ઘર રાખી રહેવા લાગ્યા  તેમના સ્ત્રી પણ તેમની સાથેજ રહેવા લાગ્યા સસારમા રહેવા છતા પોતે સાધુ તરીકે સસારનો મોહ છોડી રહ્યા, તે પોતાને ત્યા સાધુ સતોને તેડતા અને ભજનો ગવરાવતા ગળામા તુલસીની માળા પહેરતા, ગોપીચદનનુ ટીલુ કરતા તેમને પખાજ ને ઝાઝ સાથે ભજન ગાવાની ઘણી ટેવ હતી. પોતે કૃષ્ણ પરમાત્માનુ ભજન ગાતા જ્યા ભજન થતુ હોય ત્યા નરસિંહ મ્હેતા પોતાનુ ગમે તે કામ પડયુ મુકી જતા.

એક વખતે પોતાને ત્યા પોતાના પિતાનુ શ્રાદ્ધ હતુ અને તેથી બ્રાહ્મણો જમાડવાના હતા પોતે બજારમા સીધુ લેવા ગયા ત્યા એક ભજન મડળી બેઠી હતી તેમા ભજન કરવા બેસી ગયા. અને ઘેર શ્રાદ્ધ છે તે ભૂલી ગયા, એટલે શ્રી કૃષ્ણે નરસિંહ મ્હેતાનુ રૂપ લઇ તેમને ઘેર જઈ શ્રાદ્ધનુ કામ પુરૂ કર્યું હતુ  તેને ત્યા સાધુઓ રહેતા તે પડયા પાથર્યા રહેતા પોતે તાલસૂર સાથે ભજન ગાતા અને નૃત્ય પણ કરતા પોતે કૃષ્ણ ભક્તિ કરતા પોતે અજાચકવૃત્તિ રાખતા જે કોઇ ખુશીથી આપે તે લેતા અને પોતાના કુટુબનુ પોષણ કરતા જેથી ઘણા શ્રીમતો તેમને આશ્રય આપતા

એક વખતે તેમની પુત્રી કુવરબાઇને સીમત હતુ ત્યારે તેનુ મામેરૂ તેમને કરવુ પડે તેમ હતુ પોતે સસારી હોવા છતા વ્યવહારમા ચિત્ત ન્હોતું જેથી લોકો પુત્રીનુ મોસાળુ શી રીતે કરશે એમ ધારી તેમની મશ્કરીઓ

કરતા આ વખતે તેમણે શ્રી કૃષ્ણના નામની હુંડી લખી હતી અને તે હુંડી શ્રીકૃષ્ણે વેપારીનો વેશ લઈ સ્વીકારી હતી તેમના પુત્ર સામળદાસના લગ્ન વખતે પણ તેમની પાસે પૈસા ન હોવા છતા પરમાત્માએ તેમની લાજ રાખી હતી ને પુત્રને પરણાવ્યો હતો

એક વખતે કોઇ યાત્રાળુ હુંડી લખાવવા તેમની પાસે આવ્યો, જેની પાસે રૂ ૭૦૦) લઈ તેમણે દ્વારકામા શામળશાહના નામ ઉપર હુંડી લખી હતી અને તે હુંડીના રૂપિયા તે યાત્રાળુને દ્વારકામા શ્રીકૃષ્ણે શામળશાનો વેશ લઈ આપ્યા હતા નરસિંહ મ્હેતા કૃષ્ણના પરમભક્ત હતા તેમના ભજનો હજુપણ પ્રજામા ભાવથી ગવાય છે તેમની વર્તણુકથી લોકો તેમને નિંદતા પણ ખરા તેમના પ્રભાતીઆ ઘણા ઉત્તમ છે નરસિંહ મ્હેતા અને મીરાબાઇના ભજનો પ્રજાને હજુ પણ ઘણા રસમય લાગે છે તેમણે શ્રી કૃષ્ણની રાસક્રિડાના વર્ણનનુ રાસમંડળ નામનું પુસ્તક ગુજરાતી ભાષામા લખ્યુ છે તે પરમભક્ત અને કવિ પણ હતા તેમનુ નામ આજે ઘેરે ઘેર કાયમ છે

---

## પ્રકરણ ૭૯ મું.

---

### સુરદાસ.

સુરદાસ ભક્ત જાતે બ્રાહ્મણ હતા તેમનુ નામ બિલ્વમંગળ હતુ, તેમના બાપનુ નામ રામદાસ હતુ બિલ્વમંગળના બાપ નાનપણમા મૃત્યુ પામ્યા હતા. નાનપણમા તે ખોટી સોબતને ચઢી ગયા હતા અને તેથી એક ચિન્તામણિ નામે વેશ્યા સાથે તેમને પ્રેમ થયો હતો. બાપના શ્રાદ્ધના આગલે દિવસે બિલ્વમંગળ ચિન્તામણિ પાસે ગયો હતો, અને કાલે જરૂર આવીશ એમ કહી ઘેર આવ્યો હતો બીજે દિવસે તેના બાપનુ શ્રાદ્ધ હતુ શ્રાધ કરાવતા જ તેણે ચિન્તામણિને ત્યા જવાનો વિચાર કર્યો અને એટલે ગોરને કહી તાકીદે શ્રાદ્ધ પુરૂ કરાવી તે ચિન્તામણિ પાસે જવા નીકળ્યો તેનુ ચિત્ત ચિન્તામણિમા લાગી રહ્યુ હતુ.

મધ્યરાત્રે તે ચિન્તામણિને ત્યા જવા નીકળ્યો, વરસાદ વરસતો હતો, અંધારી રાત હતી, નદી ઓળંગી પેલી બાજુ જવાનુ હતુ. વરસાદથી નદીમા પુર આવતા નદી બે કાંઠે વ્હેતી હતી પુર એટલું વધારે હતુ કે હોડીઓ પણ ચાલતી ન્હોતી. બિલ્વમંગળે ખારવાને હોડી મુકવા ઘણુ કહ્યુ પણ

તેના માન્યામા તે વાત ન આવી તોપણ ચિન્તામણિમા તેનુ મન એવુ લુબ્ધ થયુ હતુ કે તે તરત નદી તરી જઇ સામે પાર જવા નદીમા પડયો તેનુ ચિત્ત અત્યારે ચિન્તામણિમા હતુ આગળ તરતો જાય ને ડચકા ખાતો આગળ ચાલ્યો આગળ એક મડદુ તણાતુ જતુ હતુ તેને લાકડુ સમજી તેને ઝાલી તે નદી પાર ઉતર્યો ત્યાથી ચિન્તામણિને ઘેર ગયો, તેનું બારણુ બધ હતુ

રાત્રિ અધારી હેવાથી, તેણે બારીએ ચઢી ઉતરવાનો વિચાર કર્યો. તે બગમા જઇ એક ભીત સાથે દોરડા જેવુ લટકતુ જણાયુ તે ઝાલી તે ઉપર ચઢી ચિન્તામણિના ઘરમા ગયો અહીં રાત્રે બિલ્વમગળ ચિન્તામણિને ત્યા ગયેલો હોવાથી તેણે ધાયુ કે આ ચોર હશે બિલ્વમગળ થાકથી અને ટાઢથી બેહોશ થઇ અદર પડયો ચિન્તામણિએ દીવો લાવી જોયું તો બિલ્વમગળને જોયો તેને સાવધ કરી તેણે કહ્યુ કે અરે, બિલ્વમગળ, આવી અધારી રાત્રે, વરસાદમા, નદીનુ પુર આવ્યુ છે છતા તમે શી રીતે આવ્યા ? આ સામળી બિલ્વમગળે બનેલી વાત કહી જેથી ચિન્તામણિને ઘણુ આશ્ચર્ય થયુ, તેણે તે ખરૂ કહે છે કે ખોટુ તેની ખાત્રી કરવા દીવો લઇ બારી પાસે ગઇ, તો ત્યા દોરડુ ન્હોતુ પણ સાપ હતો, નદી પાસે જોયુ તો ત્યા લાકડુ ન્હોતુ પણ શબ હતુ આ જોઇ તે ઘણી ગભરાઇ કહેવા લાગી કે તમે શુ ગાડા તો નથી થયા ! આ તે મડદુ છે કે લાકડુ ? આ સાપને પકડતા તમને બીક પણ ન લાગી !

આથી બિલ્વમગળે કહ્યુ એ બધુ તારા પ્રત્યે મારો એટલો બધો પ્રેમ છે તે બતાવે છે ત્યારે ચિન્તામણિએ કહ્યુ કે અરે, જો એટલો પ્રેમ મારા કરતા ભગવાનમા રાખશો તો તમારી મુકિત થશે, હવે મિથ્યા વિષયના કીટ બની દુ ખ કેમ વેઠો છો ! તમે હવે આવા ખોટા મોહમા ન પડો આ વચનો બિલ્વમગળને બાણ જવા લાગ્યાં

બિલ્વમગળને ચિન્તામણિના વચન ખરા લાગ્યા અને તરત ચિન્તામણિનો ત્યાગ કરી પ્રભુભક્તિ કરવા માટે ચાલી નીકળ્યો તેનુ હૃદય પ્રભુ નીરખવા તલસી રહ્યું વળી એક વખતે એક વેપારીની રૂપવતી સ્ત્રીને જોઇ તેને મોહ થયો, ત્યારે તે સ્ત્રીએ કહ્યુ કે તારા નેત્ર તને અવળે રસ્તે વાળે છે, અને મોહમા નાખે છે મને જોતા તને મોહ થાય છે તેવોજ મોહ પ્રભુને જોતા થાય તો તારૂં કલ્યાણ પણ થાય, આ સાભળી વળી તેને વૈરાગ્ય ઉપજ્યો. તેને સમજાયુ કે. મારા નેત્ર જ મને મોહમા ફસાવી અવળે રસ્તે વાળે છે. ધિક્કાર છે મને અને મારા નેત્રને માટે હવે તે ફોડી નાખું

કે ફરી કોઈ વસ્તુ ઉપર મોહ ન થાય, આમ કહી તેણે પોતાના નેત્રો ફોડી નાખ્યા અને તે સ્ત્રીને માતા કહી ત્યાથી આધળો બની ચાલ્યો ગયો

બિલ્વમગળ ત્યારથી સુરદાસ કહેવાયો અને પછી પ્રભુના દર્શન માટે પ્રભુ ભક્તિ કરવા લાગ્યો. પછી એકાગ્ર ચિત્તે રામનુ નામ જપતો તે ફરતો. એક વખત તે હરિના ધ્યાનમા હતો ત્યા સામે એક ગોવાળનો પુત્ર દીઠો, તેને તે ઓળખી શક્યો નહિ અને પ્રભુનુ ધ્યાન ભગ થવાથી દુખી થવા લાગ્યો ત્યારે ગોવાળ પુત્રે કહ્યુ તમે મારા પર ઘણો પ્રેમ રાખો છો માટે હું તમારો શબ્દ સાભળી આવુ છુ, પછી ગોવાળ પુત્ર સુરદાસને દોરી વૃદાવન લઇ ગયો ત્યા સુરદાસે હરિના દર્શન કરવાની ઇચ્છા કરી, ગોવાળ પુત્ર તેજ પ્રભુ હતા, તેમણે તરત પોતાનુ રૂપ બદલી સુરદાસને દર્શન આપ્યા, આ વખતે સુરદાસ દેખતા થયા, તેના હૃદય ચક્ષુ પણ ઉઘડી ગયા, ને તેને દિવ્ય જ્ઞાન થયુ

સુરદાસે પોતાનુ જીવન હરિભજનમા ગાળ્યુ પોતે કવિ પણ હતો તેણે સુરસાગર નામે ભજનનો મોટો ગ્રથ બનાવ્યો છે પોતે કૃષ્ણ ઉપાસક હતો ભજન કીર્તન કરી હરિનો સાક્ષાત્કાર કર્યો હતો વલ્લભ સપ્રદાયના આઠ મહા કવિઓમા સુરદાસ પહેલા કવિ ગણાય છે, કાશીથી એક ગાઉ ઉપર શિવપુરીમા તેમની સમાધિ છે

## પ્રકરણ ૮૦ મું.

### નામદેવ

નામદેવ એ દક્ષિણમા થઇ ગયા છે તે પણ ઉત્તમ ભક્ત અને કવિ થયા છે તેમનો જન્મ પઢરપુર પાસે ગોકુળપુરમા શક ૧૨૦૦ મા થયો હતો તેમના પિતાનુ નામ દામોદર અને માનુ નામ ગુણાબાઈ હતુ જાતે દરજી હતા. તેમના માબાપ વિઠ્ઠલનાથજીના ભક્ત હતા નામદેવ નાનપણથી ઉત્સાહી, દયાળુ, ધર્મિષ્ટ અને ભક્ત હતો

નામદેવ દુધ પીને રહેતા. આઠ વર્ષની ઉમ્મરથી તેમનુ મન ભક્તિમા જોડાયુ હતું એક વખતે તે પોતાની માને માટે બાવળના છાલ લેવા ગયા ત્યા કોહાડી વતી બાવળને ટચકો મારતા તેમાથી રસ નીકળ્યો તેથી તેને લાગ્યુ કે બાવળને વાગવાથી તેના શરીરમાથી લોહી નીકળ્યુ, એ હિંસા દોષથી તેને ઘણુ લાગી આવ્યુ અને તે પછી ઇશ્વર ભક્તિ કરવા લાગ્યા.

એક વખતે તે ભજન મંડળી સાથે ઓચ્છવ કરવા જતા હતા, ત્યાંથી તેમને શાહાજી મ્હારાજે ફોજ મોકલી પકડી મંગાવ્યા ત્યાં તેમણે એક મરેલી ગાયને જીવતી કરી તેથી મહારાજાએ તેમના ઉપર પૂજ્યભાવ ગણ્યો હતો, વળી તે એક વખત જ્ઞાનદેવ સાથે મારવાડમાં ગયા હતા. ત્યાં એક દિવસે તેમને તરસ લાગી એટલે નામદેવે પ્રભુ ભક્તિ કરી જેથી કુવાનુ પાણી બહાર વ્હેતુ થયુ તે તેમણે પીધુ હતુ એ કુવો હજુ મારવાડમા છે એમ કહેવાય છે

નામદેવ જગન્નાથજીની યાત્રાએ ગયા હતા ત્યા ભજન ગાવા લાગ્યા ત્યારે ગોર લોકોએ તેમને કહ્યુ કે અહી ગોત્રાટ થાય છે માટે પાછળ જાઓ એટલે પોતે પાછળ જઈ પ્રભુની ભક્તિ કરવા લાગ્યા જેથી મંદિર પશ્ચિમાભિમુખ થયુ અને જગન્નાથજીએ તેમના સામે મુખ કર્યું એવુ કહેવાય છે

તેમને શતકોટી અભંગ કરવાના હોવથી તેમણે ૯૯ કરોડ, ૯૬ લાખ અભંગ કર્યાં હતા અને ચાર લાખ બાકી રહ્યા તે તુકારામે પુરા કર્યાં હતા તે અભંગ કવિતા રચવામા ઉત્તમ કવિ થઈ ગયા છે તેમણે હરિ પાઠ નામનો મરાઠીમા સારો ગ્રંથ લખ્યો છે પોતે શકે ૧૨૫૦ મા ૫૦ વર્ષની ઉમ્મરે દેહ છોડી દીધો

---

## પ્રકરણ ૮૧ મું.

### શ્રી જ્ઞાનેશ્વર મ્હારાજ

શાકે ૧૧૯૭, ઇ સ ૧૩૨૮ મા પુનાથી ઉત્તરે ૧૨ મૈલપર ઇંદ્રાયણી નદીના કિનારાપર આવેલા આળંદી અથવા અલકાપુરી ગામમા આ મહાત્માનો જન્મ થયો હતો. તેમના જન્મની તિથિ નિશ્ચિતપણે જણાઇ નથી જાતે યજુર્વેદી બ્રાહ્મણ હતા અને તેમના પિતાનુ નામ વિઠ્ઠલપંત તથા માતાનું નામ રુકમાબાઇ હતુ,

### શ્રી વિઠ્ઠલપંત.

તેમના તીર્થરુપની પૂર્વપીઠિકા જાણવા જેવી છે તેમનો જન્મ પૈઠણમા ગોદાવરીના કિનારાપર આવેલા આપે ગામમા થયો હતો. વિઠ્ઠલપંત ગોવિંદપંત નામના કુલકર્ણીના એકના એક પુત્ર હતા વિઠ્ઠલપંત સુશીલ અને વિદ્વાન્ હોવા સાથે ભગવદ્‌ભક્ત પણ હતા અને કૌમાર અવસ્થામા

જ યાત્રા કરવા નિકળ્યા હતા. ફરતા ફરતા આળદી આવ્યા આળદીમા તેમની જ યોગ્યતાના શિદોપત નામે મોટા ભાવિક અને અતિથિ વગેરેનો આદરસત્કાર કરવામા ઉત્સુક બ્રાહ્મણ રહેતા હતા તેઓ વિઠ્ઠલપતને પોતાને ઘેર તેડી લાવ્યા. શિદોપતને રુકમાબાઈ કરીને એકની એક પુત્રી હતી. શિદોપંતની વ્યાવહારિક સ્થિતિ સારી હતી અને પુત્રી સદ્ગુણની મૂર્તિરુપ હતી સ્વાભાવિક રીતે જ તેણીને માટે યોગ્ય પતિ મેળવવાની ચિતાશિદો-પતને થયા કરતી તેમનુ મન તે જ ચિતામા ગુથાયેલું હોવાથી, વિઠ્ઠલ પત આવતા જ, તેમનુ લક્ષ્ય તેના આચારવિચાર ઉપર અધિક ગયુ અને તેને સ્વસ્વભાવાનુસાર જોઇ પોતાનો જમાઇ થવા યોગ્ય ગૃહસ્થ અનાયાસે ઘેર બેઠા આવ્યો હોય એમ લાગ્યુ નિદ્રારથ થતા શ્રી પઢરીનાથે પોતાના પરમભક્ત શિદોપતને સ્વપ્ન આપી, વિઠ્ઠલપતને કન્યાદાન દેવા આજ્ઞા કરી. સહવારે ઉઠી નિત્ય કર્મ કરી વિઠ્ઠલપતને રાત્રિની પોતાના ઇષ્ટ દેવની આજ્ઞા વિદિત કરી, પણ તેટલાથી વિઠ્ઠલપતનુ સમાધાન થયુ નહીં યાત્રાએ નીકળેલા મનુષ્યને આવો પ્રસગ અણધાર્યો પ્રાપ્ત થતા તેમ થાય, એ સ્વાભાવિક છે, છતા શિદોપત જેવા સત પુરુષનુ અપમાન ન થાય માટે, વિઠ્ઠલપતે કહ્યુ, "સ્વપ્નની આજ્ઞાનુસાર તેને પોતાને કઇ પ્રતાપ જણાય તો તે નિશ્ચિતપણે માને " ઇશ્વર કૃપાથી તેની ઇચ્છાનુસાર વિઠ્ઠલપતને દૃષ્ટાંત મળ્યુ તે તુલસી વન આગળ નિદ્રાસ્થ હતા, ત્યા સ્વપ્નમા શ્રી પાડુરગે દર્શન આપી કહ્યુ, "તારામા જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ હોવાથી તારાપર મારો અનુગ્રહ છે, માટે મારી આજ્ઞા છે કે, શિદોપતની પુત્રી રુકમાબાઇ સાથે તારે લગ્ન કરવા, ઉભય ભક્તશિરોમણિ છો તમને ત્રણ પુત્ર રત્ન અને એક સદ્ગુણશિરોમણિ કન્યારત્ન થશે."

સહવાર થતા વિઠ્ઠલપંત કઇક ઉદાસીન દેખાયા કારણ તેમની મનોવૃત્તિ લગ્ન તરફ હાલ નહોતી પછી શિદોપતને સ્વપ્નની વાત કહી અને પોતાની ઉદાસીનતા પણ દર્શાવી. શિદોપતે તેમનુ સમાધાન કર્યું કે, શ્રી પંઢરીનાથની આજ્ઞાનુસાર વર્તવુ, એ જ ઇષ્ટ છે, સિવાય કહ્યું કે, "તમે જેમ તમારા માતાપિતાને એકના છો, તેમ જ મારી રુકમા પણ છે. મારી આજીવિકાના માલિક તમે જ છો, નિર્વાહની ચિતા છે જ નહીં." એવી રીતે સમાધાન કીધા પછી લગ્નતિથિ જોતા જણાયુ કે, શુભ તિથિ પણ નજીક છે વિઠ્ઠલપતના માતાપિતાનુ ગામ ૧૦૦ ગાઉ દૂર હોવાથી તેમને તેટલા વખતમા બોલાવી શકાય, એ અપ્રભવિત જણાયુ વિઠ્ઠલપત પોતે એકના એક પુત્ર હતા અને પોતાના માતાપિતાને આ શુભ પ્રસગનો

લાભ નહીં મળે તે જાણી ખેદ કરવા લાગ્યા. પણ ઇશ્વરેચ્છા સમજી તેમણે સર્વ શક્તિમાનની આજ્ઞાનુસાર વર્તવા નિશ્ચય કર્યો.

શિદોપંતે મોટા ઉત્સાહથી લગ્ન સમારંભ કર્યો, ગામમા સર્વને મોટો આનંદોત્સવ થયો, સર્વનો યોગ્ય સત્કાર કર્યા બાદ ચાર દિવસે પોતાના કુળાચાર પ્રમાણે શિદોપંતે વરકન્યાને શ્રી વિઠ્ઠલનાથના દર્શને લઇ જવાની ઇચ્છા દર્શાવી, યાત્રા પ્રસંગ પુનઃ પ્રાપ્ત થયેલો જોઇ વિઠ્ઠલપંત પાછા ઉલ્હાસમા આવ્યા. શિદોપંતે શ્રી પંઢરીનો મહિમા પણ ઘણો કહ્યો -"ધન્ય ધન્ય પંઢરપુર, પવિત્ર ક્ષેત્રમા બીજું એવું ક્ષેત્ર નથી, તારાગણમા ચંદ્ર, ધાતુમા સુવર્ણ, રત્નમા કૌસ્તુભ, તપસ્વીમા શંકર, કીર્તિમાનમા વિષ્ણુ, પક્ષીમા ગરૂડ, વૃક્ષમા પીપળો, મંત્રમા ગાયત્રી, નામમા રામકૃષ્ણ, સ્થાવરમા હિમાલય, તેમ જ સર્વ તીર્થમા પંઢરી ઉત્કૃષ્ટ છે! અયોધ્યા, કાશી, વગેરે છે, પણ તે સર્વમા કંઇ સ્વાર્થ છે, કારણ ત્યા પિતૃશ્રાદ્ધ, માતૃશ્રાદ્ધ વગેરેની આવશ્યકતા છે, પંઢરીની યાત્રા કેવળ ઇશ્વર પ્રાપ્ત્યર્થ હોવાથી અને ત્યા બધા ભૂતો વિષે સમભાવ રાખવાની આવશ્યકતા હોવાથી, પંઢરીનો મહિમા ઘણો છે" શિદોપંતનો ઉપર પ્રમાણેનો આત્યંતિક ભક્તિભાવ જોઈ વિઠ્ઠલપંતને આનંદ થયો અને શ્રી પંઢરીનાથનાં દર્શન માટે અધિક આતુર થયા યથાવિધિ યાત્રા કરી આળંદી પાછા ફર્યા કેટલાક દિવસ આનંદમા ગાળી, વિઠ્ઠલપંત પોતાની અપૂર્ણ રહેલી યાત્રા પૂર્ણ કરવા નિશ્ચય કરી, શિદોપંતની આજ્ઞા લઈ, નીકળ્યા મલ્લિકાર્જુન, ગિરિવ્યંકટેશ, અરુણાચળ, પંપાસરોવર, ગોકર્ણ, શિવકાંચી, વિષ્ણુકાંચી, મદુરા વગેરે થઇ શ્રી સેતુબંધ રામેશ્વર આવી ત્યા થોડા દિવસ સ્થિતિ કરી, પાછા ફરતા કાર્તિક સ્વામી, મહાબળેશ્વર, કોલ્હાપુર, કૃષ્ણાસંગમ વગેરે ક્ષેત્રની યાત્રા કરી આળંદી પાછા ફર્યા ત્યાર બાદ પોતાના માતાપિતા ગોવિંદપંત અને નિરુબાઇ, જે પુત્રવિયોગથી સતપ્ત હતા, તેમને મળી સંતુષ્ટ કર્યા અને સર્વ વૃત્તાંત વિદિત કર્યું.

ગોવિંદપંત વૃદ્ધ થયા હતા, તેથી વિઠ્ઠલપંતપર સર્વ સંસારકાર્યભાર આવી પડયો પોતે ભગવદ્ ભક્ત હોવાથી વિશેષ કાળ ભગવત કીર્તનમા ગાળતા, તેથી કુલકર્ણી હોવા છતા વિશેષ લક્ષ વ્યવહારમા આપી શકતા નહી. થોડો કાળ વીત્યા પછી તેમની માતા નિરુબાઇએ તુલસીને પાણી નાખતા નાખતા જ દેહત્યાગ કર્યો. ત્યારબાદ થોડેકાળે તેના પિતા ગોવિંદપંત પણ સ્વર્ગસ્થ થયા મુળથી જ ઉદાસીન વૃત્તિવાળા વિઠ્ઠલપંત માતાપિતાના વિયોગ પછી વિશેષ ઉદાસીન થયા. શિદોપંતને એ વર્તમાન પહોંચતાં જ પોતે આપેગાવ આવ્યા અને વિઠ્ઠલપંતના મનનુ સમાધાન કર્યું.

તેમની ઇચ્છાનુસાર તેમની સર્વ મિલકત ધર્માદા કરાવી, તેમને પોતાને ગામ પોતાને ત્યાં જ રહેવા લઇ ગયા આનંદી જઈ રહ્યા બાદ દિવસે દિવસે વિઠ્ઠલપંતની વૃત્તિ વધુ વધુ ઉદાસીન થતી ગઇ અને એક દિવસ પોતાની પત્ની રુકમાબાઇ આગળ પોતાનો સન્યાસ લેવાનો વિચાર દર્શાવ્યો રુકમાબાઇને આ વાત સાભળતા જ ઘણુ દુ ખ થયુ માતાપિતા વૃદ્ધ, સતાન નહીં, સાસુ સસરા નહીં, પોતાની યુવાવસ્થા અને પતિ સન્યાસ લેવાની તૈયારીમા ! આવી સ્થિતિમા કોઇ પણ સ્ત્રીને ધૈર્ય રહે નહીં એ સ્વાભાવિક છે પોતાના પિતાને આ વાત નિવેદન કરી અને વિઠ્ઠલપંતનો વિચાર બદલાય એવો પ્રયત્ન કરવા અને શાસ્ત્ર રીતે પુત્ર થયા સિવાય સન્યાસ લેવાય નહીં એમ સમજાવવા, વિનતિ કરી. પિતાએ આશ્વાસન દીધુ અને કહ્યુ કે તારી આજ્ઞા સિવાય સન્યાસ લેવાશે નહીં, માટે ભૂલેચુકે તારે આજ્ઞા આપવી નહીં, પરતુ ભાવી મિથ્યા થતુ નથી તે પ્રમાણે એક દિવસ રુકમાબાઇથી કહેવાઇ ગયુ કે “ હા જાઓ, ઇચ્છાનુરુપ કાર્ય કરો ! ” વિઠ્ઠલપંત તો ખરી ખોટી આજ્ઞાનીજ રાહ જોતા હતા, એટલે તે શબ્દ આજ્ઞા પ્રમાણે માની લઇ સમય જોઇ નિકળી પડયા અને મોટી મોટી યાત્રા કરતા કરતા કાશી આવ્યા ભાગીરથી સ્નાન કરી ત્યાના પ્રસિદ્ધ સિદ્ધ પાદ-પનેશ્વરના દર્શન કરી, તેમના પગપર માથુ મુકી, પોતાને ચતુર્થાશ્રમમા લેવા વિનતિ કરી મહાત્માએ તેમ કરવાનુ કારણ પૂછ્યુ અને નાની વયમા પૂર્ણ વિચાર કર્યા વગર સન્યાસ ન લેવાય, એમ જણાવ્યુ તથા સ્ત્રી વગેરે છે કે નહી, તે વિષે ખુલાસો પૂછ્યો વિઠ્ઠલપંતે પોતાની ઉદાસીનતા એ જ કારણ કહ્યુ પણ સ્ત્રી સબધીનો ઉત્તર ગમે તે કારણથી નકારમા આપ્યો સ્વામીએ તે હકીકત સાભળી અને વિઠ્ઠલપંતની વિરકતતા જોઇ યથાવિધિ મત્રદીક્ષાયુક્ત સન્યાસ આપ્યો

કેટલોક કાળ વીત્યા બાદ આળંદીમા આ વર્તમાન પહોચતા જ રુકમાબાઇને અનિવાર્ય દુ ખ પ્રાપ્ત થયુ સમરાનુ નામ ડુબ્યુ, સૌભાગ્ય સમુદ્રનુ સન્યાસાગ્નિએ પાન કીધુ, તેણીના માતાપિતાને પણ એકજ પુત્રીનુ દુ ખ જોઇ ઘણુ કષ્ટ થયુ, છતા તેણીનુ સમાધાન કરી અશ્વત્થની પૂજા કરવા પુત્રીને કહ્યુ.

વિઠ્ઠલપંત કાશીમા ગુરુ પાસે રહ્યા છે કેટલેક દિવસે ગુરુ યાત્રાએ નીકળ્યા અને ફરતા ફરતા આળંદી આવી જ્યા રુકમાબાઇ અશ્વત્થની પૂજા કરે છે ત્યા ઉતર્યા રુકમાબાઇ તે મહાત્માને પગે પડી કે, મહાત્મા, “ અષ્ટપુત્રા સૌભાગ્યવતી ભવ ! ” નો આશીર્વાદ આપ્યો ! તે સાભળી

રુકમાબાઇને સ્વાભાવિક રીતે જ હાસ્ય આવ્યુ તેને હસતી જોઈ સ્વામીએ કારણુ પૂછ્યુ, ત્યારે રુકમાબાઇએ સવિસ્તર હકીકત જણાવી, આવી તરુણ સ્ત્રી છોડી સન્યાસ લેનાર ને આપનાર ઉભયને શિક્ષા કરવી જોઇએ, એમ સ્વામીને લાગ્યુ તેથી તેમણે રુકમાબાઇના પતિ વિષે વિશેષ તપાસ કરી તેમ કરતા જણાયુ કે, જેને પોતે સન્યાસ આપ્યો છે તે જ આ સ્ત્રીનો પતિ છે, એમ જાણતા જ પોતાને અત્યત ખેદ થયો અને વિઠ્ઠલપતે અસત્ય ભાષણુ કીધુ તે જાણી વધુ ખેદ થયો, પછી રૂકમાબાઇના માતાપિતાને બોલાવી તેમને પોતાની સાથે કાશી આવવા કહ્યુ. તે મહાત્માએ તેમને જણાવ્યુ કે, જ્યારે આ રુકમાબાઇના પતિને પાછો ગૃહસ્થાશ્રમ કરાવીશ ત્યારે જ મારૂ પોતાનુ પ્રાયશ્ચિત થશે એથી પોતે યાત્રાનો વિચાર માંડી વાળી કાશી પાછા ફરવાનો નિશ્ચય જણાવીને કહ્યુ કે, " આ સ્ત્રીના પતિ વિયોગરૂપ દાવાનળથી મારા તીર્થાટનરૂપ તૃણુ દગ્ધ થઇ જાય છે, માટે તમારે મારી સાથે કાશી આવવુ "

આવા મહાત્માના સમાગમમા કાશી યાત્રાનો યોગ પ્રાપ્ત થતા જ શિદોપતનું મહા આનદ થયો તેઓ સ્વામીની આજ્ઞા પ્રમાણે તેમની સાથે ચાલ્યા ચાલ્યા કાશી આવ્યા અત્ર સ્વામીએ તેમને એક સ્થાનમા બેસાડ્યા પછી પોતે એકલા જ મઠમા જઇને વિઠ્ઠલપતને પૂછ્યુ કે, " સન્યાસ લેતી વખતે મને સ્ત્રી નથી એમ જે કહ્યુ હતુ તે ખરૂ કે ખોટુ ? યથાર્થ વદ!" વિઠ્ઠલપત આ શબ્દ સાભળતા જ ગભરાયા અને સ્વામીના પગ પર પડી ક્ષમા માગી સર્વ વૃત્તાન્ત કહ્યો, તરત જ વિઠ્ઠલપતની પત્ની અને સાસુ સસરાને મઠમા બોલાવ્યા અને સ્વામીએ વિઠ્ઠલપતને રુકમાબાઇનો અગીકાર કરવા આજ્ઞા કરી અને કહ્યુ કે, " સતુષ્ટચિત્તે સુખે સસાર કરી પરમાર્થ સાધ, અવિધિ કર્મનો તલમાત્ર ભય ન રાખ, પરમાત્મા તારા પર પૂર્ણ કૃપા કરશે. "

ગુરુની આજ્ઞા પ્રમાણે વર્તવા સિવાય બીજો ઉપાય નહી હોવાથી તેમણે ' ઠીક ' કહ્યુ, કે તુરત જ શિદોપતે ગૃહસ્થાશ્રમના વસ્ત્રાભૂષણુ આગળ કર્યા—જે વિઠ્ઠલપતને અગીકાર કરતા જોતા જ રુકમાબાઇના આનદની સીમા રહી નહી, તેણીએ સ્વામીનુ વારવાર સ્તવન પૂજન કીધું અને પછી સર્વ કાશી યાત્રા કરી સ્વામીની આજ્ઞા લઇ આળદી પાછા ફર્યા.

આળદીમાના બ્રાહ્મણો તેમજ આજુબાજુના બ્રાહ્મણોને જ્યારે આ સર્વ નિવેદન થયુ ત્યારે તેઓ ઘણા ક્રોધાવિષ્ટ થઇને કહેવા લાગ્યા કે, * " આ શુ ! વેદાત પછી કોકશાસ્ત્ર ! સજ્જન સગ પછી દુર્જન સગતિ !

'વિષ્ણુ પૂજન પછી વેતાળનુ સાધન!" આવા ઉદ્‌ગારના જ્યા ત્યા ભણકારા થઇ રહ્યા અને તેના પરિણામે વિઠ્ઠલપથ અને રુકમાબાઇને જ્ઞાતિ-વ્યવહારથી બહિષ્કૃત કર્યા. શિદાપતે ઘણી આજીજી કરી, તેથી તેમને અને તેમના પત્નીને ક્ષમા કરી

આમ છતા વિઠ્ઠલપતને આથી કઈ પણ દુખ થયુ નહી તેઓ જાણતા હતા કે, પોતે શ્રી પરમ પૂજ્ય પાદ્યતેશ્વરની આજ્ઞાનુસાર સસાર અગીકાર કર્યો છે તો પછી બીજાના અભિપ્રાય સાથ શો સંબધ છે? એમ વિચાર કરી દૂર ઝુપડુ બાધી આનદમા ગીતા, ભાગવત, યોગવાસિષ્ટ વગેરેના અવલોકનમા દિવસ નિર્ગમન કરવા લાગ્યા શિદાપતે અન્ન પાનાદિની વ્યવસ્થા રાખી, આ પ્રમાણે બાર વર્ષ વીત્યાબાદ રૂકમાબાઇને પુત્ર પ્રાપ્તિ થઇ શાકે ૧૧૯૦ મા નિવૃત્તિનાથનો જન્મ થયો. પછી ૧૧૯૩ મા જ્ઞાનેશ્વરનો, ૧૧૯૬મા સોપાનદેવનો અને ૧૧૯૯ મા મુક્તાબાઇનો જન્મ થયો. શ્રી નિવૃત્તિનાથ શકરના, શ્રીજ્ઞાનેશ્વર વિષ્ણુના, સોપાનદેવ બ્રહ્માના અને મુક્તાબાઇ જગદબાના અશ મનાય છે.

" ज्ञानेशो भगवान् विष्णुर्निवृत्तिर्भगवान् हरः
सोपानो भगवान् ब्रह्मा मुक्ताख्या ब्रह्मणः कला ॥ "

આ ચારેને શુકદેવજી પ્રમાણે જન્મતા જ જ્ઞાન થયુ હતુ, ઇશ્વરના અશાવતાર પછી ન્યૂન શુ? તેઓ સર્વવિદ્યાવિશારદ થયા.

જનરીતિ મનમા લાવી વિઠ્ઠલપને તેઓનુ વ્રત બધ કરવા વિચાર કર્યો, પણ બહિષ્કૃત એટલે કોણ સસ્કાર કરાવે? ચારે અનુક્રમે, ૧૫, ૧૨, ૧૦, ૮ વર્ષની વયના થયા છતા કઈ પણ સસ્કાર તેમને ન થયેલો હે-વાથી તેમની માતુશ્રી રુકમાબાઇને ખેદ થયો અને તેથી પતિને વારવાર વિનવવા લાગ્યા કે, આવા સૂર્ય જેવા તેજસ્વી, બૃહસ્પતિ જેવા વક્તા, મદન જેવા દેખાવડા, શકરાચાર્ય જેવા પડિત પુત્રો હોવા છતા તેમના લગ્ન વગેરે ન થાય, એ ઘણુ દુખદાયક છે વિઠ્ઠલપંતે કહ્યુ કે, મુખ્ય ધર્માધિકારીને પૈસા આપ્યા વગર કઈ વળે એમ નથી, અને ધન તો છે નહિ માટે નિરુપાય છે રુકમાબાઇનુ તેથી સમાધાન થયુ નહીં અને વિઠ્ઠલપતે ચાર શિષ્ટ બોલાવી, તેમના પગપર માથુ મુકી, દીન થઇ ક્ષમા માગવા વિનતિ કરી તે ઉપરથી આળદીના બ્રાહ્મણોને સભા ભરી નિર્ણય કરવા વિઠ્ઠલપને વિનતિ કરી અને ઘણો પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. વળી આજુબાજુના બ્રાહ્મણોને એકઠા કરી તેમની આગળ વિઠ્ઠલપંત રુકમા-

બાઇ અને ચારે છોકરા હાથ જોડી ઉભા રહ્યા અને બહુ દીનતાથી નિર્ણય કરવા વિનતી કરી, તેમ જ વિઠ્ઠલપતે જણાવ્યુ કે, પોતે ગુરુ આજ્ઞાનુસાર ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યો હતો તેમ છતા દોષ થયો હોય તો ક્ષમા કરવી પરંતુ બ્રાહ્મણો એકના બે થયા નહીં તેઓએ કહ્યુ કે, "ગુરૂ કેવે ને આજ્ઞા કેવી! જેનુ મુખ સુદ્ધા જોતા અપવિત્ર થવાય, તેને પ્રાયશ્ચિત શાનુ? તેને માટે દેહાતરૂપી પ્રાયશ્ચિત સિવાય બીજુ પ્રાયશ્ચિત્ત જ નથી"

વિઠ્ઠલપતને આ અપમાનથી ઘણુ ખોટુ લાગ્યુ, કેટલોક કાળ ગયા બાદ તેણે ત્રિવેણીમા પોતાનો દેહ અર્પણ કર્યો અને ત્યારબાદ રૂકમાબાઇએ પણ તે પ્રમાણે કર્યું

ચારે છોકરાઓએ આ વર્તમાન સાભળ્યા છતા તેઓ વિષે કઇપણ મનમા ન લાવતા ઉલટા પોતાના વૃદ્ધ દાદા દાદીને આશ્વાસન દેવા લાગ્યા અને તેમને મૃત્યુલોકની ક્ષણભગુરતા વગેરેનો જ્ઞાનોપદેશ કીધો વળી થોડો કાળ ગત થયા બાદ ચારે ભાઇબ્હેન બ્રાહ્મણોને પોતાને જ્ઞાતિમા લેવાને વારવાર સૂચના કરવા લાગ્યા આખરે આળદીના બ્રાહ્મણોએ એકઠા થઇ એમ યુકિત કાઢી કે, ચારે જણે 'પૈઠણ' જઇ ત્યાથી શુદ્ધિપત્ર લાવવો' એટલે જ્ઞાતિમા લેવા હરકત રહેશે નહી

સર્વ બ્રાહ્મણોનુ એ પ્રમાણેનુ બોલવુ સાભળી નિવૃત્તિનાથ બોલ્યા અમારે પૈઠણ જઇ શુ કહેવુ? કારણ અમે બ્રાહ્મણ નહિ, ક્ષત્રિય નહીં, વૈશ્ય નહી, શૂદ્ર નહીં, ત્યારે જ્ઞાત કયી કહેવી? બ્રાહ્મણ કહીએ તો?

## નિવૃત્તિનાથ.

न चर्मणो न रक्तस्य न मांसस्य न चास्थिनः ।
प्राणस्य नात्मनो जातिर्व्यवहारोऽपि कल्पितः ॥

"ચર્મ, રકત, માસ, અસ્થિ, પ્રાણ, આત્મા એની જાતિ નથી ફક્ત વ્યવહારે જ જાતિની કલ્પના કરેલી છે" એવુ નિવૃત્તિનાથનુ ભાષણ સાભળી જ્ઞાનદેવ બોલ્યા—"મનુષ્ય પુષ્કળ જ્ઞાતા થાય તોપણ તેણે પ્રાચીન ચાલતા આવેલા આચાર વિચારનું એકદમ નિકંદન કરવુ નહી" આ પ્રમાણે ઉભય બધુનુ બોલવુ સાભળી સોપાનદેવ બોલ્યા,—"જાતિ, કુળ સાથ શુ કર્તવ્ય છે! ઇશ્વર ચરણમા જેની ભકિત તે જ શ્રેષ્ઠ, પછી તે લોકવ્યવહારમા કેટલોએ હલકો હોય છતા તે નામાકિત કુલવાન્ છે. પાંડવ, દુર્વાસા, વસિષ્ઠ, ગૌતમ, વ્યાસ, વાલ્મીકિ એમનુ કુળ જુઓ તેવું જ આપણુ છે" આ પ્રમાણે એકમેક સાથે ભાષણ કરી આળદીના બ્રાહ્મણનો

પત્ર લઇ ચારે ભાઇ બ્હેન પૈઠણને માર્ગે પડ્યા નિવૃત્તિનાથે શ્રીત્ર્યંબકેશ્વરની યાત્રા કરી પૈઠણ તરફ જવુ, એમ આજ્ઞા કરવાથી ચારે તીર્થ, વ્રત ને જ્ઞાન ચર્ચા કરતા શ્રીત્ર્યંબકેશ્વર આવ્યા. ત્યા શ્રીનિવૃત્તિનાથને શ્રીગઇનીનાથે ઉપદેશ કર્યો. એમની ગુરુપરપરા નીચે પ્રમાણે છે આદિનાથશંકરનો ઉપદેશ મત્સ્યેન્દ્રનાથને થયો, પછી અનુક્રમે ગોરક્ષનાથ, ગઇનીનાથ, નિવૃત્તિનાથ અને જ્ઞાનેશ્વરને ઉપદેશ થયો

ચારે ભાઇ બહેનને આ સિવાય બીજા શિક્ષણનો કે સતસગનો કે ગુરુ ઉપદેશનો પ્રસગ કોઇ ઠેકાણે વર્ણવેલો જોવામા આવતો નથી, તેથી જ તેમને ઇશ્વરના અશ માન્યા છે

નિવૃત્તિનાથને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ થયા બાદ તેમણે ત્રણે ભાઇ બહેનને ઉપદેશ ત્યા જ કર્યો ત્યારબાદ તેઓ ગુરુ શિષ્ય પ્રમાણે વર્તવા લાગ્યાં. પછી ચારે ગોદાવરીને કિનારે કિનારે યાત્રા કરતા કરતા પૈઠણ આવી પહોચ્યા ત્યા આવી એક બ્રાહ્મણને ઘેર ઉતર્યા પૈઠણમા મોટી સભા ભરી પોતાને શુદ્ધ કરવા પ્રાર્થના કરી, તે ઉપરથી ધર્માધ્યક્ષે એક દિવસ નીમ્યો અને તે દિવસે ચારેને આવવા સૂચવ્યુ

નિર્માણ દિવસે સભા ભરાઇ ત્યા ચારે મહાત્મા ગયા અને શ્રીજ્ઞાનેશ્વરે અધ્યક્ષને આળદીથી આણેલો પત્ર આપ્યો પત્ર વાચી અધ્યક્ષે સર્વને સાર કહ્યો કે, આ સન્યાસીના છોકરાને અહીં પ્રાયશ્ચિત આપી શુદ્ધ કરવા મોકલ્યા છે સર્વેએ વિચાર કીધો કે "જેમ સેકેલા બીમાથી ઝાડ થવુ અશક્ય, માટીની તાવડીને પારસમણિ લગાડવુ વ્યર્થ, તેમ આને પ્રાયશ્ચિત્ત આપવુ અશક્ય છે પરતુ જો શુદ્ધ ન કરીએ તો આ પ્રતિષ્ઠાન ક્ષેત્રની મોટાઇ શાની ! તેથી સર્વ શાસ્ત્રનુ મથન કરી જે ઉપાય હોય તે એમને કહેવો જોઇએ" પછી શાસ્ત્ર જોતા જે ઉપાય સૂઝ્યો, તે છોકરાને કહેવા તેમણે અધ્યક્ષ પાસે આણ્યા અને કહ્યુ કે, તમારે માટે એક જ પ્રાયશ્ચિત્ત છે તે એ કે, 'પરમાત્માની અનન્ય ભક્તિ કરવી અને સર્વ ભૂત વિષે સમાનતા રાખવી '

આ ભાષણ સાભળવાથી નિવૃત્તિનાથ જ્ઞાનેશ્વર વગેરેને પરમાવધિ આનદ થયો તે બોલ્યા,—" અહો બ્રહ્મદેવો ! જેવુ અમારા મનમા હતુ તેવુ જ ધર્મશાસ્ત્રમાથી નીકળ્યુ. " ચારેનુ દિવ્ય તેજ અને આનદોત્સાહ જોઇ સભાજનને આશ્ચર્ય થયુ અને તેઓમા કઇ ચાતુર્ય છે કે નહીં, તેની પરીક્ષા કરવાની એકે અધ્યક્ષને સૂચના કરી, તે સૂચનાનુસાર અધ્યક્ષે તેમના નામ પૂછ્યા પછી નિવૃત્તિનાથ પહેલા બોલ્યા,—" મહારાજ ! ઈશ્વરને પરમ

પૂર્ણ—સર્વેશ્વર—સમજી પ્રવૃત્તિમાર્ગમા જે પડનો નથી તેને નિવૃત્તિ નામ શોભે છે, તેવો પ્રકાર આ દાસથી બનનો નથી, છતા તેને નિવૃત્તિ કહે છે" પછી જ્ઞાનેશ્વર આગળ આવ્યા અને બોલ્યા, "પ્રભુ, અજ્ઞાનમય અહંકૃતિથી પરાઙ્મુખ થયેલુ જ્ઞાન જે બ્રહ્મ, તેમા જે દેહની તત્પરતા હોય છે, તેને જ્ઞાનદેવ કહેવો, પરતુ આપના આ સેવકથી તેવા જ્ઞાનની સપન્નતા ન થયલી હોવા છતા આ અજ્ઞાનીને જ્ઞાનદેવ કહે છે" સોપાન બોલ્યા,—"સજ્જનો! જે ભક્તિમાર્ગે ચાલશે તેને અલ્પ કાળ સુદ્ધા ઇશ્વર ગુણાનુવાદ સિવાય વ્યર્થ જનાર નથી, તે પુરુષની યોગ્યતા જેમ સોપાન (પગથિઓ) સ્વર્ગનો માર્ગ દેખાડે છે તેવી છે હવે આ દેહમા એટલી યોગ્યતા નથી, છતા આ મુઢને સોપાનદેવ કહે છે" છેવટે મુક્તાબાઇ આગળ આવી હાથ જોડી બોલ્યા,—"બાપા! જગદીશ્વરની લીલા પૂર્ણપણે સમજી અગમા દયા, ક્ષમા, શાંતિ ઇત્યાદિ સદ્‌ગુણ પૂર્ણ હોય, સર્વ સમાનતા હોય, તે જ મુક્ત લક્ષણવાળો છે અને એવા લક્ષણ જે બાઇમા હોય તેનુ નામ મુક્તા શોભે, પણ તેવા લક્ષણ આ આપની અજ્ઞ બાલકીમા નથી, છતા નામ મુક્તાબાઇ રાખ્યુ છે."

ચારેના નામની વ્યાખ્યા, તેઓની દીનતા, મધુરવાણી અને તેમના દિવ્ય તેજથી સભા અજાઇ ગઇ મહાજનોમા સજ્જનોનુ ચિત્ત દ્રવ્યું, મધ્યમ ચકિત અને લજ્જિત થયા, કુટિલ હસી કહેવા લાગ્યા કે "વાહ! શુ નામ! અગમા કરણી નહી અને વ્યર્થ બોલવુ, શૌર્ય નહીં અને યુદ્ધમાં જવુ એ જેમ વ્યર્થ છે, લુગડાનુ નામ ચદ્રકળા અને રગ કૃષ્ણ, નામ લક્ષ્મી અને લોકને ઘેર દાસીપણુ કરે, નામ મહીપતિ અને મુઠોભરી માટી મળે નહી, તેવા તમારા નામ છે" તેટનામાં બીજો એક બોલ્યો "નામમાં શુ છે? પલો પખાલીનો પાડો આવે છે, તેનુ નામ પણ 'જ્ઞાન્યા' રાખ્યુ છે, તદ્દત્ તમે, બાપ સન્યાસી અને છોકરા પોતાને નિવૃત્તિ, જ્ઞાનેશ્વર, સોપાન કહેવડાવે છે એ પણ જ્ઞાનમા!"

## શ્રી જ્ઞાનદેવ.

એ શબ્દ સાભળી જ્ઞાનેશ્વર બોલ્યા, "મહારાજ! આપ થોડો વિચાર કરશો અને આપનો દીનદાસ જે ચાર શબ્દ કહે છે તે ફરીને સાભળશો. આપ જે પખાલીનો પાડો દેખાડગો, તેના આત્મામા ને મારા આત્મામાં ભેદ શુ છે વારુ? એક સૂર્ય અનત ઘટમાં પ્રકાશે, તેથી સૂર્યની અનેકતા થશે શુ? ઇશ્વર સર્વવ્યાપક છે, તેથી આ પાડામા અને મારામા કઇ જ ભેદ નથી."

આમ જ્ઞાનેશ્વર બોલે છે, તેટલામા તે પાડો સભા સમીપ આવ્યો. આ વખતે એવો ચમત્કાર થયો કે, પાડાની પીઠપર ચાબુક મારે અને તેનો સોળ જ્ઞાનેશ્વરની પીઠપર ઉઠે ! એ જોઇ સભાજનો ઘણા વિસ્મય પામ્યા કેટલાક તેને નજરબંદી કહેવા લાગ્યા, જ્યારે બીજા કેટલાક બ્રાહ્મણો બોલ્યા "અહો જ્ઞાનદેવ ! તમારામા અને પાડામાં કઇ ભેદ નથી તમારો ઉભયનો આત્મા એક છે ત્યારે તે પાડાપાસે વેદ તમે સહજ બોલાવી શકશો !"

તે સાભળી જ્ઞાનેશ્વર બોલ્યા,—"જુઓ મહારાજ ! પરમેશ્વર મહા સમર્થ છે, **मूक करोति वाचाल**" એવો સર્વ શક્તિમાન્ છે તે શુ નહિ કરી શકે ? હવે આપ જેને વેદ કહો છો તે અમારામાથી એકને આવડતો નથી, છતા તે આપની આજ્ઞાનુસાર પાડો પણ બોલશે " બ્રાહ્મણો સર્વ હાસ્ય કરવા લાગ્યા અને કહ્યુ, ' એમ છે તો બોલાવો ઋગ્વેદ " ' જેવી ઇચ્છા ' એમ કહી જ્ઞાનેશ્વરે તે પાડા પાસે જઇ તેના માથાપર હાથ મુકયો, તેમ કરતામા જ તે પાડો મનુષ્યવાણીએ બોલ્યો,—"શુ આજ્ઞા છે ગુરુવર્ય ?" જ્ઞાનેશ્વરે કહ્યુ, "આ વખતે ઋગ્વેદ બોલી આ પ્રતિષ્ઠાનવાસી બ્રાહ્મણોને સતુષ્ટ કર" એટલુ બોલતામા જ તે પાડો ન્યાસપૂર્વક ઋગ્વેદનો પાઠ કરવા લાગ્યો માત્રા, સ્વર ઇત્યાદિક ભેદોમાં જાણે વ્યાસ ભગવાનનો શિષ્ય જાને બોલતો હોય, એ પ્રકારે ઋગ્વેદ બોલી આગલો પગ વાળી, જ્ઞાનેશ્વરને નમસ્કાર કરી ઉભો રહ્યો

આ અપૂર્વ ચમત્કાર જોઇ સભાજન ભીત ઉપરના ચિત્રની માફક સ્તબ્ધ થઇ ગયા અને વિસ્મય પામી બોલ્યા "આ શુ અદૃષ્ટ અપૂર્વ ચમત્કૃતિ ! ૧૨ વર્ષ અભ્યાસ કર્યા છતા જે મનુષ્યને ન આવડે, તે વેદ જ્ઞાનશૂન્ય પશુને માથે હાથ મુકતા જ કડકડાટ બોલી ગયો, એવુ કૃત્ય ઇશ્વરી અંશ સિવાય થાય કેમ ? અહો ! આ ઇશ્વરના પ્રત્યક્ષ અવતાર ! એને શુદ્ધ કોણ કરી શકે ? તેમના દર્શનથી જ પૃથ્વીપરના પતિતનો ઉદ્ધાર થશે જેમ માતુશ્રી ગગા પવિત્ર છે, તેમ આ ચારે મુર્તિ પણ પવિત્ર જ છે ધન્ય એમની માતાપિતાને ! ધન્ય એમનો વશ ! ધન્ય એમની જન્મભૂમિ ! ' એમ બોલી સર્વ એમને પગે પડયા. ત્યારે જ્ઞાનેશ્વર બોલ્યા, "મહારાજો ! એ આપના જ પુણ્ય પ્રતાપ છે ! અમે તો તમારા ગાંડા ઘેલા છોકરા છીએ, એ અમારી શક્તિ નથી " પછી સર્વ સભા વિસર્જન થઇ અને જ્ઞાનેશ્વરાદિ ભાઇ બહેન તે પાડાને લઇ પોતાને ઉતારે ગયા.

પૈઠણમા અને આજુબાજુના ગામોમાં આ વાત સત્વર પ્રસરી

ભાવિક લોક તેમને ઇશ્વરનો અવતાર માનવા લાગ્યા. કુટિલો બોલવા લાગ્યા કે, આ ગૌડબગાલી ભોળા લોકને વિદ્યાથી ભ્રમ થયો છે. એવા નાના પ્રકારના કુતર્ક આવા પ્રસંગોપર જનસમુદાયમા થાય, એ સ્વાભાવિક જ છે.

આટલુ છતાં પણ તે મડળમા કુબુદ્ધિઓનુ જોર વધારે હતું અને પરિણામે તેમાના કેટલાકે કહ્યું,—"શુ ! સન્યાસીના છોકરા જેનુ મુખ પણ જોવાય નહીં તેને ઇશ્વરાશ કહેવા ? પણ અભક્ષને શુ કહેવુ ? " એ પ્રકારના ઉદ્‌ગારો કાઢી એવો નિશ્ચય કીધો કે, જે બ્રાહ્મણને ઘેર તેઓ ઉતર્યા છે તેની સાથ પક્તિવ્યવહાર રાખવો નહીં, અને તેને ત્યા આવતી કાલે શ્રાદ્ધ છે, તે વેળા કોઇએ તેનુ આમત્રણ સ્વીકારવુ નહી

બીજે દિવસે જ્યારે તે બ્રાહ્મણ આમત્રણ આપવા ગયો ત્યારે સર્વેએ કૃતનિશ્ચય પ્રમાણે તે નિમત્રણ સ્વીકાર્યું નહી અને કહ્યુ કે, 'તે સન્યાસીના છોકરાને તારે ત્યા ઉતાર્યા છે, તેથી તારી સાથે પક્તિવ્યવહાર બધ કીધો છે ' બ્રાહ્મણ નિરાશ થઇ વિચારશૂન્ય મુઢ જેવો ઘેર આવ્યો અને સ્તબ્ધ થઇ બેસી રહ્યો જ્ઞાનેશ્વરે તેનું કારણ પૂછ્યા તેણે સર્વ હકીકત કહી. જ્ઞાનેશ્વરે સર્વ વર્તમાન સમજી કહ્યુ, "કઇ ફીકર કરવી નહીં, બ્રાહ્મણ ન આવે ને એમના પૂર્વજ આવે તો કેમ ? માટે સવ તૈયારી કરો " બ્રાહ્મણ ભાવિક હતો તેણે ખુશી થઇ સર્વ તૈયારી કીધી. પત્રાવલી પીરસી, પાટલા માડી રાખ્યા, તેટલામા જ્ઞાનેશ્વરાદિ ભાઈ બહેન સ્નાન વગેરે નિત્ય કર્મ આટોપી આવ્યા અને જ્ઞાનેશ્વરે સર્વ તૈયારી જોઇ બ્રાહ્મણ પાસ થોડા અક્ષત માગી પત્રાવળી પર નાખ્યા કે તુરતજ તે બ્રાહ્મણના તીર્થરુપસહ સર્વ પૈઠણના બ્રાહ્મણના પૂર્વજો પાટલા પર મુર્તિમાન્ આવી બેઠા ત્યાર બાદ જ્ઞાનેશ્વર વગેરે ભોજન માટે બેઠા એટલે બ્રાહ્મણોએ શ્રદ્ધાથી પિતર સ્વરૂપી જનાર્દનના નામનો સકલ્પ કરી હરહર મહાદેવ કરી જમવાનો આરભ કર્યો. ભટજીની ફજેતી કરવાના ઉદ્દેશથી જે બ્રાહ્મણો આતુર થઇ ચેષ્ટા કરતા હતા, તેમણે આ શબ્દ સાભળ્યો અને વિસ્મય થયા કે, એક છોકરૂ સુદ્ધા જમવા ભટજીને ત્યા ગયુ નથી અને આ ગડબડ શી ! એમ વિચાર કરી ત્યા જોવા આવ્યા તો સર્વે પોતપોતાના પૂર્વજોને જોઇ વિસ્મિત થયા. આને સ્વમ કે સત્ય એમ વિચાર કરવા લાગ્યા અને મનમા ખિન્ન થયા તથા પશ્ચાતાપ કરવા લાગ્યા. પિતૃઓ સર્વ જમી જ્ઞાનેશ્વર વગેરેને પગે પડી અદશ્ય થયા તે પછી બહાર બ્રાહ્મણ ઉભા હતા તે અદર આવ્યા અને ચારેના પગપર મસ્તક મુકી સ્તુતિ કરવા લાગ્યા અને ક્ષમા માગી, અન્ય સર્વ લોક તેમની સ્તુતિ કરવા લાગ્યા અને આજુબાજુથી ટોળાનાં ટોળા જ્ઞાનેશ્વરના દર્શને આવવા લાગ્યા

ત્યાર બાદ પૈઠણના બ્રાહ્મણો પાસે શુદ્ધિપત્ર લખાવી લીધો. સર્વ બ્રાહ્મણો તે વખતે કહેવા લાગ્યા, " કે તમે પ્રત્યક્ષ ઇશ્વર! તમને કોણ પૂછનાર છે!" આ વખતે જ્ઞાનેશ્વરે થોડો ઉપદેશ કવિતામાં કર્યો હતો, જેનો સાર નીચે પ્રમાણે છે —અનંત જન્મની પુણ્ય સામગ્રી હશે તો જ જિહ્વાગ્રે રામનામ આવશે. જે કુળમાં રામનામનો ઉચ્ચાર થાય છે તે કુળને ધન્ય છે. રામનામ બોલતાંજ અનેક જન્મોના દોષ જાય છે. કોટિ કુળનો ઉદ્ધાર રામ નામથી થયો. રામકૃષ્ણ સ્મરણ કરનારને ધન્ય ધન્ય છે, નામ તારક સાગડી* છે, માટે અર્ધ ઘડી નામ વિસરવું નહીં. કંઇક તપ કીધાં હશે તો જ નામ મુખે આવશે. જ્ઞાનદેવ કહે છે કે, "નામ સ્મરણના મોટા અભ્યાસથી હરિ હરિ રમતા વૈકુંઠમાં ઘણા ગયા છે!" વળી તે બોલ્યા, "ભાઇઓ! આ નામ અમૃતથી પણ મીઠું છે. કલ્પતરૂથી પણ ઉદાર છે. જુઓ જપ, તપ, ધ્યાન ઇત્યાદિથી જે સમાધાન થતું નથી, તે એક નામથી થાય છે. પૂર્વ યુગમાં નામામૃત જે જે મહાત્માએ સેવન કરી આયુષ્યપદ મેળવ્યું છે, તેની કીર્તિ પુરાણ ગાય છે. એવા કોણ છે તે સાંભળો." એમ કહી કવિતામાં મહાત્માઓને જે મહિમા જ્ઞાનેશ્વરે ગાયો, તેનો ટુંક સાર આ પ્રમાણે છે, "પ્રલ્હાદે નામ ઉચ્ચારણ કીધું તેથી નરહરિએ દોડ્યા અને ઉચકી ખોળામાં બેસાડ્યો, જે ધ્રુવે યાદ કીધું તે જ ઉપમન્યુએ ગોખ્યું, તેથી તેમનું હિત થયું, અજામેલ જેવો ચાંડાળ, નામથી પવિત્ર થયો, વાટપાડ (ધાડપાડુ) કોળી નામસ્મરણથી વાલ્મીક થયો. ત્રણે લોકનો નામસ્મરણથી ઉદ્ધાર થયો છે" વળી બોલ્યા, "મુખ્ય કહેવાનું એટલું જ કે, ભગવન્નામરુપ અશ્વારોહણ કરો, ભજનરુપ ખડ્ગ હાથમાં લો. કામ ક્રોધાદિકનું શિર છેદી નાખી સર્વભૂતમાં સમાનતા રાખો, ક્ષમાદયારુપ નગીનો છૂટકો અવિવેકરુપ દુષ્ટ નૃપતિને મારી નાખી કરો, એ આપને સવિનય પ્રાર્થના છે."

આ પ્રમાણેના ઉપદેશથી પૈઠણની બ્રાહ્મણ મંડળીને ઘણો આનંદ થયો, તેઓએ જ્ઞાનેશ્વરને પગે પડી થોડા દિવસ વધારે ત્યાં જ રહેવા આગ્રહ કર્યો, પરંતુ જ્ઞાનેશ્વરે તેઓને સમજાવી બીજે દિવસે જ ત્યાંથી પ્રયાણ કીધું. પેલા પાડાને જ્ઞાનેશ્વરે તેના માલિક પાસેથી માગી લીધો અને તેને સાથે લઈ ચારે જણ જ્યારે તે ગામ છોડી નિકળ્યા ત્યારે આખા ગામના લોક તેમને નમસ્કાર કર્યા અને થોડે સુધી તેમની સાથે ગયા.

* ઘણા પદાર્થોને એક બીજા સાથે સાંકળથી બાંધેલું નીસરણી જેવું વાહન.

જ્ઞાનેશ્વર પૈઠણથી આળદી જવા નીકળ્યા તે ગોદાવરીને કાઠે ચાલ્યા તેઓ જ્યા જ્યાં જતા ત્યા ત્યા તેનના દર્શનને માટે ઘણા લોક એકઠા થતા અને તેઓના ઉપર કંઇ કઇ ઉપકાર જ્ઞાનેશ્વર કરતા એમ કરતા 'નેવાસા' આવી પહોચ્યા. ગામમા ચાલતા રસ્તે બ્રાહ્મણનુ પ્રેત લઇ જતું રોળુ સામે મળ્યુ અને પાછળ તેની સ્ત્રી પતિ સહગમન કરવા જતી હતી. તે જ્ઞાનેશ્વરને પગે પડી જ્ઞાનેશ્વરે "અષ્ટપુત્રા સૌભાગ્યવતી ભવ" કરી આશીર્વાદ દીધો તે સાભળી તે સ્ત્રી બોલી —'મહારાજ! મારા પતિએ દેહત્યાગ કીધો છે, તેના દેહને આ લઇ જાય છે અને હુ પતિ સહગમન કરવા જાઉ છુ તો તમારા આશીર્વાદનો શુ ઉપયોગ થશે? તે સાભળી જ્ઞાનેશ્વરે તેના પતિનુ નામ પૂછ્યુ અને તે સચ્ચિદાનદ છે એમ જાણ્યુ ત્યારે કહ્યુ સત્—ચિત્—આનદ! અને એને મૃત્યુ કેમ?" એમ કહેતા જ પ્રેત આગળ જઈ બોલ્યા સચ્ચિદાનદ ઉઠ!" એટલુ બોલતામા જ જેમ ઉંઘમાથી સુપ્ત મનુષ્ય જાગે તેમ સચ્ચિદાનદ ઉઠ્યો અને જ્ઞાનેશ્વરાદિ મડળીને પગે પડીને આજ્ઞા માગી જ્ઞાનેશ્વરે અહીં જે ઇશ્વરી લીના ગુરુકૃપાએ થાય તે મરાઠીમા લખવાને કહ્યુ જે સાભળી તે ઘણો જ હર્ષિત થઇ ચારે ભાઇ બ્હેનને પોતાને ઘેર લઈ ગયો

ત્યા ઘણા દિવસ રહ્યા નેવાસાના લોકને તથા જે દર્શને આવતા તેમને રોજ ઉપદેશ આપતા નિત્ય નિયમ કર્યા પછી હમેશ સ્વમુખે પરમેશ્વરની લીના કવિતારૂપે ગાતા. નેવાસામા હતા તેજ વખતમા આ શ્રી જ્ઞાનેશ્વરી નામની પદબધ ટીકા ભગવદ્‌ગીતાપર શ્રીજ્ઞાનેશ્વરે કીધી હતી. આ ગ્રથે એમની કીર્તિ આજ સુધી જાગતી રાખી છે તે લખવાનુ કામ સચ્ચિદાનદ બુઆએ કીધુ જણાય છે ગ્રથ સંપૂર્ણ થતા પોતાના જ્યેષ્ટ બધુ અને ગુરુ શ્રી નિવૃત્તિનાથને દેખાડ્યો નિવૃત્તિનાથે તે હાથમા લઇને હે મુકુદ! હે મુકુદ! એવા શબ્દો ઉચ્ચાર્યા આ સાભળી જ્ઞાનેશ્વરે સવિનય તેમ કરવાનુ કારણ પૂછ્યુ નિવૃત્તિનાથે જણાવ્યુ કે જ્ઞાનેશ્વર! તે આ ટીકા મુળ આધારે કીધી પણ મુકુદરાયે વિવેકસિંધુ પરમામૃત વગર આધારે કીધો, તેથી તેને ધન્ય ધન્ય કહું છુ " આ પ્રમાણેનુ ભાષણ સાભળતા જ શ્રી જ્ઞાનેશ્વર સમજી ગયા કે ગુરુરાયનો ભાવાર્થ બીજે ગ્રથ કરાવવાનો છે અને તેમની ભાવના પ્રમાણે બોલ્યા—મહારાજ! આપની કૃપા અને પરમેશ્વર પ્રસન્ન હશે તો આ દાસ પાસે પણ એવો ગ્રથ શ્રીવિઠ્ઠલ કરાવશે. ત્યાર પછી આળદી પાછા ફર્યા બાદ 'અમૃતાનુભવ' નામે બીજો ગ્રથ તેમણે તૈયાર કરી નિવૃત્તિનાથ આગળ મુકયો. તે વખતે શ્રી નિવૃત્તિ-

નાથે શ્રી જ્ઞાનેશ્વરની ઘણી પ્રશંસા કીધી અને કહ્યુ કે તું અગ્યારમો અવતાર જ છે '

નેવાસાથી ત્યાર બાદ આળંદી જવા નીકળ્યા રસ્તે સત્પુરૂષના દર્શન કરતા, લોકપર કૃપાનુગ્રહ કરતા, વિદ્વાનને અર્થદ્વારા સંતોષ આપતા, ચાલતા ચાલતા પુના જીલ્લામા જુન્નર તાલુકામા આવેલા 'આળે' ગામ નજીક તેઓ આવી પહોચ્યા ગામથી થોડે દૂર પાણી વગેરેની સવડતા જોઈ ત્યા મુકામ કીધો નિત્ય નિયમ આટોપી ભગવદ્‌ગીતા વાચે છે, એટલામા એમ બન્યુ કે, જે પાડો તેમની સાથેજ હજી સુધી હતો, તે ઘણો મોટો વાટો કહાડી વેદ બોલવા લાગ્યો તે વખતે આળે ગામમા વેદ શાસ્ત્રાધ્યયન બ્રાહ્મણ ઘણા હતા તેમના કાન પર આ અવાજ પડતા જ તેઓ આશ્ચર્ય ચકિત થઈ આ અવાજ ક્યાથી આવે છે, તેની શોધ કરવા નીકળ્યા આવીને જુએ છે તો ચાર તેજસ્વી કિશોરવયના મહાત્માઓ બેઠા બેઠા ગીતા પાઠ કરે છે અને પાસે ઉભો ઉભો પાડો વેદ ભણે છે પૈઠણની હકીકત ઉડતી ઉડતી તેમને કાને આવી હતી, તે ઉપરથી તેમણે અનુમાન કર્યું કે, જ્ઞાનેશ્વરાદિ ભાઈ બહેન તે આજ હોવા જોઈએ પછી તેઓ તેમને પગે પડયા આ પ્રમાણે રોજ ક્રમ ચાલુ રહ્યો હજારો લોક દર્શને આવતા અને પાડાને વેદ ભણતો જોઈ ચકિત થતા, કઈ કઈ કલ્પનાઓ કરતા તથા મહાત્માની શક્તિ વિષે નજરબંધી વગેરે અટકળો કરતા એક દિવસે ત્યાના બ્રાહ્મણોએ હાથ જોડી શ્રી જ્ઞાનેશ્વર મહારાજને વિનતિ કરી કે, " અમે વેદનો સ્વર શૂદ્રને કાને સુદ્ધા પડવા દેતા નથી અને આપ આ પશુ પાસે વેદ બોલાવો છો, તે ન થાય તો ઠીક અમારે વેદ વાકય સાભળવાની વધારે ઇચ્છા નથી " શ્રી જ્ઞાનેશ્વરે પુન પુછ્યુ કે, ' તમને વેદ વિદ્યા નહી જોઈએ ? " તેનો પણ ઉપર પ્રમાણે જ જવાબ મળતા, શ્રી જ્ઞાનેશ્વરે તે પાડાને સ્નાન કરાવી, પાસે જ એક મોટો ખાડો ખોદાવી, તેને સમાધિ આપી અને જન્મ મરણથી મુક્ત કાવો તે જગાએ એક પથ્થર દાટી તે ઉપર સિંદૂર લગાડી તેનુ નામ મ્હસોબા રાખ્યુ અને પાસે એક વૃક્ષ રોપ્યુ તેનુ નામ અજ્ઞાન વૃક્ષ રાખ્યુ તે વૃક્ષના પાન જે ખાએ તેનુ અજ્ઞાન જાય છે એમ માની ભક્તિથી આજ સુધી યાત્રાળુઓ તેમ કરે છે આવુ વૃક્ષ આળંદીમા પણ છે વળી એમ પણ માનવામા આવે છે કે, તે વખતથીજ આ બે ગામમાથી વેદવિદ્યા જતી રહી છે.

આળે ગામથી નીકળી તે આળંદી આવ્યા ઈંદ્રાયણી નદીમાં સ્નાન કરી દાદાને ઘેર આવ્યા, જ્ઞાનદેવાદિના સુકીર્તિરૂપ ચંદ્રામૃતથી આળંદીના

લોક ઠડાગાર થઇ ગયા હતા તથા આ ભગવદ્દભક્ત શિરોમણી પાછા ક્યારે ફરશે, તેની આતુરતાથી રાહ જોતા હતા ચારેના આગમનની ખબર પડતાં જ સર્વત્ર ઘણો આનદ થયો સર્વ લોક મનમા વિચાર કરવા લાગ્યા કે, આપણા આ નાનકડા ગામની કીર્તિ, આ ચારેએ કેટલી વધારી છે, એમ સમજી ચારેના દર્શને ગામના સર્વ લોક આવ્યા, બ્રાહ્મણોને પૈઠણનો શુદ્ધિ પત્ર આપ્યો તે લીધા પછી સર્વેએ ચારેને નમસ્કાર કીધા બ્રાહ્મણોને તે પત્ર પહેલા જ વતમાન મળ્યા હતા, તથી તેઓ તેમને પગે પડયા, કુટિલો ખિન્ન થયા પણ સજ્જનો ભક્તિભાવે તેમની સેવા કરવા લાગ્યા તથા વારા ફરતી પોતાને ઘેર ભોજનનુ આમત્રણ આપવા લાગ્યા

આ પ્રમાણે આળદીના 'સર્વ લોકની પ્રીતિ આ ચારે મહાત્માએ સપાદન કીધી કહો કે સવેના હૃદય આકર્ષી લીધા, માત્ર એક વિસોબા ચાટી નામનો બ્રાહ્મણ તેમનો ઘણો દ્વેષ કરવા લાગ્યો એ વિસો શ્રીમત હતો, સુખી હતો એટલે લોક તેની સાથે વાદ કરી શકતા નહીં તે આ ચારેની નિદા કરતો ત્યારે બીજી રીતે લોક તેને બધ કરતા એમ કરતાં દીવાળી આવી નિવૃત્તિનાથે, મુક્તબાઇને સૂચના કરી કે દીવાળી છે માટે આવતી કાલે ' માડ ' ( હ્હેચી ) પોળી કરવા બીજે દિવસે સહવારે સર્વ સામગ્રી તૈયાર હતી, માત્ર ખાપર ( માટીની તાવડી ) નહોતી, તે કુભારને ત્યાથી લાવવા મુક્તાબાઇ ગયા રસ્તામા વિસોબા મળ્યો તેણે મુક્તાબાઇને પૂછ્યુ કે, તુ કયા જાય છે? પછી મુક્તાબાઇનુ અપમાન કીધુ અને પછી કુભારને ત્યા જઇ કહ્યું કે, આને ખાપર આપીશ નહીં મુક્તાબાઇ નિરાશ થઇ ઘેર પાછી ફરી અને ચિંતાતુર મુખે બેઠી હતી, તેટલામાં તેના પર શ્રી જ્ઞાનેશ્વર મહારાજની દૃષ્ટિ પડી, એટલે તેમણે તેની ચિંતાનું કારણ પૂછ્યુ મુક્તાએ સવિસ્તર હકીકત કહી, જ્ઞાનેશ્વરે કહ્યુ, " એટલું જ કે, ચિંતા નહી. સર્વ તૈયારી કરો અને ખાપરની જ્યારે જરૂર પડે ત્યારે કહેવુ ! " વખત થતા જ્ઞાનેશ્વરે યોગ ધારણ કરી પચાગ્નિ પ્રકટાવ્યો, મુખમાથી જ્વાળા નીકળવા માડી, નેત્ર રક્ત થયા, પીઠ લાલચોળ તપી એટલે માડ સેકવા મુક્તાબાઇને કહ્યું મુક્તાબાઇએ મોટી ત્વરાથી તે સેકી તૈયાર કીધા, તેટલામા નિવૃત્તિનાથ અને સોપાનદેવ નિત્ય નિયમ આટોપી આવ્યા અને સર્વ ભોજનાર્થ બેઠા જ્ઞાનેશ્વરે પચાગ્નિ શાત કરી ક્ષુધાગ્નિ સિદ્ધ કર્યો અને ભોજન પ્રારભ કર્યો તેમના ભોજન વિષે કવિનુ વર્ણન આ પ્રમાણે છે—સ્વાનદની થાળીમા, પ્રેમભક્તિની ખીર પીરસી, તે પર સૌખ્યની સાકર ભભરાવી અને તેમાં સ્વાનુભવના ' માંડ ' બોળી, જયશ્રીહરિ કરી, ચારે ભગવદ્દભક્તે આનદે ભોજ કીધુ.

વિસોબા આ સર્વ બારીમાંથી જોયા કરતા હતા જ્ઞાનેશ્વરનું યોગ સામર્થ્ય જોઇ, તેના મનમા ઘણો અનુતાપ થયો પ્રત્યક્ષ ઇશ્વરના અંશને મ્હે દુષ્ટે વ્યર્થ છળ્યા ! ચિંતામણિ હાથમા આવવા છતા મ્હે દુષ્ટે પથ્થર સમજી ગોફણમા ઘાલી દૂર ફેંકી દીધો ! કલ્પતરૂના ઝાડને કુહાડીના ઘા માર્યા ! ધિક્કાર મારા ઐશ્વર્યને ! ધિક્કાર મારા દેહને ! મે કેટલો અન્યાય કીધો. આમ પશ્ચાતાપ કરતા મનમા ક્ષમાની ભિક્ષા માગવાનો વિચાર આવ્યો. તે ગમે તેમ કરી પ્રસાદ મેળવવાનો નિશ્ચય કરીને, તત્ક્ષણે જ મઠમા દોડયા દોડયો આવ્યો અને ઝટ એંઠા અન્નમાથી એક કોળીઓ લઇ મ્હોમા મુકયો અને પછી જ્ઞાનેશ્વરના પગપર માથું મુક્યુ જ્ઞાનેશ્વરે કહ્યુ, " છળબુદ્ધિ, દૂર જા, તુ ખચ્ચર થઈશ " વિસોબાએ કંઇ પણ લક્ષ આપ્યુ નહી. પ્રસાદથી તેનુ મન શુદ્ધ થઇ ગયુ હતુ તેણે જ્ઞાનેશ્વરના પગ પકડી ઘણા જ વિનીત ભાવથી ક્ષમા માગી જ્ઞાનેશ્વરે દૂર જવા પુન પુન કહ્યું, પણ સાભળે જ કોણ ? તે તો દેહભાન જ ભુલી ગયો આખરે શ્રી જ્ઞાનેશ્વર મહારાજ જોયુ કે, હવે એનામા યોગ્યતા આવી છે એટલે અભય આપી પોતે તેને ઉઠાડયો અને તેના ઉપર પૂર્ણ અનુગ્રહ કર્યો વિસોબાની અટક ખચ્ચર પડી એટલેથી જ પત્યુ વળી તેનો સ્વભાવ એટલો તો પલટાઇને શુદ્ધ થઇ ગયો કે, તે જેટલો પ્રવૃત્તિમાર્ગમા હતો, તેટલો જ નિવૃત્તિમાર્ગમા વળ્યો અને જન્મ મરણનુ મુળ છેદી નાખી કૈવલ્ય સુખાનુભવ લેવા લાગ્યો, પ્રસિદ્ધ નામદેવ મહારાજના ગુરૂ તે જ એ વિસોબા ખચ્ચર.

આવી રીતે દિવસ જતા શ્રી જ્ઞાનેશ્વર મહારાજની વય ૧૯ વર્ષની થઇ. પોતાનુ અવતાર કૃત્ય એટલેથી જ પૂર્ણ કરવુ એમ વિચારી, શ્રી પંઢરપુર, શ્રી વિઠ્ઠલનાથના દર્શને ગયા અને પ્રાર્થના કરી કે, 'દાસને ૧૯ વર્ષ રહેવાની આજ્ઞા હતી તે પુરા થવા આવ્યા છે તો હવે આજ્ઞા કરો !' શ્રી પાડુરંગે કહ્યુ, 'તારૂ અવતાર કૃત્ય હજી રહ્યું છે, ત્હારા જ્ઞાનેશ્વરી અને અમૃતાનુભવ એ તો માત્ર બુદ્ધિશાળીને માટે થયા, પણ અજ્ઞજનોને તમારો કવિત્વરૂપ પ્રસાદ મળી શકે તેવુ નથી, માટે હુ તને બીજા ત્રણ વર્ષનુ આયુષ્ય આપુ છુ તેટલા વખતમા કવિત્વ શક્તિ પ્રકટે, તે મારી પ્રેરિત શક્તિ છે એમ સમજી મારા નામનો તેમા ઉલ્લેખ કરજે.

આજ્ઞા પ્રમાણે જ્ઞાનદેવ આળંદી પાછા આવ્યા ત્યા રહી આળંદીના સર્વ લોકોને ઉપદેશ કરી પોતાના કર્યા તેમની કીર્તિ ઘણી પ્રસરી, તે વખતે તાપી નદીના કિનારાપર ચાગદેવ નામે એક મહાસિદ્ધ મહાત્મા રહેતા હતો, તેના આશ્રય આગળ આ કીર્તિરૂપ ગંગાપ્રવાહ પહોચ્યો ચાગદેવનું મન ત્યારે તેના દર્શન માટે ઘણુ આદ્ર થયુ

આ ચાગદેવને માટે એમ કહેવાય છે કે, તેણે યોગસાધનાના બળથી પોતાનુ આયુષ્ય ૧૪૦૦ વર્ષ સુધી વધાર્યું હતુ. વેદ, શાસ્ત્ર, પુરાણ. રસાયન, આયુર્વેદ, જારણ, મારણ વગેરે વિદ્યા, સહુ તેના મઠમા હમેશ પડયા પાથર્યાં હતા. ચાગદેવ સમાધિ ક્ષણમાત્રમા લગાડી શકતા, જોતજોતામા પક્ષીની માફક ઉડી જતા, ઝાડપર ટાગેલા દેખાતા, પાણીમા જલસ્તભ કરી બેસતા, ભયકર ડુગર ઉપરથી કુદી શકતા—વગેરે અનેક સિદ્ધિઓ સાધી શકતા વ્યાકરણ, મીમાસા, ન્યાય વગેરે વિદ્યા એના ઘરની પાળેલી ગાયો જેવી જ થઇ રહી હતી શરીર કાન્તિ જાણે તેજનો પુજ જ હોય તેવી હતી, તેના ૧૪ નામ હતા

ચાગદેવને આ ચાર મૂર્તિના દર્શનની ઉત્કઠા થઇ તેમણે આળદી આવવા વિચાર કર્યો, પણ કેટલાક શિષ્યોએ સૂચના કરી કે આપ પૃથ્વીના રાજા જેવા છો, એટલે આપ તેમને જ અહીં બોલાવો, વળી સાભળેલી વાત ખરી છે કે નહીં, તેનો પણ તપાસ કરો પછી તેમણે પોતાના બે શિષ્યો સાથે એક પત્ર પૈઠણનો બ્રાહ્મણપર મોકલ્યો તેનો ઉત્તર આવ્યો કે, 'પરમ સત્ય વાત સર્વ તદ્દત્ છે ચારે મુર્તિ બાળ છે, છતા ઇશ્વરી અશ જ છે પરમ કૃપાળુ શ્રી પઢરીનાથની પરમ વિભૂતિ જ છે' આ પત્ર આવ્યા બાદ વળી શિષ્યોએ આશકા કરી અને સુચના કરી સમજાવ્યા કે 'એક પત્ર લઇ ચાર શિષ્યને તેમની પરીક્ષા લેવા પુન મોકલો.' ચાગદેવે પત્ર લખવા આરભ કર્યો, પરતુ નાની વયના છતા પણ જે ઇશ્વર અશ તેને શી રીતે સબોધીને લખવુ તે વિષે મતભેદ પડવાથી ફક્ત કોરો પત્ર આપીને જ ચાર શિષ્યને મોકલ્યા, શિષ્યને સૂચના કરી કે, ફક્ત પત્ર આપવો, પણ કયાથી આવ્યા, કે કોણે પત્ર આપ્યો છે, વગેરે કઇ જ કહેવુ નહીં

શિષ્યો કેટલેક દિવસે આળદી પહોચ્યા ગામમા ફરતા એક ઠેકાણે જ્ઞાનદેવ વગેરે ચારે મહાત્મા લોકને સુબોધ આપતા દૃષ્ટિએ પડયા કેટલાક લોક દર્શન કરી જાય છે, કેટલાક બેઠા છે, તેનામા ચાગદેવના શિષ્યોમાના એક શિષ્યે મોટે સ્વરે પૂછ્યુ કે, "નિવૃત્તિનાથ, જ્ઞાનેશ્વર કયા રહે છે?" ત્યા એક ૧૨ વર્ષની છોકરી ઉભી હતી તેણે કહ્યુ, "બાબા! આવી અવિનયની રીત તમને કોણે શીખવી! કેવળ પરબ્રહ્મમુર્તિ—તેનુ નામ આમ ઉદ્ધતપણે પુછ્યુ, એ આપ જેવા મોટાને યોગ્ય નથી જુઓ તે સર્વત્ર છે, સર્વ વ્યાપક છે. તેનુ વળી સ્થાન કયુ દેખાડવુ!" આ પ્રમાણેનુ ભાષણ સાભળી શિષ્યે હાથ જોડ્યા અને કહ્યુ, "અમારી ભૂલ થઇ, ક્ષમા કરો

અને તે મહાપુરૂષનુ દર્શન ક્યા થશે તે કહો" તે છોકરીએ અણસારાથી જ્ઞાનેશ્વર વગેરે બેઠા હતા તે જગ્યા દેખાડી. ત્યા જઇ તે ચારે શિષ્યો હજુ તો તે મહાત્માને પગે પડે છે, તેટલામા જ શ્રી જ્ઞાનેશ્વરે પૂછ્યુ, "મહારાજ ચાગદેવ કુશળ તો ખરા ?" તે સાભળતા જ શિષ્યોને ઘણો વિસ્મય થયો અને તેમણે આણેલો પત્ર આપ્યો જ્ઞાનેશ્વરે તે પત્ર ઉકેલ્યો અને કોરો જોઇ બોલ્યા, "અરેરે ! ફળ વગરનુ આમ્રવૃક્ષ, પાણી વગરનુ સરોવર, સતાન વગરની કાન્તા, સામર્થ્ય વગરનો પુરૂષ, સૌભાગ્ય વગરના અલકાર, વૈરાગ્ય વગરનો સન્યાસ, આદાર્ય વગરનુ ધણ દ્રવ્ય, પર્જન્ય સિવાયનુ અભ્રપટલ, આ સર્વ જેમ વ્યર્થ રહે છે, તદ્વત્ ચાગદેવ પણ ૧૦૦૦ વર્ષ જીવી આખરે કોરો જ ! !" પછી શિષ્યોએ ચાગદેવની તેમના દર્શન માટેની ઉત્કઠા પ્રદર્શિત કરી અને તે વિષે ઉત્તરની વિનતિ કીધી તેના ઉત્તરમા જ્ઞાનેશ્વરે ચાગદેવને લખ્યુ કે, "ચાગદેવ, ચૈતન્ય સર્વ ઠેકાણે સમાન છે વડીલ કે કનિષ્ઠ નથી, કુટુમ વત્સલ નથી, એકલુ નથી, આકાશપર અભ્ર આવતા ક્ષણભર જૂદા જૂદા રગ દેખાય છે, પરતુ મુળ આકાશને તેનો વિકાર થતો નથી તેમ જ સ્થૂલ દેખાતુ હો કે સૂક્ષ્મ દેખાતુ હો, પણ સચ્ચિદાનદ સ્વરૂપ જેવડુ છે તેવડુ જ છે અવિદ્યાની ભ્રાતિથી મોટા નાના આપને જણાય છે વિચાર દૃષ્ટિએ જોતા એમ બોલવુ વ્યર્થ છે, અક્ષર પરબ્રહ્મ વેદને સુદ્ધા અગોચર છે હવે આપને વધારે શુ લખવુ જે તમારા હૃદયમા છે તે જ અહી છે વિશેષ કઇ નથી"

શિષ્યો પત્ર લઇ ચાગદેવ પાસે પાછા આવ્યા અને સવિસ્તર હકીકત જણાવી પત્ર આપ્યો ચાગદેવને પત્ર વાચતા જ પોતના ૧૪૦૦ વર્ષ વ્યર્થ ગયા એમ લાગ્યુ અને હવે આ બાળમુર્ત્તિ ઇશ્વરાશના દર્શનવડે તેણે પોતાના દેહનુ સાર્થક્ય કરવાનો નિશ્ચય કર્યો

ચાગદેવ સવ શિષ્ય વગેરે આડબર સહિત આળદી આવવા નિકળ્યા હાથી ઘોડા નોબત, નિશાન, ડકા વગેરે આગળ ચાલે છે, પછી ડેરા તથા કનાતો લાધેલા ઉટ આવે છે અનેક વાદ્યો આગળ વાગે છે, ૧૪૦૦ શિષ્ય કોઇ ઘોડાપર, કોઇ હાથીપર, કોઇ સાબરપર, કોઇએ અગે ભસ્મ લગાડી છે, કોઇએ ગોપીચદનનુ લેપન કર્યું છે, કોઇ કાષાયાબરધારી છે તો કોઇ મૃગચર્મ કે કોઇ વ્યાઘ્રચર્મધારી છે કોઇ દડધારી તા કોઇ જટાધારી, કોઈ જીર્ણકથાધારી તો કોઇ દિવ્યાબરધારી છે કોઈ ઝાઝ, કોઇ મૃદગ, તો કોઇ તાળ હાથમા લઇ ચાલે છે અને ચાગદેવ પોતે વાઘપર બેસી હાથમા સર્પનો ચાબુક લઇ ચાલ્યા આવે છે

મુકામ કરતા કરતા આળંદી નજીક આવ્યા, જ્ઞાનદેવ વગેરે ચારે મહાત્મા તે વખતે ભીંતપર બેઠા હતા ત્યા કેટલાક બ્રાહ્મણોએ આવી વર્તમાન કહ્યા નિવૃત્તિનાથે જ્ઞાનેશ્વરને કહ્યું, 'ચાલો આપણે સામા જઇએ.' તે ઉપરથી જ્ઞાનેશ્વરે ભીંતને કહ્યું, 'ચાલ બાઇ' તુરત જ તે નિર્જીવ ભીંત હાથણીની માફક ચાલવા લાગી. સામેથી ચાંગદેવ આવે છે તેને તેના શિષ્યોએ કહ્યું 'જુઓ મહારાજ! આ બાળ સૂર્ય જેવા તેજસ્વી સિદ્ધવર્ય નિર્જીવ ભીતપર બેસી આવે છે!' ચાંગદેવ તુર્ત જ વાઘ ઉપરથી કુદકો મારી જ્ઞાનેશ્વરાદિ બાંધવને પગે પડયા તે મહાત્માઓએ પણ ચાંગદેવને પ્રેમાલિંગન કીધુ આલિંગન દેતા જ વિશ્વએકાત્મ્યતા ચાંગદેવના હૃદયમા પ્રગટ થઇ, સચિત ક્રિયમાણની હોળી ગઇ ને સર્વ નાના મોટા સરખા જણાવા લાગ્યા પછી ચાંગદેવના શિષ્યોને પણ પ્રેમાલિંગન કર્યું, તે યોગે તેઓ પણ કૃતાર્થ થયા

થોડા દિવસ ચાંગદેવે ત્યા રહ્યા પછી પોતાની વિદ્યાનો ચમત્કાર દેખાડયો નાના પ્રકારના અન્ન એકાએક નિર્માણ કર્યાં, સ્વત આકાશમા પક્ષી માફક ગમન કીધુ, પુષ્કળ દ્રવ્યનો ઢગલો પોતાની આગળ ઉભો કીધો. તેમની આ યોગિક શક્તિનુ અવલોકન કરી જ્ઞાનેશ્વરે કહ્યુ, "ચાંગદેવ! ધન્ય છે તમારી વિદ્યાને અને સિદ્ધાઇને!" ચાંગદેવે જવાબ દીધો, "એ તો વિદ્યાના ખેલ જ! મહારાજ જેથી જન્મ મરણનો હિસાબ ચૂકવાય છે, તેવી મહાન્ વિદ્યા તો આપના પાસે જ છે તેથી ખરો ધન્યવાદ તો આપશ્રીના ચરણને જ ઘટે છે"

એક દિવસ મુક્તાબાઇ સ્નાન કરતા હતા, ત્યા ચાંગદેવ અકસ્માત્ આવી પહોચ્યા અને મુક્તાબાઇને સ્નાન કરતા જોઇ પાછા ફર્યા મુક્તાબાઇએ તે જોઇ ચાંગદેવને બોલાવ્યા ચાંગદેવે ભીતને ઓથે ઉભા રહી હુંકારો દીધો તે જોઇ મુક્તાબાઇ બોલ્યા, "૧૪૦૦ વર્ષ જીવ્યા, પણ હજુ તારો સશય શુ ગયો નહી? તારી દૃષ્ટિમા હજી શુ વિષમતા રહી? સ્ત્રી અને પુરુષ એ વિષમ દુરાગ્રહ તને હજી છોડતો નથી?" આટલા શબ્દ સાભળતા જ ચાંગદેવ દોડતા આવી મુક્તાબાઇને પગે પડયા અને પછી જ્ઞાનેશ્વર મહારાજનો ઉપદેશ લીધો

ત્યાર બાદ શ્રી જ્ઞાનેશ્વર મહારાજ શ્રી પઢરપૂર ગયા. શ્રી વિઠ્ઠલનાથના અનન્યભક્ત નામદેવ નામે હતા, તેના સુખદ સમાગમમા શ્રી જ્ઞાનેશ્વરે સર્વ તીર્થયાત્રા કરવાનો વિચાર કીધો અને તે ઉદ્દેશથી નામદેવને ઘેર ગયા. બેઉ મોટા પ્રેમથી એકમેકને મળ્યા. નામદેવે યોગ્ય આદરસત્કાર કીધો, પછી

જ્ઞાનેશ્વરે પોતાની ઇચ્છા પ્રદર્શિત કીધી નામદેવે કહ્યુ, " પંઢરપૂર છોડી બીજા તીર્થમા શુ છે ! કસ્તુરી છોડી રાખોડીનું પડીકુ બાંધવુ વ્યર્થ છે. હવે આપને એક વાત કહું છું, આ દેહ જેનો છે, આ નામો જેનાં કિંકર છે, જેની આજ્ઞામા રહેનાર આ સર્વ છે, જેના સિવાય બીજો આશરો નથી, જે ભકતને અર્થે કલ્પદ્રુમ છે, જે રુક્ષ્મણી વર મહાપ્રભુ છે, તે જો આપની સાથે આવવા આજ્ઞા આપશે તો આવીશ " જ્ઞાનેશ્વરને આ કનિષ્ઠાનુ ભાષણ સાંભળીને મોટો આનંદ થયો પછી ઉભય શ્રી વિઠ્ઠલનાથજીના મંદીરમા આવ્યા અને શ્રી પંઢરીનાથની સ્તુતિ કીધી શ્રી પાંડુરંગે હાસ્ય વદન કરી શ્રી જ્ઞાનેશ્વરને કહ્યુ, " તુ જીવનમુકત તથા ચિદ્રુપ છે તને તીર્થાટન શુ કરવા જોઇએ ? સૂર્યને ઉષ્ણતા, ચંદ્રને શીતોપચાર કુબેરને દ્રવ્ય તેમ ત્હારે માટે તીર્થયાત્રા ! તારા ચરણમા સર્વ તીર્થ છતા તારો તીર્થાટન કરવાનો ઉદ્દેશ છે તે વ્યર્થ છે" જ્ઞાનેશ્વરે કહ્યુ " નામદેવ જેવા ભકતરત્નોનો સહવાસ મળે એ મુખ્ય હેતુ છે, માટે આપે આજ્ઞા આપવી " પછી પંઢરીનાથે આજ્ઞા આપી અને કહ્યુ, " નામદેવ મારુ નાનુ બાળ છે, તેને સંભાળી પાછો લાવજે ! "

બેઉ તીર્થાટને નિકળ્યા ગામથી થોડે દૂર જતા શ્રી પંઢરીનાથ સાંભરી આવવાથી મુર્છા આવી પછી જ્ઞાનેશ્વર મહારાજે તેનુ સમાધાન કર્યું અને ઉપદેશ કર્યો કે " ભગવાન તારા હૃદયમા હોવા છતા વ્યર્થ શોક શા માટે કરે છે, મૃગની નાભિમા કસ્તુરી હોવા છતા તે સુવાસની શોધમા જેમ જંગલે જંગલ દોડયા કરે છે તેમ તું કરે છે " નામદેવ તે ભાષણ સાંભળી શુદ્ધિમા આવ્યો અને તે સ્વરૂપ દેખાડવા શ્રી જ્ઞાનેશ્વરને વિનતી કરી તેની એકનિષ્ઠા જોઇ જ્ઞાનેશ્વરે તેનો મોહ દૂર કીધો પછી જ્ઞાનેશ્વરે તેને ભક્તિમાર્ગ વિષે કહેવા વિનંતિ કરતા નામદેવ બોલ્યા, " મહારાજ ! એ આપનુ પૂછવુ કેવુ ! કૃષ્ણની તળે કલ્પતરુ ભિક્ષા માગવા જાય, એવુ આપનુ આ પૂછવુ છે " જ્ઞાનેશ્વરે કહ્યુ " નામદેવ ! તારા ભક્તિ અને જ્ઞાનરુપ સિંહ આગળથી સંસારરૂપ ભયંકર હાથી આગળ નાસે છે એવી યોગ્યતા છે, તેથી મૌન છોડી દે

નામદેવે હાથ જોડી કવિતારુપે જે પ્રમાણે કહ્યુ, તેનુ 'ભકિતવિજય ' નામના ગ્રંથમા વિવેચન છે તેનો સારાંશ નીચે પ્રમાણે છે·—" અંગમા વૈરાગ્ય બળ જોઇએ સર્વ ભૂતપર અકારક દયા જોઇએ, હું તુંપણાની ભેદ બુદ્ધિ રાખવી નહી પ્રપંચમા આસક્ત નહિ થવાય એવી સ્થિતિ થાય તેને શુદ્ધ ભજન કહેવુ, તે ન હોય તો સાધન વ્યર્થ છે; બહારથી નમન કરે

અને અંદરથી દોષ ગુણને સભારે તે પક્વાન્ન સાથ માખી જમવા જેવું છે, ઉત્તમ મધ્યમ ન સાભરે તો અખડ નમન છે, અતરમા સ્વાનદનું જીવન હોય, તેને ભક્તિમાં ખડન નથી."

તે સિવાય નામદેવના તીર્થાવળિ પ્રકરણમા કવિત્ત છે, તેનો ટુકસાર આ પ્રમાણે છે,—" નમ્રતા તે કે જેમા ગુણદોષ ન દેખાય ને મનન થાય છે, અંતરમા આનદ પ્રકાશ જોઇએ, વિશ્વમા મારા વિઠોબાને જુએ તેનું નામ નિર્વિકાર ધ્યાન છે જેમ વ્યભિચારિણીનુ મન પરપુરુષમાં આસક્ત હોવાને લીધે કામ ધામમા લાગતુ નથી તેવો જેનો નિદિધ્યાસ છે અને જે એકાતે અનુરાગે ગોવિંદનુ ભજન કરે છે, તેના જેવી બીજાને વિશ્રાંતિ નથી, આ જે મારો કાયિક, વાચિક તથા માનસિક અનુભવ જે મને સર્વથી પ્રિય હતો તે મે તમને કહ્યો " નામદેવ કહે છે કે, એવા પાડુરગની સહાયતાવડે મારાથી આ બોલાયુ છે "

નામદેવનુ ભાષણ સાભળી જ્ઞાનેશ્વરને મોટો આનદ થયો અને કહ્યું. 'ધન્ય છે નામદેવ '

આ પ્રમાણે ચર્ચાસુખનો લ્હાવો લેતા લેતા અનેક તીર્થ કરી, માર-વાડ દેશમાથી જતા એક વખત નામદેવને ઘણી તૃષા લાગી. તેનુ સમાધાન કરવા જ્ઞાનદેવે લધિમા નામની શક્તિના યોગે ત્યાના ઉડા કુવામા પ્રવેશ કરી જળ આણ્યુ તે ઉપરથી નામદેવ બોલ્યા, 'મહારાજ,—આપના અગમાં આટલી શક્તિ તેથી ઉદક લાવ્યા, બીજા લોક આ પાતાળમા ગયેલા કુવાને કાંઠે બેસી શી રીતે તૃષા છીપાવે ? આ કુવામાથી ઉપર પાણી વહે તો ઘણુ સારૂ,' એમ બોલી નેત્ર વીંચી શ્રી વિઠલનુ ધ્યાન કીધું કે. તરત જ કુવામાથી ઝરણુ એકદમ વહેવા લાગ્યા અને કુવો ભરાઇ પાણી બહાર વહેવા માડયુ એ ચમત્કાર જોઈ જ્ઞાનેશ્વરે નામદેવની સ્તુતિ કરી આ કુવાને ત્યાના લોક 'નામદેવજીનો કુવો' કહે છે અને દર વર્ષે ત્યા મૃગશીર્ષ માસમાં હજી સુધી યાત્રા ભરાય છે.

આ પ્રમાણે યાત્રા કરી વિઠલનાથજીમાં પાછા આવ્યા, તેમના આગ-મનની ખબર થતા નિવૃત્તિનાથ સોપાનદેવ, મુક્તાબાઇ, ચાગદેવ વગેરે દર્શને આવ્યાં. થોડા દિવસ ત્યા નિવાસ કરી સર્વ મડળી આળદી પાછી ફરી સકેત પ્રમાણે સમાધિકાર સમીપ આવ્યો જાણી, શ્રી જ્ઞાનેશ્વર અજાન વૃક્ષ સમીપ સિદ્ધેશ્વર લિંગ પાસે આવ્યા અને ગુરુ નિવૃત્તિનાથને સાષ્ટાંગ નમસ્કાર કરી સોપાનદેવ, મુક્તાબાઇ, ચાગદેવ, વિસોબા ખેચર ગોગકુભાર વગેરેને સાષ્ટાગ નમસ્કાર કીધા અને શાકે ૧૨૧૫મા કાર્તિક વદી ૧૩ તે

દિને સમાધિ લીધી શાકે ૧૨૧૫મા મૃગશીર્ષ વદી બારસે સોપાનદેવે સાસ-વડ ગામમા સમાધિ લીધી અને ૧૨૧૬ ના જ્યેષ્ઠ વદી તેરસે નિવૃત્તિનાથે શ્રી ત્ર્યબકેશ્વરમા સમાધિ લીધી તેમની યાત્રા પોષ માસમા ત્યા ભરાય છે આ પ્રમાણે બીજી જ તિથિએ યાત્રા ભરવાનુ કારણ એમ જણાવે છે, કે, શ્રી વિઠ્ઠલનાથની યાત્રા કરનાર ' વાર કરી ' લોકની સગવડતા માટે તેમ કરવામાં આવે છે

મુક્તાબાઇએ, કોઇ કહે છે કે ૧૨૧૬ ના ચૈત્ર વદી બારસે ખાન-દેશમા એદલાબાદ ગામમા સમાધિ લીધી કેટલાકનુ કહેવુ એમ છે કે, મુક્તાબાઇને અદ્યાકાલ સુધી સમાધિ જ છે અને પઢરપૂરમા હાલ તે બાઇ જીવતા છે આમ તેમના વિષે લોકમા મતભેદ છે.

શ્રી જ્ઞાનેશ્વર મહારાજની સમાધિ માટે કેટલાક ગામો જુદે જુદે વખતે જાગીરમા થયેલા છે શ્રીમત સિંધિયાએ, હોલકરે અને ગાયકવાડે, આળ-દીમા ત્રણ નગારખાના આજ સુધી ચાલુ રાખ્યા છે એવી રીતે તેમના પ્રત્યેનો ભક્તિભાવ શ્રીમત લોકે દર્શાવ્યો છે અને અન્ય લોક તો તેમનું નામ કીતન ' જ્ઞાનમા તુકારામ ' કરી કરે છે " નિવૃત્તિ, જ્ઞાન, સોપાન-દેવ, નિવૃત્તિ જ્ઞાન સોપાનદેવ "નુ કીર્તન કરે છે નિવૃત્તિ જ્ઞાન હોય તો સોપાન ( દાદર ), દેવ પાસે તરત લઈ જાય છે અને મુક્તિ આપે છે

---

## પ્રકરણ ૮૨ મું.

---

### શ્રી એકનાથજી મહારાજ.

શ્રી એકનાથ મહારાજ પર સમાજસુધારક હતા એકનાથ પરમપરા-ગત કવિ મહાત્મા અને સન્ત હતા લોકકલ્યાણ એજ તેમનો કુળધર્મ હતો એકનાથના પ્રપિતામહ મહાત્મા ભાનુદાસનો જન્મ સન ૧૪૪૮ મા પૈઠણ ( દક્ષિણકાશી ) મા થયો હતો ભાનુદાસ ઋગ્વેદી બ્રાહ્મણ હતા. હુબલી, બેંગલોર, બલારી આદિ નગરો વસાવવા તુંગભદ્રાની જગત્ પ્રસિદ્ધ નહેર કાઢવા, કળા—કૌશલ્યની દરેક રીતે ઉન્નતિ કરવા અને રામેશ્વરથી બેલગાવ સુધી નિષ્કટક રાજ્ય કરવાવાળા વિજયનગરના રાજા કૃષ્ણરાય પઢરપુરથી વિઠ્ઠલમુર્તિ પોતાના રાજ્યમા લઇ ગયા હતા તે મુર્તિ ભાનુદાસ પોતાની સિદ્ધાર્થના બળ સાથે ભારે યુક્તિથી ફરી પઢરપુરમા લઇ આવ્યા હતા. તે દિવસ કાર્તિક સુદ ૧૧ નો હતો તેથી તે દિવસે પઢરપુરમા હજુ સુધી રથોત્સવ થાય છે ભાનુદાસના પુત્ર ચક્રપાણી, ચક્રપાણીના સૂયનારાયણ અને

સૂર્યનારાયણના પુત્ર એકનાથ હતા. ભાનુદાસ, ચક્રપાણી અને સૂર્યનારાયણે જે દેશસેવા બજાવી છે તેનુ વિસ્તારથી અત્રે વિવેચન કરવામા આવતું નથી. ફક્ત એકનાથનુ ચરિત્ર જણાવવામા આવે છે અને તે સક્ષિપ્ત વિવેચનમા એકનાથના કૂળનો પરિચય થઇ જાય છે એકનાથના પૂર્વજ ભગવદ્ભક્ત, સમાજસેવક અને અદ્ભુત દેશભિમાની હતા અને તે વશગત ગુણ એકનાથમા સ્વાભાવિક રીતે જન્મથીજ આવી ગયા હતા

એકનાથનો જન્મ સન ૧૫૨૮ મા થયો હતો. તેઓ ૫-૬ મહીનાના થયા કે તરતજ તેમના મતાપિના ગુજરી ગયા ચક્રપાણી તેમનુ પાલન કરવા લાગ્યા તેઓ જન્મથીજ પોતાની સાથે બુદ્ધિ અને શ્રદ્ધા લઇ આવ્યા હતા પુરાણ, કીર્તન, પૂજાપાઠ, નિર્લોભ પવિત્રાચરણ આદિ ગુણોમા બાલ્યાવસ્થાથીજ તેમનુ ચિત્ત ચોટયું હતું તેમની બુદ્ધિ એવી તીવ્ર હતી કે, કોઈ વિષય જાણવાને માટે તેમને બીજુ કોઇ પુસ્તક જોવુ પડતુ નહિ, બાર વર્ષની ઉમરે તો તેઓ વેદશાસ્ત્રસપન્ન થઇ ગયા હતા, લૌકિક ગુરૂઓની પાસે હવે તેમને શીખવાનુ કાઇ બાકી રહ્યુ નહોતુ ઐહિક વિદ્યા તેઓ પૂર્ણ કરી ચુકયા હતા એક દિવસ તેમને સ્વપ્ન આવ્યું કે, "દેવગઢ નામના સ્થાનમા દોલતાબાદના મુખ્યાધિકારી જનાર્દન સ્વામી રહે છે તેનાથી તમને અધ્યાત્મ વિદ્યાનો લાભ થશે" આથી તેઓ ત્યા જવા તૈયાર થયા ચક્રપાણી તેમના વિયોગથી વ્યાકુળ થયા, અને તેઓ ત્રીજે દિવસે દેવગઢ જઇ સદ્ગુરૂના દર્શન કરી કૃતાર્થ થયા. આ સન ૧૫૪૦ ની વાત છે 'જનાર્દન સ્વામી' ના નામથી કોઇ એમ ન સમજે કે તેઓ સન્યાસી હતા તેઓ ગૃહસ્થ અને રાજનૈતિક હોવા છતા કર્મયોગાચરણથી જીવનમુક્ત અવસ્થાએ પહોચી ગયા હતા અને તેથી તેમને લોકો મહાત્મા અથવા સ્વામી કહ્યા કરતા હતા તેમણે પોતાનો દાખલો આપી સિદ્ધ કરી બતાવ્યુ કે, ગૃહસ્થ ધર્મમાજ પૂર્ણ નિવૃત્તિનું સાધન થઇ શકે છે. તેમણે પોતાના શિષ્યોને પણ ગ્રથનેખન અને ઉપદેશદ્વારા એજ બાબત શીખવાડી હતી. એક દિવસ તેઓ સમાધિ ચઢાવી બેઠા હતા, એવા વખતમાં ગઢપર શત્રુઓએ એકાએક મારો કર્યો એકનાથ ગુરૂ ગૃહમા રહેતા હતા. તેમણે ગુરૂનો શસ્ત્રાસ્ત્ર ધારણ કરી સેનાનાયકનુ કામ કર્યું અને થોડાજ વખતમાં શત્રુઓને માર મારી નસાડયા. આથી સ્પષ્ટ જણાય છે કે, એકનાથને યુદ્ધ આદિ વ્યાવહારિક વિદ્યાઓનુ પણ જ્ઞાન હતું. ગુરૂએ એકનાથને હીસાબનુ કામ સોપ્યુ હતું. એક દિવસ એક પાઇની ભૂલ ખોળવામા એકનાથે આખી રાત્રિ પસાર કરી હતી આથી સ્વામીજીએ કહ્યું, એકનાથ!

જેનુ વ્યવહારોપયોગી કાર્યોમા બરાબર લક્ષ હોય છે, તેનાથી પરમાત્મા દૂર હોતા નથી. પ્રવૃત્તિ માર્ગના અવલબનથીજ નિવૃત્તિનુ જ્ઞાન થાય છે. જ્યારે એક પાઈની ભૂલ સુધારવાથી લાખોનો હિસાબ શુદ્ધ થાય છે, ત્યારે નિવૃત્તિની પ્રાપ્તિને માટે પ્રવૃત્તિમા જે ભૂલો થાય છે, તે ભારે પ્રયત્નથી દૂર કરી મનુષ્ય વિશુદ્ધ સ્વરૂપને કેમ પ્રાપ્ત નહિ કરી શકે ? જે સિદ્ધાન્ત વ્યાવહારીક છે, તેજ પારમાર્થિક છે

સકામકર્મજ પ્રવૃત્તિ ની ભૂલો છે તે સુધારવાથી સાધક જાણી શકે છે કે, પ્રવૃત્તિ અને નિવૃત્તિ ભિન્ન નથી આ વખતથી એકનાથ પૂર્ણજ્ઞ થયા અને તેઓ નિષ્કામ ધર્મનુ પાલન કરવા લાગ્યા

નિયમિત કાર્ય કરવા સિવાય જે વખત મળતો તેમા એકનાથ સમાધિનો અભ્યાસ કરતા તપોબળથી તેઓ એવા નિર્ભય થઇ ગયા હતા કે, સપ અને વિછીનો તેમનો મનકૂન ભય રહ્યો નહોતો કહેવામા આવે છે કે, તેમને ભગવાન શ્રી કૃષ્ણના દર્શન થયા હતા અને સમાધિમા સર્પ તેમના શરીર પર નાચતો હતો શિક્ષા સમાપ્ત થયા પછી શિષ્યને ભારત વર્ષમા પ્રવાસ કરાવવાની પ્રથમ રીત હતી અને તે મુજબ એકનાથને દેશ ભ્રમણ કરવાની આજ્ઞા થઇ એકનાથે તીર્થયાત્રાનો આરભ કર્યો પ્રથમ તેઓ ત્ર્યબકક્ષેત્રમા આવ્યા ત્યા સુધી સ્વામીજી સાથે હતા અહી એકનાથે ચતુ'લોકી ભાગવત નામનુ' પોતાનુ પહેલુ મરાઠી પુસ્તક બનાવી ગુરૂને સભળાવ્યુ. ગુરૂના પાછા ફર્યા પછી તીર્થાટન અને ગ્રથ લેખન એજ એકનાથનુ ખાસ કૃત્ય હતુ ચારે ધામની યાત્રા કરી તેમણે પ્રચડ લોક સગ્રહ કર્યો અને પોતાની રસમયી વાણીથી અનન્ત કર્તવ્ય વિમુખ લોકોને પોતપોતાનુ કર્તવ્ય કરવા તરફ વાળ્યા સમસ્ત ભારતવર્ષની પ્રદક્ષિણા કરી પોતાની પચીસ વર્ષની ઉમ્મરે એકનાથ પોતાની જન્મભૂમિમા આવ્યા હવે સ્વામીજીએ તેમને ગૃહસ્થાશ્રમ કરવાની સલાહ આપી, એકનાથને મળવાથી ચક્રપાણી અને તેમની સ્ત્રી ઘણા જ ખુશી થયા શુભ મુહૂર્તે એકનાથના લગ્ન થયા એકનાથની સ્ત્રીનુ નામ ગિરિજા હતું. ગિરિજા અને એકનાથ પ્રવૃત્તિ અને નિવૃત્તિ રૂપી ગગા યમુનાની મધ્યમા આ અને પરલોકનો સુધારો કરવાવાળી લોકસેવા રૂપી ઉર્વરા ભૂમિમા આનદની સાથે રહેવા લાગ્યા એકનાથની દ્રષ્ટિમા વર્ણ, જાતિ, ભાષા અથવા ધર્મનો ભેદ નહોતો તેઓ સર્વને સમાનતાથી જ્ઞાનામૃતનુ પાન કરાવતા હતા, તેમણે ભક્તિ માર્ગ દ્વારા ભાવી મહારાષ્ટ્રિય સામ્રાજ્યની ઇમારત બાંધવાનો ઉપક્રમ કર્યો, એકનાથના પુરૂષાર્થ થી મહારાષ્ટ્રમા એવો એક પણ પુરૂષ નહોતો

કે જેને દેશ અને ધર્મનુ જ્ઞાન ન થયુ હોય જેને દેશ જ્ઞાન નહી, તેને દેવતાનુ પણ જ્ઞાન થઈ શકતુ નથી આ સિદ્ધાંત એકનાથની જીદગીમા ઠેકાણે ઠેકાણે જોવામા આવે છે સર્વ વર્ણ અને જાતીને ઉચ્ચત્તમ જ્ઞાનવાળા બનાવવાને લીધે કાશી, નાશીક આદિના વિદ્વાનોએ એકનાથ પ્રતિ બહુજ ઇર્ષા બતાવી પરતુ સાચને આચ નહી એ કહેવતાનુસાર વિરોધીઓનુ કાંઇપણ ચાલ્યુ નહી અને અંતે શાસ્ત્રાર્થ આદિમા એકનાથનો જ વિજય થયો જ્ઞાનાધિકારાનુસાર એકનાથ બ્રાહ્મણ અને ચાડાલમા ભેદ સમજતા નહોતા

યાત્રામા એકનાથ ગ્રથ લખ્યા કરતા હતા એ આગળ કહેવામા આવેલ છે તેમણે ચતુશ્લોકી ભાગવતને મળતી હસ્તામલક ટીકા, શુકાષ્ટક ટીકા, સ્વાત્મબોધ ચિરજીવ પદ, આનન્દલહરી, અનુભવાનન્દ, મુદ્રાવિલાસ, લઘુગીતા, ભજનીભારૂડ, રૂકિમણીસ્વયવર, નાથભાગવત આદિ કેટલાય નાના મોટા ગ્રન્થ લખેલા મૌજુદ છે સર્વ ગ્રથ ઘણે ભાગે અદ્વૈત મતાનુસાર આત્મસ્વાતન્ત્ય સાથે વ્યકિત સ્વાતન્ત્ય અને દેશસ્વાતન્ત્યના પક્ષના છે. તેની શ્લોક સખ્યા ૭૫ હજારથી વધારે છે તે ગ્રન્થોમા રાજનીતિ, વ્યવહાર, ભકિત, જ્ઞાન, કર્તવ્યાકર્તવ્ય આદિ બબતાનુ સારી રીતે વિવેચન કરવામાં આવેલ છે ફક્ત કવિતા પરથી મરાઠીના ઉચ્ચ કવિઓ સાથે એકનાથની ગણત્રી કરવામા આવે છે એકનાથની કવીતમાં રાષ્ટ્રીય વિચાર ઠાંસી ઠાસીને ભરેના હેવાથી એકનાથ લોક સગ્રહ કરવામાં સફળ થઇ શક્યા હતા. બેએક ગ્રથ મરાઠીમાં જ લખ્યા હતા આધ્યાત્મિક ગ્રથ દેશી ભાષામા લખવો એ તે વખતના સસ્કૃતાભિમાની પડિત પાપ સમજતા હતા તેમની એ ધારણા કાશીમા એકનાથે દૂર કરી એકનાથનો છેલ્લો ગ્રથ ભાવાર્થ રામાયણ અધુરો રહી ગયો હતો, તે તેમના પ્રિય શિષ્ય 'ગાવબા' એ પુરા કર્યો ઉત્તરકાડના થોડા અધ્યાય જ બાકી રહી ગયા હતા, તે શિષ્યે પુરા કર્યા, એકનાથ હિન્દી કવીતા પણ બનાવતા હતા. નમુના તરીકે:—

મસજિદમે હૈ અલ્લા ખડા,
ઔર કયા સારા જગત્ ખાલી પડા ?
ચાર હી વખત હૈ નિમાજ઼ે કે,
ઔર કયા વખત હૈ ચોરાં કે ?
'એકા જનાર્દન' કા બન્દા,
જમીન આસ્માન મેં ભરે ખુદા,

એકનાથની દરેક કવીતામા 'એકા જનાર્દન' ની છાપ રહેતી હતી.

એકા એટલે એકનાથ અને જનાર્દન તેમના ગુરૂ તેમનો નિરંતર અદ્વૈતભાવ બનાવી રાખવા માટે જ એવી છાપ રાખવામા આવી હતી. એકનાથ હમેશા કીર્તન કરતા હતા બ્રાહ્મણથી માડી ચાડાલ સુધીના તે કીર્તનમાં આવતા હતા. એજ તેમનુ રાષ્ટ્રીય વિદ્યાલય હતુ આ વિદ્યાલયના વિદ્યાર્થીઓએ આગળ વધી મહારાષ્ટ્રમા સ્વરાજ્યની સ્થાપના કરી હતી. એકનાથને ત્યા મોટા ગૃહસ્થથી માડી ચોરો સુધીના અતિથી સત્કારને પાત્ર બનતા હતા કોઇ કોઇ વખત તો ચોર લોકો પોતાના આગમનનુ કારણ ખુલ્લા દીલથી જણાવી તેમના શિષ્ય બનતા હતા એકનાથ ચમત્કાર પ્રિય હતા જ્યારે યુક્તિ પ્રમાણોથી કોઇ દેશદ્રોહી જ્ઞાનલવ-દુર્વિદગ્ધ તાબે ન થાય તો તેઓ ચમત્કાર બનાવી તેને કાબુમા લેતા ક્ષમા, શાન્તિ, પરોપકાર, ભુતદયા, નિસ્પૃહતા, નિરહંકાર, દેશપ્રેમ, હરી ભક્તિ, સ્વરાજ્યલાલસા આદિ ગુણ એકનાથમા સ્વાભાવિક રીતે આવી ગયા હતા. તેમના કર્મયોગયુક્ત આચરણને જોઇ કેટલાય ગૃહસ્થો કર્મયોગી બની ગયા હતા, ટુકામા આચારની પૂર્તિ વ્યાખ્યાન લેખાદિથી થઇ શકતી નથી, પરંતુ વર્તમાન સમયમા તેની પ્રતીત ભગવાનના વિભુતિ સ્વરૂપ મહાત્માઓના આચરણોને જોઇ થઇ શકે છે

કીર્તન સમાપ્ત થયા પછી રાષ્ટ્રિય ધર્મના પ્રચારાર્થે એકનાથ હમેશાં સર્વ શ્રોતાઓને પોતાના હાથે મિષ્ટાન્ન વહેચતા હતા આ વખતે તથા શ્રાદ્ધ વખતે બ્રાહ્મણ શુદ્રનો તેમને વિચાર રહેતો નહોતો એકનાથના ધર્મપત્ની ગિરિજાબાઇ અને પુત્ર હરિપડિતથી એકનાથને દરેક જાતની મદદ મળતી હતી આથી એકનાથને ગૃહસ્થાવાસનુ કોઇ વખત દુ ખ પડયુ નહોતુ. હરિપડિત જ્યારે સસ્કૃત ભણતા હતા ત્યારે એકનાથના મરાઠી ગ્રથોને ઉપહાસની દૃષ્ટિથી જોતા હતા, પરતુ રાષ્ટ્રીય કાર્યમા, દેશી ભાષાઓની જેમ જેમ તેને ઉપયોગીતા જણાવા લાગી, તેમ તેમ તેનો ભ્રમ દૂર થવા લાગ્યો અને છેવટે તે પણ મરાઠીમા જ પોતાના ગ્રંથ લખવા લાગ્યો, સ્ત્રી-સમાજમા ગિરિજાબાઇએ, સારી રીતે કામ કર્યું હતુ. એકનાથને 'લીલા' અને 'ગગા નામની બે પુત્રી હતી. લીલાથી પ્રસિદ્ધ દેશભક્ત અને ભગવદ્ભક્ત પ્રચારક 'મુક્તેશ્વર' ગ્રથકાર થયા એકનાથના પૂર્વજ જેવા પ્રતિભાશાળી હતા, તેવા તેમના વશજ પણ થયા એકનાથનુ જેમ અનેક રીતે અપમાન થયુ હતુ તેમ સન્માન પણ ઘણું જ થયુ હતુ. દેશભક્તોને બન્ને અવસ્થાઓનો અનુભવ કરવો પડે છે

આ પ્રમાણે એકનાથે દેશ અને દેવતાના કાર્યમા પોતાનું સમસ્ત

જીવન પસાર કરી સન ૧૫૯૯ના ફાલ્ગુન વદી ૬ ને રવીવારના દીવસે આનંદ સાથે પુત્ર–પૌત્ર સમક્ષ હરિભજન કરતા દેવલોકમા પ્રયાણ કર્યું. આ ફાલ્ગુન વદી ૬નો દિવસ મહારાષ્ટ્રમા એક તહેવાર તરીકે માનવામા આવે છે કેમકે આ દિવસે જનાર્દન સ્વામીનો જન્મ, જનાર્દન સ્વામીને દત્તદર્શન, સ્વામીનો નાથ પર અનુગ્રહ, જનાર્દન સ્વામીનો દેહાન્ત અને એકનાથ મહારાજનો દેહાવસાન થયો હતો આ દિવસે બે ચાર લાખ મનુષ્યો પૈઠ-ણમા એકત્ર થાય છે એકનાથને પૂર્વજોની જાગીર મળી હતી, એકનાથને મળેલ અને તેના સતાનોને પણ મળી હતી. એ જાગીર ઘણે ભાગે રજપુત અને મરાઠા રાજાઓની આપેલી છે એકનાથના વખતમા તેમના ચરણ અનેક રાજ-ગણના રત્નમય મુકુટોની પ્રભાથી દેદીપ્યમાન રહ્યા કરતા હતા આજ પણ તેમની સમાધિ પર ઉકત દિન સેકડો રાજા ચવર ઢોળાવતા દેખાય છે, અને સમાધિની સન્મુખ સર્વ જાતિ, ધર્મ અને સમાજના લોકો બધુભાવથી એકત્ર થઇ ભોજન કરે છે

શ્રી એકનાથ મહારાજની કાર્યકુશળતાનુ વર્ણન ઉદ્ધવ, ચિદ્ધન, રગ-નાથ, શિવરામ, રમાવલ્લભ, સિદ્ધ ચૈતન્ય, મુકુંદ, મુક્તેશ્વર, દાસોપત, તુકા-રામ નિલોબા, શ્રીધર, દેવદાસ, અવધુત, એદેશ્વર અમૃતરાય, મયુર આદિ કવિ અને ભકતોએ પોતાની સુધામયી વાણીથી કર્યુ છે

આવા સ્વાર્થત્યાગી ગૃહસ્થ મહાત્માઓની આ વખતે ભારતને આ-વશ્યકતા છે આશા છે કે, શ્રી પ્રભુ આ આવશ્યકતાને નિ સદેહ પૂર્ણ કરશે. તેમનુ અનુકરણ કરવુ એ દરેકનુ ખાસ કર્ત્તવ્ય છે.

---



# ભાગ ૯ મો.

## વર્તમાન જમાનાના ધર્મિષ્ટ સિદ્ધ પુરુષો.

---

## પ્રકરણ ૮૩ મુ.

---

### શ્રી સમર્થ રામદાસ સ્વામી.

દક્ષિણ દેશમા જે વખતે હિન્દુ રાજાઓએ પોતાનુ રાજ્ય સ્થાપિત કર્યું તે વખતે રાજાઓ બીજા પ્રાન્તોના લોકોને પોતાના રાજ્યમા વસવાને માટે દ્રવ્ય તથા જમીન આપીને તેડાવતા હતા આ પ્રમાણે નિજામશાહીથી બહુજ લોકા ગોદાવરી નદિના કિનારાપર જઇને વસ્યા હતા આ લોકામા કૃષ્ણાજીપન્ત ઠોમર નામના એક દેશસ્થ બ્રાહ્મણ પણ શકે ૮૮૪ સને ૯૬૨ મા ઉત્તર ગોદાવરીના તીરે બીડ પ્રાન્તમા હિબગ નામના ગામમા આવીને કુટુમ્બ સાથે રહેવા લાગ્યા તેમને ચાર પુત્ર હતા મ્હોટા પુત્રનુ નામ દશરથપન્ત હતું તેણે પોતાના પિતાની સપત્તિમા ભાગ લેવાનુ યોગ્ય ન ગણ્યુ અને તેથી તે હિબરાથી થોડેક દુર આવેલા બડગાવમા જઇને વસ્યા બડગાવની વસ્તી ઉજડ થઇ ગઇ હતી અને ત્યા કેટલાક ભરવાડો ગાયો ચારવાને માટે જંગલમા રહેતા હતા આ ભરવાડોમાના મુખ્ય માણસ લખમાજાને જમીનદાર બનાવીને દશરથપન્તે ત્યા પુરોહિતનો ધધો કરવા માડયો આ ગામનુ નામ તેમણે જાબ રાખ્યુ આ ગામને અત્યારે શ્રીરામદાસ સ્વામિની જન્મભૂમિ હોવાથી અત્યત પવિત્ર ક્ષેત્ર માનવામા આવે છે થોડા દિવસ પછી જાબની આજુબાજુ બીજા ગામ પણ વસવા માડયા અને તે સર્વ ગામોના પુરોહિત તરીકે દશરથપન્તે કામ કરવા માડયુ તે શ્રી રામચદ્રની ઘણીજ ભક્તિ કરતા હતા તેને ૭ પુત્ર થયા મોટા પુત્રનુ નામ રામાજીપન્ત હતુ પોતાના બાપના મરણ પછી રામાજીપન્તને પુરોહિતપણાની વૃત્તિ મળી ઉપરના કૃષ્ણાજી, દશરથપત અને રામાજીપંથ, એઓશ્રી સમર્થ રામદાસસ્વામીની પહેલી

બીજી અને ત્રીજી પેઢીના મુળ પુરૂષ હતા. રામાજીપન્તના પછી ઓગણીસમી પેઢીમા સુર્યાજીપત નામના પ્રસિદ્ધ ભગવદ્ભક્ત અથવા બ્રહ્મજ્ઞાની પુરૂષ થઇ ગયા છે તેની સ્ત્રીનુ નામ રાણુબાઇ હતું આ સુર્યાજીપત અને રાણુબાઇ રામદાસ સ્વામીના પિતા–માતા થાય છે

ન્હાનપણુથી જ સુર્યાજીપન્તમા ભગવદ્ભક્તિ, વિરક્તિ તથા સદ્ગુણોના ચિન્હો જણુાવા લાગ્યા ૧૨ વર્ષની ઉમરમા તો તેમની ભક્તિ શ્રી સુર્યનારાયણુ ઉપર જામી ગઇ હતી તે પટવારીનુ સરકારી તો કરતા જ હતા છતા પણુ તેમનો ઘણો સમય શ્રી સુર્યનારાયણુની ઉપાસનામા જતો હતો આ પ્રમાણે ૩૬ વર્ષની ઉમ્મર સુધી તેમણે શ્રી સુર્યદેવનુ અનુષ્ટાન કર્યું એવુ કહેવામા આવે છે કે ઉપાસનાના અતમા શ્રીસુર્યનારાયણુ પ્રસન્ન થયા અને તેમને બે પુત્ર થવાનુ વરદાન આપ્યુ શકે ૧૫૨૭, સને ૧૬૦૫ મા સુર્યાજીપતના પ્રથમ પુત્રનો જન્મ થયો તેનુ નામ ગગાધર રાખવામા આવ્યુ તે આગળ જતા શ્રેષ્ટ અથવા રામી રામદાસના નામથી પ્રસિદ્ધ થયા. તેના જન્મ પછી બે અઢી વર્ષ બાદ શકે ૧૫૩૦ સને૧૬૦૮ ના એપ્રીલ માસમા કીલ નામના સવત્સરમા ચૈત્ર શુદ ૯ ના રોજ બે પહોરે એટલે બરોબર શ્રી રામચદ્રના જન્મના સમયેજ સાધ્વી રાણુબાઇ અથવા સુર્યાજીપતના બીજા પુત્રનો જન્મ થયો તેનુ નામ નારાયણુ રાખવામા આવ્યુ આ નારાારાયણુ, શ્રી સમર્થ રામદાસ સ્વામિના નામથી પ્રસિદ્ધ થયા એ નારાયણુ અથવા શ્રી સમર્થ રામદાસ સ્વામિનુ જીવનચરિત્ર આ લેખમા આપવામા આવે છે

જ્યારથી સુર્યાજીપન્તને ત્યા તેમનો જન્મ થયો ત્યારથી તેના ઘરમા સુખ, સમૃદ્ધિ અને શાન્તિની વૃદ્ધિ થવા લાગી આ વખતે મહારાષ્ટ્ર પ્રાન્તમા એકનાથ મહારાજ ઘણુા પ્રસિદ્ધ અને બ્રહ્મજ્ઞાની સાધુ હતા સુર્યાજીપન્ત પોતાની સ્ત્રી રાણુબાઇ સહિત દર વર્ષે તેમના દર્શને જતા હતા સુર્યાજીપન્ત જ્યારે મહારાજના દર્શન કરી પાછા વળતા હતા ત્યારે એકનાથ સ્વામિ રાણુબાઇને આ આશિર્વાદ આપતા કે, ત્હમારી કુખથી બે મહાત્મા પુત્ર ઉત્પન્ન થવાના છે આ વખતે સમર્થ રામદાસ સ્વામીનો જન્મ થયા પછી સુર્યાજીપન્ત પોતાના કુટુમ્બ સહિત ફરી તેમના દર્શનાર્થે ગયા આ વખતે એકનાથ મહારાજે તેમને પોતાને ત્યા ઘણુા દિવસ રાખ્યા, અને વિદાય થતી વખતે તેમણે સુર્યાજીપન્ત તથા રાણુબાઇને સબોધીને આ ભવિષ્યવાણી કહી કે, " તમને ધન્ય છે, ત્હમારી કુખને ધન્ય છે, અને ત્હમારા વશને પણુ ધન્ય છે ! ત્હમારી ઉપાસના અને ભક્તિ અનુપમ છે, જેથી

કરીને હનુમાનજીના અંશરૂપ આ બાળક ત્હમારે ત્યા ઉત્પન્ન થયુ છે શિવના અંશથી એક પ્રસિદ્ધ છત્રપતિ રાજા મહારાષ્ટ્રમા જન્મ પામવાના છે. તેના દ્વારા ત્હમારો આ પુત્ર પૃથ્વિનો ભાર ઉતારશે, અને મનુષ્યોનો ઉદ્ધાર કરશે. અમારી આરંભેલી ધર્મક્રિયાની સંપૂર્ણતા આના હાથમા છે હવે હું મ્હારો પોતાનો અવતાર સમાપ્ત કરીશ " આ ભવિષ્યવાણી કહ્યા પ ઠી કેટલાક દિવસે એકનાથ મહારાજે પોતાનો દેહ છોડ્યો હતો

## બાલ્યાવસ્થા, વિદ્યાભ્યાસ અને મંત્રોપદેશ.

સમર્થ બાળપણમા સદા પ્રસન્ન ચિત્તે હસતુ મુખ રાખી રહેતા હતા રડવાનુ તો તે જાણતાજ ન્હોતા તે વહેલીજ જલદીથી બોલતા ચાલતા શીખ્યા હતા શરીર સુદૃઢ તથા તેજસ્વી હતુ તે ઘણા નટખટ અને ઉપદ્રવી હતા હમેશા ખેલવા કુદવામા નિમગ્ન રહેતા અને એક સ્થાનમા એક ક્ષણ વાર પણ રહેતા ન્હોતા તેના રોમે રોમમા ચપળતા ભરેલી હતી, વાંદરની માફક અહીંથી તહીં અને તહીંથી અહીં ફર્યા કરતુ અને પોતાની સાથેના છોકરાઓના ચાળા પાડી ચીડવતા અથવા ચીડવતા એ પણ તેમનો એક ખેલ હતો જ્યારે તેમના માતા પિતાએ તેમને બહુજ ઉપદ્રવ કરતા જોયા ત્યારે તેમને એક પંડિતને ત્યા ભણવા માટે બેસાડ્યા પણ તે પંડિત પાસેથી જે કાંઈ શીખવાનુ હતું તે તેમણ થોડાજ વખતમા પુર્ણ કર્યું અને પછી પાછા ખેલવા કુદવા મંડ્યા ગામના છોકરાઓને લઇને ગોદાવરીને કિનારે જતા અને ત્યા ઝાડો ઉપર વાંદરની માફક ચઢી જતા અને ડાળો ઉપર ચઢી તેમને હલાવતા તે વૃક્ષો ઉપરના ફળો તોડીને પોતે ખાતા અને પોતાના સોબતીઓને ખવરાવતા કોઈ કોઇ વખતે તે વૃક્ષ ઉપરથી ફળો ખાઇ અને ગોટલાઓ નીચેના છોકરાઓને મારતા હતા ઝાડો ઉપર ચઢવાનુ તેમનુ સાહસ જોઇને સર્વ લોક આશ્ચર્ય પામતા અને તેમના સાથી તો તેમને ઝાડ ઉપર ચઢેતા અને ડાળો હલાવતા જોઇ ખીજવતા કે એ પડ્યા, પડ્યા, પડ્યા ! પાણીમા ઉંચેથી ભૂસકા મારવા અને તરવુ પણ તેમને ઘણુંજ પસંદ હતુ આ પ્રમાણે તે ગામની બહાર રમતા ફરતા હતા. તે સિવાય જેટલો વખત ગામમા રહેતા તેટલો સમય પણ તે તેજ પ્રમાણે વર્તતા, કદી છાપરા ઉપરથી ભીંત ઉપર અને કદી કોઇ ઝાડ ઉપરથી કોઈ કોઇના ઘરમા કુદી પડતા આવી રીતે તેમની બાળલીલા જોઇને પણ તેમને કદી હનુમાનજીનો અવતાર કહેવામા આવતો હોય તો પણ આશ્ચર્ય ન્હોતુ. ઘણા લોક સમજે છે કે જે છોકરા ન્હાનપણમા બહુજ ખેલાડી અને ચપળ હોય છે તે આગળ જતા મોટા થાય છે ત્યારે ઘણા પ્રતિભાશાળી

નિકળે છે. સમર્થના વિષયમા પણ આ અનુમાન મળતુ આવે છે. પાચમે વર્ષે સૂર્યાજીપન્તે તેને ઘણી ધામધુમથી જનોઈ દીધુ

યજ્ઞોપવીત પછી તેમના પીતાએ તેમને વિદ્યાભ્યાસ કરાવવા માટે એક વૈદીક બ્રાહ્મણને નોકર રાખ્યા સમર્થે તે બ્રાહ્મણની પાસે પોતાના ઘરમા રહીને ઉત્તમ અક્ષરો લખવા, નિત્ય નૈમિત્તિક કર્મ, અને થોડો સસ્કૃતનો અભ્યાસ કર્યો આ વખતે સમર્થના મ્હોટા ભાઇ ગગાધર કે જે "શ્રેષ્ઠ" નામથી ઓળખાતા હતા તે તેમના વિદ્યાભ્યાસ તરફ દ્રષ્ટિ રાખતા હતા. સમર્થના ગ્રંથોને જોઇને એમ નથી કહી શકાતુ કે તે સસ્કૃતના પૂર્ણ પડિત હતા. તથાપિ "ઉપનિષદ અને ભાગવત્" સરખા કઠીન ગ્રંથોમા પણ તે સારી રીતે પ્રવીણ હતા આ વાતનો ઉલ્લેખ તેમણે પોતાના 'દાસ બોધ' નામના પ્રસિદ્ધ ગ્રથમા પ્રથમ દશકના પહેલા જ સમાસમા કરેલો છે તેના અધ્યયનના સબધમા એટલુ જ કહી શકાય છે કે તેમને સસ્કૃતનો અભ્યાસ સારી રીતે સમજી શકે તેટલુ જ્ઞાન અવશ્ય હતું.

સમર્થ રામદાસસ્વામી બાળપણથીજ ભગવદ્ભક્ત હતા પણ પિતાના દેહાન્ત પછી તેમનામા આથી પણ અધિક વિરક્તિ આવી સમર્થના મોટા ભાઈ શ્રેષ્ટનો ઉલ્લેખ અમે ઉપર આપી ગયા છીએ મહારાષ્ટ્રના લોક જેવી રીતે સમર્થને હનુમાનનો અવતાર માને છે તેવીજ રીતે તેમના મ્હોટા ભાઇને તે સુર્યના અવતારરૂપ સમજે છે શ્રેષ્ટ પણ પોતાની વશપરપરા અનુસાર શ્રીરામના ભક્ત અને ઉપાસક હતા તે પણ અનેક લોકોને મત્રોપદેશ આપીને ભક્તિમાર્ગમા પ્રવિણ કરતા હતા એક વખત એક માણસ તેની પાસે મત્ર લેવાને માટે આવ્યો. શ્રેષ્ટે તેને અનુગ્રહ પૂર્વક મત્ર દિક્ષા આપીને ભક્તિમાર્ગનો ઉપદેશ આપ્યો આ જોઈ સમર્થ પોતાના ભાઇને કહેવા લાગ્યા કે, મ્હને પણ આપ મત્ર આપો. આ સાભળી તેમના મ્હોટા ભાઇએ ઉત્તર આપ્યો કે આપની ઉમ્મર હજુ ન્હાની છે, મત્રોપદેશને માટે જે પાત્રતા જોઇએ તે હાલ ત્હમારામા નથી આ પ્રકારનો ઉત્તર સાભળીને સમર્થ પોતાના ગામની બહાર, ગોદાવરીના કિનારે, હનુમાનના મદિરમા જઇ અને તેમની પ્રાર્થના કરવા લાગ્યા. કહે છે કે તેમની ભક્તિ અને નિષ્ટા જોઇને હનુમાનજીએ તેમના ઉપર કૃપા કરીને દર્શન આપ્યા અને કહ્યુ કે. આપ હાલમા મત્ર લેવાને માટે આટલી બધી ઉતાવળ કેમ કરો છો. પણ જ્યારે સમર્થે ઉપદેશ દેવાને માટે બહુજ આગ્રહ કર્યો ત્યારે હનુમાનજીએ તેમને ત્યા રામચદ્રજીના દર્શન કરાવ્યા રામચદ્રજીએ તેમને '**શ્રી રામ જય રામ જય જય રામ**' આ ત્રયોદશાક્ષરી મત્રનો ઉપદેશ આપ્યો, અને આજ્ઞા આપી કે 'ધર્મનો નાશ થતા

બેઠો છે તેથી તમે વૈરાગ્ય વૃત્તિથી કૃષ્ણાતીર રહીને ઉપાસના અને જ્ઞાનની વૃદ્ધિ કરીને લોકોદ્ધાર કરો." આ પ્રકારે શ્રીરામ પાસે મન્ત્રોપદેશ અને આજ્ઞા લેવાથી બાળક સમર્થને પૂર્ણ સંતોષ થયો. તેની મા અને ભાઇએ જ્યારે આ વાત જાણી ત્યારે તેઓ પણ અત્યંત હર્ષિત થયા.

## વિવાહ પ્રસંગ.

જેવી રીતે મા પોતાના પુત્રને લીધે અનેક બીજા ઉત્સાહ અને ઇચ્છાઓ રાખે છે, તેવી રીતે આ એક પણ ઇચ્છા રાખવામા આવે છે કે પોતાના પુત્રનો વિવાહ જલ્દીથી થઇ જવો જોઇએ, આ નિયમાનુસાર સમર્થની માતા રાણુબાઈ પણ પોતાના પુત્ર નારાયણ (બાલસમર્થ) ના વિવાહની ચિંતા કરવા લાગી વિવાહની વાત સાંભળીને નારાયણ ઘણુજ ચીડાતા અને ન્હાના પ્રકારથી પોતાનો વૈરાગ્યનો ભાવ પ્રદર્શિત કરતા હતા એકવાર વિવાહની ચર્ચા ચાલવાથી પોતે ઘરથી નાસી જઈ અને જંગલમા ગયા. ત્યારે તેને મ્હોટા ભાઈ શ્રેષ્ટે ઘણુજ સમજાવી અને પાછા ઘેર આણ્યા આ પ્રમાણે તેમની વર્તણૂક જોઇ માતા રાણુબાઇને ઘણી ચિંતા થવા લાગી શ્રેષ્ટ પોતાના ન્હાના ભાઇની વિરક્તિ જોઇને પ્રથમથીજ સમજી ગયા હતા કે આ વિવાહ કરવાની ઇચ્છા રાખતા નથી તેમણે પોતાની માતાને ઘણુજ પ્રકારે સમજાવ્યા પણ તે વારંવાર કહેતી કે નારાયણનો વિવાહ અવશ્ય હોવોજ જોઇએ એક વખત માતા રાણુબાઇ પોતાના નારાયણને એકાન્ત સ્થાનમા લઇ ગઇ અને મુખ ઉપર હાથ ફેરવીને ઘણુજ લાડ અને પ્રેમથી બોલી, "બેટા તું મ્હારૂં કહેવું માને છે કે નહિ"? બાળક સમર્થે ઉત્તર આપ્યો "માતુશ્રી ત્હમારે શું કહેવું છે? આપનું કહેવું નહિ માનું તો પછી કોનું માનીશ? કહ્યુ છે કે **मातृ परं दैवतम्**, આ સાંભળી માતા રાણુબાઇ બોલી, "ઠીક, ત્યારે વિવાહની વાત ચાલવાથી તું આમ ગાંડપણુ કેમ કહાડે છે? તને મ્હારા સોગન છે કે, 'અંતરપટ' પકડતા સુધી તું વિવાહને માટે ના પાડીશ નહિ" માતાની આ વાત સાંભળીને સમર્થ ભારે વિચારમા પડ્યા થોડીવાર વિચારીને ઉત્તર આપ્યો "સારૂ, અંતરપટ પકડતા સુધી હું ના નહિ કહુ" ભોળી બિચારી માતાને સમર્થના દાવપેચ ક્યાંથી ખબર હોય! રાણુબાઇએ સમજી લીધુ કે છોકરો વિવાહ કરવાને માટે તૈયાર થઈ ગયો. તેણે જ્યારે તે વાત પોતાના મોટા પુત્ર શ્રેષ્ટને કહી ત્યારે તે કાંઈક હસ્યો અને માત્ર એટલુંજ બોલ્યો કે, 'શા માટે ન કહે?'

જ્યારે જાણ્યુ કે પુત્ર વિવાહ કરવાને માટે રાજી છે ત્યારે સર્વની

સમ્મતિથી એક કુળવાન ઘરની કન્યા સાથે વિવાહ નક્કિ કર્યો. લગ્નતિથિને દિવસે શ્રેષ્ટ સઘળી જાન સાથે ઘણી ધામધુમની સાથે કન્યાના પિતાને ત્યાં પહોંચ્યા. સર્વની સાથે સમર્થ પણ આનંદપૂર્વક ગયા સીમન્ત પૂજન, પુણ્યાહ વાચન વિગેરે લગ્ન વિધિ થતી વખતે શ્રેષ્ટ અને સમર્થ બને ભાઇ એક બીજાના સામુ જોઇને મંદ મંદ હસતા હતા. થોડી વારે અંતરપટ પકડવાનો વખત આવ્યો બ્રાહ્મણોએ મંગલાષ્ટક ભણવાનો આરંભ કર્યો. સર્વે બ્રાહ્મણ એકીસાથે 'સાવધાન' બોલ્યા સમર્થે વિચાર્યું કે હું હંમેશા સાવધાન રહું છુ છતા આ લોક "સાવધાન, સાવધાન" કહ્યા કરે છે, જેથી આ શબ્દમાં જરૂર કાઇને કાંઇ ભેદ હોવોજ જોઇએ માતુશ્રીની આજ્ઞા પણ અંતરપટ પકડતા સુધીની હતી તે પણ પૂરી થઈ ગઈ, હવે મ્હારૂં વચન પુરેપુરૂ પાળ્યુ હવે હુ અહીં કેમ બેઠો છુ? મ્હારે ખરેજ સાવધાન થવુ જોઇએ, આ પ્રકારે મનમા વિચાર કરીને સમર્થ એકદમ લગ્ન મંડપ માથી ઉઠી અને નાસવા લાગ્યા! ઘણા લોક તેમની પાછળ દોડ્યા પણ તે હાથ આવ્યા નહિ આ તરફ લગ્ન મંડપમા ઘણો કોલાહલ થવા લાગ્યો. જરા શાંત થતા બ્રાહ્મણોએ કન્યાનો બીજાની સાથે વિવાહ કરવાને માટે શાસ્ત્રાધારથી સમ્મતિ આપી સમર્થના નાસી ગયાની વાત જ્યારે તેની માતાના જાણવામા આવી ત્યારે તે ઘણીજ દુખી થઈ શ્રેષ્ટે તેનું સમાધાન કર્યું અને કહ્યુ કે, "આપ ચિંતા ન કરો નારાયણ ગમે ત્યાં પણ આનંદમા રહેશે. હુ પહેલાથીજ કહેતો હતો કે તેનો વિવાહ કરવાના પ્રયત્નમા ન પડો. હશે, જે બન્યુ તે ખરૂં!"

## તપશ્ચર્યા.

વિવાહ વખતે સાવધાન થઇને સમર્થ પહેલા બે ચાર દિવસ તો પોતાના ગામ જાંબની પંચવટીમા છુપાઇ રહ્યા, પછી તે ત્યાથી નાસિક પંચવટીમા ચાલ્યા ગયા આજકાલ રેલ્વે ટ્રેનોમા મુસાફરી કરનારાઓને તે વખતની ચાલીને કરવામા આવતી મુસાફરીના સંકટોનુ અનુમાન ક્યાથી હોય! બાર વર્ષના બાળકને શકે ૧૫૪૨ સન ૧૬૨૦ મા જાંબથી નાસિક પંચવટી સુધી સેંકડો માઇલની યાત્રા કરવામા કેટલા સંકટો પડ્યા હશે તેનો વિચાર કરવો ઘટે છે ભર્તૃહરિએ કહ્યું છે કે,—

**मनस्वी कार्यार्थी गणयति न दुःखं न च सुखम्।**

કાર્ય કરવામા તત્પર રહેનારા પુરૂષાર્થી અને સાહસી મહાત્માઓ સુખ દુખની પરવા કરતા નથી. આવા પ્રકારના મહાત્માઓનાં લક્ષણ

નાનપણથીજ ઝળકવા લાગે છે નાસિક પહોંચી પચવટીમા શ્રીરામચદ્રજીનાં દર્શન કરીને સમર્થ ત્યાથી પૂર્વ તરફ બે ત્રણ માઇલ ઉપર ટાકળી નામના ગામમાં ગયા. ત્યા ગામની બહાર એક જુના અને મ્હોટા વૃક્ષની છાયા નિચે પર્ણકુટી બનાવીને તેમણે રહેવા માડ્યુ

ટાકળીમા રહીને સમર્થે તપ કરવા માડ્યુ સ્હવારમા ઉઠીને ગોદાવરી સ્નાન કરવા જતા અને ત્યા બે પહોર સુધી જળમા ઉભા રહીને જપ કરતા હતા બે પહોર પછી પચવટીમા ભિક્ષા માગવા જતા પછી શ્રીરામચદ્રજીને નૈવેદ્ય ધરાવી ભોજન કરતા હતા ત્યાર પછી થોડા વખત સુધી ભજન કરતા અને ફરી સાયકાળ થતા જપ અને ધ્યાનમા નિમગ્ન થતા હતા તેમનો સઘળો સમય મત્ર, પુરશ્ચરણ અને ભજન અર્થાત ઇશ્વરાધનમા વ્યતિત થતો હતો તે કોઇની સાથે વાત કરતા નહિ તેમ કોઇને ઘેર પણ જતા નહિ, પાણીમા ઉભા રહેવાથી કમરની નીચેનો શરીરનો તમામ ભાગ ગળી જઇ સફેદ થઈ ગયો હતો પગ અને ઘુટણની ચામડી અને માસ માછલીઓ પાણીમા ખાવા કરતી સમર્થનુ મન તે વખતે જપ અને ધ્યાનમા એટલુ એકાગ્ર થઇ જતુ હતુ કે માછલીઓ કરડવા છતા પણ તેમને કશુ માલુમ પડતુ ન્હોતુ સત્ય છે કે મહાત્મા લોક શરીરના સુખ દુખો તરફ ધ્યાન આપે તો તેમને ઇશ્વર પ્રાપ્તિ શી રીતે થાય ? અને તે જનોદ્ધાર કેવી રીતે કરી શકે ?

આ પ્રકારે સમર્થે બાર વર્ષ સુધી નાના પ્રકારની કઠીન તપશ્ચર્યા કરી અત કરણની શુદ્ધિ કઠીન તપશ્ચર્યાથીજ થઇ શકે છે "મનજ બધ અને મોક્ષનુ કારણ છે" આ ચચળ મનને તપ કર્યા સિવાય કોઇ પોતાને અધિન કરી શકતુ નથી જે મનને જીતી લે છે તેનામા અદ્ભુત સામર્થ્ય જરૂર આવી જાય છે કામ, ક્રોધ, મોહ, લોભ વિગેરે મનના મુખ્ય વિકારોને આધિન થઇને મનુષ્ય નાના પ્રકારના દુષ્કર્મો કરે છે તપશ્ચર્યા કરીને શરીરના બળને ક્લેશિત કરવાથી મન ઢીલું પડે છે અને અતમા મનોજય પ્રાપ્ત થાય છે જ્યા સુધી મનુષ્ય મનનો જય કરી શકતો નથી ત્યાસુધી ઇશ્વર પ્રાપ્તિ કરવાના માર્ગમા અનેક સકટ આવી વિઘ્ન નાખે છે જેથી સિદ્ધ છે કે તપ કર્યા સિવાય પરમાત્મ સ્વરૂપનુ જ્ઞાન થતુ નથી, મોક્ષ મળતો નથી અને સ્વતત્રતાના દર્શન પણ થઈ શકતા નથી. સમર્થે પોતે પોતાના અનુભવથી 'દાસબોધ' માં આ કષ્ટ અને તપનો મહિમા કહ્યો છે કે:—

**कष्टें विण फळ नाहीं, कष्टें विण राज्य नाहीं ॥**
**आधीं कष्टाचें दुःख सोसिती । ते पुढें सुखाचें फळ भोगिती ॥**

કષ્ટ કર્યા સિવાય ફળ મળતુ નથી, કષ્ટ કર્યા સિવાય રાજ્ય મળતું નથી. જે પહેલાં કષ્ટના દુઃખનુ સહન કરે છે તે આગળ જતા સુખનાં ફળને ભોગવે છે

શ્રી સમર્થે બાર વર્ષ તક ધન્ની ટકનાની સાથે તપ કર્યું, તેટલા વખતમા તેમણે જુના રૂષિ મુનિઓની માફક અનેક વાર ઘણા ઘણા માયાવી સંકટો સહન કર્યા છતા પણ વિઘ્નોની કાઇપણ પરવા કરી નહિ તપ કરતી વખતે શ્રીરામે કોઇ વખત દર્શન આપીને તેમને આ આજ્ઞા આપી કે "તમે હવે તપશ્ચર્યા કરો નહિ, કૃષ્ણા તીરે જઇ અને જનોદ્ધારનાં કામનો આરંભ કરો" પરતુ સમર્થે એવી દઢ પ્રતિજ્ઞા કરી કે જ્યા સુધી પૂર્ણ રીતીથી મનોજય પ્રાપ્ત ન થાય જ્યા સુધી શરીરમા જનોદ્ધાર કરવાનુ સામર્થ્ય આવી શકે નહિ, ત્યા સુધી મ્હારે એ કાર્યમાં હાથ ઘાલવો નહિ જ્યારે તેમણે જોયુ કે હવે મનોવિકારોનુ પોતાના શરીરમા સ્થાન નથી ત્યારે તેમણે તપશ્ચર્યા બધ કરી અને ટાકલીમા જે સ્થળમા રહી અને પોતે તપશ્ચર્યા કરતા હતા તે સ્થળમા હનુમાનજીની મુર્તિ સ્થાપિત કરી અને તેમની પૂજા કરવાને માટે ઉદ્ધવ ગોસ્વામીને નીમ્યા. ત્યાર પછી તે પગમા પાદુકા, હાથમા માળા, ખભમા ઝોળી અને તુમ્બડી, માથે ટોપી શરીરપર કફની પહેરીને તીર્થયાત્રા તથા દેશપર્યટન કરવાને માટે નીકળ્યા.

## તિર્થયાત્રા અને દેશપર્યટન.

જેમ તિવ્ર તપશ્ચર્યા કરીને મનોજય પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે તેવી રીતે લોકોદ્ધાર યા ધર્મ સ્થાપના કરવાને માટે દેશ પર્યટન કરીને સ્વદેશ સ્થિતિ અને તીર્થયાત્રા કરીને ધર્મની દશા જાણવાની જરૂર છે. સર્વ દેશ ફરીને ઉદ્ધાર કરનારાઓએ એ જાણવાની જરૂર છે કે જન સમાજની શી દશા છે અને તીર્થોમા જઇને સ્વધર્મનો નાશ કરવાને માટે ક્યા ક્યાં કારણ ધર્મ પ્રચારમા વિઘ્ન નાખે છે સમર્થે સઘળા ભરતખડનો પ્રવાસ ઉત્તરથી દક્ષિણ અને પૂર્વથી પશ્ચિમ સુધી પગે ચાલીને કર્યો તેમની પાસે એક ફુટી બદામ પણ નહોતી. ઉદર નિર્વાહને માટે તેઓ ભિક્ષાવૃત્તિ કરતા. ઉદર નિર્વાહ કરવાને માટે જ ભિક્ષાવૃત્તિ કરવાનો તેમનો હેતું નહોતો. ભિક્ષાનો મહિમા ગાતા તેઓ પોતાના 'દાસબોધ'માં કહે છે કે.—

**भिक्षा म्हणजे निर्भय स्थिति । भिक्षेनें प्रगटे महंती ॥**
**स्वतंत्रता ईश्वर प्राप्ति । भिक्षा गुणें ॥**

ભિક્ષા નિર્ભય સ્થિતિ છે, ભિક્ષાથી મહતી છેક્ટ થાય છે અને ભિક્ષાથી ઇશ્વર મળે છે, એટલુ જ નહીં પણ તેથી સ્વતત્રતા પણ મળી શકે છે. ભિક્ષા માગવાનો હેતુ કેવળ પેટ ભરવુ એ ન હોવુ જોઇએ, તેનો આ હેતુ હોવો જોઇએ કે સ્વદેશ દશાનુ જ્ઞાન પ્રાપ્ત થાય તો તેથી નિઃસદેહ ભિક્ષા વૃત્તિથી વધીને અન્ય કોઇ સારૂ સાધન નથી રામદાસ સ્વામી પોતાના અનુભવથી આજ વિષય પર ' દાસ બોધ ' મા એક જગ્યાએ કહે છે કે –

**कुग्रामे अथवा नगरें । पाहावीं घराचीं घरें ॥**
**भिक्षामिसें लाहान थारें । परीक्षून सोडावीं ॥**

કુગ્રામ હોય, ચ્હાય નગર હોય, ઘેર ઘેર જોવુ જોઇએ કે પોતાનાથી મોટા તથા નાના સર્વ પ્રકારના લોકોની પરીક્ષા કરવી જોઇએ એમ કરવાથી લોકોના સુખ દુખ જણાય છે તેમના જ્ઞાનનો લાભ પોતાને થાય છે અને પોતાના વિચાર તેમને જણાવવાની તક મળે છે

આજકાલ આ દેશમા ભિખારીઓની કાઇ કમી નથી પરતુ ખેદ છે કે સમર્થના મતને અનુસાર એક પણ ભિખારી દેશમા નીકળવો મુશ્કેલ છે

નાના પ્રકારના ગામો, નગરો, વનો અને પર્વતોમા ઘુમતે ઘુમતે શ્રી રામદાસ સ્વામી પહેલા કાશીમા ગયા, ત્યા ગગાસ્નાન કરી વિશ્વનાથજીના દર્શન કરવાને માટે તે મદીરમા ગયા ત્યા કેટનાક બ્રાહ્મણો રૂદ્રાભિષેક કરી રહ્યા હતા સમર્થનો વેષ, ભગવા રગની કફની અને માથા પર જટા આદિ જોઇને તે સમજ્યા કે આ કોઇ બ્રાહ્મણથી અન્ય જાતિનો વેરાગી હશે તેથી સમર્થને લિગની પાસે જવા દીધા નહી. સમર્થે કહ્યું, " ઠીક શ્રી રામચદ્રજીની ઇચ્છા ! " આટલુ કહી પોતે જ્યા ઉભા હતા ત્યાથી જ શ્રી વિશ્વેશ્વરજીને તથા સર્વ બ્રાહ્મણ મડળને પ્રણામ કરી ત્યાથી પાછા ફર્યા. તેમના જવાની સાથે રૂદ્રાભિષેક કરનારા બ્રાહ્મણોમાથી જેમણે સમર્થને મદિરમા જતા અટકાવ્યા હતા તેમને વિશ્વનાથજીનુ લિગ દેખાતા ન લાગ્યુ તેથી સર્વ બ્રાહ્મણો ઘણા ગભરાયા. પણ અતમા તેમના સમજવામા આવ્યુ કે, હો ન હો પણ આ વૈરાગી કે જેનુ આપણે અપમાન કર્યું હતું તેનો આ ચમત્કાર છે તેમાથી થોડા બ્રાહ્મણો દોડતા બહાર ગયા અને સમર્થને પ્રાર્થના કરીને મદીરમા લાવ્યા. સર્વ બ્રાહ્મણોએ પસ્તાવો કરી શ્રી વિશ્વનાથજીની પ્રાર્થના કરી અને રામદાસ સ્વામીની ક્ષમા માગી, થોડા વખત પછી તેમને લિગ દેખાતા લાગ્યુ. સમર્થ થોડો વખત કાશીમા રહ્યા, અને ત્યા નાના પ્રકારના અનુભવ કર્યા. ત્યાથી તેમણે પ્રયાગ અને ગયાની પણ

યાત્રા કરી. કાશીમા એક ઘાટનું નામ હનુમાન ઘાટ હતુ પણ ત્યા હનુમાનજીની મુર્તિ ન્હોતી જેથી તેમણે ત્યા હનુમાનજીની મુર્તિ સ્થાપિત કરી.

કાશીથી નીકળી સમર્થ પોતાના પરમ પ્રિય ઇષ્ટ દેવ શ્રી રામની જન્મભૂમિ અયોદ્ધાજીમા ગયાં ત્યા સરયુ નદીમા સ્નાન કરીને શ્રીરામ અને હનુમાન આદિ દેવતાઓના દર્શન કર્યાં થોડા દિવસ ત્યા રહી અયોધ્યા મહાત્મ્યનું શ્રવણ કર્યું ત્યાર પછી મથુરા, વૃન્દાવન, ગોકુલ વિગેરે તીર્થ ક્ષેત્રોમા સ્નાન, દેવ દર્શન અને થોડો વખત રહી સત સમાગમ આદિ કરી અને ત્યાથી દ્વારકાજી તરફ પધાર્યા દ્વારકામા જઈ શ્રી નાથજીના દર્શન કર્યા તીર્થનો વિધી વિધાન કર્યો પિડાર્ક, પ્રભાસ આદિ ક્ષેત્રોમા ગયા અને ત્યા પણ તીર્થ વિધી કરી, સમર્થે પોતાના દાસ બોધમા લખ્યુ છે કે ગમે તેવો મહત હોય પણ તેણે આચારની રક્ષા અવશ્ય કરવી જોઇએ. જો તે પોતે આચારભ્રષ્ટ હોય અને બીજાને આચારની શિક્ષા આપે તો તે મહત શાના ? તે કહે છે કે તીર્થોમા જઇને મુખ્ય દેવને જાણુવા જોઇએ જે લોકો તીર્થ કરે છે પણ અતરાત્માને જાણુતા નથી તેમા શ્રદ્ધા રાખતી નથી, તો તેવાને માટે તીર્થોમા શુ રાખ્યુ છે ? તે પાણી અને પથ્થરની જ ભેટ ! આવા લોક નાહક તીર્થ કરીને દુઃખ વેઠે છે દ્વારકાજીમા સમર્થે શ્રીરામજીની મુર્તિ સ્થાપીત કરી અને પ્રભાસ ક્ષેત્રમા રામદાસ સપ્રદાયનો મઠ સ્થાપન કરીને અનેક લોકોને ભક્તિમાર્ગમા પ્રવર્ત કર્યા.

પ્રભાસ ક્ષેત્રથી નીકળી પજાબના કેટલાક ગામો અને નગરોમા ફરતાં ફરતા શ્રી રામદાસ સ્વામિ શ્રીનગર પહોચ્યા ત્યા નાનકપથી સાધુઓની મુલાકાત થઇ તે સાધુ અધ્યાત્મ જ્ઞાનમા પૂર્ણ નિપૂણ હતા જ્યારે કોઇ સાધુ તેમને ત્યા જતા ત્યારે તે વેદાત વિષયનો પ્રશ્ન તેમને અવશ્ય પૂછતા હતા પણ જે સાધુ તેમની શકાઓનુ સમાધાન ન કરી શકતા તેમને તેઓ હલકા પાડી દેતા નહી. સમર્થ આવ્યાની વાત સાભળી તેમના દર્શને તે આવ્યા અને ભકિતપૂર્વક કેટલાક અધ્યાત્મ પ્રશ્ન તેમને પૂછ્યા. જે શકાઓના ઉત્તર ઘણા અનુભવી સાધુઓ આપી શક્યા નહોતા તેના ઉત્તર શ્રી સમર્થે વાત વાતમાં સ્હેલાઈથી આપ્યા નાનકપથી સાધુઓ તેમનું અધ્યાત્મ જ્ઞાન જોઇ ઘણા ખુશી થયા તેમણે રામદાસ સ્વામીને ઘણા માનની સાથે એક માસ સુધી પોતાને ત્યા રાખ્યા, જ્યારે સમર્થ ત્યાંથી વિદાય થવા લાગ્યા ત્યારે તે શિખ ગુરૂઓએ સમર્થને મત્રદાનને માટે પ્રાર્થના કરી. સમર્થે કહ્યું કે "આપ લોકોના ગુરૂ તેજ નાનકજી છે કે જેમણે મુસલમાનોને પણ રામ રામ કહેવરાવ્યુ હતુ ! આ ઉપદેશ શુ તમારે માટે

કેમ છે ? નાનકપંથનો સાર્થકતા કરો ! ” આટલું કહી સમર્થ હિમાલય તરફ ગયા. હિમાલયમા તેમણે બદરીનાથ, કેદારનાથ અને ઉત્તર માનસની યાત્રા કરી, હિમાલયના એક અતિ ઉચ્ચ શિખરપર શ્વેત મારુતીનું સ્થાન છે ત્યા શીત અને હિમની અધિકતાના કારણથી કોઇ પુરૂષ જઇ શકતો નથી. શ્રી શંકરાચાર્ય ત્યા સુધી ગયા હતા શ્રી સમર્થ પણ ત્યા સુધી ગયા અને હનુમાનજીના દર્શન કરીને થોડા દિવસમા પાછા આવ્યા આ પ્રમાણે ઉત્તર અને પશ્ચિમની યાત્રા પૂર્ણ કરી અનેક વિકટ સ્થાનોમા ફરતા ફરતા તે એકદમ પૂર્વમા જગન્નાથજી તરફ ગયા

જગન્નાથપુરીમા પહોચ્યા પછી એક પદ્મનાભ નામનો બ્રાહ્મણ સમર્થના શરણે આવ્યો, તેને મંત્ર આપી સમર્થે રામદાસી સપ્રદાયનો ઉપદેશ આપ્યો અને પુરીમા શ્રી રામની મુર્તિ સ્થાપિત કરીને મઠની વ્યવસ્થા તે બ્રાહ્મણને સોપી, જગન્નાથજીના દર્શન કરીને પૂર્વ સમુદ્રના કિનારે પ્રવાસ કરતા કરતા તે દક્ષિણમા રામેશ્વરમા ગયા ત્યા દેવ દર્શન અને પૂજન અર્ચન કરીને સમર્થ લકા તરફ ગયા લકામા પહોચતાજ તેમને રામાયણ વખતના વિભીષણ અને હનુમાન આદિ રામ સેવકોનુ સ્મરણ થયુ. ત્યા થોડા દિવસ રહી તેમણે વિભિષણ વિગેરેની પ્રાર્થના વિષયક કેટલીક કવિતા રચી લકાથી પાછા ફરીને આદિરગ, મધ્યરગ, અતરગ, શ્રી જનાર્દન અને દર્શસેન આદિ ક્ષેત્રોમા જઇ દેવ દર્શન કરી ગોકર્ણ મહામલેશ્વરમા પહોચ્યા ત્યા કેટલોક વખત રહી શેષાદ્રિ પર્વતપર ગયા, અને ફરી શ્રી વેકટેશ, શ્રી શૈલ્ય મલ્લિકાર્જુન, બાલનરસિહ, પાલકનરસિહ, શચોટી, વિરભદ્ર, અને પુરાણ પ્રસિદ્ધ પચલિગોના દર્શન કરીને કિષ્કિન્ધા નગરીમાં આવ્યા ત્યા પમ્પાસર, રૂષ્યમુક પર્વત વિગેરે રામાયણ પ્રસિદ્ધ સ્થાન જોઇ, શ્રી કાર્તિક સ્વામીના દર્શન માટે દેવગિરી પર ગયા ત્યાથી દક્ષિણ કાશી ( કરવીર ક્ષેત્ર ) મા પાછા આવ્યા. ત્યાર પછી કોકણના રસ્તે પશ્ચિમ સમુદ્રના કિનારે થઈ મહામલેશ્વરમા આવી તેમણે શ્રી પઢરીનાથ ભીમાશકરના દર્શન કર્યા અને પછી ત્ર્યમ્બકેશ્વર જઇ તે પાછા નાસિક પચવટીમા આવ્યા આ પ્રકારે બાર વર્ષ સુધી પગે ચાલી મુસાફરી કરી શ્રી સમર્થે નાના પ્રકારના આત્રિ ભૌક્તિક દુ ખોને સહન કર્યા, અનેક પ્રકારના લોકોને મળ્યા, ભિન્ન ભિન્ન જન સ્વભાવોની પરીક્ષા કરી ભાત ભાતના સામાજીક, ધાર્મિક અને રાજકિય આચાર વ્યવહાર જોયા, જુદા જુદા પ્રાન્તોના રાજ્ય પ્રબધનુ અવલોકન કર્યું, નાના પ્રકારથી સત સમાગમ કરીને અધ્યાત્મ જ્ઞાનનું રહસ્ય જાણ્યુ અને પ્રકૃતિના અનેક ચમત્કા-

રિક અને રમણીય દ્રવ્યોનુ નિરીક્ષણ કર્યું. સારાંશ કે સ્વદેશ સબંધી સર્વ આવશ્યક વાતોનુ જ્ઞાન, દેશ પર્યટન અને તિર્થયાત્રા કરીને તેમણે પ્રાપ્ત કર્યું. આ સપૂર્ણ જ્ઞાનનુ તેમણે પોતાના ગ્રંથોમા વર્ણન કર્યુ છે વિશેષ કરીને તેમનો 'દાસબોધ' તો આ પ્રકારના અનુભવજન્ય જ્ઞાનનો સમુદ્ર છે, એવી કોઇ પણ વાત નથી જે તેમાં ન હોય

પચવટીમાં આવીને સમર્થે પચગગાનુ સ્નાન કર્યું, અને શ્રી રામ-ચદ્રજીના દર્શન કરીને પ્રાર્થના કરી કે "બાર વર્ષ તિર્થયાત્રા કરીને મેં આપની કૃપાથી અનેક સ્થાનોમા દેવતાઓના દર્શન કર્યા, પવિત્ર નદીઓનાં સ્નાન કર્યાં અને નાના પ્રકારના વિધિવિધાન કર્યાં તે સર્વ કર્મોનુ ફલ સ્વરૂપ જે પૂણ્ય તે આજ હું આપના ચરણોમા અર્પણ કરૂ છુ" વિચા-રવા યોગ્ય વાત છે કે સમર્થ કેટલા નિસ્પૃહ મહન્ત છે તે કેવા કર્મયોગી છે. નિષ્કામ કર્મ કરવાનુ આથી બીજુ કેવુ ઉદાહરણ મળવાનુ છે સમર્થ પોતાને માટે કાઇ પણ ઇચ્છના નથી તે જાણતા હતા કે પોતે જે કાઇ સારૂ અગર નરતું કામ કરે છે તે પોતાને માટે નહિ પણ ઇશ્વરને માટે— આત્મારામને માટે કરે છે અને આથી તેમણે પોતાના સપૂર્ણ ધર્મ કર્મોનું પૂણ્ય આ? રામના પવિત્ર ચરણોમા અર્પણ કર્યું શ્રીકૃષ્ણ પરમાત્મા અર્જુનને કહે છે કે

**यत्करोषियदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौंतेय तत्कुरुष्वमदर्पणम् ॥२३॥ भ. गी. अ. ९**

હે કૌતેય! તું જે ભોજન કરે, જે હવન કરે, જે દાન કરે, જે તપ કરે, અને જે કાઇ કરે તે સર્વ મ્હને અર્પણ કરે

આ પ્રમાણે સમર્થના આચરણમા પણ જણાય છે પચવટીથી ની-કળી સમર્થ પૈઠણ ગામમા એકનાથમહારાજની સમાધીનાં દર્શન કરી ગોદાવરી પ્રદક્ષિણાને માટે ચાલ્યા. માર્ગમા જ્યા તે ગોદાવરી નદીના કિના-રાપર પોતાની જન્મભૂમિ જાબની નજીક પહોચ્યા ત્યા તેમને પોતાની માતા અને મ્હોટા ભાઇનુ સ્મરણ થયુ. અહી તેમની મા પોતાના પ્રિય પુત્ર નારાયણના વિયોગથી બિલકુલ વ્યાકુલ થઇ રહ્યા હતા શોકને લીધે રડતા રડતા તેમના નેત્ર પણ જતાં રહ્યાં હતા એવી દશામા તેમને પોતાના નારાયણના વિયોગનુ દુખ થતું હતું.

ચોવીસ વર્ષ પછી સમર્થ ભ્રમણ કરતા કરતાં પોતાના ગામમા ગયા અને હનુમાનજીના દર્શન કરી પોતાના ઘરના પહેલા મ્હોટા દરવાજાની

આગળ જઇને તેમણે "જય જય શ્રી રઘુવિર સમર્થ" કહી ભિક્ષા માગી તેમની માતા જે સામે બેઠાં હતાં તેમણે પોતાની વહુ (શ્રેષ્ટની સ્ત્રી) ને આજ્ઞા કરી કે વૈરાગીને ભિક્ષા આપો. આ સાંભળી સમર્થ આગળ આવી પોતાની માની સાથે બોલ્યા કે "બીજા વૈરાગીઓની માફક ભિક્ષા લઇને પાછો જનાર આજનો વેરાગી નથી" બીજી વખત સમર્થનું બોલવું માતાએ તેમનો શબ્દ ઓળખ્યો અને જલદીથી ઉઠી કહેવા લાગી કે, 'શું નારાયણ આવ્યો છે?" આટલું સાંભળતાની સાથે રામદાસ સ્વામી પોતાની માતાને પગે પડ્યા માતા અને પુત્ર બન્નેની આંખોમાં હર્ષાશ્રુની ધારા ઉભરી આવી. માતા રાણુબાઇ જ્યારે પોતાના પુત્રના મસ્તક અને મુખ-પર હેતથી હાથ ફેરવવા લાગી ત્યારે હાથમાં વધેલી જટા અને દાઢીનો સ્પર્શ થતાજ તે આશ્ચર્ય સાથે બોલી કે 'અરે નારાયણ' તું કેટલો મ્હોટો થઇ ગયો! મારી આંખોથી તો કાંઇ દેખાતું નથી, હું મ્હારા નારાયણને શી રીતે જોઉં?" પોતાની માતાનું આવું દીન વચન સાંભળી સમર્થનું હૃદય ભરાઇ આવ્યું, તેમણે જ્યાં પોતાનો પવિત્ર હાથ માતાના નેત્રોપર ફેરવ્યો ત્યાં તરતજ તેને પ્રથમની માફક સર્વ જણાવા લાગ્યું આ વખતે રાણુબાઇના અંતઃકરણમાં આનંદ થવા લાગ્યો. તેણે આશ્ચર્યથી પુછ્યું, 'બેટા' આ ભૂત વિદ્યા તું ક્યાંથી શીખ્યો?" સમર્થે તરતજ એક પદ બનાવી આ પ્રશ્નનો ઉત્તર આપ્યો આ પદનો સારાંશ આ પ્રકારે છે—

"જે ભૂત અયોધ્યાના મ્હેલોમાં પેસી રહ્યું હતું, જે ભૂત કૌશલ્યાના સ્તનોમાં લાગ્યું હતું, જે ભૂતના ચરણનો સ્પર્શ થતાંજ પથ્થરની સ્ત્રી થઈ ગઇ અને જે ભૂતે અન્ય પણ તેવા અને ચમત્કાર યુક્ત કાર્યો કર્યાં છે તે સર્વ મહાભૂતોનું પ્રાણભૂત મ્હારામાં સંચય કરે છે. આ વિદ્યા તેમની કૃપાનું ફળ છે," માતા અને પુત્રમાં આ પ્રમાણે વાર્તા થઇ રહી હતી એટલામાં સમર્થના મ્હોટા ભાઇ શ્રેષ્ટ બહારથી આવ્યા, સમર્થ તેમને જોતાજ પગે પડ્યા, અને ભાઇઓ પ્રેમ પૂર્વક મળ્યા શ્રી રામદાસ સ્વામી કેટલાક દિવસ પોતાના ઘરમાં આનંદ સાથે રહ્યા દરરોજ ભોજન કરીને બંને ભાઇ સાથે બેસીને અધ્યાત્મ જ્ઞાન વિષયક વાર્તાલાપ કર્યા કરતા. સમર્થની બુદ્ધિનો ચમત્કાર જોઇને શ્રેષ્ટને પરમ હર્ષ થયો. સમર્થ જ્યારે પોતાની માતાની પાસે વિદાયગીરી લેવા ગયા ત્યારે માતાએ ઘણોજ શોક કર્યો. આ જોઈ પોતાની માતાને તેમણે એ આત્મબોધ બતાવ્યો કે જે ભાગવતમાં કપિલ મુનિએ પોતાની માતાને આપ્યો છે આ બોધથી માતા રાણુબાઇને બહુજ શાંતિ મળી, ત્યાર પછી રામદાસ સ્વામી, પોતાના

ભાઇની આજ્ઞા લઈને ગોદાવરી પ્રદક્ષિણાને માટે આગળ ચાલ્યા. સમુદ્ર સંગમપર ગોદાવરીના સાત પ્રવાહ થઇ ગયા છે પ્રત્યેક પ્રવાહની સામી તરફથી પરિક્રમા કરીને તે દક્ષિણ કિનારાપર ગયા ત્યાથી ત્ર્યબકેશ્વરમા ગોદાવરીના ઉદ્દામ સ્થાનપર જઇ, પચવટીની દક્ષિણ તરફ પહોચ્યા ત્યાં પણ શ્રી રામચદ્રજીનાં દર્શન કરીને ગોદાવરી પ્રદક્ષિણા પૂર્ણ કરી. આ પ્રમાણે બાર વર્ષ તપ અને બાર વર્ષ તીર્થયાત્રા તથા દેશ પર્યટન કરીને તેમણે જનોદ્ધાર કરવાનુ સામર્થ્ય મેળવ્યું. આ વખતે તેમની ઉમર ૩૬ વર્ષની હતી.

## ધર્મપ્રચાર.

શ્રી સમર્થ પ્રથમ પચવટીથી નીકળી પોતાની તપ કરેલી જગ્યા ટાકલીમા આવ્યા ત્યા ઉદ્ધવ સ્વામીને ભેટીને, શ્રી રામચદ્રજીના ઉપદેશાનુસાર કૃષ્ણાના કિનારે ધર્મપ્રચાર અને લોકોદ્ધારેના કાર્યનો આરભ કરવાને માટે દક્ષિણ દેશમા ગયા પ્રથમ તે મહાબળેશ્વર ગયા ત્યા વર્ષાઋતુના ચાર માસ સુધી રહ્યા ત્યા તેમણે હનુમાનજીનો મઠ સ્થાપન કરીને પોતાનો સપ્રદાય વધાર્યો અને અનેક લોકોને ભજન માર્ગમા વાળ્યા. અનન્ત ભટ, દિવાકર ભટ વિગેરે અનેક વિદ્વાનો ત્યા તેમના શિષ્યો બન્યા. મહાબળેશ્વરથી ચાલી સતારા જીલ્લામા રામદાસી સપ્રદાયનો પ્રચાર કરતા તે વાઇક્ષેત્રમાં પહોચ્યા ત્યા કૃષ્ણા નદીના કિનારે એક અસ્વસ્થ વૃક્ષના નીચે રહેવા લાગ્યા. વાઇક્ષેત્રના પડિત અને શાસ્ત્રી તેમનુ અધ્યાત્મ જ્ઞાન જોઇને તેમના શરણે ગયા, અને દીક્ષા લેઇ ભજન માર્ગમા ચઢયા ત્યા પણ સમર્થે હનુમાનજીની મુર્તિ સ્થાપિત કરી અને મઠનો પ્રબધ એક શિષ્યના અધિકારમા સોપ્યો. વાઇક્ષેત્રથી નીકળી તે માહુલીમા પહોચ્યા. ત્યા ગામની બહાર એક પહાડીના ઉપર હનુમાનજીના મદીરમા રહેવા લાગ્યા. રહવારમા ઉઠી તે કૃષ્ણા નદીમા સ્નાન કરીને સધ્યાદિ નિત્ય કર્મ કરતા હતા અને બીજો પહોર થાય ત્યારે તે વસ્તીમાથી ભિક્ષા માગી લાવી જમતા હતા. ત્યાર પછી તે પર્વત પર આવીને ભજન, જપ અને ધ્યાનમા મગ્ન રહેતા હતા ત્યા કોઇ કોઈવખતે તેમના બરોબરીયા સતજન એકત્ર થઇને ધર્મચર્ચા કરતા હતા પ્રત્યેક સાધુ પોત પોતાના અનુભવની વાત બતલાવતા અને સર્વ મળીને હરીભજન કરતા હતા શ્રી રામદાસ સ્વામીનુ અનુપમ સામર્થ્ય જોઇને તે વખતે તે સત લોક તેમને 'સમર્થ' કહેવા લાગ્યા. કેટલોક વખત તે માહુલીમા ને પછી તે કરાડમાં ગયા, કરાડ પ્રાન્તમાં તેમના અલૌકિક ચમત્કારોને જોઇને અનેક

લોક તેમના શરણમા આવ્યા. આ શાહપુર નામના ગામમા તેમણે હનુમાનનુ મદીર બનાવ્યુ અને તેમાં 'પ્રતાપ મારૂતિ' ની સ્થાપના કરી તેની વ્યવસ્થા બાજીપન્ત નામના એક મુખ્યાને સોપી દીધી. બાજીપન્તે સહકુટુબ મંત્રોપદેશ લીધો. તેમની સ્ત્રી સતીબાઇ સમર્થ પર બહુજ ભક્તિ રાખતી હતી સમર્થે કોઇ પ્રકારનો ભયાનક ચમત્કાર બતાવી સતી બાઇની પરીક્ષા લીધી પણ તે બરોબર પોતાના ભક્તિપર દ્દઢ રહી. આ જોઇ સમર્થ બહુજ પ્રસન્ન થયા અને તેને સાક્ષાત હનુમાનજીના દર્શન કરાવ્યા.

આ પ્રમાણે ધર્મનો પ્રચાર કરતા કરતા સમથ ચાફ્ન નામના ગામની સમીપ પહોચ્યા ત્યા પ્રથમ તે કેટલાક વર્ષો સુધી વન પર્વતોની કદરાઓમા ફરતા ફર્યા તે વખતે તે વસ્તીમા ઘણુજ થોડુ જતા. જ્યારે તે લોકોની સામે જતા ત્યારે તેમને અબધુત દશામા રહેવાના કારણથી લોક તેમને ગાડા સમજતા હતા. પરતુ ખરી રીતે ગાડા ન્હોતા. તેમનુ ચિત્ત અખડ રૂપથી ભગવાનમા લાગેલુ હતું શ્રી સમર્થના દાસ બોધમા તેમના આત્મચરિત્રનો કાંઈ આભાસ અનેક સ્થળે જોવામા આવે છે એક સમાસ મા તેમણે નિસ્પૃહ મહત લોકોની વર્ણણૂકનુ વર્ણન કરેલુ છે. આ સમાસમા તેઓ કહે છે કે ન્હે પ્રથમ આ સર્વ કર્યુ છે ફરી લોકોને બતલાવ્યું છે આ સમાસમા ઘણું મહત્વ છે. પ્રથમ ઘણા દિવસ સુધી તેમણે કોઇ પ્રકારે ધર્મ પ્રચાર અને લોકોદ્ધારનુ કાય કયુ' આ વાત આ સમાસ વાચવાથી જાણવામા આવે છે આ સમાસના બે પદ આ નિચે આપવામા આવે છે આ વાચી વાચકો અનુમાન કરી શકશે કે લોકોદ્ધારનુ કાર્ય પણ તે કેવી ચતુરાઇથી કરતા હતા

उत्तम गु ण तिनुकेध्यावे । ग्रेकुनहाना सविकवावे ।
उदंड समुदाय करावे । परी गुप्त रुपें ॥ ॥ १८ ॥
अखंड कामाची लगबग । उपासनेस लवावेंजग ।
लोक समजोन मग । आज्ञा इच्छिती ॥ ॥ १९ ॥
दा. बो. द. ११, स. १०।

ઉત્તમ ઉત્તમ ગુણોને પ્રથમ પોતે શીખીને પછી લોકોને શીખવવુ જોઇએ ઘણો સમુદાય એકઠો કરવો જોઇએ પણ ગુપ્ત રૂપથી કામ કદી બધ કરવુ નહિ આખા જગતને આખા દેશને ઉપાસન મા—આત્મારામના ભજનમા લગાવવા જોઇએ લોકોને પોતાના કર્તૃત્વનો પરિચય આપવો

જોઇએ, કારણકે લોક જ્યારે જાણી જાય છે કે આ સાચો ભક્ત છે ત્યારે મળવાની ઇચ્છા કરે છે

આ પ્રકારે સમર્થે હજારો શિષ્યો અને સેંકડો મહન્ત નિસ્પૃહ તૈયાર કર્યા આ પ્રમાણે ભજન અને ઉપાસના માર્ગની ખુબ વૃદ્ધિ કરીને સમર્થે લોકોને સ્વધર્મમાં પ્રવૃત્ત કર્યા સ્વધર્મની જાગૃતિ થતાજ લોકોમા સ્વાભિમાન અને ઐક્યના અંકુર ઉડ્યા આ સર્વ હકીકત જે વખતે છત્રપતિ શિવાજી મહારાજના કાન સુધી પહોચી તે વખતે તેના મનમા સમર્થના સરખા મહાત્માના દર્શન કરવાને માટે નિવ્ર ઉત્કંઠા થઈ પણ તે દર્શન થાય શી રીતે? સમર્થ પોતે પ્રથમ તો ત્યા જાય તેમ ન્હોતું, તેમ તે એક એક સ્થાનમા પણ રહેતા ન્હોતા કે છત્રપતિ મહારાજ સહજમા દર્શન કરી શકે જ્યારે શીવાજીના મનમા સમર્થના દર્શનની તિવ્ર ઇચ્છા થઈ ત્યારે તે પોતે એક વખત પોતાના મહેલમાથી નીકળી જંગલ પહાડોમા સમર્થનો તપાસ કરવા લાગ્યા ઘણી કઠીનાઇથી વનમા એક વડના વૃક્ષની નિચે શિવાજીને સમર્થના દર્શન થયા ત્યાં શીવાજી મ્હારાજે મંત્રોપદેશ લીધો આ દિવસથી સદ્‌ગુરૂ અને મુમુક્ષુ—શુદ્ધ સ્વાનત્રયેચ્છુક—શિષ્ય બને મળીને ધર્મ પ્રચાર અને લોકોદ્ધારનું કાર્ય કરવા લાગ્યા સમર્થ અને શીવાજીનો સબંધ નૈસર્ગિક, ઘણો ગહન, વિસ્તૃત અને વિચાર કરવા જેવો છે તેનો બરોબર રીતે વિચાર કરવાને માટે એક સ્વતંત્ર ગ્રંથ યા અનેક નિબંધોની આવશ્યકતા છે તેનુ કેટલુક વિવેચન આગળ કરવામા આવશે

આ પ્રમાણે ચફલ સ્થાનમા રહીને સમર્થ પ્રચંડ શિષ્ય સમુદાય એકઠો કર્યો અને ત્યા શકે ૧૫૭૦ (સન ૧૬૪૮) મા તેણે શીવાજીની સહાયતાથી એક મંદીર બનાવી, શ્રી રામચંદ્રજીની સ્થાપના કરી સમર્થના અનેક શિષ્ય અને ભક્ત આ મઠમા રહેતા હતા તે નાના પ્રકારથી શ્રી રામના ઉત્સવ કરીને ધર્મની ધુન મચાવી રહ્યા હતા સમર્થ પોતાની ઇચ્છાનુસાર, કોઇ વખત મઠમા રહેતા, કોઇ વખત વન પર્વતોની ગુફાઓમા રહેતા, અને કોઇ દિવસ મુખ્ય મુખ્ય શિષ્યોને સાથે લઇને મહારાષ્ટ્ર પ્રાન્તમા ધર્મપ્રચાર કરતા ફરતા હતા. ઘણા કામ કરતા છતા પણ તેમનું મન અખંડ રૂપથી આત્મારામમા લાગી રહ્યુ હતુ એક જગ્યાએ તે પોતે કહે છે કે—

दास डोंगरी राहातो । यात्रा देवाची पाहातो ॥
देव भक्तासवें जातो । ध्यान रूपें ॥

" દાસ (રામદાસ સ્વામી) પર્વતોમાં રહે છે, અને ત્યાંથી બેઠે બેઠે શ્રી રામનુ, વસ્તીમા નીકળેલા જુલુસને જોયા કરે છે, એટલુંજ નહી પણ ધ્યાનરૂપથી દેવ ભકતોની સાથે તે જુલુસમા સામીલ પણ થાય છે" એકવાર સમર્થ કેટલાક શિષ્યોને સાથે લઇ કરવીર પ્રાન્તમા ધર્મ પ્રચાર કરવાને માટે ગયા ત્યા અનેક સ્થાનોમા તેમના ભજન કિર્તનને સાભળી લોકો શરણે આવ્યા આ પ્રાન્તના મુખીયા અને શિવાજીના સુબેદાર પારાજીપન્તે દીક્ષા લીધી તેમની બ્હેન સમર્થનો ભક્તિભાવજોઇને પોતાના બે બાળકોની સાથે સમર્થનોની સેવામા રહેવા લાગી. તેમના મોટા પુત્રનું નામ અબાદાસ હતું તે લખવા ભણવામા ઘણોજ તીવ્ર હતો. જેથી સમર્થ તેને પોતાનો લેખક બનાવ્યો તે અબાદાસ સમર્થનો મુખ્ય શિષ્ય અથવા મહત બનીને કલ્યાણ સ્વામીના નામથી પ્રસિદ્ધ થયા. સમર્થે જેટલા ગ્રંથો રચ્યા છે તે સર્વ કલ્યાણ સ્વામીના હાથમા લખેલા છે સમર્થ બોલતા જતા હતા અને કલ્યાણ સ્વામી લખતા જતા હતા ચાફલની આસપાસ વન પર્વતોમા બેસીને તે ગ્રથ રચના કરતા હતા

ચાફલના લોકોએ જ્યારે એકવાર બહુજ આગ્રહ કર્યો ત્યારે તે પઢરપુરની યાત્રાને માટે ગયા ત્યા વિઠ્ઠલજીના દર્શન કર્યા સમર્થના ઉપાસ્ય દેવ હતા. જેથી પઢરપુરમા તેને અયોધ્યાની ભાવના થવા લાગી અને વિઠ્ઠલજીની મૂર્તિ તેને રામમુર્તિ જણાવા લાગી યાત્રાથી પાછા ફર્યા પછી કેટલાક દિવસબાદ શ્રી શિવાજીના ઘણા આગ્રહથી સમર્થ સતારાની સમીપ સજ્જનગઢ પર રહેવા લાગ્યા. ત્યા શિવાજી મહારાજ રોજ તેમના દર્શનને માટે આવતા હતા એક દિવસ સમર્થની માતા અને ભાઇઓ પત્ર આવ્યો કે બહુજ દિવસથી મળ્યા નથી માટે એકવાર ફરી મળી જાવ. શાકે ૧૫૭૪ (સન ૧૬૫૨) મા રામનવમીના ઉત્સવ પર તે ફરી પોતાની જન્મ ભૂમીમા ગયા અને પોતાની માતા અને બધુની સાથે કેટલાક દિવસ રહી પછી તે સજ્જનગઢ પાછા આવ્યા.

શાકે ૧૫૭૫ (સને ૧૬૫૩મા) તે સજ્જનગઢથી કેટલીક શિષ્ય મડળી સાથે લઇને તૈલગ પ્રાંતમાં ભ્રમણ કરતે કરતે રામેશ્વર સુધી ગયા તૈલગ પ્રાતમા કેટલાક માસ રહીને તેમણે પોતાના સંપ્રદાયની ઘણીજ વૃદ્ધિ કરી તૈલગી ભાષા શીખીને તેમણે તે ભાષામા પણ અનેક કવિતાઓ રચી અને તેનો ત્યા પ્રચાર કર્યો. તેમના અનેક ચમત્કાર જોઇને ભલભલા માની પડિતોના ગર્વ ગલિત થયા. અનેક પડિત તેમના શરણમાં આવ્યા અને ભજન માર્ગમા લાગી ગયા તાંજોરમાં રાજા વ્યકોજી (શિવાજીના ભાઇ)

એ સમર્થને પોતાને ત્યાં એક માસ સુધી ઘણા આદર સત્કારથી રાખી મંત્ર દીક્ષા લીધી ત્યા પણ સમર્થે એક મઠ સ્થાપિત કર્યો અને ત્યા સતીબાઇના પુત્ર ભિકાજી બાબાને મુક્યો. તાંજોરથી આગળ ચાલી તે રામેશ્વર ગયા. મચળ ક્ષેત્રમા રાનવેદ્ર સ્વામીને મળ્યા. આ પ્રમાણે તીર્થયાત્રા અને ભ્રમણ કરતે કરતે મઠ સ્થાપન કરીને પોતાના અપૂર્વ ચમત્કારોથી લોકોને સ્વધર્મ તરફ વાળી સમર્થ કેટલાક દિવસ પછી પોતાના પ્રથમના સ્થાન ચાફલમા પાછા આવ્યા. તેમનુ આગમન સાભળી શિવાજી મહારાજ ત્યાં તેમને મળવા માટે આવ્યા, અને પોતાની સાથે તેમને સજ્જનગઢ પર લેઇ ગયા

## કેટલીક વાતો.

કેટલાક દિવસ પછી તેમની માતાનો અતકાળ આવ્યો આ વાત સમર્થે પોતાના અતર્જ્ઞાનથી પદર દિવસ પહેલા જાણી. જે વખતે તેની તેની માતાએ પોતાના જ્યેષ્ટ પુત્રને કહ્યુ કે, 'મારો નારાયણ અતકાળ વખતે અહીં નથી' તેજ વખતે ત્યા જઇ સમર્થે પોતાની માતાના પગે શિર નમાવ્યું. તેણે કહ્યુ કે, હું હવે આપની પાસે આવી પહોચ્યો છુ આપ સુખ અને શાન્તિપૂર્વક પ્રાણ ત્યાગ કરો શક ૧૫૭૭ ( સને ૧૬૫૫ ) મા તેમની માતાનો સ્વર્ગવાસ થયો. તેમની ઉત્તરક્રિયા થઇ ગયા પછી સમર્થ સજ્જનગઢ પાસે આવ્યા

શક ૧૫૮૦ (સને ૧૬૫૮) મા શ્રી સમર્થ નિજાનંદ સ્વામીના ઉત્સવમા કરાડમા ગયા. ઉત્સવ સમાપ્ત થયા પછી તે પાછા આવી સજ્જનગઢમા આવી રહ્યા હતા તેમની સાથે પચીસ ત્રીસ શિષ્ય પણ હતા બીજે પહોરે ભૂખ લાગવાથી સમર્થની આજ્ઞા લઇને શિષ્યોએ કેટલાક જારના ડુડા તોડી અને મસળીને ખાવા લાગ્યા સમર્થ પણ શિષ્યોની પાસે એક આસનપર બેઠા હતા એવામા ખેતરનો માલિક દોડતો આવ્યો અને સમર્થને સર્વમા મુખ્ય સમજીને જુવારના સોટાથી મારવા લાગ્યો આ જોઇ સર્વ શિષ્યોએ મળીને તેને પકડયો અને મારવા લાગ્યા સમર્થે કહ્યુ તેને મારવો છોડી દો. ત્યાર પછી તે માલ ધણી પોતાને ઘેર ચાલી ગયા અને સમર્થ સર્વ શિષ્યોની સાથે સતારામા શિવાજીને ત્યા ગયા. બીજે દિવસે શિવાજી મહારાજ જ્યારે સમર્થને મગલ સ્નાન કરાવી રહ્યા હતા ત્યારે તેમની પીઠ પર મારના સોર પડેલા તે શિવાજીના દેખવામા આવ્યા તેમણે સમર્થને તે વિષે પુછ્યુ પણ કાઇ ઉત્તર આપ્યો નહિ. ભોજન કર્યા પછી જ્યારે સમર્થ શયનગૃહમા વિશ્રામ કરી રહ્યા હતા ત્યારે ઘણોજ પ્રયત્ન કરવાથી

એક શિષ્યે શિવાજી મ્હારાજને માર્ગના સર્વ સમાચાર કહ્યા. તે માલધણીના મુર્ખતા પર શિવાજી મહારાજને ઘણો જ ક્રોધ આવ્યો તેમણે પોતાના નોકરોને આજ્ઞા આપી કે તે માલ ધણીને દોરડાથી બાંધીને એકદમ પકડી લાવો સમર્થ શયનગારમા સુતે સુતે તે સર્વ વાતો સાભળતા હતા તેમણે શિવાજી મહારાજને પોતાની પાસે બોલાવીને કહ્યુ કે, તે માલ ધણીને બાધી રૂંધીને બોલાવો નહી અને માર પીટ કરો નહી તે ઉપરાત જે જે દડ હું કહું તે તેને આપો શિવાજીએ સમર્થની આજ્ઞા માથે ચઢાવી દરબાર વખતે તે માલ ધણીને લાવવામા આવ્યો ત્યા આવતા પહેલા જ તેને માલમ પડી ગયુ હતુ કે જેને તેણે સાધારણ વૈરાગી સમજીને માર માર્યો હતો તે છત્રપતિ શિવાજી મહારાજના માન્ય ગુરૂ શ્રી રામદાસ સ્વામી હતા. દરબારમા આવતાજ તેણે સમર્થને દિવ્ય અને ઉચ્ચ સિહાસન પર બેઠેલા દીઠા તે બિચારો ભયને લીધે ધ્રુજવા લાગ્યો અને સમર્થના ચરણમા પડી રોવા લાગ્યો સમર્થે આશીર્વાદ દીધો તારૂ ખેતર તારા લીધે સારૂં ફળશે તે ઉપરાત તે ઉઠીને શિવાજીના પગે પડયો અને ક્ષમા માગી સમર્થની આજ્ઞાનુસાર તેમણે તેના અપરાધની ક્ષમા આપી અને તે ખેતર તે માલ ધણીને વશ પરપરાને માટે આપી દીધુ આ જોઇ દરબારી લોક આશ્ચર્ય પામવા લાગ્યા સારી વાત છે કેમ આશ્ચર્ય ન પામે ? ઉપકારનો બદલો ઉપકારથી દેનારા ઘણા લોક છે પણ અપકાર કરનાર પર પણ ઉપકાર કરવાવાળા કેવળ સત પુરૂષજ છે મહાત્મા તુલસીદાસજી કહે છે કે—

तुलसी संत सुअम्बतरु, फूल फलही पर हेत ।
इत तेजन पाहन हनें, उततें वे फल देत ॥

તે સમર્થના નામ પર આપેલું ખેતર તે માલધણીના વશમા હજુ પણ કાયમ છે ધન્ય છે તે ક્ષમા અને ઉદાર વૃત્તિને ?

સમર્થ રામદાસ સ્વામીના ભાઇ શ્રેષ્ટે પણ ગૃહસ્થાશ્રમમા રહીને ભક્ત માર્ગનો બહુજ પ્રચાર કર્યો તેમણે "ભક્તિ રહસ્ય," "સુગમ ઉપાય" અને કેટલીક નાની નાની કવિતાઓ લખી જ્યારે તેમના જાણવામા આવ્યું કે હવે પોતાનો અંતસમય સમીપ છે ત્યારે તેમણે એક પત્ર સમર્થને લખ્યો અને પોતાને છેલીવાર મળવા માટે બોલાવ્યા રામનવમીના ઉત્સવથી કેટલાક દિવસ પહેલાં આ વખતે શ્રી સમર્થ પોતાનીજ જન્મ ભૂમી જાંબમાં ગયા અને એક માસ સુધી પોતાના ભાઇની પાસે રહીને પાછા આવ્યા તેમના પાછા આવ્યા પછી કેટલાક દિવસ બાદ શકે ૧૫૯૮ (સન ૧૬૭૬)

મા શ્રેષ્ટનો સ્વર્ગવાસ થયો અને તેમની પત્નિ પોતાના પતિને ખોળામાં લઈને સતિ થઈ આ સમાચાર સાંભળીને સમર્થે એક શિષ્યને મોકલી શ્રેષ્ટના બને પુત્રોને પોતાની પાસે બોલાવી લીધા આ હાલ જ્યારે શિવાજી મ્હારાજે સાંભળ્યા ત્યારે તે સમર્થની પાસે આવ્યા અને ઇચ્છા પ્રકટ કરી કે જાંબ તાલુકામાં બીજા કેટલાક ગામો મેળવીને તેનો સ્થાયી બંદોબસ્ત કરી આપવા મારી મરજી છે. સમર્થે કહ્યું કે હાલ કાંઈ જરૂર નથી. ફરી જોઈશું આ સાંભળી શિવાજી બહુજ દુખી થઈને બોલ્યા કે, જણાય છે કે શ્રી રામની સેવા કરવી મારા ભાગ્યમાં નથી આ સાંભળી સમર્થે કહ્યું ઠીક હાલ થોડો બંદોબસ્ત કરો કે જેથી સમ્પ્રદાયનુ ખર્ચ અને શ્રી રામના ઉત્સવનુ ખર્ચ પ્રતિ વર્ષ નિભ્યા કરે. આ સાંભળી શિવાજીએ ૩૩ ગામ આપવાનો બંદોબસ્ત કર્યો આ રિયાસત હજુ સુધી શ્રેષ્ટના વંશજોના અધિકારમાં છે દરમાન કાંઈ ઉત્સવ અને હમેશાં સન્ત સમાગમ આ રિયાસતના ખર્ચથી કરવામાં આવે છે ધન્ય છે શ્રી શિવાજી મ્હારાજની ઉદારતાને ! એક વર્ષ સુધી શ્રેષ્ટના પુત્રોને પોતાની પાસે રાખીને સમર્થે તેમને અનેક પ્રકારનુ શિક્ષણ આપી અને પાછા ઘેર મોકલ્યા

શકે ૧૬૦૨ (સને ૧૬૮૦) ચૈ. શુ ૧૫ રવિવારે શિવાજી મ્હારાજ સ્વર્ગમાં પધાર્યાના સમાચાર સાંભળી સમર્થ અત્યંત શોકવશ થયા. શોક કેમ ન થાય ? શિવાજીને માટેજ રામદાસ સ્વામીના અવતાર થયો છે. શિવાજી પોતે રૂદ્ર યા શિવનો અવતાર માનવામાં આવે છે શિવાજી અને સમર્થનો સંબંધ નૈસર્ગિક હતો પરસ્પર એક બીજાની સહાયતાથી ધર્મ પ્રચાર અને લોકોદ્ધારનુ કાર્ય પૂર્ણ કરવાની સ્થાપના કરી શિવાજીના વિયોગથી સમર્થે બહાર નીકળવુ બિલકુલ છોડી દીધુ તે પોતાના મઠમાં રહી ભગવત ચિન્તનમાં મગ્ન રહેતા હતા સંભાજીના રાજ્યાભિષેક ઉત્સવ વખતે શ્રી સમર્થ પોતે ગયા નહિ પણ પોતાના એક મહંતને મોકલ્યા કેટલાક દિવસો પછી સંભાજીના ઘેર સાહસિક કર્મોના હાલ સાંભળીને તેમણે એક ઉદ્દેશ પૂર્ણ પત્ર લખ્યો આ પત્ર ઘણો મહત્વનો છે તે વાંચીને સમર્થનુ રાજનીતિ સંબંધી જ્ઞાનનો સારો પરિચય મળે છે પરંતુ સંભાજી મહારાજ તે વખતે કુસંગતિમાં એવી રીતે ફસી ગયા હતા કે તેમણે શ્રી સમર્થના ઉપદેશથી કાંઈ લાભ મેળવ્યો નહિ.

શકે ૧૬૦૩ (સને ૧૬૮૧) મા રામનવમીના ઉત્સવપર સમર્થ ચાફળ ગયા અને ત્યાં મંદિરમાં પોતાના પ્રિય ઉપાસ્યદેવ શ્રીરામના દર્શન કરી હનુમાનજીની આજ્ઞા લઈ શિબિકારૂઢ થઈ સજ્જન ગઢ પાછા આવ્યા

અંતકાલ નજીક આવેલો જાણી તેમણે પ્રથમ કેટલાક દિવસથી અન્નનો ત્યાગ કર્યો હતો માત્ર દુધ પીને રહેતા હતા, તે વખતે જો કે તેમનુ તેજ વધતું હતુ તથાપિ શરીરની ક્ષીણતા વધતી જતી હતી, આ પ્રમાણે કેટલાક દિવસ પછી મ્હા માસની કૃષ્ણ અષ્ટમી આવી પહોચી, તે દિવસે સમર્થની ઇચ્છા થઇ કે મ્હારા શિષ્યોમાથી કોને મ્હારા છેલા દિવસની ખબર છે તે જાણવા સારૂ તેમની પરીક્ષા કરવી જોઈએ એવા વિચારથી તેમણે પોતાના સર્વ શિષ્યોની આગળ નિચેનો અર્ધો શ્લોક કહ્યો —

**रघुकुल तिलकाचा वेळ सन्नीध आला ।**

**तदुपारि भजनाने पाहिजे सांग केला ॥**

અર્થ—રઘુકુળ—તિલકનો સમય નિકટ આવી ગયો છે જેથી હવે સાગોપાગ ભજન કરવુ જોઇએ આ સાભળીને ઉદ્ધવ સ્વામીએ તુરતજ આ શ્લોકને નિચે પ્રમાણે પુરો કર્યો

**अनुदिन नवमी हे मानसी आठवावी ।**

**बहुत जगवगीनें कार्यसिद्धी कराची ॥**

અર્થ—છેલ્લો દિવસ નવમીનો સ્મરણ રાખવો જોઇએ અને ઘણીજ ઉતાવળથી કાર્ય સિદ્ધિ કરવી જોઇએ આ અર્ધશ્લોક સાભળીને સમર્થ બહુજ પ્રસન્ન થયા તેમણે સર્વને ભજન કરવાની આજ્ઞા આપી આઠમને દિવસે રાત દિવસ ભજનની ધૂમ મચી રહી, સર્વ શિષ્યોનો જમાવ થયો નવમીનો દિવસ આવ્યો આ દિવસે સમર્થ પોતે પલંગથી નીચે ઉતરીને બેઠા આ દિવસે તેમણે શિષ્યોના ઘણા આગ્રહથી થોડી સાકર અને દ્રાક્ષ ખાઇને ઉપર જરા પાણી પીધુ થોડા વખત પછી શિષ્યોએ તેમને પલગપર બેસવાને પ્રાર્થના કરી સમર્થે કહ્યુ કે મ્હને ઉચકીને પલગ ઉપર બેસાડો. આ આજ્ઞા સાભળીને ઉદ્ધવસ્વામી તેમને ઉંચકવા ગયા પણ તેમનાથી ઉચકાયા નહિ આ જોઇને આકાબાઇ નામની સમર્થની શિષ્યા પણ ઉદ્ધવસ્વામીની સાથે તેમને ઉંચકવા લાગી તોપણ તે ઉચકાયા નહિ છેવટે દશ માણસો એકઠા થઇને ઉચકવા ગયા પણ તે સર્વ વિફળ થયા ત્યાર પછી સમર્થ તે સર્વને કહ્યુ કે 'આજસુધી મ્હારી પાસે રહીને શું રડવાનુજ શીખ્યા છો? આ સાભળી શિષ્યોએ કહ્યું, "સગુણ મૂર્તિ જાય છે, હવે ભજન કોની સાથે કરીશું. અને બોલવાની ઇચ્છા થતા કોની સાથે બોલીશુ"? સમર્થે છેવટે ઉત્તર આપ્યો "જે મ્હારી પાછળ મ્હારી સાથે બોલવાની ઇચ્છા રાખતા હોય તેમણે "દાસબોધ" વિગેરે મ્હારા ગ્રંથો

વાચવા તે વાંચવાથી પ્રત્યક્ષ મ્હારી સાથે વાતચિત કરવા બરોબર છે આ-ટલું કહી અગીઆર બારવાર "હર હર" શબ્દ બોલ્યા અને અંતે "રામ" શબ્દને બોલતાંજ સમર્થના મુખપરથી તેજ નીકળી પાસે સ્થાપિત કરેલી રામ મુર્તિના મુખપર જણાવા લાગ્યુ ! ભજન બરોબર થઇ રહ્યું હતુ. આ વખતે ભજનની ધ્વનિ વધી ગઈ હતી આ પ્રમાણે શકે ૧૬૦૩ (સન ૧૬૮૨ ના ફેબ્રુઆરી) માઘ કૃષ્ણ ૯ મી (સવત ૧૭૩૮ ફાગણ માસની કૃષ્ણ પક્ષની નવમી)ના રોજ મહારાષ્ટ્ર પ્રાન્તના એક માત્ર સિદ્ધરત્ન, સાધુ-રાજ, ચાતુર્ય સાગર, રાજ નિતિજ્ઞ શિરોમણી, ભકિત, જ્ઞાન, વૈરાગ્યનુ પ્રત્યક્ષ સ્વરૂપ અથવા નિસ્પૃહ મહાત્મા "રામ"મા લીન થઇ ગયા ! અને "દાસબોધ" મા અનેક સ્થળે કહેલા પોતાના વાક્યોને અક્ષરશ સત્ય કરી ગયા કે—

। हरि भक्तीस सादर व्हावें ।
मरो न कीर्तीस उरवावें । ॥ १२ ॥
द० १२ स० १०

"હમેશા હરિભક્તિમા તત્પર રહેવુ જોઇએ અને મર્યા પછી કીર્તિ રૂપથી સદા જગતમા જીવતું રહેવુ જોઇએ" હે સદ્‌ગુરૂ સમર્થ ! આપ આપના આ વચનાનુસાર કીર્તિ રૂપથી તેમજ આત્મસ્વરૂપથી પણ અમર છો કેવળ આપજ અમર નથી પણ અસખ્ય લોકોને આપ આપના સામર્થ્યથી અમર કરી ચુકયા છો જ્યા સુધી આ આર્યાવર્તમા ધર્મનુ નામ છે, જ્યાસુધી હિન્દુઓને ઇશ્વરના અસ્તિત્વપર વિશ્વાસ છે, અને જ્યા સુધી આ પવિત્ર ભૂમિમા "મહારાષ્ટ્ર" ના નામપર ભારત વાસિયોને અભિમાન છે ત્યાસુધી આપ અને આપનો ઉપદેશ, આ પૃથ્વીપર, અટલ, અચલ અને અમર છે

## સમર્થ અને શિવાજી.

આગળ કહેવામા આવ્યુ કે શિવાજીએ શ્રી રામદાસ સ્વામીને પોતાના ગુરૂ બનાવ્યા હતા અને એ પણ કહેવામા આવ્યુ હતુ કે તેમનો પરસ્પર સબધ બહુજ ગહન અને મહત્વનો હતો કેટલાક આધુનિક લખકોમા આ બે વ્યકિતઓના ઐતિહાસિક સબધમા કેટલોક મતભેદ છે તથાપિ આ વાત સર્વ માન્ય છે કે રામદાસ સ્વામી શિવાજીના ગુરૂ હતા તેમની આજ્ઞા પાળવી એ શિવાજી પોતાનો ધર્મ સમજતા હતા તથાપિ બન્નેની મુલાકાત કયારે અને કયા સ્થાનમાં થઈ, શિવાજીએ ઉપદેશ મત્ર કયે વખતે લીધો, ગુરૂ અને શિષ્યનુ પરસ્પર વર્તન કેવુ હતું, શિવાજી કઈ કઈ વાતોમા પોતાના ગુરૂની સલાહ લેતા હતા વિગેરે પ્રશ્નોના વિષયમાં થોડો ઘણો મત-

ભેદ જણાય છે મહારાષ્ટ્રની ઐતિહાસિક સામગ્રીની ખોળ કરનાર પ્રસિદ્ધ પ્રોફેસર રાજવાડે આ વિષયમા કહે છે કે સિદ્ધ વાતને સિદ્ધ કરવાનો યત્ન કરવાથી કાંઇ લાભ થતો નથી જ્યાસુધી ‘ દાસબોધ ” ગ્રંથ વિદ્યમાન રહેશે અને જ્યા સુધી ઇતિહાસમા એ વાત લખેલી રહેશે કે મરાઠાની સત્તરમી સદીમા સ્વતત્ર રાજ્ય સ્થાપિત કર્યુ હતુ ત્યા સુધી શ્રી રામદાસ અને શિવાજી છત્રપતિનો સબધ ફરીથી સિદ્ધ કરવાની આવશ્યકતા, જેનુ ચિત્ત અવ્યવસ્થિત છે તેમના સિવાય અન્ય કોઇને રહેશે નહિ

જે વખતે શ્રીરામદાસસ્વામી લોકોદ્ધાર કરવાને માટે કૃષ્ણા નદીના કિનારે જઇ ચાફલમા નિવાસ કરવા લાગ્યા તે વખતે ત્યા નર સોમલનાથ કરીને તહસીલદાર રહેતા હતા તેમણે સમર્થની યોગ્યતા જાણીને તેમની પાસે મંત્રોપદેશ લીધો, થોડા દિવસમાં ત્યા રામદાસ સપ્રદાયની ઘણીજ વૃદ્ધિ થવા લાગી. ધીરે ધીરે આ સમાચાર શિવાજીને મળ્યા આ વખતે શિવાજીની રાજસત્તા મહારાષ્ટ્રમા ઘણી વધી ગઇ હતી તેમણે રાયગઢનો કિલ્લો લઈ લીધો હતો પ્રતાપગઢમા એક નવો કિલ્લો બનાવી ત્યા ભવાની દેવીની મૂર્તિ સ્થાપિત કરી હતી તેમણે પૂનાને મુખ્ય સ્થાન બનાવીને નાસિકથી કરવીર સુધી તમામ પ્રાત, કોકણનો કેટલોક ભાગ જીતી લીધો હતો જો કે તે આ પ્રમાણે રાજ્યસપાદન કરવામા મચ્યા રહ્યા હતા તોપણ સતસમાગમ કરવાની તેમને વિશેષ રૂચી હતી. ન્હાનપણથીજ સાધુ અને સંતજનોના વિષયમા પૂજ્યભાવ હોવાથી તે સાધુ સમાગમને માટે હમેશા ઉત્સાહી રહેતા. તે પોતાનુ રાજ્યકાર્ય કરતા છતા પણ ચિચવડ, દેહુ, આનદી, આદિ પ્રસિદ્ધ સ્થાનોમા સાધુજનોના દર્શનને માટે વારંવાર જતા હતા અને તેમનો ઉપદેશ શ્રદ્ધાયુક્ત અત કરણથી સાભળતા હતા. જ્યા જ્યા હરિભજન યા કીર્તન થતા હતા ત્યા ત્યા તે અવશ્ય જતા હતા તેમની માતા જીજાબાઇએ તેમને ન્હાનપણથીજ પોતાના સનાતન ધર્મ, શાસ્ત્ર, વેદ પુરાણ, અને વેદાન્ત વિગેરે ગંભીર તત્વ અને સિદ્ધાન્ત તથા શિક્ષાદાયક કથાઓની શિક્ષા આપવી હતી જેથી કરીને પોતાની માતાની શિક્ષા અને સાધુ સમાગમના કારણથી તેમના મનમા પોતાના જીવનની સાર્થકતાના વિષયમા અનેક ઉચ્ચ વિચાર હતા. તે સદા એક વાતનુ ચિતન કરતા રહેતા હતા કે જીવનની સાર્થકતા ઉત્તમ રીતીથી કેવી રીતે થાય. તેમણે એક વખત સુપ્રસિદ્ધ સાધુ તુકારામ બાબાથી મત્રોપદેશ માગ્યો હતો. પણ તેમણે શિવાજીને શ્રી રામદાસસ્વામીના શરણમા જવાની આજ્ઞા આપી. આ પ્રકારે મનની મુમુક્ષાવસ્થામા જ્યારે શિવાજીએ શ્રી સમર્થની સાધુ

કીર્તિ સાંભળી ત્યારે તેમને તેમના દર્શનની ઘણીજ અભિલાષા થઇ જેથી તેમણે શ્રી સમર્થને પોતાની રાજધાનીમા બોલાવવા માટે પત્ર લખ્યો પણ સમર્થ ત્યાં ગયા નહિ પણ શિવાજીને પત્રનો ઉત્તર લખી દીધો. જે પત્રનો ઉલ્લેખ કર્યો છે તે ઇતિહાસ દ્રષ્ટિએ ઘણોજ મહત્વનો છે તેમાં સમર્થે શિવાજીને જે ઉપદેશ કર્યો છે તે ધ્યાનમાં રાખવા જેવો છે. જેથી તે પત્રનો કેટલોક ભાવાર્થ આ સ્થળે આપ્યો છે સમર્થ શિવાજીને લખેછેકે —

" આ વખતે ભૂમડલમાં એવો કોઇ નથી કે જે ધર્મની રક્ષા કરે, મહારાષ્ટ—ધર્મ ત્હમારાથી બચ્યો છે અહીં જે થોડો ઘણો ધર્મ જણાય છે અને સાધુજનોની રક્ષા થઇ રહી છે તે સર્વ ત્હમારા લીધેજ છે તમને ધન્ય છે તમે દુષ્ટ જનોનો સહાર કર્યો છે તે લોક ત્હમારાથી ડરે છે. ઘણા લોક ત્હમારા આશ્રયમા રહેવા લાગ્યા છે હવે ત્હમારે ધર્મ સ્થાપનનુ કામ સભાળવુ જોઇએ એ વાત સાચી છે કે ત્હમારે રાજ-કાર્ય ઘણું કરવુ પડે છે જેથી ચિત્તવૃત્તિ વ્યગ્ર થઇ જાય છે. એવી દશામા રાજા અને પ્રધાનના વિચાર એક થવા જોઇએ જો એકતા નથી થતી તો કાર્ય નાશ થાય છે સર્વ લોકોને રાજી રાખવા ન્યાય અને નીતિનો કદાપિ ત્યાગ ન કરવો લાલચમા કદી ફસવુ નહિ, સદા સાવધાન રહેવુ. પોતાનુજ બોલવુ ખરૂ એવા કારણથી ક્રોધ થવા દેવો નહિ, જે કાઇ મ્હેં કહ્યુ છે તે યોગ્ય રીતિથી શ્રવણ કરવુ, જો યોગ્ય અત કરણ પુર્વક કામ કરવુ હોય તો અમારા બતાવેલા માર્ગનો સ્વિકાર કરો, શ્રી રામચંદ્રજી કૃપા કરશે, ત્હમારૂં કાર્ય સિદ્ધ થશે ત્હમારા સર્વ મનોરથ પૂર્ણ થશે. આ આ વિષયમા બિલકુલ સંદેહ લાવવાની જરૂર નથી " આ પત્ર વાચી શિવાજીના ધાર્મિક અને નિષ્ટાયુક્ત અત કરણમા શ્રી રામદાસ સ્વામીનાં દર્શનની પ્રબળ ઇચ્છા થઇ જેથી તે પોતાની સાથે કેટલાક માણસોને લઇને સમર્થના દર્શનને માટે ચાફલ ગયા પણ ત્યા સમર્થના દર્શન થયાં નહિ કારણ કે તે એક સ્થાનમા ન રહેતાં ચાફલની આસપાસ કૃષ્ણા નદીના કિનારા પર જગલ અને ગુફાઓમા વિચરતા રહેતા હતા મહીપતિએ પોતાના 'સતવિજય' મા લખ્યુ છે કે એવી રીતે શિવાજી મહારાજને ઘણા વખત નિરાશ થવુ પડયુ તોપણ તેમણે યત્ન કરવો ન છોડયો છેવટે એક દિવસ તે જ્યાં સુધી સમર્થના દર્શન ન થાય અને તેમનો પ્રસાદ ન મળે ત્યાં સુધી ભોજન ન કરવુ એવો દ્રઢ નિશ્ચય કરીને ઘેરથી નિકળ્યા. આ પ્રમાણે દ્રઢ નિશ્ચય કરીને સમર્થને ખોળવા ચાફલના જગલમા ભટકતા ભટકતા જ્યારે બહુજ વિહ્વળ અને આર્ત થઇ ગયા ત્યારે સમર્થના એક શિષ્યદ્વારા તેમને પત્તો મળ્યો કે સમર્થ ખડીના બાગમાં છે. શિવા-

જીએ ત્યાં જઈ દર્શન કર્યાં. બન્નેને પ્રેમપૂર્વક વાર્તા થઈ. શકે ૧૫૭૧ વૈશાખ શુદ ૯ ને ગુરૂવારના રોજ સમર્થે શિવાજીને ઉપદેશ મંત્ર આપ્યો. અને 'દાસબોધ' ના તેરમા દશકનો 'લઘુ બોધક' નામનો છઠ્ઠો સમાસ અદ્વૈત જ્ઞાન બતાવવાને માટે સમજાવ્યો

આ વાત ઉપર કહેવામા આવી કે સમર્થ એક સ્થાનમા વધુ વખત સુધી રહેતા ન્હોતા કદી ચાફલના મઠમા રહેતા હતા, કદી કૃષ્ણા નદીના કિનારે, વનમા પર્વતોની ઝાડીઓમા રહેતા હતા અને કદી દેશપર્યટન મા તિર્થ યાત્રા કરવાને માટે ચાલ્યા જતા હતા એ કારણથી શિવાજી પોતાના ગુરૂના દર્શન નિત્ય નિયમપૂર્વક કરી શકતા નહોતા તેમની એ ઇચ્છા હતી કે સમર્થ પોતાની પાસે કોઈ સ્થાનમા રહે તો નિત્ય સમાગમનો લાભ થાય તેમણે ત્રણી વખત પ્રાર્થના પણ કરી પણ સમર્થે વિશેષ ધ્યાન ન આપ્યુ ત્યારે શિવાજીને એક પત્ર લખ્યો જેમા ભિન્ન ભિન્ન અનેક પ્રસગોનો ઉલ્લેખ છે. આ પત્રથી વાચનાર પોતેજ નિશ્ચય કરી શકશે કે સમર્થ અને શિવાજીને કેવો ગાઢ સબધ હતો. તે પત્રનો કાઈક સારાશ આ નિચે આપ્યો છે —

" શ્રી સમર્થે શિવાજીને ઉપદેશ મત્ર આપી એ આજ્ઞા દીધી હતી કે " તમારો મુખ્ય ધર્મ રાજ્ય સપાદન કરીને ધર્મ સ્થાપના કરવી, દેવ અને બ્રાહ્મણોની સેવા કરવી, પ્રજાની પીડા દુર કરીને તેનુ પાલન અને રક્ષા કરવી " તે વખતે સમર્થે આ આશીર્વાદ પણ આપ્યો કે " તમારા મનમા જે ઇચ્છા થશે તે સર્વ પૂર્ણ થશે " આ આજ્ઞાની અનુસાર શિવાજીએ રાજ્ય-સપાદનનો જે ઉદ્યોગ કર્યો તે સફળ થયો અને તેનો મનોરથ 'સ્વામી' ના આશીર્વાદના પ્રતાપથી પૂર્ણ થયો શિવાજીનો આ વિશ્વાસ દૃઢ હતો કે " દુષ્ટ, દુરાત્માજનોનો નાશ અને અસખ્ય દ્રવ્ય પ્રાપ્તિ " શ્રી ગુરૂ ચરણોના પ્રતાપનુજ ફળ છે આવા સમર્થ સદગુરૂ રામદાસ સ્વામીના ચરણકમળમા પોતાનુ બધુ રાજ અર્પણ કરીને, શિવાજીએ એ ઇચ્છા જણાવી હતી કે હમેશા ગુરૂ ચરણોની સેવા કરવાનો અવસર મળવો જોઇએ. આ વખતે સમર્થે એ કહ્યુ કે " હમારા પ્રથમ બતાવેલા ધર્મને અનુસાર વર્તન કરવુ એજ સેવા છે, " ત્યાર બાદ શિવાજીએ પ્રાર્થના કરી કે, સ્વામી કોઇ નિકટના સ્થાનમા રહેતો વારવાર દર્શનનો લાભ થાય અને કોઇ જગ્યાએ શ્રી રામની મૂર્તિ સ્થાપિત કરીને મઠનો બદોબસ્ત કરવામાં આવે તો સપ્રદાયની વૃદ્ધિ થાય. તે પ્રમાણે સમર્થે ચાફલમા શ્રી રામની સ્થાપના તો કરી પણ પોતે અસામાન્યની ગિરિ ગુફાઓમાજ રહ્યા કરતા

હતા તે ઉપરાંત શિવાજીએ એ પ્રાર્થના કરી કે "શ્રી રામની પુજા મહોત્સવ આદિ ધર્મકૃત્ય સાંગોપાગ કરવાને માટે કેટલાં ગામની નિમનોક કરવી તેની આજ્ઞા આપો જેથી સમર્થે કહ્યુ કે કાંઇ વધુ ઉપાધિની આવશ્યકતા નથી જો શ્રી રામની સેવા કરવાનો ત્હમારો નિશ્ચયજ હોય તો અવકાશે જે કાંઇ નિમણૂંક કરવાની ઇચ્છા હોય તે કરો" ત્યારે શિવાજીએ શ્રી સમર્થ સપ્રદાયની સેવા કરવાને માટે ગામ, અને ભૂમિદાનની સનદ લખીને સમર્થને આપી અને કહ્યુ કે, શ્રી રામનો ઉત્સવ સદા કરતા રહેવાની મ્હને આજ્ઞા આપો" શિવાજીનો ઘણો આગ્રહ જોઇને સમર્થ સતારાની પાસે સજ્જનગઢના કિલ્લામા રહેવા લાગ્યા ત્યાં શિવાજીએ એક મઠ બનાવી આપ્યો

શિવાજી અને સમર્થના સબધમા જેટલી વાતો લખવામા આવે તેટલી થોડી છે એક દિવસ માહુલી-સગમ પર સ્નાન સધ્યા કરીને ભિક્ષા માગતાં, માગતા સતારામા શિવાજીના મ્હેલમા સમર્થ ગયા અને "જય જય શ્રી રઘુવીર સમર્થ" ની ગર્જના કરીને ભિક્ષા માગી સમર્થની વાણી સાભળીને શિવાજીનુ હૃદય ગદગદીત થઇ ગયુ તે વિચાર કરવા લાગ્યા કે આવા સત્પાત્ર સદ્ગુરૂની ઝોળીમા શી ભિક્ષા આપવી? તુરત તેણે એક કાગળ પર લખ્યુ કે "શ્રી સમર્થના ચરણોમા સર્વ રાજ્ય અર્પણ કરી દીધુ" આ પત્ર પર મ્હોર કરીને તે બ્હાર આવ્યા અને તે પત્ર સમર્થની ઝોળીમા નાખીને સાષ્ટાગ દડવત કર્યાં. આ જોઇને સમર્થે પૂછ્યુ "કેમ શિવબા આ કેવી ભિક્ષા નાખી? મુઠી ભરીને ચોખા ઝોળીમા નાખ્યા હોત તો એ પ્હોરનો સમય જાત આજ શુ કાગળનો ટુકડો આપીને અમારૂં આતિથ્ય કરે છે!" આટલુ કહીને જ્યારે તેમણે તે કાગળ કાઢીને વાચ્યો ત્યારે માલૂમ પડયુ કે શિવાજીએ પોતાનુ સર્વ રાજ્ય અર્પણ કર્યું છે. સમર્થે શિવાજીને પૂછ્યુ "કેમ શિવબા, રાજ્ય તો ત્હે મ્હને દઇ દીધુ, હવે તું શુ કરશે? શિવાજીયે હાથ જોડીને વિનતી કરી કે "આપની ચરણસેવામા રહીને સમય ગુજારીશ" આ સાભળી સમર્થ હસ્યા અને બોલ્યા કે "બાબા! જેનુ જે કામ છે તેણે તે કરવુ યોગ્ય છે બ્રાહ્મણોએ જપ તપ કરીને જ્ઞાન સપાદન કરવુ જોઇએ અને ક્ષત્રિયોએ ક્ષાત્ર ધર્મનું પાલન કરવુ જોઇએ. એ પ્રકારે પોતપોતાનું કર્તવ્ય કરતા રહેવાથી મોક્ષ પ્રાપ્તિ થાય છે. પોત પોતાના કર્મ યથોચિત રીતે પૂર્ણ કરવાથી જ જન્મની સાર્થકતા છે પૂર્વ રામચદ્રજીએ પણ પોતાના કુળગુરૂ વસિષ્ટને અખું રાજ્ય અર્પણ કર્યું હતું તે વખતે વસિષ્ટજીએ શ્રીરામને યોગવસિષ્ટ રૂપથી નીતિ, ન્યાય

અને ધર્મનો ઉપદેશ કર્યો અને તેમનું રાજ્ય તેમને પાછુ સોંપ્યું. રાજા જનકે પણ યાજ્ઞવલ્કયને રાજ્ય અર્પણ કર્યું હતુ. આ વખતે તેમણે જનકને રાજ ધર્મનો ઉપદેશ કર્યો શિવબા ! અમો વૈરાગીને રાજ્યની શી જરૂર છે ? કદાચિત્ અમે અંગીકાર પણ કરીએ તો તેને સંભાળવાને માટે પ્રધાનની જરૂર છે પ્રધાન તું બન અને રાજ્ય અમારૂ સમજી તેની વ્યવસ્થા કર " આ ઉપદેશ સાંભળતા જ શિવાજીનુ અંતઃકરણ ગદગદિત થઇ ગયુ. જ્યારે તેમના સમજવામા આવ્યુ કે હવે રાજ્ય પાછુ લીધા સિવાય છુટકોજ નથી ત્યારે તેણે શ્રી સમર્થને પ્રાર્થના કરી કે —" હવે કૃપા કરીને આપ આપની પાદુકા મ્હને આપો તેનુ સ્થાપન કરીને હું આપના પ્રધાનની માફક રાજકાજ કરીશ, સમર્થે આ પ્રાર્થનાનો સ્વિકાર કર્યો તે વખતથી શિવાજી મહારાજે પોતાના રાજ્યની નિશાની, અર્થાત ઝંડો પણ ભગવા રંગનો કર્યો મરાઠાનો ભગવો ઝંડો ઇતિહાસમા પ્રસિદ્ધ છે.

શિવાજી મહારાજ જ્યારે સામનગઢનો કિલ્લો બનાવતા હતા ત્યારે એક દિવસ કિલ્લાના કામમા લાગેલા સેંકડો આદમીઓને જોઇને તેના મનમા એ વિચાર આવ્યો કે હું આટલા માણસોનુ પાલન કરી શકુ છુ જેથી મ્હને ધન્ય છે તે વિચારની સાથેજ શિવાજીના મનમા એક પ્રકારનું અભિમાન પણ આવી ગયુ એટલામાજ સમર્થ અકસ્માત ત્યા આવી પહોંચ્યા તેમને જોઇને શિવાજીએ દંડવત પ્રણામ કર્યા અને અકસ્માત પધારવાનુ કારણ પૂછ્યુ સમર્થે કહ્યુ કે ' તુ શ્રીમાન છે, ' હજારો મનુષ્યોના પાલન કર્તા છે જેથી હું તારૂ કારખાનું જોવાને આવ્યો છે ' શિવાજીએ કહ્યુ કે એ સર્વ આપનીજ કૃપાનુ ફળ છે. આ પ્રમાણે વાર્તાલાપ કરતા સમર્થની દ્રષ્ટિ સામે પડેલા એક પથ્થર તરફ પડીઆ પથ્થરને જોઇને સમર્થે કહ્યુ કે આ પથ્થરને એક બેલદારથી હમણા જ તોડાવો શિવાજીની આજ્ઞા થતાજ એક બેલદાર તે પથ્થર તોડવા લાગ્યો સમર્થે કહ્યુ કે તેમા બહુ ધક્કો ન લાગે તેવી રીતે બે ટુકડા કરો. પથ્થરના બે ટુકડા થતાજ અંદરના પોલા ભાગ માથી કેટલુક પાણી અને એક જીવતી દેડકી નીકળી પડી ! આ ચમત્કાર જોઇને સર્વને આશ્ચર્ય થયુ સમર્થે કહ્યું " શિવબા ! તમારી યોગ્યતા ઘણી છે. અને તમારી લીલા અગાધ છે જુઓ, આવી આશ્ચર્યકારક વાત કોનાથી થઇ શકે છે ? " શિવાજીએ કહ્યું, " તેમા મારે શુ ? સમર્થે કહ્યું કેમ નહિ ! તમારા સિવાય બીજુ કર્તા કોણ છે ? તમારા સિવાય જીવોનુ પાલન બીજુ કોણ કરી શકે એમ છે ? " શિવાજી મહારાજ પોતાના મનમા સમજી ગયા અને બોલ્યા કે " મારા પામરથી કશુ બની શકે નહી, આ

દાસને ક્ષમા કરો " સમર્થે કહ્યુ હું ક્ષમા કરવાને માટે અહીં આ વખતે આવ્યો છુ. પરતુ એટલુ જણાવવું જોઈએ કે ભાઇ ! તું આ સરકાર (રામ) નો મોટો નોકર છે તમારા હાથ દ્વારા તે બીજાને આપે છે આટલી વાતને માટે તમારે કદી આ પ્રમાણે અભિમાન કરવુ જોઇએ નહિ આ સાભળી શિવાજી મહારાજને ઘણો પશ્ચાત્તાપ થયો અને પોતે સમર્થના ચરણોમા પડી વારવાર ક્ષમા માગી

એક દિવસ સજ્જનગઢમાં ભોજન કર્યા પછી સમર્થ શિષ્ય મડળીના પ્રશ્નોનો ઉત્તર દેતા આસન ઉપર બેઠા હતા એટલામા સ્હેજ તેમણે પોતાના શરીરપર એક ચાઠુ ઉઠેલુ જોયુ તે જોઇને સમર્થને સાભળી આવ્યુ કે પોતાની માતાએ પોતાને માટે દેવીને સોનાના પુષ્પ અર્પણ કરવાની બાધા રાખી હતી તે પુરી કરી નથી તરત પ્રતાપગઢ પર જ્યા શિવાજીએ દેવીની સ્થાપના કરી હતી ત્યા સમર્થ દેવીને સોનાના પુષ્પ અર્પણ કરવાને ગયા. ત્યાં સમર્થે દેવીજીની સ્તુતિ કરી છે તેમા પોતાના આત્મચરિત્રનો પણ કેટલોક ઉલ્લેખ છે છેવટનાં ચાર પદોમા શિવાજીના સબધમા જે પ્રાર્થના કરી છે તે ધ્યાનમાં રાખવા યોગ્ય છે, તેનો ભાવાથ એ છે કે —હે માતા ! મારી એક પ્રાર્થના છે, જો વરદાન આપવુ હોય તો એ વરદાન આપ કે જેનુ તું અભિમાન રાખે છે અને જે સર્વથા તારો છે તે શિવાજીની રક્ષા કર, તેને અમારા જોતજોતામા વૈભવના શિખરપર ચઢાવી દે મ્હે સાભળ્યુ છે કે આજ સુધી તે અનેક દુષ્ટોનો સહાર કર્યો છે પરતુ આ વખતે તે વાતનો મને અનુભવ કરાવી દે સર્વ દેવગણ અમારી ભૂલથી ગયા છે તું હવે અમારા લોકોની સત્વની કેટલી પરીક્ષા લેશે ? હે દેવી ! તુ પોતાના ભક્તોના મનોરથ શીઘ્ર પૂર્ણ કર હું અત્યત આતુર થઇ ગયો છું જેથી ક્ષમા કર અને મારી ઇચ્છા સફળ કર, ધન્ય છે શિવાજી મહારાજને ! જેની ઐશ્વર્ય વૃદ્ધિને માટે તેના સદ્દગુરૂ સમર્થ દેવીની આ પ્રમાણે પ્રાર્થના કરે છે ! એથી અધિક બીજી શી વાત સમર્થ અને શિવાજીના પરસ્પર સબધમા લખવામા આવે ' જે મહત્કાર્યને લીધે શ્રી રામદાસ સ્વામીએ પોતાનુ તમામ પુણ્ય ખર્ચી નાખ્યુ તે તેમની ઇચ્છાનુસાર શ્રી રામચદ્રજી મહારાજે પૂર્ણ પણ કર્યુ

## સમકાલીન ઉપદેશક.

શ્રી રામદાસ સ્વામીએ પોતાના જીવન કાળમા સ્વધર્મ સ્થાપના અને સમાજ હિતના જે અલૌકિક કાર્યો મહારાષ્ટ્રમાં કર્યા છે તેમાં તેમના સમયના અનેક ઉપદેશક ગણ, અર્થાત સાધુસત અને કવિ લોક પણ સહાયક

હતા. તે વખતે મહારાષ્ટ્ર સમાજને પોતાની ઉન્નતિ કરવાને માટે, સનાતન ધર્મની વ્યાપકતા, જાતિબધનની અનિષ્ટતા, કર્તવ્ય પરાયણતા, એકતા આદિ જે ગુણોની આવશ્યકતા હતી તેની શિક્ષા અનેક સાધુ સત અને કવીજન પોતાની વર્તણૂક અને ઉપદેશ દ્વારા આપી રહ્યા હતા. પ્રથમ સર્વ ધાર્મિક ગ્રથ સસ્કૃત ભાષામા હતા જેથી વિદ્વાન કે પડિત લોકો સિવાય તેનો કોઇ લાભ લઇ શકતુ નહિ, પરતુ સમર્થના વખતમાં સર્વ સાધુસત અને કવિજનોએ પોતાનો ઉપદેશ મરાઠી ભાષામાજ કરવાનો આરભ કર્યો આ કારણથી તેમને જો કે કેટલાક અહકારી પુરૂષોદ્વારા કષ્ટ સહન કરવુ પડ્યુ તથાપિ પોતાની માતૃ ભાષાના પ્રેમથી સમાજનુ અસાધારણ હિત થયુ. યુરોપમા જે પ્રકારે લુથરે બાઇબલનુ અગરેજી ભાષામા ભાષાતર કરી ધર્મ ક્રાન્તિનુ બીજ વાવ્યુ તેવી રીતે મહારાષ્ટ્રીય ઉપદેશકોએ સસ્કૃતમા ભરેલો તમામ જ્ઞાન ભડાર મરાઠીદ્વારા સર્વ સાધારણ લોકોને સુગમ અને સુલભ કરી દીધો

આ ઉપાયથી મહારાષ્ટ્રમા ધર્મ જાગૃતિ થઇ લોક પોતાના સમાજ અને દેશનુ હિત સપાદન કરવાને માટે સમર્થ થયા આ પ્રકારે સમર્થના સમયમા જે મહાત્માઓએ સ્વધર્મ, સ્વજન અને સ્વભાષાની સેવા કરી છે તેમાથી કેટલાક લોકોના સક્ષિપ્ત વૃત્તાતો આપવા આવશ્યક છે જયરામ સ્વામી, રગનાથ સ્વામી, આનદમુર્તિ, કેશવ સ્વામિ, મોરયા દેવ, તુકારામ બાબા, વામન પડિત, દેવીદાસ, બોધલેબાબા, નૃસિહ, સરસ્વતી, મુકતેશ્વર, વિઠ્ઠલકવિ, અનતકવિ, આનદતનય, નિરજનસ્વામી, શેખમહમદ, શિવદીન વિગેરે અનેક સાધુ કવિ સમર્થના વખતના હતા આ સર્વ લોકોના વિષયમા જો થોડુ થોડુ પણ લખવામા આવે તો લેખ બહુજ વધી જાય જેથી તેમાથી પ્રથમ ચાર સાધુ પુરૂષોના વિષયમા કાઇક લખીને આ ભાગ સમાપ્ત કરીશુ

મહારાષ્ટ્રમા રામદાસ પચાયતન, બહુજ પ્રસિદ્ધ છે આ પચાયતનમા રામદાસ સ્વામીની સાથે જયરામ સ્વામી, રગનાથ સ્વામી, આનન્દમુર્તિ, અને કેશવ સ્વામી સામીલ છે જયરામ સ્વામીના પિતા ભિકાજી પન્ત દેશ પાન્ડે, કાસરાબાદમા માડવગણ નામના ગામના રહેનાર હતા તેમની માતાનુ નામ કૃષ્ણાબાઇ હતુ. જયરામ સ્વામી ઘણાજ દિવસો સુધી પોતાની માતાની સાથે પઢરપુરમા રહેતા હતા, ત્યા ભજન ભાવ કરવાથી ભગવદ્દર્શન થયા બાદ તે બડગાવમાં કૃષ્ણાજી બાપા અભયકરની પાસે ગયા. તેમના ઉપદેશથી તે રામદાસ

સ્વામીના શિષ્ય થયા. તેમણે શાંતિપર્ચીકરણ, સીતાસ્વયંવર, રૂકિમણિ-સ્વયંવર, નામના ગ્રંથ લખ્યા છે અને ૧૬૭૨મા તેમનુ મૃત્યુ થયુ. રંગનાથ સ્વામીના પિતાનુ રામ ગોપાળપન્ત અને માતાનુ નામ બયાબાઇ હતુ રંગનાથ સ્વામીના મ્હોટા ભાઈ બ્રહ્માનંદ સ્વામી પણ પ્રસિદ્ધ સાધુ પુરૂષ હતા તેમના પુત્ર સુપ્રસિદ્ધ શ્રીધર કવિએ રામવિજય, હરિવિજય, પાડવ પ્રતાપ, ભગવદ્ગીતા, શિવલીલામૃત વગેરે અનેક ગ્રંથ લખ્યા છે કે જે મહારાષ્ટમા સ્ત્રી પુરૂષ ન્હાના અને મ્હોટા સર્વ લોક પ્રતિદિન વાચ્યા કરે છે શ્રી રામદાસ સ્વામીના નિત્ય દર્શનની અભિલાષાથી રંગનાથ સ્વામી સજ્જનગઢથી નજીક નિરાગડે ગામમા મઠ બનાવી રહેતા હતા તે સ્વામી રાજયોગી અને વિલાસી હતા હમેશા સરદારી ઠાઠથી રહેતા હતા માથે રેશમી જરીદાર ફેટો, કાનોમા મૂલ્યવાન મોતીયોની વાળી, શરીરે જરીદાર અંગરખુ, હાથમા માળા, પીઠ પર ઢાલ તથા તીર કમાન, અને બને પગમા ચાદીની પાદુકા ધારણ કરતા હતા પોતે કીમતી ઘોડા પર સ્વાર થઇને બહાર નીકળતા અને સાથે પચીસ ત્રીસ લંગોટીયા બ્રહ્મચારી શિષ્ય રહેતા હતા રંગનાથસ્વામી પોતે બ્રહ્મચારી હતા તે પાય જામાની અંદર લંગોટ મારતા હતા બૃહદ્વાક્યવૃત્તિ, ચિત્સદાનન્દ લહરી અને વસિષ્ટસાર આદી કેટલાક ઉત્તમ ઉત્તમ પુસ્તકો તેમણે લખ્યા છે. સન ૧૬૮૪મા તેમણે સમાધિ લીધી આનંદ મુર્તિ રંગનાથ સ્વામીના શિષ્ય હતા સમર્થ તેમને ચિરંજીવ કહેતા હતા. અને ૧૬૯૬મા તે સમાધિસ્થ થયા બ્રહ્મનાલમા તેમની સમાધિ છે તેમણે ઘણુજ ન્હાના ન્હાના પદો રચ્યા છે કેશવ સ્વામી હૈદરાબાદના ભાગા નગરમા રહેતા હતા તેમના ગુરૂનુ નામ કાશિરાજ સ્વામી હતુ એકાદશી ચરિત્ર અને કાઇક સ્ફુટ અભગપદ વિગેરે કવિતાઓ તેમણે રચી છે સન ૧૬૨૮મા તેમનો સ્વર્ગ-વાસ થયો

રામદાસ પચાયતના ઉપર લખેલા ચારે સાધુ અને તેમના સમયના અન્ય સાધુ તથા કવીજન શ્રી રામદાસ સ્વામીનુ બહુજ સન્માન કરતા હતા. સુપ્રસિદ્ધ મહારાષ્ટ કવિ વામન પડિત સસ્કૃતના મ્હોટા વિદ્વાન શાસ્ત્રી હતા કાશીથી રામેશ્વર સુધી પોતાની અપૂર્વ વિદ્વતા સ્થાપિત કરીને તેમણે તે વખતના પડિતો પાસેથી જય પત્ર પ્રાપ્ત કર્યા હતા. તેમણે મરાઠી ભાષામા તો અનેક ઉત્તમ ઉત્તમ ગ્રન્થો લખ્યા છે પણ કેટલાક ગ્રંથો તેમણે સસ્કૃતમા પણ લખ્યા છે તેમાંથી 'નિગમસાર' બહુજ પ્રસિદ્ધ છે પ્રથમ તે મરાઠીની નિંદા કરતા હતા અને સાધુજનો માટે વિશેષ

પૂજ્યભાવ રાખતા ન્હોતા. જ્યારથી તેમની રામદાસ સ્વામીની સાથે મુલાકાત થઇ ત્યારથી તેમનો સર્વ ગર્વ ઉતરી ગયો. રામદાસ સ્વામીએ તેમની સર્વ શંકાઓ દુર કરી અને પોતાના અનેક ચમત્કારોથી તેમને ચમત્કૃત કરીને સાધુઓના વિષયમા તેમના મનમા શ્રદ્ધા ઉત્પન્ન કરી. તેમણે વામન પંડિતને પોતાના શિષ્ય બનાવ્યા અને પ્રાકૃત ભાષામા ગ્રંથ રચવાનો ઉપદેશ કર્યો તે વખતથી વામન પંડિતે મરાઠી ભાષામા પચાસ સાઠ ગ્રંથો લખ્યા તેમણે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાપર જે ટીકાત્મક ઓવીબદ્ધ ગ્રંથ લખ્યો છે તે અદ્વિતીય છે. કહે કે તેમના તમામ ગ્રંથોના પ્રંથ બાર લાખ છે. એવી રીતે રામદાસ સ્વામીએ પોતાના સમયના પંડિતોના મનમા મરાઠી વિષયમા પ્રેમ ઉત્પન્ન કર્યો

## સમર્થના શિષ્યગણ અને સામ્પ્રદાયિક મઠ.

એ વાત નિશ્ચિત રૂપથી નથી બતાવવામા આવતી કે શ્રી સમર્થ રામદાસ સ્વામીના શિષ્ય કેટલા, ક્યા અને કાણુ કાણુ હતા, તેમણે કેટલા અને ક્યા ક્યા સ્થાનોમા પોતાના સમ્પ્રદાયના મઠ સ્થાપિત કર્યા, અને ક્યા ક્યા લોકોને મઠાધિપતિ યા મહંત બનાવ્યા વર્તમાન સમયમા જે વિદ્વાન લોક મહારાષ્ટ્રના ઇતિહાસીક અને પ્રાચીન કાવ્ય સાહિત્યની શોધમા લાગ્યા છે. તેમનુ કહેવુ એવુ છે કે શ્રી રામદાસ સ્વામીએ હજારો શિષ્ય અને સેંકડો મહન્ત બનાવ્યા હતા, અને અનેક સ્થાનોમા પોતાના મઠ સ્થાપિત કર્યા હતા તેમના શિષ્ય અને મહન્ત ગણુ આખા હિંદુસ્થાનમા વિશેષે કરીને મહારાષ્ટમા ભ્રમણુ કરીને સ્વધર્મ અને સુનીતિના ઉપદેશ કરીને લોકોમા જાગ્રતિ ઉત્પન્ન કરતા હતા તે સર્વ લોકોની યોગ્ય ગણુત્રી કરવી હાલ કઠીન છે ર સમર્થે પોતે દાસબોધ દશક ૧૪, સમાસ ૧૦ મા લખ્યુ છે કે, કેટલા લોક છે તે માલુમ નથી, તેમજ કેટલો સમુદાય છે તે પણ માલમ નથી. સર્વ લોકોને શ્રવણુ અને મનનમા લગાવનાર આ સમુદાયની ગણુના થઇ શકતી નથી તેમના પ્રસિદ્ધ મહન્ત કલ્યાણ સ્વામી એક સ્થાનમા લખે છે આ ભૂમંડલમાં સમર્થની ભક્તમંડળીની ગણુના કોઇ કરી શકતું નથી. ગિરધર સ્વામી તો એ લખે છે કે ' સમર્થે કેટલાક મહન્ત અને શિષ્ય ગુપ્ત રીતે રાખ્યા હતા તેમને સમર્થ સિવાય કોઈ જાણુતુ નહિ." તાત્પર્ય એ છે કે શ્રી સમર્થે પોતાના જીવન કાળમા જે અનેક શિષ્ય અને મહંત બનાવ્યા હતા અને અનેક સ્થાનોમા મઠ સ્થાપના કરી હતી તે સર્વનો આ વખતે પત્તો લગાવવા કેવળ કઠનજ નહિ પરંતુ અસંભવ છે.

જો કે સમર્થના સર્વ શિષ્ય ગણોની ગણુત્રી કરવી અસંભવ છે તથાપિ

તેમના ચરિત્રનુ જે જે મહાનુભાવોએ વર્ણન કર્યું છે તેમણે કેટલાક મહન્તો, શિષ્યો અને મઠોના નામ પણ આપ્યા છે ધુળીયાની સત્કાર્યોત્તેજક સભાએ શ્રી રામદાસ સ્વામીની કવિતાનો પ્રથમ ખન્ડ પ્રકાશિત કર્યો છે. તેની પ્રસ્તાવનામા શ્રી રામદાસ સમ્પ્રદાયના શિષ્યો અને મઠોનું કેટલુંક વર્ણન આપ્યું છે. તે આધારે કેટલીક હકીકત આ સ્થળે લખવામા આવે છે.

શ્રી સમર્થના આજ સુધી કુલ ૮૯ મહંતોનો પત્તો લાગ્યો છે. તેમાથી કેટલાના નામ આ પ્રમાણે છે. ૧ કલ્યાણસ્વામી, ડોમગાવના મઠમા, ૨ દત્તાત્રેયસ્વામી, શિરગાવના મઠમા, ૩ વાસુદેવસ્વામી, કરહેરીના મઠમાં. ૪ દેવદાસ, દાદેગમિના મઠમા, ૫ ઉદ્ધવસ્વામી, ટાકલી અને ઇન્દુરબોધનના મઠોમા, ૬ દિવાકરસ્વામી, ચાફલના મઠમા, ૭ અનન્તમૌની, કર્નાટકના મઠમાં, ૮ વિશ્વનાથ પડિતને સમર્થે ઉત્તર હિન્દુસ્થાનમા મોકલ્યા હતા. ૯ બાલકૃષ્ણ બીગરમા રહેતા હતા, ૧૦ માધવ, યાદવ અને વેણીમાધવ પ્રયાગમા રહેતા હતા ૧૧ જનાર્દન સુરતમા રહેતા હતા ૧૨ શ્રીધર, રામકોટમાં, ૧૩ ગોવિન્દ, ગોવામા ૧૪ શિવરામ, તૈલગ પ્રાતમા, ૧૫ શકર, શ્રીરગપટનમા, ૧૬ હરિશ્ચદ, અન્તર્વેદીમા, ૧૭ રામકૃષ્ણ, અયોધ્યામા, ૧૮ હરિકૃષ્ણ મથુરામા, ૧૯ જયકૃષ્ણ માયાપુરીમા, ૨૦ રામચદ્ર કાશીમા, ૨૧ ભગવન્ત કાંચીમા, ૨૨ હરિ દ્વારિકામા, ૨૩ દાદાજી બદરી-કેદારમા, ૨૪ બ્રહ્મદાસ, ઓકારેશ્વરમા, ૨૫ બલ્લાળ જગન્નાથમા અને ૨૬ હનુમાન, રામેશ્વરમા રહેતા હતા.

આ નામ આ લેકોના મુળ નામ નથી, ઘણું કરીને તે નામ સમર્થે રાખેલા છે આ દેશના સર્વ પ્રધાન સ્થાનોમા તેમના મહન્ત રહેતા હતા. એવુ એક પણ ક્ષેત્ર નહીં હોય કે જ્યા પોતાનો મહન્ત ન મોકલ્યો હોય. તે મહન્ત પ્રથમ ઘણા દિવસ સુધી શિષ્યની માફક સમર્થની પાસે રહીને સમ્પ્રદાયની શિક્ષા લેતા હતા તે પરમાર્થ માર્ગનુ રહસ્ય સારી રીતે સમજી લેતા સમર્થના ગ્રંથોની નકલ કરીને શ્રદ્ધા પૂર્વક પારાયણ કરતા તેમાંના ગુહ્યતત્વોનો પોતે અનુભવ પ્રાપ્ત કરતા હતા. શાસ્ત્ર વચન, ગુરૂ વચન અને આત્માનુભવનો નિશ્ચય કરતા હતા. તે ઉપરાત—

**व्हावेंहोणार तें होयेनाका । जाणारतें जायेनाका ॥**
**तुटली मनांतील आशंका । जन्म मृत्यूची ॥ ४४ ॥ द० ६ स० २ ।**

હવે જે કાંઇ થવાનુ હોય તે કેમ ન થાય અને જે કાંઇ જવાનુ હોય તે કેમ ન જાય ! હવે મરવા જીવવાનો કાંઇ ડર રહ્યો નથી આ પ્રકારની

નિઃશંક અને નિર્ભય વૃત્તિથી જગતના ઉદ્ધારનુ કઠિન કાર્ય કરવાને માટે શ્રી સમર્થની આજ્ઞાનુસાર બધા હિન્દુસ્તાનમા આ કાર્ય એક વિશિષ્ટ પ્રાન્તમાં ભ્રમણ કરતા હતા. મહન્તનુ મુખ્ય કર્તવ્ય તેમણે આ રાખ્યુ હતું-

महन्तें महन्त करावें । युक्ति बुद्धीने भरावें ॥
जाणतें करुन विखरावें । नाना देशीं ॥ २९ ॥

दा. बो. द. ११ स. १० ।

"મહન્તને ફાવે તો તે અનેક મહન્તને બનાવે તથા તેનામાં યુક્તિ અને બુદ્ધિ સારી રીતે ભરી દે આ પ્રકારે અનેક જ્ઞાતા મહન્ત બનાવીને તેને ફાવે તો નાના દેશોમા, દેશના નાના પ્રાન્તોમા ફેલાવે." આ કતવ્યનું યોગ્ય પાલન કરવાને માટે પરિભ્રમણ, વિવેક, કષ્ટ સહન-શક્તિ, મૃત્યુની નિર્ભયતા, યશની લાલસા, વૈરાગ્ય નિર્ભયતા, ચાતુર્ય યા વિચક્ષણતા, મૃદુવચન, ક્ષમા, શાન્તિ, સહિષ્ણુતા, પરોપકારબુદ્ધિ, ઉત્કટ ઇચ્છા યા ઉત્કંઠા, આદી અનેક વિશિષ્ટ ગુણોની આવશ્યકતા છે, આ સર્વ ગુણોનુ વર્ણન સમર્થે પોતાના ગ્રંથોમા કર્યું છે ખેદની વાત એ છે કે હજુ સુધી પ્રમાણ સહિત આ વાતનો પૂરેપૂરો પતો લાગ્યો નથી કે સમર્થના એ સર્વ મહન્ત ભ્રમણ કરતી વખતે યા મઠમા રહીને શુ શુ કામ કેવા કેવા પ્રકારે કરતા હતા. તેમની કામ કરવાની રીતિ યા પ્રણાલી કેવી હતી. તે પોતે કેવી રીતે રહેતા હતા, તેમની વર્તણૂક કેવી હતી, આ મહતોના કાર્યોનો સપ્રમાણ ઇતિહાસ મળી જવાથી શ્રી રામદાસ સ્વામીના જીવનચરિત્રનો મુખ્ય ભાગ-પર અપ્રતિમ પ્રકાશ પડશે

શ્રી સમર્થના શિષ્ય એમા સંદેહ નથી કે તેમના હજારો સ્ત્રીઓ અને પુરૂષો શિષ્યો હતા. પુરૂષોમા એક છત્રપતિ શિવાજી મહારાજનુ નામ લખવુ એ આ લેખને માટે બસ થશે. સ્ત્રી વર્ગમા સીતાબાઇ, ચીમણાબાઇ, અંબિકા, દ્વારકાંબાઇ, ભવાંબાઇ, કૃષ્ણાબાઇ, વેણુબાઇ, મનાબાઇ, અન્નપૂર્ણા, ગગાબાઇ, ગોદાબાઈ વિગેરે પ્રસિદ્ધ છે વેણુબાઇએ સીતા સ્વયવર, મગલ રામાયણ, છન્દો રામાયણ, સકેત રામાયણ, લવકુશ રામાયણ, સુન્દર રામાયણ, અબ્દરામાયણ અને ભાષા રામાયણ આદિ કેટલાક ગ્રથ રચ્યા છે.

## સમર્થના ગ્રંથો.

પ્રાચીન ઋષિ અને સાધુઓનો ગ્રથ સમુદાયજ ઐતિહાસિક દ્રષ્ટિથી રાષ્ટ્રિય સાહિત્ય છે તેનો જેટલો સૂક્ષ્મ અને માર્મિક રીતે અભ્યાસ કરવામાં આવે છે એટલુંજ તે સમયના રાષ્ટ્રિય જ્ઞાનને જાણવામા આવે છે.

જોવામા આવે છે કે ભારતમા કોઇ પણ પ્રાન્તમા પ્રાકૃત ભાષામાં પ્રથમ ગદ્ય ગ્રન્થ લખવાની રીત નહોતી જો કે બોલવા ચાલવાની ભાષા તો ગદ્યમા હતી અને રાજકાજના કાગળપત્રો પણ ગદ્યમાજ લખાતા. પરંતુ કવિ અને સાધુ લોક ઘણુ કરીને પોતાની ગ્રંથરચના પદ્યમાજ કરતા હતા. પ્રાચીન સાધુઓની કવિતાઓ પૌરાણિક વિષયોના આધાર પર રચાયેલી જણાય છે. તેમની કવિતામા સ્વતંત્ર રચના ઘણીજ થોડી જોવામા આવે છે, શ્રી રામદાસ સ્વામિએ પુરાણિક વિષયો પર ઘણીજ થોડી રચના કરી છે તેમની સઘળી રચના સ્વતંત્ર છે તેમણે મનને આનંદ પમાડવા કોઇ કવિતા રચી નથી તેમની સઘળી કવિતામા કાંઇને કાંઇ હેતુ સમાયેલો હોય છે, પ્રાચિન ગ્રંથાનુસાર સમર્થે પણ પોતાના સર્વ ગ્રંથ પદ્યાત્મકજ લખ્યા છે વાત માત્ર એટલીજ છે કે કાવ્યરસથી પ્રધાનતાને પોતાના હેતુ રૂપે સમજી તેમણે ગ્રંથોની રચના પદ્યાત્મક કરી નથી પરંતુ તેમણે પોતાના સર્વ ગ્રંથ ઉપદેશને માટે રચ્યા છે અર્થાત જનસમાજનો સુધારોજ પોતાના ગ્રંથોનો પ્રધાન હેતુ છે જેથી એ અનુમાન નીકળે છે કે જો તે વખતે ગદ્ય લખવાનો રીવાજ હોત તો તે પણ પોતાના ગ્રંથો ગદ્યમાજ લખત.

હવે એ જોઇએ કે સમર્થ કવિ હતા કે નહિ અને જો કવિ હતા તો કઇ શ્રેણીના કવિ હતા તેમની પદ્ય રચનાને જોતા ઘણા લોક તેમને કવિ કહે છે તેનુ કારણ એ છે કે સર્વ સાધારણ લોક પદ્ય રચનાનેજ કાવ્ય સમજવા લાગ્યા છે પરંતુ સાહિત્ય શાસ્ત્રી પરિભાષાનુસાર કવિ ન્હોતો. હા સમર્થે કવિ અને કવિતાના જે લક્ષણ આપણા દાસબોધમાં બતાવ્યા છે અને જેનો ઉલ્લેખ અમે આગળ કરીશુ તે અનુસાર તો તે કવિ અર્થાત આધુનિક ભાષામા પ્રતિભાશાળી અને પ્રાસાદિક ઉપદેશક અવશ્ય હતા. તેમની કવિતામા પ્રસાદ ગુણ ભરેલો છે અને મનોહર દૃષ્ટાન્તોની પણ વિપુલતા છે પરંતુ તેમણે પોતાના ગ્રંથોમાં દૃષ્ટાંતોની યોજના કોઇ કાવ્ય ગ્રંથની માફક કેવળ રમણીયતા યા ચમત્કાર ઉત્પન્ન કરવાને માટે કરી નથી. જ્યા જ્યા દૃષ્ટાંત આપવામા આવ્યા છે ત્યાં ત્યાં પ્રતિપાદન કરેલા વિષયનું પરિપોષણનોજ પ્રધાન હેતુ છે તેમના ગ્રંથોમા અદ્‌ભૂત વક્તૃત્વ શક્તિ જોવામા આવે છે વિષય નિરૂપણનો પ્રવાહ એવો અપ્રતિબદ્ધ છે, શબ્દોની યોજના એવી સમુચિત છે, અને વિચાર પદ્ધતિ એવી ચિત્તાકર્ષક છે કે વાચનારને એ ભાસ થાય છે કે જાણે કોઇ બૃહસ્પતિ અથવા તો વાચસ્પતિ વ્યાખ્યાન આપી રહ્યા છે તેનું એ કારણ છે કે તેમના દાસબોધમા પ્રતિપાદિત સિદ્ધાન્ત વિષય તાત્વિક, ગહન અને

શાસ્ત્રીય હોવા છતા પણ એમ જણાય છે કે જાણે પોતે કોઈ આલ્હાદજનક કાવ્ય વાચી રહ્યા છે

ઉપરના વિવેચનથી વાચનારાઓને માલુમ થઈ ગયુ હશે કે તેમના ગ્રથોનુ સ્વરૂપ કેવુ છે અને શ્રી રામદાસ સ્વામી કેવા ઉત્તમ ઉપદેશક કવિ હતા આધુનિક કવિયોની દ્રષ્ટિથી પણ તેમના ગ્રથોમા અનેક કાવ્ય ગુણ જોવામા આવે છે તેમના નારાયણના યુદ્ધકાડમા વીરરસનો સારો દેખાવ જોવામા આવે છે તેમના પદ અને અભગોમા કરૂણારસનો અનુપમ આવિર્ભાવ જોવામા આવે છે દાસબોધમા નિદ્રાનુ નિરૂપણ કરતા તેમણે હાસ્યરસ અને બીભત્સરસનુ સારૂ ચિત્ર ખેચ્યુ છે કાવ્ય ચમત્કૃતિના પણ એએક ઉદાહરણ તેમના ગ્રથોમા મળી આવે છે દાસબોધના ચૌદમા શતકના ચોથા સમાસમા એકાખડી નામનો અક્ષરાનકાર છે હવે જોવુ જોઈએ કે સમર્થના વિચાર કવિ અને કવિતાના સબધમા કેવા હતા, વાચકોને તે વાત સમર્થના મુખથી સારી રીતે જાણવામા આવશે કે તે કેવા કવિ હતા. સમર્થના મતાનુસાર ગદ્ય, પદ્ય ગ્રથ લખનારા અને નાના શાસ્ત્રોની ઉહા-પોહ વિવેચન પૂર્વક ચર્ચા કરનારા પુરૂષ કવિ છે એટલુજ નહીં પણ પ્રાસાદિક કવિ છે સમર્થની દ્રષ્ટિથી પ્રતિભાસમ્પન્ન વ્યક્તિજ કવિ છે નવ-રસાત્મક કવિતા રચનાર કવિ, ગણિતશાસ્ત્રી વેદાન્તી, યોદ્ધા, ચિત્રકાર, સાધુ વ્યાખ્યાતા, શિલ્પી, કોઈપણ હોય તોપણ જો તેનામા પ્રતિભાના લક્ષણ હોય તો તે કવિ છે સમર્થના મતથી કવિતા કેવળ ગ્રન્થરૂપજ નથી થતી, પરતુ તે આચારરૂપ પણ થઈ શકે છે સાધન, પુરશ્ચરણ, તપ, તિર્થાટન, ધૈર્ય, શૌર્ય, અને ધૃતિ વિગેરેની ક્રિયાઓ પણ કવિત્વમા સામીલ છે તાત્પર્ય એ છે કે વિચાર અને આચાર બન્નેમા ઈશ્વરીમય દિવ્યઅશ પ્રતિભાનું હોવુ એજ કવિત્વનુ લક્ષણ છે મહાત્મા તુલસીદાસની માફક સમર્થે પણ નરસ્તુતિ વિષયક કવિતાનો નિષેધ કર્યો છે તે કહે છે કે "ઉદર શાન્તિને માટે કરેલી નરસ્તુતિની કવિતામા પોતાની વ્યુત્પત્તિ–બુદ્ધિમાન યા ચમત્કાર–બતાવવી એ અધમનુ લક્ષણ છે સમર્થ પોતાના દાસબોધમા ભક્ત કવિનું વર્ણન કરતા પ્રાસાદિક કવિતાનુ લક્ષણ બતાવે છે

नानाध्याने नानामूर्ति । नानाप्रताप नानाकीर्ती ।
तयापुढे नरस्तुति । तृण तुल्य वाटे ॥ ३२ ॥
त्याचे भक्तीचे कौतुक । तया नाव प्रासादिक
सहज बोलतां । विवेक प्रगट होये ॥ ३३ ॥

"એવા કવિની વાણીથી સહેજમા—સ્વાભાવિક યા પોતાની મેળેજ મેળેજ હરિભક્તિનું કૌતુક પ્રકટ થાય છે ઇશ્વરના નાના પ્રકારના ધ્યાનો, નાના પ્રકારની મુર્તિયોનો અને નાના પ્રકારના પ્રતાપ અને કીર્તિનો આવિર્ભાવ થાય છે. તેનુ નામ પ્રાસાદિક કવિતા છે :તેવી કવિતાઓની સામે નરસ્તુતિ તૃણ તુલ્ય છે." હવે જુઓ કે સમર્થના આ વિચારને મહાત્મા તુલસીદાસ, પ્રાસાદિક કવિ થવાનુ કારણ, કોઇ કાવ્ય ચમત્કૃતિની સાથે પોતાના અદ્વિતીય ગ્રન્થ 'રામચરિત માનસ" મા જણાવે છે કે:—

भगति हेतु विधि भवन बिहाइ ।
सुमिरत शारद आवति धाइ ।।
कवि कोविद अस हृदय बिचारी ।
गावहिँ हरि—जस कलिमल हारी ।।
कीन्हे प्राकृत जन गुन गाना ।
सिर धुनि गिरा लागी पछिताना ।।

रा० सो० चौ० ६६

ભક્તિનુ વર્ણન કરવાને માટે શારદા (વાણીરૂપથી) સુખમય વિધિભવન છોડીને કવિયોના હૃદયમા દોડી આવે છે, અને સમજીને કોવિદ કવિ કલિમલને હરણ કરનારા હરિયશને ગાય છે પોતાના પેટને માટે બળવાન વાણીને કષ્ટ આપીને પ્રાકૃત જનોના ગુણગાન કરવાથી ગિરા (સરસ્વતી યા વાણી) માથુ પછાડીને પસ્તાય છે

ઉપરના વિવેચનથી પાઠકગણ એ વાત સમજી ગયા હશે કે સમર્થ કઇ શ્રેણીના કવિ છે. અને કવિ તથા કાવ્યના સબધમા તેના વિચાર કેવા છે હવે અમે તેમના ગ્રથ સમુદાયનો પરિચય વાચકોને આપીયે છીએ. સમર્થના ઉપદેશ ગ્રથોનો ભંડાર અપરિમિત છે સમર્થના શિષ્ય અનન્ત કવિએ સમર્થના ગ્રંથોને સમુદ્રને ઉપમા આપી છે તેમા સંદેહ નથી કે તેનો ગ્રથસમુદાય સમુદ્રની માફક વ્યાપક અને અથાગ છે, ગભીર છે અને તેમાં અનેક રત્ન ભરેલા પડયા છે

શ્રી રામદાસ સ્વામીના ગ્રથોની ખોળ મહારાષ્ટ્રિય વિદ્વજ્જનો બહુજ દિવસથી કરી રહ્યા છે કેટલાક પ્રકાશકોએ તેમના 'સમગ્ર ગ્રથો' પ્રકાશિત પણ કર્યા છે. પરતુ વિદ્વાનોના સમજવા પ્રમાણે તે 'સમગ્ર' કહેવામાં આવતા નથી. કેમકે તેમના ગ્રથસાગરમાથી બહુજ થોડા ગ્રથ—રત્નો આજ સુધીમા મળ્યા તે ધુલિયાની સત્કાર્યોત્તેજક સભાએ ખાસ સમર્થ-

ના તેમજ તેમના સંપ્રદાયના સર્વ ગ્રંથ પ્રકાશિત કરવાનું બીડું ઉઠાવ્યું છે. આ સભાએ આજસુધીમાં શ્રી સમર્થના ગ્રંથોમાંથી "દાસબોધ" (રોયલ આઠ પેજી આકાર ૫૦૦ પૃષ્ઠ) અને 'રામાયણ' આદિ કેટલાક ગ્રંથો (એકંદર ૧૦૦૦ પાન) પ્રકાશિત કરવાને માટે રાખ્યા છે તપાસ કરતાં પ્રતિવર્ષે કાંઇ ને કાંઇ નવિન કવિતાઓ પ્રાપ્ત થાય છે તેથી જાણવામાં આવે છે કે શ્રી રામદાસ સ્વામીના (સમગ્ર ગ્રંથ આ વખતે જણાતા નથી તેમજ પ્રકાશિત થએલા જોવામાં આવતા નથી) ઉપલબ્ધ ગ્રંથોના નામ નિચે પ્રમાણે છે તેમાં કેટલાક અપ્રકાશિત ગ્રંથોના પણ નામ જોવામાં આવશે.

૧ દાસબોધ, ૨ રામાયણ, ૩ મનાશ્લોક ચોદ શતક, ૫ જનસ્વભાવ ગોસાવી, ૬ પંચ સમાસી, ૭ જુનાટ પુરૂષ, ૮ માનસ પુજા, ૯ જુનું દાસબોધ, ૧૦ પંચીકરણ યોગ, ૧૧ ચતુર્થ યોગમાન, ૧૨ માનપંચક, ૧૩ પંચમાન. ૧૪ રામગીતા, ૧૫ કૃતનિર્વાહ, ૧૬ ચતુ મમાસી ૧૭ અક્ષર પદસંગ્રહ, ૧૮ સપ્તસમાસી, ૧૯ રામકૃષ્ણ સ્તવન, ૨૦ દાસબોધ વિગેરે.

ઉપરના ગ્રંથો સિવાય સ્ફુટ અભંગ, સ્ફુટ શ્લોક, આરતી, ભૂપાલી વિવિધ પદ આદિ અનેક સ્ફુટ પ્રકરણ પણ જણાય છે. આ ગ્રંથોમાંથી કેટલાક મુખ્ય ગ્રંથોનું ઓળખાણ વાચકોને આપવું યોગ્ય જણાય છે પરંતુ તે પ્રમુખ ગ્રંથોનુ થોડું પણ વિવેચન કરવાથી આ લેખ વધી જવાનો સંભવ છે આથી સમર્થના ગ્રંથોની આલોચના આ સ્થાનમાં કરવી ઠીક જણાતી નથી, આ વિષયની વિસ્તૃત ચર્ચા કોઈ બીજા લેખમાં કરવામાં આવશે, સમર્થની શિક્ષાનું રહસ્ય જાણવાને માટે તેમના દાસબોધ' આદિ ગ્રંથોનો યોગ્ય ભાવ પ્રકટ કરવો જોઇએ.

## સિંહાવલોકન.

શ્રી સમર્થ રામદાસ સ્વામિએ પોતાના અવતારની સમાપ્તિ પહેલાં પોતાના સંકલ્પ કરેલા કાર્યોની સિદ્ધિના વિષયમાં પોતે પોતાની કવિતાના અનેક 'સ્ફુટ પ્રકરણો' માં ઉલ્લેખ કર્યો છે તેને શ્રી સમર્થ ચરિત્રનું સિંહાવલોકન સમજવું, અમે અમારી સ્વતંત્ર કલ્પનાનુસાર ચરિત્રનું સિંહાવલોકન કરવાની આવશ્યકતા નથી. ચારૂલના જંગલમાં ઘૂમતા, ઘૂમતા અથવા તો કદી એકાન્તમાં બેઠા બેઠાં શિષ્યોના પ્રશ્નો સાંભળીને જ્યારે સમર્થને પોતાના જીવનની પાછલી વાતોનું સ્મરણ થઇ જાય ત્યારે તે પોતાના ઉપાસ્યદેવ શ્રી રામની સ્તુતિ કરવા મંડતા અને ભગવાનનો મહિમા કવિતામાં ગાતાગાતા પોતાના જીવનચરિત્રની અનેક વાતોનો સહેજ ઉલ્લેખ કરતા હતા. સમર્થના જે 'સ્ફુટ પ્રકરણો' માં તેમના આત્મચરિત્રનો કોઇ સ્ફુટ

પરિચય મળે છે તે સર્વ આ સ્હેજ આનન્દાવસ્થાનો પ્રમોદગાર છે, આ પદોમાં સમર્થે કાંઇ એવુ લખ્યુ નથી કે સર્વકામ મે કર્યું છે, સર્વ જગ્યાએ "રામકર્તા, રામ ભોક્તાજ કહ્યું છે સમર્થ જેવા નિરહંકારી અને નિસ્પૃહ સાધુ પુરૂષને એ ઉચિત પણ હતું કે હમારા સરખુ સાધારણ માણસ જો અહંકારમા ફસી જાય તો તે 'હે અથવા 'મારૂં' કર્યા કરે છે. દાસબોધના દશક ૬ સમાસ ૭ મા સમર્થ કહે છે કે,—

मी कर्ता हसे म्हणसी तेणें तूं कष्टी होसी
रामकर्ता म्हणतां पावसी, यश कीर्ती मताप ॥३६॥

"જો તું કહેશે કે હુ કર્તા છુ તો તને કષ્ટ થશે અને જો એમ કહેશે કે રામ કર્તા છે તો તું યશ, કીર્તી અને પ્રતાપને મેળવશે" અસ્તુ 'આનન્દ વન—ભુવન' નામના ૫૯ પદોના એક સ્ફુટ પ્રકરણમા સમર્થે આ વાતનુ વર્ણન કર્યું છે કે તેમણે શ્રી રામચન્દ્રજીની આજ્ઞાથી જનોદ્ધારના જે કામનો આરંભ કર્યો હતો તે કયા સુધી સફળ થયો છે આ કવિતાના સારાંશપર ધ્યાન આપવાથી સમર્થ—ચરિત્રનુ સિંહાવલોકન પોતાના મેળેજ થઇજ જશે. પ્રથમ પદમા સમર્થ 'આનન્દભુવન' (અર્થાત્ નાસિક—પંચવટી—પ્રાન્તમા) જવાનો પોતાનો હેતુ આ પ્રકારે બતાવે છે, "જન્મ, દુઃખ, જરા દુઃખ, વારવારનુ નિત્ય દુઃખ સસારનો ત્યાગ કરવાને માટે" આથી એ સિદ્ધ થાય છે કે સમર્થ જે વખતે ઘેરથી નાઠા હતા તે વખતે તેમણે પોતાના મનમા પરમાર્થ વિષયક હેતુ નિશ્ચિત કરી લીધો હતો. બીજા પદમા સમર્થ કહે છે કે, આનન્દ ભુવનમા પહોચતાજ મારૂ ચિત્ત શ્રી રામ ચરણાનુરાગમા લીન થઇ ગયુ તે ઉપરાત તે કહે છે કે આ સસારમા કેવા કેવા મ્હોટા મ્હોટા દુઃખ વેઠ્યાં, સ્વધર્માચરણમાં કેવા અનેક વિઘ્ન ઉપસ્થિત થયા, આ વિઘ્નોનુ દમન કરવાને માટે "વિઘ્નઘ્ન" ભીમની પ્રાર્થના કરી ફરી તે ઉપરાત, આ વાતનુ આવેશયુક્ત વર્ણન કર્યુ છે કે હનુમાનજીએ સર્વ વિઘ્નોનો નાશ કેવો કર્યો હતો. આ વર્ણન વાચતા જણાય છે કે સ્વધર્માચરણમા અર્થાત્ જપ તપ, અનુષ્ઠાન, પુરશ્ચરણ, અને તીર્થયાત્રા વિગેરે ભગવત્—પ્રાપ્તિના સાધનોનો અભ્યાસ કરતી વખતે, શ્રી સમર્થને કેવા વિઘ્નોની સામે થવુ પડ્યુ હતું. તે ઉપરાત 'આનન્દભુવન' તીર્થનો મહિમા ગાઇને ફરી તે મહિમાનુ પુરાણિક રીતે વર્ણન કર્યું છે કે જેમ 'બધ વિમોચન' મા લોકોદ્ધારને માટે ભગવાન્ રામચન્દ્રે દેવગણ સહિત સમર્થના કાર્યોમા સહાયતા આપી છે. આ મહિમા વર્ણનના અતમા આ મહિમાનો ઉદ્દેશ પણ તેમણે સ્પષ્ટ બતલાવ્યો છે કેઃ—

**कल्पांत मांडला मोठा, म्लेंच दैत्य बुडावया ॥**
**कैं पक्ष घेतला देवी, आनंदवन**

અર્થાત મ્લેચ્છ દૈત્યોનો સંહાર કરવાને માટે ભગવાન્ શ્રી રામચંદ્રએ અમારો પક્ષ સ્વિકાર કર્યો અને આનન્દવન—ભૂવનમા ઘનઘોર યુદ્ધ કર્યું. જ્યારે સાક્ષાત ભગવાન ભક્ત કલ્પદ્રુમ, શ્રી રામચંદ્રજીને સમર્થે પોતાના સહાયક બનાવી લીધા ત્યારે તેમા આશ્ચર્યજ શુ છે કે તેના સઘળા મનોરથ સંપૂર્ણ થયા ભગવાનની સહાયતાનુ જે પરિણામ થયુ અર્થાત ધર્મ સ્થાપના અને લોકોદ્ધારનુ જે કાર્ય કરવામા આવ્યુ તેનુ ઉત્સાહજનક વર્ણન બાકીના પદોમા કરવામા આવ્યુ

જે લોક મહારાષ્ટ્રના સત્તરમી સદીના ઇતિહાસથી પરિચિત છે તેઓ શ્રી રામદાસ સ્વામીના ઉપરના આત્મ ચરિત—સબધી સિહાવલોકનની યથાર્થતા સારી રીતે જાણી શકે છે તેના વિષયમા અધિક લખવાની આવશ્યકતા નથી. એક બીજુ 'સ્ફુટ પ્રકરણુ' મા શ્રી રામમહિમા ગાતાં "સુખભૂવન" અર્થાત મહારાષ્ટ્રની જાગ્રતિના સબધમા તે કહે છે કે— આજ કાલ ચારે તરફ ધર્મની અવનતિ અને પડતી જોઈ દેવ કોપિત થયા છે, જેથી હવે દેવદ્રોહિયો—આત્મચરિતોનો પોતાનો સર્વ કારભાર (અનીતિ, અધર્મ, અત્યાચાર વિ) સમેટી લેવો જોઇએ લોકોમા જાગ્રતિ થવા લાગી છે, તે દેવનુ ચૈતન્યરૂપ છે. તેથી લોકોની ઇચ્છા સફળ થશે શુ શુ થશે તે મહારાષ્ટ્રમા રહીને ફરી જોવુ જોઇએ

'સ્ફુટ ગ્રંથ સમાસ પ્રથમ' મા શ્રી રામગુણ વર્ણન કરતા સમર્થના મુખથી જે સ્વાભાવિક વચન નિકળે છે તેના તેમણે પોતાના ચરિત્રના સિહાવલોકનનો થોડોક આભાશ આપ્યો છે તે પદોનો સારાશ આ છે. દીનાનાથ શ્રી રામ વૈભવમા સમર્થોના પણ સમર્થ છે, જેમણે મારા મનોરથ પૂર્ણ કર્યા છે તેમણે મારી સર્વ અભિલાષાઓ પુરી કરી અને મને દીનને જોઇએ તે કરતા અધિક મ્હોટો કર્યો. શ્રી રામે વિભીષણને લકા આપી, ઇન્દ્રની શકા મટાડી અને રંક રામદાસની પ્રતિષ્ટા વધારી દીધી તેમણે આ સ્થાન સુદર જોઇને અહીં વાસ કર્યો. 'દાસ' ને પાસ રાખ્યો અને સઘળો પ્રાન્ત પાવન કર્યો જે પ્હાડ, પર્વત, ગિરીકન્દરાઓ અને ગુફાઓને જોતા બીક લાગતી હતી તેને પણ વૈભવ સપન્ન બનાવ્યો. રામનુ આપવુ એવુજ છે! "અધ્યાત્મ સાર" નામક સ્ફુટ પ્રકરણ, સમર્થ ચરિત્રની સિહાવલોકનની દ્રષ્ટિથી બહુજ મહત્વનુ છે. પરતુ તે

ઘણું જ મ્હોટું થવાને માટે તેનો વિસ્તૃત સારાંશ અહીં આપી શકાતો નથી માટે નિચેનાં બે પદો ઉતારવાના આવશ્યક યોગ્ય ગણ્યાં છે.

जीवीचा पुरला हेतु, कामना मनकामना ।
घमेंडा जाहलें माडें, घबाडु साघलें बळें ॥
बोलतां भवानी माता, महीन्द्रदास्या इच्छित ॥
वेळणें हें प्रतीतीचें, अन्यथा चाहुगें नव्हें ॥

અર્થાત જીવનો હેતુ પૂર્ણ થઈ ગયો, હવે કામનાનો મનમા કામ નથી. બહુજ કિર્તી મળી અથવા તો અપ્રતિમ લાભ મળી ચુકયો ભવાની માતાના પ્રસન્ન થવાથી ભલભલા રાજાઓ સેવા કરવાની ઇચ્છા કરે છે આ અમારા અનુભવની વાત અમે કહીએ છીએ તેને કદી મિથ્યા સમજવુ નહિ

તાત્પર્ય એ છે કે શ્રી રામદાસ સ્વામીના ગ્રંથોથી જ તેમના ચરિત્રની ઘણી વાતો માલુમ પડે છે કેમકે તેમણે જ્યારે કોઇ શિખામણની વાત બતલાવી હોય છે ત્યારે વારવાર એ કહેવામા આવે છે કે આ અમારા અનુભવની વાત છે જેથી વાચકોએ સમર્થના જીવનોપદેશની સફળતાના વિષયમા અમે અમારી પોતાની તરફથી કાંઇ ને કાંઇ લખી તેમના વચનોનો કાંઈક સારાશ આપવાનો યત્ન કર્યો છે કે વાચકોને ઉપરના વચનથી સમર્થ ચરિત્રનુ સિહાલોકન કરવામા સહાયતા મળશે. અમે સમજીએ છીએ અને તેમા સદેહ નથી કે અમારા વાચકો પણ તે સમજશે કે જ્યારે શ્રી સમર્થ રામદાસ સ્વામી પોતાના સઘળા સકલ્પિત કામોની સફળતાનુ પુનરાલોચન કરતા હશે ત્યારે તેમના અત કરણમા પ્રેમ, આનદ, ધન્યતા અને હર્ષ આદિ સાત્વિક મનોવૃત્તિયોની લહેરો અવશ્ય ઉભરાતી હશે.

---

## પ્રકરણ ૮૪ મું.

---

### શ્રી રામકૃષ્ણ પરમહંસ.

બંગાળા પ્રાન્તમા, હુગલી જિલ્લામા જાહાનાબાદ ( હાલમા આરામબાગ ) તાલુકામા કામારપુકુર નામક ગામમા ઇ સ. ૧૮૩૩ ની ૨૦ મી ફેબ્રુઆરી અર્થાત્ શકે ૧૭૫૬ ની ફાલ્ગુન સુદી દ્વિતીયાને બુધવારે પરમહસદેવે જન્મ ધારણ કર્યો હતો. તેમના માતપિતા સુશીલ સ્વભાવના

બ્રાહ્મણ હતા. પિતાનું નામ ખુદીરામ ચટ્ટોપાધ્યાય અને માતાનુ નામ ચન્દ્રમણિદેવી હતું ચટોપાધ્યાય મહાશય સરલચિત્ત, ધર્મનિષ્ટ, જપ પરાયણ અને ભગવદ્ભક્ત હતા ગામના બધા લોકો એમનુ ઘણું માન રાખતા. ચટોપાધ્યાય મહાશયની સ્ત્રી ચંદ્રમણિ પણ એવી સુશીલ, સદ્ગુણ સપન્ન તથા દયાળુ હતી કે પોતે ભૂખી રહીને પણ ગરીબ અને ક્ષુધાતુરને ભોજન આપતી એના ત્રણ પુત્રોમા મોટો રામકુમાર, વચલો રામેશ્વર અને નાનાનુ નામ રામકૃષ્ણ હતુ.

એમના કુલદેવતા રામચદ્રજી હતા, ચટોપાધ્યાયજી સર્વદા એમનુ જ ભજન અને સ્મરણ કર્યા કરતા હતા એક દતકથા એવી છે કે, ચટોપાધ્યાયજી એક વખત ગયાજીની યાત્રાએ ગયા હતા, ત્યા આગળ ત્યાના અધિષ્ટાતાદેવ ભગવાન ગદાધરજીએ સ્વપ્નમા દેખા દઇને તેમને કહ્યું કે 'તારા ઘરમા મારૂ તેજ પ્રગટ થશે' ગયાજીની યાત્રા પછી પરમહસ રામકૃષ્ણ દેવનો જન્મ થયો અને હરિભક્ત એ પિતાએ સ્વપ્નની વાતનુ સ્મરણ કરીને પુત્રનુ નામ ગદાધર પાડયુ, પરતુ કુટુબના બીજા માણસોને એ નામ નહિ ગમવાથી રામકૃષ્ણ નામ પાડવામા આવ્યુ ભવિષ્યમા એજ નામથી તેઓ સુવિખ્યાત થયા

બાલ્યાવસ્થામા રામકૃષ્ણ દુબળા પાતળા હતા, પણ દેખાવમા ઉજ્વલ, ગૌરવર્ણ અને સર્વ પ્રિય હતા તેમની વાણી ઘણી મીઠી હતી રમત ગમતમા તેમનુ ઘણુ ધ્યાન રહેતું રમતી વખતે એ કથામા સાભળેલી કે રાસ લીલામાં જોએલી કૃષ્ણની લીલાઓની નકલ કરતા દેવતા સંબધી ગાયનો કે ભજનો પણ એક વાર સાભળ્યાથી તેમને યાદ રહી જતા અને મધુર સ્વરથી પોતે તેનુ ગાન કરતા. પરમહસજીનો સ્વર બાલ્યાવસ્થાથી જ મધુર હતો, એ ઉપરાત એમને ચિત્ર ચિતરવાનો અને મુર્તિઓ બનાવવાનો પણ શોખ હતો દેવ દેવીઓની અનેક પ્રકારની પ્રતિમાઓ તેઓ ચિતરતા અથવા માટીથી ઘડતા, અને પોતાની બાલચેષ્ટાના એ નમુનાઓ બીજા પ્રેમીઓને બનાવીને આનદ પામતા પાચ વર્ષની વયે તેમને ગામઠી નિશાળે બેસાડવામાં આવ્યા હતા, પણ એમનુ લક્ષ ભણવા ગણવા ઉપર ચોટતું જ નહિ એમનો બધો સમય ઉપર વર્ણવેલી બાલચેષ્ટાઓમાં જ વ્યતીત થતો

એમના ગામમા કોઇ બગાળીની બધાવેલી એક ધર્મશાળા હતી, એમા આવતા જતા ઘણા મુસાફિરો ઉતરતા હતા. જગન્નાથજી જવાનો માર્ગ એ ગામમા થઇને હોવાથી એ ધર્મશાળામા ઘણા સાધુ-સંતોનો સમાગમ થતો હતો કૌતુક પ્રિય બાળક રામકૃષ્ણજી પણ એ ધર્મશાળામા

જતા અને સાધુ–સંતોની પાસે બેસીને તેમની વાતચિત અને ઉપદેશ સાંભળ્યા કરતા, એકવાર સાધુઓની દેખાદેખીએ અનુકરણપ્રિય રામકૃષ્ણે પોતાનાં વસ્ત્ર ફેંકી દીધા અને એક લંગોટી પહેરીને હસતા હસતા પોતાના મોટાભાઈ રામકુમાર તથા સ્નેહમયી જનની ચંદ્રમણિદેવી પાસે જઈને કહેવા લાગ્યા કે, "જુઓ હું કેવો સરસ બાવો બન્યો છુ" બાળકનો વેષ જોઈને રામકુમાર હસવા લાગ્યા અને માતાએ પણ પુત્રને છાતી સરખો ચાંપીને સ્નેહપૂર્વક ચુંબન કર્યું. એ વખતે કોને ખબર હતી કે રામકૃષ્ણનો આ વેષ બનાવટી નથી પણ તેમના ભવિષ્યનું ખરૂ સ્વરૂપ છે! કોણ જાણતું હતું કે આ વિરક્ત ભાવનો અંકુર એક દિવસ એટલો મોટો વિસ્તાર પામશે કે તેનાથી હજારો સંતપ્ત પ્રાણીઓને આશ્રય મળશે.

વાચવા લખવા ઉપર રામકૃષ્ણદેવની બીલકુલ રૂચિ નહોતી બાર વર્ષ સુધીનું જીવન તો તેમણે ખેલકુદમાંજ ગાળ્યુ. માતા પિતાના કહ્યાથી ભણવા માડ્યુ પણ તે ઉપરચોટીયુ જ માતૃભાષા બંગાળીનુ શિક્ષણ પણ એમણે સારી રીતે મેળવ્યુ ન હતુ તેમના હાથનુ લખેલું એક બંગાળી રામાયણ છે, જે ઉપરથી એ કેટલુ અને કેવુ ભણ્યા હતા તેનુ અનુમાન થઈ શકે છે એમને નિશાળે બેસાડ્યા હતા તે વખતે એમણે કહ્યું જ હતુ કે, "હું ભણીને શુ કરીશ? એનુ ફળ બે ચાર મુઠી અન્ન કે થોડા ઘણા રૂપીઆ સિવાય બીજુ શુ છે? વિદ્યાનુ ફળ કનક અને કાન્તા છે તો મારે એવી વિદ્યા ભણવી નથી મારે તો એવી વિદ્યા ભણવી છે કે જેનો એવી વસ્તુ સાથે કાંઇ સબંધ ન હોય!"

રામકૃષ્ણદેવના પિતા યજમાનવૃત્તિથી મહા મહેનતે પોતાનો નિર્વાહ ચલાવતા હતા. કુટુબ પણ નાનુ નહોતુ બે કન્યા તથા ત્રણ પુત્રના ગુજરાનનો ભાર તેમના ઉપર હતો. પિતાની સ્થિતિ જોઈને તેમના મોટા પુત્ર રાજકુમારને દયા આવી અને ઉદરપોષણાર્થે, તેઓ કલકત્તા ચાલ્યા ગયા. ત્યાં તેમણે 'ઝામાપૂકર' નામક સ્થાનમા જૂની ઢબની એક સંસ્કૃત શાળા ઉઘાડી. એવી શાળાઓને એ વખતે બંગાળામા ચતુષ્પાઠી કહેતા હતા. ગામડાની નિશાળમા રામકૃષ્ણને યોગ્ય શિક્ષણ નહિ મળે એમ ધારીને રામકુમારે તેમને પણ કલકત્તા બોલાવી લીધા અને પોતાની ચતુષ્પાડીમાં જ શાસ્ત્રાભ્યાસ કરાવવો શરૂ કર્યો, પરતુ અહીંયા પણ વિદ્યાધ્યયનમા તેમનું ચિત્ત ચોટયુ નહિ. થોડુ ઘણુ શિક્ષણ મેળવ્યું તે પણ પોતાના શોખથી કે પ્રયત્નથી નહિ પણ મોટા ભાઈની ધાકને લીધેજ મેળવ્યું હતું પરતું એ વખતે પણ તેમણે પોતાની પ્રખર બુદ્ધિ અને તીવ્ર

સ્મરણભક્તિનો પરિચય આપ્યો હતો પુરાણીઓને મ્હોંએ કથા સાંભળીને રામાયણ, મહાભારત અને પુરાણ આદિ શાસ્ત્રોમા સારી પ્રવીણતા તેઓએ મેળવી હતી. તેમના ઉપદેશ વાચવાથી એ બાબતની ખાત્રી થાય છે

કલકત્તામા પાડોપાડોશીની સ્ત્રીઓ તેમના ઉપર સ્નેહ રાખતી. અને તેમની પાસે ભજનો ગવરાવતીં હતી એક તો બ્રાહ્મણ તેમા વળી બાળક, દેખાવમાં સુદર, મિષ્ટભાષા અને મધુર ગીત ગાવામા નિપુણ, એટલે પછી બાળક—વત્સલ હિદુ રમણીઓ તેમના ઉપર સ્નેહ અને મમતા રાખે એમા શુ આશ્ચર્ય !

ઇ સ. ૧૮૫૩ મા કલકત્તામા જાનબઝાર નિવાણી માડ—કુલ ગૌરવા સુપ્રસિદ્ધ રાસમણિ દાસીએ ઘણું મોટુ ખર્ચ કરીને દક્ષિણેશ્વરમા કાલી અને રાધાકૃષ્ણની મુર્તિ સ્થાપિત કરી, પોતે શુદ્ર જાતિની હોવાથી એ મ દિરને પોતાનુ નામ ન આપતા પોતાના ગુરુનુ નામ તેણે આપ્યુ હતુ. એને શકા હતી કે પોતાનુ નામ બહાર પાડયાથી બ્રાહ્મણ વગેરે ઉચી જાતના લોકો મ દિરની પૂજા કરવા આવશે નહિ.

રામકૃષ્ણના મોટાભાઇ રામકુમારને વિદ્વાન અને પ્રવીણ સમજીને એ મ દિરના પૂજારીની જગ્યા આપવામા આવી, એ નોકરી નિમિત્તે રામ કુમારને દક્ષિણેશ્વર જવુ પડયુ પરમહસદેવને પણ લાચારીએ મોટાભાઇની સાથે જવાની ફરજ પડી જે દિવસે એ મ દિરમા દેવ દેવીઓની પ્રતિષ્ઠા થઈ તે દિવસે ઘણો મોટો ઉત્સવ કરવામા આવ્યો હતો. પુષ્કળ લોકો એ ધર્માનુષ્ઠાન જોવા એકઠા થયા હતા, તેમને જમાડવા માટે રાસમણિએ પુષ્કળ મહાપ્રસાદ તૈયાર કરાવ્યો હતો. પરન્તુ પરમહસદેવે એ પ્રસાદને સ્પર્શ પણ કર્યો નહિ આખો દિવસ ભૂખ્યા રહીને રાતની વખતે એક પૈસાનુ ચવાણુ ખાઈને જ નિર્વાહ કર્યો આજ સ્થાનમા રામકૃષ્ણદેવે ભવિષ્યમા અનેક સિદ્ધિ પ્રાપ્ત કરી હતી, માટે તેમના અનુયાયી અને પ્રશસકોને માટે દક્ષિણેશ્વર એક તીર્થનુ સ્થાન થઈ પડયુ છે રામકૃષ્ણે મોટાભાઇની ઉપસ્થિતિમા એ મ દિરના સહકારી પૂજારી તરિકે કામ કર્યું હતું; અને ભાઇના મૃત્યુ પછી પૂજારીની જગ્યા એમનેજ મળી હતી

રામકૃષ્ણદેવ પદર સોળ વર્ષના થયા ત્યારે તેમના સગા સબધીઓએ તેમને પરણાવી દેવાનો વિચાર કર્યો વિવાહના વાત સાભળીને રામકૃષ્ણે કોઇ પણ જાતની આનાકાની કરી નહિ લગ્ન શુ છે, તેનુ પ્રયોજન શુ છે, વગેરે વાતની એમને જરા પણ ખબર નહોતી. પદર સોળ વર્ષનો ઇશ્વરાનુરાગી બાળક એવી વાતોમા શુ સમજે ?

રામકૃષ્ણની જન્મભૂમિની પાસેના જયરામવાટી નામક ગામના રામચન્દ્ર મુખોપાધ્યાની કન્યા સાથે તેમનો વિવાહ નક્કી થયો. કન્યાનું નામ શ્રીમતી શારદામણિદેવી હતું જેની વય એ સમયે કેવળ આઠ વર્ષની હતી.

વિવાહનો દિવસ સ્થિર થયા પછી રામકૃષ્ણ આનંદ પૂર્વક સ્વદેશમાં ગયા અને શુભલગ્નમાં વિવાહ સંસ્કાર સમાપ્ત કરી આવીને દક્ષિણેશ્વર પાછા આવ્યા તથા પહેલાંની માફક કાલીદેવી અને રાધાકૃષ્ણની પૂજામાં નિમગ્ન થયા

પૂજારી થયા પછી રામકૃષ્ણે ઘણી વિચિત્ર રીતે પૂજા કરવાનો આરંભ કર્યો એમની પૂજા બહારના આડંબરની લોકોને દેખાડવાની નહોતી, પણ ખરા અંતઃકરણની શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક હતી. કોઇ વખત તો એ દેવીની મુર્તિને સુવાસિત પુષ્પમાળાઓથી પોતાની રૂચિ અનુસાર સુસજ્જિત કરતા અને કોઇ દિવસ દેવીના ચરણકમળમાં કમળનાં પુષ્પ અથવા બિલીપત્ર બાંધીને એક અપૂર્વ શોભા ઉત્પન્ન કરીને ખુબ હરખાઇ જતા હતા કોઇ કોઇ વખત સુપ્રસિદ્ધ ભક્ત કવિઓએ રચેલાં દેવીની સ્તુતિના પદો ગાતા, અને કોઇ વખત બન્ને હાથ જોડીને રૂદન કરતા કરતા દેવીની આગળ નિવેદન કરતા કે, " મા ! મારા ઉપર દયા કર. મા, તેં રામપ્રસાદ દયા કરી હતી તો પછી મારા ઉપરે દયા કેમ નથી કરતી ? મા ! હું શાસ્ત્ર જાણતો નથી મા ! હુ પંડિત નથી. હે મા ! હું કાંઇ પણ જાણતો નથી, અને હે મા ! જાણવાની ઇચ્છા પણ રાખતો નથી હે મા ! તુ મારા ઉપર દયા કરીશ કે નહિ તે બોલ. મ્હારો પ્રાણ જાય છે મા ! મને દેખા દે ! મારે અષ્ટ સિદ્ધિ જોઇતી નથી લોકો મને ઓળખે અને મારૂં કહ્યું માને એવી મારી ઇચ્છા નથી. તુ મને દેખા દે ! " આ પ્રમાણે દરરોજ સ્હાંજે આરતિ કરી રહ્યા પછી રામકૃષ્ણ આકુળ ચિત્તે દેવીની આગળ પ્રાર્થના કર્યા કરતા હતા ઇશ્વરદર્શનને સારૂ જે અટલ વિશ્વાસ અને અનુરાગની આવશ્યકતા છે તે રામકૃષ્ણમાં સંપૂર્ણ હતા રાત દિવસ તેઓ કાલીની ચિન્તામાં નિમગ્ન રહેવા લાગ્યા. ક્રમેક્રમે તેમનો પ્રાણ આકુળ-વ્યાકુળ થવા લાગ્યો જ્યારે તેમનો પ્રાણ એ માટે રોવા લાગ્યો, જ્યારે બ્રહ્મમયીના દર્શન સારૂ પ્રાણ તરફડીયા મારવા લાગ્યો, જ્યારે જગત્‌ની સઘળી માતાના દર્શનના અભાવે તેમનો પ્રાણ નીકળી જવાની તૈયારી થઇ ત્યારે અન્તર્યામિની ભગવતીએ તેમની ખબર લીધી એક દિવસ રામકૃષ્ણ દેવીની સન્મુખ બેસીને મા ! મને દેખા દે, કહીને રૂદન કરી રહ્યા હતા;

એવામાં એ એકાએક ઉન્મત્ત થઇને નીચે પડી ગયા. મ્હો અને ચક્ષુ લોહીલુવાણુ થયા, અવિરામ નયનધારા તેમના વક્ષઃસ્થલ ઉપર થઇને જે સ્થળે તે ઉભા હતા તે સ્થળને ભીંજવી નાખવા લાગ્યા બીજા લોકો એમને ત્યાંથી ઉપાડીને અન્ય સ્થળે લઇ ગયા બીજે દિવસે સ્હવાર સુધી પણ એમણે આખ ઉઘાડી નહિ, એ પછી બીજા લોકો મ્હોમા આહાર મુકી દેતા ત્યારેજ એ ભોજન કરતા. શૌચ પણ ત્યાજ થઇ જતું પરન્તુ એ સમયે એ કેવળ મા શબ્દજ બોલી શકતા અને 'મા' ' મા ' કહીને રૂદન કરવા લાગતા

રામકૃષ્ણની એ અવસ્થા દિનપ્રતિદિન વધવા લાગી એ વખતે એમની દશા માતાનું ધાવણ ધાવીને, જીવતા નાના બાળકના જેવી હતી જનનીને ન જોવાથી બાળક જેમ મા' 'મા' કહીને બુમો પાડીને રોવા માંડે છે તેમ રામકૃષ્ણ દેવ માતાના દર્શન નહિ થયાથી આકુળ ચિત્તે રોયા કરતા, રામકૃષ્ણ દેવના ચિત્તની સ્થિતિ એ વખતે કેવી હતી તથા તેમના મનમા શા શા વિચારો આવ્યા કરતા હતા તેની આપણને શી રીતે ખબર પડે? માત્ર એમના એ સમયના બહારના લક્ષણથી, શાસ્ત્રોની સાહાયતાથી અને સાધુજનોના અનુભવ ઉપરથી આપણે કહી શકીએ છીએ કે, રામકૃષ્ણદેવ એ સમયે વિરહાવસ્થામા હોવા જોઇએ, કારણ કે એકવાર ઉપાસ્યદેવનુ અનુપમ સ્વરૂપ સાક્ષાત થયા પછી વિયોગ એવી અનેક પ્રકારની વિરહવેદના આવીને ઉપસ્થિત થાય છે એ વિરહાવસ્થામાજ વિશેષ તાત્પર્ય રહેલું છે ઇશ્વરનુ દર્શન કર્યા વગર કેવળ તેનુ નામ શ્રવણ કર્યાથી પણ મનુષ્યોમા પ્રબળ અનુરાગ ઉત્પન્ન થાય છે, ત્યારે તનો એકવાર સાક્ષાત્કાર થયા પછી, અથવા તેની શક્તિનો વિશેષ પરિચય મેળવ્યા પછી એ અનુરાગ ઘણો વધી પડે, એમા આશ્ચર્ય નથી રામકૃષ્ણ તો ઇશ્વરનો સાક્ષાત થતા પહેલાં જ અનુરાગની સીમાએ પહોચી ગયા હતા એટલે દર્શન થયા પછી તો તેમને જપ કેવી રીતે વળે?

રામકૃષ્ણે એ ઉન્મત્તાવસ્થામા છ માસ ગાળ્યા ધર્મશાસ્ત્રમા વિરહનાં જે બધા લક્ષણ લખ્યા છે તે બધા એ સમયે રામકૃષ્ણદેવમા પ્રગટી આવ્યા હતા ત્યારપછી ધીમેધીમે એમની એ અવસ્થા બદલાવા લાગી

આ ઉન્મત્ત અવસ્થાનો અન્ત આવ્યા પછી રામકૃષ્ણે સાધનાનો આરંભ કર્યો સાધારણ નિયમ એવો છે કે મનુષ્ય પ્રથમ સાધના કરે છે અને પછીથી ઇશ્વરના દર્શન પ્રાપ્ત કરે છે, પણ ભક્તવીર રામકૃષ્ણના પ્રસંગમાં એથી ઉલટુંજ બન્યુ હતુ એમણે પ્રથમ ઇશ્વરનાં દર્શન કર્યાં અને પછી સાધનાનો આરંભ કર્યો

ઈશ્વરની સાધનામાં પ્રવૃત્ત થતાં પહેલાં મનને સાફ કરવાની જરૂર પડે છે રામકૃષ્ણે તેજ પ્રમાણે કર્યું હતું તેમના મનમાં વિચાર આવ્યો કે, અભિમાન અથવા અહંકાર ઈશ્વરપ્રાપ્તિના માર્ગમાં કંટક અને આવરણ સ્વરૂપ છે, કારણ કે મનમાં જ અહંકાર સદા પરિપૂર્ણ રહે તો એ સ્થાનમાં ઈશ્વરનો ભાવ કદી પ્રવેશ કરી શકતો નથી એટલા માટે તેમણે દરરોજ રોને રાતે માને કહેવા માંડયું કે, "મા ! મારા અહંકારનો નાશ કરી દે. મારામાંથી 'હું' નો લોપ કરીને તેની જગ્યાએ તું વિરાજમાન થા ! હું હીનથી પણ હીન, ગરીબોથી પણ ગરીબ છું, એ ભાવ સર્વદા મારા મનમાં જાગૃત કરી દે બ્રાહ્મણ હોય કે ક્ષત્રિય હોય, વૈશ્ય હોય કે શુદ્ર હોય સમાજમાં નીચ ગણાતો હાડકાં વેચનારો કે ચામડાં સીવનારો મોચી હોય કે પશુ, પક્ષી, કીડા, પતંગાદિ હોય, પણ મા ! એ બધા મારા કરતાં શ્રેષ્ટ છે, એવું જ્ઞાન, એ બોધ, એ વિચાર મારા મનમાં જાગૃત રાખ." રામકૃષ્ણ દેવ ફક્ત આ પ્રમાણે પ્રાર્થના કરીને બેસી રહેતા નહિ, પરન્તુ તે પ્રમાણે અમલ પણ કરતા કોઈ કોઈ વખત એ એવું કામ કરી બેસતા કે જેથી લોકોમાં તેમની ઘણી નિન્દા થતી અને એ તિરસ્કારને પાત્ર થતા, પરન્તુ તેથી તેમના મન ઉપર કાંઈ પણ અસર થતી નહિ કોઈ કોઈ વખત તો એ પોતે હાથમાં ઝાડુ લઈને જાજરૂ સાફ કરતા. તેથી પણ તેમના ચિત્તને ક્ષોભ થતો નહિ, તેમની આવી વર્તણુક જોઈને કેટલાક લોકો કહેતા કે રામકૃષ્ણને ભૂત પિશાચ આદિનો વળગાટ લાગુ પડયો છે, ત્યારે કેટલાક કહેતા કે એમનું મગજ ખસી ગયું છે અને ઉન્માદ રોગ લાગુ પડયો છે, પરન્તુ રામકૃષ્ણે લોકોની એ ટીકાઓની લેશ માત્ર પરવા કરી નહિ તેમના પ્રબળ વેગ ઉપર મિત્રોનો ઉપદેશ, શત્રુઓનો ઉપહાસ કે મંદિરના કારભારીની ધમકી એ કશાએજ અસર કરી નહિ જે કાર્ય કરવાનો તેઓ વિચાર કરતા તે કાર્ય ગમે તેવું વિચિત્ર હોય તોપણ તેને પૂરૂં કરીનેજ રહે, એવી એ વખતે તેમના મનની અવસ્થા હતી

રામકૃષ્ણદેવને અહંકારનું વિશેષ અન્વેષણ કરતાં જણાયું હતું કે કામિની અને કાંચનનો પણ અભિમાન સાથે ગાઢ સબંધ છે. જે મનુષ્ય અનન્ત ઈશ્વરને પ્રાપ્ત કરવા માગતો હોય, તેણે કામિની અને કાંચનની આસક્તિ છોડી દેવી જોઈએ. એ આસક્તિ દૂર કરવા સારૂ રામકૃષ્ણ દેવે એક હાથમાં રૂપિઓ અને બીજા હાથમાં માટીનો ટુકડો લઈને પોતાના મનને સંબોધીને કહ્યું કે, "મન ! આને રૂપિયો કહે છે અને આને માટી; પણ મન ! એનો વિચાર કરી જો રૂપિયો એ ચાંદીનું ગોળ ચકતું છે.

એમા રાણીનું મ્હો છાપેલુ છે એ જડ પદાર્થ છે. રૂપિયાથી ચોખા, વસ્ત્ર, વાસણુ, હાથી, ઘોડા ઇત્યાદિ વસ્તુઓ ખરીદી શકાય છે, ઘણાઓને દાળભાત જમાડાય છે, અને તીર્થયાત્રા, દેવ કામનો નથી; કારણ કે અર્થદ્વારા મનમા અહંકાર ઉત્પન્ન થાય છે, અને તે અહકારનો એકદમ નાશ થઇ શકતો નથી. અર્થને લીધે મન કદી આસક્તિવિહીન થઇ શકતું નથી એટલે એ અર્થનો ઉપયોગ દેવતા કે સાધુના લાભ સારૂ કરવામા આવે તોપણુ તેમાથી રજોગુણુ અને તમેગુણુને ઉત્તેજન મળે છે અને રજોગુણુ તથા તમોગુણુથી સચ્ચિદાનદની પ્રાપ્તિ થતી નથી. સચ્ચિદાનદની પ્રતિ જેનુ મન દોડતું હશે, જે પૂર્ણ બ્રહ્મના દર્શન સારૂ આકુળવ્યાકુળ થતો હશે, તેમના કોઇપણુ ગુણુની અધિકતા હશે નહી એવા મનુષ્યે તો ત્રણે ગુણુનો અતીક્રમ કરીને શુદ્ધ સત્વમય થવુ જોઇએ શુદ્ધ સત્વમય થયાથી ભગવાનનો સાક્ષાત્કાર થશે ”

માટીના ઢેફાને હાથમા લઇને એ બોલતા કે, “ આ પણુ જડ પદાર્થ છે માટીથી અનાજ ઉત્પન્ન થાય છે જડથી જીવનની રક્ષા થાય છે, ઘરબાર બધાય છે, અને દેવદેવીની મુર્તિઓ ઘડાય છે અર્થથી જે થાય છે તે કામ મૃતીકાદ્વારા પણુ થાય છે બન્ને જડ પદાર્થ છે અને બન્નેનુ પરિણુામ એક છે ’ એવો વિચાર કરીને એ મનને પૂછતા, “ મન ! આ ને લઇને બેસી રહુ કે સચ્ચિદાનદને મેળવવા યત્ન કરૂ ? ” તેમનુ મન એજ કહેતું કે, અર્થપ્રાપ્તિને સારૂ પ્રયત્ન કરવો નહિ, કારણુ કે એ અતિ સામાન્ય જડ પદાર્થ છે પછી આખ મીંચી દઇને રામકૃષ્ણુ દેવે “ રૂપિયો માટી છે, માટી રૂપિયો છે રૂપિયો માટી છે, માટી રૂપિયો છે ” આ પ્રમાણે વારવાર બોલીને થોડીવાર પછી રૂપિયો અને માટી બન્ને ગગાજળમા ફેકી દીધા એ દિવસથી એ કદી પણુ રૂપિયાને સ્પર્શ કરતા નહિ, એટલુંજ નહિ પરન્તુ કોઇ પણુ પ્રકારની ધાતુને સ્પર્શ કરતા તેમના મનમા અત્યત કલેશ ઉત્પન્ન થતો હતો જો તેમની સન્મુખ કોઈ પૈસાટકા સબધી વાત કહાડતુ તો એ તરતજ એવી વાતને બધ કરાવી દેતા તેમની પરીક્ષા લેવા સારૂ તેમને અનેક પ્રકારની નાણાની લાલચ બતવવામા આવી હતી, પરન્તુ એ દરેક વખતે તેમણે પૂર્ણ અનાસક્તિનો પરિચય આપ્યો હતો

ત્યાર પછી રામકૃષ્ણે કામિની સબંધી વિચાર કર્યો હતો તેમણે પોતાના મનને પૂછી જોયુ કે, “ મન ! હુ કામિની સાથે સભોગ કરૂ ? કામિની શેને કહે છે તે પહેલા સમજાવુ જોઇએ એ હાડકાનો માળો છે. તે માસ અને તેની ઉપર આવેલા ચામડાથી ઢકાયલો છે મુખને ચન્દ્રની

સાથે સરખાવાય છે, પણ એ જ્યોતિ કોની છે ? ચામડું જુદું કાઢી લો તો એમાંથી શું બહાર નીકળે ? માંસ, લોહી અને નસો વગેરે. તેની સાથે શું સંભોગ કરી શકાય ? કામિનીના શરીરમાં જે બધાં છિદ્ર જોવામાં આવે છે, તે દરેકનો સ્વતંત્ર ઉદ્દેશ છે.

શારિરીક પુષ્ટિને સારૂ કોઈ છિદ્ર ખાવાપીવાના દ્વાર તરીકે કામ આવે છે અને કોઇ છિદ્રોમાંથી મળ નીકળવાની વ્યવસ્થા છે આવા પ્રકારની જે કામિની છે તેને જોઇને લોકો ઉન્મત્ત થઈ જાય અને તેથી આ લોક અને પરલોક બન્નેનો નાશ થાય છે કારણ કે ઇંદ્રિયોના સુખને સારૂ સ્ત્રીનો સ્વીકાર કરવાથી મગજ નબળું પડી જાય છે, અને પરિણામે મનની શક્તિ લુપ્ત થઇ જાય છે, કેવળ સંતાનપ્રાપ્તિને સારૂ સ્ત્રીસહવાસ કરવામાં આવે તો તેથી પણ મન વિચ્છિન્ન થઇ જાય છે, આ પ્રમાણે મન એક તરફથી સ્ત્રીની મોહિની શક્તિને વશ થઇ જાય છે અને બીજી તરફથી વાત્સલ્ય સ્નેહમાં ફસાઇ પડે છે મનની આ પ્રમાણે અવસ્થા થાય એટલે અનન્ત ઇશ્વરનું ચિંતવન થઈ શકતું નથી માટે હે મન ! વિચાર કરીને જો કે તારે એ જડપદાર્થની આગળ વેચાઇ જવું છે, કે જડપદાર્થના અને સૃષ્ટિના કર્ત્તા પરમેશ્વરને પ્રાપ્ત કરવાને તૈયાર થવું છે?"

રામકૃષ્ણના મને કામિનીનો પરિત્યાગ કર્યો તેમના મનમાં આવ્યું કે ઇશ્વરની શક્તિને માયા કહે છે એ માયાશક્તિથીજ જગતની ઉત્પત્તિ થઇ છે માયાને રામકૃષ્ણદેવ માતા કહેતા અને માતારૂપેજ તેમણે તેને પ્રત્યક્ષ કરી હતી એ દિવસથી પ્રત્યક્ષ સ્ત્રીને માટે તેમના હૃદયમાં માતૃભાવ ઉત્પન્ન થયો હતો

એટલેથી સંતોષ ન માનતા, પોતાની અહંકારવૃત્તિનો સમૂળગો નાશ થયો છે કે નહિ તેની ખાત્રી કરવા તેમણે એક હાથમાં ચન્દન અને બીજા હાથમાં વિષ્ટા ધારણ કરી, અને પછી પોતાના મનને પૂછવા લાગ્યા, 'મન ! આને ચન્દન કહે છે, દેવતા અને મનુષ્યોના અંગ ઉપર એ શોભા પામે છે એની સુગંધ મધુર છે એના લેપનથી શરીર સ્નિગ્ધ થઇ જાય છે. આ બીજી વસ્તુને વિષ્ટા કહે છે. પૃથ્વીમાં બધી વસ્તુઓ કરતાં એ ખરાબ ગણાય છે ' એટલું બોલીને ચન્દન તથા વિષ્ઠાને હાથમાં રાખીને ઘણી વાર સુધી તેઓ સમભાવથી બેસી રહેતા

તેમની આ ચેષ્ટાની વાત લોકોના જાણવામાં આવી ત્યારે મંદિરના એક નોકરે મશ્કરી કરીને કહ્યું, "મહારાજ ! તમે તો વિષ્ઠા અને ચન્દનને એક સરખા ગણો છો ને ? બ્રહ્મજ્ઞાની તો તમે ભારે થયા, પણ પોતાની

વિષ્ટા હાથમાં લીધાથી બ્રહ્મજ્ઞાની થવાતું હોય તો બધાએ એક પ્રકારે બ્રહ્મજ્ઞાની ગણાવા જોઈએ, કારણ કે પોતાના મળને કોણ નથી સ્પર્શ કરતું ? માટે બીજાની વિષ્ટાને સ્પર્શ કરી શકો તોજ જાણું કે તમે ખરા બ્રહ્મજ્ઞાની" રામકૃષ્ણે તેની વાત ધ્યાનપૂર્વક સાંભળીને વિચાર કર્યો કે વાત ખોટી નથી. પોતાનીજ વિષ્ટાને સ્પર્શ કરવામાં સાધના શેની કહેવાય! તેમણે ઘણા સમય સુધી વિચાર કર્યો અને પછી એક દિવસ નદી કિનારે લોકો જ્યાં મળ મુત્ર ત્યાગ કરતા હતા ત્યાં જઈને ઉભા અને તાજી વિષ્ટાનો માટીની માફક ઉપયોગ કર્યો, એટલુંજ નહિ પણ જિભ્હાદ્વારા તેને સ્પર્શ કરતા પણ તેમને ઘૃણા ઉત્પન્ન થઇ નહિ. એ પોતે કહેતા કે જે વખતે મારી જીભે વિષ્ટાનો સ્પર્શ કર્યો તે વખતે મને કોઇ પણ જાતની દુર્ગન્ધનો અનુભવ થયો નહોતો

સાધારણ વ્રતનિયમાદિ સાધ્યા પછી રામકૃષ્ણદેવ યોગના ઉચ્ચતર સાધનમા પ્રવૃત થયા હતા તેમના મંદિરની પાસે એક વડનું ઝાડ હતુ તેની નીચે પંચવટી નામનુ યોગ્ય સાધવાનુ સ્થાન તેમણે બનાવ્યું હતુ. એના એક ખૂણામાં લીમડો, બીજામા બિલી, ત્રીજામા વડ, ચોથામાં સેફાલિકા અને મધ્યમા આમલીનુ વૃક્ષ, એ પ્રમાણે વૃક્ષો રોપેલા હતા. એ સ્થાનની ચારે દિશામા જવા કુસુમના છોડવા હતા અને તેના ઉપર અપરાજિતા અને માધવીલતા વીંટાઇ રહેલી હતી આ પંચવટીમા પરમહંસદેવે ખાસ વૃન્દાવનથી માટી મંગાવીને નખાવી હતી રાતે એ સ્થળે બેસીને પરમહંસદેવ પરમેશ્વરના ગુણાનુવાદ ગાતા અને ધ્યાનમા મગ્ન થઇ જતા.

જ્યારથી એમને ઉન્મત્તાવસ્થા પ્રાપ્ત થઈ, ત્યારથી દેવીની પૂજા કરવાનુ કામ તેમના એક સગા હૃદયાનંદ મુખોપાધ્યાયને સોંપવામા આવ્યુ હતુ, પરંતુ પરમહંસને જ્યારે ઇચ્છા થઇ આવે ત્યારે શુદ્ધાશુદ્ધિનો વિચાર કર્યા વગર પૂજા કરવાની પરવાનગી હતી એમની પૂજા પણ વિચિત્ર હતી. કદી તો એ ચમર ઢોળતા ઢોળતા ભાવમગ્ન થઇ જતા અને કદી કલાકના કલાક સુધી દેવીના ઉપર પુષ્પજ ચડાવ્યા કરતા. સ્તોત્ર બોલવા માડતાં તો તેનો પાર પણ જલ્દી આવતો નહિ કદી નૃત્ય કરતા તો કદી રૂદન કરવા લાગતા કોઇ કોઇ વખત તો તેમની સ્થિતિ અઘોરીના જેવી થઈ જતી. શરીરમાથી મળમુત્ર નીકળી પડતું તેનુ પણ ભાન રહેતું નહિ.

સૂર્યના ઉદય અસ્તનુ પણ તેમને ભાન રહેતું નહિ. આ સમયે એક મનુષ્ય બહુજ પ્રેમથી તેમની સંભાળ રાખતો અને તેજ તેમના મુખમાં

આજ મુકતો, કે જે આમ ઇષ્ટ વિરહમા લીન થએલી બેશુદ્ધ અવસ્થામાંજ તેઓ ખાઇ જતા.

સંધ્યા સમયે મંદિરનો ઘંટાનાદ થતા પરમહંસજી દિલગીર થઇ જતા અને પોકાર કરતા કે,—" હે માતા ! વળી પણ આજનો એક દિવસ વ્યર્થ ગયો, મને તે દર્શન ન દીધુ. તારા સ્વરૂપને આજે પણ હું જોઈ શક્યો નહિ."

પોતાની એ આત્મપીડાના પ્રસાદમા તેઓ કોઇ કોઇવાર પોતાનું મુખ પૃથ્વી સાથે ઘસતા હતા અને દયા ઉપજાવે એવી રીતે રડીને હૃદયનુ દુઃખ ઓછું કરતા,

સ્વામી વિવેકાનંદજી પોતાના એક ભાષણમા આ વિષે કહે છે કે,— " મનુષ્યના હૃદયને જબરદસ્તીથી પકડી રાખનારી પ્રચંડ પીપાસા એનુજ નામ છે તે પ્રબલ વસ્તુ એજ છે એના જેવી પ્રબળતમ ભાવના બીજી એક પણ નથી."

પાછળથી કેટલાક વર્ષ પછી પરમહંસજીએ ઉપલી દશાના સબંધમા વિવેકાનંદજીને કહ્યુ હતું કે,—

" વત્સ ! ધાર કે, એક ઓરડામાં સુવર્ણનો એક કોથળો પડેલો છે અને તેની પાસેના એક બીજા ઓરડામા એક ચોર છૂપાઇને બેઠેલો છે. શુ એવી વેળાએ ચોર નિદ્રાવશ થાય, એ શક્ય છે? ના, તે કદાપિ નિદ્રાવશ થઇ શકેજ નહિ, તેના મનમા નિરંતર એ જ વિચાર થયા કરવાનો કે, તે સુવર્ણવાળા ઓરડામા કેવી રીતે પ્રવેશ કરવો અને સુવર્ણનો કોથળો કેવી રીતે ઉપાડી જવો, એજ પ્રમાણે એક પુરૂષ, કે જેનો દૃઢતમ નિશ્ચય થઇ ગયેલો હોય કે, આ સઘળા પ્રપંચો યાને અસત્ય પદાર્થોની પાછળ પરમાત્માનુ અસ્તિત્વ નિશ્ચિત છે—એક એવી વસ્તુ અવશ્ય અસ્તિત્વ ધરાવે છે કે, જેનુ કોઈ કાળે મરણ થતુંજ નથી અને તે વસ્તુ એવા એક સત્યનો અને અનંત સુખનો ભંડાર છે કે, જેની સાથે સરખાવતા વિશ્વનાં આ બીજા બધા સુખો માત્ર બાળકોના રમકડા જેવા જ છે, એવા મનુષ્યને તે વસ્તુની પ્રાપ્તિ થયા વિના શાંતિ વળે ખરી કે? આવી ભાવના ધરાવતો પુરૂષ એક ક્ષણ માત્ર પણ પોતાના પ્રયત્નો અટકવા દે ખરો કે? નહિજ—તે તો એ વસ્તુ મેળવવાના પ્રયત્નમા ગાંડો—ઉન્મત્તજ થઈ જવાનો !"

એ અવસ્થાના સંબંધમા વિવેકાનંદજી એક સ્થળે કહે છે કે,—

" પરમેશ્વરને—સત્ય માતાને—શોધતા પૂજારીના મનને એ પ્રકારના ઉન્માદે ઘેરી લીધુ, કોઇ પણ મનુષ્ય જ્યારે આ સસારના મિથ્યા પદાર્થોનો ત્યાગ કરે છે, તે વેળાએ તેને ગાડાના નામથી બોલાવનો આપણે સાભળીએ છીએ, પણ એવા મનુષ્યો ખરેખર પૃથ્વીમા અતિ દુર્લભ હોય છે, કેમકે એવા એવા ઉન્માદીઓમાથી તો એવી એવી અદ્વિતીય શક્તિ સત્તાઓનો ઉદ્ભવ થયેલો છે કે જેમણે આ જગતમા અનેક પ્રકારના પરિવર્ત્તનો કરી નાખ્યા છે. ભવિષ્યમા પણ જો કોઈ મહા પરિવર્ત્તનકારિણી શક્તિ ઉત્પન્ન થશે, તો તે એવા ઉન્માદવાળામાથીજ થશે એ ઉન્માદ, અને ઉન્માદીઓ અત્યારે પણ અસ્તિત્વ તો ધરાવે છેજ. "

" જેના હૃદયમા આવા પ્રકારના ઉન્માદો ઉદ્ભવ થાય છે, તેજ મનુષ્ય પૂર્ણ ભાગ્યશાળી છે આ સમસ્ત વિશ્વ ઉન્માદથી જ ભરેલુ છે. કોઇને ધનનો ઉન્માદ હોય છે. કેટલાક વિલાસ સુખના ઉન્માદમા લીન છે કોઇ કીર્ત્તિના લોભમા ઉન્મત્ત બનેલા જોવામા આવે છે અને બીજી પણ અનેક પ્રકારની આશાઓ પાછળ લોકો ઉન્મત્ત થયેલા હોય છે, તેમના જેવો ભાગ્યશાળી બીજો કોઇ પણ નથી. એવા મનુષ્યો જગતમા કોઇકજ મળી આવે છે "

તેમની ગાડા જેવી અવસ્થા જોઇને શુભેચ્છકો તેમને સારા વૈદ્યો પાસે લઇ ગયા વાયુરોગ ગણીને વૈદ્યોએ તેનો નાશ કરવાની દવાઓ તથા ચોપડવાના તેલ વગેરે આપ્યા, પરન્તુ એથી કાઈ ફાયદો જણાયો નહિ, એટલે કોઇએ સ્ત્રીનો સહવાસ કરવાની સલાહ આપી.

પરન્તુ પરમહસદેવ સ્ત્રીસહવાસ કરવાની વિરુદ્ધ હતા પરણ્યા પછી થોડાક સમયમાજ તેમની પ્રકૃતિમા મોટો ફેરફાર થયાથી પોતાની પત્ની સાથે પણ તેમણે કદી પણ સહવાસ કર્યો નહોતો. તેઓ પ્રત્યેક નારીને મા કહીને બોલાવતા હતા

સ્ત્રી સહવાસ નહિ કર્યાથી પરમહસજીને આ ઉન્મત્તતાનો રોગ લાગુ પડ્યો છે એવુ વૈદ્યોને મુખે સાભળ્યા પછી તેમના સ્નેહીઓએ ઘણી યુક્તિઓ વાપરીને સુદર રમણીઓને તેમની પાસે એકાતમા મોકલી હતી પરન્તુ પરમહસજી તેમની મોહજાળમા કદી પણ ફસાયા નહતા

આ પ્રમાણે ઘણા દિવસ વીતી ગયા એક દિવસ કલકત્તાના પ્રસિદ્ધ વૈદ્યરાજ ગગાપ્રસાદે પરમહસદેવના શરીરની તપાસ કરીને તેમના સ્નેહીઓને કહ્યુ કે, " તમે બધા ધારો છો એ પ્રમાણે એમને ઉન્માદ રોગ લાગુ પડ્યો નથી પણ એમના બધા લક્ષણ યોગીના જેવા છે " પરંતુ

એ વખતે એ વૈદ્યરાજની વાત ઉપર કોઇએ વિશ્વાસ કર્યો નહોતો. રાસમણિ આદિ તેમના શુભેચ્છકોએ તેમનો ઉન્માદ રોગ મટાડવાના ઉપચાર ચાલુજ રાખ્યા હતા, પરન્તુ એ બધાનુ પરિણામ એ આવ્યુ કે પરમહંસજી વધારે ઉન્મત્ત અને મનસ્વી બનતા ગયા

એવી રીતે દિવસ, સપ્તાહ અને માસ વીતી ગયા અને સત્યને શોધવામા પરમહંસનો આત્મવિક્ષોભ જેવોને તેવોજ રહ્યો ત્યાર પછી તેમને આત્મસત્તાનો કેટલોક આભાસ થવા માંડ્યો અને જીવનનુ રહસ્ય પ્રત્યક્ષ થવા માંડ્યુ, તથા અજ્ઞાનરૂપી અંધકારના પડદા એક પછી એક દૂર થતા ગયા છેવટે એક સન્યાસીનીના રૂપમા માતા પોતેજ તેમની શિક્ષિકા થઈ અને પરમહંસ જે વસ્તુ શોધતા હતા, તે સત્યતાની તેમને દીક્ષા આપી.

એક દિવસ પરમહંસજી પોતાના આશ્રમમાં બેઠા હતા, તેટલામા તેમણે ગંગાના કિનારા ઉપર એક છુટા કેશ અને ગેરુવા વસ્ત્રવાળી યુવતી સન્યાસિનીને બેઠેલી જોઇ

હૃદયનાથ નામના પોતાના એક સેવકને આજ્ઞા આપી કે, એ યુવતીને અહીંયા બોલાવી લાવો હૃદયનાથ તેમના એ વચનો સાભળીને આશ્ચર્યચકિત થઇ ગયો સંશયયુક્ત ચિત્તે એ પેલી સન્યાસીનીને પરમહંસદેવની સમીપ બોલાવી લાવ્યો, સન્યાસિનીને જોતાવારે જ પરમહંસદેવ 'મા' 'મા' કહીને સંબોધન કરવા લાગ્યા પાછળથી તત્ત્વજ્ઞાનની વાર્ત્તા કરીને બન્ને જણાએ દિવ્ય આનંદ અનુભવ્યો એ સન્યાસિની 'બ્રાહ્મણી' નામથી સાધારણ રીતે ઓળખાતી હતી હિંદુઓમા અને તેમાએ બંગાળીઓમા એના જેવી વિદુષી સ્ત્રીઓ ઘણી થોડી જોવામા આવે છે સંસ્કૃત ભાષા ઉપર તેનો એટલો બધો અધિકાર હતો કે એ વખતના અગ્રગણ્ય પંડિત વૈષ્ણવચરણ અને પૂર્ણાનંદ આદિ પણ તેની આગળ અવાક્ થઇ જતા. હિંદુઓના બધા સાંપ્રદાયિક શાસ્ત્ર તેને કંઠસ્થ હતા. વેદ, વેદાંત, પુરાણ, ગીતા, તંત્ર અને વૈષ્ણવ ગ્રંથો ઉપર તેનો સંપૂર્ણ કાબુ હતો, એટલુ જ નહિ પણ આધુનિક સમયમાં પ્રચલિત થએલી અનેક નવીન ધર્મપ્રણાલીઓનુ પણ તેને જ્ઞાન હતું

એ બ્રાહ્મણીએ જણાવ્યુ કે પરમહંસદેવની અવસ્થા શાસ્ત્રસંમત છે. તેમની આ ચેષ્ટાઓ હિસ્ટીરીયાજનિત્ નથી, પણ એમ શાસ્ત્રકારોએ મહાભાવ તરીકે વર્ણવી છે. એ ભાવ વિરલ મનુષ્યોમા જ પ્રકટે છે. અનેક વર્ષ પૂર્વે બંગાળામા ચૈતન્યદેવમા એવો મહાભાવ પ્રકટ્યો હતો.

એ સન્યાસીની ૧૨ વર્ષ સુધી પરમહંસજી પાસે રહ્યાં હતાં. એમણે

તેમને સાધના કરવામા ઘણીજ મદદ આપી હતી તથા યોગની ક્રિયાઓનુ તેમજ હિંદમા ચાલતા જૂદા જૂદા ધર્મોનું જ્ઞાન આપ્યુ હતું.

પચવટીની સાધના દરમીયાન એ સન્યાસીની આવી મળવા પછીથી કેટલેક વખતે "તોતાપુરી" નામે સન્યાસીનો મેળાપ પરમહસજીને થયો હતો. એ સન્યાસી પણ બહુજ વિદ્વાન, તત્ત્વનિષ્ઠ, સપૂર્ણ ત્યાગી અને તિતિક્ષાવાન હતા

એમણે રામકૃષ્ણને તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોનું તેમજ યોગમાર્ગના ઉચ્ચ અગોનું શિક્ષણ આપીને નિર્વિકલ્પ સમાધિ સુધીનો અનુભવ કરાવ્યો હતો. આ સ્થિતિ પ્રાપ્ત થવા પૂર્વે સાધકને ધ્યાન ધારણા વિગેરેનો પુષ્કળ અભ્યાસ કરવો પડે છે, અને ઉક્ત સન્યાસીને એ સાધના એતાળીશ વર્ષે ફળીભૂત થઇ હતી, પરતુ પરમહસજીએ એ તો ત્રણુજ દિવસમા આ અવસ્થાનો અનુભવ કર્યો હતો.

એ મહાત્મા પાસેથી તત્ત્વજ્ઞાન શ્રવણ કરતા કરતા અનેકવાર પરમહસજી સમાધિના ભાવમા આવી જતા અને બાહ્ય ભાન ભૂલી જતા હતા. સન્યાસીને જણાયુ કે પોતાનો આ શિષ્ય ગુરૂ કરતા વધારે મહત્તા ધરાવતો હતો એ સન્યાસી અગીઆર માસ સુધી ત્યા રહ્યા હતા અને રામકૃષ્ણને પરમહસની દિક્ષા આપીને ચાલ્યા ગયા હતા

પરમ હસના ભાવની માફક જ ઉક્ત સન્યાસિનીનો પણ ભાવ બદલાતો. બ્રાહ્મણીએ પરમહસ સાથે વાત્સલ્ય સબધ બાધ્યો હતો એ વખતો વખત નાના પ્રકારના વસ્ત્રાભૂષણ પહેરીને, પાસેના ગામડાની સ્રીઓને સાથે લઇને, ડાબા હાથમા ચાંદીના વાસણમા દૂધ, માખણ વગેરે સામગ્રી લઇને જેવી રીતે યશોદા ગોપાળની ગેરહાજરીમા વ્યાકુલ થઇને દ્વારિકા ગયા હતા, તેવી રીતે પોતે રચેલા ગોપાળ સબધી ગીત ગાતી પરમહસ દેવને ઘેર જતી, અને ત્યા પહોચતા જ મુર્છિત થઈ પડતી પછી ઘણીવાર સુધી ગોપાળનુ નામ તેના કાનમા સભળાવ્યાથી તેનામા ચૈતન્ય આવતુ

હવે રાસમણિ તથા તેના કારભારીની ખાત્રી થઇ કે પરમહસદેવ કોઇ અસાધારણ પુરૂષ છે સ્રીઓ હવે એમની શરમ રાખતી નહિ, અને છુટથી તેમની પાસે આવ જા કરતી એમના બ્રહ્મચર્યની પરિક્ષા અનેકવાર થઇ ગયા છતા પણ કેટલાક લોકોએ એકવાર કઠોર કસોટીમા તેમને કસી જોવાનો નિશ્ચય કર્યો.

કલકત્તામા મથુરબાબુ નામે એક ગૃહસ્થ, મછવા બજારમા વસનારી લક્ષ્મીબાઇ નામની એક વારાગનાની સાથે સલાહ કરીને પરમહસદેવને એને

ઘેર લઇ ગયા. લક્ષ્મીબાઇએ એક દિવાનખાનામા પદર સોળ સુદર યુવતીઓને નગ્નાવસ્થામા રાખી હતી. પરમહંસદેવને એ દિવાનખાનામા લઇ જઇને મથુરબાબુ ચાલ્યા ગયા પરમહંસદેવના શરીર ઉપર એ સમયે એક સાધારણ લગોટી જ હતી પરમહંસદેવે દિવાનખાનામા પેસતાવારજ જોયું કે ત્યા આગળ રૂપ લાવણ્યવતી યૌવનના મદમા મસ્ત થએલી અનેક યુવતીઓ છે એમનુ રૂપ લાવણ્ય અને નખરાં જોઇને મુનિનુ મન પણ ચળી જાય તથા નપુસકના ચિત્તમા પણ વિકાર થઇ આવે એવુ હતુ વળી પરમહંસદેવને મોહિત કરવાને માટે તેમને ખાસ આજ્ઞા પણ આપવામાં આવી હતી, એટલે એમણે હાવભાવથી પોતાની મોહજાળ ફેલાવવામાં જરા પણ બાકી રાખી નહિ પરમહંસદેવે તેમની સન્મુખ ઉભા રહીને માથુ નમાવીને 'મા, આનદમયી,' 'મા આનદમયી,' શબ્દથી સબોધન કરીને નમસ્કાર કર્યાં અને તેમની મધ્યમા ઉભા રહીને 'મા, બ્રહ્મમયી' મા, આનદમયી' બોલતા બોલતા સમાધિસ્થ થઇ ગયા સમાધિની અવસ્થામા તેમની બને આખોમાથી પ્રેમાશ્રુની ધારા વહ્યા કરતી હતી. પરમહંસની આ સ્થિતિ જોઇને વારાગનાઓ ભયભીત થઇ ગઇ અને ગભરાઇ જઇને કોઈ તો એમને પખો કરવા લાગી, તો કોઇ 'હું અપરાધી છુ, માફ કરો' એમ કહી હાથ જોડીને ક્ષમા માગવા લાગી. એ બનાવથી તેમની પરીક્ષા લેનાર મથુરબાબુ ઘણા લજ્જિત થઇ ગયા અને પરમહંસદેવ ઉપર તેમના ભક્તિ ઘણી વધી પડી એ દિવસથી પરમહંસના ચરણમાં મન પ્રાણ સમર્પણ કરીને દાસની માફક મથુરબાબુ વર્તવા લાગ્યા.

ત્યાર પછી પણ બેએકવાર તેમની એવી સખ્ત કસોટી કરવામા આવી હતી કે જેનો ઉલ્લેખ કરવા જતા વિવેક અને મર્યાદાનો ભગ થતો હોવાથી અમારે કલમને રોકવી પડે છે એ અસાધારણ પરીક્ષામાથી પણ પરમહંસ શુદ્ધ કાચનની પેઠે અણીશુદ્ધ નીકળ્યા હતા, એ સ્ત્રી માત્રને પ્રકૃત્તિના અશરૂપ ગણાતા કાલિના મદિરમા જઇને એ વારેઘડીએ પ્રાર્થના કરતા કે, 'મા ! અવિદ્યા પણ તુ છે અને વિદ્યા પણ તુ છે. મા ! તુજ ગૃહસ્થના ઘરની કુળવધુ છે અને તુજ મચ્છરા બજારની વેશ્યા છે. મા ! બંને સ્વરૂપમા તુ મારી માતા જ છે, અને હુ તારો સતાન છુ"

ઉપર જણાવી ગયા છીએ કે પરમહંસના મનમા જે વખતે જે ધુન આવતી તેવુજ કામ એ કરી બેસતા. એક દિવસ તેમના મનમા ભગવાન્ રામચદ્રની ભક્તિનો ભાવ ઉપસ્થિત થયો એમણે વિચાર્યું કે રામચદ્રના ખરા ભક્ત હનુમાન હતા. માટે એમનુ અનુકરણ કરવાથી રામચદ્રજી

અવશ્ય પ્રસન્ન થશે ખરા હનુમાનની ભક્તિ અહૈતુકી હતી પૃથ્વીની દરેક વસ્તુમા એ રામચદ્રજીને જોતા તેમના જેવી એકનિષ્ઠાવાળી ભક્તિ વિરલ જ દીઠામા આવે છે એવી નૈષ્ઠિક ભક્તિ પ્રાપ્ત કરવા સારૂ પરમહસદેવે હનુમાનના જેવા ભાવની સાધના કરી હતી જે વખતે એમનામા એ ભાવ પ્રવેશ કરતો તે વખતે એમનામા મનુષ્યત્વના કોઈ લક્ષણ જણાતા નહિ એમનો હાવભાવ અને શરીરના બીજા લક્ષણ મનુષ્યથી વિપરીત પ્રકારના થઈ જતા એ અવસ્થામા 'રઘુવીર' શબ્દનો મુખેથી એવી રીતે ઉચ્ચાર કરતા કે જાણે રામચદ્રજીનો સાક્ષાત્કાર અનુભવી રહ્યા છે. જામ ફળ વગેરે ઋતુના ફળ તેમની આગળ મુકવામા આવે તો એ ઘણા પ્રસન્ન થતા અને વાદરાની પેઠે એને ખાતા, એટલુજ નહિ પણ કપડાની પૂછડી કેડે બાધીને વૃક્ષ ઉપર ચ્હડી જતા અને રામ રઘુવીર શબ્દનો ઉચ્ચાર કર્યા કરતા એ વખતે એમણે એક સન્યાસી પાસે રામમત્રની દીક્ષા પણ લીધી હતી. એ સાધુની પાસે રામચદ્રજીની એક પિત્તળની મુતિ હતી એ મુર્તિ ઉપર પરમહસદેવને વાત્સલ્યભાવ ઉત્પન્ન થયો હતો એ મુર્તિનુ નામ એમણે રામલાલ પાડ્યુ હતુ એને નાના બાળકોની સાથે જેવી રીતે માબાપ વાર્તાલાપ કરે અને લાડ લડાવે તેવી રીતે પરમહસદેવ એ મુર્તિની સાથે વાતચીત કરતા અને લાડ લડાવતા ટુકામા એ કે સાધના કરતી વખતે એ એવા તન્મય થઈ જતા કે એ મુર્તિ જડ છે, એ ભાવ એમના મનમા કદી ઉત્પન્ન થતો નહિ એ સાધુ રામલાલની મુર્તિ પરમહસદેવને ભેટ આપી ગયો હતો ને હજુ સુધી એ મૂર્તિ દક્ષિણેશ્વરમા સાચવી રાખવામા આવી છે

હનુમાનના ભાવ સાધ્યાપછી તેમને સખાભાવની સાધના કરવાની ઇચ્છા થઈ એ દિવસથી સુદામા, સુમન, આદિનુ અનુકરણ કરીને એમણે શ્રી કૃષ્ણ સાથે સખાભાવ બાધ્યો. એ વખતથી આવેશમા આવી જઈને તેઓ કૃષ્ણની મુર્તિને વસ્ત્રાભૂષણ વગેરેથી સજ્જિત કરતા એમના ચરણમા નુપૂર પહેરાવીને એના ઝણઝણાટથી આનદમગ્ન થઈને નાચવા લાગી જતા કૃષ્ણની મુર્તિથી વિખુટા પડતા ત્યારે પુષ્કળ રૂદન કરતા અને મુર્તિને પુન મળતાવારજ છાતી સરસી ચાપીને સ્નેહપૂર્વક વાર્તાલાપ કરવા લાગી જતા.

કૃષ્ણ પ્રત્યે સખાભાવની સાધના કર્યા પછી સખીભાવ સાધવાનો તેમણે સકલ્પ કર્યો. સખીભાવ પણ એમણે બે પ્રકારે સાધ્યો. પહેલીવાર, અષ્ટ નાયિકાના ભાવનુ અનુકરણ કરીને નાયિકાના જેવો પોશાક પહેરીને, જમણા

હાથમાં ચમર લઈને, મહાકાળના વક્ષઃસ્થળમાં બિરાજેલી મહાકાળીની સન્મુખ દાસીની પેઠે ઉભા રહી જતા. વચમાં વચમાં નાચવા પણ લાગતા અને દેવીના શરીર ઉપર ચમર ઢોળતા

બીજી વાર, સખીભાવ સાધવા સારૂ વૃન્દાવનેશ્વરી રાધિકાના ભાવનું અનુકરણ કર્યું એ વખતે એમણે આખા શરીરે સ્ત્રીનો વેશ ધારણ કર્યો હતો. સખી ભાવ સાધતી વખતે પરમહંસદેવનો સ્વભાવ, ચરિત્ર તથા શરીરનું બધારણ એ સર્વ સ્ત્રીઓના જેવું થઈ ગયું હતું,

આ સમયમાં મથુરબાબુદ્વારા પરમહંસના નિસ્પૃહીપણાની પરીક્ષા લેવામાં આવી હતી. એક વખત તેમણે પરમહંસદેવને દોઢ હજાર રૂપિયાની કિંમતની શાલ ઓઢાડી. પરમહંસદેવ થોડી વાર પછી એ શાલ જોઈને કહેવા લાગ્યા, ' હે મન ! આનું નામ શાલ, ઘેટાના વાળ, આગમાં મુકું તો બળી જાય અને એવો દુર્ગંધ નીકળે કે માથું ફાટી જાય આ શાલની કિંમત દોઢ હજાર રૂપિયા. એને શરીર ઉપર ઓઢવાથી મનમાં રજોગુણ વધી જાય સાધારણ લોકો એ શાલને શરીર ઉપર ઓઢી શકે નહિ એ લોકો તો જાડી કાળી ચાદર વાપરે છે. આ શાલ ઓઢીને તેમની પાસે જઈએ તો મન ગરમ થઈ જાય અને એ લોકો હલકા છે એવો વિચાર મનમાં ઉપજે રખે એમના શરીર સાથે મારૂં શરીર અડી જાય, એટલા સારૂ ઘણા ગર્વપૂર્વક 'અરે તમે લોકો ખસી જાઓ ' એવી અભિમાનના વાણી કાઢવી પડે " એ પ્રકારે મનમાં ને મનમાં ચિંતવન કરીને તેમણે એ શાલને માટીમાં ફેંકી દીધી, અને તેના ઉપર થુથુ કરીને થુંકવા લાગ્યા, એટલામાં મથુર બાબુ ત્યાં આગળ આવી પહોંચ્યા. આ દશ્ય જોઈને મથુર બાબુની આંખમાં પાણી આવી ગયું. તેમની ખાત્રી થઈ કે પરમહંસદેવ આગળ ધનવૈભવનો ગર્વ કરવો એ મિથ્યા છે

રેશમી અને કસબી શાલો તથા દુપ્ટાઓથી શરીરને આચ્છાદિત કરનાર અને પગમાં ચાદીની પાવડીઓ પહેરનાર આધુનિક પરમહંસ પરિવ્રાજકો શ્રીમાન્ રામકૃષ્ણપરમહંસનું અનુકરણ કરીને પોતાના આશ્રમને ચરિતાર્થ કરતા શીખશે ?

ઉપર જણાવ્યું તે પ્રમાણે, પરમહંસદેવે હિન્દુધર્મના જ્ઞાન અને ભક્તિ પ્રધાન અનેક સંપ્રદાયોની સાધના કરી, એથી એમની ખાત્રી થઈ કે બધા સંપ્રદાય અને મતમતાંતરોમાં સાધનપ્રણાલી જૂદી જૂદી છે, પણ પરિણામ સરખું જ છે સાધનની છેલ્લી સ્થિતિએ પહોચ્યા પછી બધા ધર્મોમાં પ્રાપ્ત

પણ ભેદભાવ માલૂમ પડતો નથી અમણે એ પણ જોયુ કે સાધારણ રીતે જગત્ બે મતમાં વહેચાઇ ગયુ છે પ્રથમ જ્ઞાન અથવા આત્મતત્ત્વ પક્ષ અને બીજો ભક્તિ અથવા લીના પક્ષ વેદાન્તિકોના મત અનુસાર "તેજ હુ છુ, અથવા હુજ તે છુ" અર્થાત્ જે કાંઇ છે, હતું અથવા થશે તે મારામાં અંતર્ગત છે, અથવા હુજ છુ. હુજ હતો અને હુંજ હોઇશ. સારાંશ કે, 'હુ' સિવાય બીજુ કાંઇ છે નહિ, હતુ નહિ અને થશે નાહ જડ જગત્માથી ચાલી જઇને અર્થાત્ યોગાવલંબનપૂર્વક સ્થૂલ, સુક્ષ્મ, કારણ અને મહાકારણ સુધી પહોચીને પોતાનુ અસ્તિત્વ ભૂલી જવુ, તેનેજ વેદાન્તિકો સમાધ કહે છે ભકિતમાર્ગમા મહાભાવ પ્રાપ્ત કર્યાથી જે સમાધિ મેળવાય છે તે પણ એજ પ્રકારની છે. તત્રશાસ્ત્રમા પણ કહ્યુ છે કે, "પાશબદ્ધ જીવ અને પાશમુકત શિવ" માયાનુ આવરણ જીવાત્માને બાંધી રાખે છે એ આવરણનુ બીજુ નામ પાશ એ આવરણ અથવા પાશ છોડી નાખવામા આવે તો જીવનુ જીવત્વ મટી જઇને તે શિવત્વનો અધિકાર પ્રાપ્ત કરે છે

બીજા મત પ્રમાણે સેવ્યસેવક ભાવથી સાધના થાય છે. એ સાધનામા જીવાત્મા અને પરમાત્માનુ એકીકરણ કરવાનો ભકતની ઇચ્છા હોતી નથી એક ખાસ પ્રકારના ભાવનો આશ્રય લઇને ઇશ્વર અને જીવ લીલા રસામૃતનુ પાન કરે છે એ સ્થિતિમા ઇશ્વર અને જીવમા જો કે દ્વૈતભાવ જણાય છે તોપણ જે વખતે પ્રત્યક્ષ દર્શન થાય છે તે વખતે ભકત અથવા સાધક પોતાનુ અસ્તિત્વ ભૂલો જાય છે તેનુ તન, મન, ધન એકદમ એ એ પ્રભુમા સલગ્ન થઈ જાય છે એ અવસ્થા સાથે પ્રથમ શ્રેણીના સાધકોનુ મળતાપણુ દીઠામા આવે છે

આ પ્રમાણે વિવિધ ધમનુ આદિ કારણ શોધી કહાડીને પરમહંસદેવ ધરાયા નહિ. તેમનો ઉત્સાહ દિવસે દિવસે વધતો જતો હોવાથી તેમણે શિખધર્મની દીક્ષા લીધી ત્યાર પછી બીજા પણ અનેક સંપ્રદાયોના દીક્ષા લઇને તેનુ રહસ્ય જાણ્યુ હતુ પરન્તુ એમની તત્વજિજ્ઞાસાવૃત્તિ એટલેથી પણ તૃપ્ત થઇ નહિ હિદુ સપ્રદાયોનુ સામજસ્ય કર્યા પછી એમણે વિચાર્યું કે, હિદુ અને મુસલમાન વચ્ચે શો ભેદ છે તેની પણ તપાસ કરવી જોઇએ. પોતાનો એ મનોભાવ તેમણે કાલીમાતા આગળ નિવેદન કર્યો પરમહંસ દેવના જીવનમ વારવાર એવુ બન્યુ છે કે અમુક તત્ત્વ જાણવાની જિજ્ઞાસા એમના મનમા ઉત્પન્ન થતા વારજ તેને પૂર્ણ કરવાના સંયોગો પ ુ આપોઆપ મળી આવતા હતા આ વખતે પણ એમજ બન્યુ

ગોવિંદદાસ નામનો કૈવર્ત જાતિનો એક મનુષ્ય, છાનોમાનો મુસલમાન ધર્મ પ્રમાણે ભજન અને સાધન કરતો હતો. તેણે એ સમયમા પરમહંસદેવ પાસે આવીને તેમને મુસલમાન ધર્મની દીક્ષા આપી તથા ત્રણ દીવસ સુધી મુસલમાનોના નિયમ પ્રમાણે ધર્મક્રિયા કરાવી ત્રણ દીવસ પછી પરમહંસદેવનો મુસલમાનનો ભાવ ચાલ્યો ગયો એ ત્રણ દીવસ સુધી એમણે કાલીના મંદિરમા પ્રવેશ કર્યો નહોતો કે કાલીનો પ્રસાદ ચાખ્યો નહોતો, એટલુજ નહિ પણ એ ત્રણ દિવસમા તેમનો હિંદુભાવ તદ્દન ચાલ્યો ગયો હતો.

મુસલમાન ધર્મની સાધના કર્યા પછી તેમણે હિંદુઓના જ્ઞાન અને ભક્તિમાર્ગ સાથે તેને સરખાવ્યો હતો જે ઉદ્દેશથી હિંદુઓ સાધના કરે છે, તેજ ઉદ્દેશથી મુસલમાનો પણ સાધના કરે છે એમ એમને જણાયું. મહમદ સાહેબ કહી ગયા છે કે, જે કોઇ કાફિરોનો સંહાર કરશે તે પરલોકમા કજ્જલ નયના અપ્સરાઓ સાથે સુખમા વાસ કરશે. કાફિર શબ્દથી તેમનો ઉદ્દેશ ષડરિપુઓનો નિર્દેશ કરવાનો હતો, કારણ કે શરીરમાં ષડરિપુઓ કાફિર યાને વિજાતીય છે તેનો નાશ કર્યાથી અર્થાત્ ષડરિપુઓને દાબી દીધાથી વિદ્યાશક્તિનો પ્રાદુર્ભાવ થાય છે. વિદ્યાનો સહવાસ કર્યા વગર મનુષ્યને માટે મોક્ષ પ્રાપ્ત કરવાનો ઉપાય જ ક્યાં છે ?

મુસલમાન ધર્મનો મર્મ જાણ્યા પછી પણ ધર્મવીર પરમહંસદેવનું હૃદય નિશ્ચિત થયુ નહિ તેમના હૃદયમા હજુ પણ ક્ષુધા બાકી હતી એક દિવસ એ દેવમંદિરની પાસે યદુલાલ મલ્લિકના બગિચાના એક ભાગમા ઉભા હતા. ત્યા આગળ મેરીની ખોળામા સૂતેલા ઈસુનુ ચિત્ર હતુ પરમહંસદેવ એ ચિત્રને ઓળખતા નહોતા થોડીવાર પછી તેમના મનમાથી પૂર્વનો ભાવ નીકળી ગયો અને એકદમ ઉંડા વિચારમા ઉતરી જઇને 'મા ! મા !' શબ્દ બોલીને દીર્ઘ નિશ્વાસ નાખવા લાગ્યા પછી પોતે ઘેર ગયા. બીજી સાધનાઓની પેઠે ઇસુનો ભાવ પણ તેમનામા ત્રણ દિવસ સુધી રહ્યો ઘેર આવ્યા પછી એ મોટા મોટા ચર્ચો જોતા અને પાદરીઓનાં ભાષણો સાંભળતા એટલા દિવસ સુધી તેમના મુખમાથી કાલી, કૃષ્ણ, શિવ કે રામનુ નામ નીકળ્યુ નથી તેમજ એમના સંબંધી કોઇ વિચાર મનમા પણ આવ્યો નથી એ દિવસથી તેમણે ઇસુખ્રિસ્તની એક છબી આણીને ઘરમા રાખી હતી એ છબી હજુ સુધી દક્ષિણેશ્વરમાં સાચવી રાખવામા આવી છે એ છબીમા ઇસુનો ભાવ નીચે પ્રમાણે ચીત-

રવામા આવ્યો છે. કોઇ એક સમુદ્રને કિનારે ઇસુખ્રિસ્ત ભ્રમણ કરી રહ્યા હતા, એટલામા એક વૃદ્ધ પુરૂષે આવીને તેમને પૂછ્યુ, "પ્રભુ ! ઇશ્વરને કેવી રીતે મેળવી શકાય ?" એ પ્રશ્નનો કાંઇ પણ ઉત્તર ન આપતા ઇસુ વૃદ્ધ પુરૂષનો હાથ ખેંચીને તેને સમુદ્રના પાણીમા થોડે દૂર લઇ ગયા. વૃદ્ધ આભો બનીને વિચાર કરવા લાગ્યો કે હવે શુ થશે ? એટલામા ઇસુએ વૃદ્ધની બોચી પકડીને તેને જળમા ડુબાડી દીધો તથા થોડીવાર પછી છોડી દઇને તેને પુછ્યુ, "હમણા તારા પ્રાણની શી સ્થિતિ છે ?" વૃદ્ધે આશ્ચર્ય પામીને હાફ્તે હાફ્તે જવાબ આપ્યો 'પ્રાણ જાય છે." ઇસુએ કહ્યુ — "ઇશ્વરના વિરહથી જે વખતે પ્રાણની આવી અવસ્થા થશે તે વખતે ઇશ્વર પ્રાપ્ત થશે" પરમહસદેવ આ સિદ્ધાતને પ્રથમથી જ જાણી ગયા હતા અને તે પ્રમાણે તેમણે સાધના પણ કરી હતી પ્રભુશ્રી ચૈતન્યદેવના જીવનનું લક્ષ્ય એજ પ્રકારનુ હતુ ભગવાનના વિરહથી પીડિત થઇને એ માથાના વાળ ચીખી નાખતા તથા મ્હોને જમીન ઉપર ઘસી નાખતા. સમાધિ કાળમા તેમની અવસ્થા એ પ્રમાણે હતી. એ ઉપરથી પરમહસદેવે સાર કહાડ્યો કે ઇસુના મત પ્રમાણે પણ મહા કારણ અવસ્થામા ઐક્યજ છે

ઇસુની સાધના પછી એમની બધી સાધનાઓનો અન્ત આવ્યો. બૌદ્ધ મતની સાધના તેમણે કરી હતી કે નહિ તે જાણવામા આવ્યુ નથી, પરતુ તેમના ઘરમા બુદ્ધદેવની એક પથ્થરની મૂર્તિ હતી હવે પરમહસદેવે પૂજા અર્ચના કરવી બધ કરી દીધી પહેના આખો દિવસ પુષ્પ એકઠા કરીને કાલીની પૂજા કરતા પણ એક દિવસ એમના મનમા વિચાર આવ્યો કે, જેને માટે હુ પુષ્પસગ્રહ કરી રહ્યો છુ, તે દેવીનું શરીર તો આખુ વિશ્વ બ્રહ્માડ છે અને આ બધા વૃક્ષ, ફળ, ફૂલ તેના અગની શોભામા વધારો કરી રહ્યા છે માટે ફૂલ વગેરેથી પૂજા કર્યે શુ થાય ? એ દિવસથી એમણે પૂજા કરવી બધ કરી દીધી

અનેક પ્રકારના સાધન સમાપ્ત કર્યા પછી પરમહસદેવે મથુરબાબુ સાથે ઘણો સમય આનદમા ગાળ્યો હતો એ દિવસોમા તેઓ ઇશ્વરની શક્તિ અને તેના અલૌકિક કાર્યો સબધી મથુરબાબુને વારવાર ઉપદેશ આપતા હતા. ત્યાર પછી મથુર બાબુ સહકુટુબ યાત્રાએ નીકળ્યા, તે વખતે પરમહસદેવ પણ તેમની સાથે તીર્થાટન કરવા નીકળી પડ્યા.

કાશીધામમા જઇને પરમહસદેવે કાશીવિશ્વનાથ અને અન્નપૂર્ણાનાં દર્શન કર્યા, કોઇ કોઇ વખત ઠાકોરજીનુ નામ સાભળતાવારજ તેમના દેહમા

ભાવાવેશ થઇ આવતો અને ધરણી ઉપર ઢળી પડતા. કોઇ વખત તો મંદિરની પાસે પહોંચતા જ એ પોતાના દેહનુ ભાન ભૂલી જઇને પડી જતા.

કાશીમા પરમહંસદેવને સુપ્રસિદ્ધ ત્રૈલંગ સ્વામી સાથે મેળાપ થયો હતો અને એમના દર્શનથી તથા વાર્તાલાપથી પોતે ઘણા પ્રસન્ન થયા હતા. કાશીથી એ બધા વૃન્દાવન ગયા વૃન્દાવન જોઇને એ નિરાશ થયા ત્યા આગળ એક પણ ઇશ્વરાનુરાગી મનુષ્ય સાથે તેમનો મેળાપ થયો નહિ. પરમહંસે ધાર્યું હતું કે, વૃન્દાવનમા જઇને ભાગવતાદિ શાસ્ત્રોથી વર્ણવેલી પુણ્યભૂમિ જોઇશુ ગોપગોપીના નિષ્કામ પ્રેમ તરંગનો રંગ જોઇશુ, પણ ત્યા તો ધાર્મિક સંપ્રદાયવાળાઓએ દુકાનદારી કરવા માંડી હતી. જે વૃન્દાવન પહેલા નિષ્કામધર્મની ક્રીડાભૂમિ હતુ ત્યા આગળ આજ સકામ ધર્મનોજ પ્રવાહ ચાલી રહ્યો છે ! મુખમા રાધાકૃષ્ણનુ નામ અને હૃદય કપટથી પરિપૂર્ણ ! વૃન્દાવનમા એવી દશા જોઇને એમને ઘણુ લાગી આવ્યુ હતું, એ પછી વૃન્દાવનમા ગંગાદેવી નામની એક પરમ ભક્ત સ્ત્રી સાથે પરમહંસનો મેળાપ થયો હતો, એ વૃદ્ધ ગંગામાતા પરમહંસદેવને જોતા વાર હર્ષ ઘેલી થઇ જતા અને તેમને પ્રેમનો અવતાર કહેતા.

વૃન્દાવનથી પાછા આવતા કોઇ એક સ્થળમા પરમહંસદેવે કેટલાક અસંખ્ય નરનારીઓને એક પર્વતની ખીણમા વાસ કરતા જોયા તેમની પાસે પહેરવાને કપડા નહોતા, રહેવાને ઘર નહોતા, અને ખાવાને પૂરતુ અન્ન નહોતુ તેમની આવી દશા જોઇને દયાળુ પરમહંસદેવને ઘણો શોક થયો અને શોકાર્ત્તચિત્તે એ રોદન કરવા લાગ્યા કે, “મા ! તારા સંસારમા આવા દુખી મનુષ્યો પણ છે ! તુ દયામયી અને દુખનિવારિણી નથી ? તારી નજરમા આવો ભેદ ભાવ શા માટે ? તારી કૃપાથી કોઇ અતુલ ઐશ્વર્યના અધિપતિ થયા છે અને કોઇ રાતદિવસ દારિદ્રયની ચરમ સીમામા જીવન ગાળીને રોદન કર્યા કરે છે. મા ! આ તારી શી લીલા !” આવી રીતે ઘણા સમય સુધી તેમણે રોદન કર્યું, ફક્ત રોદન કરીનેજ રહ્યા નહિ, પણ મથુર બાબુને આગ્રહપૂર્વક વિનતિ કરી કે આ અનાથ, આશ્રયહીન મનુષ્યોને ઉત્તમરૂપે ભોજન કરાવ તથા દરેકને એકેક વસ્ત્ર આપ. મથુર બાબુ જરા લોભી હતા એટલે પહેલા તો આનાકાની કરી, પણ પરમહંસદેવનો ઘણો આગ્રહ જોઇને એ આજ્ઞા શિરોધાર્ય કરી તેમણે સાત દિવસ સુધી એ પર્વતવાસી દરિદ્રોને ભાતભાતનાં ભોજન જમાડ્યાં તથા કલકત્તાથી વસ્ત્ર મંગાવીને દરેકને એકેક વસ્ત્ર આપ્યું પરમહંસદેવનું હૃદય કેટલું ઉન્નત અને વિશાળ હતુ તે આ ઉદાહરણ ઉપરથી જણાઇ આવે છે.

વૃન્દાવનાદિની યાત્રા કરીને પરમહંસદેવ પાછા દક્ષિણેશ્વર પહોંચ્યા; પરન્તુ ત્યા પણ જપીને બેસી રહેતા નહિ. વારે ઘડીએ નાના સ્થાનોમા પરિભ્રમણ કરવા નીકળી પડતા. એ અરસામા પોતે આદિ બ્રાહ્મસમાજની ઉપદેશ પદ્ધતિ જોવા પણ ગયા હતા એ સમયે કેશવચન્દ્રસેને પોતાની નવવિધાન સમાજની સ્થાપના કરી નહોતી, પણ આદિ બ્રાહ્મસમાજમાજ શામિલ હતા

બ્રાહ્મસમાજની ઉપાસનાપ્રણાલી જોયા પછી પરમહંસદેવ એક વખત કલકત્તાની ચૈતન્ય સભામા ગયા હતા એ સભાના સભાસદો ચૈતન્યદેવનુ આસન વચમા મુકીને તેની ચારે તરફ બેસીને સંકીર્તન કરી રહ્યા હતા. પરમહંસદેવને સભામા જતા વારજ ભાવાવેશ ઉત્પન્ન થયો અને પોતે ચૈતન્યના આસન ઉપર જઇને બેઠા. એથી વૈષ્ણવોમા મોટી ગડબડ મચી ગઇ. કેટલાક લોકો તેમના ઉપર નાસ્તિક, ઢોંગી વગેરે શબ્દોનો પ્રહાર કરવા લાગ્યા, ત્યારે કેટલાક જેઓ મહાભાવના લક્ષણ જાણતા હતા તેઓ આ દૃશ્ય જોયાથી પોતાના નયનનુ અને જીવનનુ સાર્થક્ય થયુ છે એમ માનવા લાગ્યા

પરમહંસદેવ દર વરસે 'પાણીહાટી' નામક સ્થાનમા મહોત્સવ થાય છે ત્યા જતા અને લોકો સમક્ષ સંકીર્તન કરતા ત્યા આગળ એક વડનુ ઝાડ ઘણુ પવિત્ર ગણાય છે અસંખ્ય વૈષ્ણવો એ વટવૃક્ષ આગળ આવીને મહોત્સવ મનાવે છે એ મહોત્સવમા પરમહંસદેવના શામિલ થયાથી તેની શોભામા કાંઈ ઓરજ વધારો થયો હતો તેમના ચરિત્રલેખક શ્રીરામચન્દ્ર લખે છે કે—અમે સદ્ભાગ્યે એ સંકીર્તનો અનેકવાર શ્રવણ કર્યા છે તેનુ વર્ણન થોડુ ઘણુ પણ લેખિનીદ્વારા કરવુ એ અમારી શક્તિની બહાર છે અમે અનેક સંકીર્તન સાભળ્યા છે અને પ્રેમી ભક્તો જોયા છે, અનેક જ્ઞાની સાધકો પણ જોયા છે, અનેક સુપંડિત અને સંગીત શાસ્ત્રવિશારદ ગવૈયાઓ જોયા છે, અનેક લયમાન સયુક્ત નૃત્ય પણ જોયા છે, પરતુ પરમહંસદેવના નૃત્ય અને સંગીતના ભાવને એક ચૈતન્યદેવના ભાવ સિવાય બીજા કશા સાથે સરખાવી શકાય એમ નથી જેઓ હરિના ભક્ત છે તેઓ આ સંકીર્તન શ્રવણ કરીને પ્રેમાવેશમા આવી હર્ષઘેલા થઇ જાય એ તો સ્વાભાવિક જ છે, પણ જેઓ તમોગુણના ભંડારરૂપ હોઇને ઇશ્વરના અસ્તિત્વને પણ માનતા નથી, જેમનામા ભક્તિ અને પ્રીતિનો લેશ માત્ર અંશ નથી, જેમના હૃદય શુન્યવત્ અને લોહ જેવા જડ કહી શકાય, જેઓ પાશ્ચાત્ય સભ્યતાને પ્રતાપે રાજમાર્ગમા, જાહેર સ્થાનોમા અને સાધારણ વ્યક્તિ-

ઓની સમક્ષ નૃત્ય વગેરે કરવાને અસભ્યતાના લક્ષણ સ્વરૂપ ગણે છે, જેઓ ભાવ અને પ્રેમને મસ્તિષ્ક અને મનનો વિકાર ગણીને હસી કહાડે છે; તેઓ પણ પરમહંસના સંકીર્તનસમયે પ્રેમવિહ્વળ થઇને, હૃદયમાં ઘણા વખતથી સંચિત થયેલી સભ્યતાને લાત મારીને નૃત્ય કરવા લાગી જતા હતા.

ઇ સ. ૧૮૭૨ માં પરમહંસદેવને ભકત કેશવચંદ્ર સાથે પ્રથમ મેળાપ થયો હતો. પરમહંસદેવ જાતે જયગોપાલસેનના ઉદ્યાનમાં કેશવચંદ્રને મળવા સારૂ ગયા હતા કેશવ બાબુ સાથે વાર્તાલાપ કર્યાથી તેમને ઘણો આનંદ થયો હતો

પરમહંસદેવે જે જે સ્થાનોમાં ગમન કર્યું હતું ત્યાં ત્યાં પોતાના જીવંત ઉપદેશથી તેમણે અનેક મનુષ્યોના હૃદયમાં ઇશ્વર સંબંધી વિશુદ્ધ જ્ઞાનનો સંચાર કર્યો હતો ભારતવર્ષના અનેક સાધુ સંન્યાસીઓ આ અરસામાં પરમહંસદેવના નામથી પરિચિત થઇ ગયા હતા અને તેઓ જ્યારે કલકત્તામાં આવતા ત્યારે પરમહંસને મળ્યા વગર જતા નહિ

એ સમયમાં લક્ષ્મીનારાયણ નામનો એક ધનવાન મારવાડી પણ પરમહંસદેવની પાસે આવ જા કરતો એનામાં થોડી ઘણી વિદ્યા પણ હતી. ગીતા અને ભાગવતનું એને સારૂ જ્ઞાન હતું. ધર્મશાસ્ત્રમાં પણ થોડો ઘણો પ્રવેશ હતો, પણ થોડા જ્ઞાનવાળામાં અભિમાન વિશેષ હોય છે એણે પરમહંસ સાથે નાના પ્રકારના તર્કવિતર્ક કર્યા, પણ કયાં લક્ષ્મીનારાયણનું પુસ્તકીય જ્ઞાન અને કયાં પરમહંસદેવનું અનુભવજન્ય જ્ઞાન ! આખરે લક્ષ્મીનારાયણ પરાસ્ત થયો અને પરમહંસદેવ સાચા સાધુ છે એવી તેની ખાત્રી થઇ એક દિવસ પરમહંસદેવના બિછાનામાં ફાટીને ચિંથરા જેવી થઇ ગયેલી ચાદર જોઇને લક્ષ્મીનારાયણે પૂછ્યું કે, 'આપની ચાદર ફાટી ગઇ છે તો બદલાતા શા સારૂ નથી ?' પરમહંસે જવાબ આપ્યો, 'હજુ એ કામમાં આવે એવી છે. જ્યારે એ નહિજ ચાલે એવી થશે ત્યારે મંદિરના સ્વામી બીજી આપી જશે' એ સાંભળીને લક્ષ્મીનારાયણે કહ્યું કે, "એ યોજના સારી નથી વસ્તુનો અભાવ થાય તે પહેલાંજ તેને પૂર્ણ કરવાની સેવકોની ફરજ છે. સાધુને પોતાના નિર્વાહને સારૂ ચિન્તા કરવી પડે કે ઘેર ઘેર ભટકતા ફરવું પડે તેથી તેની સાધનામાં અગવડ આવે છે. આપ જેવા મહાત્માને એવું કરવું પડે એ ઠીક નહિ.

માટે મારી નમ્ર વિનતી છે કે હું આપના નામે દસ હજાર રૂપિયાની પ્રોમીસરી નોટ લઇ આપું. એના વ્યાજના ત્રીસ ચાલીસ રૂપિયા મહિને આવશે. તેમાંથી આપનું સઘળું ખર્ચ ચાલી શકશે " લક્ષ્મીનારાયણની આ

વિનતિ ર.હ.ળીને પરમહંસદેવ ઘણાજ ગુસ્સે થઇ ગયા હતા, અને અર્થની લાલચ આપીને પોતાને અનર્થના કૂવામા પાડનારો તથા પરમાર્થના માર્ગમા સ્ખલિત કરનારો ઉપાય સૂચવવા માટે ઘણોજ ઠપકો આપ્યો લક્ષ્મીનારાયણે ઘણીએ દલીલ અને આજીજી કરી પણ પરમહંસ એકના બે ન થયા. પરમહંસદેવની આવી દઢતા જોઇને મારવાડી લક્ષ્મીનારાયણ દિગ્મુઢ થઇ ગયો

એમ કહેવાય છે કે મથુરબાબુએ પણ એવી જ રીતે એક વખત પરમહંસના નામે પચાસ હજાર રૂપીઆની નોટ ખરીદી આપવાની ઇચ્છા દર્શાવી હતી, પણ પ મહંસે તેમને પોતાનો ઉદ્દેશ સમજાવીને એવુ કામ કરતા રોકયા હતા

પરમહંસદેવની નિષ્કાચનતા અને નિસ્પૃહતા દર્શાવવા સારૂ આ બે દષ્ટાંતો પૂરતા છે

અમે આગળ જણાવી ગયા છીએ કે કેશવચદ્રસેન સાથે પરમહંસદેવનો પરિચય થયો હતો પ્રથમ કેશવચદ્રે પોતાના બે ચાર શિષ્યોને પરમહંસદેવના જ્ઞાનની પરીક્ષા કરવા મોકલ્યા હતા એ પછી પોતે પણ એક દિવસ પરમહંસદેવના દર્શન સારૂ ગયા બન્ને એક બીજાને જોઇને ઘણા પ્રસન્ન થયા અને બ્રહ્મ તેમજ શકિત સબધી ખૂબ ચર્ચા કરી હતી. કેશવચદ્રસેન ખરા તત્ત્વજિજ્ઞાસુ હતા

પરમહંસદેવના ઉપદેશની અસર આચાર્ય કેશવચન્દ્ર ઉપર ઘણી સારી થઈ હતી અને ત્યારથી એમણે ઇશ્વરને માતારૂપે સબોધન શરૂ કર્યું હતુ. બન્ને વચ્ચે એટલે સુધી સ્નેહ બધાયો હતો કે પરમહંસદેવ ઘણી વખત કેશવચન્દ્રનો ઉપદેશ શ્રવણ કરવા બ્રાહ્મસમાજમા જતા

શ્રીરામકૃષ્ણ ઘણીવાર કેશવને ઘેર પણ જતા અને તેની અને તેના અનુયાયીઓની સાથે વિનોદ કરતા કેશવ પણ કોઇ વાર એકલા તો કોઇ વાર પોતાના શિષ્યમડળ સાથે તેમની મુલાકાતે આવતા આવી મિજલસો વખતે શ્રીરામકૃષ્ણ કલાકના કલાક સુધી ઇશ્વર સબધી ચર્ચા કરતા અને તેમની વાણીમાથી નીકળતા જ્ઞાનપૂર્ણ ઉપદેશને તેમનો શ્રોતાવર્ગ તલ્લીન બનીને સાભળતો જ્યારે તે ઉપદેશ કરતા ત્યારે એક ઇશ્વરપ્રેરિત મહાત્માની માફક બોલતા અને ઘણીવાર બોલતા બોલતા સમાધિસ્થ થઇ જતા એવે પ્રસગે તેમનું શરીર નિશ્ચેષ્ટ થઇ જતું શ્વાસ બધ થઈ જતો અને નેત્ર સ્થિર બની જતા. તેમનુ તમામ બાહ્ય-ભાન લુપ્ત થતું અને કેવળ ઇશ્વરમાજ તેમની બધી વૃત્તિઓ તન્મય બની જતી

કેશવબાબુ જ્યારે મૃત્યુશય્યામાં પડ્યા હતા ત્યારે પરમહંસદેવ તેમને જોવા જતા હતા. એક દિવસ પરમહંસે તેમની છેવટની દશા પાસે આવતી જોઈને કહ્યું હતું કે બાગમાં સરસ કુસુમ ખીલી રહે છે એટલે ઉદ્યાનનો માલિક તેને ચુંટી લે છે, એ પછી કેશવબાબુના પરલોકગમનના સમાચાર સાંભળીને રામકૃષ્ણને ઘણો જ ખેદ થયો હતો

અત્યાર સુધી પરમહંસદેવનું મહત્વ જનસમાજના જાણ્યામાં નહોતું આવ્યું લોકો તેમને એક દિવાના સાધુ તરીકેજ ઓળખતા હતા, પરન્તુ એ નિષ્કામી સાધુ હોવા ઉપરાંત જ્ઞાનનો પણ ભંડાર છે એ વાત કેશવ-ચંદ્રદ્વારાજ લોકોને જ્ઞાત થઈ ત્યાર પછી ઘણા પ્રતિષ્ઠિત અને સુશિક્ષિત લોકો પરમહંસના સમાગમમાં આવીને જીવનને સફળ કરવા ભાગ્યશાળી થયા હતા

આ દેશના તેમજ પરદેશના અનેક અગ્રગણ્ય પંડિતો અને નેતાઓ તેમની મુલાકાતે આવતા જેમકે—પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, પંડિત શશધર, ડૉ. રાજેન્દ્ર, ડૉ સરકાર, ડૉ. ભાદુડી, બંકિમચંદ્ર ચેતરજી, મી. કુક, મી વિલિયમ્સ. મી મિસિર, માઇકેલ, મધુસુદન, કૃષ્ણદાસ પાલ,પંડિત શ્યામાપદ, ડૉ. રામનારાયણ, ડૉ દુર્ગાચરણ કાશીવાળા, પ્રસિદ્ધ તૈલંગ સ્વામી વગેરે

તેમના અત્યંત પ્રિય અને અંતરંગ શિષ્યો ઘણુંખરા ૧૮૭૯ અને ૧૮૮૨ ના વચગાળામાં તેમને આવી મળ્યા હતા કે જે વખતે તેમનો ઉન્માદ શમી ગયો હતો અને નાના બાળકના જેવી તેમની અવસ્થા થઈ હતી

તેમના અંતરંગ શિષ્યો તેમની પાસે આવતા થયા ત્યાર પહેલા પણ કેટલાક અગ્રગણ્ય ભક્તો અને જ્ઞાનીઓ તેમને મળવા માટે દક્ષિણેશ્વર આવતા હતા અરિયાદાના રહીશ, વયેવૃદ્ધ અને ધર્મપરાયણ ગૃહસ્ત કૃષ્ણ-કિશોર, કલકત્તાના શંભુ મલિક નામના કેળવાયલા અને શ્રીમંત ગૃહસ્થ, ન્યાયશાસ્ત્ર વિશારદ નારાયણ શાસ્ત્રી, ગૌરી પંડિત, અચલાનંદ બરદ્વાનના મહારાજાના દરબારી પંડિત પદ્મલોચન, આર્યસમાજના આદિપુરૂષ સ્વામી દયાનંદ અને એવા બીજા અનેક પ્રખ્યાત પુરૂષો સાથે એમનો મેળાપ થયો હતો કામારપુકુર જે તેમનું મુળ વતન હતું ત્યાના તથા સિહોર અને શ્યામબજારના ઇશ્વરપરાયણ અને ભક્ત હૃદયવાળા લોકો ઘણીવાર તેમનો સત્સંગ કરવા આવતા

એ ઉપરાંત બ્રાહ્મસમાજના આગેવાનો તથા સભાસદો પણ ઘણીવાર તેમની સાથે સમાગમમાં આવતા. બ્રાહ્મભક્તો ઉપર તેઓ ઘણો સ્નેહ

રાખતા હતા, અને બ્રાહ્મભક્તો પણ તેમના તરફ ભક્તિભાવથી જોતા હતા. બ્રાહ્મસમાજના ઉત્સવને પ્રસગે તેમને નિમત્રણ થતુ અને તેઓ બ્રાહ્મભક્તોની સાથે મળીને હરીકીર્તન અને નૃત્ય કરતા, ત્યારે સમાજના સભાસદોના હૃદય પ્રેમભક્તિથી ચકચૂર બની જતા

તેમના અનુયાયીઓની સંખ્યા ઘણી વિશાળ છે તેમાના કેટલાક પ્રસિદ્ધ અને કેટલાક અપ્રસિદ્ધ છે આ પુસ્તકમા તેમાના કેટલાકના નામ જોવામા આવશે. હજી પણ દિવસે દિવસે તેમની સખ્યામા વૃદ્ધિ થતી જાય છે મદ્રાસ, લકા, સયુક્ત પ્રાતો, કુમાઉન, નેપાલ, મુબઇ, રાજપુતાના પજાબ, જાપાન વગેરે પ્રદેશોમા શ્રીરામકૃષ્ણને પગલે ચાલવાની અભિલાષા રાખનારા અનેક સ્રીપુરૂષો છે એકલા એશિયાખડમા જ નહિ પણ અમેરિકા અને યુરોપમા અને વિશેષ કરીને ઇગ્લડમા અને સયુક્ત રાજ્યોમા તેમના શિષ્યો છૂટા છવાયા ઘણે સ્થળે છે

નાટ્યશાસ્રવિશારદ સ્વર્ગસ્થ ગિરિશચન્દ્ર કોઇ એક સમયે પકા નાસ્તિક હતા. એક વેળા પર્વત ઉપરથી પગ ખસી જતી વખતે એમના મુખમાથી અકસ્માત્ ઇશ્વરશબ્દ નીકળી ગયો હતો, એટલા સારૂ પણ એમણે પોતાના મનને ધિક્કાર દીધો હતો, વળી એ દારૂના શીશા ને શીશા ગટગટાવી જતા સભ્યસમાજમા, સાધુજનો અને મુરબ્બીઓના દેખતા પણ સુરાપાન કરતા તેમને લજ્જા આવતી નહિ. પરમહસદેવના સમાગમમા આવ્યા પછી ઇશ્વર ઉપર તેમને શ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી, એટલુ જ નહિ પણ સુરાપાનની ટેવ પણ ધીમે ધીમે છુટી ગઇ હતી ગિરિશબાબુએ પાછળથી પરમહસજી-ની ઘણી સેવા કરી હતી પરમહસ તેમને વીરભક્ત કહીને બોલાવતા ગિરિશને જોતાજ તેમને અપૂર્વ આનદ થઈ આવતો પરમહસજીના સમાગમથી ઉડુ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ તેમણે રચેલા બુદ્ધદેવચરિત, બિલ્વમગળ, નરસીંહરામ અને રૂપસેના આદિ ગ્રંથોમાથી એમનુ ઉડુ તત્ત્વજ્ઞાન અને ધાર્મિકતા સ્પષ્ટ જણાઇ આવે છે.

પોતાના સમાગમમા આવનાર અન્ય પણ અનેક શિક્ષિતો અને યુવકોને પરમહસદેવે આસ્તિક બનાવ્યા છે અનેક કુપથગામી મનુષ્યોને સદાચારી બનાવ્યા છે અને તેમનુ મહાન કલ્યાણ સાધ્યુ છે

મોક્ષમાર્ગના પરમસહાયક તરીકેનું કાર્ય બજાવનાર સદ્ગુરૂને હિદુઓ માતાપિતા કરતા પણ અધિક મહત્વ આપે છે, અને પરમહસદેવ પણ એક એવાજ અસામાન્ય કૃપાળુ ઉપદેષ્ટા હોઇને ઉપર કહ્યુ તેમ અનેકોના ઉદ્ધારક થયા હતા, પરતુ ગુરૂપણાનુ કે મહાત્માપણાનુ તેમને લેશ પણ અભિ-

માન ન હતું. અનેક દ્રવ્યોપાસક આડંબરીઓ કંઠી બાંધીને કે મંત્ર ફુંકીને પોતાને ગુરૂ મનાવવામાં અને પછી ઈશ્વરને સ્થાને પોતાનીજ ઉપાસના કરાવી સભા—સમાજોમાં પોતાના નામની જય બોલાવવામાં વડાઈ લે છે, તેવું કશુંજ પરમહંસદેવને પસંદ નહતું, એટલુંજ નહિ પણ તેમના સમક્ષ "ગુરૂ" શબ્દ બોલવાનું સાહસ પણ કોઈ કરી શકતું નહિ "ગુરૂ" કહેવા જતાં તેઓ કહેતા કે "કોણ કોનો ગુરૂ? એક ઇશ્વર જ સર્વનો ગુરૂ છે."

તેમની મુખાકૃતિ સદા પ્રસન્ન રહેતી. કર્તાપણાનું અભિમાન તો તેઓમાં છેક જ નષ્ટવત્ થયું હતું. તેઓ એમજ માનતા અને કહેતા કે "હું તો કશુંજ કરતો નથી, જે કાંઇ કરે છે તે માતા જ કરે છે"

પરમહંસના ભક્તવર્ગમાં અનેક સ્ત્રીઓ પણ હતી જેમાં કેટલીક સંન્યાસિનીઓ અને કેટલીક ગૃહસ્થાશ્રમી હતી.

દક્ષિણેશ્વરમાં સ્ત્રીઓની આવજા શરૂ થઇ તે સમયના થોડા દિવસ અગાઉથી, પરમહંસદેવના પત્ની પણ પતિસેવા કરવાના અભિપ્રાયથી ત્યાં આવ્યાં હતાં. પરમહંસ કોઇ કોઇ દિવસ તો એમને પોતાના ઘરમાં પ્રવેશ કરવા દેતા અને કોઇ વખત નિષેધ કરતા એક દિવસ પરમહંસને ભાવવેશમાં આવેલા જોઇને તેમની પરીક્ષા કરવા ખાતર, માતા ઠાકુરાણીએ પૂછ્યું કે, "હું કોણ છું?" પરમહંસે આનંદપૂર્વક કહ્યું કે, "તું મારી આનંદમયી માતા છું" માતાજીએ એ શબ્દો સાંભળીને કહ્યું, "એવી વાત કહેશો નહિ પરમહંસે કહ્યું, "હું જાણું છું કે, માં આનંદમયીએ એક રૂપે આ દેહને જન્મ આપ્યો છે બીજા રૂપે એ કાલીના મંદિરમાં વસે છે અને ત્રીજા રૂપે મારી સેવા કરે છે." પત્નીના ચક્ષુમાંથી જલધારા પડવા લાગી અને તે દિવસથી એમણે એવી વાત કરવી છોડી દઇને પતિની સેવામાંજ ચિત્ત પરોવ્યું. જે સ્ત્રીઓ પરમહંસદેવની પાસે જવાની હિંમત ધરી શકતી નહિ તેઓ માતાજીની પાસે જઇને બેસતી અને માતાજી તેમની આદરસત્કાર કરતા.

સ્ત્રીઓ જગદંબાનાજ સ્વરૂપ છે, એવો સાક્ષાત્કાર ન થાય અને ઇશ્વરને માટે હૃદયમાં શુદ્ધ પ્રેમભક્તિનો ઉદય ન થાય ત્યાં સુધી સ્ત્રીજાતિથી દૂર રહેવાનો તે પોતાના શિષ્યોને ઉપદેશ આપતા, શુદ્ધ હૃદયની અને ઉંચી કોટિની ભક્તિમતી સ્ત્રીઓની બાબતમાં પણ તેઓ ઉપર કહેલા નિયમનું પાલન કરાવતા

તેઓ પોતાના ઓરડામાં હિંદુ દેવ—દેવીઓના ચિત્રો રાખતા; એટલુંજ નહિ પણ બુદ્ધ ભગવાનની અને ઇસુખ્રિસ્તની છબીઓ પણ રાખી

હતી. એક છબીમા ઈસુખ્રિસ્તને જાણે તેઓ સમુદ્રનું તોફાન શાંત કરતા હોય અને ડુબતા પીટરને બચાવતા હોય, તેવા ચીતર્યા છે એ ચિત્ર હજી પણ તેમના ઓરડામા છે

શ્રી રામકૃષ્ણ પરમહંસના સબંધમા તેમના પટ્ટશિષ્ય સ્વામી વિવેકાનંદ હજી કહે છે કે —

"શંકરાચાર્યની અદ્ભુત બુદ્ધિ અને રામાનુજની વિશાળ ઉદારતાનુ એક સામટુ સંમેલન જેમા થયેલુ હોય એવી એક વ્યક્તિની ભરતખંડને આ જમાનામા જરૂર હતી હિંદુસ્તાનની પ્રજા એક એવા મહાપુરૂષની રાહ જોતી હતી કે જે દરેક સંપ્રદાયમા એક આત્માનુ—એક ઇશ્વરની શક્તિનુ દર્શન કરે, જે પ્રાણીમાત્રમા ઇશ્વરને વિદ્યમાન રહેલો અનુભવે, જેનુ ઉદાર હૃદય ભરતખંડના અને ભરતખંડની બહારના દેશોના દરિદ્ર, દુર્બલ અને પતિત મનુષ્યોને માટે દ્રવીભુત થાય, જેની વિશાળ બુદ્ધિ તત્વજ્ઞાનના કુટમા કુટ પ્રશ્નનુ નિરાકરણ કરી શકે, જે ભરતખંડના અને અન્ય પ્રજાઓના તમામ પરસ્પર વિરૂદ્ધ સંપ્રદાયોની એકતા અને સત્યતા સિદ્ધ કરીને પોતાની સમન્વય કરવાની અદ્ભુત શક્તિવડે બુદ્ધિના તીક્ષ્ણ વૈભવયુક્ત અને હૃદયની ઉચ્ચ ભાવનાયુક્ત સાર્વભૌમિક ધર્મનુ દર્શન કરાવી શકે "

"ઉપર જણાવ્યા જેવો એક મહાપુરૂષ ભરતખંડમા થોડાજ વર્ષ ઉપર જન્મ્યો હતો અને અધીક વર્ષ સુધી તેના ચરણ સમીપ બેસીને તેમનો ઉપદેશ સાભળવાને હુ ભાગ્યશાળી થયો હતો એવા મહાપુરૂષના જન્મને માટે જ્યારે યોગ્ય સમય આવ્યો, જ્યારે જનસમાજને તેની ખરેખરી જરૂર જણાઇ, ત્યારે તેણે દર્શન આપ્યુ. આશ્ચર્યની વાત એ હતી કે તેનો જન્મ અને તેના જીવનનુ કાયક્ષેત્ર એક એવા નગરની (કલકત્તાની) પાસે હતુ કે જે નગરનો શિક્ષિત વર્ગ પાશ્ચાત્ય ભાવનાઓથી ઉન્મત બની ગયો હતો, અને જે નગર હિંદુસ્તાનના બીજા સ્થાનો કરતાં વિશેષપણે યુરોપિયનસાઇ બની ગયુ હતું. આ મહાત્માની પાસે પુસ્તકીયા જ્ઞાન લેશ માત્ર પણ નહતું, તેઓ મહાબુદ્ધિશાળી છતાં પોતાનુ નામ પણ પૂરૂ લખી શકતા નહતા, અને તેમ છતા પણ તેમના કથનને યુનિવર્સિટીના સર્વોત્તમ તીક્ષ્ણ બુદ્ધિસંપન્ન ગ્રેજ્યુએટો એકે અવાજે સ્વીકારતા હતા. એ મહાપુરૂષની મગજશક્તિ આગળ આપણે બધા નાના બાળક જેવા છીએ, તે એક વિલક્ષણ પુરૂષ હતા. "

"સર્વ ધર્મના ગર્ભમા રહેલી સમાનતા—એકતાને પ્રકટ કરીને

તેનો વિસ્તાર કરવો એજ મારા ગુરૂનો ઉદ્દેશ હતો બીજા ધર્મ સ્થાપકોએ પોતપોતાના નોખનોખા ધર્મોનો ઉપદેશ કરેલો છે, અને તે ધર્મો તેમના પોતાના નામથીજ ઓળખાય છે, પરંતુ ઓગણીસમી સદીના આ ધુરંધર મહાત્માએ એવુ કશુજ કર્યું નથી અને કોઇ પણ ધર્મને ઉતરતો જણાવ્યો નથી, કારણ કે તેમને સ્પષ્ટ સમજાયુ હતુ કે —

"સર્વ ભિન્ન ભિન્ન ધર્મો તે મૂળ એકજ અનાદ્યનંત "સનાતન ધર્મ"ની જુદી જુદી શાખાઓ છે."

"એમના ઉપદેશ આજના જમાના માટે અત્યંત ઉપકારક છે, એમ હું માનુ છુ એ મહાપુરૂષની અંદર પરમાત્માની વિભૂતિનો પ્રકાશ હતો એ નિશ્ચયપૂર્વક માનજો એ ગરીબ બ્રાહ્મણનો પુત્ર કે જેનો જન્મ બંગાળામાં કોઇક દૂરના અપ્રસિદ્ધ ગામડામા થયો હતો, તેને આજે યુરોપ અને અમેરિકાના હજારો શિક્ષિત સ્ત્રીપુરૂષો દેવતુલ્ય માનીને વંદન કરે છે, અને હજી પણ તેના ઉપાસકોની સંખ્યા અનેકગણી વધતી જાય છે, ઇશ્વરની ઇચ્છાનો ભેદ સમજવા કોણ સમર્થ છે? હે બંધુઓ! જો તમે આ મહાપુરૂષના જીવનમા ઇશ્વરના ઉદ્દેશ અને પ્રેરણાનુ દર્શન ન કરી શકો તો મારે કહેવુ પડશે કે તમે અંધ છો જન્માંધ છો."

+ + + + +

પરમહંસદેવની વ્યાધીગ્રસ્ત દશામા એક વેળાએ એક મનુષ્યે પુછ્યું કે —"મહારાજ! તમે એક મહાન યોગી છો ત્યારે તમે શરીરનો જરાક વિચાર કરીને તમારા રોગને મટાડવાનો પ્રયત્ન કેમ નથી કરતા?" પ્રથમ તો તેમણે કશો ઉત્તર આપ્યો નહિ, પરંતુ જ્યારે તે મનુષ્યે એનો એ પ્રશ્ન બે ચાર વાર પૂછ્યો, ત્યારે તેમણે મૃદુસ્વરથી જવાબ આપ્યો કે, "મારા મિત્ર! હુ ધારતો હતો કે, તમે પણ એક મહાત્મા હશો, પરંતુ તમે પણ સંસારના બીજા મનુષ્યો જેવીજ વાતો કરો છો, મારૂં મન મે ઇશ્વરને અર્પણ કરેલું છે, ત્યારે તમે શુ એમ કહેવા માગો છો કે તે પાછુ લઇ લઉં અને શરીર કે જે આત્માનુ એક બંધન જ છે, તેના હિત માટે તેની યોજના કરૂ?"

ઉપદેશકોને તેઓ એજ સલાહ આપતા કે, "પ્રથમ પોતામા રહેલા દોષોનેજ જોવાની શક્તિ પ્રાપ્ત કરો, પોતાનાજ ચારિત્રને અને આત્મજ્ઞાનને પ્રાપ્ત કરો, એટલે તેનુ પરિણામ પોતાની મેળે જ બીજાઓ ઉપર થશે. કમલ પ્રફુલ્લિત થાય છે, ત્યારે તેમા રહેલા મધુને મેળવવા માટે મધમાખીઓ આપોઆપ જ દોડી આવીને એકઠી થઇ જાય છે

તેઓ કહેતા કેઃ—

"મનુષ્યમાં જેમ જેમ આત્મજ્ઞાનનો પ્રકાશ વધતો જાય તેમ તેમ તે સત્તા અને શક્તિમા ખીલતો ચાલે છે. માટે સર્વ પ્રથમ એજ પદાર્થને મેળવીને તમારા પોતાના જીવનને જ ઉન્નત બનાવો "

વિવેકાનંદજી કહે છે કે —

"જેમના મનમા ધર્મને માટે ખરી લાગણી હોય છે તેઓ જ ઉપલી વાતને સમજી તથા પાળી શકે છે, અને જેમણે પોતે એ તત્ત્વનો સાક્ષાત્કાર કર્યો હોય છે, તેઓજ તેને લગતુ જ્ઞાન બીજાઓને આપી શકે છે તેઓજ મનુષ્ય જાતિના મહાન શિક્ષકો થઇ શકે છે અજ્ઞાનના ગાઢ અધકારમા જ્ઞાનનો આબાદ પ્રકાશ પાડવાની ખરી શક્તિ માત્ર તેમનામાજ રહેલી હોય છે "

× × × × ×

"ખરો ગુરૂ તેનેજ કહી શકાય કે જે વિદ્યુતવેગે એક વિદ્યાથી અથવા શિષ્યની અવસ્થામા આવી જાય, શિષ્યના આત્મામા પોતાના આત્માને પ્રવેશાવે, શિષ્યના નેત્રોથી પોતે નિહાળે, તેના કર્ણોથી પોતે સાભળે ને તેના મનવડે જ તેની બધી વાતો સમજે, આવો ગુરૂજ શિષ્યને સત્ય જ્ઞાનનુ દાન આપી શકે છે બીજાથી તે આપી શકાતુ નથી. સાધારણ રીતે વિશ્વમા જે કેટલાક વિઘાતક ગુરૂઓ આપણા જોવામા આવે છે, તેઓ કશુજ હિત કરી શકતા નથી "

× × × × ×

"ભાષા અને વકતૃત્વશક્તિનો લોકોના મનપર પ્રભાવ નથી પડતો, કિન્તુ વકતાની આત્મશક્તિ કે જે તેના પ્રત્યેક શબ્દ અને પ્રત્યેક વચનમા વ્યાપ્ત હોય છે, તેનો જ પડે છે "

"મારા આ કહેવાનો અનુભવ દરેકને મળી શકે છે ઘણીકવાર આપણે અત્યત સુદર, મનોહર અને વકતૃત્વ કળાથી ભરપૂર ભાષણો સાભળીએ છીએ અને તેમાં બુદ્ધિના આશ્ચર્યકારક વાદવિવાદો ભરેલા આપણા જોવામાં છતાંપણ આપણે ઘેર જતાજ આપણે તે સર્વ ભૂલી જઈએ છીએ. બીજી તરફ કોઇવાર કોઇ મનુષ્યના મુખમાથી અત્યત સરળ ભાષામા બોલાયલા થોડાક શબ્દોને પણ આપણે મરણપર્યંત ભૂલી શકતા નથી અને તે શબ્દો આપણા આત્માના એક ભાગરૂપ બની જઇને ઉત્તમ પરિણામો નિપજાવે છે. "

શ્રી રામકૃષ્ણ પરમહસ પણ એવોજ ઉચ્ચકક્ષાના અસાધારણ મહાત્મા હતા એમ દર્શાવતા વિવેકાનંદજી કહે છે કે —

" મારા ગુરૂના જીવનનો પ્રથમ ભાગ આત્મજ્ઞાનની પ્રાપ્તિમાં વ્યય થયો હતો અને શેષ જીવનનો તેમણે તે જ્ઞાન બીજાઓને વહેંચી આપવામાં વ્યય કર્યો હતો.

" એ અદ્ભુત અને અલૌકિક મહાત્માના દર્શન માટે સહસ્ત્રાવધિ જનો આવીને એકત્ર થતા અને તેમની ગ્રામ્ય ભાષા કે જેનો એકએક શબ્દ અદ્ભુત શક્તિમાન્ અને જ્ઞાન પ્રકાશથી પ્રદીપ્ત હતો, તે સાંભળવાની ઉત્કંઠા ધરાવતા. "

× × ×

' દિવસ રાતના ચોવિસ કલાકમાંથી વીસવીસ કલાક તેઓ ઉપદેશ આપવામાં વીતાડતા એ ક્રમ એક બે દિવસ નહિ, કિન્તુ માસોના માસો પર્યન્ત અખંડ ચાલ્યા કરતો હતો અને ઉપદેશના ઉત્તમ પ્રવાહથી ભીંજાઈને જ્યારે જનસમૂહ વિખેરાઈ જતો, ત્યારેજ તેમને વિશ્રાંતિની વેળા મળતી હતી મનુષ્ય જાતિ માટે તેમના હૃદયમાં એટલો બધો પ્રબળ પ્રેમ હતો કે, પોતાને ત્યાં આત્મિક સાહયતા મેળવવા આવનાર મનુષ્ય દીનમાં દીન હોય તો પણ તેઓ કદાપિ નિરાશ કરતા નહોતા અને વધારે બોલવાથી તેમને ગળાનો એક દુઃખદરોગ લાગુ પડયો, તોપણ પોતાનો એ ક્રમ તેમણે છોડયો નહિ, કોઈ પણ મનુષ્ય પોતાને મળવા આવ્યું છે, એવી જાણ થતાજ તેને તેઓ પોતા પાસે બોલાવતા અને શાંતિથી તેના સમસ્ત પ્રશ્નોના યથાર્થ ઉત્તરો આપતા સારાંશ કે વિશ્રાંતનો સમય માટે નિર્માણજ થયો નહોતો.

× × ×

" મારા ઉપરથી એ મહાપુરૂષની તુલના કરતા નહિ હું હલકામાં હલકા યંત્ર જેવો છું. "

× × × ×

" એમનું સમગ્ર જીવન ઉપનિષદોના સમન્વયરૂપ હતું, એમના ઉપદેશ કરતા એમનું જીવન વિશેષરૂપે ઉપનિષદોના મુર્તિમાન ભાષ્યતુલ્ય હતુ જાણે ઉપનિષદ્નું જ્ઞાનજ મનુષ્યરૂપ ધારણ કરીને પ્રકટ થયું હોય એવા તે મહાપુરૂષ હતા "

× × × ×

" જો હું મારા આખા જીવનમાં એક પણ સત્ય જાહેર કરી શક્યો હોઉં તો તે સત્ય હું તેમની પાસેથી શીખ્યો છું "

" જો મે મન વાણી અને કર્મથી એક પણ સત્કાર્ય કર્યું હોય, જો જગતના કોઈ પણ મનુષ્યને ઉપકારક થઈ પડે એવું એક પણ વચન મારા

મુખમાંથી નીકળી ગયું હોય તો તેના યશ અને નહિ પણ એ મહાપુરૂષને જ છે.

\+ + +

" મારામાં જે કાંઇ જીવનપ્રદ, બળ પ્રેરનાર અને પવિત્રતા આપનાર શકિતઓ હોય તે સર્વ તેમની પ્રેરણાનું અને તેમનાજ ઉપદેશનું પરિણામ છે, અથવા એ સર્વમાં તે પોતેજ રહેલા છે "

\+ + +

" જે દેશમાં એવા મહાત્માઓ જેટલા અધિક ઉદભવે છે તેટલા પ્રમાણમાં તે દેશની અધિક ઉન્નતિ થાય છે, અને જે દેશમાં તેમનો અભાવ હોય છે તે દેશ અવનત અવસ્થામાં જ રહે છે. "

× × × ×

---

## પ્રકરણ ૮૬ મું.

---

### સ્વામી રામતીર્થ.

સ્વામી રામતીર્થનો જન્મ પંજાબ પ્રાંતમાં આવેલા ગુજરાનવાલા જીલ્લાના મરલીવાળા નામના નાના ગામમાં સને ૧૮૮૩ના અકટોબર માસની ૮મી તારીખે ગોસ્વામી કુટુંબમાં થયો હતો

હિંદી રામાયણના કર્તા મહાત્મા શ્રી તુલસીદાસજીના વંશમાં તેમનો થયો હતો, તેમના પિતાનું નામ ગોસ્વામી હીરાનંદજી છે સ્વામીશ્રીનો જન્મ થયા પછી થોડાજ દિવસ થયા પછી એમના માતુશ્રીનો દેહાંત થવાથી એમના ફોઇએ એમને ઉછેર્યા હતા નાનપણમાં માનું ધાવણ નહિ મળવાથી શારીરિક પ્રકૃતિ કાંઇક નિર્બળ હતી, પરંતુ પાછળથી કસરતાદિ નિયમોથી તેમજ આત્મબળના પ્રભાવે શારીરિક સ્થિતિ સુધારી હતી.

નાનપણમાં પોતાના ગામમાં જ તેમણે પ્રાથમિક શિક્ષણનો અભ્યાસ કર્યો હતો તે પછી વધુ અભ્યાસ માટે તે ગુજરાનવાલાની હાઇસ્કુલમાં દાખલ થયા હતા ગુજરાનવાલા શહેરમાં આવી તે ત્યાંના એક ધનાભગત નામના સજ્જનને ત્યાં રહેવા લાગ્યા ધનાભગતે પણ તેમને પોતાને ત્યાંજ રાખ્યા સ્વામીજી અભ્યાસ કરવા ઉપરાંત જે સમય મળતો તે ધનાભગતના સત્સંગમાં જ ગાળતા હતા ધનાભગત જે ઉપદેશ કરતા તેને સ્વામીજી ધ્યાનપૂર્વક સાંભળતા અને જ્યારે મૌન રહેતા ત્યારે પોતે પોતાનું પુસ્તક વાંચતા તેઓ હંમેશા પોતાની પાસે એકાદ પુસ્તક તો રાખતાંજ અને

જ્યારે જ્યારે અવકાશ મળતો ત્યારે ત્યારે તે વાચ્યા કરતા. ધનાભગતનો સ્વામીશ્રી ઉપર અત્યંત પ્રેમ હતો જ્યારે તેમણે મેટ્રીકની પરીક્ષા પાસ કરી ત્યારે તેમના પિતાશ્રીનો વિચાર તેમનો અભ્યાસ બંધ કરાવવાનો હતો પરંતુ ધનાભગતે તેમને લાહોરની મિશન કોલેજમા દાખલ કરાવી દીધી, જેથી તેમણે આગળ કોલેજનો અભ્યાસ શરૂ કર્યો. અને તેમણે ત્યા બી. એ. ની પરીક્ષા પ્રથમ નબરે પાસ કરી. તેઓ ગણિતમા અતિ નિપૂણ હતા જેથી બી એ થયા પછી તેમણે લાહોરની સરકારી કોલેજમા ગણિતનો વિષય લઇ બે વર્ષ સુધી અભ્યાસ કરી એમ એ ની પરિક્ષા પાસ કરી તેઓ એમ. એ થયા ત્યારે તેમની ઉમર ૨૧ વર્ષની હતી

તેઓ સવારમા પાચ વાગે ઉઠતા અને પાચથી સાત વાગ્યા સુધી અભ્યાસ કરતા, પછી શૌચાદિથી પરવારી સ્નાન કરી કસરત કરતા અને તે પછી પડિતજી પાસે જતા રસ્તામા ચાલતા પણ વાચતા એકાદ કલાક પછી ત્યા ભોજન કરીને તેમની સાથે ગાડીમા બેસી કોલેજમા જતા. કોલજમાથી ઘેર આવતા રસ્તામા દૂધ પીતા અને મુકામ ઉપર થોડો વખત વિશ્રાતિ લઇ નદી તરફ ફરવા જતા, ત્યા અર્ધો કલાક સુધી ફરી પાછા આવતા બગીચામાં ફરવા જતા, પછી મુકામ ઉપર આવી અગાસીમાં હર ફર કરતા, ત્યા અધારૂ થતુ. હરતી ફરતી વખતે પણ તે વાચતા હતા અધારૂ થયે કસરત કરી દીવો કરી સાત વાગ્યા સુધી વાચતા, પછી વાળુ કરી થોડીવાર વિશ્રાતિ લઇ પાછા સાડાદસ વાગ્યા સુધી અભ્યાસ કરતા. તેઓ કહેતા કે જો આપણે આપણા જઠરને બરાબર સભાળીને ઉત્તમ સ્થિતિમાં રાખીએ તો આનદ કિવા સુખ, ચિત્તની એકાગ્રતા, ઇશ્વરનુ સતત સ્મરણ અને આત્મ વિશુદ્ધિ આદિ આપણને સહજ પ્રાપ્ત થાય છે. બુદ્ધિ અને ગ્રહણ કરવાની શકિત તેથી સતેજ થાય છે." તેઓ ખોરાક ઘણો થોડો લેતા અને જેટલુ ખાતા તે બરોબર પચાવતા હતા. તેમને પલગ ઉપર સુવાનુ ગમતુ નહોતું જેથી તે ભોય ઉપર સુતા અને હમેશાં સવારે ચાર પાચ વાગે ઉઠી વાચવા બેસતા.

તેમના પિતા કોઇવાર તેમને મળવા માટે બોર્ડીંગમા આવતા, પરંતુ તેમના ગુરૂ તો વારવાર ત્યા આવતા હતા સ્વામીજીના પિતાનો સ્વભાવ ઘણોજ ભોળો હતો તેમને માત્ર હિદી અને સસ્કૃત આવડતું હતુ સ્વામી શ્રી ધનાભગતને જ ગુરૂ તરીકે માનતા હતા, તે કહેતા કે મને જે કંઇ જ્ઞાન મળ્યુ છે તે સર્વ ધના ભગત પાસેથી જ મળ્યું છે. કોલેજની રજાઓમા સ્વામી શ્રી પોતાને ઘેર જતા હતા બી. એ. ની પરીક્ષામા પ્રથમ

નંબરે પાસ થવાથી તેમને દર માસે ૧૦ રૂપિઆ ફેલોશીપના મળતા હતા, તેમાના થોડાક રૂપિઆ પોતાના ખર્ચને માટે રાખી બાકીની રકમ તેઓ પોતાને ઘેર અથવા તો ગુરૂજીને ખર્ચને માટે મોકલી આપતા હતા.

તેઓ ખોરાકમા એકાદ બે રોટલી અને દુધ લેતા, ઘણે ભાગે તે દુધ પીનેજ રહેતા તેઓ હમેશા બે વખત દુધ પીતા, અને પોતાના મિત્રોનુ સ્વાગત પણ દુધથીજ કરતા દવા પણ તેઓ કદી ખાતા નહોતા માસાહાર કરવો તેને એક મોટુ પાપ સમજતા અને માદક પદાર્થોને ઝેર તુલ્ય માનતા તેઓ હમેશા પોશાક ઘણો સાદો પહેરતા હતા ગ્રીષ્મ ઋતુમા એક ધોતીયુ અને એક પહેરણુ જ પહેરતા અને માથુ ઉઘાડુ રાખતા બહાર જતી વખને મલમલનો ફેંટો બાધતા. ટોપી તો કદી પહેરતાજ નહિ શીયાળામા ધાબળીનો ગરમ કોટ પહેરતા. કાલેજનો અભ્યાસ પૂરો થયા પછી તેઓ સીયાલકોટની મિશન કાલેજમા પ્રોફેસર થયા હતા ત્યા પણ શિયાળામા તે ગરમ કપડામા માત્ર એક ધાબળીનો કોટ પહેરતા સાઝે અને સવારે તે કોલેજના વિદ્યાર્થીઓને પોતાની સાથે ફરવા લઇ જતા અને તેમની સાથે આધ્યાત્મિક બાબતો ઉપર સવાદ ચલાવતા પાટલુન તો તે કદી વાપરતા નહી, તેમનુ માનસિક ધૈર્ય અસાધારણ હતુ તેમની મોટી બેન ગુજરી ગયાનો તેમના ઉપર પત્ર આવ્યો ત્યારે તે વાચીને તેઓ રાવી નદી ઉપર ગયા અને ત્યા એકાતમા ઇશ્વરને પ્રાર્થના કરી કે "પ્રભો ! આ દુઃખ સહન કરવાની શકિત આપ કે જેથી શોક ન થતા મને નિરંતર ત્હારૂ જ સ્મરણ રહે, અને મ્હારા અન્ય કર્ત્તવ્યમા હાનિ ન પહોચે."

વનસ્પતિજી નામના એક સજ્જન તેમના સહાધ્યાયી હતા તે બને જણુ ઘણો વખત સાથે રહેતા અને તેથી તેમને પરસ્પર ગાઢ મૈત્રિ થઇ હતી. શ્રી રામતીર્થ તેમને પોતાની સત્રગી વાત કહેતા હતા, એક દિવસ વનસ્પતિજીએ તેમને પૂછ્યુ કે, તમારા હૃદયમા ખરી ઇચ્છા શી છે ? કોલેજના છોકરાઓને ભણવાની કે બીજી કઇ ? તેમણે જવાબ આપ્યો કે આ ભણવાનુ કામ તો માત્ર થોડા દિવસનુ છે, સ્ત્રીપુત્રને માટે થોડુ દ્રવ્ય સચય કર્યા પછી રાત્રિ દિવસ દેશાટન કરવુ અને લોકોને ઉપદેશ કરવો એજ મારી અતિમ ઇચ્છા છે જ્યા જ્યા જઇશ ત્યા ત્યા વિદ્યાર્થીઓને શીખવીશ બદલામા થોડુક દુધ મળશે તો બસ, બીજા કશાની મારે જરૂર નથી, ઉપદેશ આપીને અવિદ્યા દૂર કરવી એજ મારૂ કર્ત્તવ્ય છે.

સીઆલકોટ મિશન કોલેજમાથી લાહોરની ફોરમેન ક્રિશ્ચિયન કોલેજમાં

ગણિતના પ્રોફેસર તરીકે તેમની બદલી થઇ હતી ત્યા તેમણે બે વર્ષ સુધી નોકરી કરી હતી. ત્યાર પછી લાહોરની ઓરીએન્ટલ કૉલેજમા તેઓ રીડર તરીકે રહ્યા હતા. સર્વ સ્થળે સર્વ શિક્ષકોનો સ્વામીશ્રી ઉપર અત્યંત પ્રેમ રહેતો હતો. તે વખતના સરકારી કૉલેજના પ્રિન્સિપાલ મિ. ડબલ્યુ બેલ સ્વામીશ્રીની અસાધારણ બુદ્ધિને માટે ઘણુ જ અભિમાન ધરાવતા હતા. તેઓએ સ્વામીજીને પ્રોવીન્સીયલ સીવિલસર્વિસની પરીક્ષામા બેસવાને કહ્યુ પરંતુ સ્વામીશ્રીની ઇચ્છા નહોતી જેથી તેમણે પોતાનુ મસ્તક નમાવી અશ્રુભર્યાં નેત્રે કહ્યુ હતું કે "મે મારો પાક વેચી દેવા માટે મહેનત કરી નથી, પણ તે વહેચી દેવાને માટે જ મહેનત કરી છે એક કારોબારી અમલદાર થવા કરતા હું એક શિક્ષક થવાનું વધારે પસંદ કરૂ છુ "

સ્વામીશ્રી કૉલેજમા પ્રોફેસર હતા ત્યારે જ ઇ. સ. ૧૮૯૭ ના અકટોબરમા દિવાળીને દિવસે તેમણે આત્મવિદ્યા પ્રાપ્ત કરી લેવાનો નિશ્ચય કર્યો, તે વખતે તેમની ઉમર ૨૪ વર્ષની હતી તેમણે તે વખતે પોતાના પિતાને એક પત્રમા લખ્યુ હતું કે—"આપના પુત્રનુ શરીર હવે વેચાઇ ગયુ છે હવે 'રામ'ને મારૂ એવો ભેદ રહ્યા નથી આજે દિવાળીને દિવસે મારૂ શરીર આપી દેઇ મેં ગુરૂજીને જીની લીધા છે, હવે તમારે જે કાંઈ જોઇએ તે મારા માલીક પાસેથી માગી લ્યે. તે તરત જ તમને આપશે. આજે ૧૯-૨૦ દિવસથી તે મારૂ બધુ કામ કરે છે તો પછી તમારૂ કામ કેમ નહિ કરે? તેમની જેવી આજ્ઞા હશે તેમ થશે. આપણુ ગોસાઇયોનું ધન ગુરુ મહારાજ જ છે, એ ખરૂં ધન છોડી દઇ સસારના ખોટા ધનની પાછળ પડવુ યોગ્ય નથી "

આ પછી બે વર્ષે તેમને વૈરાગ્યની ઉત્તમ દશા પ્રાપ્ત થઇ. અને સને ૧૮૯૯ની આખરે કૉલેજની ગણિતના પ્રોફેસરની જગ્યા તેમણે છોડી દીધી અને હિમાલય તરફ ચાલી નીકળ્યા "તે વખતે તેમને ૨૬ મુ વર્ષ ઉતરી ૨૭ મુ વર્ષ બેઠુ હતુ, તેમનુ લગ્ન થયેલુ હતુ તેમને બે પુત્ર અને એક પુત્રી હતા મોટા પુત્રનુ નામ મદન મેહન અને નાનાનુ નામ બ્રહ્માનંદ હતું. તેમણે હિમાલયમા જઇ કઠિન તપશ્ચર્યા કરી અને બ્રહ્મ વિદ્યામા નિપુણતા મેળવી ત્યા ગયા પછી એક વર્ષની અંદર જ તેમણે સન્યાસ લીધો. તે પછી થોડાજ મહિનામા તેમને પૂર્ણતાની સ્થિતિ પ્રાપ્ત થઇ અને યોગબળ મેળવ્યુ તે પછી બે વર્ષે ધર્મ મહોત્સવ પ્રસંગે તેઓ મથુરા આવ્યા હતા ત્યા તેમના ઉપદેશ સાંભળવાને એટલા બધા લોકો આવતા કે કે તંબુ કે મંડપમા તેઓ માઇ ન શકવાથી તેમને યમુનાના પટમા વ્યા-

ખ્યાનો આપવા પડતા ત્યા પણ ટાઢ તડકો, કે પવન કોઈને નહિ ગણતા ઘણાં મનુષ્યો એકઠા થતા અને સ્વામીજીની પાછળ જ ભમતા

સને ૧૯૦૨મા સ્વામીશ્રી પ્રવાસે નીકળ્યા અને ત્રણ વર્ષમા મિસર, અમેરિકા, જાપાન વિગેરે દેશોમા જઇ આવ્યા આ ત્રણ વર્ષમા તેમણે લોકોને પુષ્કળ ધર્મોપદેશ કર્યા છે તે છતા તેમણે પોતાની આત્મીક ઉન્નતિની સાધના બધ કરી નહોતી, લક્ષ્મીની તેમણે કાંઇ પણ દરકાર રાખી નહોતી છતા આખી દુનીયાનો પ્રવાસ કર્યો હતો સ્વામીશ્રી અમેરિકામા હતા ત્યારે ત્યાના યુનાઇટેડ સ્ટેટસનો પ્રેસીડેન્ટ ખાસ સ્વામીશ્રીના દર્શન કરવાને માટે બે વખત તેમની પાસે આવ્યો હતો. તેણે સ્વામીજીને પૂછ્યુ કે આપને કાઇ જોઇએ છીએ ?" ત્યારે તેમણે કહ્યું કે રામને કોઇ વસ્તુની જરૂર નથી તો તે શુ માગે? આશા વિશ્વની દોલત અને બાદશાહોની બાદશાહી પણ "રામ" નીજ છે 'રામ' બાદશાહનો બેપરવા છે, અને બાદશાહોનો બાદશાહ છે યાચના કરવાને માટે શુ તેણે સન્યાસ લીધો છે ? ના "

અમેરિકાના લોકો "રામ" ઉપર એટના બધા મોહી પડયા હતા કે તેમની ક્ષુધા તૃપ્ત કરવાને માટે રામને એક દિવસમા છ છ વખત વ્યાખ્યાનો આપવા પડયાં હતા ત્યાના ઘણા લોકો 'રામ'ના ઉપદેશના ખરા શ્રોતા બન્યા હતા અને કેટલાક તો તેમને પેગબર કે ઇશ્વરનો અવતાર માનવા લાગ્યા હતા પોતે કેલીફોર્નીયામા આપેલા ભાષણ માટે ત્યાના એક વર્તમાન પત્રમા એક લેખ આ પ્રમાણે આવ્યો હતો—" હિદુસ્થાનમા હિમાલય પર્વત ઉપર અતકર્ય જ્ઞાની યોગીઓ રહે છે એમ અમે આજ સુધી સાભળતા હતા, પરતુ અમે આજે તેમાના એકને નજરે જોઇએ છીએ આ સ્વામીશ્રીનુ અગાધ જ્ઞાન જોઇને એમ લાગે છે કે નવા જગતના જ્ઞાનની અથવા સુધારાની દિશા ભૂલભરેલી છે, આ તરફ એક પણ રામતીર્થ થયો નથી અને ભવિષ્યમા થવાના ચિન્હ પણ હજુ દેખાતા નથી"

સ્વામીશ્રીએ બે વર્ષના ટુક સમયમા અમેરિકામા કેટલુ બધુ કાર્ય કર્યું અને તેની અમેરિકન લોકો ઉપર કેટલી બધી અસર થઇ હતી તેનુ વર્ણન કરી શકાય તેમ નથી

સ્ટીમરનો પ્રવાસ કરતી વખતે સ્ટીમરમાના અમેરિકન લોકોને સ્વામીશ્રી અમેરિકન જ છે એમ લાગતુ અમેરિકા જતા પહેલા જાપાન જતી વખતે જે જાપાનીઓને સ્વામીશ્રીને મળવાનો અને વાતચીત કરવાનો લાભ મળ્યો હતો તેઓ પાછળથી કહેતા કે સ્વામીશ્રી હજુ અમારી ઓરડીમા

જ છે એમ અમને લાગે છે તેમનુ ઉચ્ચ અને ભવ્ય કપાળ અને ભગવો પોશાક જોઇ અમને અમારા ઘરેથી દેખાએલા પ્રિય ફીજીમા જ્વાળામુખીનું સ્મરણ થાય છે જાપાનમા ટાકીઓ ઇમ્પીરીઅલ યુનીવર્સીટીની સસ્કૃત પાઠશાળાના પ્રોફેસર તાકા કુસુએ સ્વામીશ્રી વિષે "પૂર્ણત્વ પામેલા ખરા હિંદી તત્ત્વવેત્તા મ્હે એમનેજ જોયા." એવા ઉદ્‌ગાર કાઢયા હતા. સ્વામીશ્રી ઇજીપ્તમા ગયા ત્યારે ત્યાના મુસલમાનોએ તેમનો ઉત્તમ સત્કાર કર્યો હતો તે લોકોની ઇચ્છાથી તેમણે ત્યાની એક મસ્જીદમા ફારસી ભાષામા વ્યાખ્યાન આપ્યુ હતુ અને તે લોકોને બહુજ ગમ્યુ હતુ

અમેરિકામા એક જણે સ્વામીજીને પૂછ્યુ કે, પૈસા વગર તમને કેમ ચાલશે? તેને સ્વામીશ્રીએ જવાબ આપ્યો કે, 'રામ'ને જેની જરૂર પડે છે તે વસ્તુ એની મેળેજ તેને આવી મળે છે, કારણ કે 'રામ' આખા વિશ્વને ચાહે છે, એટલે આખુ વિશ્વ 'રામ'નેજ ચાહે છે, પછી જોઇએ તો 'રામ' અમેરિકામા રહેતા હોય કે હિંદુસ્તાનમા રહેતા હોય પણ આખુ જગત 'રામ'નુજ ઘર છે

સ્વામીશ્રી સદા ૐ એ પ્રણવમત્રનો ઉચ્ચાર કર્યા કરતા હતા. ઉપદેશ કરતા પણ વચ્ચે એકાએક જોરથી તેઓ પ્રણવનો ઉચ્ચાર કરી જતા. અમેરિકાના પર્વતમા ઝાડીઓમા જ્યા 'રામ' જઇને રહેતા ત્યા ૐકારનો અવ્યાહતધ્વનિ સભળાયા કરતો અને તેથી આકાશ ગાજી રહેતુ મીસીસ વેલમન નામની એક અમેરિકન સ્ત્રી 'રામ' ની ભક્તિમા એટલી બધી લીન થઇ ગઈ હતી કે એવી સ્ત્રી આ વિશ્વમા પોતાના છોકરા ઉપર પ્રેમ રાખનારી પણ નહિ હોય. તે બાઈ વૃદ્ધ હતી હિંદુસ્તાની ભાષા સમજી શકતી નહોતી તોપણ તે 'રામ'ને મળવા માટે પઞાબમા આવી હતી.

અને કેટલાક વર્ષો સુધી અહીં રહી 'રામ'ની જોડે જગલોમા ફરી-ફરીને રામના ઇશ્વરી પ્રેમમા લીન થઈ હતી, પછી અમેરિકા જતા પહેલાં લાહોર અમૃતસર અને 'રામ'ની જન્મભૂમિ મરાલીવાલા એ શહેરો તેણે જોયાં હતા જે ઓરડીમા રામનો જન્મ થયો હતો તે ઓરડી, જે નિશાળમા નાનપણમા તે ભણ્યા હતા તે નિશાળ અને જે ઘરમા બેસીને તે રમતા તે ઘર જ્યા બેસીને તે વાચતા તે જગ્યાએ સર્વ સ્થળો તેને ઘણાં ગમતા 'રામ'ના છોકરા, તેમની પત્નિ અને તેમના ઘરના માણસો સૌના ઉપર તેને પ્રેમ હતો. તે સદા ૐ એ પ્રણવ મત્રનો જપ કરતી એટલુંજ નહિ પણ પોતાના પોપટને પણ તેણે એ મન્ત્રાચ્ચાર કરતા શીખવ્યુ હતુ જે દેશમા સ્વામીશ્રી જતા ત્યાના લોકાની પણ વેલમન જેવીજ સ્થિતિ થતી

હતી. અમેરિકા જાપાનમા ભણવા જતા વિદ્યાર્થીઓને માટે તે દેશમા સવડ કરવાનો સ્વામીશ્રીએ ઘણો પ્રયત્ન કર્યો હતો અને તે સફળ પણ થયો હતો. અમેરિકામા 'સ્વામી રામ સોસાયટી' એ નામની સસ્થા સ્થપાઇ છે અને તે વિદ્યાર્થીઓને ઘણી ઉપયોગી થઇ પડી છે

સ્વામીજી પૃથ્વી પર્યટન કરીને સને ૧૯૦૫ મા પાછા હિદુસ્તાનમાં આવ્યા તેમના આવ્યા પછી મથુરામા તેમના કેટલાક શિષ્યોએ સ્વામીશ્રીને નવી સસ્થા સ્થાપવાનો આગ્રહ કર્યો પણ સ્વામીશ્રીએ તે વાતની ના પાડી અને કહ્યુ કે "હિદુસ્થાનમા કામ કરતી બધી સસ્થાઓ આપણીજ છે જેથી તેમના દ્વારા આપણે કામ કરવુ" તે પછી તે આનદના ઉભરાથી નેત્રો બધ કરી, હાથ પહોળા કરી આ પ્રમાણે બોલ્યા—"ક્રિશ્ચિયન, હિદુ, પારસી, આર્યસમાજી, શીખ, મુસલમાન, કિબહુના મ્હારા પ્રિય ઇષ્ટ-દેવતાના ભરતભૂમિના અન્નપાણીથી જેમના અસ્થી, સ્નાયુ, રક્ત અને મસ્તક બધાયા છે, તે સર્વ માણસો મ્હારા બધુઓજ છે, અરે! મારા આત્માઓજ છે! તેમને કહો કે હુ તેમનો છુ. હુ સૌનો સ્વિકાર કરૂ છુ હુ કોઇને દુર રાખતો નથી હુ પ્રેમ છુ, પ્રેમ એ પ્રકાશનાં કિરણોની પેઠે સર્વ વસ્તુઓને પોતાના તેજથી દીપાવે છે. ખરેખર હુ પ્રેમનો સાગર છું. મારો સર્વ ઉપર સરખો પ્રેમ છે જે કોઇ આ પ્રેમસાગરમા ડુબકી મારશે તે નિસશય પ્રેમમય બનશે વધારે તો શુ પણ જે કોઇ શત્રુભાવે આવશે તેને પણ હુ પ્રેમથીજ આલિગન આપીશ મારા પ્રેમનો પ્રવાહ એવો પ્રચંડ છે કે શત્રુતા તેમા ક્યાએ ડુબી જશે" સ્વામીજીનો વિશ્વવ્યાપી પ્રેમ અને નિશ્ચયઆત્મશાતિ કેવી હતી તે ઉપરના શબ્દોથી જણાઈ આવે છે

તે પછી સ્વામીજી ઉત્તર હિદુસ્તાનમા કેટનાક મુખ્ય શહેરોમા ગયા, અને ઠેકાણે ઠેકાણે વ્યાખ્યાનો દ્વારા ઉપદેશ કરીને પછી પર્વત ઉપર રહેવા ગયા તા ૧૫ મી ઓગસ્ટ ૧૯૧૬ ને રોજ સ્વામીજીના પરમ ભક્ત હરિજી, પૂરણજી અને અમૃતસરના પડિત જગતરામજી તેમના દર્શનાર્થે પર્વત ઉપર આવ્યા હતા, આ ત્રણે ભક્તો લાહોરથી દહેરાદુન અને રાજપુર થઇ મસૂરીના પહાડ ઉપર ચડયા અને ત્યાથી પર માઇલ ઉપર આવેલા તિહરી નામના સ્થળે આવી પહોચ્યા ધનાડીગી આગળ જતા એક ઘણુજ સુદર વન આવ્યુ. ત્યા હજારો જાતના ફુલો હતા, તેમના નામ અને શોભા અપૂર્વ હતાં. રૂપેરી પાણીથી ખળખળ વ્હેતા ઝરા, ઘેર અગરો, બરફથી ઢકાયલા ગગોત્રીના શિખર વિગેરે હુ કદી ભૂલી શકીશ નહિ એમ હરિજી કહે છે જરાક આગળ જતા તેમને એક પહાડી માણસ મળ્યા. તેના

કપાળ ઉપર તેજ, અને નેત્રોમા આનદ ચમકતો હતો. અમને જોતાજ તે દોડતો આવ્યો અને પૂરણજીના પગ ઉપર મસ્તક મૂકીને ૐ ૐ એમ બોલવા લાગ્યો. 'રામ' બાદશાહના દર્શન કરવા નીકળ્યા છો કે ? એમ તેણે અમને જોઇ પૂછ્યુ, અમે હા પાડી, તેથી તેણે હાથ જોડી વિનતી કરી કે, " મને પણ તમારી સાથે તેડી જાવ. હુ રસ્તામા તમારી સેવા કરીશ. જે રામ ભગવાનના દર્શને જાય છે, તેમને રસ્તો બતાવીને તેમની સેવા ચાકરી કરવાની મને આજ્ઞા છે, " આ સાભળી પૂરણજીએ પોતાના સાથીઓને કહ્યું કે " આનુ નામ મસ્તરામ છે " રામ " ના સત્સગમા એણે કેટલાક દિવસો ગાળ્યા છે, તેમની કૃપાથી તે ઇશ્વર બન્યો છે, અને પ્રણુવોચ્ચરનુ ગાન કરતો જગલમા ફર્યાં કરે છે " પછી મસ્તરામ સૌને લઇ ચાલ્યો અને થોડીવારે અમે સાથે તિહરી આવી પહોચ્યા ત્યા પુરણજી શેઠ મુરલીધરના બાગમા રામાનદ સ્વામીના દર્શન કરવા લાગ્યા, એ રામાનદ સ્વામી રામતીર્થના શિષ્ય હતા, તેમનું પ્રથમનુ નામ તુલારામ હતું. તેમણે ખબર આપી કે સ્વામીશ્રીનો પહાડ અહીંથી ૫૦ માઇલ દુર છે માર્ગ ઘણોજ વિકટ છે અને ડગલે ડગલે જવાનુ જોખમ છે ચોમાસુ હોવાથી નદીનાળા પૂરથી ઉભરાય છે પર્વત ઉપરથી મોટા મોટા પથ્થરો તુટી પડે છે કોઈ કોઇ જગ્યાએ તો રસ્તો માત્ર ચાર ચાર પાચ પાચ તસુજ પહોળો હશે. આ બધુ સાભળી અમે પ્રથમ તો સર્વ ઢીલા થયા પણ પાછળથી વિચાર કર્યો કે મરણુ કંઇ છોડે તેમ નથી, ગમે ત્યારે પણ આવશે જ તો પછી રામભગવાને પ્રીત્યર્થે બલિદાન કેમ ન આપવુ ? તિહરીના મહારાજાએ તેમની સાથે ત્રણ નોકરો આપ્યા, જેથી સર્વ નીકળ્યા અને ધુટી જઇ મુકામ કર્યો બીજે દિવસે બહલંગ ગગાને કિનારે ૨૫ માઇલ સુધી ગયા, પછી એક સુદર ઝરો આવ્યો આગળ જતા તો દશ દશ પદર પંદર ડગલે જ ઝરા આવવા લાગ્યા ત્યાર પછી તેઓ વસિષ્ટ ગગાને કિનારે કિનારે ચાલવા લાગ્યા સ્વામીશ્રી રહેતા હતા, તે પહાડમાથી વસિષ્ટગગા નીકળી છે તેમને બે દિવસ સુધી પર્વતના ભયકર રસ્તાઓ ઉપર ચાલવુ પડતુ ત્રીજે દિવસે સત્વગુણથી ભરાઇ ગયેલી જમીન ઉપર જાણે ચાલ્યા જતા હોય તેમ સૌને લાગવા માડયુ ઉપરજ 'રામ' ભગવાન રહેતા હતા! અહાહા! કેવો આનદ! જાણે પવિત્રતાનો વરસાદ વરસતો હોય! એ પહાડ, એ આનદભરનનું વર્ણન કરવાની કોની કલમમા શક્તિ છે ? આખુ જગલ પહાડી ઝરાઓથી ભરેલું હતું જરાક આગળ જતાં 'રામ' ભગવાનની પર્ણકુટી નજરે પડી ભગવા કપડા સુવર્ણા

હતાં કે આખી દુનિયાનો બાદશાહ અહીંઆજ છે. કોઈના મનમા કશું દુ:ખ રહ્યું નહિ, હરિજી તો દોડીને ‘ રામ ’ ભગવાનના ચરણમા આળોટી પડયા સ્વામીશ્રીએ તુરતજ તેને ઉઠાડીને હૃદયે ચાપ્યા અને ખડખડ હસીને તે બોલ્યા —“ બેટા ! તું આવ્યો ? ઠીક થયુ ચાલ હુ તને તખ્ત ઉપર બેસાડુ છુ ” એમ કહીને સામે પડેલી ઉચી શીલા ઉપર તેને બેસાડીને પોતે ઉભા રહ્યા અને બોલવા લાગ્યા —“ પ્યારા ભાઈ ! આ જો પર્વતોનો કેવો કિલ્લો બન્યો છે ! આ સુંદર પહાડી હવા, ચળકતો સૂર્ય, વાંકાચુંકા વહેતા ઝરા ત્હારા યશોગાન કરે છે ! એ સૌમા તુજ છે. શોક શાનો ? ભય શાનો ? તુ શુદ્ધ આત્મદેવ છે. ” હરિજી લખે છે કે,–“ તે વખતે અમારી સ્થિતિ હું વર્ણવી શકનો નથી ‘રામ’ ભગવાનની શોભા અવર્ણનીય હતી જો વિશ્વમા કયાઇ ઇશ્વર હોય તો તે અત્યારે આ શિલા ઉપર જ બેઠો છે એમ સૌને લાગતું હતું, ”

હરિજી આવી પહોચ્યા પછી સ્વામીજીએ એક પહાડી છોકરાને બોલાવીને ચાર શેર દૂધ જલદી લાવી આપવા કહ્યું, ત્યાર પછી તેઓ બોલ્યા કે —“ બેટા ઉત્તર કાશી અહીંથી બે દિવસના રસ્તા ઉપર છે પવાટી કાટાનો પ્રસિદ્ધ પર્વત અહીંથી ૧૮-૨૦ માઇલ છે કેદારનાથનો આશ્રમ પણ બે દિવસના રસ્તા ઉપર છે એ સ્થળો તમને બતાવવાને માટે ‘રામે’ ચુટી રાખ્યા છે મરજી થશે ત્યારે જઇશુ. બીજે કોઇ સ્થળે ન જવાય તોપણ પવાટી કાટાનો પર્વત જોવા તો અવશ્ય આવવુ જ પડશે ’ એટલામા પૂરણજી વગેરે આવી પહોચ્યા અને સૌ મળી પર્ણકુટીમા જઇ બેઠા એક પર્વતના ઉચા શિખર ઉપર લગભગ એક ફર્લાંગ જેટલુ મેદાન છે. પર્વતની તળેટીમા એક બાજુએ વસિષ્ટગગા વહે છે, બીજી બાજુએ માઇલો સુધી ઉચા પર્વતોની હાર ભીંતની પેઠે આવી રહી છે જ્યા ત્યા નિર્મળ પાણીના ઝરાઓ ખળખળ વહે છે. જમીન ઉપર વચ્ચે વચ્ચે સુંદર પુષ્પો પોતાની શોભા બતાવે છે આ પર્વતો વચ્ચે બે માઇલ સુધી મોટા મોટા પહાડી પથરાઓ પડેલા છે તેમાના એક ઉપર પાટીયા ઉભા કરેલા જણાય છે, તેજ ‘રામ’ ની પર્ણકુટી છે તેની લંબાઇ લગભગ ત્રણ અને પહોળાઈ બે ગજ હશે. અદર શુ છે ? પાચ છ નાની નાની પેટીઓ અને તેમાં પુસ્તકો સિવાય બીજુ કઇ નહોતુ ચારે વેદ અને વેદાતના આજ સુધી લખાએલા સસ્કૃત ગ્રથો ઇ૦. મૌલાના રૂમ, શમ્સ તબ્રેજ વગેરે ફારસી અને એમર્સન, વોલ્ટ, મિલ્ટન વગેરે અગ્રેજ ગ્રથકારોનું ‘ રામ ’ ના દરબારમાં સારૂં માન હતુ. પજાબી બુલ્લાશાહ અને ગોપાળસિહને પણ ‘રામ’

ના દરબારમા સ્થાન મળ્યુ હતું એક પેટીમા રામે પોતે લખેલા ગ્રંથો હતા, એક મોટો શખ પણ રાખ્યો હતો પહાડના ઉચા શિખરોએ પહોચતા જ એ શખને જોરથી ફુકવામા આવતો એક ખૂણામા એક નાનું સરખુ કરવત પણ હતું, એની વતી પાટીઆ વહેરીને સ્વામીશ્રી ઝરાઓ ઉપર પૂલ બાધતા.

દૂધ આવતા જ તે સૌને આપવામા આવ્યુ, બે ત્રણ પ્યાલા દૂધ પોતાના નાળિયેરના ( કાચલીના ) પ્યાલામા લઇને સ્વામીશ્રીએ પીધુ. પછી ખડખડ હસી પડીને બોલ્યા–" દુનિયામા જ્યા ત્યા આનદ પ્રસરી રહ્યો છે, ખટી ખટપટ જતી રહી, અહા ! કેવી શાતિ છે ! આજ ' રામ ' તમને ફરીથી કઇક કહેવાનો છે " હરિજી તરફ જોઇને ફરી બોલ્યા કે- આપણા ચારે વેદ અહીયા રાખ્યા છે ' રામે ' એ ગ્રથો ઘણીવાર વાચ્યા એને ખરૂ જોતા છેવટે બ્રહ્મવિદ્યા સિવાય બીજુ કઇ ' રામ ' ની નજરે પડતું નથી, એમ કહીને સ્મિત કરીને એક પેટીમાથી એક ગ્રથ કહાડીને સ્વામીશ્રી બુલ્લાશાહના વાક્યો સભળાવવા લાગ્યા તેમની જિહ્વામા કેવુ અદ્દભુત જાદુ હતુ ! શબ્દો પણ કેવા નીકળતા હતા ! જાણે ઉત્તમોત્તમ મોતીઓની માળાનાં મોતી સરી ન પડતા હોય ! વૈરાગ્યપૂર્ણ વાક્યો સભળાવતા સભળાવતા સ્વામીજીના નેત્રામાથી અશ્રુધારાઓ ચાલી રહી અને અન્ય સૌ ધ્યાનમા લીન થઇ ગયા પછી સ્વામીશ્રીએ વેદમાથી કેટલાક મત્રોના અર્થ તેમણે ઉત્તમ રીતે કરી બતાવ્યા એવા અર્થ હરિજીએ કોઈ વખત કર્યાં નહોતા વેદમા કેટલા સુન્દર ભાવો ભર્યાં છે તે સ્વામીજી જ્યારે ત્યારે બતાવતા

બપોરે બે વાગે સ્વામીજીએ ફરમાવ્યુ કે " બહુ મોડુ થઇ ગયુ, હવે ભજન કરો " સ્વામીશ્રીને થોડુક ખાવાનો હરિજીએ બહુજ આગ્રહ કર્યો સ્વામીજીએ કહ્યુ કે " ભોજન કરવુ મૂકી દીધાને ઘણા દિવસ થઈ ગયા એ તને માલુમ નથી ? સાજ સવાર થોડુક દૂધજ પીને રહું છુ " પૂરણજીએ પણ બહુ આગ્રહ કર્યો સૌનો અત્યત પ્રેમ જોઇને સ્વામીજી ઉઠયા અને " ઠીક ત્યારે ચાલો " એમ કહી ખીચડીના બે ત્રણ કોળીઆ ખાધા પછી ઉઠીને બોલ્યા કે " તમારી મરજી પ્રમાણે મ્હે ખાધુ, હવે તમે શાતિથી જમો "

એ આશ્રમથી ૬૦ માઈલ ઉપર નારાયણ સ્વામી રહે છે એમ સૌને માલુમ પડતાં તેમને પણ બોલાવવાની સ્વામીજી પાસે આજ્ઞા માગી, અને તે મળતા જ પૂરણજીએ એક માણસને પત્ર આપી તે તરફ મોકલ્યો,

સાંજે સુમારે ચાર વાગે સ્વામીજીએ ફરીથી ઉપદેશ કરવાનો આરંભ કર્યો. 'ખરો આનંદ કેવા સ્વતંત્રતા, ફક્ત ઇશ્વરમ–સત્યમા, રામમા રહેવાથી જ મળે છે' એ ઉપદેશનો વિષય હતો "ઇશ્વર સિવાય બીજી કોઇ વસ્તુ સત્ય નથી, એ નિયમ ઉપર વિશ્વાસ રાખીને જે ચાલે છે તેને કંઇ દુખ થતુ નથી જ્યારે મનુષ્ય જગતની વસ્તુઓને સત્ય અને ઇશ્વરને અસત્ય માનવા લાગે છે, ત્યારેજ તેને ક્લેશ–આપત્તિ આવી મળે છે" સ્વામીજીએ વળી કહ્યુ કે "જુઓ, પૈસાનો સ્પર્શ પણ ન કરતા 'રામ' આખી દુનિયાની સફર કરી આવ્યો, એ આ મહાન કાયદા પ્રમાણે વર્તવાને લીધેજ, એ કાયદા પ્રમાણે ચાલનારની આગળ દોલત ગુલામ બની રહે છે, અને દૈવ (વિજય) તેનો ચાકર બને છે સૂર્ય, ચંદ્ર અને તારાઓ તેની ઇચ્છાનુસાર ચાલે છે, અને ઇંદ્ર, વરૂણ તથા કુબેર તેનો હુકમ ઉઠાવવાને તૈયાર રહે છે," ત્યાર પછી સ્વામીજીએ પોતાનુ જીવનવૃત્તાન્ત કહીને એ કાયદો સિદ્ધ કરી બતાવ્યો. સાંજના ચારથી રાતના સાડાબાર વાગ્યા સુધી ઉપદેશ ચાલુ રહ્યો અંતમા સ્વામીજીએ કહ્યું કે—"હવે ચાલો, સૂઇ જાઓ, પણ ધ્યાનમા રાખજો કે સૂતી વખતે 'રામ' ને સાથે લઇને સૂજો નિદ્રા તમને 'રામ' થી છૂટા પાડી શકવી ન જોઇએ" હરિજી મોટે પરોઢીએ ઉઠીને જુએ છે તો સ્વામીજી પ્રથમ જાગ્રત થએલા છે તેઓ બોલ્યા—"હું સદા જાગતો જ છુ, વિવેકનો તાપ લાગ્યો ત્યારથી મ્હારી આખો મીંચાઇજ નથી

પૂરણજીએ વગેરે સૌ ઉઠીને નિત્ય વિધિ આટોપી સ્વામીજીની સેવામાં હાજર થયા વિખ્યાત જર્મન તત્ત્વવેત્તા શોપનહોરના જીવનવૃત્તાન્તની વાતો કહીને સ્વામીજીએ સૌને ખૂબ હસાવ્યા અને એમ સિદ્ધ કરી બતાવ્યુ કે, શોપનહોરને ક્લેશ થવાનુ મુખ્ય કારણ તેણે આ મોટો કાયદો તોડ્યો એજ હતુ

બપોરે સ્વામીજીએ હરિજી પાસે કેટલાક લોકોને કાગળો લખાવ્યા. તેમા એમ લખ્યુ હતુ કે—"જો 'રામ' ને મળવાની ઇચ્છા હોય તો સપ્ટેમ્બરની અંદર આવી મળી જવુ, નહિ તો પછી મળી શકાશે નહિ." "જાય છે" આ ભવિષ્યવાણી નહોતી, એમ કોણ કહી શકશે?

ઉપર કહેલી પર્ણકુટીમા નિવાસ કરી તા ૧૭ મી અક્ટોબર ૧૯૦૬ સંવત્ ૧૯૬૩ ના આશ્વિન વદ અમાવાસ્યાને બુધવારે એટલે દિવાળીને દિવસે ૩૩ વર્ષની ઉમરે સ્વામીજીએ જેને પોતે સદા ગંગી કહેતા અને જેની લહેરોમા તે સદા આનંદી રહેતા તે ગંગાને, પોતાનો દેહ અર્પણ

કર્યો સ્વામીજીએ ગુરૂને આત્મસમર્પણ કર્યું તે દિવસ પણ દિવાળીનોજ હતો. એજ દિવસે સ્વામીજીએ પોતાનુ કામ પુરૂ કર્યું અપૂર્ણ લેખ પુરા કર્યાં અને જલસમાધિ લેતા પહેલા થોડી મિનિટ ઉપર તેમની કલમમાથી નીચેના શબ્દો નીકળ્યા —

" બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઇન્દ્ર, ગગા, ભારત, હે મૃત્યુ ! મ્હારો આ એક દેહ બેશક લઇ જા, મ્હારે તેની દરકાર નથી, મ્હારે બીજા દેહોની ખોટ નથી, ચન્દ્રના નિર્મળ કિરણોમા રૂપેરી દેહ ધારણ કરીને હુ આનન્દથી વિહરીશ, જગત, નદી, નિર્ઝરાઓને વેષે ગાનો કરીશ, સમુદ્રના મોજાઓ રૂપે હું નાચીશ, આનન્દમયી મન્દ વાયુ અથવા શીતળ સુગંધી વાયુ હું જ છુ, આ બીજા બધા મ્હારા ભિન્ન ભિન્ન સ્વરૂપો જ છે આ રૂપે હું પર્વત નીચે ઉતર્યો, મૂએલાને ઉઠાડ્યા, ઉંઘનારાઓને જાગ્રત કર્યા, કેટલાક દુખીના આસુ લોહ્યા, રુદ્રાઓને હસાવ્યા, બુલબુલોને રડાવ્યા, આને સ્પર્શ કર્યો, તેને અડકયો, અહીયા ગયો ત્યા ગયો, સાથે કઇજ રાખ્યુ નહિ અને કોઇના હાથમા આવ્યો નહિ, "

આ લેખ લખીને લગભગ બપોરે સ્વામીજી ગગા ઉપર ગયા અને ગગાજીમા જલસમાધિ લીધી

તા ૧૯ મી અકટોબરને દિવસે જ્યારે આ શોક સમાચાર લાહોર પહોચ્યા ત્યારે સ્વામીજીના વડા પુત્ર મદનમોહન તથા પૂરણજી અને સ્વામીજીના સ્નેહીઓએ એ સમાચાર તેમને ગામ મરાલીવાલા પહોચાડ્યા સ્વામીજીના ધર્મપત્ની આ ખબર સાભળીને મૂર્છિત થઇ ગયા અને ઘણીવારે શુદ્ધિમા આવ્યા સ્વામીજીના પિતા અને તેમના વડા ભાઇએ પ્રથમ તો સ્વામીજીનો દેહ છુટી જવાની વાત સાચી પણ માની નહિ.

તિહરીના મહારાજાએ આ ખબર સાભળીને તરતજ પોતાના રાજ્યની સઘળી ઓફીસો બધ કરાવી દીધી સ્વામીજીના મૃત્યુનો શોક પ્રદર્શિત કરવા માટે લાહોરની મિશન કોલેજમા એક જગી સભા ભરાઇ કોલેજનો હોલ (દીવાનખાનુ) જો કે ઘણો મોટો છે તોપણ લોકોની ભીડ એટલી બધી થઇ હતી કે બેસવાની પુરતી જગ્યા પણ મળતી નહોતી. કોલેજના પ્રિન્સિપાલ ડૉ. જે સી. આર. ઇવિંગ અધ્યક્ષસ્થાને બિરાજ્યા હતા. અધ્યક્ષ મહાશયે શોક પ્રદર્શિત કરતા જણાવ્યુ કે, " મને લાહોરમા આવ્યાને ૧૮ વર્ષ થયા છે. હું આવ્યો તે સમયે રામતીર્થ કોલેજના ફર્સ્ટ ઇયર ક્લાસમાં ભણતા હતા તેમના ઉત્સુક નેત્રો અને તેમની સુંદર છબીએ મ્હારા મનપર બહુ સારી છાપ પાડી છે તે વખતનું સ્મરણ મને હજી ગઇકાલના

જેવું તાજુ જ છે, રામતીર્થ પાચવર્ષ સુધી આ કોલેજમા ભણ્યા. તેઓ સર્વથી ચતુર, હૃદયના શુદ્ધ અને દયાળુ હતા ' ફોરમેન ક્રીશ્ચીઅન કાલેજના અધ્યાપક ડોકટર આર્વિંસને જણાવ્યુ કે, " સ્વામીજીના જેટના વખાણ કરીએ તેટના થોડા છે તેમણે મહારા હાથ નીચે અભ્યાસ કર્યો હતો અને તેઓ મહારા પણ ઘણો પ્રેમ રાખતા હતા સ્વામીજી એવા મહાપુરૂષ હતા કે બીજા માણુસાની પ્રીતિ તેમના પર બહુ જલદી થઇ જતી, એમનામાં કંઇક એવી વિલક્ષણતા હતી કે જેથી તેઓ બીજા માણુસોને બહુ પ્રિય લાગતા એમણે પોતાના દેશને માટે જે જે કામો કર્યાં છે તે અનુકરણીય અને આદરણીય છે અમેરિકા જવામા એમનો ઉદ્દેશ પોતાના દેશની ઉન્નતિ કરવાનો જ હતો " બાબુ અવિનાશચદ્ર મજમુન્દાર, પ્રોફેસર રાચીરામ, લાલા ધર્મદાસ, પડિત ગમભજદત્ત વગેરે વિદ્વાન પુરૂષોએ સ્વામીજીની શ્લાઘા કરતા જણાવ્યુ કે —" સ્વામીજી એક સર્વગુણ સપન્ન અપૂર્વ મહાત્મા હતા. " મિરત, ફૈઝાબાદ ઇત્યાદિ મેટા શહેરોમા તેમના મૃત્યુનો શોક પ્રગટ કરવાને માટે સભાઓ મળી હતી વિશેષ વાત એ છે કે માત્ર સનાતની હિદુઓએ જ નહિ, પણ આર્યસમાજી અને બીજા પથના લોકોએ તેમજ અન્ય ધર્મના લોકોએ પણ સભા ભરી શોક પ્રદર્શિત કરનારા પત્રો આવ્યા અમેરિકાથી આવેલા પત્રોમા એવુ ચોખ્ખુ લખાણુ હતુ કે, " સ્વામીજીએ અમેરિકામા હિદુસ્તાનને માટે જે કામ કીધુ છે તેનો ખ્યાલ તેઓને જ આવી શકે કે જેઓ તે દેશમા જઇને તે કામોને પોતાની નજરે જુએ " અમેરિકન એક પત્રના લેખક મહાશય જણાવે છે કે, " પોર્ટલેડના જજ મી વેસ્ટર કે જેઓ ' પોર્ટલેડ રામ સોસાયટી ' ના અધ્યક્ષ છે. તેમની સાથે મને વાતચીત થતા તેમણે મને જણાવ્યું કે, જ્યારે સ્વામીજીની સાથે કાઇ પણ વાત થઇ નહોતી ત્યારે પણ સ્વામીજીની ભવ્ય મુદ્રાનું દર્શન મને એવો પ્રેમ ઉત્પન્ન થયો કે જેવો પ્રેમ મને બીજા કોઈ પણ માણસનો ચહેરો જોતા થયો નથી આ પ્રેમની અસર મને દેહાત પર્યંત રહેશે " સ્વામીજી જ્યા જ્યા ગયા ત્યા ત્યા સર્વે લોકો એમના પર એવા તો મોહિત થઈ જતા કે તેઓ પોતાના દેહનુ ભાન ભૂલી જતા અને સ્વામીજીને માટે પ્રાણુ આપવાને તૈયાર થઇ જતા. અમેરિકાના લોકો કહે છે કે, સ્વામીજીના અકાળ મૃત્યુથી ફક્ત હિંદુસ્તાનને જ નહિ પણ આખી દુનિયાને મહા નુકશાન થયું છે

સ્વામીજીના શરીરની શોધ કરવામા આવી, પરતુ તે વખતે એ જડ્યું નહિ સ્વામીજીના પરમ શિષ્ય પુરણજી જ્યારે લાહોરથી ત્યા આવ્યા ત્યારે

ગંગાપ્રવાહમાની એક ખોખમા તેમનુ શરીર એની મેળેજ બહાર આવ્યુ. બંને હાથ ઉપરા ઉપરી છાતી ઉપર મૂકેલા હતા, અને પલાઠી વાળેલી હતી જાણે સમાધિસ્થ જ ન થયા હોય! આંખો મીચેલી, ડોક સીધી અને વ્યાખ્યાનો આપતા પ્રણવોચ્ચાર કરતી વખતે જેમ મ્હો ઉઘડતું હતું તેવી જ રીતે આમેહુમ તે ઉઘડેલુ હતુ સાત દિવસ સુધી ગંગાએ જળચર પ્રાણીઓથી એ શરીરનુ રક્ષણ કર્યું હતુ તેમનુ શરીર એક પેટીમાં મૂકી ગંગાના પ્રેમીને તેના હૃદયમા સાચવી મૂકવાને માટે ગંગામા પધરાવવામા આવ્યુ.

કેટલાક કહે છે કે, “ સ્વામીજી હમેશાની પેઠે ગંગાકિનારે નહાવા ગયા હતા પણ પાણીમા ઉતરતા જ એક અત્યંત ખેંચાણવાળા વમળમાં પડી ગયા અને કેમે કરીને તેમાથી બહાર નીકળી શકયા નહિ, તેથી શરીર વિયોગ થવાનો સમય આવી પહોચ્યો છે એમ તેમને જણાવવાથી તુરત જ સમાધિસ્થ થયા” વગેરે પરંતુ સ્વામીજી તરવામા એક્કા હતા અમેરિકામાં વીસ વીસ માઇલ સુધી તરીને તેઓ સૌની આગળ નીકળી ગયા હતા. વળી ડુબકી મારવાનો તો તેમને ઘણોજ ઉત્તમ અભ્યાસ હતો, એ સત્ય ધ્યાનમા લેતાં તેઓ પાણીના વમળમાથી બહાર નીકળી શકયા નહિ એ બાબત માની શકાય તેવી નથી સિવાય બ્રહ્મશક્તિ પ્રાપ્ત થએલા મહાત્માને કઇ જડ વસ્તુ ઇજા કરી શકે? ખરી વાત એવી છે કે સ્વામીજી આત્મિક ઉન્નતિની સાતમી ભૂમિકાએ જઇ પહોચ્યા હતા કે જે સ્થિતિ પ્રાપ્ત થતાં શરીરનો આત્માની સાથે કઇજ સબંધ રહેતો નથી, સામાન્ય મનુષ્યને કાટાનું ઝાખરૂ વળગતા જેમ તે વળગેલુ ઝાખરૂ કહાડી ફેકી દે છે તેમ એ અવસ્થામા ( સાતમી ભૂમિકામા ) શરીરનુ પણ થાય છે પૂર્ણ બ્રહ્મજ્ઞાની લોકો શરીરને ઝાખરા જેવુ બાધક ગણીને તેનાથી છુટા થતા ઇચ્છે છે! અસ્તુ! એવા વિદ્વાન, બ્રહ્મનિષ્ઠ, જીવન્મુક્ત મહાત્માના શરીરનો હિંદુસ્થાનને અકાળે વિયોગ થયો એ દેશનુ દુર્દૈવ છે.

સ્વામી ‘ રામ ’ ની પેઠેજ સસાર ત્યાગ કરીને તેમની પેઠે બ્રહ્મનિષ્ઠ થવા માટે સાધના કરતા અને તે પર્વત ઉપરજ રહેતા સ્વામીજીના શિષ્ય નારાયણસ્વામી આ વિષે એમ લખે છે કે ‘ આત્મવિદ્યાનો એક એવો નિયમ છે કે જ્યારે લોકો ” ब्रह्म सत्य जगन्मिथ्या ” એ સિદ્ધાંત વિસરી જઇને સસારના મોહપાશમા ફસાઇ પડે છે, ત્યારે તેમને સેંકડો જાતની વિપત્તિઓ ઘેરી લે છે જ્યારે માબાપ પોતાના છોકરાઓ સાથેનો ઇશ્વરી સબધ વિસરી જઇને તેમના દેહ અને રક્ત ઉપરજ પ્રેમ રાખે છે,

અને એ પ્રમાણે દૈવી દૃષ્ટિ ગમાવે છે ત્યારે તેઓ પોતાના છોકરાઓનું અકલ્યાણ કરે છે. ભવિષ્યમા. વિખ્યાત થનારા મહાત્માઓ લોપ થવાનું મુખ્ય કારણ એજ નાશકારક શારીરિક મોહ છે એ મોહ વધતા ગમે તેવો મોટો સુધારક મહાત્મા અથવા અવતારી પુરૂષ ત્યા વધારે વખત રહી નથી. આપણો એનો ઉલટો પ્રેમ રામ'ના શરીર ઉપર જડાવા લાગ્યો તેથીજ આપણને તેમનો વિયોગ થયો 'રામ' ભગવાનની સમાધિનુ મુખ્ય કારણ એ છે કે લોકોનો 'રામ' ના શરીર ઉપર જેટલો પ્રેમ જડાયો હતો તેટલો તેમનો આત્મા અથવા ઉપદેશ ઉપર જડાયો નહોતો, અર્થાત્ અસલ 'રામ' ને છોડી દઇને નકલી 'રામ' ઉપર એટલે તેમના શરીરની શોભા, મધ્યમ બાંધો ચદ્રના જેવુ મુખ, અદ્‌ભૂત ડહાપણ એમ એ ની પદ્દી, બોલતા ચાલતા સુન્દર નરમ હોઠનુ સ્મિત, ઇત્યાદિ ઉપર લોકોનો પ્રેમ વધારે જડાયો હતો હવે આપણે આપણો સર્વ પ્રેમ રામના નકલી સ્વરૂપ ઉપરથી ખેચી, અસલ સ્વરૂપ ઉપર ઢાળવો જોઇએ, અને તેના ઉપદેશનુ મનન કરવુ જોઇએ." જલસમાધિ લીધા પહેલા સ્વામીજીએ કહાડેલા ઉદ્‌ગારો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સ્વામીજી પોતાના સ્વરૂપમા એટલા તો આનદી રહેતા કે સસારમાના નામરૂપ સાથેનો તેમનો સબધ છેક શિથિલ થઇ ગયો હતો અને તેમને એવી દશા પ્રાપ્ત થઇ હતી કે શરીર જાય કે રહે, બળી જાય, ગળી જાય અથવા મૃત્યુ લઇ જાય, એ કશાની તેમને બીતી રહી નહોતી શરીર સાથેનો તેમનો સબધ તુટી ગયો હતો અને આઠે પ્રહર તે પોતાના આત્મસ્વરૂપમા લીન રહેતા હત

દરેક બ્રહ્મજ્ઞાનીનો એવો અનુભવ છે કે 'રામ' ભગવાન જેવા અવતારી મહાત્માઓનો કાળ તેમની આજ્ઞા સિવાય આવતો નથી જ્યારે સ્વામીજી બહુ વિખ્યાત થયા નહોતા અને લોકો તેમના દેહ કરતા તેમના ઉપદેશ ઉપર અધિક પ્રેમ રાખતા હતા ત્યારે તેઓની લેખિનિ અને જિહ્વામાથી આ વાક્યો બહાર આવતા-"હુજ મૃત્યુ છુ તે મને શી રીતે લઇ જશે ?" જ્યા સુધી લોકોના મનમા બ્રહ્મવિદ્યાનો વાવટો ઉભો કરવામા આવ્યો નથી, ત્યા સુધી " મ્હારો દેહ કદિ પડશે નહિ " એવા દૃઢ નિશ્ચયી વિચારોને લીધે તેમની આખોમા એવુ અદ્‌ભૂત તેજ હતુ કે ઘોર અરણ્યમા વાઘ, સિહ ઇત્યાદિ હિસક પશુઓ પણ રામ' ને મળવા છતા તેમને કઇ ઇજા કરી શકતાં નહિ, એટલુજ નહિ પણ રામની પર્ણકુટી પાસે થઇને એ પશુઓ સદા આવતા જતા અથવા આસપાસ ઉભેલાં નજરે પડતા, પરતુ રામ સદા નિર્ભય રહેતા

કેટલાક વર્ષ ઉપર એક વખત સ્વામીશ્રી પહાડી રસ્તાઓ વચ્ચે થઈને કેદારનાર જતા હતા. એટલામા છ જગલી રીછ તેમના ઉપર ધસી આવ્યા પરતુ 'રામ'નો ૐ પ્રણુવોચ્ચાર સાભળતાજ તે દૂર નાસી ગયા. પર્વત ઉપર 'રામ'ના આશ્રમ પાસેજ એક વાઘ કોઈ કોઈ વાર સવારે નજરે પડતો સ્વામી દરરોજ બે ત્રણ માઈલ ફરી આવીને લગભગ ૯ વાગે પાછા સ્થાનકે આવતા ત્યારે કોઈ કોઈ વાર વાઘની ગર્જના સભળાતી; પરતુ એ ક્રૂર પ્રાણીઓમાના કોઈનામા 'રામ'ને કોઈ પણ પ્રકારની ઈજા કરવાની શક્તિ નહોતી એ ગુફાની પાસેજ એક ભયંકર અજગર રહેતો હતો, તેનો ફુફાડો હાથની લબાઈથી જતો દરમા પેસી રહેવાને તેને લગભગ અર્ધો કલાક લાગતો, પરતુ એ બિચારો પણ 'રામ'ને કશી ઇજા કરી શક્યો ન હોતો એવા ભયકર પ્રાણીઓના પઝામા પણ દરેક વખતે સલામત રહ્યાથી એમ સિદ્ધ થાય છે કે સ્વામીજીનો સૌના ઉપર અધિકાર હતો, અને તેમને એવી પૂર્ણ ખાત્રી હતી કે જ્યા સુધી મૃત્યુને આપેલો હુકમ સ્વામીજી બદલશે નહિ ત્યા સુધી હિસક પશુઓના ટોળાથી, જોરથી વહેતા જળના પૂરથી અથવા બીજા કશાથીએ તેઓનુ મૃત્યુ થશે નહિ.

નજરે જોએલી બીજી પણ વાતો નારાયણ સ્વામી જણાવે છે ૧૯૦૬ મા પોતે અને સ્વામી વમૌન પર્વત ઉપર હતા ત્યારે તેઓ "સકરૂતાલ" ના બરફથી ઢકાએના શિખરો જોવા ગયા હતા તે વખતનુ વર્ણન કરતાં તેઓ જણાવે છે કે, "ત્યા સાત મોટા પાણીના તળાવો જોવા જેવા છે, એક તલાવનો વિસ્તાર તો બે માઇલ છે ઉન્હાળાના દિવસોમા તળાવ પાણીથી પુર્ણ ભરેલા હોય છે, અને ચોમાસામા તો બધા તળાવો એકઠાં થઈ જઈને એક મોટુ સરોવરજ બની રહે છે ત્યાનો રસ્તો એટલો ભયકર છે કે કેટલાક માઇલ સુધી બન્ને બાજુએ આવી રહેલી ઉડી ખીણ વચ્ચે થઈને એક વાકા અણીદાર પર્વતના શિખર ઉપરજ ચાલવુ પડયું જાણે તરવારની અણી ઉપર ચાલતા હોઇએ તેવી રીતે પર્વતોની ટોચ ઉપર ત્રણ માઇલ સુધી ચડવુ પડયુ રસ્તા પર ફક્ત પગનો અંગુઠો મુકવા જેટલી જ જગા હતી નીચેના ગામવાળાઓની પૂર્ણ ખાત્રી હતી કે અમારામાનો એકાદ લથડીને અથવા પગ ખસવાથી ગબડી પડીને ચૂરે-ચૂરા થઈ જશે. ટાઢ એટલી બધી હતી કે હાથ પગ અને આખુ શરીર કંપ્યા કરે, છતા એવી સ્થિતિમા પણ અમે તે શિખરે પહોચ્યા અને તળાવમા પડી નાહ્યા. ત્યારે પહેલા કેટલાક વર્ષ ઉપર અમે જ્યારે જન્મોત્રી મંદિર પાસેની એક ગુફામા રહેતા હતા ત્યારે જન્મોત્રીના પર્વતનુ સૌથી

ઉંચુ શિખર જોવા ગયા હતા. એ શિખરની ઉંચાઇ લગભગ ૨૬૦૦૦ ફીટ છે એમ સર જોન ઇલીઅડ કહે છે શિખર ઉપર પહોંચતા જ બરફ પડવો શરૂ થયો. એક તો સખ્ત ટાઢનાજ દિવસો હતા અને તેમા વળી બરફ પડવાથી તો જીવ જવાનો વખત આવ્યો બરફ પડતો પડતો ઢીંચણ સુધી આવ્યો ત્યારે સૌ બુમ પાડી ઉઠ્યા કે—" 'રામ' ! હવે તો તુંજ બચાવ, હવે અમને બચવાની આશા નથી " એ સાભળતા જ સ્વામીજી લાલચોળ થઇ બોલ્યા –' Stop ' ( બધથા ) એ હુકમ થતાંજ બરફ પડતો એકદમ બધ થયો જોત જોતામા વાદળાઓ એકદમ વિખરાઇ ગયા અને સૂર્યનારાયણ ઉદય પામ્યા એજ દિવસોમા નીચેની સડકથી જવાને બદલે ઉપરના બરફવાળા સ્થાનના પહાડી રસ્તેથી અમે સૌ જન્મોત્રીથી ગગોત્રી આવ્યા હતા ગયે વર્ષે વ્યાસ ઘાટ ઉપર રહેતા હતા ત્યારે સખ્ત ટાઢના દિવસોમા વીલગગા કરતા વધારે પહોળી ભાગીરથી અને અનખનદા નામની નદીઓ વચ્ચેનો પ્રવાહ તરીને અમે ઘણીવાર સામે કાંઠે ગયા હતા, ત્યારે પણ કાઇ થયું નહિ, તો પછી ગગા નદી સ્વામીજીને તેમની ઇચ્છા સિવાય પોતાના તાબામા શી રીતે લઇ શકે ? "

સ્વામીજી બ્રહ્મસ્વરૂપમા લીન થઇ જવાથી આપણે અફસોસ શા માટે કરવો ? આપણે આપણા જ પગ ઉપર ઉભા રહેત શીખવુ જોઇએ અને રોમે રોમમા ' રામ ' નો ઉપદેશ ધારણ કરીને આખા જગતને હચમચાવી નાખવાની શક્તિ મેળવવી જોઇએ સ્વામીજી ઉપર યત્કિચિત પણ પ્રેમ રાખનારાઓને તો તેમના અકાળ દેહાવસાનથી ભારતવર્ષને થએલી ખોટ પુરવાનો પ્રયત્ન કરવો એજ ઉચિત છે જીવતા પણ સ્વામીજીની એવી ઇચ્છા હતી કે લોકોએ પોતાના અતરમા જ મારૂ દર્શન કરવુ જો આપણે અતર્યામી 'રામ'નુ દર્શન કરતા શીખીશુ તો તેનુ દર્શન સર્વત્ર થવા જેવુ છે સ્વામીજી અમેરિકાથી પાછા આવ્યા ત્યારે તેમના પિતાશ્રીને તેમને મળવાની ઇચ્છા હોવાથી પુરણજીદ્વારા ' મળવાની ઇચ્છા છે, ક્યા આવીને મળવુ ? ' એવો તાર કર્યો સ્વામીજીએ જવાબ આપ્યો કે— He must see me within himself ( તેણે તેના પોતાના આત્મામાજ મને જોવો. ) દરેક માણસે પોતાનુ દર્શન કરવુ એવી તેમની ઇચ્છા હતી

સ્વામી રામતીર્થના પરલોકવાસથી ભારતભૂમિનુ એક કિમતી રત્ન ખોવાયુ છે અખિલ વિશ્વને માર્ગદર્શક થવાને લાયક ભરતખડના સર્વ પ્રાચીન સાધુસતોનુ તેજ જાણે તેમનામાં જ એકત્ર થયુ હોય તેમ તેમની

દિવ્ય કાંતિ પ્રકાશતી હતી. તેમના જેવા પ્રતિભા સંપન્ન, આત્મસાક્ષાત્કારી મનુષ્યો હજુ ભારતમાં ઉત્પન્ન થાય છે એ જોઇને તેના ઉદયની આશા પ્રકટે છે સ્વામીજીને મળવું એ એકાદ નવી હુન્નરકળા શીખી લેવા જેવું હતું. તેમનો સહવાસ થતાંજ સર્વ પ્રકારની ક્ષુદ્ર મ વૃત્તિઓ એકદમ નષ્ટ થઇને આત્મા દિવ્ય ઈશ્વરી તત્વમાં સંચાર કરવા લાગતો, નવા વિચારો અને નવી મનોવૃત્તિઓ હૃદયમાં ઉભરાવા લાગતી, લાગણી અને દયા વિસ્તૃત થતી, ઉદાત્ત અને પુણ્યશાળી વિચારોનો શીતળ વાયુ પ્રસરતો, ચિત્તની અસ્વસ્થતા ઓછી થતી અને સ્વર્ગીય સુખ, ચીરશાંતિ તથા અવર્ણનીય આનંદ પ્રાપ્ત થતા ઇશ્વર સંબંધી શંકાઓ, તર્કવિતર્કો વગેરે મનમાંથી નીકળી જઇને આત્માના અસ્તિત્વ વિષે અચળ શ્રદ્ધા અને દૃઢ વિશ્વાસ પ્રાપ્ત થતા.

સ્વામીશ્રી સદા હસમુખા રહેતા, તેમની એ વૃત્તિ કદિ બદલાતી નહિં. અમેરિકામાં ગ્રેટ પાસિફિક રેલરોડ કંપનીના મેનેજરે સ્વામીજીને સ્ટેશન ઉપર જોયા ત્યારે ' એમનું હાસ્ય અત્યંત મોહક અને અનિર્વાચ્ય છે ' એમ કહી તેણે સ્વામીજીને પોતાના હાથથી ગાડીનું બારણું ઉઘાડી આપ્યું સેન્ટ લુઇના પ્રદર્શનને માટે થએલા ધાર્મિક વ્યાખ્યાન સંબંધે લખતાં ત્યાંનાં વર્તમાનપત્રોએ સ્વામીજી સભાના મુખ્ય દીપક છે એમ જણાવી તેમની પ્રશંસા કરી હતી સ્વામીજી સદા પ્રસન્ન ચિત્તે રહેતા ખાનગી વાતચીતમાં કોઇ ગમે તે સવાલ પુછે, ગમે તેવી શંકાઓ કાઢે તોપણ જવાબમાં પ્રથમ તો તે થોડીક મિનિટ સુંધી ખડખડ હસ્યાજ કરતા જાણે તેમની ઉત્સાહી અને પ્રસન્ન મુખમુદ્રાજ—મનુષ્ય કે ઇશ્વર કે કોઇ વસ્તુ સંબંધી સર્વ પ્રશ્નોના ઉત્તર રૂપેજ ન હોય એમ જણાતું આ પ્રસન્નતા પ્રશ્નકર્તાના હૃદયને વીજળીની પેઠે ઉઘાડી નાખીને તેમાં પ્રકાશ ભરી દેતી. એમના સંબંધમાં ગોલ્ડ સ્મિથની નીચલી કડી બરાબર બંધબેસ્તી આવે છે —

" **And fools who came to scoff remained to pray** " ( જે મૂર્ખાઓ મશ્કરી કરવાને આવતા તેઓજ ઉલટા પ્રાર્થના કરવા લાગતા ) અને દુશ્મન તરીકે સામે આવનાર મનુષ્યો પણ તેમના મિત્ર બની જતા પ્રતીસ્પર્ધી તરીકે વાદવિવાદ કરવા આવનારાઓ પણ તેમના ભક્ત બની જઇ સ્તુતિ કરવા માંડતા, સને ૧૯૦૨ના ફેબ્રુઆરીમાં ફૈજાબાદમાં એક બડા મોલવી સાહેબ એક વિષય ઉપર માજી રામ સાથે વાદવિવાદ કરવાને—અરે કહો કે વઢવાને આવ્યા હતા, પરંતુ બે ચાર વખત બંનેની દૃષ્ટિ એક થતાંજ મોલવી સાહેબનો લડવાનો જુસ્સો કાબુ

જાણે ક્યા જતો રહ્યો અને તેમનાં નેત્રોમાથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યા ! હાથ જોડીને તે બોલ્યા —" હે 'રામ' ! પહેલા હુ તમને આવા ધારતો નહોતો ! હવે મારો ગુન્હો માફ કરો " એમ કહી તે ઘણા વખત સુધી ત્યા જ બેસી રહ્યા અને સ્વામીજીના પ્રેમભર્યાં વચનો સાભળી આનંદિત થઈને ઘેર ગયા

સ્વામીજીનુ ઉપદેશામૃત ગ્રહણ કરીને લોકો રોમાંચિત થતા લોકો તેમને " રામ બાદશાહ " કહેતા, કારણ કે તેમણે પોતાની સત્તાની આનંદી અને પ્રેમળવૃત્તિથી પૃથ્વી ઉપરના રાજાઓનો વૈભવ તુચ્છ કરી નાખ્યો હતો, એક વખત સ્વામીજીએ લખ્યુ હતું કે, " હું ' રામ ' બાદશાહ છુ-અને તમારૂ અંતઃકરણ એજ મારૂ તખ્ત છે જ્યારે મે વેદ શીખવ્યા, કુરુક્ષેત્ર, મક્કા અને જેરૂસેલમમા ધર્મોપદેશ કર્યો ત્યારે લોકો તેનો બરોબર અર્થ સમજી શક્યા નહિ હશે મે ફરીથી મારૂ કામ શરૂ કર્યું છે, મ્હારો શબ્દ તેજ તમારો શબ્દ છે. **तत्त्वमसि** જે કંઇ તમે જુઓ છો તે તમેજ છો ખરૂ જોતા તમે સ્વતંત્ર છો, તમારૂ એ સ્વાતંત્ર્ય ખુચવી લેવાની આ જગત ઉપરના કોઈ રાજામા શકિત નથી સત્ય ત્રિકાલાબાધિત હોય છે ગભરાઇ જઈ મૂર્ચ્છિત થઇ પડશો નહિ, મારૂ મસ્તક તમારૂજ મસ્તક છે ગમે તો તે કાપો, પરંતુ ધ્યાનમાં રાખજો કે એક મસ્તક કાપવાથી તેની જગ્યાએ બીજા હજારો ઉત્પન્ન થશે "

વર્તમાન તથા ભાવી માનવજાતિના વિશ્વસવેદનોમા લીન થઇ જવાની એ મહાત્માની ઉત્કટ ઇચ્છા હતી તેમણે કરેલી કેટલી અંગ્રેજી કવિતાઓમાં તેમનો એ પ્રયત્ન દેખાઇ આવે છે સ્વામીજીના અલ્પાયુષી જીવનનુ એ સૌથી મહાન કાર્ય ગણાય પુર્ણ સાક્ષાત્કાર પ્રાપ્ત કરવાને તેમનો પ્રયત્ન અહોરાત્રિ ચાલુ રહેતો જ્યા જ્યા દૃષ્ટિ પડતી ત્યા ત્યા તેમને ઇશ્વરનુ દર્શન થતુ તેઓ ઉત્તમ જ્ઞાની અને ભક્ત હતા તેમનુ મન અને બુદ્ધિ સુસસ્કૃત તથા તેમની મનોવૃત્તિઓ પૂર્ણ વિકાસ પામેલી હતી, રાવી નદીને તીરે ચિત્તની એકાગ્રતા ધ્યાન કિંવા યોગની સાધના કરવામા તેમણે ઘણી રાત્રિઓ ગાળી હતી. ઘણીવાર પ્રેમાશ્રુથી તેમની પથારીની ચાદર તદ્દન ભીની થઇ જતી સનાતન ધર્મસભામા " કૃષ્ણ " અથવા " ભક્તિ " ના વિષય ઉપર પૂર્વ વયમા વ્યાખ્યાન આપતા તેમનુ હૃદય એટલુ ભરાઇ આવતુ કે તેમના હોઠમાથી નીકળતા શબ્દો જાણે પ્રેમાશ્રુથી ભીજાઇ જઇ નીકળતા હોય એમ લાગતુ આધ્યાત્મિક પરાકાષ્ટાની એ અવસ્થામા પોતાની આખો તદ્દન ઉઘાડી હોવા છતા અને બાકીની સર્વ ઇન્દ્રિઓ બરાબર વ્યવસ્થિત હોવા

જ્યાં, પોતાને ઘનશ્યામ શ્રીકૃષ્ણ, કાલી નાગની ફણા ઉપર નાચતા દેખાતા એમ તેઓ કહેતા. ચિત્તની એકાગ્રતાની એ એક વિશેષ અવસ્થા છે, અને તેમાં માનસિક વિચારો અથવા ભાવનાઓના મૂર્ત સ્વરૂપ સિવાય બીજુ કંઇ હોતુ નથી એવો સ્વામીજીએ એક વખત આ વિષયનો ખુલાસો પણ કર્યો હતો.

સ્વામીજી જન્મથીજ વિરકત હતા ગરીબાઇને લીધે સ્વામીજીની વિદ્યાર્થી અવસ્થા કઠિન તપશ્ચર્યા રૂપેજ વ્યતીત થઇ એમ કહેવામાં હરકત નથી. તેમને અત્યંત મહેનત કરવી પડી હતી અને ઘણાં દુખો વેઠવા પડયા હતા કેટલીક વખત તો તેમને કેટલાક દિવસ ભુખેજ કહાડવા પડયા હતા પેટમાં પુરા અન્ન સિવાય અર્ધ રાત્રી સુધી તેઓ અભ્યાસ કરતા અને ઘણીવાર ગણિતના દાખલાઓ ગણવામાં એટલા મગ્ન લીન થઇ જતા કે રાત્રી વીતી જઇ પરોઢીઉ કયારે થયુ તેની પણ તેમને ખબર પડતી નહિ આ પ્રમાણે વિદ્યાર્થી દશામાજ ભવિષ્યના ત્યાગી જીવનની તેમણે અજાણતા તૈયારી કરી મૂકી હતી વિદ્યાર્થી મટીને પ્રોફેસર થયાં પહેલાજ તેમની શ્રદ્ધા અને ઇચ્છા શકિત ઘણી ખીલી હતી અને સંશયો ટળતા રહી ધર્મ સંબંધી વિચારો દૃઢ થઇ પુષ્કળ આત્મ વિશ્વાસ—જેને તેઓ 'મમનોઽસ્ત્ર નિસ્પૃહતા' કહેતા એ સદ્ગુણ પ્રાપ્ત થયો હતો. ગણિતના વિષયથી તેમની બુદ્ધિ ઘણીજ તીક્ષ્ણ થએલી હતી, એટલે તેઓ ગમે તે બાબતનું સુક્ષ્મ નિરીક્ષણ કરીને તથા તેમાંનો મર્મ સમજી લઇને તે વિષયનો ખરો, સર્વ વ્યાપી અને સામાન્ય સિદ્ધાન્ત તેઓ સમજાવતા

ગણિત એ સ્વામીજીનો પ્રિય વિષય હતો તે વિષયનું એક પણ પુસ્તક વાંચ્યા વિના તેઓ રહ્યા નહોતા એમના એ ઉતમ અભ્યાસને લીધે બીજા કોઈ પણ વિષયનો અભ્યાસ કરવો તેમને અઘરો પડતો નહિ. શરૂઆતમા તેમને સૃષ્ટિશાસ્ત્રનો શોખ હતો તે વખતે તેમણે જાતે રસાયન શાસ્ત્ર અને પ્રકટીકરણનો જૂદો અભ્યાસ કર્યો હતો પૂર્વના અને પશ્ચિમના તત્વવેત્તાઓના ગ્રંથોનુ પોતાની હમેશની રીત પ્રમાણે તેમણે ઉતમ પરિશીલન કર્યું હતું શ્રી શંકરાચાર્ય, કણાદ, કપિલ, ગૌતમ, પતંજલી, જૈમીની વ્યાસ, શ્રીકૃષ્ણ તેમજ કેન્ટ હેગેલ ગેટી, ફિકથ, સ્પાયનોઝા, કોંટ, સ્પેન્સર ડાર્વિન, હેકેલ, ટિંડાલ, હકસલી સ્ટાર, જોર્ડન અને પ્રોફેસર જેમ્સના ગ્રંથો તેમણે વાંચ્યા હતા. ફારસી, અંગ્રેજી, હિંદી, ઉર્દુ અને સસ્કૃત એ ભાષાઓનું તેમને ઉત્તમ જ્ઞાન હતુ સન ૧૯૦૬ મા તેમણે ચાર વેદનો અભ્યાસ પુરો કર્યો વેદનો દરેક મંત્ર તેમને મ્હોડે હતો અને મંત્રના દરેક શબ્દનો અર્થ શાસ્ત્રવેત્તાની પેઠે ભૂલ વિના તેઓ કહેતા તત્વજ્ઞાન ઓ

અંગ્રેજી, ફારસી તથા સંસ્કૃત સાહિત્યમા તેમણે પૂર્ણતા મેળવી હતી. ચાર વેદ, છ શાસ્ત્રો અને સઘળા ઉપનિષદો તેમને મ્હોઢે હતા. ભાષણ આપતી વખતે વચ્ચે કોઇ કોઇ વખત વેદસંહિતાઓના મંત્ર, કોઇ વખત મીરાબાઈના ભજન, કોઇ વાર તુલસીદાસના દોહરાઓ, કોઇ વાર સુરદાસના વચનો, કોઇ વાર ગુરૂ નાનક અથવા ગુરૂ ગોવિંદસિંહના વૈરાગ્યપૂર્ણ ભજનો કોઇ વાર શમ્સતબ્રેજ, મૌલાનારૂમ, હાફેજ શેખ, સાદી, વગેરેના ગ્રંથોમાના ઉતારા વગેરે તેમના મુખમાથી વારંવાર નીકળતા. કુરાન અને બુદ્ધના ગ્રંથો સમજવાને માટે પાલી ભાષાનો અભ્યાસ પણ તેમણે કર્યો હતો. જર્મન ભાષામાં તેઓ વાતચીત કરી શકતા નહિ અમેરિકામા ફક્ત બે વર્ષના ટુંક સમયમાં બીજા સાર્વજનિક કામો હોવા છતાં–ઘણુ ખરૂં અમેરિકન સાહિત્ય તેમણે વાંચી નાખ્યુ હતુ. તેમને વિદ્યાનો બહુજ શોખ હતો. છેક અંતકાળના દિવસો સુધી તેમનો અભ્યાસ ચાલુજ હતો. એ પ્રમાણે તેત્રીસ વર્ષની ટુંક અવધિમા સ્વામીજી અગાધ જ્ઞાનનો ભંડાર થઇ ગયા. તેમની બુદ્ધિ વિશાળ હતી અને પોતાના આયુષ્યની એક પણ ક્ષણ તેમણે નકામી ગુમાવી નહોતી, તેથી જ કેવળ તેત્રીસ વર્ષની ઉમરમા તેમણે એટલું બધું જ્ઞાન મેળવ્યુ. તેમના અકાળ વિયોગથી ભારતને તેમના એ જ્ઞાનનો પૂરેપુરો લાભ મળી શક્યો નહિ એ જોઈ અત્યંત ખેદ થાય છે

સ્વામીજીએ જો કે ભરતખંડમા જન્મ લીધો હતો, તોપણ સર્વ દેશ સર્વ જાતિ અને બધા ધર્મના માણસો, એટલુંજ નહિ પણ સર્વ જંતુઓ અને જીવ માત્ર ઉપર તે પ્રેમ રાખતા. તેમના દ્વારા સૌના ઉપર સુખ અને ઉપકારની વૃષ્ટિ થતી બીજા કોઇને કોઇ જાતનુ, યત્કિંચિત્ પણ દુઃખ દેવુ તેમને ગમતુ નહિ તેમનો કોઇ શત્રુ નહોતો. તે સૌના મિત્ર હતા તે અજાતશત્રુ, ધર્મરાજ યુધિષ્ઠિરજ હતા અત્યંત પાપી, દુઃખદાયક અને કઠોર પ્રાણીઓ ઉપર પણ તેઓ પ્રેમ રાખતા, દયા કરતા અને પ્રેમભાવથી તે સૌને વશ કરી લેતા તે આનંદ અને શાંતિની કેવળ મૂર્તિ હતા. અત્યંત દુઃખી અને ઉદાસ લોકોને ક્ષણવારમા તે શાંત કરી દેતા મેળાપ થતાજ ગમે તે માણસને પોતાના ગુપ્ત રહસ્યો કહી દેવાની તેમને ઇચ્છા થતી. તેમને જોતાજ દરેક મનુષ્યના અંતઃકરણમા તેમના તરફથી પોતાને સહાય અથવા સુખ–સમાધાન–મળશે એવી આશા ઉત્પન્ન થતી અને તેમના થોડા સહવાસથીજ તે આશા તૃપ્ત થઇને દરેકને અત્યંત આનંદ થતો. તેમની દૃષ્ટિમા એક પ્રકારનુ અદ્‌ભુત અમૃત હતુ નિર્જીવ અને રૂક્ષ અંતઃકરણોમા પણ તે નવું જીવન અને ઉત્સાહ ઉત્પન્ન કરતા. એકવાર સ્વામી-

જીને મળેલા મનુષ્યને તેમને છોડીને જવુ ગમતુ નહિ ઉપદેશ કરતા કરતા તે પ્રેમમા લીન થઇ જતા અને તેમના મુખમાંથી ઉત્તમોત્તમ કવિતાઓ અને ભજનો જળપ્રવાહની પેઠે એની મેળે નીકળ્યા જતા સ્વામીજીની સાદી પરતુ તેજસ્વી મુર્તિનુ દર્શન કરવાનો અને તેમના મુખના પ્રેમભર્યા વચનો સાભળવાનો જેમને લાભ મળ્યો છે તે સૌને ઉપર પ્રમાણે અનુભવ થયો હતો

તેમનો પ્રેમ તેમની શાતિના જેટલોજ સ્વર્ગીય હતો અત્યત નીચ લોકોને માટે પણ તેમને ઘણુજ માન હતુ પુસ્તક, કલમ, પેન્સીલ, ચપ્પુ, કરવત વગેરે વસ્તુઓની સાથે પણ તેઓ જીવતા પ્રાણી પેઠે વાતો કરતા. એવી વસ્તુઓ ઉપર પ્રીતિ કરતા અને પ્રેમથી વાતો કરતા. તેમને ઘણા-ઓએ જોયા હશે તેમના ભાષણો અને વિચારોથી સૌની ઉન્નતિજ થતી. તેમની પાસે ઉચ્ચ—નીચ, સજીવ—નિર્જીવ એવો ભેદ નહોતો જે કઇ ઉત્પન્ન થયુ છે, તે દેખાય છે તેવુ નહિ પણ ઇશ્વરરૂપજ છે, એમ તે માનતા પોતાને ગમે તે મળે તોપણ પ્રથમ તેની અંદરની—અતઃકરણ—ભૂમિકા ઉપર પોતાનુ અતઃકરણ લઇ જઇ તેની સાથે પોતાનુ પૂરુ તાદાત્મ્ય કરતા અને એવી રીતે પ્રથમ તેનુ હૃદય કબજે કરી લઇને કેટલીક પરોક્ષ સૂચનાઓદ્વારા તેનુ મન મનાવી તેની પ્રવૃત્તિને સત્ય તરફ દોરતા પોતાને અત્યંત પ્રિય એવી કેટલીક ઉર્દુ કવિતાઓ પોતાના ઉચ્ચ મધુર સ્વરે ગાવા માડતા તેમનુ હૃદય આનદથી ભરાઈ આવતુ અને તેમના ગાત્ર ઉપરથી સતત અશ્રુધારાઓ વહેવા લાગતી તે કવિતાઓ તે એટલા બધા પ્રેમ અને લાગણીથી ગાતા કે એ કવિતામા 'રામ' તદ્દન લીન બની ગયા છે એમ હરકોઇ સમજી શકતુ, કોઇ કોઇવાર વ્યાખ્યાન આપતા આપતાજ વચ્ચે જોરથી કહીને ડોલવા લાગે અને વ્યાખ્યાન વગેરે સર્વ કઇ વિસરી જાય. આ પ્રકરણે એટલી બધીવાર બનતુ કે 'રામ' ક્વચિતજ શુદ્ધમા હોય છે એમ તેમના કેટલાક અમેરિકન મિત્રો કહેતા

સ્વામીશ્રી સદા બ્રહ્માનદમા લીન રહેતા જેના આધ્યાત્મિક વિચારો આટલા ઉચ્ચ છે અને એજ વિચારમાં જે રાત્રી દિવસ લીન રહે છે અને જેને દેહ માન રહ્યુ નથી એવો પુરૂષ નશ્વર દેહબધનમા ઝાઝા દિવસ રહેતો નથી અને તે આપણે સ્વામીશ્રી રામતીર્થના જીવનમા જોયુ છે. છેવટે ઇશ્વર પ્રત્યે અમારી એ પ્રાર્થના છે કે સ્વામીશ્રી રામતીર્થજીના જીવન પરથી વાચકોને અગણિત લાભ મળો અને હિદની ઉન્નતિ થાઓ. અસ્તુ !



## *પ્રકરણ ૮૬ મું.

### તુકારામ

પુના પાસે દેહુ કરીને એક ગામ છે. ત્યા તુકારામના વશ જ રહેતા હતા તે શુદ્ર જાતિના હતા અને વણવાનો ધધો કરી પોતાનો નિર્વાહ કરતા હતા. તેઓ પઢરપુરના વિઠોબાને માનતા હતા તેઓ દર વર્ષે પઢરપુર યાત્રા નિમિત્તે જતા તુકારામની આઠમી પેઢીએ વિશ્વભર નામના પુરૂષ થઇ ગયા, તેમને એક આમાવાડીયામા ખોદતા જમીનમાથી પાડુરગની સ્વયભુ મૂર્તિ જડી આવી હતી તે મૂર્તિને તેમણે દેહુ ગામમા પધરાવી હતી પોતે જે મળે તેમા સુખ માનતા, અને સત્કર્મમા દ્રવ્ય ખર્ચતા તેમજ સાધુ સતોનુ પૂજન કરી તેમનો સત્કાર કરતા

વિશ્વભર પછી તે વશમા કાન્હોબા જન્મ્યા કાન્હોબાને બોલ્હોબા કરીને પુત્ર થયા બોલ્હોબાની ઘરની સ્થિતિ સારી નહોતી, છતા વિઠોબા ઉપર તે એકનિષ્ઠાથી ભક્તિ કરતા અને જે મળે તેમા સમાધાન માની સસાર ચલાવતા તેમની સ્ત્રીનુ નામ કનકાબાઈ હતુ તે પણ પતિવ્રતા અને ઇશ્વર ઉપર અત્યત ભક્તિભાવવાળા હતા, બોલ્હોબા સતત ચોવીસ વર્ષ સુધી દર વર્ષે વિઠોબાના દર્શને પઢરપુર ગયા, તે પછી તેમને સાવજી તુકારામ અને કાન્હોબા એમ ત્રણ પુત્ર થયા

તુકારામનો જન્મ શકે ૧૫૩૦મા થયો હતો, તે ઉમ્મરે આવતા તેમનું લગ્ન કર્યું સાવજીએ વૈરાગ્ય ધારણ કર્યા પછી તુકારામને તેર વર્ષની ઉમરે સસાર પ્રપચ ખારો લાગવા માડયો ને વણવાનો ધધો ઉત્તમ પ્રકારે કરતા, સર્વ સાથે પ્રીતિથી ને સ્નેહથી વર્તી સર્વની પ્રીત સપાદન કરી હતી, અને તેથી તેમની ઘરાકી પણ ઘણી જામી હતી, તે જોઇ તેમના માબાપને આનદ થયો તુકારામની સ્ત્રીને દમનો વ્યાધિ હતો, જેથી તેમણે બીજી વારનુ લગ્ન કર્યું

તુકારામ માબાપની આજ્ઞા પાળી પોતાનો ધધો કાળજીથી કરતા. અને ઘણો વખત ઇશ્વર ભજનમા ગાળતા, તે ખરાબ છોકરાની કદી સોબત કરતા નહિ તેમના બાપ સવાર સાજ ભજન ગાતા, તે તુકારામ એકચિત્તે સાભળતા અને ગાવા લાગતા જેથી તેમને જ્ઞાનદેવ, નિવૃત્તિનાથ, નામદેવ,

---

*પાન ૫૯૬મા સ્વામી રામતીર્થનું જીવન ચરિત્ર છે તે પ્રકરણ ૮૫ ગણવું.

મુક્તાબાઇના અભંગ મોઢે આવડી ગયા હતા. નામદેવ ઉપર તુકારામને પૂર્ણ નિષ્ઠા હતી કેટલાક તુકારામને નામદેવના અવતાર પણ સમજતા.

તુકારામની સત્તર વર્ષની ઉમ્મરે તેમના માબાપ મરી ગયા ત્યારથી તેમની દુર્દશા બેઠી, ને પછી વર્ષ દિવસની અંદર તેમના ભાઇ સાવજીની સ્ત્રી પણ મરણ પામી, સાવજીએ તો વૈરાગ્ય ધારણ કર્યો હતો પણ સ્ત્રીને લીધે તેમનો સંસારપાશ તૂટ્યો નહોતો, તે ઇશ્વરે સ્ત્રી મરી જવાથી તેમનો સંસાર પાશ તોડી નાખ્યો તે પછી સાવજી તીર્થયાત્રા નિમિત્તે નીકળ્યા તે ફરી પાછા આવ્યા જ નહિ, આવા અનેક પ્રસંગો બનતા તુકારામનું મન સંસાર ઉપરથી ઉઠી જઇ ભગવદ્ભક્તિ તરફ વળ્યું, આ જોઇ તેમના સંબંધી વર્ગ તેમની નિંદા કરવા લાગ્યા તેમણે ઉદર પોષણ નિમિત્તે ઘણો પ્રયત્ન કરવા માંડ્યો, પણ દુકાળ પડતાં તેમનું કાંઇ વળ્યું નહિ

તુકારામની ૨૦ વર્ષની ઉમ્મરે સ્ત્રી રખુમાઇ અને છોકરો સંતજી એ દુકાળમાં અન્ન અન્ન કરતા મરણ પામ્યા તે વખતે કશી કોઇ વસ્તુ બીજા માગતા પણ મળતી નહિ બીજે વર્ષે દુકાળ મટતાં તુકારામ વિરક્ત બની રાત્રિ દિવસ ઇશ્વર ભજનમાં કાળ ગાળવા લાગ્યા તે પછી તેમના સંબંધી વર્ગ તેમને ત્રાસ આપવા લાગ્યા જેથી પોતે એક દિવસે કોઇને કહ્યા વગર ઘરમાંથી ચાલી નીકળ્યા, તે વખતે તે બોલવા લાગ્યા કે —

અભંગ—બરે ઝાલે દેવા નિધાલે દિવાળે, વરી યા દુષ્કાળે પીડા કેલી.
અનુતાપે તુઝે રાહિ લે ચિંતન, ઝાલા હા વમન સંવ સાર.
બરે ઝાલે દેવા બાઇલ કર્કશા, વરી હે દુર્દશા જના મધ્યે.
બરે ઝાલે જગી પાવતો અપમાન, સરે ગેલે ધન ઢોરે ગુરેં.
બરે ઝાલે નાહી ધરીલી લોકલાજ બરા ઝાલે તુજ શરણ દેવા.
બરે ઝાલે તુઝે કેલે દેવાલય, લે કરે બાઇલ ઉપેક્ષિલી.
તુકા મ્હણે બરે વ્રત એકાદશી, કેલે ઉપવાસી જાગરણ.

તેમના ગયા પછી તેમને શોધવા કાન્હોબાએ માણસ મોકલ્યું તુકારામ સાત દિવસ ભીમનાથ ડુંગર ઉપર રહ્યા ત્યાં જઇ તેમને ઘેર આવવા તેમના સંબંધીઓએ ઘણું કર્યું પણ તેમનું કાંઇ વળ્યું નહિ છેવટે કાન્હોબાના આગ્રહથી તુકારામ દેહૂમાં પાછા આવ્યા, ઘરની અંદરના ખતો કાગળો વિગેરે તેમણે કાન્હોબાને બતાવ્યા, પછી તે ખતો પત્રામાંથી એક ભાગ કાન્હોબાને આપ્યા અને પોતાના ખતો પત્રો તેમણે ઇંદ્રાયણીમાં બુડાડી દીધા, તે પછી તેઓ હમેશા સવારમાં ઇશ્વરનું ભજન કીર્તન કરતા, બપોરે અલ્પ આહાર કરતા, કંઇ ન મળે તો ભિક્ષા માગીને પણ

ખાતા. બાકીના વખતમા અમૃતાનુભવ, યોગ વસિષ્ટ વિગેરે ગ્રંથોનુ મનન ચિતન કરતા તે ઘણીવાર ભડાર્યા ડુંગર ઉપર જઈ એકાંતમા ભજન ચિંતન કરતા.

તુકારામ ભણેલા નહોતા, વિદ્વાનોની તેમને સોબત પણ થઈ નહોતી છતા તેમની વૃત્તિ હમેશા પરમાર્થ તરફ વળેલી જ રહતી તેથી તેમના અંતઃકરણમા જ્ઞાનનો પ્રકાશ પડ્યો હતો, તેમના મનમા સ્વાર્થ બુદ્ધિ જરા પણ નહોતી, પોતે ઘણા પરોપકારી હતા, એક વખતે તુકારામ ઇંદ્રાયણીના તીરે ભજન કરતા બેઠા હતા તેવામા એક ખેડુત તેમની પાસે આવીને બોલ્યો કે હે ભાઈ, મારે કામ માટે બહાર ગામ જવુ છે, અને ત્યા એક મહીનો થશે ત્યા સુધી તુ મારી ખેતીનુ રખવાળુ કરીશ તો હું તને અર્ધો મણ દાણા આપીશ એ કામ કરવાથી તારાથી ઇશ્વર ભજન પણ થઈ શકશે, આ સાભળી તુકારામે તેની વાત કબુલ કરી, અને પછી તે ખેડૂતનુ ખેતર સાચવવા હાથમા ગોફણ લઈ ખેતરમા જઈ માળા ઉપર બેઠા અને ત્યા બેસી પાઠ ખાવા માડ્યો એ વખતે તુકારામને જોઈ અનાજ ખાતુ પક્ષીનુ ટોળુ ઉડી ગયુ તે જોઈ તુકારામને ઘણો ખેદ થયો. તે પછી પક્ષીનુ ટોળુ જ્યા બેઠુ હોય ત્યાથી તે ફરી ઉડાડતા નહિ તેથી ખેતરમાનુ બધુ અનાજ પક્ષીયો ખાઈ ગયા

તે પછી ખેડુત આવ્યો અને જુવે કે તો ખેતરમા કાઇ મળે નહિ, તેથી ઘણો ખેદ કરતો તે ગામમા ગયો અને મુખીના આગળ તુકારામ માટે ફરીયાદ કરી મુખીએ તુકારામને બોલાવ્યા, અને તેમની રૂબરૂ જ તેણે ખેતરની તપાસ કરી, અને બે ખાડી અનાજ ખેડૂતને તુકારામને આપવુ એવુ લખાવી લીધુ જેથી ખેડુતને સતોષ થયા પછી ખેતરની કાપણી કરી અનાજ લણી તૈયાર કર્યો પછી તેમાથી ચાર ખાડી દાણા થયા, જેથી ખેડુતને ઘણો પસ્તાવો થયો અને તુકારામને શરણે ગયા, બે ખાડીથી વધારાનુ અનાજ તુકારામને આપવા માડ્યુ પણ તેમણે તો તે ન લીધુ જેથી તે અનાજ વેચી તેની રકમ તુકારામના પૂર્વજોએ દેહના બંધાવેલા વિઠોબાના મદિર ખાતે આપી દીધી

તુકારામ પાડુરગનુ ભજન કરવામા કાળ વ્યતિત કરતા એવામા માહ સુદ ૧૦ ને ગુરુવારે એક બ્રાહ્મણે તેમને સ્વપ્નમા દર્શન આપી—રાઘવ ચૈતન્ય કેશવ ચૈતન્ય, અને રામ કૃષ્ણ હરીનો જપ કરવાનો ઉપદેશ આપ્યો. વળી નામદેવ અને પાડુરગે પણ તેમને સ્વપ્નમા દર્શન આપી કવિતા કરવાનો ઉપદેશ આપ્યો, જે પછી તુકારામ કવિતા કરવા લાગ્યા. પોતે કીર્ત્તન બનાવતા અને તેમના કીર્ત્તન સાભળી શ્રોતાઓની વૃત્તિ તેમા લીન થતી પાષાણ હ્રદયના દુર્જનોના મનમા પણ પ્રેમનો પ્રવાહ છુટતો.

આ પછી તુકારામની કીર્તિ દેશેદેશ પ્રસરી તે જાણી કેટલાક ઢોંગી સાધુઓ આવી તુકારામને છળ કરવા લાગ્યા, પણ તેની તુકારામના મન ઉપર કંઇ અસર થતી નહો એક ચિંચવડના મંબાજી બુવા ગોસાઇ કરીને ઢોંગી સાધુએ તુકારામને અનેક પ્રકારે પીડા આપેલી તે વખતે તુકારામ કહેતા કે ન સોડી ન મોડી ન સોડી, વિઠોબા ચરણ ન સોડી." મંબાજીએ તુકારામને ઘણુ દુખ દેવા છતા તુકારામના ઉપદેશથી મંબાજી શરમાઇ તેમને શરણ થયો હતો.

એક વખતે વાઘેલી ગામમા એક રામેશ્વર કરીને વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો, તેનુ રાજદરબારમા ઘણુ માન હતુ તેણે તુકારામ કરીને એક શુદ્ર કીર્તનો કરે છે અને વેદશ્રુતી બોલે છે એવુ સાભળી તુકારામને બોલાવ્યાં અને કહ્યુ કે તારે હવે પછી કીર્તનો કરવા નહિ ત્યારે તુકારામે કહ્યુ કે આજસુધીમા મે જે કીર્તનો બનાવ્યા છે તેનુ શુ કરવુ ? ત્યારે રામેશ્વરે કહ્યુ કે તેને ઇદ્રાયણીના પાણીમાં નાખી દે તેથી તુકારામે પોતે કરેલા અભગોને વ્હેતા પાણીમા બુડાડી દીધા પછી ઘેર ગયા તે પછી તેરમે દિવસે તે વ્હેતા પાણી ઉપર તરતાં તુકારામના કીર્તનો તેમના શિષ્યોને મળી આવ્યાં, જે તુકારામે એકત્ર કરી ઘેર આણ્યા તે પછી તુકારામને પરમેશ્વર માફક લોક માનવા લાગ્યા પુનામા નાગનાથ દેવ ઉપર રામેશ્વરને શ્રદ્ધા હોવાથી તે દર્શન કરવા ત્યા જતા હતા એક દિવસે ત્ય એક અનગડશા નામનો ફકીર બે શિષ્યો સાથે ત્યા રહેતો હતો. તેના બાગમા આવેલા નિર્મળ જળના કુડમા રામેશ્વર સ્નાન કરવા ગયો એટલામા તે ફકીર બહાર આવ્યો, તેણે રામેશ્વરને કુંડમા સ્નાન કરતો જોઇ કહ્યુ કે મારે નિમાજ પઢવાના પાણીમા તે સ્નાન કર્યું છે જેથી તારા સર્વ શરીર ઉપર દાહ થશે આથી રામેશ્વરને આખે શરીરે લાહ્ય બળવા માંડી. તે કશાથી શમી નહિ છેવટે કોઇના કહેવાથી તે તુકારામ પાસે ગયો અને તુકારામના આશિર્વાદથી તેને શાતિ થઇ જેથી તેણે તુકારામને કરેલી પજવણી બદલ પસ્તાવો થયો, અને અંતે તુકારામનો શિષ્ય થઇ રહ્યો.

લોહ ગામમા શિવાજી કસારો કરીને તુકારામનો શિષ્ય હતો તેની સ્ત્રીને થયુ કે મારો ધણી તુકારામની સોબતે ચઢી ટાળ કુટતાં શીખ્યો છે એમ જાણી તેણે એક દિવસે તુકારામને પોતાને ત્યા બોલાવી તેમના શરીર ઉપર ઉનું પાણી રેડ્યુ જેથી તુકારામ દાઝ્યા. છતા તે સહન કરી બોલ્યા કે હે મા, તુ મારી જનની હશે, માટે આ કામ કર્યુ છે હશે જે થયુ તે થયુ એમ કહી તેને શાંત પાડી. આથી તે સ્ત્રી શરમાઇ તુકારામને શરણે થઇ તેમને પૂજ્ય માનવા લાગી.

તુકારામની સાધુત્વની ખ્યાતિ દિવસે દિવસે વધવા લાગી. તેમના ચમત્કારોની વાતો જાણી દૂર દેશના લોકો આવવા લાગ્યા આ વાત રાજા શિવાજી છત્રપતિના જાણવામા આવતા તેમણે પોતાના સેવકોને તુકારામને બોલાવા મોકલ્યા તેમને જોઈ તુકારામ બોલ્યા કે તમે આજે છત્રી, ઘોડા વિગેરે મોકલ્યું છે તે તો પઢગીરાવાને શોભે મારે તો તે સર્વ વિષ્ટા બરોબર છે આ વાત રાજાને સેવકોએ કહી રાજા પોતે, અનકાર, પૂજા ઓરડો સર્વ લઈ પ્રધાન સથે લોહ ગામમા તુકારામના દર્શને ગયા ત્યા જઈ તુકારામને દંડવત્ કરી, પૂજા કરી, વસ્ત્રાલંકારો અને દ્રવ્યની ભેટ તુકારામના ચરણે ધરી તે જોઈ તુકારામે કહ્યુ કે હે રાજા, ધન મારે તો ગોમાંસ બરોબર છે હુ તો વિઠ્ઠલ વિઠ્ઠલ કરનારો છુ. ગળે તુળસીની માળા ધરી એકાદશીનુ વ્રત કરનારો હુ હરિનો દાસ છુ આ સામગ્રી રાજાને સંતોષ થયો આગલુ દ્રવ્ય બ્રાહ્મણોને દાનમા આપી દીધુ અને રાત્રોત્યાજ કીર્તન સાભળવામા ગાળી

તુકારામનાં ભજનમા રાજા તલ્લીન થઈ ગયો, અને એવો વિચાર થયો કે જાણે અરણ્યમા જઈ શ્રી હરિનુ ભજન કરૂ ને પછી તેમણે સર્વ રાજકારભાર આઠ પ્રધાનોને સોંપી પોતે તુકારામને શરણે આવ્યો તુકારામે તેનુ સમાધાન કર્યું રાત્રે રાજાની સવારી કીર્તનમા આવી, આ વખતે તુકારામે પ્રથમ કર્મકાંડનુ નિરૂપણ કરી ચાર વર્ણ અને ચાર આશ્રમના ધર્મ સમજાવ્યા, અને વર્ણાશ્રમ ધર્મ અનુસાર ચાલવાનો સર્વને ઉપદેશ આપ્યો એ સાભળી શિવાજીની વૈરાગ્ય વૃત્તિ ઢીલી પડી પછી તુકારામનો આશિર્વાદ મેળવી ત્યા પ્રસાદ લઈ શિવાજી કુટુંબ સાથે રાજ્યમા ગયા. તુકારામના કીર્તનમા શિવાજી પછી વારવાર જવા લાગ્યા એક વખતે તુકારામનુ કિર્તન ચાલતુ હતુ અને ખરો રંગ જામ્યો હતો ને વેળા શિવાજી પણ તેમા હતો તેની બાતમી મેળવી શિવાજીને પકડવા બે હજાર પઠાણો ત્યા આવે છે એવી શિવાજીને ખબર પડતા તેને જવા માટે આજ્ઞા માગવા લાગ્યા ત્યારે તુકારામે તેને આશ્વાસન આપી અહિ જ સ્વસ્થ થઈ બેસવાનુ કહ્યું. અને શિવાજીના બચાવ કરવા ઈશ્વર સ્મરણ કર્યું. જેથી હવે શિવાજીનુ રૂપ વન પઠાણો પાસે થઈ જવા માડ્યુ. જેથી પઠાણો તેની પાછળ પડ્યા પણ શિવાજી હાથ ન આવ્યો તે પછી શિવાજી કીર્તન પુરૂ થતા સિંહગઢ ઉપર નિર્વિઘ્ને ગયો

આ પ્રમાણે તુકારામ ઘણા ચમત્કાર કર્યા હતા, લોખંડનુ સોનુ કરવું કુતરાને શાંતિ આપવી, બ્રાહ્મણ પુત્રને ભજન કરી જીવતો કરવો વિગેરે

અનેક ચમત્કારો તુકારામે કર્યા હતા. તુકારામ પોતાનો વખત પરમેશ્વરનું ભજન, કીર્તન, પૂજન, કરવામા, ભજનો બનાવવામાં ગાળતા તેમનો ઉપદેશ હતો કે ઇશ્વરનુ નામ સ્મરણ સિવાય પરમાર્થ સાધવાનો બીજો સ્હેલો માર્ગ નથી. તે ચારે વર્ણના જાતિ ભેદ માનતા પરમેશ્વરની પ્રાપ્તિ માટે સન્યાસાદિ સાધનની કાંઇ જરૂર નથી, દરેક વર્ણે પોતપોતાના ધર્મ પ્રમાણે ચાલી સસારમા રહી ઇશ્વર ઉપર એકનિષ્ટા રાખી ભક્તિ કરવી, એવી રીતે અનેક પ્રકારે તેમણે પોતાના અભગ રૂપી કવિતામા ઉપદેશ આપ્યોછે તુકારામને ૪૧ વર્ષ થતા શકે ૧૫૭૧ના ફાગણ વદ ૨ના રોજ તેમણે પોતાના શિષ્યો અને સ્રીને કહ્યુ કે આજે હુ વૈકુઠમા જવાનો છુ આ તેમના સ્રી સમજ્યા કે રોજ કહે છે તેમ કોઇ તીર્થમા જવાના હશે. તે પછી તુકારામે શિષ્યોને ઉપદેશ આપી વિટ્ઠલ નામની ગર્જના કરતા ચૌદ શિષ્યો સાથે પોતે ઘરમાથી બહાર નીકળી ઇદ્રાયણીના તિરે ગયા ત્યા જઈ તેમનો ઉપદેશ એ હતો કે. ઇશ્વરનુ નામ સ્મરણ સિવાય પરમાર્થ સાધવાનો બીજો સ્હેલો માર્ગ નથી તે ચારે વર્ણના જાતિભેદ માનતા પરમેશ્વરની પ્રાપ્તિ માટે સંન્યાસાદિ સાધનનો કાઇ જરૂર નથી દરેક વર્ણે પોતપોતાના ધર્મ પ્રમાણે ચાલી સંસારમા રહી ઇશ્વર ઉપર એકનિષ્ટા રાખી ભક્તિ કરવી એવી રીતે અનેક પ્રકારે તેમણે પોતાના અભગરૂપી કવિતામાં ઉપદેશ આપ્યો છે.

તુકારામને ૪૧ વર્ષ થતા શકે ૧૫૭૧ ના ફાગણ વદ ૨ ના રોજ તેમણે પોતાના શિષ્યો અને સ્રીને કહ્યુ કે આજે હું, વૈકુઠમા જવાનો છુ, આ સાભળી તેમના સ્રી સમજ્યા કે રોજ કહે છે તેમ કોઇ તીર્થમાં જવાના હશે, તે પછી તુકારામે શિષ્યોને ઉપદેશ આપી વિટ્ઠલ નામની ગર્જના કરતા ચૌદ શિષ્યો સાથે પોત ઘરમાથી બહાર નીકળી ઇદ્રાયણીના તીરે ગયા, ત્યા જઇ તેમણે કીર્તનની ધુન મચાવા માડી, કેટલાક અભગો ગાયા પછી તુકારામનુ સર્વ શરીર તેજસ્વી થઇ ગયુ અને જોત જોતામા પ્રાણ છોડી દઇ પોતે સ્વર્ગ સિધાવ્યા તેથી સર્વ લોક શોક કરવા લાગ્યા.

તુકારામની સ્રી પતિ વૈકુઠગમન કર્યાની વાત જાણી ઘણા દિલગીર થયા. તેમને પાંચ માસનો ગર્ભ હતો. તે પછી તેમને પુત્ર જન્મ્યો, તેનું નામ નારાયણ બુવા પાડ્યુ. તે પણ ભગવદ્ભક્ત થયો હતો, તે સિવાય મહાદેવ અને વિઠોબા એ બે પુત્રો અને કાશી, ભાગીરથી અને ગગા એ ત્રણ છોકરીઓ હતી. તુકારામને ચૌદ શિષ્યો હતા, તેમા રામેશ્વર ભટ, ધાકટા બાઉ અને કાન્હોબા એ મુખ્ય હતા.

---



# ભાગ ૧૦ મો.

## ચાલુ જમાનાના મહાપુરૂષો.

## પ્રકરણ ૮૭ મું

### સ્વામી વિવેકાનંદ.

**સ્વામી** વિવેકાનદનુ નાનપણનુ નામ નરેન્દ્ર હતુ તેમના પ્રપિતામહ રામમોહનદત્ત સિમલામા વકીલાત કરતા હતા તેમના પુત્ર દુર્ગાચરણને સસાર ઉપર વૈરાગ્ય થવાથી સન્યાસી થઇ ગયા હતા તેમને નાનપણથી જ સાધુ સતાનો સમાગમ ઘણો ગમતો હતો તેમનુ લગ્ન થયા છતાપણ અસારમા આસક્તિ થઈ નહોતી દુર્ગાચરણને પુત્ર થયો હતો તે પુત્રનો જન્મ થતા સસારમા રહેવાથી વધુ બધન આવી પડશે એવા વિચારથી તે ઘર છોડી ચાલ્યા ગયા. તેમને શોધવા નાના પુત્ર સાથે તેમની પત્ની કાશીમા ગઇ હતી તે વખતે રેલ્વે ન હોવાથી લોકો નૌકામા બેસીને કાશીએ જતા, દુર્ગાચરણની સ્ત્રી પણ બાળક વિશ્વનાથને લઈ નૌકામા બેસી કાશીએ જતા હતા તેવામા બાળક રમતા રમતા નદીમા પડી ગયો, બાળકને નદીમા પડી ગયો જાણી તરત જ તેની માતાએ પણ નદીમા કુદકો માર્યો, અને પોતાના બાળકને ઉડા જળમાથી બહાર ખેચી કાઢી નૌકામા આણ્યો, અને બાળકનો જીવ બચાવ્યો.

કાશીએ ગયા પછી દુર્ગાચરણની સ્ત્રી રોજ વિશ્વનાથના દર્શન કરવા જતી હતી, એક વખતે વરસાદ પડવાથી કાદવમા તે સ્ત્રી પડી ગઈ, તેને પડતા બનારસીએ જોઇ તેણે તેનો હાથ ઝાલી ઉઠાડી અને મદિરના પગથીયા ઉપર બેસાડી, તે સ્ત્રીએ ભાન આવતા સન્યાસીના સામુ જોયુ. બન્નેની આખો મળતા એક બીજાને ઓળખી શક્યા થોડીવારે તે સંન્યાસી ત્યાથી ચાલતો થયો આ સન્યાસી બીજો કોઇ નહિ પણ દુર્ગાચરણ હતો એક વખત દુર્ગાચરણ પોતાની જન્મભૂમિના દર્શન કરવા કલકત્તા ગયો.

તેની તેનાં સબંધીજનને ખબર પડવાથી પોતાને ઘેર લઇ ગયા. દુર્ગાચરણુ ઘેર ગયો ખરો પણુ ત્યાં જઇ મૌન ધારણુ કર્યું, ત્રણેક દિવસ રહી તે છાનોમાનો ચાલ્યો ગયો દુર્ગાચરણનો પુત્ર વિશ્વનાથ વિદ્યાભ્યાસ કરતો હતો તેમણે અગ્રેજી ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો તે પછી હાઇ-કોર્ટના એટર્ની થયા હતા તેમણે ઘણું ધન મેળવ્યુ પણુ ઉદાર બહુ હતા તેથી આવેલું સર્વ ખર્ચી નાખતા. તેમને નાનપણુથી સગીતનો શોખ હતો. તેથી તેમણે પોતાના પુત્ર નરેન્દ્રનાથને સગીત શીખવ્યુ હતું વિશ્વનાથ હમેશ આનદમા મસ્ત રહેતા તેમની સ્ત્રી ભૂવનેશ્વરી પણુ આનદી અને પતિસેવા કરવામા પોતાનુ સૌભાગ્ય માનતા તે સદા પોતાના પતિને અનુકુળ વર્તતા

વિશ્વનાથ ઘણા નિરાધાર સગાને અને અન્ય ભિક્ષુકોને સારી મદદ કરતા તેમના સ્ત્રી ભૂવનેશ્વરી દેવભક્તિ કરવામા કાળ ગાળતા નાનપણુમાં રામાયણુ, મહાભારત વિગેરે ધર્મગ્રન્થોનુ અધ્યયન કરવા ઉપરાત પતિપાસે ઘણી વાર્તા મોઢે સાભળી શીખી લેતા, નરેન્દ્રનાથ વિદ્યાભ્યાસ કરતી વખતે ધર્મનુ શિક્ષણુ મેળવવા મથતા. બ્રહ્મચર્ય પાળી નિરમિષ ભોજન જમતા. ભોંય પથારી કરીને સૂતા

નરેન્દ્રનાથ પાચ વર્ષના હતા ત્યારથી જ ધર્મસબધી નાના નાનાં વાક્યો મોઢે બોલતા ૭ વર્ષે તો તેમણે રામાયણુના ઘણા સ્તોત્રો મોઢે કર્યાં હતા રામાયણુની કથા તેમને ઘણી સારી લાગતી તેથી ઘણીવાર કોઇ કથા કરતુ હોય તો તરત તે સાંભળવા જતા. એક વખતે એક બ્રાહ્મણુ રામાયણુની કથા કહેતા વચ્ચે એક કડી ભૂલી ગયો, તેથી તરત જ નરેન્દ્રે તે યાદ કરી આપી હતી. રામાયણુ સાભળતા રામના પરમભક્ત હનમાનનું ચરિત્ર સાભળી તેમના જેવી ઇશ્વરની ભક્તિ કરવાનુ તેમને મન થઇ જતું.

નાનપણુમા તેમને ભણાવવા માટે માસ્તર રાખ્યો હતો તેની પાસે તે બે ત્રણુ વાર પાઠ વાચતા જ મોઢે કરી લેતા. વિદ્યાભ્યાસ કરવાનાં પુસ્તકોનો અભ્યાસ કરી રહ્યા પછી બીજા પુસ્તકો ઘણા વાચતા જ્યોતિ-ષનો પણુ તેમણે સારો અભ્યાસ કર્યો હતો તેમની સ્મરણુશક્તિ અદ્‌ભુત હતી. તેમને તર્કવિતર્ક કરવાની ટેવ હતી જેથી જેની તેની સાથે વાદ કરવા મચી પડતાં. વિદ્યાભ્યાસ કરવા ઉપરાત કસરતનો પણુ તેમને શોખ હતો. તેમને તેમના બાપે એક ઘોડો ખરીદી આપ્યા હતો તેના ઘોડા ઉપર બેસી રોજ તે ફરવા જતા, રોજના અભ્યાસથી તે ઉત્તમ ઘોડેસ્વાર બની ગયા હતા તે મલ્લકુસ્તી કરવામાં, દડ પીલવામા, તરવામા, પટા ખેલ-વામા, સર્વમા પારગત હતા

નરેન્દ્ર બાળપણમાથી જ સત્યનીષ્ટ હતા તે કહેતા કે અસત્ય ભાષણ નહિ કરવા માટે હુ બાળકોને કદી ભય બતાવતો નહિ કોઇ પણ બાળકને જો કોઈ બીવરાવે તો તે તેના સામે થતા. તે હમેશા આનદી રહેતા. તે પોતાના ઘરની પાસે એક ઘર હતુ તેના મેડા ઉપર એકાન્તમા બેસતા ઉઠતા. તે કલકત્તાની જનરલ એસેમ્બલીસ ઇન્સ્ટીટયુશનમા એફ એ નો અભ્યાસ કરતા હતા, ત્યા તે વખતે હેસ્ટી સાહેબ પ્રોન્સીપાલ હતા તેમનો વિદ્યાથીઓ સાથે સરળ ભાવ જોઇ નરેન્દ્રની તેમના ઉપર પ્રીતિ સારી હતી. એક વખતે તેમણે વર્ડસવર્થની કવિતા સમજાવતા કહ્યુ કે "આ કવિને ભાવ સમાધિ થતી હતી!" આ સાભળી નરેન્દ્રે કહ્યુ કે "ભાવ સમાધિ એટલે શુ?" ત્યારે સાહેબે કહ્યુ કે "ચિત્તની પવિત્રતા વખતે કોઇ વિષયમા મન એકાગ્ર થાય છે ત્યારે સમાધિ થાય છે. એવી સમાધી તો કોઇ મહાપુરુષને જ થાય છે, હાલ તો માત્ર દક્ષિણેશ્વરમા રામકૃષ્ણ પરમહસને એવી સમાધિ થતી મે જોઇ છે તમે તેમને જોશો એટલે ખબર પડશે" આ સાભળી નરેન્દ્રનો વિચાર રામકૃષ્ણ પાસે જવાનો થયો હતો. તે ઘણીવાર બ્રાહ્મસમાજમા જતા આવતા, એક વખતે તે આદિ બ્રાહ્મસમાજના પૂજ્યપાદ આચાર્ય મહર્ષિ દેવેન્દ્ર નાથની મુલાકાત લેવા ગયા હતા તે વખતે મહર્ષિ પોતાના શિષ્યોને નિત્ય ઇશ્વરનુ ધ્યાનાભ્યાસ કરવાની ભલામણ કરતા હતા, તેમણે નરેન્દ્રને જોઇ કહ્યુ હતું કે તમારામા યોગીના સર્વ લક્ષણો જણાય છે, માટે ધ્યાનનો અભ્યાસ કરશો તો યોગની સિદ્ધિ થશે. આ સાભળી નરેન્દ્રને ધ્યાનમાં બેસવાનો વધુ ઉત્સાહ થયો હતો

તે નાના ચાર પાચ વર્ષના હતા ત્યારથી જ સીતારામની, મહાદેવની અને દેવદેવીની માટીની મૂર્તિઓ બજારમાથી વેચાતી લાવી તેમની પુજા કરતા, તેમને ફુલહાર ચઢાવી સામે બેસી ધ્યાન ધરતા હોય તેમ આખો મીચીને શાત બેસી રહેતા આ વખતે એક દિવસે નરેન્દ્ર પોતાના મિત્ર હરિ સાથે એક ઓરડામા પેસી ધ્યાન કરતા હોય તેમ કેટલાક વખત સુધી બેસી રહ્યા હતા તેમને શોધતા ઘરનો ઓરડો બધ દીઠો તે ઓરડાના બારણા ઉતારી અદર જોયુ તો નરેન્દ્રને ધ્યાનમા બેઠેલો જોઇ સર્વ કોઈ ચકિત થઇ ગયા હતા.

ઘણીવાર નાનપણમા રાત્રે તે ઘરના સર્વ માણસ ઉઘી જતા ત્યારે ઓરડાના બારણાને અદરથી સાકળ વાસી તે ધ્યાન કરવા બેસી જતા. ઘણીવાર તો ધ્યાનમા ને ધ્યાનમા આખી રાત વિતી જતી તેમનો સ્વભાવ મળતાવડો અને આનદી હોવાથી તેમને મિત્રો પણ ઘણા હતા,

નાનપણમા તોફાની પણ તેટલાજ હતા તેમને જ્યારે જુવે ત્યારે તે હમેશા આનદમા જણાતા. તે વ્યાયામ, સગીત અને હાસ્યવિનોદમા પોતાના મિત્રોમા અગ્રેસર બન્યા હતા તેમનુ ચરિત્ર નિર્દોષ હતું, પણ ઘણીવાર કેટલાક તેમનાં ચરિત્રમા દોષ પણ જોતા પણ નરેન્દ્રને તેની દરકાર નહોતી.

નાનપણથી જ તે દયાળુ હતા, તેમના બાપનો દયાળુ સ્વભાવનો ગુણ તેમનામાં ઉતરી આવ્યો હતો તે કોઇ સાધુ સત આવી ચઢતા તો અનાજ, વસ્ત્ર કે વાસણ પણ આપી દેતા ઘણીવાર તેમ કરતા જોઇ તેમની મા ચીડાતા એક વખતે તેમને મેડે પુરી મૂકી દાદરો વાસી દીધો હતો. તેવામાં બારણે એક ભિખારી માગવા આવ્યો તેનો સાદ સાભળી નરેન્દ્રે બારીએથી કેટલાક વસ્ત્રો તેને દાનમા આપી દીધા.

નાનપણમા તેમને જો કોઇ વખતે ક્રોધ ચઢતો તો ગાડા જેવા થઈ જતા અને ગુસ્સામા આવી જઇ ઘરના વાસણો વિગેરે ભાગી નાખતા તેમની માને આથી ઘણો સતાપ થતો. તેમની માએ એક પછી એક ચાર પુત્રીઓ થવાથી પુત્ર થાય તેવી કાશીવિશ્વનાથની બાધા રાખી હતી, તે પછી નરેન્દ્રનો જન્મ થયો હતો. તેથી તે માનતા કે શકરે કદી પોતાના કોઈ ગણને મારે ત્યા મોકલી તો નહિ દીધો હોય? જ્યારે નરેન્દ્ર ખુબ ક્રોધ કરતા ત્યારે શ્રીકાશી વિશ્વેશ્વરનુ સ્મરણ કરી તેમની મા તેમના માથે બેત્રણ ઘડા ઠડુ પાણી રેડી દેતા એટલે તેમનો ક્રોધ શમી જતો

નાનપણમા તે ઘણીવાર અખાડામા જઈ કુસ્તી કરતા શરીરે કદાવર અને બળવાન પણ હતા તે નાનપણથી જ હિમતવાન હતા. કોઈનો પણ ડર તેમને હતો નહિ એક વખતે તે આઠેક વર્ષના હતા ત્યારે પોતાના મિત્રો સાથે કલકત્તાની દક્ષિણે આવેલી નવાબ વાજીદઅલીશાહની પશુશાળા જોવા માટે તે ગયા હતા સર્વ બાળકો ચાદપાલ ઘાટથી એક નૌકા ભાડે કરીને તેમા બેસી જતા હતા તેવામા એક બાળકને ઉલ્ટી થઇ તેથી માછીઓએ તે છોકરાને ધમકાવ્યા કે ઉલ્ટી સાફ કરી નાખો નહિ તો ઉતરવા નહિ દઇએ બાળકોએ બીજા કોઇ પાસે સાફ કરાવવા અને પૈસા આપવા કહ્યુ પણ માછીઓએ માન્યુ નહિ ચાદપાલ ઘાટે હોડી લાગી ત્યાં પરસ્પર ઝઘડો થયો, અને મારામારી થવા વખત આવ્યો. નરેન્દ્રે આ જોઇ તેમનુ રક્ષણ કરવાનો વિચાર કર્યો ત્યાં થઇ જતા બે સોલ્જરોને નરેન્દ્રે સલામ કરી અગ્રેજીમા આ વાત જણાવી આથી તે સોલ્જરો હોડી પાસે ગયા અને માછીઓને કહ્યું કે 'છોકરાઓને ઉતરવા દો' ગોરા અમલદારોને જોઈ માછી લોકો બ્હી ગયા અને છોકરાને જવા દીધા અને

રીતે યુક્તિ કરી નરેન્દ્રે પોતાના મિત્રોને છોડાવ્યા નાનપણથી જ તે દીર્ઘ દ્રષ્ટિવાળા અને હિંમતવાન હતા

બાળપણમાંથી યુવાવસ્થામા આવતા તેમનુ મન સસાર ઉપરથી વિરક્ત થવા લાગ્યુ, રામકૃષ્ણદેવની પાસે કલકત્તાની પાસેના સીમલામાં રહેનાર સુરેન્દ્રનાથ મિત્ર ઘણીવાર આવતા એક વખતે તેમણે પરમહંસ રામકૃષ્ણદેવને પોતાને ત્યા લઈ જઈ ઉત્સવ કર્યો હતો તે વખતે કોઇ સારા ભજન ગાનાર હોય તો સારૂ એવો વિચાર કરી તે પોતાના પડોશી વિશ્વનાથદત્તના પુત્ર નરેન્દ્રને ભજન ગાવા માટે પોતાને ત્યા લઇ ગયા. આ વખતે નરેન્દ્રની ઉમ્મર અઢારેક વર્ષની હતી અને યુનિવર્સીટીમા એફ એ ની પરીક્ષા આપવાના હતા નરેન્દ્રનો રાગ મધુર હતો. સગીતનો તેમને નાનપણથી જ શોખ હોવાથી તેમણે ત્યા જઇ મધુર રાગથી ભજનો ગાવા માડયા

તેમના ભજન સાભળી રામકૃષ્ણ પરમહંસ ઘણા ખુશી થયા અને તે કોણ છે તે સુરેન્દ્રનાથને પુછી જોયુ. રામકૃષ્ણ પરમહંસની નજર તેના ઉપર હતી, તેને ધારી ધારીને જોતા ભજન થઈ રહ્યા પછી પરમહંસે નરેન્દ્ર સાથે બેચાર વાતો કરી, તેમને એકાદ દિવસ દક્ષિણેશ્વરમાં આવવાનુ કહ્યુ

નરેન્દ્રને ઉમ્મર થતા તેના પિતા પોતાના પુત્રનું લગ્ન પોતાના શહેરના એક ધનવાન ગૃહસ્થની કન્યા સાથે કરવા માટે યત્ન કરવા લાગ્યા. કન્યા જરા શ્યામ રગની હતી, અને નરેન્દ્ર તો ગૌરવર્ણનો અને રૂપાળો હતો તેથી કન્યાના બાપે દશેકહજાર રૂપઆ આપવાનુ પણ કબુલ કર્યું હતું નરેન્દ્રને તો સસાર ઉપરથી મન ઉઠી ગયુ હતુ તેથી તેની લગ્ન કરવાની તો ઇચ્છા જ નહોતી નરેન્દ્રના મિત્ર રામચન્દ્રે તેમને લગ્ન કરવા માટે ઘણુ સમજાવ્યા, પણ નરેન્દ્રે ના જ કહ્યું

નરેન્દ્રનાથનુ પવિત્ર હૃદય જોઈ તેની પડોશમા રહેતા સુરેન્દ્રનાથે તેને એક વખતે કહ્યુ કે જો તારે ધર્મભાવનાનુ ખરૂ રહસ્ય જાણવુ હોય તો બ્રાહ્મસમાજોમા ન ભટકતા પરમહંસ રામકૃષ્ણ પાસે ચાલ. હુ આજે જઉ છુ. આથી તેમની સાથે તે દિવસે નરેન્દ્ર પોતાના બીજા બેત્રણ મિત્રો સાથે દક્ષિણેશ્વર ગયો

રામકૃષ્ણ પરમહંસ તે વખતે ઓરડામા બેઠા હતા. તેમણે નરેન્દ્રને જોઇ સાદડી ઉપર બેસવાનુ કહ્યુ તેમને ગાના સારૂ આવડતું હોવાથી એકાદ બે ભજન ગાવાનુ કહ્યું. નરેન્દ્ર ભજન ગાવા માડયુ, તે સાભળી રામકૃષ્ણ

ભાવાવિષ્ટ થઈ ગયા. થોડીવારે જાગ્રત્ થઈ તેમણે નરેન્દ્ર પાસે જઇ તેનો હાથ પકડી તેને ઓરડા બહારના ઓટલા ઉપર લઈ ગયા. ત્યા એકાંત હતું. તેમણે નરેન્દ્રને જોઇ હર્ષાશ્રુ વર્ષાવીને કહ્યું કે "'આટલા બધા દિવસ પછી અવાય કે? વિષયી મનુષ્યો જોડે વાતો કરી કરીને હું થાકી ગયો છુ તમે તો પુરાતન ઋષિ છો નરરૂપી નારાયણ છો. જીવોનો ઉદ્ધાર કરવા માટે શરીર ધારણ કર્યું છે" આવુ કહી રડવા લાગ્યા થોડીવારે તે અંદર જઇ માખણ, સાકર, મીઠાઇ લઇ આવ્યા અને નરેન્દ્રને ખવરાવવા માડી. પછીતે મણે કહ્યુ કે "તુ પાછો વ્હેલો એકલો જ મારી પાસે આવજે' આ સાભળી નરેન્દ્ર 'સારૂ' કહી બહાર ઓરડામા જઇ મિત્રો સાથે બેઠો.

રામકૃષ્ણની આવી વર્તણુકથી નરેન્દ્રને લાગ્યુ કે 'આ તો કોઇ ગાડા મનુષ્ય જેવા લાગે છે' પણ બહાર ગયા પછી તેવુ ગાડપણનું ચિન્હ તેમને રામકૃષ્ણમા ન જણાયુ નરેન્દ્રે પૂછ્યુ કે, "મહારાજ, ઇશ્વરના દર્શન કરી શકાય છે કે!" આ સાભળી રામકૃષ્ણે કહ્યું કે "હા, હુ જેમ તમને જોઇ શકુ છુ, તમારી સાથે વાત કરી શકુ છુ તેવી જ રીતે ઇશ્વરને પણ જોઇ શકાય છે, તેમની સાથે વાતો પણ કરી શકાય છે. પણ તેમના દર્શન કરવાની કોણ ઇચ્છા કરે છે? લોકો તો પોતાના સગાવ્હાલાને બે દહાડા નથી મળતા તો શોક કરે છે, વિષય ભોગવવા તેમ જ ધન મેળવવા એવી જ રીતે મડયા રહે છે, પોતાનો પરદેશ ગયેલો પુત્ર મોડો આવવાથી ચેન પડતું નથી પણ ઇશ્વરના દર્શન કરવાનો સાચો વેગ ક્યારે પ્રગટાવે છે! ઇશ્વરના દર્શન ન થતા કોણ વ્યાકુળ થઇને તેમની પ્રાર્થના કરી અશ્રુ વ્હેરાવે છે? જ્યારે મનુષ્યને ઇશ્વરના દર્શન કર્યા વગર કાઇ ચેન પડતુ નથી, ઈશ્વરના દર્શન કર્યા વગર સ્ત્રી, છોકરા, ધન વિગેરે કોઇ પણ પદાર્થમા ચિત્ત ચોટતું નથી ત્યારે ઇશ્વરનાં દર્શન થાયછે"

આ સાભળી નરેન્દ્રને થયુ કે 'ખરે, આ મહાપુરુષે ઇશ્વરના નામ માટે સર્વસ્વનો ત્યાગ કર્યો છે, તેમણે સર્વસ્વનો ત્યાગ કરી મન અને પ્રાણની એકતાનો અનુભવ કરી ઇશ્વરની પ્રાર્થના કરીને જે નજરે જોયું છે તેજ તે કહે છે.' ઈશ્વરની પ્રાપ્તિ માટે આવો ત્યાગ તો કોઇ વિરલા જ કરી શકે છે. આ પછી રામકૃષ્ણને માટે નરેન્દ્રને માન ઉત્પન્ન થયુ. તે દિવસે તે રામકૃષ્ણના દર્શન કરી પાછા કલકત્તે ગયા આ પછી નરેન્દ્ર ધ્યાનમાં વધુ વખત ગાળતા. જ્યારે તે બ્રહ્મસમાજમા જતા ત્યારે નિરાધાર સગુણ બ્રહ્મના અસ્તિત્વ ઉપર વિશ્વાસ રાખીને તે એકાગ્રચિત્તે ઇશ્વરનું ધ્યાન કરવા લાગ્યા હતા. પણ તે નિરાકાર ઇશ્વરનું ધ્યાન કરતાં સંતોષ પામ્યાં નહોતાં.

રાત્રે શયન કરતા તેમને બે વિચારો આવતા. એક તો એ કે જાણે હું ધનવાન અને મ્હોટો માણસ બની પ્રતિષ્ઠાવાન બન્યો છુ. વળી બીજી વાર તે, જાણે સર્વનો ત્યાગ કરી ઇશ્વર ઉપર ભરોસો રાખી, ભગવા વસ્ત્ર પહેરી, મળે તે ખાઇ કોઇ વૃક્ષ તળે બેસી ધ્યાન કરે છે " આવા સ્વપ્ના તેમને ઘણીવાર આવતા અને તેમણે બીજી કલ્પના પ્રમાણે જીવન ગાળવાનો નિશ્ચય કર્યો હતો, તેમણે ધ્યાનને જ ઇશ્વર પ્રાપ્તિનો માર્ગ જાણી તે માર્ગને ગ્રહણ કર્યો હતો,

ઇ સ ૧૮૮૩મા નરેન્દ્રનાથ બી એ. નો અભ્યાસ કરતા હતા તે વખતે તેમના બાપ હાર્ટડીસીઝથી મરણ પામ્યા તેમની માતા ભુવનેશ્વરીને માથે સસારનો ભાર પડયો તેમના પિતાએ દ્રવ્યનો સચય ન કરવાથી તે નિરાધાર સરખા બની ગયા હતા પતિના મૃત્યુ પછી ભુવનેશ્વરીએ ધૈર્ય રાખી દરિદ્રતામા પણ પોતાના ઘરને નિભાવવા માડયુ પતિના વખતમાં મહિને દિવસે હજાર રૂપિઆ ખર્ચ થતો, તે અત્યારે માત્ર ત્રીસેક રૂપિઆમા તેમણે પોતાનુ ખર્ચ નિભાવવા માડયુ તેમા તેમને પોતાનુ તથા પુત્રપુત્રીઓનુ ભરણ પોષણ કરવાનુ, તેમને કેળવણી આપવાનુ વિગેરે ખર્ચ કરવુ પડતુ આમ છતા પણ ભુવનેશ્વરીનુ મો કોઇ વખતે ચિતાતુર થતુ નહિ હમેશા તે આનંદમા રહેતા નરેન્દ્ર હજુ કમાઇ શકે તેમ નહોતું, અત્યારે તે તુ મન સસાર ઉપરથી ઉઠી ગયા જેવુ હતુ.

નરેન્દ્રને શરૂમા તો અગ્રેજી કેળવણીના લીધે રામકૃષ્ણ પરમહસ તો અર્ધા ગાડા જેવા લાગતા રામકૃષ્ણના પ્રથમ દર્શન કરી આવ્યા પછી એકાદ મહીનો થયો હશે તે વખતે નરેન્દ્ર ફરી દક્ષિણેશ્વર ગયા. ત્યા તે પરમહસજીના ઓરડામા ગયા તો તે વખતે પરમહસ એકલા પોતાની પથારી પાસે એક નાની સરખી ગાદી ઉપર કઇક વિચાર કરતા બેસી રહ્યા હતા તેમણે નરેન્દ્રને જોઇ હર્ષથી બોલાવ્યો અને પોતાની પાસે બેસાડયો, થોડીવારે તે મનમા જાણે કંઇ બબડતા હોય તેમ સ્થિરદષ્ટિથી નરેન્દ્રના સામે જોતા તેની પાસે ગયા, અને પોતાનો જમણો પગ તેના શરીર ઉપર મૂકયો, આથી નરેન્દ્રને જાણે ચક્કર આવતા હોય તેવુ લાગ્યુ અને જાણે આ બધુ ઘર કોણ જાણે કયા લીન થઈ જાય છે તેને તેનુ શરીર પણ ભમતું જણાયુ તેને આ શરીરનો નાશ થવાનો ભય લાગ્યો તેથી તેણે ગભરાઇને બૂમ પાડી કે "઼઼ઓ બાપરે, તમે આ શુ કરો છો ? મારી મા બિચારી શુ કરશે ? " આ સાભળી પરમહસજી ખડખડાટ હસી પડયા

અને તેમના હૃદયને સ્પર્શ કરી તેને શાંત પમાડયો. આવી રીતે સ્પર્શ થતા જાણે બ્રહ્મની માણસનું ઘેન ઉતરી જાય તેમ તે સ્વસ્થ બન્યા

નરેન્દ્ર તો વિચારમાંજ પડી ગયા કે આ શુ થયુ આ ગાંડાએ વળી આ શુ કર્યું? આ અદ્ભુત પુરુષના પ્રભાવથી એકાએક આ શો ચમત્કાર જણાયો અને લય પામ્યા. આ તો તેમણે પોતાના પ્રભાવના પ્રતાપે મારા મન ઉપર પોતાનુ આધિપત્ય સ્થાપવા માટે આવુ કર્યું હશે.

આ પ્રમાણે નરેન્દ્રના મનને પરમહસે પોતાના સ્પર્શથી માખણ જેવુ નરમ બનાવી દીધુ તે નરેન્દ્ર સાથે જાણે ઘણા વખતના ઓળખાણવાળા હોય તેવી રીતે વર્તવા લાગ્યા તેમની સાથે ખવરાવીને, વાતો કરીને, હાસ્યવિનોદ કરીને સ્નેહ બતાવતા હતા સન્ધ્યાકાળ થતા પરમહસ પાસે નરેન્દ્રે જવાની આજ્ઞા માગી, એટલુ જાણે કોઇ સમધીથી છુટા પડતા ખેદ થાય તેવો ખેદ કરતા તેમણે તેનો હાથ પકડીને 'ફરી જરૂર આવજે' આમ કહી રજા આપી.

નરેન્દ્રને ઘેર આવ્યા પછી આ બાવાએ આ શુ કર્યું? એવો વિચાર થતા હવે તેમની બરોબર પરીક્ષા કરવાનુ મન થયુ પછી પાછા ત્રીજે દિવસે તે પરમહસ પાસે ગયા તે વખતે ત્યા ભીડ ઘણી હતી, તેથી પરમહસે તેમને પોતાની સાથે રાસમણીના બગીચામાં ફરવા આવવાનુ કહ્યુ નરેન્દ્રને લઈ તે બગીચામા ફરવા ગયા કેટલીકવાર ફર્યા પછી ત્યા બેઠકખાનામા જઈ એક ગાદી ઉપર પરમહસ બેઠા. થોડીવારે તે ત્યાજ સમાધિસ્થ થઇ ગયા નરેન્દ્ર તો ટગર ટગર તેમના સામેજ જોતો બેઠો હતો. એવામા પરમહસે પહેલાની માફક તેની પાસે આવીને તેને સ્પર્શ કર્યો. આ વખતે નરેન્દ્રે ઘેરથી મનને વશ રાખી દઢ રહેવાનો નિશ્ચય કર્યો હતો છતા પણ પરમહસજીનો સ્પર્શ થતા તો તે બેભાનવત્ બની ગયા આ વખતે તેમના બાહ્ય શૂન્ય થવાથી પરમહસે તેમને પુછ્યું હતુ કે તું "કોણ છે! ક્યાથી અહિ શા માટે આવ્યો છે!" આ જવાબથી તેમણે જાણી લીધુ હતુ કે તે ધ્યાનસિદ્ધ મહાપુરૂષ છે અને જે દિવસે તે એમ જાણશે કે 'હુ કોણ છુ' તેજ દિવસે તે આ લોકમા ન રહેતા યોગમાર્ગે શરીરનો ત્યાગ કરશે.

નરેન્દ્રને તેનુ ભાન રહ્યુ નહોતું થોડીવાર પછી તેને જ્યારે ભાન આવ્યુ ત્યારે તેણે જોયુ કે—પરમહસ દેવ તેની છાતી ઉપર હાથ ફેરવતા મધુર હાસ્ય કરી રહ્યા છે પરમહસદેવે આ પ્રમાણે બીજીવાર નરેન્દ્રના મનમા ભાવાન્તર ઉપસ્થિત કર્યાથી તે એકદમ સ્તબ્ધ થઈ ગયા તે પહેલા

પરમહંસદેવને આંધો ગાંડા જેવા કહેતા હતા તે વિચાર હવે બદલાઈ ગયો. પછી તે પરમહંસને દૈવિશક્તિ સમ્પન્ન અલૌકિક મહાપુરુષ છે, અને મારી જેવાના મન રમત માત્રમા ફેરવી શકે તેમ છે, એમ માનવા લાગ્યા.

પહેલા નરેન્દ્ર કોઇને ગુરુ તરીકે ગણવા ઇચ્છતા નહોતા, વિચાર કર્યા વગર કોઇની વાત માની લેતા નહિ તે હવે પરમહંસના સમાગમમા આવ્યા પછી માનવા લાગ્યા કે આવા મહાપુરુષોજ અલૌકિક ત્યાગ, તપ, પ્રેમ અને પવિત્રતાવડે ઇશ્વર સબંધી જ્ઞાન મેળવી શકે છે તેમજ ગુરુરૂપે ગ્રહણ કરવા યોગ્ય છે, હજુ પણ નરેન્દ્ર પરમહંસદેવને પૂરો વિચાર કર્યા વગર ગુરુ તરીકે માનવા તૈયાર નહોતા પરમહંસના સબંધમા આવતા તેમને જણાયુ કે: ત્યાગ વગર ઇશ્વર મળતા નથી તોપણ આવા મહાપુરુષના સગમા આવ્યા પછી મનુષ્યો તેમની પુરી પરીક્ષા કર્યા વગર તેમની વાતોમા વિશ્વાસ રાખીને ઘણીવાર ફસાય છે માટે મારે એકદમ સાહસ તો કરવુ જ ન જોઈએ માટે તેમની પુરેપુરી ખાત્રી કરવી જોઇએ

નરેન્દ્રનો સત્યની શોધ કરવાનો વિચાર હતો. પરમહંસદેવના આવા ચમત્કારો જોવા છતા પણ તેમની તેમના ઉપર પૂર્ણ શ્રદ્ધા ચોટતી નહોતી. તેમણે તે પછી દૃઢ સકલ્પ કર્યો હતો કે વધુ પરીક્ષા કર્યા વગર તેમની અદ્‌ભૂત દર્શન સબધી વાત માનવી નહિ આ પછી તેમણે પરમહંસની વર્તણૂક અને સ્થિતિની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો

સ્વામી વિવેકાનદે પરમહંસ રામકૃષ્ણની પાસે જતા પહેલા અગ્રેજી કાવ્યો, સાહિત્ય, ઇતિહાસ અને ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરેલો હતો. પાશ્ચાત્ય કેળવણીના સસ્કારો તેમના મગજમા ઠસી ગયા હતા તેમને તર્ક-વિતર્ક કરવાની ટેવ હતી આપણા શાસ્ત્રોની સત્યતા માટે તે શકાશીલ હતા તે માનતા કે મનુષ્યનો વળી મનુષ્ય ગુરુ શો? તેમના પિતાના પાશ્ચાત્ય શિક્ષણના સસ્કારો તેમનામા જાણી ગયેલા હતા તે બાઈબલ અને હાફિઝની કવિતાઓ વાચતા, તેજ નરેન્દ્રને વાચવા આપતા. સને ૧૮૮૧ માં નરેન્દ્રે એફ એ ની પરીક્ષા આપ્યા પછી પાશ્ચાત્ય વિજ્ઞાન અને દર્શન શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો તેમના મનમા સત્ય વસ્તુનો નિર્ણય કરવાની ઇચ્છા હતી તેમણે ડાર્વિનની, શોપનહોરના, પુસ્તકોનો અભ્યાસ કરી શારીરવિજ્ઞાનનો પણ અભ્યાસ કર્યો હતો તેમની કુતુહલ બુદ્ધિથી તેમને ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાના ઉપાય ન જડવાથી તેમના મનમા અશાંતિ થવા લાગી

સમજ્યા વગર કોઇ પણ સિદ્ધાત સ્વિકારી લેવો એ તેમણે પસદ

નહોતું. પાશ્ચાત્ય ગ્રંથોના આધારે સત્યની શોધ કરવામા તે નિષ્ફળ નીવડયા. તે સને ૧૮૮૪ મા બી, એ. ની પરીક્ષામા પાસ થયા તેમના પાસ થતા પહેલા જ તેમના પિતા હાર્ટડીસીઝથી મરણ પામ્યા તે વખતે નરેન્દ્ર પોતાના મિત્રને ત્યા વરાહનગર ગયા હતા ત્યા તેમને પિતાના મરણની ખબર મળવાથી તરતજ કલકત્તે આવ્યા અને બીજે દિવસે તેમના પિતા વિશ્વનાથને અગ્નિસસ્કાર કર્યો અત્યાર સુધી નરેન્દ્રને ઘરમા શુ થાય છે તેની ખબર નહોતી. તેમના પિતાએ દ્રવ્ય મુકયુ નહોતું અને આવક કરતા ખર્ચ વધારે કરવાથી દેવુ થઇ ગયુ હતુ આથી ઘરનો કરભાર નરેન્દ્રને માથે પડયો જેથી સુખમા ઉછરેલા નરેન્દ્રે હવે નોકરી શોધવા માડી

તેમણે આ વખતે ઘણી તપાસ કરી પણ નોકરી મળી શકી નહિ. તેમને પિતાના મરી ગયા પછી ભૂખ્યે અને તરસ્યે ઉઘાડે પગે નોકરી મેળવવા અરજીઓ લઇને ઘણી જગાએ જવુ પડતું તેમને સર્વ તરફથી તે વખતે નિરાશા મળી અત્યાર સુધી તે સુખ અને વૈભવમા ઉછર્યા હતા પૈસો કમાવાની તેમને દરકાર નહોતી તેમને આમ એકાએક પિતા મરણ પામવાથી કુટુબનો ભાર માથે પડતા નોકરી શોધવા વખત આવ્યો તેમની સુખી સ્થિતિ વખતના કેટલાક મતલબીયા મિત્રોએ હવે તેમની સોબત છોડી દીધી હતી કેટલીકવાર તો ઘરમા ખાવાને અનાજ પણ ન મળે, તેથી તે ઘેર ખાધા વિના જ બહાર ચાલ્યા જતા અને ભુખે નોકરી શોધવા ફરતા હતા તેમના ધનવાન મિત્રોને પણ તે શરમથી પોતાની નિર્ધનતાની વાત કહી શકતા નહોતા.

કેટલાક માણુસો દ્રવ્યની વિપત્તિથી અવળે રસ્તે ચઢી જાય છે તેવા કેટલાક માણુસો તેમને પોતાની માફક અનીતિથી પૈસો કમાવાનુ કહેતા હતા. પણ નરેન્દ્રને તે માર્ગ પસદ નહોતો. એક વખતે તો તેમની નિર્ધનાવસ્થા જોઇ એક ગૃહસ્થ ઘરની યુવતિએ તેમને કહેવરાવ્યુ કે ' તમારી સાથે રહેવા હુ તૈયાર છુ મારો પૈસો એ તમારો જ માનીને મારી સાથે સબધ બાધો ' આ માગણીને નરેન્દ્રે ધિક્કારી કાઢી હતી વળી કોઇ બીજી સ્ત્રીએ તેમના રૂપ ઉપર મોહિત થઇ તેમને પોતાની સાથે સબધ રાખવા જણાવ્યુ હતું ત્યારે તેમણે કહ્યુ હતું કે ' હે સ્ત્રી, આ ક્ષણભગુર દેહના ક્ષણિક આનંદને માટે તુ અજ્ઞતાનો વિચાર કેમ કરે છે? ઇશ્વરનો ડર રાખી જીવન સાર્થક કરવા યત્ન કર કે ભલુ થાય '

આ પ્રમાણે નરેન્દ્રે દુખી જીદગી ગાળવા માડી છતા તે બ્રાહ્મસમાજના સસર્ગથી ઇશ્વરને માનતા હતા ઇશ્વરનુ હંમેશા સ્મરણ કરતા

હતા, દરરોજ દ્રવ્ય મેળવવાનો કોઇ માર્ગ હાથ કરવા તે ભટકતા. એક વખતે સવારમા ઉઠીને ભગવાનનુ સ્મરણ કરતા હતા તેવામા તેમની માતાએ કહ્યુ કે "બેસ હવે જોયા તારા ઇશ્વર ! જો ભગવાન હોય તો તને આટલું બધુ દુ ખ પડવા છતા સહાય ન કરે ?" આ સાભળી નરેન્દ્રના મનમા શકા થઇ કે શુ ત્યારે ઇશ્વર જગતમા નહિ હોય ! જો હોય તો હુ તેમની રોજ પ્રાર્થના કરૂં છુ છતા કેમ મદદ નહિ કરતા હોય ? આ પછી ઇશ્વર છે કે નહિ એ શકાએ તેમના હૃદયને હચમચાવી નાખ્યુ તે જે જે તત્વજ્ઞાની, વિદ્વાન, યોગી વિગેરે મળે તેમને એજ પ્રશ્ન પૂછતા, અને તેનુ પ્રમાણુ માગતા આથી નરેન્દ્રની ગણુના નાસ્તિકમા થવા લાગી વળી કેટલાક તો તેમને માટે એવી વાતો ઉડાવી કે તે ખરાબ સોબતે ચઢી મદ્યપાન કરવા અને વેશ્યાઓને ઘેર જવા લાગ્યો છે આથી તેમને તેમના હિતસ્વી ઘણા માણસો આવી શીખામણુ આપવા લાગ્યા

કેટલાક તો વાત ખરી કે ખોટી તેનો નિર્ણય કરવા તેમને મળવા લાગ્યા તે પણુ દરિદ્રતાથી કટાળી ગયા હતા ઇશ્વરનુ સ્મરણુ કરવા છતા પણુ તેમણે તેમને કાઇ મદદ કરી નહિ તેથી તેમણે ઘણાની સાથે ઇશ્વર છે જ નહિ, ઇશ્વરનુ અસ્તિત્વ સ્વિકારવુ એ તો દુર્બળતા છે એમ કહી પાશ્ચાત્ય વિદ્વાનોના અભિપ્રાયો દર્શાવી જેની અને તેની સાથે વાદવિવાદ કરવા લાગ્યા જે કોઇ મહાત્મા, તત્વજ્ઞાની કે વિદ્વાન મળે તેમની પાસે જઇ તે પૂછતા કે તમે ઇશ્વરને માનો છો ? ઇશ્વર છેજ કેમ ? ઇશ્વરના અસ્તિત્વનુ પ્રમાણુ કઇ છે ? તમે ઇશ્વરને જોયો હોય તો બતાવો ? આ પ્રમાણે પ્રશ્નો પૂછી વાદવિવાદ કરતા ઘણા તો તેમના આ પ્રશ્નોના જવાબ જ આપી શકતા નહોતા, આ વખતે નરેન્દ્રને પાશ્ચાત્ય દર્શનશાસ્ત્રની આધ્યાત્મિક મિમાસાનો અધિક અશ અયુક્તિકર જણાતા છતા પણુ જડવિજ્ઞાનના આવિષ્કારની અને પાશ્ચાત્યોની પૃથક્કરણુ પ્રણાલીના અતિશય પ્રશસા કરતા હતા પરમહંસ રામકૃષ્ણુના જીવનમા જણાતા અસાધારણ ચમત્કારોની તે આજ દૃષ્ટિથી પરીક્ષા કરવા ઇચ્છતા

સત્ય જાણુવાની તેમના હૃદયમા અત્યત ઇચ્છા પ્રકટ થઇ જતી હતી. તોપણુ વગર સમજે કોઇના કહેવાથી તેમના સિદ્ધાતને સ્વિકારી લેવો એ તેમને ઠીક લાગતું નહિ લોકો તેમના આવા વિચારથી નાસ્તિક કહેતા તો પણુ તેમને તેની દરકાર નહોતી તેઓ સત્યનુ શોધન કરવા પાશ્ચાત્ય શિક્ષણુનુ અનુસરણુ કરવા લાગ્યા. આ વખતે તેઓ પાશ્ચાત્ય મતના પક્ષપાતી હતા

બાપ મરી જતા કમાવાની ઇચ્છા થતા નરેન્દ્ર નોકરી માટે રખડવા લાગ્યા, તેઓ રખડી રખડી થાકી ગયા, તેમને સંસાર ઉપર કંટાળો આવ્યો જેથી હવે આ સંસારને છોડી દેવાનો નિશ્ચય કરવા લાગ્યા એવામાં ખબર મળી કે પરમહંસદેવ કલકત્તે આજે એક ભક્તને ત્યાં આવવાના છે, તે સાંભળી તેમના દર્શન કરવાની ઇચ્છા થઇ પરમહંસ તેમના ઉપર અત્યંત સ્નેહ રાખતા, તે સર્વજ્ઞ હતા નરેન્દ્ર તેમના દર્શન કરવા લાગ્યો, તે વખતે તેમણે તેમને કહ્યું કે "આજે તારે મારી સાથે દક્ષિણેશ્વર આવવુ પડશે ' તેમણે આનાકાની તો કરી પણ પરમહંસદેવના આગ્રહથી તેમને દક્ષિણેશ્વર જવુ પડયુ

દક્ષિણેશ્વર પહોચ્યા પછી તેઓ ઓરડામા બેસી બીજા ભક્તો સાથે વાતો કરવા લાગ્યા તેવામા તેમને સમાધિ થઇ અને એકાએક નરેન્દ્ર પાસે આવી તેમનો હાથ પકડી કહેવા લાગ્યા કે "વાત કરતા મને ભય થાય છે કે કદાચિત તુ અહિથી ચાલ્યો જાય" આ સાભળી નરેન્દ્રને લાગ્યુ કે સ્વામીજીએ પોતાના મનની વાત જાણી લીધી લાગે છે રાત્રે તેમણે નરેન્દ્રને પોતાની પાસે બોલાવી કહ્યુ કે "હુ જાણુ છુ કે તું મા ના કામને માટે જ આવ્યો છે, તુ સસારમા રહેવાનો નથી પણ હુ જેટલા દિવસ છુ તેટલા દિવસ તો મારી ખાતર પણ તારે રહેવુ પડશે, " આમ કહેતા તો તેમની આખોમા આસુ ચાલવા લાગ્યા નરેન્દ્રને પણ આસુ આવી ગયા બીજે દિવસે નરેન્દ્ર રજા લઇ ઘેર ગયો અને ઘેર જતા પાછી ઘરની ચિન્તાએ તેમના હૃદય ઉપર અધિકાર જમાવી દીધો

તેઓ પ્રથમની માફક નોકરી શોધવા લાગ્યા એક એટર્નીની ઓફીસમાં કેટલાક પુસ્તકોની નકલો કરીને સાધારણ દ્રવ્ય કમાવા લાગ્યા પણ કોઇ કાયમની નોકરી ન મળી જુજ આવકથી ઘર કુટુંબનુ પોષણ પણ પુરી રીતે થવા ન લાગ્યુ તેમનુ મન તો સસાર ઉપરથી કંટાળી ગયુ હતું પણ પરમહંસદેવ ઉપરની પ્રીતિથી તે ગમે તેમ નિભાવ કરવા લાગ્યા પરમહંસદેવનો તેમના ઉપર અત્યત પ્રેમ હતો ત્યાર પછી નરેન્દ્ર વારવાર દક્ષિણેશ્વર આવતા. કોઇ વખતે નરેન્દ્ર મોડા આવે તો તેથી પરમહંસ અધીરા થઇ જતા હતા, અને સદેશા કહેવરાવી પોતાની પાસે તેડાવી મંગાવતા

પરમહંસદેવ પોતાની અંતર્દષ્ટિથી નરેન્દ્રને પ્રથમવાર મળતાજ જાણી ગયા હતા કે તેના જેવો ઉચ્ચ અધિકારી વિરલ છે સનાતન ધર્મનુ સ્થાપન કરવાને માટે જ શ્રી જગદમ્બાએ તેમને નીમ્યા છે તેમા વિશેષ સહાય

કરવા માટે જ નરેન્દ્રનાથનો જન્મ થયો છે નરેન્દ્રને નાનપણમાં સૂતી વખતે આંખ મીચતા જ બન્ને ભ્રમરોની મધ્ય ભાગમા ભ્રકુટિમાં એક જ્યોતિર્બિન્દુ જણાતું, તે બિંદુ ક્રમે ક્રમે બિમ્બાકાર થઇ ફાટી જઇ તેમાથી સફેદ જ્યોતિરૂપે થઇ તેમને ઢાકી દેતી, તેમ થતા તે ચૈતન્યહીન બની ઉંઘી જતા મોટી ઉમ્મરે ધ્યાનાભ્યાસ કરવા લાગ્યા ત્યારે પણ આંખો બંધ કરતા ભ્રકુટિમા પ્રથમની માફક જ્યોતિબિંદુ ઉપસ્થિત થતુ અને તેમા જ તે એકાગ્ર થતા મહર્ષિ દેવેન્દ્રનાથના ઉપદેશથી તેમના અનુયાયીઓ ધ્યાનાભ્યાસ કરતા. તેમની સાથે નરેન્દ્ર ધ્યાન કરતો તેમા પણ તેને તેવો અનુભવ થતો

તેમને દક્ષિણેશ્વરમાં આવી પરમહંસ દેવનો સમાગમ થયા પછી તેમના ઉપર દિવસે દિવસે શ્રદ્ધા ચોંટતી ગઇ છતા પણ તે એકદમ તેમને તેમના આચરણની પરીક્ષા કરવાનો વિચાર કરવા લાગ્યા પરમહંસદેવને તો નરેન્દ્ર તેમનુ અનુકરણ કરી તેમના જેવાં આધ્યાત્મિક તત્વોનુ જ્ઞાન પ્રાપ્ત કરે તેવી ઇચ્છા હતી તે નરેન્દ્રના તરફ આકર્ષાયેલા રહેતા. તે પોતાનો જાણે નજીકનો સગો હોય તેવી રીતે તેમને ચ્હાતા નરેન્દ્રના વિરહ સમયે પરમહંસ દેવને વ્યાકુળતા થતી અને તેમને મળતા આનંદ થતો, તેમનો તેમના ઉપર નિસ્વાર્થ પ્રેમ હતો જો કોઇવાર નરેન્દ્રને મળતા વિલંબ થતો તો પુત્રના વિરહથી માતાને જેમ આંસુ આવે છે તેમ પરમહંસદેવ પોતાનુ મન વશ રાખી ન શકતા રડી પડતા તેમને જોયા વગર તેમને શાંતિ થતી નહિ.

એક વખતે પરમહંસદેવની જન્મતિથિ હતી તેનો ઉત્સવ હતો પરમહંસદેવને ભક્તોએ નવા વસ્ત્રો પહેરાવી ચંદન પુષ્પાદિ અર્પી, તેઓ તેમની પુજા કરતા હતા અને બહાર ઓટલા ઉપર ભજન કિર્તન ચાલી રહ્યુ હતું તે વખતે પરમહંસદેવ ઘણીવાર ભાવાવિષ્ટ થઇ જતા કેટલીકવાર તે વખતે નરેન્દ્ર નહિ આવ્યાથી આમ તેમ જોતા " નરેન્દ્ર ન આવ્યો ? " આમ બોલી આનંદમા વિક્ષેપ કરતા હતા તેવામા બપોરના નરેન્દ્ર આવી પહોચ્યો તેને જોઇ તેમના આનંદનો પાર રહ્યો નહિ તરત જ તે કુદીને તેમના ખભે ચઢી ગયા હતા અને ભાવાવસ્થ બની ગયા હતા પછી ચૈતન્ય આવતા તેમની સાથે આનંદવાર્તા કરી આહારાદિ કરવામા ગુંથાયા.

નરેન્દ્રને તેમના ઉપર શ્રદ્ધા હતી છતા પણ તેમની પરીક્ષા કરવા યત્ન કરતા છતા પણ રામકૃષ્ણ તેમના ઉપર ગુસ્સે થતા નહિ, તે તો શિષ્યના કલ્યાણને માટે તેમને પોતાની પરીક્ષા આપી સર્વ આધ્યાત્મિક

વિષયો સમજાવવામા આનંદ માનતા, પરમહંસદેવ તેમને પોતાનુ ‘ાળક છે. સખા છે, બનેનુ જીવન ચિરકાળને માટે પ્રભુથી યુગલની મા;ક પ્રેમબંધનથી બધાઇ રહ્યું છે એમ માનતા નરેન્દ્રને તેમના બાહ્ય આચરણો જોઇ કેટલાક વિચિત્ર સ્વભાવના, દાંભિક, ઉદ્ધત અને અનાચારી માનતા, પણ પરમહંસદેવ તેમને તેવા માનતા નહિ તે જાણતા કે નરેન્દ્રનો દમ્ભ, ઉદ્ધતતા, એ તના અતરમા રહેલી માનસિક શક્તિયોના ફળ સ્વરૂપ વિશાળ આત્મ વિશ્વાસમાથી જ ઉદય પામ્યા હતા. તેનુ ાનરકુશ સ્વતત્ર આચરણ એ તેના સ્વાભાવિક આત્મસયમનો પરિચય આપનાર હતું.

પરમહંસદેવ જાણી ગયા હતા કે સમય આવતા નરેન્દ્રનો અસાધારણ સ્વભાવ, સહસ્રદળકમળની માફક વિકસિત થઇ અનુપમ ગૌરવયુક્ત થઇ રહેશે તેમનું દમ્ભ અને ઉદ્ધતપણુ અસીમ કરૂણાના આકારમા બદ-ાઇ જશે તે હમેશા નરેન્દ્રની પ્રશસા કરતા.

નરેન્દ્રનાથ કેશવચન્દ્રસેન પાસે ઘણીવાર જતા અને બ્રાહ્મસમાજમાં વારંવાર ભાગ લેતા રવિવારે તો તે ત્યા ભજન કીર્ત્તન પણ ગાતા, એકાદ અઠવાડીયા સુધી નરેન્દ્ર પરમહં-દેવને ન મળવાથી તેમણે કલકત્તે જવાનો નિશ્ચય કર્યો તે દિવસે રવિવાર હતો તેથી સધ્યા વખતે નરેન્દ્ર બ્રાહ્મસમાજમા ભજન ગાવા જરૂર આવશે એમ ધારી તેમણે કલકત્તે જવાનો નિશ્ચય કર્યો, તેઓ નરેન્દ્રને મળવા એટલા બધા ઉત્સુક થઇ ગયા હતા કે તેમને બ્રાહ્મસમાજમા જવાથી અપમાન તો કદાચ નહિ થાય તેનો પણ વિચાર ન આવ્યો.

પરમહંસદેવ ત્યા ગયા ત્યારે બ્રાહ્મસમાજીઓ ઉપાસના ધ્યાન વિગેરે સમાપ્ત કરીને વેદી ઉપર ઉભા રહીને આચાર્ય ઉપદેશ આપતા હતા તે સાભળતા હતા. પરમહંસ મદીરમા જઇ આચાર્ય પાસે જવા લાગ્યા તેમને આવેલા જોઇ કેટલાક તેમને જોવા ઉભા થયા અને ગરબડ થવા લાગી. નરેન્દ્રે પરમહંસદેવને જોયા કે તે તરતજ તેમની પાસે આવ્યા આ વખતે પરમહંસદેવનો આચાર્ય કે કોઇ સભાસદે પણ આદરસત્કાર કર્યો નહિ પરમહંસદેવ તો વેદીની પાસે ઉભા રહ્યા અને સમાધિસ્થ થઇ ગયા તેમની આવી દશા જોઇ ગરબડ વધી ગઈ અને શાંતિમાં ખલેલ પહોચ્યુ તેથી મંદિરના આસના દીવા ઓલવી નાખવામાં આવ્યા.

અંધારૂ થતા ગરબડ વધી પડી, પરમહંસદેવનો કોઇએ સત્કાર કર્યો નહિ તેથી નરેન્દ્રને ઘણોજ ખેદ થયો. તે પરમહંસદેવને સમાધિ ઉતરતાં પાછલે બારણેથી બહાર કાઢી ગાડીમા બેસાડી દક્ષિણેશ્વર લઇ ગયા હતા. નરેન્દ્રને લાગ્યું કે મારે માટે પરમહંસદેવે કેવુ અપમાન સહન કર્યું હતું અને તેથી તેમને અસત ખેદ થયો હતો. નરેન્દ્ર તેમને કહેતા કે. જેમ

ભરત રાજાને મરતી વખતે હરિણનો વિચાર આવ્યો હતો અને તેથી હરિણનો જન્મ લેવો પડ્યો હતો, તેમ આપ મારે માટે એટલી બધી ચિંતા કરો છો પણ તેનો વિચાર કરજો. ત્યારે પરમહંસદેવ તેમને કહેતા કે પણ હું તો તને જોયા વગર રહી શકતો નથી, તેનું કેમ ?

પરમહંસદેવ આહાર, વિહાર જપ, ધ્યાનાદિ વિષયોમાં જુદા જુદા નિયમો પાળતા અને પોતાના ભક્તો પાસે પળાવતા. છતાં તે કહેતા કે નરેન્દ્ર એ સર્વ નિયમોનું ઉલ્લંઘન કરશે તોપણ કશી અડચણ નથી. તે તો નિત્ય, સિદ્ધ, અને ધ્યાન સિદ્ધ છે તેનામાં જ્ઞાનાગ્નિ હમેશાં પ્રજ્વલિત રહેતો હોવાથી સર્વ પ્રકારના આહાર દોષને તે ભસ્મીભૂત કરી દેતા.

નરેન્દ્ર હજુ નોકરી શોધતા હતા, છતાં હજુ નોકરી મળતી નહોતી. આખો દિવસ નોકરી શોધવા રખડવું પડતું તેથી સાંજે થાકીને લોથ થઈ જતા નોકરી ન મળવાથી તે સંસાર ઉપરથી કંટાળી ગયા અને પોતાના દાદાની માફક સંસારનો ત્યાગ કરવાનો નિશ્ચય કરવા લાગ્યા તેમને લાગ્યું કે સંસારમાં રહી ધન કમાઇ કુટુમ્બનું પોષણ કરવા અને સુખ ભોગવવા મારો જન્મ થયો જ નથી તેમણે ઘરમાંથી ચાલી નીકળવાનો ચોક્કસ વિચાર કર્યો, પણ તેવામાં પરમહંસ રામકૃષ્ણજી કલકત્તે આવવાના છે એ વાત જાણી તેમણે વિચાર કર્યો કે ઠીક, હવે ગુરુજીના દર્શન કર્યા પછી જ જવાનો નિશ્ચય કર્યો.

નરેન્દ્ર પરમહંસજી પાસે ગયા, તેમણે તેમને પોતાની સાથે દક્ષિણેશ્વર આવવાનો આગ્રહ કર્યો, જેથી તે દક્ષિણેશ્વર ગયા પરમહંસજીના આગ્રહથી સંસારનો તત્કાળ તો ત્યાગ ન કરવો એવો નિશ્ચય કર્યો પરંતુ પરમહંસજીને તે કહેવા લાગ્યા કે મારૂં, અને મારા કુટુંબનું ભરણ પોષણ કરવા મે નોકરી માટે ઘણો યત્ન કર્યો પણ નોકરી મળી નહિ માટે આપ માતાજી (કાળી માતા) ને મારાવતી પ્રાર્થના કરો કે તે મારૂં ભરણપોષણ થાય તેવા ઉદ્યમે લગાડે. આ સાંભળી તેમણે કહ્યું કે હું તો એ વાત માતાજીને કહી શકું નહિ પણ તેને માટે તુજ પ્રાર્થના કર. તું કેમ માતાજીના પ્રાર્થના કરતો નથી ? શું તું તેને માનતો નથી ? આ સાંભળી વિવેકાનંદે કહ્યું કે હું તો માતાજીને ઓળખતો નથી, એટલે તે મારૂં કેવી રીતે માનો, પણ તમેજ મારા માટે તેમને પ્રાર્થના કરો તો તે માને કારણકે તેમની તમારા ઉપર પ્રીતિ છે એટલે તે તમારૂં માનશેજ. આ સાંભળી પરમહંસજીએ કહ્યું કે મેં તો માને ઘણી વખતે તારા માટે પ્રાર્થના કરી છે કે હે મા, તું નરેન્દ્રનું દુઃખ દુર કર, પણ તું તેને

માનતો નથી એટલે તુ મંદિરમા જા, અને માતાજીનુ એકાગ્રચિત્તે ધ્યાન કરી તેમની આગળ પ્રાર્થના કરી તારે જે જોઇએ તે માગજે એટલે તે તેને તુ માગીશ તે આપશે, મારી માતા તો ચિન્મયી બ્રહ્મશક્તિ છે તેણે આખુ જગત્ રચ્યું છે, તે સર્વ આપવા સમર્થ છે આથી નરેન્દ્રને માતાજી ઉપર વિશ્વાસ બેઠો કે તે પ્રાર્થના કરતાં જ મારૂ સવ દુખ દૂર કરશે.

રાત્રે નરેન્દ્રને પરમહંસ દેવે કાલીમાતાના મંદિરમાં જવાનુ કહ્યું. પરમહંસજીના કહેવાથી તેમને શ્રદ્ધા બેઠી કે જરૂર કાલીમાતા આજે મને દર્શન આપશે અને તે જે કાઇ કહેશે તે સાભળવાને હુ ભાગ્યશાળી થઇશ આવા વિચારથી તે મંદિરમા ગયા અંદર જઇ દર્શન કરતા તેમને વધુ શ્રદ્ધા બેઠી દર્શન કરતાજ તેમને લાગ્યુ કે ખરેખર માતાજી ચિન્મયી છે, અનંત પ્રેમ અને સૌન્દર્યની પ્રસવસ્વરૂપિણી છે માતાજીના ઉપર ભક્તિ અને પ્રેમથી તેજનુ હૃદય ઉછાળા મારવા લાગ્યુ, તેમણે માતાજીને પ્રણામ કરી ગદ્‌ગદ્ કંઠે પ્રાર્થના કરી કે હે માતા! મને જ્ઞાન આપ, ભક્તિ આપ, વિવેક અને વૈરાગ્યવાળો બનાવ, હે મા! હુ તારા રોજ દર્શન કરી શકુ એવો મને બનાવ! આ વખતે તેમને લાગ્યુ કે જગત્ મિથ્યા છે અને માત્ર માતાજીજ મારા હૃદયમા વાસ કરીને રહેલા છે તેજ સત્ય છે. શાંતિનુ ભાન થયુ આનંદ જણાવા લાગ્યો

દર્શન કરી નરેન્દ્ર પરમહંસજી પાસે પાછા આવ્યા તેમને આવેલા જોઈ પરમહંસે કહ્યુ કે "કેમ, માતાજી પાસે તે દ્રવ્ય માગ્યુ કે?" આ સાભળી તેમણે કહ્યુ કે "ના જી, હુ તે વાતનો ભૂલીજ ગયો! આથી પરમહંસે કહ્યુ કે જા, તારે ફરી જા, અને તારી વાત માને જણાવી, જે માગવુ હોય તે માગી લે! આથી નરેન્દ્ર ફરી મંદિરમા ગયા, દર્શન કરતાજ તે પેલી વાતો ભૂલી ગયા, અને ફરી પણ જ્ઞાન અને ભક્તિ માગી પાછા આવ્યા આ વખતે પરમહંસે કહ્યું કે કેમ, આ વખતે કંઈ માગ્યું કે? આથી તે બોલ્યા કે. ના, મહારાજ, એ તો હું માતાજીના દર્શન કરતાજ ભૂલી જતો હતો. માત્ર જ્ઞાન અને ભક્તિજ માગવાનુ મન થઇ જતું. હવે શુ કરૂ? ફરી પણ પરમહંસે કહ્યું અરે, એમા શુ, ફરી જા, એટલી વાત પણ કહી શકતો નથી, જા અને જરા સાવચેત થઈ તારી વાત માને કહી આવ! નરેન્દ્ર ફરી મંદિરમા ગયા, પણ કોણ જાણે કે કેમ, માતાજીના દર્શન કરતા જ હૃદયમા એવુ થયુ કે અરે, આવી તુચ્છ વાતની માતાજી આગળ તે વળી માગણી થાય? રાજા ખુશી થાય ત્યારે શું તેની પાસે શાક તે મગાતું હશે! હું તો મંદ બુદ્ધિનો લાગુ છું. આવો

વિચાર કરતા માતાજી પાસે વ્યવહાર નિભાવવાની વાત કહેતાં તેમને શરમ આવી અને પ્રાર્થનાપૂર્વક કહેવા લાગ્યા કે હે મા, મારે કાંઇ જોઇતું નથી, માત્ર મને જ્ઞાન અને ભક્તિ જ આપો આ પછી નરેન્દ્ર બહાર આવ્યા બહાર આવતા તેમને લાગ્યુ કે આ તો પરમહંસજીની જ લીલા જણાય છે, નહિ તો ત્રણવાર દર્શને આવ્યો પણ મારી જીભજ ઉપડી શકી નહિ માટે હવે તો પરમહંસદેવનેજ કહેવુ કે તમેજ અમારા નિર્વાહને માટે પ્રાથના કરો આવા વિચાર કરતો નરેન્દ્ર પરમહંસ દેવ પાસે આવ્યા અને પ્રાર્થના કરી કહેવા લાગ્યા કે. આપે તો મને ભૂલાવામા નાખ્યો જણાય છે આપજ મારા મા ન અને ભાઇને માટે નિર્વાહ થાય તેવી વ્યવસ્થા કરો આપ પણ સમર્થ છો

પરમહંસદેવે તેમની આ વાત સાભળી કહ્યુ ભાઇ ! મારાથી તો માતાજીને એવી પ્રાર્થના ન કરાય. મે તને કહ્યું હતુ કે તારે જે જોઇએ તે તુજ માતાજી પાસે માગશે, તો તે તને આપશે, તુ ત્યા જઇ તે માગી શકતો નથી માટે મનેતો લાગે છે કે તે વાત તારા ભાગ્યમાજ નથી ! " આથી નરેન્દ્રે કહ્યુ કે " મહારાજ, મારાથી તો હવે તે વાત બનશે નહિ. મારે માટે આપેજ માતાજીને પ્રાર્થના કરવી પડશે, મને આપના ઉપર શ્રદ્ધા છે કે આપ પ્રાર્થના કરશો એટલે જરૂર મારા કુટુબના દુખ દારિદ્રય જવાના, અને તેથી મારી ઉપાધિ ટળશે આ પ્રમાણે નરેન્દ્રનો આગ્રહ વધુ જોતા પરમહંસે કહ્યું કે તુ તો જબરો છે ભઇ, સારૂ જા, હવેથી તારા કુટુબને નિર્વાહનુ દુખ પડવાનુ નથી

આ પ્રસગથી નરેન્દ્ર જે અત્યાર સુધી માતાને માનતા નહોતો તે હવે પોતાને માનતા શીખ્યો. મૂર્તિપૂજાનો તે તિરસ્કાર કરતો મદિરમા પધરાવેલી મૂતિઓને તે માનતો નહિ કે તેના દશન કરવા જતો નહિ, તેને આ વખતના પ્રસગથી ઉપાસનાના ખરા રહસ્યનુ જ્ઞાન થયુ એથી તેના જીવનમા વિશાળતા આવી તે ઇશ્વરને અને મૂતિને માનવા લાગ્યો. દેવદેવીને ન માનનાર નરેન્દ્ર હવે તેમને ચૈતન્યમય બ્રહ્માડમય જોવા લાગ્યો અને મૂર્તિની સામે ઉભા રહી વાર્તાલાપ કરવા લાગ્યો. જેને દ્રવ્યની લાલસા હોવા છતા પણ માતાજીની મૂર્તિ પાસે જતા તે ન માગતા ભક્તિ અને જ્ઞાનને માગવા લાગ્યો. પરમહંસદેવ જેવા સદ્ગુરૂની કૃપાથી તે નાસ્તિક બન્યો

નરેન્દ્રને તારાપદઘોષ નામના માણુસ સાથે મૈત્રી હતી. એક વખતે તે દક્ષિણેશ્વર પરમહંસદેવના દર્શને આવ્યા તો એક ઓરડામા એક બાજુ

પરમહંસદેવ બેઠેલા હતા બીજી બાજુએ નરેન્દ્ર એક પથારીમાં સુતેલો હતો, તેમને જોઈ પરમહંસદેવે કહ્યું કે આ છોકરો બહુ સારો છે, નરેન્દ્ર પહેલાં માતાજીને માનતો નહોતો તે હવે તેને માનવા લાગ્યો છે. તેને માતાજી પાસે રૂપિયા માગવા મોકલ્યો ત્યારે ત્યાં જઈ તેનાથી તે ન મંગાયા, અને માજીની ભક્તિ કરવાનું મન થયું કાલે આખી રાત તેણે ભજન ગાયું છે તેથી અત્યારે ઉંઘે છે હવે તે માતાને માનતો થયો છે. આ સાંભળી તારાપદે કહ્યું કે હાજી, ઘણું સારું થયું. થોડીવારે નરેન્દ્ર જાગ્યો અને કલકત્તે જવા માટે રજા માગવા લાગ્યો પણ તેને જોતાજ પરમહંસદેવ સમાધિસ્થ થયા અને તેની પાસે આવી તેના શરીરે સ્પર્શ કરી કહેવા લાગ્યા કે શું જુએ છે! આ પણ હું છું અને હું પણ હું છું બંનેમાં હવે ભેદ રહ્યો નથી જેમ ગંગાના જળમાં લાકડી મારતાં જળના બે ભાગ પડેલા જણાય છે, પણ તેના ભાગ પડતા જ નથી આ પ્રમાણે તે આનંદ પ્રદર્શીત કરવા લાગ્યા. તે પછી બંને જણ કલકત્તે આવ્યા

નરેન્દ્ર ઈશ્વરનું ધ્યાન કરતી વખતે—હે ઈશ્વર! તમે તમારા સત્ય સ્વરૂપનું દર્શન કરવાના અમને અધિકારી કરો એ પ્રકારની ભાવનાપૂર્વક ધ્યાન કરવા બેસતા પ્રથમ મનમાંથી સર્વ પ્રકારના વિચારોની ધારાને દૂર કરતા, અને મનને નિશ્ચલ રાખવાનો અભ્યાસ કરવા લાગતા આ ધ્યાનમાં તેમને ઘણીવાર શરીરનું કે કાળનું ભાન રહેતું નહિ રાત્રે ઘરના સર્વ માણસો ઉંઘી જતા ત્યારે ઓરડામાં જઈ તે ધ્યાન કરવા બેસતા અને ઘણીવાર તો ધ્યાનમાં ને ધ્યાનમાં આખી રાત્રી ગાળતા.

તે ઘણીવાર પોતાના ધ્યાનનો અનુભવ વર્ણવતા કહેતા કે —તે વિચારશૂન્ય થઈ મનને સ્થિર કરીને ધ્યાન કરતાં તેમના હૃદયમાં શાંત આનંદ ધારાનો પ્રવાહ વહ્યા કરતો ધ્યાન ભંગ થતા પણ ઘણીવાર તેને જાણે નિશો ચડયો હોય તેવી સ્થિતિ થોડીવાર રહેતી અને આસનનો ત્યાગ કરી ઉઠી જવાનું મન થતું નહિ. ધ્યાન ભંગ થયા પછી એકવાર તે આસન ઉપર બેસી રહ્યા હતા તે વખતે તેમને દિવ્ય જ્યોતિથી આખો ઓરડો પ્રકાશિત થયેલો જણાયો અને તેમની સામે કોઈ સન્યાસી આવીને ઉભેલા જણાયા તે સન્યાસીએ ભગવા કપડા પહેર્યા હતા, હાથમાં કમન્ડલ હતું અને મુખ ઉપર સ્થિર, શાંત અને આનંદી ભાવ જણાયો. તેમણે ધીમે પગલે તેમની પાસે આવી તેમની સામે દૃષ્ટિ સ્થાપી. તેમને જોઈ નરેન્દ્રના મનમાં ભય જણાતા તે તરત ઉઠયા અને ઓરડાના બારણા

બહાર જતા રહ્યા. થોડીવાર પછી મનમાં લાગ્યું કે એમાં ભય શો! આમ ધારી તે અંદર ગયા તો કાંઈ દીઠું નહિ. આ સન્યાસિના મુખ ઉપર જે અપૂર્વ તેજ હતું, તેવું કોઈના મોં ઉપર તેમના જોવામાં આવ્યું નહોતું તે ધારતા કે વખતે બુદ્ધદેવના તેમને દર્શન થયા હશે. આ પ્રમાણે તે એકાંતવાસનું સેવન કરી તપ, ધ્યાન અને અધ્યયન કરતા દક્ષિણેશ્વર જઈ પરમહંસજીની ભક્તિ કરવા લાગ્યા.

પરમહંસદેવના સમાગમથી તેમને જે આનંદ થતો તે અપૂર્વ હતો. તે કહેતા કે પરમહંસદેવના સમાગમથી અમારા દિવસો આનંદમા વ્યતિત થતા. તેમણે રમત, હાસ્યવિનોદ, નિત્યના સામાન્ય વ્યવહારથીજ ઉચ્ચ શિક્ષા આપી તેમના અજાણપણામાજ તેમનુ અધ્યાત્મજીવન રચ્યુ છે. જેમ બાળકને શિખવતી વખતે બળવાન મલ્લ પોતાની શકિત બાળકવત બતાવી તેની સાથે કુસ્તી કરી કદી પરાજય પણ પામે છે અને તેમ કરી તેને તેના બળમાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન કરાવે છે તે પ્રમાણે પરમહંસદેવ પણ અમારી સાથે વતતા. તે અમારામા ઉત્સાહ પ્રેરતા, અને અમે વાસનામા લપટાઈએ નહિ તે માટે તે અમારા આચરણની તપાસ રાખી અમને ઉપદેશ આપતા. તેઓ ઘણીવાર અમારી તપાસ રાખતા અને અમે જાણીએ નહિ તેવી રીતે અમારૂ જીવન ઉચ્ચ રચાય તેવી શિક્ષા આપતા. ધ્યાન ધારણા કરતા મન એકાગ્ર ન થતા વધુ ચચળ બને છે એ વાત અમે તેમને પુછતા ત્યારે તે પોતે તેવા સમયે શુ કરતા તેના અનુભવનું કથન કરી અમને મન એકાગ્ર થાય એવી અનેક યુકિતઓ બતાવતા.

અમને મને ભ્રમરની વચમા મનને એકાગ્ર કરવાની જે ક્રિયા તેમને તોતાપુરી મહાત્માએ બતાવી હતી તે અમને કહી સમજાવતા અને મારી બને ભ્રમર વચ્ચે ભ્રકુટીના સ્થાનની મધ્યમા નખવડે ખણી અમને તે જગ્યાએ મનને એકાગ્ર કરવાનુ કહેતા આ પ્રકારે અમે બંને ભ્રમર વચ્ચે મનને એકાગ્ર કરી ધારણુ કરવા લાગ્યા તો તેથી મનને એકાગ્ર થતા વાર લાગી નહિ અને શરીરનુ ભાન સુદ્ધા પણ ન રહ્યુ

પરમહંસદેવની સાધનના સ્થળ પંચવટીમા જ વિવેકાનંદ પણ ધ્યાન ધારણાનો અભ્યાસ કરવા લાગ્યા રમત ગમત પણ ત્યા જ બેસી કરતા પરમહંસદેવ પણ ત્યાજ તેમની સાથે બેસી આનંદમા દિવસ વિતાવતા. ત્યા તે નાના છોકરાની માફક દોડાદોડ કરવી, ઝાડ ઉપર ચઢવુ, વડની ડાળીઓ પકડી હીંચકા ખાવા વિગેરે આનંદની રમતો પરમહંસ સાથે રમતા.

પરમહંસદેવ બ્રાહ્મણ સિવાય બીજાનુ જમતા નહિ છતા પણ ત્યાં

વિવેકાનંદની બનાવેલી રસોઇ જમતા અને કહેતા કે તારા જેવા વાસ્તવ ગુણીના હાથનુ જમવામાં દોષ નથી વિવેકાનંદના ના કહેવા છતા પણ તે તેમના હાથનુ જમતા

ભવનાથ ચટ્ટોપાધ્યાય નામના સજ્જન પણ દક્ષિણેશ્વર પરમહંસદેવના દર્શન કરવા જતા ત્યા તેમને નરેન્દ્ર સાથે મૈત્રિ થઇ હતી, ભવનાથ ઉપર પણ પરમહંસદેવની પ્રીતિ હતી નરેન્દ્ર ઉપર અત્યંત પ્રેમ જોઇ તે ઘણી વાર કહેવા કે 'તું કોઇ જન્મે નરેન્દ્રની જીવન સંગિની હશે ભવનાથ નરેન્દ્રને ઘણીવાર પોતાને ત્યા લઇ જઇ જમાડતા આ પ્રમાણે નરેન્દ્રને દક્ષિણેશ્વર જવાનો હવે વધુ ચડસ લાગ્યો હતો, અને ત્યાં જઇ આનંદમાં દિવસો વિતાવવાનુ તેને ઘણું મન થતુ

સ્વામી વિવેકાનંદને તે પછી ઇશ્વર પ્રાપ્તિ માટે ઘણો જ વેગ પ્રકટ થયો તેમણે આહાર નિદ્રાનો ત્યાગ કરી રાતદિવસ ધ્યાન, જપ, સંયમ વિગેરેમા ઉત્સાહ પૂર્વક કાળ ગાળવા માડ્યો પરમહંસદેવના અનુગ્રહ થી થોડા માસમા જ તેમને સમાધિ પર્યંતનો અનુભવ થયો તે વખતનો તેમનો ઇશ્વર પ્રતિનો પ્રેમ, વ્યાકુળતા અને ઉત્સાહથી સાધન સાધતા જોઇ પરમહંસદેવ પણ તેમના વખાણ કરતા તેમને ધ્યાનમા એક વિશાળ જ્યોતિર્મય આકૃતિ જણાતી અને તે જાણે ચૈતન્યવાળી હોય એમ લાગતું, આ વાત તેમણે પરમહંસદેવને જણાવી ત્યારે તેમણે કહ્યુ કે પહેલા મને પણ એવી જ આકૃતિના દર્શન થયા હતા તન બ્રહ્મના દર્શન થયા છે, તે આકૃતિ અસંખ્ય બ્રહ્મને પ્રસવ કરતી હોય તેવુ મને જણાતું હતું

વિવેકાનંદની યોગ્યતા જોઇ પરમહંસદેવે એક દિવસે તેમને કહ્યુ કે: " મને યોગની સિદ્ધિ થતા અષ્ટસિદ્ધિ પ્રાપ્ત થઇ છે મારે તેની કશી જરૂર નથી પણ તારે તેનુ કામ પડશે. માટે હુ તે તને આપુ છુ તે તું ગ્રહણ કર ' આ સાભળી તેમણે કહ્યુ કે એ સિદ્ધિઓથી ઇશ્વર મળે કે ? આથી પરમહંસે કહ્યુ કે તે બીજા કામમા આવે પણ ઇશ્વર પ્રાપ્તિના માર્ગમા તેનાથી કાઇ ફાયદો થઇ શકશે નહિ. આ સાંભળી સ્વામી વિવેકાનંદે તે સિદ્ધિએ લેવાની ખાસ ના પાડી હતી. ગુરૂદેવની કૃપાથી સ્વામીજીએ થોડા વખતમાં જ કોઇને સ્પર્શ કરતા જ તેના શરીરમાં ધર્મ શક્તિનો સંચાર કરવાની શક્તિ પ્રાપ્ત કરી હતી પરમહંસદેવે તેમને અદ્વૈત જ્ઞાનનો ઉપદેશ આપી વેદાંતના સોહમ ભાવની ઉપાસના કરવાનો ઉપદેશ આપ્યો હતો.

પરમહંસદેવ સ્વામીજીને અષ્ટાવક્રગીતા અને આધ્યાત્મિક રામાયણ

વાંચવાનુ કહેતા તેમા હું પોતેજ આત્મા છુ એવુ જ્ઞાન હોવાથી સ્વામીજી પહેલા તો તે વાચવાનુ ના કહેતા અને કહેતા કે હું ભગવાન છુ એવુ કહેવુ એ પણ પાપ છે તો એવુ આ પુસ્તકોમા લખેલુ હોવાથી તે કેમ વાચી શકાય આ સાભળી પરમહસ કહેતા કે તે મને વાચી સભળાવ. આ પ્રમાણે સમજાવી વિવેકાનદ પાસે વેદાન્તના પુસ્તકો વચાવી તેમને અધ્યાત્મજ્ઞાન આપતા સ્વામી વિવેકાનદના ઉપર પરમહસદેવની વધુ પ્રીતિ હતી. તેમને સાધનક્રમનો ઉપદેશ આપી અનુષ્ટાન કરવામા સહાયતા આપતા, તે ઉપરાત રોજ સાજે તેમને પોતાની પાસે બેસાડી બે ત્રણ કલાક સુધી ઉપયોગી જ્ઞાનનુ શિક્ષણ આપતા

આ વખતે વિવેકાનદમા પોતાના શરીરનો સ્પર્શ કરાવી અન્ય મનુષ્યનામા ધર્મશકિતનો સચાર કરવાની શક્તિ આવી હતી, ઘણા માણસો આ વાત માનતા નહોતા કે સ્પર્શ કરીને અન્ય મનુષ્યના વિચારોને બદલી શકાય એક વખત મહાશિવરાત્રીના દિવસે અપવાસ કરી રાત્રે દશેક વાગે સ્વામી વિવેકાનદ ધ્યાનમા બેઠા હતા તે વખતે તેમણે પોતાનામા આવી શકિત આવી છે કે કેમ તેની ખાત્રી કરવા સ્વામી અભેદાનદને પોતાને સ્પર્શ કરવાનુ કહ્યું અભેદાનદ જમણો હાથ સ્વામીજીને અડાડી આખો મીંચી બેઠા થોડીવારે વિવેકાનંદે ધ્યાનમાથી જાગ્રત થઇ અભેદાનદને શું લાગ્યુ તે પૂછ્યુ તો તેમણે કહ્યુ કે જાણે વીજળીની બેટરીને સ્પર્શ કરવાથી શરીરમાં ઝણકારો થાય અને કોઇ વસ્તુનો આપણામા પ્રવેશ થઇ હાથ કમ્પે છે તેવી રીતે આપનો સ્પર્શ કરવાથી આપના શરીરમાથી મારા શરીરમા કોઈ શકિત પ્રવેશ કરતી હોય તેવો અનુભવ થયો

તે પછી અભેદાનદ ધ્યાનમા જોડાયા, સર્વે સમજી ગયા કે સ્વામીજીનો સ્પર્શ કરવાથી જ તેમનામા ધ્યાન કરવાની શકિત આવી છે, તે પછી સ્વામીજી પરમહસદેવ પાસે ગયા તેમને જોઈ પરમહસે કહ્યુ કે કેમ ભાઇ, થોડુ મળ્યુ છે તેમાથી પણ ખર્ચ કરવા માડ્યુ કે ? પહેલા પૂર્ણ મેળવવુ પછી તેનો ખર્ચ કરવાનો વિચાર કર, આ સાભળી તેમને ઘણું આશ્ચર્ય થયુ કે પરમહસદેવ આ વાત શી રીતે જાણી ? ખરે ઇશ્વરના સ્વરૂપનુ જેમને જ્ઞાન થયુ છે તે તો સર્વજ્ઞ હોય છે. પરમહસદેવ પણ પોતાની સર્વજ્ઞ દષ્ટિથી આ સર્વ જોઇ શકયા છે

વિવેકાનંદનામા ધર્મ પ્રતિ પ્રેમ, સાહસ, સયમ, બ્રહ્મચર્ય અને સત્યનુ પાલન કરી આત્માનુસંધાન કરવાના મહાન સદ્ગુણો હતા તે વાત

પરમહંસદેવ જાણતા હતા. પરમહંસદેવ જાણતા હતા કે તેનાથી અયોગ્ય કૃત્યો તો કદી પણ થઇ શકવાનાં નથી. તેઓ ઘણીજ સખ્ત રીતે સત્યનું પાલન કરતા, તેઓ પ્રમાદમા પણ અસત્ય બોલતા નહિ પરમહંસદેવ તેમને ઉત્સાહ આપવા કહેતા કે જે માણસ મન વાણી અને કર્મથી સત્યનું પાલન કરે છે તેને સત્યરૂપ ઇશ્વરના દર્શન થાય છે. બાર વર્ષ સુધી જે માણસ આ પ્રમાણે સત્યનુ પાલન કરે છે તે સિદ્ધ સંકલ્પવાળો થાય છે, તે પછીથી તેના મનમાથી જે સંકલ્પ ઉઠે છે તે સત્ય થાય છે તે કોઇને આશિર્વાદ આપે છે તે પણ ફળે છે

સ્વામિ વિવેકાનંદને ઉપદેશ આપતા પરમહંસદેવ કહેતા કે ભક્તનો સ્વભાવ ચાતક પક્ષી જેવો હોય છે. જેમ ચાતકપક્ષી પોતાની તરસ છીપાવવામાટે આકાશના સામે જોઇ રહી વરસાદની રાહ જુએ છે તેમ ભક્ત પણ પોતાની જરૂરીઆતને માટે ઇશ્વર ઉપર જ આધાર રાખે છે આ સાભળી નરેન્દ્રે કહ્યું કે ચાતક વરસાદના જળ વગર બીજુ જળ પીતુ નથી એ ખોટુ છે તે નદી તળાવનુ જળ પણ પીવે છે એ મે નજરે જોયુ છે.' આ સાભળી પરમહંસદેવે કહ્યું કે હે ખરી વાત, જ્યારે તે નજરે જોયું છે એમ કહું છુ ત્યારે તો મારી ધારણા ખોટી પડી. ' આટલો બધો નરેન્દ્રના બોલવા ઉપર પરમહંસદેવને વિશ્વાસ હતો એક દિવસે નરેન્દ્રે પરમહંસજીને કહ્યુ કે ' અરે જુઓ મહારાજ પેલુ ચાતક પક્ષી ગંગાજીમા પાણી પીવે છે,' આ સાભળી પરમહંસ બહાર આવી જોવા લાગ્યા તો ચાતક પક્ષીને ન જોવાથી કહ્યુ અરે, કયા છે ચાતક પક્ષી? એ તો ચામાચીડીયું છે અરે, તે ચામાચીડીયાને ચાતક જાણી મારી ધારણા તે દિવસે ખોટી પાડી હતી કે? '

નરેન્દ્રમા જ્ઞાનનો પ્રકાશ થવા લાગેલો હોવા છતા પણ તેનુ હૃદય કોમળ અને ભકિતભાવથી પૂર્ણ હતુ પરમહંસદેવ તેમના નેત્ર જોઇ કહેતા કે આવી આખો શુષ્કજ્ઞાનીની હોઈ શકે નહિ. એક વખતે પરમહંસદેવે નરેન્દ્રને એવી રીતે સ્પર્શ કર્યો કે તેથી તે થોડીવારમા અચેતન થઇ ગયા. આ વખતે વિવેકાનંદને આ બ્રહ્માડમા ઇશ્વર સિવાય બીજુ કાંઇ છેજ નહિ, એમ લાગ્યુ તે પ્રકારની દશા તેમને આખો દિવસ રહી, તે જે જે જોવા લાગ્યા તે સર્વ ઇશ્વરરૂપ જણાવા લાગ્યુ, જમવા બેઠા તો જમવાના પદાર્થે અને જમનાર પોતે પણ ઇશ્વર સિવાય બીજુ કાઇ નથી એમ લાગ્યું થોડી વાર જમે વળી થોડીવારે બેભાનવત બેસી રહે, વળી જમે, આવી સ્થિતિ

રહી હતી સુતા, બેસતા, વાત કરતાં, ચાલતા સર્વ સ્થળે ઇશ્વરમય જણાવા લાગ્યુ. જાણે કાંઇ નિશો ચઢ્યો હોય એવી રીતે તે મસ્ત અને નિર્ભય જણાવા લાગ્યા. તેમને તે દિવસે સર્વ સ્થળે ઇશ્વર જણાતા ભય માત્ર ક્યાનો રહ્યો ન હતો સામે દોડતો ઘોડો આવતો હોય તોપણ તે ભયથી વેગળે ખસતા નહિ પણ તેમના મનમા એમ થતુ કે હુ છુ તેજ તે પણ છે, આહાર કરતા જાણે કોઇ બીજોજ જમે છે એમ લાગતુ આવી સ્થિતિ કેટલાક દિવસ રહી કોઇક વખત જ્યારે તે નિશો કાંઇક ઉતરતો ત્યારે સ્વપ્ન જેવુ લાગતુ જ્યારે આવી સ્થિતિ કેટલાક દિવસ પછી મટી ગઇ ત્યારે સમજાયુ કે આનુ નામજ અદ્વૈત વિજ્ઞાન, આનુ નામજ અદ્વૈત જ્ઞાન, અને આનુ નામજ ગુરુદેવની કૃપા

આ પ્રકારે ગુરુદેવ પરમહંસદેવની કૃપાથી સ્વામી વિવેકાનંદે આત્માનુંસંધાન કરવા માડ્યુ તેમની ગુરૂસેવા પણ અદ્ભુત હતી એક વખત તો તેમની પરીક્ષા કરવા પરમહંસદેવ જ્યારે વિવેકાનંદ તેમની પાસે આવ્યા ત્યારે બિલકુલ બોલ્યા નહિ, વળી ફરી આવ્યા તો પણ બોલ્યા નહિ, તેથી દર્શન કરી નરેન્દ્ર પાછા જતા આમ બે ચાર વખત બન્યું છતા નરેન્દ્રની ગુરુ ઉપરની શ્રદ્ધા ઓછી થઇ નહિ ત્યારે પરમહંસ દેવે કહ્યુ કે હુ તને બોલાવતો નથી છતા કેમ વારવાર આવે છે? ત્યારે નરેન્દ્રે કહ્યુ કે, હુ કાંઇ આપની વાતો સાભળવા આવતો નથી પણ મને આપના ઉપર પ્રેમ છે તેથી આપના દર્શનની ઇચ્છા થયા કરે છે તેથી જ આવુ છુ આ સાભળી પરમહંસદેવ તેમના ઉપર ઘણા જ પ્રસન્ન થયા અને કહ્યું કે હુ તારી પરીક્ષા કરતો હતો કે તને માન ન આપવાથી તુ નાસી જાય છે કે રહે છે? તારા જેવો માણસ જ આવુ અપમાન સહન કરી શકે, બીજો હોત તો ક્યારનોય આવવાનુ બધ કરત. આ પ્રકારની તેમની પોતાના ગુરુ ઉપરની શ્રદ્ધા અને ભક્તિ હતી

"ગુરુ મહારાજ! આપે પરમેશ્વરના જે લક્ષણો કહ્યા તે બધાં અમે સાભળ્યા, પણ એ તમારા પરમેશ્વરને તમે પોતે જોયેલો છે ખરો કે, કે આ બધા માત્ર મોઢાના જ ગપાટા છે?"

ગમે તેવો વેદાતી હોય, તોપણ આવા પ્રકારના પ્રશ્નોનુ ઉત્તર આપતી વેળાએ તેને તત-પપ-કરવાનો જ પ્રસગ પ્રાપ્ત થાય છે, અને તે પોતે પ્રેક્ષકો કે શ્રોતાઓના ઉપહાસ્યને જ પાત્ર થાય છે, એ સર્વમાન્ય સિદ્ધાન્ત છે એ નિયમ અનુસાર સર્વ શ્રોતૃજનો પરમહંસ એ પ્રશ્નનું શું ઉત્તર આપે છે, તે સાભળવાની વાટ જોતા ઉભા રહ્યા અને સાશંક

મુદ્રાથી પરમહંસના મુખારવિન્દનું અવલોકન કરવા લાગ્યા. પરંતુ ભગવાન્ રામકૃષ્ણ પરમહંસ મહાસમર્થ અને પૂર્ણતાને પામેલા હતા તેમને એ પ્રશ્નથી નામ માત્રનો પણ ગભરાટ થયો નહિ અને પ્રસન્ન મુદ્રાથી તે કહેવા લાગ્યા કે, "હા—હા—મે પરમેશ્વરને જોયેલો છે. એટલું જ નહિ, પણ જો તારી તેને જોવાની ઇચ્છા હોય, તો તને પણ દેખાડવાને હું તૈયાર છું, બેસ અહીં." એમ કહી પ્રેમથી તેમણે નરેન્દ્રને જ્ઞાન—અનુગ્રહ કર્યો—સાક્ષાત્કાર થયો—બુદ્ધિ દેહચેષ્ટા બદલાયા તે સમયથી નરેન્દ્ર રામકૃષ્ણના ભક્ત બન્યા એ વેળાએ રામકૃષ્ણ દક્ષિણેશ્વરના કાલી માતાના મંદિરમા વસતા હતા

એ દિવસે નરેન્દ્રે પોતાને ઘેર ન જતાં મહાત્માના ચરણેમા પડીને ત્યાજ રહેવાની આજ્ઞા માગી તેમની એ વિનતિનો સ્વીકાર કરવામાં આવ્યો અને તે દિવસથી નરેન્દ્ર પોતાના ગૃહમા ક્વચિત્ જ રહેતો હતો; અર્થાત્ બહુધા નરેન્દ્ર રામકૃષ્ણ જોડે જ રહેવા લાગ્યા. એ દિવસ પછી ઉત્તરોત્તર નરેન્દ્રની મૂળ વૃત્તિમાં બહુજ વિચિત્ર પરિવર્તન થઇ ગયું. ગુરુ શિષ્ય મધ્યે વિલક્ષણ સ્નેહ સબધ સધાયો નરેન્દ્ર કવિતાની રચના ઘણી જ સારી કરતો હતો, તેમ જ તેનો કંઠ મધુર હોવાથી તેના ગાયનો તથા ભજનો પરમહંસને બહુ જ ગમતા હતા નરેન્દ્રે સાથે રહીને એ મહાપુરુષના જીવનનો જોઇએ તેટલો અભ્યાસ અને અનુભવ કર્યો તેમનો એક પણ દોષ નરેન્દ્રના જોવામા આવ્યો નહિ. કેટલીકવાર આપણા નાયક એ મહાત્માને બહુ જ વિચિત્ર પ્રશ્નો પૂછતા હતા, પરતુ તે સર્વના પ્રત્યુત્તરો તેમને સતોષકારક મળતા હતા એમ સાભળવામા આવે છે કે, એક સમયે "આત્મા" વિશે વાદ થતા નરેન્દ્રે મહાત્માને "આત્મા ખાનપાન વિના કેવી રીતે રહી શકે છે, તેનો મને અનુભવ કરાવો!' એમ કહીને મહાત્માની પોતાની ઇચ્છાથી તેમને કેટલાક દિવસ સુધી એક થાભલા સાથે બાધી રાખ્યા હતા અને ચોકી કરવાને પોતે જ ઉભા રહેતા હતા થોડા જ દિવસમા પોતાના આવા નિર્દય કૃત્ય માટે તેમના અતઃકરણમા પશ્ચાત્તાપ થયો અને તેથી તેમણે રામકૃષ્ણને છોડી ચરણોમા સષ્ટાગ દડવત્ પડીને આર્જવતાથી ક્ષમા માગી તે દિવસે જ નરેન્દ્રે રામકૃષ્ણ પરમહંસને પોતાના ગુરુ બનાવ્યા ચરણપ્રક્ષાલનનુ જળ મુખમા મૂક્યુ નરેન્દ્રની અનન્યભક્તિ જોઇ, શ્રી રામકૃષ્ણ બહુ જ પ્રસન્ન થયા અને અલ્પ સમયમા જ નરેન્દ્ર તેમના એક માનીતા શિષ્ય થઇ પડયા

વસ્તુતઃ વાસ્તવિક રીતે જોતા તો રામકૃષ્ણે કોઇને શિષ્ય બનાવ્યા જ નથી

કારણ કે ગુરુ નામનો ભાર પોતાના શિરે ધારવાને તે ઇચ્છાવાન્ નહોતા. એ વેળાએ જ નરેન્દ્રનાથ વિરક્ત થઈ ગયા હોત, પણ માત્ર માતુશ્રીના અત્યંત આગ્રહથી જ તેમણે એક નોકરીનો સ્વીકાર કર્યો હતો.

એવી રીતે નરેન્દ્રનાથ ગુરુભક્તિથી તન્મય થઈ, પ્રતિદિને જ્ઞાનામૃતનું પાન કરતા હતા અને સંવાદસુખનો અનુભવ લેતા હતા. એક દિવસ રામકૃષ્ણ પરમહંસે નરેન્દ્રને સંબોધીને કહ્યું કે,–" સચ્ચિદાનંદ તે અમૃતનો એક સાગર છે અને સર્વ જીવો મત્સ્યો છે. એ મહાસાગરમાંના રસનું પાન તું કેવી રીતે કરીશ ?" એના પ્રત્યુત્તરમાં નરેન્દ્રે જણાવ્યું કે,–"તીરે બેસીને હું રસનો આસ્વાદ લઇશ, કારણ કે અંતપ્રવેશ કરવાથી તો મરણ થવાનો સંભવ છે " પરમહંસે પાછું કહ્યું કે–"તારો પ્રમાદ છે એ મહાસાગરમાં અમૃતનો જ પ્રવાહ હોવાથી મરણની ભીતિ હોઇ શકે જ નહિ !" નરેન્દ્રપર પરમહંસનો પ્રથમથી જ વિશેષ સ્નેહ હતો પરમહંસ સર્વદા નરેન્દ્ર વિશે એવો જ અભિપ્રાય દર્શાવતા હતા કે,–" એનો સ્વભાવ બહુ જ નિષ્કપટી અને સરળ છે, અને જેનો એવો સ્વભાવ હોય, તેના પર ઇશ્વરની કૃપા હોવી જ જોઇએ " એ પ્રમાણે ગુરુશિષ્યનો પરસ્પર પ્રેમભાવ વધતો જ ગયો જેમ જેમ પ્રેમ વધતો ગયો તેમ તેમ નરેન્દ્રના મનમાંથી ગૃહ અને વ્યવસાયની વિસ્મૃતિ થતી ગઇ, વૈરાગ્યનો પ્રભાવ એટલો બધો વધી ગયો

ભગવાન્ શ્રીરામકૃષ્ણ પરમહંસના શિષ્ય મંડળમાં વીશ યુવકો અંગ્રેજી ભણેલા ગ્રેજ્યુએટો હતા અને તેઓ પટ્ટશિષ્યોમાં ગણાતા હતા, કારણ કે, પરમહંસે કહેલા વૈદિક ધર્મના તત્ત્વોનું એમના અંતઃકરણમાં સારું પ્રતિબિમ્બ પડેલું હતું એ સર્વ ગ્રેજ્યુએટો નરેન્દ્રનાથને સર્વથી શ્રેષ્ઠ ગણતા હતા અને અદ્યાપિ ગણે છે, એવી રીતે એ તરુણ શિષ્ય મંડળ, ગુરુમુખમાંથી નીકળેલા બોધામૃત મહોદધિમાં યથેચ્છ વિહાર કરીને અહર્નિશ પોતાના વૈદિક ધર્મોના તત્વોનો જ નિદિધ્યાસ કરતું રહેતું હતું. અને પોતપોતામાં ચર્ચા કરીને એક સિદ્ધાંત બાંધીને જો શંકા ઉત્પન્ન થાય, તો પોતાના સદ્‌ગુરુ પાસેથી તેનું નિરાકરણ કરાવતું હતું, એવી રીતે કાર્યક્રમ ચાલતો હતો, એટલામાં લગભગ ચાર મહિના સુધી રામકૃષ્ણ પરમહંસ માંદા પડયા. મંદવાડમાં એ વીશ શિષ્યવર્યોએ પૂજ્ય ગુરુની એકનિષ્ઠા અને સત્ય મનોભાવથી સેવા શુશ્રૂષા કરી પરમહંસને છાતીમાં એક પ્રકારનો વિકાર–રોગ થયેલો હતો અને તેવામાં તેમનું ભાષણ અહોરાત્ર ચાલુ

હોવાથી, કોઈ કોઈવાર તે વિકાર ઘણો જ જોરમાં ઉભરાઈ આવતો હતો, એટલા માટે શિષ્યોએ તેમને વધારે ન બોલવા વિશે નાના પ્રકારે પ્રાર્થના કરી. પરંતુ પરમહંસે એ પ્રાર્થનાનું એવું ઉત્તર આપ્યું કે,—"અરે આ ક્ષણભંગુર દેહની ચિન્તા શાને કરવી જોઈએ? આત્મા તો અમર છે. ત્યારે ભગવદ્ગુણાનુવાદથી ભરેલા રસના પ્રાશનનો પ્રસંગ હાથમાંથી શા માટે જવા દેવો? ગમે તે થઈ જાઓ, પણ મારા નિત્ય કૃત્યમાં હું વિક્ષેપ આવવા દઈશ નહિ." એ ઉત્તરથી સર્વે શિષ્યો સર્વથા નિરુત્તર થઈ ગયા અને એ શિષ્યોના પરમપૂજ્ય અને અસંત જીવશ્ચ પ્રાણશ્ચ ગુરુવર્ય શ્રી રામકૃષ્ણ પરમહંસ ઈ. સ. ૧૮૮૬ માં સમાધિસ્થ થયા! ગુરુના પરલોકવાસથી શિષ્યોને શિરે જાણે આકાશ તૂટી પડયો હોયની, એવી તેમના મનમાં વેદના થવા લાગી. તેમના મને દશે દિશામાં અંધકાર વ્યાપી ગયો, કારણ કે, તેમની પોતાના ગુરુમાં એવી જ પ્રેમપૂર્ણ નિસ્સીમ ભક્તિ છલાછલ ભરેલી હતી.

પોતાના ગુરુ પાછળ સ્મારક શું કરવું અને જીવન કયી સ્થિતિમાં વ્યતીત કરવું એનો સર્વ શિષ્યોને બહુ જ વિચાર થઈ પડયો અને સર્વાનુમતે એવો નિશ્ચય કરવામાં આવ્યો કે, "સર્વેએ સંન્યાસ વ્રત ધારણ કરીને સમસ્ત જગતમાં વૈદિક ધર્મનો ઉપદેશ કરવો અને સ્થાને સ્થાને રામકૃષ્ણ પરમહંસના મઠોની સ્થાપના કરવી." એ જ કૃતનિશ્ચય કરીને ઉપર્યુક્ત વીશ તરુણ શિષ્યોએ—એ સર્વનું વય વીશથી ત્રીશ વર્ષની અંદરનું જ હતું—પોતે આંગ્લવિદ્યા વિભૂષિત છતાં પણ, તત્કાલ સંન્યસ્ત દીક્ષા લીધી અને પોતાના પૂર્વાશ્રમના નામોને બદલીને વિવેકાનંદ, અભયાનંદ તુર્યાનંદ, રામકૃષ્ણાનંદ, અદ્ભુતાનંદ, બ્રહ્માનંદ, ત્રિગુણાતીતાનંદ, અને નિરંજનાનંદ ઈત્યાદિ નવીન નામો ધારણ કરી, સર્વજનો સ્વામી બન્યા. તેમણે પ્રથમ કલકત્તામાં રામકૃષ્ણ મઠની સ્થાપના કરી ને પછી તેની અન્ય સ્થાનોમાં સ્થાપના કરવાના અને પોતાના ધર્મનો પ્રચાર કરવાના હેતુથી, વિશ્વના ભિન્ન ભિન્ન ભાગોમાં જવા માટેની તૈયારીઓ કરી. નરેન્દ્રે પોતાનું વિવેકાનંદ સ્વામી નામ રાખ્યું ને તેને બીજા સર્વ શિષ્યોએ અગ્ર સ્થાન આપ્યું.

એ સર્વ શિષ્યોના મનો—અર્થાત્ વિવેકાનંદ સ્વામીના મનો પણ—સર્વથા પ્રાચીન સિદ્ધાન્તને અનુસરનારા લોકો પદ્ધતિને અનુસરતાં જ છે, તથાપિ એમનો હેતુ બહુ વ્યાપક હોવાથી એમની સન્યાસવૃત્તિમાં કાલ

અન્વતર પ્રમાણે અને લોક વ્યવહારાનુસાર આપણા વૃદ્ધ પુરૂષોને કિંચિત્ ભેદ જોવામા આવે, એ સ્વાભાવિક છે એટલે કે, સ્વામી વિવેકાનન્દ જે વેળાએ આર્યાવર્ત્તમા વસતા હતા, ત્યારે દંડ, કમડલુ, ચાખડીઓ અને એવા જ બીજા સાધનો પોતાની પૂર્વેથી ચાલતી આવેલી ચતુર્થાશ્રમની પદ્ધતિ અનુસાર રાખતા હતા. પણ આપણી પૂર્વની પદ્ધતિ એ હતી કે—અને અદ્યાપિ છે—સંસારના સર્વ સુખોનો ઉપભોગ લઇને ગાત્રો શિથિલ થાય, હાથ પગ થાકી જાય " **अंग गलितं मुंडं, दशनविहीनं जातं तुंडं** " એ સ્થિતિને પહોચાય ત્યારે જ સન્યાસ લેવો, એટલુ જ નહિ, પણ કેટલીકવાર તો છેક મરતી વેળાએ જ અને તેના દેહભાનનો લોપ થયા પછી પણ (આતુર) સન્યાસ આપવાનો વિધિ ચાલતો જોવામાં આવે છે. એ સન્યાસાશ્રમ નહિ, કિન્તુ સન્યાસાશ્રમનો ઉપહાસ જ કહેવાય. સન્યાસાશ્રમનો સ્વીકાર કર્યા પછી જેઓ પૂરા ચાર દિવસ કે ચાર ઘટિકા પણ જીવવા પામતા નથી તેમનો તે આ આશ્રમ પૂરો કેવી રીતે થઇ શકે ' વિગલિત થયેલા શરીરથી મૃત્યુલોકમા પાચ દશ વર્ષ નીકળે એમ માનિયે, તોપણ તેનાથી જગતના પામર જીવોપર ઉપકાર થવાનો શો સભવ ' તે ધર્મનો પ્રચાર કેવી રીતે કરી શકે ? તરૂણાવસ્થામા જ સત્ય સન્યાસ અને સત્ય વૈરાગ્ય ધારણ કરીને અધ્યાત્મજ્ઞાનની દૃષ્ટિથી સમસ્ત વિશ્વને તૃપ્ત કરવુ, એમા જ સત્ય મનોનિગ્રહની, સત્ય આત્મસયમની અને સત્ય સ્વતરચતાની કસોટી સમાયલી છે અને એ કસોટીમાથી પસાર થઇ જગતને પરીક્ષા આપવાનો રામકૃષ્ણ પરમહસના શિષ્યોનો પ્રયત્ન છે; એટલે જૂના વિચારના પુરૂષોને એમનુ સ્વરુપ કિચિત્ ભિન્ન દેખાય, તો તેમા કાઈ પણ આશ્ચર્ય જેવુ નથી ધર્મનિષ્ઠામા પરિપૂર્ણતાને પામવા પહેલા મનુષ્યના મનમા બહુધા થોડી ઘણી અધપરપરા તો મિશ્ર થયેલી હોય છે જ અને તે અધપરપરા જ બહુ વિઘાતક થઇ પડે છે એ જ મનુષ્યના મનમા ઉદ્દભવતો પ્રાથમિક દોષ છે પરતુ કોઇ યોગીને જેવી પૂર્વાવસ્થા પ્રાપ્ત થઇ, એટલે એવા દોષોનો તત્કાળ નાશ થઈ જાય છે અને જ્ઞાનદીપકનો પ્રકાશ થાય છે

આપણા પરપરાગત સન્યાસીઓની બહુધા એ જ રીતિ જોવામાં આવે છે કે, મુડન કરાવીને ભગવા વસ્ત્ર પહેર્યા, કે દંડ અને કમડલુ ધારણ કરીને કોઇ દેવાલયનો આશ્રય લેવો અને સ્નાન સધ્યામા કે પછી ધ્યાન ધારણામા પોતાના આયુષ્યનો કાળ વીતાડવો, બહાર નીકળવુ તે માત્ર મધ્યાન્હે ઉદર પોષણ માટે જ. પરતુ એ નવીન સન્યાસિસમાજને

એટલાથી જ પોતાના ધર્મની પરિપૂર્ણતા થયેલી ભાસતી નથી, કિંતુ દેશે દેશમાં પર્યટન કરીને સમસ્ત જગતમાં ધર્મસંસ્થાપના કરવી, એને જ તેઓ પોતાનું પ્રધાન કર્તવ્ય માને છે. એટલા માટેજ તેમણે ક્ષૌર કરાવ્યું છે, કાષાય વસ્ત્રો પરિધાન કર્યા છે અને સર્વ સંગ પરિત્યાગ કર્યો છે. તોપણ અસહ્ય શીત પ્રદેશમાં પ્રવાસ કરતી વેળાએ અને વિદ્વત્ સમાજમાં ઉભા રહીને ધર્મોપદેશ કરતી વેળાએ, લોકવ્યવહાર અનુસાર શરીરે કફની કોટ, મસ્તકે શિરસ્ત્રાણ અને પગમાં પાયજામો વગેરે ધારણ કરે છે. એ સર્વ વસ્ત્રોનો રંગ ભગવો હોય છે. સમુદ્રનું ઉલ્લંઘન ન કરવું અને પાશ્ચાત્ય દેશમાં ન જવું ઇત્યાદિ મતોનો પણ એ નવીન સન્યાસીઓ સ્વીકાર કરતા નથી. એમનો હેતુ બહુ જ વ્યાપક છે, અને તે વ્યાપક હેતુમાં જ તેમનું સર્વ લક્ષ લાગી રહેલું છે "ज्ञानाग्निदग्धकर्माणम्" એ સિદ્ધાન્તે તેમના અંતઃકરણમાં પૂર્ણ પ્રબળતાથી નિવાસ કરેલો છે રામકૃષ્ણ પરમહંસના શિષ્યવર્ગે ધર્મોપદેશના કાર્ય માટે જ પોતાના શરીરનો ઉપયોગ કરવાનો દૃઢ સંકલ્પ કરેલો હોવાથી તેમની સ્થિતિ પણ આમેહુમ તદનુસાર જ થઇ ગયેલી છે. ઉપર્યુક્ત વીશ સન્યાસીઓમાં વિવેકાનંદ સ્વામી પ્રમુખ હોવાથી અને સર્વ ગુરુબંધુઓ તેમની આજ્ઞા અનુસાર જ વર્તતા હોવાથી, હવે પછીનો સર્વ ઉલ્લેખ વિવેકાનંદ સ્વામીના નામથી થશે તોપણ બાકીના ઓગણીસ સન્યાસીઓ અને સ્થાને સ્થાને તેમના થયેલા બીજા શિષ્યોની વૃત્તિ પણ તેવી જ છે, એમ ધારવાનું છે

લોકસેવા, એ જ પોતાની માતા, વૈરાગ્યવૃત્તિ જ પોતાની અર્ધાંગના, ભિક્ષા કુલદેવતા, દેહદમન તે વ્રત, મનોનિગ્રહ તે જ મંદિર, ઈંદ્રિય દમન જ વ્યવસાય, શાંતવૃત્તિ જ ઉપાસના, ધર્મોપદેશ જ કર્તવ્ય અને આત્મસ્વરુપાનંદ જ વિહારોદ્યાન, એવી માનીનતાનો સ્વીકાર કરીને, શ્રીમદ્ વિવેકાનંદસ્વામી પોતાના ગુરુબંધુ સહવર્તમાન જગત્પર્યટન માટે નીકળ્યા, તેમણે પ્રથમ તિબેટમાં જઇને અને ત્યાંના પ્રવાસના અનિવાર્ય કષ્ટો સહન કરીને વૈદિક ધર્મના પ્રચારનો આરંભ કર્યો હિમાલયમાં કંદ મૂળનો આહાર કરીને એકાંત વાસમાં ધ્યાન, ધારણા અને વિચારની પરિપૂર્ણતા કરી, શૈત્ય, ઉષ્ણતા, ક્ષુધા અને પિપાસા ઇત્યાદિની પીડાને સહીને પણ તેમણે દેહનું દમન કર્યું અને એકાગ્રતામાં—સમાધિ સુખમાં—બ્રહ્મ સુખની પ્રાપ્તિ કરી લીધી. કેટલાક વર્ષ પછી ફરીને તેઓ કલકત્તામાં આવ્યા. તિબેટમાં અદ્યાપિ તેમના કેટલાક ગુરુબંધુઓ ધર્મોપદેશના કાર્યમાં તનમન ધનવડે ગુંથાયલા છે, એ કાંઇ જેવી તેવી વાત નથી.

તિબેટમાથી પાછા આવ્યા પછી સ્વામી વિવેકાનદ યાત્રા કરવાના ઉદ્દેશથી અને દેશની પુર્ણ માહિતી મેળવવાના હેતુથી, પોતાના કેટલાક અનુયાયીઓને સાથે લઇને ભારતવર્ષના પ્રવાસે નીકળ્યા બગાલ ઇત્યાદિ પ્રદેશોમા થતા થતા તે પૂનામા આવ્યા પૂનામા તે વેળાએ આકમી રાષ્ટ્રીય સભા ( Indian National Congress ) નો સમારભ ચાલતો હતો. એ સભામા એક દિવસે એક કલાક સુધી સ્વામીજીએ વ્યાખ્યાન કર્યું હતુ, એમ કહેવામા આવે છે, પરતુ તે સમયે સ્વામીશ્રીની જેટલી જોઇએ તેટલી પ્રસિદ્ધિ થઇ શકી નહિ ત્યાર પછી તેઓ રામેશ્વર ગયા એમના વ્યાખ્યાનોમા અને બીજા લેખોમા ઘણીકવાર મહારાષ્ટ્ર દેશની નદીઓના પ્રદેશના સુદર નૈસર્ગિક આદર્શોના વર્ણનો આપણા વાચવામા આવે છે, એથી સ્વામીજીને સૃષ્ટિસૌદર્ય ઉપરે વધારે ભાવ હતો, એમ આપણે સહજમા જાણી શકીયે છીએ, તે ફરતા ફરતા રામેશ્વરમા જઇ પહોચ્યા અને કેટલાક દિવસ પછી ત્યાના રાજા-રામનાથના મહારાજા સાથે તેમનો મેળાપ થયો એ વેળાએ સ્વામીજીનુ વેદાત વિષયક જ્ઞાન, રગેરગમા વ્યાપેલો વૈરાગ્ય, ઉપદેશ માટેનુ ઔત્સુક્ય, અગ્રેજી ભાષામા ભાષણ કરવાની અપ્રતિમ શૈલી મુખમડળમા વિહરતુ અલૌકી પુરુષનુ તેજ, ઇત્યાદિ ગુણો જોઇને તે રાજપુરુષના મનમા સ્વામી વિવેકાનદ વિશે અત્યત પુજ્યભાવ ઉત્પન્ન થયો અને તે સદા સર્વદા જેવો ને તેવો જ રહ્યા રામનાથના રાજાએ સ્વામીને અમેરિકા જવાનો આગ્રહ કર્યો તેમણે કહ્યુ કે, ' થોડા સમયમાં ચિકાગોના જગતીય પ્રદર્શનના પ્રસંગે જગતના સર્વ ધર્મોની એક મહાસભા ( પાર્લામેન્ટ ) ભરાવાની છે, એટલે ત્યા સર્વ ધર્મના પ્રમુખ મહાત્માઓ પધારશે, અને એવી વેળાએ આપણા આર્યસનાતનવૈદિક ધર્મના પ્રતિનિધિ તરીકે આપણા દેશનો કોઇ પણ ધર્મવેત્તા ન હોય, એ શું અત્યત ખેદની વાર્તા ન કહેવાય ? આપ એ કાર્ય કરવા સમર્થ છો, માટે આપ જો ત્યા જવાનો નિશ્ચય કરશો, તો સમસ્ત જગતપર આપનો મહાન ઉપકાર થશે મારાથી બની શકશે તેટલી ધનની સહાયતા કરવાને હુ તૈયાર છું " એ વાત સ્વામીજીને ગળે પણ ઉતરી અને તેથી તે અમેરિકાના પ્રવાસ માટે ખટપટ કરવામા પ્રવૃત્ત થયા, એ બીના બહુધા ૧૮૯૨મા બની.

વિવેકાનદ સ્વામીએ વ્યાખ્યાનોદ્વારા પોતાનો હેતુ લોકોને જણાવવા માડયો અને તે સમયે જ લોકોએ પોતપોતાની શકિત પ્રમાણે ધન આપવા માડયુ ત્યાથી સ્વામીજી મદ્રાસ ગયા અને ત્યાથી પણ તેમને ધનની ઠીક સહાયતા મળી. અહીં એક વધારે વિચારવા જેવો વિષય એ છે કે,

એક બંગાળી સંન્યાસીને તેના સ્વદેશ બંધુઓ તરફથી કે તેની ભાષા, વિચાર અને સાન્નિધ્યવડે મદ્રાસી લોકો કરતા વધારે સંબંધ ધરાવતા મહારાષ્ટ્રીય જનો તરફથી સહાયતા ન મળી. પણ મદ્રાસીઓ તરફથી યોગ્ય ઉત્તેજન મળ્યું મદ્રાસી બંધુઓએ સહાયતા કરી, એ પણ ઠીક જ થયુ- કારણ કે, સંબંધમા નિકટનો હોય કે દૂરનો હોય, અથવા સ્વકીય હોય કે પરકીય હોય પણ કટાકટીના પ્રસંગે જે સહાયક થાય, તેજ સત્ય બંધુ કહેવાય છે

જોઇતી સર્વ તૈયારીઓ કરીને વિવેકાનંદ સ્વામી અમેરિકા જવા માટે રવાના થયા માર્ગમા તેમણે ચીન અને જાપાન વગેરે દેશોની સમીક્ષા પણ કરી હોય એવુ અનુમાન થઇ શકે છે કારણ કે, એક સ્થળે તેમણે એમ લખેલુ છે કે, "ચીનમા મુખ્ય મુખ્ય દેવાલયોના દ્વારપર ॐ એ અક્ષર બંગાળી લીપીમા લખેલો હોય છે!" એથી સ્વામીની સૂક્ષ્મ અવલોકન શક્તિની પણ કલ્પના કરી શકાય છે.

એવી રીતે સ્વામી વિવેકાનંદ અમેરિકામા તો જઇ પહોચ્યા. સ્વામી વિવેકાનંદ ધનની માત્ર અલ્પ સહાયતાથી જ જગતનો પ્રવાસ-પૃથ્વીની પ્રદક્ષિણા-કરવાને નીકળેલા અને તે સહાયતા અસહાય આર્યાવર્ત દેશની પ્રજાની, એટલે તેનો લાંબા સમય સૂધી નિભાવ ક્યાથી થઇ શકે? આગબોટનુ ભાડુ, પ્રવાસના ખર્ચો, શૈત્યથી શરીરને રક્ષવા માટેના કપડા લત્તાની કીમતો અને અમેરિકા જેવા ધનાઢ્ય દેશનુ જીવન, એ સર્વની અને હિંદુસ્તાનની પ્રજાએ કરેલી સહાયતાની વાચકોએ જ તુલના કરી લેવી! તાત્પર્ય એ જ કે, અમેરિકામા પહોચ્યા પછી થોડા જ દિવસમા તેમની પાસેનુ ધન બધુ સમાપ્ત થઇ ગયુ, પારકો દેશ, કોઇનો પરિચય નહિ. કોઇ આપ્તગોપ્ત નહિ, ભાષા ભિન્ન, રીતિ રીવાજો જૂદા, ચાલતા પૈસો જોઇએ, બેસતા પૈસો જોઇએ અને ઉઠતા પૈસો જોઇએ, એવી સ્થિતિ આવી પડવાથી હવે શો ઉપાય કરવો, એની સ્વામીજીને કાંઈ પણ સૂઝ પડી નહિ, તેઓ ગભરાયા. પરંતુ જેને લક્ષ્મીપતિએ જ પોતાનો કરી લીધો હોય. તેને લક્ષ્મીની ન્યૂનતા રહે જ કેમ? આકાશ ડગી જાય, તો પણ જેના ધૈર્યરૂપી પર્વતમાથી એક પણ પાષાણ ડગતો નથી, તેને કોઇ પણ વસ્તુની ન્યુનતા રહેતી નથી **वसुधैव कुटुम्बकम्** એવી જ જેની વૃત્તિ થઇ ગયેલી હોય, તેને માટે આપ્તગોપ્ત ન હોય, એવુ કોઇ સ્થાન જ નથી. અર્થાત્ જગતના સર્વજનો તેના આપ્ત અને મિત્રો હોય છે.

ધનનો અભાવ થતા જ અચાનક તેમને એક પરોપકારી ભાઇનો મેળાપ થયો તે ભાઇએ સ્વામીની સદ્વૃત્તિ જોઇને તેમને પોતાને ત્યાં આવી રહેવાની પ્રાર્થના કરી સ્વામીજીએ તેની પ્રાર્થનાને સ્વીકારીને તેના ગૃહમા રહેવા માડયુ ભાઇએ સ્વામીજીની બહુ જ સારી સેવા ચાકરી કરવા માડી સ્વામી પાસે ઘણા લોકો આવતા જતા હતા અને તેમની સાથે સ્વામીનો આત્મજ્ઞાન અને તત્વજ્ઞાન સબધી વાદવિવાદ નિત્ય ચાલ્યા કરતો હતો, એમ થવાથી સ્વામીશ્રીની વિદ્વત્તા, સર્વ ધર્મતત્વોની પરિશીલનશક્તિ અને ભાષણની ચતુરતા ઇત્યાદિનો વિલક્ષણ પ્રકાશ પડવા માડયો. જોતજોતામા સ્વામીની કીર્તિનો સર્વત્ર પ્રસાર થવા માડયો, વર્તમાનપત્રોમા "એક હિન્દુ સન્યાસી ધર્મ વિષયક પાર્લામેન્ટ—સભા—માટે અહીં આવેલો છે અને તે ધર્મ સંબંધી વાદવિવાદમા મહા નિષ્ણાત છે," ઇત્યાદિ લેખો પ્રસિદ્ધ થવા લાગ્યા એમ થતા થતા "પાર્લામેન્ટ ઑફ રિલીજન્સ" ધર્મ મહાપરિષદ્ ભરાવાનો સમય પણ નિકટ આવી પહોચ્યો.

એ ધર્મસભાના વ્યવસ્થાપકોએ સ્વામીજીને સભામા બોલવાની અને વાદવિવાદ કરવાની આજ્ઞા આપી. એટલું જ નહિ, પણ ત્યાની સ્વાગત મંડળી ( રિસેપ્શન્ કમીટી ) એ બીજા બીજા દેશોમાથી આવતા સર્વ ધર્માધ્યક્ષોના સ્વાગતનુ કાર્ય પણ સ્વામીશ્રીને જ સોપ્યુ. એ કાર્ય સ્વામી વિવેકાનદે ઉત્કૃષ્ટતા અને દક્ષતાપૂર્વક પાર પાડયુ હતુ. પૃથ્વીમાના સર્વ ધર્મના શાસ્ત્રવેત્તાઓ, ધર્મપરાયણ પુરુષો, મહાજનો અને વદનીય મહાત્માઓ, જે વેળાએ ત્યા એકત્ર થયા, તે વેળાએ શ્રીમદ્ વિવેકાનદ સ્વામીએ "આજનો દિવસ તે વિશ્વના ઇતિહાસમાનો એક અપૂર્વ દિવસ છે; કારણ કે, સકલ જગતના ધર્મવેત્તાઓ પુણ્ય પુરુષો અને ભગવદ્ભક્તો—સાક્ષાત્ પરમેશ્વરની વિભૂતિરુપ—આજે અહીં એકત્ર થયેલા છે. એટલે સ્થાનનું માહાત્મ્ય સ્વર્ગ કરતા પણ અધિક હોય એમા શુ આશ્ચર્ય ? એવા દેવાશીય પુરુષોના સ્વાગતનુ માન અહીંના ઉદાર અને સન્માનનીય ગૃહસ્થોએ મને સોપ્યુ છે, એટલે આજના મારા ભાગ્યનું હુ વર્ણન કરી શકતો નથી !" એવા આશયનુ ઉપોદ્ઘાતરુપ ભાષણ અત્યત મનોહર ભાષામા મનોરમ્ય અને પ્રેમરસથી કર્યું હતુ અને ત્યાર પછી શિષ્ટાચાર પ્રમાણે સહુના હાથમા હાથ મેળવીને પ્રસન્ન મુદ્રાથી સર્વનુ સ્વાગત કર્યું હતું.

નિયત દિવસે જગદ્ધર્મની મહાસભાના કાર્યનો આરભ થયો. નીમેલા કલાકોએ પ્રત્યેક ધર્મના તત્વવેત્તાઓના ભાષણોનો નિશ્ચય કરવામા આવ્યો. વિવેકાનદ સ્વામીનુ ભાષણ સર્વના અંતે થવાનુ હતુ—એટલે કે સાંજે

સાડાચાર વાગ્યાના સમયથી તેમના ભાષણનો આરંભ થવાનો હતો. એ વિશે "એક તેજપુંજ અને અપ્રતિમ વાક્પટુ આર્ય સન્યાસીના ભાષણનો સાડાચાર વાગ્યાથી આરંભ થવાનો છે," એવા આશયની ખાસ અને અલંકૃત પ્રસિદ્ધિપત્રો જ્યાં ત્યાં પ્રસરી ગયા. પ્રથમના ઘણા ખરા વક્તાઓના ભાષણ સમયે શ્રોતાઓની જોઇએ તેટલી ભીડ થઇ નહોતી; પરંતુ સાડાચાર વાગ્યાનો સમય થતા જ સભાગૃહમા શ્રોતાઓની એટલી બધી ઠઠ જામી ગઇ કે, કીડીના સંચાર જેટલી પણ જગ્યા સભામંડપમાં ખાલી રહેવા પામી નહિ. એ વેળાએ શ્રોતા અને પ્રેક્ષકોની સંખ્યા ચાળીશ હજારથી વિશેષ હતી અને સ્ત્રીસમાજ પણ બહુજ મોટો હતો. કેટલાકોના ધ્યાન પ્રમાણે દશ હજારથી વિશેષ કેવળ સ્ત્રીઓજ હતી!

સાડાચારનો ટકોરો થતાં જ જેમને જગ્યા મળી શકી, તેઓ પોતપોતાનાં સ્થાન સંભાળીને બેસી ગયા અને બાકીના માણસો દરવાજાપર અને માર્ગમા ઉભા રહ્યા. એટલામા શ્રીમદ્ વિવેકાનંદ સ્વામી પ્રસન્ન મુદ્રા અને અપ્રતિમ કાંતથી આવીને વ્યાસપીઠને શોભાવવા લાગ્યા એ વેળાએ સ્વામીજીએ કાષાય વસ્ત્રો પરિધાન કરેલાં હતા, માથાપર ફેંટો બાંધેલો હતો, શરીરપર કફની હતી અને પગે પાયજામો પહેર્યો હતો સ્વામીજીનો એવો ભવ્ય પોશાક, પ્રસન્ન મુખમુદ્રા, વૈરાગ્યનું તેજ, મુદ્રામા દેખાતી તેજસ્વિતા અને વિકસિત કમલ સમાન વિશાળ નેત્ર, ઇત્યાદિ શોભાની સમીક્ષાથી પ્રેક્ષકો અને શ્રોતાઓએ હર્ષનાનંદની તાળીઓનો ગગનભેદક ઘોષ કર્યો અને ત્યાર પછી સ્વામીના રસના પ્રવાહથી પરિપૂર્ણ ભાષણનો આરંભ થયો. ભાષણનો વિષય "સમસ્ત જગતમા એક ધર્મ થવો શક્ય છે કિંવા નહિ? અને જો હોય, તો તે કયો ધર્મ છે?" એ હતો

સ્વામીના પ્રતીપાદનનો સારાંશ એ હતો કે, "જગતમાં સર્વ મનુષ્યો જેમ શ્રીમંત થવા અશક્ય છે, તેવી જ રીતે સમસ્ત જગતમા એક ધર્મ થવો પણ અશક્ય જ છે તથાપિ, જો તેવો જ અનુકૂલ સમય આવે, કિંવા આપણે તેવો અનુકૂલ સમય લાવવાનો પ્રયત્ન કરીએ, તો વૈદિક ધર્મજ માત્ર સર્વ સાધારણનો એક ધર્મ થવાને સમર્થ અને શક્તિમાન્ છે, એમ મારી બુદ્ધિ મને કહે છે, કારણ કે, વૈદિક ધર્મનાં તત્ત્વો બહુ જ લોકમાન્ય, વ્યાપક, સરળ અને સહેલાં છે," ઇત્યાદિ, સ્વામીના ભાષણમાં ગંભીરતા, મધુરતા, શાસ્ત્રમતિ, ઉચ્ચ સ્વરતા અને પ્રસંગે પ્રસંગે વિનોદનું પણ દર્શન થતું હોવાથી સર્વ શ્રોતાઓ આનંદસાગરમાં નિમગ્ન થઇને ચિત્રવત્ તલ્લીન થઇ ગયા. સ્વામીના વ્યાખ્યાનમાં સર્વથી વિશેષ પ્રસં-

આનિય વાર્તા તો એ હતી કે, એ દિવસ સુધી ક્યાય પણુ તેમણે જોઇએ તેટલાં બળવાળાં અંગ્રેજી વ્યાખ્યાનો કરેલા ન હતા, તેઓ અંગ્રેજી ભાષામાં એટલી અસ્ખલિતતા, એટલી શુદ્ધતા અને પદ્ધતિને અનુસરીને બોલ્યા કે, તેમની માતૃભાષા જાણે અંગ્રેજી જ હોય, એવો સર્વ શ્રોતાઓને ભ્રમ થવા લાગ્યો, ઉપરાત પ્રાચીન અને અર્વાચીન શાસ્ત્રશોધ, પ્રત્યેક ધર્મના શોધી કાઢેના મર્મ, પ્રત્યેક ધર્મ પુસ્તકનુ વાચન અને બહુશ્રુતતા ઇત્યાદિ સર્વ ગુણોનો સ્વામીના વ્યાખ્યાનમા આવિર્ભાવ થતો જાય સર્વ શ્રોતાઓના મુખમાથી એ જ ઉદ્ગાર નીકળી ગયો કે, " ઇશ્વર કૃપા વિના આ સર્વ ગુણો કોઇ કાળે પણુ મનુષ્યમા આવી શકશેજ નહિ ! આ સન્યાસીના મસ્તક પર ખરેખર ઇશ્વરનો જ હસ્ત હોવો જોઇએ; એને કોઇપણુ પ્રકારનો સાક્ષાત્કાર છે, એમા કશો પણુ સશય નથી, " ઇત્યાદિ, એવી રીતે આનદની લહરીઓ અને જયઘોષદર્શક તાલિઓ વચ્ચે સ્વામીજીએ પોતાના ભાષણુની સમાપ્તિ કરી—જગધર્મ સભામા તેમણે પૂર્ણ વિજય મળ્યો.

બીજા દિવસથી ત્યાંના વર્તમાન પત્રોમા સ્તુતિસ્તોત્રો ગવાવા માડ્યા. સ્વામીનું વિદેશમા થયેલુ એ ગૌરવ અપૂર્વ હતુ એ સર્વ પ્રશસાનો સારાશ એટલો જ હતો કે, " શ્રીમદ્ વિવેકાનદ સ્વામી સાક્ષાત ઇશ્વરનો અશ છે ! " " નખશિખ આત્મ તેજની મૂર્તિ છે ! ' " અધ્યાત્મજ્ઞાન અને બ્રહ્મપ્રસાદની સાક્ષાત્ પ્રતિમા છે ! " અને " જેની વાણીમા સાક્ષાત્ સરસ્વતી જ નૃત્ય કરે છે ! " ઇત્યાદિ, એક વર્તમાન પત્રકારે તો એમ પણુ લખ્યુ હતુ કે, " હિદુ સન્યાસીના ભાષણનો સમય બધાથી પાછળનો રાખવામા આવ્યો, એ બહુજ સારૂ થયુ જો પ્રથમ જ તેમનુ ભાષણુ થવાનુ હોત કે થયુ હોત તો બીજા ધર્મ પ્રતિપાદકોને સો કે પચાસ શ્રોતા પણુ મળ્યા હોત કે નહિ, એની શકા જ છે "

એવી રીતે સ્વામીજીના ભાષણો પ્રથમારભે જ લોકમાન્ય અને પ્રજાપ્રિય થઇ પડવાથી હા હા કહેતામા તેમની કીર્તિકુસુમનો સુવાસ અમેરિકામા સર્વત્ર પ્રસરી ગયો ભિન્ન ભિન્ન ધર્મના મહાન્ મહાન્ પુરૂષો સ્વામિસગે વાદવિવાદ કરવા માટે આવવા લાગ્યા, અનેક ધર્મના પ્રતિનિધિઓએ સ્વામી સાથે પ્રસિદ્ધ રીતે અનેકવાર શૌર્યપૂર્વક વાદ કર્યા અને તેમને નિશ્ચય થતો ગયો કે, " સ્વામી વિવેકાનદ, એક મહાન્ તેજસ્વી અને અલૌકિક હોવાથી ખરેખર અવતારી પુરૂષ જ માની શકાય "

પછી અમેરિકાના જૂદા જૂદા પ્રદેશોમાથી વ્યાખ્યાનો આપવા માટેના

સ્વામીજીને આમંત્રણ આવવા લાગ્યા. સ્વામીજીએ ત્યાં જઈને ભક્તિયોગ પર એક વ્યાખ્યાન આપ્યું અને કર્મયોગ વિશે આઠ વ્યાખ્યાનો આપ્યાં. એ સર્વ વ્યાખ્યાનો બાળ, વૃદ્ધ, સ્ત્રી, પુરૂષ, ગૃહસ્થ કે ભિક્ષુક અને સ્વકીય કે પરકીય સર્વને એક સમાન તૃપ્તિ આપનારા છે અમુક મનુષ્યો માટે એ વ્યાખ્યાનો ઉપયોગી નથી, એમ તો કહી જ ન શકાય, એ વ્યાખ્યાનોને વ્યાખ્યાનો કહેવા કરતા સર્વના આત્માને આનંદિત કરનારી અમૃતની એક નદી અથવા તો અષ્ટદલયુક્ત જગચ્ચાલકના હૃત્કમલની સ્વામીજીએ ઓળખેલી આ દ્વિતીય પ્રતિમા કહીએ તો તે વધારે યોગ્ય ગણી શકાય. એમાં ગૃહસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમની મહત્તા, કર્ત્તવ્ય એટલે શું ? નિષ્કામ કર્મ કેવા રીતે કરવા ? પ્રપંચ સાથે પરમાર્થ સિદ્ધિ પણ કેવી રીતે કરવી અને તે દ્વારા મુક્તિ કેવી રીતે મેળવવી, ઇત્યાદિ વિષયોનું એ વ્યાખ્યાનોમાં સ્પષ્ટતાથી અને દૃઢતાથી વિવેચન કરેલું છે પ્રત્યેક મનુષ્યે જગતમાં કેવી રીતે વર્ત્તવું, એ જાણવા માટે તો સ્વામીજીએ કર્મયોગીના રૂપમાં એક અદ્વિતીય વસ્તુ જ જગને અર્પણ કરી છે.

સ્વામીના કર્મયોગના વ્યાખ્યાનોની સમાપ્તિ પછી રાજયોગના વ્યાખ્યાનોનો આરંભ થયો, એમાં પ્રાણ એટલે શું ? પ્રાણાયામ કેવી રીતે કરવો ને તેથી કેટલી અને કેવી અદ્ભુત શક્તિ પ્રાપ્ત થાય છે ? ઇત્યાદિનું વિવેચન કરીને પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ ઇત્યાદિ માર્ગમાં વિચરીને પરમેશ્વર સ્વરૂપને કેવી રીતે પહોંચવું, એનું પણ સવિસ્તર વિવરણ કરેલું છે પરંતુ અત્યારે એનું વિશેષ વિવેચન કરવાની આવશ્યકતા નથી, કારણ કે, એ સમસ્ત વ્યાખ્યાનો ગ્રંથરૂપે આ માળામાં બહાર પડે છે. એવી રીતે વૈદિક વિષયોમાંના શાસ્ત્ર સિદ્ધાંતોની સ્વામીજીએ પાતાલવાસી જનોપર વૃષ્ટિ વર્ષાવીને તેમના અંતઃકરણમાં આર્ય ધર્મની સ્ફુર્તિ ઉપજાવી એ આપણા દેશના મહદ્ભાગ્ય જેટલું વર્ણન કરીએ તેટલું ન્યૂન જ થવાનું ! " એક અતિ દૂર દેશનો નિવાસી.કે, જે દેશને આપણે સર્વથા જ્ઞાનહીન સમજતા હતા—ત્યાંનો એ કેવળ એક પુરૂષ અદ્વિતીય અને ઈશ્વર પ્રમાણે પૂજાને પાત્ર છે !" એવો ત્યાંના લોકોનો નિશ્ચય થઇ ગયો, સ્વામીનો તેમણે આદરસત્કાર કર્યો, સ્તુતિસ્તોત્રો ગાયાં અને સ્વામીના અપૂર્વ પ્રભાવ માટે અત્યંત પૂજ્ય બુદ્ધિવડે તેમણે ડોકાં ધુણાવ્યાં. કેટલાક પુરૂષ અને કેટલીક સ્ત્રીઓ સ્વામીજીના અનુયાયી થયા. એટલું જ નહિ, પણ ત્યાં સ્વામીના મઠની સ્થાપના કરીને સર્વસંગ પરિત્યાગી થઈને વિરક્ત બની ગયાં. સ્વામી વિવેકાનંદની એક અમેરિકન શિષ્યા શ્રદ્ધાનંદા નામે હતી

અને તે અહીં પણ સ્વામીજીના દર્શન માટે આવી હતી એ સન્યાસીનીનાં વ્યાખ્યાનોનો લાભ મુંબઇનિવાસીઓને પણ મળ્યો હતો અને સર્વ એથી આશ્ચર્યચકિત થયા હતા. અમેરીકામાં સ્વામીશ્રી 'વિવેકાનંદના એવા એવા તો અનેક શિષ્યો અને અનુયાયીઓ છે.

એવી રીતે સ્વામીજીએ અમેરિકાના જૂદા જૂદા ભાગોમા દીર્ઘકાળ પર્યંત પ્રવાસ કરીને સર્વ જનો તરફથી સન્માન મેળવ્યુ, ઉદાર અંતઃકરણથી મળેલી ભિક્ષાવડે નીર્વાહ કરીને પાતાળ (અમેરીકા) જેવા દૂર દેશમા વૈદીક મઠોની સ્થાપના કરી, શતાવધિ સ્ત્રી પુરૂષોને વિરક્ત બનાવ્યા, જ્ઞાની કીધા, આર્ય કીધા, અને પોતાના વક્તૃત્વ પ્રભાવથી તેમજ અનુપમ ચાતુર્યથી વૈદિક ધર્મની દીક્ષા આપી, સ્વામીજીએ તેમને પોતાના ગુરુના અને ધર્મના ભજનમા લીન કર્યા એ પ્રમાણે અમેરીકામા દાિગ્વજય કરીને સ્વામીએ ઇગ્લંડ જવાનો નિશ્ચય કર્યો

અમેરિકામા સ્વામી બે અઢી વર્ષ રહ્યા, તેટલા કાળમા દીવસમા બે વ્યાખ્યાનો આપવા, આવી પડતા પત્રોના ઉત્તરો દેવા, કેટલીક ખાનગી મુલાકાતો અને ઉપદેશમા વેળા વીતાડવી, પોતાના અનુયાયીજનો માટે વદાત વિષયના વિવેચન યુક્ત નિબધો લખવા, ઇત્યાદી કાર્યનો ભાર મસ્તકે ઉપાડેલો હોવાથી પ્રભાતથી તે એક પ્રહર રાત્રિ વ્યતીત થતાં સુધીમા એક ક્ષણનો પણ તેમને અવકાશ મળતો નહોતો, એવા અતીશ્રમના ભારથી કોઇ દઢ અને બળવાન્ મનુષ્ય હોત તો તે પણ હારી ગયો હોત; પરંતુ સ્વામીના અંતઃકરણમાં વસતા અખિલ માનવ જાતિ વિષેના ઉત્કટ પ્રેમે અને તેના યોગે પ્રબલ બનેલી ઇચ્છાશક્તિના બળે, તેમને એ કાર્ય પ્રચંડ છતા પણ સહજ અને સરળ કરી આપ્યુ ન્યુયોર્કના વર્ત્તમાનપત્રોનો એક લેખક પણ એ અવધિમા સ્વામીજીનો શિષ્ય થયો હતો

અંતે ઈ. સ. ૧૮૯૫ ના અંતમા સ્વામીજી ઇગ્લાંડમા આવ્યા, વર્ત્તમાન પત્રો દ્વારા અમેરીકામા પ્રસરેલી સ્વામીના કીર્તિના દુંદુભીનો નાદ તો પ્રથમથી જ ગાજી રહ્યો હતો. એટલે ત્યાની પ્રજા સ્વામીના દર્શન માટે અને તેમના ભાષણ સુધીના પાન માટે બહુ જ ઉત્કંઠીત થયેલી હતી. સ્વામીએ ઇગ્લાંડના તીરે પદ મૂકતા જ ત્યાના લોકોએ તેમનો ગૌરવયુક્ત આદરસત્કાર કર્યો ત્યા સ્વામીજીએ જ્ઞાનયોગનાં વ્યાખ્યાનોનો આરંભ કર્યો. અહા હા! આપણા એ જ્ઞાનયોગની મહત્તા પ્રથમથી જ કેટલી અપૂર્વ છે, અને તેમા સ્વામી વિવેકાનંદ જેવા સમર્થ ઈશ્વર અંશ, તેનો પ્રતિપાદક, એટલે પછી એના માહાત્મ્યનુ વર્ણન કરી જ કોણ શકે?

ઘણી શ્રોતાઓ મળ્યા હતા, તે પણ અપૂર્વજ—જેમના જ્ઞાનના—વ્યાવહારીક જ્ઞાનના પ્રકાશથી સમસ્ત જગત્ અંજાઇ ગયેલું છે, જેમના ચાતુર્યથી સમસ્ત વિશ્વ આશ્ચર્યચકિત બની ગયું છે, જેમની બુદ્ધિમત્તાથી પંચભુતોએ દાસત્વનો સ્વીકાર કરેલો છે અને જેમના પ્રયત્નોથી અહંતાનો મદ ધરાવતા દેશો પણ પરતંત્રતાની શંખલામાં જકડાઇ ગયા છે—એવા જગદ્વિખ્યાત બ્રિટિશનવાસી તે સ્વામી વિવેકાનંદના વ્યાખ્યાનના શ્રોતા હતા, એટલે એ વ્યાખ્યાનોમાં, જેમની વિરક્તો પણ અપેક્ષા કરે, સાધુઓને પણ નિરંતર અનુભવ લેવાની ઇચ્છા થાય અને અહંભાવને ત્યાગી બેઠેલાઓને પણ પ્રવૃત્તિની વાંછના ઉદ્ભવે, એવો રંગ ચઢતો દેખાયો. એમાં આશ્ચર્ય જેવું કશું નથી, કારણ કે એમ થવું જ જોઇએ

સ્વામીજીએ પ્રથમજ—પ્રારંભમાંજ "સર્વ યોગોમાં જ્ઞાનયોગ વધારે શ્રેષ્ઠ છે અને તે સાંભળવા માટે એક પ્રકારના અધિકારની આવશ્યકતા હોય છે; માટે જ્યાં સુધી એવા અધિકારને પાત્ર શ્રોતાઓ મળતા નથી, ત્યાં સુધી જ્ઞાનયોગ સંભળાવી શકાતો નથી તમારી બુદ્ધિમત્તાથી સમસ્ત જગત્ પ્રકાશમય થયેલું છે અને પ્રત્યેક માનવ પ્રાણી તમારા શાસ્ત્રીય શોધોનો ઉપભોગ લેતા જોવામાં આવે છે, એટલે તમારા કરતાં પણ અધિક પાત્રતા ધરાવતો શ્રોતૃસમાજ ક્યાં મળી શકે વારુ? એ સર્વ જાણીને જ જ્ઞાનયોગના વ્યાખ્યાનો મેં તમારા માટે જ ખાસ સંભાળી રાખ્યા હતા, તેનો આજે હું સ્ફોટ કરૂં છું," એવા ભાવાર્થનો ઉપોદ્ઘાત કરીને સ્વામીજીએ પોતાના જ્ઞાનયોગના વ્યાખ્યાનનો આરંભ કર્યો, મંગળાચરણમાં તેમણે "સંન્યાસીનું ગીત." ( Sanyasin's Song ) એ નામની અંગ્રેજી ભાષામાં રચેલી વૈરાગ્ય વિચારથી પરિપ્લુત કવિતા બહુ જ મનોહર છટા, મધુર ગિરા અને ઉત્તમ સ્વરોમાં ગાઇ સંભળાવી,

એ સંન્યાસીસ્તોત્રની પ્રાસાદિક રચના, તેમાં ભરેલા વૈરાગ્ય અને બોધવિષયક વિચારો, તેની કોમલ શબ્દ શૃંખલા, કંઠમાધુર્ય અને પ્રત્યેક પદના અંતે આવતો "ૐ તત્સત્ ૐ" એ મંત્ર, ઇત્યાદિ સાંભળીને પ્રેક્ષકોનાં મન એકાએક આનંદથી સુપ્રસન્ન થઇ ગયા. એથી ઇંગ્લાંડના લોકોના હૃદયમાં સ્વામીનો એવો પ્રભાવ પ્રભાવ પડી ગયો કે, ભાગ્યે જ કોઇપણ વક્તાનો એવો પ્રભાવ પડ્યો હશે. ભાષણનો પ્રારંભ થયો. શાસ્ત્ર વિદ્યા અને જ્ઞાનમાં ઇંગ્લાંડના લોકો શ્રેષ્ઠ; અને વક્તૃત્વ, વૈરાગ્ય, આત્મજ્ઞાન અને ઇશ્વરના પ્રસાદમાં સ્વામી શ્રેષ્ઠ હતા, તેમજ સર્વ યોગ, સર્વભક્તિ, સર્વશાસ્ત્ર અને સર્વતત્ત્વોમાં જ્ઞાન શ્રેષ્ઠ મનાય છે, એ

ત્રિપુટીનો અહીં એકત્ર યોગ થયો, એટલે સ્વામીના ભાષણની ઓજસ્વિતા કેવી હોવી જોઈએ, એની કલ્પના વાચકોએ જ કરી લેવી. કારણ કે, આરામાં તેના વર્ણનની શક્તિ નથી એ જ્ઞાનયોગ વિષયક વ્યાખ્યાનોની સંખ્યા ૫૬૨ની છે અને તેનો એક મોટો ગ્રંથ થએલો છે

સ્વામીશ્રીના ઇંગ્લાંડના એ પ્રવાસ સમયે ભટ્ટ મેક્ષમૂલર સાથે તેમનો મેળાપ થયો હતો અને તે વિશે તેવામાં જ પોતાના "બ્રહ્મવાદિન્" નામક માસિક પત્રમાં તેમણે ઉલ્લેખ કર્યો હતો કે "અત્યારે મેક્સમૂલર ભટ્ટની અવસ્થા સિત્તેરથી વધારે વર્ષની છે તોપણ તેમની મુખમુદ્રા શાંત અને ભાલપ્રદેશ નાના બાળક પ્રમાણે કરચોળી વિનાનો સરળ છે. તેમની એકંદર ચર્યાને જોતાં તે એક ઇશ્વરી જ્ઞાનની અને શ્રદ્ધાની પ્રત્યક્ષ મૂર્તિ જ હોયની એવો ભાસ થાય છે તેમના દર્શનથી મારા હૃદયમાં પ્રાચીનતમ ભારતીય વિશ્વામિત્ર જેવા રાજર્ષિ, વસિષ્ટ સમાન બ્રહ્મર્ષિ અને અરૂંધતી જેવી સાધ્વી ઋષિપત્ની ઇત્યાદિના સમયના આર્યાવર્ત્તની સ્મૃતિ થઈ હતી." તેમ જ વિવેકાનંદ વિશે મેકસમૂલર ભટ્ટ "Nineteenth century" નામક માસિકમાં એક લેખ લખ્યો હતો અને તેમાં જણાવ્યું હતું કે, "It is not every, day that one meets a disciple of Ramakrishna Paramahansa" રામકૃષ્ણપરમહંસના શિષ્યનું દર્શન કાંઇ રોજ રોજ થવાનો પ્રસંગ આવતો નથી." એથી ભટ્ટ મેકસમૂલરના હૃદયમાં સ્વામીના મેળાપથી કેટલો બધો આનંદ થયો હશે, હોવો જોઈએ, એની વાચકો સહેજમાં જ કલ્પના કરી શકે તેમ છે એવી રીતે ઇંગ્લાંડમાં પણ અનેક વ્યાખ્યાનો આપી ભિન્ન ભિન્ન સ્થળે ધર્મ વિશે વાદાંવવાદ કરી, જૂદા જૂદા પ્રદેશોમાં ફરી પોતાના ગુરુના નામના મઠની સ્થાપના કરી, અનેક અનુયાયી બનાવી અને કેટલાકોને વૈરાગ્ય દીક્ષા આપીને શ્રીમદ્ સ્વામી વિવેકાનંદે પોતાની સાડાત્રણ વર્ષની જગદ્યાત્રા-પૃથ્વીપ્રદક્ષિણા-પુરી કરી, અને તા ૨૫ મી જાનેવારી સન ૧૮૯૭ના દિવસે તેઓ કોલમ્બોમાં ઉતર્યા પોતાની જન્મભૂમિનાં પુન દર્શનનો લાભ લીધો.

કોલમ્બોમાં સ્વામીનો મઠ છે અને તે મઠના અધિકારી સ્વામીના ગુરુબંધુ સ્વામી નિરંજનાનન્દ, સ્વામીને લેવા માટે સામા આવ્યા હતા અને તેમની સાથે મોટા મોટા શેઠ શાહુકાર અને સરકારી અધિકારી ઇત્યાદિ અને સહસ્રાવધિ લોકોનો સમૂહ આવેલો હતો. સ્વામીજીએ પૃથ્વીપર પગ મૂકતાં જ સર્વેએ જયઘોષ કરીને વાતાવરણને કંપાવી દીધું. ત્યાર પછી તેઓ ઘણીજ ધામધુમથી સ્વામીજીને એક સુશોભીત રથમાં બેસાડીને વાજતે

ગાજતે નિશ્ચિત કરેલા મંદીરમા લઇ ગયા અને ત્યા માનપત્ર આપ્યુ એ માનપત્રના ઉત્તરમા સ્વામીજીએ કહ્યુ કે: "આપે મને આટલુ માન આપ્યુ, અને મારૂ આટલુ ગૌરવ કર્યું, તે માટે આપનો હું બહુ આભારી થયો છુ પરતુ ખરી રીતે જોતા હું કાઇ મુત્સદ્દી નથી કે કોઇ રાજ કર્મચારી પુરૂષ નથી, તેમ જ એક યોદ્ધા તરીકે મે કદાચ તલવારની બહાદુરી દેખાડી હોય એમ પણ નથી. હું એક ભિક્ષુવૃત્તિએ નિર્વાહ કરનાર સાધારણ સન્યાસી છુ અમારા આર્યો, ધર્મમા કેવા પ્રવૃત્ત છે, એ જ માત્ર મેં વિદેશીઓને બતાવ્યુ છે અને ધર્મમા જ રાષ્ટ્રનો પાયો સમાયેલો છે. એ વાત તેમના મનમા ઠસાવી છે "

સ્વામીની કીર્ત્તિનો લોકોમા એટલો બધો પ્રસાર થયો કે, સ્વામીનાં દર્શન માટે આવતા લોકોની હરિદ્વારના કુભના મેળાના યાત્રાળુઓ પ્રમાણે ભીડ થવા લાગી એમા કેટલાક મુમુક્ષુઓ પણ પોતાના ઉદ્ધાર માટે ઉપદેશ લેવાના હેતુથી આવતા હતા આ સ્થળમા એક દિવસે એક વૃદ્ધ સ્ત્રી સ્વામી પાસે આવી અને તેણે હાથ જોડીને સ્વામીને પ્રશ્ન કર્યો કે, "ઇશ્વર પ્રાપ્તિ માટે મારે શુ કરવુ જોઇએ ?" સ્વામીએ સક્ષેપમા ઉત્તર આપ્યું કે, "ગૃહ કૃત્યો કરવા, એ જ તમારૂ કર્તવ્ય છે નિર્મળ અંતઃકરણથી તે કૃત્યો તમે કરતા રહો એટલે થયુ વિશેષ એ કે દરરોજ તમે ગીતાનો પાઠ કરવાનો નિયમ રાખો " તે વૃદ્ધ બાઇએ પુછ્યુ કે, 'ગીતા વાચનનું ફળ શુ ' " એ જ કે'ની કે તેનો અર્થ સારી રીતે સમજવો જોઇએ, તે અર્થનુ હૃદયમા પ્રતિબિબ પડવુ જોઇએ, અને તે પ્રમાણે આપણે કૃત્યો કરવા જોઇએ ? " તે વૃદ્ધાનુ એવુ માર્મિક ભાષણ સાભળી સર્વના મનમા આશ્ચર્ય થવા લાગ્યુ ત્યાર પછી સ્વામીજી અને તેનુ પરસ્પર કેટલુંક ભાષણ થયુ

ત્યાર પછી સ્વામીએ સીલોનમા અનેક સ્થાને પ્રવાસ કરીને કાંડી ઇત્યાદી બીજાં નગરો પણ જોયા અને અનેક વ્યાખ્યાનો આપ્યા. એ સમગ્ર વ્યાખ્યાનોમા વિશાળ વૈદીક ધર્મ માટે દેખાડેલી લાગણીઓ બહુજ અવર્ણનીય હતી સીલોનના પ્રવાસની સમાપ્તિ થયા પછી સ્વામીજી મદ્રાસ ઇલાકામા પધાર્યા અને પ્રથમ પડાવ તેમણે પામ્બેનમ, નાખ્યો. પામ્બેન તે રામનાથના રાજાની રાજધાનીનુ નગર છે. અહી સ્વામીનુ આગમન થતાં રામનાથના મહારાજા પોતે સ્વામીજીના સ્વાગત માટે સામા આવ્યા. સ્વામી વિવેકાનંદ અને રામનાથના રાજા એ ઉભય મધ્યે બહુ જ પ્રેમભાવ હતો એની કલ્પના ઇતર જનોને થવી અશક્ય છે, એનુ કારણ સ્પષ્ટ જ

છે કે, સ્વામીના ગુણો અને સ્વામીના તેજનું મૂલ્ય પ્રથમ માત્ર રામનાથના રાજાએ જ આંકયું હતું અને મહારાજાના યત્નોને સ્વામીજીએ કેટલા અને કેવા ફળદ્રુપ કરી દેખાડયા હતા, એ હવે ફરીવાર કહેવાની કશી પણ આવશ્યકતા જ નથી એમનામા પરસ્પર અત્યંત પ્રેમભાવ ઉત્પન્ન થાય એ સ્વાભાવિકજ હતુ પરસ્પરના દર્શન થતા જ ઉભયના નેત્રોમાથી પ્રેમાશ્રુનુ વહન થવા લાગ્યુ શ્રીમન્મહારાજે સ્વામીની પ્રશસામા એક સંક્ષિપ્ત ભાષણ કર્યુ પણ બોલતા બોલતા તેમનો કંઠ રૂધાઇ જતો હતો કારણ કે તેમનુ અંત કરણ બહુ જ ગદ્ગદીત થયેલુ હતું એવી સ્થિતીમા જનરીતી પ્રેમાણે શ્રીમદ્ વિવેકાનંદ સ્વામી પ્રતી પોતાની પૂજ્ય બુદ્ધિ પ્રકટ કરીને તેઓ રથને રાજમહાલય પ્રતી લઇ ચાલ્યા રાજમહાલય પાસે આવતા જ ત્યા એકત્ર થએલા સર્વ જનોએ ઘોડાઓને છોડી નાખી. મહા પ્રેમભાવથી પોતેજ રથને ખેચવા માડયો એમા મહારાજે પોતે પણ હાથ આપ્યો હતો ! એથી મહારાજના મનમા સ્વામી વિશે કેટલી બધી ભાવના હોવી જોઇએ, એની આપણે કેટલીક કલ્પના કરી શકીયે છીએ. સ્વામીએ રાજમહાલયમા રહી એક બે દિવસ વિશ્રાંતિ લીધી અને પછી તેઓ રામેશ્વરના દર્શન માટે ગયા એ સ્વારીમ હાથી, ઘોડા, ઊંટ, નોબતો અને ડંકા નિશાનો વગેરે બધો ઠાઠ રાખવામા આવ્યો હતો, સલામતીની તોપો ફૂટતી હતી, વચ્ચે વચ્ચે બંદુકના બાર થતા હતા અને સહસ્ત્રાવધિ મનુષ્યો સ્વામીના નામનો જયઘોષ કરતા સાથે સાથે ચાલ્યા જતા હતા ઇશ્વરનો એ કેવો મહાન્ ચમત્કાર ! જે સ્વામી પાંચવર્ષ પૂર્વે સર્વથા લોકોમા અજ્ઞાત્ કેવળ એક ભિક્ષુક અને પગે ચાલીને થાકતા એક પ્રવાસી હતા. તે જ સ્વામી આજે આવી લોકપ્રિયતા અને આવા ગૌરવ સાથે બહાર પડતા થયા, જગમાન્ય બન્યા, એ કાંઇ સામાન્ય અને સાધારણ ઘટના ન કહેવાય

સ્વામીએ ભક્તિભાવપૂર્વક શ્રી રામેશ્વરના દર્શન કર્યા ત્યાના કામદારે દેવનો સર્વ ભંડાર એટલે જરજવાહિર, સોનાનાણું અને હીરા માણેક ઇત્યાદિ બતાવ્યા હતા, રામેશ્વરદેવ બહુ જ સંપત્તિમાન્ હોવાનુ જગત્પ્રસિદ્ધ છે ત્યાર પછી ફરી ફરીને બીજા પણ સર્વ દેવાલયોનુ અવલોકન કર્યું, અને એક હજાર સ્તંભવાળી ગેલેરીમા તેમણે બહુ સમય વીતાડયો. પાછા ફરતી વેળાએ રાજાએ સ્વામી માટે બહુ મૂલ્ય આન્દોલિકા (પાલખી) મગાવી હતી, તેમા આરૂઢ થઇને સ્વામી પાછા ફર્યા. પુન સલામતીની તોપો ફૂટવા લાગી અને ધામધુમથી સ્વારી રાજસભામા આવી લાગી. એ

સમયે પણ લોકોની ઘણી જ ભીડ જામેલી હતી. સભામાં બેઠા પછી મહારાજના બંધુ રાજા દિનકર સેતુપતિએ માનપત્ર વાંચી સંભળાવ્યું અને તેને એક સુંદર ચાંદીની નકસીદાર પેટીમાં બંધ કરીને સ્વામીના કરકમળમાં અર્પણ કર્યું. એ માનપત્રનું પ્રત્યુત્તર આપતાં સ્વામીજી બોલ્યા કે; "જો મારા હાથે મારી જન્મભૂમિની અલ્પ સ્વલ્પ સેવા બની શકી હોય તો તેનું સર્વ શ્રેય રામનાથના મહારાજને છે, એમાં લેશ માત્ર પણ અતિશયોક્તિ નથી. મહારાજ મહાનીતિપરાયણ છે, ઇશ્વરભક્ત છે અને સ્વધર્મને જીવ કે પ્રાણ માનનારા છે, એટલે નિઃશંક એમને એક રાજર્ષિની પદવી આપવામાં કશો પણ પ્રત્યવાય આવે એમ નથી," ઇત્યાદિ મિષ્ટભાષા અને ગદ્‌ગદિત અંતઃકરણથી સ્વામીજીએ પોતાના આશ્રયદાતાનું યથાર્થ ગૌરવ ગાઇ સંભળાવ્યું.

રાજધાનીમાં થોડાક દિવસ વિશ્રાન્તિ લીધા પછી સ્વામી મદ્રાસ જવા નીકળ્યા, તે પ્રથમ પરમકુડી, શિવગંગા, મદુરા, ત્રિચીનાપલ્લી અને તંજાવર ઇત્યાદિ સ્ટેશનોપરથી માનપત્રો અને સન્માનથી પુષ્પમાળાઓ ઇત્યાદિ લેતા લેતા, કુંભકુણમાં આવી પહોંચ્યા. કુંભકુણમાં સ્વામીને બે માનપત્રો મળ્યાં હતાં. પ્રત્યેક માનપત્રનું સ્વામીએ કાળને અનુસરતું ઉત્તર, રસિક, મિષ્ટ અને બોધપ્રદ ભાષામાં આપ્યું. કુંભકુણમાં એક બે દિવસ નિવાસ કરી માયાવરમ થઇને સ્વામી શ્રી મદ્રાસમાં આવ્યા. મદ્રાસમાંના સ્વામીના સ્વાગત મંડળનો ઠાઠ જોવા જેવો હતો. સ્વામીનાં દર્શન માટે સ્ટેશન ઉપર હજારો મનુષ્યો આવીને એકઠા થયા હતા, નગરમાં સ્થળેસ્થળે આરકો ઉભા કરવામાં આવ્યા હતા. એ આરકોની સંખ્યા લગભગ સિત્તેરની હતી. સ્વામીના સન્માન માટે એક ભવ્ય સભા ભરવામાં આવી હતી, સભાસદોની સંખ્યા દશ હજારની હતી. એ સભામાં સ્વામીજીને એક વિદ્વદ્વૈદિક સભા તરફથી, એક સોશિયલ રિફોર્મર એસોશિએશન તરફથી અને એક ખત્રીના મહારાજ તરફથી—એવી રીતે ત્રણ માનપત્રો મળ્યાં. એનું ઉત્તર સભામંડપમાં જ આપવાનું સ્વામીજીને યોગ્ય જણાયું નહિ, કારણ કે, જનસમૂહનો વિશેષ ભાગ તો બહાર મેદાનમાં જ ઉભો હતો અને સર્વને સ્વામીના મુખના વચનો સાંભળવાની ઉત્કટ ઇચ્છા હતી, એટલા માટે તેમના મનોભાવને જાણીને તત્કાળ સ્વામીજી પોતાના આસનપરથી ઉઠ્યા અને બહારના મેદાનમાં આવી ઉભા રહ્યા, ત્યારપછી ત્યાં ઉભેલા રથમાં, જ્યાં કોચમેન હાંકવા બેસે છે ત્યાં ચઢી ઉભા રહી, પોતાના ગંભીર શબ્દ અને મધુર સ્વરથી સ્વામીએ નીચે પ્રમાણે પ્રત્યુત્તર આપવાનો આરંભ કર્યો —

"બોલવાનું કાર્ય મનુષ્યનુ છે, અને કાર્ય પાર ઉતારવાનુ કાર્ય પરમેશ્વરનુ છે ' એ કહેવત પ્રમાણે આજના માનપત્રો અને તેના ઉત્તરો અગ્રેજી પદ્ધતિ પ્રમાણે જ આપવા અને લેવાનો નિશ્ચય કરવામા આવ્યો હતો, પરતુ ઇશ્વરની ઇચ્છા ભિન્ન હતી, એટલે કે તેણે ગીતામાની પદ્ધતિ પ્રમાણે અને રથમા ઉચ્ચ ભાગે ઉભા રહી બોલવાનો પ્રસગ લાવી આપ્યો !" એટલો પ્રસ્તાવ કરી સ્વામીજીએ પોતાના જ્ઞાનામૃતનુ પાન કરાવી સર્વને તૃપ્ત કર્યા સ્વામીના ભાષણની સમાપ્તિ થયા પછી સર્વ જનોએ "સ્વામી વિવેકાનદનો જય !" એવો ગગનભેદક જયઘોષ કર્યો અને સર્વ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા સ્વામીજીએ મદ્રાસમા ઘણા દિવસ વીતાડ્યા અને તેટલા સમયમા તેમણે પાચ વ્યાખ્યાનો આ પ્રમાણે કર્યા હતા (૧) મારા પ્રવાસનો ઉદ્દેશ, (૨) આર્યોની વેદાન્તરી ભક્તિ (૩) ભારતવર્ષનુ સતમડળ (૪) આપણુ ભાવિ કર્ત્તવ્ય (૫) આર્યાવર્ત્તની ભાવિસ્થિતિ

મદ્રાસ છોડ્યા પછી સ્વામી કલકત્તામા આવ્યા કલકત્તા તો તેમની જન્મભૂમિ જ હતી એટલે એ નગરનુ દર્શન થતા જ સ્વામીના મનમા પ્રેમાનદનો ઉભરો આવે, એ સ્વાભાવિક હતું કલકત્તાના સ્ટેશનપર સ્વામીજીના સ્વાગત માટે લગભગ પાચ હજાર મનુષ્યોનો મેળો ભરાયનો હતો. દરભગાના મહારાજાએ તો કિદરપુર સ્ટેશનથી સ્પેશયલ ટ્રેન ચલાવી હતી ઉપરાત રાજા શ્રીરાધાકાન્તદેવ બહાદુર અને રાજા બિનોદકૃષ્ણ બહાદુર વગેરે મહાજનો પણ એ પ્રસગે પૂજ્યભાવથી આવી હાજર થયા હતા એ સર્વેએ મળીને અત્યત સન્માનપૂર્વક સ્વામીજીને ચાદીના પાત્રમાં એક માનપત્ર આપ્યુ અને તે ત્યાંનુ ત્યાજ વાચી પણ સભળાવ્યુ હતું, એનુ સ્વામીજીએ જે ઉત્તર આપ્યું, તે પ્રેમથી છલોછલ ભરેલુ હતું, માનપત્રમા સ્વામીને "અમારા બધુ" એવા નામથી ઓળખ્યા હતા એટલે એ શબ્દોને અનુલક્ષીને સ્વામીજી બોલ્યા કે,—" ખરેખર હું તમારો બધુ જ છુ અને તમે બધા મારા બધુ છો. હું તમારા મધ્યમા રહીને જ નાનાથી મોટો થયો છુ, તમારા સહવાસથી જ વધ્યો છુ અને તમારા સમાજમા વસીને વિદ્યા ભણ્યો છુ, એની મને બહુ જ ધન્યતા ભાસે છે. મે અનેક દેશો જોયા સહસ્રાવધિ લોકોનો સહવાસ કર્યો, તોપણ મારી આ જન્મભૂમિ જ મને વધારે પ્રિય લાગે છે આ દેશના દર્શનથી જ મારા હૃદયમા ખરેખરો આનદ થાય છે, એક ભારતવાસી તરીકે જ મારું ભૂષણ છે અને ભરતભૂમિ જ મને પવિત્ર અને રમ્ય ભાસે છે !" આમ

બોલતા બોલતા સ્વામીજીના હૃદયમા એકાએક પોતાના ગુરુરાજ શ્રીરામકૃષ્ણ પરમહંસની સ્મૃતિ થઇ આવી અને તેથી મૃત માતાના અનાથ બાળક જેવી સ્વામીની દશા થઇ ગઇ ! તેમના નેત્રોમાથી ખળખળ કરતો અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો ! રડતા રડતા તે બોલ્યા "જો મારે હાથે કાઇ પણ લોકસેવા બની હોય તો તે કેવળ મારા ગુરુની કૃપાનુ જ ફળ છે મારા મુખમાથી જેટલા મધુર અને કોમળ શબ્દો નીકળ્યા હોય, તે મારી માતા-રુપ ગુરુના જ છે, એમ માનવુ, તેમ જ જેટલા કઠોર અને નિરર્થક શબ્દોનો મે ઉચ્ચાર કર્યો હોય તે મારા પોતાના શબ્દો છે, એમ જાણવુ ' ભાષણનો ઉપસંહાર કરતા સ્વામીજી કહેવા લાગ્યા કે, ' તમે અને હું સર્વ જગતરુપ એક જ નૌકામા બેઠેલા છીએ એટલે કે, આપણે ઉતારુઓ છીએ, પરતુ મે અત્યારે કર્ણધારનુ કાર્ય સ્વીકારેલુ હોવાથી નૌકા કઇ બાજૂએ વધારે નમતી કે જુકતી છે અને તેના બચાવના શા શા સાધનો છે, એ તમને બતાવુ છુ અને અને હું પણ તમારી સાથે જ આવીને નૌકામા બેસવાનો છુ. જો તમે પાર ઉતરશો, તો તમારી સાથે હું પણ પાર ઉતરીશ અને જો તમે આગમુ બળશો, તો તમારી સાથે હું પણ રસાતળમા જવાને તૈયાર છુ સારુ થાઓ કે નઠારૂ થાઓ, તેમા તમારી સાથે ભાગ લેવાને હું તો સિદ્ધ રહેવાનો જ સારાંશ કે, તમે નઠારા થાઓ તો તમને છોડીને હુ એકલો જ નૌકામાથી તીર પ્રાન્તમા કૂદકો મારીને પાર પડવાનો કોઈ કાળે પણ યત્ન કરવાનો નથી, એ તમારે નક્કી સમજવુ."

એ સમારંભની સમાપ્તિ થયા પછી થોડા દિવસ રહીને સ્વામીજીએ "The Vedanta in all its Phases" ( એનો અર્થ ) એ વિષય લઇને એક વ્યાખ્યાન આપ્યુ, અને ત્યાર પછી સત્વરજ સ્વામીજી કલકત્તા છોડી ગયા તેઓ પોતાના સદાના પ્રિય સ્થાને-એટલે હિમાલય પર્વતના દારજીલિંગ નામક સ્થાને ગયા ત્યા પણ માનપત્ર અને તેના ઉત્તર આદિનો સમારંભ થઇ રહ્યા પછી સ્વામીજી બે માસ સુધી ત્યા રહ્યા અને ત્યાથી તેઓ અલમોરા સ્થાને ગયા અને ત્યા પણ પ્રજાજનોના માનપત્ર ઇત્યાદિનો સ્વીકાર કરી તેમણે યથોચિત્ત ઉત્તર આપ્યુ

એવી રીતે કેટલોક કાળ હિમાલયમા વીતાડી, સ્વામીજી પાછા કલકત્તામા આવી પહોચ્યા ત્યા થોડા દિવસ રહીને ઇ સ. ૧૮૯૯ ના જૂન માસની ૨૦ મી તારીખે પુન યુરોપ જવા માટે નીકળ્યા. ૨૪ મી તારીખે સ્વામી મદ્રાસ આવવાના હતા. મદ્રાસમા એક રામકૃષ્ણ મઠ છે અને ત્યાના અધિકારી યતિવર્ય રામકૃષ્ણાનંદ છે. વિવેકાનંદ સ્વામીના ગુરુબંધુ રામકૃ-

ષ્ણાનંદ પણ એક બહુ યોગ્યતાવાન્ સન્યાસી છે એમનુ એક "The Pastral Sri-Krishna" નામનું અંગ્રેજી વ્યાખ્યાન બહુ જ પ્રસિદ્ધ છે. તેમજ "યોગ"એ વિષયપર એમણે એક સારુ વ્યાખ્યાન આપેલું છે એ સ્વામી હિંદુસ્તાની, મરાઠી અને ગુર્જર ભાષાનુ પણ સારુ જ્ઞાન ધરાવે છે સ્વામી શ્રી વિવેકાનંદ પધારવાના હોવાથી એક બે દિવસ અગાઉથી જ મઠમા ધામધુમ ચાલુ થઇ હતી. સ્ટીમરમાં સ્વામી વિવેકાનંદને સાથે આપવા માટેના પદાર્થો—ઉપહારના પદાર્થો તૈયાર કરવામા, સ્વામી રામકૃષ્ણાનંદ પોતે જ રોકાયલા હતા સ્વાગત કમીટીના મેમ્બરો બીજે દિવસે શું શુ કરવુ, એ વિશેના વિચારમા ગુથાયલા હતા અને દૂરદૂરના કેટલાક લોકોના અભિનંદનસૂચક અને નિમંત્રણદર્શક સ્વામીના તારો આવતા જતા હતા એમા રામનાથના મહારાજાનો એક લાંબો તાર હતો અને તેમા પ્રાર્થના કરેલી હતી કે, "આપના કેટલાક ખાસ સહચરો સહિત મારા ગૃહમા પધારી ચરણસ્પર્શથી ભૂમિને પવિત્ર કરશો, તો આપની મારાપર મોટી કૃપા થશે." બીજે દિવસે રાજા, રજવાડા, ગરીબ અને શાહુકાર સર્વ જનો, સવારના પહોરમા જ સ્વામીજીના દર્શન માટે બંદર પર આવી એકઠા થવા લાગ્યા. આગબોટ તો રાતે નવ વાગે જ પહોચી હતી એટલે સ્વામીજી સવારના આઠ વાગે ઉતરે અને ચાર વાગે પાછા આગબોટપર જાય, એવી યોજના કરવામા આવી હતી, પરંતુ ક્વારેન્ટાઇનનો નિયમ લાગુ કરીને સરકારે તેમને તીરે ઉતરવા દીધા નહિ! મોટા મોટા માણસોએ પોતાથી બનતા ઘણાય ઉપાયો કરી જોયા, પણ સર્વ વ્યર્થ! સરકારે સ્વામીજીને કિનારે તો ઉતરવા ન દીધા તે ન જ દીધા, પણ તેમના દર્શન માટે સ્ટીમરમા જવા માટેનો પણ અવરોધ કર્યો એથી સર્વજનો નિરાશ અને ભગ્નમન બની ગયા માત્ર સ્વામી રામકૃષ્ણાનંદ કાઇક ઉપાયન અને ફળો ઇત્યાદિ પોતા સાથે લાવ્યા હતા, તે જ સ્વામીજીએ પોતે નિસરણીપરથી ઉતરીને લઇ લીધા રામકૃષ્ણાનંદે કેટલાક ગૃહસ્થોની ઓળખાણ કરાવી, પણ એટલામા ડોકટર આવ્યો અને તેણે સ્વામીને સ્ટીમરમા જઇ બેસવાની તાકીદ કરવા માડી સ્વામીએ સર્વને પ્રણામ કરી "હુ નિરુપાય હોવાથી અત્યારે અહીં વધારેવાર ઉભો રહી શકતો નથી માટે પત્રોદ્વારા મળીશુ" એમ કહીને પોતાની કૅબિનમાં ચાલ્યા ગયા! સ્વામી જે વેળાએ નિસરણીપરથી નીચે ઉતર્યા હતા, તે વેળાએ તેમણે સફેદ ફ્લેનલનો પાયજામો શરીરે પણ સફેદ ફ્લેનલની બંડી ઇત્યાદિ વસ્ત્રો ધારણ કર્યા હતા, તેમના પગ ઉઘાડા હતા અને

સન્યાસી પ્રમાણે ક્ષૌર કરેલું હતું શ્રદ્ધાનંદા નામક સ્વામીની એક અમેરીકન સ્ત્રી શિષ્યાએ સ્વામીના મસ્તકે છત્ર ધરેલું હતું અને તુર્યાનંદ સ્વામી તેમની પાછળ ઉભા હતા

ડા ની આજ્ઞાથી સ્વામી કેબિનમાં ગયા ખરા, તોપણ લોકો અદ્યાપિ તેમના એકવાર પુન દર્શનની આશા રાખી બેઠા સ્વામી પાછા એકવાર બહાર આવશે એવી તેમની ધારણા હતી અગિયાર બાર વાગ્યા સુધી સર્વજનો મછવામા તપતા બેસી રહ્યા, પરંતુ સ્વામીજી પાછા બહાર આવ્યા નહિ! ઓછામા પૂરુ બદર મદ્રાસનુ! તોફાન તો બારે માસ! મછવાઓ બબ્બે હાથ ઉચા ઉછાળા મારીને પાછા નીચે પટકાતા હતા! તોપણ લોકો ધૈર્ય ધરી બેઠા હતા નિરુપાય થઇને સ્વામીજીને પાછું બહાર આવવુ પડયુ સ્વામીજીએ ડેકપર ઉભા રહી હસ્તસકેતથી જણાવ્યું કે, "મારી છાતી દુખે છે અને પ્રકૃતિ સારી નથી માટે કૃપા કરીને સર્વજનો હવે પાછા ફરે તો વધારે સારુ!" એ સાકેતિક સૂચના કરી તેમણે બહુજ દયાર્દ્ર દૃષ્ટિથી સર્વની આજ્ઞા લીધી એ વેળાએ સર્વજનો "જયઘોષ" કરવાની તૈયારીમા હતા, પણ એટલામા સ્વામીએ પાછી સૂચના કરી કે, "એમ કરશો નહિ, હુ સત્વર જ અહીં પાછો આવવાનો છુ," એમ કહી રૂમાલના પ્રસારાથી તેમણે સર્વને પોતપોતાના ઘેર જવાનો ભાવ દર્શાવ્યો અને પોતે પણ કેબિનમા ચાલ્યા ગયા સર્વજનો નિરાશાથી પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા અને સાજે ચાર વાગે સ્વામીને લઇને આગબોટ સીલોન જવા માટે ઉપડી ગઈ સ્વામીએ પુન એકવાર આર્યાવર્ત્તનો પ્રદેશ છોડયો.

મદ્રાસમાનો રામકૃષ્ણ મઠ "આઇસહાઉસ" નામના સમુદ્ર તીરે આવેલા એક અતિ ઉચ્ચ બગલામા છે એ બગલામા સધ્યાકાળે સર્વ અનુયાયીજનો એકઠા થઇને રામકૃષ્ણમઠની ઉચ્ચ ધ્વજા ચઢાવી, તેના તરફ સ્વામીજીનુ ધ્યાન ખેચાય એવા હેતુથી વાટ જોતા બેસી રહેલા હતા. પરંતુ આગબોટ ઉપડતી વેળાએ પૂર્ણ સધ્યા થયેલી હોવાથી તે ધ્વજા સ્વામીજીના જોવામા આવી હશે કે નહિ, એની શકા જ છે વિવેકાનંદ સિલોન થઈ પાછા અમેરિકા ગયા.

પેરિસના પ્રદર્શનમાં પણ સ્વામી વિવેકાનંદ હતા, અને ત્યાં આપેલાં તેમના વ્યાખ્યાનો માટે તેમની વર્ત્તમાનપત્રોમા બહુ જ સ્તુતિ થયેલી હતી ત્યાની એક કાલ્વહ નામક ગાનારી, લોકોના આગળથી સ્વીકારેલા આમત્રણોને રદ કરી, એ વેળાએ સ્વામી સાથે ભારતવર્ષમાં

આવવાને તૈયાર થઈ હતી ! પ્રદર્શન સમયે ભરાયલી પૌર્વાત્ય વિષયક પરિષદમાં ( Ori-ntal Congress ) ડૉક્ટર ગસ્ટેવ્હ ઓપર્ટે એક નિબંધ વાંચ્યો હતો અને તેમાં તેણે શાલિગ્રામની પૂજા, મૂળ સ્ત્રીયોનિદર્શક લિંગ પૂજામાંથી ઉત્પન્ન થયેલી છે એમ સિદ્ધ કરવાનો યત્ન કરેલો હતો. એ સમયે સ્વામી ત્યાં હાજર હતા અને તેમણે પોતાના નિત્યના નિયમ અનુસાર પરિપૂર્ણ પ્રમાણોથી ભરેલા વિવેચન અને મોહકવકતૃત્વથી તેના એ પ્રતિપાદનનું જડમૂળથી ખંડન કરી નાખ્યું હતું.

પૅરિસથી સ્વામી વિવેકાનંદ મિસ્ટર જ્યૂલ્સ નામક નામાંકિત ફ્રેન્ચ ગ્રન્થકાર સાથે કૉન્સ્ટેન્ટીનોપલ ગયા અને ત્યાંથી ઇ સ ૧૯૦૧ ના અંતરમાં મુંબઈ આવીને પાછા કલકત્તે સિધાવ્યા.

હાવરા સ્ટેશનથી નિકટમાં જ હુગલી નદીના તીરે બેલૂર નામક સ્થાને પોતાના મઠમાં નિવાસ કરવા લાગ્યા. ત્યાં માત્ર સાત માસ વીતાડ્યા પછી તા ૪ થી જુલાઈ ઇ. સ ૧૯૦૨ શુક્રવારને દિવસે તેમણે પોતાના મૃત્તિકાપિંડનો પૂર્ણ શાંતિથી ત્યાગ કર્યો ! અર્થાત્ સ્વામી સમાધિસ્થ થયા ! જે સંધ્યાકાળે તેમણે સમાધિપ્રવેશ કર્યો, તે દિવસે બપોરે પણ તેમણે લગભગ ત્રણ કલાક સુધી પોતાના શિષ્યવર્ગને વેદના સંસ્કૃત પાઠનું શિક્ષણ આપ્યું હતું !

---



## પ્રકરણ ૮૮ મું.

### ગૌડસ્વામી

પંજાબમા પતિયાલા નગરની પાસે ' શનોવર ' નામનુ એક ગામ છે ત્હા આગળ પુણ્યાત્મા ગૌડસ્વામીજીનો જન્મ એક ગૌડબ્રાહ્મણના કુળમા થયો હતો ત્હેમના પિતાનુ નામ શ્રીમાન પંડિત જયગોપાલ મિશ્ર હતું પંડિત જયગોપાળે પોતાના હોનહાર બાળકનુ નામ ભગવાનદત્ત પાડ્યું હતું બાલ્યાવસ્થામાથીજ ભગવાનદત્તને ભણવાની ધુન લાગી હતી, પરન્તુ એમના પિતાને ઘરસંસારના કામકાજમાથી ઘણી ફુરસદ મળતી નહિ, તેમજ બાળકના વિદ્યાભ્યાસ માટે સારો પ્રબંધ કરવાની એમણે બહુ કાળજી પણ રાખી નહોતી એ કારણને લીધે પોતાના ગામની ગામઠી નિશાળમાજ ભણવા દતે થોડુ ઘણુ વાચવા લખવાનુ શિક્ષણ મેળવ્યુ પરતુ વધારે સારો વિદ્યાભ્યાસ કરવાનો લાભ એમને એ વખતે મળ્યો નહિ

માબાપના વિશેષ લાડને લીધે આપણા ચરિત્રનાયક ભગવાનદત્તનું પણ બાર વર્ષની બાલ્યાવસ્થામાજ લગ્ન થઇ ગયુ લગ્ન થઇ ગયા પછી એક દિવસ ભગવાનદત્ત છાનામાના ઘેરથી ન્હાશી ગયા ત્હેમના માતાપિતા ઘણુા ગભરાયા. ઘણા દિવસ સુધી શોધ કર્યા પછી એમના પિતાને ખબર મળ્યા કે, એમની આંખોની પુતળી, એમની વૃદ્ધાવસ્થાનો એક માત્ર આધાર, પ્યારો પુત્ર ' મદ્દહ ' મા વિદ્યાભ્યાસ કરી રહ્યો છે હોશિયારપુર જિલ્લામા ગઢશકર નામનો એક તાલુકો છે એ તાલુકામા મદ્દહ નામનું એક ન્હાનુ ગામ છે. ત્યા આગળ એ દિવસોમા પંડિત કેશવરામજી નામના એક સારસ્વત બ્રાહ્મણ રહેતા હતા. એ પંડિતજી ઘણા વિદ્વાન હતા. એમણે કાશીમાં રહીને સુપ્રસિદ્ધ મહાવૈયાકરણ ભૈરવમિશ્ર પાસે વિદ્યાધ્યયન કર્યું હતું. વૈષ્ણવ સમ્પ્રદાયમા ત્હેમની રામભક્તિની ઘણી પ્રશંસા થતી હતી, અને સાક્ષરમંડળમાં પણ વિદ્વત્તાને માટે એમની સારી ખ્યાતિ હતી. શિક્ષણ આપવામા પણ એ એટલા બધા કુશળ હતા કે

એમની પાસે ભણુવા આવનાર દરેક વિદ્યાર્થી થોડા વર્ષો બાદ સારો પડિત થઇને ઘેર જતો એમના ઘણા શિષ્યોએ ધુરન્ધર પડિત તરીકે પ્રસિદ્ધિ મેળવી છે. 'વૃત્તિપ્રભાકર' 'વિચાર સાગર' આદિ ગ્રન્થોના પ્રણેતા વિખ્યાત સાધુ નિશ્ચલદાસજી, સુપ્રસિદ્ધ પડિત હરિપ્રસાદજી, વગેરે અનેક વિદ્વાનોએ આરભમા ધર્મશાસ્ત્રનુ શિક્ષણ એમની પાસે મેળવ્યું હતું. ઘણે દૂર દેશાવરથી લોકો એમની પાસે ભણુવા આવતા પડિત કેશવરામજી ઘણા વિદ્વાન હોવા છતા પણ એ સમયના રિવાજ મુજબ વ્યાકરણુમાં સારસ્વત ચદ્રિકા અને પુરાણોમાં શ્રીમદ્ ભાગવત એજ ગ્રન્થો ભણાવવામા પોતાનો સમય ગાળતા હતા પડિતજી પાસે ત્રણચાર વર્ષ સુધી ભણીને આપણા ચરિત્ર નાયક ભગવાનદત્તે સારૂં જ્ઞાન મેળવ્યુ એ જ્ઞાનને લીધે કાવ્ય, કોશ અને પુરાણાદિ પુસ્તકો વાચવાને માટે એમની બુદ્ધિ પૂરતી રીતે વિકાસ પામી ગઇ

ભગવાનદત્તજીને મૂળથીજ વિદ્યાભ્યાસ ઉપર શોખ હતો, પરન્તુ એ શોખ પુરો કરવાનો લાગ મળ્યો ન હતો વિદ્યાનો રસ કેવો મીઠો છે એનો પ્રત્યક્ષ અનુભવ એમને થયો નહોતો, પરન્તુ કેશવરામજી પાસે વિદ્યા સપાદન કર્યા પછી તો એમને વિદ્યા જ્ઞાનમા અપૂર્વ રસ પડવા લાગ્યો. અને એ રૂચિ ઘણીજ પ્રબળ થઇ ગઇ એ અનિર્વચનીય આનદનો અનુભવ કર્યા પછી એમની લાલસા એટલી બધી થઈ ગઇ કે, સગા સબધીઓની ઇચ્છા નહિ હોવા છતા પણ એ કાશીપૂરીમા ચાલ્યા ગયા

ત્હાં જઇને ત્હેમણે પડિતવર્ય કાકા રામશાસ્ત્રી', વિદ્વર પડિત સખારામ ભટ્ટજી, બગદેશના પડિત ચન્દ્રનારાયણ ભટ્ટાચાર્ય આદિ સુપ્રસિદ્ધ વિદ્વાનો પાસે વ્યાકરણ, વેદાન્ત, અને ન્યાયશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યો વીસ વર્ષની અવસ્થામા જ્યોતિષ શાસ્ત્ર સિવાયના લગભગ બધા શાસ્ત્રોમાં એ અસાધારણ વિદ્વાન્ થયા હતા, એ વખતેજ પાડિત્યને લીધે પડિતમડળીમા એમની સારી પ્રતિષ્ઠા જામી હતી

કાશીયાત્રા કરી આવીને જે મનુષ્યો પતિયાલા રાજ્યમા જતા, ત્હેમની પાસે જઇને એમના પિતા પડિત જયદેવ મિશ્ર પોતાના પુત્રની ખબર અંતર પૂછતા. અને જ્યહારે ઉત્તરમા પુત્રની વિદ્વત્તાના વખાણ સાંભળતા ત્યહારે એ ઘણાજ પ્રસન્ન થઇને પોતાના ભાગ્યની પ્રશસા કરતા, તથા એવા કુળતારક પુત્ર ભગવાનદત્તના પાછા આવવાની ઘણી ઉત્કઠા પૂર્વક રાહ જોતા.

ઇશ્વરની કૃપાથી ભગવાનદત્તના માતાપિતાની ઇચ્છા પૂરી થઇ એ-

મની બિચારી નિર્દોષ બાલવધૂ, જહેનું જીવન કેવળ અંધકારમય થઇ ગયું હતુ, ત્હેના જીવનને પણ સૌભાગ્યનો ઉદય થયો આઠ દસ વર્ષ પછી ભગવાનદત્ત ઘેર ગયા. એમને મળ્યાથી એમના માતપિતાને જે આનંદ થયો ત્હેના કરતા વધારે આનદ ત્હેમની પતિવ્રતા પત્નીને પતિદર્શનથી થયો. ભગવાનદત્તજીના આગમનથી શનોવર ગામમાં સર્વત્ર આનંદ વ્યાપી ગયો. એ યુવાન પંડિતને જોવા માટે દરરોજ અસખ્ય લોકો આ-વવા લાગ્યા.

ભગવાનદત્ત જે વખતે કાશીમાં ભણતા હતા તે વખતે ત્હેમના પિતા પતિયાલાના મહારાજા અને મ્હોટા મ્હોટા સરદારો આગળ જઇને કહ્યા કરતા હતા કે 'મ્હારો પુત્ર ઘણો વિદ્વાન્ થઇ ગયો છે એ બધાં શાસ્ત્રો ભણી ચુકયો છે' એ સરદારો પણ પડિતજીને વિશ્વાસ આપતા કે 'એવા યુવકની આ રાજ્યમા અવશ્ય સારી પ્રતિષ્ઠા થશે પુત્રનો પ્રતાપ જોવાને માટે અને પતિયાલા રાજ્યમા પોતાની વગસગ વધારવા માટે જય-ગોપાલ પડિતજી પોતાના મનમા ઉમગભેર ઘણા વિચારો કર્યા કરતા એક દિવસ પોતાનો મ નોરથ સફળ કરવાના હેતુથી ત્હેમણે પુત્રને કહ્યું "બેટા! ચાલો! સરદાર સાહેબને મળી આવીએ એથી ત્હારા ભાગ્યની ઉન્નતિ થશે, અને ત્હારી વિદ્યાનો પ્રતાપ લોકોના જાણવામા આવશે "

તેજસ્વી ભગવાનદત્તને કોઇપણ સરદાર પાસે જવાનુ ઉચિત ન લાગ્યુ, તેથી ત્હેમણે વિનયપૂર્વક પિતાને પોતાની અનિચ્છા દર્શાવીને કહ્યું 'પિતાજી! ભાગ્યોન્નતિ થવી એ વિધાતાના હાથમા છે અદૃષ્ટમા જે કાંઇ લખ્યુ છે તે થયા વગર રહેશે નહિ વિદ્યા ભણવી એ બ્રાહ્મણ પુત્ર તરીકે મ્હારો ધર્મ હતો, વિદ્યાથી જે અપૂર્વ આનદ પ્રાપ્ત થાય છે એજ એનું ઉત્તમોત્તમ ફળ છે એજ એનો યથેચ્છ પુરસ્કાર છે વિદ્યાનો પ્રચાર કરૂં અને આપની સેવા કરવામા તત્પર રહું એમાંજ હું તો ભાગ્યોન્નતિ માનું છુ તો પછી નાહક રાજદરબારમાં જઇને ખુશામદ કરવાની, તથા મ્હારી વિદ્યાને હલકી પાડવાની મ્હારે શી જરૂર છે?'

પિતા પુત્ર વચ્ચે એજ પ્રમાણે ઘણા દિવસ સુધી વાદવિવાદ ચાલતો રહ્યો પિતા રાજ્યદરબારમાં જવાથી અનેક પ્રકારના લાભ થશે એવી લાલચ બતાવતા હતા, અને નિર્લોભી પુત્ર પોતાની શાસ્ત્રીય દલીલોથી સાબિત કરી આપતો હતો કે એ બધા લાભો જરા પણ કામના નથી. પિતાને મનથી પતિયાલાના મહારાજા દ્વારા સન્માનિત થવુ એ ઉન્નતિની પરાકાષ્ઠા હતી, અને પુત્ર થોડા લાભમા સંતોષ માનવો ત્હેનેજ ઉન્નતિની

સૌથી ઉચી સીડી ગણુતો હતો. પરન્તુ આખરે જ્યારે ભગવાનદત્તને જણાયું કે પિતાએ તો એમને મહારાજાની પાસે લઇ જવાની હઠ પકડી છે, અને ત્હેમની આજ્ઞા પાલન નહિ કર્યાથી ત્હેમના ચિત્તને દુખ થશે, ત્હારે ત્હેમણે લાચારીએ એક દિવસ પિતાને કહ્યું પિતાજી આપ મુઝાશો નહિ આપ જ્યહા લઇ જશો ત્હા આવવા હુ તૈયાર છુ '

પિતા ઘણા પ્રસન્ન થઇને પુત્રને સાથે લઇને ગજદરબાર તરફ ચાલ્યા સાથે આશીર્વાદ આપવા માટે થોડાક શ્રીફળ પણ લીધા સૌથી પહેલા એક સરદારની પાસે ગયા એ સરદાર મહારાજાનો ઘણો પ્રીતિપાત્ર હતો વળી ત્હેને એવુ અભિમાન હતુ કે હુ વેદાન્ત સારૂ જાણુ છુ, એ એક કોચ ઉપર બેસીને પાણીના કોગળા કરી રહ્યો હતો પિતા પુત્ર બન્નેને સાથે આવેલા જોઇને હસી પડ્યો તથા સ્હામે બેસવાનુ કહ્યુ થોડી-કવાર પછી એ પોતાનુ આવશ્યક કામ કરવા માટે બીજા દિવાનખાનામા ચાલ્યો ગયો અને ત્હાથી કહેવરાવી દીધુ કે ' હમણા મ્હને મળવાની ફુર-સદ નથી ફરીથી આવજો '

એજ પ્રમાણે ભગવાનદત્ત અને ત્હેમના પિતા બીજા એક સરદારને ઘેર ગયા. એણે તો દૂરથીજ એમને ધમકાવીને કહાડી મૂકયા દીવાન અને મહારાજા પણ કોઇ અતિ આવશ્યક કાર્યમા ગુથાયલા હતા, તેથી કલા-કના કલાક દર્શનની ઇચ્છાથી પિતા પુત્ર રાજ્યદ્વાર આગળ ઉભી રહ્યા, પણ કઇ પત્તો ન લાગ્યો દ્વારપાળોએ અદર જવાનીજ મના કરી દીધી. આખરે નિરાશ બનીને પિતા પુત્ર ઘેર પાછા આવ્યા. શ્રીફળનો ભાર નિર-ર્થક ઉચકવો પડયો.

મહાનુભાવ ભગવાનદત્ત, ચુપચાપ પિતાની સાથે ઘેર આવ્યા અને પોતાની જાતને મનમા ધિક્કારવા લાગ્યા કે ' હાય ? મ્હેં શા માટે વિદ્યા ભણી હતી ? ઉદર પૂર્તિને માટે કુતરાની પેઠે લોકોને બારણે ભટકતા ફરવું એજ વિદ્યાનુ ફળ છે કે ? ક્યહા બ્રહ્મબળ, વિદ્યાબળ અને ક્યહા આ તુચ્છ જગતનો અતિ તુચ્છ લોભ ? જ્યહા સુધી ગૃહસ્થાશ્રમમાં રહીશ ત્હા સુધી આજ પ્રકારે મ્હોટા માણસોને ત્હા ભટકતા ફરવુ પડશે એટના માટે સર્વ પ્રકારના લોભનું મૂળ જે ગૃહસ્થાશ્રમ છે ત્હેનોજ ત્યાગ કરવો જોઇએ એવો વિચાર કરીને એ પોતાની સ્ત્રી પાસે ગયા

સ્ત્રી એમને ઘણીજ પ્યારી હતી માતાપિતા ઉપર એમનો જેવો ભક્તિભાવ હતો તેવોજ પત્ની ઉપર સ્નેહ હતો, પત્ની પણ છળકપટથી રહિત સરલતા અને શીલસ્વભાવની મૂર્તિ હતી એ ગુણવતી તારૂપ લાવણ્ય

ઉપર ભગવાનદત્તજી મોહિત નહોતા, પરન્તુ ત્હેના સદ્ગુણ ઉપર એ અત્યંત મોહિત થઇ ગયા હતા. એ કારણને લીધે પોતાની ઇચ્છા પત્ની આગળ એકદમ પ્રગટ ન કરી શકયા, તેમજ ત્હેનાથી એ વાત ગુપ્ત પણ ન રાખી શકયા. તેમણે એને ઘણી રીતે સ્હમજાવી પટાવીને કહ્યું, હું કાંઇક અત્યંત આવશ્યક કામને માટે બ્હાર ગામ જવાનો છું તું કોઇ પણ પ્રકારની ચિંતા કરીશ નહિ મ્હારા માતાપિતાની સેવામાં તત્પર રહેજે માતપિતાને મ્હારા બહારગામ જવાના ઇરાદાની ખબર પડશે તો તેઓ જવા દેશે નહિ. અને તેથી કરીને મ્હારૂં આવશ્યક કામ બગડશે માટે મ્હેં ત્હને જે કાંઈ કહ્યું છે તે તું કોઇને કહીશ નહિ. સરળ હ્રદયની પતિવ્રતાએ જરાપણ આનાકાની વગર પતિની આજ્ઞા માથે ચ્હઢાવી

એ દિવસે ભગવાનદત્તજીએ માતાપિતાની ખૂબ ચરણસેવા કરી પિતા ઘણા પ્રસન્ન થઈને કહેવા લાગ્યા "બેટા, આ વખતે તો આપણે મુહુર્ત જોયા વગર જ રાજદરબારમાં ગયા હતા માટે કોઈની મુલાકાત ન થઇ. હવે શુભ લગ્ન જોઇને ઘેરથી નીકળીશું, એટલે આપણો બેડો અવશ્ય પાર પડશે." પુત્રે કાંઈ ઉત્તર ન દીધો. એમણે પોતાની યાત્રાનું મુહુર્ત તો પહેલેથી જ નિર્ધારિત કરી મૂકયું હતું.

રાતને વખતે બધા સૂઇ ગયા એટલે ભગવાનદત્તજીએ સ્ત્રીની પાસે જઇને પોતાને અત્યંત પ્રિય હતા એવાં ત્રણ પુસ્તકો લીધા. એ પુસ્તકનાં નામ અદ્વૈતસિદ્ધિ, ગૌડબ્રહ્માનંદી અને શાસ્ત્રદીપિકા હતા. એ પુસ્તકો લઇને એ ચુપચાપ દક્ષિણ હિંદુસ્તાન તરફ ચાલ્યા ગયા સરળ બાળા એકી ટશે ત્હેમની તરફ જોતીજ રહી.

ત્હેમના પિતાને આ વાતની ખબર પડી ત્યહારે ત્હેમણે ચારે તરફ માણસો દોડાવ્યા. પોતે પણ કાશીનું એક ચક્કર લગાવી આવ્યા ઘણા વર્ષો સુધી તપાસ કર્યા છતા પણ પુત્રનો પત્તો ન લાગ્યો

સન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છાથી વિરક્ત ભગવાનદત્ત ઘર છોડીને ચાલ્યા આવ્યા હતા. રસ્તામાં એમણે વિચાર કર્યો 'ક્યહાં જવું ? કાશી ! કાશી જાઉં તો ખરો. પણ ત્યહાં તો કોઇ દક્ષિણી બ્રાહ્મણ ગૌડ બ્રાહ્મણને સંન્યાસ નહિ આપે. એ અભિમાનીઓની નજરમાં તો ગૌડ બ્રાહ્મણ કાંઈ ગણનામાંજ નથી, તુચ્છાદપિ તુચ્છતર છે. તો પછી ત્યહાં જવું વૃથા છે. દક્ષિણ દેશમાં જવું જોઇએ ત્યહાં જઇને કોઇ મહાત્મા પાસેથી સન્યાસ ગ્રહણ કરીશ '

આવા વિચારથી ભગવાનદત્તજી નાસિક ક્ષેત્રમાં ગયા અને વિદ્યાર્થી-

ઓને સાનંદ ભણાવવા લાગ્યા. થોડાક જ દિવસોમા એમણે ત્યા આગળ એક મહા વિદ્વાન્ તરીકે પ્રસિદ્ધિ મેળવી, લોકોમાં હેમના અધ્યાપનની પ્રશસા વધવા લાગી. તેમ તેમ એમના મનમાં સન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છા પ્રબળ થતી ગઈ સદ્‌ભાગ્યે એ અરસામા એક વખત નાસિક ક્ષેત્રમાં ઘણા વીતરાગ સન્યાસીઓનુ પધારવુ થયુ એમાંના બેએક સન્યાસીઓ વેદાન્તશાસ્ત્રની ચર્ચા કરવા સારૂ ભગવાનદત્તજીની પાસે આવવા લાગ્યા. એમણે જઈને પોતાના ગુરૂજી આગળ ભગવાનદત્તજીના વૈરાગ્યાદિ સન્યાસોચિત ગુણોનો પ્રશસા કરી, તથા જણાવ્યુ કે એ આપની પાસે સન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છા રાખે છે. પરન્તુ ગુરૂજી બધી હકીકત સાભળીને ચુપ થઈ ગયા

પડિતવર ભગવાનદત્તજી પણ એ મહાત્માની પાસે આવવા જવા લાગ્યા. ગુરૂજીને જ્યહારે ખાત્રી થઈ કે આ શાન્ત વિદ્વાન્ ભગવાનદત્ત સન્યાસનો સાચો અધિકારી છે, ત્યહારે એમણે ઘણા હર્ષપૂર્વક એમને સન્યાસ આપી દીધો, એ દિવસથી ભગવાનદત્તજીનુ નામ ‘તારક બ્રહ્માનદ સરસ્વતી’ પાડવામા આવ્યુ. તથાપિ નાસિકના લોકો એમને અદ્વિતીય પડિત ગણીને પડિત સ્વામી’ ના નામથી બોલાવવા લાગ્યા. ત્હેમણે લગભગ વીસ વર્ષ સુધી નાસિકમા નિવાસ કરીને શાસ્ત્રચર્ચામા સમય ગાળ્યો, અનેક પુરૂષોને વિદ્વાન બનાવ્યા તથા ઉપદેશ આપીને કૃતાર્થ કર્યાં જ્યહારે એમને ખાત્રી થઇ કે હવે પરિચિત મડળીમાં ગયાથી પણ મ્હારા સન્યાસને કોઇ પણ પ્રકારનુ વિઘ્ન નહિ આવે, ત્યારે એ પોતાના પુરાતન પવિત્ર સ્થાન કાશી ધામમા ગયા.

કાશીના પડિતોએ પહેલેથીજ પંડિત સ્વામીજીનુ નામ સાંભળ્યું હતુ. પણ એમને એ ખબર નહોતી કે એ તો હમારા પૂર્વપરિચિત ગૌડપંડિત ભગવાનદત્તજ છે. હવે પોતાના સુયોગ્ય મિત્રના જગત્પૂજ્ય સંન્યાસીના સ્વરૂપમા દર્શન કરીને કાશીવાસીઓએ સહર્ષ સ્વાગત કર્યું, તથા ત્હેમના તરફ ખરા અત કરણની સહાનુભૂતિ પ્રગટ કરી.

દક્ષિણાત્યોની હઠ અને દુરાગ્રહને લીધે અત્યાર સુધી ગૌડ બ્રાહ્મણોને માટે સન્યાસ લેવાનો માર્ગ બધ હતો, તે હવે ખુલ્લો થયો. આથી ગૌડ બ્રાહ્મણોમા ઘણો હર્ષ પ્રવર્તી રહ્યો. અને ગૌડ જાતિના આ સૌથી પ્રથમ સન્યાસીને લોકો ‘ગૌડ સ્વામી’ ના નામથી સબોધન કરવા લાગ્યા.

આદર્શ સન્યાસી ગૌડ સ્વામીજીએ પોતાના સાચા સન્યાસ અને વૈરાગ્યથી સાબિત કરી આપ્યુ કે, અત્યાર સુધી દક્ષિણાત્યો ગૌડ બ્રાહ્-

હેમને સન્યાસ આપતા નહોતા તે અનુચિત હતું. દક્ષિણના અનેક રાજાઓએ ગૌડ સ્વામીનો સત્કાર કર્યો તથા હેમને પુષ્કળ દ્રવ્ય આપવાની અને પોતાની રાજધાનીમાં પધરાવવાની ઇચ્છા પ્રગટ કરી. એમના કાશીમાં પધાર્યાના સમાચાર સાંભળીને ગ્વાલિયર અને ઇંદોરના રાજાઓએ એમને માટે મઠ બંધાવવાની અને સદૈવને માટે સદાવતનો પ્રબંધ કરવાની ઇચ્છા પ્રગટ કરી, પરન્તુ સ્વામીજીએ કોઇની ઇચ્છા પૂર્ણ કરી નહિ. એમણે તો કાશી ક્ષેત્રમાં પુણ્યશ્લોકા અહલ્યાબાઇની ધર્મશાળામાં પોતાનો નિવાસ રાખ્યો

આ ધર્મશાળા હજુ સુધી પણ 'દશાશ્વમેધ ઘાટ' ની પાસે સુરક્ષિત સ્થિતિમા દીઠામા આવે છે, છતા પણ એટલું કહેવુ જોઇએ કે, કાશીના સન્યાસીઓના મઠ તથા ગગાકિનારા ઉપરની બીજી ધમશાળાઓના પ્રમાણમાં એ કાઇ પણ વિસાતમા નથી. જો એ ધર્મશાળામા ગૌડસ્વામી જેવા મહાપુરૂષનો નિવાસ ન થયો હોત તો કદાચ સભવ છે કે કાશીમા એ ધર્મશાળા જોવા કોઇ પણ મનુષ્ય જાત નહિ તથા એને આટલી બધી પ્રસિદ્ધિ મળત નહિ.

આ ધર્મશાળાના પહેલા માળ ઉપર દેશદેશાંતરથી આવેલા વિદ્યાર્થીઓ ન્યાય, વ્યાકરણાદિ શાસ્ત્રોનું અધ્યયન કરતા હતા અને બીજા માળ ઉપર શાન્ત સ્વભાવના દડી સન્યાસીઓનો નિવાસ હતો. પહેલા માળ ઉપર જવાથી બ્રહ્મચર્યનુ દૃશ્ય દૃષ્ટિગોચર થતું હતું અને બીજા માળ ઉપર સંન્યાસનુ અપૂર્વ દૃશ્ય હતું. જાણે કે આ સ્થાન પણ નિદર્શન કરી રહ્યું હતુ કે, બ્રહ્મચર્ય પાળ્યા વગર કોઈ પુરૂષ સંન્યાસનો અધિકારી થઇ શકતો નથી

અધ્યાપક—પ્રવર શ્રીમાન્ ગૌડ સ્વામીજી, દક્ષિણમાંથી એકના કાશી નહોતા ગયા, એમની સાથે એમના અનેક ગુરૂભક્ત શિષ્યો પણ કાશી ગયા હતા. એ શિષ્યોમા ધારાનગરીના ગણેશશાસ્ત્રી, ઇદોરના ગણશુ શાસ્ત્રી, અને અચ્યુતાનદ, સચ્ચિદાનદ તથા નૃસિંહસ્વામી આદિ મુખ્ય હતા, કાશી ગયા પછી હેમને એક બીજો શિષ્ય મળ્યો જે વિદ્વાન હોવા છતા પણ નિરભિમાની હતો. પડિત હોવા છતાં પણ હેના હૃદયમા વિશેષ અભ્યાસ કરવાની ઇચ્છા પ્રબળ હતી. હેનું દર્શન કરવાથી જ મનને શાન્તિ મળતી હતી. ચિત્તમા વૈરાગ્ય ઉત્પન્ન થતો હતો અને અત.કરણની કુળોસના દૂર થતી હતી. પુજ્યપાદ ગૌડસ્વામીજીના એ દયામય શાન્તમૂર્તિ શિષ્યનુ નામ "સ્વામી વિશ્વરૂપાનન્દ" હતું.

મહાત્મા વિશ્વરૂપાનંદજીએ ગૌડસ્વામી પાસેથી સન્યાસ ગ્રહણ કર્યો. ગૌડસ્વામી જેવા મહાપુરૂષને ગુરૂ બનાવ્યાથી એમને જેટલો આનંદ થયો, તેટલીજ પ્રસન્નતા ગૌડસ્વામીને ,સુયોગ્ય શિષ્ય મળવાથી થઇ. પંડિત મંડળીને સંબોધન કરીને એક દિવસ સત્યવાદી ગૌડસ્વામીજીએ કહ્યું હતું કે, ' સંન્યાસીને માટે પુત્રેષણા સર્વથા પરિત્યાગ કરવા યોગ્ય છે પણ મ્હને એમ લાગે છે કે વિશ્વરૂપ મ્હારો શિષ્ય ન થયો હોત તો મ્હારી પુત્રેષણાનું' બીલકુલ નિર્મૂળ થવુ એ ઘણુ અઘરૂ કામ હતું.

ગૌડસ્વામીનુ શરીર વૃદ્ધાવસ્થામા પણ હૃષ્ટપુષ્ટ અને માંસવાળુ હતું. ત્હેમને જોયાથી ત્હેમની ઉમર ત્રીસ ચાલીસ વર્ષની હોય એવો ભાસ થતો હતો ત્હેમની ઉજ્વળ દૃષ્ટિ, ઉન્નતમસ્તક, વિશાળ વક્ષસ્થળ, લાંબી ભુજાઓ અને ગંભીર વાણી એમણે પૂર્વાશ્રમમા પાળેલા બ્રહ્મચર્યની સૂચના આપતાં હતા. ત્હેમના બન્ને કાન શ્વેત રોમાવલીથી આચ્છાદિત હતા. જેને જોવાથી એવો ભાસ થતો હતો કે જાણે જરા દેવી ત્હેમના બળવાન તપસ્વી શિષ્યોથી બ્હીતી બ્હીતી ગૌડ સ્વામીજીને ગુપ્ત રીતે કાનમાંજ પોતાના આગમનનો સંદેશો જણાવી રહી છે. ગૌડસ્વામીની પ્રશાન્ત ગંભીર આકૃતિનાં માત્ર દર્શન કર્યાથી જણાઇ આવતું હતુ કે, એ શાન્તિના આધાર, ક્ષમા અને સંતોષના ભંડાર. ધર્મના પ્રવર્ત્તક, સન્માર્ગના દર્શક અને સદ્ગુણના આશ્રય રૂપ છે.

કાશીના સુવિખ્યાત સન્યાસી શ્રીમદ્વિશુદ્ધાનંદ સરસ્વતી જહેમનુ ચરિત્ર આગળ આપેલું છે ત્હેમણે શ્રી ગૌડસ્વામીજી પાસેજ દીક્ષા લીધી હતી. શ્રી ગૌડસ્વામીજીએ તેમને શ્રી મુખે ન્યાયશાસ્ત્રના પ્રાચીન ગ્રન્થ સૂત્ર, ભાષ્ય, વાર્તિક અને નવીન ' ચિન્તામણી ' અનુમિત્યાલોક ' ' શબ્દાલોક ' ' તાત્પર્યશુદ્ધિ ' ' કિરણાવલી ' ' કુસુમાંજલિ ' તથા ' ચિન્તામણિ ' વિદ્વાનોમા પ્રસિદ્ધ થયેલી ગદાધરી ' ' જાગદીશી ' વગેરે ટીકાઓ અને સાખ્ય યોગના પ્રસિદ્ધ ગ્રન્થો તથા ' સિદ્ધાસિદ્ધાન્ત પદ્ધતિ' ના દુર્લભ ગ્રન્થનું શિક્ષણ આપ્યુ હતું.

ગૌડસ્વામીજી વિદ્યાર્થીઓમા ઘણા પ્રિય થઇ પડ્યા હતા અને એ પણ વિદ્યાર્થીઓ ઉપર પ્રાણ કરતા પણ અધિક સ્નેહ રાખતા હતા એમના વિદ્યાર્થીઓ બીજા કોઇ અધ્યાપક પાસે ભણવા જતા નહોતા. ન્યાય, વ્યાકરણ, સાંખ્યયોગ વગેરે બધા શાસ્ત્રો એ ગૌડસ્વામીજી પાસેજ ભણી લેતા. વિદ્યાર્થીઓને અભિમાન હતું કે અમે એક એવા અધ્યાપકના શિષ્ય છીએ કે જે એકલા એ બધા વિષયોના ખાસ અધ્યાપકોની બરોબરી

કરી શકે એવા છે. જે લોકોને શ્રીમાન્ ગૌડસ્વામીજીની વિદ્વતાનો સહજ પણ પરિચય થયો હશે તેઓ કબૂલ કરશે કે વિદ્યાર્થીઓનું આ અભિમાન મિથ્યાભિમાન ન હતું. એ વખતમાં 'શેખર' ના પઠનપાઠનનો ઘણો રિવાજ હતો. જે વિદ્યાર્થીઓને ટીકા, ટીપ્પણીની નવીન વાતોનું જ્ઞાન ન હોય તેવાઓને બીજી શાળાઓના નવી પદ્ધતિથી ભણેલા વિદ્યાર્થીઓ શાસ્ત્રાર્થમાં હરાવતા હતા. તેથી ગૌડસ્વામીના વિદ્યાર્થીઓએ એક દિવસ નિરાશ ચિત્તે ગુરૂજીની પાસે જઈને કહ્યું કે "આપે પણ શેખર ઉપર કોઈ ટીકા રચવી જોઈએ, કે જેથી હમારો વિદ્યાર્થી વર્ગમાં તિરસ્કાર અને પરાજય ન થાય." શિષ્યોના આગ્રહથી કૃપાળુ અને વિદ્વાન ગૌડસ્વામીજીએ બે ગ્રન્થ બનાવ્યા, જે વાંચીને ત્હેમના શિષ્યો તો પ્રસન્ન થયાજ, પરન્તુ એ વખતના મહા પંડિતો પણ ત્હેમને ધન્યવાદ આપવા લાગ્યા. 'પરિભાષેન્દુ શેખર' ઉપર 'ચિદસ્થિમાલા' અને શબ્દેન્દુશેખર ઉપર 'ચિત્પ્રભા' નામની ટીકા વિદ્વાનોમાં ઘણીજ વખણાઈ. એ વખતે ભારતવર્ષમાં છાપવાની કળાનો પ્રચાર અધિક નહોતો નહિ તો એની કેટલીએ આવૃત્તિઓ એ સમયમા નીકળી ચુકી હોત, પરન્તુ એ સમયમા પણ ગૌડસ્વામીના વિદ્યાર્થીઓ હાથે નકલ કરીને એ પુસ્તકનો પ્રચાર દૂર દેશાવર સુધી કરતા હતા વર્તમાન સમયમા પરિષ્કાર બહુલ શેખર ઉપર ઘણી ટીકાઓ મળી આવે છે, પણ એ સમયમા પંડિત રાઘવેન્દ્રાચાર્યની રચેલી 'ત્રિપથગા' જ સર્વોત્તમ ટીકા ગણાતી હતી. એનાથી બીજું સ્થાન ગૌડસ્વામીજીની ટીકાને મળ્યુ હતું.

સંવત ૧૯૧૬ ના કાર્તિક માસમા ગૌડસ્વામીજીને જ્વર આવવા લાગ્યો. અને જ્વરની સાથે ખાંસી પણ ઉપડી થોડાક દિવસો બાદ રોગ તો મટી ગયો પણ શરીર અશક્ત થઇ ગયું ગૌડસ્વામી દર સોમવારે બૈજનાથજીનાં દર્શન કરવા જતા હતા, ત્હા જવા જેટલી પણ એમના દેહમા શક્તિ રહી નહિ લક્ષણો ઉપરથી સ્વામીજી ચેતી ગયા કે મૃત્યુકાળ હવે દૂર નથી એટલા માટે એમણે બધા શિષ્યોને પોતાની પાસે બોલાવ્યા અને ભણાવવાનું છોડી દઇને ઉપદેશ આપવો શરૂ કર્યો.

સ્વામી વિશ્વરૂપ અને સ્વામી વિશુદ્ધાનંદના શિવાય ગૌડસ્વામીજીને બીજા બે શિષ્યો હતા, એક વિશ્વેશ્વરાનંદજી અને બીજા શંકરાનંદજી.

## વિશ્વેશ્વરાનંદ

સ્વામી વિશ્વેશ્વરાનંદનું નામ પૂર્વાશ્રમમાં કનૈયાલાલ હતું. એ જાતના સારસ્વત બ્રાહ્મણ હતા, દોલતરાવ સિંધિયાને ત્યાંથી એમને દૈનિકવૃત્તિ

મળતી હતી એ વૃત્તિને તેઓ યોગ્ય વિદ્યાર્થીઓ અને વિદ્વાનોની સેવામાં ખરચી નાંખતા હતા. એમને કિમિયો બનાવવાની ઘણી મ્હોટી ધુન લાગી હતી, જાતે જંગલમાં જઇને નાના પ્રકારની જડી બુટ્ટીઓ શોધી લાવતા અને પછી ત્હેમની મદદથી કલાઇ, તાંબુ વગેરે ફુંકી જોતા કે, કદાચ એ રસાયણોની મદદથી આ હલકી ધાતુઓનું સોનું થઇ જાય. એ કિમીયો મેળવીને ભોગવૈભવમાં પડવાની ત્હેમને અભિલાષા નહોતી. ત્હેમને તો એવી ઇચ્છા હતી કે એવું રસાયણ જડી આવશે તો એ ધનવડે હજારો ગરીબ વિદ્યાર્થીનું ભરણપોષણ કરીશ. તે પોતાનો એ વિચાર ગૌડસ્વામીને જણાવતા, પણ એમને એ જરા પણ રૂચતો નહિ. સ્વામીજીના અભિપ્રાય પ્રમાણે તો એ પણ એક પ્રકારની વિત્તેષણાજ હતી. અને વિત્તેષણા રાખવાથી બ્રહ્મચારી અને સન્યાસીનું અવશ્ય અધઃપતન થાય છે કનૈયાલાલ ગૌડસ્વામી પાસે ઉપનિષદ્ ભણવા આવતા તે વખતે અનેક દૃષ્ટાન્તોદ્વારા ગૌડસ્વામી સાબીત કરી આપતા કે ત્હમારી આ લાલસા મિથ્યા અને તીરસ્કાર કરવા યોગ્ય છે

કનૈયાલાલ એ સમયે બ્રહ્મચર્યાશ્રમમાં હતા, તે સ્વભાવે કોમળ, વેદાન્તમાં વ્યુત્પન્ન અને ઘણા પરોપકારી હતા પોતાની ધુનને માટે કોઇ કોઇ વખત એમને શરમ પણ આવતી હતી, પણ સ્વામીજી તો એમજ કહ્યા કરતા કે, જે દિવસે રસાયણ સિદ્ધ થઇ જશે તે દિવસે આ બધી જંજાળને છોડી દઇને સન્યાસ લેઇ લઇશ. '**कार्यं साधयामि वा देहं पातयामि**' એ મ્હારી પ્રતિજ્ઞા છે

એવું કહેવાય છે કે, એક દિવસ વેદવ્યાસજીનાં દર્શન કરવા સારૂ ગૌડસ્વામીજી પોતાના શિષ્યો સહિત રામનગર ગયા હતા, કનૈયાલાલજી પણ સાથે હતા. માર્ગમાં એક જડીબુટ્ટી બતાવીને સ્વામીજીએ કનૈયાલાલને કહ્યું 'આ જડીબુટીને ઉખેડી લઇને કાશી લેતો જા.' આજ્ઞા મળતાં વાર જ ત્હેણે એમ કર્યું કાશી જઇને સ્વામીજીને પૂછ્યું કે આ વનસ્પતિનું શું કરૂં? સ્વામીજી બોલ્યા "એ ત્હારા રોગનું ઔષધ છે રસાયણ જોવાની લાલસા ઘણા દિવસથી ત્હને થઇ રહી છે, તે આજ પૂરી કર." કનૈયાલાલે તાંબાને તપાવીને ત્હેને એ રસાયણમાં નાંખ્યું એટલે એ સુવર્ણ થઇ ગયું. તેવીજ રીતે કલાઇમાંથી ચાંદી પણ બની.

એ સમયે પ્રસન્નતાની સાથેજ કનૈયાલાલના મનમાં એ પણ વિચાર ઉત્પન્ન થયો કે, જે વસ્તુને માટે હું ઠેકાણે ઠેકાણે ભમ્યા કરતો હતો, અને જેને અનેક પ્રકારના કષ્ટ વેઠયા છતાં અને ધનવ્યય કર્યાં છતાં પણ પ્રાપ્ત ન કરી શકયો, તે વસ્તુ ગૌડસ્વામી આગળ તો કાંઇ ગણત્રીમાં જ નથી. એજ

સમયે એમને સંસાર ઉપર વૈરાગ્ય ઉપજ્યો અને પરમાત્મા ઉપર પ્રેમ ઉત્પન્ન થયો. પોતાનું સઘળું ધન-દ્રવ્ય બ્રાહ્મણોને વ્હેંચી આપીને પોતે સંન્યાસી બની ગયા આ વાતમાં કેટલું સત્ય છે તે અમે કહી શકતા નથી. પરન્તુ એટલી વાત તો ખરી છે કે ગૌડસ્વામી એવી જાતની સિદ્ધિને ઘણી તુચ્છ ગણતા હતા એ પણ નક્કી છે કે એમનો પ્રભાવ જોઇનેજ કનૈયાલાલ, વિશ્વેશ્વરાનંદ નામ ધારણ કરીને સંન્યાસી બન્યા હતા, તથા પોતાના સંચિત ધનમાંથી વિદ્યાર્થીઓ સારૂ એક મઠ સ્થાપ્યો હતો એ મઠ આજ કાલ 'ગૌડસ્વામી' નો મઠ કહેવાય છે અને એમાં રહીને ગૌડ બ્રાહ્મણ જાતિના વિદ્યાર્થીઓ વિદ્યોપાર્જન કરે છે

## શંકરાનંદ સ્વામી.

ગૌડસ્વામીના બીજા શિષ્ય સ્વામી શંકરાનંદ મુજફ્ફરનગરની પાસે મોરના ગામના રહેવાશી એક ધનાઢ્ય બ્રાહ્મણના પુત્ર અને સારૂ શિક્ષણ પામેલા ગૃહસ્થ હતા. તે સંસારમાં સર્વ પ્રકારના સુખ અને અનુકૂળતા હોવા છતાં પણ શુદ્ધ વૈરાગ્ય ઉત્પન્ન થવાથી સંન્યાસી થયા હતા

અસ્તુ ! ગૌડસ્વામીના મંદવાડ વખતે એ બધા શિષ્યો ત્હેમની પાસે હતા અને ગુરૂજીની સેવા વિદ્યાર્થીઓ પાસે ન કરાવતા જાતે જ કરતા હતા. માગશર મહિનાના અન્તમાં ફરીથી તાવ આવવા લાગ્યો ત્યારે બધા શિષ્યોને પોતાની પાસે બેસાડીને 'સારભૂત' ઉપદેશ આપ્યો એ પ્રસંગનો ઉલ્લેખ કરતા એમના પ્રેમપાત્ર શિષ્ય, વિદ્વદ્વર્ય સ્વામીજી શ્રી વિશુદ્ધાનંદજી કહેતા હતા કે "દિવસના બે વાગ્યે હું નીચે પાઠશાળામાં બેસીને વિદ્યાર્થીઓને ભણાવી રહ્યો હતો. સ્વામી અચ્યુતાનંદજીએ ઉપરથી આવીને કહ્યું કે, 'આપને સ્વામીજી સભારે છે' એમના કથનથી મ્હારા હૃદયમાં એક મર્મભેદી ઘા લાગ્યો. હું સુનસાન થઇ ગયો ! કારણ કે એ દિવસ પહેલાં કદી ગુરૂજીએ મ્હને ખાસ સ્મરણ કરીને બોલાવ્યો હોય એવું યાદ નથી. એમને કોઈ વાતની જરૂર પડતી તો સ્વામી વિશ્વરૂપજીનુંજ સ્મરણ કરતા હતા આજ આ નવી ઘટનાથી મ્હારા દૃઢ મન ઉપર પણ ઘણી ઊંડી અસર થઈ.

મ્હેં પૂછ્યું "મહારાજ પ્રસન્ન તો છે ને ?" ત્હેમણે કહ્યું 'હા, પ્રસન્ન છે નવા જૂની કંઇ નથી,' હું ઉપર ગયો. જઇને જોયું તો સ્વામીજી મહારાજ, વિશ્વરૂપને ટેકો દઇને સૂઇ રહ્યા છે અને સ્વામી શંકરાનંદ આદિ ત્હેમના પગ આગળ બેઠા છે. મ્હારા પ્હોંચતાં વારજ સ્વામીજી મહારાજ બોલ્યા "આજ મ્હારે ત્હને કાંઇ કહેવું છે, એટલા માટે આદિ"

બોલાવ્યો છે." હું બોલવા જતો હતો પણ મ્હને રોકીને એમણે કહ્યું "સાંભળ, આ શરીર અધિક દિવસ ટકશે નહિ. માટે ત્હારે જે કાંઇ પૂછવું હોય તે પૂછી લે. એક ઘર છોડીને મ્હે બીજુ ઘર વસાવ્યુ. પુત્રો કરતાં પણ અધિક સ્નેહ તમારા લોકોની સાથે બંધાયો પરન્તુ એ સન્યાસીને માટે યોગ્ય નથી. કાષ્ઠનો દંડ માત્ર ધારણ કર્યાથી કોઇ સન્યાસી થઇ નથી શકતું, સન્યાસને સારૂ તો તિતિક્ષા જ્ઞાન, વૈરાગ્ય, શમ વગેરે શુભ ગુણોની જેટલી આવશ્યકતા છે તેટલી જ વિષયવાસનાનો ત્યાગ કરવાની પણ છે. શ્રુતિ કહે છે કેઃ—

सर्वान्कामान्परित्यज्य अद्वैते परमस्थिति ।
ज्ञानदण्डो धृतो येन एकदण्डी स उच्यते ॥
काष्ठदण्डो धृतो येन सर्वाशी ज्ञानवर्जित· ।
तितिक्षाज्ञानवैराग्यशमादिगुणवर्जित ॥
भिक्षामात्रेण यो जीवेत्स पापी यतिवृत्तिहा ।
स याति नरकान्घोरान्महारौरवसंज्ञिकान् ॥

અર્થાત્ કે. "જ્યારે બધી કામનાઓનો ત્યાગ કરીને જે લોકો જ્ઞાનરૂપી દંડ ધારણ કરીને અદ્વૈત પરબ્રહ્મમા નિષ્ઠા રાખે છે તેજ દંડી કહેવાય છે, અને જેઓ કેવળ કાષ્ઠ દંડ ધારણ કરીને ભક્ષ્યાભક્ષ્યનો વિચાર છોડી દઇને જ્ઞાન અને તિતિક્ષાદિ ગુણોથી વિહીન બની ભિક્ષામાત્રથીજ જીવે છે તે પાપી, યતિઓની વૃત્તિઓનો નાશ કરનારો પુરૂષ, મહારૌરવ નામના નરકમાં જાય છે."

વિશુદ્ધાનંદ ! તું બધા શાસ્ત્રોને જાણે છે, છતા પણ કહેવું પડે છે કે સન્યાસ આશ્રમ ઘણોજ કઠીન આશ્રમ છે જ્યા સુધી બને ત્યા સુધી વિષયોને પોતાની પાસેજ આવવા ન દેવા, હમેશા એવો ભય રાખવો કે રખે વિષય વાસના મ્હને ખાઇ જશે. **विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः ।** અર્થાત્ વિકારનો હેતુ પાસે રહેવા છતાં પણ જેનુ મન ચળે નહિ તે ધીર મનુષ્ય કહેવાય વાત સાચી છે, પણ ઘણી અઘરી છે. પુરાણોમાં સાભળ્યુ છે કે મહાયોગેશ્વર વિશ્વનાથજી પણ મનોમોહિની માયા ઉપર મોહિત થઇ ગયા હતા, શ્રી કૃષ્ણભગવાને ગીતામાં યથાર્થજ કહ્યું છે કેઃ—

यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥

હે કુન્તીનંદન ! વિદ્વાન પુરૂષોના યત્ન કર્યાં છતા પણ બગડેલી ઇન્દ્રિઓ બળાત્કારથી મનને બગાડી નાખે છે, એક તો મન ચંચળ છે અને

બીજું ઇંદ્રિયોમાં લુબ્ધ છે મોક્ષમાર્ગ વિષમ છે અને ઇન્દ્રિયોરૂપી ઘોડાઓ ઘણા દિવસથી બગડેલા છે, મનની લગામ ઢીલી થઇ ગઇ છે. જો જે, સાવધાન થઇને ચાલજે.

કમ જો પોતાની મેળેજ છુટી જાય તો કાંઇ ચિન્તા નહિ, પરન્તુ જાણી બુઝીને નૈષ્કર્મ્ય સિદ્ધિના લોભથી શુભ કર્મનો ત્યાગ કરવો એ આધાર વગર આકાશમા લટકવા સમાન છે. ભગવાનની ભક્તિ વગર નૈષ્કર્મ્યનું ફળ કોઇને મળી શકતું નથી. બ્રહ્મજ્ઞાન ભગવાનના કૃપાનુજ ફળ છે.

હુ ત્હને ફરીથી કહુ છુ કે. કર્મત્યાગનું નામ સન્યાસ નથી. ફળત્યાગનું નામ સન્યાસ છે. જો કોઇની ફળવાસના છુટે નહિ અને કર્મ છુટી જાય તો તેને માટે તે વધારે દિલગીરીની વાત છે ભગવાને ગીતામાં સ્પષ્ટ રીતે અનુભવની વાત કહી છે કે —

न हि देहभृता शक्यं त्यक्तु कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥

દેહધારીઓથી બધાં કર્મોનો બિલકુલ ત્યાગ થઇ શકતો નથી, તેથી કર્મફળનો ત્યાગ કરનારનુ નામ ત્યાગી છે; પણ નિષ્કામ કર્મનુ અનુષ્ઠાન કરવુ તે સહજ નથી. મ્હોએથી ભલે ગમે તેમ કહો કરો કે હુ કામનારહિત કર્મ કરી રહ્યો છુ, પરન્તુ વિચાર કર્યાથી માલુમ પડશે કે કામનાનુ સિહાસન અટળ છે. જો કે કામનારહિત કર્મ કરવું એ અસંભવિત નથી, છતાં પણ ઘણું અઘરું છે.

ધર્મ અને મર્યાદાની રક્ષાને સારૂ ભગવાન ભાષ્યકારે અનેક પ્રકારનાં કાર્ય કર્યા હતા. એવાં કાર્યો નિદનીય નથી. પરન્તુ એવા કામ કરવાની શક્તિ દરેકમાં નથી. શુ કરવુ જોઇએ અને શુ ન કરવુ જોઇએ કયુ કામ કયા માણસદ્વારા કઇ વખતે શ્રેયસ્કર થઇ રહે છે, અને કઇ વખતે અશ્રેયસ્કર છે, એ બધા વિષયની મીમાસા ઘણી ગહન છે મ્હે આ જીવનમાં ત્હારા કલ્યાણનો જે માર્ગ શોધી રાખ્યો છે, તે શાસ્ત્રસિદ્ધ મ્હારો અનુભવેલો છે. બે જ શ્લોકમા એ સાર છે તે સાંભળ.

सङ्गः सर्वात्मना त्याज्यः स चेत् त्यक्तु न शक्यते ।
स सद्भिः सह कर्तव्यः सतां संगो हि भेषजम् ॥
कामः सर्वात्मना हेयो हातुञ्चेच्छक्यते न सः ।
मुमुक्षां प्रति कर्तव्यः सैव तस्यापि भेषजम् ॥

સગ બિલકુલ ત્યાજ્ય છે. જો ત્હેનો ત્યાગ ન થઇ શકે તો સગ માત્ર સજ્જનોનો કરવો, કારણ કે સત્પુરૂષોનો સગ તે ઔષધરૂપ છે.

કામનાનો તદ્દન ત્યાગ કરી દેવો જોઇએ, જો તે ન થઇ શકે તો મુક્તિની કામના કરવી એ યોગ્ય છે. એ પણ તેની ઔષધી છે.

વિશુદ્ધાનંદ ! તારે હજુ પણ ઉપદેશ લેવાની જરૂર હોય તો ભગવાન ભાષ્યકારનાં પુસ્તકોમાંથી લેજે. સાંભળ આ મ્હારો છેવટનો ઉપદેશ છે હવે ત્હને ઉપદેશ આપનાર કોઇ નહિ મળે.

વિશુદ્ધાનંદ ! તું થોડાકજ દિવસોમા બધાં શાસ્ત્રો અને બધી વિદ્યાઓ ભણી ચૂક્યો છુ. બ્રાહ્મણકુળમાં જન્મ લીધા પછી મનુષ્યે જે કાંઈ જાણવુ જોઇએ ત બધુ તું જાણી ચૂક્યો છુ. ત્હને ઉપદેશ આપવા જેવુ હવે કાઇ રહ્યું નથી. છતા પણ સ્નેહ થોડુ ઘણું બોલાવ્યા વગર રહેતો નથી તું જેવી રીતે થોડા જ દિવસોમા વિદ્યાનો અધિકારી થયો છુ તેવીજ રીતે પ્રભુત્વ અને વિભૂતિનો અધિકાર પણ સત્વર પ્રાપ્ત કરીશ, તું વિભૂતિને છોડી બેઠો છુ. પણ વિભૂતિ ત્હને નહિ છોડે. પણ યાદ રાખજે કે, પ્રભુતા અને વૈભવ અનર્થનાં મૂળ છે. અહંકાર ત્હેમનો અનુગામી છે. અહંકારી પુરૂષ બીજા કોઇ મનુષ્યને મનુષ્યજ સ્હમજતો નથી. ત્હેનો સ્વભાવ એવો ઉદ્ધત થઇ જાય છે કે તે પોતાના મતથી વિરૂદ્ધ વાત સાંભળતાં લાલચોળ થઇ જાય છે, અને ગમે તેવુ સાહસ કરી બેસે છે. ઐશ્વર્યશાલીને ઉપદેશ આપનાર કોઇ વિરલો જ હોય છે, નહિ તો જેવી રીતે ગુફાની પાસે અવાજ કરવાથી તેનો પ્રતિધ્વનિ થાય છે તેવી રીતે ઐશ્વર્યશાળી પુરૂષની પાસે બેસનારાઓ પણ હાજી હા કર્યા કરે છે આશા છે કે તું આ બધી બાબતો ઉપર ધ્યાન આપીને કર્તવ્યનુ પાલન કરીશ વિશ્વરૂપ આદિ ત્હારા ગુરૂબન્ધુઓને આત્મવત્ ગણજે

જો ત્હારા ચિત્તમા પરોપકારની વાસના હોય તો મીમાંસા આદિ શાસ્ત્રોનો પ્રચાર કરજે. કારણ કે શાસ્ત્રોના પ્રચારથી જ બ્રાહ્મણનું બળ વધે છે, અને બ્રહ્મબળ ઉપર ચારે વર્ણનો આધાર છે જો કે સન્યાસીને માટે અધ્યયન અધ્યાપનનો પણ નિષેધ છે, તો પણ મ્હારે કહેવું જોઇએ કે કલિયુગમા દુષ્કર્મોથી બચવાનો એના કરતાં બીજો કોઇ ઉપાય નથી, મ્હે પોતે એ કામ પ્રસન્નતાપૂર્વક કર્યું છે અને તને કરવાની સંમતિ આપુ છુ અન્ત સમયમાં બધા પોતાના વારસને કાંઇ ગુપ્ત ધન આપતા જાય છે. પરન્તુ મ્હારી પાસે જે ગુપ્ત ખજાનો હતો તે તો હુ પહેલેથીજ તને આપી ચૂક્યો છુ. જે ગુપ્ત નિધિની આચાર્ય પરંપરાથી રક્ષા થતી આવી છે, તે નિધિ સંસ્કૃત ભાષાની રક્ષા કરજે. મ્હારો નિશ્ચય છે કે શ્રીધરપંડિત આદિ મારા બીજા શિષ્યો અને તું મળીને એ બાબતમા યથાસાધ્ય પ્રયત્ન કરશો

વિદ્યા બચી રહેશે તો હિન્દુઓનું સર્વસ્વ બચ્યું છે એમ જાણજે. તેના સંરક્ષણની ખાતર દુઃખ પણ ખમવું પડે તો તેને સુખરૂપ ગણી સહન કરી લેજે.

હું કહી ચૂક્યો છું કે, આ મારો અન્તિમ ઉપદેશ છે. ક્ષણભંગુર શરીરને માટે જે કોઈ ચિન્તા કરે તેને માટેજ ખરૂં જોતાં બીજાઓએ ચિન્તા કરવી જોઈએ, હવે જેટલા દિવસ આ શેષ સમાગમ રહે તેટલા દિવસ કેવળ પરમાર્થનું ચિન્તવન કરવું જોઈએ, કોઈ પણ જાતની કાયરતા બતાવીને સામાન્ય મનુષ્યોની પેઠે મારી પાછળ શોક કરવો એ મારા આત્માને કષ્ટ પહોંચાડવા બરોબર છે. તું ધીરજવાળો છે પરન્તુ વિશ્વરૂપને મારી સલાહ છે કે એણે સન્યાસીની માફક ધીરતા રાખવી.

સ્વામી વિશુદ્ધાનંદજી ઘણા વજ્રહૃદયના પુરૂષ હતા, તો પણ ગૌડસ્વામીનો આ ઉપદેશ સમાપ્ત થયા પછી એમનું હૈયું ભરાઈ આવ્યું, પોતાની કાયરતા જોઈને ગૌડસ્વામીને છેલ્લી ઘડીએ કષ્ટ પહોંચશે એવું ધારીને ઘણી મહેનતે એમણે ધીરજ પકડી, પરંતુ સ્વામી વિશ્વરૂપ એ સમયે ગૌડસ્વામીજીના ઓશીકા આગળ બેઠા હતા, એમનું મ્હો ગૌડસ્વામીથી દેખાતું નહોતું એ તો પ્રથમથીજ મ્હોં દબાવીને રોવા લાગ્યા હતા, તેમાં મહારાજના અન્તિમ શબ્દો સાંભળ્યા એટલે તો તેમણે ચીસ પાડીને રોઈ દીધું અને એકદમ ત્યાંથી ઉઠી ગયા મહારાજે વિશ્વરૂપને આશ્વાસન આપવાનું કહ્યું વિશુદ્ધાનંદજીએ ગુરૂની આજ્ઞા મુજબ વિશ્વરૂપજીને તો આશ્વાસન આપ્યું, પણ પોતાના હૃદયનો આવેશ એમનાથી રોકી શકાયો નહિ, તે દશાશ્વમેધેશ્વરના શિવાલયમાં જઈને રોવા લાગ્યા. એ દિવસે કોણ જાણે ક્યાંથી એમને માતાપિતા, મામા મામી બધા યાદ આવ્યાં.

સ્વામી ગૌડસ્વામીની દશા ક્ષણે ક્ષણે બદલાતી ગઈ આહાર ઓછો થઈ ગયો, ઉઠવા બેસવાની શક્તિ રહી નહિ. સ્વર બેસી ગયો, ત્યારે લોકો ગૌડસ્વામીના જીવન માટે નિરાશ થયા. ઔષધ ઉપર પ્રથમથીજ એમની રૂચિ નહોતી. પહેલાં પણ માંદવાડની વખતે કદી દવા ખાધી નહોતી. પરંતુ આ વખતે શિષ્યોના અત્યંત આગ્રહથી બેએક વૈદ્યોની દવા પણ પીધી, પરન્તુ કશાથી વળતી દશા થઈ નહિ બીજી તરફ એમના આજ્ઞાનુગત શિષ્યો દેવતાઓનું અનુષ્ઠાન કરવામાં તત્પર હતા, સ્વામી વિશ્વરૂપ અને પંડિત વિભવરામ આદિ, એમના આરોગ્ય માટે સ્તોત્રપાઠ કરતા હતા, વૈદ્યનાથજીના મંદિરમાં રૂદ્રાભિષેક થતો હતો. વિશ્વનાથજીનાં ઉતરેલા બીલીપત્રોને ઘણા શિષ્યો સ્વામીજીના શરીરને સ્પર્શ કરાવતા હતા, કે કદાચ એના સ્પર્શથી ગુરૂજીનો જ્વર શાંત થાય, પરન્તુ દૈવે કોઈનો પણ મનોરથ સફળ ન કર્યો

સ્વામી વિશ્વરૂપ આદિ શિષ્યો વારંવાર પ્રાર્થના કરવા લાગ્યા કે: જ્યારે કોઈ વિદ્યાર્થી માંદો પડતો હતો ત્યારે આપ ઈશ્વર પ્રાર્થના કરીને એને સાજો કરી દેતા હતા, આ વખતે પણ આપ એકવાર ભગવાન્ વિશ્વનાથને નિવેદન કરોને, જ્યાં સુધી આપ પોતે આરોગ્ય થશો નહિ ત્યાં સુધી બીજાઓના વ્યાધિનુ પણ નિવારણ થઇ શકશે નહિ. પરંતુ ગૌડસ્વામી એ બધી વાતો ઉપર લક્ષ આપતા નહિ એ કહેતા કે આ શરીર વિનાશી, અને મળમૂત્રનો ભંડાર છે એની ખાતર ભગવાનની પ્રાર્થના કરૂં ? શિવ ! શિવ !! મ્હારૂં આ સડેલું શરીર શા કામમા આવવાનુ છે?"

એક દિવસ સ્વામી વિશ્વરૂપજી દવાનો ઉકાળો પાવા લાગ્યા તો ગૌડસ્વામીજીએ પીવાની ઇચ્છા ન દર્શાવી અને કહ્યુ ' ઘણું પીધું. હવે બંધ કરો.' વિશ્વરૂપના નેત્રમા જળ આવેલુ જોઇને ગુરૂજીએ કહ્યુ " વિશ્વ ! આ વિનાશી શરીરમાં આટલી મમતા શા સારૂ ? "

વિશ્વરૂપ—હું નથી જાણતો કે એટલી મમતા શા સારૂ થાય છે.

સ્વામીજી—" કેવળ ભ્રાન્ત અને અજ્ઞાનને લીધે. " થોડીવાર થોભી જઇને ફરીથી બોલ્યા ' વિશ્વરૂપ ! તને મ્હારા દર્શનથી આનંદ થાય છે કે દુઃખ ? "

વિશ્વરૂપ—' પરમાનંદ પ્રાપ્ત થાય છે '

સ્વામી—અને મ્હને આનંદ મળ્યાથી ?

વિશ્વરૂપ.—અત્યંત આનંદ.

સ્વામી—બસ, હવે ત્હારા અને મ્હારા આનંદનો સમય નિકટ છે. હું પરમગુરૂના દર્શન કરીશ અને તેથી તને અત્યંત આનંદ થશે.

સ્વામીજી એટલુ કહી રહ્યા એટલામા વિશ્વરૂપજીના હાથમાથી ઔષધનુ વાસણ નીચે પડી ગયુ, અને બધી દવા ઢોળાઇ ગઇ. આ અપશુકનથી એ ગભરાઇ ગયા અને નીચુ મ્હો રાખીને રોવા લાગ્યા એ દેખાવ જોઇને ગૌડસ્વામીજીએ ધમકાવીને કહ્યુ " બસ એટલી જ વારમા બધુ ભૂલી ગયો? રોવા શુ કામ માડયું ? "

વિશ્વરૂપ—ક્યા રોઉ છુ ? આનો હું રોતો નથી, નેત્ર રૂએ છે, હું તો ઘણો એ ચાહુ છુ કે આપની આજ્ઞા પાલન કરૂં "

સ્વામીજીએ હસીને કહ્યું, ' વિશ્વ ! કોની ચિન્તા કરે છે ? નિત્ય આત્માની ચિન્તા શી ? અને અનિત્ય શરીરની ચિન્તા શી ? માણસ ગમે તેટલી ચિન્તા કરે તો પણ શરીરનો અવશ્ય નાશ થશે, પરંતુ આત્મા સદા અમર છે વત્સ ! તું એ આત્માને વિનાશી ન ગણીશ

**न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् ।**
**अजो नित्यः शाश्वतोयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥**

કાઠ. ૧ । ૨ ।

બ્રહ્મનિષ્ઠ ! વિશ્વ ! તુ શુ વસ્તુત. વિશ્વરૂપ છે ? "

વિશ્વરૂપ —" ના **तत्त्वमसि** "

આ ઉપદેશ મળ્યા પછી વિશ્વરૂપજીએ કદી ગુરૂજી આગળ શોક ન કર્યો શાન્તિ અને ધૈર્યપુર્વક સેવા કરતા રહ્યા અને છેવટે " **औषधं जाह्नवीतोय वैद्यो नारायणो हरि** ! " એ વાકય ઉપર વિશ્વાસ રાખ્યો.

પોષ સુદી પ્રતિપદાની રાતે ગૌડસ્વામીનો વ્યાધિ વધી પડયો. આખી રાત બધા જાગતા રહ્યા અને ઉપનિષદ્ સભળાવતા રહ્યા અન્ત સમયમાં લક્ષણ દેખાયાથી સ્વામી વિશુદ્ધાનદજીએ પૂછ્યુ " મહારાજ ! શરીરમાં પીડા થાય છે ? " સ્વામીજીએ હસીને ઉત્તર આપ્યો " હું ઘણો પ્રસન્ન છુ " વિશુદ્ધાનદજીએ ફરીથી પૂછ્યુ " અમને કાંઇ આજ્ઞા આપો, કર્તવ્ય બતાવો. અમે ત્હેનુ પાલન કરીશુ. કોઇ વાતની અભિલાષા હોય તો પ્રગટ કરો. હમણાં તે પૂરી કરવામા આવશે "

ગુરૂજીએ કહ્યુ " જે કહેવુ હતુ તે કહી ચુકયો છુ, મને કોઇ પણ વાતની ઇચ્છા નથી "

**ॐ तत्सत्** એ સ્વામીજીના છેલ્લા શબ્દો હતા ત્યાર પછી ॐકાર વગર બીજા કાંઇ શબ્દનુ ઉચ્ચારણ ન કર્યું

પોષ સુદી બીજના દિવસે કાનોકાન ઘેરઘેર કાશીમાં દુ ખદાયક સમાચાર પહોંચી વળ્યા કે, આજ વારાણસી નગરીના કીર્ત્તિ સ્તભરૂપ ગૌડસ્વામીજીએ જીવન લીલા સવરણ કરી.

સ્વામીજીના પરમપદ પામ્યાના સવાદ સાંભળીને લોકો દોડતા દોડતા આવવા લાગ્યા. જોતજોતામાં કાશીના મ્હોટા મ્હોટા સંન્યાસીઓ, પડિતો વિદ્યાર્થીઓ, અહલ્યાબાઇના ઘાટ ઉપર આવી પહોંચ્યા, કુલીન સ્ત્રીઓ પણ પડદાનો ત્યાગ કરીને આજે મહાપુરૂષ ગૌડસ્વામીના દર્શન કરવા સારૂ રાજમાગમા ચાલવા લાગી

બધા શિષ્યોએ મળીને ધીરતાથી વૈદિક મત્રોચ્ચારણપુર્વક ગૌડસ્વામીના દેહને સ્નાન કરાવ્યુ સુદર કાષાય વસ્ત્ર પહેરાવીને પુષ્પમાળાથી એમના દેહને, વિભૂતિથી મસ્તકને અને ચદનથી અગને સુશોભિત કર્યું એ વખતે એમના કૃશ દેહમા અપુર્વ તેજ જણાવા લાગ્યુ અત્યાર સુધી

બધા લોકો ધૈર્યપૂર્વક કામ કરી રહ્યા હતા. ગુરૂદેવ મરી ગયા નથી પરંતુ કોઇ યાત્રાને માટે તૈયારી કરી રહ્યા છે, એવુ એમને લાગતુ હતુ. પરંતુ એ અવસ્થા એકદમ બદલાઇ ગઇ અશ્રુથી ગદ્‌ગદ્ થયેલા ચિત્તે સ્વામી વિશુદ્ધાનંદજીએ કહ્યુ કે ' હવે વિલબ ન કરો શેષ પુષ્પાજંલિ સમર્પણ કરીને મહારાજને મણિકર્ણિકા ઘાટ ઉપર લઇ ચાલો. આ વચન સાભળતા વાર જ સર્વેના ગળા ભરાઇ આવ્યા. ગુરૂ ચરણારવિન્દ ઉપર શેષ પુષ્પાજંલિ સમર્પણ કરતી વખતે ભાગ્યેજ કોઇ એવો વિરલો હશે કે જેણે પુષ્પોની સાથે આખોનુ જળ પણ ન ચડાવ્યુ હોય. સ્વામી વિશુદ્ધાનંદનુ ધૈર્ય ન રહ્યુ તો પછી બીજાઓનુ તો પુછવુ જ શુ

સ્વામીજીનુ વિમાન ભક્તોએ ઉપાડયુ, હરિનામ કીર્તન અને સ્તોત્રોચ્ચારનો ધ્વનિ થવા લાગ્યો. મૃદગાદિ વાદ્યનો ધ્વનિ નગર નિવાસીઓના હૃદયને આઘાત પહોચાડવા લાગ્યો. વિમાનની સાથે કાશીના દડી, પરમ હસ અને ઉદાસીન આદિ વિરક્ત જનો તથા સારા સારા પ્રતિષ્ઠિત વિદ્વાનો અને બીજા સદ્‌ગૃહસ્થો તથા વિદ્યાર્થીઓ ચાલતા હતા માર્ગમા સ્ત્રી પુરૂષો નીચા વળીવળીને પ્રણામ કરતા તથા પુષ્પ ફેકતા. વિમાન જ્યારે મણિકર્ણિકાના ઘાટ ઉપર પહોચ્યુ ત્યારે ત્યા ઘણી ભીડ એકઠી થઇ.

કાશીમા મણિકર્ણિકાનો ઘાટ ઘણો પવિત્ર અને મુક્તિપ્રદ મનાય છે. એનો લાબો ઇતિહાસ આપી વાચકોનો સમય લેવાની અમારી ઇચ્છા નથી. એક પથ્થરના ટાકામા સ્વામીજીના દેહને મૂકીને એ પવિત્ર ઘાટ ઉપર ગગાના પવિત્ર જળમા ડુબાડી દેવામા આવ્યો. જોતજોતામા ગૌડસ્વામીનો દેહ ગગાના પવિત્ર ખોળામા સંતાઇ ગયો નિરાશ હૃદયે શિષ્યવર્ગ પાછો ફર્યો.

પ્રિય વાચક ! હવે આપણે ગૌડસ્વામીજીના જીવનચરિત્રથી વાચકોની ખાત્રી થઇ હશે કે ગૌડસ્વામી એક અસાધારણ સન્યાસી હતા

---



## પ્રકરણ ૮૯ મું
## વિશુદ્ધાનંદ સરસ્વતી.

સુપ્રસિદ્ધ શ્રી ગૌડસ્વામીના ચરિત્રથી વાચક મન્ધુઓ જાણીતા થઈ ચૂકયા છે હવે અમે એમના પ્રીતિપાત્ર શિષ્ય તથા ઉત્તરાધિકારી મહાપંડિત શ્રીમાન્ સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતીનો પરિચય કરાવીશુ.

સત્તરમી સદીની લગભગ દિલ્હીના પાયતખ્ત ઉપર આંધળો બાદશાહ શાહઆલમ બેઠો બેઠો બાદશાહીના અન્તિમ દિવસો પૂરા કરી રહ્યો હતો. તે સમયમા અવધ દેશનો રહેવાસી એક યુવાન બ્રાહ્મણકુમાર નોકરી ધંધાની શોધમા દક્ષિણ દેશમા ફરી રહ્યો હતો, ત્હેની પૂર્વાવસ્થા ઘણા આનંદ અને વૈભવમા ગઇ હતી, તેથી આ પ્રવાસ દરમિયાન વારવાર ત્હેને પાછલા વૈભવનુ સ્મરણ થઇ આવતું, અને હાલની દશાથી દિલગીર થઇ અન્ધકારમા રહેલા ભવિષ્યની ચિન્તામા તે લીન થઈ જતો. મુસાફરીના કષ્ટ અને રાતદિવસની ચિન્તાથી ત્હેનુ શરીર થોડુ દુર્બળ થઈ ગયુ હતું તથા ત્હેની ચામડીનો રંગ સામળો પડી ગયો હતો, તોપણ ત્હેની સુંદરતામા કાંઇ ન્યુનતા આવી નહોતી. એને જોતા વાર જ અનુભવી મનુષ્યની તો ખાત્રી થઇ જતી કે આ યુવક બળવાન અને તેજસ્વી છે

પાઠક ! આ યુવક કાન્યકુબ્જ જાતિનો શુક્લ સંગમલાલ હતો. ત્હેનું નિવાસસ્થાન અવધ દેશમા બીડી ગામમા હતુ. ત્હેના પિતા એક પ્રતાપી અને વીર પુરૂષ હતા. યુદ્ધ ત્હેમનો ધંધો હતો અને યુદ્ધમા જ તે કામ આવ્યા હતા દેશમાં અંધાધુની ફેલાવાથી એમના ઘરબાર લૂટઇ ગયા હતાં. ત્હેમની માતા તો ત્હેમને બાલ્યાવસ્થામા જ મૂકીને મરણ પામી હતી. સંગમલાલનો એક માત્ર આધાર પિતા હતા તે પણ મરણ પામ્યા, હવે ત્હેમનું કોઇ ઠેકાણુ રહ્યુ નહિ આથી ત્હેમને વતન ઉપર અભાવ ઉત્પન્ન થયો અને રોજગારની શોધમા ફરતા ફરતા દક્ષિણ દેશ તરફ ગયા.

સંગમલાલને ખબર હતી કે દક્ષિણમાં અવધના ઘણા લોકો વસે છે અને એ પ્રાન્તના લોકો અવધવાસીઓને વિશ્વાસપાત્ર અને સ્વામીભક્ત

ગણે છે આવા વિચારથી ઘણી જગ્યાએ ફરતા ફરતા એ કલ્યાણીમા પહોચ્યા કલ્યાણી દક્ષિણ હૈદ્રાબાદથી પશ્ચિમમા અને ગુલબર્ગથી ઉત્તર દિશામાં લગભગ વીસ ગાઉ દૂર છે. ત્યા એક કિલ્લો પણ છે એ સ્થાન નિઝામ સરકારના તાબામા છે અને લોકો એને 'કિલાકલ્યાણી' ના નામથી પણ ઓળખે છે

ત્હા આગળ નિઝામની આધીનતામા એક ન્હાનો સગો નવાબ રહે છે એ વખતના નવાબનુ નામ 'મુમતાજ-ઉલ-ઉમરા' હતું, પણ ઘણા લોકો એને 'મોહનાશાહ' પણ કહેતા હતા ત્હેના તાબામા કલ્યાણીના દુર્ગ તથા સેનાનો વહીવટ હતો, એટલુંજ નહિ પણ પોતાની જાગીરની પ્રજા ઉપર રાજ્ય પણ એજ ચલાવતો હતો

એ નવાબના રાજ્યમા એક પ્રતિષ્ઠિત કાન્યકુબ્જ બ્રાહ્મણ પંડિત લછીરામ દુબેના પુત્ર સબસુખરામ નોકર હતા, એ એક સેનાના નાયક હતા, તે ઉપરાત મનસબદાર પણ હતા ત્હેમનો સ્વભાવ ઘણો કોમળ અને અતિથિપ્રિય હતો. સગમલાલનો એમણે યથોચિત સત્કાર કર્યો અને ત્હેને પોતાને ઘેરજ ઉતાર્યો. વાતચીતમા ગોત્ર, વંશ, આગલી સમૃદ્ધિ વગેરેના સમાચાર જાણીને એ ઘણા પ્રસન્ન થયા આ અસાધારણ પ્રસન્નતાનુ શું કારણ હતુ, તે અમે વાચકોને આગળ જણાવીશુ. અત્રે એટલુ જણાવીશું કે સબસુખરામને ત્હા અતિથિ તરીકે આવેલા આ પ્રવાસી સગમલાલજ અમારા ચરિત્ર નાયક વિશુદ્ધાનંદજીના ભાવી પિતા છે

સબસુખરામના પિતાને પાચ સતાન હતા. ચાર પુત્ર અને પાચમી એક કન્યા યમુનાબાઇ એમની માતાને ગુજરી ગયે ઘણાં વર્ષ થયા પણ એ ભાઇ બ્હેનમા અત્યત પ્રેમ હતો યમુનાને ભાઇઓ તરફનુ એટલું બધું સુખ હતુ કે એક પણ દિવસ માબાપને સભારવાની જરૂર પડતી નહિ. એ ચાર ભાઇઓમા સૌથી મ્હોટા સેવારામ હતા, પરન્તુ સબસુખરામ વધારે બુદ્ધિમાન હોવાથી ઘરસસારનો કારભાર એજ ચલાવતા હતા.

યમુના પાચ વર્ષની હતી ત્યારે ત્હેની સ્નેહમયી જનનીનુ મૃત્યુ થયું હતું મરતી વખતે એ પોતાના ચારે પુત્રોને પાસે બોલાવીને યમુનાની સુપરત કરી ગઇ હતી અને કહેતી ગઇ હતી કે જો જો મ્હારી યમુનાને જરા પણ દુખ દીધુ તો હું પરલોકમાથી ત્હમારી ખબર લઇશ માતાની આ અન્તિમ આજ્ઞાને માતૃભક્ત પુત્રો કદી વીસરી ગયા નહોતા ખાસ કરીને સબસુખરામને તો જ્યારે એમની નજર યમુના ઉપર પડતી, ત્યારે માતા સાંભરી આવતી અને મરણશય્યામાં સૂતેલી માતાનો એ અન્તિમ સ્વર

ત્હેમના હૃદયમા ગુંજી ઉઠતો કે જો જો મ્હારી યમુનાને દુ:ખ ન પડે, એવી વખતે સબસુખરામના નેત્રોમા ઝળઝળીઆ આવી જતા.

ભાઇ ગમે તેટલો દયાળુ અને ભગિનીવત્સલ હોય પણ ભાભી જો કરસ્વભાવની અને અદેખી હોય તો બધુ મિથ્યા છે ભાઇ અને ભાભી બન્ને દયાળુ હોય તો મ્હોટાં પુણ્યની વાત સ્હમજવી, સદ્દભાગ્યે યમુના એ બાબતમાં સુખી હતી, ત્હેની ભાભીનો ત્હેના ઉપર અત્યંત સ્નેહ હતો, યમુના ગોરી–શંકરનુ પૂજન કરવા સારૂ થોડીવાર એકાન્તમા બેસતી, એટલી વાર પણ ત્હેનો વિયોગ ભાભીને અસહ્ય થઇ પડતો

આ વખતે યમુના છેક બાળક નહોતી, દેશના રિવાજ મુજબ ત્હેની વય વિવાહયોગ્ય થઇ હતી કાન્યકુબ્જ જ્ઞાતિમા કુલીનનાનો રિવાજ એટલો બધો ચાલે છે, વરને એવી મ્હોટી પહેરામણી આપવી પડે છે કે કન્યાને માટે વર શોધી કહાડવાનું કામ ઘણુ અઘરૂ થઇ પડે છે, યમુનાના પ્રસંગમા એ વિશેષ અઘરૂ થઇ પડયુ હતુ, એક તો દેશમા એ વખતે સુલેહશાંતિ નહિ હોવાથી વરની શોધમા મુસાફરી કરવી એ મુશ્કેલ હતુ અને બીજુ એ કે યમુનાના ભાઇ સબસુખરામ ગમે તેવા બેવકૂફના સરદાર સાથે સ્હમજુ અને શાણી બ્હેનનો સબંધ બાધે એવા નહોતા, એતો યમુનાને ભણ્યો ગણ્યો, સદાચારી અને તંદુરસ્ત વર શોધી આપીને ત્હેના જીવનનુ સાર્થક્ય કરવાની મહત્વાકાક્ષા રાખતા હતા.

ઇશ્વરની ઘટના એવી થઇ કે જે સમયે સબસુખરામ બ્હેનને માટે યોગ્ય વર શોધવાની ચિન્તામા ગ્રસ્ત હતા, તેજ વખતે ત્હેમની જ જ્ઞાતિના યોગ્ય યુવક સંગમલાલ ત્હેમને ત્યા આવીને મેમાન થયા

સબસુખરામ વીર પુરૂષ હતા. ઘોડેસ્વાર થવામા અને અસ્ત્ર ચલાવવામા ઘણા નિપુણ હતા, તથા વ્યવહારના કામકાજમા પણ અતિ કુશળ હતા એજ ગુણોને લીધે ત્હેમને કલ્યાણીમા કિલ્લેદારની નોકરી મળી હતી. એ વખતમા એકલી પુસ્તકોની વિદ્યાથી કામ ચાલતું નહિ. શસ્ત્રવિદ્યામાં જે મનુષ્ય મૂર્ખ હોય ત્હેને લોકો નકમો ગણતા. એ સમયમા વીરતાનો આદર હતો. સબસુખરામને જ્હારે ખબર પડી કે ત્હેમને ત્યા ઉતરેલો અતિથિ સંગમલાલ હથિયાર ચલાવવામા પણ હોશિયાર છે, તથા ધર્મે શૈવ અને ન્યાતે કાન્યકુબ્જ બ્રાહ્મણ છે, ત્હારે તેમના હર્ષનો પાર રહ્યો નહિ. વળી વધારે તપાસ કરતા ત્હેમને જણાયુ કે એ યુવક કુંવારો પણ છે અને ગુણમા પણ યમુનાને લાયક છે. આટલુ છતા પણ બુદ્ધિમાન સબસુખરામે પોતાનો મનોભાવ એકદમ પ્રગટ કરી દીધો નહિ એમણે ગુપ્ત રીતે સંગમલાલના કુળ તથા ગોત્ર વગેરેની તપાસ કરવાનો આરંભ કર્યો.

સંગમલાલને સબસુખરામને ત્યાં રહેતાં એક વર્ષ થઈ ચુક્યું. એ સર્વ પ્રકારે એ કુટુંબના માણસો સાથે હળી ગયા અને અતિથિ મટીને કુટુંબના એક માણસની પેઠેજ રહેવા લાગ્યા, આટલા વખતમા સબસુખરામે એમની પરીક્ષા પણ લીધી, વિશ્વાસુ મિત્રો મારફતે તેમની એ પણ ખાત્રી થઈ ગઇ કે અતિથિનું કુળ તેમજ ગોત્ર નિષ્કલંક અને ઉચ્ચ છે, ઘણા સમય સુધી સાથે રહેવાથી એ પણ ખાત્રી થઈ ગઇ કે સગમલાલ યમુનાના જેવાજ સુંદર છે, એટલુજ નહિ પણ સરળતા, દયા ધીરતા આદિ સદ્ગુણોમાં પણ તેની સમાન છે, ધીમે ધીમે તેમણે પોતાની મનોવાછના સગમલાલને જણાવી દીધી, અને સગમલાલે હર્ષપૂર્વક પોતાની સમતી દર્શાવી

શકાબ્દ ૧૭૧૯ માં શ્રીયુત સગમલાલ સાથે શ્રીમતી યમુના દેવીનું શુભ લગ્ન થઇ ગયું, શચી ઈન્દ્રને, લક્ષ્મી વિષ્ણુને, ઉમા મહેશ્વરને, અરૂન્ધતી વસિષ્ઠને અને સાવિત્રી સત્યવાનને પામીને જેટલી પ્રસન્ન થઇ હતી, તેટલીજ પ્રસન્ન યમુના સગમલાલને પોતાના પ્રાણપતિ બનાવીને થઇ એણે પોતાના ભાગ્યને એ હજારો વાર ધન્યવાદ આપ્યો

સગમલાલ અને યમુનાનુ આ લગ્ન મણિકાચનની સમાન એક બીજાની શોભા વધારનારૂ નીવડયુ, યમુનાના ભાઇભોજાઇ આ વિવાહ કરી આપીને કૃતાર્થ થયા ત્હેમને લાગ્યુ કે પોતાનુ એક મ્હોટુ કર્તવ્ય એમણે પૂરૂં કર્યું છે અને સ્વર્ગસ્થ માતૃદેવી એ શુભ કર્તવ્ય માટે ત્હેમને આશીર્વાદ આપી રહી છે,

સગમલાલ અને યમુનાને આ લગ્નથી જે આનદ થયો તેનું વર્ણન થઇ શકે એમ નથી

૨.

ઉપર અમે જણાવી ગયા છીએ કે યમુનાદેવી ઉપર ભાઇ ભોજાઇ બધા પ્રેમ રાખતા હતા, પરન્તુ ત્હેનો બધો યશ ભાઇ ભોજાઇનેજ ન આપવો જોઇએ, યમુનાનો સરળ સ્વભાવ પણ એનું મુખ્ય કારણ હતું. એ પોતાના સરળ અને સ્નેહાળ સ્વભાવને લીધે કેવળ કુટુમ્બીઓની જ પ્રીતિપાત્ર થઇ નહોતી, પણ આડોશપાડોશની સ્ત્રીઓને પણ ત્હેણે પોતાના સુશીલ સ્વભાવથી મોહિત કરી નાખી હતી. એ સ્ત્રીઓ દેવીની માફક એનો આદર કરતી અને ત્હેની સારી ચાલચલણ ઉપરથી અનેક શિખામણો ગ્રહણ કરતી,

યમુના પણ પાડોશણોના બાળકોને પ્યારથી રમાડતી, રડતાઓને હસાવતી, ભૂખ્યાઓને ભોજન આપતી અને દુઃખીઓની દયા ખાતી હતી.

જો કે ક્રોધનું તો ત્હેના સ્વભાવમાં જરા પણ સ્થાન નહોતું, તોપણ નિંદિત આચરણને એ સહન કરી શકતી નહિ. માતાના એ ઉત્તમ ગુણોની અસર એમના સંતાન ઉપર કેવી થઇ હતી તે આગળ ઉપર જણાવવામાં આવશે.

વિવાહ કર્યા પછી, પહેલેજ વર્ષે યમુના દેવીને પુત્ર જન્મ્યો, સંગમલાલના આનંદનો પાર રહ્યો નહિ. સબસુખરામને 'મામા' કહેવરાવવાની ઘણી હોંશ હતી તે પણ આજે પૂરી પડી, તેથી ત્હેમણે એ બાળકના જન્મોત્સવ નિમિત્તે ગાનતાન અને નાચના જલસા કરાવવા માંડ્યા. સૂતકાગૃહમાં યમુનાએ પણ મનમાં ને મનમાંજ આનંદ માન્યો, પણ હાય! બે ચાર દિવસનું ટુંકું આયુષ્ય ભોગવીને એ બાળક પરલોકમાં ચાલ્યો ગયો. બધો આનંદ ધુળમાં મળી ગયો. બીજે વર્ષે યમુનાને પાછો પુત્ર સાંપડ્યો. પાછો એજ પ્રકારે આનંદોત્સવ થયો, અને એજ પ્રમાણે થોડાજ દિવસમાં તે બાળકનું પણ મૃત્યુ થવાથી કુટુંબમાં શોક છવાઇ રહ્યો. સંગમલાલે પુત્રદ્વારા પિતૃઋણ ચુકવવાની આશા રાખી હતી, પણ પુત્રોના લાગલાગટ મૃત્યુથી એ આશા વૃથા જણાવા લાગી. વળી યમુનાના ચારે ભાઇઓમાંથી કોઇને પણ એ વખત સુધી સંતાન થયું નહોતું એટલે ભાણેજ ઉપર ત્હેમને ઘણી આશા હતી. ભાણેજને રમાડીનેજ તેઓ પુત્રસુખ અનુભવતા હતા, પરન્તુ આ બનાવથી એમને શંકા રહેવા લાગી કે રખે અમારે ત્હાં દીકરીએ પણ દીવો નહિ રહે.

બે વાર પ્રસવવેદના સહ્યા છતાં પણ પુત્રને પૂરો રમાડી પણ ન શકી, એ વિચારથી બિચારી યમુના પણ મનમાં ને મનમાં દુખી થયા કરતી હતી, પણ મુરબ્બીઓની શરમને લીધે ત્હેનાથી એક અક્ષર પણ બોલી શકાતો નહિ. એણે બીજી સ્ત્રીઓએ સૂચવેલા ટુચકાઓ અને જંતરમંતર ઉપર જરા પણ વિશ્વાસ કર્યો નહિ અને શાન્તિથી દુઃખ સહન કરીને, પહેલાંની પેઠેજ શ્રદ્ધા અને ભક્તિપૂર્વક શંકરપાર્વતીનું ભજન અને પૂજન કરતી રહી.

એક વાર યમુના પૂજા કરી રહી હતી એવામાં એની ભાભીએ આવીને કહ્યું "યમુના! આ પૂજા પાઠથી કાંઇ નહિ વળે! આપણા તો બધા દેવતા મરી પરવાર્યા!" ભાભીના આ શબ્દો સાંખી ન શકાયાથી યમુના બોલી ઉઠીઃ 'ખબરદાર! દેવતાની નિંદા ન કરશો. એ જે કાંઇ કરે છે તે આપણા કલ્યાણની ખાતર જ કરે છે. અમે એવું તે શું પુણ્ય કર્યું છે કે એટલો બધો અહંકાર રાખીએ? લોકો દેવતાને દોષ તો દે છે,

પણ ત્હેમની સેવા જરા પણ કરતા નથી, ઉંડા વિચાર કર્યાથી માલૂમ પડશે કે દેવતા મરી પરવાર્યા, આથી પણ જડબુદ્ધિના મનુષ્યો એમને ભૂલી ગયા છે.

યમુનાની ભાભી ત્હેના આ ઉત્તરથી સતુષ્ટ થઇ, પરન્તુ યમુનાને ઘણો ખેદ થયો કે પોતાને લીધે ઇષ્ટદેવની સગાઓ દ્વારા નિંદા થઇ. પરન્તુ એના હાથમા શુ હતું? એ તો અચળ શ્રદ્ધાથી ગૌરી–શકરની આરાધના કરતી રહી અને ત્હેમની આગળ પોતાનું હૈયુ ખાલી કરવા લાગી, આ આરાધના યમુના એકલી કરતી નહોતી, ઘણું ખરૂં ત્હેના પતિ સગમલાલ પણ ત્હેની સાથે ગૌરી–શકરની આરાધનામા શામીલ થતા

ઇશ્વરકૃપાએ યમુનાએ ત્રીજી વાર ગર્ભ ધારણ કર્યો અને ફરીથી બધાના ચિત્તમાં આશાનો સચાર થયો આ વખતે આશા નિષ્ફળ ગઇ નહિ આ વખતે યમુના દેવીના ભાઇઓએ વિચાર કર્યો કે બાળકો ન્હાની ઉમરમાજ મરી જાય છે માટે આ વખતે ત્હેના જન્મ પ્રસગે કાઇ ઉત્સવ નહિ કરતા એ જરા મ્હોટો થશે એટલે ધામધુમ સાથે જલસો કરીશુ, પરન્તુ એ પામર પ્રાણીઓને ક્યા ખબર હતી કે યમુનાનો ત્રીજો બાળક એક એવે દિને જન્મ ધારણ કરશે કે જ્હારે ભારત વર્ષના બધા હિન્દુ કુટુબોમા જન્મોત્સવનો આનદ મનાવા તો હશે

જે દિવસે ભારતભૂમિનો આર્તનાદ સાભળીને સનાતનધર્મના રક્ષણ સારૂ પુરાણ પુરૂષોત્તમે અવતાર લીધો હતો, જે દિવસે ભારતવર્ષના શોચનીય ગોવાળો અને અનાથ બ્રાહ્મણોને અપાર હર્ષ થયો હતો, જે દિવસે ઘણા સમયથી બુઝાઇ ગયેલો યજ્ઞોનો અગ્નિ ફરીથી પ્રજ્વલિત થયો હતો અને જે દિવસે નિરપરાધી વસુદેવની બેડી પોનાની મેળે તુટી ગઇ હતી, તેજ હિન્દુઓના ચિરસ્મરણીય દિવસે યમુના દેવીના ગર્ભમાથી એક મહાપુરૂષનો જન્મ થયો જેણે ભવિષ્યમા સ્વામી વિશુદ્ધાનદ તરીકે પ્રસિદ્ધિ મેળવી.

સન ૧૭૨૭ શકાબ્દમા જન્માષ્ટમીને દિને બરાબર અર્ધ રાત્રીને સમયે ચન્દ્રમા પોતાના ઉદયથી પૂર્વ દિશાની શોભા વધારી રહ્યો હતો, તે સમયે દક્ષિણ દિશામા આપણા ચરિત્ર નાયકરૂપી વિશુદ્ધચન્દ્રનો ઉદય થયો હતો, એ દિવસે એકલા કલ્યાણી ગામમા જ નહિ પરન્તુ ભારત વર્ષમા સર્વત્ર આનદોત્સવ થઇ રહ્યો હતો જો કે એ સમયમા ભારતના હિન્દુ રાજા મહારાજાઓ યુદ્ધ વિગ્રહમા રોકાયેલા હતા તો પણ જન્માષ્ટમીના ઉત્સવમા કોઇ પણ પ્રકારની ન્યૂનતા આવી નહોતી

સબસુખરામે જોયુ કે બાળક એવા સમયમા ઉત્પન્ન થયો છે કે જે વખતે પોતાની મેળે જ બધા લોકો ઉત્સવ કરી રહ્યા છે, ત્હારે ત્હેમણે

પણ પોતાનો પૂર્વ સંકલ્પ છોડી દઈને ખુબ ધામધુમથી જન્મોત્સવ કર્યો અને મનમા નિશ્ચય કર્યો કે આ બાળક અવશ્ય હોનહાર છે એમનું એ અનુમાન સાચુ નીવડયુ એ આગળ ઉપર જણાઈ આવશે.

બાળકના જાતકર્માદિ સસ્કાર યથાવિધિ કરવામા આવ્યા અને માતા પિતાએ ત્હેનુ નામ બસીધર પાડયુ, સ્વામી વિશુદ્ધાનંદજીએ આ સસાર્માં આવીને પ્રથમ બસીધર નામ ધારણ કર્યું.

જ્યારે એક વર્ષના થયા ત્યારે બધાને આશા બધાઈ કે હવે આ બાળક જરૂર જીવશે પણ એટલામાજ એક ભયકર રોગ એમને લાગુ પડયો, જ્હેને લીધે ત્હેમના જીવન માટે સદેહ પડયો એ તાણુના રોગથી એકદમ પીડાવા લાગ્યા. બાલ્યાવસ્થામા એ ઘણા સુંદર હતા. પ્રશસ્ત લલાટ, દીર્ઘ નેત્ર અને સુદર મુખ જે કોઈ જોતું તે એ બાળકને ફરીથી જોવા અને રમાડવાની ઇચ્છા કરતું કોઈ એમને જોતુ તો એ બહુ હસતા હતા, એ એક દિવસ એવા હસ્યા કે એમાથી તાણુનો રોગ ઉત્પન્ન થઇ ગયો, ક્યહા એક વર્ષનુ બાળક અને ક્યહા એ ભયકર રોગ! અનેક ઉપાય કરવામા આવ્યા પણ રોગ મટયો નહિ

એક દિવસ કલ્યાણી નગરીમા એક પતિવ્રતા ક્ષત્રી રમણી પોતાના પતિની સાથે સતી થતી હતી (એ વખતે સતી થવાનો રિવાજ પ્રચલિત હતો) ત્હેનો પતિ યુદ્ધમાં માર્યો ગયો હતો, સમરક્ષેત્રમાથી એનુ સબ જ્યહારે કલ્યાણીમાં આવી પહોચ્યુ ત્યારે એ પતિવ્રતાએ સતી થવાની ઇચ્છા પ્રકટ કરી ત્હેને એક બાર વર્ષનો છોકરો પણ જીવતો હતો. કલ્યાણીના વૃદ્ધ અને શાણા મનુષ્યોએ ત્હેને ઘણુંએ સ્હમજાવી કે, તુ સતી ન થા, ત્હારા વગર આ પુત્રની સભાળ કોણ લેશે? વગેરે ઘણું કહ્યું: પણ ત્હેણે કોઇના ઉપદેશ ઉપર ધ્યાન આપ્યુ નહિ, આખરે કલ્યાણીના વૃદ્ધ નવાબ મોહનાશાહે જાતે સામ, દામ, ભેદ, દડથી એને સ્હમજાવી પણ ત્હેના દૃઢ નિશ્ચય આગળ કાંઇ નહિ વળવાથી લાચાર થઇને બધાએ ત્હેને સતી થવાની રજા આપી. નગરની બહાર એક મ્હોટા મેદાનમા ચિતા ખડકવામા આવી, હજારો સ્ત્રીપુરૂષો હાથમા ફળ તથા પુષ્પ લઈ સતીની આસપાસ વીંટળાઈને ઉભા રહ્યાં. પતિવ્રતા સ્ત્રીની સ્વર્ગયાત્રા જોવાને ગામડાના લોકો દોડતા દોડતા આ આવી રહ્યા હતા એવે સમયે યમુનાદેવીની ભાભીએ ત્હેને કહ્યુ "જ્હેના બાળક જીવતા ન હોય એવી સ્ત્રી જો સતીની ચિતા ઉપર પોતાના બાળકને ફેરવી આવે તો સતીના આશીર્વાદથી એ દીર્ઘાયુષી થાય છે, આજ આપણા ગામમા એક પતિવ્રતા

સ્ત્રી સતી થાય છે, ત્હમે પણ બંસીધરને સાથે લઇને મ્હારી સાથે આવો” ભોજાઇની સૂચનાથી પ્રસન્ન થઇને યમુના બાળક પુત્રને લઇને સતીની ચિતા આગળ જઇ પહોંચી, ત્હાં આગળ બીજી પણ અનેક સ્ત્રીઓ પોતાના બાળકોને સતીનો આશીર્વાદ અપાવવા આવી હતી.

યથાસમયે સહમરણ પદ્ધતિ પ્રમાણે પ્રાણપતિના શબને ખોળામાં રાખીને એ પતિવ્રતા વિધિપૂર્વક ચિતા ઉપર બેસી ગઈ. તેના કઠોર કર્તવ્ય પરાયણ પુત્રે સળગતી અગ્નિની ઝાળથી મરણ પામેલા વીર પિતા અને જીવતી વીરમાતાનો અગ્નિસંસ્કાર કર્યો. લોકો જયજયકાર કરવા લાગ્યા અને શંખ, ઘડીઆળ આદિ વાજાં વાગવા માંડયાં. પત્ર, ફળ, પુષ્પો આદિથી લોકો પતિવ્રતાનું પૂજન કરવા લાગ્યા.

જે સ્ત્રીઓ બાળકોના દીર્ઘાયુષ્યની કામનાથી તેમને ચિતા ઉપર ફેરવી લાવવા ઉભી હતી તેઓ હવે ઘણી ઉતાવળથી એ કામ કરવા લાગી. યમુના દેવીએ ઘણીએવાર બંસીધરને ચિતા ઉપર ફેરવવાનો વિચાર કર્યો પણ શરમને લીધે તેનાથી એ કામ થયું નહિ, તેની મુખમુદ્રા ઉપરથી પતિવ્રતા તેની ઇચ્છા સમજી ગઇ, તેણે પાસે ઉભેલી યમુનાના હાથમાંથી બંસીધરને લઈ લીધો અને હૃદય સરસો ચાંપીને દીર્ઘાયુષી થવાનો આશીર્વાદ આપ્યો, દંતકથા એવી પણ છે કે એ સતીએ એવું પણ કહ્યું હતું કે, ‘ આ બાળક વિખ્યાત સન્યાસી થશે. ’

પતિવ્રતા સતીના આ કાર્યથી લોકો ઘણા આશ્ચર્ય પામ્યા. કારણ કે પોતાના સગા સંબંધી સર્વેના સ્નેહનો મોહ છોડીને સળગતી ચિતા ઉપર બેઠેલી પતિવ્રતા, એક બાળક ઉપર આવી વિશેષ કૃપા બતાવે એ ખાસ અસાધારણ વાત હતી.

જોતજોતામાં અગ્નિ જોરથી સળગી ઉઠયો લોકો ચિતાથી દૂર ન્હાસી ગયા, પતિવ્રતા હસતી હસતી પતીલોકમાં ચાલી ગઇ. માબાપનો અગ્નિ સંસ્કાર કરીને તેનો પુત્ર પણ ભીડની સાથે ઘેર વિદાય થયો એ દિવસે કલ્યાણી ગામમાં ઘેરઘેર એજ વિષયની ચર્ચા થઇ લોકો સતીના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા.

યમુનાદેવીના હૃદય ઉપર પણ સતી દર્શનની ઘણી ઉંડી અસર થઈ.

૩.

સ્વામી વિશુદ્ધાનંદજીના બાલ્યજીવનની અનેક અલૌકિક ઘટનાઓ પ્રચલીત છે, પણ તેમનો અત્રે ઉલ્લેખ ન કરતા, તેમની બાલ્યાવસ્થાની એક અતિ પ્રચલિત અને વિદ્વાનો દ્વારા વિશ્વાસ પાત્ર ગણાતી ઘટનાનો જ

ઉલ્લેખ કરીશું, એનો ઉપર વિશ્વાસ રાખવો ન રાખવો એ અમે વાચકોની મુનસફી ઉપર છોડીએ છીએ

ઉપર જણાવી ગયા છીએ કે સ્વામીજી એક વર્ષના હતા ત્યારથી જ એમને તાણનો રોગ લાગુ પડ્યો હતો. એ રોગને લીધે તેમનાં માતપિતા મામા આદિ સંબંધીઓ અને સ્નેહીઓ ઘણા જ દીલગીર રહેતા ઘણા પ્રકારના ઉપાય કર્યા છતા પણ રોગ મટ્યો નહી, ત્યારે એમને નિશ્ચય થઇ ગયો કે આ બાળકનું જીવવુ મુશ્કેલ છે, બે ચાર માસમા જ એ કાળનો ભોગ થઇ પડશે. પરંતુ જે દીવસે ચિત્તા ઉપર બેઠેલી સતીએ તેમને આશીર્વાદ આપ્યો હતો એજ દિવસથી એમની માતા યમુના દેવીની આશા સજીવન થઇ, એક તો પુરૂષો કરતા સ્ત્રીઓમાં સ્વભાવથી જ ધર્મ, પ્રેમ અને શ્રદ્ધા વિશેષ હોય છે, તેમા વળી યમુનાનો ધર્માનુરાગ બીજી સ્ત્રીઓ કરતાં પણ વિશેષ દૃઢ હતો. એ સાધારણ સ્ત્રીઓની પેઠે ગમે તે ધતીંગને અંધ વિશ્વાસથી માની લેતી નહી, પરંતુ આગળ પાછળ તપાસ કરીને વિચાર પૂર્વક કામ કરતી. વિચાર કરવાથી એને એવુ લાગ્યુ હતુ કે ' જે સ્ત્રી ધર્મપાલનની ખાતર સંસારના બધા સુખનુ અને છેવટે પ્રાણસુદ્ધાતનું બલીદાન આપી શકે છે, તે પતીવ્રતાનુ વચન કદી મીથ્યા નહી નીવડે ' એ દીવસથી તેનો પતિવ્રત ધર્મ પણ ઉત્તેજિત થવા લાગ્યો અને પુત્રના રોગની ચિંતા કરવાને બદલે સ્વામીની સેવા શુશ્રૂષા કરવામાં વધારે તલ્લીન થઇ ગઇ, એ સતીના દર્શન કર્યા પછી એની ખાત્રી થઇ ગઇ કે પતીસેવા એજ સઘળા મનોરથની સિદ્ધિનું દ્વાર છે.

બીજી તરફ સ્વામીના રોગની દશા એવી હતી કે, દવા કર્યાથી થોડા દીવસ તો રોગ શમી જતો, પણ પાછો એવા જોરથી ઉથલો ખાતો કે જેથી સ્વામીના દેહને અને સગાસંબંધીઓના ચિત્તને ઘણુંજ કષ્ટ પહોંચતુ તેમના મામા સજ્જસુખરામજી રોજ નવા નવા ઉપાય કરતા પણ કાંઇ વળતુ નહી. એ પ્રમાણે તાણનો રોગ સહન કરતા કરતા બંસીધર ત્રણ વર્ષના થયા, માતાને આશા બંધાઇ કે હવે પુત્ર બોલવા માંડશે, મીઠી મીઠી વાતો સંભળાવશે, સૌથી પહેલા ' મામા ' ' કાકા ' ના મધુર શબ્દો સંભળાવશે, વગેરે, ભગવાનની દયાથી માતાની એ ઇચ્છા શીઘ્ર પૂરી થઇ. ત્રણ વર્ષના રોગગ્રસ્ત બાળકે એક દીવસ અકસ્માત્ પોતાના ક્ષીણ કંઠમાંથી અવાજ કહાડીને બધાને આનંદિત કરી દીધાં, પરંતુ સૌથી પહેલા જે શબ્દો તેના મોંમાંથી નીકળેલા તે સાંભળવાની માબાપની ઇચ્છા હતી તે શબ્દો ઉચ્ચાર્યા તેથી સર્વેનું આશ્ચર્ય ઘણું વધી ગયું.

બાળક બસીધરે પ્રથમ વૃદ્ધ પુરૂષની પેઠે બધાની સન્મુખ ફરીને પૂછ્યુ "મ્હારી ચોપડી ક્યા છે !" એ વખતે ઘરમાં ઘણાં સ્ત્રી પુરૂષો હાજર હતા, બાળકની આ વાણીથી બધાં ચમકી ઉઠયા, કોઇ તેના તરફ ટગર ટગર જોઈ રહ્યુ, તો કોઇ બાળકની મશ્કરી કરવા લાગ્યુ. કોઇના મનમા ભૂતનો વહેમ ભરાયો, તો કોઇને એવી શકા થઇ કે આ બાળક ઉપર કોઇએ જંતર મતર કર્યું તે, બધાને મનથી આ એક તમાશો થઇ પડયો સૌ પોતપોતાનુ ગાવા લાગ્યુ, બુદ્ધિમાન સબસુખરામ એક પુસ્તક લઇ આવીને બોલ્યા 'આ લે તારી ચોપડી,' બાળકે એક વાર સ્થિર દૃષ્ટિથી પુસ્તકની તરફ જોઇને ચીડાઇ જઇને મામાને કહ્યુ "મારી ચોપડી ક્યાં છે ?" એ દીવસે તો બાળકની આ ચેષ્ટાથી બધાને આનદ થયો પણ બીજે દીવસે તેણે એની એ હઠ પકડી, ત્યારે ઘરનાં માણસોને લાગ્યુ કે, બસીધરને આ વળી નવો રોગ લાગુ પડયો

બસીધરની આ હઠની વાત આખા ગામમા પ્રસરી ગઇ. બધા મરજીમાં આવે તેમ અનુમાન બાંધવા લાગ્યા, હવે તો બસીધર ખાતાંપીતાં. હસતા રમતા, સર્વદા એજ પૂછ્યા કરતા કે "મારી ચોપડી ક્યાં છે ?" સબસુખરામે એ હઠ છોડાવવાને જેટલા પ્રયત્ન કર્યા તેટલા બધા નીષ્ફળ નીવડ્યા. બસીધરનો તાણનો રોગ પણ ન મટયો અને 'મારી ચોપડી ક્યા ?' એ પુછવાની તેમની જક્ક પણ ઓછી થઈ નહી.

એક દીવસ સબસુખરામ બાળક બસીધરની જ ચિંતા કરતા કરતા એકલા પોતાના ઓરડામા બેઠા હતા એવામા દૈવયોગે બસીધર ત્યા જઇ ઉભો મામાના મોમાથી 'બસી ક્યારે સાજો થશે, એવા સહસા નીકળી પડેલા ઉદ્ગારોનો ઉત્તર બસીએ આપ્યો "આપ ચાહશો ત્યારે."

સબસુખરામે પ્રસન્નતાથી કહ્યુ "હુ તો હમણા જ ચાહુ છુ.

બસીધર—તો કહો કે મારી ચોપડી ક્યાં છે ?

સબસુખરામ—તારી ચોપડીને ચુલામા નાખ. તુ એ કહે કે તારો આ રોગ ક્યારે મટશે ?

બંસી—એ ચોપડીને જોયા પછી.

સબસુખ—કઇ ચોપડી ?

બસી—મ્હારી,

સબસુખ—મ્હને શી ખબર કે તારી ચોપડી ક્યાં છે ? તુંજ બતાવ કે એ ક્યાં આગળ મળશે ?

બસી —પર્ણકુટીમા

સમસુખ૦—કોની પર્ણકુટીમા ?

એનો કાંઇ ઉત્તર નહી મળવાથી સમસુખરામે ફરીથી પૂછ્યુ કે એ કુટીર ક્યા છે ? '—થોડીવાર પછી બાળકે ઉત્તર આપ્યો 'શોધી કહાડો '

કૌતુકપ્રિય સમસુખરામે બીજા પણ અનેક પ્રશ્ન કર્યા પણ તેનો ઉત્તર મળ્યો નહી, ઘણો આગ્રહ કર્યો ત્યારે તેણે રોવા માંડ્યુ

એ દીવસથી સમસુખરામની ખાત્રી થઇ ગઇ કે આ બાળક કોઇ યોગભ્રષ્ટ યોગીરાજ છે, કેમકે એની વાતો નાદાન બાળકના જેવી નથી પણ વૃદ્ધ પુરૂષના જેવી છે, એની કુટીર અને પુસ્તકની વાતમા જરૂર કાંઇ ગુપ્ત ભેદ છે પણ એ કુટીર અને પુસ્તક ક્યાં આગળ હશે ? એ વિચારમાં ને વિચારમા એમણે પોતાના ઘરનુ માળીયુ પણ તપાસી નાખ્યુ, પરંતુ પુસ્તકનો કાંઇ પત્તો લાગ્યો નહી, અને તેમની ચિન્તા વધવા લાગી

કલ્યાણી ગામની ઉત્તર દીશામા દસ અગીઆર ગાઉ ઉપર "ઔરત" નામનુ ગામ છે ત્યાં કીર્ણા અને મજીરી નામની બે નદીઓનો સગમ થાય છે. વૈશાખ માસમા સગમમા સ્નાન કરવા સારૂ દૂર દેશાવરથી જાત્રાળુઓ ત્યા એકઠા થાય છે, વસતઋતુમા ત્યાનો દેખાવ જોવા લાયક થાય છે,

આ વર્ષે સમસુખરામ પણ કુટુબની સાથે સગમમા સ્નાન કરવા ગયા, સ્નાન વગેરે કરીને તેમણે માનતા માની કે બસીધર સાજો થશે તો પાછા આવતે વર્ષે અમે બધા અત્ર સ્નાન કરવા આવીશુ.

એ સ્થાનમા એક ઘણા પ્રતિષ્ઠિત મહાત્મા યોગીનો આશ્રમ હતો, તેમના દર્શન સારૂ દૂર દૂરથી લોકો આવતા હતા, લોકો એમને યોગાશ્રમના યોગી, નામથી ઓળખતા હતા

સમસુખરામ પણ સાધુઓના ભક્ત હોવાથી એમના દર્શનાર્થે જવા નીકળ્યા મામાને જતા જોઇ બાળક બસીધરે પણ મહાત્માના આશ્રમમા જવાની હઠ પકડી અને ત્યા ગયા ત્યારે જ રહ્યા

આશ્રમમા જતાવારજ એ કાંઇ વિચારવા લગ્યો અને માણસ જેમ કોઇ ભૂલી ગએલી વાતને સભારી કહાડતો હોય તેવી રીતની ચેષ્ટા કરવા લાગ્યો, કદી તો એ સજળ દૃષ્ટિથી આશ્રમમા ચારે તરફ જોતો અને કદી યોગીરાજના સરળ અને તેજસ્વી મુખનુ અવલોકન કરતો અને કદી બને આંખો મીંચી દઇને યોગી પુરૂષની પેઠે ધ્યાન ધરવા બેસી જતો, તથા થોડીવાર પછી ગભરાઇને ધ્રુજવા લાગતો, તેની આવી બાળલીલાઓ થઇ રહ્યા પછી તેણે મામાને કહ્યુ " મ્હારા રોગને મટાડનારી ચોપડી આ કુટીરમા છે. એ ચોપડી જોવાથી મ્હારો રોગ એકદમ મટી જશે "

મામા સબસુખરામે, મઠના અધિકારી દયાળુ યોગીરાજની રજા લઇને એક નોકરને મઠની ઉપરની મઢુલીમા મોકલ્યો અને કહ્યુ કે ઉપર કોઇ પુસ્તક જડે તો શોધી લઇ આવો.

થોડીવાર પછી એ મનુષ્ય મઢુલી ઉપરથી નીચે ઉતર્યો અને ફાટેલા જુના ભગવા વસ્ત્રમા બાધેલુ એક પુસ્તક બધાની સમક્ષ રજુ કર્યું, સબસુખરામના આશ્ચર્યનો પાર રહ્યો નહી, એ પુસ્તકને જોતા વારજ બાળક બસીધરની આખમાથી આસુના બે ચાર ટીપા પડયા. થોડીવાર સુધી એ પુસ્તક સામુ એકી ટશે જોઈ રહ્યા પછી તેમણે મામાને કહ્યુ " મામાજી આજથી મારો રોગ અને આપની ચિન્તા એકદમ દૂર થઇ ગયાં. "

આશ્રમના વિદ્વાન યોગી જે અત્યાર સુધી આ બનાવને બાળવિનોદ ગણીને બે પરવાઇથી ચુપચાપ જોઇ રહ્યા હતા, તે હવે પુસ્તકને ઓળખ્યા પછી બાળકનો સઘળો વૃત્તાત સબસુખરામને પૂછવા લાગ્યા

બાળકની અદ્‌ભૂત વાર્તા સાભળ્યા પછી યોગીરાજે ત્હેના મામાને કહ્યુ " આજ ત્હમે જે કાઇ જોયુ છે તેથી આપને જેટલુ આશ્ચર્ય ઉપજે છે તેટલુજ મ્હને પણ ઉપજે છે હવે હું આ આશ્ચર્યકારી ઘટનાનુ મૂળ વૃત્તાત ત્હમને સભળાવુ છુ તે સાભળ્યા પછી ત્હમારૂ આશ્ચર્ય ઉલટુ વધશે. આ પવિત્ર યોગાશ્રમના સ્વામી જ્હેમની ગાદીની સેવા આજકાલ હું કરી રહો છુ તે મ્હારા ગુરૂદેવ ઘણા પુણ્યાત્મા સાધુ હતા ત્હેમના તપનો પ્રભાવ સર્વ કોઇને જાણીતો છે ત્રણ વર્ષ કરતા થોડાક અધિક સમય ઉપર ત્હેમણે પાર્થિવ શરીરનો ત્યાગ કરીને આ યોગાશ્રમ સાથેનો સબધ દૂર કર્યો છે

શરીર ત્યાગ કરતા અગાઉ થોડાક વખત પૂર્વે ગુરૂદેવે મ્હને પોતાની પાસે બોલાવીને કહ્યુ હતુ કે, " ઉપર મઢુલીમા મ્હારૂ ગીતાનુ પુસ્તક રાખ્યુ છે તે લઇ આવ એટલે મ્હારૂં બધુ દુખ મટી જશે. એ પુસ્તકને એકવાર મ્હારી પાસે લાવો એમાજ મ્હારૂ સર્વસ્વ છે સસારમાથી પાર ઉતરવાનો ઉપાય એમા જ છે.

ગુરૂદેવની આજ્ઞાનુસાર અમે આખા મઠમા શોધી વળ્યા, પણ પુસ્તકનો પત્તો ન ખાધો તેમણે તત્કાળ બતાવેના સંકેતને અમે સમજી શકયા નહીં, જ્યારે પુસ્તક ન જડયુ ત્યારે અમે ગુરુદેવની પાસે આવીને કહ્યું કે —" અમે આખો મઠ શોધી વળ્યા પણ પુસ્તક કયાં મળ્યુ નહિ. " આ સાંભળી ગુરુના મુખપર ગ્લાનિ છવાઇ ગઇ. અને દીર્ઘશ્વાસ લેવા મડયા કઠ શુષ્ક થઇ ગયો અને થોડીવારમાંજ હમેશાને માટે નેત્ર બધ

કરી દીધાં, નશ્વર શરીર નષ્ટ થયુ, પરતુ શરીર ત્યાગ કરતી વખતે તેમણે જે છેલ્લા શબ્દો કહ્યા હતા, તેને હુ હજુ પણ ભૂલી ગયો નથી. કદી ભૂલીશ કે કેમ તે પણ કહી શકુ તેમ નથી. તેમનું છેલ્લુ વાક્ય એ હતું કે, "હા ! પુસ્તક !"

આજે તમારા આ મહાપુરુષ બાળકમા અપ્રાપ્ત પુસ્તકમાના દઢ સસ્કારને જોઇને મારો નિશ્ચય થયો છે કે, અમારા મહાત્મા ગુરુદેવના એજ પવિત્ર આત્માએ આ શરીર સાથે સબધ જોડ્યો છે પૂર્વજન્મે આજ મહાપુરુષ અમારા આ મઠના સ્વામી હતા. તેમા કાંઇપણુ શકા નથી "અતે મતી સો ગતી" આ વાત કેવળ લોકોમાજ પ્રસિદ્ધ છે, એટલુજ નહિ પરતુ શાસ્ત્રકારોનો પણ સિદ્ધાંત છે કે, અતકાળ વખતે જે પુરૂષ જે વિષયનુ સ્મરણ કરે છે, તેના દઢ સસ્કાર તદનુરુપ જન્મના કારણરૂપ છે. જેના ચિતનમા તે પ્રાણ ત્યાગ કરે છે, તે વિષય તેને બીજા જન્મમાં મળ્યા વગર રહેતોજ નથી.

ઠીક, આપનુ કલ્યાણ થાવ. યતિરાજના મનોરથો સિદ્ધ થાવ, તેમનો લાબા વખતનો રોગ નષ્ટ થયો, પણ હવે અમારો રોગ દુર થાય છે કે કેમ તે જોઇએ છીએ ! હવે આ વિષયમા શોક, કરવા જેવુ નથી જાવ, તેમને ઘેર લઇ જાવ. પરતુ યાદ રાખજે કે, "અતે આ બાળક પોતાના પરમપ્રિય યતિન્દ્ર પથનુ અનુસરણ કરશેજ "

યોગીનુ આ વાક્ય સાભળીને સર્વ લોક ખુશી થયા માત્ર તેમની માતાને એ જાણી દુખ થયુ કારણ કે "પુત્ર વધુનું મુખ જોવુ દુર્લભ છે" એમ તેમને સમજાયુ પરતુ હવે એક તો નિશ્ચયજ થયો કે પુત્રના આયુષ્યને માટે હવે શકા નથી આ સુખના સમુદ્રમા આ ક્ષુદ્ર દુખનો પત્તો પણ ન જણાયો કે તે ક્યા છે

કેટલાક માણસોને ઉપરની હકીકત કવિ કલ્પના જેવી જણાતી હશે, પણ તેમ નથી, તે હકીકત સત્ય છે પરમ પ્રતાપી મહારાજા ભરત કે જેમના નામ ઉપરથી આ દેશનુ નામ 'ભારત' પડ્યુ છે, તેમને મરતી વખતે હરણના બચ્ચાનુ સ્મરણ થયુ હતું, અને તેથી તેમને બીજા જન્મમા હરણનો અવતાર લેવો પડ્યો હતો તેવીજ રીતે આ વાત પણ સત્ય છે. ગત જન્મના દઢ સસ્કારો સર્વ પુરૂષોના હૃદયમા પડેલા હોય છે, અને તે સમય આવતા પ્રકટ થાય છે કેટલીક વાતનુ આપણને શિક્ષણ પણ મળ્યુ હોતું નથી, જેનુ જ્ઞાનપણ હોતુ નથી, તેવી ઘણી બાબતોનુ જ્ઞાન આપણા

અતઃકરણમા અકસ્માત પ્રકટ થાય છે તે અનેક જન્મના સસ્કારથી સચિત થયેલા કર્મના ફલરૂપ છે, અને તેજ નિયમાનુસાર સ્વામીજીને મરતી વખતે પુસ્તક પર પ્રકટ થયેલી અભિરૂચીયો તેમને ફરી જન્મ ધારણ કરવો પડ્યો હતો

૪

જ્યારે સ્વામીજીની ઉમ્મર ચાર વર્ષની થઇ, ત્યારે શ્રીયુત સગમલાલને ત્યા બીજા પુત્રનો જન્મ થયો તેમનુ નામ અયોધ્યાપ્રસાદ પાડ્યુ મા અને બાપ સરખા ભારથી પુત્રો ઉપર હેત બનાવતા હતા, અને તેમનાથી પોતાના વશનો વિસ્તાર વધવાની આશા બાધતા હતા યમુના દેવીને બીજા પુત્રનો જન્મ થવાથી અધિક આનદ તો એને માટે થયો હતો કે કદી પ્રથમ પુત્ર યોગાશ્રમના યોગીના ભવિષ્ય વાણી અનુસાર જો સન્યાસી થઇ જશે, તો આ પુત્ર ગૃહસ્થ થશે તેથી વશની વૃદ્ધિ થશે તે બિચારીને ક્યાં ખબર હતી કે તેનો યશ પ્રતાપ વધારવામા પ્રથમ પુત્ર જ કારણ રૂપ થશે, બશીધર જ વશપરપરાના રક્ષક થશે તેના નામથીજ તેનુ નામ સસારમા અમર થશે, અને જે અયોધ્યાપ્રસાદથી વશની વૃદ્ધિ અને કુળના રક્ષણની આશા રાખે છે, તે પોતાનુજ રક્ષણ કરી શકશે નહિ ગમે તેમ થાય, તોપણ હાલ તો જેવી રીતે અયોધ્યાપ્રસાદના જન્મથી યમુનાના સુખની વૃદ્ધિ થઈ તેવીજ બીજા કુટુબના માણસોની પણ થઇ પરતું થોડાજ વખતમા અયોધ્યાપ્રસાદ બાલ્યાવસ્થામાજ ક્યક જતા રહ્યા કે શુ થયુ, તેનો આજ સુધી કાઇ પત્તો મળ્યો નહીં સ્વામીજીના મામા સબસુખરામે પાચ વર્ષના ઉમ્મરે તેમને વિદ્યાનો આરભ કરાવ્યો, અને તેઓ કન્યાગુણીની પાઠશાળામા મરાઠી અને ફારસી શીખવા લાગ્યા તેમની વિદ્યાનો પ્રકાશજ એક વખત પડિતવર રાઘવેન્દ્રાચાર્ય અને મહાત્મા ગૌડસ્વામીજીની અનુકૂળતાના કારણ રૂપ થયો હતો, તેજ મહાત્મા તેમને બાળપણમા પણ શિક્ષક તરીકે મળ્યા હતા, જેના વડે તેમની વિદ્યાનો આરભ થયો હતો તે એક મહારાષ્ટ બ્રાહ્મણ હતા ઉમ્મર એશી વર્ષની હો। છતા પણ તે કર્તવ્ય પાલનમા જુવાન કરતા પણ ચડતા હતા, તેમને પાઠશાળામાં સર્વે ભટજીના ઉપનામથી ઓળખતા હતા

સ્વામીજી નાનપણથીજ નિર્ભય અને ઉદ્ધત પ્રકૃતિના બાળક હતા, અને જેથી પાઠશાળાના મુસલમાન મહેતાજીઓને વારવાર નીચા નમીને સલામ કરવાની રીતને તે વખોડતા હતા, એથી તેમના પ્રતિ મુસલમાન મહેતાજીઓની અપ્રસન્નતા થવા લાગી તેમની વધુ શ્રદ્ધા માત્ર ભટજી

ઉપર હતી અને ભટજીનો પણ તેમના પ્રતિ વધુ સ્નેહ હતો બીજા મહેતાજીઓ જ્યારે ભટજીને કહેતા કે, "બશીનર તો પોતે સાભળેલી પુરાણની કથાને યાદ રાખે છે, અને બીજા બાળકોને એકાતમા લઇ જઇને તેમને તેનો ઉપદેશ પણ કરે છે, અને ફારસીનું નિયમિત પણે અધ્યયન કરતા નથી' ત્યારે ભટજી તેમની પરીક્ષા લેતા અને સર્વ મહેતાજીઓ તે જોઇને આશ્ચર્ય પામતા કે, જે વિષય તે શીખેના ન હોય તે પોતાની પ્રખર બુદ્ધિને લીધે ઝટ યાદ કરી લેતા, પાઠશાળાના સઘળા વિદ્યાર્થીઓમા તે ઉપરના નબરે આવતા તેમના આ ગુણથી મોહિત થઇને, ભટજી તેમને બશીનર ના કહેતા ઉમગથી 'શ્રુતધર' ( અર્થાત સાભળેલી વાત યાદ રાખનાર ) કહી બોલાવતા હતા

નાનપણમા બાળકો જે શિક્ષણ ગ્રહણ કરે છે, તેને વૃદ્ધ થવા છતાં પણ ભૂલતા નથી. અર્થાત બાળકોના મન ઉપર નાનપણમાથીજ જે સસ્કારોને ઠસાવવામા આવે છે, તે હમેશને માટે તેમનામા કાયમ રહે છે. બાળપણમા પડેલા દૃઢ સંસ્કાર ગમે તેવી રીતે ભૂલવા જાય કે કોઇ ભૂલાવા જાય તોપણ તે જતા નથી. બાળકનુ હૃદય નાનપણમા કાચા વડા સરખુ છે તેના ઉપર ગમે તેવા લીટા કે ખાડા પાડવામા આવે છે તો તે પડી શકે છે. અને તે તેને પકવ્યા પછી પણ કાયમ રહે છે તેવીજ રીતે બાળકના હૃદયમા નાનપણમા સારા કે ખોટા જેવા સસ્કારો પાડવામા આવે છે, તે ગમે તે થાય તો પણ મોટી વયે જતા નથી એનેજ લીધે આપણા મહર્ષિઓએ નાનપણમાજ બાળકને ધર્મનુ શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી છે એજ કારણથી દેવર્ષિ નારદે, ધ્રુવ, અને પ્રહ્લાદને સર્વથી પ્રથમ ભગવદ્‌ભક્તિનો ઉપદેશ આપ્યો હતો કે જેમના તે દૃઢ સસ્કારો અનેક પ્રકારની વિપત્તિઓમા પણ કાયમ રહ્યા હતા આપણા સ્વામીજી, આ વખતે બીજાં બાળકો જેટલો પરિશ્રમ ભણવામા કરતા હતા, તેટલો કરતા નહોતા, તેમનુ મન રમવા કુદવામા અને પુરાણના ઇતિહાસને સાભળવામાં વધુ ચોટતું હતું. ભણવાના પુસ્તકોમા તેમનો જોઇએ તેટલો ઉત્સાહ નહોતો. પુરાણની કથા સાભળવાને તે ભટજીની પાસે વારવાર જતા હતા, અને તેમને અનેક પ્રકારના પ્રશ્નો પણ કરતા હતા, કદી કદી તો તે એવા કઠિન પ્રશ્નો પૂછતા હતા, કે જેનો ઉત્તર ભટજી પણ આપી શકતા નહોતા. છેવટે તેમની અનુસંધાનકારિણી બુદ્ધિની પ્રશસા કરીને આશિર્વાદ આપતા કે, "વત્સ! શાસ્ત્રાર્થ કરવામાં કોઇ તને જીતી શકશે નહી." સવત ૧૮૮૫ મા જ્યારે સ્વામીજીની ઉમ્મર સાત વર્ષની હતી, ત્યારે તેમના

મહાત્મા પિતા સંગમલાલજીનો સ્વર્ગવાસ થયો કાળની ગહન ગતિ અનુસાર બંશીધર પિતૃહીન થઇ ગયા જે પિતાએ પુત્રપ્રાપ્તિને માટે અનેક પ્રકારના દુઃખને સહન કર્યાં હતા, કેટલાય પ્રકારના વ્રત અને જપ કર્યાં હતા, તે પિતા પુત્રના પ્રતાપને જોવાને ભાગ્યશાળી ન થયા જે મનમા ને મનમા પુત્ર બંશીધરની શુભ કામના તથા તેના વડે સુખ પ્રાપ્તિની આશા રાખતા હતા, સંગમલાલ પુત્ર સુખથી રહિત થઇ ચાલ્યા ગયા

પુત્ર સુખનુ સૌભાગ્ય કેવળ સંગમલાલને પ્રાપ્ત ન થયુ એટલુ જ નહી, પરતુ સસારમા જેમને જેમને પ્રતાપી પુત્રો થયા છે, તે સર્વે તેમની માફક પુત્રના પ્રતાપને જોવાને ભાગ્યશાળી થયા નથી હોતા મહારાજા દશરથે ભગવાન રામચન્દ્રને માટે શુ નહોતું કર્યું ? પરતુ તેઓ તેમના પ્રતાપને જોઇ શક્યા નહોતા, મહારાજા પાડુ જો કદી પોતાના પાંચ મહાવીર પુત્રોના પ્રતાપને જુવત તો તેમના આનદનો કઇ પાર રહેત ખરો કે ? અનેક જપ, તપ કરવાથી " શંકરાચાર્ય " જેવા પુત્રને મેળવ્યા છતા પણ ' શીવગુરૂ ' તેમનો પ્રતાપ જોવાને ભાગ્યશાળી થયા નહોતા અસહિષ્ણુ વિધાતાની લીલા ઘણી વિચિત્ર છે તેની જ કૃતિથી સંગમલાલનો સર્વ લોક સાથેનો સબધ છુટી ગયો. પતિવ્રતા યમુના દેવીની પતિદેવની સાથે જ ચિત્તારોહણ કરવાની ઇચ્છા હતી ( આ વખતે સતિ થવાનો રીવાજ હતો, ) આ વાત સંગમલાલ પ્રથમથી જ જાણતા હતા, તેથી તેમણે મરતી વખતે યમુનાને પાસે બેસાડીને કહ્યુ કે,—

" પ્રિય આજે આપણે છેવટનો મેળાપ છે ! આજસુધી તે મારી સર્વ આજ્ઞાનુ પાલન કર્યું છે, તો આજે એક છેલી આજ્ઞાનુ પાલન કરીશ?

યમુનાએ હા કહ્યા પછી તેમણે પાછુ કહ્યું કે, " સ્ત્રીનો પરમધર્મ પતિની આજ્ઞાનુ પાલન કરવુ એજ છે સ્ત્રીને માટે જીવતાજ મનને મારીને રહેવુ, અને મૃત પતિની આજ્ઞાનુ પાલન કરવુ એ જેવુ કઠિન કાર્ય છે. તેવું કઠિન કાર્ય ચિતામા બળીને મરવુ એ નથી, દેવી ! તું ચિતારોહણ કરીને મારી સહગામિની થવા ઇચ્છે છે, એથી મને પણ ઘણોજ હર્ષ છે, જ્યા તારા જેવી પતિવ્રતા સ્ત્રી ન હોય, ત્યા સ્વર્ગ પણ નકામુજ છે, પરતુ પુત્ર નાનો છે, એ ઘણુજ મોટું દુખ છે, આપણા પછી તેનું લાલન પાલન કોણ કરશે ! જેથી મારી એવી આજ્ઞા છે કે તારે સતિ થવાના સકલ્પને છોડી દેવો, પાડુ પત્નિ કુંતા દેવીની માફક પુત્રનુ પાલન કરીને પતિવ્રત ધર્મને પાળજે " જો કે યમુનાને માટે આ આજ્ઞા ઘણીજ કઠોર હતી, તે પતિવ્રત્ત ધર્મને બરોબર પાળતી હતી, તે જાણતી હતી કે,

સ્ત્રી પુરુષોનો સંબંધ હમેશને માટે છે પુરુષનુ મૃત્યુ થયા પછી સ્ત્રીનું જીવવુ વ્યર્થ છે તથાપિ તેણે પતિની અંતિમ આજ્ઞાનું જીવતા સુધી પાલન કર્યું અને પતિ વિયોગરૂપી અસહ્ય અગ્નિમા જીવતા જ બળવાનો સ્વિકાર કર્યો સધવાનો સુંદર શણગાર વિધવાના મલિન વેશમાં બદલાઇ ગયો તેને વિલાસ વૈભવ વિગેરે સર્વ સુખ સ્વપ્ન તુલ્ય થઇ ગયુ ચંદ્રમા વિનાની અંધારી રાત્રિની જેવી દશા બદલાઈ જાય છે, તેવીજ પ્રાણપતિ વિનાની પતિવ્રતા સ્ત્રીની બદલાઇ ગઇ થોડાજ દિવસમા પતિ વિયોગથી યમુનાનું રૂપ બદલાઇ ગયુ, અને જોતાં ઓળખી શકાય તેવુ પણ ન રહ્યું, તે જેમ તેમ કરીને જીવન ગાળવા લાગી, તે પોતાને માટે જીવતી નહોતી પરતુ પોતાના સ્વર્ગવાસી પતિને માટે જીવતી હતી તે ભોજન કરતી તો તે પણ માત્ર શરીર ટકાવી રાખવાને માટે જ કરતી તે પ્રતિદિન અશ્રુપાત કરતી હતી આ પ્રમાણે કષ્ટમા તેને અધિક દિવસો કાઢવા એ કઠિન થઇ પડયુ જળ વિનાનુ માછલુ કેટલો વખત જીવી શકે ? તેણે યથાથ રીતે પતિની આજ્ઞાનુ પાલન કર્યું ત્રણ વર્ષ પછી જ્યારે સ્વામી વિશુદ્ધનંદજીની ઉમ્મર અગીઆર વર્ષની થઈ ત્યારે ભોળાઇને ભરોસે મૂકી પોતાના પિતૃહીન પુત્રને માતૃહીન કરીને તેપણ ચાલતી થઇ યમુનાના સ્વર્ગવાસથી બંશીધર માબાપ વગરના બાળક જેવા થઇ ગયા. જેના યત્ન અને આદરથી બંશીધરને પિતાનુ મરણ સાભળતુ નહોતું તે દયામયી જનનીનુ પણ આજે મૃત્યુ થઇ ગયુ આજ સુધી રડવુ એ શુ તે તે જાણતા નહોતા તે માતાના વિયોગથી રડતા શિખ્યા

સ્વામીજી વારંવાર કહ્યા કરતા હતા કે, મને જેટલા મારા મામા મામી લાડ લડાવતા હતા, તેટલાં માબાપ લડાવતા નહી, મારા બાપ મારી સાથે ઘણુંજ થોડુ બોલતા હતા, ગમે તો તેમનો સ્વભાવ જ થોડું બોલવાનો હોય, કે પછી કુટુંબીઓના દેખતા શરમાતા હોય, ગમે તેમ હોય હું પણ તેમને બોલાવતો નહી, તેમના મરણ વખતે મને રડવુ આવ્યુ નહોતું, પણ મારી માતાના મરવાથી મને ઘણુજ દુઃખ થયુ જો કે મારે જોઇએ તે સર્વ વસ્તુઓ મારી મામીજ મને લાવી આપતી હતી. અને તે મને પોતાની સાથેજ ખવરાવી પીવરાવી ઉછેરતી હતી. તથાપિ, માતા તે માતાજ મારી માના મરવાથી મને કેટલાક દીવસ તો ખાવાનુ પણ ન ભાવ્યુ, પિન્ડ દાન વખતે મારૂં હ્રદય ઘણુજ દ્રવિત થયુ હતું, મને જ્યારે ખુબ રડવુ આવતું તે વખતે મારા મામા મને સમજાવતા, પણ તેથી મારૂં મન શાંત ન થતુ. એક દીવસ મારા મામાએ મને પૂછ્યુ કે, "બંશી તું કેમ રડે છે ? તને

શી વાતનું દુઃખ છે ?" "મેં કહ્યુ કે મને કશી વાતનુ દુઃખ નથી. પરતુ હવે હું મા કહી કોને બોલાવીશ ? મને બેટા કહીને કાણુ બોલાવશે" મામા કહે. અમે છીએ "અને પછી તારે શુ દુ ખ છે." પરતુ હૃદયના દુ ખને ગુપ્ત રાખી શકયા નહી, આખમાથી ચોધાર આસુ ખરવા લાગ્યા."

માબાપના મરી જવાથી મામા મામીએ તેમને જરાપણુ ઓછુ આવવા ન દીધુ, એ તેમની સાથે ઘણોજ સ્નેહ રાખતા. એથી તેમણે તેમને ભણાવવાનો આગ્રહ પણ છોડી દીધો પ્રથમ જે ભણવા માટે ધમકાવવામા આવતા તે પણ બધ કર્યું, જે ઇચ્છા થતી તે તુરત મામા પુરી પાડતા. ૧૩ વર્ષની ઉમ્મર થઇ એટલે ફારસી લખવા વાચવાનુ છોડી દઇ સ્વામીજીએ કુસ્તી કરવી ડડપીલવા, પટા ખેલવા અને ઘોડેસ્વારી કરવી વીગેરે સૈનિક તાલીમમા મન જોડયુ, આ વખતે તેમનો મરાઠી અને ફારસીમા સારો અભ્યાસ થઇ ગયો હતો. આઠ વર્ષની ઉમ્મરે જ્યારે તેમને જનોઇ દીધુ હતું ત્યારે ભટજીએ તેમને માત્ર સન્ધ્યા ભણાવી હતી પુરાણિક કથાઓ અને ઐતિહાસિક વાતોમા તેમના હૃદય ઉપર સારો પ્રભાવ પડયો હતો ભગવદ્ભક્ત ધ્રુવ, પ્રલ્હાદ વિગેરેની કથા અને પુણ્ય-શ્લોક નળ, યુધિષ્ઠિર વીગેરે રાજાઓમા ઇતિહાસ તે ઘણાજ સ્નેહથી સાભળતા હતા.

આપણે પહેલા જણાવ્યુ છે કે, સ્વામીજીના મામા સખસુખરામ કલ્યાણીના નવાબ મુમતા જુલમુલ્ક ( લોક પ્રસિદ્ધ મોહનાશાક ) ને ત્યા એક પ્રતિષ્ટિત અમલદારના પદ ઉપર હતા નવાબની તેમના ઉપર ઘણી જ કૃપા હતી એ કૃપાનુ કારણ સખસુખરામનુ સૌભાગ્ય હતુ, એટલુ જ નહી, પરતું તેમની કાર્ય કુશળતા એ પણ મુખ્ય કારણ હતુ કહે છે કે, એક વખત હૈદ્રાબાદના નિઝામ કેટલાક કારણથી ત્યાના નવાબ ઉપર અપ્રસન્ન થયા હતા, અને પ્રસિદ્ધ વિદરના કિલ્લામા તેમને પુરી મુકયા હતા તે વખતે મોહનશાહની પાસે નવાબના હિતૈષિયોનો સદેશો તેમને તેમણે ગમે તેમ કરીને પણ પહોચાડયો હતો, અને તેનો ઉત્તર કલ્યાણીમા પહોચા-ડીને પ્રભુભક્ત સખસુખરામે પોતાના કર્તવ્યને બજાવ્યું હતું નવાબ ઉપર જ્યારે નિઝામ પ્રસન્ન થયા અને તેમણે કલ્યાણીમાં પાછા ગાદીએ બેસાડયા ત્યારે તે સખસુખરામના આ ઉપકારને ભુલ્યા નહોતા, તેમણે તેમને માન-પૂર્વક પોતાના કિલ્લેદાર બનાવ્યા હતા, આ વખતે પહેલા જેવો દક્ષિણમા ઉપદ્રવ નહોતો, બાજીરાવના પ્રતાપથી શાતી ફેલાઇ હતી અને પીંડારા લોકો પણ અગ્રેજી રાજ્યની જવાનામા ભષ્મ થઇ ગયા હતા, છતા પણ

આ વખત કરતા તે વખતે ઘણો જ ફેરફાર હતો. સર્વ લોકો વસ્ત્રોની માફક જ શસ્ત્રોને ધારણ કરીને ફરતા હતા મરવા મારવાથી ડરતા નહોતા એથી પટા ખેલવા, શસ્ત્ર ચલાવવા અને ઘોડેસ્વાર થવુ એ તે વખતના લોકોને આવશ્યક સમજાતું હતું. મહાપુરૂષો જાણતા હતા કે કલિયુગમાં વીર્ય રક્ષાને માટે યોગવિદ્યાના ઉપાય કરતાં કુસ્તી વા વ્યાયામનો અભ્યાસ કરવો એજ સર્વોત્તમ અને સમયાનુકુળ છે. એથી વખતને અનુસાર સ્વામીજી પણ આ વખતે બળ અને શક્તિ વધારનાર આ માર્ગના અનુયાયી થયા હતા

કલ્યાણીના નવાબને પોતાના ભાઇના બે પુત્રો હતા, તેમની ઉમ્મર પણ સ્વામીજીના જેટલીજ હતી, તેમને ઘોડેસ્વારનો ઘણો શોખ હતો, સખ સુખરામે સ્વામીજીનો તેમની સાથે પરીચય કરાવ્યો હતો, તે સર્વે સાથે ભણતા, સાથે રમતા, તથા સાથે સવાર થઇ સેલ કરવા જતા હતા, જો કે તે નવાબના પુત્રો હતા, અને આ બ્રાહ્મણના પુત્ર હતા. તેમની બરોબરી કરવી એ ભૂલ ગણાય, છતાં પણ બાલસ્વભાવની, સુતભાતા અને સરળતાને લીધે તેમનામાંપરસ્પર ગાઢ મૈત્રિ અને સ્નેહ બધાયો હતો બાળકોના હૃદયમા સ્વર્ગીય ભાવ રહે છે. તેમનામાં મૂર્ત્તિમાન પ્રેમ હોય છે નાના મોટાનો ભાવ હોતો નથી તેમને નીચ અને ઉચ્ચ સર્વે સરખાં જ છે,

ધ્રુવ જો પોતાનામા અને ઉત્તમમાં ભેદ સમજતા હોત તો ઉત્તાનપાદના ખોળામા ન બેસત, દરિદ્ર દ્રોણ જો રાજકુમાર દ્રુપદને પોતાના સમક્ષ ન જાણતા હોત તો અશ્વત્થામાને માટે ગાય લાવવા ન જાત, અને જો નિર્ધન સુદામા, લક્ષ્મિપતિ શ્રીકૃષ્ણ અને પોતાનામાં નાના મોટાનો ભેદ જુવત, તો તેમને મિત્ર કહેવાનુ સાહસ ન કરત, બાળકપણાના આ પવિત્ર ભાવનુ અંત સુધી પાલન કરનાર માત્ર કોઇ વિરલ મહાપુરુષો જ હોય છે નાનપણમા નિર્ધન મિત્રોને મિત્ર કહી બોલાવનાર અને તેમનાં દુઃખ દરિદ્રોને દૂર કરનાર માત્ર મહાપુરૂષો જ હોય છે સસાર સઘળો સ્વાર્થ પરાયણ છે. મનુષ્યો જેમ જેમ મોટા થતા જાય છે, તેમ તેમ તેમના ઉદાર વિચારો સંકોચાતા જાય છે, અને તે જતે દહાડે અહંકારના પુતળા તુલ્ય બની જાય છે.

૫

## સ્વામીજીનુ કેદ થવું.

એકજ વખતે વરસાદનાં ટીપાં જુદી જુદી જગ્યાએ પડવાથી જુદા જુદા પ્રકારના ગુણને પેદા કરે છે એકજ પ્રકારનાં બી હોય છે પણ જ-

બીનના ગુણદોષને લીધે જુદી જુદી જાતના ફળને પ્રગટાવે છે સ્વામી વિશુદ્ધાનંદ અને બંને નવાબજાદા જો કે એક સાથે કળાકૌશલ્યનું જ્ઞાન મેળવતા હતા અને શિક્ષણ આપનાર પણ પોતાના કાર્યમા નિપુણ હતા છતા સ્વામીજી પોતાની બુદ્ધિવૈભવથી ઘણાજ જલ્દીથી શિક્ષણનો મર્મ સમજી જતા હતા ત્યારે નવાબજાદા ઘણો યત્ન કરવા છતા પણ તેમના જેટલું જ્ઞાન પ્રાપ્ત કરી શકતા નહોતા. તેમને જેટલો સ્વામીજીની બુદ્ધિની પ્રખરતાનો ખેદ થતો હતો, તેટલો પોતાની બુદ્ધિની દુર્બળતા માટે થતો નહોતો શસ્ત્ર પરીક્ષા વખતે સ્વામીજીનુ નિશાન જેમ લક્ષ્ય સ્થાનને ચુકતું નહિ તેવીજ રીતે ઘોડદોડની વખતે તેમનો સાધારણ ઘોડો પણ નવાબજાદાના કિંમતી ઘોડાની આગળ નીકળી જતો કોટ કે ખાઇને કુદી જવુ એ એક સાધારણ વાત હતી પટા ખેલવામા તેમજ તીરબાજીમા પણ પોતે નિપુણ થઇ ગયા હતા તેમની આ નિપુણતા તેમના બરોબરીયા મિત્ર નવાબજાદા બબરહુસેનના દ્વેષને પાત્ર થઇ પડી, ગમે તેમ કરીને પણ વિશુદ્ધાનંદને હલકા પાડવાનો તેનો વિચાર થયો અને તેમના છિદ્રો જોવા લાગ્યો પારકી સમ્પત્તિના ઉત્કર્ષથી હલકા મનુષ્યોને દુ ખ ઉત્પન્ન થાય છે, આવા ઘણા દૃષ્ટાંતો જણાઇ આવે છે, તેણે પોતાના મોટા ભાઇ મેહદીહુસેનને પણ પોતાના પક્ષમા લેવાને પ્રયત્ન કર્યો, પણ ગુણગ્રાહી મેહદીહુસેન તેના અનર્થ ભરેલા વિચારમાં સમ્મત થયો નહીં. એટલુ જ નહીં, પણ તેને ઠપકો આપવામા પણ તેણે કસર રાખી નહિ મેહદીહુસેન, સ્વામીના ગુણોનું હમેશા સમાન કરતો હતો, અને સ્વામીજીને પોતાના મિત્ર તરીકે સમજતો હતો પરતુ બબરહુસેનનુ આચરણ એથી વિપરિત હતું

આ વખતે નવાબને તેના એક મિત્રે એક મોટો અને સુંદર અરબી ઘોડો ભેટમા આપ્યો કે જેનુ મૂલ્ય પાચ હજાર રૂપીયા કરતા પણ વધુ હતુ જોનાર લોકો તેના સૌદર્ય અને ગુણોની પ્રશસા કરતા હતા. નવાબે તેના ઉપર સવાર થઇ પોતાના મનની ઉમેદ પાર પાડવાનુ વિચાર્યું, પરતુ અશ્વની ચપળતા અને તોફાન જોઇને તેને લાગ્યુ કે વખતે પાડી નાખે, માટે પ્રથમ તેને ચાબુક સવારને સોપી સીધો કરાવ્યા પછીજ બેસવુ તેથી તે ઘોડાને ચાબુક સવારને સોપ્યો

ઇનામની લાલસાથી ચાબુકસવાર જ્યાં તેનાપર સ્વાર થયો ત્યાં તો તે પવન વેગથી દોડયો અને પોતાના સવારને એક ખાડામા જઇને નાખી દીધો પણ તેના સારા નસીબે તે જીવતો રહ્યો. ઘોડાને સ્વામી વિશુદ્ધાનંદજીની સહાયતાથી પકડવામા આવ્યો જ્યારે ચાબુક સવાર ઘોડા ઉપર સવાર થયો હતો ત્યારે, કૌતુકપ્રીય સ્વામી વિશુદ્ધાનંદજી પણ અશ્વારૂઢ

થઈ તેની પાછળ ગયા હતા. તેમણે ચાબુક સવારને કહ્યું, મિયાં, જરા ઘોડો મને આપો, પછી જુવો કે તેનું તોફાન મટે છે કે નહીં? હું તેને હમણાં એક ચક્કર ફેરવીનેજ પાણી પાણી બનાવી દઉં છું. ચાબુક સવારે હા કહ્યું કે તરત સ્વામીજી ઘોડાની પીઠપર ચઢી બેઠા, નવાબજાદા બબર હુસેન તેવામા ત્યા આવ્યો અને જોયું તો બંશીધર નવા ઘોડાને ચક્કરમાં ફેરવ્યા કરે છે. તે તોફાની ઘોડો જે પહેલા પોતાના વેગની આગળ વાયુના વેગને પણ તુચ્છ સમજતો હતો અને સારામા સારા સવારને પણ પીઠપર ટકવા દેતો નહોતો તે બંસીધરનો ઇસારો થતાજ લાકડાના પુતળાની માફક નાચી રહ્યા હતો. આ જોઇ બબરહુસેનને ઇર્ષા ઉત્પન્ન થઇ, અને નવાબ સાહેબના સવારીના ઘોડાપર એક સામાન્ય હિંદુને સવાર થયેલો જોતા તે સહન કરી શકયો નહિ.

કોણ જાણતું હતું કે આ બનાવ સ્વામીજીના જીવન વિશેષ ઘટના બની જશે? કોણ જાણતું હતું કે ઘોડાપર સવાર થવું એજ બંશીધરના જગત્પ્રસિદ્ધ સન્યાસના કારણ રૂપ થઇ પડશે? કોણ જાણતું હતું કે બાળક ધ્રુવનો તિરસ્કારજ તેને ઉચ્ચાધિકાર પ્રાપ્ત કરાવશે? કોણ જાણતું હતું કે દ્રૌપદીનું હસવું એ મહાભારતના ઘોર યુદ્ધના કારણરૂપ થઇ પડશે? કોણે વિચાર્યું હતું કે નિરપરાધ બ્રાહ્મણ—પ્રસિદ્ધ મીમાંસક કુમારિલ ભટ્ટ કે જેમણે વૈદિક ધર્મને બૌદ્ધોના હાથમાંથી બચાવ્યો છે (એક દિવસ તે છુપાવેશમા બૌદ્ધોની સાથે એકલાજ શાસ્ત્રાર્થ કરી રહ્યા હતા, પોતાની તીવ્ર યુક્તિયોથી પ્રતિવાદિયોની યુક્તિ જાણીને છિન્ન ભિન્ન કરી દીધી શાસ્ત્રાર્થમા કુમારિલને પરાજિત કરવા અસંભવિત જણાયાથી તેમણે તેમને ઉપરથી નીચે ઢેલી દીધા. તે સમજતા હતા કે આટલા ઉંચા મહેલપરથી પાડી નાખવાથી કુમારિલ મરી જશે. પરંતુ ભગવાનની દયાથી કુમારિલ જીવતા રહ્યા તેમને ગબડાવી દીધા એજ વૈદિક ધર્મના અભ્યુત્થાનના હેતુ રૂપ બનશે? કોણ જાણતું હતું કે અનાથ રઘુનાથ (પ્રસિદ્ધ નૈયાયિક પંડિત રઘુનાથ શિરોમણિ એક દુર્દશાગ્રસ્ત વિધવા બ્રાહ્મણીના પુત્ર હતા, તેમના પિતા તેમનું મુખ જોવાને પણ ભાગ્યશાળી થયા નહોતા તેમની માતા ભીખ માગી લાવીને ગમે તેમ કરી ગુજરાન ચલાવતી હતી. એક દિવસ માતાએ કહ્યું કે બેટા, પાઠશાળાના વિદ્યાર્થિયોની પાસેથી દેવતા માગી લાવો. પાંચ વર્ષના બાળક રઘુનાથે એ પૂછ્યું નહિ કે અગ્નિ કયા પાત્રમા લાવું. ત્યાં વિદ્યાર્થીએ કહ્યું કે, દેવતા શામાં લઇ જશો? ત્યારે થોડીવાર વિચાર કર્યો પછી તેમની વિલક્ષણ પ્રતિભાએ તેમને જ-

જણાવ્યું કે હાથમા રેતની પોશ ભરી તે ઉપર દેવતા લેવાથી દઝાશે નહી, પાઠશાળાના અધ્યાપકે તેમની આવી ચતુરાઇ જોઇને તેમને પોતાની પાસે રાખી લીધા અને એવા પાડત બનાવ્યા કે તેમના વડે ન્યાય શાસ્રે એક નવુ શરીર ધારણ કરી દીધુ. ને દેવતા માગવો એજ ન્યાયશાસ્રના બુઝાયલા દીપને ફરી પ્રદીપ્ત કરવાના કારણ રૂપ થશે? આજ પ્રકારે મહા-પુરુષોના જીવન ચરિત્રમા સાધારણ બનાવજ તેમના અસાધારણતામા વિશેષ કારણ રૂપ થાય છે. એજ વાત સ્વામી વિશુદ્ધાનદજીના જીવન ચરિત્રમા પણ જણાઈ આવે છે

અશ્વવિદ્યામાં નિપુણ સ્વામીજીએ ઘોડાને ખુબ ચક્કર ફેરવ્યા તેના શરીરમાથી જ્યા પરસેવાના ઝેમે ઝેમ છુટયા કે તેની ચપળતા જવા માડી અને તોફાન બધ પડયુ જ્યારે તેમને લાગ્યુ કે હવે ઘોડો તોફાન કરશે નહી ત્યારે તેને ચાબુક સવારને સોપી દીધો તે પછી ચાબુક સવાર તેને નવાબ સાહેબની અશ્વશાળામા લઇ ગયો, અને તેનો સેવા ચાકરી કરી ઘાસ દાણો પણ ખવરાવ્યો પરતુ અકસ્માત રાત્રે ઘોડો માંદો થયો અને થોડીજ વારમા તે મરી ગયો ઘોડો મરી જવાથી નવાબ સાહેબને ઘણુ જ દુ ખ થયુ તેમણે તપાસ કરી કે તે શાથી મરી ગયો? તેમા કોઇએ કહ્યુ કે તેને કોઈ ઝેરી જનાવર કરડયુ હશે. કોઇએ કહ્યુ કે જગલી ઘા-સમા કોઇ ઝેરી છોડ ખાવામા આવ્યો હશે, કોઇએ કહ્યુ કે તેમા ચાબુક સવારનો દોષ હશે, પણ છેવટે બબરહુસેને કહ્યું કે સઘળો, દોષ બશીધરનો છે તપાસ કરતા જણાયુ કે તેનાપર બશીધરજ સવાર થઇને તેને ખુબ ચક્કર ફેરવતા હતા, સત્યવાદી બશીધરને બોલાવી તેમને પૂછતા તેમણે તે વાત કબુલ કરી, પણ કહ્યું કે ઘોડો મરી જવાનો દોષ મારે માથે નથી, જો ઘોડે દાણોપાણી ન લીધુ હોત તો કદાચિત હુ દોષિત ઠરત પણ જ્યારે તેણે દાણો પાણી બરોબર લીધો છે અને માડા સુધી સાજો હતો, છતા અકસ્માત તેનુ મરણ થયુ તેમા મને અપરાધી ઠરાવવો એ ભૂલ છે સ્વા-મીજીની આ વાત ઉપર ધ્યાન આપવામા ન આવ્યુ અને બબરહુસેનના આગ્રહથી તેમને અપરાધી ઠરાવી, હાથમા હાથકડી નાખીને કેદીની માફક જેલમા પુરી દીધા

આ વખતે સ્વામીજીના મામા સબસુખરામ ઘેર નહોતા પણ કાઇ સરકારી કામને માટે હૈદ્રાબાદ ગયા હતા બશીધરને કેદખાનામા પુરી દેવાની વૃદ્ધ નવાબ મોહનાશાહની ઇચ્છા નહોતી, પણ થોડા ભય બતાવી તેમને પછીથી છોડી દેવાની ઇચ્છા હતી. પણ બબરહુસેને તેમને

છોડયા નહીં અને તે જ્યા સુધી તેમના મામા ઘેર આવ્યા નહી, ત્યાં સુધી બસીધર હજુ કેદમા જ છે તે વાત નવાબ સાહેબના જાણવામાં પણ ન આવી. સ્વામીજી નવાબને પોતાના મુરબ્બી સમજતા હતા. બબરહુસેન અને પોતે એકજ પ્રકારના મનુષ્ય છે એમ એ જાણતા હતા પણ આ બનાવથી તેમનાં નેત્ર ઉઘડયા અને સમજવામા આવ્યુ કે, રાજપુત્ર અને પ્રજામા એક મોટો ભેદ છે, જે સ્નેહમા પક્ષપાત છે, જ્યા આ પ્રકારની જુદાઇ છે ત્યા સ્નેહ નથી, સસારમા સર્વ લોક સ્વાર્થપરાયણ છે. તેમનો સ્નેહ સ્વાર્થથી ભરેલો છે, જ્યા સુધી સ્વાર્થ છે ત્યાં સુધીજ પ્રેમ છે એવા પ્રેમિયોની પ્રીતમાં ફસાવુ એ બુદ્ધિમાનનુ કામ નથી.

આખા દીવસના ભૂખ્યા સ્વામીજી જેમ જેમ પોતાની દશા ઉપર પશ્ચાત્તાપ કરતા હતા તેમ તેમ તેમની મર્મવેદના વધતી જતી હતી તેમની દષ્ટિમા સસારનો ત્યાગ કરી અને એક માત્ર જગદીશ્વરના જ ચરણાર્વિદની સેવા કરવી એજ યોગ્ય જણાયુ આ વખતે ધ્રુવ, પ્રહ્લાદ વિગેરેના પૌરાણિક ઉપાખ્યાન કે જે તેમણે ભટજી પાસેથી ઘણીવાર સાભળ્યા હતાં. તે યાદ આવ્યા. અને તેથી તેમના ગભરાયેલા મનને ઘણીજ ધીરજ આવી

બીજે દીવસે સબસુખરામે આવીને તેમને છોડાવ્યા. નવાબ સાહેબે આ બનાવ બનવાથી દીલગીરી જણાવી. બબરહુસેન ઘણોજ શરમાયો પણ આ કૃત્રિમ શિષ્ટાચારથી સ્વામીજીના મનમા કાંઇપણ સતોષ થયો નહી, સબસુખરામને પણ આથી ઘણો ખેદ થયો, પણ સતોષ માન્યા સિવાય છુટકોજ નહોતો

સ્વામીજી કેદમાથી છુટા થઇને પોતાને ઘેર જતા ભટજીને ઘેર ગયા. પણ તે મળ્યા નહી. તેજ દીવસે વૃદ્ધ મહાત્મા ભટજીએ અચાનક દેહ ત્યાગ કર્યો હતો ભટજીના મરણથી તેમને ઘણો જ ખેદ થયો તેમને પોતાના બાપના મરવાથી જેટલું નહોતું લાગ્યુ તેટલુ પોતાના કૃપાળુ શિક્ષકના મરવાથી લાગી આવ્યુ અને ચોધાર આસુ જવા લાગ્યા

કલ્યાણીમા તેમના મકાનથી થોડે દૂર એક " મહાદેવ વાવડી " હતી વાવ ઉપર મહાદેવજીનુ મદીર હતુ, એથી તેનુ નામ મહાદેવ વાવડી પડયુ હતું તેનુ પાણી ઉત્તમ હતુ આજુબાજુના વૃક્ષોની છાયાથી ત્યાંનો દેખાવ મનોહર લાગતો હતો, ભટજીના સ્થાન પરથી સ્વામીજી ત્યા ગયા જો કે તે આખા દીવસ અને રાતના ભૂખ્યા અને તરસ્યા હતા, અને તેમને ઘેર લઇ જવાને સબસુખરામે ઘણો આગ્રહ કર્યો, પરતુ વિધાતાએ તેમનો એ મનોરથ પૂર્ણ ન કર્યો, વાવડી પર આવીને પોતે સ્નાન કર્યું અને પોતાના સતપ્ત હૃદયને શીતળ કર્યું.

આ વખતે ત્રણ ચાર ઘડી રાત ગઇ હતી શીતલ, મદ અને સુગન્ધિત વાયુ આ વખતે સ્વામી વિશુદ્ધાનદ સ્થિર દષ્ટિથી એક તરફ વૃક્ષની ઘટામા કાઇક જોઇ રહ્યા હતા થોડી વારે તેમને જણાયુ કે જેમના પાસે માત્ર કૌપીન એકલુ જ હતુ તેવા એક હ્રષ્ટપુષ્ટ સન્યાસી ગાતા ગાતા તેમના તરફ આવવા લાગ્યા આ ગીતને તે ધ્યાનપૂર્વક સાભળવા લાગ્યા —

હરિસે લગા રહો રે ભાઈ,
તેરી બનત, બનત બન જાઈ,—હરિસે૰
દાલત દુનિયા માલ ખજાના, બનીયા બૈલ ચરાઇ,
એક વાતસે દડા પડ ગયા, ખોજ ખબર ના પાઇ, હરિસે૰
ખાસી ભક્તિ કરે ઘટ ભીત્તર, છોડ કપટ ચતુરાઇ,
સેવા બન્ધન અરૂ અધિનતા, સહજ મિલે રઘૂરાઈ હરિસે૰

બશીધર સન્યાસીનુ ભજન સાભળી મત્ર મુગ્ધવત તેમના તરફ જોઇ રહ્યા હતા તેમના પવિત્ર હૃદયમા નવાબના આચરણ અને ભટજીના મરણથી જે વિચારો ઉત્પન્ન થયા હતા તે આ અવધુત સાધુના દર્શનથી વધુ પૃષ્ટ થયા જ્યારે તેમણે જેયુ કે આ મહાત્માની પાસે કાઇ પણ શરીરને ઉપયોગી સાધન નહોતુ, કે તેમનો કોઇ સગી કે સોબતી નહોતુ છતા પણ તે સસારી મનુષ્યો કરતા હ્રષ્ટપુષ્ટ અને સતોષી જણાય છે 'અહા, તેમનો આનદ કેવો હશે ! આમ બશીધર તે અવધુતની પાસે ગયા અને તેમને જઇ ભક્તિ ભાવથી પ્રણામ કર્યા

તે સાધુએ ભગવાનનુ નામ લઇ આશિર્વાદ આપ્યો અને કહ્યુ કે, કહો, કયા ચાહતે હો ?

બશીધર—સન્યાસ

બશીધરના મુખમાથી સન્યાસનુ નામ સાભળી સાધુને ઘણુજ આશ્ચર્ય થયુ અને તેમણે કેટલોક વખત તેમના સામુ જોઇને કહ્યુ કે, 'યુવાવસ્થામે સન્યાસ લેનેકી ઇચ્છા કયો હુઇ ?

બશીધર—સસારિક દુખો જોઇને

સાધુ—સન્યાસ લેકર ભી સસારસે ભાગ કર કહા જાવોગે ?

બશીધર—ત્યારે શુ કરવુ ? આપ બતાવો કે સસારના દુખ અને કલેશ શી રીતે દૂર થઇ શકે ?

સાધુ—વાસના ક્ષયસે,

બશીધર—વાસનાનો ક્ષય શી રીતે થાય?

સાધુ—બ્રહ્મજ્ઞાન સે

બશીધર–બ્રહ્મજ્ઞાન શી રીતે મેળવવુ ?

સાધુ—ભગવાનકી પ્રસન્નતા સે

બશીધર–ભગવાન શી રીતે પ્રસન્ન થાય ?

સાધુ—સત્કર્મસે,

બશીધર–તેને માટે કયા સત્કર્મનુ અનુષ્ઠાન કરવું જોઇએ ?

બશીધરજીની જીજ્ઞાસા જોઇને મહાત્માએ પ્રસન્ન થઇને કહ્યુ કે, "વત્સ ! અભી તુમ સન્યાસકે અધિકારી નહીં હુએ હો યદ્યપિ તુમ્હારી આ કૃતિસે તુમ્હારે બ્રહ્મચારી હોનેમે મુઝે કેસી પ્રકારકા સન્દેહ નહીં હૈ, કિન્તુ વિધિપૂર્વક બ્રહ્મચર્ય ગ્રહણ કર ઔર ગુરૂકુલમે વાસ કર જબતક વેદાદિ શાસ્ત્રો કા અધ્યયન ન કિયા જાય, તબતક બ્રાહ્મણ ઇતર આશ્રમકા અધિકારી નહીં હો સકતા. બ્રાહ્મણકા પરમ તપ વેદાધ્યયન હૈ, ઉસીમે ભગવાન્ પ્રસન્ન હોતે હૈ, ઉનકા અવતાર ભી વર્ણાશ્રમ ધર્મકી રક્ષા હી કે લિયે હોતા હૈ "

આ પ્રકાર તે મહાત્મા ઉપદેશ દેઇ થોડી વાર ઉભા રહ્યા અને ઘણા હેતથી બશીધરના નેત્રો સામુ જોઇ તેમણે પોતાનો હાથ તેમને માથે મૂકીને કહ્યુ,—

" લો અબ મૈ જાતા હુ. દેખના, આજ તુમસે કહા હૈ, ઉસે ભૂલના મત. ફિર ભી મૈ તુમ્હે નાસિક ઔર હરદ્વાર મે યથા સમય મિલુંગા. મગલમય તુમ્હારી મગલ કામના પરિપૂર્ણ કરેગે "

" હર હર મહાદેવ "ના ધ્વનિથી દિશા ગાજી રહી અને જો જોતામા તે મહાપુરુષ અતર્ધ્યાન થઇ ગયા આમ જોજોતામા તે કયા ચાલ્યા ગયા તે કાંઇ સમજવામા ન આવ્યુ. તે મહાત્મા વૈષ્ણવ હતા કે શૈવ, દણ્ડી હતા કે પરમહસ, કયા સપ્રદાયના હતા તેનો કાંઇ નિશ્ચય ન થઇ શકયો.

બશીધરજીની મામી, બશીધરને નવાબ સાહેબે કેદ કર્યાના અપમાનને લીધે તે ઘેર આવ્યા નહી તે જાણી ઘણીજ ગભરાઇ ગઇ, અને વખતે તે બારોબાર ક્રોધના માર્યા કાંઇ નાશી ન જાય તે માટે પાછા સમસુખરામને તથા બીજા માણસોને તેમને શોધી લાવવા મોકલ્યા

સબસુખરામ તેમને શોધતા બશીધર જ્યા આ આશ્ચર્યકારક બનાવના વિચારમા ગરક થઇ ગયા હતા ત્યા આવી પહોચ્યા. બશીધરને ચિતામગ્ન જોઇ સમસુખરામને દુ:ખ થયુ. તેમણે તેમને કહ્યુ, બશી ! અહીં શું કરે છે ? ચાલ ઘેર, જમવાનો વખત થયો છે

સબસુખરામનુ આવુ કહેવુ સાભળી બશીધર પ્રસન્નતાપૂર્વક તેમની સાથે ઘેર ગયા. ઘેર આવી રોજની માફક પ્રસન્ન ચિત્તે જમ્યા, અને સર્વની આગળ ઘોડાની બનેલી હકીકત કહી સભળાવી અને પોતે નિર્દોષ હતા તે સિદ્ધ કરી બતાવ્યુ તેમ છતા પણ નવાબના પ્રતિ ક્રોધ કે ખેદ ન બતાવ્યો પરંતુ તેમણે પ્રસગ આવતા કહ્યુ કે "મને નવાબ સાહેબના વર્તનથી ખેદ થતો નથી પણ ભટજીના મરણ સમાચાર સાભળીને ખેદ થાય છે સસારનો સબધ અનિત્ય છે. એક દિવસ પહેલા જે મને પુત્ર તુલ્ય ગણીને સ્નેહથી ભણાવતા હતા, અને પિતાની માફક મને ઉપદેશ આપ્યા કરતા હતા, તે ભક્તિ ભાજન દેવોપમ અધ્યાપક ભટજી હાલ ક્યા ગયા? મામા! શુ કોઇ મરી ગયેલા માણસો પાછા પોતાના મનુષ્યોને મળી શકતા હશે? જો હુ આજ સ્વગમા જઇ શકત તો જરૂર ત્યા જઇને ભટજીના દર્શન કરત અને સાથે મારા માતાપિતા .."

આ સાધારણ વાત કરતા એકલા બશીધરનુ જ હૃદય ભરાઈ આવ્યું એમ નહી પણ સાથે સાથે તેમના મામા, મામી પણ વ્યાકુલ થઇ ગયાં. કેટલીક વાર તો બિલ્કુલ નિસ્તબ્ધતા છવાઇ રહી કોઇના મોમાંથી કંઇ ન નીકળ્યુ થોડી વારે તેમણે દીર્ઘશ્વાસ લઇ બીજી વાતનો પ્રસગ કાઢ્યો બંશીધરે પણ તેમા મન પરોવ્યુ. આમ આમોદપ્રમોદમા અર્ધી રાત વીતી ગઇ અહા! કોઇએ પણ ન જાણ્યુ કે બશીધરની આ પ્રસન્નતા અને આમોદપ્રમોદ એ સર્વ શૂળથી ભરેલા છે. બુઝતા દીવાના ક્ષણિક પ્રકાશની માફક આ ચમત્કાર પણ ક્ષણસ્થાયી છે, આ સર્વ કૌશલ્યતા તેમને ભુલાવામા નાખનાર છે, જેણે એક વાર પણ માતાપિતાને આજ સુધી સભાર્યા નહોતા, તે આજ શા માટે તેમના દર્શનને માટે વ્યાકુળ થઇ રહ્યા છે, તેનો કોઇએ વિચાર કર્યો

બંશીધરની સાથે હસતા રમતા સબસુખરામ સુતા હતા. તેમને શું ખબર કે બશીધરનુ આજનુ હસવુ તે છેવટનુ હસવુ હતુ અને જીવતાં સુધી પછી તેમના દર્શન થવાના નથી. એક દેશ અને એક કાલમા જીવતા રહેવા છતા પણ આ જન્મમા તો ફરી બંશીધરને જોવા નહી પામે, સુર્ય ઉદય થવા છતા પણ નેત્રો ઉઘડતા પ્રકાશને સ્થાને સર્વત્ર અધકાર છવાઇ જશે?

બશીધર સર્વને ગાઢ નિદ્રામા સુતેલા જોઇ ધીરે ધીરે પથારીમાથી ઉઠયા, અને બધે તપાસ કરી તો કોઇ જાગતુ નહોતુ. એટલે તેમણે પોતાના કપડા ઉતારી એક કોપીન માત્ર ધારણ કરીને સદાને માટે તે ઘેરથી

બહાર નીકળી પડયા. જે કલ્યાણીમા જન્મ થયો હતો, જ્યા માતા પિતાના ખોળામા બાલ્યજીવન ગાળ્યુ હતુ, જ્યા મામા મામીની છાયામા સુખથી યૌવન પદ મેળવ્યુ હતુ અને જેના સિવાય બીજે કાઇ તેમનુ મન ચોટતુ નહોતુ. આજે તે **स्वर्गादपिगरीयसी** જન્મ ભૂમિને પરીત્યાગ કરતાં, તેમને રડવુ ન આવ્યુ, ખેદ ન થયો કે દુઃખ ન થયું કેવળ **प्रसन्नवदन निस्तब्ध** નગરીમાથી બહાર નીકળી સ્થિર દૃષ્ટિથી કેટલીક વાર તે તરફ જોઇ રહ્યા અને કાંઇક વિચાર કરવા લાગ્યા ! તે પછી, શિખાસુત્રધર, કૌપીન માત્રને ધારણ કરી બંશીધર, એકલા કલ્યાણીથી ઉત્તર તરફ ચાલી નીકળ્યા

## ૭
## સ્વામીજીનું વેદાધ્યયન.

સવાર થતા જ્યારે સબસુખરામના ઘરના ઉઠયા ને જોયુ કે બંશીધર નથી, ત્યારે સર્વ ગભરાઈ ગયા સબસુખરામે પહેલા તો જાણ્યુ કે કઈ આમતેમ સુઇ ગયો હશે પણ જ્યારે તેમના પહેરવાના વસ્ત્ર પણ ખુટી ઉપર જેમના તેમ ભરવેલા હતા ત્યારે તેમના દુખની સીમા રહી નહી. તે સમજ્યા કે ખરે કાઇ દાળમા કાળુ છે કઇ તેણે કાલના દુખથી નદી કુવો તો નહી કર્યો હોય? કઇ રોષને લીધે જન્મ ભૂમિને ત્યાગ કરી કઈ ચાલ્યો તો નહી ગયો હોય? સબસુખરામ વીગેરે સર્વ ઘરના માણુસોએ મુખ મલીન મણિહીન સર્પની માફક નિસાસા નાખવા માડયા. અને તેની મામી વાછરડા વિનાની ગાયની માફક વ્યાકુલ થઈ ગઈ હતી, સમસુખરામે વસ્ત્રો જોયા તો તેને પહેરવાના સર્વ કપડા હતા. તેને તપાસતા તેમને એક પત્ર મલી આવ્યો કે જે બંશીધરે ઘેરથી જતી વખતે લખી અને મૂકયો હતો તે પત્રમા આ પ્રમાણે લખ્યુ હતુ.

" મામા !

" જે પ્રકારે હું આ ઘરમાં ખાલી હાથે એક દીવસ આવ્યો હતો. તેજ પ્રકારે આજ ખાલી હાથે જઉ છુ. આપ મારી ચિંતા ન કરશો. કેમકે વિશ્વભર સર્વના રક્ષક છે ! સસારમા જે આવે છે તે સર્વ લોકોને જવુજ પડે છે. આપ મારી શોધ ન કરશો હું જે માર્ગને ઘણોજ મોટા વિસ્તાર છે. અને જે માર્ગે ગયેલો ફરી પાછો આવતો નથી. તેવા માર્ગે જઉ છુ, આશા છે કે મારા જવાથી આપ અપ્રસન્ન નહીજ થાવ."

પત્ર વાચવા છતા પણ સદેહ દૂર ન થયો. મમતાને લીધે સબસુખરામે બધે તપાસ કરાવી પણ કઈ પત્તો ન મળ્યો. પરતુ દશ પદર દીવસ

પછી એક પ્રતિષ્ઠિત મનુષ્યે કહ્યુ કે, " મને બંશીધર રસ્તામા મળ્યા હતા. મેં પૂછ્યુ કે કયા જાવ છો, તો તેણે કહ્યું કે, ઉત્તર દેશમા જઇને બ્રાહ્મણને કરવાનુ જે કાર્ય છે તે કરીશ બ્રહ્મચારી થઇને વેદવેદાંતનું અધ્યયન કરી અને સંન્યાસી થઇશ. સસારમા ફસાવાથી શો લાભ છે ? " આ સંદેશો કહેનાર સ્વામીજીના મિત્રજ હતા તેમનુ નામ ' માનક પ્રભુ ' હતું આ સાભળી ઘરના માણસોને તે જીવતા જ છે એમ લાગ્યુ, અને જીવતા હશે તો ફરી મળશે એવી આશા બધાઇ, અને નિશ્ચય થયો કે બંશીધર આનદમા છે તે ભણવા ગયા છે, માટે કાંઈ ચિંતા નથી ખબર મળતાં સમજાવીને બોલાવી લાવીશુ

સ્વામીજી કલ્યાણીથી નીકળી પતિત પાવની ગોદાવરીના તટપર નાસિક ત્રમા પહોચ્યા જ્યા સસ્કૃતના મોટા મોટા વિદ્વાનો હતા માર્ગમા તેમને ઘણુ કષ્ટ પડયુ. પણ તે ગભરાયા નહિ. કેમકે, " **कार्यं वा साधयेय, शरीर वा पातयेयं** " એ એક તેનો મુળ મત્ર હતો

આ વખતે સ્વામીજીની ઉમ્મર સત્તર વર્ષની હતી છતા તેમનુ સુંદર સુડોલ અને બલિષ્ટ શરીર જોઇને લોક તેમને પચ્ચીસ વર્ષના જુવાન સમજતા હતા આજ કાલ હૈદ્રાબાદથી મનુષ્યને નાસિક જવુ એ કાઇ બહુ દુર નથી રેલ્વે, તાર કે સીધી સડક પણ નહોતી તે સિવાય તે વખતે મારફાડની બીક રહેતી હતી આ વખતે ઇ સ ૧૮૩૯ ની સાલ હતી. તે વખતે ભારતવર્ષના ગવર્નર જનરલ તરીકે લોર્ડ આકલેન્ડ હતા અને પ્રતિદીન અગ્રેજી રાજ્યનો વિસ્તાર થઇ રહ્યો હતો

આ વખતે સ્વામીજીનુ એકાકી નાસિક ક્ષેત્ર સુધી જવુ એ કાંઇ સાધારણ વાત નહોતી. જે આજ સુધી કઇ પણ એકલા ગયા નહોતા તે પુરૂષ આજે પોતાના દૃઢ વૃત્તને લીધે નદી, નદ, પર્વતોને ભેદી ધારેલા સ્થળે પહોચી ગયા આ વખતે નાસિક ક્ષેત્રમા પણ કાઇક વિલક્ષણતા હતી ત્યા પંડિત સ્વામી જેવા અનેક વિદ્વાનો વિદ્યાનુ દાન કરી રહ્યા હતા, સઘળા અગ્નિહોત્રના પવિત્ર ધુમાડાથી આકાશમડલ આચ્છાદીત અને સુગધિત થઈ રહ્યું હતુ, તેજ પ્રકારે ત્યાના વનસ્થલો બ્રહ્મચારિત્રોના વેદ ધ્વનિથી ગુંજાર્વ થઈ રહી હતી, અને તેથી તે વખતે દક્ષિણમા નાસિકને કાશી તુલ્ય સમજવામા આવતુ હતુ.

પંડિત સ્વામીરાજ પ્રસિદ્ધ યતિરાજ ગૌડસ્વામી છે, તેજ મહા પુરૂષના વિશુદ્ધાનદ જેવા અનેક વિદ્વાન શિષ્યો હતા, તેમનું ગુરુએ પાડેલુ

નામ સ્વામી તારક બ્રહ્માનંદ સરસ્વતી હતુ, પરતુ એ વખતે દક્ષિણ દેશના સન્યાસીઓમા તેમના જેવા બીજા પડિત નહોતા. જેથી તેમને સર્વે તો 'પંડિત સ્વામી' ના ઉપનામથી બોલાવતા હતા. સ્વામી વિશુદ્ધાનદજીએ તે વખતે તેમની પાસે ન ભણતા ગૃહસ્થ વિદ્વાન પાસેથી વિધિપૂર્વક બ્રહ્મચર્ય દિક્ષા ગ્રહણ કરી વેદ ભણવા લાગ્યા. ત્રણ વર્ષ સુધી નાસિકમા રહી 'સહિતા' વિગેરેને કઠસ્થ કરીને પછી વ્યાકરણમાં મન જોડયુ,

## ૮
## સ્વામીજીને ઝેર દેવુ.

બ્રહ્મચારી બશીધરજીની સર્વથી પ્રથમ અવધુત મહાત્માના ઉપદેશથી વિદ્યાધ્યયનમા પ્રવૃત્તિ થઇ હતી વિદ્યાને માટે તે વિદ્યાનુ ઉપાર્જન કરવા લાગ્યા નહોતા, પણ શાતિને માટે તેમનો આ યત્ન હતો. વિદ્યોપાર્જન કરી ધનોપાર્જન કરવાનો વિચાર તો તેમને સ્વપ્ને પણ નહોતો. કેમકે ધન અને ધનવાન પુરુષોને તે ઇચ્છતા નહોતા. બાલ્યાવસ્થામા અધ્યયનના આરભમા પાઠ મોઢે કરવો એ જેટલો સહેલો છે, તેટલો જ તેનો અર્થ સમજવો એ કઠિન છે સ્વામીજીએ સહિતાને કઠસ્થ કર્યા પછી અષ્ટાધ્યાયી અને અમરકોશને પણ મોઢે કર્યા હતા, તેમને વ્યાકરણશાસ્ત્ર ભણવાની ઘણી ઉત્કઠા હતી. જો કે દક્ષિણમાં વૈયાકરણાદિનો અભાવ નહોતો, તથાપિ દક્ષિણ કરતા વ્યાકરણાદિ અર્થશાસ્ત્રોમા ઉત્તરદેશ સર્વદા ઉત્તમ હોય છે, જેથી વિશુદ્ધાનદનું પણ તે તરફ ધ્યાન ગયુ. તેમણે પોતાના સહપાઠિયોને કહ્યુ કે "આજ કાલ ભણનારને ઉત્તરમા જેટલી અનુકુળતા મળી શકે છે, તેટલી બીજે મળતી નથી જે રીતે આ દેશના વેપારીઓ ત્યા થોડો વખત જઈ આવ્યા પછી વેપારમાથી ઘણું ધન એકઠુ કરીને અહીં લાવી શકે છે. તેવી રીતે અહિના વિદ્યાર્થીઓ ત્યા જઇને થોડા જ વખતમા મહાન વિદ્વાન થઇ શકે છે. જેથી વિદ્વાન થવુ હોય તેમણે તો મારી સાથે ઉત્તર તરફ આવવુ જોઇએ આ પ્રમાણે સ્વામીજીએ ઘણા વિદ્યાર્થીઓને સમજાવ્યા પણ કોઇ તેમની સાથે જવા તૈયાર થયુ નહિ. અને તેમને પણ ત્યા જવાનું ના કહ્યું અને કહ્યુ કે ક્યાં નાસિક અને ક્યા કાશી! ઘણોજ ભયકર રસ્તો છે તેમા ઠગ
હાથમાથી બચવુ એ ઘણુ જ મુશ્કેલીનુ કામ છે. ઘણા મુસાફરો તે રસ્તે ગુમ થઇ જાય છે અને તેમને ક્યાં મારી નાખ્યા તેનો પણ પત્તો મળી આવતો નથી. આવુ કહેવા છતા પણ વિશુદ્ધાનદને કાઇ ભય થયો નહિ,

એક દિવસ એક જગ્યાએ બેઠા બેઠા તે કાશીએ જવુ કે ન જવુ એ સંબંધી વિચારમાં વ્યાકુલ થઇ રહ્યા હતા કે, શુ કરવુ એવામા અકસ્માત કોઇનો અવાજ સાભળામા આવ્યો, તેથી તેમની સઘળી ચિંતા જતી રહી આખોમા આંસુ ભરાઇ ગયા હૃદય પ્રેમથી ઉછળવા માડયુ. અને પોતે પોતાને ભુલી ગયા, આ શબ્દ બીજો કોઇ નહોતો પણ પોતે પહેલા સાભળેલો "હર હર શકર મહાદેવ." નો હતો.

સ્વામીજીના ભક્તિપૂર્ણ હૃદયે, આ શબ્દ સાભળીને જ જાણી લીધું હતુ કે તે શબ્દ તે પરમહસનો મધુર સ્વર છે, પણ જ્યારે તે પરમહંસજીની પાસે ગયા અને તેમને જોતાજ તે ઓળખી ગયા ત્યારે તે પોતે ઘણાજ પ્રસન્ન થઇને, પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા પરમહસ તેમને જોઇ હસિત વદને બોલ્યા, "વત્સ? અકેલે આયે ઔર અકેલે જાઓગે ફીર સાથ કિસિકા હોના હૈ? જો કુછ કરના હો કરો, અબ યહા ઠહરના ઉચિત નહીં . . .."

પરમહસ સ્વામી જે પ્રકારે "હર હર મહાદેવ!" કહેતા કહેતા આવ્યા હતા તેજ રીતે તે ચાલ્યા ગયા પ્રથમવાર જ્યારે તેમના દર્શન વિશુદ્ધાનદજીને થયા હતા. ત્યારે તે તેમની સાથે વધુ વાતચિત કરી શક્યા નહોતા. તેથી પરમહસજી કોણ છે! ક્યા સમ્પ્રદાયના છે? તેમનુ નામ શુ છે? અને તે ક્યા રહે છે વિગેરે હકિકત જાણવાની આ વખતે ઘણીજ જીજ્ઞાસા હતી, પરતુ જ્યા સુધી તે તેમના પાસે ઉભા હતા ત્યાં સુધી તો આ વાતો તેમને સાભરી નહિ, અને જ્યારે સાભરી ત્યારે તો પરમહસજી ચાલ્યા ગયા.

નાસિકથી મુસાફરો ઔરગાબાદ જતા હતા તેમની સાથે વિશુદ્ધાનંદે પણ પ્રયાણનો આરભ કર્યો તેમણે તેમની સાથે સાથે કેટલાક ગાઉ સુધી મુસાફરી કરી, પણ કેટલેક દુર ગયા પછી તે મુસાફરોને શકા ઉત્પન્ન થઇ કે આ કોઇ ઠગોના બાતમીદાર તો નહિ હોય! એમ ધારી તેમને પોતાની સાથે આવવાની મના કરી દીધી જેથી સ્વામીજી એકલા પડયા. તેથી તેમણે દૌલતાબાદથી છ માઇલ ઉપર આવેલા ઇલુરૂયા ઇલોરાના માર્ગમા ૮૫૦ ફુટ ઉંચા પહાડના ઘાટપર કે જ્યાં ઇલોરાનુ જગતપ્રસિદ્ધ મંદિર પહાડમા કાતરીને બનાવેલું છે, ને જેની કારીગરી જોવાને ઘણે દુરના લોકો આવ્યાં કરે છે ત્યા જવાનો વિચાર કર્યો.

જ્યારે તે ઇલોરાથી દૌલતાબાદ તરફ જતા હતા ત્યારે એકજ દિવ-

સમા ઔરંગાબાદ પહોંચ્યા અને ત્યાંથી આગળ જતા હતા, તેવામાં રસ્તામાંજ તેમને તાવ આવ્યો. જેથી રસ્તામાંજ એક ખંડેર મળી આવ્યું ત્યાં તે ત્રણ દિવસ સુધી તાવે ફફડતા પડી રહ્યા. જ્યારે ત્રીજે દિવસે જરા તાવ ઉતર્યો ત્યારે ધીમે ધીમે પાસેના નાળામાંથી પાણી લાવી અને પીધું પણ ખાવાનું કાંઇ મળ્યું નહિ

એક દિવસ સંધ્યાકાળે બે હિંદુ મુસાફરો આવ્યા તે સ્વભાવે સીધા અને સરળ જણાતા હતા. તેમણે ત્યાં આવી તે ખંડેરમાં રસોઈ બનાવી અને ખાઇ લીધું. અને થોડું ઘણું ખાવાનું સ્વામીજીને પણ આપ્યું. આ પ્રકારે ત્રણ દિવસના કડાકા પછી કાંઇક ખાવાનું મળવાથી સ્વામીજી ખુશી થયા અને કાંઇપણ વિચાર કે પરપૂછ કર્યા વગર ખાઇ લીધું આ વખતે તે શું જાણે કે ખોરાકમાં ઝેર ભેળવેલું હતું ? અને આ ભલા જણાતા માણસો ઠગ હશે ? કે જે સ્વામીજીને પૈસાવાળા સમજીને અહીં આવ્યા હતા. પણ સ્વામીજીની પાસે તો કાંઇ પૈસા ટકા નહોતા, પણ ભણવાનાં પુસ્તક, ઓઢવા પાથરવાનાં વસ્ત્ર, અને એક બે વાસણ હતા, જેથી તેમને કાંઇ ભય રાખવાનું કારણ નહોતું. પણ આ બને ઠગો તો ધારતા હતા કે આજકાલ કેટલાક મોટા મોટા પૈસાવાળા માણસો માર્ગમાં ઠગોના ભયથી, બ્રહ્મચારી કે સંન્યાસિયોના રૂપમાં પોતાના માણસોની સાથે માલમતા એક ગામથી બીજે ગામ મોકલે છે કારણ કે તેમને નિર્ધન સમજીને તેમનું કોઈ નામ દેતું નથી. આ બ્રહ્મચારી પણ તેમાંનો એક હશે, અને આ પુસ્તકોની પોટલીમાં પણ કાંઇને કાંઇ દરદાગીના મળી આવશેજ.

ઝેર પેટમાં જતા સ્વામીજીનો કંઠ સુકાવા લાગ્યો, આંખો બંધ થઈ ગઈ, રગો ખેંચાવા માંડી, આટલું છતાં પણ તે ઠગોને તૃપ્તિ ન થઇ. તેમણે એક દોરડાથી તેમના હાથ પગ બાંધીને મોમાં ડુચો માર્યો, અને વસ્ત્રો તથા પુસ્તકોની પોટલીમાં મિલ્કત છે એમ સમજી, તે લઇને ચાલતા ગયા. નિ:સંદેહ સ્વામીજીના પુસ્તકોમાં ધન છુપાયલું હતું, પણ તે એવું ધન નહોતું કે જેને કોઇ ઠગ કે ચોર ગ્રહણ કરી શકે તે તો વિચિત્ર ધન હતું કે જેની કુંચી હમેશા સ્વામીજીની પાસે જ રહેતી હતી. વિદ્યાધન એવું નથી કે તેને કોઇ અનધિકારી ગ્રહણ કરી શકે, ઠગ લોકો તો પોતાના વિચાર પ્રમાણે સ્વામીજીને મારીને ચાલ્યા ગયા, પણ દૈવની ગતિ ન્યારી છે. જ્યારે તેમને ભાન આવ્યું, ત્યારે તેમણે પોતાને એક સુંદર સ્થાનમાં કોમળ શય્યામાં સુતેલા દીઠા.

વિશુદ્ધાનંદે આંખો ઉઘાડી તો ખરી, પણ થોડીવારે બંધ કરી દીધી. અને વિચારવા લાગ્યા કે આ સર્વ સુખ સ્વપ્નું છે. માટે જ્યાં સુધી ટકી રહે ત્યાં સુધી ઠીક છે હાલ તાવ પણ નથી કે પેટમાં પણ કાંઇ વ્યાધિ જણાતો નથી. પણ જ્યારે કોઇના બોલાવવાનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો ત્યારે તેમને સંદેહ પડયો, આંખો ઉઘાડીને જોયું તો પોતાની પાસે બે પુરૂષોને બેઠેલા જોયા કે જે તેમના દુખને માટે ચિંતા કરી રહ્યા હતા તેમાં એક યુવાન હતો અને બીજો વૃદ્ધ હતો યુવાનનો સૈનિકના જેવો અને વૃદ્ધનો પંડિતના જેવો દેખાવ હતો. તેમના સામું સ્વામીજી ઘણીવાર જોઇ રહ્યા, પણ ઓળખવામાં ન આવ્યા તે પ્રથમ દિવસની વાત યાદ આવતાં તે ગભરાઇ ગયા બંને ઠગોનું સર્વ કામ તેમણે જોયું હતું અને બોલવાની શક્તિ નહોતી તોપણ તેમની વાતો તેમણે સાંભળી હતી જેથી તેમણે ધાર્યું કે શું તે ઠગ તો મને અહીં લાવ્યા નહિ હોય ? માણુસ તો સારા જણાય છે. ઠગ હોય એવું લાગતું નથી, ત્યારે તે કોણ હશે ? એમ કલ્પના કરવા લાગ્યા વળી કેટલીકવારે આંખો ઉઘાડી અને પૂછયું કે "હું કયાં છું ? અહીં મને કોણ લાવ્યું ? અને આપ કોણ છો ?

આ સાંભળી યુવકે પ્રેમથી કહ્યું હતું કે, "આપ દૌલતાબાદમાં છો આ મારૂં મકાન છે હું અહીંનો પટેલ છું અને આ અમારા વૈદ્ય છે. આજ ત્રણ દિવસ થયા ઇલોરાના માર્ગમાં એક લુંટ થઇ હતી અર્ધી રાત્રે લુંટારાઓ મુસાફરોનો માલ લુંટીને નાસી ગયાની ખબર મળતાંજ અહીંના અમલદારે મને કેટલાક સવારોને લઇને તેમને પકડવા માટે મોકલ્યો લુંટારાઓ લુંટ કરીને આજુબાજુના ખંડેરોમાં છુપાઇ જાય છે, એવા ખ્યાલથી હું જે ખંડેરમાં આપ હતા ત્યાં ગયો અને જોયું તો બે માણસો હાથમાં કાંઇક લઇને તે ખંડેરમાંથી નિકળીને નાસતા દીઠા. તેમને બુમ મારીને મેં કહ્યું કે, જો તમે તમારૂં ભલું ઇચ્છતા હો તો ઉભા રહો, પણ તેમણે મારૂં કહેવું માન્યું નહિ જેથી અમે ગોળી ચલાવી જેથી તે બંને જણ મરણ પામ્યા મરતી વખતે એક ઠગે અમને કહ્યું કે, "એ ખંડેરમાં એક બ્રહ્મચારી પડયો છે કે જેને અમે ઝેર દીધું છે, તેને બચાવો." આમ કહેતાં કહેતાં તો તેનો જીવ ચાલતો થયો તેથી ઉતાવળે ઉતાવળે અમે તે ખંડેરમાં ગયા તો આપને તરફડતા જોયા. આપ બચશો એવી અમને આશા ન લાગી. કારણ કે મરતી વખતે માણુસને જે ચિન્હો જણાય છે, તે સર્વે ચિન્હો આપને થતાં જણાયા. તોપણ ઇશ્વર ઉપર ભરોસો રાખી અમે આપને અહીં ઉંચકી લાવ્યા, અને આ વૈદરાજની દવા કરાવી કે જેથી તમને હાલ

શાંતિ છે. કેટલીક વખત ઉલટી અને ઝાડા કરાવી પછી આપને એવી દવા આપી કે જેથી ઝેરની સર્વ અસર જતી રહી ત્રણ દિવસે આજ અમને લાગ્યુ કે અમારી મહેનત સફળ થઇ છે અને આપનો જીવ બચી ગયો છે એક બ્રહ્મચારી બ્રાહ્મણના પ્રાણને બચાવ્યો છે એથી વધુ આનંદની વાત અમારે માટે બીજી કઇ હોઇ શકે ? આપના પુસ્તકો અને વસ્ત્ર સર્વ અહી મૂક્યા છે હવે આપ ઘરને આપના ઘરતુલ્ય આ સમજી અને અહીજ રહો હવે કોઇ પણ જાતનો ભય નથી

૮

## ફરી પ્રયાણ

પટેલનુ નામ ગગાધર હતું, તે જાતે ક્ષત્રીય અને સ્વધર્મનિષ્ટ હતો તે ગૌબ્રાહ્મણની સેવા અને રક્ષા કરવાને માટે ઘણીજ પ્રીતિ ધરાવતો હતો સ્વામીજીને તે વખતે મૃત્યુ પાશમા ફસાયલા જોઇ તે ઘણોજ દુખિત થયો હતો અને તેમને હાલ આરામ થયેલો જોઇ તેમના આનદની કાઇ સીમા રહી નહોતી હાલ તેમની ઉમ્મર ત્રીસ વર્ષ કરતા વધુ નહોતી સ્ત્રી મરી ગઇ હતી પણ બીજીવાર લગ્ન કર્યું નહોતુ પ્રથમ સ્ત્રીને બે સતાન હતા એક પુત્ર અને એક કન્યા. તે પોતાની વૃદ્ધ માતા સાથે પોતાના બાળકોનુ પ્યારથી પાલન કરતો હતો, બીજી સ્ત્રી સાથે લગ્ન કરવાથી રખેને બાળકોને દુખ આવે, એ વિચારથી તે બાળકવત્સલ પિતા બીજી વાર લગ્ન કરતો નહોતો

કેટલાક દિવસ પછી જ્યારે સ્વામી વિશુદ્ધાનદજીને આરામ થઇ ગયો અને શરીરની નિર્બળતા દુર થઇ ગઇ, ત્યારે તે પોતાના પુસ્તકોને અભ્યાસ કરવાની સાથે પોતાના જીવન રક્ષક આશ્રયદાતા દયાળુ ગગાધરરાવના પુત્ર તથા પુત્રીને ભણાવવા લાગ્યા કોઇ કોઈ વાર ગગાધરની સાથે દેવગઢના પ્રસિદ્ધ ડુગરમાં પણ જતા હતા તેમની વાતચિતથી કિલ્લેદાર તેમના ઉપર ઘણાજ ખુશી થયા હતા, અને અનેક પ્રકારના સાધુ સજ્જનોના પ્રસગ સાભળતા હતા. સાયકાળે પોતાને ઘેર ગગાધર અને તેની માતાને 'ભક્તમાળ' ની કથા સભળાવતા હતા અને કોઇ કોઇ વાર વૈદ્યરાજની પાસે જતા હતા કે જેમણે તેમનો જીવ બચાવ્યો હતો. આમ પરિચય વધતાં સ્વામીજીનો તે સર્વની સાથે એક કુટુબ જેવો પ્રેમ બધાયો.

દોલતાબાદના કલ્લાને જોઇને સ્વામીજી કાળના મહિમાનો વિચાર કર્યો

કરતા હતા. આ દૌલતાબાદ પ્રથમ દેવગઢના નામથી પ્રસિદ્ધ હતું. પહાડની ટોચ ઉપર હાલ જ્યા નવાબનું નિશાન છે. ત્યા એક વખતે ક્ષત્રિયોનો વિજયધ્વજ ઉડી રહ્યો હતો ચૌદમી શદીના આરંભમા મહમદ તગલખ-શાહ દિલ્હિ ઉજડ કરીને ત્યાથી સર્વ દેવગઢ વસાવવાને લાવ્યો હતો પણ અતે તેને નિરાશ થઇને દિલ્હિ પાછુ જવુ પડ્યુ હતુ

દેવગઢના દુર્ગને જોઇને સદેહ થાય છે કે આ મનુષ્યોનો બનાવેલો હશે કે દેવ નિર્મિત હશે, એવો સુદર અને દુર્ગમ દુર્ગ મનુષ્ય તો બનાવી શકેજ નહીં, તે દેવનિર્મિત વસ્તુ આ પ્રકારે શુ દુર્દશામા પડતી હશે ? જે હોય તે ખરૂં " આ કિલ્લો મહાદેવની પીંડીની માફક એક ઉભા પહાડ ઉપર બનાવેલો છે તે ૫૦૦ ફુટ ઉચો અને ચારે તરફથી કાઇ પણ લાગ વગરનો છે આ પહાડની નીચેનો ભાગ ઘણુ ભાગે એવી રીતે છોલી છોલીને ભીતની માફક સીધો કરી દીધો છે. અને તે પછી દીવાલ છે આ ત્રણે દીવા-લોની બહાર લોકો વસે છે અને શહેરની બહાર પાછુ શહેર છે અંદર જવાને માટે સુરગની માફક પહાડની અદરને અદર પત્થર કોતરીને સીડીયો બનાવેલી છે, અને મશાલ શળગાવીને તે રસ્તે જઇ શકાય છે. પ્રથમ તો તે રસ્તો ઘણોજ સાકડો છે કે માણસને તેમા નમીને જવુ પડે છે, પણ આ-ગળ જતા ત્રણ ગજ પહોળો અને ત્રણ ગજ ઉચો છે વચમા વચમા એક માણસ જઇ શકે તેવો પાણી લાવવાને ખાઇ સુધીનો રસ્તો બનાવેલો છે કિલ્લાની અંદર ૧૬૦ ફુટ ઉચો મિનારો છે પહાડની ટોચ ઉપર એક પીતળની તોપ ૧૮ ફુટ લાબી અને બાર ગોળા વાળી છે, કિલ્લાની અદર અનેક પાણીના કુડો છે આ કુડ કોણે ક્યારે બનાવ્યો હશે તેનો કાઇ પત્તો મળી આવતો નથી. પણ જ્યારે પહાડને છોલી સરખો કરવાની તથા સુરગ કોતરવાની મહેનતનો ખ્યાલ કરીએ છીએ, તો અક્કલ પણ કશું કરતી નથી

દૌલતાબાદમા રહેતા સ્વામીજીને બે મહીના થઇ ગયા છે, ગમે તો પરસ્પર પ્રેમ પરાયણતાને લીધે કે ગમે તેમ પણ સ્વામીજી અહિ આવી મોહજાળમા ફસાયા હતા. જો કે તે પોતે ભણેલો વિદ્યા કે બ્રહ્મચર્યના નિયમોને ભુલ્યા નહોતા તથાપી કાર્ય તત્પરતામા શિથિલતા આવી ગઇ હતી, એક દિવસ સધ્યાકાળે કથા સભળાવતા હતા અને આખા દિવસનો થાકેલો ગગાધર, પોતાની માતા તથા બાળકોની સાથે કથા પ્રસગથી મ-નના થાકને દુર કરતા હતા, તે વખતે રાજર્ષિ ભરતનું ઉપાખ્યાન ચાલતું હતું ચક્રવર્તી મહારાજ ભરત કે જેના નામથી આ દેશનુ નામ ભારત

કહેવાય છે તે પોતાના સમગ્ર રાજ્યનો અને પુત્ર કલત્રનો ત્યાગ કરવા છતા પણ દયાવશ થઈ એક મૃગલીના બચ્ચાને પાળીને જે પ્રકારે તપોભ્રષ્ટ થયા હતા. એ સર્વ ઉપાખ્યાનને સ્વામીજી પ્રીતિપૂર્વક સભળાવતા હતા સહસા આ કથાએ તેમના હૃદયપર આઘાત કર્યો કે જેથી તેમની મોહનિદ્રા તુટી ગઇ.

આ વખતે તેમને જણાયુ કે જે દશા ભરતની થઇ હતી તેજ દશા હવે મારી થઇ ગઇ છે ભરત રાજ્ય અને પુત્રાદીને છોડી એક હરણીના બચ્ચામા પ્રેમથી ફસાયા હતા તેમ પોતે પણ પોતાના મામા, મામી,કુટુબનો ત્યાગ કર્યા છતા પણ આ નવા કુટુબમાં આવી ફસાયા છે ભગવાનની માયા વિચિત્ર છે, જે ધન અને ગૃહસ્થોનો સ્નેહ એકવાર બાધ્યો હતો તેનો ત્યાગ કર્યા છતા પણ પાછો ફરી વળી બીજુ કુટુબ બાધીને રહ્યો ? તો તેજ કુટુબમા રહેવુ હતું ત્યા શુ દુઃખ હતું કે તેનો ત્યાગ કર્યો ?

કથા થઇ રહ્યા પછી ગગાધર સાથે સ્વામીજી હમેશા કાઇને કાઇ વાર્તાલાપ કરતા હતા, પણ આજે કાઇ બોલ્યા નહિ જેથી ગગાધરે પૂછ્યુ કે આજ કેમ ઉદાસ છો ! તે ઉપરથી સ્વામીજીએ સર્વ વાત કહી સભળાવી અને કહ્યુ કે હવે મારે અહીંથી સત્વર પ્રયાણ કરવુ જોઇએ. હુ જે કાર્યને માટે નીકળ્યો છુ તે કાર્ય કરવાને માટે હવે મારે સત્વર અહીંથી ચાલ્યા જવુ જોઇએ એજ વિચાર કરતો હતો.

ધર્માત્મા ગગાધર, સ્વામીજીએ જવાની આજ્ઞા માગવાથી દુખિત થયા. પણ તેમણે ખુશીથી આજ્ઞા આપી. અને પ્રવાસમા જે જે સામાન જોઇએ તે લઇ જવાને જણાવ્યુ વળી થોડુ ઘણુ દ્રવ્ય રાખવા પણ જણાવ્યુ. પણ સ્વામીજીએ તેનો સ્વિકાર ન કર્યો. અને પોતાની પાસે પડેલા જે જે વસ્તુઓ હતી તે પણ અહી મૂકી જવા વિચાર જણાવ્યો માત્ર પુસ્તકોજ સાથે લીધા ગંગાધરે ઘણો આગ્રહ કરીને ટાઢ ન વાય તે માટે એક ગોદડી આપી તથા મુસાફરીને માટે એક ઘોડો આપ્યો. ગોદડી વગર ટાઢ ખમવી મુસ્કેલ હતી અને ઘોડા વગર આટલે દુર પહોચવુ એ દુસાધ્ય હતું, અને તે કાઇ એવી મિલ્કત નહોતી કે જે સાથે હોવાથી નુકશાન કરે.

સ્વામીજી પુસ્તકો, ગોદડી તથા ઘોડુ લઇને ચલ્યા. ગગાધર કેટલેક દુર તેમને વળાવા ગયા જતી વખતે એક કવરમા બીડેલો પત્ર સ્વામીજીને તેમણે આપીને કહ્યું કે, આ પત્રમાં ખાસ જરૂરી વાતો લખેલી છે જ્યાં આપને કાંઇ અડચણ પડે કે કાઈ વસ્તુની જરૂર જણાય ત્યાં આ પત્રને વાંચજો. જેથી આપની અભિલાષા પુરી થશે. સ્વામીજીએ આ પત્રને ભગા-

મણુ પત્ર કે હુંડી હશે એમ માની અને લીધો. તેમને શું ખબર હતી કે આ પત્રમા શુ હતું ? આ પત્ર કાઈ હુ ડી કે ભલામણુપત્ર નથી પણુ તે તો ગ ગાધરે ગોદડીમા છુપાવેલા દ્રવ્યના તાળાની કુચી હતી.

વિશુદ્ધાન દના વિયોગથી ગ ગાધરના ઘરમા શોક છવાઇ રહ્યા દેવગઢ વા દૌલતાબાદથી સ્વામીજી હાલ ઔર ગાબાદ પહોચ્યા. ઑકારનાથ, ભગવાન મહેશ્વરના દ્વાદશ જ્યોતિર્લિંગોમાના એક છે આ સ્થાન નર્મદા નદીના પવિત્ર કિનારા ઉપર આવેલુ છે ત્યા હોલ્કરનુ રાજ્ય છે. આ દિવસે અહીં આમ તેમથી ઘણા સન્યાસી અને બ્રાહ્મણો આવ્યા હતા. જે સદાશિવના આરાધનમા તત્પર રહ્યા કરતા હતા એક દરિદ્ર કાન્યકુબ્જ બ્રાહ્મણ જે ઉમ્મરમા એશી વર્ષનો હશે તે મધુર સ્વરે " દારિદ્ર દુ ખ દહનાય નમઃ શિવાય " આ સ્તોત્રનો મ દિરની સામે હમેશા પાઠ કર્યા કરતો હતો, પાઠ કરતાં બ્રાહ્મણનો કઠ રૂકાઇ જતો અને નેત્ર આંસુઓથી ભરાઇ જતા. પૂછતા જણાયુ કે આ પુત્રહીન વૃદ્ધ બ્રાહ્મણને ચાર પુત્રી કુવારી હતી-મદાન્ધ ધનવાન પુરૂષોની ઉપેક્ષા અને પોતાના કાન્યકુબ્જ ભાઇઓના આ વિવાહની રીતભાત કે જેમા કન્યાદાન કરવામા ઘણા દ્રવ્યની જરૂર પડતી હતી તેથી તે વૃદ્ધ પુરૂષ દુઃખિત થઇ મહેશ્વરના દરબારમા પોતાના દુ ખને રડતો હતો.

સ્વામી વિશુદ્ધાનદે જાણ્યું કે આ વૃદ્ધ બ્રાહ્મણને આ પ્રકારે રડવાનુ ફળ શુ નહિ મળે ? અવશ્ય મળશેજ કેમકે ઇશ્વર સર્વ શકિતમાન છે. અને તે આ બ્રાહ્મણનો પોકાર જરૂર સાભળશેજ આ વખતે સ્વામીજીને ગ ગાધરરાવનો પત્ર યાદ આવ્યો અને જો પત્રથી એ બ્રાહ્મણનુ દુ ખ દુર થાય તો તે કરવુ જોઇએ એમ વિચાર કરી પત્ર ઉઘાડીને જોયુ તો તેમા આ પ્રમાણે લખ્યુ હતું

મહાશય !

શ્રીમાનના સમાગમથી જે આનદ ને સુખ અમને થયું હતું તે લખી બતાવવુ એ સહેલુ નથી થોડાજ દિવસમા અમારી જેવી ભકિત અને પ્રેમ આપના પ્રતિ ઉત્પન્ન થયા છે એવો પ્રથમ કોઇ ના પ્રતિ થયો નથી. આપે જવાનો આગ્રહ કર્યો તો તેમા અમે વીઘ્ન નાખી શકયા નથી પણ આપ જેવા સત્પાત્ર બ્રાહ્મણ અમારી પાસેથી ખાલી હાથે જાય તે અમને રૂચતુ નથી આપ દ્રવ્ય ગ્રહણ કરતા નથી, પણ આ જગત્મા દ્રવ્ય વિના કામ ચાલવુ મુશ્કેલ છે વાત વાતમા તેની જરૂર પડે છે એથી આપની આજ્ઞા વિના પણ થોડી ઘણી મહોરો મે આ ગોદડીમા છુપાવી રાખી છે, કે જેનો

સહજમાં પત્તો ખાઇ શકે તેમ નથી. જ્યા જ્યાં મોટા ટાંકા મારેલા છે, અને જેને આપ જુના ધાગા જેવુ સમજો છો ત્યા સર્વ જગ્યાએ મહોરો છે આશા છે કે આપને તે કોઇ વખતે કામ આવી જશે.

આપના પઠન પાઠનમા વિઘ્ન ન હોય તો કોઇ કોઇ વખતે આ દાસને પણ યાદ કરતા જશો.

આપનો ચરણ સેવક

ગંગાધરરાવ.

આ પત્ર વાચી સ્વામી વિશુદ્ધાનંદ ઘણુજ પ્રસન્ન થયા. ગોદડીને ફાડીને જોયુ તો ગીનીઓનો ઢગલો થઇ ગયો હવે સ્વામીજીને જણાયું કે ગોદડી આટલી બધી ભારે કેમ લાગતી હતી જેને તે ધાગા જેવી ને માત્ર ઘોડા ઉપર નાખવાના ધાસીયા તરીકે સમજીને આમતેમ ફેંકી દેતા હતા, તેમા એક બ્રાહ્મણના "દારિદ્રદહન" ની શકિત ભરી હતી સર્વે મહોરો તેમણે બ્રાહ્મણને સોંપી દીધી. પ્રથમ તો તે મહોરો ચોરીની હશે એમ સમજી તે બ્રાહ્મણે ન લીધી પણ બહુ આગ્રહ કરવાથી તેણે તેનો સ્વિકાર કર્યો અને પોતાની ભકિતનું ફળ મળ્યુ એમ સમજ્યો.

૬

## સ્વામીજીને સુખ દુઃખનો અનુભવ.

સ્વામીજી ઓંકારનાથજીથી ઉજ્જન આવ્યા ત્યા કોઇએ વાત કરી કે, મહાકાળેશ્વરના મંદિરમા શિવ પચાક્ષર મત્રનો જપ કરવાથી સર્વ પ્રકારની કામના પુરી થાય છે આથી સ્વામીજીએ ત્યા વિધિપૂર્વક જપ કર્યો અને ભકિતભાવથી ભગવાન મહાકાલેશ્વરની આરાધના કરીને વિદ્યાનું વરદાન માગ્યુ. મહાદેવજીના દ્વાદશ જ્યોતિર્લિંગોમાના ઉજ્જેનના મહાકાળેશ્વર પણ એક છે, જે પ્રકારે કાશીવિશ્વનાથના દર્શનને માટે કાશીમાં ઘણે દુરથી યાત્રાળુઓ આવે છે તેજ પ્રકારે ત્યા પણ દેશ દેશાનરથી આવેલા યાત્રાળુઓનો સમાગમ થાય છે તે દિવસે કોઈ પર્વને લીધે ત્યા વધુ ભીડ હતી. તેમની ઇચ્છા તો એવી હતી કે રાતદિવસ મદિરમા મહાકાળેશ્વરજીની જ સમીપ રહેવુ પણ ભીડ ઘણી હોવાથી ત્યા અધિક વખત તે રહી શકયા નહીં. જે દ્રવ્ય પાસે હતું તે તો સત્ર દાનમા આપી દીધું. પુસ્તકો સિવાય બીજુ કોઇ પાસે નહોતું. અન્નક્ષેત્રમા જઇને ભોજન કરવુ એ જાતીપ્રથા અને તેના વિચારથી વિપરીત હતું. ભિક્ષાવૃત્તિ સિવાય હવે બીજો કોઈ જીવનનો ઉપાય જ નહોતો પણ ઉજ્જેનમા ભિક્ષા માંગવી પણ તેને સ્વિકાર

ન કર્યો. તેમ કરવુ તે પોતાના પુજા પાઠમા વિઘ્નકર્ત્તા છે એમ પોતે સમજ્યા.

ઉજ્જૈનમા એક મારવાડીને એવો નિયમ હતો કે તે હરરોજ સેકેલા ચણા ઘાટે ઘાટે ગરીબ ગરબાને વહેચાવતો હતો સ્વામીજી જ્યા હતા ત્યા તે રોજ આવતો અને નિયમાનુસાર બે મુઠી ચણા તેમને પણ તે આપતો ને તેના આધારે તેમણે પોતાનો નિર્વાહ ચલાવવા માડ્યો અને જ્યા સુધી રહ્યો ત્યા સુધી બે મુઠી ચણામાજ તેમણે આનદ માન્યો તે પછી સ્વામિજી ઉજ્જૈનથી ઇંદોર થઇને સિધિયાની રાજધાની ગ્વાલિયરમા આવ્યા તે વખતે તે મોટા મોટા પડિતો રાજધાનીની શોભા વધારતા હતા સિધીયાને ત્યા તેનો મહાન આદર હતો દાન ધર્મને માટે ગ્વાલિયરનો ખજાનો ખુબ ભરેલો હતો સ્વામિજીએ સાભળ્યુ હતુ કે આ વખતે ગ્વાલિયરમા ઘણોજ સારો વિદ્યાભ્યાસ થતો હતો તેથી તે ત્યા આવ્યા હતા. તેમને શું ખબર હતી કે આ વખતે ગ્વાલિયરમા જવુ તે વિપત્તિના ખાડામા પડવા તુલ્ય છે

સને ૧૮૪૩ ની સાલમા રાવ સિધીયાનો પરલોકવાસ થયો હતો તેમને કાઇ સતાન નહોતુ જેથી રાણી તારાબાઇ કે જે વખતે તેર ચૌદ વર્ષની હતી તેણે પોતાના કુટુબનો એક આઠ વર્ષનો છોકરો જયાજીરાવ નામનો દત્તક લઇને તેને પોતાના ધણીની ગાદી ઉપર બેસાડી દીધો રેસીડેન્ટની સમતિથી મહારાજના મામા સાહેબ રાજકાર્ય ચલાવવા લાગ્યા એ વાત તેજદ્વેષી દાદા ખાસગીવાલથી સહન થઇ શકી નહિ તેમણે રાણીજી મળીને મામાસાહેબને રાજકારભારમાથી કહાડી મુકી સર્વ સત્તા પોતાના હાથમા લીધી જેથી સિધીયાની સેનામા ખટપટ જાગી અને ફુટ પડી કેટલાક લોક દાદા ખાસગીવાલની તરફ થયા અને કેટલાક બાપુ સિતોલીયાના તરફ થયા બને પક્ષ વચ્ચે યુદ્ધ થયુ અને એક બીજાના આદમીને પકડી કેદ કરવા માડ્યા. આ વખતે સ્વામીજી બાપુ સિતોલીયાના સ્નેહી સરદારને ત્યા એક પડિતની પાસે અભ્યાસ કરતા હતા દાદા ખાસગી તરફના માણસોએ રાત્રે ચઢાઇ કરી તેમા તે સરદાર માર્યો ગયો અને તેનુ ઘર લુટી લીધુ. તેમાં કેટલાક મનુષ્યોની સાથે સ્વામીજીને પણ કેદ કરી અને એક ઓરડીમાં પુરી દીધા

બુદ્ધિમતી રાણી તારાબાઇએ પરસ્પર યુદ્ધ કરનારી સેના અને રાજ્યનો વિનાશ થતો જોઇને સેનાને અટકાવી દાદા ખાસગીવાલાને કેદ કરીને આગ્રે મોકલી દીધા અને બાપુ સિતોલીયા દિવાન થયા. તેમણે જ્યારે પો-

તાના મિત્રને મારી નાખ્યાની અને તેના મનુષ્યોને કેદ કર્યાની વાત જાણી ત્યારે તેણે તે કેદીઓને છોડી મુકયા જે વખતે તે કેદીઓ ભુખે તરફડીયા ખાતા હતા. જો તેમને આજે છોડયા ન હોત તો તે સર્વે મરી જાત

તે પછી સ્વામીજીની સાથે સિતોલિયાનો વિશેષ પરિચય થઇ ગયો હતો પંડિત રામકૃષ્ણ શાસ્ત્રી કે જેમની સાથે સ્વામીજી કેદમા પડયા હતા અને જે બાપુ સિતોલીયાના મરણ પામેલા મિત્રના ધર્મગુરૂ કૃપાપાત્ર હતા તેજ આ પ્રમાણે તેમનો પરિચય કરાવનાર હતા. બને જણ કેદમા સાથે રહ્યા હતા ત્યા પંડીતજીએ સ્વામીશ્રીને કહ્યુ કે—

"બ્રહ્મચારીજી! વિપત્તિ પડતા સર્વને ઘર સાભળે છે અને હાહાકાર કરે છે પણ આપ તો વિપત્તિમા પણ કોઇને સભારતા નથી એ શુ? આપ શુ કરો છો? શુ ભણ્યા છો' એ તો તમે મને કહ્યુ પણ હજુ સુધી તમે તમારો પૂર્વ પરિચય આપ્યો નથી!

સ્વામીજીએ કહ્યુ—"પંડિતજી! જે મનુષ્ય કદી કોઇ વખતે અચાનક દુખમા આવી પડે છે તે દુખ પડતા ગભરાઇ જઇને રડે છે અને સ્વજનોને સભાળે છે પણ દુખ અને વિપત્તિ સર્વદા જેની સાથેજ હોય છે તેને રડવુ આવતુ નથી, આપને દુખ પડ્યુ તે મારી સાથે રહેવાનુ ફળ છે"

એમ કહી પછી સ્વામીજીએ પોતાની હકીકત કહી સભળાવી તે સાભળી પંડિતને ઘણુ જ આશ્ચર્ય લાગ્યુ અને તે પછી તે સ્વામીજીના ગૌરવને સમજવા લાગ્યા

તે પછી પંડિતજી તથા સ્વામીજી ગ્વાલિયરમાથી નીકળી વિઠુર ગયા વિઠુર એ હિંદુઓની જાત્રાનુ સ્થળ છે. વિઠુર એ ભગવતી ભાગીરથીના પુણ્યતટ ઉપર આવેલુ છે ત્યા પંડિત રામકૃષ્ણ શાસ્ત્રીજી સ્વામી વિરજાનંદજીને સાથે લઇને પોતાના માનનિય મિત્ર પંડિત રાઘવેન્દ્રાચાર્યજીના આશ્રમમાં પહોચ્યા. તે વખતે કુશળ સમાચાર પૂછ્યા. તે પછી પંડિતજીએ હસીને કહ્યુ કે શ્રીનાથને ભેટ કરવાને માટે આજે મારી પાસે આ વિદ્યાર્થીના સિવાય બીજુ કોઇ નથી આ વિદ્યાર્થીને આપ સાધારણ વિદ્યાર્થી ન સમજશો એ એક મહાપુરુષ છે જેમ તપસ્વી વિશ્વામીત્રે પોતાની શસ્ત્રવિદ્યા દશરથકુમાર શ્રીરામચંદ્રજીને આપી હતી તેવી રીતે આપની સસ્કૃત વિદ્યા આપ તેમને આપશો

આ સાભળી આચાર્યશ્રીએ હસતા હસતા ઉત્તર આપ્યો કે, ઘણીજ ખુશીથી સૌભાગ્યશાળી વિશ્વામિત્રે જે પ્રકારે દશરથકુમાર રામચંદ્રજીને

પોતાના આરાધ્ય મમજીને સ્વિકાર કર્યો હતો તેવીજ રીતે હું પણ તેમને ગ્રહણ કરૂં છું."

પંડિત રામકૃષ્ણ શાસ્ત્રી, સ્વામી વિશુદ્ધાનંદજીને અનેક પ્રકારની શિખામણ આપીને ત્યાંથી પાછા ગયા. સ્વામીજીના હૃદયમાં આચાર્યના દર્શનથીજ અપાર આનંદ અને ભક્તિભાવ ઉત્પન્ન થયો હતો. તેમણે માન્યું કે અહીંજ મનોરથ પૂર્ણ થશે. સ્વામીજીની ઉપર આચાર્યશ્રીનો પ્રેમ ઉત્પન્ન થયો, અને સ્વામીજીએ ચિત્ત સ્થિર રાખીને અભ્યાસ શરૂ કર્યો. ત્રણ વર્ષમાં તો સિદ્ધાન્ત કૌમુદિ, મનોરમા, શબ્દેન્દુશેખર, પરિભાષેન્દુ શેખર અને મહાભાષ્ય જેવા વ્યાકરણના સર્વ ગ્રંથોનો અભ્યાસ અલૌકિક પ્રતિભા સમ્પન્ન ગુરૂભક્ત સ્વામીજીએ કરી લીધો.

એક દિવસ આચાર્યશ્રી રાઘવેન્દ્રાચાર્યજી પોતાના સર્વ શિષ્યોની સાથે ગંગા તટપર સન્ધ્યોપાસના કરી રહ્યા હતા. ચોમાસાનો વખત હતો જેથી ગંગાજીમાં પુર આવતું હતું તેવામાં અકસ્માત એક વિદ્યાર્થીનો પગ લપસ્યો અને તે પ્રવાહમાં તણાવા લાગ્યો. તેણે તણાતાં તણાતા બુમ પાડી કે "ગુરૂજી બચાવો, હું તણાઇ જઉં છું." કિંકર્તવ્ય વિમૂઢ, દયાળુ ગુરૂએ પાસેના શિષ્યને ગભરાઇને કહ્યું કે "જુઓ, ડુબી ન જાય, તેને કહાડો." એ સાંભળતા જ સ્વામીજી નદીમાં કુદી પડયા અને તણાતા શિષ્યની પાસે જઇ પહોચ્યા. જોતજોતામાં બન્ને જણ અદશ્ય થઇ ગયા. સાથેજ ઘોર અંધકારને ફેલાવી દીધો.

ગુરૂજીએ નદીને કિનારે કેટલેક દૂર સુધી બીજા વિદ્યાર્થીઓને શોધ કરવા મોકલ્યા હતા. પણ તે સર્વે પાસે આવીને કહ્યું કે "ગુરૂજી કાંઇ પત્તો લાગ્યો નહિ." એક વિદ્યાર્થી તો ગયો પણ સાથે બીચારા સ્વામીજી પણ ગયા એમ વિચારતા સર્વ દુ:ખી થતા હતા.

બીજે દિવસે સર્વ શોકમાં લિન થઇને હવે શું કરવું તેની વાતો કરતા હતા તેવામાં સ્વામી વિશુદ્ધાનંદ સાથે તણાઈ ગયેના વિદ્યાર્થીને લઇને અચાનક આવી પહોચ્યા અને ગુરૂજીને પ્રણામ કરી સર્વના શોકને આનંદમાં બદલી નાખ્યો. તેમને જોઇ ગુરૂજીએ સ્વામીજીને હર્ષથી પોતાના હૃદય સરસા ચાંપી આશીર્વાદ આપ્યો કે મારી સર્વ વિદ્યાનો તારા અંતઃકરણમાં પ્રકાશ થાવ.

સ્વામીજી તે વિદ્યાર્થીની પાછળ પડયા, તેને પકડી લીધો અને તણાતાં તણાતા ઘણે દુર જઇ એક કિનારે નીકળ્યા, ત્યાં થોડીવારે એક નાવ આવતું જણાયું. તેને બુમ મારી અને બન્ને જણ પછી તે નાવમાં બેસી

સવારે ગુરૂજી પાસે આવ્યા હતા એ સર્વ વાત સ્વામીજીએ ગુરૂજીને કહી સંભળાવી. તે સાભળી ગુરૂ રાઘવેન્દ્રાચાર્યજી પ્રસન્ન થયા.

ગુરૂ કૃપાથી વિશુદ્ધાનંદ જે પ્રકારે પ્રશંસિત થયા તે પ્રકારે શાસ્ત્રાર્થમા પણ વિજય મેળવવા લાગ્યા, સ્વામીજી જ્યારે પોતાને વ્યાકરણરૂપી મહાસમુદ્રમા પારગત થયા ત્યારે પછી તેમના સન્યાસોન્મુખ ચિત્તમા યોગ વિદ્યાનો અભ્યાસ કરવાની લાલસા થઈ, જેથી તે યોગમાર્ગમા કુશળ અનેક સન્યાસીઓ ઉત્તર દેશમા છે એ સાભળી તે વિઠુરમાથી હરિદ્વાર તરફ જવા રવાના થયા, કારણ કે સદ્‌ગુરૂ રાઘવેન્દ્રાચાર્યે તેમને કહ્યુ હતુ કે, અમે જો કે યોગશાસ્ત્રના સર્વ ગ્રંથોને ભણાવી શકીએ છીએ, તથાપિ ક્રિયા સહિત અધ્યાપન કાર્યમા અમે સમર્થ નથી. હરિદ્વારની ઉત્તર પ્રદેશમા સમસ્ત યોગિયોનો નિવાસ છે. માટે ત્યા તે વિદ્યાની પ્રાપ્તિ થશે.

વિઠુરથી હરિદ્વાર પહોચતા ત્રણ ચાર માસ લાગ્યા. જે હરિદ્વારમા ભાગીરથીનુ અપૂર્વ દશ્ય છે. જ્યા સ્વર્ગ દુર્લભસુધાનો પ્રવાહ સુલભ છે, જ્યા એક દિવસ મહાત્મા મૈત્રેય અને વિદુરનો સંવાદ થયો હતો અને શ્રીમદ્‌ભાગવતની કથા સભળાવી હતી, તે હરિદ્વારને જોઇને સ્વામીજી બહુજ પ્રસન્ન થયા હરિદ્વારની દક્ષિણે ' કનખલ ' મા જ્યા દક્ષેશ્વર મહાદેવનુ પ્રસિદ્ધ મંદિર છે અને જ્યા ભગવતિ દાક્ષાયણીનો પવિત્ર ચરિત્રનુ સ્મારક છે તે પ્રસિદ્ધ સ્થાનમા સ્વામીજીએ જઇને નિવાસ કર્યો

## પરમહંસજીનો શરીર ત્યાગ.

હરિદ્વાર કરતાં કનખલ એકાન્ત સ્થાન છે, જપ કરવાવાળાને તો ત્યા ઘણીજ અનુકુળતા છે સ્વામી વિશુદ્ધાનંદે નિશ્ચય કરી દીધો કે આસપાસના તિર્થોમા પર્યટન કરીને અહીં કોઇ સન્યાસીની પાસે યોગાભ્યાસ કરીશુ અને જો અહીં કોઇ એવા ગુરૂ નહી મળી શકે તો જ્યા મળશે ત્યા તેજ શિખીશુ, પરંતુ તે પછી અભ્યાસ તો જરૂર અહી આવીને જ કરીશુ.

આજકાલ કનખલક્ષેત્ર પ્રાણ વગરના જેવુ થઈ રહ્યુ છે. રાજા મહારાજાઓની મોટી મોટી ધર્મશાળાઓ અને ધર્મસ્થાનો ઘણે ભાગે સર્વ શૂન્ય પડયા છે, અથવા તે ઉપર જેનો અધિકાર ન થવો જોઇએ તેમનો અધિકાર થઇ પડયો છે પાઠશાળાઓ છે પણ વિદ્યાર્થિઓ કે શિક્ષકો નથી. અને કોઇ જગ્યાએ છે તો ત્યા અન્નનુ દુઃખ ભોગવે છે. પરંતુ તે વખતે એમ નહોતુ ધર્મસ્થાનો ધર્મિષ્ટ મનુષ્યોથી ભરેલા હતા. અધ્યેતા અને અધ્યાપકો ભોજનને માટે નિશ્ચિત હતા શેઠ શાહુકારો તેમનો સત્કાર કરતા હતા. આ વખતે અહી સાધુ સન્યાસી પણ નિષ્પરિગ્રહ સાચા સન્યાસી

હતા. અને એજ કારણથી સ્વામીજીને આ વખતે આ સ્થળ ઘણુંજ અનુકૂળ જણાયું

કનખલમા કેટલાક દિવસ રહી પછી સ્વામીજી બદ્રિકાશ્રમ પધાર્યા. તે પર્વતાધિરાજ હિમાલયની લોકશાસ્ત્ર વિશ્રુત વિભૂતિને જોતા જોતા વિશ્વકર્માના અચિન્ત્ય વૈભવનુ સ્મરણ કરતા ચાલ્યા

બદ્રિકાશ્રમમા જ્યા અલકનદાનુ એટલુ સુશીતલ જલ છે કે સ્નાન તો શુ પણ સ્પર્શ કરવો તે પણ અસહ્ય જણાય છે, ત્યા પાસેજ તપ્તકુડ વિદ્યમાન છે જે જોવાથી વિશ્વકર્તાના નિર્માણ કૌશલનુ ઉત્તમ જ્ઞાન થઈ શકે છે, અને એની મેળેજ પ્રભુને ધન્યવાદ આપી દેવાય છે, ધન્ય છે પ્રભો! જે લોક સસારનો ત્યાગ કરીને હિમાલયમા નિવાસ કરે છે, તેમને આપે તે સાત્વિક સમ્પત્તિ આપી છે કે જેની આગળ જગત્ માત્રની રાજસી સર્વ વિભૂતિઓ તુચ્છ છે

બદ્રિકાશ્રમમા આવેલા પરમહસ, યોગી, અને સન્યાસિઓના દર્શન કરીને તેમની પાસેથી યોગ સબધી જ્ઞાન મેળવવાની સ્વામીજીએ જીજ્ઞાસા કરી સૌભાગ્યથી એક યોગીરાજની સાથે તેમનો સબધ થયો, તેમણે કહ્યુ કે, "બદ્રિકાશ્રમના ઉત્તમ અધિકારી તેજ મહાપુરુષ છે કે જે યોગાભ્યાસ અને આત્મજ્ઞાનથી પોતાને નિષ્પાપી કરીને યોગારૂઢ વા જ્ઞાની કહેવરાવવાને અધિકારી બને છે જે યોગના ઉચા માર્ગ પર ચઢવા માગે છે અને જીજ્ઞાસુ અર્થાત્ જેને આત્મતત્ત્વ વા યોગશાસ્ત્રને જાણવાની ઇચ્છા છે તેમણે જાણવુ જોઇએ કે નીચેજ હરિદ્વાર હષીકેશાદિમા પ્રથમ પોતાના અધિકારને મેળવવો જોઇએ "

અધિક ટાઢને લીધે બદ્રિકાશ્રમમા કોઇ રહી શકતુ નથી સર્વ લોક ત્યાથી દેવપ્રયાગ વિગેરે સ્થાનોમા ચાલી જાય છે, અને બદ્રિકાશ્રમના મુખ્ય અધ્યક્ષ કે જે "રાવલ" કહેવાય છે, તે પોતાના સરસામાન સાથે "જ્યોતીર્મઠ" મા કે જેનુ મૂળ નામ જ્યોતિર્મઠ છે ત્યા આવી રહે છે છ માસ સુધી ભગવાન બદ્રિનારાયણજીનુ ત્યા પૂજન કરવામા આવે છે આશ્રય બરફની નીચે દબાયેલો રહે છે (જુઓ હીંદુસ્તાનની તીર્થયાત્રા કીં ૩ ૭)

યોગીરાજ સ્વામીજીને પોતાની સાથે 'જ્યોતીર્મઠ'મા લાવ્યા કેમકે તે જ્યોતીર્મઠની પાસે જ વિશ્નુ પ્રયાગમા હિમાલયના એક નિવૃત્ત અને ગુપ્ત સ્થાનમા રહેતા હતા. કદી દયાળુ યોગીરાજ તેમની પાસે આવતા અને કદી એ તેમની પાસે જતા પણ રાત્રિયે તે પોતાના સ્થાનમા તેમને રહેવા દેતા નહિ, તેમજ તે પણ કદિ તેમની પાસે જતા નહિ એથી કદી કદી

ચાર પ્રાય માઇલ સ્વામીજીને આવવુ જવુ પડતું, તથાપિ યોગ ક્રિયા અને યોગશાસ્ત્ર સર્વનું રહસ્ય થોડાજ દિવસમા તેમણે જાણી લીધુ હતું.

હિમાલયના સર્વ દર્શન કરવા લાયક તિર્થસ્થાનોને જોઇને સ્વામીજી હૃષિકેશમા આવ્યા હૃષિકેશનુ વન તે દિવસે ખરેખર "તપોવન" જેવુ હતું. ત્યા એક ભરતના મંદિર સિવાય બીજુ કોઇ પાકું મકાન બાધેલુ નહોતુ. ધર્મશાળા નહોતી અને સદાવર્ત્તનો પણ ઠાઠ નહોતો આજ કાલની માફક 'સાધુ' નામ ધારીયોની છાવણી પણ ત્યા પડી રહેતી નહોતી, તેમ કાંઇ પોલીસની ચોકી કે બજારની ધામધુમ પણ નહોતી કારણકે તે વખતે આ સ્થળ મોજમઝાને માટે કે મનોવિનોદને માટે નહોતું, પણ આત્મચિકિત્સાની જગ્યા હતી

આજકાલ હૃષીકેશ નગરના આકારમા બની ગયુ છે નગરના તમોગુણી, રજોગુણી પુરુષો તેને પોતાના વિહાર અને વ્યાપારનુ સ્થળ બનાવી રહ્યા છે પણ તે વખતે તો તેની વાત જુદી જ હતી હૃષીકેશમા વીસ પચીસ સન્યાસિયોથી વધુ સન્યાસી વા બ્રહ્મચારી નહોતા. જેમા સુપ્રસિદ્ધ સ્વામી ગોવિંદાશ્રમ, સ્વામી પૂર્ણાશ્રમ, સતુઆ સ્વામી વિગેરે લોકપાવન મહાત્મા મુખ્ય હતા ત્યા કાઇ તેમના મકાન પણ નહોતા કે તેમને અન્નની પણ ચિંતા નહોતી જ્યા જે વૃક્ષની નીચે બેસી જતા તે તેમનું સ્થાન હતુ અને જે પત્ર, ફલ, પુષ્પ, મળી જતું તેથી તે સંતોષ માનતા.

તે વખતની હૃષીકેશની ચર્ચા ચાલતા સ્વામી વિશુદ્ધાનંદજી કહ્યા કરતા હતા કે મહર્ષિયોના જે શાંત આશ્રમોનુ વર્ણન અમારા ઇતિહાસ પુરાણોમા પ્રસિદ્ધ છે, તેનુ અવિકલ ચિત્ર એ આ વખતનુ હૃષીકેશ હતુ આજકાલની માફક ત્યા કોઇ સાધુની કોટડીયો નહોતી કે ત્યા કોઇના બગલા નહોતા કોઇ સન્યાસી પોતાની પાસે ધન રાખતા અને કોઇના નામની હુંડિયો તે વખતે ચાલતી નહોતી, તથાપિ તે સન્યાસિયોનુ જીવન એટલું બધુ બહુ મૂલ્ય હતું કે આજકાલના સર્વ સન્યાસિયો પણ તે વખતના એક સન્યાસીની બરોબરી કરી શકતા નથી, જગત્ ભરની સર્વ સમ્પત્તિ તે તપસ્વિયોની દૃષ્ટિમા તુચ્છ હતી ત્યાના દર્શન માત્રથી "અભિજ્ઞાન શાકુન્તલ" માના દુષ્યન્ત સમાન તે વખતે સર્વના મુખમાથી એજ શબ્દ નીકળતા હતા કે—

"શાન્ત મિદમાશ્રમ પદમ્ ॥

હૃષીકેશમા સ્વામી વિશુદ્ધાનંદજીએ કેટલાક દિવસ રહીને સ્વામી ગોવિંદાશ્રમજીની પાસેથી યોગવિદ્યા અને બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કર્યો, સ્વામી

ગોવિન્દાશ્રમજી પુરા વિરક્ત હતા, એક જગ્યાએ રહેતા નહીં પણ પ્રતિદિન પોતાના સ્થાનને બદલતા હતા, એથી જો કે માખિક શિક્ષણનો અવસર તેમને મળતો નહોતો, તથાપિ તેમના પવિત્ર આચરણ દ્વારા પણ તેમને કાંઇ ઓછો લાભ થતો નહોતો.

સ્વામી વિશુદ્ધાનંદ એ વખતે આજુબાજુના સ્થાનોમા ફર્યા કરતા હતા, અને ઘણે ભાગે તે કનખલ અને હૃષિકેશમાજ રહેતા હતા કદી કદી તે હરિદ્વારમાજ મુકામ કરતા. તેમને રહેવાનુ સ્થાન કનખલમા દક્ષેશ્વરનું મંદિર, હરિદ્વારમા, બિલ્વકેશ્વર અને હૃષીકેશમા ગંગા તટની ઝાડીમાં હતું. આ વખતે તેમનો વેશ પણ તેવોજ હતો. જેમા મસ્તપણાનો ખ્યાલ જણાતો હતો માથે નાના નાના વાળ, હાથમા દંડ અને એક હાથમા કમંડલું, ખાધ ઉપર મૃગચમ, બગલમા પુસ્તક, તરૂણ વય અને સુંદર શરીર, જોનાર મનુષ્યના ચિત્તને આકર્ષણ કરતુ હતુ સ્વામી ગોવિંદાશ્રમજીએ એક દિવસ તેમને હેતથી "વીરભદ્ર" એ નામથી બોલાવ્યા હતા. ત્યારથી સૌના લોકોમાં તેમનું એ નામ પ્રસિદ્ધ થઇ ગયુ. કોઇ બસીધર નામથી બોલાવતા હતા.

ઉત્તરમા ત્રણ વર્ષ સુધી તેમણે નિવાસ કર્યો એટલા વખતમાં તેમને અનેક તિર્થસ્થાનોના દર્શન અને ઘણા યોગી, સન્યાસીઓના સત્સંગનો લાભ મળ્યો. અનેક પ્રકારના ચાન્દ્રાયણાદિવ્રત અને ગાયત્રી વિગેરે મંત્રોનો જપ કર્યા, જેથી તેમના શરીર અને અંતઃકરણના દોષ દુર થયા, બુદ્ધિ નિર્મળ થઇ અને હૃદયમા વિદ્યાનો પ્રકાશ થયો જ્યોતિર્મઠના યોગીરાજની પાસે જે વિદ્યા ગ્રહણ કરી હતી તે પાછી બીજા યોગીઓના સંગથી નિરંતર વધતી ગઇ કેટલાક દીવસ સુધી તો તે સમાધિસ્થ થઇ ધ્યાન પરાયણ રહેતા હતા હઠયોગના શિક્ષણમા તો તે નિપુણ થઇ ગયા, પરંતુ રાજયોગમા તેમની ક્ષમતા અધીક ન થઇ.

સ્વામી ગોવિંદાશ્રમજીની પાસેથી જે વખતે રાજયોગની દિક્ષા તે લેતા હતા તે વખતે એક દિવસ તેમણે કહ્યુ કે —

"યોગશાસ્ત્રમા તમારો અત્યંત અનુરાગ જોઇને મારે કહેવુ પડે છે કે, જે પ્રકારે સન્યાસીને માટે લૌકિક વિષય વિષવત્ ત્યાજ્ય છે એજ પ્રકારે યોગિજ વિષય પણ દસ્ય છે. જો તમારી ઇચ્છા સન્યાસ ગ્રહણ કરવાની હોય તો યાદ રાખજો કે એક દિવસ યોગસિત્તિની દુર્વાસનાનો પણ તમારે ત્યાગ કરવો પડશે."

વિશુદ્ધાનંદે સંદેહવશ થઇ નિવેદન કર્યું કે, "ભગવન! શુ સન્યાસને

યોગ પ્રતિબંધક છે ? કે જેથી એક વખત યોગસિદ્ધની દુર્વાસનાનો પણ પરિત્યાગ કરવો પડશે ?" શું યોગકામના પણ વિષય વાસનાની માફક દુર્વાસના છે ? જો તેમજ હોય તો પછી શાસ્ત્રમાં તેનું વિધાન કેમ કર્યું છે?"

ગોવિં૦—હા વત્સ ! યોગ કામના પણ તેવી જ છે. શાસ્ત્રમાં યથાધિકાર સર્વ વાતોનું વિધાન કર્યું છે. રાજયોગ એક પ્રકારે સન્યાસીઓને સહાયક પણ થઇ શકે છે, પરંતુ હઠયોગ થઈ શકતો નથી. સન્યાસ પ્રકરણમાં જ્યાં યોગની પ્રશંસા છે ત્યાં સમજવું જોઇએ કે તે રાજયોગનું તાત્પર્ય છે, અને જ્યાં નિંદા હોય ત્યાં હઠયોગ સમજવો

વિશુ૦ લૌકિક વિષય તો પ્રત્યક્ષજ મનુષ્યના અધઃપતનના હેતુરૂપ છે. પરંતુ હઠયોગ પણ તેના જેવો છે એ વાત મારી મંદબુદ્ધિને લીધે મારા સમજવામાં આવતી નથી.

ગોવિં૦—હા ઠીક છે લૌકિક વિષય તો પ્રત્યક્ષ જ મનુષ્યના અધઃપતનના હેતુરૂપ છે, પણ તેને જાણીને પણ મનુષ્ય કેમ તેમાં પ્રવૃત્ત થાય છે ? કેમકે પ્રકૃતિ તો ઇષ્ટમાં જ થવી જોઇએ, અનિષ્ટમાં નહિ એમ નહિ કે મનુષ્ય ભ્રમવશ થઇને તેમ કરે છે જે ભ્રમગ્રસ્ત નથી, તે તો તેમાં ફસાતા પણ નથી. ભ્રમવશ થઇનેજ લોક હઠયોગ વા યોગસિદ્ધિને પ્રાપ્ત કરીને તેને પરમ પુરુષાર્થની અવધી માનીને મહા અહંકારી બની જાય છે કલીયુગના લોક તો પોતાની શારીરિક શક્તિથીજ અહંકારી બની જાય છે, તો પછી યોગસિદ્ધિ મળી જાય તો પછી તેમના અભીમાન અને અત્યાચારનું ઠેકાણું શી રીતે રહે ?

વિશુ૦—"જો સન્યાસી વા વિરક્ત પુરુષ યોગશાસ્ત્રનો પણ વિચાર ન કરે તો પછી તેણે શું કરવું ?"

ગોવિં૦—"એક માત્ર બ્રહ્મવિદ્યાનોજ વિચાર તેણે કરવાનો છે, બ્રહ્મવિદ્યા વા વેદાન્તના વિચાર સીવાયના સર્વ શાસ્ત્રો પણ સન્યાસીને તો બંધનકર્તા છે"

વિશુ૦—કઠીન તો શું પણ મહા કઠીન સમજવો. તે મહા વિકટ માર્ગ છે, પરંતુ જો કોઈ એ માર્ગનું ગ્રહણ કરીને લક્ષ્યસ્થાન સુધી પહોંચી શકે તો તે સદૈવને માટે અભય અને અમર પણ થઇ શકે, અને જન્મ મરણના ચક્રમાંથી નીકળીને તે મોક્ષને પ્રાપ્ત કરી શકે છે"

યોગશાસ્ત્ર તરફથી સ્વામી વિશુદ્ધાનંદે પોતાના ચિત્તને પાછું ખેંચીને વેદાન્તની તરફ મન લગાવ્યું સ્વામી ગોવિન્દાશ્રમજીએ કેટલાક દિવસ તેમને ઉપદેશ આપીને એ નિશ્ચય કરાવ્યો હતો કે બ્રહ્મવિદ્યાજ સાચી યોગવિદ્યા

છે. તેની આગળ સર્વશાસ્ત્રો અકિંચિત્કર છે એથી તે કોઇ વેદાન્તના વિદ્વાનની શોધ કરવા લાગ્યા વિરક્ત ગોવિન્દાશ્રમ તે પછી ગંગોતરીની તરફ ચાલ્યા ગયા અને અન્ય પરમહંસોને ભણાવવામા અરૂચી થઇ, હરિદ્વાર અને કનખલમા કેટલાક ગૃહસ્થ પંડિતોની શોધ કરી પણ તેમને મળવા જતા પણ ચિત્તમા સંતોષ થયો નહી.

એક દિવસ બિલ્કેશ્વરનુ પુજન કરવાને તે ગયા હતા ત્યા બીલીનાં વૃક્ષ ઘણાજ હતાં જે વખતે પોતે બીલીપત્ર અને પહાડી પુષ્પોને પુજનને માટે એકઠા કરવા લાગ્યા, તે વખતે એક એવો શબ્દ થયો કે જેથી તેમના મુખાર્વિંદનો રંગ બદલાઇ ગયો રોમાંચ ખડાં થઇ ગયા અને નેત્ર તલપવા લાગ્યા.

જે પવિત્ર શબ્દે એક દિવસ કલ્યાણીમા તેમના સંતપ્ત હૃદયને સુશીતળ કર્યું હતું અને જેણે એક દિવસ નાસિક ક્ષેત્રમા તેમનુ ચિંતિત મન પ્રસન્ન કર્યું હતું, તેજ તે શબ્દ હતો તેજ "હરહર મહાદેવ"નો મધુર શબ્દ પાછો અહીં આ પ્રકારે સંભળાયો છે જાણે કે મનોરથ સિદ્ધ કરવાને માટે આસુતોષ મહાદેવ પોતાની અભય વાણી સંભળાવી રહ્યા ન હોય!

આશ્ચર્યથી જોયુ કે એક પહાડી ટેકરી ઉપર બીલીના વૃક્ષોની કુંજમા તેજ પરમહંસ મહાત્મા કે જેના દર્શન સર્વથી પહેલા કલ્યાણીમા મહાદેવ વાવડી આગળ થયા હતા અને જેમણે હરિદ્વારમા મળવાનુ કહ્યું હતું, તેજ મહાત્મા આનંદમા બેઠેલા એક બીજા અપરિચીત સન્યાસીની સાથે વાત કરી રહ્યા છે અને વચમા વચમા "હરહર મહાદેવ"નો ધ્વની સંભળાવે છે.

આ બંનેમા કેટલીકવારથી શુ શુ વાતો થઇ રહી છે તે કાઇ કહી શકાતું નથી પણ તેમની વાતોથી સ્વામી વિશુદ્ધાનંદની ગતી રોકાઇ ગઇ છે. બે પુરૂષોના વાર્તાલાપમા ત્રીજાએ ત્યા જવુ અનુચીત સમજીને તે ત્યાજ ઉભા થઇ રહ્યા

અપરિચીત અવધુત સન્યાસીએ જેમની આકૃતિ પરિચીત સન્યાસીને મળતી હતી તેમને દુઃખકારક સ્વરથી કહ્યુ,–" જો મહારાજની એવીજ ઇચ્છા છે કે આ વખતે પણ હું આપની કૃપાપાત્ર ન થઇ શકુ તો જવા દો. એ વાત ન બતાવશો પણ એ તો કહો કે અહીં આપ કયા સુધી રહેશો?

પરિચીત લાગતા સન્યાસીએ કહ્યુ —

" બહુ દિવસ નહિ પણ આજનોજ દિવસ."

અપરિચીત સ૦—હે બસ આજનોજ દિવસ! પછી કયા જશો? થોડો વખત તો રહો, આપના દુર્લભ દર્શન અને ઉપદેશથી તો કૃતાર્થ થાઉ.

પરિ૦—બસ કૃષ્ણાનંદ ! હવે હું અહીં વધુ રહી શકીશ નહિ. આજના દર્શન અને ઉપદેશ તે છેવટનો જ સમજવો !

અપરિચીત્ત સન્યાસી કે જેનું નામ કૃષ્ણાનંદ હતું તે આ પાછલા શબ્દોથી તો અચક થઇ ગયો કે શું આજના દર્શન અને ઉપદેશ તે છેવટનો છે ! એથી તે વ્યાકુળ થઇને બોલ્યો કે—

"કેમ ! એટલી ઉતાવળનું શું કારણ છે ? આ સેવકે કાંઇ અપરાધ તો નથી કર્યો ?"

પરિ૦—નહિ કૃષ્ણાનંદ ! એમાં તારો અપરાધ કાંઇ પણ નથી વિધીનું વિધાન જ તેવું છે આજજ જવું છે કયાં જવું છે ? તેનો ઉત્તર એજ છે કે—

"यद्गत्वान निवर्तन्ते तद्धाम परमं मम ।"

કૃ૦—"મહારાજ, તાત્પર્ય સમજવામાં આવતું નથી સારી રીતે સમજાવવા કૃપા કરશો"

પરિ૦—"ઠીક કૃષ્ણાનંદ ! સાવધાન થઇને સાભળો, આજ તમારી ઇચ્છા પુરી કરૂં છું ધાર્યું હતું કે આ જીવનમાં કદી પણ મારા જડીલ જીવનનું વર્ણન ન કરવું, પરંતુ તમારા આગ્રહથી આજ તે વાતને પ્રકટ કરૂં છું, કે જેને તમે ઘણાજ વખતથી સાભળવા ઇચ્છતા હતા"

"કોકણના વિખ્યાત બ્રાહ્મણ નરેશ આનંદરાવ જ્યારે સ્વેચ્છક "હૈદરના પ્રચંડ આક્રમણથી પોતાની માતૃભૂમિનું રક્ષણ કરવામાં વીરગતિને પ્રાપ્ત થયા, ત્યારે તેમની રાણી પોતાના બે બાળક પુત્રોને લઇ નાસી ગઈ નિરાશ્રય વિધવાને એટલા મોટા દક્ષિણમાં કોઇ પણ જગ્યાએ આશ્રય ન મળ્યો, અને તે પણ થોડા જ દિવસોમાં પતિ લોકમાં જઇને નિશ્ચિત થઇ. તેના બે અનાથ પુત્રોની સાથે એક તેનો જુનો ભાઇ પ્રાણ બચાવવાને માટે સન્યાસી થઇ ગયો કેટલાક વર્ષ પછી તે પણ સ્વર્ગવાસી થઈ ગયો છે અને બંને અનાથ રાજકુમારમાં હું અને તું બંને જણ અહીં બેઠા છીએ. તને કાશીમાં એક મઠમાં મૂકીને હું ફરવા લાગ્યો અને ત્યાં તે સંસ્કૃતનું અધ્યયન કરવામાં ચિત્ત જોડ્યું. ઘણા દિવસ સુધી મેં તેમજ વિચરવા માંડ્યું. પછી એક ભગવદ્ભક્ત મહાત્માની પાસે યોગાભ્યાસ કર્યો. તેમની કૃપાથી અજ્ઞાન નષ્ટ થયું કે જે મારા અંતઃકરણને દુઃખી કરી રહ્યું હતું તે પછી મેં દંડનો ત્યાગ કર્યો. અને મારા પોતાના સંપ્રદાયનો આગ્રહ છોડીને સર્વને મારા પોતાના સમજવા લાગ્યો, અને તેનું પરિણામ

એ આવ્યુ કે મારૂ દુખમય જીવન સુખમય થઈ ગયુ હાલ હુ ભૂત, ભવિષ્યની જરૂરી વાતો યોગવિદ્યાથી જાણી શકુ છુ, આજ મારે આ નશ્વર શરીરનો ત્યાગ કરવાનો દિવસ છે એથી જ મે કહ્યુ કે, "મારા દર્શન અને ઉપદેશ તે છેવટનો જ છે "

તમે વિદ્વાન અને બુદ્ધિમાન છો. આત્મ અનાત્માનો ભેદ જાણો છો સસારની અનિત્યતાને તમે સારી રીતે જોઈ શક્યા છો મોહમમતા એ એ બધનના હેતુ રૂપ છે, અને તેથી વિશેષ કહેવાની જરૂર નથી જાવ, તમારે શિવપૂજનનો સમય થઇ ગયો છે પ્રથમ તે કરી આવો પછી મારી બાકીની વાત સાભળો

કૃષ્ણાનદ જો ગૃહસ્થ વા અલ્પજ્ઞ પુરુષ હોત તો તે આ વખતે ગભરાઈ જાત અને તેના ચિત્ત ઉપર આ વાતોનો વધુ જ પ્રભાવ પડત તે તો પોતાના કુળ, ગોત્ર અને પરમહસજીની સાથે પોતાના સબધનુ જ્ઞાન થયુ તેથીજ કૃતાર્થ થયો જો કે શરીર ત્યાગ કરવાની વાત અસહ્ય હતી, તથાપિ શાસ્ત્ર ભણ્યાનુ આ વખતે એ ફળ થયુ કે તે તરત જ પૂજન કરવાને તૈયાર થઇ ગયો

સ્વામી વિશુદ્ધાનદજીએ પ્રણામ કરવાનો આ વખત ઠીક છે, એમ જાણીને સહસા પરમહસજીના ચરણોમા જઇને નમન કર્યું અને કહ્યુ કે, આજે આપના દર્શન થયા તેથી મારૂ સૌભાગ્ય સમજુ છુ

પરમહસજીને ઘણી જ પ્રસન્નતા થઇ, અને તે બોલ્યા કે, સારા વખતે આવ્યા છો, ઠીક, કૃષ્ણાનદ ! આને પણ તમારી સાથે પૂજન કરવા લઇ જાવ

બને જણ શિવ પૂજા કરવાને સિદ્ધેશ્વરના મદિરમા ગયા પૂજાની સામગ્રીમા ત્રણ જ વસ્તુઓ હતી બિલીપત્રો, ગગાજળ, ફુલ અને વૈદિક મત્ર. આ પ્રકારની પૂજા તો તે દરરોજ કરતાજ હતા, પણ આજની પૂજામા પરમહસજીની આજ્ઞાની વિશેષતા હતી, અને તેથી ભક્તિ ભાવની પણ વિશેષતા હતી

તેમના પૂજન કરી આવ્યા પછી "હરહર મહાદેવ" કહી પરમહસજી ત્યાંથી ઉભા થયા અને બનેને પોતાની સાથે લઇને બ્રહ્મકુડ પર આવ્યા અને ત્યા સ્નાન કરી દક્ષિણ બાજુના એક વૃક્ષની નીચે આવી બેઠા, અને તેમને અનેક પ્રકારનો ઉપદેશ આપવા લાગ્યા, સ્વામી કૃષ્ણાનદજી તો વાસ્તવમા પરમહસજીના અનુજ હતા, તેમણે અનેક પ્રકારના પ્રશ્ન કર્યા અને જેનું તેમણે ઘણીજ સારી રીતે સમાધાન કર્યું

સ્વામી વિશુદ્ધાનંદજીને જ્યારે પૂછવામા આવ્યું કે તમારે કાંઇ પૂછવું હોય તો પૂછો, ત્યારે તેમણે ઘણાજ વિનયપૂર્વક પ્રાર્થના કરી કે,—

"મહારાજશ્રી આપને યાદજ હશે કે કલ્યાણીમા કેટલાક વર્ષ પહેલા આપના દર્શન થયા હતા"

પર૦—"હા યાદ છે"

વિશુ૦—જ્યારે મે સન્યાસની ઇચ્છા કરી ત્યારે આપે આજ્ઞા કરી હતી કે પ્રથમ વેદાધ્યયન કરો, પછી સન્યાસ લ્યો હવે આપની શી આજ્ઞા છે ?

પર૦—"બસ એજ અધ્યયન યાદ રાખજો કે અધ્યયન અને અધ્યાપનથી મોટી કોઇ વાત નથી વેદ ભણ્યા પણ હજુ અંગ અને શાસ્ત્ર તો બાકી છે"

વિશુ૦—"હવે સન્યાસ ગ્રહણ કરવો કે નહિ ?"

પર૦—"સન્યાસમા ગ્રહણ કરવાનુ કાંઇ નથી સન્યાસ નામ ત્યાગનુ છે ત્યાગશીલ સર્વદા સન્યાસીજ છે"

વિશુ૦—સત્ય છે સન્યાસ નામ ત્યાગનુ છે, અને સર્વત્યાગી સદા સન્યાસીજ છે પણ હુ લિંગ સન્યાસ ધારણ કરૂ કે નહિ ?

પર૦—"ભાઈ ! સન્યાસ માર્ગ ઘણોજ કઠિન છે

"क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत् कवयो वदन्ति !" પરતુ જ્યારે તમે તેની ઘણા વર્ષોથી ઇચ્છા કરો છો, તો કાશીમા જઇને તેને ગ્રહણ કરો સન્યાસનુ સ્થાન કાશી નગર બીજુ નથી"

સન્યાસમા પણ તમારો ભોગ પ્રબળ છે અને કર્મ પ્રધાન છે તે અબાધ્ય છે પોતાનું કામ કરશે પણ તેનો લોકહિતમા સદ્વ્યય કરજો અને મારા આ શ્લોકનુ સ્મરણ રાખજો કે જે યોગ્ય હોવાથી તમારા આગળ કહું છુ

"अकृत्वा परसंताप मगत्वाखल मंदिरम् ।
अनुसृज्यसता वर्त्म यत्स्वल्पमपित दहुः ॥"

અર્થાત—કોઇને પણ કષ્ટ આપ્યા વગર, દુષ્ટોને ઘેર ગયા વગર અને સન્માર્ગનો ત્યાગ કર્યા વગર જે કાંઈ સ્વલ્પ મળે તો તે બહુજ છે.

ઉપદેશના અતમા પરમહંસજીએ કહ્યુ કે, બસ હવે મારી તૈયારી છે. મારે માટે આ આનંદની તક છે. પતિ અને પત્નિનો મેળાપ, પિતા અને પુત્રનો મેળાપ કેવો આનંદજનક હોય છે ? અને તેથી મારે માટે શોક ન કરવો

એ મારૂં મંગલ કરવા તુલ્ય છે મારા કહેલા ઉપદેશાનુસાર ચાલવુ અને થોડીવારમા આ શરીરને ગંગામા વહેતુ કરી દેવુ બસ એજ મારો આદેશ છે એમ કહીને ઉત્તરાભિમુખ બેસી પદ્માસન વાળી તેમણે સદાને માટે સમાધિ ચઢાવી દીધી, અને તેમના કથનાનુસાર બંને જણે થોડી વાર પછી તે પવિત્ર શરીરને ગંગાના પ્રવાહમા વહેતુ મૂકી દીધુ

સ્વામી કૃષ્ણાનંદ હરિદ્વારમાથી દક્ષિણ તરફ ચાલી નીકળ્યા, અને સ્વામી વિશુદ્ધાનંદે જગત્પૂજ્ય વિદ્યાપીઠ કાશીપુરીનો માર્ગ ગ્રહણ કર્યો

સ્વામી વિશુદ્ધાનંદ જ્યાથી જે દિવસે ચાલી નિકળ્યા હતા તેને આજે દશ વર્ષ થઇ ગયા હતા, દશ વર્ષમા તો તે નાસિક વિઠુર અને હરિદ્વાર વિગેરે સ્થળોમા ફરતા ફરતા કાશીએ આવી પહોચ્યા, તે વખતે દક્ષિણમા ઉત્તર પ્રદેશના બંડ વીર્યની વાતો થઇ રહી હતી, પ્રતાપી મહારાજા રણજીતસિંહની કીર્તિ ફેલાઇ રહી હતી પ્રચંડ વીર શિખોને મિત્ર બનાવવાની અગ્રેજો તજવીજ કરી રહ્યા હતા પણ આ વખતે ઉત્તર દેશમા પંજાબ કેસરી રણજીતસિંહ સ્વર્ગમા સિધાવી ગયા હતા, અને શિખો પરસ્પરની ફાટફુટને લીધે પોતાની સ્વતંત્રતાને ગુમાવી બેઠા હતા.

ગુજરાતના રણક્ષેત્રમા શિખોના સેનાપતિ વીરવર શેરસિંહ અને સરદાર ચતુરસિંહનો પરાભવ થઇ ગયો હતો અને શિખ સરદારો અગ્રેજ સેનાપતીને પોતાના શસ્ત્રો આપી દઇ તાબે થયા હતા

પંજાબ કેસરીનો કોહીનુર મહારાણીની શોભા વધારવાને માટે વિનાયત મોકલી આપવામા આવ્યો અને તેમના વારસ પાટવી કુમાર દિલીપસિંહને રાજપાટથી ભ્રષ્ટ કરી ફતેહગઢમા નજરકેદ રાખવામા આવ્યો.

આ તરફ લખનૌના વાજીદ અલીશાહ નૃત્યગીતમા મગ્ન હતો અને રાતદીવસ સારંગી તબલા વાગ્યા કરતા હતા, અને જગતની કાંઇ પણ ખબર તેને રહી નહોતી આ વખતે લોર્ડ ડેલહાઉસી આ સર્વ બનાવો તરફ પોતાની દૃષ્ટિ રાખ્યા કરતા હતા.

આ વખતે સ્વામી વિશુદ્ધાનંદ કાશીપુરીમાં આવી પહોચ્યા. ઉત્તર વાહિની ભાગીરથીનો પ્રવાહ, સુંદર શોભા અને મંદિરોના ચમકતા સોનેરી કળશો જોઇને સ્વામીજી આનંદ માનવા લાગ્યા. જગતના ઇતહાસમાં એવા નગર ઘણાજ થોડા મળી આવશે કે, આરંભથી તે અંત સુધી જેણે પોતાની સ્થિતી જેવીને તેવીજ જાળવી રાખી હોય ! જો ઇતિહાસની દૃષ્ટિથી જોઇશુ તો પૃથ્વી તળ ઉપર કોઇ પણ નગરીએ સેંકડો વર્ષ સુધી અત્યાચાર અને અવિચારનું સહન કરવા છતા પણ પોતાની વિદ્યાનું અક્ષત અને

પોતાના ગૌરવને જાળવી રાખ્યુ હોય તો તે નગર ભારતવર્ષની કાશીપુરીજ છે.

અન્યધર્મા વિદેશીય લોકોના આક્રમણથી અસખ્ય નગરીઓના રૂપાન્તર થઇ ગયા છે, છતા કાશીપુરી આજ પણ તેવી ને તેવી જ છે તેજ "હર હર મહાદેવ"નો શબ્દ, તેજ વેદનો ધ્વનિ અને તેજ સસ્કૃત વિદ્યાની ચર્ચા ઘેરેઘેર થઇ રહેલી છે

કાશીવાસીઓ પોતાની સમ્પત્તિને અનેક વખત ગુમાવી બેઠા હશે, પણ પોતાના પવિત્ર સનાતન ધર્મ તથા આચાર વિચારથી ભ્રષ્ટ થયા નથી

કાશીમા આવીને સ્વામી વિશુદ્ધાનંદજીએ દશાશ્વમેધેશ્વર મહાદેવની પાસે એક દેવાલયની નાની સરખી કોટડી હતી. ત્યા મુકામ કરવાનુ કારણ એ હતુ કે પ્રસિદ્ધ ગૌડસ્વામીજી મહારાજ કે જેમની વિદ્યા અને સન્યાસની પ્રશસા સાભળી તે પોતે અહીં આવ્યા હતા તે પાસેની અહલ્યાબાઇની ધર્મશાળામા રહેતા હતા અને વિદ્યાર્થીઓને ભણાવતા હતા

તે ગૌડસ્વામીજી તેજ છે કે જેનુ વર્ણન નાસિકક્ષેત્રના વર્ણનના પ્રસગમાં આવી ગયુ છે જે નાસીકમા 'પડિત સ્વામી'ના નામથી પ્રસિદ્ધ હતા અને અહીં 'ગૌડસ્વામી'ના નામથી ઓળખાય છે. તે ગૌડસ્વામીનુ ચારિત્ર આ પ્રકરણ પહેલા આપેલુ છે

## સંન્યાસ ગ્રહણ.

અહલ્યાબાઇની ધર્મશાળામા ગયા પછી વિશુદ્ધાનદજીએ જોયુ કે અનેક બ્રાહ્મણ કુમારો ઉચ્ચસ્વરે વેદ પાઠ કરી રહ્યા છે અને ઘણા વિદ્યાર્થીઓ જુદી જુદી શાખામા કામ કરી રહ્યા છે. કોઇ પ્રશ્ન પૂછે છે તો કોઇ નેત્ર બધ કરી પાઠ ગોખી રહ્યા છે અને આ પ્રકારે ધર્મશાળામાં વિદ્યાથીઓના સ્વરથી ધર્મશાળા ગાજી રહી છે

બીજા દાદર ઉપર દડી સન્યાસીઓની મડળી વિરાજમાન છે, અને તે પ્રશાન્ત ભાવથી વેદાન્ત શાસ્ત્રની આલોચના કરે છે સર્વની વચ્ચે મહાત્મા ગૌડ સ્વામીજી શોભી રહ્યા છે, અને તેમની ચારે તરફ અનેક સાધુ સન્યાસી બેઠેલા છે

ગૌડ સ્વામીજી વૃદ્ધ હોવા છતા તેમના હૃષ્ટપુષ્ટ માંસલ શરીરને જોઇને તેમને ત્રીસ ચાળીસ વર્ષ થયા હશે એવુ અનુમાન થઇ શકતું હતું. તેમની ઉજ્વલ દૃષ્ટિ, ઉન્નત મસ્તક, વિશાલ વક્ષસ્થલ, પ્રલમ્બ ભૂજા અને ગભીર વાણી તેમના પૂર્વ ચરિત બ્રહ્મચર્યનું ભાન કરાવતી હતી

ગૌડ સ્વામીજીની પ્રશાન્ત, અને ગભીર આકૃતિ માત્રને જોવાથી એમ

જણાતું હતું કે તે શાંતિના આધાર, ક્ષમા અને સંતોષના આગાર, ધર્મના પ્રવર્ત્તક, સત્પથના દર્શક અને સત્સ્વભાવના આશ્રયરૂપ છે

આજ સ્વામી વિશુદ્ધાનંદજીને અપાર આનંદ થઇ રહ્યો છે, જે પ્રકારે એક દિવસ કૌરવકુમાર મહાવીર તપસ્વી દ્રોણાચાર્યને જોઇને પ્રસન્ન થયા હતા, જે પ્રકારે એક દિવસ મહારાષ્ટ્ર કેસરી વીરવર શિવાજી, સ્વામી રામદાસજીના દર્શન માત્રથી પ્રફુલ્લિત થઇને પોતાના ચિરકાળ મનોરથોને સિદ્ધપ્રાય સમજ્યા હતા, જે પ્રકારે વૈદિક ધુરંધર કુમારિલ ભટને જોઇને એક દિવસ મંડન મિશ્રનું મન પ્રસન્ન થયું હતું, જે પ્રકારે તત્વદર્શી ભગવાન ગોવિન્દપાદના દર્શનથી એક દિવસ સ્વામી શંકરાચાર્યજીને આનંદ થયો હતો આજે તેજ પ્રકારે વિશુદ્ધાનંદના સુખની હદ રહી નહોતી જેને માટે મનમાં ને મનમાં અનેક પ્રકારના વિચાર થતા હતા અને કલ્પના કર્યા કરતા હતા, તેમની મધુર મૂર્તિના દર્શન કરીને આજે તે કૃતાર્થ થયા, અને સાષ્ટાંગ પ્રણામ કરીને વિનીત ભાવથી તે એક તરફ બેસી ગયા

આ વખતે બ્રહ્મસૂત્રના શારીરક ભાષ્યનો પાઠ ચાલતો હતો ગૌડસ્વામીજી ભણાવતા હતા અને સર્વ લોક ભણતા હતા જેથી તેમના પ્રણામનો ઉત્તર સંક્ષેપથી મળ્યો, તે પણ મુખથી નહીં, પણ માત્ર હાથથી જ પરંતુ તેમનો હાથ હાલવાથી સ્વામીજીના ચિત્તમાં જે સંતોષ થયો તેવો બીજાને મોટા મોટા આશીર્વાદથી પણ ભાગ્યેજ થયો હશે

પાઠ પુરો થતાં ગૌડ સ્વામીજીએ પોતાની પ્રશાન્ત દૃષ્ટિથી તેમની તરફ જોયું અને આદરતથા પ્રેમથી પૂછ્યું કે –" મહાત્મન્ ! ક્યાંથી આવો છો ?"

વિનયથી વિશુદ્ધાનંદજીએ ઉત્તર આપ્યો કે " હરિદ્વારથી "

ગૌ૦—અહીં શા માટે આવ્યા છો ?

વિ૦—આપના દર્શન કરવાને માટે ?

ગૌ૦—મારા દર્શન કરવાને ! શિવ ! શિવ ! એવું કદી ન બોલશો મારા દર્શનથી શું થશે ? દર્શન તો ભગવાન્ વિશ્વનાથના કરવા જોઇએ કે જેથી કલ્યાણ થાય

વિ૦—ભગવાન્ ! મારા વિશ્વનાથ ! મારા કલ્યાણ કર્તા ! કેવળ આપ જ છો આપનેજ માટે હું આટલે દુરથી ચાલીને આવ્યો છું

ગૌ૦—(દયાપૂર્વક) કેમ ભાઇ, મારી પાસે આવવાનું શું પ્રયોજન છે ? તે કહો મારાથી બનશે તો હું તમારૂં તે કામ જરૂર કરીશ.

વિ૦—મારા વિચારમાં એવી કોઇ પણ વાત નથી કે જે આપને ન કહી શકાય

ગૌ૦—તો ઝટ કહો કે તે શી વાત છે ?

વિ૦—દયાબ્ધિ પ્રભુ મારી માત્ર એક ઇચ્છા એ છે કે આપ આ આધીનને આપના શરણે લઇને સન્યાસની દીક્ષા આપી કૃતાર્થ કરો

ગૌ૦—સન્યાસ !—ઓ. ! સન્યાસ મહા કઠિન માર્ગ છે આ કલિકાળમા સન્યાસાશ્રમના નિયમોનુ પાલન કરવુ એ ઘણોજ દુર્ઘટ વ્યાપાર છે.

વિ૦—ખરી વાત છે આ વખત સન્યાસનો નથી, પણ—

ગૌ૦—કહો ! કહેતા કહેતા કેમ બધ રહ્યા ! પણ શુ—

વિ૦—વિશેષ કાંઇ નથી, કેવળ એજ કે જ્યારે આપ કહો છો કે ઠીક નથી, કાલકાલ સ યાસને અયોગ્ય હશે, પણ સ્વામી શ્રીશકરાચાર્ય પ્રભૃતિ મહાનુભાવોએ પણ આ કાળમા સન્યાસ કેમ લીધો ?

ગૌ૦—ભલા ક્યાં ભગવાન ભાષ્યકાર અને ક્યાં હુ ? ક્યાં ભગવાન વિશ્વનાથની અપૂર્વ વિભૂતિ અને ક્યા જગતના જીવોથી તુચ્છતર હુ, ક્યાં સર્વ કર્મ ફલ ત્યાગી સન્યાસી શંકરાચાર્યનો અને ક્યા ઉદરભરણ પરાયણ અમારા લોકોની ભિક્ષુ લીના શુ તેમની સાથે આજકાલના લોકોની તુલના પણ થઇ શકે તેમ છે ? કેવળ કાળનોજ દોષ નથી, પણ સન્યાસને યથાર્થ પાત્ર પણ પૃથ્વમા ઘણાજ થોડા મળી આવે છે.

વિ૦—પાત્ર અને કુપાત્રનુ જ્ઞાન શી રીતે થઇ શકે ?

ગૌ૦—પરીક્ષાથી

વિ૦—તે પરીક્ષા ક્યા અને ક્યારે થાય છે ?

ગૌ૦—સવદા અને સર્વત્ર

વિ૦—કેવી રીતે

ગૌ૦—એ જરા વિચાર કરવા જેવી વાત છે વિચાર કરીશુ તો મનુષ્યની દરેક ક્રિયા અને વર્તનથી પરીક્ષા થઇ શકે છે, ગમે તો ભલે તેનું સાધારણ લોકોને જ્ઞાન ન હોય, પરતુ અતર્યામી પરમાત્મા અને યોગિજનો સર્વ રહસ્ય જાણી શકે છે, ભાષા, ભાષણ, લેખ અને આકૃતિ વિગેરેથી જો કે લોકો એક પ્રકારનો નિશ્ચય કરી લે છે, પરંતુ જ્યા સુધી એક જ સ્થળમા કેટલાક દિવસ સહવાસ ન થાય, ત્યા સુધી કોઇના સબધમાં કાંઇ કહી શકાય નહિ કે તે કેવો છે, પાત્ર કે કુપાત્ર ? કેમકે જેના મધુર ભાષણ અને સુદર આકૃતિ માત્રને જોવાથી એમ નિશ્ચય કરવામા આવે છે કે તે ઘણોજ સારો છે, પણ સહવાસ થતા તેનામા વિપરીત ગુણો જાણી શકાય છે, એથી જ્યા સુધી હું પણ કોઇ પણ માણસ ભેગો રહી અને

સારી તેને પરીક્ષા ન કરી શકું ત્યા સુધી કોઇને પણ સન્યાસી બનાવી શકતો નથી તેમા વળી તમે તો નવીન વય અને સુંદર શરીરવાળા છો

વિ૦—તો શુ ભગવાનને વાસી ભોજન ધરાવવું જોઇએ વૃદ્ધાવસ્થામાજ ભગવાનનુ ભજન અને પરમાર્થનુ ચિંતન થઇ શકે છે, જેમણે યુવાવસ્થામા પ્રભુનુ સ્મરણ કર્યું હોતું નથી તેઓ વૃદ્ધ થયા પછી શુ કરી શકવાના છે ?

ગૌ૦—સત્ય છે ભગવાનનું ભજન યુવાવસ્થામા તો શુ પણ બાલ્યાવસ્થામા પણ કરવુજ જોઇએ કાલની કોને ખબર છે કે કાલ શુ થશે ? ભગવાનનુ સ્મરણ કરતી વખતે મનુષ્યે એમ સમજવુ જોઇએ કે જાણે મૃત્યુએ તેનો કેશ પકડી રાખ્યો છે, અને કહ્યુ છે કે

" गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् । "

વિ૦—જ્યારે એમજ છે તો પછી આપ દીક્ષા આપવામા વિલમ્બ શા માટે કરો છો ?

ગૌ૦—હરિસ્મરણમા સર્વ સ્વતંત્ર છે, તે તો સર્વ કોઇ સર્વ અવસ્થામા કરી શકે છે પણ આશ્રમ ધર્મ કાઇ જુદીજ વસ્તુ છે તેમા દેશકાલાદિનો વિચાર કરવો પડે છે

વિ૦—તે વિચાર આપ કરો, પણ મને નિરાશ ન કરશો

ગૌ૦—નહિ, એમ નહિ બને કે કોઇ અધીકારી પુરુષ કદી અહીંથી નિરાશ થઇને ચાલ્યો જાય તમે રોજ અહીં આવો અને પાઠ સાભળ્યા કરો, વિદ્યાર્થીઓ પાસે શાસ્ત્રનુ ચિંતન કર્યા કરો કે જેથી તમારો સમય નકામો ન જાય. જો તમે સન્યાસના અધીકારી છો એમ મને જણાશે તો પછી તમારા તે મનોરથ પણ પૂર્ણ થશેજ સ્વામીજીના શાસ્ત્રાનુકુળ અને મધુર વાક્યોથી વિશુદ્ધાનન્દજીના હૃદયક્ષેત્રમા આશાના અંકુર ઉત્પન્ન થયા, અને પ્રતિદિનના વધતા જતા આંતરિક સ્નેહના સિંચાવાથી તેને પલ્લવિત કરી દીધા. સહપાઠીયોની કપટ રહિત સરળતા પુર્ણ સહાનુભૂતિસૂચક વાતો અને આશ્રમસ્થ સન્યાસીઓના કૃપાયુક્ત, ઉદાર ઉપદેશથી તેમનુ ચિંતિત મન, પ્રસન્ન અને પ્રફુલ્લિત થઇ ગયુ અને થોડાજ વખતમા તે પોતાની વિદ્યા અને તેજસ્વિતાથી એક વિશેષ વ્યકિત કહેવરાવાને તે સમર્થ થઇ ગયા.

તે વખતે કાશીમાં વ્યાકરણ શાસ્ત્રની વિશેષ ચર્ચા થઇ રહી હતી. મીમાંસા અને વેદાંતના પઠન પાઠનને ઘણાખરા લોકો ગૌણ સમજીને વ્યાકરણની પ્રક્રિયાઓને મુખ્ય માનવા લાગ્યા હતા. નાગેશ ભટની પરિભાષેન્દુ શેખર અને શબ્દેન્દુ શેખરની નવી નવી ટીકા ટિપ્પણીઓને લોક ઉસં-

ગથી જોતા હતા જેથી એમ જણાતું હતું કે કેટલાક દિવસ પછી ત્યાં કેવળ વ્યાકરણ શાસ્ત્રનું સામ્રાજ્ય થઈ જશે જો કે હજુ સુધી પૂર્વ મીમાંસાના અધ્યયન અધ્યાપનના અસ્ત થયો નહોતો, અને જો કે હજુ સુધી વેદ વેદાન્ત સાંખ્યયોગની કથા વાર્તા પણ થતી હતી તથાપિ સર્વનું વલણ વ્યાકરણની તરફ વળેલું હતું વ્યાકરણમાં જે નવીન કલ્પના કરતા તેમને કલ્પક અને પ્રતિભા સમ્પન્ન સમજવામાં આવતા હતા, અને વ્યાકરણમાં જેમને સમજણ ન પડતી તેમની પંડિત હોવા છતાં પણ ગણત્રી ગણાતી નહોતી એવી રીતે એક બાજુ જોતાં સર્વે કોઈ વ્યાકરણની પાછળ પડયા હતા.

ગૌડસ્વામીજી વિદ્યાર્થીઓમાં ઘણા પ્રિય થઈ પડયા હતા અને વિદ્યાર્થીઓ પણ તેમને પ્રાણપ્રિય લાગતા હતા તેમના વિદ્યાર્થીઓમાં એક ગુણ એ પણ વધારામાં હતો કે તે કોઈ પણ બીજા અધ્યાપકની પાસે અધ્યયન કરવાને જતા નહીં અને ન્યાય, વ્યાકરણ, સાંખ્યયોગાદિ સર્વ શાસ્ત્ર તેમનીજ પાસે ભણતા હતા અને તેમને એ વાત ઘમન્ડ હતો કે પરમાત્માની કૃપાથી તે એક એવા અધ્યાપકના શિષ્ય છે કે જે સર્વથી વધુ વિદ્વાન છે

વિશુદ્ધાનન્દજીને કાશીમાં આવે છ માસ થઈ ગયા એટલા વખતમાં સ્વામીજીને ઘણા લોકોનું ઓળખાણ થયું હતું તેમની ઉત્સાહયુક્ત ચેષ્ટા અને પ્રશંસિત બુદ્ધિ જોઈને અન્ય વિદ્યાર્થીઓ અને પ્રશંસિત બુદ્ધિ જોઈને અન્ય વિદ્યાર્થીઓ અને પંડિતો તેમનું સન્માન કરવા લાગ્યા પણ મહાત્મા ગૌડ સ્વામીજીએ હજુ સુધી પોતાનો અભિપ્રાય પ્રકટ કર્યો નહોતો. અને જ્યારે સ્વામીજી તેમને સન્યાસની વાત પુછતા ત્યારે 'હજુ શી ઉતાવળ છે' એમ કહી તેમની વાત ટાળી વાળતા અને તે સાંભળી વિશુદ્ધાનન્દજીને સંતોષ થતો નહી, અને આમ જેમ જેમ મહાત્મા વિલંબ કરતા તેમ તેમ તેમની ઉત્કંઠા વધતી જતી હતી.

સ્વામીજી દિવસે પરિશ્રમપૂર્વક અભ્યાસ કરતા હતા. શ્રદ્ધાપૂર્વક ગુરૂ સેવા કરતા હતા અને પ્રેમપૂર્વક વિદ્યાર્થીઓને ભણાવતા હતા, પરન્તુ રાત્રે પાઠશાળામાં તે રહી શકતા નહોતા પાઠશાળામાં વિદ્યાર્થી અને સન્યાસી રહેતા હતા અને આવ્યા ગયા સારા માણસો રહેતા હતા, પરંતુ ત્યાં વિશુદ્ધાનન્દજીને માટે બે ત્રણ હાથની જગ્યા મળતી નહોતી. એ જોઈને તેમના સહપાઠીઓ વિસ્મિત અને દુઃખિત થતા પણ સ્વામીજી કાંઈ બોલતા નહોતા.

એક દિવસ એક દાક્ષિણાત્ય પંડિતે આવીને તેમને કહ્યું કે, "આપ આગના હાથે આપનો કેમ તિરસ્કાર કરાવો છો? કેમ કોઇ બીજા સન્યાસીના શિષ્ય થતા નથી? આપના જેવા વિદ્વાનને તો સારા સારા મઠધારી પરમહંસ પોતાની ગાદી ઉપર બેસાડી શકશે. શિષ્ય થવું તો તેમના થવું જોઇએ." આ સાંભળી સ્વામીજીએ તેમને એવા બનાવ્યા કે પછી તેમણે કોઇ વખત તેમને તેવી વાત કરી નહીં.

જ્યારે આ પ્રકારે આશા મુગ્ધ વિશુદ્ધાનંદજીને ઘણા દિવસ થઇ ગયા ત્યારે તે પોતાના સહપાઠિઓને કહેવા લાગ્યા કે "જો અમારે ઉદર નિમિત્ત સન્યાસ ગ્રહણ કરવા હોત, તો તે સન્યાસીઓનો અભાવ નહોતો મઠ અને ગાદી મેળવવાને મને લોભ નથી મકાનનો લોભ કે લાલચ હોત તો હું મારૂં પોતાનું જ ઘર કેમ છોડત? મારે ત્યાં શી વાતની ખામી હતી? પણ તેમ નહીં, મારો ઉદ્દેશ બીજો છે હું સારી રીતે જાણું છું કે મારા ગુરૂ મહારાજ બ્રહ્મ સ્વરૂપ છે, તેમની વિભૂતિ આગળ આખા જગતની વિભૂતિ તુચ્છ છે બીજા પુરૂષોના સત્કાર કરતાં તેમનો તિરસ્કાર ઉત્તમ છે તેજ ગુરૂ શ્રેષ્ઠ છે કે જે શિષ્યની સાથે સ્નેહ કરતાં કરતાં તેમને શુભ કર્મમાં જોડે અને કર્તવ્ય કર્મ શીખવાડે આ સમય પરીક્ષાનો છે. અને તેથી જ આવા કૃપાળુ ગુરૂ હોવા છતાં પણ મને પાઠશાળામાં જગ્યા મળતી નથી, અને સન્યાસની દીક્ષા મળી નથી, અને સર્વ વાતો દયાળુ ગૌડ સ્વામીજીના કાન સુધી પહોંચતાં તેમને પણ લાગ્યું કે પોતાનો એક કૃપાપાત્ર અને યોગ્ય વિદ્યાર્થી દુઃખિત થાય છે પણ જ્યાંસુધી તેમના કુલ અને ગોત્રની કોઇ પ્રમાણિક પુરૂષની મારફત માહીતી ન મળી શકે ત્યાં સુધી પોતાની સમ્મતિ પ્રકટ કરવાનું તેમણે યોગ્ય ધાર્યું નહિ.

તે વખતે કાશીમાં અહલ્યાબાઇની ધર્મશાળામાં કાષ્ઠજીહ્વ નામના એક મહાત્મા સ્વામી રહેતા હતા. કહેવાય છે કે શાસ્ત્રાર્થ વખતે તેમનાથી એક પંડિતનું અપમાન થઇ ગયું હતું અપમાનિત વ્યક્તિ એક પ્રતિષ્ઠિત પુરૂષ હતા. તે શાસ્ત્રાર્થમાં તેમને પરાજીત કરી શકે તેમ નહોતું તેથી તે ચિંતાગ્રસ્ત થઇ ગયા અને તે ચિંતાથી જ થોડા દિવસમાં તે માણસનું મૃત્યુ થયું જ્યારે આ વાતની કાષ્ટજીહ્વજીને ખબર પડી ત્યારે તેમને પોતાના કૃત્યથી ઘણી ગ્લાનિ થઇ અને અનેક પ્રકારનાં શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત કરીને અંતે સન્યાસી થઇ ગયા અને તે દિવસથી તેમણે પ્રણ લીધું કે કદી પણ કોઇની સાથે મારે વાદવિવાદ ન કરવો અને કોઇનું ચિત્ત દુઃખિત થાય તેવી વર્તણુક ન ચલાવવી. તે દિવસથી તે રાત દિવસ ભગવાનનું,

સ્મરણ કરવા લાગ્યા અને સર્વને પોતાના પ્રાણ સ્વરૂપ અને પૂજ્ય સમજવા લાગ્યા હરિકિર્તન કરતા ન હોય તે વખતે તે પોતાની જીભ ઉપર એક લાકડાની ટોટી ચઢાવેલી રાખતા અને ઘણે ભાગે બોલતા પણ નહીં જેથી તેમને લોકઇચ્છિત સ્વામી વિશુદ્ધાનંદજી બેમતા હતા.

આ તરફ જ્યારે ગૌડ સ્વામીજીને એમ લાગ્યુ કે બંશીધર બ્રહ્મચારી (વિશુદ્ધાનંદ) એક સારા કુળના બ્રાહ્મણ છે અને સન્યાસને પાત્ર છે, ત્યારે તેમણે પોતાની પાસે બોલાવીને કહ્યુ કે થોડા દિવસ એકાન્તમાં જઇને રુદ્રાભિષેક અને પંચાક્ષરનો જપ કરો જેથી તમારા મનોરથ સિદ્ધ થશે આ આજ્ઞા સાંભળીને વિશુદ્ધાનંદજીને ઘણો જ હર્ષ થયો, કેમકે તે સમજ્યા કે અભિલાષા પૂર્ણ થવાનો વખત હવે દૂર નથી, અને તેથી તે તુરતજ માર્કન્ડેયમાં જઇને શિવારાધનમા તત્પર થયા અનુષ્ઠાન વખતે વચમાં કૃપાળુ ગૌડસ્વામીજી કોઇવાર પોતે અને કદી પોતાના શિષ્યો દ્વારા તેમની ખબર લેતા રહેતા અનુષ્ઠાન નિર્વિઘ્ને પુરૂ થયુ જે પછી પ્રસન્ન થઇને ગાૈડસ્વામીજીએ તેમને સન્યાસને યોગ્ય પાત્ર સમજીને સન્યાસ વિધિને સમ્પાદન કરવાને માટે એક શુભ દિવસ નક્કી કર્યો

કાશીના અનેક પ્રસિદ્ધ પંડિતો અને સન્યાસીઓને આમંત્રણ કર્યુ. સર્વની સાગે આજે સ્વર્ગીય સંગમલાલ અને યમુનાના આનંદવર્ધન પ્રિય પુત્ર અને આશાવિન્વત સમસુખરામજીના ભાણેજ બંશીધરજીએ પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા તથા શિખાસૂત્રની સાથે પોતાના નામનો પણ પ્રસન્નતાપૂર્વક પરિત્યાગ કરી દીધો અને પ્રૈષમન્ત્રોચ્ચારણ કર્યા પછી જીવન પણ પલટાઈ ગયુ આજ સુધી બંશીધરના નામથી લોક તેમને બોલાવતા હતા તે ગુરૂ કૃપાથી આજે તેમનુ "વિશુદ્ધાનંદ સરસ્વતી" નામ રાખવામા આવ્યુ.

સન્યાસાશ્રમને ગ્રહણ કરી, સ્વામી વિશુદ્ધાનંદજી ગુરૂની પાસે એકજ જગ્યાએ રહેવા લાગ્યા પરંતુ વધુ દીવસ સુધી તેમનો આ નિર્વાહ ન થઇ શક્યો નારાયણાશ્રમ સ્વામીજી જે ગૌડસ્વામીજીના જુના કૃપાપાત્ર અને વિશ્વાસુ શિષ્ય હતા, તેમનાથી આ નવીન સન્યાસી પોતાના ઉત્તમ ગુણોના પ્રતાપે વધુ પ્રતિષ્ઠિત થાય તે સહન થઇ શક્યુ નહિ જેથી તેમણે ગુરૂજીનુ સરળ ચિત્ત તેમના ઉપરથી બિલકુલ ફરી જાય તેવા યત્નો કરવા માડ્યા અને તેનુ પરીણામ એ આવ્યુ કે—ગૌડસ્વામીજીએ કલહ વધતો જોઇને સર્વને આશ્રમમાથી બહાર કાઢ્યા.

સન્યાસાવસ્થામા યતિને એવી આજ્ઞા છે કે, તેમણે હમેશા એકલાજ રહેવુ અને કદી પણ કોઇના સંગની જાળમા ફસાવુ નહિ. કારણ કે જેટલો

વધુ સંગ થાય તેટલુજ તેમા દુખ અને કષ્ટ રહેલુ છે મહાત્મા દત્તાત્રયજી એક દીવસ ફરતા ફરતા એક ગૃહસ્થને ત્યા ગયા, અને જોયુ તો પરોણાઓને માટે એક છોકરી અનાજ ખાડતી હતી. તે છોકરીને પોતાની ચુડીઓનો ખડખડાટ થતા શરમ આવતી હતી જેથી તેણે તેની ચુડીઓનો ખડખડાટ પરોણા ન સાભળી શકે તે માટે દરેક હાથે એકેક ચુડી રાખી બીજી ચુડીઓ કાઢી નાખી. આ બનાવ દત્તાત્રયજીએ જોયો તે ઉપરથી તેમણે એ ઉપદેશ ગ્રહણ કર્યો કે જ્યા બે પુરૂષો એક જગ્યાએ એકઠા રહે છે ત્યા કોઇ પણ એક દીવસે તેમનામા ખટપટ થયા વગર રહેશેજ નહી જેથી "**एक एव चरेद्धीमान कुमार्या इव कंकण** " અર્થાત્ બુદ્ધિમાને કુમારીના કકણની માફક એકલાજ ફરવુ જોઇએ જ્યા વધુ મનુષ્યોનો સહવાસ હોય છે ત્યા પરસ્પર વૈમનસ્ય અને કલહ થવો સ્વાભાવિક છે આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે મસાગત્યાગી સન્યાસીઓએ પણ આત્મરક્ષણને માટે એકાન્તમા રહેવુ ઘણુજ જરૂરનુ છે.

સ્વામી વિશુદ્ધાનદે દશાશ્વમેધ ઘાટ ઉપર એક ધર્મશાળામા નિવાસ કર્યો અને સ્વામી વિશ્વરૂપાનદજી બીજી જગ્યાએ રહેવા લાગ્યા નારાયણ સ્વામી "ચૌસઠીઘાટ" ઉપર અને સ્વામી વિશ્વેશ્વરાનદાશ્રમ, ત્રિપુરાભૈરવીની નિકટ જઇને બિરાજ્યા. આ પ્રકારે સવ જુદી જુદી જગ્યાએ રહ્યા ખરા પણ દરરોજ મળ્યા વગર રહેતા નહિ ગાડસ્વામીજીની પાસે દર્શન કરવાને અને વિદ્યાભ્યાસ કરવાને માટે રોજ એકઠા થતા હતા

સ્વામી વિશ્વરૂપજી અને વિશુદ્ધાનદજી, જો કે ગુરૂના અતકાળ સુધી તેમની પાસે ભણતાજ હતા, તથાપિ તેમને આ વખતે એક ઉત્તમ અધ્યાપક માનવામા આવતા હતા અધ્યાપકની અવસ્થામા અધ્યયન કરવુ, એ જો કે દેશ અને નગરોની રીતિથી પ્રતિકૂળ છે, પરંતુ વિદ્યાપીઠ કાશીની સર્વમાન્ય પ્રચલિત પ્રથાથી પ્રતિકૂળ નથી

વિદ્યાર્થી મડળમા જો કે સ્વામી વિશુદ્ધાનદજી બુદ્ધિમત્તા, વિદ્વતા વિગેરે કારણથી સન્માનને પાત્ર થયા હતા પરતુ સ્વામી વિશ્વરૂપજીની માફક શાંત, પ્રિયભાષી અને સર્વ પ્રિય થઇ શકયા નહોતા પોતાની સ્વાભાવિક પ્રખરતાને દબાવવામા તે હાલ સુધી અસમર્થ રહ્યા હતા તેમનો ક્રોધ જો કે ક્ષણવારને માટે હતો, પણ ઘણીવાર ગુસ્સે થઇ જતા મહાત્મા વિશ્વરૂપજી ખરેખર વિશ્વરૂપજ હતા તેમને માનાપમાન લાગતું નહિ એક વખત મહાત્મા વિશ્વરૂપજીને પણ તેમણે ફટકાર્યા હતા. આ વાત ગૌડસ્વામીજીના સાભળામા આવી તેથી તેમને ઘણુજ ખરાબ લાગ્યુ. તેમણે સ્વામી

વિશુદ્ધાનંદજીને પાસે બોલાવીને પૂછ્યુ કે "શી હકીકત છે?" જેથી વિ-શુદ્ધાનંદજીએ પોતાનો અપરાધ કબુલ કર્યો તેથી તેમણે કહ્યુ કે, "આજ કારણથી હું તમને સન્યાસ આપવાને માટે મકાય રાખતો હતો સંન્યાસની પહેલા વાનપ્રસ્થ આશ્રમ એને માટેજ જરૂરનો છે કે તેમા રહીને મુમુક્ષુ પુરુષ નિવૃત્તિ માર્ગનો અભ્યાસ કરી શકે પરંતુ હાલમા તે આશ્રમને કોઈ પાળતું ન હોવાથી સન્યાસમા આવીજ વિટંબના થાય છે જુવો હું તમારી ભવિષ્યની વાત હમણાજ જોઈ શકુ છુ. તમે દરેક રીતે લાયક છો. તો પણ તપસ્વી વિશ્વરૂપજીને આગ જેવાજ માનજો. તે તમારા કરતા જરાપણ ઉતરે તેમ નથી" સ્વામીજી જો કે પોતાની મેળેજ પશ્ચાત્તાપ કરતા હતા, તોપણ હવે ગુરુના મર્મસ્પર્શી વાક્યોથી વધારે શરમાઈ ગયા તે પછી જ્યા સુધી સ્વામી વિશ્વરૂપજી જીવ્યા ત્યા સુધી તે તેમનુ માન સાચવતા હતા.

એ પછી સ્વામી વિશ્વરૂપજીને તો ગૌડસ્વામીજીએ પોતાની પાસે અહ-લ્યાબાઈની ધર્મશાળામા બોલાવી લીધા, અને સ્વામી વિશુદ્ધાનંદજીને તો બહારજ રહેવા દીધા, તે સ્થાનમા રહીને તે મધુકરી વૃત્તિથી શરીરનો નિર્વાહ કરવા લાગ્યા

કાર્તિક માસમા ગૌડસ્વામીજીને તાવ આવવો શરૂ થયો અને સાથે ખાસી પ્રગટ થઈ થોડા દિવસ પછી રોગ તો દબાઈ ગયો પણ શરીર અશક્ત થઈ ગયુ. તે પછી તે દર સામવારે વૈજનાથજી દર્શન કરવાને માટે જતા પણ વિશ્વનાથજી સુધી જઈ શકતા નહિ તેમને પોતાના લક્ષણોથી સમજાયુ કે હવે છેલ્લી અવસ્થા છે તેથી તેમણે પોતાના સર્વ શિષ્યોને પાસે બોલાવી લીધા અને ભણાવવાનુ છોડી દઈ ઉપદેશ આપવો શરૂ કર્યો.

સ્વામી વિશ્વરૂપ અને સ્વામી વિશુદ્ધાનંદજી સિવાય ગૌડસ્વામીજીને બીજા બે શિષ્યો હતા. એક વિશ્વેશ્વરાનંદ અને બીજા શંકરાનંદજી

ગૌડ સ્વામીજી એક સાચા સન્યાસી હતા તે મહંતોની માફક ગદી આદીનો બખેડો રાખતા નહોતા એથી ગાદીની તેમને ચિંતા પણ નહોતી. જો હોત તો તે પોતેજ સ્પષ્ટ કહી જાત કે મઠ અને સમ્પ્રદાયની રક્ષાને માટે ઘણાજ શિષ્યોમાથી એકને મુખ્ય ઠરાવવાની જરૂર છે અને તે માટે કાશીના સન્યાસી અને પંડિતોના એ વાતની ચર્ચા ચાલી કે ગૌડ સ્વામી-જીની જગ્યા સ્વામીજી વિશુદ્ધાનંદ અને વિશ્વરૂપજી એમાથી કોને આપવી? સ્વામી વિશુદ્ધાનંદજીએ કહ્યુ કે એવો પ્રશ્નજ કેમ કરો છો? મારે સર્વ પ્રકારે પૂજ્ય અને જ્યેષ્ટ સ્વામી વિશ્વરૂપાનંદજ હવે બીજા ગૌડ સ્વામી છે અને તેમણે કહ્યું કે નહિ સ્વામી વિશુદ્ધાનંદજીજ યોગ્ય છે હું આયુષ્યમાં

મોટો છુ, અને સ્વામીજીનો પ્રથમ શિષ્ય પણ હું છુ પરંતુ વિદ્યા અને ગુણમા તો એજ મારાથી મોટા છે હુ તેમની પાઠશાળાના વિદ્યાર્થીઓને ભણાવ્યા કરીશ અને આજ્ઞા પાળ્યા કરીશ તેમના આ ઉદાર અને સન્યાસીને યોગ્ય વાક્ય સાભળીને સર્વેએ તેમની પ્રશસા કરી અને સર્વની મરજી સ્વામી વિશુદ્ધાનદજીનેજ ગાદીએ બેસાડવાની થઈ, પણ તેમણે તેનો અસ્વિકાર કર્યો અને કહ્યું કે,—" પ્રથમના સ્વામી વિશ્વરૂપજી સર્વ પ્રકારે ગાદીના અધિકારી છે અને બીજી રીતે તો મહારાજ પોતે પણ કહી ગયા છે કે, મારા પછી તેમને તેમને મારા સ્વરૂપજ સમજજો એથી એમની આજ્ઞા પ્રમાણે હુ કામ કરીશ જ્યેષ્ટ પૂજાનો વ્યક્તિક્રમ જ્યારે ભરતાદિ રઘુવશિઓએ કર્યો નથી તો હુ કેમ કરૂ ? મહાત્મા વિશ્વરૂપજી બોલ્યા, ' જો મારામા વિશ્વાસ અને મહારાજની આજ્ઞાથી મનેજ પોતાનો ગણતા હો તો મારો એવો વિચાર છે કે આપજ ગાદી ઉપર બેસો જે સમ્પ્રદાય અને મઠના રક્ષણને માટે જરૂરના કામ છે તે હુ કરીશ આસન ઉપર બેસવુ અને કોઇ આવનાર જનોની સાથે વાત કરવી એ મને ભાર રૂપ લાગે છે, માટે મારી પ્રસન્નતાને માટે પણ આપજ આસનનો સ્વિકાર કરો. મહારાજે એવુ કહ્યુ નથી કે આસન ઉપર તમારે ન બેસવુ ને વિશ્વરૂપને બેસાડવો અને તેથી ભગતની વાત અહી બધબેસતી નથી અહીં આસન ઉપર બેસવાથી તો અગ્રેજ પૂજા વિગેરે બની શકશે નહિ પણ જો આપ મારા આ કહેવાનો અનાદર કરશો તો અગ્રેજ પૂજાનો પ્રત્યક્ષ વ્યતિક્રમ છે આવી રીતે તેમના બહુજ કહેવાથી સ્વામી વિશુદ્ધાનંદજી પોતાના ગુરુના આસન ઉપર બિરાજ્યા. પરતુ પ્રથમ જેમ પોતાના ગુરુની આજ્ઞાનુ પાલન કરતા હતા તેવીજ રીતે મહાત્મા વિશ્વરૂપજીની આજ્ઞા પણ તે પાળવા લાગ્યા

કલિકાલમા સન્યાસ આશ્રમનુ યથાવત્ પાલન કરવુ એ ખાડાની ધાર પર ચાલવા તુલ્ય છે વસ્તુત જીવતા જ પોતાને મારવા તુલ્ય છે જે જીવતાં જ પોતાને મારી શકતો નથી તે સન્યાસી બ્રહ્મજ્ઞાનને પણ મેળવી શકતો નથી અને તેનો સન્યાસ લેવો તે પણ મિથ્યા છે સન્યાસીએ કેવી રીતે ત્યાગ શીલ, દયાળુ અને પરાર્થપર રહેવુ જોઇએ એ ગૌડ સ્વામીના ઉપદેશ અને ચરિત્રથી સારી રીતે શિક્ષણ મળે તેમ છે

બ્રાહ્મણનુ ધન, નહી મનુષ્યનુ નહીં માત્ર ધન વિદ્યા છે. અને તેની પ્રાપ્તિ પણ બાલ્યકાળથીજ થઈ શકે છે. વિદ્યાર્થી ભલે મનુષ્ય ધન મેળવી શકે, પરતુ તેના ખરા ફળને કદી પણ પામી શકતો નથી. ગૌડસ્વામી નાન-

પણથીજ વિદ્યાના પ્રેમી હતા, વિદ્યાને માટે તે મા, બાપને છોડીને ચાલ્યા ગયા હતા, રૂપવતિ પત્નિનો પણ ત્યાગ કર્યો અને વિદ્યોપાર્જન કર્યું તે વડે તે ઇચ્છત તો ધણું મેળવી શકત અને નામના પણ કઢાડી શકત પણ તેમની તે તરફ પ્રવૃત્તિ થઇ નહિ એક વખતના નજીવા બનાવથી તેનો વિચાર બદલાઇ ગયો અને આશા યુક્ત કુટુંબને છોડીને તે વિરક્ત થઇ ગયા પરંતુ બાલ્યકાળમાં ભણેલી વિદ્યા નકામી ન ગઇ વિદ્યાર્થીજ તેમને શાંતિ મળી, અને વિદ્યા દાનથીજ તે અંત સુધી બ્રાહ્મણોનો ઉપકાર કરતા રહ્યા, તે વિદ્યોપાર્જન કરત તો વિશ્વરૂપ, વિશુદ્ધાનંદ શ્રીધર, હરજશરામ, વિભારામ અને રામલાલ વિગેરે વિદ્વાનોના દર્શન થાત નહિ તેમાં પણ સંદેહ છે એક વિદ્વાનથી કેટલા વિદ્વાન થઇ શકે છે, એ તેના ચરત્ર ઉપર ધ્યાન આપવાથી જ વિદિત થઇ શકે છે

વૃદ્ધ માતા, પિતા અને નિર્ધનાવસ્થાવાળી યુવતિ સ્ત્રીનો ત્યાગ કરીને આ પ્રકારે યુવાવસ્થામાં સન્યાસી થવું એ કદાચ વાચકોને ઠીક નહિ લાગતું હોય, અને તે વિચારતા હશે કે જો થોડા દિવસ માતા પિતાની સેવાથી અને પત્નિને પુત્ર લાભ વા પ્રેમથી સંતુષ્ટ કરીને સન્યાસી થાત તો તેમને વધુ ધર્મ લાભ થાત અને તેમને સંતોષ મળત તેમાં સંદેહ નથી કે એમ બનત તો ઠીક થાત પરંતુ ગૃહસ્થમાં રહ્યા પછી પાછું નીકળવું સહજ નથી સમુદ્રના તરંગમાંથી કોઇ રસ્તુ બહાર નીકળી ઉપર આવી જાય તો આવી જાય પણ વચમાંથી નીકળવું એ ઘણું જ દુઃસાધ્ય છે અને તેથી શ્રુતિમાં કહ્યું છે કે "तदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्" । અર્થાત્ જે દિવસે વૈરાગ્ય ઉત્પન્ન થાય તેજ દિવસે સન્યાસી થઇ જવું તાત્પર્ય એ છે કે ક્ષણ જાશે ફરી પાછું ચિત્ર નહિ આવે ! વિષયોની પાસે રહેવાથી જેટલું તે આકર્ષણ કરે છે, તેટલું આકર્ષણ તે વેગળેથી કરતા નથી. એથી નિર્વેદ દશામાં ગૃહપરિત્યાગ કરી દેવો એજ ઉત્તમ છે. પછી માતા, પિતા અને પત્નિના સંતોષની વાત બાકી રહે છે. જ્યાં સુધી તેમને સંતોષ થતો નથી ત્યાં સુધી સન્યાસી થવું ઉચિત નથી. એ ઉપર વિચાર કરવાથી સિદ્ધ થાય છે કે માતા પિતાની નજીક પુત્ર હમેશાં બાલક છે. અને પત્નિની આગળ પતિ સદા યુવાન છે પછી તે ગમે તેટલો વૃદ્ધ થયો હોય તો પણ તે મા, બાપ અને સ્ત્રી કદાપિ પણ તેને જુદો પડવાનો સ્વિકાર કરી શકશે નહિ, આજ સુધી જેટલા સન્યાસી થયા છે તેમાંથી ઘણે ભાગે એવાજ છે કે જેમણે પોતાના કુટુંબને રોતાં છોડયાં છે.

ધર્મ બે પ્રકારનો છે. પ્રવૃત્તિ લક્ષણ અને નિવૃત્તિ લક્ષણ પ્રથમ ગૌણ

છે અને બીજો મુખ્ય છે પ્રવૃત્તિ લક્ષણ ધર્મમાં પુત્રોત્પાદન દ્વારા પિતૃ-ૠણની નિવૃત્તિ કરવાને ઇષ્ટ માને છે પણ નિવૃત્તિ માર્ગને નહિ સિદ્ધાંત એ છે કે, પુત્રોત્પાદન મોક્ષનું કોઈ અસાધારણ કારણ નથી, એવું હોત તો સનત્કુમાર, નારદ, યાજ્ઞવલ્ક્ય, ભીષ્મ અને શંકરાચાર્ય વિગેરે કોઇ પણ મોક્ષના અધિકારી ન થાત. એ કેવળ પ્રવૃત્તિ લક્ષણ રૂપ ધર્મ હોવાથી અંતઃકરણ શુદ્ધિ દ્વારા મોક્ષનું સાધન છે ખબાં દ્વેષ વા આળસ્યાદિથી કોઇ કુટુમ્બ ત્યાગ કરે તે પ્રત્યવાયી થાય છે, નહિ કે જે પરમાત્મ દર્શન વા બ્રહ્મજ્ઞાનને માટે તેનો પરિત્યાગ કરે તેવા પુરુષો પ્રત્યવાયી થાય છે. જગત્ પૂજ્ય સ્વામી શંકરાચાર્ય જો રડતી પોતાની જનનીને છોડત તો એ ભગવતી ભારત ભૂમિના આંસૂ લુછત એ સંભવિત નહોતું અને મહાત્મા ગૌડસ્વામીજી પણ પોતાના કુટુમ્બને નિરાધાર ન છોડતા તો ગૌડ જાતિમાં કુટુમ્બ પાલન સદૃશ આટલા પંડિતો ઉત્પન્ન થાત એ સંભવિત નહોતુ. મહા પુરુષોની પાસે સ્વાર્થ હોતો નથી, પરમાર્થજ તેમને માટે સ્વાર્થ છે.

નાસિક અને કાશીજીમાં તે જ્યાં સુધી રહ્યા ત્યાં સુધી નિરંતર વિદ્યાર્થિયોને તે ભણાવતા હતા. તેમણે એટલા વિદ્યાર્થિયોને ભણાવ્યા કે ઘણા ગૃહસ્થ પંડિતો મળીને તેટલા ન ભણાવી શકત. વિદ્યા ભણાવવી એ સંન્યાસીનો ધર્મ ન હોવા છતાં પણ પરોપકાર વાસનાથી તે ભણાવતા હતા અને આ સંસારના ખટપટથી અલગ રહેવાનો તે ઉપાય સમજતા હતા અને એવી અવસ્થામાં વિદ્યાદાન કરવું એ પણ એમના પરમ ધર્મ હતો.

ગૌડ અને દાક્ષિણાત્ય, દંડિ અને પરમહંસ સર્વ જાત અને સંપ્રદાયોના પુરુષોમાં તે શ્રદ્ધા રાખતા હતા. કારણ કે તેમને સમાન ભાવથી સર્વ પર કૃપાદૃષ્ટિ હતી કટુવાક્ય કહેવું કે કોઇનો તિરસ્કાર કરવો એ સમજતાજ નહોતા. પરમહંસ લોકો કુંભના મહા પર્વ વખતે ડંકા અને નીશાનની સાથે પોતાની પહેલાં, આચાર્યની માફક તેમને સ્નાન કરાવતા હતા કેમકે વિખ્યાત અને વિદ્વાન પરમહંસ કુટસ્થ સ્વામી અને આદિત્યગિરી વિગેરે મંડલીશ્વરોમાં તેમની પૂર્ણ શ્રદ્ધા હતી. અખ્યાનાર્થે કાંકુ પથી નિશ્ચલદાસજીને જો કે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો નહોતો, પણ તેમને શૂદ્ર સમજીને કદી તિરસ્કાર કરતા નહિ તે આવતાં તેમને કુશળ સમાચાર પૂછતાં અને પ્રીતિથી વાત કરતા હતા. તે દયાળુ એવા હતા કે રોગી વિદ્યાર્થીઓના માતાપિતા વગર પરદેશમાં કષ્ટ ભોગવવું પડતું નહિ તેમનું ઓષધ અને ચાકરી બીજા પાસે કરાવતા અને પોતે પણ કરતા આ દ-

ચાણુતા માત્ર વિદ્યાર્થિયોનેજ માટે હતી એમ નહિ પરંતુ બીજા લોકો પણ તેમના તેવાજ કૃપાપાત્ર હતા.

સન્યાસી થયાની ખબર જાણીને તેમના પવિત્રના સ્ત્રી એક વખત કાશીમાં આવ્યા અને પ્રાણનાથનાં દર્શન કરીને પરમ સુખનો અનુભવ કર્યો તે પછી તે એક દિવસ દર્શન માટે આવ્યાં હતા કેટલાક દિવસ પછી તે સત પરાયણા સતીનો કાશીવાસ થઇ ગયો

નિષ્પરિગ્રહ શાંત, ગૌડ સ્વામીજીનુ જીવન ખરેખર નિર્મળ હતુ. તેમની ત્યાગશીલતા અને વિદ્વતાની વાત તો પ્રથમથીજ કહી ચુકયા છીએ

સ્વામી વિશુદ્ધાનંદજીએ ગૌડ સ્વામીની ગાદી ઉપર બેસી ગાદીનું ગૌરવ સાચવી રાખ્યુ, ફ્રાન્સ, જર્મની વિગેરે દેશોમાથી તેમની પાસે અનેક જણ વેદાન્તાદિની મિમાંસા શ્રવણ કરવા આવતા હતા

ઇ. સ ૧૮૮૮મા ૯૩ વર્ષની વયે યોગાસનમા બેસી સ્વામીજીએ દેહ ત્યાગ કર્યો હતો, તેમના અનેક શિષ્યોને ભકતો છે

## પ્રકરણ ૯૦ મું.

### ભાસ્કરાનંદ સરસ્વતી.

સવત્ ૧૮૯૦ ના આશ્વિન માસમા શુકલા સપ્તમીને દિને અર્ધ રાત્રી સમયે કાનપુર જીલ્લામા આવેલા “ મૈથેલાલપુર ” ગામમા મહાત્મા ભાસ્કરાનંદ સરસ્વતીએ જન્મ ગ્રહણ કર્યો હતો. ત્હેમના પિતાનુ નામ મિશ્રલાલ મિશ્ર હતું એ સામવેદી કનોજિયા બ્રાહ્મણ હતા, મિશ્રલાલ સસ્કૃત અધ્યાપક હતા વેદ અને પુરાણમા એ વિશેષ વિદ્વાન હતા મહાત્મા ભાસ્કરાનંદ સરસ્વતીના જન્મ સમયે ત્હેમના પિતાએ, ત્હેમનુ નામ મતિરામ પાડયુ આઠ વર્ષની વયે મતિરામનુ ઉપનયન થયુ એ સમયમા પ્રચલિત રીત મુજબ મિશ્રલાલે વિદ્યાભ્યાસ માટે બાળક મતિરામને ગુરૂને ઘેર મોકલી દીધો, પરિશ્રમ અને ખતને લીધે સત્તર વર્ષની વયે મતિરામ એક અસાધારણ પંડિત નીવડયો મતિરામની વય બાર વર્ષની હતી તે વખતે ત્હેનું લગ્ન થઇ ગયુ હતું, અને લગ્નના પાચ વર્ષ પછી ત્હેને ત્યા એક પુત્ર જન્મ્યો હતો, પરતુ દુર્ભાગ્યે એ બાળક શૈશવાવસ્થામા જ કાળના મુખમાં સપડાઇ ગયો. પુત્રના મૃત્યું પછી તરતજ મતિરામના મનમા વૈરાગ્યનો

ઉદય થયો, એજ સમયે સંસારનો ત્યાગ કરીને એમણે વૈરાગ્યની દિશામાં ગમન કર્યું ઘરબાર છોડી દઇને એ ઉજ્જયિની નગરમા ગયા ત્યા આગળ સુયોગ્ય ગુરૂ મળી આવ્યાથી ત્હેમના પાસે યોગવિદ્યાના પુસ્તકોનો અભ્યાસ કર્યો અને યોગ સાધનમા તલ્લીન બન્યા, કેટલાક વર્ષ સુધી ઉજ્જયિની નગરમા વસ્યા પછી મતિરામ ગુજરાત અને માળવાનાં વિવિધ સ્થાનોમા ફર્યા. ત્યા આગળ સાત વર્ષ રહીને સમગ્ર વેદાન્ત શાસ્ત્રનુ અધ્યયન કરીને એ પાછા ઉજ્જયિની નગરીમા આવ્યા. એ સમયે પ્રસિદ્ધ પરમહંસ શ્રી પૂર્ણાનંદ સરસ્વતી સાથે તેમનો મેળાપ થયો પૂર્ણાનંદ સરસ્વતીએ મતિરામને યોગ્ય પાત્ર ગણીને દીક્ષા આપી, તથા મતિરામ નામને બદલે 'શ્રી સ્વામી ભાસ્કરાનંદ સરસ્વતી' એવુ નામ પાડ્યુ. એ વખતે મતિરામની વય કેવળ સત્તાવીશ વર્ષની હતી, ભાસ્કરાનંદ સ્વામીએ એ આશ્રમમા થોડા દીવસ વાસ કરીને કાશી ગમન કર્યું. કાશીમા દુર્ગાવાડીની પાસે આનંદ બાગમા તેમનો આશ્રમ નિર્માણ થયો કેટલાક મહીના સુધી એ આશ્રમમાં રહ્યા પછી સ્વામીજી ફતેહપુર જીલ્લામા અશનિપુર ગામમા આવ્યા અને ત્યાથી કાનપુર થઇને પોતાની જન્મભૂમિના દર્શન કરવા ગયા ત્યાર પછી થોડા દિવસે સ્વામીજી કેવળ એક લંગોટી ધારણ કરીને ભારતના બધા તીર્થોમા ભ્રમણ કરી આવીને, કાશી ધામના એ આનંદ બાગવાળા આશ્રમા પાછા આવ્યા એમ કહેવાય છે કે ભારતના લગભગ બધાં તીર્થોની તેમણે યાત્રા કરી હતી

બદરિકાશ્રમમા જતી વખતે બરફ ઘણો પડયાથી સ્વામીજીએ ઘણું કષ્ટ ભોગવ્યુ હતું. શીતથી તેમનુ બધુ અંગ અકડી ગયુ હતુ, અને રસ્તામા પોતે મરણતોલ થઇ ગયા હતા એ વખતે તેમની સેવા શુશ્રૂષા કરે એવું કોઇપણ માણસ સાથે નહોતું પરંતુ સદ્ભાગ્યે એક વાણીઓ ત્યા થઇને જઇ રહ્યો હતો તેના દીઠામા સ્વામીજી આવ્યા, ત્હેણે તેમની આવી વિપત્તિવાળી અવસ્થા જોઇને દયા આણીને ખરા અંતઃકરણથી સેવા ચાકરી કરી; એ વાણીઆની સેવાથી જ સ્વામીના એ વખતે પ્રાણ બચ્યા. એજ સ્થાનમા સાધુ અનંતરામ સાથે તેમનો મેળાપ થયો વેદાન્ત વિદ્યામાં સાધુ અનંતરામ અસાધારણ પારદર્શી હતા, તેમણે સંસારાશ્રમનો ત્યાગ કરીને સન્યાસ ગ્રહણ કર્યો હતો, અને હરિદ્વારના કોઇ નિર્જન સ્થાનમા નિવાસ રાખ્યો હતો. સાધુ અનંતરામ, ભાસ્કરાનંદના સમાગમથી અતિશય સુખી થયા હતા અને બંને જણાએ ઇશ્વરના તત્ત્વનુ વિવેચન કરીને એક બીજાને ઘણો આનંદ આપ્યો હતો, આ પ્રમાણે સ્વામીજીની ઉમરના ચાલીસ વર્ષ

વ્યતીત થઇ ગયા, હરિદ્વારનો ત્યાગ કરીને પાછા એ કાશીના આનંદ બાગમાં આવ્યા હતા

કાશીના આનંદ બાગમાં આવીને, સંવત્ ૧૯૨૫ માં સ્વામીજીએ લંગોટી પર્યન્તનો પરિત્યાગ કર્યો એક દિવસ શિયાળાની મોસમમાં કાશીવાસી વિદ્વાનો અને રાજાઓ સ્વામીજીની આગળ ઉપસ્થિત થયા હતા અને વિનય પૂર્વક હાથ જોડીને બોલ્યા હતા કે " ગુરૂદેવ ! શીતકાળમાં પ્રત્યેક મનુષ્ય વસ્ત્રથી દેહને ઢાંકે છે, પરંતુ આપ તો આવી સખ્ત શીત ઋતુમાં ખુલ્લે શરીરે રાત દિવસ પડયા રહો છો હમારો આપને આગ્રહ છે કે આપ શરીર ઉપર કાંઈ ઓઢીને આવી કકડતી ટહાડથી દેહનું રક્ષણ કરો." તેમની વિનતિના ઉત્તરમાં સ્વામીજીએ કહ્યું " ડાહ્યો મનુષ્ય જે વસ્તુનો એક વખત ત્યાગ કરે છે તે વસ્તુ ફરીથી ગ્રહણ કરતો નથી "

સ્વામીજી ધૈર્ય અને શાન્તિવાળા સ્વભાવના મનુષ્ય હતા, નિર્જન સ્થાનમાં વાસ કરવાનું તેમને ઘણું પસંદ હતું, પરન્તુ એમની પસંદગી ચાલે કોની આગળ ? એમના યોગ અને તપસ્યાની ખ્યાતિ ચારે તરફ એટલી બધી પ્રસરી ગઇ હતી કે, તીર્થયાત્રીઓની પેઠે હજારો સ્ત્રી પુરૂષો હિન્દુસ્તાનને ચારે ખુણેથી એમના દર્શન કરવા સારૂ આવતાં એમનો ધર્મોપદેશ સાંભળીને મહારાજાઓથી લઇને ઝુંપડીમાં વસનાર દરિદ્ર મનુષ્યો સુધીની અનેક વ્યક્તિઓ તેમની પાસે દીક્ષા લેતી, અને તેમને પોતાના ગુરૂ તરીકે સ્વીકારતી જનશ્રુતિ એવી છે કે ભાસ્કરાનંદ સ્વામીને એક લાખ કરતા વધારે શિષ્ય હતા, કેવળ આપણા દેશના ભક્તજનો જ સ્વામી ભાસ્કરાનંદજીના ગુણનો મહિમા સમજી શકયા હતા એમ નહોતું પશ્ચિમના સુધરેલા દેશના અનેક સુશિક્ષિત યુરોપિયનો તથા અમેરિકનો તેમના તરફ શ્રદ્ધા અને ભક્તિ રાખતા હતા.

તપના પ્રભાવથી સ્વામી ભાસ્કરાનંદમાં અનેક અલૌકિક શક્તિઓ આવી હતી, પરન્તુ એ બધી ઐહિક શક્તિઓને પોતે પ્રગટ કરતા નહિ. બેએક ઘટનાઓ ઉપરથી એમની એ શક્તિનો કાંઇક ભાસ મળી શકે છે. અમે અહિંયા એવી ઘટનાઓનો ઉલ્લેખ કરીશું

બડહર નગરની વેદેશ્વરી કુમારીને કોઇ અભીષ્ટ સિદ્ધિની બાબતમાં સ્વામીજીએ ભવિષ્ય કહી આપ્યું હતું, એ પ્રમાણેજ તેનું કાર્ય પાર ઉતર્યું એટલે એ બાઇએ જઇને એક લાખ કરતા વધારે રૂપિયા સ્વામીજીને અર્પણ કર્યા. સ્વામીજીએ એ ધન ગ્રહણ ન કરતા એમાથી આનંદ

બાગના બગિચાની પાસે એક વિશાળ શિવમંદિર બંધાવ્યું એ મંદિરના એક ખુણામાં સ્વામીજીની પથ્થરની મૂર્તિ સ્થાપવામાં આવી છે

શીતલપ્રસાદ નામનો એક પુરૂષ કાશીમાં વાસ કરતો હતો, એ મનુષ્ય સ્વામીજીનો શિષ્ય હતો, એક દિવસ ત્હેનો એક પુત્ર ઘરની અગાશી ઉપરથી પડી જઇને મરણતોલ થઇ ગયો. શીતલપ્રસાદ સ્વામીજીની સિદ્ધિ સબંધી વાત જાણતો હતો, એટલે તે ડાક્ટરોની પાસે ન જતા સીધો સ્વામીજીની પાસે ગયો, શિષ્યને અત્યંત શોકવિહ્વળ જોઇને સ્વામીજી બધી ઘટના સ્હમજી ગયા, ત્હેમણે શિષ્યને સંબોધન કરીને કહ્યું “ પ્રસાદ ! આ ગંગાજળ આપું છું તે ત્હારા છોકરાને પીવરાવી દેજે, એટલે એ આરોગ્ય થઇ જશે તું કોઇ પણ પ્રકારની ચિન્તા કરીશ નહિ ’ શીતલપ્રસાદે ઘેર જઇને એ જળ પુત્રને પીવરાવ્યું એટલે એને ધીમે ધીમે આરામ થતો ગયો અને ઘણા થોડાજ દિવસોમાં તે હરતો ફરતો ગયો,

કલકત્તા શહેરમાંથી કોઇ એક પુરૂષ સ્વામીજી પાસે દીક્ષા ગ્રહણ કરવા અને યોગવિદ્યાનું શિક્ષણ મેળવવા ગયો હતો ત્હેણે સ્વામીજી આગળ જઇને પોતાનો મનોભાવ પ્રગટ કર્યો એટલે સ્વામીજીએ ત્હેને કહ્યું ‘ત્હારે દીક્ષા લેવાનો સમય હજુ આવ્યો નથી. તું કોઇને પણ ખબર આપ્યા વગર ગુપ્ત રીતે મ્હારી પાસે આવ્યો છે ત્હારી માતા, ત્હારી પત્ની અને ત્હારા સંતાનો ત્હારે માટે રોકકળ મચાવી રહ્યા છે તું હમણાં પાછો જા અને થોડા વખત પછી આવીને મ્હને મળજે ” એ પુરૂષ સ્વામીજીની વાત સાંભળીને ઘણો વિસ્મય પામ્યો અને પોતાનો મનોભાવ ગુપ્ત રાખીને બોલ્યો ‘ મહારાજ ! મ્હારે મા, પત્ની, તથા છોકરા છૈયા છે એ વાત સાચી, પણ હું એ બધાની રજા લઇને આવ્યો છું, સ્વામીજીએ કહ્યું ‘ ત્હેં રજા માગી હતી ખરી પણ એમણે આપી નથી તું એમના ઉપર વિરક્ત થઇને ચાલ્યો આવ્યો છે. વળી ત્હારે સંસાર ત્યાગ કરવાનું એક બીજું પણ કારણ છે જે કહેતાં ત્હને લજ્જા આવશે, માટે તું પાધરો ઘેર જા ત્હારી આકાંક્ષા હજુ પૂરી થઇ નથી ” સ્વામીજીની વાત સાંભળીને એ બોલ્યો “ મહારાજ ! મ્હારા મનમાં વૈરાગ્યનો ઉદય થવાથી જ મ્હેં સંસાર ત્યાગ કરવાનો સંકલ્પ કર્યો છે, એ સિવાય મ્હારા ત્યાગનું બીજું કાંઇ કારણ નથી ” સ્વામીજીએ ત્હેને ફરીથી કહ્યું “ ઠીક, તું ત્હારા પડોશમાં રહેનારી કોઇ રમણી ઉપર આસક્ત થયો હતો ‘ ત્હેં જે રમણીનું સત્યાનાશ વાળ્યું છે તેજ ત્હારી ખરી જ્ઞાનદાતા છે ત્હેના ઉપદેશથીજ ત્હારા મનમાં વૈરાગ્યનો ઉદય થયો છે ” સ્વામીજીની અતિ અદ્ભૂત શક્તિ

જોઈને એ પુરૂષ બે હાથ જોડીને ત્હેમના ચરણમાં લોટી પડયો અને પા-પમાંથી પોતાનો ઉદ્ધાર કરવા સારૂ સ્વામીજી આગળ આકુળવ્યાકુળ થવા લાગ્યો. સ્વામીજીએ ત્હેને ઘણા આગ્રહથી સ્હમજાવ્યું કે 'હું ત્હને દીક્ષા આપીશ, પરન્તુ ત્હારે હજુ પણ થોડા સમય સંસારાશ્રમમાં રહેવું પડશે" આખર એ પુરૂષ એમ કરવા સમ્મત થયો, એ બનાવ બન્યા પછી થોડા વર્ષ બાદ, એક શુભ દિવસ જોઈને, સ્વામીજીએ ત્હેને દીક્ષા આપી અને યોગ સંબંધી કેટલોક ઉપદેશ આપ્યો ત્હેમના એ ઉપદેશનો સારાંશ અહિંયા આપીએ છીએ,

સંસાર ત્યાગ કરીને, ઉદાસીન બનીને યોગ સાધન કર્યાથીજ ઇશ્વર મળે છે, એમ નથી, સંસારી અને ઉદાસીન બન્ને પ્રકારના યોગી જો ચિત્ત અને મનને સ્થિર રાખી શકે તોજ ત્હેમને ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે. મનુષ્યમાં બધા ગુણો છે, અજ્ઞાનરૂપી અંધકારનો પડદો ત્હેના ઉપર પડેલો હોવાથી મનુષ્ય તે ગુણોને કામમાં લાવી શકતો નથી યોગ બળવાળા મનુષ્યને અસાધ્ય કાંઇ પણ નથી

પ્રશ્ન.—યોગ કોને કહે છે ?

ઉત્તર—વેદશાસ્ત્રમાં જહેને ધ્યાન કહ્યું છે, ત્હેનો અન્યાન્ય શાસ્ત્રકારોએ યોગ શબ્દથી ઉલ્લેખ કર્યો છે. કેટલીક ક્રિયાઓદ્વારા એ યોગ પ્રાપ્ત થાય છે એમાં સૌથી પ્રધાન ક્રિયા સમાધિ છે સમાધિ શબ્દથી બહારના વિષ-ગોમાં આસકત થયેલા અંતઃકરણને એક સ્થળમાં ચોટાડવું એવો ભાવાર્થ સ્હમજાય છે એ ચિત્ત ચોટાડવાનું કેન્દ્રસ્થાન તે પરમાર્થ પદાર્થ હોય છે. ભગવાન પતંજલિ કહી ગયા છે કે **'योगश्चित्तवृत्तिनिरोध'** (ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો ત્હેનું નામ યોગ આ પ્રમાણે ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરીને પરમાત્મામાં ત્હેને ચોટાડવાથી જીવાત્મા અને પરમાત્માનું ઐકય થાય છે એટલા માટે એવું કહેવાય છે કે પરમાત્માની સાથે જીવા-ત્માનું ઐકય કરવું તે યોગ.

પ્રશ્ન—યોગનું શિક્ષણ મેળવવું હોય તો કયા કયા વિષયો જાણવા આવશ્યક છે ?

ઉત્તર—"યોગાભ્યાસને માટે પ્રથમ તો એક ગુરૂ અવશ્યક છે ત્યાર પછી મન સ્થિર કરવા સારૂ પોતાની અવસ્થાથી સંતુષ્ટ થવાની જરૂર છે. લોભને બિલકુલ ત્યજી દેવો પડે છે મન સ્થિર ન હોય તો યોગનો અ-ધિકાર થતો નથી, ત્યાર પછી કામ, ક્રોધ વગેરે રિપુઓનો ત્યાગ નિસ્પૃ-હતા, પરમબ્રહ્મમાં ચિત્ત સમર્પણ આદિ આવશ્યક છે, આસન, મુદ્રા, પ્રા-

પ્રાણાયામ, ધ્યાન, પ્રત્યાહાર, ધારણા અને સમાધિ આવશ્યક છે. યોગસાધનામા બેસતાં પહેલા નિયમાદિનો અભ્યાસ કરવો પડે છે

પ્રશ્ન—નિયમ શેને કહે ?

ઉત્તર—શાન્તિ, સન્તોષ, આહાર તથા નિદ્રામા અલ્પતા, સર્વ વિષયમા સર્વદા ઉદાસીન ભાવ, થોડી પ્રાપ્તિમાજ તૃપ્તિ, નિસ્પૃહતા ચિત્તસ્થિરતા અને પરમબ્રહ્મમા ચિત્ત સમર્પણ આદિને નિયમ કહે છે નિયમ પછી દેહજ્ઞાન થવુ આવશ્યક છે

પ્રશ્ન—દેહજ્ઞાન શાને કહે છે ?

ઉત્તર—જેમા જીવાત્મા, પરમાત્મા અને પ્રાણ અપાનાદિ એકત્ર થાય છે ત્હેને દેહ કહે છે. દેહમા સર્વ શુદ્ધ દ્વિસપ્તતિ સહસ્ર નાડી હોય છે, એ બધી નાડીઓમા ઇડા, પિંગલા અને સુષુમ્ણા એ ત્રણ નાડી મુખ્ય છે અને તે ઉર્ધ્વગામિની છે વળી ગાન્ધારી, પ્રમરા, હસ્તિજીહ્વા, યશા, અલંબુષા, કુહૂ અને શંખિની નાડીઓ આખા શરીરમા ડાબી જમણી બાજુએ આવેલી છે. આ દસ નાડીઓમાથી અસખ્ય ન્હાની ન્હાની નાડીઓ ઉત્પન્ન થઇને આખા શરીરમા વ્યાપી રહી છે.

શરીરમાં દસ પ્રકારના વાયુ છે એમા પ્રાણવાયુ હૃદયમા, અપાન વાયુ ગુહ્યસ્થાનમા, સમાન વાયુ નાભિમા, ઉદાન વાયુ કંઠમા, વ્યાન અને ધનંજય આખા શરીરમા છે તે ઉપરાંત નાગવાયુ, કર્મવાયુ કૃકરવાયુ, અને દેવદત્તવાયુ પણ શરીરમા અવસ્થિત છે

પ્રશ્ન—ષટ્ચક્ર શાને કહે છે ?

ઉત્તર—મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ અને આજ્ઞા એ છ ચક્રો દેહમા છે એનેજ ષટ્ચક્ર કહે છે યોગમા બેસતી વખતે આસન અને મુદ્રા વગેરેનો અભ્યાસ કરવો પડે છે

પ્રશ્ન —આસન શાને કહે છે ?

ઉત્તર—બેસવાની રીતને આસન કહે છે, આસનાદિનો અભ્યાસ કર્યાથી મનની જે દુષ્પ્રવૃત્તિ પરિત્યાગ કરવા યોગ્ય છે, તે આપોઆપ મનમાથી પલાયન કરી જાય છે અને આસનનો અભ્યાસ રાખવાથી મેરૂદંડ સ્થિર થાય છે મેરૂદંડ સ્થિર થયા વગર સમાધિ થતી નથી

પ્રશ્ન —આસન કેટલા પ્રકારના છે ?

ઉત્તર—આસન ચોરાશી પ્રકારના છે, ત્હેમાં સિદ્ધ, પદ્મ, ભદ્ર અને સ્વસ્તિક એ ચાર આસન પ્રસિદ્ધ અને સર્વોત્કૃષ્ટ છે, સ્થિર મને સ્પૃહાશૂન્ય થઇને ભક્તિપૂર્વક અતિ એકાન્ત સ્થાનમાં આસનવાળીને બેસીને યોગા-

ભ્યાસ કરવો પડે છે, નહિ તો મન સ્થિર થતું નથી. પોતે શું કરી રહ્યો છે તે કોઇની પણ આગળ જણાવવું ન જોઇએ. સાધારણ લોકોની આગળ એ વાત એટલા માટે પ્રગટ કરવાની નથી કે, અજ્ઞાન લોકો એના ફળની વાત સાભળીને ઉપયુક્ત શિક્ષણ વગરજ દેખાદેખી આસનાદિનો અભ્યાસ કરવા મંડી જાય છે, તેથી ત્હેનું પરિણામ ઘણું વિપરીત આવે છે અને છેવટે લોકો યોગને અનિષ્ટપ્રદ અને મિથ્યા ગણી કહાડે છે

પ્રશ્ન—સિદ્ધાસન કોને કહે છે ?

ઉત્તર—યત્ન પૂર્વક મેરૂદંડને સીધો કરીને એક પગની એડીદ્વારા ગુહ્યદેશને વિશેષ રૂપે બંધ કરવો અને બીજો પગ લિંગના ઉપરના ભાગ આગળ સ્થાપન કરવો, પછી સ્થિર ચિતે પરમબ્રહ્મમા મન સમર્પણ કરીને ઉંચા નેત્ર વડે ભવાંઓની મધ્યનો ભાગ જોતા જોતા પ્રાણાયામ કરતાં કરતા પરમબ્રહ્મનું ધ્યાન ધરવું, એને સિદ્ધાસન કહે છે. ત્યાર પછી સ્વામીજીએ અન્ય પ્રકારના આસનોની વ્યાખ્યા સમજાવી, તેમજ મુદ્રાઓ અને પ્રાણાયામની વિધિ વગેરે વિષયની સમજૂતી આપી, તથા ધ્યાનના બે પ્રકાર છે, સ્થુલ અને સૂક્ષ્મ ધ્યાન કેવી રીતે ધરવું આદિ વિષયોનો ઉપદેશ આપ્યો જે અત્રે લંબાણના ભયથી આપ્યો નથી, યોગશાસ્ત્રનું કોઇ સારૂ પુસ્તક વાચ્યાથી વાચકોને એ સબંધી સવિસ્તાર જ્ઞાન થશે.

સંવત્ ૧૯૫૬ ( ઇ ૧૮૯૯ ) ની ૨૫ મા આષાઢે, રવીવારને દિવસે રાત્રીના બે પ્રહર વીતી ગયા હતા એવે સમયે સ્વામીજીએ સમાધિની અવસ્થામા દેહ ત્યાગ કર્યો, કોઇ કોઇનું એવું કહેવું છે કે, વિષુચિકા રોગથી એમનું મરણ નીપજ્યું, મૃત્યુની રાત્રે સમાધિમા બેસતા પહેલા સ્વામીજીએ આશ્રમમાના શિષ્યોને બૂમ પાડીને બોલાવ્યા હતા અને કહ્યું હતુ "બેટાઓ ! આ મારી છેલ્લી સમાધિ છે મારો સમય નિકટ આવ્યો છે આજ રાત્રે જ આ નશ્વર દેહમાથી પ્રાણ બહાર નીકળશે."

સ્વામીજીનું મરણ થયું એટલે શિષ્યોએ તેમના દેહને ભાગીરથીના જળથી સ્નાન કરાવીને ભાગીરથીના તીરેજ દાહ કર્યો દાહ થઈ રહ્યા પછી અવશેષરૂપ અસ્થિ અને ભસ્મ સમેટી લઈને એક પથ્થરના વાટકામા મૂકીને આનંદ બાગમાં એક જગ્યાએ દાટીને તેના ઉપર સમાધિ ચણાવી.

---



## પ્રકરણ ૯૧ મું.

## તૈલંગ સ્વામી

મદ્રાસ પ્રાન્તમા આવેલા વિજયાનગર નામના ગામમા હોલિયા નામક સ્થાનમા ૧૫૨૯ ની સાલમા પોષ મહિનામા મહાત્મા તૈલગ સ્વામીએ બ્રાહ્મણ કુળમા જન્મ ધારણ કર્યો હતો તેમનુ નામ શિવરામ હતુ એમના પિતા નરસિહ દેવે, ઘણી મોટી વય સુધી પુત્રપ્રાપ્તિ નહિ થયાથી, બીજીવાર લગ્ન કર્યું હતુ તેમની પ્રથમવારની સ્ત્રીએ જ્યારે જોયુ કે તેમના દાંપત્ય-સ્નેહમા ભાગ પડાવનારી બીજી સ્ત્રી—શોક્ય આવી, ત્યારે તેને પુત્રની નાથી વ્રતાનુસાર કરવા આરભ્યા. ઇશ્વર ઉપર તેની પ્રગાઢ ભક્તિ, અને અવિચલિત વિશ્વાસ હોવાથી એ વ્રતાનુષ્ઠાન કર્યા પછી થોડા મહીનામાં તેણે એક પુત્રને જન્મ આપ્યો ઇશ્વરની આરાધનાના ફળ રૂપે આ પુત્ર જન્મ્યો હોવાથી માતાએ ત્હેનું નામ શિવરામ પાડ્યુ શિવરામની જનની ઘણી બુદ્ધિમતી, ધર્મપરાયણ અને સદ્ગુણસપન્ન સ્ત્રી હતી, શિવરામમા માતાના બધા સદ્ગુણો ઉતર્યા હતા, બાલ્યાવસ્થામાથી જ તે કદી જુઠુ બોલતા નહી તેમજ અપશબ્દોનો ઉપયોગ કરતા નહી પાચ વર્ષની વયે શિવરામના પિતાનુ મૃત્યુ થયુ પિતાનો સ્વર્ગવાસ થયા પછી તેમના માતાએ વિદ્યાભ્યાસ માટે તેમને ગામઠી નિશાળે બેસાડયા બાળક શિવ-રામની બુદ્ધિ અસાધારણ તીવ્ર હોવાથી ઘણા થોડા સમયમા એ પાઠશાળાના બધા શિક્ષણમા પારદર્શી થઇ ગયા.

મૂળથી જ લગ્ન કરવાની તેમની ઇચ્છા નહોતી, પરતુ માતાનો ઘણો આગ્રહ હોવાથી, તેમને સંતોષ આપવા ખાતર તેમને વિવાહ કરીને સસારી થવુ પડ્યુ, માતા જ્યા સુધી જીવતી રહી ત્યા સુધી તેમણે પણ ગૃહસ્થા-શ્રમ નિભાવ્યો હતો. ૪૮ વર્ષની વયે શિવરામને માતૃવિયોગ થયો. માતાની અન્ત્યેષ્ટિ ક્રિયા—અગ્નિ સસ્કાર કરતી વખતે એમના મનમા એવો વૈરાગ્ય ઉત્પન્ન થયો કે ઘેર પાછા નહી ફરતા સ્મશાનમા ને સ્મશાનમાં જ રહી ગયા. તેમના ઓરમાન ભાઇઓ અને સગા વ્હાલાઓએ ઘેર પાછા આવ-

વાનો ઘણાએ આગ્રહ કર્યો પણ તેમણે પોતાના સંકલ્પનો ત્યાગ કર્યો નહી શિવરામે પોતાની સ્થાવર જંગમ બધી મિલકત પોતાના ઓરમાન ભાઈને આપી દઈને કહ્યુ " ભાઈ, હવે હુ આ પાપી સસારમા પ્રવેશ કરીશ નહી. અત્યાર સુધી માતાજી રજા નહી આપે એમ ધારીને પાંજરામા પૂરી રાખેલા પક્ષીની માફક સસારાશ્રમમા રહ્યો હતો હવે માતાની રજા મળી છે, એટલે આવી અમૂલ્ય તક હું ગુમાવીશ નહી

તેમના ઓરમાન ભાઈએ જ્યારે જોયુ કે, મોટાભાઈની પ્રતિજ્ઞા અટળ છે, હવે એ સસારમા ફરીથી લિપ્ત થશે નહી, ત્યારે તેણે તેમને માટે સ્મશાનમા એક કુટીર ( ઝુપડી ) બંધાવી આપી તથા તેમના ખાવા પીવાનો બદોબસ્ત કરી દીધો

શિવરામ થોડાક મહીના સુધી એ કુટીરમા રહ્યા પછી, તીર્થયાત્રા કરવા નીકળી પડયા દૈવસયોગે એક ઘણા વૃદ્ધ સાધુના તેમને દર્શન થયા. શિવરામે એ વૃદ્ધ સાધુને સાચા યોગી જાણીને તેમની પાસે દીક્ષા લીધી. વગર પ્રયત્ને આવા સદ્‌ગુણ સપન્ન ગુરૂ મળ્યાથી શિવરામના હર્ષનો પાર રહ્યો નહી. તેમણે તેમની પાસે યોગવિદ્યાનુ શિક્ષણ મેળવવા માડયુ. ગુરૂએ પણ શિવરામને યોગ્ય શિષ્ય ગણીને, જરાએ કપટ રાખ્યા વગર શુદ્ધ અંતઃકરણથી પ્રેમપૂર્વક શિક્ષણ આપ્યુ આ સન્યાસી પાસે દીક્ષા લીધા પછી શિવરામે " તૈલગ સ્વામી " નામ ધારણ કર્યું એ દીવસથી જન-સમાજમાં તેઓ " તૈલગ સ્વામી " નામથી પ્રખ્યાત થયા

ગુરૂદેવે દેહ ત્યાગ કર્યા પછી, તૈલગસ્વામીએ સેતુબધ રામેશ્વર તરફ ગમન કર્યું ત્યા આગળ તેમના કેટલાક શિષ્યો થયા, તૈલગસ્વામીએ એવો વિચાર કર્યો હતો કે, આ સ્થાનમા જ જીવનનો બાકીનો સમય ગાળીશ. પરતુ એવુ બની શકયુ નહી.

તેમણે ત્યાના કોઈ ધનવાન સદ્‌ગૃહસ્થને કાળના મુખમાથી બચાવ્યો તથા અનેક મનુષ્યોને ભૂત ભવિષ્ય અને વર્તમાનકાળની વાત કહી આપી. આથી એમના દર્શન કરવા સારૂ માણસોની મ્હોટી ઠઠ જામતી હતી. આ પ્રમાણે ઉપરાઉપરી લોકોની આવજા થયાથી ત્હેમના યોગાભ્યાસમા અડચણ પડી, એટલે તેઓ એ સ્થાનનો પરિત્યાગ કરીને નેપાલ રાજ્યમા ગયા. ત્યાં પણ તેમના ગુણનો મહિમા પ્રગટ થતા વારજ લોકોએ ફરીથી તેમને દર્શન સારૂ આવીને કટાળો આપવા માડયો આથી એ પોતે ઘણા કંટાળીને ટિબેટ તરફ ગયા, ત્યાંથી માનસરોવરમા જઈને એકાગ્રચિત્તે યોગાભ્યાસ કર્યો. ઘણા દિવસ સુધી એકાંતમા યોગસાધના કરીને સિદ્ધિ મેળવ્યા

પછી મોક્ષધામ કાશીમા તેમનુ પધારવુ થયુ કાશીમા ગયા પછી થોડો વખત સુધી એમણે દશાશ્વમેધ ઘાટ ઉપર નિવાસ કર્યો, ત્યાર પછી અસિ-ઘાટ, તુલસીઘાટ, વગેરે કેટનાક ઘાટ ઉપર વસ્યા અને છેવટે પચગગાના ઘાટ ઉપર યોગાશ્રમ બધાવી ત્યાજ નિવાસ કર્યો એ સમયમા એ ઘણા-ઓને યોગ વિદ્યાનું શિક્ષણુ આપતા હતા અને પોતાની યોગવિદ્યાના અનેક અલૌકિક ચમત્કારોથી બધાને સ્તબ્ધ કરી દેતા હતા

હુગલી જિલ્લામા શ્રીરામપુર નામનુ એક ગામ છે શ્રીરામપુરમા જયગોપાળ કર્મકાર નામનો એક પુરૂષ વસતો હતો. તેના મનમા વૈરા-ગ્યનો ઉદય થવાથી, ઘરસંસારનો બધો વહિવટ પુત્રોને સોપી દઇને કાશી-ધામમા આવ્યો હતો તેણે પહેલેથીજ સ્વામીજીનુ નામ સાભળ્યુ હતું. કાશીમા પહોચ્યા પછી લગભગ દરરોજ એ સ્વામીજીના દર્શન કરવા સારૂ જતો સાધુ સન્યાસીઓ ઉપર તેની પ્રગાઢ ભકિત હતી દેવસેવાની માફક, દરરોજ એ સ્વામીજીને અર્પણુ કરવા માટ્ટ થોડા ફળફૂલ તથા દૂધ લઇ જતો. કેટનાક દિવસ આ પ્રમાણે ચાલ્યા પછી કર્મકારના ઉપર સ્વામી-જીની દૃષ્ટિ પડી સ્વામીજીની કૃપા પ્રાપ્ત થવાથી કર્મકાર પોતાને મહા-ભાગ્યશાળી ગણુવા લાગ્યો એક દિવસ કર્મકાર કાઇક આકુળવ્યાકુળ ચિત્તે સ્વામીજીની પાસે આવીને બોલ્યો " ગુરૂદેવ ! આજ મારી છાતીમા ધડધડ ધબકારો થયા કરે છે શાથી એમ થાય છે, એ મારાથી સ્હમજાતુ નથી, પણુ મને શકા રહે છે કે કદાચ કાઇ અશુભ તો નહિ થાય ! " કર્મકાર-ને વિશેષ ગભરાયેલો જોઇને સ્વામીજી બોલ્યા, " હમણાજ હુ ત્હારા ઘરની ખબર મગાવી આપુ છુ થોડીવાર થોભી જા ' સ્વામીજીએ એક ક્ષણુવાર આંખ મીચીને કાઇક જોયુ પણુ પોતાનો અનુભવ કર્મકારને નહિ જણા-વતા કહ્યું કે ' વાળુ કરીને સ્હાજે અહિ આવજે ' કર્મકાર સધ્યાકાળે ત્યા જઇ પહોચ્યો એટલે સ્વામીજીએ તેને કહ્યું " આજ સ્હવારના છ વાગે તારો મોટો દિકરો વિશૂચિકા રોગથી મરણુ પામ્યો છે. " સ્વામી જીના મુખે આ દારૂણુ સમાચાર સાભળીને જયગોપાળ બાબુ અત્યન્ત મર્મા-હત થયા અને અશ્રુનો વેગ ખાળી ન શકાયાથી રોવા લાગ્યા કર્મકારને આક્રન્દ કરતો જોઇને સ્વામીજીએ તેને થોડોક ઉપદેશ આપ્યો કે ' જો બાપુ ! એક ઇશ્વર સિવાય આ સસારમા બધુ અનિત્ય છે કોઇ પણુ પદાર્થ ચિરસ્થાયી નથી. જે ચિરસ્થાયી નથી, જે ક્ષણુમાં છે અને ક્ષણુમા નથી, એવી વસ્તુઓ માટે દુખી થવુ એ અજ્ઞાન મનુષ્યનું કર્તવ્ય છે એ અજ્ઞા-નતાજ મનુષ્યના મનનુ એક માત્ર આવરણુ છે આ સસારમા જેમના

હૃદય અજ્ઞાનરૂપી અંધકારથી ઢંકાયલાં છે, તેમના મનને કદાપિ શાન્તિ મળતી નથી. જ્ઞાન અને અજ્ઞાન એ બેમાં કેટલો ભેદ છે તે હું એક સામાન્ય દૃષ્ટાન્તથી તને સમજાવી દઇશ. પ્રકાશ અને અંધકારમાં જેટલો તફાવત છે, તેટલોજ તફાવત જ્ઞાન અને અજ્ઞાનમાં છે. અંધકાર વિપદ્ અને ભ્રમજનક છે, પ્રકાશ વિપદ્ અને ભ્રમનો નાશ કરનારો છે. અંધકારમાં રસ્તા ઉપર ચાલતા હોઇએ ત્યારે કોઇ ઝાડને જોઇને આપણને કોઈ મનુષ્ય છુપાઇને ઊભું રહ્યું હોય એવો ભ્રમ થાય છે, દોરીને સાપ જાણીને બીક લાગે છે, સીધા રસ્તા ઉપર ચાલતા હઇએ તો પણ શંકા રહે છે કે રખેને રસ્તો ભૂલી તો નહિ ગયા હોઇએ, વગેરે વગેરે. પરન્તુ પ્રકાશદ્વારા એ બધા ભ્રમ દૂર થઇ જાય છે. એજ પ્રમાણે અજ્ઞાની મનુષ્ય પણ એવા પ્રકારના ભ્રમમાં પડીને દુ:ખ પામે છે. જે વખતે તેના જ્ઞાનનો વિકાસ થાય છે તે વખતે તેમના બધા ભ્રમ દૂર થાય છે. તમે પૂછશો કે, અંધકારમાં એવો ભ્રમ શા માટે થાય છે? અંધકારરૂપી આવરણથી બધી વસ્તુઓ ઢંકાઇ ગઇ છે માટેજ એ પ્રકારનો ભ્રમ થાય છે. પ્રકાશ એ આવરણને,—એ પડદાને—ઉંચો કરીને દરેક પદાર્થનું પોતપોતાનું સ્વરૂપ આપણી આગળ ખુલ્લું કરી દે છે એટલે આપણને કોઈ જાતનો ભ્રમ રહેતો નથી. તમારૂં હૃદય અજ્ઞાનરૂપી પડદાથી ઢંકાયલું છે, એટલે પુત્રના મૃત્યુના સમાચાર સાંભળ્યાથી તમને રોવું આવે છે. જ્યારે તમને જ્ઞાન થશે, ત્યારે સ્હમજી શકાશે, કે એ પુત્ર સાથે તમારે કાંઇ પણ લેવા દેવા નહોતી.'

જયગોપાળ બાબુ સ્વામીજીની પાસે પુત્રના મૃત્યુ સમાચાર તથા ઉપર પ્રમાણે ઉપદેશ સાંભળી આવીને રાત્રીએ ઘેર આવી સૂઇ ગયા. પાછલી રાત્રે તેમણે સ્વપ્નમાં પુત્રને જોયો. બીજે દિવસે અગત્યનો (અરજન્ટ) તાર મૂકીને ખબર પૂછાવ્યા તો માલૂમ પડયું કે સ્વામીજીએ આપેલા સમાચાર અક્ષરેઅક્ષર ખરા હતા.

કાશીમાં અસિઘાટની પાસે એક મનુષ્યનું સાપ કરડવાથી મૃત્યુ થયું. મૃત પુરૂષના સગા વ્હાલાએ તેને ગંગાના જળમાં વ્હેવરાવી દેવાનો સંકલ્પ કર્યો. જે સ્થળે એ લોકો બધી તૈયારીઓ કરીને શબને નદીમાં વ્હેવરાવવાની ગોઠવણ કરી રહ્યા હતા, ત્યાં આગળ દૈવયોગે સ્વામીજી સ્નાન કરી રહ્યા હતા. એ મરણ પામેલા પુરૂષની તરૂણ વયની વિધવા હૃદયદ્રાવક કલ્પાંત કરી રહી હતી. સ્વામીજીને તેની મનોવેદના જોઇને દયા ઉપજી, અને સર્પના દંશથી મરણ પામેલા મનુષ્યની પાસે ગયા. તેમણે ત્યાં ઉભા

રહેલા કોઈ પણ માણસ સાથે વાર્તાલાપ કર્યો નહિ, પણ અંગુઠો અને તર્જનીવડે થોડીક માટી લઇને, જે સ્થળે સાપે ડંખ માર્યો હતો, તે જગ્યાએ ચોટાડી દીધી, અને પછી એ ભાગને ગંગાજળથી ધોઇ નાખ્યો, જે લોકો મૃત પુરૂષનો અન્ત્ય સંસ્કાર કરવા આવ્યા હતા, તેમનામાંથી કોઇએ આજ સુધીમાં સ્વામીજીના દર્શન કર્યાં નહોતા, સ્વામીજીએ ત્યાંથી જઇને પાણી ગંગાના પ્રવાહમાં ડુબકું માર્યું તેમણે ડુબકું માર્યું એટલે તરતજ એ મૃત પુરૂષમાં ધીમે ધીમે જ્ઞાનનો સંચાર થવા લાગ્યો આંખ ઉઘાડીને તેણે જોયું તો વાંસની ઠાઠડીમાં બાંધીને લોકો તેને સ્મશાનમાં લાવેલા છે, તેની રૂપયૌવન સંપન્ન સોળ વર્ષની સ્ત્રી એક તરફ બેસીને રોઇ રહી છે ધીમે ધીમે વધારે શુદ્ધિ આવતી ગઈ એટલે તેના શરીરમાં શક્તિનો સંચાર થયો અને તેણે ઉઠવાનો પ્રયત્ન કરવા માડયો તેને હાલતો જોઇને ત્યાં ઉભેલા બધા લોકો આશ્ચર્ય પામી ગયા સર્પે જે મનુષ્યને દંશ દીધો હતો તે મનુષ્ય કહેવા લાગ્યો "મ્હારા બંધનો છોડી નાખો, શા સારૂ મ્હને આમ બાંધીને અહિ લાવ્યા છો?" મૃત પુરૂષને પુનર્જીવિત થયેલો જોઇને તેના સગા સબંધી સાનંદ આશ્ચર્યચકિત થયા, તથા આ ચમત્કાર કોના પ્રતાપથી બન્યો તેની તપાસ કરવા લાગ્યા. તપાસ કરતાં માલમ પડયું કે એનો જીવનદાતા સ્વામીજી વગર બીજુ કોઇ નહોતું

શિયાળાની મોસમમાં ખાનપાન તથા નિદ્રાનો ત્યાગ કરીને એ ત્રણ દિવસ સુધી ગંગાના જળ ઉપર તરતા અને ઉન્હાળાની પ્રચંડ ગરમીના ઉકળાટમાં ઉંહા લ્હાય જેવા થઇ ગયેલા પથરાઓ ઉપર બેસી રહેતા સ્વામીજીને ઘણા આદમીઓએ દીઠા હતા. કાશીમાં આવ્યા પછી કેટલાક શિષ્યો સિવાય બીજા કોઇના પણ સાથે ઝાઝી વાતચીત કરતા નહિ, તેમજ માગી લાવીને ભિક્ષા કરતા નહિ ભક્ત લોકો ખાસ શ્રદ્ધાપૂર્વક આવીને જે કાંઇ તેમના મો આગળ મૂકતા તેજ ખાઇને સંતોષ માનતા. કેટલાક લોકો એમ માનતા કે સ્વામીજી કોઇ ઢોંગી પુરૂષ છે. એક વખત એક દુષ્ટ સ્વભાવના માણસે સ્વામીજીની પરીક્ષા લેવાના ઇરાદાથી તેમની આગળ એક શેર કળી ચુનાના પાણીને ઘોળીને દૂધ જેવું બનાવી તે તેમની આગળ ધર્યું તથા વિનયપૂર્વક કહ્યું કે આ દૂધ છે પી જાઓ. સ્વામીજી એ દુષ્ટના મનનો વિચાર સમજી ગયા અને તેની તરફ એક દૃષ્ટિપાત કર્યો, તથા પછીથી જરા પણ સંકોચ કે શોક કર્યા વગર, સદાના જેવા પ્રફુલિત વદને, એટલા બધા કળી ચુનાનું પાન કરી ગયા. એ દુષ્ટે ધાર્યું હતું કે, આટલો બધો કળીચુનો પાવાથી સ્વામીજી એકદમ

ગુસ્સે થઇ જશે અને કદાચ મારી બેસશે, એવા વિચારથી તેઓ પ્રથમ-થીજ બ્હીને સ્વામીજીથી થોડે દૂર જઇને બેઠા હતા જ્યારે એ દુષ્ટોએ જોયુ કે સ્વામીજી તો જરા પણ ક્રોધ કર્યા વગર કે કટાક્ષું મ્હો કર્યા વગર બધો કળી ચુનો પી ગયા, ત્યારે તેમના સંકોચનો પાર રહ્યો નહિ, તેઓ તરત જ સ્વામીજીના ચરણમા પડયા અને પોતાના અપરાધોની ક્ષમા માગી. સ્વામીજીએ તેમની વાત ઉપર જરા પણ ધ્યાન આપ્યા વગર તેમની સન્મુખજ ઘોળેલા ચુનાનુ પાણી જેવુ ને તેવુજ ઉલટી કરીને પાછુ કહાડી આપ્યુ સ્વામીજીની આવી અસાધારણ ક્ષમતા જોઇને દુષ્ટો એકદમ જડ પદાર્થની પેઠે મૂઢ થઇને બેસી રહ્યા

બ્રિટિશ રાજ્યમા જનસમાજના દેખતાં નાગા ફરવુ એ કાયદાથી વિરૂદ્ધ છે એટલે કોઇ સ્ત્રી પુરૂષ ખુલ્લી રીતે નગ્નાવસ્થામા રહી શકતુ નથી, પરન્તુ સ્વામીજી નગ્ન દશામાં કાશીના રસ્તાઓમા, ઘાટ ઉપર તથા જંગલોમા સર્વત્ર વિચરણ કરતા પોલીસના સિપાઇઓએ ઘણીએ વાર તેમને સાવચેતી આપી હતી, પણ તેમણે તેમની સાવચેતી કે ધમકીઓ તરફ જરા પણ લક્ષ્ય આપ્યુ નહોતુ એક દીવસ સ્વામીજી નગ્નાવસ્થામા ભાગીરથીના કીનારા ઉપર બેઠા હતા, તેવામા પોલીસના એક સીપાઇએ તેમની પાસે આવીને થાણામા જવાને કહ્યુ, સ્વામીજી એ વખતે ધ્યાન-ગ્રસ્ત હતા, બહારની વસ્તુઓનુ જ્ઞાન તેમને એ સમયે જરા પણ નહોતું, એટલે તેમણે એ સીપાઇની વાતનો કાંઇ પણ ઉત્તર દીધો નહી. સ્વામી-જીના કેટલાક શિષ્યો ત્યા આગળ ઊભા હતા. સ્વામીજીની તરફથી કાંઇપણ ઉત્તર નહી મળ્યાથી તે તુમાખી સ્વભાવનો પોલીસ પોતાની કમરમાથી સોટો કહાડીને સ્વામીજીને માર મારવા લાગ્યો સ્વામીજીના શિષ્યોએ તેને એવુ કરતા રોક્યો, એટલે એ લાલચોળ થઇ ગયો અને સ્વામીજીની વિરૂદ્ધ થાણામા જઇને ખબર આપી આવ્યો. એ ખબર સાભળીને કેટલાક સીપા-હીઓ બાહ્યજ્ઞાનશૂન્ય સ્વામીજીને ટાગાટોળી કરીને થાણામા લઇ ગયા. બીજે દીવસે મેજીસ્ટ્રેટ સાહેબની અદાલતમા તેમનો મુકદમો ચલાવવામા આવ્યો. સ્વામીજીના શિષ્યોએ તેમના છુટકારા સારૂ એક વકીલ ઉભો કર્યો હતો. એ વકીલે માજીસ્ટ્રેટ સાહેબને સમજાવી દીધુ કે એ મહા યોગીપુરૂષ છે, એમનુ ચિત્ત નિર્વિકાર છે એટલે વસ્ત્ર પહેરવાની તેમને કાંઇ પણ જરૂર નથી મેજીસ્ટ્રેટે વકીલનુ ભાષણ સાંભળીને સ્વામીજી નિર્વિકાર ચિત્તના સાધુ છે કે નહી તેની ખાત્રી કરવાના ઇરાદાથી પોતાના બપોરના નાસ્તા-માથી થોડુક ભોજન તેમને ખાવાને આપ્યુ. સાહેબનો મનોભાવ સમજી

જોઇને સ્વામીએ કહ્યું " જો આપ સાહેબ મારા ખાણામાંથી થોડુક ચાખશો તો મને આપનું ભોજન ખાવામા જરા પણ વાંધો નથી, એટલું બોલીને તરત જ એમણે પોતાના હાથમા મળત્યાગ કર્યો અને બધાના દેખતાં એ મળ ખાઇ ગયા, સ્વામીજીનુ આવુ અમાનુષિક કાર્ય જોઇને મેજીસ્ટ્રેટે તેમને સર્વત્ર નગ્નાવસ્થામા ફરવાની રજા આપી.

એક સમય એક પ્રસિદ્ધ અમલદાર કાશી રાજાના ગામ રામનગરથી નૌકામાર્ગે કાશી ધામમાં આવતો હતો તેણે થોડે દૂર આવ્યા પછી સ્વામીજીને ગગાના જળમા તરતા જોયા કાશીના બધા ખારવાઓ સ્વામીજીને ઓળખતા હતા, સ્વામીજીને નદીમા પદ્માસનવાળીને બેઠેલા જોઇને એ સરકારી અમલદાર ઘણો આશ્ચર્યચકિત થઇ ગયો. તથા ખલાસીઓને પૂછવા લાગ્યો ' આ કોણ છે ' ખલાસીઓ બોલ્યા " એ તો તૈલગસ્વામી છે. એ મોટા સાધુ છે " સરકારી અમલદારના સાથીઓએ સ્વામીજીનું નામ માત્ર સાભળ્યું હતું, પણ એમનાં દર્શન કદી કર્યા નહોતા. સ્વામીજીનુ નામ સાભળ્યાથી તેમણે અમલદાર આગળ તેમના ઘણા વખાણ કર્યા પોતાના સાથીના મોએથી વખાણ સાભળીને એ અમલદારે સ્વામીજીને પોતાની હોડીમા બેસાડવાની ઇચ્છા કરી. નૌકા સ્વામીજીની પાસે ગઇ એટલે તેણે તેમને પોતાની હોડીમા આવવાની ઘણી વિનતી કરી. તેનો આગ્રહ જોઇને સ્વામીજી કાઇ પણ વાંધો લીધા વગર અંદર આવ્યા અમલદાર સ્વામીજીને જોઇને અત્યત આહ્લાદિત થયો તથા તેમને અનેક પ્રકારના પ્રશ્ન કરવા લાગ્યો પણ સ્વામીજીએ તેના તરફ નજર પણ ફેરવી નહી એ તો મુગા અને બહેરા મનુષ્યની પેઠે ચુપચાપ બેસી રહ્યા, નૌકા ગંગા નદીની વચ્ચોવચ આવી પહોચી એટલે સ્વામીજીએ એ અમલદારની પાસે એક સારી તલવાર હતી તે જોવાની ઇચ્છા દર્શાવી સ્વામીજીની ઇચ્છા જાણતા વાર જ એ અમલદારે પોતાની કમર ઉપરથી એ સુંદર તલવાર છોડી લઇને સ્વામીજીના હાથમા આપી, પરતુ દૈવવશાત્ એ તલવાર સ્વામીજીના હાથમાથી ગગાના પ્રવાહમા પડી ગઇ એ તલવાર એ અમલદારને કોઇ અંગ્રેજ બહાદુર તરફથી ઇનામમાં મળી હતી એટલે એવા સ્મારક ચિન્હને નદીમાં પડી જતું જોઇને સ્વામીજીની ઉપર તેને ઘણો ગુસ્સો ઉપજ્યો, અને તેના મોમાથી અનેક અપશબ્દો નીકળવા લાગ્યા નાકા કિનારે આવી પહોંચી ત્યારે સ્વામીજીનો એક મુખ્ય શિષ્ય ત્યા આગળ હાજર હતો. તેણે એ અમલદારને ઘણો ગુસ્સે થયેલો જોઇને કહ્યું, ' સાહેબ, આપ ગુસ્સે થશો નહી, હું ગગામા તારવાઓ મોકલીને પણ આપની તલવાર મગાવી

આવીશ એટલું કહીને એ કોઇ હોશિયાર તારાની શોધમાં ગયો બીજી તરફ સ્વામીજીએ પોતાના શિષ્યને અત્યંત ખેદ પામતો જોઇને, એ નૌકા ઉપર ચડીને, નૌકામાં બેઠે બેઠે પાણીમાં હાથ નાખ્યો. પાણીમાં તેમનો હાથ પહોચતાંવારજ ત્રણ તલવાર તેમના હાથમાં આવી. એ ત્રણે તલવારો સરકારી અમલદારના હાથમાં મૂકીને તેમણે કહ્યું " આમાથી તમારી તલવાર ઓળખીને લઇ લ્યો. " આ અલૌકિક બનાવ જોઇને એ અમલદાર તો આભો જ બની ગયો અને પોતાના અપરાધ માટે ક્ષમા માગવા લાગ્યો. એ અમલદારે પોતાની તલવાર ઓળખીને લઇ લીધી એટલે સ્વામીજીએ બીજી બે તલવારો પાણીમાં ફેંકી દીધી.

એક વખતે પૃથ્વીગિરી નામના સાધુનો શિષ્ય રાજઘાટ ઉપર આવીને રહ્યો હતો તે એક દિવસ સ્વામીજીને મળવા આવ્યો. એ સમયે સ્વામીજીની પાસે અનેક પુરૂષો બેઠા હતા તેણે આવીને સ્વામીજીને કાંઈ વાત કહી. પાછળથી એ બંને જણા બધાના દેખતાં એ સ્થાનેથી અદૃશ્ય થઇ ગયા, લગભગ અડધા કલાક પછી સ્વામીજીના દર્શન એને એ સ્થાને થયાં, કેવળ પૃથ્વીગિરીના શિષ્યને કોઈ દેખી શક્યું નહી.

એજ સમયમાં પ્રસિદ્ધ વક્તા સ્વામી દયાનંદ સરસ્વતી કાશી ધામમાં ગયા હતા. હિન્દુ દેવદેવીઓની તથા મુર્તિઓની પૂજા અસાર છે, એવું સિદ્ધ કરવાને સ્વામી દયાનંદજી ભાષણો આપતા હતા સ્વામીજીના કેટલાક શિષ્યોએ દયાનંદજીનું ભાષણ સાંભળીને તેમના વિચારો પોતાના ગુરૂને જણાવ્યા. તૈલંગ સ્વામીએ પોતાના શિષ્યની વાતચીત સાંભળીને પોતાના એક શિષ્ય મંગલપ્રસાદ ઠાકુરની સાથે એક કાગળ લખીને દયાનંદજી ઉપર મોકલ્યો. એમ કહેવાય છે કે એ પત્ર વાંચીને દયાનંદજીએ કાશીનો પરિત્યાગ કર્યો.

મુંગેરના દવાખાનામાં શ્રી ઉમાચરણ મુખોપાધ્યાય નામનો એક પુરૂષ કમ્પાઉન્ડરનું કામ કરતો હતો. એ એકવાર કાશી ધામમાં આવીને સ્વામીજીની સેવા કરવા થોડા દીવસ રહ્યો હતો કાશી ધામમાં પહેલીવાર પગ મૂક્યા પછી તેને વિચાર ઉપજ્યો કે પુનર્જન્મ છે કે નહી ? એ પ્રશ્નનો ખુલાસો પૂછવા એ સ્વામીજીની પાસે ગયો, પ્રથમ દીવસે સ્વામીજીનાં દર્શન કરીને એ પ્રશ્ન પૂછવા માટે યોગ્ય સમયની રાહ જોવા લાગ્યો. પરંતુ તેના પ્રશ્ન પૂછવાં પહેલાં જ સ્વામીજીએ આંગળીનો ઇશારો કરીને તેને ચાલ્યા જવાનું કહ્યું. તેની ઇચ્છા ત્યાં આગળજી બેસી રહેવાની હતી, પણ સ્વામીજીના સેવકોએ તેને ત્યાથી જલ્દી ચાલ્યા જવાની સલાહ આપી. સ્વામીજીની આવી વર્તણુકથી અપ્રસન્ન થઇને એ કમ્પાઉન્ડર પોતાને ઉતારે પાછો ગયો.

બીજે દીવસે સ્વામીજી પાસે ગયો તો એ વખતે પણ એવુંજ બન્યું ત્રીજે દીવસે તેણે નિશ્ચય કર્યો કે પ્રશ્નનો ઉત્તર મેળવ્યા વગર પાછા નહી આવું. પરંતુ એ દીવસે પ્રશ્ન પૂછવાનો અવસર મળ્યો નહી. આ પ્રમાણે એક અઠવાડીયું ચાલ્યું ગયું, કમ્પાઉન્ડર રોજ સ્વામીજી પાસે ગયા કરતો તેણે હવે તો દૃઢ પ્રતિજ્ઞા કરી કે આવતી કાલ અવશ્ય એ પ્રશ્ન પૂછી જોઈશ હું મહા પાપી છું એટલે સ્વામીજી જેવા મહાત્મા મારા ઉપર કૃપા કરતા નથી, બીજે દીવસે ઉમાચરણ સ્વામીજીની પાસે આવ્યો એટલે સ્વામીજીએ આગલા દીવસની માફક જ ચાલ્યા જવાનું કહ્યું, પરંતુ હું મહા પાપી છું. મ્હારો ઉદ્ધાર કરવો જ પડશે' એવું કહીને સ્વામીજીના બે ચરણ પકડીને ઉમાચરણ ચોધાર આંસુએ રોવા લાગ્યો તેને આ પ્રમાણે આકુળવ્યાકુળ થયેલો જોઈને સ્વામીજીએ તેને બેસવાનું કહ્યું સ્વામીજીની એ કૃપાથી તેના દુઃખનો આવેગ હેજમાજ શમી ગયો, એટલે સ્વામીજીએ તેને કહ્યું કે, સંધ્યાકાળે આવજે ઉમાચરણ આજુને કાંઈક આશ્વાસન મળ્યું એ ઘેર પાછો આવીને આતુરતાથી સંધ્યાકાળની રાહ જોવા લાગ્યો મ્હાંજ પડી એટલે એ સ્વામીજીની પાસે ગયો, સ્વામીજીએ તેને બેસવાનું કહ્યું, સ્વામીજીના આશ્રમમાં મહાદેવ અને કાલીમુર્તિની આરતિ સમાપ્ત થઈ એટલે એ બોલ્યા, જો જે વિષય મનમાં ધારીને તું મ્હારી સમક્ષ આવ્યો છે એ વિષય સત્ય છે ત્રિકાલદર્શી તત્ત્વવેત્તા મહાત્માઓ તપોબળ, જ્ઞાનબળ, અને યોગબળ વડે જે બધા સિદ્ધાન્તો બાંધી ગયા છે, તે સંપૂર્ણ સત્ય છે, જીવની સુકૃત્તિ અને દુષ્કૃતિ અનુસાર સુખ દુઃખ ભોગવવા સારૂ ફરીને જન્મ લેવો પડે છે" સ્વામીજી પોતાના મનનો વિચાર કેવી રીતે જાણી ગયા એ વિચાર કરતા ઉમાચરણ અવાક જ થઈ ગયો એ દીવસથી સ્વામીજી ઉપર તેને ગાઢી ભક્તિ ઉત્પન્ન થઈ ઉમાચરણ બાબુએ સ્વામીજીને ઉત્સુકતા પૂર્વક પૂછ્યું "ગુરૂદેવ ! મ્હેં એવા શા પાપકર્મ કર્યાં છે કે જેથી આપની કૃપા મેળવવા હું આ જન્મમાં ભાગ્યશાળી થયો નથી" એ સાંભળીને સ્વામીજી બોલ્યા "તેં અમુક સમયે અમુક ખરાબ કૃત્ય કર્યું છે. એક વર્ષ ઉપર અમુક સ્થાને અમુક કુકાર્ય કર્યું છે, હું તો તારૂં મોં પણ જુઅત નહી, પરંતુ દેવ અને બ્રાહ્મણો ઉપર તારી અસાધારણ ભક્તિ હતી, એ ભક્તિના બળને લીધે તું આ જન્મમાં બ્રાહ્મણને ઘેર જન્મ પામ્યો છે. પરંતુ તે આ જન્મમાં આવીને જે જે કુકર્મ કર્યાં છે, તેથી તારા આગલા જન્મના સત્કર્મોનો લોપ થયો છે. જે કાંઈ ફળ બાકી રહ્યું છે તે ઘણું સામાન્ય છે પોતાના બધા ગુણદોષ અને કર્મોનો ખરો વૃત્તાંત સ્વામીજીને મુખેથી સાંભળીને ઉમાચરણ બાબુ અવાક થઈ ગયો.

